Reg. No. B. 1785

કાર્તિક

# પાટીદાર

વર્ષ ૧૯ — અંક ૧

પાટીદાર યુવક, આજે આપણે નવા વર્ષમાં પગલાં માંડીએ છીએ. આખું જગત નવે તેજે અજવાળાય છે, ત્યાં આપણે સોડ તાણીને સૂઈ રહી પાલવશે ભલા? પાટીદાર યુવક, આજે સુમંગળ પ્રભાતે ઊઠીને ઊભો થા, આળસ ખંખેરી નાખ. પ્રાચીન ઇતિહાસમાંથી ભૂલવા જેવું ભૂલી જા, સંઘરવા જેવું સંઘર; પાટીદારના દુર્ગુણોને ખંખેરી નાખ, સદ્ગુણોને ઓપાવ. આપણે 'પાટીદાર' મટીને 'હિંદુ' થવું છે, અને 'હિંદુ' મટી 'માનવી' થવું છે, સાગરમાં સરિતા ભળી જાય, તેમજ માનવસમાજમાં આપણે ભળી જવું છે. 'પાટીદાર' આજ સુધી નાતના દુર્ગુણ ઉપર જે પ્રહાર કરે છે તે એ જ શુભ હેતુએ. આપણે પાટીદાર નાતના સાંકડા કુંડમાં નથી ભરાઈ રહેવું, નાતજાતના ને ધર્મપંથના કુંડ તોડી આપણે આપણું સૌન્દર્ય લઈને વિશાળ માનવસમાજના સાગરને જઈ મળવું છે. 'પાટીદાર' નાતના દુર્ગુણ ઉપર જે કઠોર પ્રહાર કરે છે, તે એ જ શુભ હેતુએ. ભાઈબહેનો સમજો:

सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः।
अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभाः॥

ॐ

ॐ ॐ

તંત્રી: નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર. આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છૂટક નકલના ત્રણ આના

# સમાવેશ



—*—

**લેખકોને**

ઉઘાડી આંખે ફરનાર સૌ કોઈ જોઈ શકશે કે સમસ્ત સમાજની તેમ જ પાટીદાર સમાજની શારીરિક, આર્થિક, તેમ જ નૈતિક સ્થિતિ બગડતી જાય છે. એ સ્થિતિ સુધારવા સત્વર ઉપાય યોજવા ઘટે. આથી લેખકોએ એ વિષે રચનાત્મક ઉપાયો ચર્ચવા ઘટે. એ ચર્ચા વાર્તા દ્વારાયે થઈ શકે. વાર્તામાં સ્ત્રી-પુરુષના સ્નેહની વાતો આવવી જ જોઈએ એ માન્યતા સાચી નથી; એવી વિહ્વલતાભરી વાર્તાઓ લખ્યે વાંચ્યે આપણી ઉન્નતિ નહિ થાય. પાટીદાર સમાજમાં હજીયે સ્ત્રીજાતિ દુઃખી જ છે. બેનોનાં દુઃખ બેનો જ સમજે, માટે ભણેલીગણેલી અને વિચાર કરતી થએલી બેનો પોતાની જાતિના દુઃખનિવારણ વિષેના ઉપાયોની ચર્ચા કરશે એવી આશા છે.

૨. બેનોને, વિદ્યાર્થીઓને અને ગુજરાતી શાળાના શિક્ષકોને 'પાટીદાર' વિનાલવાજમ કે ઓછે લવાજમે આપવાના ફંડમાં કુરચણ તા. આમોદથી ભાઈ ઝવેરભાઈ ગુલાબભાઈ પટેલે પોતાની પુત્રીના લગ્નપ્રસંગે રૂ. ૫, કલકત્તાથી ભાઈ ગોરધનભાઈ મથુરભાઈ પટેલે રૂ. ૨ અને સોજીત્રાના ડૉ. બળદેવભાઈ મથુરભાઈ પટેલે બોર્નિયોથી વાર્ષિક નિયમ પ્રમાણે રૂ. ૨૫ મોકલ્યા છે, તે ઉપકાર સહિત સ્વીકારું છું.


આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ પટેલે છાપ્યું અને જીજીબા નરસિંહભાઈ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૧૦:'૪૧.

# આણંદમાં દાંતને લગતા



દરેક જાતનું કામકાજ
સંપૂર્ણ સંતોષકારક તથા
વ્યાજબી કિમ્મતે મેળવવું
હોય તો મળોઃ

## દાંતના ડૉકટર—

**એસ. પી. પટેલ** (આણંદવાળા)
સ્ટેશન રોડ, આર્યસમાજ સામે,
આણંદ.

---

## વહેપારી ભાઇઓને

ઇન્કમટેક્ષના કાયદામાં મહત્વના ફેરફાર થયા છે, અને તેનો અમલ
તા. ૧:૪:૧૯૩૯થી શરૂ થયો છે.

આ સુધારેલા કાયદાનું **ગુજરાતીમાં** ભાષાન્તર સરળ અને સમજી શકાય તેવી ભાષામાં તૈયાર છે. ઇન્કમટેક્ષ ભરનાર વેપારીને ઘણું જ ઉપયોગી છે.

**૨૫૨ પાનના પુસ્તકની કિંમત રૂા. ૧૧**
બહારગામ માટે વી. પી. ખર્ચ વધારામાં.

મળવાનું ઠેકાણું:

મોદી અંબાલાલ હીરાલાલ
ઇન્કમટેક્ષ પ્રેકટીશ્નર
ભાવસારવાડ, નડીઆદ.
અને ખેડા વર્તમાન ઓફિસ
લાલખાં બજાર, ખેડા.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૮ વર્ષ ૧૯ | આણંદ | કાર્તિક. અંક ૧

પ્રિય ભાઈબહેન,

નવા વર્ષને શુભ પ્રભાતે આત્માનાં અને શરીરનાં સૌ બેનબન્ધુઓ સમેત આપ આત્માએ ને શરીરે કુશળ હશો. સારાય વર્ષમાં એમજ હો! અહીં અમે સૌ કુશળ છીએ.

આપણે સૌ નવા વર્ષમાં 'સત-રસ' ઝીલીએઃ અસત્યમાંથી સત્યમાં, અન્ધકારમાંથી પ્રકાશમાં, મૃત્યુમાંથી અમૃતમાં, પરાધીનતામાંથી સ્વાધીનતામાં, દ્વેષમાંથી સ્નેહમાં, હિંસામાંથી અહિંસામાં, આસક્તિમાંથી અનાસક્તિમાં, વિરોધમાંથી ઐક્યમાં, અહિતમાંથી હિતમાં, અશુભમાંથી શુભમાંઃ એકંદરે નરકમાંથી **સ્વર્ગમાં** પગલાં માંડીએ, એ આપણી અભિલાષા હો!

પાટીદારસમાજના, અને તે દ્વારા માનવસમાજના, કલ્યાણ માટે કંઇક કંઇક પ્રવૃત્તિ કરીએ; એ ઉદ્દેશે આપના પ્રિય વિષય સંબંધે કંઇ ને કંઇ શુભ વિચાર આ વર્ષે આ માસિક માટે લખી મોકલવા આપને આમંત્રણ આપું છું.

શ્રેયસ્ વિના પ્રેયસ્ નિરર્થક છે, અનેક અંશે અનર્થક પણ છે, એમ જાણી શ્રેયસ્ તરફ દષ્ટિ રાખીને મેં ગયે વર્ષે કંઇ કંઇ લખ્યું હશે અને તેથી આપને માઠું લાગવાનું કારણ પણ આપ્યું હશે; પણ એ સૌ શુભ બુદ્ધિએજ હતું, એમ માનીને ક્ષમા આપશો, એવી મારી નમ્ર પ્રાર્થના છે.

સર્વમિત્ર
નરસિંહભાઇ પટેલ,
તંત્રીનાં સ્નેહવંદન

'પાટીદાર'મંદિર, આણંદ
નવવર્ષ, ૧૯૯૮

# ભરતભૂમિ

શું તેજ ભરતભૂમિ આ એ, ( ૨ )
બ્રહ્મરસે ભીના ઋષિવરની તે [1]બ્રહ્મવેદી તે આ એ?
શું તેજ ભરતભૂમિ આ એ?

હા તેજ આર્યભૂમિ આ એ,
તે બ્રહ્મવેદી તે આ એ. } ( ૨ )

વસિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, વામદેવ, વળી ભરદ્વાજના
શુદ્ધ [2]સનાતન બ્રહ્મતેજની જે ઝળહળે સદા એ,
તે તેજ ભરતભૂમિ આ એ.
બ્રહ્મરસે ભીના ઋષિવરની તે [1]બ્રહ્મવેદી તે આ એ.
તે બ્રહ્મવેદી તે આ એ.

શું તેજ ભરતભૂમિ આ એ, ( ૨ )
[3]વર્ચસ્વી [4]ધ્યાનલીન મુનિનું તે તપોવનજ તે આ એ?
શું તેજ ભરતભૂમિ આ એ?

હા તેજ પુણ્યભૂમિ આ એ,
તે તપોવનજ તે આ એ. } ( ૨ )

વેદવ્યાસ, પતંજલિ, પાણિનિ, કણાદ, ગૌતમ, ગર્ગ, જૈમિની,
કપિલ, વાલ્મિકી, પરાશરની
પ્રૌઢી વાણી જ્યાં હજી યે ઉત્સુક કર્ણો નિત્ય પિવાયે,
તે તેજ ભરતભૂમિ આ એ.
[3]વર્ચસ્વી [4]ધ્યાનલીન મુનિનું તે તપોવનજ તે આ એ
તે તપોવનજ તે આ એ.

શું તેજ ભરતભૂમિ આ એ, ( ૨ )
સરસ્વતીની લાડલી મ્હેનીનું તે [5]પુણ્યભવન તે આ એ?
શું તેજ ભરતભૂમિ આ એ?

હા તેજ ભવ્યભૂમિ આ એ,
તે પુણ્યભવન તે આ એ. } ( ૨ )

*

૧ પવિત્ર વૈદિક યજ્ઞભૂમિ. ૨ સદાકાળ, સ્થાયી. ૩ (વિદ્યાના) તેજથી પ્રકાશતા. ૪ મનન-ચિંતનમાં સદાકાળ રહેતા. ૫ પવિત્ર ભુવન (લોક).

બ્રહ્મવાદિની ગાર્ગી, અરુંધતી, મૈત્રેયી, સાવિત્રી, [1]મહાધૃતિ,
દમયંતી, દ્રૌપદી, સીતા સતી, કમલાવતી, તારા, દુર્ગાવતી,
આદિની ઉજળી કીર્તિ ગાઇ જ્યાં કુળવધૂ કૃતાર્થ થાયે,

તે તેજ ભરતભૂમિ આએ.
સરસ્વતીની લાડલી સખીનું તે પુણ્યભવન તે આએ.
તે પુણ્યભવન તે આએ.

શું તેજ ભરતભૂમિ આએ, ( ૨ )
[2]સત્કીર્તિરસિક [3]વીરવર્યનું તે વીરક્ષેત્ર તે આ એ?
શું તેજ ભરતભૂમિ આએ?

હા તેજ [4]તેજભૂમિ આએ,
તે વીરક્ષેત્ર તે આએ. } ( ૨ )

ભાર્ગવ, રાઘવ, ભીષ્મ, ભીમ ને દ્રોણ, કર્ણ, અભિમન્યુ, અર્જુન,
શકારિ વિક્રમ, સિદ્ધરાજ ને સગરસિંહ, ચહુઆણ તાજ તે

પૃથુ, જયમલ, પ્રતાપ આદિને
નામે અમર ઉછળે ઉર જ્યાં આર્ય તણાં ઉત્સાહે,

તે તેજ ભરતભૂમિ આએ.
[2]સત્કીર્તિરસિક [3]વીરવર્યનું તે વીરક્ષેત્ર તે આએ.
તે વીરક્ષેત્ર તે આએ.

શું તેજ ભરતભૂમિ આએ, ( ૨ )
અમર કવિવર [5]નૈસર્ગિક તે [6]યશઃસત્ર તે આએ?
શું તેજ ભરતભૂમિ આએ?

હા તેજ દિવ્યભૂમિ આએ,
તે [6]યશઃસત્ર તે આએ. } ( ૨ )

કાલિદાસ કવિરાજ મુકુટમણિ, દંડી, બાણ, ભવભૂતિ, ભારવિ,
ભાસ, મેંઠ, શૂદ્રક, બિલ્હણ, વળી શ્રી જયદેવ, શ્રીહર્ષ, માઘકવિ,

---

૧ બહુ ધૈર્યવાળી. ૨ સારી કીર્તિના રસિયા. ૩ ઉત્તમ વીર. ૪ તેજસ્વી, તેજદાર. ૫ સ્વભાવસિદ્ધ. ૬ યશનું સત્ર, કીર્તિયજ્ઞ.

જગન્નાથ, સુર—ચંદ [1]ચંદ રવિ, પ્રેમી પ્રેમાનંદ આદિ કવિ
પરમ પ્રસાદી રસામૃતની જહીં [2]આકંઠ [3]કાન્ત પાયે,
તે તેજ ભરતભૂમિ આ એ.
અમર કવિવરનું નૈસર્ગિક તે યશઃસત્ર તે આએ.
તે યશઃસત્ર તે આએ.

હા તેજ ભરતભૂમિ આએ, ( ૨ )
[4]ભૂમંડળમંડન [5]જનનંદન અમ આર્યમાત તે આએ,
હા તેજ ભરતભૂમિ આએ.
તે તેજ ધન્યભૂમિ આએ, } ( ૨ )
અમ [6]માન્ય માત તે આએ. }
ચરણ પખાળે [7]જલધિ પ્રીતથી ષડ્ઋતુ પૂજે પત્રપુષ્પથી,
[8]ભાનુ કરે ત્રયકાળ આરતિ, વાયે ચમર [9]સમીર સુરીતથી,
[10]સુભગ [11]સરિત [12]શુચિ લલિત [13]લાસ્યથી [14]મૃદુ,
[15]મર્મર [16]કલરવ–વિલાસથી,
સુજશ દિસે દિશ દિશ પ્રકાશતી,
પ્રેમતણા [17]ઉપહાર અર્પી વળી જય જય જય જન ગાયે—ગાયે
જય જય જય જય જન ગાયે,
તે તેજ ભરતભૂમિ આએ.
[4]ભૂમંડળમંડન [5]જનનંદન અમ આર્યમાત તે આએ.
તે આર્યમાત અમ આએ.[18]

કે. હ. ધ્રુવ

*————

૧ અનુક્રમે ચંદ્ર અને સૂર્ય સરખા શૃંગારના અને વીરના ગાનારા સુરદાસ અને વરદાયી ચંદ કવિઓ. ૨ ગળા સુધી ૩ મનોહર. ૪ સારી પૃથ્વીના ભૂષણ રૂપ. ૫ પ્રજાને આનંદ ઉપજાવનારી તેમજ આ લોકમાં ઇન્દ્રના નંદનવન સરખી. ૬ માનનીય, પૂજ્ય. ૭ સમુદ્ર. ૮ સૂર્ય. ૯ વાયુ. ૧૦ રમણીય. ૧૧ નદીઓ. ૧૨ પવિત્ર. ૧૩ મધુર–સુકુમાર નૃત્ય. ૧૪ કોમળ. ૧૫ અનુકરણાત્મક 'મર્મર' એવો ધ્વનિ જેમાં ઊઠે છે તે. ૧૬ અવ્યક્ત સૂરના આલાપથી. ૧૭ ભેટ. ૧૮ જુઓ નીચેની ઉક્તિ:

जननी जन्मभूमिश्चस्वर्गादपि गरीयसी ।

# ભારતભાગ્યવિધાતા

જનગણમન-અધિનાયક જય હે ભારત-ભાગ્યવિધાતા.
પંજાબ સિંધુ ગુજરાત મારાઠા દ્રાવિડ ઉત્કલ બંગ
વિંધ્ય હિમાચલ યમુના ગંગા ઉચ્છલ જલધિતરંગ
તવ શુભ નામે જાગે, તવ શુભ આશીષ માગે,
ગાહે તવ જયગાથા.
જનગણ-મંગલદાયક જય હે, ભારતભાગ્યવિધાતા.
જય હે, જય હે, જય હે, જય, જય જય, જય હે.
અહરહ તવ આહ્વાન પ્રચારિત, શુનિ તવ ઉદાર વાણી
હિંદુ બૌદ્ધ શિખ જૈન પારસિક મુસલમાન ખૃષ્ટાની
પૂરવ પશ્ચિમ આસે તવ સિંહાસન પાશે,
પ્રેમહાર હય ગાંથા.
જનગણ-ઐક્યવિધાયક જય હે ભારત-ભાગ્યવિધાતા.
જય હે, જય હે, જય હે, જય, જય જય, જય હે.
પતન-અભ્યુદય-બંધુર પંથા, યુગયુગ, ધાવિત યાત્રી,
તુમિ ચિરસારથી, તવ રથચક્રે મુખરિત પથ દિનરાત્રિ.
દારુણ વિપ્લવ માઝે તવ શંખધ્વનિ બાજે
સંકટદુઃખત્રાતા.
જનગણ-પથપરિચાયક જય હે ભારત-ભાગ્યવિધાતા,
જય હે, જય હે, જય હે, જય, જય જય, જય હે.
ઘોર તિમિરઘન નિબિડ નિશાથે પીડિત મૂર્છિત દેશે
જાગ્રત છિલ તવ અવિચલ મંગલ નતનયને અનિમેષે
દુઃસ્વપ્ને આતંકે રક્ષા કરિલે અંકે,
સ્નેહમયી તુમિ માતા.
જનગણ-દુઃખત્રાયક જય હે ભારત-ભાગ્યવિધાતા,
જય હે, જય હે, જય હે, જય, જય જય, જય હે.
રાત્રિ પ્રભાતિલ ઉદિલ રવિચ્છબિ પુર્વ ઉદયગિરિભાલે,
ગાહે વિહંગમ પુણ્ય સમીરણ નવજીવનરસ ઢાલે
તવ કરુણારુણરાગે નિદ્રિત ભારત જાગે
તવ ચરણે નત માથા.
જય જય જય હે જય રાજેશ્વર ભારત-ભાગ્યવિધાતા,
જય હે; જય હે, જય હે, જય, જય જય, જય હે.

—રવીન્દ્રનાથ ઠાકુર

# આચાર્ય કૃપાલાનીની વાત

[તા. ૨૯:૯:'૪૧ના રોજ આણંદમાં ચરોતર કેળવણી મંડળના ચોગાનમાં ગાંધીચોકમાં વિદ્યાર્થીઓ સમક્ષ મહાસભાના મહામંત્રી આચાર્ય કૃપાલાનીજીએ આપેલા ભાષણમાંથી]

[1]મિ. ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત ઉપાડેલી એ સમાચાર હિંદુસ્થાનમાં આવતા અને તેમાં થોડા માણસો રસ લેતા. સને ૧૯૧૪ના ડિસેમ્બરમાં તેઓ પોતાના દક્ષિણ આફ્રિકાના આશ્રમ સાથે હિંદુસ્થાન આવ્યા. તેમની સાથે તેમનો નાનો દેવીદાસ, રામદાસ, વગેરે દીકરાઓ હતા ને ત્યાંના બીજા પણ સાથીઓ હતા. તેમને હિંદુસ્થાનમાં સૌથી પ્રથમ ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરે શાન્તિનિકેતનમાં રહેવાને સારૂ આમંત્રણ આપેલું. તેઓ બધા શાન્તિનિકેતનમાં ઊતરેલા.

શાન્તિનિકેતન સાથે મારે પહેલાંનો સંબંધ હતો. જ્યારે જ્યારે હું ત્યાં જતો ત્યારે ત્યારે ગુરુદેવનો મહેમાન બનતો. આ વખતે મિ. ગાંધી ત્યાં ઊતરેલા ત્યારે ટૂંકી રજાઓ દરમિયાન હું પણ શાન્તિનિકેતન ગયો. મેં મિ. ગાંધી વિષે વાંચેલું અને એમને વિષે વધુ જોવા જાણવાની ઇચ્છા પણ હતી. આ વખતે હું ગુરુદેવનો મહેમાન ન બનતાં, મિ. ગાંધીના આશ્રમનો મહેમાન બન્યો. મેં શું જોયું? એ તો વિચિત્ર માણસ હતો, અજબ આદમી હતો. પોષાકમાં માથે કાઠિયાવાડી પાઘડી, અંગરખું, જાડું ધોતીઉં ને ઉઘાડપગો એ માણસ, એ જમાનામાં વિચિત્ર ન લાગે તો શું? ખોરાકમાં મગફળી ખાતા ને સાથે બીજો સૂકો ને લીલો મેવો પણ લેતા. એ બધું ખૂબ ખાતા, મૂઠીએ મૂઠીએ ખાતા! મને થાય કે એ આટલું બધું ખાય છે શી રીતે? જે દેશમાં સૂકો મેવો થાય છે ત્યાંનો હું વતની છું, પણ અમે તો જરા જેટલો સૂકો મેવો ખાઇએ, આમ કંઇ મૂઠીએ મૂઠીએ ફાકા ન મારીએ! વાતચીત કરી તો એમની વિચિત્રતા વધારે લાગી.

તે વખતે હું કૉલેજમાં પ્રોફેસર હતો. મારા રંગઢંગ પણ એવા જ. બધું બદલાય છે, પણ પ્રોફેસરનો રંગઢંગ હજી બદલાતો નથી. માથે સોલા હેટ હોય, જેમાં બે વરસની ગંદકી ભરી પડી હોય! આમ તો કેટલીય ગંદકી શરીર ઉપર ફેશનને નામે નભાવવામાં આવતી! મિ. ગાંધીમાં મોટી ચીજ મને સમજાઇ તે એમની કાર્ય કરવાની intensity—એકાગ્રતાપૂર્વક કાર્ય

---

૧. તે વખતે એ મહાત્મા ન હતા.

પાર પાડવાની વૃત્તિ. એક કામ કરવાનું મનમાં લે એટલે કરીજ નાખે, એમાં પછી પીછેહઠ નહિ. એમની વાતચીત, પોષાક અને બીજી રહેણીકરણી ઉપરથી મને એ એવા લાગ્યા, જે પોતાના સિદ્ધાન્તોને વળગી રહેતાં લોકો શું કહેશે કે કેવો ઉપહાસ કરશે, તેની લેશમાત્ર પણ ચિંતા ન કરે. મને એ જબરા revolutionary—બળવાખોર—લાગ્યા. જૂની રૂઢિ પ્રમાણે, ખાવાપીવાનું, ઓઢવાબેસવાનું જ્યારે માણસ કરે છે ત્યારે એ સ્વતંત્ર નથી લાગતો, પણ ગુલામ જેવો લાગે છે. જ્યારે રૂઢિને, જૂના રિવાજોને એ કોરે મૂકીને સિદ્ધાન્તને સારૂ જાન ફના કરવાની હિંમતથી ચાલે ત્યારે લોકો કહે કે એનો એક સ્ક્રૂ ઢીલો થયો છે! અને હા, એવા માણસોનો કોઇ ને કોઇ સ્ક્રૂ ઢીલો હોય છે જ. આ દેશનો ઢંગ એવો વિચિત્ર હતો કે એને દોરનાર માણસ પણ આવો વિચિત્ર હોય એ જરૂરી લાગ્યું.

મને રાજકારણ ગમતું. એમાં હું દિલચસ્પી લેતો. તે વખતે મવાલ-પક્ષની સામે ઉદ્દામપક્ષના બે ફાંટા હતા. પહેલો ફાંટો લો. મા. ટિળકના વિચારોને માન આપી પોતાની રીતિનીતિ ઘડતો, જ્યારે બીજા પ્રકારમાં બંબ-ગોળાથી દેશની આઝાદી મેળવનારા હતા. હું બીજા પ્રકારનો કટ્ટર ઉદ્દામવાદી વિચાર ધરાવનાર આદમી હતો. મને લાગ્યું કે મારો ને મિ. ગાંધીનો મેળ નહિ ખાય. હું તો પાછો ફરવાનો હતો.

એમની પાસેથી સાંભળેલું કે તેઓ ગુજરાતમાં એક આશ્રમ ચલાવનારા હતા, એટલે આશ્રમના નિયમોની એક નકલ મને મોકલવાને મેં એમને જણાવેલું. મને આશ્રમના નિયમોની નકલ મળી. એ પણ એટલીજ વિચિત્ર! એમાં રાજકારણ સારૂ કામ કરનારા ભેગા મળે, પણ અંદર તો ચોરી, અહિંસા, બ્રહ્મચર્ય, વગેરેની વ્યાખ્યાઓ આપેલી. અને તે પણ કેવી? ચોરીની વ્યાખ્યા વિચિત્ર: 'તારે એક બટનની જરૂર હોય ને બીજું રાખ્યું હોય તો એ ચોરી કહેવાય,' એટલે હું તો કેટલા ગણો ચોર કહેવાઉં! મારી પાસે બટન જોઇએ તે કરતાં ક્યાંય વધારે હતાં! અહિંસાનું પણ એવું. બ્રહ્મચર્યમાં તો હદ જ વાળેલી! પરણેલાં સ્ત્રી-પુરુષ પતિપત્ની તરીકે ન રહે, પણ ભાઇબેન તરીકે રહે! જોકે હું પરણેલો ન હતો, છતાં પણ મને તો એ ખટક્યું કે એવી વાત ન બની શકે. આ બધું વાંચીને મેં તો નક્કી કર્યું કે આ આદમી પાગલ છે. એમના મોકલેલા નિયમોને મેં તો કચરાની ટોપલીમાં નાખી દીધા, એટલે એ બાજુની નીરાંત થઇ.

હું એમની વાત ભૂલવા લાગ્યો, પણ એ મને શાના ભૂલે? મારે મુંબઇ

જવાનું થતું ત્યારે એ કોઈક વાર મળતા, ખબર અંતર પૂછતા ને જૂનો સંબંધ તાજો કરી લેતા.

* * *

હું બિહારમાં મુઝફ્ફરપુર કૉલેજમાં પ્રોફેસર હતો. એક રાત્રે ફરતો ફરતો ઘેર આવ્યો ત્યારે નવ વાગ્યાને શુમારે મારા હાથમાં તાર મૂકવામાં આવ્યો. તાર પટણાથી મિ. ગાંધીએ કરેલો કે અમે તેજ રાત્રે બે વાગ્યે મુઝફ્ફરપુર આવીએ છીએ અને તમારે અમને લેવા સ્ટેશને આવવું! પટણાથી મુઝફ્ફરપુર દિવસના કેટલીય ગાડીઓ આવજા કરે છે, છતાંયે એમને આ મધરાત પછીનીજ ગાડી કેમ વ્યાજબી લાગી? એક સદ્‌ગૃહસ્થ તરીકે આમ મધરાતે આવે એ મને જરા કઠયું. પણ ઉપાય શો? તે વખતે એ આગળ પડતા માણસ તો હતા જ. હવે એમનું સ્વાગત શી રીતે કરવું? ફૂલ લાવવાં ને હાર બનાવવા પણ શી રીતે અને સ્વાગત કરવા કોને સાથે લેઇ જવા? મૂંઝવણ તો હતીજ, પણ રસ્તો કાઢવો રહ્યો. હું હૉસ્ટેલનો સુપ્રિણ્ટેંડેંટ હતો, ચાળીસેક છાત્રો હતા. એમને બોલાવ્યા. આવનાર અતિથિ વિષે એ કંઇ નહિ જેવું જાણતા હશે. મિ. ગાંધી કોણ તે એ જમાનામાં કોણ જાણે? એમાં કેટલાક મૈથિલી બ્રાહ્મણના દીકરાઓ હતા, એમણે તો આરતિ ઉતારવાની વાત કરી. આમ તેમ બગીચામાંથી ફૂલ વીણી લાવ્યા ને માળાઓ ગૂંથી. પણ કહે કે નાળિયેર જોઇએ. રાત્રે કોની દુકાન ઉઘાડી હોય! ત્યાં નાળિયેરીનાં ઝાડ ખરાં, પણ ચઢે કોણ? હું આમ તો એકવડીઆ કાઠાનો છું, પણ એવાં ધીંગાણાં મેં કરેલાં, એટલે એ બીડું મેં ઝડપ્યું ને ચઢી ગયો. પછી તો એક શું, પચાસ નાળિયેરનો ઢગ વાળી દીધો! અમે મધરાતે સ્ટેશન ઉપર ગયા. ગાડી આવી. મિ. ગાંધીની શોધમાં નીકળ્યા, પણ ન જડયા. અમારે મન, એ બૅરિસ્ટર એટલે પહેલા કે બીજા વર્ગમાં આવવા જોઇએ, પણ એ તો ત્રીજા વર્ગમાં આવેલા ને ઊતરીને બાજુએ ઊભા રહેલા. અમારી શોધખોળ નકામી ગઇ, ત્યાં અમારામાંના એક વિદ્યાર્થીએ આવીને એમની ભાળ આપી. બનેલું એવું કે એ પણ મારી રાહ જોતા હતા. આમ તો અજાણ્યા માણસ. સાથે એક ગામડાના રહીશ શુકલરામ હતા. એમણે ખાંધે બિસ્ત્રો લીધેલો ને હાથમાં કાગળીઆંની પોટલી પકડેલી. મિ. ગાંધીએ જોયું કે પ્લેટફૉર્મ ઉપર ગરબડ છે અને છોકરાઓ કોઇને શોધે છે, એટલે પૂછ્યું કેઃ "આ શી ધમાલ છે?" પેલા વિદ્યાર્થીએ કહ્યું કેઃ "પ્રો. કૃપાલાની મિ. ગાંધીનું સ્વાગત કરવા આવ્યા છે, પણ આવનાર મહેમાન જડતા નથી!" એટલે મિ. ગાંધીએ કહ્યું કે "કૃપાલાનીને બોલાવો, હું જ ગાંધી." વિદ્યાર્થી

પણ એ વિચિત્ર માણસને જોઈને આભો બન્યો! આવા માણસનું સ્વાગત કરવા, આટલી મોડી રાતે આટલી બધી ધમાલ કરેલી? અમે ગભર્યા. બહાર એમને ગાડીમાં બેસાડી, ઘોડો છોડીને વિદ્યાર્થીઓ ખેંચીને ઉતારે લાવ્યા. એમણે જરા સત્યાગ્રહની ધમકી આપી, પણ જેમ તેમ ગાડું ગબડાવ્યું. શોરબકોર કરતા ઉતારે પહોંચતાં શહેરના લોકને પણ જગાડ્યા જ.

જ્યારે એ પટણાથી આવ્યા ત્યારે એમના લંડનના મિત્ર બૅરિસ્ટર મઝરુલ હકે એમને સારૂ પહેલા વર્ગની ટિકિટ કરાવી આપેલી! પણ એ શાના વાપરે? આજે એવા બૅરિસ્ટરો પણ નથી ને એવી કમાણી પણ રહી નથી!

* * *

હું સરકારી નોકરી કરતો, એટલે મારી સ્થિતિ એ બરાબર જાણતા હતા. મને તાર કરીને ખબર આપેલી, પણ જણાવેલું નહિ કે શા કામને સારૂ તે આવે છે. એ તો નીલવરોના (ગળીના જમીનદારોના) જુલમની તપાસ કરવા આવતા હતા. એમને ગળીનો ડાઘ ધોવો હતો. મને પૂછ્યું કે 'તમે કંઈ એ જુલમ વિષે જાણો છો?' મેં કંઈક સાંભળેલું ખરૂં, પણ જોએલું નહિ. પ્રોફેસરગીરી કરેલી, ભાષણ મારેલાં, પણ નજરેનજર જોવાની ફુરસદ જ નહિ ને મન પણ નહિ. બીજા વકીલોને પૂછ્યું, તો એ પણ મારા જેવા જ! પરંતુ એ કંઈ હતાશ થાય એમ ન હતા. એમને તો જાતે તપાસ કરવી હતી. ત્યાંનાં ગામડાંનાં માણસોએ એમના આવ્યાના સમાચાર જાણ્યા અને તે એમનાં દુઃખનો ઇલાજ કરવા આવે છે એ જાણ્યું. એટલે ગામડાનું માણસ કીડા-મકોડાની માફક ઉભરાવા લાગ્યું. આજદિન સુધી એમના જુલમોનો ખરો ઉપાય કરનાર કોઇ ન હતો અને એવો આદમી આજ આવ્યો એટલે એ બધા હર્ષઘેલા બન્યા હતા. ગિ. ગાંધીનાં દર્શન કરવા ટોળેટોળાં ઉભરાવા લાગ્યાં! ત્યારથી એમનાં 'દર્શન' શરૂ થયાં.

બીજી બાજુ પેલા નીલવરો ગભરાયા. એમને આ વિચિત્ર માણસ પાલવે નહિ. એમણે સરકારી અમલદારોનો સથવારો ખોળ્યો. મિ. ગાંધીને ૨૪ કલાકમાં જગ્યા છોડવાનો હુકમ મળ્યો. મને તો એમણે કહેલું કે ત્યાંનું કામ તરત જ પતાવીને ગુજરાત જવું છે ને ત્યાં કરવાનાં કંઇ કંઇ કામો મને ગણાવેલાં. અને એટલામાં પાછા ફરવાનો આ હુકમ મળ્યો! હવે શું કરે છે એ જોવાનું. એ માણસે તો સંભળાવ્યું કે "હું પાછો નથી જવાનો. ગામડીઆઓનાં દુઃખની તપાસ કરી અને તેમના ઉપર થતા જુલમ બંધ કરાવીને જ જવાનો છું. સરકારને યોગ્ય લાગે તે પગલાં લે." એમને પકડ્યા, કેસ ચાલ્યો, જેલમાં

પૂર્યા. પણ એવા અજબ ને પાગલ આદમીને સંઘરી કોણ શકે? ગવર્નર અને વાઇસરૉય ખળભળ્યા. એમને તરતજ છોડી મૂકયા! બસ, ત્યાં તો બિહારમાં વાએ વાત ઊડી, આનંદ આનંદ થઇ રહ્યો. સરકારનું નાક ઘસાયું, એની આબરૂ ગઇ ને મિ. ગાંધીની આબરૂ તો અનેક ગણી વધી ગઇ. મને આ પ્રસંગે આ વિચિત્ર માણસને સમજવાની તક મળી. એમને ગુજરાત પાછા જવું હતું. કામના ગંજ પડ્યા હતા, પણ પોતાના દેશબાંધવોનાં દુઃખને માટે એ બધુંય જતું કરી, એનો નિકાલ લાવવા ગમે તે સંકટ વહોરવા એ તૈયાર થઇ ગયા. એ જેવી તેવી વાત ન હોય. મને એ પાગલનો રંગ લાગવા માંડ્યો.

* * *

હું સરકારી કૉલેજમાં નોકર હતો. મેં મિ. ગાંધીને સંઘર્યા, તેથી કેળવણી-ખાતાના મનમાં કંઇક બીજીજ ગંધ આવી હશે. મારે એ નોકરી છોડવી પડી. ત્યાં પોલિસ સુપ્રિણ્ટેંડેંટે એમને બોલાવ્યા, પૂછ્યું કે "તમારા સાથીઓ કોણ છે એ તમે જાણો છો?" મિ. ગાંધીએ રાજેન્દ્રબાબુ, વ્રજકિશોરબાબુ, વગેરેનાં નામ જણાવ્યાં અને કહ્યું કે બધા સદ્‌ગૃહસ્થો છે. પોલિસ સુપ્રિણ્ટેંડેંટ કહે: "એ બધા તો ઠીક, પણ પેલો કૃપાલાની છે, એ તો મોટો બંડખોર આદમી છે અને તેમાં એની નોકરી ગઇ, એટલે સરકારી ઑફીસરો ઉપર ગુસ્સે થયો હશે અને ગમે ત્યારે ગમે તે કરી બેસશે, એની તમને ખબર છે?" મિ. ગાંધીએ તરત જણાવ્યું કે: "એ સાચો સદ્‌ગૃહસ્થ છે, એવું એ ન કરે. તમારી ભીતિ ખોટી છે. એ એવું માની લે એવો નથી. તમે ભીંત ભૂલ્યા છો." એમનું સમાધાન થયું કે નહિ તે તો એ જાણે, પણ મિ. ગાંધીએ મારી વકીલાત કરી લીધી.

મેં એમની સાથે કલાકો ને કલાકો હિંસા-અહિંસાની ચર્ચાઓ કરી છે. અમે બંને એક એક બાબતમાં સુધરીને વિચારોમાં સરખા થયા. તે વખતે એ માનતા કે બ્રિટિશ રાજ્યનો સત્તાળો હિંદને સુખ આપશે; એ એમની ભૂલ સુધરી લાગે છે અને એમણે પોતાની કવિની ભાષામાં કહ્યું છે કે British Government is satanic Government. હું પણ અહિંસામાં માનતો ન હતો તે સમજ્યો અને જો કિસાનોમાં, મજૂરોમાં, ગરીબોમાં કામ કરવું હોય, જનતામાં જવું હોય, તો અહિંસાજ કામ આવશે, બીજું કંઇ નહિ. અહિંસા એ મારી શુદ્ધ નીતિ બની છે.

* * *

હું તો મિ. ગાંધીની સાથે કામ કરવા લાગ્યો. મારે કામ પણ જોઇતું હતું. પણ મારા વિદ્યાર્થીઓ આશ્ચર્ય પામ્યા. મારો અને મિ. ગાંધીનો મેળ કેમ મળ્યો

એ જ એમની બુદ્ધિમાં ન ઊતરે! મને પૂછવા લાગ્યા કે તમારા અને એમનાં તર્કશાસ્ત્રમાં (ideologyમાં) મેળ છે જ ક્યાં? મેં કહ્યું કે: "તર્કશાસ્ત્રનો સવાલ નથી. એ તો નકામી માથાકૂટ અને નવરાઓનું કામ છે. અહીં તો કામ કરવાની વાત છે. જેમ જેમ કામ કરતા જઇએ એમ એમ બધી વાતોનાં વાદળ વિખેરાતાં જાય, અને કામમાં એકચિત્ત થઇએ એટલે બધો વાદવિવાદ મટી જાય. એ ખરૂં કે એ આદમીની વાતમાં મને વિશ્વાસ નથી, હું અહિંસામાં માનતો નથી. અંગ્રેજો અહીં રહે અને આપણું ભલું થાય એ વાત જ મારે ગળે ઊતરતી નથી. એમને તો ગમે તે ઉપાયે—અહિંસાથી કે હિંસાથી—કાઢવા જોઇએ. એક વખત બરાબર હાથ બતાવીને કાઢીએ તો ફરીથી બીજી જગ્યાએ આવું કરવાની ખો જ ભૂલી જાય ને સમજતા થઇ જાય કે બીજાના મુલકમાં ગમે તેવાં કામ કરીને વસવું એ કેટલું ભારે છે. અને એટલું જ નહિ, પણ આપણો દેશ એમના કરતાં આઠ ગણો મોટો, એટલે એમના દેશ ઉપર આપણે આઠ ગણો સમય રાજ્ય કરવું ને આપણા દેશને સારૂ બધા ફાયદા ઉઠાવવા. એ તો અમને ફાયદો કરનાર જ નથી, આ મારી માન્યતા છે; કારણ કે ખોટી ભાવનાવાળા માણસો કોઇનું ભલું કરી શકતા જ નથી. આમ મારૂં માનવું ને એ મહાશયનું બીજું માનવું! છતાં પણ એક વાતે મને એ આદમીમાં વિશ્વાસ કરતો કરી મૂક્યો છે કે તે ગરીબોના દુઃખ સારૂ ઊભો થઇ ગયો અને જાન ફના થઇ જાય એની પરવા ન કરી. એ effective working—અસરકારક કામગીરી—કરવાવાળો, પવિત્ર ને પ્રામાણિક આદમી છે. એ કદાચ બેવકુફ હશે, કમઅક્કલ હશે અને મેટ્રિક થયા વગર બૅરિસ્ટર બની બેઠેલ છે. એટલે એને આપણા અને બીજા દેશના ઇતિહાસનું અને અર્થશાસ્ત્રનું જ્ઞાન નહિ હોય. એ જાણે ઠીક, પણ દેશને સારૂ જાન દેનાર એ આદમી છે, માટે એની સાથે જવું એ જ સારૂં ને હિતાવહ છે."

આમ હું એ પાગલ આદમી—ગાંધી—ના હાથ નીચે કામ કરવા લાગ્યો.

નટવરલાલ દવે

—*—

# પાપનું પ્રાયશ્ચિત્ત

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'પિંડનો દેનાર'ના અનુસંધાન તરીકે —લેખક]

**પત્ની**ના અવસાન પછી મોહન ઠક્કર, બપોરે ખાવાપાણીથી પરવાર્યા બાદ નાના નથુને પાડોશી બાઇને સંભાળવાની ભલામણ કરી, ખભે કાપડની ગાંસડી મેલી, લાકડાનો ગજ લાકડીની જેમ હાથમાં પકડી આજુબાજુનાં ગામડાંમાં ફેરી કરવા નીકળી પડતો. સાંજે ઘેર આવી નથુને ગામડેથી આણેલાં કેરી, બોર, શાયણ કે કોઠાં આપી એ ખુશ કરતો. નથુ એ ગહા અમૂલ્ય વસ્તુઓનું પોતાના બાળગોઠિયા આગળ પ્રદર્શન કરવા ફળિયામાં જતો રહેતો અને મોહન ચૂલા આગળ પેસતો.

ત્રણેક વર્ષના આ એકધારા જીવન પછી એમાં પલટો આવવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. ફરતાં ગામડાંઓનાં ઘર ઘરનો એ ભોમિયો થઇ ગયો હતો એટલે ત્યાંનાં સ્ત્રીપુરુષો એના જીવન વિષેના પ્રશ્નો પૂછતાં.

લૂગડાંની ગાંસડી છોડી થેપાડાનો જોટો બતાવતાં એણે કહ્યું: "ત્રણ રૂપિયામાં એક પાઇ ઓછી નહિ."

"મોહન ઠક્કર, તમે તો બહુ જ મોંઘા." લેવાના વિચારવાળે કહ્યું.

"સસ્તે વેચે તો બૈરું કર્યા જેટલા રૂપિયા ક્યારે ભેગા કરી રહે?" બીજાએ ગશ્કરીમાં હસતાં હસતાં કહ્યું.

મોહન ઠક્કરે પોતાની સ્થિતિ કહી: "આ વેપલામાં તો બૈરું કરી રહ્યા! અગારામાં તો બે હજારથી ઓછી વાત નહિ."

જીભઇ બારૈયે સંતોષ બતાવ્યો: "એટલી ઓછી ઉપાધિ! છોકરો તો સારો છે ને?"

"એ તો તમારા પુણ્યપ્રતાપે હેમખેમ છે."

છગને પૂછ્યું: "નાનું છોકરું ભલું આખો દહાડો એકલું રહે છે!"

"એની મા મરી ગઇ ત્યારે શરૂ શરૂમાં તો જરા પજવતો. પણ હવે પાડોશી બાઇ સાથે હળી ગયો છે."

જીભઇએ હુક્કાની નેહને વળ દેતાં કહ્યું: "તમે ખાનાર તો હળીમળીને બેજ ને? તેમાં ટાઢતડકામાં મણ બોજો લેઇ શીદ ફરો છો?"

"પણ એટલુંય પેદા તો કરવું પડે ને?"

જીભઇ: "એટલું તો તમે અમારા બારૈયા પાડિયામાં ગીડામરચાની દુકાન કરો તોય પેદા કરો. ટાંટિયાતોડ મટે ને છોકરો મોં આગળ રહે."

ભગો: "આ મારૂં કોઢિયું ઘર ખાલીજ પડ્યું છે. રહેવા જવા માટે શોધવા જવાનું ય ક્યાં છે?"

અને બીજેજ મહિને મોહન ઠક્કર નાના નથુને લેઇ જોગીપુરા રહેવા આવ્યો.

* * *

મોહન ઠક્કર હજુ સવારમાં ઊઠી ચૂલા આગળ નાહવાનું પાણી મૂકવાની તૈયારી કરતો હતો ત્યાં છગો આવી બોલ્યો: "કાકા, જરા ચા-ખાંડ આપો ને?"

સાંઠીઓ સળગાવવા હાથમાં લીધેલી દિવાસળી પાછી મૂકી, રસોડું અને દુકાન જુદી પાડવાને વચ્ચે ઊભા કરેલા ટાટામાંથી બહાર નીકળી એ બોલ્યો: "કેટલી જોઇએ છે?"

"એક વાર જોખો તો ખરા, બાવટો કેટલો થાય છે?" એમ કહી ફાળિયાને છેડે બાંધી આણેલો બાવટો છગે ત્રાજવામાં નાખ્યો.

ઠક્કરે બીજી બાજુ આરશેરી મૂકી ત્રાજવું ઊંચકવા દાંડી ઊંચકી; પણ બાવટાનું પાસું હજુ ભોંયેથી ઊપડ્યુંય નહોતું, ત્યાં તો એણે દાંડી નીચે મૂકતાં કહ્યું: "ચાર પૈસાનો."

છગો: "કાકા! કેટલું બધું નમતું હતું?"

ઠક્કર: "નમતું ના નમતું બધું અમારૂં મન સમજે છે. બાવટાનો ભાવ તો સાવ બેસી ગયો છે. આ તો દુકાન લેઇને બેઠા, એટલે ઘરાકને પાછું ના કઢાય. જા ને તારૂં મન દુણાતું હશે તો બે બીડીઓ આપીશ."

દૂધ રેડી પાછી વળતી ધનીએ કહ્યું: "કાકા, બે પૈસાનો ગોળ, પૈસાની ચા ને પૈસાની મારી મા સારૂં છીંકણી આલો."

શકો રાવળિયો: "આનાના જ કોદરા થયા? બે પૈસાની ચા-ખાંડ, પૈસાની તમાકુ અને એક પૈસો રોકડો આલો."

"અલ્યા પૈસો શું કરવો છે? કશું લેઇ જા ને."

"આ પેલી રેવા ના રહી મોટી શાહુકાર! કાલે એક પૈસો દૂધનો બાકી મેલ્યો, એમાં કહ્યું કે કાલ બાકી મૂકીશ તો દૂધ નહિ આપું."

ઠક્કર સવારની ચા-ખાંડની ઘરાકીમાંથી સહેજ નવરા પડી નાહીધોઇને ચૂલા ઉપર દાળ કે ખીચડીનું આધણ મૂકવાની તૈયારીમાં પડે એટલે બપોરની ઘરાકી જામે.

મેના વાઘરણ એના છૂંદણાં છૂંદેલા મોંને જળી ગએલા સાલાગાં લાજ વડે ખોટું ખોટું છુપાવતી, ઉગરાના પગથિયા આગળ આવી, અધીં અવળી ફરી બોલી: "મોટા, બાવટો આલો ને."

ઠક્કર એકદમ બરાડી ઊઠ્યા: "કહીં મૂઓ છે એ નાથિયો? મા'જો તે દહાડે કલઇઓ મૂકી ગયો તે હવે મોં દેખાડશે! બે મહિના વાટ જોઇ છેવટે ગારે વેચી ખાવી પડી. સોનીએ કહ્યું કે નર્યા રૂપાની છે, કહો તો બે રૂપિયા આપું. વ્યાજ તો વ્યાજ પણ મૂડીમાંય એક રૂપિયો ઓછો આવ્યો!"

મેના મોં જરા અધું દેખાય તેમ ફરીને બોલી: "પહોર સાલ કેશુર સોનીને ત્યાંથી પાંચ રૂપિયે ગારો ચતુરિયો ધાવણો થયો ત્યારે આણી હતી."

ઠક્કર: "સોની તો સગી બેનનેય ના મૂકે, ત્યાં તમારી વરણને છેતર્યા વગર રહે? નર્યું રૂપું હતું. એ તો એક વખત વવાયા કે વટલાયા, પણ પછી એમ કામ ન નીકળે, હાં કે?"

મેના સમાધાન કરતી બોલી: "વાડીમાં ભીંડા, દૂધી થશે એટલે આપી જઇશ. લો, હવે ચાર શેર બાજરો આલો."

"આઠ પૈસા થશે, પછી કહેશે કહ્યું નહોતું. લડાઇમાં ભાવ કંઇ ચઢી ગયા છે!'

બપોર નમ્યા કેડે ઠક્કર ગલ્લાની બેઠક ઉપર આડા પડ્યા પડ્યા ઝોકાં ખાતા હતા ને કાળાઇ આવ્યો: "કાકા! એક કામ કાઢો ને."

મીંચેલી આંખો પૂરી ઉઘાડ્યા વગર ઠક્કરે કહ્યું: "કાળાઇ, કહેનાર કહી રહ્યો? તમારી વરણ ગરજ હોય ત્યારે પાણી પાણી કરી નાખે અને કામ પત્યા પછી થઇ રહ્યું!"

"પણ કાકા! હું કોઇ દહાડો આડું બોલ્યો છું? પહોર સાલ એ તો ભેંસ મરી ગઇ એટલે કાંધું ના ભરી શકયો. આ ફરી ભેંસ કાંધે જ આણી છે, અને એ રહેશે તો પહેલું તમારૂં."

જરા બેઠક ઉપર ટટાર થઇ પાસે પડેલા ડબામાંથી બીડી લેઇ કાળાઇ તરફ ફેંકતાં એ બોલ્યો: "આ તો તને. નહિ તો ગમે તે આવે, પણ ના જ કહી દઉં. શું કામ છે?"

"આ નાની છોડી ચીમલીને ભાણીઓ ધાવણો છે. જમાઇ તેડવા આવ્યો છે, એટલે એને એક થેપાડું ઓઢાડવું પડશે. ભાણિયાને ટોપી ને હજુરિયો ઓઢાડવો પડશે અને છોડીનેય આઠ દશ આના આપવા પડશે."

ઠક્કર: "થેપાડું તો મોટા પનાનું આપણી દુકાનમાં છે. પણ પહેલેથી ચોખ્ખી વાત કરવી તે સારી. આ સરાધ જાય છે. દિવાળીએ રૂપિયા આપીશ તો ત્રણના ચાર લેઇશ. વળતી વહેલું મોડું થાય તો વ્યાજ જુદું!"

એ ગયો ત્યાં સુધીમાં બે પાંચ જણ કંઇ વિચાર કરીને આવતા હોય

તેમ દુકાન ઉપર ચઢ્યા. ઠક્કરે મુખ્ય પુરુષને આવકાર આપતાં કહ્યું: "આવો જેઠાજી!"

બારે ને બત્રીસેય ઘડી હુક્કાને પોતાની સાથે રાખતા જેઠાજી નીચે બેસતાં બેસતાં બે દમ ખેંચી બોલ્યા: "આ રામો ક્યારનોય ખેતરમાં આવી વળગ્યો છે કે કાકા, તમારા વગર કંઇ ઠેકાણું નહિ પડે. આપણે એવી શી આબરૂ બગાડીએ કે આપણને કોઇ ના કહે? એના બાપાને આજ આઠ દહાડા થયા તોય કંઇ ઠેકાણું નથી. મેં પૂછ્યું ત્યારે રડી દીધું. મરદ થઇને રડતા હોઇશું? આપણે જીવતા છીએ તો કાલે લાત મારીને દેવું વાળી દઇશું, પણ એમ બાપને કુતરાં બિલાડાં પેઠે ખેંચી નંખાય?"

ઠક્કરે ગડાકુ તમાકુ ચામડાની ડબીમાંથી કાઢી તેને આપતાં કહ્યું: "એમાં તો બળી ગયું હશે. લો નવી તમાકુ ભરો."

નાનું છોકરું ધાવણીને ચૂસી જેમ સંતોષ માને તેમ જેઠાજી હુક્કાની નેહ ચૂસવામાં આનંદ માનતા. એમના અફીણી મગજને, તમાકુ અંદર જીવે છે કે મરી ગઇ છે, તેની દરકાર ન હતી. એટલે ધુમાડા વગરની નેહ ચૂસતાં એમણે કહ્યું: "એ તો હવે ભરાશે. પહેલું જે કરવા આવ્યા છીએ એ જ કરી નાખો ને."

બેઠાં બેઠાં વધેલા મોટા પેટ ઉપરથી ઢીલું પડી ગએલું ધોતિયું ખેંચતાં ઠક્કર બોલ્યા: "એ તો તમે ક્યાં નથી જાણતા? લોકોની દાનત બગડી ત્યારથી આપણે ઉધારનો ધંધો જ બંધ કર્યો છે. પણ તમે વચ્ચે રહેતા હો તો મારી ક્યાં ના છે?"

નવી મૂકેલી તમાકુમાંથી બરાબર ધુમાડો નહિ નીકળવાથી ઉપરાછાપરી દડૂક–દડૂક કરતા જેઠાજી બોલ્યા: "હું તો વચ્ચે છું જ, પણ એનેય ચીવટ રહે માટે એનું ઘર લખી લો ને, એટલે તમનેય ઉજાગરો નહિ."

જમીન તો બાપે જીવતાં મૂકી છોકરા પરણાવ્યાં હતા એટલે રામો બાકી રહેલું છાપરું મૂકી નવરો થઇ ગયો!

ઉનાળાનાં લગ્નથી હજુ ઠક્કર પરવાર્યા ન હોય ત્યાં સુધીમાં તો ખેડૂતોની જરૂરિયાત પ્રમાણે એમણે બિયાવું તૈયાર કરી રાખ્યું જ હોય. અને બિયાવાના તો બમણા, એ ધર્મકાનુન ખેડૂતોને ક્યાં અજાણ્યો છે?

અને માગતામાં આણેલો બળદ કોઇ ગરજાઉને પચીસને બદલે ચાળીસમાં ચોંટાડતાં ઉપરથી ઉપકાર ચઢાવે તે જુદો!

આમ બારેય માસ એકધારો ધીકતો વેપાર કરતો મોહન ઠક્કર વીસ

વરસની દુકાનમાં નથુ માટે કેટલું મૂકી ગયો તેની ખબર છે?

એમના મૂળ વતન અદેસરમાં માટીનું ખોરડું હતું એ જગ્યાએ ત્રણ હજારની હવેલી ઉભી છે. નથુને પરણાવ્યા પાછળ કન્યાના બાપને પંદરસો આપ્યા, પાંચસોની જણસો ઘડાવી અને આખા પાડિયાને જમાડયું તે જુદું! અહીં દુકાનવાળું ઘર વેચાણ કર્યા ઉપરાંત ત્રણ પીંઢેરી ઘરનાં ગીરોખત કબાટમાં પડ્યાં છે. પંદર વીઘાં ખાતાની અને દશ વીઘાં ગીરોની જમીનનું મહેસૂલ એમને નામે ભરાય છે. ત્રણ ભેંસો અને પાંચ વાછરડાં લોકોને ખીલે ભાગે બંધાવ્યાં છે, એ જુદાં. હજાર દોઢ હજારનું લહેણું ગણાવવાનું રહ્યું તે વધારામાં. અને એ બધું વીસ વરસની મીઠામરચાની હાટડીમાંથી!

* * *

લોકો અંદર અંદર તો વાતો કરતા જ: "આજ મોહન ઠક્કર મોટા શેઠ થઇ બેઠા છે, ફેરી કરતો હતો એ ભૂલી ગયો."

"એને રહેવાને ઘર તો મેં જ આપેલું."

"ત્યારે જ તમારૂં ઘર પડાવી લીધું ને!"

"આખા પાડિયાને ચૂસી ખાધું એણે તો."

"ચૂસી ખાધા વગર પેલું અદેસરનું ઘર ને આ જગીન્ થઇ હશે?"

"એ તો આપણામાં સંપ નથી, નહિ તો કાલે ગામ મૂકીને નાશી જાય."

મોહન ઠક્કરેય આ વાતથી અજાણ ન હતો, એટલે જ એણે છોકરાની વહુને અદેસરમાં રાખી બીજે ત્રીજે જવા આવવાનું રાખ્યું હતું. એટલે એના ગયા પછી નથુ ય અઠવાડિયે બે ચાર દહાડા અદેસરમાંમાં જ રહેતો. ઘણી વખત તો બપોરે જમી સાંજે પાછો જતો રહેતો, પણ એક રાત્રે લગભગ દશેક વાગ્યા હશે અને એ દુકાનનું બારણું વાસી અંદર સૂઇ રહ્યો હતો ત્યારે બે પાંચ જણ ઉશ્કેરાઇને મોટેથી વાત કરતા સંભળાયા:

"એ ટંડો એના મનમાં સમજે શું? મારા જેવો હોય તો વાઢી જ નાખે."

"એ બકાલું આપણી બેનદીકરીની આબરૂ લેઇ જાય?"

"કરી નાખો બે કકડા. મૂઆં પાંચ વરસ જઇ આવશે તો!"

"પાંચ વરસ શું? ફાંસી કાલ થતી હોય તો આજ થાય, પણ એને જીવતો જવા દેઉં તો બે બાપનો હોઉં."

ખાટલાની અંદર ફફડતો નથુ મનમાં વિચાર તો હતો કે આજની રાત જતી રહે તો કાલ તો એમનો બાપ છું."

થયું પણ એમ જ. રાત્રે મોડા સુધી થએલી બૂમોમાંથી કોઇ પરિણામનો

પ્રસવ થયો જ નહિ. વહેલે પરોઢિયે ઊઠી નથુ અદેસર ચાલ્યો ગયો, પણ એને કોઇએ રોક્યોય નહિ.

રૂપાંના ભાઇ વજાએ શું આ વાત આજેજ જાણી? પાદિયું તો નહિ, પણ લગભગ આખું ગામ આ વાતથી અજાણ્યું ન હતું. રૂપાં કુંવારી હતી અને નથુને પરણવાનું કંઇ ઠેકાણું ન હતું, ત્યારનો આ સંબંધ તો ચાલતો હતો. એની ગાય કંઇ લેવા જવાનું હોય તો જાણીબુઝીને રૂપાંને નહોતી મોકલતી? અને થોડા દાણા લેઇ જઇને રૂપાં દુકાનેથી વધારે ચીજ લેઇ આવતી, એય એની મા નહોતી જાણતી?

મોહન શેઠના વેપારી મગજે નથુને પરણાવવાની ઉતાવળ કરી એટલું જ નહિ, પણ બે વરસની નાની કન્યાના પાંચસો રૂપિયા ઓછા બેસતા હતા, છતાં મોટી કન્યા પરણાવી વરસની કમાણી અમસ્તી નહોતી ખોઇ.

અને મરતી વખતનો એનો છેલ્લો બોલ શો હતો? "જો નથુ, અત્યાર સુધી તું જેમ નાચ્યો તેમ નચ્યું. પણ હવે જોઇ વિચારીને ચાલજે. લોકોને તો એમ જ છે કે જાણે આપણે એમની મિલકત લૂંટી લીધી છે. વાણિયા રાજી નથી, માટે છે એટલું સાચવીને બેસી રહીશ તોય બસ છે."

જોકે રૂપાંને તો મોહન ઠક્કરના જીવતાંજ પરણાવી દીધી હતી. પણ અહીં આવતી ત્યારે લોકો જૂની વાતો સંભારતા. એ રૂપાં ફરી રંડાઇને ચાર માસથી બાપને ઘેર રહેતી હતી અને મહિના પછી બીજે વળાવવાની વાતો થતી હતી. છતાં આજ રહી રહીને એનો ભાઇ વજો કેમ એટલો બધો ગરમ થઇ ગયો? "ફાંસી કાલ થતી હોય તો આજ થાય, પણ એને જીવતો જવા દેઉં તો બે બાપનો હોઉં." એમ એ બોલ્યો; છતાં કેમ એણે એને કશુંય ન કર્યું?

આજ પંદર દિવસ થયા, પણ નથુએ જોગીપુરા સામું જોયું જ નથી. જોકે એને ત્યાં રહ્યાં રહ્યાં બંને બાજુની વાતો મળતી હતી: "એ તો બધાંએ ચઇને રાતે એને સમજાવ્યો ન હોત તો વજો શું ને શું કરી નાખત." "એટલી બધી પાણીવાળીઓ છે ત્યારે છોકરીને રખડતી શું કામ મૂકે છે?" "છો ને બોલે, એ શું કરી નાખવાના છે?" છતાં જોગીપુરા જવાની નથુની હિંમત ચાલતી નહિ. પણ એક દિવસ રૂપાંના બાપ ગેમલને અને છોટાભાઇ મુખીને પોતાને ઘેર આવેલા જોઇ નથુ વિચારમાં પડી ગયો. . . .

છોટાભાઇએ પોતાની મુત્સદ્દીગીરીને છાજે તેમ પ્રાથમિક વાતચીત કર્યા બાદ ચારે બાજુ જોઇ ખાત્રી કરી, મુખ્ય મુદ્દાની વાત શરૂ કરી: "તમે અહીં નાસી આવ્યા તેનું શું પરિણામ આવ્યું તેની ખબર છે કંઇ? તમે ત્યાં

રહ્યા હોત તો ગેમલ ગમે તેવો જવાબ આપી શકત. પણ હવે તો દરેક જણ, ભલે ને એ વાત ખોટી હશે તોય, સાચી જ માની બેઠું છે. બીજું તો જાણે ધૂળ નાખી, પણ મહિના પછી એને વળાવવાની છે, તેય હવે કોણ તૈયાર થાય? એ સાપનો ભારો ને તેય ગેમાની ચરણમાં ઓછો જ ઘરમાં ઘાલી મુકાયો? હવે એને વળાવવી હોય તો એટલું તો સાબિત કરી આપવું પડે ને કે એ વાત ખોટી છે? તમે તો નાસી આવ્યા, એટલે હવે તો કોર્ટમાં જ આબરૂની ફરિયાદ માંડવી પડે ને?" પોતાની વાતથી શી અસર થઇ તે જોયા પછી છોટાભાઇ બોલ્યા: "રાત્રે ન સમજ્યાં જુવાનિયાં છોકરાં બોલી ગયાં તેમાં તમારે ગભરાવાની શી જરૂર હતી? ગેમલે કંઇ કશું કહ્યું હતું? અને ગામમાં આગેય હતા કે નહિ? વાત તો કરવી'તી!"

સહેજ અટકી આગળ બોલ્યા: "હમણાં હું તો કહું કે ફરિયાદ ન કરીશ. પણ એની આબરૂ તો ગઇ જ ને? પૈસાની વાત હોય તો હમણાં કહીએ કે ચાલો માંડી વાળો. પણ આમાં એવું ઓછું જ થાય? છતાં મેં કહ્યું, ચાલો એક વખત મળી આવીએ. માને તો ઠીક, નહિ તો ફરિયાદ તો છે જ ને?"

અને જાણે સમાધાન થઇ ગયું હોય તેમ એ બોલ્યા: "એ જ મારું કહેવું છે. કોર્ટમાં જઇ વકીલોનાં ઘર ભરવાં એના કરતા ઘરમેળે પતી જતું હોય તો શું ખોટું? ગામ ભેગું કરી તમે કસુંબો કરો. ગામ વચ્ચે કહો કે લોકોએ ખોટી વાત ઉડાડી છે. હું નિર્દોષ છું. જે નહિ માને તે સાબિત તો કરી આપશે ને? ગેમલને શું પોતાની આબરૂ વહાલી નથી કે એ કહેશે જે એ વાત ખરી છે? અને બીજા પાસે શી સાબિતી છે?" એ જ વખતે ગેમલનું બસો રૂપિયાનું ખાતું ઉઘાડી નથુએ ભરપાઇ કરી નાખ્યું એટલું જ નહિ, પણ આજ સુધીમાં તેની પાસે કોઇ જાતનું માગતું લહેણું નથી તેવી પાવતી લખી આપી.

છેવટ છેલ્લું કામ પતાવતાં છોટાભાઇએ કહ્યું: "આ તો આપણે ઘરમેળે નિકાલ કર્યો એટલે પત્યું. પણ પોલીસ ખાતું એમ કંઇ મળ્યા વગર ઓછું મૂકે? નવા મુખી તે તમે જાણો છો— હતાજી મારેય નહિ ને ભણાવેય નહિ? સતવાદીનો દાંડો ઝાલીને બેસી રહે. એ તો સારું છે કે મારે બધું ઓળખાણું છે. પણ જાણો છો ને એ તો વેશ્યાની જાતના—ગજે ત્યાં સુધી!"

અને પચીસ રૂપિયાની નોટો એમણેય ખિસ્સામાં મારી.

બીજે જ દિવસે નથુ આવ્યો એટલે ગામે તેને નિર્દોષ જાહેર કર્યો.[1]

નેદ્રા, તા. પાદરા — ઈશ્વર પેટલીકર

---

૧ શ્રી. બબલભાઇ મહેતાકૃત 'મારું ગામડું'ની આ વાતમાં છાયા છે—લેખક

## વાર્તા અને નિબંધ

ગુજરાતમાં વિચારક વર્ગ નાનો છે અને તેથી ગંભીર સાહિત્યની દુર્દશા થઇ છે. કાકા કાલેલકર અને શ્રી મશરૂવાળા જેવા સમર્થ વિચારકોનાં પુસ્તકો સામાન્ય વર્ગ ન ઝીલી શકે તેવાં નથી, છતાં સામાન્ય વર્ગને જવા દઇએ તો શિષ્ટ વર્ગે પણ લગભગ નથી ઝીલ્યાં એમ કહેવું પડે છે. વિચારક સાહિત્યકારોનાં લખાણમાં રસ લેનારાઓનો મને ઓછો પરિચય હોય એમ બને. એવું માનનાર વાચક મને માફ કરશે. પણ જેવો છે તેવો મારો અનુભવ મને કહે છે કે ગુજરાતમાં વિચારોની દરિદ્રતા છે. ચિંતન અને મનનને યોગ્ય સમર્થ પુસ્તકો નહિ જેવી ચર્ચા, વિવેચન કે સમીક્ષા પછી વિસારે પડયાં છે. વાચક બધા વિચારો સાથે સહમત હોવો જોઇએ એવું કંઇ નથી. જરૂર પડે તો સામે ઊભા રહીને પણ કડવું વિવેચન થઇ શકે છે. લેખક તેને આવકારી યોગ્ય જવાબ આપશે.

'જીવનશોધન,' 'ઇશ્વરનો ઇનકાર' અને 'લગ્નપ્રપંચ' એ પુસ્તકો આપણી રૂઢિઓમાં તેમજ આચારવિચારોમાં ધરમૂળનો ફેરફાર કરાવે તેવાં છે. એ પુસ્તકોમાં એના લેખકોને જે જે સત્ય ભાસ્યું તે તે તેમજ જે જે અસત્ય ભાસ્યું તે તે–પછી તે જૂના ચીલામાંથી હોય કે નવી રચનામાંથી હોય–સચોટ ભાષામાં કહી નાખ્યું છે. એ પુસ્તકો ઉપર થોડો અપવાદ બાદ કરતાં કોઇ જાતનો વાદ કે પ્રતિવાદ થયો નથી. 'લગ્નપ્રપંચ' સાતસો પૃષ્ઠનો ગ્રંથ છે. અસાધારણ અભ્યાસ અને પરિશ્રમને અંતે તે લખાયો છે. આમ છતાં ભાગ્યેજ એક બે જણાએ એનું ગંભીર અવલોકન કર્યું હશે.

આ સ્થિતિ આપણામાં વિચારોનું દેવાળું નહિ તો દારિદ્ર તો સૂચવેજ છે.

અને ત્યારે સારા નિબંધકારને નિરાશ થવું પડે તો નવાઇ પામવા જેવું નથી. એમજ છે, સારા નિબંધકારને માટે ગુજરાતી સાહિત્યમાં, અસાધારણ પ્રતિભા ન હોય તો, સ્થાન નથી. મૂળે ગુજરાતી સાહિત્યમાં વાચકગણ અત્યંત ટૂંકો, એટલે પુસ્તકનો ઉપાડ પણ જૂજ. ઉચ્ચ કોટિનાં આધ્યાત્મિક અને નિબંધનાં તેમજ કાવ્યનાં અને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો પ્રકાશકોની અભરાઇઓ ઉપર ઉધઇ ખાય છે. આ સ્થિતિમાં ઊગતો વિચારક પોતાનાં પુસ્તકો પ્રગટ કરવાની મૂર્ખાઇ ભાગ્યેજ કરશે. અરે, ભાગ્યેજ કોઇ આદર્શઘેલો પ્રકાશક એને પ્રગટ કરવાનું સ્વીકારશે. મને લાગે છે કે 'પ્રસ્થાન' કાર્યાલય આવાં અનેક પ્રકાશનોને લીધે ખોટમાં આવી ગયું છે.

સારા નિબંધકારે સારા વાર્તાકર બનવાની જરૂર છે એમ મને લાગવા માંડયું. વિશેષે તો આ દશકામાં પરપ્રાન્તને સાહિત્યે જ્યારે આપણા વાચકસમુદાયના મનનો કબજો લીધો ત્યારે તો ખાસ મેં જોયું કે શરદ્બાબુએ આપણા વાચકોને ઘેલા બનાવ્યા છે. મને લાગ્યું કે બની શકે તો સમર્થ વાર્તાકાર બનવું, નહિ તો સાહિત્યના ક્ષેત્રમાંથી ખસી જવું એ જ સામાન્ય નિબંધકાર માટે રસ્તો છે.

સામાન્ય રીતે જનસમાજને વાર્તાસાહિત્ય વધુ આકર્ષે છે. બીજું બધું ય વાચન કંટાળો આવશે એ બીકે જ એ ત્યજે છે. મેં અત્યાગ્રહથી જ કેટલાક મિત્રોને નિબંધાત્મક પુસ્તકો વંચાવ્યાં ત્યારે તે તેમણે શરૂ કર્યાં, પણ પછી તો તે તેમણે રસપૂર્વક પુરાં કર્યાં અને વખાણ્યાં. એવાં પુસ્તકોની માફક સમર્થ લેખકોની વાર્તાઓ પણ વાચકને અનેક વિષયોમાં વિચારતો કરી મૂકે છે. સામાન્ય જનસમૂહને ધંધાના પરિશ્રમ પછી તાજગી માટે રેડીઓ, સીનેમા કે ગ્રામોફોનની માફક એકાદ રસિક વાર્તા વાંચવી ઠીક પડે છે અને તે તેમને માસિકોમાંથી કે વાર્તાનાં પુસ્તકોમાંથી મળી રહે છે. વાચકોના કેટલાક ભાગમાં – કદાચ મોટા ભાગમાં – હલકી અભિરુચિ પણ જોવામાં આવે છે.

ઉત્તમ વાર્તાઓ અને ઉત્તમ નિબંધો સરખી કોટિએ ઊભે છે. એક જ વિષય ઉપર બન્ને રીતે લખી શકાય, શરત એટલી જ રાખવી પડે એમ છે કે વાચકોનો મોટો ભાગ નિબંધને મૂકી દેઇ વાર્તાને જ વાંચશે. એનો હરખશોક ઊંચી કોટિના લેખકો ભાગ્યે જ કરશે. દુઃખ માત્ર એટલું જ થાય – અને તે સ્વાભાવિક છે – કે શિષ્ટવર્ગમાં યે વાર્તાની અતિશય કદર થાય, જ્યારે અસાધારણ નિબંધો અવગણના પામે. જે વિચારો નિબંધમાં દર્શાવાય તે જ વિચારો વાર્તામાં પણ દર્શાવાય છે. પરંતુ નિબંધ કરતાં જનસમુદાયના હૃદયમાં વાર્તા વધારે ઊંડે ઊતરી જાય છે. શરદ્બાબુનાં 'દેવદાસ,' 'નવીના' અથવા 'ચારિત્રહીણ' એના સચોટ દાખલા છે. ટોલ્સ્ટોયનાં 'નવો અવતાર' અને 'પ્રેમનો દંભ' પણ એ જ કોટિનાં છે. ટોલ્સ્ટોયનાં નિબંધાત્મક પુસ્તકોએ કરતાં વાર્તાનાં પુસ્તકોએ જગતને વધારે આકર્ષ્યું છે, વધારે ક્રાન્તિ ફેલાવી છે.

આ આકર્ષણ વાર્તામાં ગૂંથાએલા પ્રસંગો, વાર્તાનો વેગ, સર્જન, વાસ્તવિક પ્રસંગો, માનવસ્વભાવનું પરીક્ષણ, જાણે સજીવ હોય તેવાં પાત્રો અને વાતાવરણ તથા કથનની સરસતા ઉપર આધાર રાખે છે. કેવળ આદર્શવાદ, કેવળ કલ્પના કે કૃત્રિમ પ્રસંગો વાર્તાને સફળ નહિ બનાવે. વાર્તામાં અદ્ભુત રસની જરૂર છે, પણ તે જ મુખ્ય નથી.

કવિશ્રી નાનાલાલનાં કાવ્યો તેમજ નાટકો ઊંચા પ્રકારના નિબંધો જેવાં છે. એની દશા નિબંધનાં પુસ્તકો જેવી જ થઇ છે, કદાચ એથીયે ભૂંડી. આમ જનતામાં તેનો પ્રવેશ અશક્ય છે.

કુશળ વાર્તાકારની વાર્તાનો મર્મ માનવહૃદયમાં સાંસરો ઊતરી જાય છે. એનાં પ્રસંગો તેના હૃદયને ખળભળાવી મૂકે છે. લેખકને ઉપદેશનું એક પણ વાક્ય લખવું પડતું નથી. વાચનને અંતે તેને થાય છે કે આમ થવું જોઇતું હતું, આમ નહોતું થવું જોઇતું. દેવદાસને પાર્વતી સાથે પરણાવી દીધો હોત તો કેવું સારું? સમાજ કેવો ક્રૂર છે? સમાજમાં કેટલા દેવદાસોના એવા હાલ થતા હશે? અને 'નવીના' જુઓ. પ્રચંડ વાવંટોળ જેવા વિચારો હોવા છતાં તેના તરફ વાચકને માન ઊપજે છે. વખતે હૃદય એના શબ્દો સ્વીકારવાની ના પાડશે, તોપણ વાચકને તે વિચારવા તો પડે છેજ. વાચકના હૃદય ઉપર આ કંઇ નાનોસૂનો વિજય ના ગણાય. વાર્તાના પ્રસંગો, પાત્રોની દશા અને અંત એવું પરિણામ લાવી મૂકે છે, એવું વાતાવરણ ખડું કરી દે છે, કે નિબંધનાં પુસ્તકો તેવું ભાગ્યેજ નીપજાવી શકે.

આપણાં નિબંધાત્મક લખાણોમાં મહાત્માજીએ નવીજ ભાત પાડી છે અને ત્યારથીજ તે વધુ આદરપાત્ર થયાં છે. વિચારોની સરળતા અને ભાષાની સાદાઇએ એક એવી શૈલી ઉપજાવી છે, જે અનન્ય છે. આપણે માટે તે અમૂલ્ય વારસો છે. ઊગતા વિચારકોએ એનું અનુકરણ કરવું એમાં કંઇયે ખોટું નથી. ખોટું છે નકલ કરવી તે અથવા તફડાવવું તે.

વાર્તામાં નિરર્થક વર્ણનો કે ઉપદેશાત્મક ફકરાઓ વચમાં વચમાં મૂકી દેવાની જરૂર નથી. આપણાં વાર્તાલેખકોની આ ખામી છે. લાંબી નવલકથાઓમાં ભલે તેનો ઉપયોગ થાય, જેમ કે 'સરસ્વતીચંદ્ર'નો ત્રીજો તથા ચોથો ભાગ અને 'નવો અવતાર'નો ત્રીજો ભાગ. મહાકથાઓ સર્વે વિષયોને એકસાથે સ્પર્શ કરતી હોય છે. તરુણ લેખકોએ તો વાર્તા માટે એક હેતુ રાખી તેની આસપાસ પ્રસંગોની ગૂંથણી કરવી, મુખ્યત્વે પાત્રોને મુખેજ વાતાવરણનું સર્જન કરવું અને પ્રસંગોનો વેગ સર્જી હેતુને પુષ્ટિ આપતો અંત લાવવો, એમાંજ સફળતા છે. એમ થતાં વાચકને લેખકના વિચારો સાથે મતભેદ હશે, તોપણ વાર્તાની સફળતા માટે મતભેદ ઊભો થવા પામશે નહિ.

હિંદુ સમાજશાસ્ત્ર ઉપર કેટલાંક વર્ષો સુધી નિબંધરૂપે 'પાટીદાર'માં લખ્યા પછી ઉપરની વિચાર શ્રેણીમાં હું ઊતરી પડ્યો. મારા કેટલાક મિત્રોને 'પાટીદાર' ઉપર કંટાળો આવતો હતો, પ્રસંગકથા સિવાય બાકીના ભાગમાં

બહુ થોડાને રસ હતો. અલબત સામાન્ય રીતે લોકોને ધમધમાટ ભર્યા રાજકીય પ્રસંગોમાં ખૂબ રસ પડે છે. સામાજિક વિષયોમાં એવા પ્રસંગો લાવવા ક્યાંથી? અને કાલ્પનિક પ્રસંગોવાળી વાર્તાઓથીજ માસિકને કંઇ ભરી ન દેવાય. તેમ છતાં એકાદ સારી વાર્તા તો જરૂર આવેજ એવી મારી ભલામણ ત્રણેક વર્ષ પહેલાં હતી અને તે અનુસરવામાં આવી છે એમ કહેવું પડશે. ખાસ કરીને ભાઇ ઇશ્વર પેટલીકરની વાર્તાઓ આકર્ષક થઇ પડી છે. એમની હથોટીને તેઓ જો કેળવશે તો ખામીઓ દૂર થશે અને 'પાટીદાર'ના ક્ષેત્રમાં જ્યાં તેમણે એકડો ઘૂંટયો છે ત્યાંથી ખૂબ આગળ વધી શકશે.

પણ ત્યારે મેં છેલ્લાં ત્રણ વર્ષથી કેમ નથી લખ્યું એમ કોઇ પૂછશે. અહીં આફ્રિકામાં તો ઘણાએ મને એ પ્રશ્ન કર્યો છે. આ પ્રશ્નના જવાબ માટેજ આ લેખ છે એમ કહેવામાં વાંધો નથી. ટોલ્સ્ટોયનાં અને શરદબાબુનાં પુસ્તકોએ મને આકર્ષ્યો, નિબંધાત્મક લખવું બંધ થયું અને હું વાર્તા સાહિત્ય પાછળ પડયો. મારી વાર્તાવિલાસમાં ત્રણ વર્ષ નીકળી ગયાં છે. ઘણું લખ્યું અને ફાડયું, છતાં સંતોષજનક સફળતા મળી નહિ. સારૂં ન લાગે તો ફાડી નાખવું એ તો પ્રથમથીજ નિયમ હતો. જીવનવ્યવસાય પણ એવો આવી પડ્યો કે લખવા માટે વૃત્તિ અને સમય ભાગ્યેજ હતાં. અને એમજ વિક્ટોરિયા સરોવર ઉપરની મારી સફર પૂરી થવા આવી છે. નવરાશ અને વૃત્તિ હોય તો નિબંધાત્મક તો ઘણુંયે લખી શકાય તેમ છે: પરંતુ જીવનમાં એટલું જાણે જોયું અને અનુભવ્યું છે, સહ્યું અને માણ્યું છે, ધક્કા ખાઇ પડ્યો છું અને ઊઠયો છું કે નિબંધમાં ઉતારવાનું તે બને એમ નથી, એને વાર્તામાંજ ઉતારાય એમ છે, અને ન ઊતરે તો ભલે તે હૈયામાંજ સમાય. સમાજસિતમની ચક્કીમાંથી પસાર થયો છું, અનેકને પસાર થતા જોયા છે અને અનુકંપા અનુભવી છે. અનેક પ્રકારના મનુષ્યોના પરિચયમાં આવ્યો છું. અને એમ માનસશાસ્ત્રનો અભ્યાસ થવા પામ્યો છે. એ બધું ઉત્તમ વાર્તાઓમાંજ ઉતારવું એવી ધગશ છે.

એ પ્રયત્નની સાથે સાથે નવરાશ અને વૃત્તિ હોય તો 'પાટીદાર' અને બીજાં માસિકો માટે પણ નિબંધાત્મક લેખો લખી મોકલવાની પણ ધગશ છે.

મુસોમા (પૂર્વ આફ્રિકા) ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

---*---

# બાળકો અને સીનેમા

શહેરોનાં બાળમંદિરમાં અને કુમારમંદિરમાં એવો દિવસ ભાગ્યેજ જતો હશે, જ્યારે એકાદ માબાપની ચિઠ્ઠી ન હોય: 'અમારે આજે સિનેમા જોવા જવું છે એટલે ચિ. ......ને વહેલી રજા આપશો.' આમ ન લખી આપે તો માબાપ બાળકની સાથે મોંઢે કહેવરાવે, કાં તો બપોરે નોકરને શાળાના ચાલુ કામે તેડવા મોકલે. કોઇ કોઇ વાર તો પોતાનાં બાળકને સિનેમા જોવા તેડી જવાની હોંશમાં માબાપ જાતે પણ બોલાવવા આવે.

બાળકને સિનેમા બતાવવાના પ્રશ્નનો માબાપો અને શિક્ષકો સાથે મળીને વિચાર કરી લે અને તેને અંગે કંઇ ચોક્કસ ધોરણ વહેલી તકે નક્કી કરે એ ખાસ જરૂરી છે.

પ્રાથમિક શાળામાં અભ્યાસ કરતાં બાળકો–ખાસ કરીને બાળાઓ–ઉપર ખરાબ સિનેમાની માઠી અસર દેખાય છે. સિનેમાના હાવભાવનું અને નાચનખરાંનું હલકું અનુકરણ છોકરાઓ કરતાં છોકરીઓમાં વધારે પ્રચલિત છે. કેટલાંક પ્રતિષ્ઠિત કુટુંબોમાં આવા અનુકરણને નૃત્યકળા તરીકે ગણીને પ્રોત્સાહન આપવામાં આવે છે તે વધારે દુર્ભાગ્યની વાત. આ ચેપ છોકરાઓ કરતાં છોકરીઓમાં વધારે કેમ ફેલાયો છે તેનાં કારણો આપણે શોધી કાઢી શકીએ. પણ એનો તો એક જુદા જ વિષય તરીકે કોઇ વાર વિચાર કરીશું.

આપણાં અત્યારનાં ચિત્રોનું ધોરણ જોઇએ. કળા, વિચાર, વાર્તા, ભાષા અને હાવભાવમાં ૯૫ ટકા ચિત્રો જે કંઇ બતાવે છે તે અસભ્ય છે. બાકીના ટકા કદાચ મોટાંઓ માટે ચલાવી લેઇ શકાય. બાળકની દૃષ્ટિએ વિચાર કરીએ તો અત્યારનાં આપણાં ચિત્રો એક ખાળકૂવો છે. ખાળકૂવાનું પાણી આપણે બાળકના શરીર પર નથી રેડતાં, પણ ખરાબ ફિલ્મો બતાવીને તો તેના મન ઉપર રેડીએ છીએ. ખાળકૂવાઓ અને કુંડીઓ આપણા દેશનાં મોટાં મોટાં શહેરોમાં પણ જેમ કાયમ માટે સદી ગયાં છે, તેમ હલકાં ચિત્રો પણ આપણને કોઠે પડી ગયાં છે. સમાજમાં જવાબદાર ગણાતી વ્યક્તિઓ પણ હલકાં ચિત્રો વિષે સારો અભિપ્રાય આપે છે. ઘણી વાર તો એમ લાગે છે કે જેમ સિનેમા માત્ર વેપારી દૃષ્ટિએ ચલાવવામાં આવે છે, તેમ મોટાં માણસો પોતાના અભિપ્રાય પણ વેપારી–કમાણીની–દૃષ્ટિએ જ આપતાં હશે! અથવા આપણને સારાં ચિત્રોની સમજણ જ નથી!

ત્યારે આ સિનેમાની બદીમાંથી બાળકોને ઉગારી લેવાં હોય તો તાત્કાલિક ઉપાય શો? બાળકોને સિનેમા જોવા ન જ જવા દેવાં એ ઉપાય સાચો અને

કાયમી નથી. સિનેમા લોકશિક્ષણનું અને બાળશિક્ષણનું એક અજોડ સાધન થઇ શકે તેમ છે. તેનો તે રીતે આજે ઉપયોગ નથી થતો, પણ ખોટી રીતે ઉપયોગ થાય છે. વિજ્ઞાનની ઘણી શોધખોળો જેમ આશીર્વાદરૂપ થવાને બદલે શાપરૂપ થઇ પડી છે, તેમ જ સિનેમાની બાબતમાં પણ આપણે અહીં બન્યું છે.

ખરું જોતાં તો બાળકો માટેનાં ચિત્રો ખાસ જુદાં જ તૈયાર થવાં જોઇએ, જેમ બાળસાહિત્ય જુદું હોય છે તેમ. આવાં બાળચિત્રોની વાર્તા, વસ્તુ, કળા અને સંગીત વગેરે બાળમાનસને લક્ષમાં રાખીને યોજાવાં જોઇએ. યુરોપમાંના કેટલાક દેશોમાં આ વ્યવસ્થા છે. શનિરવિવારે ઘણાં થીએટરોમાં દિવસના ભાગમાં બાળકો માટેનાં ખાસ ચિત્રો બતાવવામાં આવે છે. આગ પહેલાં બાળકો માટે ચિત્રો તૈયાર કરીને પછીથી મોટાંઓ માટેનાં ચિત્રોમાં બાળકોને સાથે લેઇ જવાની મના કરવામાં આવે છે. ત્યાંના થીએટરમાં ૧૦–૧૨ વર્ષ સુધીનાં બાળકોને આડે દિવસે દાખલ કરવામાં ન આવે, માત્ર શનિરવિવારે ખાસ તૈયાર કરેલ બાળચિત્રો જોવા થીએટરમાં બાળકોના મોટામોટા મેળા ભરાય. ત્યાં આવાં બાળચિત્રો ઉપરાંત બાળકને યોગ્ય એવું સંગીત અને વાર્તા પણ પીરસવામાં આવે.

આપણે ત્યાં યૂરોપની વાત કોઇ કરે ત્યારે છટકી જવાની એક દલીલ કાયમ આગળ લાવવામાં આવે છે: 'આપણો ગરીબ દેશ એવું બધું ક્યાંથી કરી શકે?' આપણાં થીએટરોમાં ચાલુ ચિત્રે જઇને જોનારને તરત જ દેખાશે કે આ દલીલી પાયા વિનાની છે. છેલ્લા વર્ગથી માંડીને ઉપરના બધાય વર્ગોમાં ૧૦–૧૨ વર્ષની ઉમર સુધીનાં ઘણાં બાળકો આપણને જોવા મળશે. ચિત્રો બાળકોને બતાવવા પાછળ આપણે પૈસા ખર્ચીએ જ છીએ. માત્ર તે પૈસામાંથી બાળકોનાં ખાસ ચિત્રો તૈયાર કરીને કોઇ ચોક્કસ દિવસે તેમને બતાવવાની સારી વ્યવસ્થા કરવાનો જ પ્રશ્ન રહે છે. જો સારી સરકાર, સમજુ વેપારી અને જાગ્રત માબાપ તથા શિક્ષકો ભેગાં મળીને આ સગવડ કરવા ધારે તો પાઇના પણ નુકસાન વિના કરી શકાય અને બાળકોને અનેક જાતનાં નુકસાનમાંથી કાયમને માટે બચાવી લેવાનો મોટામાં મોટો ફાયદો આપણને હાંસલમાં રહે. ગરીબ કે તવંગર સૌ પોતાનાં બાળકને સિનેમા બતાવવા પાછળ પૈસા ખર્ચે છે જ.

આ બાબતમાં ઊંઘતાં માબાપ અને શિક્ષકને જગાડવા માટે માત્ર એક દાખલો આપું. ગુજરાતી પહેલા ધોરણના વર્ગમાં લગભગ ૬થી ૭ વર્ષની આસપાસની ઉમરનાં બાળકોને એક દિવસ તેઓના વર્ગમાં જઇને કહ્યું:

'તમે જેટલાં ચિત્ર જોયાં હોય તેટલાંનાં નામ તમારી નોંધપોથીમાંથી લખી બતાવો.' એક એક બાળકે કામ ઉત્સાહભેર ઉપાડી લીધું. દરેક જણે પોતે જોએલ ચિત્રોનાં નામની યાદી લખવી શરૂ કરી. ચાર પાંચ ચિત્રો તો એક બે જણેજ જોયાં હતાં. બીજાં બધાંની યાદીમાં ૧૫-૨૦ અને તેથી વધુ જોએલાં ચિત્રોનાં નામ હતાં. ઘણાંએ યાદી બતાવતાં કહ્યું: 'જોયાં છે તો બીજાં ઘણાં, પણ અત્યારે એટલાં જ યાદ છે.' છ સાત વર્ષનાં બાળકોની આ યાદીમાં કેટલીક (સારી ન હોવા છતાં) સારી ગણાતી કૃતિઓ ઉપરાંત રેશમી સાડી, જાદુઈ કંગન, તકદીર કી તોપ, મુખબંધવાલી, ચશ્માવાલી, ખૂની ખંજર વગેરે બાળકોને માટે તો નકામાં ચિત્રોનાં નામ હતાં.

બાળકોને હલકાં અને ગંદાં ચિત્રો બતાવીને આપણે બાળકોનું અને આપણું કયું હિત સાધવાના છીએ, કયા સંસ્કારો પાડવાના છીએ અને કેવું ભવિષ્ય ઘડવાના છીએ?

('ઘરશાળા,' ઓકટોબર, ૧૯૪૧) પ્રે.

---

## સાસુનું સામ્રાજ્ય

"કુસુમ!" ચંચળબા તડુકયાં.

"આવી, બા!" કુસુમે ઢીલે અવાજે કહ્યું.

ચંચળબા અને કુસુમની સગાઈ સાસુ-વહુની થાય. કુસુમ એ કુળવાન કુટુંબની સંસ્કારશીલ કન્યા હતી, તેનાં માબાપને તે એકની એક પુત્રી હતી, જેથી તે ખૂબજ લાડમાં ઊછરી હતી. છતાં માબાપે તેનામાં સારા સંસ્કાર રેડી આદર્શ કેળવણી આપી હતી. તેનાં લગ્ન હમણાં અખાત્રીજેજ થયાં હતાં.

માતાપિતાની હૂંફાળી અને સ્નેહાળ ગોદને તજીને કુસુમ પોતાના પતિને ત્યાં રહેવા આવી હતી. તેના અંતરમાં લગનના કોડ હતા તે પૂરા કરવા પિયેર તજીને સાસરીના લાહવા લેવા આવી હતી. ભૂતકાળની કુમારિકા આજની વહુ બની હતી. કુસુમનો વર પુષ્પકાન્ત અર્ધાંગનાના દેહનો સ્વામી થયો હતો.

"ચંચળબા, શું કહ્યું?" કુસુમે સાસુ પાસે આવીનુ પૂછ્યું.

"'શું કહ્યું,' 'શું કહ્યું' શું પૂછ્યા કરે છે! નજરે પડયું કામ નથી સઝતું તે મેડે ચઢીને વાંચવા બેસી પડયાં?" ચંચળબાએ ગુસ્સે થતાં કહ્યું.

"બા, કચરા વાળ્યા, વાસણો માંજ્યાં, લૂગડાં ધોયાં, અને હવે શું બાકી રહ્યું તે બતાવો એટલે કરૂં" કુસુમે નમ્ર ભાવે પૂછ્યું.

"હજુ તો 'શું બાકી રહ્યું?' એમ પૂછે છે! સૂઝતું નથી કે સાંજે શું ખાશો? જાઓ દશ શેર બાજરી લેઇને, દળી આવો હરખાબાની ઘંટીએ." સાસુમા ઊકળ્યાં.

"મારાથી દળાશે તો નહિ, ચંચળબા!" કુસુમે નીચી આંખે જવાબ વાળ્યો.

"કેમ નહિ દળાય? કારણ?" સાસુમાએ કારણ માગ્યું.

"આજે મને ચેન નથી પડતું. માથું ભારે લાગે છે અને શરીરમાં જીર્ણજ્વરની પીડા થાય છે, એટલે બીજા પાસે દળાવી લો તો સારૂં. દળામણના પૈસા હું આપીશ." કુસુમે કારણ આપ્યું અને દળામણ આપવાની તત્પરતા દર્શાવી.

"ના જોઇ હોય તો મોટી પૈસાદારની દીકરી! કામ નહિ થાય! શરમ નથી આવતી ના કહેતાં? મોટી શાહુકારણ તે પાછી પૈસા આપનારી નીકળી! જા, દળવા જવું જ પડશે. ખોટાં બહાનાં કાઢે છે!" ચંચળબાએ સત્તાવાહક હુકમ કર્યો.

સાસુ એટલે સત્તાધીશ, જાણે એને જ ઘેર સામ્રાજ્ય આવી ન ગયું હોય! સાસુને મન ગૃહ તે સામ્રાજ્ય અને વહુ તે પોતાની ગુલામ, પોતાના ગમે તે હુકમનું ગમે તે સંજોગોમાં પાલન કરવું એ જ વહુની ફરજ છે એમ મનાવનાર સાસુરાણી! આજની સાસુ પોતાની સાસુએ વિતાવેલાં વીતકોની રીસ પોતાની પુત્રવધૂ ઉપર કાઢે છે. તેને ખબર નથી હોતી કે ભૂતકાળની કુમારિકા તે આજની વહૂ છે, અને આજની વહૂ તે ભવિષ્યની સાસુ થશે, અને તે પોતાને પજવનાર સાસુને તેની વૃદ્ધાવસ્થામાં વ્યાજ સાથે વેરની વસુલાત કરશે!

ચંચળબાએ કુસુમની વ્યથા અને દર્દ ન જાણ્યું. તેને તો ફક્ત પોતાના હુકમનું કોઇ પણ જાતની દલીલ વિના પાલન કરાવવું જ રહ્યું. એને જ પોતાનો સાસુ તરીકેનો અમલ સાર્થક ગણે છે.

કુસુમે કચવાતે મને અને હૃદયના કોઠાણમાં સામ્રાજ્ઞી સાસુરાણી તરફ તિરસ્કાર ઊપજ્યા છતાં, ના છૂટકે બાજરીની ટોપલી ઉપાડી.

દેહની દુ:ખી અવસ્થામાં પણ હુકમનું પાલન તો કરવું જ પડ્યું! એ હુકમ હતો સાસુનો. જો કદાચ માતાનો હુકમ હોત તો ન ગણકારત, અરે, સામનો પણ કરત. પરંતુ આ તો સાસુના રાજ્યમાં સાસુની સત્તા નીચે રહેવાનું હતું. તે કોઇ પણ સંજોગોમાં પાળ્યા વિના છૂટકો ન હતો, એટલે હુકમ પ્રમાણે કુસુમે દળણું પૂરૂં કર્યું!

રાત્રિની શરૂઆત હતી. સૌ કોઇ ખાઇ પરવારીને સૂઇ ગયાં. બિચારી કુસુમે તો વાળુ પણ કર્યું ન હતું. તેના દેહના અંગે અંગમાં અગ્નિની જ્વાળા

ઝાબુકતી હતી. તે રજાઇમાં માથું ઘાલી દર્દભર્યે અને ધ્રુસકાંભર્યે અવાજે રુદન કરતી હતી. તેના દિલમાં સાસુનું સત્તારૂપી તીર સોંસરું નીકળ્યું હતું. તેને પોતાનાં માતાપિતાની માયા અને મમતાભરી લાડકી ગોદ સાંભરતી હતી. અને કોઇ ન જાણે છતાં અંતરનો અભિરામ જાણે તેવી રીતે રડ્યા કરતી હતી. એટલામાં જ પુષ્પકાન્તે શયનખંડમાં પ્રવેશ કર્યો. એ તો કોઇ પીધેલાના જેવે લાલઘુમ ચહેરે પ્રવેશ્યો. તેની આંખોમાં ક્રોધ હતો, તેની ચાલમાં ઉતાવળ હતી અને તેના મગજમાં ચંચળબાએ ભેરવેલું કુસુમ વિષેનું ખોટું ભૂત હતું.

"કુસુમ!" પુષ્પકાન્ત ગર્જ્યો.

જે થવાનું હશે તે થશે, મારો બેલી ઇશ્વર છે, એવા દૃઢ નિશ્ચય સાથે બેઠેલી કુસુમે પ્રત્યુત્તર ન વાળ્યો.

"સા···, મારી મા સામે તારી જીભને ઊંચકતાં તને લાજ ન આવી? હરામખોર, તું તારા મનમાં આટલો બધો મિજાજ શાના ઉપર રાખે છે? તારો બાપ બાદશાહ જેવો હશે તો તેને ઘેર, પણ મારે ઘેર પણ આટલો રૂઆબ!" પુષ્પકાન્તે માતાએ શિખવેલી વિદ્યાનો કુસુમ ઉપર પ્રયોગ કર્યો.

સનન્···સનન્···સનન્··· કરતી પુષ્પકાન્તના હાથમાં લટકતી નેતરની સોટીના સપાટાથી કુસુમનો બરડો રંગાવા લાગ્યો. સોટી મારવી સહેલ છે, પરંતુ તેના સપાટા પોતાના અંગ ઉપર ઝીલવા મુશ્કેલ છે. અને તેમાંય અબળા જેવી કુસુમ એક દલીલ કર્યાને દોષે—સાસુ-દીકરાના મનમાં ગણાતે દોષે—બોરડીની જેમ ઝૂડાવા લાગી! તે વખતે કુસુમે શી વેદના અનુભવી હશે તે તો પ્રભુ જાણે! પરંતુ એ બળતામાં ઘી હોમ્યા જેવું હતું. એક બાજુ ના છૂટકે દળવું પડેલું દળણું અને તેનાથી નિપજેલી પીડાની પ્રચંડ જ્વાળાઓ અને બીજી બાજુ સોટીનો આ નિર્દય માર! કુસુમ નિરુપાય હતી.

કુસુમનો બરડો લોહીથી ખરડાઇ ગયો. તેના ગૌરવર્ણ દેહમાંથી રક્ત નીતરવા લાગ્યું. પુષ્પકાન્તે લોહીતરસ્યે જીગરે નિર્દોષ કુસુમનું લોહી પીને રક્તલાલસા તૃપ્ત કરી. પોતાની સ્વજન જેવી સગી પત્નીને રાક્ષસ બનીને પુષ્પકાન્તે ફટકારી!

આમાં દોષ કોનો? પુષ્પકાન્ત જેવા સમજુ યુવકે પણ માતૃભક્તિના એક-તરફી આવેશને લીધે કુસુમને ઝૂડી નાખી. અને ચંચળબા જેવાં સાસુએ ફક્ત પોતાની સત્તાને કારણે કુસુમનું લોહી, પુષ્પકાન્તને હાથે ઝૂડાવી પીધું.

કુસુમ કંપતી હતી. તેનાં માબાપે, બગીચામાં કુસુમને ખીલતું કરવા જે

જહેમત ઉઠાવવી પડે તેવી જહેમતથી તેને પાળીપોષી મોટી કરી હતી. અને તે કોમળ, નાજુક કુસુમના અંતરમાં આજે કરોડો વીંછી ડંખે તેવું આ સૌ ડંખતું હતું. છતાં કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના કુસુમ પાસાં ફેરવતી પથારીમાં આળોટતી હતી.

એકદમ તેના દિલમાં વિચાર સ્ફૂર્યો. પુષ્પકાન્તને ઊંઘતો જોઇ તેણે એક પ્રયોગ અજમાવ્યો. કાળી નાગણ જેવો પોતાના માથાનો ચોટલો છૂટો કર્યો અને તે ચોટલાની આંટી પોતાના ગળામાં નાખી. ખૂબ હિંમત કરી, અને ચોટલાની આંટી ખેંચી આત્મહત્યા કરી આ સંસાર છોડીને કુસુમ પરલોકમાં ચાલી ગઇ. જતા પહેલાં એક કાગળ મૂકતી ગઇ. એણે કાગળમાં લખ્યું હતું કેઃ "સત્તાના અમલ માટે સાસુના રાક્ષસી શાસનથી અને પુષ્પકાન્ત જેના એકતરફી ન્યાયવાળા યુવકના દુષ્કૃત્યથી કંટાળી મારા દેહનો ત્યાગ કરી, તમને સૌને પરમાત્મા સદ્બુદ્ધિ આપે તેવી અભ્યર્થના કરતી જગતમાંથી ચાલી જાઉં છું."

કુસુમ ચાલી ગઇ, પણ સાથે સાથે સંભારણું મૂકતી ગઇ.

સવાર થતાં કુસુમને મરેલી દેખી કોઇના દિલમાં ન તો અરેરાટી ઊપજી ન તો તેનાથી કોઇએ શોક અનુભવ્યો. ઊંદરડી મરી જાય અને તેને પૂંછડી ઝાલીને વાડમાં ફેંકી દે, તેવી રીતે કુસુમને સ્મશાનમાં જલાવી આવ્યા!

કેટલાક દિવસો અને મહિનાઓ વીતી ગયા અને પુષ્પકાન્ત ફરી પરણ્યો. નવી વહૂ ચંચળબાને ઘેર આવી. કોઇ નિર્દય પિતાએ પોતાની પુત્રીને આવા ઘાતકી અને નિષ્ઠુર હૃદયના યુવકના હાથમાં સોંપી. હાય હિંદુ સંસાર!

કરજો વિચાર કન્યાના પિતાઓ! ભૂલેચૂકે પણ તમારી દીકરીઓ રખે આવા ઘાતકી યુવાનોના હાથમાં સોંપતાં, દોજખમાં ફેંકતાં. એમ કરતા પહેલાં સો વાર વિચાર કરજો.

પ્રિય માતાતુલ્ય સાસુઓ, તમારે પણ તમારી પુત્રવધૂ તરફ એવું વર્તન રાખવું જોઇએ કે જાણે તે તમારી જ દીકરી છે. જેમ તમારી પુત્રવધૂ તે તેનાં માબાપની દીકરી છે, તેમ તમારી દીકરી પણ 'કોઇક' વ્યક્તિને ત્યાં વહૂ થઇને જવાની છે. જેમ તમારી દીકરી છે, તેમ તમારે ત્યાં આવેલી વહૂ તે પણ 'કોઇકની' તો દીકરી છે. તમારે મન વહૂ છે, પણ તે તેના પિતાની તો લાડીલી દીકરી છે.

કુસુમનો પ્રાણ ગયો સત્તાધીશ ઘાતકી સાસુની નિર્દયતા કારણે.

આનું નામ સાસુનું સામ્રાજ્ય!

ભાદરણ (હાલ મોભારોડ) ચંદ્રકાન્ત નરસિંહભાઇ પટેલ

# રેલગાડીના ડબ્બામાં

પ્રોફેસરને ત્યાં જવાના બદલાના પાછળ ભેદ હતો. લક્ષ્મી તો ત્યાં ન જતાં પૂનાના સ્ટેશન ઉપર ગઈ. ટિકિટ કઢાવી, પૂના મેલમાં ચઢી બેઠી. ગુસ્સાનો પાર નહોતો. તે ઊંડા ઘેરા વિચારમાં ડુબેલી જણાતી હતી. હાથમાંનું ચોપડીઓનું પોટલું ધબ દેઈ બેઠક ઉપર નાખી લૂગડાં સંકેલી બેસી ગઈ.

"કેમ બેન, ક્યાં જાઓ છો? જાતે કેવાં છો? એકલાં કેમ છો? કંઈ ખોવાયું તો નથી ને?" લક્ષ્મીના મૌનથી પ્રશ્નોનો મારો ચાલુ જ રહ્યો: "બહુ જ વિચારમાં જણાઓ છો. નાપાસ-બાપાસ તો નથી થયાં ને? હરકત ન હોય તો જણાવો તો કંઈક ઉપયોગી થઈ પડું." બાજુમાં બેઠેલા સફેદ ટોપીવાળા યુવકે મોઢું ઉઘડાવ્યું.

લક્ષ્મી: "જઉં છું પ્રભુ લેઈ જાય ત્યાં! જાતે મુવાં છીએ પાટીદાર! એકલાં થવા ધનના ઢગલા જોઈએ છે. ખોવાયું છે કુળ તે ખોળવા જઉં છું. થઈ છું તો પાસ પણ...."

યુવક: "પણ-બણ જવા દો. હું પણ તમારી જ્ઞાતિનો જ છું. સંકોચ વગર વાત કરી શકો છો. હમણાં જ એલએલ. બી.ની પરીક્ષા પાસ કરી છે. પરિણામ ઊંચા પ્રકારનું છે, અને હવે કંઈક ધંધે લાગવા વિચાર છે."

લક્ષ્મી: "કયા ગામના છો? કઈ ખડકીના છો? મોસાળ ક્યાં છે? મા-બાપ છે કે નહિ? ભાઈભાંડુ કેટલાં છે? પરણ્યા છો કે કૂંવારા?"

યુવક: "આમ પૂછવાનું કંઈ કારણ?"

લક્ષ્મી: "કારણ એટલું જ કે જો તમે કૂંવારા હો તો મારે જગા બદલવી પડશે. પરણેલા હો તો વાત જ કરવી નથી."

યુવક: "પરણેલો હોઉં તો વાત કરવી નથી. કૂંવારો હોઉં તો જગા બદલવી પડશે. મને લાગે છે કે તમને કોઈ કૂંવારાથી અથવા પરણેલાથી સખ્ત આઘાત થએલો જણાય છે. હમણાં તો પરણેલોય નથી તેમ કૂંવારામાંય ખપું તેવો નથી. તેથી તમે બેસી પણ શકો છો અને વાતેય કરી શકો છો."

લક્ષ્મી: "સાંભળો ત્યારે. (ગાડીનો ખડખડાટ અવાજ વધતો જાય છે.) છાપાંમાં વાંચ્યા પ્રમાણે ઘણી છોકરીઓ મનપસંદ વર નહિ મળવાથી નદી-નાળાંમાં પડીને પ્રાણ ખુએ છે. (છાપાની કાપલી બતાવે છે.) કેટલીક કન્યાઓ પોતાના પિતાશ્રી પાસે કન્યાદાન દેવા માટે જોઈતું ધન નહિ હોવાથી તેમને તે ઉપાધિમાંથી મુક્ત કરવા કૂવો-હવાડો કરે છે, કેટલીક પરણ્યા પછી

સાસુજીનો ભોગ થઇ પડે છે, કેટલીકને ગોઢે ડૂચો દેઇ બાળી નાખવામાં આવે છે, કેટલીકને ઝેર દેઇ મારી નાંખવામાં આવે છે, જ્યારે કેટલીક પોતાની મેળેજ સ્ટવનો ભોગ થઇ પડે છે. આ બધાનું મૂળ દીકરીઓ પરણાવવા માટે પડતી વિપત્તિઓ ને વિટંબણાઓ છે."

પાછળની બેઠક ઉપર બેઠેલા એક ભાઇ જે આ બધું નિરાંતે સાંભળતા હતા તે આગળની બેઠક ઉપર જગા હતી ત્યાં આવી, વગર બોલાવ્યે ટેસવાયા અને વચમાં જ બોલી ઊઠયા: "જુઓ બેન, હું પણ એક બેનનો જ ભાઇ છું. મુંબઇમાં વર્તમાનપત્રોની ઑફિસમાં કામ કરનાર ભાઇને કદાચ તમે નહિ ઓળખો, પણ તેમનાં ધર્મપત્નીને તો જરૂર ઓળખી શકો એમ છો. તેમણે સાંભળવા પ્રમાણે મોટી રકમ લેઇ દીકરો પરણાવ્યો. મારી બેન સાથે ચાસુપણાનો દરજ્જો ભોગવ્યો. દીકરાને સિનેમા તેમ જ અન્ય જગાએ હરવાફરવાની છૂટ દેવાઇ. એ જાણતાં હતાં કે તેમનો દિકરો મારી બેન વિના બીજી કોઇને પરણશે નહિ. જનતા પણ જાણી ગઇ હતી કે લગભગ પરણી ગયા જેવું જ હતું. પણ મારા પિતાશ્રી પાસે પૈસો નહિ અને પેલાં જનસમાજમાં માતેલાં પૈસા મળે તો ત્યાં જવા અંદરખાનેથી ખટપટ કરી રહ્યાં હતાં. અને થયું પણ એમ જ. સુધારાની ટોચ ઉપર ચઢેલાં તે બેનને મોટી રકમ ગળતાં જ, જાહેર જીવનમાં લોકો શું કહેશે તેની લેશ પણ પરવા કર્યા વગર, ઊજળી કારકિર્દી ઉપર પાણી ફેરવીને, પટ દેઇ મારી બેનને તરછોડી ગાબડે ઊતર્યાં. અધૂરામાં પૂરું કરવા કહેવા લાગ્યાં કે હવે જ્યારે 'પાટીદાર'માં ટીકાઓ થવા લાગી છે ત્યારે પૂરો લાભ કેમ ન લેઉં? એટલે પરમ દિવસે સાંભળ્યું છે કે પરઠણની ચોથાઇ ન મળે ત્યાં સુધી અને માટલાંના બસો ચારસો રૂપિયા ન મળે ત્યાં સુધી દીકરાની વહુને એને પિયેર નહિ મોકલવાનું ઝારશાહી ફરમાન નીકળી ચૂક્યું છે. ન કરે નારાયણ ને કદાચ બિચારી તે બાઇ પિયેર જવાની બંધીને લીધે મૂંઝાઇ જાય ને કંઇક કરી બેસે તો?"

લક્ષ્મી: "શું કહો છો? આટલો બધો જુલમ! આટલી હદ વિનાની કઠોરતા! કુળવાનશાહી તારું નિકંદન ક્યારે જશે? હિટ્‌લર યુરોપમાં શું કરવા પાક્યો? પાટીદારની કોમમાં પાક્યો હોત તો કુળવાનશાહીની છાયા તળે પેટ ભરી ખાનારાના ગોઠલા ને છોતરાં જુદાં કરત, અને કંઇક બાળાઓના પ્રાણ બચાવત, કુળવાનશાહી નાબૂદ કરવાનો આશીર્વાદ પામત! જુઓ ને, ગઇ કાલે જ કમળા—નરેન્દ્ર (વર્તમાનપત્રની કાપલી બતાવીને) નદીમાં પડીને બૂડી મૂઆં. કુળવાનનું ભૂત એમના બાપને વળગ્યું હતું!"

યુવક: "કુળ! કુળવાન! લો વાંચો કુળવાનનાં કાળાંધોળાં! (છાપું બતાવે છે.) 'કોઇ ધરખમ બેંકમાં લાખોના ગોટાળો કર્યાનો ગુનો સાબિત થવાથી .... નામનો કુળવાન એ ગુના માટે એક વરસની જેલમાં ગયો છે.'"

લક્ષ્મી: "અરે, એ તો પેલા કુળવાન ગણાતા કુટુંબમાંનો જણાય છે. ઓળખ્યા, નડિયાદમાં કહેવાય છે કે એક જગ્યાએથી ગંજાવર રકમ તો એમણે દીકરાના બદલામાં (આકુસની કેરીના બદલામાં-પરઠણ) હોઇયાં કરી હતી. એવા એ ચીનના શાહુકાર, ઉડાઉગીર! નાણાં ઉચાપત કર્યાના ગુના માટે જેલ જનારના જેવાના દીકરાના ભાવ ઊછળતા સાંભળીને કાળજું કપાઇ જાય છે. આવા નરાધમોને સમાજમાં સ્થાન કેમ મળે છે તેજ સમજવું કઠણ થઇ પડયું છે. એ કારણેજ આ બિચારી કુમળી બાળાઓના ભવ બગડે છે ને? જેના ઘરનું પાણીયે ન ખપે, જેની પાસે બેસેય નહિ, પોતાને ઉમરેય ચઢવા ન દે, એવો કોઇ અણઘડ પાટીદાર-પછી ભલે તે ભાલનો હોય, દસક્રોસીનો હોય કે કાનમનો હોય કે પાછલી પરવાડનો હોય, પણ-પરઠણમાં દશ પંદર હજાર આપવા તૈયાર થાય તો જેમ કુસકા જોઇ ગધેડો દોડે તેમ દોડ્યા વગર આ લોકો રહેતા નથી એ ખાત્રી થઇ ગઇ છે. આથી તો પરઠણની વેદી ઉપર બાળાઓનાં બળિદાન દેવાઇ રહ્યાં છે."

વડોદરાનું સ્ટેશન આવે છે. ચાપાણી થાય છે, પાછી ગાડી ઊપડે છે. ચરોતરમાં પ્રવેશતાં અધૂરેથી પાછી ચર્ચા વધારે જોરદાર બને છે.

લક્ષ્મી: "આપનું નામ? કયા ગામના છો? ક્યાં જાઓ છો?"

યુવક: "નામ તો રમેશ. ગામ કરમસદ. જઉં છુંયે કરમસદ."

લક્ષ્મી (અજાણી થઇ): "પાટીદાર છો ને? બાપાની ખડકીના હશોજ."

રમેશ: "આટલાં ઊંડાં ઊતરી કેમ પૂછો છો? ઘેર ઘેર માટીના ચૂલા છે. હમણાં 'પાટીદાર'ને મદ ચઢયો છે. બધાંને એકજ અસ્ત્રે મૂડે છે. મારા બાપુજીએ પરઠણ લીધી તે બીજાના પ્રમાણમાં ઘણીજ ઓછી છે. છતાં પેલા પાંત્રીસ કે ત્રીસ, સાત કે દશ હજાર લેનારાની કક્ષામાં 'પાટીદાર' અમને મૂકે એ એને શોભે છે?"

લક્ષ્મી: "કેમ ન શોભે? આવી પોલ ખોલવી એમાં 'પાટીદાર'નું ગૌરવ છે. આંકડા આપવાથી લોકો કુલક્ષણી બને છે એમ ધારી 'પાટીદાર' આંકડા ન આપે એ સામે મારો સખત વિરોધ છે. આંકડા આપે તો એજ કુળમાંથી કોઇ દીકરીનો વિવાહ કરવા બહાર પડે ત્યારે સામા ધણીને એના કરતાંય વધારે ચીરવા ઠીક પડે અને તે વખતે લીધેલા કરતાં કોઇ બમણો ચોકાવનારો મળે

ત્યારે છટ્ઠીનું ધાવણ નીકળી જાય, એવું બને એટલે જતે દિવસે સરખા થાય. માટે આંકડા આપવા જ જોઇએ એવી ભલામણ હું જરૂર 'પાટીદાર'ના તંત્રીને લખવાની છું. એવા કુળમાંથી કે ઘરમાંથી પૂછવા આવે ત્યારે દીકરાના પિતાઓએ બમણા માગવાની વેતરણ કરી રાખવી જોઇએ. એ વિના એ લોકો ઠેકાણે નથી આવવાના!"

યુવક જેનું નામ અરવિંદ હતું તેના તરફ જોઇ રમેશે શરૂ કર્યું: "કેમ ભાઇ, આપ મૂંગા છો? ગાડીમાં તો એમ બેઠે વખત ન કપાય."

અરવિંદે જવાબ આપ્યો: "આપ બોલો છો તેથી મેં બોલવું બંધ કર્યું છે, આપે આવતાં જ છોડવા માંડી એટલે મારી બોલતી બંધ રાખી."

રમેશ: "મારે એમ તો કહેવું પડશે કે પરઠણને રિવાજે પાટીદાર કોમને દરિદ્ર બનાવી છે એટલું જ નહિ, પણ હરામ હાડકાંની બનાવી છે. રાંડીરાંડોને ઘને ઊજળા ઠગ થઇ ફરે, ગાવતું ભેંસ તળે અને પાડાનું આખલા તળે નાખી લાખોના ગોટાળા ઊભા કરે; દિવાનીઓ તો શું પણ જપ્તીઓ બેસે નહિ ત્યાં સુધી પાકેલાં નાણાં ચુકવવાં નહિ, અને કોઇ છોકરા માટે પૂછવા જાય ત્યારે હજારોની વાતો કરે! પણ એમને ખબર તો ત્યારે જ પડે, જ્યારે એમની કન્યાઓ કોઇ સસ્તામાં લે નહિ!"

લક્ષ્મી: "અસલ વાત ઉપર આવો. તમો પરણેલા નથી ને કૂંવારા યે નથી, એમ કબૂલ કર્યા પછી કેવા છો તેમ પૂછવામાં જરા વિવેકનો ભંગ થતો હોય તો માફ કરશો. એનો અર્થ તો તમો હાલ વિધુર હોવા જોઇએ. કેમ ખરું ને!"

અરવિંદ: "તર્ક બરાબર છે. પાછલી બૈરી બે બાળકની માતા થઇ પરલોક ચાલી ગઇ છે. મેં હજી કંઇ વિચાર કર્યો જ નથી. હવે વકિલાત શરૂ કર્યા પછી વિચાર કરું, જો અડચણ પડે તો. મને લાગે છે કે અડચણ જરૂર પડવાની!"

રમેશ: "આ લક્ષ્મીબેનને હું ઓળખું છું. મારી સાથે જ પુને બી. એ.માં હતાં. પાસ પણ થયાં છે. પણ કોણ જાણે કેમ એકાએક અભ્યાસ છોડી પાછાં ફર્યાં છે તે સમજાતું નથી."

લક્ષ્મી: "પાછી તો પેલાં નરેન્દ્ર-કમળાની આત્મહત્યાએ ફેરવી છે. ભણીને શું કરવું છે? ભણ્યાં તોય માબાપોને તો પૈસા વગર વર મળતા નથી ને? ભણેલા વરોને ય અભણ વહુઓ દશેક હજારનો દલ્લો લેઇને આવતી હોય તો નરી દૂધપાક જેવી લાગે છે. એમ ન હોત તો નરેન્દ્ર-કમળા આપઘાત કરત જ નહિ! તમારી ખડકીઓમાં આગ લાગો! તમારાં કુળોમાં પૂળો મૂકો! તમારા ભણતરમાં ધૂળ પડો! તમારી પોકળ દેશભક્તિમાં પથરા પડો! તમારા સુધારાને નામે કુધારા જહાનમમાં જાઓ!"

અરવિંદ: "ગુસ્સે ન થાઓ. તમારા જેવી કન્યાઓએ બહાર પડી સંગઠન કરવું રહ્યું. પૈસાને પરણનાર સામે પડકાર કરવો રહ્યો. પરઠણ સામે બેઠો બળવો જગાડવો રહ્યો. ખર્ચાળુ લગ્નક્રિયા છોડી સાદી લગ્નની પ્રથા પાડવા કમર કસવી રહી, વીસમી સદીમાં જીવવું અને રિવાજો બારમી કે પંદરમી સદીના પાળવા-માટે આત્મઘાત કરવા છોડી દેવા રહ્યા, લગ્નની લગામ ઘરડાઓના હાથમાંથી છીનવી લેવી રહી. આમ કરો તો જ પરઠણના રિવાજ• ઉપર કાપ પડે ને આત્મહત્યાઓ અટકે."

રમેશ: "વાત ખરી, પણ યુવકો જ બાયલા છે ત્યાં શું થાય! ભણતર એટલું મોંઘુ થઇ ગયું છે, જીવન એટલું ખર્ચાળ થઇ ગયું છે, ફેશન એટલી વધી ગઇ છે, સ્પર્ધા એટલી જોવામાં આવે છે કે વગર પરઠણે હા પાડવામાં વડેરાંનાં અને સાથે યુવકોનાં પણ મોઢાં એરંડિયું પીધા જેવાં થઇ જાય છે."

અરવિંદ: "એમ ન કહો! ઘણા યુવકો એવા છે કે હવે કંટાળી ગયા છે, કારણ કે એમને મનપસંદ કન્યાઓ સાથે પરણવાનું મળતું નથી. પૈસા સાથે પરણવાથી—પરણાવી દેવાથી આગળ ઉપર સંસાર વસમો—કઠણ કાઢતા હોય એમ લાગે છે. એટલે તમને પૂરો ટેકો તેમના તરફથી મળશે. માટે એ તરફ લક્ષ રાખવું એ વધારે સારૂં મને લાગે છે."

રમેશ: "હું તો એમ જ કહીશ કે જ્યાં સુધી પૈસો એ જ પરમેશ્વર છે ને એ પરમેશ્વર વિના જગત ચાલે તેમ નથી જ એવી માન્યતાને અને તે પ્રથાના સંચાલકોને આ દેશમાંથી દેશનિકાલ કરવામાં નહિ આવે ત્યાં સુધી પરઠણ બંધ થાય એમ મને લાગતું નથી. કન્યાવિક્રય વાળા કન્યાને વેચી પૈસો ઊભો કરે છે તેમ વરવિક્રય વાળા છોકરા વેચે છે ને પૈસો ઊભો કરે છે. એ એક જાતની હુંડીના કડકા જ ઘરમાં પડ્યા છે એમ માન્યતા થએલી છે. જોઇએ ત્યારે મોંઘે-સોંઘે ભાવે વેચી શકાય એવી વસ્તુ ગણાય છે, તેનું શું થાય?"

અરવિંદ: "બધેય એમ નથી. જુઓ ને મરઘાકાકાના પાડોશી તો છાતી ઠોકીને કહે છે કે મામડે જવું નથી. સરખે માથે વધારે લેવા નથી ને વધારે દેવા નથી. છોકરાઓને છોકરીઓ પરણાવવાની છે, પણ 'છાશમાં માખણ જાય ને બૈરી ફુવડ કહેવાય,' એમ કરવા તૈયાર નથી. ૭ ગામમાં કુળવાન ગણાતા વરો માટે રૂા. ૩૦૧માં કન્યા આપવી છે ને ૩૦૧માં છોકરો ઉઘલાવવો છે! પણ જેણે કોઇના ઘરનાં નળીઆં પડાવ્યાં હોય તેના ઘરની કન્યા રૂા. ૩૦૧ને રિવાજે શા માટે લેવી એવો પ્રશ્ન હમેશાં એઓ આગળ ધરે છે!"

લક્ષ્મી: "વ્યાજબી છે. પેલાને લેવા છે હજારો ને આપવા છે ૩૦૧, એ કેમ બને! ગરધાકાકાના પડોશીનો પ્રશ્ન વ્યાજબી છે. એમને હાથીના દાંત નથી, જે કરવું છે તે કહે છે. એમને મન તો એ જ માર્ગ પરઠણ બંધ કરાવવાનો છે. જેઓ નાને કે મોટે ગામથી મોટી પરઠણો લે છે તેમની કન્યાઓ ૩૦૧ના રિવાજમાં લેવી જ નહિ એવો એમનો પાકો વિચાર પ્રસંશનીય કહેવાય. પણ લાડી–પાડી–વાડીનાં નિવડયે વખાણ!"

અરવિંદ: "તમો ઉતાવળે મત ના બાંધતાં. હજી ઘણું આગળ જવાનું છે."

લક્ષ્મી: "ના, મારે તો હવે આગલે જ સ્ટેશને (અમદાવાદ) ઊતરવું છે."

રમેશ: "ક્યાં જવાનાં છો?"

લક્ષ્મી: "પ્રભુ લેઇ જશે ત્યાં. ફીકર કરતા ના, કંઇ આપઘાત કરવાની નથી."

અમદાવાદ આવે છે ને તે ઉતરી પડે છે.

પૂના કેમ્પ  મગનભાઇ ઈશ્વરભાઇ પટેલ

—*—

## નવા વર્ષની શુભાશિષ

પ્રેમાળ બેન,

દિવાળી આવી, છતાંય તું લખે છે કે મારી તબિયત સારી નથી. તારો પત્ર વાંચી ઘણી જ દિલગીરી થઇ કે આવા શુભ તહેવારમાં પણ તારી તબિયત ઠીક નથી.

બેન, તું જ્યારથી અમદાવાદ ગઇ ત્યારથી તારી તબિયત નરમ જ રહે છે. મને તો હરહમેશ તારી ચિંતા જ થયા કરે છે કે શહેરમાં આટલી બધી જોગવાઇ છતાં તારી તબિયત કેમ સુધરતી નથી?

અને ત્યારે હૃદયના અંદરના પટમાંથી માત્ર અવાજ આવે છે કે શહેરમાં પૈસોટકો હોય, છતાંય બહારના પુષ્કળ મોજશોખને લીધે જ આમ બને છે. કારણ કે આજ યુરોપિયન સંસ્કૃતિવાળી પશ્ચિમની હવાને લીધે બેનો માંદી પડે છે. તાવ, હિસ્ટિરિયા આવે છે અને તબીયત નરમ રહે છે. ડૉકટરો વધ્યા છે. કારણ કે નળનું પાણી જ પ્રથમ રોગનું ઘર કરે છે. જ્યારે તું કૂવેથી કે નદીથી પાણી લઇને આવતી ત્યારે જે કસરત થતી ને જે જોર હતું તે તું શહેરમાં ગયા પછી બંધ થયું છે.

વળી આજે પરદેશી સંચાને લીધે ઘંટી ઉપર ધૂળના ઢગલા થયા છે. ખરું કૌવત મેળવવા ઘંટીનો લોટ જોઇએ, પરંતુ સંચે રસ ચુસાઇ તૈયાર થતો

લોટ તમારા પેટમાં જાય છે. કામ કરાતું નથી, ધોવાતું પણ 'બાઇ' કરે છે, સાંજના ફરવા જાઓ ત્યારે પણ ગાડી જોઇએ છે! ભલી મારી બેન, તું ક્યારની શહેરી થઇ ગઇ કે તારાથી દળવાખાંડવતું, ધોવાતું, પાણી ભરવાનું, અરે! રાંધવાનું પણ નથી થઇ શકતું?

અરે! શહેરના ખોટા મોજશોખમાં અંજાઇ પડેલી ઓ બેન, તેં ગામડાની યુવતીને તો જોઇ તો છે જ, તેના શરીરનો બાંધો પણ જોયો છે. તેનું શરીર તારા જેવું ગોરૂં ને આકર્ષક તમને લોકને નથી લાગતું. તેને તારા જેવાં વસ્ત્ર સજતાં નથી આવડતું, તારી પેઠે વાળના ગુચ્છા પાડતાં નથી આવડતું, તારા જેવું બોલતાં પણ નથી આવડતું. પરંતુ તેનામાં જે તાકાત અને તંદુરસ્તી છે, તેનો છાંટોય તારામાં નથી. વળી તે જ્યારે પનઘટ પરથી માથે બેડું લેઇને સરસર કરતી ચાલી જાય છે, ત્યારે તો ભલભલા કવિઓની કલ્પનાનેય પણ પાણી ભરાવે છે. તે જ્યારે પરોઢમાં ઘમઘમ અવાજથી વલોણાં વલોવે છે અને ઘંટીથી દળે છે, ત્યારે તેનું શરીર કેટલું કસાય છે અને તેના સ્નાયુઓ કેટલા મજબૂત બને છે, તે અનુભવ વગર તો ન સમજાય! દળવાખાંડવાંતુ, પાણી ભરવાનું તો ઠીક, પરંતુ તે જ્યારે પોતાના હરિયાળા ખેતરમાં ખરે બપોરે જાય છે અને ત્યાં તે જે કામ કરે છે, તે જોઇ તું ખરેખર અવાચક જ થઇ જાય!

તારા શહેરમાં દૂધ પણ ચોકખું નથી મળતું, સાપરેટ મળે છે. મલાઇ કાઢીને આપે છે. તો પછી ઘી તો ચોકખું મળવાની વાતજ શી? એ પણ વેજીટેબલ ખાઇને રહેવું પડે! તો તેથી કેટલું કૌવત શરીરમાં આવે? પછી તબીયત સુધરે શી રીતે?

મારી ભારતી બેન, તું વિલાયતમાં કે પશ્ચિમના કોઇ ગામમાં નથી, તો તું શા માટે આટઆટલા મોજશોખ કરે છે? અને તેથી કરીને જ મારે નવે વર્ષે ફરી તને સંદેશો પાઠવવો રહ્યો કે 'ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો' એ જુગજૂની કહેવત યાદ કરીને, બેન, તું બીજું કાંઇ નહિ તો તારા ઘરકામમાં તો જરૂર ધ્યાન આપજે.

પ્રથમ ઘરકામમાં જો ધ્યાન આપીશ તો જ તારી ફરજ અદા કરી શકીશ. તું ખાદી પહેરીને બહાર ભાષણો આપવા નીકળીશ ને તારા ઘરમાં યોગ્ય વ્યવસ્થા રાખીશ નહિ તો બધું ધૂળ ઉપર લીંપણ સમજજે.

આજે તારો પતિ ધનવાન છે. કાલે કદાચ નિર્ધન પણ થઇ જાય. પણ ભારતી નારી તો પોતાના પતિને હિંમત આપીને કહેશે કે "શા માટે ગભરાઓ

છો? હું દળણાં દળીશ, ખાંડણાં ખાંડીશ, લોકોનું પાણી ભરીશ અને આપણું પૂરું કરીશ."

બેન, મને તો દિનપ્રતિદિન જેમ જેમ મોજશોખો જોતો જાઉં છું તેમ તેમ તેમ હિંદની પરિસ્થિતિનો ખ્યાલ આવે છે કે હવે આનો અંત ક્યાં આવશે?

તું યુરોપિયન સાજ સજે છે, પરંતુ ત્યાંની નારી કામ કેટલું કરે છે તે 'તેં' જોયું છે ખરું? તેના જેટલી બાહોશી, હોશિયારી, કામગીરી તો તારાથી થઇ શકે કે કેમ, તે પણ શંકા છે.

તો પછી ઓ બેન, આ મારો ટૂંકો પત્ર વાંચી માત્ર ઘરકામ કરીશ તોય મને આનંદ થશે. ધીમે ધીમે જરૂર કરતી થજે. મને તો ખાત્રી છે કે તેથી તારી તબિયત સુધરશે જ. આમાંથી યોગ્ય લાગે તે ગ્રહણ કરજે. તારી તબિયતના સમાચાર જણાવજે.

તારું કલ્યાણ થાઓ, એ નવે વર્ષે મારી શુભાશિષ!

**વણછરા**, તા. પાદરા **મંગળદાસ હીરાચંદ શાહ**ના જયભારત



## ગ્રંથપરિચય

**૧. બાપુ:** મૂળ હિંદીમાં લેખક—ઘનશ્યામદાસ બિરલા; પૃષ્ઠ ૧૩+૧૬૪, ૧૧ છબિઓ, કિંમત બાર આના. આ પુસ્તક મૂળ હિંદીમાં લખનાર હિંદુસ્થાનના એક અગ્રગણ્ય લક્ષ્મીનંદન શ્રી. ઘનશ્યામદાસજી બિરલા છે. એ પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે.

આ પુસ્તકમાં લેખકે 'નાની મોટી એકે એક બાબત લેઇને ગાંધીજીનું જીવન નિહાળવાનો પ્રયત્ન કર્યો છે.' અને લેખક લખે છે કે "ગાંધીજી સાથે મારો પચીસ વરસથી સંસર્ગ છે. મેં તદ્દન નજીકથી, સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા, તેમનો અભ્યાસ કર્યો છે, ટીકાકાર થઇને છિદ્રો શોધ્યાં છે." અને આટલું છતાં તેઓ આગળ જણાવે છે કે "પણ મેં એમને કદી પ્રમાદમાં સૂતેલા જોયા નથી."

મહાત્માજીના જીવનને અનેકાનેક શુભ પાસાં છે. જેની જેટલી શ્રદ્ધા, તપસ્યા, નિહાળવાની શક્તિ અને જાગ્રત અભ્યાસ હોય તે પ્રમાણે એ મહાપુરુષના જીવનના ઊંડાણનો ભેદ પામી શકે. મહાત્માજીના જીવન ઉપર દુનિયાંભરમાં થઇને ૧૧૦૦ પુસ્તક લખાયાં છે અને લખાયે જતાં હશે, છતાં પણ એ કાર્ય હરેક વખતે અધૂરું જ લાગવાનું. એવા ઘણા પ્રયત્નોમાંનો આ એક

પ્રયત્ન છે, જે વાચકને ગાંધીજીની નજદીક લાવે છે.

જેમ સોનામાં સુગંધ ભળે તેમ, આ પુસ્તકમાં શ્રી. મહાદેવભાઇએ આદિ-વચન લખ્યું છે, તેમાં આ પુસ્તક વિષે લખ્યું છે કે "હું પુસ્તકને પ્રફના રૂપમાં જ બે વાર વાંચી ગયો અને બીજી કેટલી યે વાર વાંચું તોપણ મને થાક ન લાગે." આ પુસ્તક ગુજરાતી વાચકોને વાંચવાની ભલામણ કરતાં આથી વધારે પ્રમાણપત્રની જરૂર રહેતી નથી.

૨. મધુકર, જમનાદાસ ભગવાનદાસ સ્મારકવાળા ગ્રંથ ૨૪: મૂળ મરાઠીમાં લેખક—વિનોબા ભાવે; પૃષ્ઠ ૮+૪૪૪, કિંમત રૂા. ૨-૦-૦.

પ્રકાશકના નિવેદનમાં જણાવ્યા પ્રમાણે "પાંચ વરસ ઉપર શ્રી. વિનોબા-સંપાદિત મહારાષ્ટ્ર-ધર્મ નામના મરાઠી સાપ્તાહિક(સને ૧૯૨૪-૧૯૨૭)-માંથી વીણી કાઢેલા લેખોનો એક સંગ્રહ 'મધુકર' નામથી વર્ષોથી પ્રસિદ્ધ કરવામાં આવેલો. તેના નામનો ખુલાસો શ્રી. વિનોબાએ તે પુસ્તકની પ્રસ્તાવનામાં નીચે મુજબ આપ્યો હતો:

"'મહારાષ્ટ્ર-ધર્મ'નું ટૂંકું રૂપ 'મ. ધ.' તેને પાણિનીય નિયમ મુજબ 'ઉ' અનુબંધ જોડીને 'મધુ' એ સાંકેતિક શબ્દ બનાવ્યો છે. મધુ એટલે 'મહારાષ્ટ્ર-ધર્મ'માંથી વીણી કાઢેલું લખાણ. તેના સંગ્રહનું પુસ્તક તે 'મધુકર.'

"પ્રસ્તુત પુસ્તકનો પહેલો ખંડ તે એ જ 'મધુકર'નો અનુવાદ છે. બીજા ખંડના તેવીસ લેખો 'ગ્રામસેવાવૃત્ત,' 'સર્વોદય,' વગેરે સામયિકોમાં આવેલા લેખોનો અનુવાદ છે. વળી આ સંગ્રહનો છેલ્લો લેખ ઉપર જણાવેલા 'મહારાષ્ટ્ર-ધર્મ'માંથી લીધા છે."

ઉપર જણાવ્યા પ્રમાણે મૂળ મરાઠી લેખોનું આ ભાષાન્તર છે.

આ સંગ્રહમાં કુલ ૬૫ લેખો છે. અને શરૂઆતમાં મહાત્માજીના મંત્રી શ્રી. મહાદેવભાઇએ પ્રસ્તાવના લખી 'યોગઃ કર્મસુ કૌશલમ્' એ અર્થમાં વિનોબા સાચા યોગી છે, એમ જતાવ્યું છે. વળી તેઓ જણાવે છે કે, "પણ એમનામાં કેટલીક એવી વસ્તુઓ છે જે બીજા કોઇમાં નથી. કોઇ નિશ્ચય કર્યો, કોઇ સિદ્ધાન્ત ગ્રહણ કર્યો, તો તે જ ક્ષણથી તેનો અમલ કરવો એ એમનો પ્રથમ પંક્તિનો ગુણ છે. એમનો બીજો ગુણ નિરંતર વિકાસશીલતા છે. આપણામાં ભાગ્યે જ કોઇ એવો હશે જે કહી શકે કે હું પ્રતિક્ષણ વિકાસ કરી રહ્યો છું. ગાંધીજી સિવાય બીજા કોઇમાં એ ગુણ મેં જોયો હોય તો તે વિનોબામાં જોયો છે.... પણ બાપુના કોઇક જ અંતુવાસીએ, વિનોબાએ જેટલા સત્ય-અહિંસાના પૂજારી અને કાર્યરત સાચા સેવકો તૈયાર કર્યા છે, એટલા કર્યા હશે.' આ ઉપરાંત તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી, પ્રખર વિદ્વાન, સાદાઇને વરેલા અને

રચનાત્મક કાર્યના પુરસ્કર્તા તથા રાતદિવસ તેમાં મંડ્યા રહેનાર છે. તેઓ કદી મહાસભામાં ગએલા નથી. તેઓ કહે છે, કે 'મૂક સેવા કરવા માગે છે તેમાંનો હું એક છું. . . . પ્રચાર હજી સુધી કર્યો નથી અને હવે પછી કરવાની સંભાવના યે નથી. મેં એક સૂત્ર બનાવી દીધું છે. 'સેવા व्यक्तिनी, भक्ति समाजनी' વ્યક્તિની ભક્તિમાં આસક્તિ વધે છે, તેથી ભક્તિ સમાજની કરવી.'

આવા યોગી પુરુષ ને મૂક સેવકની નિરંતર ભક્તિમય સેવા ને તપશ્ચર્યારૂપ વાણીનો અણમોલ ગ્રંથ આ સંગ્રહદ્વારા ગુજરાતી ભાષાને મળ્યો છે. ભાષાન્તરકર્તાની શૈલીજ એવી છે જે આ મૂળ છે કે ભાષાન્તર છે, એજ કહેવું મુશ્કેલ છે. છતાં કેટલાક વાક્યપ્રયોગ ક્લિષ્ટ છે, કેટલાક વ્યર્થ છે.

લેખકે સમાન્ય બનાવોથી માંડીને રાજકારણ, સમાજરચના ને ગૂઢ તત્ત્વજ્ઞાનના વિષયોને પોતાની પ્રાસાદિક શૈલીમાં એટલી સાદી રીતે ને સહેલાઇથી રજુ કર્યા છે કે વાંચનારને તે ગૂઢ લખાણની ગડ બેસતાં વાર લાગતી નથી. એ લખાણમાં તપોયુક્ત જ્ઞાનના ચમકારા પાને પાને નજરે આવે છે. લગભગ સવાસો ઉદાહરણો ને વાર્તાઓ મારફત લેખકે કેટલીય સમસ્યાઓ ઉકેલી છે, જેનો જુદો સંગ્રહ થાય તો સહેલાઇથી બોધપ્રદ વાતો મળી રહે. વળી એમનું વેદ, ઉપનિષદ, યોગસૂત્ર, ગીતા, તુલસીકૃત રામાયણ, વગેરે ધર્મગ્રંથોનું જ્ઞાન પણ એટલુંજ અગાધ ને તલસ્પર્શી છે. જ્યારે તુકારામના અભંગ ને રામદાસ-જ્ઞાનદેવની વાણીનો એ પરિચય આપે છે ત્યારે લેખક જે તે વિષયમાં તન્મય હોય એમજ લાગે છે.

આ સંગ્રહમાં રેંટીઓ, ખાદી, શ્રમ, જ્ઞાન, ચારિત્ર્ય, સેવા, ગીતા, અર્થશાસ્ત્ર, ત્યાગ, સંસ્કૃતિ, અસ્પૃશ્યતા, હરિજન, પવિત્રતા–સ્વચ્છતા, કર્મયોગ, ગીત, સાહિત્ય, રાષ્ટ્રભાષા, શાળા, અહિંસા, સ્વરાજ્ય, ભક્તિ-મુક્તિ, ગ્રામધર્મ, કવિ અને કાવ્ય, ખેતી, કિસાન, વગેરે કેટલાય વિષયોની છણાવટ કરવામાં આવી છે.

'એમનું મિતભાષીપણું, એમનો વિચાર અને વાણીનો સંયમ, અને એમની તત્ત્વનિષ્ઠાનો આ સંગ્રહમાં ડગલે ડગલે પરિચય મળશે,' એ શ્રી. મહાદેવભાઇના કથન સાથે દરેક વાચક સંમત થશેજ.

ગુજરાતનાં દરેક પુસ્તકાલય, શાળા, ગ્રામસેવક અને વિચારક આ પુસ્તક વિના નજ ચલાવી શકે એમ અમારું માનવું છે.

ઉપરનાં બે પુસ્તકોના પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

નટવરલાલ દવે

૩. કાળચક્ર: લેખક અને પ્રકાશક–ગોવિંદભાઈ શ. અમીન; સોલ એજન્ટ્સ–આર. આર. શેઠની કું., બૂકસેલર્સ એન્ડ પબ્લીશર્સ, કેશવબાગ, મુંબઇ ૨; પૃષ્ઠ ૮૦, કિંમત રૂ. ૧. યુરોપના સંચા આવ્યા અને આપણાં ગામડાંના ઉદ્યોગ ભાગ્યા, એ ઉદ્યોગના કારીગરો ભૂખે મરવા લાગ્યા, નિરુપાયે એ લોક શહેરમાં ગયા ને ત્યાં ગળી એ મજૂરી કરવા લાગ્યા. પણ શહેરના ચકચકાટે તેમને આંજ્યા ને ત્યાંની બુરી આદતોમાં ફસાઇ પોતાનાં જીવન તેમણે ભ્રષ્ટ કર્યાં. એવા એક ધાણીવાળાના જીવનની પાયમાલીનો ચિતાર નાટકરૂપે આ પુસ્તકમાં આપ્યો છે. એ ચિતાર સુંદર છે. બાકી નાટ્યકલા જેવું બહુ થોડું જ છે. અને એ ગરીબ કારીગરોને આ નાટક વંચાવવું હોય તો બહારની શોભા કાઢીને પણ કિંમત બહુ ઓછી રાખવી ઘટે.

૪-૫. બાલકુંજના બીજા અને ત્રીજા પાઠો: સંપાદક અને પ્રકાશક– ભારત વિદ્યાલય, કરાંચી; સચિત્ર. પૃષ્ઠ અને કિંમત અનુક્રમે ૮+૯૮, રૂ. ૦-૬-૦; ૧૦+૮૦, રૂ. ૦-૫-૦. 'પહેલા પાઠો'ની પેઠે જ આ પાઠો પણ કરાંચીના ભારત વિદ્યાલયના વિદ્યાર્થીઓએ લખેલા છે. વિદ્યાર્થી ભાઈ ગુલાબના અવસાન પછી તેના સ્મારકને અર્થે ફાળો થએલો અને તેમાંથી આ ગ્રંથમાળા શરૂ થઈ. આ પ્રયત્ન ઘણોજ પ્રશંસનીય ગણાય. પાઠો બાળકોના જ લખેલા હોઇ આવકારદાયક છે. એમાંથી બાળકોને વિવિધ જાતનું હળવું વાચન મળી રહેશે. કોઇ કોઇ જગ્યાએ જોડણીમાં અશુદ્ધિ દેખાય છે. એકંદરે આ પાઠો સફળતાને યોગ્ય ગણાય. 'ઉરેન્દ્ર'

૬-૮. બકોર પટેલ: (ગુચ્છ બીજું–ભા. ૧-૨-૩) લખનાર શ્રી. હરિપ્રસાદ વ્યાસ; પ્રકાશક–ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયો ચકલો, સુરત; પૃષ્ઠ અનુક્રમે ૨૧, ૨૨ અને ૨૨; સચિત્ર, કિંમત દરેકના ૦-૫-૦. બકોર પટેલની વાત વાંચવામાં બાળકોને કુતૂહલથી ગમ્મત તો પડશે, કંઇક આડકતરી નવીનના જેવું પણ એમાં છે, પણ ખાસ તથ્યાંશ જેવું ન કહેવાય. આખીય વાર્તાનાં બધાં માનવપાત્રોનાં મોઢાં ચોપગાં પ્રાણીઓનાં આપીને ફક્ત ઉપરછલ્લા હાસ્ય સિવાય બીજું શું ઉપજાવી શકાય? આથી બાલમાનસની કઇ સંસ્કાર-ભાવનાને પોષણ મળશે તે સમજી શકાતું નથી. દરેકની કિંમત પણ કંઇક વધારે કહેવાય. બાકી એ હળવું વાચન તો તે જરૂર આપશે. 'ઉરેન્દ્ર'

૯. અરુણ (વિશેષાંક), જુલાઇ ૧૯૪૧: તંત્રી–મનઃસુખરામ વૈજનાથ દવે; પ્રકાશક–ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળ, પી. ઓ. બોક્સ ૩૬૬, નાઇરોબી, કેનિયા કોલોની; પૃષ્ઠ સંખ્યા ૧૦૨ (જાહેર ખબરો જુદી),

કિંમત શિ. ૨-૦ (પોસ્ટેજ અલગ). 'તંત્રીસ્થાનેથી' જણાવ્યા મુજબ "મહાગુજરાતના આ મહા સંસ્થાન-પૂર્વ આફ્રિકામાં ગુજરાતી સાહિત્યની પ્રગતિના પ્રતીક રૂપે સંસ્થાના મુખપત્ર 'અરૂ(?રુ)ણ'નો આ વિશેષાંક આજે સાહિત્યનભોમંડળમાં પ્રકાશે છે." આમ તંત્રી 'અરુણ' વિષે પોતાનું પ્રમાણપત્ર આપે છે. 'અરુણ' એ વાર્ષિક પત્ર લાગે છે. આ અંકને 'વિશેષાંક' તરીકે ઓળખાવેલો છે. શ્રી. હરગોવિંદદાસ શર્મા જે મંડળના આજીવન સભ્ય છે, તેમણે પોતાનાં પુત્રી વિદ્યાબેનના અકાળ અવસાનના સંસ્મરણાર્થે 'અરુણ'ના ખર્ચ પેટે શિલિંગ ૨૫૧ આપવા ઇચ્છા પ્રકટ કરી. તે રકમ સ્વીકારાઇ, અને ખૂટતી રકમ માટે જાહેર ખબર મેળવી. આ અંકમાં ૧૦૨ પૃષ્ઠમાં વાંચવાની સામગ્રી છે, જ્યારે ૪૭ પૃષ્ઠમાં જાહેરાત છે. શરૂઆતમાં શ્રી. કનુ દેસાઇનું ત્રિરંગી 'નિશા-ઉષા'નું ભાવવાહી ચિત્ર છે. કેટલાંક કાવ્યો છે. તે પ્રદેશની લોકકથાઓ અને પ્રથાઓ ઉપરના લેખ સારા કહેવાય. તે પ્રદેશના લોક પાસેથી જે આર્થિક લાભ પામીએ છીએ, તેના કંઇક પ્રમાણમાં તેમની સેવા વિષેના વિચાર લખાય એ વધારે ઇષ્ટ છે. આટલે ખર્ચે અને આટલી બધી જાહેરાતો મેળવી જે જહેમત ઉઠાવી તે પ્રશંસાપાત્ર છે. બાકી ગુજરાતી સાહિત્યની દુનિયામાં આ અંકથી વિશેષતા મળી હોય એમ અમને લાગતું નથી. પણ ગુજરાતથી આટલે દૂર આવા પ્રયાસો થાય એ જેમ આનંદની વાત છે તેમ એ પ્રયાસો સુરુચિકર અને સત્ત્વવાળા બને, તો જ પ્રયત્ન સફળ કહેવાય, બાકી મહેનત અફળ બને એ નિર્વિવાદ છે. **નટવરલાલ દવે**

**૧૦. મેલેરિયા અંક:** 'ગ્રામસેવા'(ઉનાવા, વાયા કલોલ)ના પાંચમા વર્ષનો બારમો અંક છે, જે અવલોકન માટે મળ્યો છે. તેમાં વૈદ્યરાજ નાનાલાલ પાઠક-ભુજ, એમનો 'નિદાન અને ચિકિત્સા' સંબંધે લેખ સુંદર છે. વૈદ્ય હરિપ્રસાદ ભટ્ટ-વડોદરા અને વૈદ્ય અમૃતલાલ રાવલ-સૂરત, એમના લેખોમાં પણ ગામડાની પ્રજા ઓછામાં ઓછે ખર્ચે વાપરી શકે તેવા અનુભવી ઉપાયો સૂચવ્યા છે. શ્રી. ડુંગરશી ધરમશી સંપટનો લેખ જાતઅનુભવોથી લખાયો છે, જેમાં સિલોનમાં મેલેરિયા ફાટી નીકળ્યો, ગામડાંનાં ગામડાં ફસાયાં, ક્વિનીનનો ઉપયોગ બીનઅસરકારક માલુમ પડ્યો, ડોક્ટરોની કમિટીઓ બેઠી, નિર્ણય થયો કે મેલેરિયાથી બચવા શરીરમાં સંપૂર્ણ શક્તિ હોવી જોઇએ. ભૂખે મરતા ગામડીઆઓ પાસે આ શક્તિ નથી. પૂરતા ખોરાકની વ્યવસ્થા થઇ કે તુરત જ મેલેરિયા અંકુશમાં આવ્યો, વગેરે જણાવ્યું છે. શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય પોતાના લેખમાં સૂચવે છે કે જંતુઓને મારવા કરતાં ક્ષેત્ર સુધારવું સારું છે, જે

સિલોનની હકીકત સાબિત કરે છે. તુલસી વાપરવા ઘણા લેખોમાં સૂચના છે. સેવાભાવીઓએ અનુભવી અને સસ્તા ઉપાયોનો ગામડાંમાં પ્રચાર કરવા જેવો છે. 'ગ્રામસેવા'ના તંત્રીઓએ મેલેરિયાની ઋતુમાં જ આ અંક કાઢી સુંદર કાર્ય કર્યું છે.

પુરુષોત્તમપ્રસાદ પુ. વૈદ્ય

* * *

**ગુજરાત હરિજન સેવક સંઘ:** આઠમા વર્ષનો વાર્ષિક હેવાલ, ૧૯૩૯–૪૦.

**ખેડા જિલ્લા હરિજન સેવક સંઘ:** ૧૯૩૯–૪૦નો વાર્ષિક અહેવાલ

**મોઝ્ઝાસા સમાજ સેવામંડળ:** હેવાલ અને હિસાબ [તા. ૧:૧:'૪૦થી તા. ૩૧:૧૨:'૪૦ સુધી].

**શ્રી કૃષિ ગૌપાલક વિદ્યાલય,** ડભોડા (એ. પી. રેલ્વે), સને ૧૯૪૦–૪૧ની સાલનો અહેવાલ.

**સોજીત્રા સાર્વજનિક પુસ્તકાલયનો** ત્રેંસઠમા વર્ષનો રિપોર્ટ, સને ૧૯૪૦–૪૧.

—*—

## પ્રસંગકથા

**દિવાળી આવી અને ગઇ!**

જેમ નિરાકાર નિર્ગુણ ગનાતો ઇશ્વર પરિમિત જ્ઞાનવાળા માનવીની કલ્પનાથી ગ્રહી શકાતો નથી, તેથી માનવીએ તેની સાકાર મૂર્તિ બનાવી તેને સગુણ કલ્પી તેની પૂજા કરવા માંડી, તેમ અનાદિ અનંત કાળ પણ માનવીની કલ્પનાથી કળી શકાતો નથી અને તેથી તેણે કાળને માપવા માટે તેના ભાગની કલ્પના કરી. શેરડીના આખા સાંઠાને ખાવો મુશ્કેલ પડે, માટે તેને પીરીઓથી (પર્વનથી) કાપીને ખાઇએ છીએ, તેમજ અનંત કાળને પર્વનથી ભાગ પાડી માપ્યો. એ ભાગનો એક વિભાગ તે વર્ષ. વર્ષનું મુખ્ય પર્વન્ તે દિવાળી, અને તેથી દિવાળીનું પર્વ હિંદુઓએ મહોત્સવથી ઊજવવા માંડ્યું. પણ માનવીનું પેટ ભરાએલું હોય, તેને જીવનનિર્વાહની ચિંતા ના હોય, તોજ તેને ઉત્સવ ઊજવવામાં ઉલ્લાસ આવે. ભૂખ્યે પેટે તેને ધર્મ, કલા, વિલાસ, ઉત્સવ કે એવા કશામાં ઉલ્લાસ ન આવે. રાજનીતિથી, શાહુકારનીતિથી અને વરસાદની અનિયમિતતાથી હાલ ખેડુતની એવી કરુણાજનક સ્થિતિ થઇ પડી છે કે તેને દિવાળી જેવું મહાપર્વ ઊજવવામાં કશો ઉલ્લાસ કે રસ રહ્યો નથી. દિવાળી આવી તે પરંપરાની રૂઢિ પ્રમાણે ઊજવવી પડે, માટેજ ગાલ ઉપર લપડાક

મારી મેં લાલ રાખવાનો ડોળ કરી ઊજવ્યા જેવું કરે; પણ એમાં એને કશો ઉલ્લાસ નથી, આનંદ નથી, રસ નથી! અને એમજ દિવાળી ગઇ!

દુષ્કાળ

આ વર્ષે શરૂઆતમાં વરસાદ એવો જોરથી પડ્યો, કે તેણે સૌ તાણી નાખ્યું, નદી ઉપરનાં ગામડાંનેય તાણી નાખ્યાં અને ત્યાંની જમીનને ધોઇ નાખી તેના ઉપર રેતી પાથરી દીધી અને એમ કરીને એ જમીનને એવી કરી મૂકી કે તેના ઉપર વાવેતરજ ન થઇ શકે. પછી વરસાદ અટકી પડ્યો. પછીયે જ્યારે જ્યારે પડ્યો, ત્યારે ત્યારે પણ કંઇક થએલા પાકને ધોઇ નાખ્યો. આ સ્થિતિમાં ગુજરાતના મોટા ભાગની ખેતી નિષ્ફળ નીવડી. તેવામાં વળી સિંધમાં થઇને તીડનાં ટોળાં ઊતરી આવ્યાં, તેમણે ઉત્તર ગુજરાતના અને કાઠિયાવાડના પાકનો નાશ કર્યો. પરિણામે ગુજરાતના મોટા ભાગમાં આજે દુષ્કાળ જેવી સ્થિતિ છે. કાઠિયાવાડની દશા તો અત્યંત ભૂંડી છે. ત્યાં લોકની પાસે ખાવાને અન્ન નથી અને તેથી તેમણે પેટ ભરવા કાઠિયાવાડને ખાલી કરવા માંડ્યો છે. દિવાળી પહેલાંજ લોકની આ દશા આવી પડી છે, ત્યારે તેમને દિવાળી ઊજવવામાં શો ઉલ્લાસ, આનંદ કે રસ હોઇ શકે? હવે આ નવું વર્ષ સુખજનક નીવડે એવી આશા રાખીએ.

લગ્નસંબંધ–શરીરસંબંધ

અમદાવાદના 'જ્યોતિર્ધર' પાક્ષિક પત્રમાં ત્યાંનાં બેન અનિલાબેન દેસાઇએ એક ગંભીર પ્રશ્નની ચર્ચા ઉપાડી છે. એ બેનના પ્રશ્નનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ અમુક યુવતીનું લગ્ન અમુક યુવક સાથે થયું, પણ તે યુવતીને તે યુવક ઉપર પ્રેમ ન હોય તો લગ્નસંબંધ જોડાયો માટેજ તે યુવકને તે યુવતી સાથે શરીરસંબંધ જોડવાનો શો અધિકાર હોઇ શકે? એવો શરીરસંબંધ જોડવાની ના પાડવાનો તે યુવતીને શા માટે અધિકાર ન હોય? આ પ્રશ્નનો ધરમૂળથી વિચાર કરવો ઘટે. સર્વે વનસ્પતિને અને પ્રાણીમાત્રને–અને તેથી માનવીને પણ–સંતતિ પ્રાપ્ત કરીને વંશવેલો ચાલુ રાખવાની પ્રાકૃતિક પ્રેરણા છે. એ કંઇ કોઇની બુદ્ધિપૂર્વક યોજના નથી, પણ પ્રાકૃતિક પ્રેરણા છે. એ પ્રેરણાએ પ્રેરાઇ વનસ્પતિનાં અને પ્રાણીનાં નરનારી શારીરિક સંબંધ જોડીને, સતત વંશવેલો વધારનારી સંતતિ પ્રાપ્ત કરે છે અને એનુંજ નામ લગ્ન (લગ્= લાગવું, સ્પર્શવું). આમ લગ્નસંબંધ એટલેજ શરીરસંબંધ. પ્રાણીઓ વિધિ વિના લગ્નસંબંધ–શરીરસંબંધ જોડે છે. માનવસમાજે પોતાની સુવ્યવસ્થાને હેતુએ ઠરાવ્યું, કે અમુક પુરુષે અમુક સ્ત્રી સાથે લગ્નવિધિની

ક્રિયા કરવી અને ત્યાર પછી એ બેઓ શરીરસંબંધ જોડવો. આ સ્થિતિમાં લગ્નસંબંધ થયા પછી શરીરસંબંધની ના પાડવાનો પુરુષને કે સ્ત્રીને અધિકારજ શી રીતે હોઇ શકે? હું સ્વીકારૂં છું કે આજે લગ્નસંબંધ એવો જડ થઇ ગયો છે કે સંસ્કૃત ગણાતી માનવજાતિમાં લગ્નસંસ્થા નિષ્ફળજ નીવડી છે. તે સુધારવાને જરૂર પ્રયત્ન કરવા ઘટે. પણ એ જડ સંસ્થાને સ્વીકારીને લગ્ન કર્યા પછી શરીરસંબંધ જોડવાની ના પાડવાથી તો ભયંકર પરિણામો આવે. જો સ્ત્રી તેના લગ્નપુરુષ સાથે શરીરસંબંધ જોડવાની ના પાડે તો પુરુષ પણ અમુક પ્રસંગે એવી રીતે ના પાડે. કામવાસનાની પ્રેરણા તો બંનેને છે, ત્યારે એવી સ્થિતિમાં પુરુષ બીજી કોઇ સ્ત્રી સાથે અને સ્ત્રી બીજા કોઇ પુરુષ સાથે શરીરસંબંધ જોડે; ત્યારે તો એ લગ્ન રહ્યુંજ ક્યાં? અને વળી આજે લગ્નસંબંધનેજ કારણે પુરુષ તરફથી સ્ત્રી જે રક્ષણ, પોષણ, વગેરે પ્રાપ્ત કરે છે તે બધું આપવાની ના પાડવાનો પણ અધિકાર પુરુષને પ્રાપ્ત થાય ખરો કે નહિ? અને આજની સ્થિતિમાં ત્યારે સ્ત્રીની સ્થિતિગતિ શી? બેશક આજે લગ્નસંસ્થા નિષ્ફળ નીવડી છે. તેને સફળ કરવાના સૌ પ્રયત્નો કરવા ઘટે. પણ તે આમ જડમૂળ ઉપર કાપ મૂકવાથી ન થઇ શકે. માબાપો પોતાની ઇચ્છા પ્રમાણે પોતાની સંતતિનાં લગ્ન કરે છે, યુવકયુવતીઓ પરસ્પરના બાહ્ય સ્વરૂપથી અને ઉપરછલ્લા પરિચયથી સ્નેહલગ્નને નામે મોહલગ્ન કરે છે, તે વ્યવસ્થામાં ધરમૂળથી ઇષ્ટ ફેરફાર થવો ઘટે. આમ છતાંયે લગ્ન એ સંસ્થા પણ બીજી સૌ સંસ્થાઓની પેઠે એવી ચંચળ છે કે અનંત કાળ સુધી તેની શુદ્ધિ માટે તેમાં વારંવાર યોગ્ય ફેરફાર કરવાજ જોઇશે. બેન અનિલાબેનની પેઠે તેના અમુક વિભાગ ઉપર આમ કે તેમ કાપ મૂકયે એનો કંઇ નિકાલ નહિ આવે.

## નૃત્ય કે કસરત?

આજે આપણાં શહેરોમાં અને હવે તો ઠેઠ ગામડાંમાં પણ યુવકો, યુવતીઓ અને બાલિકાઓ કલાને નામે વેવલાશભર્યે મુખે, અર્થહીન મરોડ વડે, વિકારને આહ્વાન આપતી આંખમટક વડે અને લુગડાંઘરેણાંથી નૃત્ય ઉપજાવવાના જે પ્રયત્નો કરે છે, તે જોઇને આપણા કલાવિધિના અભ્યાસક અને સાહિત્યક ભાઇ રણછોડલાલ દેસાઇનો આત્મા રડી ઊઠયો છે. તેમણે 'ચરોતર'ના સપ્ટેમ્બરના અંકમાં એ વિષે લેખ લખીને પોતાના અંતરની વરાળ બહાર કાઢી છે અને જણાવ્યું છે કે આવી અધમ નૃત્યકળા કરતાં તો યુવકો કસરત કરીને શરીર સુદૃઢ બનાવે તો જાતિનું ને દેશનું કલ્યાણ થાય. બેશક યોગ્ય હેતુએ કરાતી

કસરત અને યોગ્ય હેતુએ સધાતી કલા, એ બંનેને જીવનમાં સ્થાન છે જ. કસરતથી શરીર સુદૃઢ કરીને આક્રમણને પ્રસંગે પોતાનું, કુટુંબનું અને જાતિનું રક્ષણ કરાય તો જ કરેલી કસરત સાર્થક છે; મેળાવડામાં બબ્બે મણનાં વજન ઉપાડીને તાળીઓ પડાવનાર યુવકો સ્ટેશન ઉપરથી પાંચ શેરનું પોટલું લેઈને ઘેર આવતાં શરમાય અને જરા જરામાં બાંહ્યો ચઢાવીને નિર્બળ ઉપર આક્રમણ કરે તો તેની એ કસરત ભ્રષ્ટ છે. નૃત્યનું પણ એમ જ. વનવાસી લોક તો શું, પણ તેનાયે પૂર્વજો પશુપંખીઓ પણ આત્માનંદને માટે નિર્દોષ નૃત્ય કરે છે. પણ આજે તો ભાઈ રમણલાલ કહે છે એમ, મોટે ભાગે વિલાસી અને શૃંગારયુક્ત કલાઓનો વાયરો વહી રહ્યો છે. અનેક શાળાઓના મેળાવડામાં બાળાઓ પાસે આ ભ્રષ્ટ નૃત્યનાં પ્રદર્શન કરાવાય છે. દેવમંદિરોમાં દેવની આરાધના માટે નર્તિકાઓ નૃત્ય કરે, એવો સંપ્રદાય કોઈ કાળે દક્ષિણ દેશમાં દાખલ થયો. પણ એનો પવિત્ર ઉદ્દેશ ભુલાયો અને આજે આપણે અહીં થયું છે એમ ત્યાં એ નૃત્યમાં ભ્રષ્ટ તત્ત્વો દાખલ થયાં, ત્યારે એ કલા મટી અપકલા થઈ, પવિત્ર મનાતી દેવદાસી આજે ત્યાં વેશ્યા જેવી થઈ પડી છે. અને ત્યારે ભાઈ રમણલાલ કહે છે એમાં ઘણું તથ્ય છે, અને ત્યારે આપણે નૃત્યકલાને વિશુદ્ધ કરી નિર્દોષ આનંદ પમાય એવી વ્યવસ્થા જરૂર કરવી ઘટે.

### આજની ગુજરાતણો

ભાઈ રમણલાલ પેઠે વડોદરાના ભાઈ પ્રાણલાલ મુનશી પણ એ માટે બળતરા કાઢે છે. એ લખે છે: "પોતાની અસ્મિતા સાચવવાની ગુજરાતણે તો હદ જ વાળી છે. તેણે અંબોડા છોડ્યા, નાગણો લટકતી કરી છે; તેણે હાથ ઢંકાય એવી ચોળી પહેરવાની છોડી દીધી, કારણ કે હાથને પરસેવો ન વળવો જોઈએ. તેણે હવે માત્ર ખભા સુધીના કટની ચોળી પસંદ કરી છે. સાડી પહેરવાની ઢબ એવી પસંદ કરી છે કે ઉપલા શરીરનો એક ભાગ ખુલ્લો રહેવો જ જોઈએ. માથે ઓઢવાની ગુજરાતણોએ બાધા રાખી છે. છોડીઓના ઓઢણી-ચણીઆ બચકે બાંધ્યા છે; ફ્રૉક ઘર ઘર પેસી ગયાં છે. નાની છોડીઓને તો એ ચાલે, પણ અઢાર અને વીશ વર્ષની છોડીઓ પણ ફ્રૉક પહેરીને નીકળે છે અને પોતાની શોભા વધેલી માને છે. આવી બેનો ચોરીમાં લગ્ન કરવા બેસે ત્યારે ફ્રૉક પહેરીને બેસે એટલી જ સંસ્કૃતિ અપનાવવી આપણે બાકી રાખી છે.... સવારથી સાંજ સુધી આપણી છોડીઓ નાચે તેથી આપણો જીવ હલકો પડે છે. હવે ગુજરાતની મોટી ઉમરની સ્ત્રીઓ અને ડોશીઓ જ્યારે કેડે કર મૂકીને સ્ટેજ ઉપર ઊતરશે ત્યારે આપણો

રંજનનો કાર્યક્રમ અને કલાની સંસ્કૃતિ ટોચે પહોંચેલાં માનીશું" ('પ્રજામંડળ,' તા. ૧:૧૦:૧૯૪૧). આ સ્થિતિમાં ભાઇ રમણલાલ એવી, અપકલાને તરછોડી યુવકોને કસરત કરવાની સૂચના કરે એમાં કશું યે અનિષ્ટ નથી.

## આજનો કૉલેજિયન શામાં માને છે?

"આપણા ઊછરતા કૉલેજિયનો શેમાં માને છે? તે શિસ્તમાં માને છે, સ્વાશ્રયમાં માને છે, સાદાઇમાં માને છે? હિંદને સ્વતંત્ર બનાવવા માટે જે કંઇ પગલાં લેવાની જરૂર છે, જે કાંઇ કાર્યક્રમ ઉપાડી લેવાની જરૂર છે તેમાં તે માને છે? નથી માનતો. તે તો દૂધપૂરીમાં પડયો છે. તેને હવે રોટલા અને છાશ નથી ભાવતાં. તે સેંધા–હાફ્‌કોટમાં અને આરસી કાંસકીમાં માને છે; પ્રેમ કરવામાં–પ્રેમની વાતો કરવામાં માને છે, રસોત્સવમાં માને છે, સિગરેટ ને પીલસનર બીરમાં માને છે, અને કમાટી બાગની લટારમાં માને છે. આને કોઇ ના નથી કહેતું. પણ તેની મુખ્ય ફરજ તો આપણાં ગામડાંમાં વસતા હજારો ને લાખો માણસોને માણસાઇમાં આણવાની છે, તેમને મર્દ બનાવવાની છે, તેમનામાં સંસ્કાર રેડવાની છે, પ્રૌઢશિક્ષણની પ્રવૃત્તિ ઉપાડી લેવાની છે, દરિદ્રનારાયણની સેવા કરવાની છે. પણ જયારે કૉલેજિયનો જ ગરિબાઇ ન સ્વીકારે અને ફેશન ઉપર ચઢે ત્યારે ગામડાં તરફની તેમની ફરજ બજાવવા તૈયાર કેવી રીતે થાય? અને તૈયાર થઇ તેઓ ગામડાંમાં જાય તો તેમનું માને પણ કોણ?" ('પ્રજામંડળ,' તા. ૧:૧૦:૧૯૪૧).

## પ્રેતભોજન વિરુદ્ધ નોટિસ

કાનમનાં ટીંબરવા ગામે ભાઇ પ્રભુદાસ ગોવિંદભાઇ ૮૯ વર્ષની ઉમરે ગયા શ્રાવણમાં ગુજરી ગયા. તેમના ત્રણ પુત્રોમાંથી બે મોટા પુત્રો રામદાસ અને મોતીભાઇ પિતા પાછળ પ્રેતભોજન જમાડવા તૈયાર થયા, ત્યારે તેમના નાના પુત્ર ભાઇ પ્રયાગજી, જે પ્રેતભોજનને સામાજિક અનિષ્ટ માને છે, તેમણે પોતાના બે મોટા ભાઇઓને નીચે પ્રમાણે નોટિસ આપી: "આપણા પૂજ્ય પિતાશ્રી શ્રાવણ વદિ ૧૩ના ગુજરી ગયા. અને મારા આનંદી આવ્યા બાદ તમે બારમું કરવા ઠરાવ્યું છે એમ મેં જાણ્યું છે. જે સામાજિક બંધને હજારો ખેડૂતોને મજૂર બનાવ્યા, જે સામાજિક બંધનને ખાતર હજારો ભૂખે રખડતા બન્યા છે એવા સમાજના નિરુપયોગી બંધનને જીવવા દેવું એમાં પાપ હું જોઇ રહ્યો છું. એમાં કોવારો–તડપાટીં સિવાય બીજું છે પણ શું? એવા ભયંકર સામાજિક બંધનને તોડી, સમાજને હિતાવહ. નીવડે એ તરફ. દોરવો એ સમજુ ભાઇઓનો ધર્મ છે. જો મેં સાંભળ્યું છે તે પ્રમાણે તમે ઊજવણીમાં જે કંઇ

ખર્ચ કરો તે તમારે જોખમે કરી રહ્યા છો તે નક્કી જાણવું. જો લાડુ ખાવા ખાતર સમાજ મારે માટે ખરાબ દૃષ્ટિ કેળવવા માગતો હોય તો તે સહન કરી લેવા જેટલી મારી તૈયારી છે. ખરાબ રિવાજને માન આપવા જેટલી સહિષ્ણુતા હું દાખવી શકતો નથી, તે તમારે અને રિવાજને માન આપનારને માટે કદાચ ખેદનો વિષય પણ હોય! તમે માત્ર તમારો વ્યવહાર જાળવી શકો છો. મારા વ્યવહારને વચ્ચે લાવવાની કંઇ જરૂર નથી, તે ભલે ઊભો રહ્યો. એટલે મારું નામ વચ્ચે લાવી કંઇ પણ કારજ કરવાનો તમને બંનેને મારી વતીથી અધિકાર નથી તે નક્કી જાણવું" ('પ્રજામંડળ,' તા. ૧૫:૧૦:૧૯૪૧). જડ રૂઢિરાક્ષસ સામે અને તેના ગુલામ બનેલા પોતાના બે ભાઇઓ સામે બંડ પોકારવા માટે આ ભાઇ પ્રયાગજી પ્રભુદાસ પટેલને ધન્યવાદ!

## હરિજન બાળકોને શાળામાં ન બેસાડ્યાને પરિણામે

આ પત્રના જેઠ માસના અંકની પ્રસંગકથામાં જણાવ્યું હતું કે બોરસદ તાલુકાનાં નાપા અને દેહમી ગામની શાળાઓમાં હરિજન બાળકો દાખલ ન થતાં હોવાથી જિલ્લા શાળાસમિતિએ તે શાળાઓ બંધ કરેલી, તેથી તે ગામના લોકે તે શાળાસમિતિ સામે અદાલતમાં દાવો કરેલો. છેવટે નડિયાદ જિલ્લા અદાલતે ઠરાવેલું કે જિલ્લા લોકલ બોર્ડે કરેલા ઠરાવ મુજબ હરિજન બાળક વિનાની શાળા બંધ કરવાનો શાળાસમિતિને અધિકાર છે. વળી એમ પણ ઠરાવેલું કે શાળાસમિતિએ શાળા બંધ કરવાનો ઠરાવ કર્યા તારીખથી આજ સુધી શાળા ચલાવ્યાના ખર્ચ બદલ રૂ. ૮૦૦ દાવો કરનારે કોર્ટમાં ભરવા અને દાવો હજી ચાલુ રાખવો હોય તો શાળા ચલાવવાનું ખર્ચ અગાઉથી શાળાસમિતિને આપવું. હવે એ દાવાનો છેવટનો નિકાલ આવી ગયો છે: "બોરસદ, તા. ૨. જિલ્લા શાળામંડળ ઉપર વિનાકારણ દાવો આણી તેને બીનજરૂરી રૂ. ૩૨૦૦ જેટલું ખર્ચ કરાવ્યું તેનું પણ હુકમનામું અત્રેની દિવાની અદાલતના બીજા વર્ગના ન્યાયાધીશે કરી દીધું છે, અને પ્રતિવાદીના દાવા રદ કર્યા છે. સારાય ગુજરાતમાં હરિજન બાળકોના અવરોધને કારણે નામચીન બનેલા નાપા-દેહમી પ્રકરણના ચૂકાદાનો હવે અંત આવી ગયો છે" ('ગુજરાત સમાચાર,' તા. ૪:૧૦:'૪૧). ઉપરના ચુકાદા પછી દેહમી શાળામાં ચારેક હરિજન બાળક દાખલ થયાં છે.

## કલોલ અને કોલેરા

ગયા માસની શરૂઆતમાં ઉત્તર ગુજરાતના ગાયકવાડી રાજ્યના કલોલ ગામમાં કોલેરાએ દેખા દેવાની શરૂઆત કરી. અઠવાડિયામાં તો એણે જોર પકડવા

માંડયું અને પછીથી બે ત્રણ દિવસમાં કાળો કેર વર્તાવ્યો. દશ હજારની વસતિમાંથી એકાદ હજારજ માણસ ગામમાં રહ્યાં ને બાકીનાં ભાગી નીકળ્યાં. ૧૨૫ને આશરે મરણ પામ્યાં અને એ બિમારીનાં ભોગ તો હજીય પડ્યાં છે. આમ કલોલ કરતું કલોલ, કોગળીઆનો ભોગ બની ગયું. જ્યારે ત્યાંથી એ કારમાં સમાચાર છૂટયા ત્યારે અમદાવાદથી કોંગ્રેસના કાર્યકર્તાઓ છૂટયા અને એની સામે ઝઝૂમ્યા. લોકોને ભયમાંથી ને રોગમાંથી બચાવવા જીવસટોસટના પ્રયત્નો કર્યા. ચાલુ દવાખાનાં ઊભાં કર્યાં. હજારોને સમજાવી સમજાવીને રસીઓ મુકાતી અને આજુબાજુનાં ગામોમાં ચેપ ન ફેલાય એ માટે તકેદારી રાખી. સ્વયંસેવકોએ કલોલ ગામ સાફ કર્યું. કૂવાતળાવનાં પાણી દવા નાખી સાફ કર્યાં અને હવે કલોલને થોડા દિવસના બુદ્ધિપૂર્વક પ્રયત્ને વસવા યોગ્ય બનાવી દીધું છે. પણ એ ચેપ આજુબાજુનાં છત્રીસેક ગામમાં ફેલાયો છે. એને પહોંચી વળવાને સારૂ પણ પ્રયત્નો ચાલુ છે.

**ભય અને અજ્ઞાનતા**

અમદાવાદના હુલ્લડ પછીથી, રોગના આ હુમલાએ પણ બતાવી આપ્યું છે કે આપણે કેટલા બીકણ છીએ. કોગળીઆમાં ઝાડો અને ઊલટી થાય એટલે રોગી ગભરાય છે અને એની સાફસુફીની બરાબર આવડતને અને સાધનને અભાવે સારવાર કરનાર વધુ ગભરાટ અનુભવે છે. તેમાં પોતાને કદાચ રોગ ગળેથી પકડે એ બીક એ શરૂથીજ ભડકણ બને છે અને આમ ન તો સારવાર કરી શકે કે ન તો પોતે બચી શકે. બીજી બાજુ કોઇને માતા ધૂણ્યાં એટલે ગામમાં રહેલાઓએ હવન કરવાના શરૂ કર્યાં અને મુખી માથે ચુંદડી ને હાથે બંગડી પહેરીને માતાને મનામણે નીકળ્યા! દેશમાં આ રીતે ભયંકર અજ્ઞાનતાનો રાક્ષસ પોતાનો પંજો જમાવીને પડ્યો છે. એ હવન અને એ ચુંદડી કરવાને બદલે જો પહેલેથીજ 'માતા'ને રહેવાનું થાનક – શહેર – ચોકખું રાખ્યું હોત તો? એ કોઇને સૂઝતું નથી. ઠગભગતો, ભુવા, ધૂણનારા વગેરે, લોકોને ધૂને છે અને લોક ગભરામણમાં અજ્ઞાનથી ભરેલા આવા ઉપરછલ્લા ઉપાયો કરી મરે છે. અજ્ઞાન આપણો મહાશત્રુ છે, કોગળિયા કરતાંયે મોટો.

**શહેર સુધરાઇ**

કહે છે કે શહેર સુધરાઇના માણસોએ પણ ગામ છોડયું. કેટલાય મેમ્બરો જીવ બચાવવા નાસી છૂટયા, જેમના મત મેળવીને સુધરાઇમાં વહીવટ કરવા એ સંસ્થામાં ગએલા તેમના રક્ષણને અર્થે અણીને પ્રસંગેય ઊભા ન રહ્યા. એ માટે સરકારે હાલ તો સુધરાઇને સસ્પેંડ કરી છે. પરંતુ એ મેમ્બરો ઊભા પણ શાના રહે! એ તો ખુરશીઓ માટે અને કેટલાક બને તો રાજ્યના

ગાનચાંદ મેળવવા જ ત્યાં ગએલા હોય છે! સુધરાઇ સામે એવી પણ ફરિયાદ હતી કે ગામમાં બિલકુલ સફાઇ હતી જ નહિ. હવે ગામલોક પણ સમજે કે સુધરાઇની ચૂંટણીમાં મામામાસીના કે લાગવગવાળાં કે સ્વાર્થસાધુઓને મત ન આપતાં, સેવાધારી ઉમેદવારને જ પસંદગી આપે, અને તો જ સુધરાઇનો સડો નાશ પામે. અને એમ બને તો આવા રોગ જલદી આવે પણ નહિ.

**વડોદરા રાજ્ય**

વળી વડોદરા રાજ્યે પણ શું કર્યું? વડોદરા નરેશ તો પોતે કાશ્મીરમાં હવા ખાવા ગયા છે. જીવતાં માણસને ખાવા કલોલમાં કોલેરા આવ્યો અને તેને અમદાવાદથી ડોક્ટરોની અને ત્યાંના પ્રજામંડળની મદદ વડે દૂર કરવાની કોશિષ થઇ. કોલેરા ઠીક ઠીક દબાયો ત્યાર પછી જ વડોદરાના મોટા અધિકારી અને ડોકટરો હાલ્યા. સુધરાઇના અને સ્વાસ્થ્યના વડાએ આ વખતે બતાવવી જોઇતી ચપળતાનો અને વખતસર મદદ મોકલવાનો અભાવ ખૂંચે એવો છે. રાજાઓનાં મુખ મોજશોખ તરફ છે અને પ્રજા તરફ તો એટલા પૂરતું જ મુખ ફેરવવામાં આવે છે કે એ પ્રજાને ઊભી રાખીને એમાંથી નીચોડ કાઢી લેવો. પણ આ સ્થિતિની સામે સમાજે ક્યાંક ક્યાંક બંડ ઉઠાવ્યું છે અને કુદરત પણ સાંખવાની નથી. એક નાના ગામમાંથી સવાસોને આશરે માણસો થોડા દિવસમાં મરણ પામે અને કેટલીયે બાળવિધવાઓ અને નિરાધાર કુટુંબો વેરવીખેર થઇ જાય એની જુમ્મેદારીમાં મોટો ભાગ રાજ્યવહીવટનો પણ છે. હજી પણ આવા દાખલાઓ જોઇને રાજ્ય ચેતે એ ઇચ્છવાયોગ્ય છે.

**ધન્ય છે એ વીરને**

વડોદરા પ્રજામંડળના માજી મંત્રી ને એ પ્રાન્તના જાણીતા યુવાન કાર્યકર શ્રી. ગફતલાલ આચાર્ય, કલોલમાં એકાએક કોલેરા ફાટી નીકળતાં, પોતાની સેવા આપવા ગએલા ને સેવા કરતાં કરતાં તા. ૧૦મીએ એ પણ કોલેરાના ભોગ બન્યા. બીજે દિવસે તેમણે દેહ છોડ્યો. એવા સેવાભાવી મૂક કાર્યકર્તાનું આવું વીરમૃત્યુ આપણને સેવાની દીક્ષા આપે એમ ઇચ્છીએ.

**વડોદરામાં દાન**

વડોદરેથી એક ભાઇ લખી જણાવે છે: "સોજીત્રાના વતની અને હાલ વડોદરામાં રહેતા શ્રી. જીવાભાઇ હીરાભાઇ પટેલે સમસ્ત પાટીદાર છાત્રાલય માટે મકાનને ટાવર મૂકવા રૂા. ૧૦૦૦નું દાન આપ્યું છે. વળી વડોદરા રાજ્ય પ્રજામંડળના નવા મકાન માટેના ફંડમાં પણ રૂા. ૧૦૦૦ તેમણે ટાવર મૂકવા માટે આપ્યા છે." ભાઇ જીવાભાઇને આ દાન આપવા માટે ધન્યવાદ. ધનવાનો માટે ધનનો સુંદર ઉપયોગ તો દાન દેવામાં જ છે.

---

## 'પાટીદાર'માં જાહેરખબરના ભાવ

| | આખું પૃષ્ઠ | અર્ધું પૃષ્ઠ | પા પૃષ્ઠ |
|---|---|---|---|
| બાર માસ | રૂ. ૪૦ | રૂ. ૨૫ | રૂ. ૧૫ |
| ૭ ,, | ,, ૨૫ | ,, ૧૫ | ,, ૧૦ |
| ત્રણ ,, | ,, ૧૫ | ,, ૧૦ | ,, ૬ |
| એક ,, | ,, ૮ | ,, ૫ | ,, ૩ |

પુઠા પાન ત્રીજા ઉપર આનાથી સવાયા,
અને ,, ,, ચોથા ,, ,, દોઢા.

Reg. No. B. 1785

૧૯૯૮  માગશર

 

# પાટીદાર

વર્ષ ૧૯  અંક ૨

જો કોઇ માણસ સમાજમાં રહે છતાં ધર્મના વિધિ-નિષેધોને બાજુએ મૂકે તો તે વધારે અર્થ તથા સુખ મેળવી શકે એવું બને. ઘણી વાર ધર્મ વિચારવામાં એનાં પોતાનાં અર્થ અને કામને નુકસાન થાય છે એવું એના જોવામાં આવે. છતાં માણસ હમેશાં એમ કરતો નથી. એ પોતાનાં અર્થ અને કામનો ભોગ આપીનેયે ધર્માચરણને મહત્ત્વ આપે છે. સ્વર્ગની આશા, નરકની ધાસ્તી કે રાજ-દંડનો સંભવ ન હોય, છતાં ધર્મ માટેનો જ પુરુષાર્થ જેમને મહત્ત્વનો લાગતો હોય એવા કેટલાક માણસો દરેક કાળમાં મળી આવે છે. એટલે કે, ધર્મપાલનમાં જ એમને એટલો સંતોષ લાગે છે, કે તેને લીધે એમને અર્થ કે કામથી મળતું સુખ ગૌણ લાગે છે. સારાંશ, કે જેમ અર્થનો પુરુષાર્થ કામના સંયમ વિના સિદ્ધ નથી થતો, તેમ ધર્મનો પુરુષાર્થ પણ એ બંને પુરુષાર્થોના સંયમની અપેક્ષા રાખે છે. ધર્મ એ અર્થ અને કામની સિદ્ધિ માટે ઉપજ્યો એ ખરું. છતાં, કેટલાકને તો એ જ ધીમે ધીમે મુખ્ય પુરુષાર્થ બની જાય છે, અને જેને મુખ્ય ન બને તેનેયે અર્થ અને કામની લાલસાનો સંયમ કરવો તો આવશ્યક થાય છે જ.

('જીવનશોધન,' પૃષ્ઠ ૧૧) કિશોરલાલ મશરૂવાળા

તંત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
નકલના ત્રણ આના

# સમાવેશ





૧. જે ગ્રાહકોએ હજી લવાજમ મોકલ્યું નથી તેમને સૂચના કરવી પડે છે કે તેઓ પોતાનું લવાજમ તુરતજ મોકલી દે. પરદેશમાં વી. પી. નથી થઇ શકતું, તેનો ખોટો લાભ પરદેશમાં કમાતા એ ભાઇઓ ન લે એવી આશા છે. પોસ્ટલ ઑર્ડર કોઇ ક્રોસ કરે નહિ.

૨. નનામા, ઉપનામના, અપૂર્ણ, પેન્સીલથી કે કાગળની બે બાજુએ લખેલા લેખ સ્વીકારવામાં આવતા નથી.

૩. આ પત્રમાં પ્રકટ થતા લેખોના કે ચર્ચાપત્રોના વિચારો સાથે તંત્રી સહમત થાય છેજ, એમ માનવું નહિ.

૪. દર અંગ્રેજી માસની તા. ૧૦ પછી આવેલા લેખ તે પછીના અંકમ ઘણું કરીને નહિ લેવાશે.

૫. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં, બેનો 'પાટીદાર વાંચે એ હિતજનક છે એમ માનનાર ભાઇબેનો, ઉદાર ભાવે પૈસા મોકલે.


આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અં
જીજીઆ નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૧૧:'૪૧.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૮ વર્ષ ૧૯ | આણંદ | માગશર અંક ૨

## શું પરઠણની પ્રથા નાબુદ કરવી અશકય છે?

પરઠણ જેવી રાક્ષસી પ્રથાથી આપણા સમાજને કેટલું નુકશાન થાય છે તે તો બધા જાણેજ છે. એટલે અહીં કહેવાની જરૂર નથી લાગતી. અને એમ પણ જાણે છે કે આ ખરાબ રિવાજને નષ્ટ કરવોજ જોઇએ. પરંતુ તેનો નાશ કરવાના ઉપાયો લેઇ શકતા નથી.

હવે એ પ્રથા કેવી રીતે નિર્મૂળ કરી શકાય તે વિષે આપણે વિચારીએ. સમાજના દરેકે દરેક કાયદા-રિવાજો-માણસેજ ઘડેલા છે; ત્યારે માણસજ, તે કાયદા પોતાને હાનિકારક લાગતા જણાય તો, કેમ નં ફેરવી શકે? કોઇ કુદરતી નિયમ ફેરવવો હોય તો તે માનવીથી ન બની શકે, પણ આમાં તે શી મોટી વાત છે? ખરા મનથી ધારે તો કેમ ન ફેરવી શકે? પોતાને નુકશાન કરતા કાયદા નિભાવવાથી શો લાભ? જોકે ઘણાને આમાં લાભ દેખાય છે અને એટલેજ એ રિવાજ દિવસે દિવસે દૃઢ થતો જાય છે. પરંતુ એ લાભ તે કંઇ ખરો લાભ નથી. પોતાનાજ ભાઇને નુકશાન કરીને આપણે લાભ મેળવીએ અને કાલે આપણે પણ તેના ભોગ થઇ પડીએ, તેમાં શો લાભ છે?

માણસ ધારે તો શું ન કરી શકે? ઘણાં અશકય જેવાં લાગતાં કામો પણ એણે કર્યાં છે ને તેમાં સફળતા મેળવી છે, તો આ તો એક સાધારણ બાબત કહેવાય. તન-મન-ધનથી પ્રયત્ન કરતાં કેમ સફળતા ન મળે?

આમાં સ્વાર્થત્યાગની પહેલી જરૂર છે. કહેવા કરતાં કરી બતાવવું તેજ ઉત્તમ છે. કોઇ ગમે તેટલું કહે, તેની અસર બહુ નહિ થાય; પણ થોડુંય કરી બતાવે તો તે બહુ અસર કરશે. એજ રીતે ઉચ્ચ વિચારવાળા

આગેવાનો અને યુવકો એવી દૃઢ પ્રતિજ્ઞા કરે કે પરઠણ ન લેવી કે ન લેવા દેવી, ન આપવી કે ન આપવા દેવી. શરૂઆતમાં કોઇ નહિ માને, ઘણા વિરોધ સહન કરવા પડશે. પણ જો ખંતથી તે પ્રતિજ્ઞાને વળગી રહેવામાં આવે તો તે ધીમે ધીમે ઘણો ફાયદો કરશે. પરઠણ લેવાની તો ઘણાને ગમે છે, પણ આપવાની ઘણા ઓછાને ગમશે. એટલે પોતાને આપવાનો વારો આવે ત્યારે એ પ્રથાને ચાહનારાને પણ એવો એક વિચારનો ચમકારો આવી જશે કે આ પ્રથા ન હોય તો કેવું સારું! ઘણાય એને કાઢવા ઇચ્છતા હોય છે, પણ શરૂઆત નથી કરી શકતા.

કેટલાક હિંમતવાન યુવકો દૃઢ પ્રતિજ્ઞાઓ કરી પરઠણવિનાશક મંડળ બનાવે તો ધીમે ધીમે ઘણા માણસો એમાં આવીને જોડાય. એ મંડળનો દરેક સભ્ય પરઠણની પ્રથાને નાબુદ કરવા બને તેટલા પ્રયત્નો કરે ને ખંતથી ચાલુ જ રાખે. જરા પણ સફળતા મળતી ન દેખાય તોપણ પરિણામની ઉતાવળ કર્યા વગર પ્રયત્નો કર્યે જ જાય, કર્યે જ જાય, તો એની અસર થયા વિના કેમ રહે?

આ સિવાય આપણા સમાજમાં બીજા તો ઘણાય સડા છે, પણ આ એક મુખ્ય સડો નષ્ટ થાય તો બીજાને કાઢતાં વાર ન લાગે.

ચાલો ત્યારે હવે વખત ન ગુમાવતાં આપણે આપણું કાર્ય શરૂ કરીએ. ઉપર જણાવેલી પ્રતિજ્ઞા યુવકો લે અને યુવતીઓ પ્રતિજ્ઞા લે કે પરઠણ લેનાર યુવકને પરણવું જ નહિ.

**ભાદરણ** **કમુબેન ના. પટેલ**

---

વર જ્યારે કન્યાના બાપની પાસેથી પરણવાની મહેરબાનીનો દંડ લે છે ત્યારે નીચતાની હદ આવી રહે છે. બાપે આવો દંડ નહિ આપવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ. કન્યાને મોટી થવા દેવી જોઇએ, ને મોટી થએલી કન્યાએ લાલચુ જુવાનની સામે જોવાનીજ ના પાડવી જોઇએ. વિવાહ એ જિંદગીનું પરમ કર્તવ્ય નથી. પૈસાની લાલચે કરેલા વિવાહ એ વિવાહ નથી, એક નીચ સોદો છે. નવયુવકોએ આવા સોદામાંથી ઊગરવું જોઇએ. સસરાને દંડીને મોજશોખ માણવા અથવા ભણવું એ મોજશોખમાં કે ભણવામાં પાપ છે, એમ નવયુવકો સમજે.

('ત્યાગમૂર્તિ અને બીજા લેખો,' પૃ. ૩૩૨) —ગાંધીજી

# યુવકોની કમબખ્તી

હાલમાં આપણા સમાજમાં મૅટ્રિક એટલે તો છોકરાઓ માટે 'સ્ટૅણ્ડર્ડ એજ' રજીસ્ટર્ડ થઇજ ચૂકી છે. તેમાંથી બચના પામેલા ભાગ્યેજ અપવાદરૂપ હશે. પહેલાથી સાતમા-ધોરણ સુધી તેઓ નાના છોકરાઓમાં ખપે છે, ત્યારે એકદમ મૅટ્રિકમાં આવતાની સાથેજ સમાજદ્રોહીઓ તેઓને પુખ્ત ઉમરના કયાંથી બનાવી દે છે તેજ સમજાતું નથી! તેઓ આગળ ધપવાનો યા અભ્યાસ વધારવાનો કયાંથી વિચાર કરે?

'સ્ટૅણ્ડર્ડ એજ'માં સમાજના રૂઢિચુસ્તો ફક્ત મૅટ્રિકજ જુએ છે. તેમાં તેઓ સફળતા મેળવે છે કે નિષ્ફળતા, તે જોતા નથી. અને જુએ તોપણ આંખ આડા કાન કરે છે. બિચારા મૅટ્રિકના વિદ્યાર્થીઓ પ્રથમજ યુનિવર્સિટીમાં પ્રવેશતા હોય અને તેમાં સૌ કોઇ સફળતાજ ઇચ્છે, તેથી સતત તૈયારી કરતા હોય, ત્યારે ઘરમાં બીજીજ તૈયારીઓ ચાલી રહી હોય છે. ઘરમાં અવારનવાર કન્યાઓના 'લગ્નદલાલો'ની બેઠકો મળે છે. ગોરમહારાજો અને વાળંદો ઘરમાં આવજા કરે છે. છોકરાના પિતા પણ બધાય લગ્નદલાલોને ભેગા કરી જે વધારે આંકડો બોલે તેનો પક્ષ લેઇ બીજા દલાલોને ભાગ્યેજ જવાબ આપવાની તસ્દી લે છે. આ રીતે, રેખાગણિતની પ્રતિજ્ઞાઓ વિચારતા કે અક્ષરગણિતમાં મગજ કસતા કે સંસ્કૃતના શ્લોકો તૈયાર કરતા બિચારા વિદ્યાર્થીનું લિલામ થાય છે. આ વાતાવરણની વિદ્યાર્થી ઉપર અસર થયા વગર રહે? તે પણ હાથમાં રેખાગણિત, ઇતિહાસ કે ભૂગોળનું પુસ્તક લેઇ પોતાની ભાવિ પત્નીના, ભવિષ્યની જિંદગીના હવાઇ કિલ્લા બાંધતો, વિચાર કરતો બેસે છે. હાથમાંનું પુસ્તક હાથમાંજ રહે છે. તેનું મન પુસ્તકમાં પરોવાય પણ કયાંથી?

ઉપર જણાવ્યા મુજબ વિદ્યાર્થી યુનિવર્સિટીમાં પ્રવેશવા માટે પરીક્ષા આપવા પણ જાય છે. પુસ્તકના અભ્યાસને બદલે વિવાહનો અભ્યાસ તેણે કર્યો હોય છે, તેથી પહેલુંજ પ્રશ્નપત્ર હાથમાં પડતાની સાથેજ તે શિથિલ થઇ જઇ ગભરાય છે. પ્રશ્નપત્ર સમજવા બહુ યે પ્રયત્ન કરે છે પણ નિષ્ફળ! પરીક્ષાને માટે બિલકુલ લાયક હોતો નથી. એટલું સારૂં છે કે યુનિવર્સિટી કોઇને જલદીથી નારાજ કરતી નથી, આનંદ કરવાને ખાસ્સો મઝાનો બે માસનો ગાળો આપે છે. પરિણામ આવે ત્યારે મૅટ્રિકના દરેક વિદ્યાર્થીના પિતા પોતાના કૂંવરનું પરિણામ જોવા ઘણાજ આતુર હોય છે. જે પિતાઓ પુત્રનું પરિણામ જોવા આટલા બધા આતુર હોય છે તેઓ પોતાના પુત્રવિદ્યાર્થીને

જાનમાં માત્ર નજીકના પિત્રાઇઓ, અંગત મિત્રો તથા ચાલુ પેઢીના સગાઓ જો ભાગ લે તો ભોજનખર્ચ ઓછો થાય. બેણ્ડને બદલે નગારાંથી ચલાવાય. માંડવો સાદો બાંધી શકાય. પ્રકીર્ણ ખર્ચમાં ઘટાડો થઇ શકે. બાકી રહ્યાં કપડાં અને ઘરેણાં અને થોડાક લોકોમાં પરઠણનો પ્રશ્ન. પરઠણ માટે મેં જુદો લેખ લખ્યો હતો. કપડાંઘરેણાંની પણ હદ હોઇ શકે છે. કાકીઓ, જેઠાણીઓ, ફોઇઓ અને માશીઓના જોટા તથા તેમના ઘરનાં અને બાળકોનાં દાપાં ચૂકવવાની શી જરૂર છે? આટલું થાય અથવા ન યે થાય તો ય જે ખર્ચ આવે તે બંને પક્ષે સરખે ભાગે કાં ન વહેંચાય? માનવ-પ્રાણીએ રચેલા સમાજોમાં વરવિક્રય અને કન્યાવિક્રય ઊંચનીચના વર્ગો પાડનાર છે, બંને બંધ થવા ઘટે. મનુષ્યો પોતાના જ ઘરમાં (એક જ જ્ઞાતિમાં પણ ચડતા ઊતરતા થરની નીસરણી હોય છે) સરખેવટે અને સરખે ભાગે લગ્નોત્સવનો ખર્ચ કાં ન પતાવે? સત્તાવીસનો ગોળ નહતો ત્યારે તે પરઠણ આપતો અને કન્યા માટે યે પૈસા ખરચતો, ખરચતાં ય દીવો લેઇને શોધવી પડતી. પોતાના ગોળમાં સ્થાયી સરખેવટે વ્યવહાર કરવાથી તેણે પોતે પોતાની કિંમત વધારી છે, જોકે કમભાગ્યે હવે તેમાં યે થર પડ્યા છે.

સરખી શ્રેણીમાં સરખેવટે વિવાહ નક્કી થાય અને લગ્નખર્ચ સમાન ભાગે વહેંચાય એ જ સુધારકોનો મુદ્રાલેખ હોવો જોઇએ. તો જ આગળ ગણાવેલાં ઘાતક અને ભયંકર પરિણામોમાંથી સમાજને ઉગારી શકાય. એનો અમલ કરનાર વ્યક્તિઓની સંખ્યા વધતી જશે તેમ તેની અસર બીજાઓ ઉપર વધતી જશે અને અંતે તે સામાન્ય રિવાજ થઇ પડશે.

દેખાદેખીથી, મિથ્યાભિમાનથી ને કુલરૂઢિની પરંપરાથી થતા ખર્ચના બોજાથી, જીવન વલોવી નાખતાં, વેવિશાળ નક્કી કરવામાં લોહીનું પાણી કરતાં કન્યાનાં વડીલોને વરપક્ષનાં ત્રાગાંથી બચાવવાનો સમય હવે પાકી ગયો છે. બંને પક્ષે સમાન બોજો ઉપાડવો એ જ એક માત્ર ઉપાય છે. સમાન બોજો છતાં ય બંને પક્ષને વધુ પડતું ખર્ચ કરવું હોય તો તેની પણ હદ નક્કી થાય અને તે બંધનકર્તા થાય એ હિતાવહ છે. પૈસો હોય અને વધારે ખર્ચવો હોય તો લોકહિતનાં કાર્યોમાં દાન આપી શકાય છે.

**દારેસલામ,** પૂર્વ આફ્રિકા **ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ**

---

# વિજયાનો વિદ્રોહ

વિજયા આર્ય કન્યાવિદ્યાલયમાં વિનીતમાં અભ્યાસ કરતી હતી. પરીક્ષા પૂરી થઈ ગઈ, રજાઓ પડી. વિદ્યાલયની ઘણીખરી વિદ્યાર્થિનીઓ રજાઓમાં પોતાના પિતાને ત્યાં રહેતી. વિજયા પણ ઘેર જવા માટે આતુર હતી. ૧૦મી એપ્રિલે રજા પડી અને ૧૧મીએ સવારે વિજયાએ રામપુર માટે ગાડી પકડી. બપોરે રામપુર પહોંચી. તે માતાપિતાને પ્રણામ કરી અભ્યાસ વિષે વાતચીત કરતી હતી ત્યાં તેના કાકા નવનીતરાય આવ્યા, એટલે એ વાતો મોકુફ રહી.

વિજયાને ૧૭ વર્ષ પૂરાં થઈ ગયાં હતાં. વિજયાના પિતા વિહારીલાલે વિજયાને વિનીત સુધી અભ્યાસ કરાવ્યો. પણ હવે જ્ઞાતિમાં મેટ્રિક થએલો પરણ્યા વિનાનો મુરતિયો મળવો મુશ્કેલ હતો. નવનીતરાય વિહારીલાલના મોટાભાઈ હતા એટલે બધી જવાબદારી એમની હતી. બંને ભાઈઓ ચિંતાતુર હતા. દીકરીની વધતી ઉમર જોઈ આપણે ત્યાં ઘણાંયે માબાપોની આવી સ્થિતિ થાય છે.

* * *

અંશુનાથની પ્રેક્ટીસ સારી ચાલતી હતી. ગૃહસંસાર પણ ભર્યોભાદર્યો હતો. પત્ની સુશીલા પણ સાચે જ સુશીલ હતી. અશોક તેમ જ દિવ્યા બંને ભાઈબેન પણ આનંદમાં ઊછરતાં હતાં. પણ કોણ જાણે વિધિને આ ન રુચ્યું. ભાદરવો મહિનો આવ્યો, આખા ગામમાં તાવ શરૂ થઈ ગયો. સુશીલા પણ એમાં ઝપટાઈ. અંશુનાથની સતત મહેનત તેને ન બચાવી શકી અને તે બે બાળકો મૂકી પરલોકવાસિની થઈ.

ત્રણ ચાર મહિના પછી અંશુનાથનો વિવાહ કરવા માટે લોકો આવવા લાગ્યા. અંશુનાથનું પણ પરણવાનું મન હતું. એ એમ કહેતા ફરતા કે "આ બે બાળકો માટે તો મારે પરણવું પડશે." બાળકો મોટાં કરવા શું નોકર નથી રખાતા? પણ પરણવા માટે કાંઈ બહાનું તો શોધવું જ ને? આપણી જ્ઞાતિમાં જ એક બે વર્ષ પહેલાં એક બહુ મોટા જ્ઞાતિસેવક ગુજરી ગયા. એમના પિતાએ બે વખત લગ્ન કરેલાં, અર્થાત્ એમને બે સ્ત્રી હતી. એમનું જીવનચરિત્ર લખનારે લખ્યું છે કે એમના પિતાને બહાર ફરવું પડતું અને તેથી ઘેર રહેનાં આ બાળકો ઉછેરવા માટે એમણે બીજું લગ્ન કર્યું હતું. પણ ભાઈ, રસોઈ માટે અગવડ પડતી હોય તો રસોઇઓ રાખી લો, પણ બીજું લગ્ન શું કામ કરો છો? મોટા માણસોની ભૂલોનો આવો લુલો બચાવ તો ન જ થાય!

નવનીતરાય પણ વિજયા માટે વરની શોધમાં જ હતા, એટલે એમણે અંશુનાથની સાથે વિજયાનું રૂા. ૧૫૦૦માં નક્કી કરી દીધું. અંશુનાથ બીજવર હતા, છતાં પણ એમની કિંમતમાં ખાસ ઘટાડો થયો નહિ. આપણે ત્યાં સેકંડ હેંડ પુસ્તકો વેચાય છે, એ જો લેવા જઈએ તો પુસ્તકવિક્રેતા આપણી પાસેથી ઓછી કિંમત લે છે. આપણા લગ્નબજારમાં પણ આવું જ બનવું જોઈએ, પણ ઘણી વખત કુળવાન સેકંડ હેંડ વરની કિંમત ફર્સ્ટ હેંડ કરતાં પણ વધી જાય છે.

વિવાહ નક્કી થયો, પણ વિજયાને એ ગમ્યો નહિ. એણે પિતાને કહ્યું, કે "મારે લગ્ન નથી કરવું."

વિહારીલાલ: "બેટા, તો શું કરીશું? તને ખબર હશે કે અત્યારે જ્ઞાતિમાં મેટ્રિક ભણેલો વર મળવો પણ મુશ્કેલ છે. ધારો કે કદાચ મળી જાય તો તેની કિંમત આપણે આપી શકીએ એમ નથી."

વિજયા: "એટલે શું મારે આ બીજવર સાથે પરણી જવું?"

વિહારીલાલ: "પણ હવે તો બધું નક્કી થઈ ગયું છે. ચાંલ્લો પણ આપી દીધો છે. હવે ના પાડીએ તો આબરૂ જાય અને ફરી વિવાહ થવામાં પણ મુશ્કેલી થઈ પડે. અંશુનાથ જેવો સુસંસ્કારી ડૉક્ટર મળવો પણ મુશ્કેલ છે. કેટકેટલી મહેનત પછી આ ચોકઠું બેઠું છે. માટે હવે તો લગ્ન કરવું જ પડશે. તારે અમારી ખાતર પણ માનવું પડશે."

વિજયા: "પણ મારે હમણાં લગ્ન જ કરવું નથી. અને જ્યારે જરૂર હશે ત્યારે હું મારી મેળે જ કરી લેઈશ. તમારે તેની ચિન્તા ન કરવી. હવે મારી ઉમર પુખ્ત થઈ છે. કાયદો પણ મને ફાવે તેની સાથે લગ્ન કરવાની રજા આપે છે."

વિહારીલાલ: "તો પછી આ ઘરમાં તારાથી નહિ રહેવાય, સમજી કે? જ્યાં સુધી નથી બોલતા ત્યાં સુધી ઠીક છે. તને આટલા માટે ભણાવી કે? અમે કહીએ તેમ કરવું જ પડશે."

વિજયાએ ઘણા પ્રયત્ન કર્યા, પણ પિતાએ માન્યું નહિ. લગ્નનો દિવસ પાસે આવતો જતો હતો તેમ વિજયાની ચિંતા વધતી જતી હતી. છેવટે એણે નક્કી કર્યું કે 'ગૃહત્યાગ' કરવો. પણ પછી જવું ક્યાં? એણે વિચાર્યું કે એક વાર આ લગ્નથી છૂટીએ તો પછી બધું થઈ રહેશે. એક વખત તાત્કાલિક ઉપાધિમાંથી મુક્તિ મળવી જોઈએ.

* * *

થોડા દિવસ પછી વિહારીલાલને વિજયાનો પત્ર મળ્યો.

"પૂજ્ય પિતાજી,

"તમે મારા ભલા માટે લગ્ન કરવાનું નક્કી કર્યું હશે, પણ મારા ભલાનો વિચાર કરવાનો અધિકાર મારો પણ ખરો કે નહિ? જ્ઞાતિમાં અત્યારે અસંખ્ય બેનો પરણ્યા વિનાની છે, એનું કારણ પિતાઓ છે. પિતાઓ પોતાના દીકરાઓને ગમે ત્યાં પરણાવી શકે અને દીકરીને અમુક મર્યાદિત ક્ષેત્રમાં જ પરણાવવાનો મોહ રાખે, તેથી દિવસે દિવસે સામાજિક પરિસ્થિતિ ગંભીર થતી જાય છે. અને જો આ પ્રવાહ આમ નિરંકુશ રીતે ચાલ્યા કરશે તો સમાજની અધોગતિ નિશ્ચિત છે. શું આપણા જ ગોળમાં સુસંસ્કારી અને ભણેલા યુવકો છે? અને સંસ્કારી અને ભણેલો અત્યારે કહેવો કોને એ પણ એક ગંભીર પ્રશ્ન છે.

"મેં બહુ વિચાર્યું. અંતે મને એમ લાગ્યું કે મારી બેનોને દુઃખી થતી જોઇ રહું અને હું મોજથી લગ્ન કરી બેસી જાઉં એ અયોગ્ય કહેવાય. હું હવે આજીવન બ્રહ્મચારિણી રહીશ અને જ્ઞાતિની બેનોની સેવામાં જ જીવન ગાળીશ. આપણા ભાઇઓ ભણ્યા છતાં જેમ માબાપ વેચે તેમ વેચાય છે, તે ઘણું જ નીચું જોવડાવનાર છે.

"પ્રભુ મારા બંધુઓને તથા પિતાઓને સદ્બુદ્ધિ આપે. એ જ,

"આપની પુત્રી,

"વિજ્યાના જયભારત."

મુંબઇ — ચિમનભાઇ પુરુષોત્તમ પટેલ

—*—

## પાગલ વિચારણા

આધુનિક સમયમાં સંગઠન અને તેની સ્થિરતા કેમ કરવાથી ટકી શકે, કયા પ્રકારના કાર્યને કઇ પદ્ધતિ પ્રમાણે અમલમાં મૂકવાથી તે ચિરંજીવ બને, તે ઉપર કેટલાંય બુદ્ધિશાળી મગજ પોતપોતાની સ્વતંત્ર વિચારશક્તિને કસોટીએ ચઢાવી રહ્યાં છે. આ કસોટીનો નીચોડ તો જરૂર આદર્શ હશે. પરંતુ તે નીચોડ આવતા પહેલાં એક નજીવું મગજ પોતાનો નાનો શો વિચાર મારી સમક્ષ મૂકે છે. જો તે વિચાર સંગઠન અને તેની સ્થિરતાના સફળ પ્રયોગમાં એક શતાંશ ભાગ ભજવશે તોય તેને મન તે બહુ ગણાશે.

નવરાશને સમયે એકાએક વિચાર સ્ફુર્યો કે વર્તમાન સમય સંગઠન માગે છે, તો તે માટેના નાના પ્રયોગ તરીકે જો પૂર્વ આફ્રિકા ખાતે વસતી પાટીદાર

જ્ઞાતિ ઇચ્છે તો ફાળો આપી શકે. મારા નમ્ર મત પ્રમાણે તે આ રીતે :

મોટે ભાગે પૂર્વ આફ્રિકાના દરેક સાધારણ શહેરમાં 'પટેલ બ્રધરહૂડના નામથી પાટીદાર જ્ઞાતિની ઉન્નતિ અર્થે સંસ્થાઓ ચાલે છે. આ દરેક સંસ્થાનો વહીવટ નિયમ પ્રમાણે જ્ઞાતિમાંથી ચૂંટાએલી મંડળી ચલાવે છે, પરંતુ આ સંસ્થા સાધારણ રીતે પોતપોતાના ગામમાં વસતી જનતા તરફ જ લક્ષ્ય આપે છે. હવે ભેજે ભેજે જુદી બુદ્ધિ હોય છે તે પ્રમાણે દરેક સંસ્થા પોતપોતાની મરજી અનુરૂપ વર્તે છે. આ પદ્ધતિ જોકે ખોટી તો નથી જ, પરંતુ તે સૌથી શ્રેષ્ઠ છે તેમ પણ નથી; એટલે કે આથી પણ વધુ સારી પદ્ધતિ માટે હજુ અવકાશ છે. તે એ કે :

જુદી જુદી રીતે કામ કરતી અનેક સંસ્થાનો સમન્વય સાધવો, તેમને એકરૂપ બનાવવી. તે એવી રીતે કે દરેક સંસ્થાની કાર્યવાહક મંડળીના માસિક કાર્યના અહેવાલની એકેક નકલ સારા ય પૂર્વ આફ્રિકામાં ચાલતી દરેક દરેક સંસ્થાને જે તે સંસ્થાના મંત્રીએ મોકલવી. આથી આફ્રિકાના આ ભાગ ઉપર વસતી જનતા કયે પ્રકારે જીવી રહી છે તેનો ખ્યાલ દરેક જણને આવી શકશે. દરેક સંસ્થાના વર્તમાન અને ભાવિ માટે વિચારાએલા જે તે કાર્યની આવેલી આ નકલ દરેક સંસ્થાની બીજી માસિક સભા સમક્ષ તે સંસ્થાના મંત્રીએ વાંચી જવી જોઇએ, અને દરેક હેવાલ ઉપર ટૂંક વિવેચન ચલાવી કોઇ પણ સંસ્થાનું કોઇ પણ પગલું સારૂં યા નરસું લાગતાં સભાની મંજૂરી સાથે તે સંસ્થાના મંત્રીએ પોતાની સભાના વિચારો, લખવાયોગ્ય સંસ્થાના મંત્રી ઉપર લખી મોકલવા. આથી તે સંસ્થાનો મંત્રી પોતાની બીજી માસિક સભા સમક્ષ તે પ્રકારના આવેલા વિચારો વાંચી જઇ ઘટતો સુધારો વધારો કરે.

ઉપર જણાવેલી પદ્ધતિ દાખલ થાય તો એવું બની શકે કે મનસ્વીપણે ચાલતી સંસ્થાઓ સમરૂપ બનશે. તે અવળું પગલું ભરતાં વિચાર કરશે, કારણ કે તેથી તેને બીજી સંસ્થા તરફની ટીકાનો ભય રહેશે. અને સૌથી સારો ફાયદો તો એ થશે કે સારી ય જ્ઞાતિની ઉન્નતિનો વિચાર વધુ બહોળા પ્રમાણમાં કરી શકાશે. અલબત્ત, કાયદા અને કાર્ય તો જે તે સંસ્થાના સંજોગો અને આસપાસના વાતાવરણ ઉપર જ અવલંબશે, પરંતુ કાર્યનો સમૂહ એકત્રિત થતાં તેનો ફાયદો હાલના કરતાં નોખો જ તરી આવશે.

હવે જો આ પ્રયોગ સફળ નીવડે તો આ જ પદ્ધતિને પરજ્ઞાતિની સંસ્થાઓ પણ અનુસરે. જો દરેક દરેક જ્ઞાતિની સંસ્થાઓનો જો વાર્ષિક અહેવાલ

બીજી દરેક જ્ઞાતિની સંસ્થા ઉપર નકલો દ્વારા પહોંચાડે, હેવાલ ઉપરથી સ્તુત્ય પગલા માટે જે તે સંસ્થાને અભિનંદન પાઠવે અને ખોટા લાગતા પગલા ઉપર તેમની દૃષ્ટિ ખેંચે, તો પરિણામે સારીય હિન્દી પ્રજાની ઉન્નતિનો અને સંગઠનનો માર્ગ વધુ સરળ બની શકે ખરો.

મને તો ભય રહે છે કે કદાચ કોઇ બુદ્ધિવાન વિચારક આ વિચાર વાંચી ઘૂરકી ઊઠે ય ખરો કે: "કેવી પાગલ વિચારણા? તદ્દન અશક્ય!" છતાંય જો આ કહેવાએલી 'પાગલ વિચારણા' ઉપર ફક્ત ૧૫ મિનિટ એકચિત્તે નજર કારે તો, તે સત્ય પણ લાગે. પરંતુ મિનિટના હિસાબવાળા તે વિચારક ૧૫ મિનિટ બચાવી શકશે કે?

વસો (હાલ કેરીચો, કેન્યા) રામભાઇ ચતુરભાઇ અમીન

—x—

## પ્રતિજ્ઞાનું પાલન

**રમણભાઇ** આરામખુરસીમાં બેઠા બેઠા સિગારેટના ધૂમાડા કાઢી રહ્યા હતા, છતાં તેમનું મગજ અને આંખો અસ્થિર જણાતાં હતાં. કોઇના આવવાની વાટ જોઇ રહ્યા હોય તેમ, તેમની આંખો દાદર ઉપર જ ચોંટી રહી હતી. એટલામાં ફણીધરની ફેણની માફક ડોલતી કુસુમ, "કેમ કાકાજી !" કહેતી દાદરનું છેલ્લુ પગથિયું ચઢી. "આવી કે બેન! શરીર તો સારૂં છે ને?" આટલુ બોલી રમણલાલ અટકી ગયા.

"હા." નીચી આંખે અંગૂઠાથી જમીન ખોતરતી હોય તેમ કુસુમે કહ્યુ. અને બીજી જ ક્ષણે તે નીચે ચાલી ગઇ, ત્યાં તેના માતુશ્રીએ તથા કાકીશ્રીએ વાતવાતમાં તેને તેના વિવાહની બધી વાત જણાવી, ભણેલગણેલો વર મળ્યાથી તેને ભાગ્યશાળી ગણવા લાગ્યાં. બધાનું બધુય સાંભળી રહ્યા બાદ કુસુમે ધીમેથી વાત કઢાવતાં કહ્યું: "કઇ આપવું પડ્યુ હશે ખરૂં કે?"

"એ તો અત્યારે આપણા ગોળમા સારા ઘરના ભણેલાગણેલા છોકરા આપનાં ય કઇ મળે એમ છે? આ તો તું જ ભાગ્યશાળી એટલે એક બે જણના દબાણથી ચોકઠું બેસી ગયું." કુસુમની ભાવનાથી અજ્ઞાન સ્ત્રિઆંઓએ કુસુમને સારૂં લાગશે એમ માની બધું સાચે સાચું જ કહી નાખ્યું.

"કેટલુ આપવું પડે તેમ છે?" કુસુમે ઉગ્રતા દાબી ધીમેથી પૂછ્યું.

"તારા કાકા તો ચાર હજાર ને એકત્રીસ તોલાની વાત કરે છે, પછી સાચું ખોટું તો ભગવાન જાણે!" કાકીમાએ બાજી મારું. બસ હવે જોઇતું સાહિત્ય સાક્ષી પુરાવા સાથે મળી ગયાથી કુસુમનો પિત્તો ઊછળ્યો. તેણે સ્પષ્ટ જણાવી દીધું કે: "ભલે આવા લગ્નથી તમે ખુશી થતાં હો, પરંતુ હું તો પરકણું લેનાર કોઇ પણ છોકરા સાથે પરણી શકું તેમ નથી જ, મારી તો એ પ્રતિજ્ઞા છે કે પરકણું લેઇ વેચાવા ઇચ્છતા કાયર પ્રાણીઓને આ દેહ સોંપવા કરતાં તો આજીવન કુમારિકા રહી દેશસેવામાં જીવન વિતાવવું એ જ ઉત્તમ છે!"

કુસુમનો નિશ્ચય સાંભળી તેની મા તો બાજી હાથથી ગએલી માની રડવા જ બેઠી, પણ કાકીમા જરા તુમાખી બતાવવા લાગ્યાં: "બેસ બેસ, હવે ચબાવલી! જોઇ મોટી પ્રતિજ્ઞાવાળી! પછી મળશે કોઇ ગામડીઓ ગમાર, તો છાણવાસીદું ઉઝરડી ઉઝરડીને મરી જઇશ!" "એ ગમે તેમ હોય, પણ મને તો આ પરઠણીઆ બગલાઓ કરતાં એવો ગામડીઓ ગમાર વધુ ફાવશે." કુસુમે પણ રડતાં રડતાં કહ્યું.

આ પ્રમાણે કોલાહલ અને ડુસકાંનો અવાજ સાંભળી રમણલાલ મામલાની તપાસ કરવા નીચે ઊતર્યા. તે કંઇ પણ બોલે તે પહેલાં જ તેમનાં ગૃહલક્ષ્મીએ વધાઇ આપી: "લો, તમે તો મોટે ઉપાડે બધું કરી આવ્યા, પણ આ તમારી લાડકી તો પરણવાની જ ના પાડે છે."

રમણલાલની આંખો લાલપીળી થઇ ગઇ: "હેં, છોકરી?"

"હા, મારી એ પ્રતિજ્ઞા છે કે પરકણ લેનાર કોઇ યુવક સાથે પરણવું જ નહિ." કુસુમે હિંમતથી સ્પષ્ટ રીતે કહી દીધું.

"પણ તને કોણે કહ્યું કે પરકણ આપવાની છે?" બાજી ફેરવતાં રમણલાલે કહ્યું. પણ તેમને કયાં ખબર હતી કે તેમનાં ગૃહલક્ષ્મીએ જ કયારનું ય બધું બાજી માર્યું હતું. કુસુમે ચૂપ જ રહી, પણ તેમનાં ગૃહલક્ષ્મીએ જ સ્ત્રીસહજ રુદનનો આશરો લેતાં પોતાની ભૂલનો સ્વીકાર કર્યો.

"તમે રાંડો વળકવળમાં સમજો નહિ, ને તમને દોઢડાહીઓ થવાનું કોણે કહ્યું હતું?" કહી રમણલાલે ભાભીને અને પત્નીને ઉધડાં જ લેવા માંડ્યાં.

પછી તે કુસુમને લેઇ મેડા ઉપર ગયા અને માથે હાથ ફેરવી આશ્વાસન આપી સમજાવવા લાગ્યા: "જો બેન, તારી પ્રતિજ્ઞા તો સારી છે, પણ સમાજનાં બધાં ય યુવકયુવતીઓ તારા જેવી માન્યતાવાળાં હોય તો જ તારી પ્રતિજ્ઞાની કદર થાય. પણ આ સ્વાર્થી અને બેકદર સમાજમાં તું પ્રતિજ્ઞા

લેઇ તારું જીવન વેડફી નાખે તેથી સમાજ ઉપર કંઇયે અસર થવાની નથી. વળી જે ગરીબ છે ને દેવું કરીને પણ પરઠણ આપે છે, તેને માટે તો તે વિચારવા જેવું છે જ; પણ આપણને તો પ્રભુએ પૈસા આપેલા છે, તો આપણે આપીશું, અને તે પણ તારા જ ઘરમાં આવવાના તો છે ને? આપણી પાસે ન હોત તો આપણે થોડા આપવાના હતા? અને આમ બધું ય નક્કી થયા પછી છેલ્લી ઘડીએ તું ફરી બેસે તો ઘરની આબરૂનું શું?"

"પણ તેમાં હું શું કરું? આવા પૈસા મને સુખ નહિ જ આપી શકે? પૈસો એ જીવનનું સર્વસ્વ નથી. મેં આવું કરવા આપને સંમતિ પણ આપી નથી. ઘરની પોલી આબરૂને ખાતર હું મારા પ્રેમનું ખૂન તો નહિ જ કરું!" રડતાં રડતાં પણ મક્કમતાથી કુસુમે પોતાનો અંતિમ નિર્ણય જણાવી દીધો.

આમ સીધી આંગળીએ ઘી નીકળે તેમ ન લાગવાથી રમણલાલે જરા દુર્વાસારૂપ ધારણ કરતાં કુસુમને એક તમાચો મારીને કહ્યું: "વાંદરી, મેં પાળીપોષી, પૈસા ખર્ચી, ભણાવી ગણાવી તેનો આવો બદલો? આજે મારી શરમે થાય છે, ખરું ને?"

કુસુમે રડતાં રડતાં છતાં જરા વધારે મક્કમતાથી કહ્યું: "મેં ક્યાં કહ્યું હતું કે મને ભણાવો, પણ ભણ્યા પછી તો હવે મારાથી વિદ્યાલયની કેળવણીને અને સિદ્ધાન્તોને નહિ લજ્જવાય!"

"નહિ માને તો કૂતરાંને મોતે મરી જઇશ, સમજી?" કન્યાને મારી નાખવાની ચરોતરના પાટીદારોની જૂની પ્રણાલિકાનો આશરો લેતાં રમણલાલે પોતાનો અંતિમ નિશ્ચય જણાવી દીધો. "જા, આજે તને જોવા આવનાર છે, તો જરા ઠીક થઇને રહેજે." આટલી છેલ્લી સૂચના આપી રમણલાલ ટોપી ઘાલી હાથમાં આફ્રિકાની નાજુક સોટી લેઇ બહાર જવા નીકળ્યા. કુસુમ તો ત્યાં જ રડતી બેસી રહી. આખરે તેમને બહાર ગએલા જાણી તેની માએ ઉપર આવી પાછળથી તેને ખભે હાથ મૂક્યો, ત્યારે જ તેણે ચમકીને સહેજ માથું ફેરવ્યું. તેની માએ પણ તેને વહાલથી પાસે બેસાડી છાની રાખી બે શબ્દો કહ્યા, પણ વ્યર્થ!

* * *

ચતુરભાઇને સારો ઝોલ પડવાનો હતો તેથી તે મનમાં તો હરખાતા, છતાં બહાર તો એવો જ દેખાવ કરતા કે: "મારે શાન્તિને બી. એ. થતા સુધી તો નહોતો જ પરણાવવો, પણ લોકો ક્યાં કરીને બેસવા દે છે?" આ બાજુ શાન્તિ પણ મિત્રોની ટીકા સહન ન થવાથી, "પૈસા ખાતર હું મારો દેહ નહિ જ વેચું," એવું આશ્વાસન આપી–કહો કે ઊંડાં ભણાવી–આનંદમાં

ને આનંદમાં ઘેર આવી ગયો હતો. પણ મિત્રોને આપેલા આશ્વાસને પ્રમાણે સમાજમાં પ્રત્યક્ષ કામ કરી બતાવવા જેટલી તેનામાં હિંમતજ ન હતી. તેને ખાત્રીજ હતી કે તેના બાપે સારો જેવો છોલ પાડ્યોજ હશે, છતાં તે વાત તેણે મિત્રો પાસે ઉડાવી દીધી હતી. આમ આત્માને છેતરી બીજાને ઊંઠાં ભણાવનાર કઇ આત્મશાન્તિને બળે બાપ કે સમાજ સામે માથું ઊંચકી શકે? ચતુરભાઇએ શાન્તિની સાથે પોતાના જેવા જ વિચારના બે છોકરાઓ મોકલ્યા, અને તેમને બધાને બધી યે સમજણ આગળથી આપી દીધી; કારણ કે ચતુરભાઇને એ ધારતી હતી કે પરણનાર છોકરી નડિયાદ ભણે છે, એટલે તે જો આ વાત જાણશે, તો વાંધો ઉઠાવશે અને શાન્તિનામાં તો એવા જવાબ દેવાની શક્તિ હોવા વિષે તેમને શંકા જ હતી. ખરેખર બન્યું પણ તેમ જ.

કુસુમને તૈયાર રહેવાની સૂચના આપી રમણલાલ બહાર જતા હતા તેજ વખતે બેએક મિત્રો સાથે આવતા શાન્તિની મોટર તેમને સામે મળી. તે અડધે રસ્તેથીજ પાછા વળ્યા. ચા-પાણી પત્યા બાદ નીચે જમવાનું તૈયાર કરવાની સૂચના આપી. તેમણે કુસુમ સાથે શાન્તિની મુલાકાત ગોઠવી આપી અને સાથે આવેલા મિત્રોને મકાન બતાવવાને નિમિત્તે તે ત્રીજે માળે લેઇ ગયા.

કુસુમ તો ભગ્નહૃદયે નીચું જ જોઇ રહી હતી, તેના જીવમાં જીવ જ નહોતો, તો મોં ઉપર હાસ્ય તો હોય જ ક્યાંથી? તેની આ સ્થિતિ જોઇ શાન્તિના મનમાં તો કંઇ કંઇ વિચારો આવ્યા અને ગયા અને તેના પગ ધ્રૂજવા લાગ્યા.

ઘડીભર તો તેના મનમાં એમ જ થયું કે: -"તેને જ ગરજ નથી, તો હું શા માટે બોલું?" છતાં આખરે તેનાથી બોલાઇ ગયું: "આપનું નામ?"

"કુસુમ." કુસુમે નીચે વદને છતાં જરા ધીરજથી જવાબ આપ્યો.

"અભ્યાસ?"

"સ્નાતિકા."

"ઉમર?"

"સત્તરમું ચાલે છે." કુસુમે યંત્રવત્ જવાબો આપ્યા.

"આપણા બંનેના સંબંધ જોડવા આપણાં બંનેનાં માતાપિતા રાજી છે. તમને કંઇ હરકત છે? હું પૂના આર્ટ્સ કૉલેજમાં ઇંટરમાં અભ્યાસ કરૂં છું. મારૂં નામ શાન્તિ છે, જે કદાચ આપે સાંભળ્યું તો હશે જ." શાન્તિએ ગ્રામોફોનની રેકર્ડની માફક કુસુમને ગમતું હશે કે નહિ, તેની પણ પરવા કે સંમતિની અપેક્ષા રાખ્યા સિવાય વગર પૂછ્યે બધું જ બોલી નાખ્યું.

શાન્તિની આવી અશાન્તિ કુસુમને ન ગમી. તેનામાં કોલેજીઅનની સાવકાશ કે યુવકની સભ્યતા તેને જણાયાં નહિ, છતાં પ્રસંગ પડ્યો છે તો શાન્તિને પણ તોડી જોવાના વિચારથી તે બોલી: "બસ, આપની પરીક્ષાના પ્રશ્નો પૂરા થઇ ગયા?"

"તમે તો મારી સામે ય જોતાં નથી અને નીચે મોંએ જવાબ જ આપ્યે જાઓ છો, તો હું બીજું શું પૂછું?" શાન્તિએ મનકાતે મોંએ કહ્યું.

"તો હવે જે પૂછવું હોય તે ખુશીથી વિનાસંકોચે પૂછો. હું તમારી સામે જોઇને જ જવાબ આપીશ."

શાન્તિ મૂંઝાયો, શું પૂછવું? પૂછવા જેવું તો હવે કંઇયે બાકી ન હતું, જ્યાં પૂછવા ખાતર જ તે બોલ્યો: "આપણા બેનો સંબંધ બંધાય તેમાં તમને કંઇ હરકત છે?"

"તમે મારો સ્વીકાર કરી શકો તેમ હો તો મને કંઇજ હરકત નથી." કુસુમે કહ્યું.

"હું ક્યાં ના કહું છું? હું તો તૈયાર જ છું." શાન્તિએ નિખાલસતાથી પોતાનો વિચાર જણાવ્યો.

"પણ એમ નહિ." કુસુમે કહ્યું.

"તો?" શાન્તિએ આતુરતાથી પૂછ્યું.

"હિંમત આવશે?" કુસુમે શાન્તિની આતુરતા વધારતાં પૂછ્યું.

"પણ શાની?" શાન્તિએ કુસુમ સામે તાકતાં પૂછ્યું.

"મારો સ્વીકાર કરવા જતાં જે જે સહન કરવું પડે તે તે સહન કરવાની." કુસુમે ગોળ ગોળ ચલાવ્યું.

"એટલે?" શાન્તિએ જરા ચમકીને પૂછ્યું.

"તૈયાર હો તો જ કહું, નહિ તો ખાલી મારો વિચાર જણાવવા હું ખુશી નથી. તમે તેનું પાલન નહિ કરો તો તેથી તમને કે મને કોઇને ય કંઇ પણ લાભહાનિ થનાર નથી. અને પાલન કરશો તો કુસુમ આપની ધર્મપત્ની ખુશીથી બનશે. બોલો, તૈયાર છો?" કુસુમે કંઇક નિશ્ચયપૂર્વક કહ્યું.

શાન્તિ વિચારમાં પડી ગયો. તેની સ્થિતિ સાપે છછુંદર ગળ્યા જેવી થઇ ગઇ. 'હા' કહે તો તેનાથી કુસુમના વિચારનું પાલન થશે કે કેમ તેની શંકા થવા લાગી. અને 'ના' કહે તો કુસુમ આગળ ખસિયાણા પડી જવાની બીક લાગી. સ્વતંત્ર વિચાર કરવા જેટલો તો વખત જ ન હતો, એટલે તેણે જેમ તેમ કરી 'હા' કહી નાખ્યું.

"હજુ પૂરેપૂરો વિચાર કરીને જ કહેજો, તમને જે તે વિચાર કરવાની છૂટ છે." કુસુમે હજી પણ શાન્તિની આતુરતા વધારતાં કહ્યું. હવે શાન્તિની યુવાની નાચી ઊઠી. તે બોલી ઊઠ્યો: "જરૂર, હું તમારા વિચારનું પાલન કરીશ જ."

"જુઓ, એક હાથમાં કુસુમ અને બીજા હાથમાં સમાજનો અને બાપનો ત્યાગ—કઇ વસ્તુ તમને ગમે છે?"

શાન્તિની જીભ સહેજ ઓઠ બહાર નીકળી જતાં તે બોલ્યો: "એટલે?"

કુસુમે વધુ સ્પષ્ટતાથી કહ્યું: "જો આ કુસુમને મેળવવી હશે તો સમાજનો અને તેમાંય ખાસ તો તમારા બાપનો ખોફ વહોરી લેવો પડશે."

"કારણ?" શાન્તિએ હવે વિચારપૂર્વક ઊંડા ઊતરતાં પૂછ્યું.

"જુઓ, આપણાં લગ્ન એ લગ્ન નથી, પણ બજારૂ સોદા છે. તમારા પિતા તમને મારે ત્યાં વેચે છે. એક યુવકની યુવાની વેચાતી લેવા હું ઇચ્છતી નથી. આવાં લગ્નોમાં લગ્નભાવના હોતી જ નથી. તમારા પિતા પરઠણ લેવાની ના પાડે તો હું તમોને પરણવા કબુલ છું. કારણ મારી તો એ પ્રતિજ્ઞા છે કે પરઠણ લેનાર કોઇ પણ યુવક સાથે ન પરણવું. બોલો, તમારા પિતાને તમો સમજાવી શકો તેમ છો? અથવા તમારા સમજાવ્યા એ સમજી શકે તેમ છે ખરા?" શાન્તિના જવાબની રાહ જોતી કુસુમ અટકી.

"હું તો વિશેષ કરી જોઉં, પણ મારું કહ્યું માનશે કે કેમ તેની મને શંકા છે." શાન્તિએ પોતાની અશકિત જાહેર કરતાં કહ્યું.

"ઠીક, તમારા પિતા ન માને તો તમે કંઇ કરી શકો એમ છો ખરા?" કુસુમે શાન્તિની શક્તિનું માપ કાઢવા પૂછ્યું.

"મારા હાથમાં શું છે? હું શું કરું?" શાન્તિએ લાચારી બતાવતાં કહ્યું.

"પરણવાનું તમારે કે તમારા બાપને?"

"મારે." શાન્તિથી જેમ તેમ બોલાયું.

"તો પછી 'હું શું કરું?' કહેતાં શરમાતા નથી? શરમ છે તમારી યુવાનીને અને કેળવણીને! મેં આવા નિર્બળ શબ્દોની આશા નહોતી રાખી!" કુસુમે જરા રૂઆબથી કહ્યું.

હારેલા સૈનિકની માફક શાન્તિનું હૃદય ઘવાયું, પણ તેની પાસે હવે કોઇ જવાબ ન હતો, તેથી તેણે સલાહ માગતાં કહ્યું: "તમે જ કહો ને કે હું શું કરું? તમે કહો તેમ કરવા હું ખુશી છું."

"તમે પરણુ ન લેવાની પ્રતિજ્ઞા કરો તો હું તમને પરણવા ખુશી છું. બોલો, સંપૂર્ણ વિચાર કરી જવાબદારીનું માપ કાઢી મને જવાબ આપો." કુસુમે એકી-પાસો ફેંકતાં કહ્યું. શાન્તિ હવે કુસુમની બાજી સમજી ગયો.

"હું પ્રતિજ્ઞા તો લેઉં, પણ મારા પિતા મારી પ્રતિજ્ઞાને માન્ય રાખવાના નથી જ, એટલે આપણે માબાપની સંમતિ વગર લગ્ન કરી લેવું એમ જ ને?"

"બેશક, એમ કરીને માબાપનો ખોફ વહોરી લેવાનો છે, છતાં સમાજ આપણા કાર્યની જતે દિવસે કદર કરશે. અને આપણા જેવાં શિક્ષિત યુગલો સમાજમાં આવો ધડો બેસાડે તો જ સમાજમાંથી આવી પ્રથા નાબુદ થવાની આશા રાખી શકાય. આપણો દાખલો ભાવિ સુધારકો માટે અનુકરણીય થઇ પડશે." શાન્તિને આ જ વખતે મિત્રોની સલાહ અને તેમનું છેલ્લું વાક્ય 'અમે બંડ કરીશું' યાદ આવ્યું. એમાંથી બંડ કરવાની પ્રેરણા મળી. અને તે એકદમ ઊછળીને બોલી ઊઠયો: "જરૂર, હું કુસુમની ખાતર, કુસુમની પ્રતિજ્ઞા ખાતર, અને હવે તો મારી પણ પ્રતિજ્ઞા ખાતર, મારા પિતાની લોભી વૃત્તિ સામે બંડ ઉઠાવી તને સ્વીકારીશ. પ્રતિજ્ઞાઓનું પાલન કરીશ. મારી કેળવણી અને યુવાની દિપાવીશ."

શાન્તિનું પલટાએલું હૃદય અને તેનો છેલ્લો મનગમતો નિશ્ચય સાંભળી કુસુમનું હૈયું નાચી ઊઠયું: "તો મારી પ્રતિજ્ઞાનું પાલન કરતાં જે જે આફતો સામે આપને ઝઝુમવું પડશે તે સર્વમાં હવે આ કુસુમ આપની સાથે જ હશે. હરેક સંજોગમાં આપની સાથે રહી આપની અર્ધાંગના તરીકે હસતે મોંએ જીવન ગુજારશે." બીજી જ ક્ષણે તેમણે આગળનો સઘળો કાર્યક્રમ ગોઠવી કાઢયો. જમી પરવારી સાંજના શાન્તિ રવાના થઇ ગયો. 'કુસુમ માની ગઇ' એમ માની ઘરનાં બધાંએ શાન્તિનો દમ ખેંચ્યો.

બીજે જ દિવસે કુસુમ નડિયાદ જવા અને શાન્તિ પૂના જવા માટે ઘેરથી નીકળ્યાં. બંને વેવાઇઓ લગ્નની તૈયારીમાં પડ્યા, કારણ કે લગ્નની મિતિ વીસેક દિવસ બાદ નક્કી થઇ હતી, પણ તેમને કુસુમ-શાન્તિના નિર્ણયની ક્યાં ખબર હતી? બીજે જ અઠવાડિયે પોતે ગોઠવ્યા પ્રમાણે કુસુમ તથા શાન્તિ આર્ય વિધિ પ્રમાણે લગ્નગ્રંથીથી જોડાયાં. અને 'પરઠણ સામે બંડ ઉઠાવનાર શિક્ષિત યુગલ' એ શીર્ષક હેઠળ તેમના ગ્રૂપ-ફોટા સાથે વર્તમાનપત્રમાં તેમનો કિસ્સો વાંચતાં રમણલાલ તેમ જ ચતુરભાઇનાં મોં પહોળાં થઇ ગયાં.

કરમડી (તા. કરજણ) મોતીભાઇ કુ. બાંધણીકર

"હજુ પૂરેપૂરો વિચાર કરીનેજ કહેજો, તમને જે તે વિચાર કરવાની છૂટ છે." કુસુમે હજી પણ શાન્તિની આતુરતા વધારતાં કહ્યું. હવે શાન્તિની યુવાની નાચી ઊઠી. તે બોલી ઊઠ્યો: "જરૂર, હું તમારા વિચારનું પાલન કરીશ જ."

"જુઓ, એક હાથમાં કુસુમ અને બીજા હાથમાં સમાજનો અને બાપનો ત્યાગ—કઇ વસ્તુ તમને ગમે છે?"

શાન્તિની જીભ સહેજ ઓઠ બહાર નીકળી જતાં તે બોલ્યો: "એટલે?"

કુસુમે વધુ સ્પષ્ટતાથી કહ્યું: "જો આ કુસુમને મેળવવી હશે તો સમાજનો અને તેમાંય ખાસ તો તમારા બાપનો ખોફ વહોરી લેવો પડશે."

"કારણ?" શાન્તિએ હવે વિચારપૂર્વક ઊંડા ઊતરતાં પૂછ્યું.—

"જુઓ, આપણાં લગ્ન એ લગ્ન નથી, પણ બજાર સોદા છે. તમારા પિતા તમને મારે ત્યાં વેચે છે. એક યુવકની યુવાની વેચાતી લેવા હું ઇચ્છતી નથી. આવાં લગ્નોમાં લગ્નભાવના હોતીજ નથી. તમારા પિતા પરણ લેવાની ના પાડે તો હું તમોને પરણવા કબુલ છું. કારણ મારી તો એ પ્રતિજ્ઞા છે કે પરણ લેનાર કોઇ પણ યુવક સાથે ન પરણવું. બોલો, તમારા પિતાને તમો સમજાવી શકો તેમ છો? અથવા તમારા સમજાવ્યા એ સમજી શકે તેમ છે ખરા?" શાન્તિના જવાબની રાહ જોતી કુસુમ અટકી.

"હું તો વિરોધ કરી જોઉં, પણ મારૂં કહ્યું માનશે કે કેમ તેની મને શંકા છે." શાન્તિએ પોતાની અશક્તિ જાહેર કરતાં કહ્યું.

"ઠીક, તમારા પિતા ન માને તો તમે કંઇ કરી શકો એમ છો ખરા!" કુસુમે શાન્તિની શક્તિનું માપ કાઢવા પૂછ્યું.

"મારા હાથમાં શું છે? હું શું કરૂં?" શાન્તિએ લાચારી બતાવતાં કહ્યું.

"પરણવાનું તમારે કે તમારા બાપને?"

"મારે." શાન્તિથી જેમ તેમ બોલાયું.

"તો પછી 'હું શું કરૂં?' કહેતાં શરમાતા નથી? શરમ છે તમારી યુવાનીને અને કેળવણીને! મેં આવા નિર્બળ શબ્દોની આશા નહોતી રાખી!" કુસુમે જરા રૂઆબથી કહ્યું.

હારેલા સૈનિકની માફક શાન્તિનું હૃદય ઘવાયું, પણ તેની પાસે હવે કાંઇ જવાબ ન હતો, તેથી તેણે સલાહ માગતાં કહ્યું: "તમે જ કહો ને કે હું શું કરૂં? તમે કહો તેમ કરવા હું ખુશી છું."

"ઠીક ભાઈ, ઠીક, તમારી જુવાનિયાની વાત નહિ થાય!" એમ કહી એ શાન્ત થયા.

એક દિવસ હું આણંદ સ્ટેશને આંટા મારતો હતો ત્યાં તો મેં ગિરધરભાઈને બાંકડા ઉપર બેઠી નાસ્તો કરતા જોયા. હું તેમની પાસે જઈ 'નમસ્તે!' કહી ઊભો રહ્યો.

"ઓ હો હો...! ભાનુભાઈ કેમ ક્યાં જાઓ છો?" કહી પોટલું ખસેડી જગ્યા કરી એ બોલ્યા: "આવો, બેસો." હું ત્યાં બેઠો.

"ક્યાં જાઓ છો?" મેં તેમને પ્રશ્ન કર્યો.

"આ છૂટકો છે કંઈ?" અને પછી ખિસ્સામાંથી બીડી કાઢતાં બોલ્યા: "આ જરા મંજુના વિવાહ માટે ગયો હતો." એમ બોલતાં તેમણે બીડી મારા તરફ ધરી.

"હું નથી પીતો."

"એમ? સારું સારું." અને પછી એમણે પ્રશ્ન કર્યો. "કેમ કઈ તરફ જાઓ છો?"

"આજે 'સરદાર' આવે છે, એટલે બધા લોકો આવ્યા છે અને તેથી હું પણ આવ્યો છું."

"ભાઈ, એ સરદાર કોણ છે?" એમણે સરદારને ન ઓળખતાં પ્રશ્ન કર્યો.

"તમે નથી ઓળખતા? પેલા કરમસદના આપણી જ્ઞાતિના સરદાર વલ્લભભાઈ પટેલ." સરદારની ઓળખાણ આપતાં હું બોલ્યો.

"હા હા, ઓળખ્યા ઓળખ્યા, પેલા કરમસદવાળા ને! એ બન્ને ભાઈઓ હજુ બાહોશ, એમ કહેવું પડે." અને પછી મોટાઈ બતાવતા કહેવા લાગ્યા: "ભાનુભાઈ, એ લોકોના કુટુંબમાં અમારી ભત્રિજી પરણાવી છે. સાચું કહીએ તો એ જ લોકોએ આપણી જ્ઞાતિને આગળ આણી." એમણે સરદારનો આછો પરિચય આપતાં કહ્યું. અને પછી મૂળ વાત ઉપર આવતાં બોલ્યા.

"ભાનુભાઈ, તમે તો બહુ જ ટેકીલા છો." કહી હસવા લાગ્યા.

"એમ કેમ?" મેં તરત જ પ્રશ્ન કર્યો.

"ત્યારે હવે હા કહો ને કે લગ્ન કરી નાખીએ." એમ બોલતા એ મારી તરફ જવાબની આશા રાખતા જોઈ રહ્યા.

"તમો હજુ એ જ વાત કરો છો. શું તમારા કાનમમાં કોઈ તમારે લાયક વર મળતો જ નથી?" મેં રંગમાં આવતાં તેમને સંભળાવ્યું.

"પણ તમને વાંધો શો છે!"

"વાંધો તો બહુ યે મોટો છે. જ્યારે અમો બધા કાનમમાં આવીશું તો આ તરફની બધી છોકરીઓ ક્યાં જશે? બિચારી હજારોનાં જીવન આજે ધૂળમાં મળી ગયાં છે, મળી જાય છે અને મળી જશે. એનું કારણ એ જ કે તમારી કન્યાઓ અમારા તરફ ઘણી આવે છે અને અમારી કન્યાઓ રહી જાય છે. છતાં જ્યારે અમારા તરફની કન્યાઓ તમારા તરફ નથી આવતી તો પછી તમો શા માટે અહીં આપો છો? આ શું ન્યાય છે? તમારા કાનમ અને વાકળના લોકોએ જ આખો સમાજ બગાડી નાખ્યો. મનમાન્યા પૈસા આપી તમારા લોકો ચરોતરમાંથી વર લેઇ જાય છે અને પોતાના દીકરાઓને કૂંવારા રાખે છે.

"ચરોતરના લોકો પણ પૈસાના લોભમાં દીકરાઓને ફાવે ત્યાં પરણાવવા લાગ્યા. થોડાઘણા વર રહ્યા એટલે ભાવ વધે જને? ભાવ વધ્યા એટલે છોકરીઓનાં માબાપ મૂંઝવણમાં પડયાં. કાનમમાં આપવામાં તો તેમને શરમ આવે અને ચરોતરમાં વર ન મળે, એટલે દીકરીઓનો ત્રાસ વધી પડયો. પરિણામે ઘણા લોકો દીકરીઓને નાનપણમાં જ મારી નાખે છે."

"ભાનુભાઇ, આ શું બોલો છો? કોઇ મારી નાખતું હશે વળી?" એમને શંકા આવતાં વચમાં જ બોલી ઊઠયા. પછી હું તેમને સમજાવતાં બોલ્યો: "તો હજારો રૂપિયા આપી ચરોતરમાંથી વર લાવો, પણ બિચારા અમારા તરફના ગરીબો શું કરે? અને જ્ઞાતિનો ત્રાસ તો તમે જાણો જ છો. ખરેખર જો આપણી જ્ઞાતિના આવા ચાલુ જ રિવાજો રહેશે તો જરૂર એ આપણને અધોગતિને માર્ગે લેઇ જશે." ગિરધરભાઇ મારા શબ્દો ધ્યાનથી સાંભળતા હતા.

"કાનમની કન્યા ચરોતરમાં જાય અને ચરોતરની કન્યા કાનમમાં ન જાય! આ શું મામુલી વાત છે? નહિ નહિ. એ ભયંકર વાત છે. આ સ્વાર્થી, અધર્મી, અત્યાચારી અને અન્યાયી રિવાજ છે. તમો દેશને ખૂણે ખૂણે જઇને તપાસ કરશો તો પણ આવો અન્યાયી રિવાજ ક્યાંય નહિ જણાય. સમાજના પતનનો મુખ્ય સડો તપાસશો તો એ જ રિવાજ છે, એમ સાબિત થશે.

"એ જ રિવાજથી આજ આપણી છોકરીઓ માટે આપણે હજારો દુ:ખો ઉઠાવવાં પડે છે. આપણે પણ આજકાલ એવા નિષ્ઠુર બનતા જઇએ છીએ કે આપણા સ્વાર્થ ખાતર આપણે આપણાં બાળકોને દુ:ખી કરીએ છીએ. આજકાલ છોકરા છોકરીઓનાં ખરાં સુખ તો જોવાતાં જ નથી. તમારા કાનમમાં બિચારા હજારો લોકોને દીકરા પરણાવવા માટે ઘરબાર વેચવાં પડે છે; જ્યારે અમારા લોકોને દીકરી પરણાવવામાં ઘરબાર વેચવાં પડે છે. છતાં પણ

આજ આપણો સમાજ સુખી નથી, કારણ કે વર વગર આજે અમારી હજારો બાલિકાઓને બચપણમાં જ સ્વર્ગે મોકલી દેવામા આવે છે અને ઘણી તો જિંદગીપર્યંત કુંવારી જ રહે છે."

મારા આ શબ્દો સાભળી તેમણે તરત જ પ્રશ્ન કર્યો: "હેં ભાનુભાઇ, શું તમારામાં દીકરીઓ જિંદગીપર્યંત કુવારી રહે છે?"

"ત્યારે શુ થાય છે? જુવાન છોકરો ન મળતાં ઘણા લોકો દીકરીઓને વૃદ્ધો સાથે પરણાવે છે. પાચ અથવા દશ વર્ષ પછી એ વૃદ્ધ મરી જાય. ત્યારે શું પાંચ દશ વર્ષમાં મરનાર પતિની એ બાળવિધવા પરણેલી કહી શકાય? ભલે સમાજ તેને પરણેલી માને, પણ તે તો કુવારી જ છે આજે આવી હજારો વિધવાઓ હશે, પણ તેમની કોને પડી છે? જ્યા દીકરીઓના માબાપ, ભાઇ, બેન તથા કુટુંબીઓ જ ધ્યાન નથી આપતા ત્યા સમાજ તો શાનો જ આપે?

"અમારા લોકો તો ખાલી દુનિયાને બતાવવા જ ઊંચા રહે છે. બાકી સમાજની સેવા માટે કયે પાટીદારે સુધારો કર્યો? આજના સેવાભાવીઓએ, ગામના આગેવાનોએ અને સુધારકોએ આપણી જ્ઞાતિની શી સેવા કરી? કયા સેવાભાવીએ સમાજનાં બંધનો તોડી કામ કર્યું? કયે આગેવાને સમાજમાં સુધારો કર્યો? કયે સુધારકે પોતાની કન્યા કાનમમા આપી?

"તેવી જ રીતે તમારામા પણ છે. તમારા સુધારકો, સેવાભાવીઓ અને આગેવાનો પણ સમાજને છૂદી રહ્યા છે. તમારે ત્યાં ભાગ્યે જ એવા સુધારકો હશે, જેમણે પોતાની કન્યા કાનમમાં આપી હશે. બાકી આજકાલ તો બધાય પોતાની કન્યાઓ મોટાઇ ખાતર ચરોતરમા જ આપે છે. ઊલટું તમારા આગેવાનોએ અને પૈસાદારોએ તો અમને તગ કરી નાખ્યા. મનમાન્યા ભાવ આપી અમારા છોકરાઓ ખરીદી જાય છે. અને પોતાના છોકરાઓને વાંઢા રાખે છે." મારા આ વાણીપ્રવાહ સાભળી એ તો સ્તબ્ધ બની ગયા. હું પણ મારૂં હૃદય ખાલી કરી રહ્યો હતો

"સમાજના ઝેરી રિવાજો દૂર કરવા બહુ જ કઠિન છે. એ તો ઠીક, જેટલું બને તેટલું કરવુ, બાકી એટલું તો દરેકે સમજવું ઘટે કે અમુક અમુક રિવાજો બંધ કરવાથી જ્ઞાતિમા શાન્તિ થાય."

આ રિવાજો ટાળવા માટે તો એક ઉત્તમ માર્ગ છે. પૂ. મહાત્માજીએ કહ્યું છે: 'જ્યાં રોટીવહેવાર છે ત્યાં બેટીવહેવાર થવો જ જોઇએ.' શા માટે અમુક જ ગામોમાં કન્યા આપવી? આખી પાટીદાર જ્ઞાતિમાં ગમે ત્યાં આપવી જોઇએ.

"કાનમ, વાકળ અને ચરોતર એક થાય, તેમનામાં એક જ ભાવના જાગ્રત થાય, તો અહાહા! આપણી જ્ઞાતિ કેવી ભવ્ય બને!" આ ઉદ્‌ગારો મારા મનમાંથી નીકળી પડ્યા. મારા વિચારો અટકી પડ્યા. ગાડી આવી. અમે બંને 'નમસ્તે!' કરી છૂટા પડ્યા.

વરણામા મગનભાઈ ખુ. વરણામાવાળા

—*—

## પ્રસંગકથા

### નવ માસની બાળા વિધવા થઈ

"પાટણ, તા. ૮. અત્રેના વાલમ ગામના એક લેઉઆ પાટીદારની નવ માસની બાળા વિધવા બની છે. તેની ૭ માસની ઉમરે એટલે કે આજથી ત્રણ માસ અગાઉજ તેનાં લગ્ન થયાં હતાં. જેને હજી પૂરૂં મા કે બાપા બોલતાં યે આવડ્યું નહિ હોય તેવી આ બાળાના વૈધવ્ય માટે કોનો દોષ માનવો! બાળલગ્નનો, કુરૂઢિનો કે માબાપની મૂર્ખતાનો?" ('ગુજરાત સમાચાર,' તા. ૧૧ : ૮ : '૪૩). સમાચાર આપનારે આ બનાવ ઉપર ટીકારૂપે પ્રશ્ન પૂછ્યો છે કે: "આ બાળાના વૈધવ્ય માટે કોનો દોષ માનવો?" એનો ઉત્તર વિચારવા જેવો છે. વાલમ ગામ વડોદરા રાજ્યનું છે. એ રાજ્યમાં વર્ષોથી એવો કાયદો છે કે બાર વર્ષની ઉમર પહેલાં કોઈ કન્યાને પરણાવી શકાય નહિ. આમ છતાં ૭ માસના ધાવણા બાળકને પરણાવનાર માબાપો હજી છે, એ આશ્ચર્યની વાત છે. આ બનાવે વડોદરા રાજ્યના કાયદાના અધિકારીઓનું ધ્યાન ખેંચ્યું છે કે નહિ તે ખબર નથી. પરંતુ જો એમનું ધ્યાન ન ખેંચાયું હોય તો તેમ કરવા માટે વાલમના યુવકોએ પગલાં ભરવાં જોઈએ.

### યુવકોનું કર્તવ્ય

વાલમ ગામના યુવકો જાગ્રત હોય તો તેમણે એક ડગલું આગળ જઈને એ બાળવિધવાના વૈધવ્યને ભૂંસી નાખવાની હીલચાલ કરવી જોઈએ. એ બાળાના પિતાને અને નાતને ભેગી કરી ઠરાવ કરાવવો જોઈએ કે એ બાળાને વિધવા ગણવામાં આવશે નહિ અને તેને બીજી કન્યાઓની માફકજ પુખ્ત ઉમરે પરણાવવાની છૂટ રહેશે. જો આ કાર્ય ઘરમેળે ન થઈ શકે તો કોર્ટની મદદથી પણ કરાવવું જોઈએ. તો જ એ બાળાનું જીવન બચાવી શકાશે.

બાળલગ્નનિષેધક કાયદો તો હવે 'શારદા ઍક્ટ' થયા પછી

દેશમાં સામાન્ય થઇ ગયો છે. છતાં આવા બનાવો બને છે તેનો ખુલાસો શોધવો જોઇએ. એક ખુલાસો તો સહેલાઇથી આપી શકાય કે કાયદા થવા છતાં લોકોનું એ બાબતનું અજ્ઞાન કાયમ છે. પણ આ ઉપરાંત એક બીજી હકીકત ઉપર લક્ષ જવાની જરૂર છે. સરકારે ઘડેલા કાયદા છતાં લગ્નમરણના પ્રસંગોના રિવાજો જ્ઞાતિઓનાં બધારણો પ્રમાણે ચાલે છે. એટલે જ્ઞાતિના રિવાજનું ઉલ્લંઘન કરનારે જે સહન કરવું પડે છે તેના પ્રમાણમાં સરકારના કાયદાને અવગણનારે નહિ જેવું જ સહન કરવાનું હોય છે. એટલે સરકારી કાયદો હોવા છતાં રૂઢિનો કાયદો બળવાન જ રહ્યો છે.

## જ્ઞાતિત્રાસનિવારણ કાયદો

સમાજસુધારાની પ્રગતિને આ વસ્તુસ્થિતિથી ઘણો અંતરાય નડી રહ્યો છે. એના ઉપાય વડોદરા રાજ્યે 'જ્ઞાતિત્રાસનિવારણ'નો કાયદો કરીને કર્યો છે. આ કાયદાથી જ્ઞાતિઓની સત્તાને નાબૂદ કર્યા જેવું વડોદરા સરકારે કર્યું છે. પરંતુ વસ્તુસ્થિતિમાં એથી કશો ફેર પડયો નથી. જ્ઞાતિઓના ત્રાસનો ઉપાય કરવા કોઇ રચનાત્મક કાયદો થવાની જરૂર છે. આજે સેંકડો જ્ઞાતિઓ બંધારણપૂર્વક ચાલે છે. એ બધારણોને સરકારી કાયદામાં સ્થાન નથી. તે સ્થાન મળે તે માટે જ્ઞાતિનાં બધારણો રજિસ્ટર થવા માટે કાયદો થવો જોઇએ. અને એ બધારણ પ્રમાણે થએલા નિર્ણયો વિરુદ્ધ કાયદાની કોર્ટમાં અપીલ થઇ શકે એવી યોજનાને કાયદામાં સ્થાન મળવું જોઇએ. જે જ્ઞાતિ આ રીતે પોતાનું બંધારણ રજિસ્ટર કરાવે તેને જ જ્ઞાતિ તરીકે ઓળખવી અને બાકીના લોકોને અમુક કાયદો લાગુ પાડવો. એવું કંઇક થાય તો જ જ્ઞાતિનાં ગૂંગળાવનારાં બંધન ઢીલા થાય અને તો જ સમાજસુધારાના વિચારો પ્રજાજીવનમાં મૂર્ત થાય. અને તો જ નવ માસની બાળા વિધવા થાય એવા શરમજનક સમાચારો વાંચવાનું દુર્ભાગ્ય સદાને માટે જાય.

## એક પત્ની છતાં બીજી પરણનારને સજા

"નવસારી, તા. ૬. અત્રેના ધીરૂભાઇ રણછોડજી દેસાઇ નામના અનાવિલ ગૃહસ્થે એક હયાત પત્ની હોવા છતાં બીજી યુવતી સાથે લગ્ન કરતાં આગલી પત્નીએ ફરિયાદ કરતાં તે વિષેની લબાણ તપાસ શ્રી. રીઝીની કોર્ટમાં ચાલી ગયા બાદ તા. ૪થીએ ચુકાદો અપાતાં ધીરૂભાઇ દેસાઇને ૩ માસની કેદ અને રૂા. ૫૦૦ દંડ, દંડ ન ભરે તો ૬ માસ વધુ કેદની સજા થઇ છે. આવો કેસ અહીં પ્રથમ બન્યો છે" ('નવગુજરાત,' તા. ૯ : ૮ : '૪૩). ગયા માસની પ્રસંગકથામાં ધર્મજના ભાઇ ચુનીભાઇ વાઘજીભાઇ પટેલે એક પત્ની

હયાત છતાં ફરીથી લગ્ન કર્યા બદલ તેમના ઉપર તેમનાં પ્રથમ પત્નીએ ફરિયાદ કર્યાની નોંધ લખી છે. એ કેસ હજી શરૂ થયો નથી. પણ ઉપરનો કિસ્સો એના જેવો જ છે.

ફરી પરણનાર પુરુષને કાયદા પ્રમાણે સજા થઇ તે યોગ્ય જ થયું છે. પરંતુ તેથી ફરિયાદી સ્ત્રીના જીવનસુખમાં કંઇ સુધારો થશે કે કેમ એ વિચારવા જેવું છે. અને તે એ રીતે અનેકપત્નીનિષેધક કાયદાનો પણ વિચાર થવો ઘટે છે. એકપતિનો અને એકપત્નીનો સિદ્ધાન્ત સર્વમાન્ય ગણી શકાય. પરંતુ જેમ પુરુષને એક સ્ત્રી સાથે ન ફાવે તો તે બીજી પરણી શકે છે, તેમ સ્ત્રીને એક પુરુષ સાથે ન ફાવે તો તે બીજાને પરણી શકે કે નહિ ? એ પ્રશ્નનો ઉત્તર સ્ત્રીપુરુષની સમાનતા, સ્વતંત્રતા, માનવતા અને સામાજિક ઉન્નતિએ, એ સર્વ દૃષ્ટિએ શોધાવો જોઇએ. ખરૂં જોતાં આવી ચર્ચાઓ ઘણી થાય છે. પરંતુ એનું પરિણામ સમાજના પરિવર્તનમાં બહુ અલ્પ દેખાય છે. અને તેથી ઉપરના કિસ્સાની પાછળ કયા સંજોગો કામ કરે છે એનો વિચાર કરવો એ આવશ્યક બને છે.

**ઇષ્ટ ઉપાયો**

હિંદુ સમાજની કોઇ પણ જ્ઞાતિના રિવાજો જોઇશું તો તેમાં સ્ત્રીને પુરુષ કરતાં ઊતરતા દરજ્જાની ગણેલી છે. એને 'ગૃહિણી'નું અને 'દેવી'નું પદ આપેલું દેખાય છે, છતાં પોતાના જીવનનો માર્ગ નક્કી કરવામાં એ સ્વતંત્ર નથી. બીજી બાજુ કન્યાઓ સ્વતંત્રતાના વાતાવરણમાં ઊછરે છે અને ઘણાં કુટુંબોમાં તેમને ઉચ્ચ કેળવણી આપવામાં આવે છે. પણ જ્યારે લગ્નનો પ્રશ્ન આવે છે ત્યારે આ કન્યાઓને રૂઢિના સાંકડા બારામાં થઇને જ પસાર થવાનું હોય છે. એ સંકડામણમાંથી જેઓ પોતાનો માર્ગ કાઢી શકે તેમના કિસ્સા છાપે ચઢતા નથી. પણ જે કિસ્સા પ્રકટ થાય છે તેમાં એક હકીકત સ્પષ્ટ દેખાય છે કે કન્યાઓને ઉચ્ચ શિક્ષણ આપવા છતાં તેમના વ્યકિતત્વને માન આપવાની ફરજ સમાજ સમજી શક્યો નથી. અને જ્ઞાતિ, જ્ઞાતિના ગોળ અને કુલીનતાનાં સાંકડાં ક્ષેત્રોને, જ્ઞાનને અને ચારિત્ર્યને બળે પાધર કરવાની તાકાત આપણામાં હજી આવી નથી. એક પત્ની હયાત હોય છતાં એક પુરુષની બીજી પત્ની બનવાનું સ્વજાતિદ્રોહી અને કંઇક અંશે આત્મઘાતી વર્તન કરનાર સ્ત્રી શિક્ષિત હોવા છતાં આ રીતે અજ્ઞાન અને નિર્બળ ઠરે છે. ત્યારે એમ બીજું થનારૂં લગ્ન નિરર્થક ઠરાવવાનો કાયદો થવો જોઇએ, જેથી બીજું લગ્ન થવાનો સંભવ જ ઓછો થાય. એને માટે જ્ઞાતિઓનાં બંધનોને શિથિલ કરનાર, જરૂર પડ્યે તોડનાર અને સામાજિક રિવાજોનું નવસર્જન કરનાર કાયદાઓ પણ થવાની જરૂર છે. અ

બીજી બાજુ જે આદર્શો ઇષ્ટ ગણાતા હોય તેના પ્રચારવાળું શિક્ષણ ઊગતી પ્રજાને મળે તેવા પ્રબંધ થવાની જરૂર છે. તે સિવાય માત્ર નિષેધક કાયદા અને મામુલી સંજ્ઞાઓથી સ્ત્રીજાતિનું દુઃખ ટળવાનુ નથી. સુધારાની ચળવળ હાલ એ તબક્કે પહોંચી છે કે તેણે નિષેધાત્મક અને ખંડનાત્મક મટી વિધેયાત્મક અને રચનાત્મક સ્વરૂપ લેવુ જોઇએ.

**પ્રેતભોજન બંધ**

સિનોર તાલુકાના સેધવા ગામના ભાઇ પુરુષોત્તમ નારાયણભાઇ પટેલ ત્યાંના પ્રજામંડળના એક આગેવાન કાર્યકર્તા છે સિનોર તાલુકા યુવકમંડળનું સમેલન શ્રી. દરબાર સાહેબને પ્રમુખપદે ભરાએલુ, ત્યારે ભાઇ પુરુષોત્તમદાસે મરણ પાછળ થતા જમણવારો બંધ કરવા અને તેમાં ભાગ નહિ લેવા બાબત પ્રતિજ્ઞાપત્રો છપાવેલાં અને ઘણાએ તેમા સહીઓ કરેલી. ત્યારથી તે ભાઇએ પ્રેતભોજનની પ્રથામાં ભાગ લેવાનું બંધ કરેલુ અને પોતાને ત્યાથી એ પ્રથા પણ અટકાવેલી. ગયા અષાઢ વદ ૫મને દિવસે તેમના માતુશ્રી નાથીબા ૮૨ વર્ષની ઉમરે ગુજરી ગયાં. તેમની પાછળ પણ ભાઇ પુરુષોત્તમદાસે રૂઢિ પ્રમાણે પ્રેતભોજન કર્યું નથી. રૂઢિને આ રીતે તોડવામા તેમના ભાઇઓએ પણ સાથ આપ્યો છે. આ રીતે એક સેવાભાવી યુવકના આગ્રહથી, દૃષ્ટાન્તથી અને કુટુબીઓના સહકારથી પ્રેતભોજનની પ્રથા નાબૂદ કરવાનું ઉત્તમ દૃષ્ટાન્ત પાટીદાર જ્ઞાતિની સમક્ષ રજૂ થયુ છે. એને માટે લાગતાવળગતાને અભિનંદન ઘટે છે. સિનોર તાલુકાના પાટીદારો ભાઇ પુરુષોત્તમદાસની નિંદા કરવાને બદલે એમને માર્ગે અનુસરશે તો પોતાને તેમ જ જ્ઞાતિને ઘણા લાભ થશે.

**ઠાસરાના એક વણિક ભાઇએ કરેલી અનુકરણીય સખાવત**

દેશમાં ગરીબાઇ અને અજ્ઞાન એટલા બધાં છે કે જમણવારો પાછળ થતાં ખર્ચો જેટલાં બને તેટલાં કમી કરી ધનનો ઉપયોગ લોકોપયોગી કામોમાં કરવો જોઇએ. એ વિષે હવે બેમત છેજ નહિ. આ દિશામાં નીચેની હકીકત માર્ગદર્શક નીવડે તેવી છે:

ઠાસરા ગામમાં અંગ્રેજી શાળાનાં તથા કન્યાશાળાનાં મકાનો બાંધવા માટે રૂા. ૨૫૦૦૦ની ઉદાર સખાવત કરનાર ભાઇ ત્રિકમલાલ જેઠાલાલ દેસાઇના વડીલ ભાઇ નંદલાલ જેઠાલાલ દેસાઇ ૭૦ વર્ષની ઉમરે તા ૧૦ : ૬ : '૪૩ને રોજ મરણ પામ્યા. ત્યાર પછી તા. ૮ : ૭ : '૪૩ને રોજ તેમનાં વૃદ્ધ ધર્મપત્ની પણ મરણ પામ્યાં. ઠાસરાના આ 'દેસાઇ બ્રધર્સ' સાર્વજનિક કાર્યોમા વર્ષોથી ઊંડો રસ લે છે. અને ઠાસરા ગામની પ્રગતિમાં એમણે સગીન ફાળો આપ્યો છે. સદ્‌ગત નંદલાલ જેઠાલાલ દેસાઇને નના જમાનાની

કેળવણી મળી નહોતી. છતાં પોતાની મિલકત જ્ઞાતિમાં કે રૂઢિગત દાનોમાં નહિ ખર્ચતાં સાર્વજનિક કામોમાં વહેંચી આપવાની ઇચ્છા તેમણે દર્શાવેલી. તેને માન આપીને તેમના ભાઈઓએ રૂા. ૨૩૫૦૦નું દાન નીચેની વિગતે જાહેર કર્યું છે: રૂા. ૯૦૦૦ માધ્યમિક કેળવણી માટે, ૫૦૦૦ પ્રસૂતિગૃહ માટે, ૫૦૦૦ પુસ્તકાલય માટે, ૧૫૦૦ પોતાની જ્ઞાતિમાં વહેંચવા માટે, ૩૦૦૦ સ્વ. નંદલાલનાં પત્નીને નામે; કુલ રૂા. ૨૩૫૦૦. લગ્નમરણના જમણવારો પાછળ પૈસાની બરબાદી કરવાના મોહમાં પડેલા અને ભાઇપિતરાઇઓની મિલકત ઉપર નજર રાખી રહેલા સૌ કોઇને કર્તવ્યનો માર્ગ બતાવવા બદલ આ ગૃહસ્થોને ધન્યવાદ ઘટે છે.

**વધતું જતું અનાજસંકટ**

દેશમાં અનાજની અછત વધતીજ જાય છે, એમ સૂચવતા સમાચારો રોજ ને રોજ પ્રકટ થઇ રહ્યા છે. બંગાળામાં તો ભયંકર ભૂખમરો શરૂ થઇ ગયો છે. અને ભૂખથી મરણ પામેલાં માનવીઓનાં મડદાં કલકત્તાનાં રાજમાર્ગો ઉપર અને બીજે રઝળતાં હોવાના સમાચાર પણ પ્રકટ થઇ ચૂક્યા છે. ચાલુ સાલે ગુજરાતમાં થએલો વરસાદ આશાજનક લાગે છે, છતાં અનાજની મોંઘવારી એવું સ્વરૂપ લેતી જણાય છે કે બંગાળના જેવી કરુણ દશા ગુજરાતમાં પણ આવશે કે શું એવો ડર રાખવાને કારણ મળે છે. માપબંધીની આગાહીઓ થવા લાગી છે. ચોખાની અછત સંભળાય છે. ઘઉંની અછત તો ચાલે છે. ખાંડ અને ઘાસતેલની માપબંધી ચાલે છે. શાક, દૂધ, અને ઘીના ભાવ બમણા ઉપર ગયા છે. ખેતીનું ઉત્પાદન સારૂં હોવા છતાં આ બધું છે!

**અનાજ જાય છે ક્યાં?**

ત્યારે લોકોએ પકવેલું અનાજ જાય છે ક્યાં? થોડા દિવસ ઉપર હિંદી વજીર મિ. એમરીએ પાર્લામેન્ટમાં કહ્યું હતું: "અનાજ બહુ પાક્યું છે, પણ તેના ભાવ ઘણા વધ્યા છે, એટલે હિંદના ખેડૂતો ધનવાન થઇને, જોઇએ તે કરતાં વધુ ખોરાક લે છે!" હિંદી ખેડૂતોની કેવી ક્રૂર મશ્કરી! અનાજ ઘટી ગયાનું એક કારણ, સરકારને મતે આ! આ અભિપ્રાય લંડનમાં બેઠેલી હિંદી સરકારનો. અહીંની સરકારનો અભિપ્રાય એવો છે કે લોકો જોઇએ તે કરતાં વધુ અનાજ સંઘરીને બેઠેલા છે, એટલે બજારમાં અનાજની અછત રહે છે. અને ન્યુ દિલ્હીની રાજસભામાં (તા. ૧૨:૮:'૪૩) મિ. હસન ઇમામ નામના સભ્યે જાહેર કર્યું છે કે: "માર્ચ માસમાં રૂા. ૩૧૫ લાખની

કિંમતનો માલ ખાનગી વ્યક્તિઓએ નિકાસ કર્યો છે. એપ્રિલ માસમાં રૂા. ૩૫૪ લાખનો માલ નિકાસ કરવામાં આવ્યો છે. ૧૯૪૨-૪૩ના વર્ષ દરમ્યાન અનાજની નિકાસ 'કુલ રૂા. ૪૭ કરોડની થઈ છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૩ : ૮ : ૪૩). એ જ સભ્યે એમ પણ જણાવ્યું છે કે ખેડૂતો માલનો સંઘરો કરી રહ્યા છે; પણ સરકાર તેમ જ વેપારીઓ પણ એ જ પ્રમાણે સંઘરો કરી રહ્યા છે. સરકાર કહે છે કે પ્રજા નાલાયક છે. પ્રજા માને છે, કે સરકાર આપણું હિત કદી વિચારવાની નથી. ધારાસભાઓમાં જાહેર થતાં સત્તાવાર નિવેદનો એમ પૂરવાર કરે છે, કે સરકાર દેશના સર્વ ધનનો ઉપયોગ યુદ્ધસંચાલન માટે કરી રહી છે અને લોકોનું રહ્યું સહ્યું લોહી ચૂસાઇ રહ્યું છે. જીવનનિયમન,' સંગ્રહનિયમન, માપબંધી, યુદ્ધફાળો—એ બધાં સાધનો દ્વારા પ્રજાનાં સુખસગવડ હરાઇ રહ્યાં છે અને ભૂખમરાના નિઃશ્વાસ સામે આંખ-મિચામણાં કરી સરકાર આગેકૂચ કર્યે જાય છે.

## શૂરાતન તો બંનેમાં છે

આ સંબંધમાં થિયોસોફી પંથના નેતા શ્રી. એરુંડેલે લખેલ હૃદયદ્રાવક લેખમાંની નીચેની કંડિકાઓ સરકારી અધિકારીઓને અર્પણ કરવા જેવી છે:

અત્યારે ગરીબી મોરચો એ એક એવો મોરચો છે, જેના ઉપર દરેક હિંદીએ પોતાના ખંતભર્યા અને આત્મભોગયુક્ત પ્રયાસો કેન્દ્રિત કરવા જોઇએ. કેમકે જો હિંદમાં ગરીબીનો પ્રશ્ન અમુક નિશ્ચિત હદે ઉકેલવામાં નહિ આવે તો ધરીસત્તાઓ હિંદમાં આ યુદ્ધ જીતી જશે.

જેઓ ભૂખે મરે છે અને જેઓ લડે છે તેઓ બંનેમાં વીરતા તો છે જ. બંને લડી રહ્યા છે—એમાંના લાખો એક જાતના શત્રુ સામે લડે છે અને લાખો બીજી જાતના શત્રુ સામે લડે છે. બંને અનિષ્ટ સામે લડે છે—ભૂખે મરતા ગરીબો હતાશ બનીને લડે છે. સૈનિકો, ખલાસીઓ અને વિમાનીઓ વિજયવંત બનીને લડે છે અને, બંને છાવણીઓમાં પુષ્કળ શૂરાતન છે. ગરીબ ભૂખે મરતાઓમાં તે છુપાએલું છે અને બીજાં લડાયક દળોમાં જોકે હમેશ નહિ તો વારંવાર એ સ્વીકારાએલું છે અને માનપાત્ર બન્યું છે. પોતાના મગરૂર અને અભેદ્ય કિલ્લાઓમાંથી જેઓ ગરીબોને ખોળી કાઢતા નથી. તેઓમાંના કોઇને પણ તમામ બાબતો સહન કરી લેતા, તમામ આશાઓનો નાશ થએલા અને છૂપી યાતનાઓ વેઠવા અને મરતા ગરીબોના શૂરાતનનો રજ માત્ર પણ ખ્યાલ આવી શકતો નથી.

**ગરીબોનું શોષણ**

એમને કશા ઉપર મીટ માંડવાની નથી. અત્યાર સુધીની તેમની યાતનાઓને અંત તો શું, પણ તેમાં હળવાપણું પણ આવ્યું નથી અને વિશ્વયુદ્ધના આગમને તેમને ધૂળમાં મિલાવી દીધા છે! એમને મન જેનો કાંઈ અર્થ નથી એવા બીજા યુદ્ધની ઝોળીઓમાં તેમની આસપાસ કરોડો રૂપિયા વહી રહ્યા છે છતાં તેમના પોતાના યુદ્ધ માટે કાંઈ નથી! જેને માટે તેમણે કાંઈ આપવા ન હોય એવી કોઈ ચીજ નથી, જે દરેકને માટે તેમણે પૈસા આપવાના તેના ભાવો અતિશય ઊંચા છે: દરેક વસ્તુ તેમને મન નજીવી છે, કેમ એને માટે આપવાના તેમની પાસે પૈસા નથી અથવા પૂરૂં એક ટંકનું ખાણ મેળવવા માટે પણ પૂરતા પૈસા કદી હોતા નથી. અનાજપરિષદો ભરવામાં આવે છે, ગરીબોનાં દુઃખો બદલ સતત ખેદ દર્શાવવામાં આવે છે, વિપુલતા વિષેનાં અથવા વધારે નહિ તો ભવિષ્યમાં પૂરતા પ્રમાણનાં વચનો અપાય છે પણ તે વિપુલતા કદી આવતી જ નથી! આ બીજા ભયંકર યુદ્ધ પ્રત્યે દિવસ અને રાત સરકારનું ખૂબ ખંતપૂર્વકનું ધ્યાન ખેંચવામાં આવે છે. છતાં ગરીબોની હાલત—અમે તેમની સતત વચ્ચે રહેતા હોઇને જાણીએ છીએ તે મુજબ આ બધી પરિષદો છતાં, આ બધાં વચનો છતાં, સરકારનું ચોવીસે કલાક એના ઉપર ધ્યાન રહેલું હોવા છતાં વધારે ને વધારે ખરાબ બનતી જાય છે

*

આ પ્રસંગે પણ હું પથારીવશ છું અને તેથી આ અંકની પ્રસંગકથા લખવાની સહાનુભૂતિ અહીંની દા. ન. હાઇ સ્કૂલના હેડ માસ્તર ભાઈ પુરુષોત્તમ શાહે દેખાડી છે, તે માટે હું તેમનો બહુ ઋણી છું. —તંત્રી

---

વજીર મિ. એમરીએ પાર્લામેન્ટમાં ફોટા પાડનાર
તેના ભાવ ઘણા વધ્યા છે, એટલે ૧૯
કરતાં વધુ ખોરાક લે છે!" હિંદ... ટ સ્ટુડીઓ
ઘટી ગયાનું એક કારણ, સ... ફર એન્ડ-ડીલર)
બેઠેલી હિંદી સરકારનો. અહીંની
તે કરતાં વધુ અનાજ ... ટાવર સામે, આણંદ
રહે છે. અને ન્યુ દિ... ટોગ્રાફર: નટવરલાલ પટેલ
નામના સભ્યે જાહે...

# સમાવેશ



---

૧. 'પાટીદાર'ને આવેલી ખોટ પૂરવાના ફંડમાં મોમ્બાસાથી ભાઇ હરમાનભાઇ ટી. પટેલે રૂ. ૩-૧૧-૦, મુઆન્ઝાથી ભાઇ ચતુરભાઇ એલ. પટેલે શિ. ૧૨ (=રૂ. ૮), કિસુમુથી રણોલીના (ધર્મજ) ભાઇ શિવાભાઇ ઉભદભાઇ પટેલે શિ. ૧૧ (=રૂ. ૭-૫-૦), તથા ભાઇ ભોગીલાલ એમ. દીક્ષિતે શિ. ૫ (=૩-૫-૦), અમાલેથી ભાઇ કુબેરભાઇ જી. પટેલે શિ. ૨૦ (=રૂ. ૧૩-૧૦-૦), ભાઇ ધનજીભાઇ એલ. પટેલે શિ. ૧૫ (=રૂ. ૧૦-૦-૦) તથા ભાઇ શંકરભાઇ આર. પટેલે શિ. ૧૫ (=રૂ. ૧૦-૦-૦) અને આણંદના ભાઇ પુરુષોત્તમ મગનલાલ પટેલે રૂ. ૫ મોકલ્યા છે, તે ઉપકાર સાથે તે ફંડમાં જમા કર્યા છે. ફંડની સર્વે રકમોનો હિસાબ આ અંકમાં પૃષ્ઠ ૩૭૦-૭૧ ઉપર આપ્યો છે. આ વર્ષે આવેલી ખોટનો હિસાબ તો દિવાળી ઉપર નક્કી થશે.

૨. બેનોને તથા વિદ્યાર્થીઓને ઓછે લવાજમે 'પાટીદાર' આપવાના ફંડમાં મહેળાવથી ભાઇ પુરુષોત્તમ છોટાભાઇ પટેલ મારફત એક ભાઇએ રૂ. ૨ મોકલ્યા છે તે ઉપકાર સાથે તે ફંડમાં જમા કર્યા છે.

### સૂચના

જે બેનો તથા ભાઇઓ 'પાટીદાર'નું પૂરૂં લવાજમ ભરવાને અશક્ત હોય તે નીચેને સરનામે લખશે તો તેને અર્ધા લવાજમની મદદ આપવામાં આવશે:

**ગોરધનદત્ત પટેલ,**
મહાશક્તિ પબ્લીસીટી, પો. બો. ૯૭૮, મુંબઇ ૧.

---


આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં શ્રી. ગોરધનભાઇ મૂળજીભાઇ પટેલે છાપ્યું અને લીલાવતીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૯:૪૩.

## 'પાટીદાર'ના ગ્રાહકોને અને વાચકોને

"**જો તમને** નાટકમાં મજા પડે તો તેના લેખકને તથા તેના નટોને તાળીઓ પાડી વધાવી લો. ગ્રંથલેખકને આવાં કંઇ વધામણાં હોતાં નથી. એ તો પોતાના પુસ્તકના વેચાણથીજ એ લોકપ્રિય થઇ પડ્યુ છે કે નહિ તેનો ક્યાસ કાઢે. તેથી જો આ પુસ્તક તમને ગમ્યું હોય તો તેને વિષે તમારા મિત્રોને ભલામણ કરજો. એક ગ્રંથપ્રકાશકે અહુણા કરેલી ગણતરી ઉપરથી જણાયું છે (જો અત્યાર સુધી ન જણાયું હોય તો), કે પુસ્તકની જાહેરખબરો કે તેનાં સારાં અવલોકનો જોઇને એ પુસ્તક જેટલા લોક વાંચે છે તેના કરતાં મિત્રોની ભલામણથી વધારે લોક વાંચે છે." પ્રખ્યાત લેખક બર્નાર્ડ શૉના એક પુસ્તકમાં ઉપર પ્રમાણે પ્રકાશકની નોંધ છે. **'પાટીદાર'ના વાચકોને પણ એજ ભલામણ કરવી ઠીક લાગે છે. આશા છે કે તેઓ ગ્રાહક વધારશે.**

---

માસિકનું સાધારણ વર્ષ આસો માસે પૂરૂ થાય છે અને તેથી ૧૯૯૯નું લવાજમ વસુલ કરવા માટે કાર્તકનો અંક વી. પી.થી મોકલવામાં આવશે. વી. પી ને બદલે લવાજમ મની ઓર્ડરથી મોકલવાથી રૂા. ૦-૩-૦ અને હાથોહાથ પહોંચાડવાથી રૂા. ૦-૫-૦ બચાવી શકાશે. તેથી તેવું ઇચ્છનાર ગ્રાહક દિવાળી પહેલાં પોતાનું લવાજમ અહીં પહોંચાડી દેશે એવી આશા છે. જેને ગ્રાહક રહેવાની ઇચ્છા ના હોય, તે દિવાળી પહેલાં તેમ જણાવી દેશે તો ઉપકાર થશે, જેથી મને વી. પી.ના નુકસાનમાં ઊતરવું પડે નહિ.

**વિદ્યાર્થીઓને અને ગુજરાતી શાળાના શિક્ષકોને** હજુ દોઢ રૂપિયે 'પાટીદાર' આપી શકાય એમ છે, માટે એમણે પણ દિવાળી પહેલાં પોતાનું લવાજમ મોકલી દેવું. આ વર્ગના ગ્રાહકોએ પોતાની શાળાને જ સરનામે 'પાટીદાર' મંગાવવું. આ ફંડમાં ભાઇઓ ઉદાર હાથે પૈસા આપે એવી આશા છે.

**બેનોને** પણ ઉપરની યોજનાએ રૂા. ૧ાામાં 'પાટીદાર' અપાય છે. વળી ઇચ્છે તે સધવા બેનોને માટે રૂા. ૦ાા અને વિધવા બેનોને રૂા. ૧ લવાજમમાં મદદ કરવાની પોતાની ઉદાર યોજના 'પાટીદાર ભગિનીસમાજે' ચાલુ રાખી છે, તેથી સધવા બેનોને રૂા. ૧માં અને વિધવા બેનોને રૂા. ાામાં 'પાટીદાર' આપી શકાશે. આ યોજનાનો લાભ જે બેનોએ લેવો હોય, તેમણે પોતાને હાથે કાગળ લખી પોતાનું લવાજમ તુરતજ મોકલી દેવું.

એવું જાણવામાં આવ્યું છે કે કેટલાક **ભાઇઓ** પોતાને નામે માસિક મંગાવવાને બદલે આ યોજનાનો લાભ લેવા કોઇ **બેનને** નામે મંગાવે છે. વળી

કેટલાક ભાઈઓ શિક્ષકો કે વિદ્યાર્થીઓ નથી રહ્યા, છતાં રૂા. શોમાં માસિકનો લાભ લે છે. રૂપિયા દોઢ રૂપિયાને માટે કોઈ **પાટીદાર ભાઈ** આવી પામરતા ના જ દેખાડે અને તેઓ રૂા. ૨ મોકલી 'પાટીદાર' મંગાવે એમ ઇચ્છીએ.

જે કોઈ શિક્ષક, વિદ્યાર્થી કે બેન આ ફંડનો લાભ, બીજા લેઈ શકે એ માટે, પોતે લેવા ન ઇચ્છે તે પોતાનું લવાજમ પૂરા રૂા. ૨) મોકલી દે.

બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં પૈસા આવશે તો વિનાલવાજમ માસિક લેવા ઇચ્છનાર બેનોને સંવત ૨૦૦૦માં તેવી રીતે આપી શકાશે. આશા છે કે **સ્ત્રીવાચનથી સમાજને લાભ છે, એવું માનનાર ભાઈબેનો આ યોજના તરફ પોતાનો ઉદાર હાથ લંબાવશે.**

## લવાજમ આપવાનાં સ્થાન:

**દેશમાં**

ધરાસા : ભાઈ સોમાભાઈ ખુશાલભાઈ પટેલ
નડિયાદ : ભાઈ સોમાભાઈ દેસાઈભાઈ પટેલ, ભવાનીદાસની ખડકી, દેસાઈ વગો
નાર : ભાઈ છવાભાઈ રણછોડભાઈ પટેલ, મોટી ખડકી
મુંબઈ : મેસર્સ છવાભાઈ બી. પટેલ ઍન્ડ સન, ૨૨૯, આરબ બંગલો, ખેતવાડી મેન રોડ, બારમી ગલી સામે
વસો : ભાઈ કાળિદાસ લલ્લુભાઈ પટેલ, સહકારી બેંક, લિ.
વડોદરામાં 'આર્ય સુધારક' પ્રેસ હજી બંધ હોવાથી ત્યાંના જે ગ્રાહકોનાં લવાજમ દિવાળી પહેલાં આવી નહિ ગયાં હોય તેમને કાર્તિકનો અંક વી. પી.થી મોકલવામાં આવશે.

**વિદેશમાં**

કંપાલા : ભાઈ સોમાભાઈ આર. પટેલ, C/o ઍલ. ઍન્ડ ઍ., લિ.
ટોરીરો : ,, રણછોડભાઈ છ. પટેલ, પો. બો. ૪૦
જિંજા : ,, રાવજીભાઈ ચતુરભાઈ પટેલ, પો. બો. ૧૪૩
ટાંગા : ,, મહીજીભાઈ કાળિદાસ પટેલ
દારેસલામ : ,, અંબાલાલ સી. પટેલ, પો. બો. ૧૯૨
નૈરોબી : ,, મોહનભાઈ દેસાઈભાઈ પટેલ, રિગલ પ્રેસ
નકુરુ : ,, નારણભાઈ મકનદાસ પટેલ, C/o મેસર્સ ઇબ્રાહિમ કરીમબક્ષની કું.
મોમ્બાસા : ,, રમણભાઈ ન. પટેલ, પો. બો. ૧૧૦
મ્બાલે : ,, ધનજીભાઈ લાલાજી પટેલ, પો. બો. ૧૧૧

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| | | |
|---|---|---|
| સં ૧૯૯૮<br>વર્ષ ૨૦ | આણંદ | આસો<br>અંક ૧૨ |


## પાટીદાર યુવકયુવતીઓને

૧૯૩૮ માં છેલ્લી પાટીદાર પરિષદ ઓડ મુકામે ધામધૂમપૂર્વક ભરાએલી, જે જોવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થએલું શરૂઆતમાં જ પ્રમુખ માટે જબર દોડાદોડી થએલી સાંભળેલી

પાટીદાર યુવકોએ ગમે તેમ પણ 'પોતાની જાતિના વહાણની સફર માટે સારો સુકાની મળ્યો છે,' માનીને ભારે હર્ષ નાખ્યો, અને ખૂબ ખંતથી પરિષદ પોતાને આંગણે વ્યવસ્થિત રીતે પાર પડે એવો વ્યવસાય આદર્યો.

અનેક ભાઇઓ અને અમુક બેનો બહારથી આવેલા પરિષદમાં ઓડની બેનોની હાજરી ઠીક ઠીક હતી.

પ્રમુખથી માંડીને નાનાવિધ અનેક ભાઇઓએ ખૂબ ગર્જનાઓ કરેલી, ત્યારે તો એમ જ લાગતું હતું કે પાટીદારનો સૂર્ય હવે પૂર્ણ ભાગે પ્રકાશિત થવાનો સમય આવ્યો છે આશા હતી કે અંધારા જાય છે અજવાળા પથરાય છે આ ભાઇઓનો આનંદ અનેરો હતો, પણ વિધિના લેખ વિચિત્ર હતા

—એ પરિષદ બાદ પાટીદારોએ શી પ્રગતિ કરી છે તે કોઇ જણાવશે? બેનોનું સુંદર મંડળ હતું, તેનું તો નામનિશાન પણ રહ્યું નથી યુવકમંડળ પણ અંધારામાં ગેબ થયું છે

લડાઇના સમયમાં પણ પાટીદાર બાપાશાહી દીકરીના ને દીકરાના લગ્નોમાં લખલૂટ ખર્ચ કરે જાય છે ચીજો મળતી નથી, એ મોંઘવારીનો વાળ પણ અત્યારે લેવાતો નથી આ નિમિત્તે પણ આગેવાનો ફાવતો સુધારો આદરી શકે તેમ છે, પણ એ પરિષદ માં તો 'પોથીમાંના રીંગણા'નો ઘાટ થયો હતો

વાતે વડાં ન થાય એ જાણીએ છીએ, છતાંય કરવાં છે. આવા માનસ આગળ સુધારાનું ગાડું અટકી પડ્યું છે. એમાં દોષ કોનો? કોઇ જવાબ આપશો? મારી બુદ્ધિ મુજબ તો કહેવાતા સ્વયંભૂ આગેવાનોએજ નાતનુ નાવ ખરાબે ચઢાવી મૂક્યું છે. ભાષણોની ગર્જના પોકારનાર પાખંડીઓએ પોતાના ઘરના પ્રસંગને આબાદ રીતે છટકબારીથી અપનાવી લીધો છે. આ ધમંડરીતિએ કોમનું સત્યાનાશ વાળી નાખ્યું છે. યુવકયુવતીઓએ આ સામે ખૂબ પ્રચારક બુદ્ધિથી ઊહાપોહ કરવા ઘટે છે.

ભૂલેલા છે તેમને સુમાર્ગે ચઢાવવાનાં બણગાં મૂકી દેઇને આપણે આપણા જીવનમાં જ એવાં આચરણો ઉતારવાં, જે આપોઆપ અન્યને માર્ગદર્શક થાય; એવી ભાવના જ્યાં સુધી બહેરાઓ નહિ કરે ત્યાં સુધી પાટીદારની અધોગતિ જ સમજાય છે.

સભાઓના મંચ ગજાવતી અમુક બેનોએ ભારે પીછેહઠ દાખવી છે એ પણ શરમભરેલી વાત છે. સુધારાના હિમાયતી ભાઇઓએ ભારે દોડધામ આદરીને પોતાના ભાષણોમાં તાળીના ગડગડાટ ઝીલ્યા છે. તેઓ પણ વખત આવ્યે येन केन प्रकारेण લાંબાં હાથીને પાપના ભાગીદાર થયા છે, એટલું જ નહિ પણ સામાન્ય જનસમૂહને તેમના દાખલા – રીતિનીતિ શાપસમાન નિવડ્યાં છે.

ઉત્સાહનાં પૂર યુવકયુવતીઓમાંથી ઓસરવાં જોઇતાં નથી. ભાઇબેનો, તમો સર્વે તો આવતી કાલના નહિ, પણ આજનાં જ સમાજના સ્થંભ છો. તમો આજે જે આદરશો તેનાં પરિણામો કાલે સોનેરી સૂર્યના ઉજ્જવળ ભાવે દેદીપ્યમાન થશે જ.

માટે જ યુવકયુવતીઓ, મારાં વહાલાં ભાઇબેનો, ઊઠો. પાખંડી નેતાઓ, સ્વયંભૂ સલાહકારો, ઘરઆંગણે જુનવાણીના સંચાલકો, પરાયે પ્રસંગે ટીકાકારો, એ બધાનો સામનો કરીશું ત્યારે જ કોમને તારી શકીશું. નહિ તો સરવાયું કાઢતાં તો એમ જ સમજાય છે કે આ આખીય ઘટમાળમાં બિચારી બેનો પિસાય છે, તેમનાં જીવન લેવાય છે, આશાઓ હોમાય છે, અનેક ઊગતિ કળીઓ કુળની મોહાંધીમાં કરમાઇ જાય છે.

માટે જ ભાઇઓ, વિચારો કે જ્યાં સ્ત્રીજીવનની મહત્તા નથી ત્યાં પરિણામ પણ કેવું આવશે! અબળાનાં આંસુઓ હિંદુ સમાજને બાળી નાખવા સમર્થ છે. આવી ભાવનાઓ અત્યારે વિચારવાનો સમય નથી, પણ અત્યારે તો અમલનો સમય છે.

જ્યાં સુધી પાટીદાર સમાજમાં સ્ત્રીઓના સુખ જોવાં મૂકીને કુળમોહ ચાલશે, ત્યાં સુધી તેનો ઉદ્ધાર નથી જ. બાપદાદાના કૂવામાં પડવું મૂકી દઈને માબાપો પોતાનાં બાળકોના હિતનો વિચાર કરશે ત્યારે જ પાટીદાર કોમનું નાવ સુમાર્ગે વળશે. બાકી આડંબરી ભાષણો કરી નેતાઓ કોમના કટ્ટા દુશ્મનોની ગરજ સારી રહ્યા છે તે નિર્વિવાદ નગ્ન સત્ય છે. આમ અત્યારે તો ઠેકી પાટીદાર પરિસ્તનું સરવાયું છે.

સ્ત્રીઓનાં સમાન, હક્ક, આગર, અને શોભા કુળવાનશાહીના ખપ્પરમાં ખાખ થઇ રહ્યાં છે. તે સામે બંડખોર વૃત્તિ બેનોએ જ કેળવવી પડશે. યુવકોએ એ શ્રેયસ્સાહસમાં પૂરો સાથ દેવો જોઇશે. એ તેમનો ધર્મ છે.

રાજદ્વારી ક્ષેત્રમાં પાટીદાર કોમે ખૂબ આગે બઢતી કરી દાખવી છે. પણ સામાજિક ક્રાન્તિ સિવાય રાજદ્વારી પ્રગતિ કુંઠિત થઇ જાય છે. અને સ્ત્રીઓના ઉત્કર્ષ સિવાય સામાજિક પ્રગતિનાં સ્વપ્નાં આકાશકુસુમવત્ છે, એટલે સમાજના એ અર્ધાંગનો પ્રશ્ન ઉકેલાયા સિવાય હરકોઇ પ્રગતિના પ્રયાસો નિષ્ફળ નિવડે તે નિર્વિવાદ છે.

'પાટીદાર' માસિકના તંત્રી નરસિંહભાઇએ અનેક ભાઇબેનોના આગે બઢતા વિચારોને વહેતા મૂકવા અને અમલમાં ઊતારવા માટે ખૂબ કાળજીપૂર્વક સાથ આપ્યો છે, પણ તે ઉત્સાહી તંત્રીનો સફળ પ્રયાસ ત્યારે જ ગણાય કે તેમને પોતાને પરમસંતોષ થવો ઘટે કે કોમનું નાવ સુમાર્ગે જતું જાય છે.

અત્યારે આપણે કયે માર્ગે જઇએ છીએ અને ક્યાં છીએ ? સુમાર્ગે છીએ એમ હું તો નથી માનતી, છતાંય જો કોઇ ભાઇબેન માનતા હોય તો હજી યે આગળ આવતી આંધીઓ સામે શું કરવું ? અને કુમાર્ગે હોઇએ તો સુમાર્ગે જવા શું કરવું ? આ અંગેની ચર્ચાઓ, લેખો અને દોરવણીઓ 'પાટીદાર' માસિકમાં જોવા સૌ કોઇ ઇચ્છે એવી ભાવનાસહ હાલ વિરમીશ.

પ્રભો, ઊંડા અંધારામાંથી અમારી કોમને ઉજ્જવળ પથે તું લેઇ જા એ મારી મહેચ્છા છે.

ઓડ
(હાલ હાસુ. કન્યા)

ઇન્દુમતી મગનભાઇ પટેલ

---

## અમારી પાટીદારશાહી....!

અમે...! અમે પાટીદાર! સમાજના નેતા...આગેવાન! લગ્ન જેવા મોટા ઉત્સવોથી માંડી બારમા અને તેરમા સુધીનાં કાર્યો, એની સજાવટ અને એમાંથી મળતી વાહવાહ, એ જ અમારૂં કામ! એમાંજ અમારી સફળતા!

અમારાં પુત્ર–પુત્રી નવા રંગથી રંગાએલી નવા જમાનાની કેળવણી ભલે લે. પણ એમના જીવનમાં ધાર્યું તો અમે જ કરીએ. અમારાં એ કહ્યાગરાં બાળકો અમારી ઇચ્છા વિરૂદ્ધ જરા પણ ચું કે ચાં નથી કરતાં. વીસમી સદીનાં અમારાં કેવાં કહ્યાગરાં બાળકો!

અમે...! અમે કુળવાન! કુળવાનને ત્યાં જ અમારા સંબંધ બંધાય. પણ જરા પૈસા ઉપર થોડું ધ્યાન વધારે અપાય એટલું એ જ. સંબંધ બંધાતી કે બાંધતી વખતે અમે શું જોઇએ છીએ? જાણવું છે તમારે? તો જાણી લો.

અમે અમારાં બાળકોને પરણાવીએ છીએ કુળવાન ઘરને. ત્યાં અમારે જોઇએ મોં માગ્યો પૈસો અને પેઢીથી ઊતરી આવેલી બાપદાદાની આબરૂ. અમારા પુત્રો ઘરને અને કુળને પરણે છે, કન્યાને નહિ. કન્યાનો ત્યાં સુધી જ ખપ રહે છે, જ્યાં સુધી એના બાપને ત્યાંનો પૈસાનો રેલો અમારા પગ નીચે આવે છે. એ પૈસા આવતા બંધ થયા કે તરત જ તે કન્યા આકાશના તારા જુએ છે. અને એ જાણ્યા છતાં ફરી બીજી કન્યાના બાપ અમારાં બારણાં ખખડાવે છે. શાથી? કારણ કે અમે કુળવાન!

ન ગોઠવાતાં ચોકઠાં અને કુંવારા રહેવા સર્જાએલા કનૈયા કુંવરોને અમે એવી તો સીફતથી ઠેકાણે પાડીએ છીએ કે બીજાઓ મોંમાં આંગળીં જ ઘાલી દે! તમારી નજરે ઘરડા અને જીવનચક્રના છેલ્લા આંટા ગણતા, પણ અમારી નજરે તો પૈસાની ખાણ જણાતા અને વિલાસની ભરપૂર ઇચ્છા રાખતા એવા વૃદ્ધોને પણ એક વખત તો ઘોડે ચઢાવી એમની મુરાદ બર લાવીએ છીએ. અંગ્રેજી ટાપટીપથી મડમ બની, વાતોમાં વારે વારે અમારે માટે 'ઓહ ગોડ્ડેમ' કહ્યા કરતી અને અમારી જ, અરે એમના વડીલોની સામે જ, મોટાં મોટાં ચોપાનિયાં ભરનારી આજની છોકરીઓને અમે કોક વખત એવી તો ઠેકાણે પાડી દઇએ છીએ કે એમનું 'ઓહ ગોડ્ડેમ' એમને જિંદગીભર યાદ રહી જાય!

આ અમારી પાટીદારશાહી! એમાં અમે શું નથી કરતા? અમે બધું ય કરીએ છીએ. વિધવાઓને રડાવી અમે એમને જ પૈસે મોટા દેખાઇએ છીએ. મોટી મોટી પરઠણો લેઇ અમારા ચારિત્ર્યવાન પુત્રોનું ભાવિ અમે ઝળકતું

ગણીએ છીએ! વખત આવ્યે પૈસા મેળવવાના કેટલા યે નુસ્ખા અમે એવા જાણીએ છીએ કે બસ!

તમે યુવાનો અમારી વિરુદ્ધમાં પણ છો! કઇ વાંધો નહિ. જ્યાં સુધી તમારામાંનાજ અડધો અડધ અમારૂં કહ્યું માને છે અને અમારા કહ્યા પ્રમાણે ચાલે છે ત્યાં સુધી તો અમારે વાંધો નથી. હા, તમે સંપો તો અમારે માટે ભાવિ ખરાબ છે ખરૂં, પણ 'વો દિન કહા કે મિયાંકે પાવમે જુતી!' ખેર, ત્યારે પાઘડી ફેરવીશુ. અત્યારે તો અમે પાટીદાર બેતાજ બાદશાહ છીએ જ ને!

આ તો અમારી પાટીદારશાહી, એમા શું શું નહિ થતુ હોય!

ઉમરેઠવતી જસુ એફ. પટેલ

---

## પાછા મૂળ જગાએ

નરેન્દ્ર આવ્યો ત્યારે વળી નવી ગૂચ ઊભી થઇ. એણે અંબાલાલ ચોકસીનો બનાવ જાણ્યા પછી કહ્યુ : "હમણા ઉતાવળ કરી નાખવાની જરૂર નથી."

સુનીભાઇ: "અહી તો છેલ્લુ નિશાનેય જવા બેઠું હતું તેનુ શુ?"

નરેન્દ્રે કારણ જણાવતા કહ્યુ: "હુ આવતાં હોસ્ટેલમા અરવિંદને મળતો આવ્યો. રૂબરૂ જ એ વિષયની વાત કરી હોય તો વસવસો તો ન રહી જાય?"

"તે શુ કહ્યુ?"

"એક વરસ એને બી. એ. થતાં સુધી વાટ જોવી પડે."

"પણ એ બંધાય છે?"

"એ બાબત જ અમે વાત કરી હતી. પણ લગ્ન જેવા ગંભીર વિષયમા આપણે જ તરત ને તરત કેવી રીતે જવાબ આપી શકીએ?"

"એટલે ગોળ ગોળ કહ્યુ હશે."

"ના, એની વાત તો ચોકખી જ છે. 'પદર દિવસમાં સંપૂર્ણ વિચાર કરીને જેવો હશે તેવો જવાબ આપીશ'"

"પણ કઇ આશા જેવુ હોય તો વાતચીત વખતે જણાય તો ખરૂં ને?"

"મે એય પૂછ્યુ હતુ કે તમને બાંધવાની વાત નથી, પણ અત્યારે તમારા મનમા કેવી લાગણી છે?"

"ત્યારે શું કહ્યુ?"

"જવાબ તો આશાસ્પદ હતો: 'હું કંઈ સાવ સમજતો નથી? માગ

મનમાં હકારનો પ્રશ્ન જ ન હોય તો પછી તમને નાહક આશા આપવાનો શો અર્થ છે?'"

"મારુંય ત્યારે એ જ કહેવું છે ને?"

"એ તો મેં ચોખવટ કરી નાખી હતી. અત્યારની એની સ્થિતિ પ્રમાણે હકારમાં જવાબ આપશે. પરંતુ એની જે વિચારની પૃથક્કરણપદ્ધતિ, પ્રશ્નને ચારે બાજુથી અણિશુદ્ધ તપાસી લેવાની દૃષ્ટિ અને યુવકનો જૂના ચીલામાંથી નીકળવાનો જુસ્સો, જરૂર આપણને પણ મહાત કરે તેવો છે." નરેન્દ્રે એની સાથેની વાતચીતથી પડેલી છાપ એકજ વાક્યમાં વર્ણવી બતાવી.

પરંતુ યુવકોની ઊંચે ઊડવાની પાંખો જ્યાં આગળ જતાં કપાઇ જાય છે તે વાત કરતાં સુનીભાઇએ પૂછ્યું: "ધારો કે એ હા પાડે, પણ લક્ષ્મીદાસનું માનસ તો બદલાય તેમ લાગતું નથી, એ વાત કરી હતી કે નહિ?"

"એની ઉપર તો બધી ઇમારતનો પાયો છે, પછી એ તે ભુલાતી હશે?" નરેન્દ્રે જણાવતાં આગળ કહ્યું: "મેં પૂછ્યું કે તમારે પિતાની સલાહ તો લેવી જ પડશે ને? ત્યારે એણે જે હાસ્ય કર્યું તેમાંથી આપોઆપ જ જવાબ મળી ગયો. અને એણે પોતાને મોંએ સ્પષ્ટતા પણ કરી: 'એમના વિચારો તમારાથી ક્યાં અજાણ્યા છે? એ રૂઢિજડ સંસ્કારો મારા કે તમારા કહેવાથી જાય એટલા ઢીલા પણ નથી. અને એમની સલાહ પ્રમાણે જ અનુસરવાનું હોય ત્યારે મારે તમને જવાબ આપવાની જરૂર જ ક્યાંથી રહે?'"

સુનીભાઇ: "વિરુદ્ધ જતાં લક્ષ્મીદાસ લોઢાના ચણા ચવરાવે તેવા છે."

"એની ય વાત થઇ હતી. કહે: 'શું બને તે તો કહેવાય નહિ, પણ ખરાબમાં ખરાબ પરિણામની કલ્પના કરીને જ પ્રશ્ન વિચારવો રહ્યો. ધારો કે પિતાજી છેક છેવટ સુધી વિરુદ્ધ જાય અને ઘરનો સંબંધ તજવો પડે એટલી પરિસ્થિતિ કલ્પ્યા પછી જે નિર્ણય થાય એ જ છેવટનો ગણાય. નહિ તો આ જ હું તમને ખાત્રી આપું ને તમે મારી આશાએ બેસી રહો, પછી હું છૂટી પડું કે શું કરું? પિતાજી તદ્દન વિરુદ્ધ જાય છે. ત્યારે એવું હા કહ્યાનો શો અર્થ?'"

"એ તો ખરું સ્તો! આપનું જ કર્યું જો થવાનું હોય તો અત્યારથી જ ચોકખું કહી દે એ જ સારું." સુનીભાઇએ જણાવ્યું.

નરેન્દ્ર: "વચનની કિંમત હોય તેને જ વિચાર કરવો પડે ને!"

સુનીભાઇ: "પંદર દિવસની અંદર જવાબ આપશે તે?"

નરેન્દ્ર: "હા, હા, પંદરમાં એક ઓછો ખરો, પણ વધારે નહિ."

ચુનીભાઇ: "ત્યારે ચોકસીનું શું કરીશું?"

નરેન્દ્ર: "બીજું શું થાય? પત્ર લખી નાખો કે પંદર દિવસ પછી જણાવીશું."

એના અવ્યવહારિકપણા ઉપર હસતાં ચુનીભાઇએ કહ્યું: "એટલે મૂર્ખા બનવા! એ કાંઇ કાચી માયા નથી. તરત જાણી જાય કે મને ફૂણીએ ગોળ ચોટાડી એ બીજે શોધ્યા કરે છે."

નરેન્દ્ર રસ્તો ન જડતાં બોલ્યો: "ત્યારે શું થાય? તેં તો કહ્યું છે કે એ આવશે ત્યારે બને આવી જશું."

ચુનીભાઇ: "એ તો તેરી બી ચૂપ ને મેરી બી ચૂપ! વખત આવે ત્યારે એનો જવાબ."

નરેન્દ્ર: "ત્યારે એમ રાખો. ત્યાં સુધી હું બેએક દિવસ જસાદ જઇ આવું."

"કેમ છગનભાઇનો પત્ર છે તેમાં!"

"લખ્યું છે કે આવી જજો એટલે જવું તો જોઇએ ને?"

"બીજું શું કામ? આનું આ સ્તો! એ તારા સસરા ય બડા ઘંટ છે."

"પણ કંઇ લખ્યું નથી."

"લખ્યા વિના ય લખેલું જ છે. વીસાપરવાળા જેશંગભાઇની સાથે એમને સારો સંબંધ છે. એમનો છોકરો ગોરધન પ્રિવિયસમાં કે ઇંટરમાં છે. એને જ્યારે હોય ત્યારે વાત વાતમાં બતાવે છે." ચુનીભાઇએ જણાવ્યું.

"મને કોઇ વખત આ વાત નથી કરી." નરેન્દ્રે કહ્યું.

"આપણને તો એ ઓળખે એટલે શાની વાત કરે? આ તો બારોબાર બીજાને મોઢે વાત થએલી તે કહું છું. જ્યાંની કન્યા સાધારણ બીજેથી મળે તેવી હોય તે લે પણ નહિ, ત્યાં આપવાની એ ગમે તેવી સફાઇથી વાત કરે એમાં શું વળે?" ચુનીભાઇએ સ્પષ્ટતા કરી.

નરેન્દ્રને પણ અનુભવ હતો કે એ ગામ પોતાના ગોળમાં હોવા છતાં એકાદ કન્યા ગામમાં આવી હતી. અને ત્યાં આપવાની તો કોઇ વાત જ કરતું નહિ. એટલે એણે કહ્યું: "એવો સંબંધ ન રાખવો હોય તેવાં ગામોને અંદર ગોળમાં રાખવા જ શું કરવા કરે છે!"

વજૂદ વગરનો પ્રશ્ન લાગતાં હસીને ચુનીભાઇએ કહ્યું: "બેજવવામાં ગોળનું શું જાય છે! ઊલટા એવા પૂછડિયા હોય તો નમળા પાતળા ભૂખે મરતા માણસો ન પોષાય."

"પણ એમાં બિચારા ગોળમાં ભળનારને શો ફાયદો? એમને તો કો કન્યા આપે નહિ."

"તે એમના ફૂટી ગયા છે તે એટલું ય વિચારતા નથી કે આપણો ત્યં ધડો થવાનો નથી, માટે સરખું જોઇ સંબંધ બાંધ્યો હોય તો સારું! આ તો જાણે મોટાના ભેગા જઇએ એટલે મોટા થઇ જવાશે. પણ લાંબા જોડે ટૂંકો જાય તે મરે નહિ તો માંદો ય થાય." ચુનીભાઇ બોલી અટક્યો છતાં નરેન્દ્રે કંઇ જવાબ ન આપ્યો એટલે એણે આગળ કહ્યું: "તું જ વિચાર કરને કે આપણા જેવાં પાંચ પાંચ હજારની વસતિવાળાં ગામ મૂકી એવાં દોઢ બે હજારની વસતિવાળાં ગામોનો ધડો કોણ કરે? અને તેમ જો મોકાનું હોય તો વહેલો મોડો એનો ય દહાડો વળે. પણ આ તો ઠેઠ મહીસાગરનાં કોતરડાંમાં! ભલું હોય તો ધોળે દહાડે લૂંટી લે! ત્યાંના પાટીદાર, વાણિયા કે બ્રાહ્મણ બધા ય ધારાળાના મોંમાં થૂંકે એવા! ખરે બપોરે હોટલમાં દારૂ પીને વાણિયે ચપ્પુ વડે પાટીદારનું ખૂન કર્યું એવાં એ ગામ! એવી જગાએ કોઇની પાસે મિલકત હોય કે મોટો ભણીને બૅરિસ્ટર થયો હોય, પણ તેનીયે શી કિંમત? ત્યાં કયો કન્યા આપવા જાય?"

નરેન્દ્રે સાધારણ પૂછ્યું: "સાવ એવું ગામ છે?"

ચુનીભાઇએ જાતઅનુભવ કહ્યો: "હું તો બે દહાડા રહ્યો છું. લાખ રૂપિયાની મિલકત હોય તોય મને તો ત્યાં રહેવાનું પસંદ ન પડે."

"કંઇ આખું ગામ સરખું હોય છે?"

"વધારે ટકા એવા, એટલે બે પાંચ સારા હોય તેનો શો હિસાબ?"

એ વાતને ટૂંકાવતાં નરેન્દ્રે કહ્યું: "જે વાત હશે તે ત્યાં જઇશ એટલે માલમ પડશે ને."

મક્કમતાથી ચુનીભાઇએ કહ્યું: "એ વિના બીજી હોય જ નહિ."

"પણ એમ બતાવવાથી સામો ઓછો તરત કરી દે છે?"

"નારણ જેવો મૂર્ખો મળે તો બેસાડી જ દે. એ તો એના કુટુંબીઓએ બરાબર પકડ્યું કે ત્યાં કરીશ તો અમે બિલકુલ તારી સાથે સંબંધ નહિ રાખીએ ત્યારે પડી ભાગ્યું." ચુનીભાઇએ બનેલી હકીકત જણાવી.

"ના, ના, એમના મનમાં વિચાર હોય તો ય એ વાત ન કાઢે." નરેન્દ્રે પોતાની શ્રદ્ધા બતાવી.

"એ તો પોતાનું જ સગું રહ્યું, એટલે એમાં પોતાને જ હીણપત, એમ

સમજી ન બતાવે, એનું જ માળ બીજાને તો જરૂર ગોળ ગોળ કર્યા વિના ન રહે" સુનીભાઈએ અનુમાન કર્યું અને જતી વખતે માએ ય એ જ કહ્યું કે "જોજો, કોઈ વાતની હા કરીને ન આવતા"

પણ છગનભાઈ એમ કંઈ ઓછા વ્યવહારહીણ હતા કે પોતાનું જ કપાય એવી જગા નરેન્દ્રને બતાવે? એમણે વગી ચોકસીની વાત જાણી હતી એટલે તેના વિરોધી કારણો આપ્યા નરેન્દ્ર તો અરવિંદ ઉપર જ મદાર બાંધી બેઠો હતો એટલે એને બીજા નામો સૂચવ્યા તે તરફ એણે પૂરૂં ધ્યાનેય ન આપ્યું, જોકે જે જે વાત થઈ તે સૌ તેણે ધ્યાન દઈને સાંભળી તો લીધી હતી

એનો છગનનો વિચાર મ્યાં ક એ વાતનો ઇસારો સુદ્ધાં ય, કોઈ દિવસ એ રહ્યો હતા, છગનભાઈને આવવા ન દીધો પણ વાતચીત ઉપરથી એમને લાગ્યું તો ખરૂં કે એમ એ ગમે ત્યાં કંઈ પડતું નાખે તેમ નથી અને બીજા ગમે તે ધારતા હોય, પણ છગનભાઈને તો એટલું જ જોઈતું હતું

સલિયાદ, તા કરજણ ઈશ્વર પેટલીકર

---

## લગ્નવય

લગ્ન માટે વરકન્યાનું વય કેવું હોવું જોઈએ એ એક અગત્યનો અને ખૂબ ચર્ચાસ્પદ પ્રશ્ન છે આર્યોના ધર્મગ્રંથોમાં એનું આદર્શ પ્રમાણ ૨૫ - ૧૬નું બતાવ્યું છે અને તેને અનુમોદન આપનારો એક મોટો પક્ષ આજે પણ છે આ યુગને તેઓ પુરાતન સિદ્ધાન્તો પ્રમાણે ઘડવા મથે છે કેટલાક આ પ્રમાણને માત્ર આદર્શ પૂરતું જ સ્વીકારે છે આદર્શ એટલા માટે કે, એ શક્ય હોય તો વ્યક્તિઓ ભલે તેને પહોંચવા પ્રયત્ન કરે પણ આખા સમાજને માટે તો આધુનિક પરિસ્થિતિનો ખ્યાલ કરીને જ વયનું પ્રમાણ નક્કી થઈ શકે. કેટલાક સરખી વયને જ આદર્શ ગણે છે એમને મન વયનો ભેદ કુદરતના કાનુનની વિરુદ્ધ છે વયનું પ્રમાણ પુરાતન કાળ પ્રમાણે અને આખા સંસાર માટે અમુક જ જોઈએ એમ કહેનાર વર્ગ ભીંત ભૂલે છે ખરૂં જોતાં જુદા જુદા દેશોના હવાપાણી, શરીરવિકાસ રીતરિવાજોની જીવન ઉપર અસર વગેરે બાબતોનો અભ્યાસ કરી વર્તમાન સંજોગો જોઈ અનુકૂળ પ્રમાણ નક્કી થઈ શકે

પ્રાચીન મહર્ષિઓનો આદર્શ દેશકાળ પ્રમાણે નક્કી થયો હતો એમ ન માનવાને કોઈ કારણ નથી તેમણે માનવજીવનના ચાર વિભાગ પાડ્યા હતા અને

તેમને આશ્રમનું નામ આપ્યું હતું. પહેલો બ્રહ્મચર્યાશ્રમ કહેવાયો. આથી તે આશ્રમ પૂરો થતા પહેલાં તો લગ્ન થઇ ન જ શકે. એટલે વર માટે લગ્નવય ૨૫ વર્ષનું આપોઆપ નક્કી થયું. તે વયને પહોંચવા માટે નિર્દોષ વાતાવરણ અને ઊંચ સંસ્કાર તે કાળે તેઓ આપી શકતા હશે. એમ છતાં એમના શિષ્યોની બહાર એ આદર્શ કેટલો શક્ય હતો તે જાણવા માટે આપણી પાસે પૂરતાં સાધનો નથી. આમ જનતામાં એથીયે નીચી ઉમરે લગ્ન થતાં હશે. કન્યાનું વય ૧૬ વર્ષનું ઠરાવી નવ વર્ષનો તફાવત રાખ્યો છે. એ બતાવે છે કે સ્ત્રીનું સ્ત્રીત્વ ૧૬ વર્ષે ખીલી ઊઠે છે એમ ખાતરીથી મનાયું હતું. સોળ વર્ષની કન્યાને કામશાસ્ત્રે ભોગ્ય ગણી છે, કવિઓએ તેને અણસૂંઘ્યા ફૂલ સાથે સરખાવી તેના ઉપર કાવ્યો રચ્યાં છે. ખરું કહીએ તો ચાહે પુરુષ યા સ્ત્રી, સોળ વર્ષની ઉમરે સંસાર માંડવા ઇચ્છે તો તે માંડી શકે છે. સોળ વર્ષની ઉમરના સંસારી છોકરા આજેય જોવા મળે છે. બાળલગ્નનિષેધક કાયદા પહેલાં તો અનેક હતા. અને સ્ત્રીનું વય તો સોળથી ઊતરીને બાર સુધી આવી ગયું છે. એટલે શક્ય માત્ર આદર્શ નથી. ૧૬ વર્ષે સંસાર માંડવો શક્ય હોવા છતાં છોકરાને જેમ ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પળાવી તેનો વિકાસ સધાય છે તેવી જ રીતે કન્યા પણ બ્રહ્મચર્ય પાળી પોતાનો વિકાસ સાધી શકે. ત્યારે એની ઉમર ૧૬ વર્ષની કેમ ઠરાવી?

વાસ્તવમાં જોવા જઇએ તો સ્ત્રી એ કોઇ મહત્ત્વની વસ્તુ જ, જેમ આજે તેમ, તે કાળે મનાતી ન હતી. એની કિંમત એક ભોગ્ય પદાર્થ અને વંશવૃદ્ધિના સાધન પૂરતી જ હતી. વિદ્યાના અધિકારથી પણ તે વંચિત હતી. સો ટકા પુરુષને આધીન, પુરુષને મળેલા અધિકારોથી વંચિત અને સંતાડીને તથા સાચવીને ભોગવવાની તે એક ચીજ માત્ર હતી. કન્યાઓ દાનમાં અપાતી, ગમે તેટલી પરણી શકાતી અને રખાત તરીકે પણ રાખી શકાતી. સ્ત્રીને તજી દેવામાં પણ જરાયે અરેરાટી ન હતી. વિધવાવિવાહ હલકું કર્મ ગણાતું. પતિ જીવતાં સ્ત્રીના સતીત્વના, પતિ મરતાં સતી થનારનાં અને ન થનાર માટે વૈધવ્યના ગુણ ગવાતા. ઢોરની માફક તેના ઉપર મારઝૂડ, બળાત્કાર અને અતિશય વિલાસ થઇ શકતો, જે આજે પણ જોવામાં આવે છે. સ્ત્રીજાતિની આવી હાલતમાં ઋષિઓ તો શું, ખુદ ભગવાન પણ તેને ૧૬ વર્ષે જ પરણાવી દેવાનું કહે. સાપના ભારા જેવી એને ક્યાં સુધી સાચવવી? માટે તો ૧૬થીયે ઊતરીને ૧૨ વર્ષની વયે તેને પરણાવી દેવી પડતી હતી. બાર વર્ષનું વય વટાવી જાય તો કન્યાદાનનું ફળ ખોઇ બેસવાનું જોખમ ગણાતું હતું!

કન્યાના સોળ વર્ષના વય સામે આજે કોઇને વાંધો નથી. હાલના સંજોગો

તે માટે અનુકૂળ છે. છોકરાછોકરીનો વ્યક્તિગત સવાલ હોય અને ૧૬ વર્ષ કરતાં વધુ વય સુધી તે અવિવાહિત રહી બ્રહ્મચર્ય પાળી શકતાં હોય તો તેમ કરવાની છૂટ બન્નેને સરખી લાભદાયી છે. એમાં માબાપ ઉપર કોઇ બંધન ન હોવુ જોઇએ.

વાસ્તવમાં આ બધા ઝઘડા નકામા છે. વયનુ પ્રમાણુ નક્કી કરવા બે ત્રણ હજાર વર્ષ પહેલાંના આદર્શો જોવાથી કઇ વળે એમ નથી. એવો પ્રયત્ન કરનારા કાળની ભીંત સામે પોતાનુ માથું પછાડી રહ્યા છે. ભૂતકાળનાં ગૌરવની કવિતાઓ રચવાથી આપણો દિવસ વળવાનો નથી. વર્તમાન સ્થિતિનો અભ્યાસ કરો, આપણાં બાળકોના માનસનો અભ્યાસ કરો, તેમનાં માબાપનું જીવન અને તેની બાળકો ઉપર થતી અસર જુઓ, આપણાં બાળકો કેવા પ્રકારની કેળવણી લે છે તે જુઓ, એમની પાસે નૈતિક મૂડી કેટલી છે તે જુઓ. અને આ બધુ થોડાંક પ્રતિભાશાળી બાળકોને જોઇને નહિ, પણ સમગ્ર સમાજનાં બાળકો તરફ જોઇ સામાન્ય ધોરણ નક્કી કરો. એમ ન થાય તો કેવળ આદર્શનો અમલ સડો વધારવાનું કામ કરશે આ વિષયનો અનુભવ છાત્રાલયના વ્યવસ્થાપકોને સારી રીતે હોય છે નિર્દોષ વાતાવરણ અને ઉચ્ચ સંસ્કારનું પ્રમાણ વધારવામાં સફળતા મળે તે પ્રમાણે લગ્નવયનું પ્રમાણ વધારી શકાય. હાલની સામાજિક સ્થિતિ જોતાં વરકન્યાનું વય ૧૬થી ૨૦ વર્ષ રહે એ યોગ્ય છે. એમાં પ્રમાણની કશી જરૂર નથી. સરખાથી માંડી પાંચ વર્ષ સુધી વરનુ વય વધુ હોય તો વાંધાભરેલુ નથી. કન્યાનું વય પણ ૧૬થી ૨૦ સુધીમાં ગમે તે હોય. વ્યક્તિગત દાખલાઓમાં યોગ્યતા પ્રમાણે એથી આગળ વધે તેમા કઇ વાધા જેવુ નથી. વધુ તો પુખ્ત વયનાં (૨૦ની આસપાસ) યુવકયુવતીઓએ જ અને તેમ ન બને તો માબાપોએ જ સંતાનોના નૈતિક મૂડીનો વિચાર કરીને લગ્નકાળ નક્કી કરી લે એ સારૂં છે

કાયદાનો આધાર પણ કેટલીક બાબતોમાં જરૂરી છે. મોટી ઉમરે લગ્ન કરવા ઇચ્છતી અથવા અવિવાહિત જીવન ગાળવા ઇચ્છતી યુવતી તરફ ઘૃણા રાખવાની ટેવ ન હોવી જોઇએ. નિશ્ચિત કે આદર્શ લગ્નવય ઠરાવવાની કશી જરૂર નથી, પણ ઓછામાં ઓછી ઉમર જરૂર પડે તે પ્રમાણે રાજ્યના કાયદાથી ઠરાવવી જોઇએ. વૃદ્ધલગ્ન અટકાવવા અને વિધવાવિવાહને મર્યાદિત રૂપ આપવા માટે વરકન્યાના વયનો તફાવત દશથી વધુ ન હોય એમ પણ રાજ્યના કાયદાથી થઇ શકે.

આ વૈજ્ઞાનિક યુગે આપણા જીવનમાં ભારે ઉથલપાથલ કરી મૂકી છે. જીવનની જરૂરિયાતો ખૂબ જ વધી ગઇ છે. મોટે ભાગે ભલા, ભોળા અને

સાદું, ધર્મ- અને નીતિ-યુક્ત જીવન ગાળનારા આપણા પૂર્વજો કરતાં આપણે જાણે પછાત હોઈએ એમ એક બાજુ લાગે છે અને બીજી બાજુ જાણે આપણે ખૂબ આગળ વધી ગયા હોઈએ એમ દેખાય છે. મોજીલા જીવન માટે યંત્રોની મદદથી તૈયાર થતાં અને વ્યવહારનાં ત્વરિત વાહનોથી દુનિયાને બીજે છેડેથી આપણે આંગણે આવી પડતાં નવાં ભાત ભાતનાં મનોરંજનનાં સાધનો આજે વધતાં જાય છે. બીજી બાજુ ભયંકર ગરીબાઈથી, કરજના બોજાથી અને યંત્રવત્ મજૂરીથી જીવન કંગાળ અને સદ્‌ગુણોનો નાશ કરનારું બની અકારું થઈ પડ્યું છે. આવી વિષમ સ્થિતિમાં ઊછરતાં આપણાં બાળકોનું અથવા યુવકયુવતીનું લગ્નવય આપણે શી રીતે નક્કી કરી શકીએ? લગ્નક્ષેત્રની અતિશય ટૂંકી મર્યાદાઓને તોડીએ, શુદ્ધ સંવનન માટે જરૂરનું વાતાવરણ ઊભું કરીએ, કેળવણીમાં આપણા દેશને અનુકૂળ અભ્યાસક્રમ દાખલ કરીએ, તાલીમબદ્ધ શારીરિક કેળવણી દાખલ કરીએ, બાળકોની વધતી જતી ઉમર પ્રમાણે જાતિવિજ્ઞાનનો અભ્યાસક્રમ દાખલ કરીએ, અને પ્રકાશનો, ફિલ્મો, ચિત્રો, વગેરે ઉપર જરૂરના પ્રતિબંધો (સેન્સર બોર્ડઝ દ્વારા) મૂકીએ. આ બધું જો કરી શકીએ તો યુવકયુવતીઓ અવિવાહિત રહી સર્વાંગ વિકાસ સાધી શકે અને લગ્નવયનું પ્રમાણ આપોઆપ વધે. પણ એ દિવસો ક્યારે આવશે?

દારેસલામ, પૂર્વ આફ્રિકા — ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ

---

## ખોવાતી દોલત

**'દોલત!'** દોલતનો અર્થ વાચક તો પૈસામાં જ કરશે. પણ ના, મારો આશય જુદો જ છે. પૈસાને જ દોલત કહી શકાય એવું કોણે કહ્યું? ખરું જોતાં સમાજમાં જેના વિનિમયથી જીવનવ્યવહાર નભી શકે છે, તે સઘળાં દ્રવ્યો પૈસાની જ ગરજ સારતાં હોવાથી તે તમામ દોલત જ કહેવાય ને? ખરું જોતાં આ તમામ જાતની દોલત કરતાં માણસમાત્રની ખરી દોલત તેનાં સંતાન જ છે. સમાજની કહેવાતી સઘળી દોલત માણસ બહારથી એક યા બીજી રીતે પ્રાપ્ત કરી શકે છે; જ્યારે સંતાનને તે બહારથી પ્રાપ્ત કરી શકતો નથી, પણ પોતાનું જ લોહી સીંચીને પ્રાપ્ત કરેલી તે દોલત છે. તેથી જ બીજી દોલતની સરખામણીમાં માણસમાત્રને પોતાના સંતાનના નાશને પ્રસંગે સખ્ત આઘાત લાગે છે, કારણ કે બહારની દોલતની ખોટને તો તે ગમે તે રીતે પહોંચી વળે છે, પરંતુ સંતાનની ખોટને

પ્રકારના પ્રયત્નોથી પૂરી શકાતી નથી, તેમજ તેની નવી પ્રાપ્તિની વાત પણ કોઈના હાથમાં નથી.

યુદ્ધના આ કપરા કાળમાંય સમાજના સૌ ધંધાધારીઓ પોતપોતાના ધંધામાં ધનપ્રાપ્તિનેજ અગ્રસ્થાન આપી રહ્યા છે અને તેનેજ પોતાના જીવનનું પરમ સાર્થક માની બેઠા છે, જ્યારે બીજી બાજુ જે ખરી દોલત છે તેની-ઉપેક્ષા થઈ રહી છે, એ ઘણીજ કમનસીબ બીના છે. માણસ ગમે તેટલો પૈસો પેદા કરશે, તોપણ જો તેને સંતાન નહિ હોય તો તેનું મન શાશ્વત શાન્તિ કે સુખ નહિજ અનુભવે. આ શું બતાવે છે? સંતતિ આગળ સંપત્તિ પાણી ભરે છે. જેને સાંજે ખાવાનુંય ઠેકાણું હોતું નથી એવા ગરીબ માણસોને પણ પોતાની સંતતિ ઉપર અથાગ પ્રેમ આજ કારણે હોય છે.

આજે કળિયુગથી કહો કે પછી ગમે તે કારણથી પણ સમાજના અનેક માણસ પ્રકૃતિમાતાના આ સિદ્ધાન્તને ભૂલી પૈસાનેજ પોતાનું સર્વસ્વ માની, પૈસા આગળ બીજી દરેક વસ્તુને તુચ્છ માનતા થઈ ગયા છે. તેનું પરિણામ કેટલું ભીષણ આવ્યું છે તે આપણે જાણીએ છીએ. જેના હાથમાં જે ધંધો આવ્યો તેમાંથી તે લખલૂંટ પૈસો લેવા ઇચ્છે છે. અને તેનેજ કારણે ઊપજેલી આજની ભીષણ મોંઘવારીથી ગરીબ જનતાનો રોટલો ખોવાઈ ગયાથી ઠેર ઠેર ભૂખમરો પેદા થયો છે. બંગાળાનો દાખલો આપણી સમક્ષ મોજૂદ છે. આ શું બતાવે છે! સમાજની સાથે સરકાર પણ આમાં દોષિત હશે. સરકાર ફરજભ્રષ્ટ થાય, પણ હાથેહાથ મિલાવી જીવનાર સમાજ ફરજભ્રષ્ટ શી રીતે થઈ શકે! કરોડો મણ અનાજ આપણે ત્યાં પાકે છે, છતાં તે અનાજ ઉત્પન્ન કરનારનાંજ છોકરાંને આજે ખાવા સૂકા રોટલાનુંય ઠેકાણું નથી તેનું કારણ શું? ખાવાથી અનાજ પૂરું ગયાનો દાખલો કદી સાંભળ્યોય નથી, આજે પણ તેવું તો નથીજ બન્યું. પણ જથ્થાબંધ અનાજ પરદેશ ખેંચાઈ ગયાથી, અને છે તેનો ધનલોભીઓએ કરેલા સંગ્રહથી આજે આમ જનતામાં અનાજની ભીષણ ખેંચ દેખાઈ રહી છે. બાપમાંથીઓ સિનેમાના પડદાની માફક આપણી નજર સમક્ષજ દેખાઈ રહી છે. ચોખા તો ગરીબ જનતાને ખાવા તો શું, પણ દર્શન કરવાય જડતા નથી. ઘઉંની તો ક્યારનીય પોક પડી ચૂકી છે. કેરોસીનની અને ખાંડની તો બાપાની સાથે છેજ, અને કેટલાંય ઘરો અંધારે જીવતાં ને ખાંડની જગાએ ગોળ ખાતાં થઈ ગયાં છે. દૂધાળાં ઢોર આજે કતલાઈ ગયાં છે, પરિણામે દૂધ અને ઘી જેવાં જીવનનાં પોષક તત્ત્વોના પણ લોકોને સાંસા પડે છે. શાકભાજી ગમે ખાઈ પરવડે તેમ નથી. આ બધુંય આપણે પેદા કરીએ છીએ. છતાં આપણે માટે તેમાંનું કશું

નથી. તે કયાં ને કેવી રીતે જતું રહે છે તેની આપણને કલ્પના પણ આવતી નથી. આવી ભીષણ પરિસ્થિતિની ભીતરમાં ભૂખમરાનો હાઉ આપણી સામે ઘૂરકિયાં કરી રહ્યો છે. જો આ ને આ પરિસ્થિતિ આગળ વધ્યે જ જશે તો બંગાળાના જેવીજ કરુણ દશા આપણે ત્યાં પણ આવશે કે શું, એવો ડર રાખવાને કારણ મળે છે. તેવે વખતે આપણે હાથપગ જોડી બેસી રહીશું તો પરિણામ શું આવશે, તેનો ખ્યાલ અત્યારથી જ કરવાની જરૂર નથી શું? સમાજના જ થરમાંથી જેણે લક્ષ્મી ખેંચી લીધી છે તેવા લક્ષ્મીનંદનો આવે બારીક સમયે પણ લક્ષ્મીના ગુણાકાર જ કરશે શું? અને આમ જ કરશે તો તેમની લક્ષ્મી ને તે પોતે પણ ક્ષેમકુશળ રહેશે ખરા? માટે સમાજની લગામ જેમના હાથમાં છે તેવા સમાજના તમામ આગેવાનો આજે જ પોતપોતાની નૈતિક ફરજ સંભાળી પોતપોતાની શક્તિ પ્રમાણે ભાવિ ભીષણતા સામે ઝઝુમવા કેડ બાંધે તો પાછળથી પસ્તાવાનો વારો ન જ આવે!

સમાજના ત્રણ થર પાડી શકાય: (૧) શ્રીમંત, (૨) મધ્યમ અને (૩) ગરીબ. શ્રીમંતોને તો આ કપરો સમય કોઇ પણ રીતે વસમો લાગતો નથી. તેમણે તો બુદ્ધિને અને પૈસાને બળે કરી અનેકવિધ ધંધાઓ ઊભા કરી સમયને પહોંચી વળવા પ્રયત્ન કર્યો છે એટલું જ નહિ, પરંતુ તેમને તો કમાવાનો આબાદ મોકો આવી મળ્યો છે, એમ તેઓ માનતા થયા છે.

બીજો મધ્યમ વર્ગ ખેડૂતોનો છે. તેનો માલ તો પાકતાં જ નાણાંભીડને કારણે ગમે તેવે ભાવે વેચાઇ જાય છે, પછી તેને જીવનની બીજી જરૂરિયાતો માટે કરજ કરવાં પડે છે. મિલકત વગરનાને જીવવાના સાંસા પડે છે, એટલે તેમને માટે આ સમય બારીક તો છે જ, પણ એથીયે વધુ બારીક સમય તો સમાજના ત્રીજા વર્ગના—ગરીબ—લોકોને માટે છે. તે લોકો પાસે સ્થાવર જંગમ મિલકત ભાગ્યે જ હોય છે, અને હોય છે તે પણ નહિ જેવી જ!. એવા લોકોના જીવનનિર્વાહનો ખાસ આધાર મજૂરી ઉપર જ હોય છે. જીવન-નિર્વાહની ચીજોની મોંઘવારીના પ્રમાણમાં તેમની મજૂરીના ભાવ વધ્યા નથી. આનું ખરું કારણ બીજા વર્ગના ખેડૂતોની આર્થિક સંકડામણ છે. સારા વખતમાં એક મજૂરને ત્રણ આના મજૂરી મળતી, તેના તેને ત્રણ શેર ચોખા મળતા. આજે ત્રણ શેર ચોખાની કિંમત એક રૂપિયાથી ઓછી તો નથી જ. પણ તેની મજૂરી ત્રણ આનેથી વધીને એક રૂપિયે પહોંચી નથી, ત્યાં સુધી તેમને જીવવાના સાંસા જ પડવાના! અને પરાણે પરાણે જીવતા ખેડૂતો પાસેથી તેમને આવી મોંઘવારી મળવી પણ મુશ્કેલ છે.

આવા કપરા સમયમાં આવાં તમામ ભૂખે મરતાંઓને જિવાડવાની ફરજ

આવી પડે છે એકલા શ્રીમંતોને જ માથે? તેઓ સવેળા ચેતે ને આજથી જ તેની રૂપરેખા તૈયાર કરી, ફંડો ઊભાં કરી તેમાં ઉદાર હાથે રકમો ભરે. ગામેગામ મહત કાર્યો શરૂ કરાવે અને ગરીબોને તેમની મહેનતનું વેતન પૈસામાં નહિ, પણ અનાજમાં કે કપડાંમાં ચૂકવે. ગામડે ગામડે સસ્તા અનાજની ને સસ્તા કાપડની દુકાનો શરૂ કરે. તેમાં મદદ કરવા માટે સેવાભાવી યુવકો બહાર આવે, ને ખોટનાં નાણાં આ શ્રીમંતો જ ભરપાઇ કરી ગરીબોને જિવાડે. જો આમ કરવામાં આ શ્રીમંતો ચૂકશે તો સંભવ છે કે ન કરે નારાયણ ને આવતી કાલે કંઇક વિષમ પરિસ્થિતિ ઊભી થઇ તો કોઇ શ્રીમંતની ખેર નથી, કે તે પોતાની લક્ષ્મી સાચવી શકે? ભૂખમરાને લીધે સમાજમાં લૂંટફાટ ને અંધાધૂંધી એટલા બહોળા પ્રમાણમાં વ્યાપી ઊઠશે કે પાણી ફાટયા પછી પાળ બાંધવી કવખતની થઇ પડશે.. આ વસ્તુની સાક્ષી માટે બંગાળનું ઉદાહરણ બસ છે. હિંદભરમાંથી લાખો રૂપિયા બંગાળ માટે ભેગા થાય છે, ત્યાં રસોડાં શરૂ થયાં છે, છતાંય આ મદદ પહોંચતાં પહોંચતામાં જ ભારતમાતાનાં કેટલાય અમોલાં સંતાન રોજબરોજ વધતી સંખ્યામાં ખોવાતાં જાય છે. આપણે ત્યાંય, ગુજરાતના નંદનવન સમા ચરોતરમાંય, આજે બે ગાઉ એકલા જતાં લૂગડાં ઉતારી લે છે, એવી પરિસ્થિતિ તો આજથી જ ઊભી થઇ છે. ધાડના ને લૂંટના બનાવો રોજબરોજ વધુ ને વધુ પ્રમાણમાં સાંભળવામાં આવે છે. તો પછી ભાવિ કેટલું ખરાબ હશે, તેનો ખ્યાલ અત્યારથી જ કરી લેવો સારો નથી શું?

आत्मवत् सर्वभूतेषु, એ સિદ્ધાન્ત પ્રમાણે શ્રીમંતો ગરીબોનાં બાળકોને પોતાનાં જ બાળકો માને, અને લક્ષ્મીનો ખોટો મોહ છોડી પોતાની નૈતિક ફરજ અદા કરે, તો જ ભાવિને પહોંચી વળાશે. લક્ષ્મી, લક્ષ્મીના રૂપમાંથી તો આજે અદૃશ્ય થઇ છે જ. પૂજા કરવા પણ ચાંદીનાણું કે ત્રાંબાનાણું મળતું નથી, સોનાનાણું તો વર્ષોથી રિસાઇ ગયું છે, ફક્ત આજે આપણે કાગળને જ લક્ષ્મી માની બેઠા છીએ. સોના-, ચાંદી-ને ત્રાંબાનાણાંને અદૃશ્ય થતા વાર ન લાગી, તો આ કાગળોને અદૃશ્ય થતાં વાર લાગશે ખરી? માટે એવા કાગળોની સંગ્રહવૃત્તિ છોડી, એ ખરી દોલત જ નથી એમ માની, દેશની ખરી દોલત જે દેશની સંતતિ જ છે તેને જ જિવાડવાનો સમાજનો પ્રત્યેક માનવી પોતપોતાની સ્થિતિ પ્રમાણે પ્રયત્ન કરે તો દેશની એ સાચી દોલત જળવાઇ રહે. આ બાહ્ય અને ક્ષણિક દોલત તો કાલે ફરી પ્રાપ્ત કરી શકાશે, પણ સંતતિ રૂપી ખોવાએલી દોલત કોઇ પણ ઉપાયે પણ પાછી ફરી હાથ નહિ જ લાગે. જેમ કોઇ સારી સદ્ગર

કંપનીના શેર ખરીદવાથી મૂડી ખોવાતી નથી; પણ લાભ થાય છે; તેમ આ 'રાહત સમિતિ'ને આપેલા દાનને શેર જ ગણી તેમાં ઉદાર હાથે નાણાં આપવાથી તે મૂડી કોઇ દિવસ ખોવાવાની નથી, ઊલટું તે તમને વ્યાજ સાથે તમારું બારણું ખખડાવી પાછી આવી મળશે. દેશની આ દોલત જો ખોવાઇ જશે, તો તમારી પાસે ગમે તેટલી લક્ષ્મી હશે, બાગબગીચા અને બંગલા હશે, તોપણ તમારા એ બંગલા તમને સ્મશાન જેવા બિહામણા લાગશે, અને ચારે તરફથી તમને ખાઉં ખાઉં કરશે. આવી ભૂખની ભૂતાવળ વચ્ચે તમે સહીસલામત નહિ જ જીવી શકો! માટે તમે તમારી નૈતિક ફરજ ન ચૂકતાં આજથી જ ભાવિ આફત સામે ઝઝૂમવા માટેની રૂપરેખા તૈયાર કરી, તેને માટે તમામ જરૂરી પગલાં લેવાં અત્યારથી જ શરૂ કરો. મુલતવી રાખવાથી ફળ માઠાં થશે! મોડું થશે તો પસ્તાશો. ત્યારે ઊઠો, ઊઠો, ભારતમાતાની ખોવાતી દોલતને બચાવવા ખાતર આજે જ ઊઠો, એ ધનના ધણી, ધર્મ તમારો!

બાંધણી, વાયા : આણંદ — મોતીભાઇ કુ. બાંધણીકર

---

## જાણવાજોગ

### ૧૧. 'પાટીદાર'ની ખોટમાં મદદનો હિસાબ

| જ | ઉ |
|---|---|
| ૧૦૧-૦-૦ ભાઇ સોમાભાઇ મૂળજીભાઇ પટેલ, પીજ | ૭૧૯-૨-૪ સંવત ૧૯૯૮ આખરે 'પાટીદાર'ને આવેલી ખોટ |
| ૨૫-૦-૦ ભાઇ બાપુભાઇ દેસાઇભાઇ પટેલ, વડોદરા | ૫-૪-૦ મદદમાં આવેલા ચેકોનો વટાવ |
| ૧૦-૦-૦ મેસર્સ મણિલાલ એન્ડ બ્રધર્સ, દિલ્હી | ૭૨૪-૬-૪ કુલ ખોટ |
| ૨-૦-૦ ભાઇ દેસાઇભાઇ આઇ. પટેલ, મલાતજ | |
| ૧૦-૦-૦ ડૉ. ઇશ્વરભાઇ પટેલ, આણંદ | |
| ૩-૦-૦ ભાઇ કાન્તિલાલ ભાઇલાલભાઇ, બોરસદ | |

(સામે પાને ચાલુ)

૭ ૬

૧–૦–૦ ભાઇ ગોરધનદાસ ચતુર ભાઇ પટેલ, બીલીમોરા
૨–૪–૦ 'પાટીદાર પ્રગતિ,' કાર્યાલય, બાલીસણા
૪–૦–૦ ભાઇ છોટાભાઇ આઇ પટેલ, મોમ્બાસા
૧–૪–૦ ભાઇ ચિમનભાઇ ડી અમીન, કપોળા
૭–૫–૦ ભાઇ સોમાભાઇ આર. પટેલ, કપાલા
૫૦–૦–૦ છીજાના ભાઇઓ તરફથી હા ભાઇ ચંદુભાઇ કે પટેલ, ઍક્ષૈવેક્ટિ
૪–૦–૦ મેસર્સ પટેલ એન્ડ કો, ચીમાઓ
૨૫–૦–૦ ભાઇ ગિરધરભાઇ પટેલ, લાઉિગોકા, રીજી
૫–૦–૦ ભાઇ ચુનીભાઇ જે પટેલ, મોમ્બાસા
૨૦૬–૫–૦ કિસુમુના ભાઇઓ તરફથી, હા ભાઇ નારણભાઇ બી પટેલ
૩૨ ૧૨ ૦ નકુરૂના ભાઇઓ તરફથી, હા ભાઇ લાલદાભાઇ પી પટેલ
૩ ૧૨ ૦ ભાઇ હરમાનભાઇ ગી પટેલ, મોમ્બાસા
૫૦–૦–૦ રા ભ ગોવિંદ ભાઇહાથી ભાઇ દેસાઇ, વડોદરા
૩–૦–૦ ભાઇબાબુભાઇ ગૂ. પટેલ, વગા
(સામી બાજુએ ચાલુ)

૭૪

(સામી બાજુથી ચાલુ)

૨૫–૦–૦ ભાઇ હરિભાઇ પી પટેલ, કપાલા
૮–૦–૦ ભાઇ ચતુરભાઇ એલ પટેલ, મુઆન્ઝા
૭–૫–૦ ભાઇ ગિનાભાઇ યુ પટેલ, કિસુમુ
૩–૫–૦ ભાઇ ભોગીલાલ એમ દીક્ષિત, કિસુમુ
૧૩ ૧૦ ૦ ભાઇ કુબેરભાઇ જી પટેલ, મ્બાલે
૧૦–૦–૦ ભાઇ શંકરભાઇ આર પટેલ, મ્બાલે
૧૦–૦–૦ ભાઇ ધનજીભાઇ એન પટેલ, મ્બાલે
૫–૦–૦ ભાઇ પુરષોત્તમ મગનલાલ પટેલ, આણંદ

૬૨૩–૧૨–૦ કુલ સરવાળો
૧૦૦ ૧૦ ૪ બાકી રહેલી ખોટ

૭૨૪–૬–૪

# નાતનું સરવાયું

આ માસે વિક્રમ સંવતનું ૧૯૯૯મું વર્ષ પૂરૂં થાય છે અને સાથે જ આ માસિક પત્રનું પણ ૨૦મું વર્ષ પૂરૂં થાય છે. ત્યારે રવૈયા પ્રમાણે આ પૂરે થતે વર્ષે નાતનું સરવાયું કાઢી જોઇએ, જેથી આ વર્ષમાં નાત કેટલી આગળ વધી, કેટલી પાછળ પડી, એના જમા ઉધારના તરસાળા જડે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી યુવકોનું સંગઠિત બળ શિથિલ પડ્યાથી સામાજિક પ્રગતિ અટકી પડી છે. આપણું 'પાટીદાર યુવકમંડળ' બદલાઇને થએલું 'પાટીદાર મંડળ' ક્યારનું ય સોડ તાણીને સુઇ ગયું છે, અને સાથે સાથે તેમાં ભળી ગએલા 'પાટીદાર ભગિનીસમાજ'ને ય લેતું પડ્યું છે. બને મંડળના કાર્યકર્તાઓએ પોતાના મંડળના નામને તાળાં વાસી દીધાં છે અને અત્યારે તો તેમાંના કેટલા ય સરકારના મેમાન થયા છે. આજ સુધી બાળલગ્ન કરનાર ઉપર મંડળ તરફથી ફરિયાદો થતી તે ય હવે તો બંધ થઇ છે. આ અંકની શરૂઆતમાં બેન ઇન્દુમતી પટેલે મંડળની આ શિથિલતા વિરુદ્ધ પોતાના મનની વરાળ કાઢી છે તે અવશ્ય ધ્યાન દેવા જેવી છે. ત્યારે હવે તો સમાજ-સુધારણાની ધગશવાળાં નવલોહિયાં યુવકયુવતીઓએ એ મંડળોને પુનર્જન્મ આપી કંઇક કરી બતાવે તો જ જ્ઞાતિહિતની કંઇક આશા બંધાય. યુવાન ભાઇબેનો, યુવાની તો તમારી ત્યારે શોભે! દરેક જાતિનું ભાગ્યવિધાન યુવાન નરનારીઓના હાથમાં છે, એ વાત કદાપિ ન ભૂલો.

મુંબઇનું 'પાટીદાર મંડળ' પણ બહુ જૂનું હતું, ગયાં ત્રણ ચાર વર્ષમાં અમદાવાદમાં, વડોદરામાં, અને અકોલામાં એવાં મંડળ સ્થપાએલાં, પણ એમણે જ્ઞાતિહિત માટે ક્રિયાત્મક એવી કોઇ યોજના કરી જાણી નથી અને તેથી આજે એ મંડળો અસ્તિત્વમાં છે કે નહિ તે પણ જાણી શકાતું નથી. પાટણવાડાના પંચગામ પાટીદારો તરફથી 'પાટીદાર પ્રગતિ' નામે માસિમપત્ર ગયે વર્ષે પ્રકટ થવા માંડ્યું હતું તે પણ થોડા માસથી બંધ પડી ગયું છે. તે તરફના ભાઇઓએ પોતાનું મંડળ સ્થાપી ગયે વર્ષે બાલીસણા ગામે દરબારશ્રી ગોપાળદાસ દેસાઇને પ્રમુખપદે પોતાની પરિષદ ભરી હતી અને સાથે જ મહિલાપરિષદ પણ ભરી હતી, પણ ત્યાર પછી એ મંડળે જ્ઞાતિહિતને માટે કંઇ ક્રિયાત્મક યોજના કરી છે કે નહિ તે કશું જાણવામાં આવ્યું નથી.

હવે લગ્નક્ષેત્રમાં આવીએ. એ ક્ષેત્રમાં ભ્રષ્ટતા હજી પ્રવર્તી જ રહી છે. હજી અનેકપત્ની લગ્ન હિંદુ સમાજમાં થતાં અટક્યાં નથી અને તેથી વડોદરા

રાજ્યને 'અનેકપત્ની લગ્ન નિષેધક' કાયદો કરવો પડ્યો છે. પણ તેથી યે એ રાજ્યમાં જૂનાં એવાં લગ્ન અટક્યા નથી. ધર્મજના ભાઇ ચુનીભાઇ બાપુજીભાઇ પટેલ ભણવા માટે વિલાયત જઇ આવેલા છે. તેમણે કેટલાક વર્ષ ઉપર સોજીત્રાના, પણ હાલ મુંબઇમાં રહેતા ભાઇ મોતીલાલ મથાલાવાળાનાં ભત્રિજી બેન શારદાબેન સાથે લગ્ન કરેલું. તે બેનની ઉમર ૨૩ વર્ષની છે. હાલ ઇંટર આર્ટસમાં અભ્યાસ કરે છે અને તેમને એક પુત્ર છે. છતાં એ ભાઇ ચુનીભાઇએ વસોના ભાઇ ચંદુભાઇ દેસાઇભાઇ અમીનનાં ૨૨ વર્ષની ઉમરના પુત્રી બેન પુષ્પાબેન સાથે લગ્ન કર્યું. પણ આ પ્રસંગમાં તો વડોદરા રાજ્યના 'અનેકપત્ની લગ્ન નિષેધક' કાયદાનો આશ્રય લેઇને બેન શારદાબેને પોતાના પતિ ચુનીભાઇ ઉપર ફરી લગ્ન કર્યા માટે અને બેન પુષ્પાબેન તથા તેમના પિતા ચંદુભાઇ ઉપર તે અપરાધમાં સહાયતા કર્યા માટે પેટલાદ ફોજદારી કોર્ટમાં ફરિયાદ કરી છે. એ ફરિયાદનો ચુકાદો હજી આવ્યો નથી. છતાં આ કાયદાની અસર થશે તો ખરી જ.

એવો કાયદો અંગ્રેજી રાજ્યમાં પણ થવાની જરૂર છે, કારણ કે એ રાજ્યમાં પણ એવા લગ્ન થાય છે: (૧) આણંદના ભાઇ રણછોડભાઇ નાથાભાઇ પટેલે કેટલાંક વર્ષ ઉપર પેટલાદ તાલુકાના ડભોઉ ગામે ત્યાંના વતની, પણ હાલ પેટલાદમાં વકીલાત કરતા ભાઇ અંબાલાલ ઉકાભાઇ પટેલનાં પુત્રી બેન કાન્તાબેન સાથે કરેલુ. હાલ ભાઇ રણછોડભાઇની ઉમર ચોવીશેક વર્ષની છે. છતાં ગયા જેઠ માસમાં તેમણે પેટલાદ તાલુકાના સંજાયા ગામે ફરી લગ્ન કર્યું. (૨) સાંખરેજ, સામરખા, વગેરે ૨૭ ગામના પાટીદારોને પંચે ઠરાવ કર્યો છે કે એક સ્ત્રી ઉપર બીજી પરણવી હોય તો પંચની પરવાનગી લેવી જોઇએ અને પંચ પરવાનગી આપે તો જ એવી રીતે બીજું લગ્ન કરી શકાય. આ ઠરાવ છતાં સાંખરેજના ભાઇ અંબાલાલ નરસિંહભાઇ પટેલ, જેમની ઉમર ૨૨ વર્ષની છે, તેમનાં પ્રથમ પત્ની લગભગ ૧૯ વર્ષની ઉમરનાં હયાત છે, છતાં તેઓ કાસરના ભાઇ મોતીભાઇ ફકીરભાઇ પટેલનાં પુત્રી સાથે લગ્ન કરવા તૈયાર થયા. એ ગોળના પંચના આગેવાન ભાઇઓએ નડિયાદ જિલ્લા મેજિસ્ટ્રેટની કોર્ટમાં અરજી આપીને આ લગ્ન અટકાવવા માટે મનાઇ હુકમ કઢાવ્યો, લગ્નને આગલે જ દિવસે બન્ને પક્ષને આ હુકમ બજાવવામાં આવ્યો અને એમ થતું એ લગ્ન અટકી પડ્યું. આવાં લગ્નમાં શોક ઉપર પોતાની કુમળી કન્યા દેનાર માબાપ મળી પણ આવે છે. તેનું મુખ્ય કારણ કાનમ-વાકળથી આવતી કન્યાઓ ચરોતરમાં ભીડ કરે છે, તેથી ચરોતરમાં વરની અછત થાય છે અને તેથી વરપક્ષના ભાવ વધી જાય છે. તેને લીધે ભીડમાં આવી

પહેલાં માબાપ મૂંઝાઈને આવા સસ્તા થઈ પડેલાને પોતાની કુમળી કન્યા દે છે.

પાટીદારોમાં આવાં અનેકપત્ની લગ્ન તો સાધારણ રીતે થયા જ કરે છે, પણ ભાગ્યે જ થતું અનેકપતિ લગ્ન આ વર્ષે થયું છે. ભાદરણના ભાઈ પુરુષોત્તમ હાથીભાઈ પટેલનાં પુત્રી બેન કમળાબેનનું લગ્ન આઠેક વર્ષ ઉપર ધર્મજના ભાઈ મનુભાઈ ફકીરભાઈ સાથે થએલું. પણ ભાઈ મનુભાઈને બેન કમળાબેન સાથે મેળ ખાધો નહિ અને તેથી તે એ બેનને તેડતા જ નહિ, તેમ જ અનેક પ્રયત્ન કર્યા છતાં તેમના ભરણપોષણની પણ વ્યવસ્થા કરતા નહિ. આથી આખરે અકળાઈને બેન કમળાબેને ભાઈ મનુભાઈને ગયા માર્ચ માસમાં જાહેર નોટીસ આપી કે આ બાબતનો સંતોષજનક જવાબ પંદર દિવસમાં નહિ આપો તો હું ફરી લગ્ન કરીશ. અને ખરે જ એ મુદ્દત વીત્યા પછી બેન કમળાબેને વડોદરામાં એક વણિક યુવક સાથે પુનર્લગ્ન કર્યું!

આ વર્ષે એક આન્તરજાતીય લગ્ન થયું છે. સોજીત્રાના ભાઈ શંકરભાઈ ભીખાભાઈ પટેલનાં એક પુત્રીએ પહેલાં એક અનાવિલ યુવક સાથે લગ્ન કર્યું હતું. બીજાં એક પુત્રી બેન પુષ્પાબેને ગયા વૈશાખ માસમાં ભાઈ નીલકંઠ જી. નાયક નામના અનાવિલ યુવક સાથે વડોદરામાં આર્યવિધિથી અને સાદાઈથી લગ્ન કર્યું છે. બેન પુષ્પાબેનની ઉમર ૨૨ વર્ષની છે અને ફાઈનલ બી. એ. ક્લાસમાં અભ્યાસ કરે છે. ભાઈ નીલકંઠની ઉમર ૨૮ વર્ષની છે અને વીમા કંપનીમાં કામ કરે છે. આવાં લગ્ન ધન્યવાદને પાત્ર છે, પણ તેમાં એક ભયસ્થાન છે: વરકન્યા પોતપોતાની જ્ઞાતિના જે ભિન્ન ભિન્ન સંસ્કારોથી રંગાયાં હોય, તે સંસ્કારો ન છૂટે એવા જડ થઈ ગયા હોય તો બે વચ્ચે મતભેદના પ્રસંગ આવ્યે તે સહન કરવાની શક્તિ હોવી જોઈએ. માટે આવાં લગ્ન કરનારાંએ તે વિષે વિચાર કરી લેવો ઘટે.

આ કપરા કાળમાં ખોટાં ખર્ચ કરીને ધામધુમિયાં લગ્ન કરવામાં હજી લોકોને—અને ભણેલા લોકોને પણ—રસ પડે છે. વસોના ભાઈ કનુભાઈ છોટાભાઈ અમીન, બી. એજી. અને નડિયાદનાં બેન લવંગલતા રાવજીભાઈ
ગોપાળદાસ દેસાઈ એલએલ. બી. એ બે ગ્રેજ્યુએટ વરકન્યાનાં લગ્ન થયાં, એ
મહિલાપરિષદ પણ ભરી ... છે. પણ કન્યાપિતા ભાઈ રાવજીભાઈ કેશીભાઈએ
કંઈ ક્રિયાત્મક યોજના કરી છે ... તે પ્રસંગે લગભગ પચાશેક હજાર રૂપિયાનો ખર્ચ
એક બાજુથી વરકન્યા ગ્રેજ્યુએટ અને બીજી
હવે લગ્નક્ષેત્રમાં આવીએ. એ એવા ખર્ચથી પ્રતિષ્ઠા મળે છે એમ
હજી અનેકપત્ની લગ્ન હિંદુ સમાજમા એ વાત ભૂલે. આવાં મોટાં ખર્ચના

તમાશા ઉપર તો સુધારકોએ પિકેટિંગ કરવું જોઇએ

અને એવા પિકેટિંગના અનેક પ્રસંગ આ વર્ષમાં બન્યા પણ ખરા (૧) એપ્રિલ નડિયાદમાં ગયા માહ માસમાં ભાઇ ભાઇલાલભાઇ વલ્લભભાઇ દેસાઇએ પોતાના પૌત્રીના લગ્નપ્રસંગે ગામેળુ કરવાનું નક્કી કર્યું હતુ. નડિયાદના સુધારકોએ તે સામે વિરોધ ઉઠાવ્યો અને ભાઇ ભાઇલાલભાઇને ગામેળુ ન કરવા સમજાવવા પ્રયત્ન કર્યા, પણ તેમાં તે નિષ્ફળ ગયા, ત્યારે તેમણે જમણવાર ઉપર પિકેટિંગ કર્યું પરિણામે ગામેળુ જમતુ અટકી પડ્યુ, માત્ર સોએક માણસ જમવા ગયેલા (૨) ઉપરના લગ્નમાં જાન મોગરાની હતી એ જાન પીજ સુધી રેલ્વે ગાડીમાં અને ત્યાંથી મોટરોમાં નડિયાદ જનાર હતી સોએક માણસોની જાન ગ્રાંડ બેન્ડ સાથે પીજ ઉતરી ત્યાં તેમને તેડવા મોટરોને ગાને પિકેટિંગ કરવા નડિયાદથી આવેલી બેનો મળી ગ્રાંડ બેન્ડ પાછું મોકલો અને નડિયાદમાં મિષ્ટાન્નને બદલે સાદુ જમણુ જમો, તો જ જાનને જવા દેઇશું, એવો સત્યાગ્રહ એ બેનોએ કર્યો અને એ શરતો સ્વીકારી ત્યારે જ જાનને જવા દીધી જાને એ શરતો પાળી પણ ખરી (૩) ઉપરની જાન મોગરાના જે ભાઇના પુત્રના લગ્નપ્રસંગે ગએલી તે જ ભાઇના પુત્રીનુ લગ્ન ત્યાર પછી થોડા જ સમયમાં થએલું ત્યારે જાન નડિયાદથી મોગરે આવેલી નડિયાદ જતી જાન ઉપર પીજમાં પિકેટિંગ કરનારી ઉપર જણાવેલી બેનો જ મોગરે આવીને નડિયાદથી આવની આ જાન ઉપર પિકેટિંગ કરવા બેઠી. 'વડોદરા સરકારે કાયદો કર્યો છે કે વડોદરા પ્રાન્તમાં ૫૦ માણસથી વધારે માણસોને જમણવારમાં જમાડાય નહિ, અને આ જાનમાં ૫૦ માણસોથી વધારે માણસો છે, માટે ૫૦થી વધારે માણસોને જમવા દેઇશુ નહિ" બેનોએ થોડાક ધક્કામુક્કી પણ ખાધાં પણ આખરે પોલીસે બેનોને સમજાવી કે ૫૦થી વધારે માણસો જમશે તો અમે કાયદેસર પગલાં લેઇશું અને એમ સમજાવી તેમને ઉઠાડી

ગયે વર્ષે ૨૨ સાદાં લગ્ન 'પાટીદાર'ના પૃષ્ઠ ઉપર નોંધાયાં હતાં, આ વર્ષે ૨ જ નોંધવાનાં છે (૧) ભાદરણના દેશભક્ત કુટુંબના, અને ૧૯૪૧ના રાજકીય સત્યાગ્રહમાં જેલ જઇ આવેલા ભાઇ રમણભાઇ ભાઇલાલભાઇ પટેલ ૨૩ વર્ષની ઉમરના યુવક છે તેમણે પોતાનું લગ્ન તારાપુરના ભાઇ ઠાકરભાઇ જુઠાભાઇ અમીનના ૧૯ વર્ષની ઉમરના પુત્રી બેન વિમળાબેન સાથે કર્યું લગ્નવિધિ વડોદરામાં સાદી રીતે થઇ હતી અને તે પ્રસંગે વરના બેન અને કન્યાના ભાઇ, એ બે જણ હાજર હતા (૨) મોગરાની શિવદાસભાઇની ખડકીના ભાઇ જે ભાઇ છોટાભાઇ પટેલ સુધારક વિચારના છે તેમના

પુત્ર ભાઇ હર્ષદરાયનું લગ્ન ગયા વૈશાખ માસમાં નડિયાદ કાકરખાડમાં ભાઇ છોટાભાઇ શંકરભાઇ પટેલનાં પુત્રી બેન મધુકાન્તા સાથે થયું. સોજીત્રે ભાઇ જેઠાભાઇને ઘેર ગણેશસ્થાપના વગેરે ધાર્મિક ગણાતી, પણ ખરી રીતે તો, વહેમી કોઇ ક્રિયા કરવામાં આવી નહોતી. પચીશેક માણસની જાન લગ્નતિથિએ સંધ્યાકાળે નડિયાદ પહોંચી. રાત્રે લગ્નક્રિયા કરાવી જમણ જમી બીજે દિવસે સવારમાં પાછી ફરી. ઉપરનાં બંને લગ્નમાંથી એકમાં પરઠણ વગેરેની લેવડદેવડ નહોતી. આ ભાઇઓને ધન્યવાદ ઘટે છે જો પાટીદાર ભાઇઓ પોતાનું આડંબરી કુળાભિમાન વેગળે મૂકીને આવી રીતે સાદાઇથી લગ્ન કરી ભારે લગ્નખર્ચથી બચે તો પુત્રી અવતરતાંજ 'પથરો પાકર્યો!' એવા ઉદ્ગાર કાઢી કેટલાક લોક તેને જન્મતાંજ મારી નાખે છે, તેને બદલે 'દેવી પ્રકટ્યાં!' એમ હસતે મોંએ કહી તેને પુત્રનીજ પેઠે લાડકોડથી ઉછેરે.

પિતરાઇની કનડગતથી પરગામમાં લગ્નક્રિયા કરવી પડે એવો એક પ્રસંગ આ વર્ષે બન્યો છે. વાંકાળીના ભાઇ ભગવાનદાસ ખુશાલભાઇ પટેલ સોજીત્રામાં દાક્તર છે. તેમણે એ હેતુએ પોતાની પુત્રીના લગ્નની ક્રિયા સોજીત્રામાં કરાવી. તે બેનનાં લગ્ન આણંદના જાણીતા વેપારી આશાભાઇ બાબરભાઇ પટેલના પુત્ર ભાઇ મણિભાઇ સાથે થયાં. એ કન્યાપિતાના પરગામમાં લગ્નક્રિયા કરાવતાં શી અગવડ પડશે એનો વિચાર કર્યા વિના ભાઇ આશાભાઇ ૨૦૦ માણસની જાન લેઇ ગયેલા! ચિખોદરાના ભાઇ ચતુરભાઇ કાળિદાસ પટેલનાં પુત્રી બેન આનંદીબેનનાં લગ્ન સોજીત્રાની શવદાસભાઇની ખડકીના ભાઇ ગોરધનભાઇ ચુનીભાઇ પટેલના પુત્ર ભાઇ નટુભાઇ બી એ. સાથે થયાં. લગ્નક્રિયા વડોદરાના બ્રાહ્મણસભા હોલમાં થઇ હતી. આ પ્રસંગે પણ જમણવારમાં વરપક્ષનાં ઘણાં માણસ હતાં. હવે એવા મોટા જમણવારના દિવસો જતા જાય છે એ આપણે સમજવું ઘટે.

આ વર્ષે પણ પૂર્વ આફ્રિકામાં બે પાટીદાર લગ્નક્રિયા થઇ છે: (૧) બ્વાલેમાં રહેતા સોજીત્રાના ભાઇ છોટાભાઇએ પોતાનાં પુત્રી બેન જશોદાબેનનાં લગ્ન વીરસદના રહીશ ભાઇ રાવજીભાઇ પુરુષોત્તમ અમીન સાથે કર્યાં. ગોળમાંથીજ વર શોધવાની જડ પ્રણાલીને તોડી યોગ્ય વર શોધવાની નવી પ્રણાલી સ્વીકાર્યો માટે ભાઇ છોટાભાઇને ધન્યવાદ ઘટે છે. (૨) કંપાલામાં રહેતા સોજીત્રાના ભાઇ શિવાભાઇ શંકરભાઇ પટેલે પોતાનાં પુત્રી બેન સુશીલાબેનનાં લગ્ન નાઇરોબીમાં રહેતા ભાદરણના ભાઇ અંબાલાલ છોટાભાઇ પટેલ સાથે કર્યાં. આ લગ્નવિધિ કંપાલા આર્યસમાજમાં વૈદિક વિધિથી થયો હતો. પણ તે બંને

પ્રસંગે નાતવરા વગેરે બધો હડેરો દેશની પેઠે જ થએલો, એ જાણીને ખેદ થાય છે.

આ વર્ષે પણ પ્રેતભોજન થયે ગયા છે અનાજની આ ભયંકર મોંઘવારીના સંકટસમયમાં પણ લોક સમજતા નથી, રિવાજની અંધપરંપરામાં પડતું મૂકીને લોક પ્રેતભોજન જેવું અનિષ્ટ ભોજન જમાડયે જાય છે અને જમે જાય છે પણ એવી સ્થિતિમાંયે લોકાગ્રહને અવગણીને પણ એવાં અનિષ્ટ પ્રેતભોજન ન જમાડનાર સમજુ ભાઈઓ કોઈ કોઈ સ્થળે નીકળી આવે છે એ આશાજનક ચિહ્ન છે આ વર્ષે પણ એવા કેટલાક પ્રસંગો બન્યા હશે, પણ જે અમારા હાથના નોંધાયા છે તે જ અહીં આપું છું (૧) સારસાના ભાઈ વાઘજીભાઈ કહાનદાસ પટેલ ગયા પોષ માસમાં ગુજરી ગયા એ ભાઈ પોતે સુધારક હતા અને પ્રેતભોજનનો બહિષ્કાર કરનાર હતા તેમની પાછળ તેમના મિત્રો અને કુટુંબીજનોએ કાણમોકાણ બંધ રાખેલી અને પ્રેતભોજન પણ નહિ જમાડેલું (૨) સિનોર તાલુકાના મેગના ગામના ભાઈ નાગરણભાઈ તુળસીદાસના પત્ની ૬૦ વર્ષની ઉમરે ગયા કાર્તિકમાં ગુજરી ગયા ભાઈ નાગરણભાઈની આર્થિક સ્થિતિ પણ સારી, છતાં સમાજહિતની તરફ દૃષ્ટિ રાખીને એમણે પોતાના પત્ની પાછળ પ્રેતભોજન નહિ જમાડેલું (૩) વળી તે જ ગામના ભાઈ પુરુષોત્તમ નાગરણભાઈ પટેલ પણ સુધારક વિચારના છે, અને ઘણા વર્ષોથી પ્રેતભોજન વિરુદ્ધ પ્રચાર કરે છે ગયા અષાઢ માસમાં તેમના માતા ૮૨ વર્ષની વૃદ્ધ ઉમરે ગુજરી ગયા તે પ્રસંગે એ ભાઈએ પ્રેતભોજન જમાડેલું નહિ સમાજને સન્માર્ગ દેખાડનાર આ સૌ ભાઈઓને ધન્યવાદ ઘટે છે

પણ તેથીયે વધારે ધન્યવાદ તો સ્નેહીજનના અવસાનને પ્રસંગે કંઈક ધર્મદાન કરનારને ઘટે છે દશોક્રોઈમાં આવેલા કણભા ગામના એક પ્રતિષ્ઠિત અને આગેવાન ભાઈ જેઠાભાઈ આનંદભાઈ પટેલ ગયા માગશર માસમાં ગુજરી ગયા તે પ્રસંગે તેમના પુત્રોએ પ્રેતભોજનમાં નાણાંનો અપવ્યય નહિ કરતાં ગામના દવાખાનાનું મકાન બંધાવી આપીને લોકના આશીર્વાદ મેળવ્યા છે ધનસમૃદ્ધ એ ભાઈઓનું અનુકરણ થાય એ ઇષ્ટ છે

કેળવણીમાંથી ઓછી કન્યાઓ ચરોતરમાં આવતા કન્યાઓની છત બહુ થઈ ગઈ છે અને તેથી તેમની પ્રત્યે લોકની અમીદૃષ્ટિ પણ ઓછી રહે છે. પરિણામે વહુઓની આત્મહત્યા અને તેમના ખૂન પણ થાય છે એમ આ વર્ષે પણ બેનોએ આત્મહત્યા કરી છે (૧) કુંજરાવ ગામ ભાદરણના કુંજરાવ નર દેસાઈદાસના કુટુંબના ભાઈ વિઠ્ઠલભાઈ હીરાભાઈ પટેલના પત્નીએ-પાંચ પાંચ માસના એ નાનાએ—ગૃહક્લેશથી કંટાળીને ગામના પોળિયા કુવામાં પડીને

આત્મહત્યા કરી છે. (૨) વસોના ભાઇ ચતુરભાઇ ભીખાભાઇનાં પુત્રી, તે એજ ભાદરણના ભાઇ ડાહ્યાભાઇ મીઠાભાઇનાં પુત્રવધૂ, બેન શારદાબેને ગૃહકલેશને પરિણામે ગામની ભાગોળે કુવામાં પડી આત્મહત્યા કરી. (૩) નડિયાદ કાકરખાડના એક યુવકનાં પત્ની ત્રણેક વર્ષ ઉપર શરીરે ઘ્યાસતેલ છાંટીને બળી મરેલાં. કન્યાઓની છત વધી પડેલી હોવાથી એવાને પોતાની કુમળી કન્યા દેનારા પણ તરત મળી આવે છે. એ યુવકને તરત બીજી કન્યા મળી, તે પણ ગૃહકલેશથી આ વર્ષે શરીર ઉપર સ્પીરીટ છાંટી બળી મરી. ખરેખર કુળવાન પાટીદારોએ આ કલંકમાંથી બચવું ઘટે.

એથી ભયંકર કલંક તો એ છે કે પાટીદારો વહુઓનાં ખૂન કરે છે. ભાદરણની દીકરી નામે ચંચળબેન, તેમને નડિયાદ દેસાઇવગામાં સારે, સંસ્કારી ઘેર પરણાવેલાં. ગઇ ધનતેરસને રોજ એ બેન બીજી વાર સાસરે ગએલાં અને બેજ દિવસ પછી–આ વર્ષને પ્રથમજ દિવસે–'નથી ગમતી' એવી એ વહુને સાસરિયાંએ મારી નાખી! ત્યારે આ ગોઝારી નાતનો ઉદ્ધાર કેવી રીતે થાય!

આપણી આર્થિક સ્થિતિ સરકારની રાજનીતિને પરિણામે ધીરે ધીરે બગડતી જાય છે. ગઇ સાલ દેશમાં અનાજ સારી રીતે પાક્યું હતું એમ તો સરકારે પોતેજ વારંવાર જાહેર કર્યું છે. આ સાલ પણ ઠીક પાક ઊતરશે એમ આજે તો લાગે છે. પણ એ અનાજની શી વ્યવસ્થા થાય છે? સરકાર યુરોપિયન વિગ્રહને કારણે કેટલુંક અનાજ પરદેશ ચઢાવે છે અને તેથી દેશમાં અનાજની તાણ થાય છે, ત્યારે ધનલોભી વેપારીઓ તેનો સંગ્રહ કરી મોંઘે ભાવે વેચે છે. પરિણામે દેશમાં અનાજની ભારે મોંઘવારી થઇ છે અને બંગાળી જેવા પ્રદેશોમાં તો એવો ભૂખમરો થઇ ગયો છે કે કેલકત્તા જેવા રાજનગરના જાહેર રસ્તા ઉપર ભૂખે મરતાનાં મુડદાં પડે છે. આપણા ગુજરાતમાંય એવો ભૂખમરો આવે એવા ભણકારા વાગે છે.

આના એક હળવા ઉપાય તરીકે સરકારે જમણવારોમાં જમનારની સંખ્યા ઉપર અંકુશ મૂક્યો છે. ઘણી ખરી જગાએ જમણવારમાં ૫૦ કરતાં વધારે માણસોને જમાડવાની મનાઇ છે. મુંબઇ સરકારે તો એવી રીતે પીરસણ ઉપર પણ અંકુશ મૂક્યો છે. વડોદરા સરકારે પણ જમણવાર ઉપર અંકુશ મૂક્યો છે, પણ ત્યાં તો રાજ્યજ અને રાજ્યના અમલદારો જ પોતાના કાયદા તોડે, ત્યારે પ્રજા પણ એમનું જોઇને એમ જ કરે તેમાં શી નવાઇ! વીરસદના વતની, પણ વડોદરામાં રહેતા ભાઇ ઉમેદભાઇ ડાહ્યાભાઇ કોણ્ટ્રાકટરને ત્યાં લગ્નપ્રસંગે રાજ્ય તરફથી ૧૨૫ માણસ જમાડવાની પરવાનગી

મળી.- પણ જમનારની સંખ્યા એટલી બધી હતી કે બે ત્રણ જગ્યાએ વ્યવસ્થા કરીને તે સૌને જમાડયા. દેશમા આવો કારમો ભૂખમરો ચાલી રહ્યો છે ત્યારે આપણે પણ જમણવારો ઉપર અંકુશ મૂકી અનાજનો બચાવ કરી ભૂખે મરતાં ભાઇઓના મોગાં કોળિયો અનાજ જવા દઇએ તો સારૂં, એવું કયારે સમજશું ? આ સબંધે ધર્મજના પાટીદારોએ, લગ્નમરણને પ્રસંગે વગમાં પીરસણુ આપવા લેવાનાં બંધ કરવાં અને જાનમાં માત્ર એક જ જમણ લેવુ અને એક જ જમણ આપવુ એવો ઠરાવ કર્યો છે, તે માટે એ ભાઇઓને ખરેજ ધન્યવાદ ઘટે છે, આપણે સૌએ આ સ્તુત્ય ઠરાવનું અનુકરણ કરવું ઘટે છે.'

આના કારમા ભૂખમરાને સંકટસમયે નિરુદ્યમી થઇ પડેલા અને ભૂખે મરતા લોક માટે પરોપકારી લોક સસ્તા અનાજની દુકાનો કાઢે છે તેઓ ધન્યવાદને પાત્ર છે, છતાં તેવા સંકટમા આવી પડેલા લોક ચોરીઓ કરે છે અને ધાડો પાડે છે. અને એ ધાડો સામે ઘણાંખરાં ગામના લોક-પાટીદારો પણ-આત્મરક્ષણ કે આમરક્ષણ નથી કરી શકતા, એવી આપણી શારીરિક અને માનસિક દુર્બળતા આવી પડી છે. આને માટે પણ કંઇક ઉપાય યોજવા જ જોઇશે. આપણી સામાન્ય ઉન્નતિને માટે ગામે ગામ સેવામંડળ સ્થાપવાં જોઇએ. એવાં સેવામંડળના સભ્યોનાં શારીરિક બળ અને માનસિક સાહસ કેળવવાં જોઇએ.

આ વર્ષનું આપણી નાતનું આ સરવાયુ. વાચક વિચારી લે કે આપણે આ વર્ષે કેટલા આગળ વધ્યા, કેટલા પાછા પડ્યા. અને એ વિચારી આવતે વર્ષે કંઇક તો આગળ ધપવાનો નિશ્ચય કરીએ જ. તથાસ્તુ।

---*---

## પ્રસંગકથા

### પૂર્વ આફ્રિકામાં લગ્નવિધિ

પૂર્વ આફ્રિકાના ઉગાન્ડા પ્રાન્તના પાટનગર કંપાલામા પાટીદાર ભાઇઓની મોટી વસતિ છે. સોજીત્રાના ભાઇ શિવાભાઇ શંકરભાઇ પટેલ ત્યાં ઘણાં વર્ષોથી રહે છે તેમણે પોતાનાં પુત્રી બેન સુશીલાબેનનું લગ્ન નાઇરોબીમાં રહેતા ભાદરણના ભાઇ અંબાલાલ છોટાભાઇ પટેલ સાથે કર્યું છે. લગ્નક્રિયા કંપાલા આર્યસમાજમાં વૈદિક વિધિથી કરવામાં આવી હતી. પુત્રપુત્રીના લગ્ન માટે દેશમાં આવવાથી નિરર્થક પુષ્કળ ખર્ચ કરવો પડે છે અને અનેક ઉપાધિઓ વહોરવી પડે છે, તેના કરતાં જ્યાં રહેતા હોઇએ ત્યાં જ લગ્નક્રિયા

કરવાથી સફળતા મળે છે, માટે આવાં લગ્ન કરનારને ધન્યવાદ ઘટે છે; પણ બીજી બાજુથી જો ત્યાં પણ વધારે ખર્ચ કરવો હોય તો એ તો પૂળ ઉપર લીંપણ! કહેવામાં આવ્યું છે કે આ લગ્નમાં પણ જમણવારનો આડંબર ભારે હતો, લગભગ ૫૦૦ માણસોને આમંત્રણ આપી જમાડવામાં આવ્યા હતા અને તેને અનુસરીને બીજો આડંબર પણ હોવો જ જોઇએ. આજના અન્નસંકટના કાળમાં અન્નનો આવો અપવ્યય કરવો એ તો ખરે જ ઘૃણાપાત્ર ગણાય. એટલો બધો ખર્ચ પરદેશમાં કરવો તેના કરતાં તો દેશમાં આવીને ભાઇભાંડુને જમાડીને સામાજિક સ્નેહસંબંધ દૃઢ કરવો એજ વધારે સ્તુત્ય ગણાય. ભાઇ રેવનદાસને વિચિત્ર લાગશે, પણ આવે પ્રસંગે પ્રશ્ન પૂછ્યા વિના નથી રહેવાતું કે "આફ્રિકાના ભાઇઓ કયે માર્ગે?"

### એક પાટીદાર કુટુંબે મુસ્લિમ ધર્મ સ્વીકાર્યો!

નડિયાદ લખાવાડના ભાઇ ઉમેદભાઇ બાબરભાઇ પટેલ આજે લગભગ ૫૦ વર્ષની ઉમરના છે. તેમનાં પ્રથમ પત્નીનો પુત્ર તથા જમાઇ આફ્રિકામાં રહે છે; તેમનાં બીજાં પત્ની હયાત છે, તે તેમની સાથે રહે છે, તેથી તેમને પાંચ પુત્રીઓ છે, જેમાંની સૌથી મોટીનું વય ૧૭ વર્ષનું છે; બે પુત્રો છે, જેમાંના મોટાનું વય ૮ વર્ષનું છે. ભાઇ ઉમેદભાઇ ગ્રેજ્યુએટ છે અને ઇમ્પીરિયલ બેંકમાં નોકરી કરતા હતા. ૧૯॥ વર્ષ નોકરી કરી, આંખોની નબળાઇને લીધે દોઢેક વર્ષ ઉપર પેન્શન લેઇ અમદાવાદમાં નિવૃત્ત જીવન ગાળતા હતા; ત્યાં તેમને દિવાસળીનું કારખાનું સ્થાપવાનો વિચાર હતો, પણ તે તેમ કોઇ કારણથી કરી શકયા નહિ. સાધુસંતોનો સત્સંગ સેવતા દેખાતા હતા, સાથે જ કાઝીફકીરો સાથે પણ સમાગમ સેવતા. તે ભાઇએ કોણ જાણે કયે કારણે ગઇ તા. ૨૯ : ૮ : '૪૩ને રોજ અમદાવાદ સુલતાન અહમદ યતીમખાનામાં પોતાનાં પત્ની રેવાબેન, પાંચ પુત્રીઓ અને બે પુત્રોને સાથે લેઇને મુસ્લીમ ધર્મ સ્વીકાર્યો! પોતાનું નામ અબ્દુલ હમીદ અને પત્નીનું નામ ફાતમા રાખ્યું. પછી તુરત જ ધંધુકે ચાલ્યા ગયા. આ વાત જાણીને તેમના ઓરમાન ભાઇ ઇશ્વરભાઇ તથા સાથે ત્રણ ચાર ભાઇઓ પ્રથમ અમદાવાદ અને ત્યાંથી ધંધુકે ગયા, પણ ભાઇ ઉમેદભાઇનો પત્તો ન લાગ્યાથી એ સૌ પાછા આવ્યા. આર્યસમાજ પણ તેમને માટે પ્રયત્ન કરી રહ્યો છે. પાટીદારોમાં આવા ભણેલા મુસલમાન થનાર આ પહેલા જ ભાઇ હશે. હિંદુ સમાજ, આ શી તારી અવદશા!

### દેશમાં અનાજની સ્થિતિ

ઇ. સ. ૧૯૧૭-૧૮માં આખા દેશમાં ૬૦૩૦ લાખ ટન કુલ અનાજ

પામ્યું હતું. ઇ. સ. ૧૯૨૦માં દેશના લોકને માટે ૫ કરોડ ટન અને બીજ તથા ઢોર માટે મળીને ૧૫ કરોડ ટન, એમ કુલ ૬૫૦ કરોડ ટન અનાજની જરૂર હતી. ત્યાર પછીનાં આ વીશ વર્ષમાં સ્થિતિ સુધરી નથી. ઇ. સ. ૧૯૨૧–૨૫નાં વર્ષોમાં દર વર્ષે દેશની સરેરાશ ૭૯ કરોડ એકર જમીનમાં ૩૫૨ કરોડ ટન, ઇ. સ. ૧૯૨૬–૩૦નાં વર્ષોમાં સરેરાશ ૧૦૪ કરોડ એકર જમીનમાં ૩૦૬ કરોડ ટન અને ઇ. સ ૧૯૩૧–૩૫નાં વર્ષોમાં સરેરાશ ૧૦૭ કરોડ એકરમાં ૩૦૬ કરોડ ટન ઘઉં તથા ચોખા પાક્યા હતા. દેશની વસતિ ઇ. સ. ૧૯૨૧–૩૧નાં દશ વર્ષમાં ૧૦૬ ટકા અને ૧૯૩૧–૪૧નાં દશ વર્ષમાં ૧૫ ટકા વધી, ત્યારે એજ વર્ષોમાં ઘઉં ચોખાના પાકમાં અનુક્રમે ૨૦૩૩ ટકાનો અને ૧ ટકાનો વધારો થયો. બધા વાવેતરમાં ચોખાનું વાવેતર ૩૬ ટકા જમીન રોકે છે, છતાં સામાન્ય રીતે ૧૫ લાખ ટન ચોખા બહારથી આણવા પડતા. ઇ. સ. ૧૯૩૪–૩૫માં સમુદ્રમાર્ગે ૨૫ લાખ ટન ચોખા દેશમાં આણવા પડેલા. બ્રહ્મદેશમાંથી ૧૯૩૭–૩૮માં ૧૨૬૭ હજાર ટન અને ૧૯૩૮–૩૯માં ૧૪૭૫ હજાર ટન ચોખા દેશમાં આણવા પડેલા. આવી સ્થિતિમાંયે સરકારે ૧૯૪૩ના પહેલા સાત માસમાં ૨૧,૬૬૫ ટન ઘઉં અને ૭૦,૯૭૨ ટન ચોખા એમ કુલ ૯૨,૬૩૭ ટન અનાજ પરદેશ ચઢવા દીધેલું! આમ મૂળે તો દેશના લોકનુ પેટ ભરાય એટલું પાક નહિ અને તેમાંથી આટલું બધું અનાજ પરદેશ ત્યારે દેશના લોક ભૂખેજ મરેજ ને!

## દેશમાં અન્નસંકટ

પરિણામે દેશમાં દુષ્કાળ જેવી સ્થિતિ પ્રસરી રહી છે. કોઇ કહેશે કે વિશ્વયુદ્ધને પરિણામે જેમ સર્વત્ર, તેમ આ દેશમાંય મોંઘવારી થઇ ગઇ છે. પણ ના, સર્વત્ર આવી મોંઘવારી નથી. વિશ્વયુદ્ધ તો અમેરિકામાં અને ઇંગ્લેંડમાંય ચાલે છે, પણ ત્યાંય અહીંના જેટલા ટકા મોંઘવારીના ચઢ્યા નથી. બંગાળમાં તો ભયંકર ભૂખમરો ચાલે છે, કલકત્તાના રાજમાર્ગો ઉપર ભૂખ્યાનાં મુર્દાં પડતાં જાય છે. આ ભયંકર ભૂખમરો અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિને પરિણામે નહિ કે પૈસાની તંગીને કારણે નહિ; પણ સરકારની રાજનીતિને, અવ્યવસ્થાને અને બેદરકારીને લીધે, ધનલોભી વેપારીઓના દુષ્ટ સ્વાર્થને લીધે, શ્રીમંતોની અને સરકારની સંગ્રહવૃત્તિને લીધે, ચાલુ વિગ્રહને કારણે અનાજની વિશેષ માગણીને લીધે, અનાજની પરદેશ જવાની અનિયમિત નિકાસને લીધે, એક પ્રાન્તમાંથી બીજા પ્રાન્તમાં અનાજને જવા દેવાની મનાઇને લીધે અને જવા દેવામાં આવે તોય વેગનોની તાણને લીધે, સરકારે નવી નવી કાગળની નોટો છાપીને (સ. ૧૯૩૯માં ૧,૭૯ કરોડની નોટો ચલણમાં હતી તેને બદલે આજે રૂ. ૭,૬૧,૯૮,૯૫૦૦૦ની

નોટો ફરતી થઇ છે) નાણાંનો ફુગાવો કર્યાને લીધે, વગેરે અનેક કારણોને લીધે છે. આવાં બધાં કારણો ઉપર ટોપલો ઢાંકી દેઇને એમરી સાહેબ તો કહે છે કે "હિંદુસ્થાનના ખેડૂતને આ વિશ્વયુદ્ધને પરિણામે ખેતીની પેદાશના ખૂબ સારા પૈસા ઉપજ્યા, અને એમ ધનવાન થયાથી તે ખૂબ ખાય છે અને અનાજ ખુટાડે છે. આથી દેશમાં ભૂખમરો આવ્યો છે." ભૂખ્યે મરતા ખેડૂતની આથી બીજી ભયંકર ક્રૂર મશ્કરી કઇ હોઇ શકે!

**હિંદુસ્થાનમાં સર્વત્ર ભૂખમરો**

કલકત્તામાં અને સમસ્ત બંગાળમાં લોક ટપટપ્ મરે છે, એ કરુણ કથાઓ તો આપણે રોજ રોજ વર્તમાનપત્રોમાં વાંચીએ છીએ અને હવે તો બિહાર અને બીજા પ્રાન્તોમાં પણ ભૂખમરાનો રોગ પ્રસરતો જાય છે. આપણો ગુજરાત પણ એ રોગમાં સપડાય એવો સંભવ છે. સૂરતના રાજમાર્ગ ઉપર એક વૃદ્ધ સ્ત્રી તેમજ દાહોદના રાજમાર્ગ ઉપર એક ભીલ ભૂખે મરીને પડ્યાનું તે દિવસે વાંચ્યું હતું. સૂરત જિલ્લાના રાની લોક સામાનાં બીજ ખાઇને જીવે છે એમ પણ વાંચ્યું હતું. વળી અનાજ તો પાર વિનાનું મોંઘું થઇ ગયું છે. આ હકીકતો બતાવે છે કે ગુજરાત પણ ભૂખમરાના રોગમાં સપડાય એવો સંભવ છે.

**ભૂખમરાનું તાણ્ડવ નૃત્ય**

"ભૂખમરાનું તાણ્ડવ બંગાળમાં વધતું જ જાય છે અને દેશભરમાં પ્રજાની ચિંતા પણ વધતી જ જાય છે. એક કોળિયા અનાજ માટે બંગાળમાં ભિખારીઓનાં ટોળાં અહીંતહીં રઝળે છે! કોણ જાણે કે આવતી કાલે કે આવતે મહિને બીજા પ્રાન્તોમા પણ એવી રઝળપાટ જરૂરી નહિ બને? કોણ જાણે છે કે ભૂખમરાનું તાણ્ડવ થોડાં જ અઠવાડિયાંમાં બીજાં કયાં શહેરોમાં ભીષણ પગરવ માંડશે? એ ચિંતા, એ શકયતાનો ઉચાટ આજે દેશભરમાં દેખાય છે. અનાજની પરિસ્થિતિ આટલી બધી વિષમ બનાવી દેવામાં સરકારની જ સંપૂર્ણ જવાબદારી હોવાનો પોકાર દિનપ્રતિદિન બુલંદ બનતો જાય છે. મુંબઇમાં અત્યંત જવાબદાર વ્યક્તિઓએ પણ હિંદી સરકારના સત્તાસ્થાને, નવા દિલ્હીમાં એકત્ર થએલા કારોબારી સભ્યોના પ્રજાને બીનજવાબદાર શંભુમેળાને અત્યારની વિષમ પરિસ્થિતિ માટે જવાબદાર જાહેર કર્યાં જ છે, અને પ્રજાનો વિશ્વાસ મેળવીને આખી પરિસ્થિતિ સુધારી લેવા માટે પ્રજાના માનીતા નેતાઓને જેલમુક્ત કરવાની દેશભરમાંથી ઊઠેલી માગણીને એ જાહેર સભાના પ્રત્યેક વક્તાએ ટેકો આપ્યો છે.

**"પ્રજાહિતની ઘોર અપેક્ષાનું પરિણામ**

"અનાજની વહેંચણી સુયોગ્ય રીતે કરવાની અગમચેતી હિંદી સરકાર

દેખાડી શકી હોત. પ્રાન્તોની મુનસફી ઉપર આખો પ્રશ્ન છોડી દેઇને એણે જે વિષમ સ્થિતિ પેદા કરી દીધી તે ન થાત; એટલું કહીને સંતોષ માનવાનું કંઇ કારણ નથી. અનાજની આવી તંગી, આવો ભૂખમરો, આવી કરુણ દશા, એ કેવળ હિંદી સરકારની પ્રજાહિત પ્રત્યેની ઘોર ઉપેક્ષાને લીધે જ છે એમાં કશી શંકા નથી. પ્રજાનો વિશ્વાસ ધરાવતી, રાષ્ટ્રીય સરકાર હોત તો નિકાસ પ્રમાણસર થઇ હોત. નફાખોરોની સામે ઉગ્રમાં ઉગ્ર પગલાં લેવાયા હોત, અનાજની વહેંચણી એકદમ યોગ્ય કરી શકાઇ હોત, પ્રજાનો વિશ્વાસ હોવાથી સંઘરાખોરી વ્યાપક બની ન હોત અને આજનુ બિહામણુ ચિત્ર દોરાયુ જ ન હોત. પરંતુ અમેરી છાપની જડનીતિને વરેલી હિંદી સરકારે દિલ્હીમાં પ્રજાના હૃદયથી સો જોજન દૂર ઊભેલા કેવળ ઝગમગતાં પૂતળાંઓને કારોબારીમાં ગોઠવ્યાં એનુ જ આ પરિણામ છે.

"રાષ્ટ્રનેતાઓની મુક્તિ અનિવાર્ય છે

"સરકારની જવાબદારી એટલી ગંભીર છે કે જો જાપાન સામેના ચાલતા યુદ્ધના દિવસો પહેલા જ એણે આપણી એ સ્થિતિનુ નિવારણ કરવુ હોય તો રાષ્ટ્રીય નેતાઓને મુક્તિ આપવી એ અનિવાર્ય છે. દેશભરની લાગણીના પૂરમાં નાહતું બંગાળ હજી પણ સરકારી પગલાં પ્રત્યે વિશ્વાસ ધરાવતું નથી. અને સરકાર પ્રત્યે ભારોભાર અસંતોષ સાત કરોડ બંગાળીઓના દિલમાં આવા ભયંકર અનુભવ વખતે ન જાગે તો શું વફાદારી અને સંતોષની છોળો ઊડે? હિંદી સરકારે જે બન્યું છે અને બને છે એની જવાબદારી સ્વીકારવી જ જોઇએ છે અને રાષ્ટ્રની મહેચ્છાઓની ડોક મરડી નાખવામાં જેટલી તત્પરતા દેખાડાય છે તેની અર્ધી ભાગની તત્પરતા પણ પ્રજાના રઝળતા અને રઝળી મરતા માનવીઓના બચાવ માટે અને વિષમ પરિસ્થિતિના નિવારણ માટે દેખાડવી જોઇએ છે. રાષ્ટ્રનેતાઓની મુક્તિ વિના પ્રજામાં વિશ્વાસ જાગવાનો કોઇ સંભવ નથી એ હકીકત છે અને યુદ્ધમોરચો બનવાને માર્ગે ધસતા હિંદની પ્રજાનો જુસ્સો ટકાવવા ખાતર હિંદી સરકારે એ હકીકત પારખીને નીતિ પલટ્યા વિના પણ છૂટકો નથી એ જેટલું 'વહેલુ' સમજાય તેટલુ સારું" (ગુજરાત સમાચાર,' તા. ૧૭. ૯: ૧૯૪૩).

નિષ્ફળ અપેક્ષા

- આવે સંકટપ્રસંગે ઉપાય માટે સરકાર સામે તાકીને જોઇ રહેવાની આપણને ટેવ પડી છે. આપણી ઉપરના ૨૦૦ વર્ષના અંગ્રેજ રાજ્યે આપણા ઉપર કાળી ગુલામી લાદી છે, તેનાં જે કુફળ આવ્યાં છે તેમાંનું આ પણ એક કુફળ છે: પોતે કરવાનું કામ પણ સરકાર કરશે એમ આશા

રાખીને તેની સામે આપણે તાકી રહીએ છીએ. પૂર્વે આપણી આવી પરાધીન સ્થિતિ નહોતી. દેશમાં ચારે બાજુએ નજર ફેરવો. ગામે ગામ ભાગોળે ધર્મશાળા, કૂવા, વાવ, તળાવ, તળાવે તળાવે ઓવારા, ગામ ગામને જોડનારા રસ્તા ઉપર ઠામ ઠામ કૂવા, ચકલે ચકલે વિસામા, એ બધું કોણે બંધાવેલું? રાજાઓએ?-હા, કોઇ રાજાએ કંઇક બંધાવ્યું હશે, પણ મોટે ભાગે તો પ્રજાના ધનવાનોએ. તે કોઇ ઉપર બંધાવનારનું નામ પણ નથી, એવી શ્રદ્ધા ગુપ્તદાનમાં પ્રાચીનકાળે હતી. આવાં કામ તો અમારાંજ છે અને અમેજ કરીશું એવી આત્મશ્રદ્ધા પ્રજામાં તે વારે હતી, આપણી પેઠે રાજા સામે તાકીને જોઇ રહેવાની પરાધીન વૃત્તિ ન હતી. આકાશમાંનાં વાદળાંની પેઠે રાજા પછી રાજા પ્રજાના માથા ઉપર થઇને ચાલ્યા જાય, તેની પ્રજાને કંઇ પડી નહોતી. હા, એ બંને વચ્ચે સ્નેહસંબંધ તો હતોજ, પણ પોતાનો ધર્મ પારકા બજાવે એવી પરાધીન અપેક્ષા તે કાળે નહોતી. અંગ્રેજનાં રાજત્વને પરિણામે આપણે એ આત્મશ્રદ્ધા ખોઇ બેઠા છીએ અને આવે સંકટસમયે પરાધીન વૃત્તિ રાખી રાજા સામે તાકીને બેસી રહીએ છીએ, આપણું કામ એ કરશે એવી નિષ્ફળ અપેક્ષા સેવીએ છીએ.

**પ્રાચીન આત્મશ્રદ્ધા જાગી**

પણ રાજા સામે તાકી રહે જ્યારે પ્રજાને નિષ્ફળતા મળી, ત્યારે પ્રાચીન આત્મશ્રદ્ધા જાગી. આજે પ્રાન્તે પ્રાન્તમાંથી બંગાળને આ અન્નસંકટને દુઃખદ પ્રસંગે સહાયતા જવા લાગી છે. પોતાને પણ આવાંજ અન્નસંકટમાં આવી પડવાનો સંભવ છે, એ વાત જાણ્યા છતાં તે વાત ભૂલી જઇને દરેક પ્રાન્ત લાખો રૂપિયા અને હજારો મણ અનાજ બંગાળામાં મોકલી રહ્યો છે. ગુજરાત પોતાના હમેશના સ્વભાવ પ્રમાણે આ પ્રસંગે પણ દાન આપવામાં ઉદાર નીવડયો છે. અમદાવાદનાં અને મુંબઇનાં અનેક મંડળ પુષ્કળ દાન આપી રહ્યાં છે. અમદાવાદનાં ધનિક મંડળોના પ્રતિનિધિઓ કલકત્તા જઇ પહોંચ્યા છે અને ત્યાં મફત અન્નછત્રો ઉઘાડી ભૂખ્યા લોકને જમાડી રહ્યા છે. વળી ત્યાંનાં અનેક બાળકોને ગુજરાતમાં લાવી તેમને પોષવાની યોજના પણ કરી છે. આ સૌ પોતપોતાનો ધર્મ સુંદર રીતે બજાવે છે એ જાણી ખરેજ આનંદ થાય છે. કલકત્તાના મારવાડી ધનવાનોએ તો અન્નછત્રોની શરૂઆત કરી હતી. સિંધની અને પંજાબની સરકારે તો હજારો મણ અનાજ રેલ્વે મારફત મોકલવા માંડયું છે. આપો, આપો, એ ધનના ધણી ધર્મ તમારો!

**सहनौ भुनक्तु ।**

**सहनौ भुनक्तु ।** ભાઇભાણડુની સાથે બેશીને જમવું, અતિથિને જમાડીને જમવું એ પ્રાચીન ભારતધર્મ છે, એમાં અનેરો આનંદ છે. તેથી તો કુટુંબનાં

સૌ માણસ રસોડામાં સાથે બેસીને જમીએ છીએ, અને સૌને જમાડીને ગૃહિણી માતા સૌથી છેવટે જમે છે. તેથી જ લગ્ન જેવે પ્રસંગે જ્ઞાતિભાઈઓને જમાડવાની પ્રથા પડેલી છે. આજે એ પ્રથાનો દુરુપયોગ થયો છે, અને શક્તિ ઉપરાંત પણ નાત જમાડવાની પ્રથા ફરજિયાત થઇ પડી છે તે બેશક બંધ થવી જ જોઇએ. પણ વિવેકપુરઃસર થાય તો એ પ્રથાથી લાભ છે જ, એથી ભાઇભાઇઓમાં સ્નેહસંબંધનું સંગઠન થાય છે. ગયે વર્ષે ગુજરાતમાં સારો વરસાદ પડયો હતો અને સોળ આની પાક પાક્યો હતો, છતાં આજે મોંઘવારીનો પાર નથી આ વર્ષે અનેક જગાએ અતિવૃષ્ટિથી પાકનો નાશ થયો છે, આ જિલ્લામાં પણ વખતે ડાંગરના પાકની કચાશ રહી જાય. પરિણામે અનાજ ઘણું જ મોંઘું થવાનો તો સંભવ તો છે જ, પણ સરકારની બેદરકારીથી અને અણઆવડતથી બંગાળના જેવું અન્નસંકટ આવવાનો સંભવ પણ છે. શહેરોમાં આજથી જ અનાજની માપબંધી લાગુ થઇ છે, એ જ બતાવે છે કે અન્નસંકટ આવવાનો સંભવ છે. તેવે વખતે ગુજરાતના ધનિકો પોતાના ગરીબ ભાઇઓને જમાડયા વિના નહિ જમે એવી શ્રદ્ધા હવે છોડાતી નથી. એ ધર્મ બજાવો, એ ધનના ધણી ધર્મ તમારો!

**સાહસ કેળવીએ**

ધનવાનો એ ધર્મ બજાવશે એ શ્રદ્ધા અસ્થાને નથી એના લક્ષણ ક્યારનાયે દેખાઇ ગયાં છે તેમણે અનેક સ્થાનોએ સસ્તા અનાજની દુકાનો ખોલી દીધી છે અને તે રીતે અનેક ગરીબ ભાઇઓને સહાયતા આપી રહ્યા છે. છતાં જે ગરીબ લોક પાસે એવું સસ્તુ પણ અનાજ ખરીદવા પૈસો નથી એમની દશા વિષમ છે એ લોકને કામ આપી તેમને અન્નવસ્ત્ર આપવાની યોજના કરવી ઘટે. નહિ તો એ માણસો ભૂખે મરવાના અને ભૂખે મરવું કોને ગમે? ભૂખ્યો માણસ કયુ પાપ ન કરે? એ લોક ચોરીયે કરવાના, ધાડોયે પાડવાના અને ગામોયે લૂંટવાના. આવા લોકથી આત્મરક્ષણ તો કરવું જ ઘટે. દરેક ગામના યુવકોએ દળ બાંધીને ગ્રામસરક્ષણ કરવું ઘટે અને જરૂર પડે તો આત્મસમર્પણ પણ કરવું ઘટે એ માટે યુવકોએ સાહસ કેળવવું ઘટે.

**"વીર મૃત્યુને વરેલા કણબી**

ધંધુકા તાલુકાના જાળીલા ગામમાં તા. ૭ : ૯ : '૪૩ની રાત્રી સાંજે ગામ ભાંગવા આવેલા ખાખીધારી નવ ઘોડેસ્વાર ધાડપાડુઓ એક વણિકના ઘરને લૂંટીને તેમાંની ઓરતો ઉપર જુલમ ગુજારતા હતા, ત્યારે સિત્તેર વર્ષના બુઢ્ઢા કણબી પરેલ ભગવાન જસાને રોમ રોમ લાગી જતા ગોળીઓના વરસાદ વચ્ચે એ કુહાડી લેઇને કૂદી પડ્યો હતો અને એક ધાડપાડુનો શિરચ્છેદ કરી

# પાટીદાર

સંવત ૧૯૯૯ | વર્ષ ૨૦

## લેખસૂચિ

હોત તો કદાચ ઠીક કહેવાત, પરંતુ તેને એક તિરસ્કૃત મૂર્તિ તરીકે લેખવામાં આવે છે. તેના દર્શનમાં અપશુકન ગણવામાં આવે છે. તેના હકનો શબ્દ કાને પડતાં સમાજ ઉપહાસભર્યે નયને નીરખી રહે છે. પતિ મરણ પામ્યા પછી પુત્રહીન વિધવાને પતિની મિલકત ઉપર હક રહેતોજ નથી. તેને તો વાર્ષિક ખાધાખર્ચીને નામે ઘણી નાની રકમ આપવામાં આવે કે ન ય આવે. ખાધાખર્ચીને નામે આપવામાં આવતી રકમ ખોરાક અને ખર્ચ માટે પૂરતી છે કે કેમ, તે વિચારવાને તેમની સ્વાર્થબુદ્ધિ તૈયારજ હોતી નથી. આ સિવાય પણ તેના ઉપર બીજા દુઃખના ડુંગરા ખડકાએલાજ હોય છે.

આપણાં લગ્નમાં પણ ઘણાં અનિષ્ટ છે. પરણનારને ખબર પણ નથી હોતી કે પોતાનું ઘર દિપાવવા કઇ ગૃહલક્ષ્મીનું આગમન થવાનું છે. પરણનાર બાળા તો આ બાબતથી સાવ અજ્ઞાત હોય છે. તેને ખબર પણ નથી હોતી કે તે પોતાનું જીવન ખિલવશે કે ચિમળાવશે. આપણી આગળ એક પ્રશ્ન ઊભો રહે છે કે તે પરણે છે કે તેને પરણાવવામાં આવે છે. તેને તો પરણાવવામાંજ આવે છે. હજુ પણ એક પ્રશ્ન બાકી રહે છે: તેને શાથી પરણાવવામાં આવે છે, તેને પોતાને માટે કે કુળવાનશાહીને માટે? ઘણી વાર તો તે પોતાની પરાધીન સ્થિતિ જુએ છે અને અનુભવે છે, તોપણ તેજ સ્થિતિમાં તેને પડયું રહેવું પડે છે. કેટલાંય બાળક અને બાળકી, કેટલાંય યુવક અને યુવતી જાણ્યે અજાણ્યે 'કુળવાનશાહીનું નાળિયેર' થયાં છે અને થયા કરે છે. લોકોએ તેનાં અનિષ્ટ ફળ અનુભવ્યાં છે, પરંતુ તેનો મોહ છૂટતોજ નથી. વધુ કુળવાન કહેવડાવવા રૂપિયાની રલંછેલ થાય છે. વરનો પિતા વરના વજન કરતાં પણ વધુ વજનના રૂપિયાની ગાંસડી બાંધે છે, તોપણ તેની તરસ તો છીપતીજ નથી. જે આપવામાં આવે છે તેનું તે ભક્ષણ કરી જાય છે અને વધુ માટે હાથ લંબાવે છે. આટલા બધા રૂપિયાના ઢગલાથી સંતોષવાનો યત્ન કરવા છતાં પણ નવવધૂને માથે સાસુના ત્રાસની તાતી તલવાર તો લટકતીજ રહે છે.

મરણ પાછળ ખર્ચ વધતુંજ જાય છે, તેનો ખ્યાલ હવે આવવા લાગ્યો છે; છતાં આ અનિષ્ટને દૂર કરવા આપણે તૈયાર નથી. શરીરના કોઇ કહોવાતા ભાગ પ્રત્યે ઉદાસીનતા સેવવાથી તે બીજા સારા ભાગને પણ બગાડે છે, તે સત્ય ભૂલવા જેવું નથી. આ અનિષ્ટને અટકાવવુંજ જોઇએ, નહિ તો કોણ જાણે કેટલાંનોય તે ભક્ષ કરી જશે. ખરેખર તે ભક્ષજ કરે છે. પ્રેતભોજન માટે કેટલાય લોકો ઘરેણાં, જમીન અને આખરે વહાલું ઘર પણ વેચે છે. જે દિવસ ખર્ચ કરનારને લોકો પ્રશંસાને શબ્દે વધાવે છે અને પછી દુઃખ

વચ્ચે તેને એકલો અટૂલો છોડી દે છે તેને માથે દેવાના ડુંગરો ખડકાયા હોય છે. તેની નીચે કચડાતો તે નથી હાલી શકતો કે નથી ચાલી શકતો. તેની પ્રગતિ રૂંધાય છે અને ટૂંક સમયમાં સૃષ્ટિબાગનું એ અણખીલ્યું માનવ-પુષ્પ કરમાઇ જાય છે. તેનું સૌન્દર્ય વિલાઇ જાય છે.

આપણા ઉપર પશ્ચિમની અસર દિનપ્રતિદિન પ્રબળ થતી જાય છે તે બાજુના ઘણા અનિષ્ટ આપણા જીવન સાથે જડાઇ ગયા છે આજકાલ આપણા સમાજમાં સંતતિનિયમનની વાત ઘણી વાર સંભળાય છે આપણા અર્થશાસ્ત્રીઓ પોકારીને કહે છે કે હિંદ દિવસે દિવસે ગરીબ થતું જાય છે બીજી બાજુ વસતિ વધતીજ જાય છે આવી પરિસ્થિતિમાં હિંદે ટકવું હોય તો જન્મપ્રમાણ ઉપર કંઇક કાબુ મેળવવોજ જોઇએ ડૉકટરોનો અભિપ્રાય છે કે સ્ત્રી વધુ બાળકોની માતા થઇ નબળી પડતી જાય છે. આવી પરિસ્થિતિમાં બધાની નજર સંતતિનિયમન તરફ વળી છે. તેની પ્રત્યે વિરોધ સેવવો યોગ્ય લાગતો નથી પરંતુ જે માર્ગ સુચવાય છે તે તો જરૂર વિરોધ કરવા લાયક છે. આવા માર્ગોનો પ્રચાર વિવિધ માર્ગે થાય છે. આપણા દ્રવ્યલોભી વર્તમાનપત્રો તેને માટે વધુમાં વધુ જવાબદાર છે તેને માટેની વિવિધ પ્રકારની દવાઓની જાહેર ખબર તેમાં વારંવાર દેખાય છે. જુદી જુદી જાતના સાધનોની હિમાયત કરવાને ઘણા પુસ્તકો પણ બહાર પડવા લાગ્યા છે. કદાચ આવા કૃત્રિમ ઉપાયોથી હેતુ પાર પડતો હશે, પરંતુ માલુમ પડવા લાગ્યું છે કે તેના ઉપયોગ પછી સ્ત્રીઓને માનસિક તેમજ શારીરિક રોગ થવાની ભીતિ રહે છે બ્રહ્મચર્યને સંતતિનિયમનના ઉપાય તરીકે પ્રાચીન કાળથી જાણીએ છીએ, પરંતુ તેનું મહત્ત્વ સમય જતા ઓછું ને ઓછું થવા લાગ્યું છે હાલના સમાજને તો તે રુચતોજ નથી. પરમ સત્ય વિસરવા લાગ્યું છે અને લોકો મૃગજળ જેવે કૃત્રિમ માર્ગે દોડી રહ્યા છે.

લોકો તો હવે બ્રહ્મચર્ય ઉપર કોપ્યા હોય તેમજ લાગે છે. તેનો સમય ટૂંકાવતાજ જાય છે. જોકે શારદા એૅકટથી તે મામલો કંઇક કાબુ નીચે આવ્યો છે પરંતુ તે કાયદો કેટલાકને તો અડચણકર્તાજ નીવડ્યો હશે હજુ આ વાત તો થોડાજ સમય પહેલાની છે કે એ કાયદાનો અમલ થતા પહેલા લોકોએ એકદમ બાળલગ્નો કરી નાખવાનું શરૂ કરી દીધુ હતું, અને કોઇ સાલ ન થયા હોય તેટલા લગ્ન તે સાલ થયા હતા. પરંતુ જેમ પરિણીત જીવનનો ગાળો લાંબો કરવાનો યત્ન થાય છે તેમ જીવન પણ ટૂંકું જ થતું જાય છે. પછેડી માથા તરફ તાણતાં પગ ઉઘાડા થાય છે તેમ લગનકાળ વહેલો થાય છે, તેથી

પુરુષ અને પ્રકૃતિનું જીવન ટૂંકું થાય છે તે હજુ પણ લોકને સમજાતું નથી.

આવાં આવાં ઘણાંય અનિષ્ટ આપણા સમાજમાં છે અને તેમાં આપણે ખદબદી રહ્યા છીએ. પહેલાં આવાં ખર્ચ હતાં? મરણ પાછળ ચાર 'ખાંધિયા' (ઠાઠડી ખાંધે લેઇ સ્મશાને જનાર) કરતાં વધુ માણસોને જમાડવામાં આવતા હતા? વિધવાને ગંગાસ્વરૂપ માનવામાં આવે છે? કુળવાનશાહી આટલી બધી મોંઘી હતી કે? આટલી બાબતો પ્રત્યેક યુવકે વિચારવા જેવી છે. સંપૂર્ણ વિચાર કર્યા બાદ વિચારશક્તિને પૂછી જોજો કે સમાજ આગળ વધે છે કે પાછળ હઠે છે?

આણંદ મણિભાઇ આ. પટેલ

---

## કોણ પરણ્યું?

શારદા અંગ્રેજી પાંચમી ચોપડી ભણતી હતી. તેના પિતા આમ તો શ્રીમંત નહોતા. તે ગામડા ગામની ગુજરાતી નિશાળમાં નોકરી કરતા હતા. પગાર રૂપિયા ૬૦ મળતો હતો. પણ તે ચરોતરના બાર ગામના પાટીદાર ગણાતા, એટલે તેમણે શારદાને અંગ્રેજી ભણતર તરફ એ આશાએ વાળી હતી, કે કોઇ સુધારક તેને પોતાની પસંદગીનું પાત્ર બનાવે અને એ પોતે પરઠણના બોજામાંથી ઊગરે.

આજે છેલ્લાં ચાર ચાર વર્ષથી તે શારદાના લગ્ન માટે ફરતા હતા, પણ પરઠણને અભાવે કોઇ તેમની કન્યા લેવા હા પાડતું નહિ. શારદાની વધતી ઉમર તેનાં માબાપની ચિંતામાં વધારો કરી રહી હતી. તેની માને તો આ પ્રશ્ન તેના બાપ કરતાંય વધારે સાલતો હતો. રોજ તે શારદાના પિતા ભગવાનદાસને શારદાનું જલદી ઠેકાણું પાડવા મીઠી ટકોર કર્યા કરતી હતી, 'હું તેની તજવીજમાંજ છું.' એટલું કહી ભગવાનદાસ ગંગાને આશ્વાસન આપતા. તેમના ગોળમાં બહારની કન્યાઓ આવતી હોવાથી અંદરની કન્યાની છત વધી ગઇ હતી, અને વર બહાર પરણવા ચાલ્યા જતા હોવાથી મોંઘા થઇ પડયા હતા. કારણ કે આજના આ બેકારીના જમાનામાં વગર કમાણીનું સૌ શોધતા હતા, એટલે જે વધારે પરઠણ આપે તેનેજ જમાઇરૂપી પ્રાણી વેચાતું મળતું. આવી સ્થિતિમાં શારદા પોતાની અઢાર વસંત વીતાવી ચૂકી.

* * *

શામળદાસ પૈસેટકે સુખી હતા; તેમનું ઘર આમ તો પોતાની જ્ઞાતિમાં

કુળવાન ગણાતું હતું. પણ શ્રીમંતાઇને માણસાઇ સાથે સર્જનજૂનું વેર હોય છે, તે પ્રમાણે શામળદાસમાં જરા માણસાઇનો અભાવ હતો. તેમનાં પહેલી વારનાં પત્નીથી તેમને નરેન્દ્ર નામે એક પુત્ર હતો, જેની ઉમર અત્યારે વીસેક વર્ષની હતી. નરેન્દ્રને તેની માં આઠેક વર્ષનો મૂકી ગુજરી ગયા બાદ બેએક માસમાં કુળના અને પૈસાના ખેવડા તેજથી શામળદાસનું બીજી વારનું લગ્ન થઇ ગયું હતું. ઘરના સુખી એટલે શામળદાસ એક જુવાનને પણ શરમાવે તેવા ઠાઠથી રહેતા હતા. તેમના વિષયના જ્વાળામુખીએ આ બીજીની પણ આહુતિ લીધી, અને પોતાની પાછળ ચાર વર્ષની એક કન્યા મૂકી ને પત્ની પણ આ લોક છોડી શામળદાસને ત્રીજી વાર પરણવાની સગવડ કરી આપતી ગઇ.

નરેન્દ્રને તેના બાપ સાથે ઝાઝો મેળ હતો નહિ, તે કોલેજમાંથી ઘેર આવે ત્યારે જેમ તેમ વેકેશન પૂરું કરી ચાલ્યો જતો, કારણ તે પ્રખર સુધારક હતો. તેનામાં જુવાનીનું જોમ હતું, રાષ્ટ્રત્વની ભાવના હતી, સમાજની કુરૂઢિઓ સામે તેનું અંતર જેહાદ પોકારી રહ્યું હતું; તેનામાં સુધારાની ધગશ હતી, અન્ય દુઃખી માટે મરી મટવાની આદર્શ ભાવના હતી. ભોગના વિલાસી કીડા સમા, ઘેર સંતાન હોવા છતાં બબ્બે ત્રણ ત્રણ વાર પરણવાની ઉમેદવારી નોંધાવી, પોતાની પાછળ વિધવા મૂકી જવાની તૈયારી કરતા પોતાના પિતા માટે તેના હૃદયમાં સુદ્ભાવ, પિતૃભાવ ન હતો. શામળદાસને પણ પોતાના પુત્રનું આ વલણ બિલકુલ પસંદ ન હતું. તેમણે નરેન્દ્રને સાફ સાફ જણાવી દીધું હતું કે જો તે પોતાની વર્તણુંક સુધારશે નહિ, તો તેને પોતાની મિલકતમાંથી એક પાઇ પણ મળશે નહિ. પણ સમાજની હાય જેના હૃદયમાં ઓતપ્રોત થઇ ગઇ છે, તેવા નરેન્દ્રને નાલાયક બાપની આ મિલકતની કંઇએ પડી ન હતી. તેણે પણ બાપને જણાવી દીધું હતું, કે પોતે ધન કમાવા જેટલી પોતાના બાહુમાં તાકાત ધરાવે છે. જરૂર પોતે પિતાને વફાદાર રહેવા ઇચ્છે છે, પણ તેમણે પોતાનું વર્તન સુધારવાની શરતે જ. શામળદાસને તેમ કરવું ન હતું એટલે બંને વચ્ચે દિવસે દિવસે અંતર વધ્યે જ જતું હતું. ટર્મ ઊઘડતાં નરેન્દ્ર તો કોલેજમાં ચાલ્યો જતો, એટલે શામળદાસને શાન્તિ થતી.

નરેન્દ્ર કોલેજમાં અભ્યાસ કરતો હતો. તે રમતગમત, વક્તૃત્વસભા (Debating society), વગેરેમાં સારી રીતે ભાગ લેતો, અને સમાજસુધારણા ઉપર સારી રીતે વ્યાખ્યાન આપતો, એટલું જ નહિ પણ કોલેજના માસિક-(Magazine)માં સમાજના તલસ્પર્શી અભ્યાસક તરીકે સારા સારા લેખો લખી, કોલેજનાં બીજાં યુવકયુવતીઓને પોતા તરફ આકર્ષતો. આજે રવિવાર

હતો, કૉલેજમાં મિજબાની (Feast) હતી. જમ્યા બાદ નરેન્દ્ર મિત્રમંડળ સમક્ષ બહુપત્નીલગ્ન વિષે વિવાદ કરતો હતો અને વિધુરે વિધવા સાથેજ પરણવું જોઇએ એવી દલીલ કરતો હતો, એટલામાં હૉસ્ટેલ(Hostel)ના નોકરે આવી તેના હાથમાં એક પત્ર મૂક્યો. પત્ર તેના પિતાનો હતો. ઘડીક વાર તો પત્ર વાંચતાં નરેન્દ્રના મુખ ઉપર વિષાદની રેખાઓ સ્પષ્ટ દેખાઇ આવી, પણ બીજી જ ક્ષણે તેણે વાતને ગળી જતાં વાદવિવાદ શરૂ કરવા માંડ્યો, છતાં મિત્રોના હઠાગ્રહને વશ થઇ તેને એ પત્ર મિત્રો સમક્ષ વાંચવાની ફરજ પડી. પત્ર તેના પિતાના ત્રીજી વારના લગ્નની ખુશાલીનો હતો.

* * *

ભગવાનદાસ જોકે શિક્ષકની નોકરી કરતા હતા, તોપણ તેમણે શારદા માટે પોતાનાં તમામ સગાંને કહી રાખ્યું હતું. રજાને એક દિવસે પતિપત્ની શાન્તિથી જમતાં હતાં, બહાર શારદા ભરતગૂંથણનું કામ કરતી હતી; એવામાં ટપાલીએ આવી ભગવાનદાસના નામનો પત્ર શારદાના હાથમાં આપ્યો. પત્ર જોતાંજ શારદાના મનમાં કંઇ અવનવી કલ્પનાઓ આવી ગઇ અને ઘડીકભર તો તે કલ્પનાસાગરમાં ડૂબી ગઇ. સ્વસ્થ થતાંજ પત્ર પિતાને આપી પોતે ભરવા બેસી ગઇ.

'કોનો કાગળ છે?' મીઠા હાસ્યથી ગંગાએ પૂછ્યું.

'તારા ભાઇનો.' ભગવાનદાસે સ્મિતવદને કહ્યું.

'શું લખે છે?' ગંગાએ આતુરતાથી પૂછ્યું.

'નડિયાદમાં એક જણ રાંડ્યો છે તે સંબંધે લખ્યું છે." ગંગાના અભિપ્રાયની રાહ જોતાં ભગવાનદાસે કહ્યું.

'કેટલી ઉમર છે તે કંઇ લખ્યું છે?' ગંગાએ લગ્નજીવનની જરૂરિયાતનો ઉલ્લેખ કરતાં કહ્યું.

'પહેલી પત્નીથી ચએક વીસ વર્ષનો દીકરો અને બીજીથી ચએક બારેક વર્ષની દીકરી છે.' ભગવાનદાસે કાગળની હકીકત સ્પષ્ટ કરતાં કહ્યું.

'તો....તો ઉમર જરા વધારે ખરીસ્તો?' ગંગાએ પોતાનો અસંતોષ વ્યક્ત કર્યો.

'હા, ચાળીસ ઉપર તો હશેજ.' ભગવાનદાસે પણ સૂર મિલાવ્યો.

'તો આપણે નથી કરવું, છોડીની જિંદગીજ છૂટી પડે ને?' ગંગાએ પોતાનો વિરોધ દર્શાવ્યો.

'તો પછી શું કરવું? બીજે ક્યાંય ઠેકાણું પડતું નથી. જ્યાં છે ત્યાં

ચાર ચાર ને પાંચ પાંચ હજાર રૂપિયા પરઠણુ માગે છે અને ઉપરથી વીસ પચીસ તોલા સોનું તો જુદું! આપણી પાસે તે સગવડ નથી અને શારદા સામું તો જોવાતું પણ નથી.' ભગવાનદાસે સંમતિની અપેક્ષા રાખતાં કહ્યું.

'તમે કહો છો તે મુશ્કેલીનો પણ વિચાર કરવા જેવો તો છેજ, પણ આટલી મોટી ઉમરનાને દીકરી આપીએ, ને કાલે સવારે કંઇ ન ધારવા જેવું થયું તો આખી જિંદગી આપણને ને છોડીને બંનેને દુઃખ." ગંગાએ વૈધવ્યનો ખ્યાલ કરાવતાં કહ્યું.

'પણ સમાજની રચનાજ એવા પ્રકારની છે, કે જેની એને વધારે જરૂર છે તેનાજ તરફ તે કેટલીક વખત વધારેપડતી બેદરકારી સેવે છે. સ્ત્રી એ સમાજનું અર્ધું અંગ છે. તેની ઉન્નતિ ઉપરજ સમાજની ઉન્નતિનો આધાર છે. તેની કેળવણીની સમાજ ઉપર ઘણી અસર થવાની છે, છતાંય જ્યારે કોઇને ત્યાં કન્યારત્ન અવતરે છે, ત્યારે પુત્રના જેટલી ખુશાલી નથીજ જોવામાં આવતી. તેનું કારણ પણ સમાજજ છે. લગ્નના વિષયને અમુક જ્ઞાતિઓમાં એટલો બધો મચરડીને ખરાબ કરી નાખવામાં આવ્યો છે, કે તેની અસર જાણ્યે અજાણ્યે કન્યાઓ ઉપર થયા સિવાય રહેતી નથી. ચરોતરના પાટીદારો પરઠણ લેવામાં જેટલા પાવરધા થઇ ચૂકયા છે, તેટલુંજ તેમની કન્યાઓને વધુ દુઃખ વેઠવું પડે છે. આ પ્રશ્ન આપણે એકલાને ત્યાં નથી, પણ ઘેર ઘેર આવી વિષમ પરિસ્થિતિ ઊભી થઇ છે.' ભગવાનદાસે સમાજની રચનાનો દોષ બતાવતાં કહ્યું.

'તો તમને ઠીક લાગે તે ખરૂં.' ગંગાએ પોતાની અશક્તિ રજુ કરતાં કહ્યું.

આખરે નરેન્દ્રના પિતા શામળદાસનું ત્રીજી વારનું લગ્ન શારદા સાથે ગોઠવાયું. બિચારી શારદાની સંમતિ સરખીયે લેવાઇ નહિ.

* * *

નરેન્દ્ર આજે વિચારસાગરમાં ડૂબી ગયો હતો. પોતાના પિતાનું ત્રીજી વારનું લગ્ન તેને કંપાવી રહ્યું હતું. સમાજની હાય તેનું હૈયું જલાવી રહી હતી. કોઇ બિચારી નિર્દોષ કન્યાનું જીવન આમ અકાળે કરમાઇ ન જાય, માટે કોઇ પણ ઉપાયે પોતાના પિતાનું લગ્ન અટકાવાની તેને તમન્ના લાગી હતી. તેના મિત્રોની તેણે સલાહ લીધી. મિત્રોએ સહકાર આપવા તત્પરતા બતાવી. નરેન્દ્ર તૈયાર થયો અને શારદાનું જીવન બચાવવાની સંપૂર્ણ તૈયારી થઇ ગઇ. નરેન્દ્રે પોતાના પિતાને લગ્ન બંધ રાખવા ચોકખેચોકખું જણાવી દીધું હતું, પણ શામળદાસે પુત્રની વિનવણીને સ્વીકારી નહિ, આખરે લગ્ન લેવાયાં,

ફક્ત તેમાં ના ગયો એકલો નરેન્દ્ર.

ભગવાનદાસનું કુટુંબ આમ ઘણું વિશાળ હતું, એટલે જોકે શારદાનાં ઘડીઆં લગ્ન લેવાયાં, તોપણ લગ્નના સરસામાનને અને બીજી સઘળી વસ્તુને આટોપી લેતાં ઝાઝી તકલીફ પડી નહિ. આજે શારદાને તેની સરખી સાહેલીઓ વીંટળાઇ વળી હતી અને વણમાગ્યે સંસારના પ્રણયના કંઇક પાઠો શીખવી રહી હતી, યા તો પોતપોતાના અનુભવો કહી રહી હતી. શારદા ભણેલીગણેલી ને શાણી હતી, તેને પોતાનું લગ્ન ઘણું સાલતું હતું, પણ હિંદુ સમાજમાં કન્યાઓની જીભનો ઇજારો તેમના વાલીઓએ રાખેલો છે, એટલે શારદા પોતાની જીભથી કોઇને કંઇ પણ કહી શકે તેમ ન હતું. ફક્ત તેનું અંતર બળી રહ્યું હતું, તેમાંથી તેની સખીઓનો મીઠો સહચારજ તેને થોડા વખત માટે આનંદ આપતો. જમવાનો વખત થતાં સૌ પોતપોતાને ઘેર ગયાં. શારદાની એક વહાલસોયી બેનપણી ઉષા કાયમ તેની પાસે રહેતી હતી, તેને પણ કોઇ કામપ્રસંગે હમણાં શારદાનાં ભાભીએ નીચે બોલાવી; શારદા એકલી મેડા ઉપર વિચાર કરતી બેઠી હતી.

'તમે મને ન ઓળખો એ સ્વાભાવિક છે,' એક અપરિચિત યુવકે ઓચિંતા આવી શારદાને કહ્યું.

શારદા એકદમ સચેત થઇ ગઇ. યુવકે ચાલુ રાખ્યું: 'એક અપરિચિતને આમ એકાએક આવેલો જોઇને તમને જરૂર આશ્ચર્ય થાય. જેની સાથે તમારાં લગ્ન થવાનાં છે તેનો હું પુત્ર છું. મારા પિતાશ્રીના આ લગ્ન સામે મેં જબર વિરોધ ઉઠાવ્યો હતો. એમની ઉમર લગભગ પિસ્તાળીસેક વર્ષની છે, એટલે કોઇ પણ કુમારિકાના જીવનનો સંહાર કરવાનો તેમને અધિકાર નથી. આ બાબતમાં મેં તેમને ખૂબ સમજાવ્યા, પણ તેમણે ન માન્યું. આજે રાત્રે એ તમને પરણી જશે ને તમારી આશાઓને ને સઘળા મનોરથોને છૂંદી નાખશે. એમાંથી તમને ઉગારી લેઇ, મારા પિતાને ઘેર પાપમાંથી બચાવવા હું ગુપ્ત રીતે અહીં આવ્યો છું. તમારામાં નૈતિક હિંમત અને યુવતીનું ગૌરવ હશે, તો હું તમને આ દાવાનળમાંથી દૂર લેઇ જઇ શકીશ. તમારી ઇચ્છા હશે તેવા કોઇ સારા યુવક સાથે તમારૂં લગ્ન કરાવી આપીશ, તમારી ઇચ્છા હશે તો ખુદ હુંજ તમારી સાથે લગ્નગ્રંથીથી બંધાઇને પણ મારા પિતાની સામે થઇશ. તમારા યૌવન ખાતર નહિ, મારા આદર્શ ખાતર નહિ, પણ સમાજના આ ભયાનક દાવાનળ સામે તમે ઇચ્છશો તો હું તમારો જીવનસાથી થઇશ. હું સમજું છું કે આવતી કાલે સમાજની

આંખો સામે તમે મારાં 'બા' તરીકે ઊભાં રહી શકશો. હું કોઇ ઉઠાવગીર કે બદમાસ ડાકુ નથી, તેની ખાત્રી મારી મુવાનીના સોગનથી તમને આપું છું અને પ્રતિજ્ઞા લેઉં છું કે આ કામમાં કોઇ પણ જાતનો દગો કે ફરેબ નથી. હું કૉલેજમાં બી. એ.ના બીજા વર્ષમાં અભ્યાસ કરૂં છું. તમને બચાવવા ખાતર હું છેલ્લા એક માસથી મારો અભ્યાસ પણ બગાડી રહ્યો છું. વખત વધારે નથી, હમણાં કોઇ આવી ચઢશે તો બધી બાજી ઉઘાડી પડી જશે, અને તો કામ વિકટ બની જશે; માટે જલદી બોલો, શો જવાબ આપો છો?'

શારદાને અત્યારે સ્વતંત્ર વિચાર કરવા જેટલો વખત પણ ન હતો. તેનું ભાવિ બીજાને ત્રાજવે તોળાઇ રહ્યું હતું. એક પછી એક એવા હજારો તરંગો તેના મનમાં આવ્યા ને ગયા. 'આ માણસ સાચોજ હશે તેની શી ખાત્રી? શું મને નિઃસ્વાર્થ સહાયતા કરવા આવ્યો હશે?' આવા આવા પ્રશ્નો તેને મૂંઝવવા લાગ્યા, છતાં તેના હૃદયને ખાત્રી થઇ કે ના, તે સાચોજ હશે.

'તમે કહો છો એ સાચું, પણ....' શારદાથી આગળ બોલાયું નહિ.

'પણ શું?' નરેન્દ્રે શંકા જાણવા આતુરતાથી પૂછ્યું.

'કંઇ નહિ. પણ મારે કયારે નીકળવું?' શારદાએ સમ્મત થતાં પૂછ્યું.

'અડધા કલાકમાં.'

'કયાં આવવું?'

'તમારી શેરીના નાકા સુધી.'

'સારૂં.'

એક વિજયી સૈનિકની માફક નરેન્દ્ર સેંકડો માણસોની નજર ચુકાવી ચાલ્યો ગયો.

ત્રણેક વાગી ગયા હતા. જાન પણ આવવા લાગી હતી. બેએક મોટરો તો આવી ગઇ હતી. ભગવાનદાસના પણ એક બે સગા મોટરો લેઇ આવ્યા હતા. ભાગોળે બધી મોટરો હતી, તેની ભેગી નરેન્દ્રની એક મોટર પણ ઊભી હતી. પણ કોઇને તેની તપાસ કરવાની કશીયે જરૂર ન હતી.

નરેન્દ્રના ગયા પછી શારદા પહેરેલે કપડે નીચે ઊતરી, ઉષા કયાં ગઇ છે તે બાબત તેણે તેની બાને પૂછી લીધું. ઉષા આવી.

'ઉષા, આપણાથી બહાર ન જવાય?' શારદાએ પૂછ્યું.

'કયાં જવું છે?' ઉષાએ પૂછ્યું.

'શેરીના નાકા સુધી, જરા અકળામણ આવે છે.'

'જવાય, શા માટે નહિ?' ઉષાએ કહ્યું.

શારદા પોતાનાં બાની રજા લેઇ ઉષા સાથે શેરીના નાકા ઉપર ગઇ. ત્યાં સંકેત પ્રમાણે મોટર તૈયારજ હતી. શારદા પોતાની માલકીની મોટર હોય તેમ મોટરનું બારણું ઉઘાડી તેમાં બેઠી, ઉષા જરા અચકાઇ.

'ક્યાં જવું છે?' ઉષાએ શારદાને પૂછ્યું.

'બેસ તો ખરી, પછી કહું છું.' શારદાએ ઉષાનો હાથ પકડી તેને મોટરમાં બેસાડી. મોટર પૂર જોસમાં ચાલી. શારદાએ ઉષાને બધીયે વાત કહી. ઉષાએ નાપસંદગી બતાવી.

'તારાં માબાપની આબરૂ જશે તેનું શું!' ઉષાએ વાંધો લેતાં કહ્યું.

'તો મારૂં જીવન વેડફાઇ જાય છે તેનું શું?' શારદાએ સ્પષ્ટ હકીકત જણાવી કહ્યું.

'લોકો શું કહેશે?'

'લોકો? જેને જે ફાવશે તે બે દહાડા બોલશે, લોકોને ભૂલી જતાં વાર નથી લાગતી. સમાજમાં કોઇને કોઇની પડી નથી. જેના પેટ ઉપર સાપ પડે તે ઉછાળે, એવો સમાજનો ધારો છે. સમાજની બીક કે માબાપની ક્ષણિક આબરૂ ખાતર મારે મારૂં જીવન શા માટે હોમી દેવું?" શારદાએ પોતાનું અને સમાજનું દૃષ્ટિબિન્દુ સમજાવતાં કહ્યું.

ઉષા સમય વિચારી ઝાઝું બોલી નહિ. એટલામાં મોટર સંકેતવાળે સ્થળે જઇ ઊભી રહી. ઉષાએ ઊતરી જવાની ઇચ્છા બતાવી.

'શું તમારી બેનપણીનું લગ્ન જોવા તમે ખુશી નથી?" નરેન્દ્રે પ્રશ્ન કર્યો.

'ના, અહીં નહિ.' ઉષાએ પોતાની અકળામણ કાઢી.

'ત્યાં ગામમાં લગ્ન થયાં હોત, તો હાજર રહેત કે નહિ?'

'જરૂર.' ઉષાએ પોતાનો મત જણાવ્યો.

'ત્યાં એક વૃદ્ધ સાથે લગ્ન થવાનાં હતાં, અહીં એક યુવાન સાથે થવાનાં છે. ત્યાં શારદાએ માબાપને રિઝવવા ખાતર, તેમની વેઠ ઉતારવા ખાતર પરણવાનું હતું; પણ અહીં પોતાને ખાતર, જીવન ખાતર રાજીખુશીથી પરણવાનું છે, તે શું તમને નહિ ગમે?' ઉષા નિરુત્તર રહી.

એટલામાં પંડિતજી આવ્યા. શારદા ને નરેન્દ્ર આર્યવિધિએ લગ્નગ્રંથીથી જોડાયાં. તેમનો ગ્રૂપફોટો લેવાયો, અને બીજેજ દિવસે તે ગ્રૂપફોટો સાથે 'કોણ પરણ્યું?' એ વિષે વર્તમાનપત્રોમાં શારદા-નરેન્દ્રનો ચોંકાવનારો કિસ્સો લોકો રસ સાથે વાંચવા લાગ્યા.

તેગવા, તા. કરજણ — મોતીભાઇ કુ. બાંગ્રણીકર

# લગ્નમાં આર્થિક વ્યવહાર

સર્વને સમજાય એવી વાત છે કે સમાજની અનેક બદીઓનું મૂળ લગ્નની નિષ્ફળતામાં છે. એ નિષ્ફળતાનાં અનેક કારણો પૈકી, લગ્નમાં થતો આર્થિક વ્યવહાર એ, મુખ્ય છે. એમાંય દીકરાના પૈસા લેવાય તેથી લગ્ન વહેલું નિષ્ફળ નિવડે છે, એ અનુભવ્યા બાદ યુવકે અને સમાજસુધારકે પરઠણુ લેવા સામે જબરો ઊહાપોહ મચાવ્યો છે. ઊહાપોહ સાચો છે, પણ તે દિશાસૂચક માર્ગે પ્રયાણ કરે તો પરિણામ શુભ આવે અને વહેલું આવી હમેશ ટકે એવું બને.

સંયમ કેળવી શકે એવાંને અપવાદમાં રાખી, દરેકે પરણવું જરૂરી છે. સ્ત્રી માટે જરૂરી છે અને પુરુષ માટે નથી એમ કંઇ નથી. પરણવું શા માટે જરૂરી છે એ વિચારવું પરણનાર ઉપર છોડીએ, પણ એટલું તો ચોક્કસ કે બેઉ પક્ષોને ગરજ કે આવશ્યકતા સરખી જ છે. કોઇ પાત્ર અભિમાની બની ગરજ કે આવશ્યકતા ન કબુલે તો તે દેખીતી છેતરપંડી છે. દીકરા માટે વહુ શોધવા નીકળવાનું નથી, પણ દીકરી માટે વર શોધવા દીકરીને બાપે નીકળવાનું છે, એટલે દીકરીનો બાપ વધારે ગરજવાન મનાયો. સંકુચિત દિલની હરામખોર બુદ્ધિથી ચાલતી છેતરપંડી-નીતિએ દીકરાને બાપે એની એ ગરજનો ઠીક ઠીક લાભ ઉઠાવવા માંડ્યો, દીકરી માટે વર શોધનાર પાસેથી પોતાનો દીકરો આપવાના બદલામાં પૈસા લેવા શરૂ કર્યા! આંખો આંજી નાખે એવી છેતરપંડીથી એવાઓ કુળવાન બની બેઠા. દીકરીનો બાપ મોતિયાવાળી આંખોએ અંજાઇ ગયાથી, એણે એવાઓને કુળવાન તરીકે સ્વીકારી પણ લીધા, મનમાગી કિંમત આપી વર ખરીદવા જ માંડ્યા. વર વેચનાર મનથી તો સમજે છે, કે "બેવકુફ ઠીક મળ્યો છે, પૈસા આપીને દર્શન કરી જાય છે." એ બેવકુફીની કદર કરી તેને કુળહીનનો સરપાવ આપ્યો.

કુળહીનતા એટલે નીચતા અને અધમતાનું મિશ્રણ. કેવો કીમતી સરપાવ! સરપાવ આપનારની જેટલી કિંમત છે એવો જ કીમતી સરપાવ તે આપે છે. પણ એની એ ગંધ સારાય સમાજ ઉપર લાગે તો સામાજિક વ્યવહાર ચલાવવો મુશ્કેલ બને. માટે જીવન જીવવામાં આપત્તિઓ ઊભી થવા ન પામે, સમાજ વ્યવસ્થિત રહે અને જીવન નિર્ભય બને એવો રસ્તો શોધવાનો રહે છે. દીકરી આપનાર પાસેથી પૈસા લેનારને પૈસા લેતાં અટકાવવા માટે અનેક રસ્તાઓ હોય અને જડે, પણ દારૂગોળા જેવા શક્તિ ન મેળવાય ત્યાં સુધી લેનારને લેતાં અટકાવવાનો

કોઇ રસ્તો અસરકારક બનવા નહિ સંભવે. લેનારને, આપનારને અને ઉમરલાયક ભણેલગણેલ એ રસ્તે ચાલનાર પરણનાર પાત્રોને વ્યક્તિગત ઉતારી પાડવાની નીતિ અનુસરાય તો તે કોઇ રીતે ખોટી નથી. ખોટી ગનાવનારના બીજા રસ્તા માર્ગદર્શક ન હોય ત્યાં સુધી પણ ટપલો મારીને દવા પિવડાવવાની આ નીતિ આવકારવા યોગ્ય છે.

વેપારીને વેપાર કરવાની ગરજ છે. અલબત્ત, ઘરાકને વસ્તુ લેવાની ગરજ નથી કે ઓછી-છે એમ ન ગનાય. વસ્તુના બદલામાં વેપારીને ઘરાક પૈસા આપે છે, છતાં વેચાણ કિંમતથી વેપારી વસ્તુ આપવાનો ઉપકાર સમજી વધુ પૈસા માગે તો તે ન આપવાનું સમજવાનું ઘરાકને રહે છે. એ વેપારી નહિ તો એના કાકા બીજા પાસે જવું, પણ વસ્તુ આપવાનો ઉપકાર સમજી બદલામાં વધુ નાણાં માગનારને નાણાં આપવાની મૂર્ખાઈ તો નજ કરવી જોઇએ. એક યા બીજી રીતે દરેકને પૈસા ગમે એવો સામાજિક વ્યવહાર છે. કરકસર કરવાનો ગાંધીવાદનો સિદ્ધાન્ત છે. એટલે એ નિયમે પરઠણ આપનારે સમજવાનું વધારે રહે છે. એક તો પોતાની દીકરી બીજાને આપવી, એ ઉપરાંત પૈસા આપી પાછળનાં સંતાનને આર્થિક ભીડમાં મૂકનારે સમજવું ઘટે છે.

કન્યાપક્ષની દલીલ હોય છે કે "અમે દીકરી અને ઉપરથી પૈસા આપીએ એવા મૂર્ખ નથી, પણ લાચારીએ આપવા પડે છે! પૈસા વિના દીકરો ન પરણાવવામાં કુળવાન વર્ગ મક્કમ હોય છે. અમારે તો દીકરી ઉમર લાયક થાય એટલે પરણાવ્યે જ છૂટકો. ઉમર લાયક દીકરો ઘરમાં રખાય, પણ દીકરી ઘરમાં ન રખાય. પૈસાની રકઝકમાં દીકરી રઝળી જાય તો અમારી આબરૂ શી રહે? ગમે ત્યાં દીકરી પરણાવી દુઃખી થવા દેઇએ એવા નિર્દય અમે નથી." રૂઢિને બચાવવા પૂરતી આ દલીલો સાચી હોય તો ભલે, બાકી એમાં કંઇ તાત્ત્વિક સત્ય નથી. લાચારી અને નિરુપાયજ દીકરીના બાપને વધારે ગરજવાન બનાવે છે! પોતાની જાત ઉપર પોતાનેજ વિશ્વાસ ન હોય તો બીજાને ઠપકો આપવા જવામાં ડહાપણ નથી.

એક પણ દાખલો એવો નથી બન્યો કે કુળવાન મનાતા વર્ગમાંથી કોઇ વાંઢો બચ્યો હોય. વાંઢાપણું તો કુળહીનતાની નિશાની છે. કુળવાન પૈસા પડાવવા પોતાના દીકરાને કુંવારો રાખે છે, પણ વાંઢો તો નથીજ રહેવા દેતા. પૈસા ન દેવાની સામી મક્કમતા હોય તો વિનાપૈસે પણ પરણાવી લેવામાં એમને વાંધો નજ આવે, પૈસા નહિ આપવા સામો પક્ષ મક્કમ બને તો વાંઢાપણાને લીધે વણમાગી કુળહીનતા આવતી અટકાવવા માટે

પણ ઉત્તરે વિનાપૈસાએ પણ તે દીકરો પરણાવશેજ. આપનાર મક્કમ બને તો લેનારને વધારે ગરજ આવવાની છે.

કોઇ દીકરાને વાંઢોજ રાખે તે મનાય તેમ નથી. કોઇ કન્યા ન આપવું હોય તો વાત જુદી છે. જગતનો પ્રવાહ ચાલુ રાખવા સારૂ લગ્નપ્રથા સ્વીકારાઇ છે. એ રસ્તે દરેકને ચાલવાનું છે. કોઇ ના કહે તો માની લેવાનું નથી. કોઇની દીકરી કુંવારી રહી હોય એવું સાંભળ્યું નથી. હા, પોતાને મનપસંદ પાત્ર નહિ મળવાને કારણે અગર લગ્નબંધન નહિ સ્વીકારવાને સિદ્ધાન્તે અને સંયમ કેળવવાને પ્રયત્ને કોઇ પુરુષ અથવા સ્ત્રી લગ્ન ન કરે તો ભલે, બાકી કોઇ નથી લેતું એ કારણે કોઇ કન્યા રહી ગઇ હોય તોય તે ગણત્રી કરવા જેવી સંખ્યામાં તો નહિજ. દીકરાને વાંઢો રાખી કોઇની દીકરીને રઝળાવવાની હિંમત મનાય તેવી નથી.

દીકરી ગમે ત્યાં આપવાથી દુઃખી થાય છે અને કુળવાનને ત્યાં આપવાથી સુખીજ થાય છે એમ અનુભવાયું નથી, બલ્કે કુળહીનને ત્યાં પણ સુખી થાય છે એવું ઘણી જગ્યાએ બન્યું છે. કન્યા સાથે પૈસા મેળવનારને કન્યાની કિંમત બિલકુલ રહેતી નથી. કન્યા મરી જતાં બીજી કન્યા સાથે બીજા પૈસા મળવાની લાલચ તેને હમેશ રહ્યા કરવાની. એમની એ લાલચમાં કન્યાના જીવનનું જોખમ કાયમ ઊભુંજ રહેવાનું. જીવનને આમ દુઃખ અપાવનાર પોતાને નિર્દય નહિ, પણ દયાવાન મનાવે છે! દીકરીના પૈસા આપી કુળહીનતાનો સરપાવ મેળવનારની આબરૂ કોડીની થાય છે. ત્યારે તો આબરૂ મેળવવા માટે પૈસા ખોઇ કુળહીન બનવાનું છોડવું જોઇએ, એટલે લાચારી જતી કરી પૈસા નહિ દેવાની મક્કમતા રાખવી જરૂરની છે. પૈસા દેવા પડતા હોય એવો કુળવાનો સાથેનો લગ્નસંબંધ દરેકે સદંતર બંધ કરી દેવો ઘટે છે. કુળવાનો સાથેના લગ્નસંબંધમાંજ કુળવાન–કુળહીન એવા ભેદ દેખાય છે; બાકી તેમાંથી અલગ થયે બંને સરખા છે, સિવાય કે કુળવાનો પોતાની ઓળખ માટે 'હું કુળવાન છું" એવું પાટિયું ગરદને લટકાવે. એ સંબંધ છોડી પોતાના દરજ્જાવાળા સાથે અગર સાધારણ ગણાતા વર્ગ સાથે કોઇ પણ જાતની આપ લે સિવાય કન્યા આપવી લેવી જોઇએ. આથી સ્વભાવે નિર્મળ, બુદ્ધિએ ચકોર, શરીરે તંદુરસ્ત અને શક્તિએ આજીવિકા પૂરતું કમાનાર, પોતાનાં માબાપને અગર કુળને અણછાજતે કારણે અપરિણીત રહેલને રાહત મળશે. પોતાને આર્થિક મૂંઝવણ ઓછી થશે, પાછળનાં સંતાનને આર્થિક ભીડ નહિ ઉપાડવી પડે અને દીકરીનું લગ્નજીવન સુખી થશે. આજે

નહિ તો કાલે આ માર્ગે પરાણે ચાલવું પડશે. દીકરી ઉપર પૈસા આપનારના ઘરમાં પૈસાની ખાણો નથી. એ તો વ્યાજે લાવી અગર અષ્ટમ્‌પષ્ટમ્‌ કરીને જ દેવાના હોય છે. જ્યારે એવી રીતે ગળતા માર્ગ પણ બંધ થાય ત્યારે અકલ ખરીદવા નીકળવું તેના કરતાં પહેલેથી જ સમજવું શું ખોટું? પૈસા હોય અને એ પૈસા કોઇ ગરીબને મદદ કરવામાં કે હિતજનક સંસ્થાઓમાં વાપરવામાં નાનમ લાગી જતી હોય તો વધારાના પૈસા કુવામાં ફેંકી દેવાય, પણ પૈસા આપવાની ઘેલછાભરી ઉદારતાના બદલામાં કુળહીનતાનો બાબાશાહી સરપાવ આપનારને પૈસા અને કન્યા અપાય જ કેમ? લેનાર કરતાં આ આપનારે વિચારવાનું, સમજવાનું અને અનુસરવાનું વધારે છે.

લેનારને ઠેકાણે લાવવા માટે તેની જાનમાં નહિ જવાની પ્રતિજ્ઞા કરવી ખોટી નથી, પણ તેવી પ્રતિજ્ઞાની અસર કંઇ નથી. લગ્નમાં જાનની જરૂર જ નથી ત્યાં એવી પ્રતિજ્ઞાની અસર શી? હા, પરઠણ લેનાર પરઠણ નહિ લેવાની પ્રતિજ્ઞા કરે તો સમજવા જેવી વાત છે. પણ તેવી પ્રતિજ્ઞા કરે તે મનાય નહિ; ગનાય તો તે પ્રતિજ્ઞા પ્રતિજ્ઞા પૂરતી જ. વખત આવ્યે એ પૈસા લેવાના જ. એટલે તેમને ઉતારી પાડવાની નીતિ ચાલુ રાખીને પૈસા આપનારને આપતા અટકાવવાથી જ મુખ્ય હેતુ સફળ નીવડે છે. લેનારને બંધ કરવા સરળ અને ટૂંકો રસ્તો આપનારને અટકાવવાનો છે.

આપનારને અટકાવવા અને લેનારને રાજી રાખવા રૂ. ૩૦૧ની પરઠણ કોઇને ભારે પડે તેવી વધારે નથી એમ સમજી તે કાયમ રાખવાનો કયો સ્પષ્ટ હેતુ હોઇ શકે? પોતાનો દીકરો કોઇની દીકરી સાથે પરણાવવો એ ઉપકાર છે? પોતાના દીકરાને જરૂર છે, માટે કોઇ ઘેર બેઠાં દીકરી આપવા આવે તો તે ગુનો છે, જેથી એ ગુનાનો દંડ રૂ. ૩૦૧ દીકરીનો બાપ આપે? રૂ. ૩૦૧ દરેકને પરવડે એમ છે, તો પૈસાદારને વધારે આપતાં કયાં નથી પરવડે એમ? પૈસાદારને હજારો અને બાકીનાને રૂ. ૩૦૧ સરખા જ છે. લગ્ન એ શોખની વસ્તુ નથી કે એના ઉપર કર નંખાય, અને નંખાય તો દીકરાના બાપ ઉપર પણ કર નંખાવો જોઇએ.

પરઠણ સામેનો ઊહાપોહ આ માર્ગે પ્રયાણ કરે અને એમાં દરેક ભણેલ ગણેલ ભાઇબેન સાથ આપી બીજું તો ઠીક, પણ ખુદ પોતે તેવા વ્યવહારથી અલગ રહે તો ફતેહ નક્કી છે.

મોરબાસા મોહનભાઇ પટેલ

---

આઠ વર્ષ ઉપરની આ હકીકત છે.

અનાથાશ્રમની ઑફિસમાં એક દિવસ હું બેઠો હતો, ત્યાં એક પ્રૌઢ વયનો પણ ઊંચો લાંબો ઉત્તર હિન્દુસ્થાની જણાતો પુરુષ અને એક બાવીસ વર્ષની બાળા આશ્રમમાં આવ્યાં. ટેબલ સામેની પાટલી ઉપર એ બંને બેઠાં.

"આપને શું કામ છે?" મેં પૂછ્યું.

"આ ઑફિસમાં આપની સાથે વાતચીત થઇ શકે તેમ નથી. આપ બીજે કોઇ સ્થળે અમને લેઇ જાઓ તો ખુલાસાથી વાત કરી શકાય." પેલા માણસે હિન્દી-મારવાડી-ગુજરાતીમાં જવાબ આપ્યો. અનાથાશ્રમની ડીસ્પેન્સરીના ખંડમાં અમે ગયાં. તે માણસે પોતાની વાત શરૂ કરી:

"આ દીકરીને અહીં આપના આશ્રમમાં રાખવાની જરૂર છે. એ મારી દીકરી છે, એ વિધવા છે અને ફસાઇ ગઇ છે. હું આપને મારી બધી હકીકત પૂરેપૂરી જણાવીશ. ત્રણેક વર્ષ ઉપર હું યુ. પી.ના • • • • • ગામથી અહીં આવ્યો છે. મારા ગામમાં હું હલવાઇની દુકાન ચલાવતો હતો. આ દીકરીની મોટી બેન મારા ગામથી સો માઇલ દૂર પરણાવેલી છે. મારા જમાઇ દફતરમાં કારકુન છે અને સ્થિતિ સારી છે. આ દીકરીને ૭ સાત વર્ષ ઉપર એક કુળવાન બ્રાહ્મણ કુટુંબમાં પરણાવી હતી. લગ્ન પછી બીજે જ વર્ષે એનો પતિ ચાર દિવસના તાવની સખત બીમારીમાં ગુજરી ગયો. ૭ માસ પછી એની મા પણ કલ્પાન્ત કરતી ગુજરી ગઇ. મારું મન ધંધામાંથી ઊઠી ગયું. આ દીકરીને તેની બેનને સોંપી હું આ તરફ ચાલી નીકળ્યો.

"આવડા મોટા અજાણ્યા શહેરમાં ગુજરાનનું સાધન મેળવવાનું બહુ અઘરું છે. પણ એકાદ મહિનામાં પૂરીપકોડીની લારી ફેરવવાનું કામ મેં શરૂ કર્યું. એ ધંધો મને ઠીક ફાવી ગયો છે અને સારી રીતે ગુજરાન નભે છે. આશરે પાંચસો રૂપિયા હું બચાવી પણ શક્યો છું."

આટલી હકીકત કહ્યા પછી એ માણસ જરા થોભ્યો. દીર્ઘ નિઃશ્વાસ નાખી પોતાની હકીકત આગળ ચલાવી: "આ દીકરી દિવસે દિવસે મોટી થતી ગઇ. બિચારીને વિધવાપણાનું ભાન પણ ન હતું. એની મોટી બેન એને બહુ સારી રીતે રાખતી અને કોઇ વાતનું દુઃખ આવવા દેતી નહિ. પણ દૈવ મારા ઉપર રુઠ્યો, અથવા એમ શા માટે કહું? મારા કોઇ પૂર્વ જન્મનાં પાપ મને નડ્યાં. મારા જમાઇની મતિ ભ્રષ્ટ થઇ અને આ દીકરીને ફસાવી." આટલું બોલતાં તેનો અવાજ છેક ધીમો પડી ગયો અને પેલી બાળા ડૂસકાં ભરવા માંડી.

"આ હકીકતનો પત્ર મને મારી મોટી દીકરીએ પચીસેક દિવસ ઉપર લખ્યો. મારી એ દીકરી ભણેલી છે, માસ્તરાણીની પરીક્ષામાં પાસ થઈ છે. તેણે મને પોતાના કાગળમાં લખ્યું કે જે બનાવ બન્યો છે તે પછી હવે એ ઘરમાં એ રહેવા માગતી નથી. એને કાંઈ બાળબચ્ચાં છે નહિ. પોતાનું ગુજરાન એ ..... શહેરમાં જઈ કોઈ નિશાળમાં નોકરી લેઈને ચલાવશે અને આ મારી નાની દીકરીને મારે અહીં તેડી લાવવી." આટલી હકીકત કહેતાં એ ઊંચા કદાવર માણસની આંખમાં પણ આંસુ આવ્યાં. એ આંસુ ગુસ્સાનાં તેમજ ઊંડી દિલગીરીનાં હતાં.

"મારે તે મારી ડાહી દીકરીની દયા ખાવી, આ દીકરીને શાપ આપવો કે દુષ્ટ જમાઈ ઉપર કોપ કરવો તેની મને સમજણ પડી નહિ. સૌથી પહેલો તો મને એ વિચાર આવ્યો કે આ દીકરીને ઝેર આપી બધી બાબતનો અંત લાવવો. પણ પાછો વિચાર થયો કે બધો વાંક તો પેલા દુષ્ટનોજ છે, ત્યાં જઈ એનોજ હું જીવ લેઉં. આવો નિશ્ચય કરી હું મારી દીકરીને ગામ ગયો. દીકરીએ મને ઠંડો પાડ્યો, આ દીકરીની દયાજનક સ્થિતિ સમજાવી બાળહત્યાના પાપનું ભાન કરાવ્યું અને જમાઈનો અગારે સહુકોઈએ ત્યાગ કરવાથી તેને પૂરતી શિક્ષા થશે એવી દલીલ કરી. એ દીકરીની સૂચનાથીજ હું એને અહીં આપની પાસે લાવ્યો છું. આ છોકરીને હું આપને સોંપું છું. ભગવાન એને જીવતી રાખશે તો એ અહીં આપના આશ્રમમાં રહી જીવન ગુજારશે. મંદવાડમાંથી નહિ ઊઠે તો એના દુઃખી જીવનનો અંત આવશે અને બધી બાબત પૂરી થશે. એના ખર્ચ માટે આપને સો રૂપિયા હું આપી જાઉં છું. હવે આપ જાણો અને એ દીકરી જાણે. આ જન્મમાં હું એનું મોંઢું ફરી જોવા માગતો નથી."

મારી સામે સો રૂપિયાની નોટ મૂકી પોતાનું નામઠામ પણ આપ્યા વિના તરતજ ઊભો થઈ એ માણસ ઝપાટાબંધ આશ્રમમાંથી ચાલ્યો ગયો.

એ બાળા લગભગ પાંચ છ માસ સુધી અનાથાશ્રમમાં બહુ દુઃખી મને રહી. છ માસ પછી તેને એક દીકરો જન્મ્યો. દીકરાની અતિશય પ્રેમથી અને નર્સની બરાબર સૂચના મુજબ તેણે સારવાર કરી.

દીકરો ત્રણ માસનો થયો તે બધા સમય દરમિયાન તે બાળાનો પિતા તો કદી આશ્રમમાં આવ્યોજ નહિ, પણ તેની બેને પણ એની કાંઈ ખબરઅંતર પૂછી નહિ. ત્રણ ચાર માસનું બાળક થયા પછી આવી સ્ત્રીઓ પોતપોતાને સ્થળે ચાલી જાય છે અગર આશ્રમમાં રહી પોતાનાં અને બીજાં બાળકોની સારવારનું કામ કરે છે. એટલે એક દિવસ લેડી સુપરન્ટેન્ડેન્ટે

મારફત મેં એ બાઇને પુછાવ્યું કે તેની શી ઇચ્છા હતી. તે બાળાએ લેડી સુપરવાઇઝરને જણાવ્યું કે તે પોતાના બાળકને લેઇને પોતાની બેનને ઘેર જવા માગતી હતી. ચારેક દિવસ પછી એ બાઇ બાળક સાથે ચાલી ગઇ.

તેના ગયા પછી આઠમે દિવસે તેનો પિતા મારે મકાને આવ્યો અને કાંઇ પણ બોલ્યાચાલ્યા વિના એક પત્ર તેણે મારા હાથમાં મૂક્યો. પત્ર લખનાર એની મોટી દીકરી હતી. પત્ર શુદ્ધ હિન્દીમાં સુન્દર અક્ષરે લખેલો હતો:

'પૂજ્ય શિરછત્ર પિતાજી,

'આ પત્ર બહુ ભારે હૈયે લખું છું. અમદાવાદના આશ્રમમાંથી નીકળીને સુભદ્રા અહીં આવવા નીકળી હતી, પણ રસ્તામાં તેને વિચાર થયો કે જે દુષ્ટ માનવીએ તેનું જીવન બરબાદ કર્યું હતું તેને તેનો બાળક સોંપી પોતે, જો એ રહેવા દે તો ત્યાં જ બાળકને ઉછેરવા રહેવું, અને જો તેમ ન બને તો બાળકનો હવાલો તેને સોંપી પાછા આશ્રમમાં ચાલ્યા જવું, પણ કોઇ પણ હિસાબે બાળકને આશ્રમમાં રાખવું નહિ. ત્યાં પહોંચી ત્યારે તેને બહુ કપરો અનુભવ થયો. એ માણસ દુષ્ટ તો હતો જ, પણ હૃદયહીન અને છેક હલકી મનોવૃત્તિનો હશે એની તો મને પણ ખબર ન હતી. એણે તો બૂમબરાડા પાડી, ગાળો દેઇને પાંચ પચાસ માણસો એકઠાં કરી દીધાં અને બેનને ત્યાંથી હાંકી મૂકી. શરમ, પસ્તાવો અને ક્રોધથી તે બિચારી અતિવ્યાકુળ થઇ ગઇ. શું કરવું તે સૂઝે નહિ. એ તો તરત ત્યાંથી નીકળી મારી પાસે ચાલી આવી. બધી બીના અથથી ઇતિ સુધી તેણે મને જણાવી. મેં તેને ખૂબ સાન્ત્વન આપ્યું. પણ એ બાળક હું કેમ રાખી શકું? મેં એનું એ બાળકને અનાથાશ્રમમાં પાછું મોકલી આપવાનું માથે લીધું. થોડી વાર તે મારા સામે એકીનજરે જોઇ રહી. પછી બાળકને લેઇને ઝપાટાબંધ ત્યાંથી ચાલી. મકાનનું બારણું બંધ કરી હું તેની પાછળ ગઇ. પણ હું પહોંચું તે પહેલાં અમારા આંગણાના કૂવામાં મોટો ધબાકો થયો, બાળક સાથે એણે કૂવામાં પડતું મૂક્યું. બે કલાકે બંનેની લાશ બહાર કઢાવી યોગ્ય વ્યવસ્થા કરી. પિતાજી! તમારા ચિત્તની વ્યથાની કલ્પના કરું છું, ત્યારે મને કાંઇનું કાંઇ થઇ જાય છે. એ બિચારી તો દુઃખી ઓશીઆળા જીવનમાંથી છૂટી. મને એમ થયા કરે છે કે બેનના મૃત્યુ માટે મારી જવાબદારી ગણાય ખરી? પણ હવે એ બધાનો વિચાર નિરર્થક છે. આપણે બે દુઃખી થઇ ગયાં! ભગવાનને ગમ્યું તે ખરું. પેલા દુષ્ટને કાંઇ આંચ પણ આવી નહિ એ સમાજનો કેવો ન્યાય?

'લિ. તમારી દુઃખી પુત્રી.'

('જ્યોતિર્ધર,' તા. ૧૩:૧૨:૧૯૪૧) ગ. ગો. મુ.

## ખોવાની સંપત્તિ

'પહેલું સુખ તે જાતે નર્યા.' સારાય વિશ્વમાં હરકોઇ પ્રાણી સુખ મેળવવા યત્ન કરે છે. અને મનુષ્યજાતિએ સુખ મેળવવા જે યત્નો કર્યા છે, તે ઇતર સર્વ પ્રાણીઓથી વધારે છે. છતાંય કોઇ એમ કહી શકે એમ નથી કે મનુષ્યજાતિ બીજાં પ્રાણીઓથી વધારે સુખી છે.

ઘણી વખત એમ પણ બને છે કે માણસ જેને સુખસાધન માનતો હોય છે તેજ તેને માટે દુઃખકર્તા થઇ પડે છે. એકાદ ધનાઢય બનેલ માણસ માને કે પોતે ધનથી કેટલો સુખી છે કે કામ કર્યા સિવાય તેને જોઇએ તેવાં પૌષ્ટિક ભોજન મળી રહે છે! પરંતુ આ માની લીધેલું સુખ જતે દિવસે તેના શરીરમાં અપચો લાવે છે, આ અપચો પોતાના અનેક મિત્રોને આમંત્રણ આપે છે. અને પરિણામે એક વખત જે માણસ એમ માનતો હતો કે મારા જેવું કોઇ સુખી નથી, તેજ માણસ હવે એમ માને છે કે હું જગતમાં સાથી વધારે દુઃખી છું.

જે માણસ શરીરે સુખી છે તેજ ખરો સુખી છે તે પુરવાર કરવા માટે ઉપર ટાંકેલી કહેવત બસ છે. જે માણસ નીરોગ, શક્ત અને મજબુત નથી, એના જેવો દુઃખી બીજો કોણ હોઇ શકે? મેં ઘણાય માણસો જોયા છે, જેઓ મરવાની આળસેજ જીવતા હોય છે. તેમનામાં જીવવાની સ્ફૂર્તિજ નથી હોતી. સાક્ષાત્ આળસેજ જાણે તેમનું રૂપ ધારણ ના કર્યું હોય, તેમ તેઓ કોઇ પણ જાતની પ્રવૃત્તિ કર્યા સિવાય પડી રહેવા ઇચ્છે છે. પરિણામે એ અનેક રોગના અવતાર બને છે.

દરેક માણસે શરીરનું સ્વાસ્થ્ય સાચવવા શારીરિક શ્રમ કે નિયમિત વ્યાયામ કરવો જોઇએ. જેઓ એ બેમાંથી એક પણ વસ્તુ કરતા નથી, તેઓ અનેક જાતના રોગોના ભોગ બને છે. પરિણામે એવા રોગી માણસો જીવનથી કંટાળે છે. અને જીવનથી કંટાળો એટલે દુઃખની પરાકાષ્ટા!

જે માણસો ખેતીનું તથા મહેનતમજૂરીનું કામ કરે છે તેઓનાં શરીર સ્વાભાવિકજ રીતે શક્ત, નીરોગ અને સુદૃઢ હોય છે. જેઓ માનસિક શ્રમ કરે છે તેઓ માટે તો શારીરિક શ્રમ અત્યંત અગત્યનો છે.

પુરુષવર્ગ માટે કસરત લેવાના સંજોગો અનુકૂળ હોય છે, પણ સ્ત્રીઓનું શું? ગામડાની સ્ત્રીઓની તંદુરસ્તી અજોડ હોય છે તે તો સૌ જાણે છે,

કારણ કે તેમને શારીરિક મહેનત કરવાની હોય છે. તેમને પાણી સિંચવાનું હોય છે. કુવેથી કે નદીએથી પાણી સિંચી જતી પાણીહારીઓનું દશ્ય કેટલું લલિત, કલામય, ગૌરવવંતુ અને ગામના સૌભાગ્યરૂપ છે! પાણીથી ભરેલી મોટી મોટી ગાગરો કેટલી સહેલાઇથી તેઓ વહી જાય છે? પછી રોગ કે અશક્તિ એમને જોઇને દૂર ભાગે એમાં શી નવાઇ?

ચાંદની રાતે ગગનભેદી બુલંદ અવાજે તાલબદ્ધ રાસ રમતી ગામડાની સ્ત્રીઓ જોઇને સર્વ કોઇને સ્વીકારવું જ પડે કે સાચું સ્વાસ્થ્ય અહીંજ ઊતરવું ઘટે.

મારા જોએલા અનેક દાખલા છે કે ગામડેથી શહેરમાં રહેવા જતી સ્ત્રીઓનાં શરીર થોડાં વર્ષ બાદ રોગિષ્ટ, પીળાં, સૌન્દર્યવિહીન, માયકાંગલાં, આળસુ અને નિર્બળ બની જાય છે. પાટીદાર સ્ત્રીઓ આફ્રિકામાં આવે છે અને પોતાના શરીરમાં તથા પ્રાણમાં જે ચેતન, તંદુરસ્તી અને સુઘટિતતા લેતી આવે છે, તે બે કે ત્રણ વર્ષ પછી દૂર સુદૂર ચાલ્યાં જાય છે. કારણ કે અહીં તેઓ કોઇ પણ જાતનો શારીરિક શ્રમ કરતી નથી. તેમને નથી હોતું પાણી ખેંચવાનું, કે નથી હોતું દળવા-ખાંડવાનું. કપડાં ધોવાં, વાસણ માંજવાં, ઘર સાફસૂફ કરવું અને બીજું બધું કામ આફ્રિકાના નેટીવ નોકરો કરે છે. ખાલી તેમને રસોઇ કરવાની હોય છે, અને એમાં પણ કેટલીક એદી સ્ત્રીઓ બધું કામ નેટીવ નોકર પાસે કરાવતી મેં જોઇ છે.

હવે જે સ્ત્રી પાણીની હેલ રમતમાં ત્વરિત ગતિએ લાવતી હતી, તેજ સ્ત્રી પાણી ભરેલી એક નાની ડોલ ઊંચકવા અશક્ત બની જાય છે. જે સ્ત્રી વજન ઊંચકીને પણ લાંબી મજલ કાપવા શક્તિમાન હતી, તેજ સ્ત્રી એક માઇલ ફરવાની વાતથીજ ડરી જાય છે. પરિણામે અનેક રોગ તેના મેમાન થઇ આવે છે અને પોતાને ગમતી જગ્યા મળી છે જાણી ત્યાંજ સહકુટુંબ સદાને માટે વાસ કરે છે. ઘણી વખત તો બિચારો પતિ પોતાની અર્ધીથી વધારે કમાણી પત્નીની દવાઓ પાછળજ ખર્ચતો હોય છે. અલબત્ત, પોતાની પત્ની માટે કોઇ પણ પુરુષ પોતાની અર્ધી તો શું પણ સર્વ સંપત્તિ ખર્ચે તોય ઓછી છે, પરંતુ મારૂં કહેવાનું એટલુંજ છે કે આવા કડવા સંજોગો બેદરકારીથી અને હાથે કરીને ઊભા કરવામાં આવે, એ તો ગુનોજ છે.

જે સ્ત્રીઓ આ પ્રમાણે રોગી બને છે તે સ્ત્રીઓનાં બાળકો પણ એવાં નબળાં અને નિવીર્ય હોય છે. જ્યાં આવાં બાળકો જન્મે ત્યાં રાષ્ટ્રનું ઉત્થાન કયાંથી સંભવે? માટે પોતાનાં વહાલાં બાળકો માટે, પોતાના પતિ માટે,

પોતાના કીમતી જીવન માટે, પોતાની વહાલી માતૃભૂમિ માટે દરેક સ્ત્રીએ તંદુરસ્તી પાછળ ધ્યાન આપવું આવશ્યક છે.

હવે કઇ રીતે સ્વાસ્થ્ય સાચવવું એનો વિચાર કરીએ. જે સ્ત્રીઓ ગામડામાં વસે છે તેમને માટે તો કોઇ પ્રશ્ન જ નથી, કારણ કે ત્યાં તો શારીરિક મહેનત ઉપરાન્ત ખુલ્લાં હવાપ્રકાશ તેમને મળ્યે જ જાય છે. પરંતુ જે સ્ત્રીઓ શહેરોમાં વસે છે તેમણે આ વિચારવાનું છે. આવી સ્ત્રીઓ પોતાનું ચાલુ ઘરકામ કરે તો તેમને સારી કસરત મળે. જરૂર પડે તો અર્ધાથી એક કલાક સુધી બગીચામાં, નદીકિનારે કે સાગરકાંઠે, સંજોગો પ્રમાણે ફરવાનું રાખે, તો તેઓની તંદુરસ્તી બગડવાનો લેશ પણ સંભવ ના રહે.

ખાસ કરીને આફ્રિકામાં વસતિ પ્રત્યેક બેનને મારી ખાસ ભલામણ છે, કે બની શકે તો એક ઘંટી વસાવવી અને હમેશનું વપરાશ જેટલું પોતાને હાથેજ પ્રભાતે ગાતાં ગાતાં દળવું. આથી ઘણીજ સારી કસરત મળશે. નેટીવ નોકરો પાસે દરેક કામ નહિ કરાવતાં બની શકે તેટલું પોતે કરી લેવું. આથી મન ખંતીલું અને કામ કરવાની ટેવવાળું રહેશે. અનુકૂળ વખતે નિત્ય બે માઇલ ખુલ્લામાં ફરવું પણ ખરૂં.

ટૂંકામાં શરીરસંપત્તિ એ અજોડ અને શ્રેષ્ઠ સંપત્તિ છે. તેનો નાશ થતાં ધન, દોલત, ઐશ્વર્ય, બધું નકામું છે. માટે આ શરીરસંપત્તિ વેડફાઇ ના જાય તે માટે ધ્યાન આપવું સૌથી જરૂરી છે. કોડ લીવર ઑઇલ અને એવી બીજી કેટલીયે દવાઓ પી શક્તિ મેળવવા ફાંફાં મારતા જુવાનો મેં જોયા છે. તમે અસંખ્ય શક્તિવર્ધક દવા પીઓ, પણ જ્યાં સુધી શારીરિક શ્રમ નહિ કરો ત્યાં સુધી કોઇ રીતે બળવાન અને સુખી નહિ થઇ શકો.

सर्वे सुखिनो भवन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ।

'સર્વ સુખી બનો, સર્વ નીરોગ બનો, સર્વ સુદૃષ્ટિવાળા બનો, કોઇને દુઃખ ન હો.'

સુણાવ (હાલ મોમ્બાસા) ડાહ્યાભાઇ આશાભાઇ પટેલ

---

## 'વડોદરા 'શહેર પાટીદાર છાત્રાલય'

૧. 'વડોદરા શહેર પાટીદાર છાત્રાલય'ની શરૂઆત છેલ્લાં બે ત્રણ વર્ષ ઉપર વડોદરામાં થઇ છે. વડોદરા શહેરમાં હાઇ સ્કૂલ, કૉલેજ, કલાભવન, વગેરે કેળવણી આપતી સંસ્થાઓમાં ભણતા વિદ્યાર્થીઓને રહેવા જમવાની અગવડ ન પડે, તેમના ઉપર દેખરેખ રહે અને ભણતરના વખતમાં વિદ્યાર્થીઓનું અને પાટીદાર વિદ્યાર્થીઓનું સંગઠન થાય, એકબીજાનો પરિચય થાય, તે માટે છાત્રાલયની શરૂઆત થઇ હોય તે સ્વાભાવિક છે.

૨. ઉપરાંત હાલમાં ચરોતરના પાટીદારો અને બીજા પાટીદારો આફ્રિકામાં અને પરદેશમાં ધંધાર્થે રહે છે, તેમના પૈકીનાં ઘણાં કુટુંબો પોતાનાં દીકરા-દીકરીને કેળવણી આપવા વડોદરા જેવાં શહેરોમાં રહે છે. તેમાંનાં કેટલાંકને પણ વડોદરા પાટીદારછાત્રાલય તરફથી કંઇક રાહત મળે તે સ્વાભાવિક છે.

૩. અમદાવાદમાં પાટીદાર સેવાસમાજ છેલ્લાં બેએક વર્ષથી શરૂ થયો છે. અને કલકત્તા જેવાં હિંદુસ્થાનનાં શહેરોમાં અને આફ્રિકાનાં કેટલાંક જાણીતાં શહેરોમાં, જ્યાં પાટીદારોની વસતિ વિશેષ પ્રમાણમાં છે, ત્યાં પાટીદાર સમાજો ચાલે છે. તેવા સમાજનો અભાવ વડોદરા શહેરમાં પણ હોવો ન જોઇએ, તે માટે 'સમસ્ત પાટીદાર કેળવણી મંડળ' સ્થાપવા પ્રયત્ન થતા હોવાનું જણાય છે, અને તે માટે શેઠશ્રી મફતલાલ ગગલભાઇ તરફથી ૧૦ હજાર રૂપિયાની સખાવત પણ થઇ છે.

૪. કેળવણીમંડળ, પાટીદાર કેળવણીમંડળ અને સમસ્ત પાટીદાર કેળવણી-મંડળ, આ નામો તો સારાં છે. અને નામ પ્રમાણે ગુણ અને આદર્શ રહી સ્વાર્થત્યાગથી અને સેવાવૃત્તિથી કામ થાય તો પાટીદાર માટે ઘણી હર્ષની વાત હોઇ આવકારદાયક છે.

૫. પાટીદાર સાહસિક છે, પાટીદારમાં બુદ્ધિ છે; ઈંગ્લેણ્ડમાં, આફ્રિકામાં, અમેરિકામાં, ઑસ્ટ્રેલિયામાં, ચીનમાં, જાપાનમાં, જર્મનીમાં, દુનિયાના કોઇ પણ ભાગમાં તેમની સાહસવૃત્તિને લીધે તેઓ જાણીતા છે. હાલ ગુજરાતનાં ગામડાંમાં રહેતો પાટીદાર મોટે ભાગે ગરીબ છે. પાટીદારની ટેવ છે કે તેની પાસે પૈસો થાય તો તે તેનાથી જીરવી શકાતો નથી. પાંચ હજાર તેણે મેળવ્યા હોય તો દશ હજારનું જોર કરે, કરજ કરીને પણ જોર કરે, તેનું નામ પાટીદાર. પાટીદાર પાસે પૈસો હોય તો તેનો પૈસો છલકાતાં વાર નથી લાગતી. અને પૈસા નહિ છતાં પૈસાપ્રાપ્ત દેખાવાની, સમાજમાં મોટા દેખાવાની, ઘોડાગાડી મોટરો દોડાવવાની, અને મોટાઇનો ડોળ ગમે તે ભોગે કરવાની પણ પાટીદારની

તમના કાંઇ ઓરજ હોય છે.

૬. પાટીદારોમાં મહુંમશ્રી વિઠ્ઠલભાઇ અને મશહુર શ્રી. વલ્લભભાઇ જેવાં નરરત્નો પણ રાજકીય ક્ષેત્રમાં પાક્યાં છે. અને સામાજિક અને કેળવણીવિષયક ક્ષેત્રમાં અનન્ય મૂગા સેવક મહુંમ શ્રી. મોતીભાઇ અમીન જેવા પણ થઇ ગયા છે. પણ પાટીદાર વસતિના પ્રમાણમાં સેવાના ક્ષેત્રમાં આ પ્રમાણ બહુજ થોડું છે.

૭. પૈસાપાત્ર પાટીદાર પૈસા આપે, પણ આત્મા સિવાયનું ખોખું ક્યાં સુધી નભે? સાચા સેવકને પૈસાની ખોટ નથી, પૈસા તો કામ કરનારને જ્યારે જોઇએ છે ત્યારે એની મેળે મળી આવે છે. મહુંમ શ્રી. મોતીભાઇ અમીન સાહેબની કોઇ પણ યોજના પૈસાને અભાવે અટકી પડી નહોતી.

૮. પાટીદાર યુવકમંડળનું પાટીદાર મંડળ થયું, પણ તેની હાલની સ્થિતિ કોઇથી અજાણી નથી.

૯. નાનું કે મોટું પાટીદારનું કોઇ પણ ગામ જુઓ તો જણાશે કે કોઇ ગામ પક્ષભેદ સિવાયનું નથી. પાટીદારોમાં સદ્‌ગુણો છે તેવાજ દુર્ગુણો પણ ઓછા નથી. ઝેર- અને વેર-વૃત્તિ પણ પાટીદારમાં ઓછી છે? અહંભાવ, હુંપણું, તેનો નમુનો પાટીદારમાં શોધવા જવો પડે તેમ નથી. પાટીદારની બુદ્ધિનો સદ્‌વ્યય થાય છે તેના કરતાં દુર્વ્યય વધારે થાય છે. કેટલાક પાટીદારો સંપ કરતાં કુસંપ કરાવવામાં અને કુસંપ કરાવી મોટાઇ માનનારા પણ હોય છે.

૧૦. અને પાટીદારનું કુળાભિમાન અને તેનો નમુનો તો દુનિયામાં બીજે સ્થળે મળવો મુશ્કેલ છે. ત્રણ, છ, તેર; ગોળ, એકડા; પરણનો ખર્ચ, વરઘોડા અને તેને અંગેની મોટાઇ તો કમી થવાને બદલે વધતાં ચાલે છે. પહેલાંના વખતમાં કન્યા પરણાવવાના ત્રાસને લીધે તેને ભૂપીતી કરવાનો રિવાજ હતો, તે તો નાબુદ થયો છે; છતાંય હાલના જમાનામાં કન્યાને પરણાવવાનો ત્રાસ નો કન્યાનો બાપજ જાણે એવી સ્થિતિ છે.

૧૧. એટલે ભાગ અને ગોળ, પરઠણનું અને આંકડાનું પ્રમાણ, મોટા અને નાનાનું પ્રમાણ, કુળવાન અને કુળહીનનો તફાવત, એ સૌ ઘટવાને બદલે વધતુંજ ચાલે છે. તે પ્રવાહની વિરુદ્ધનું વહેણ કેળવણી મંડળ અને પાટીદાર કેળવણી મંડળ, સમસ્ત પાટીદાર કેળવણી મંડળ કરે તો ઇષ્ટ છે.

૧૨. સમસ્ત પાટીદાર કેળવણી મંડળ અસ્તિત્વમાં લાવી, તેના સહાયકો, પેટ્રનો અને મુરબ્બીઓ કુળવાનશાહી અને કુળહીનશાહીના, મોટા અને નાનાના ભેદ મિટાવી માત્ર કેળવણીના અને સંસ્કારના એકજ પગથિયા ઉપર ઊભા રહેવા તૈયાર છે? નહિ તો મોટા નાનાના ભેદોમાં, ઇર્ષ્યાના અને વેરઝેરના

પ્રવાહમાં 'જેમ પાટીદારની સંસ્થાઓ મોટે ભાગે સારૂં કરવાને બદલે સાફ થાય છે અને ભેદભાવ પ્રગટે છે તેમ ન બને એટલુંજ સંભાળવાનું છે.

૧૩. સમસ્ત પાટીદાર કેળવણી મંડળ થાય તેનો વાંધો નથી, પરંતુ ભાગવિભાગ પેટાવિભાગ વધતા ન જાય, અને સમસ્ત એકતામાંથી ભિન્નતા ન વધે તે માટે સાવધ રહેવાની અને એકતા તથા વિશાળ ભાવના વધવા પ્રયત્નો થવાની જરૂર છે.

પ્રભુ સર્વને સદ્બુદ્ધિ આપે, એજ પ્રાર્થના.

કોઠી, ચાર રસ્તા, વડોદરા

વકીલ હાથીભાઇ અમથાભાઇ પટેલ,
હસ્તાક્ષરનિષ્ણાત

---*---

# પિતાજીને પત્ર

વહાલા પિતાજી,

સત્ય સંભળાવતાં બે કડવાં વેણ કહેવાં પડે તો આપની પ્રથમથીજ ક્ષમાં યાચું છું. પિતાજી, માતાની ખોટથી બાળપણમાં તમારી પ્રેમાળ ગોદમાં ઊછરી મોટી થઇ; તમારાજ જીવનના આદર્શો મારા જીવનમાં ઊતર્યા. નવયુગના એક ક્રાન્તિકારી યુવકને છાજે તેવું લોહી આપની નસેનસમાં વહી રહ્યું હતું. વારસામાં તે સઘળું મેં મેળવ્યું, પણ જ્યાં આપ પુખ્ત ઉંમરના, શક્તિએ સમર્થ, અનુભવે રીઢા અને વ્યવહારમાં કુશળ બન્યા કે તરતજ સમાજની પુનઃરચના કરવામાં આપનાં સ્વપ્નો જૂઠાં નીવડયાં.

જગતે નહોતું ધાર્યું કે સ્ત્રીસ્વાતંત્ર્ય માટે મરી ફીટતા, સ્ત્રીકેળવણીની હિમાયત કરતા, સમાન હકનાં બ્યુગલો ફૂંકતા પિતા, 'સ્ત્રી એ ઘરની ગુલામડી નહિં, પણ પુરુષની જીવનસહચરી છે,' એ મંત્ર ગજવનાર પિતા પોતાની પુત્રીને, જેના જીવનમાં પિતાના આદર્શો ભારોભાર ભર્યા છે એ પુત્રીને આમ એકાએક કુળને મોહે ગરદન મારશે; જગતે નહોતું ધાર્યું કે શક્તિએ સમર્થ એવો પુરુષ કન્યાને આગ ફેંકી દેશે, જગતે નહોતું ધાર્યું કે સ્વતંત્ર વિચારની ભણેલી ગણેલી પુત્રી પિતાની આવી આકરી આજ્ઞા માન્ય રાખશે. પણ જે અશક્ય મનાતું તે સૌ શક્ય થયું.

તમારી કુળતૃષ્ણા છિપાઇ, કુળવાનશાહી અને ખાનદાની સલામત રહી, લક્ષાધિપતિ કુળવાનનો પુત્ર લાવી તમે બીજાઓને મોંમાં આંગળાં ઘલાવ્યાં છે એવો સંતોષ તમે અનુભવ્યો, ઘસાઇ ગએલી શ્રીમંતાઇ પણ પાછી વધવા લાગી. પણ પિતાજી, કુળના લોભમાં અંધ બનેલા પિતાજી, તમને એટલો

પણ ખ્યાલ ન આવ્યો કે એક લક્ષાધિપતિ કુળવાન શા માટે તમારા જેવા ઘસાઈ ગએલા માણસનું માગું સ્વીકારે છે? શા માટે બીજાઓ પોતાના પુત્રને માટે આશા રાખતા નથી? શા કારણથી આટલી ઉંમર સુધી એ કૂંવારો રહ્યો હશે? લોકો જાણતા હતા કે તે દુનિયાદારીના વ્યવહાર જ્ઞાનથી બિલકુલ અજ્ઞાત છે, જીવનની એક પણ વસ્તુ તરફ તેમને રસ નથી, પિતાના લાખોના વેપાર તરફ તે આંખ પણ ઊંચી કરતા નથી. એ જ્ઞાની છે, પણ માતા આગળ એમનું જ્ઞાન તે અજ્ઞાન બને છે. લગ્ન કરવાની અનિચ્છા છતાં માતાની ઇચ્છાને આધીન થવું પડયું. એમનો જીવનવ્યવસાય છે ઊંઘવાનો, બસ રાતદિવસ ઊંઘે છે અને અર્ધજાગ્રત અવસ્થામાં અસ્પષ્ટ રીતે બકયા કરે છે.

બાપુ, સંસારી છતાં સાધ્વી છું. માતા પુત્રની સ્થિતિ જાણતાં હતાં. તેમને પૂરેપૂરી ખબર હતી કે પુત્ર પુરુષત્વવિહીન છે, છતાં કોણ જાણે કઈ આશાએ વહુ લાવવાના એમને કોડ જાગ્યા? કયા સુખની ઇચ્છાથી પુત્રને પરણાવ્યો હશે? હા, એક આશા હોઈ શકે કે લક્ષાધિપતિ કુળવાનનો પુત્ર કૂંવારો ન રહી જાય. બસ આટલા જ માટે એક બાળાનું બલિદાન દેવાયું. પિતાજી, કોઈ દેવીને પ્રસન્ન કરવા બકરાનું બલિદાન જેમ ભુવાને હાથે દેવાય છે તેમ મારી સાસુની જીવનઆશા સંતોષવા તમારે હાથે 'મારૂં' બલિદાન દેવાયું. આપે અજાણતાં, પણ મારી સાસુએ તો જાણવા છતાં મને જીવતી નરકાગારમાં નાખી. તે માટે હું કોઈનો દોષ દેતી નથી, દોષ છે મારા ભાવિનો. નસીબમાં લખ્યું હતું તે બન્યું, એમ માની મેં હસતે મુખે સ્વીકાર કર્યો છે.

પિતાજી, મારો લખવાનો ઉદ્દેશ આપને દોષ દેવાનો નથી, પણ કુળવાનશાહીએ જેમ મારૂં જીવન વેડફી નાખ્યું, તેમ મારી બેનોના જીવનમાં ન બને એ માટે ચેતવવાનો છે. વધુ નથી લખી શકતી, પણ બેનોને સુખી કરજો. તેમનાં લગ્ન તેમની સંમતિથી જ કરજો. જેની સાથમાં રહી જેને જીવનસંગ્રામ ખેલવાનો છે તેને તેના સાથીદાર શોધવાની તક આપજો. બીજું શું ત્યારે?

દુઃખના દરિયામાં ડૂબકાં ખાતી,
તમારી હતભાગી સરલા

ઉતરસંડા જશભાઈ સોમાભાઈ પટેલ

---

## જાણવાજોગ

### ૨. બાદશાહી સખાવત

વડોદરામાં સ્થપાએલા 'શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળ'ને છાત્રાલયનું

મકાન બાંધવા માટે શેઠશ્રી મફતલાલ ગગલભાઇએ સાઠ હજાર રૂપિયા આપવાનું સ્વીકાર્યું છે. આવી બાદશાહી સખાવત કરવા બદલ શેઠશ્રીને ધન્યવાદ ઘટે છે.

વડોદરા શહેરમાં કેળવણીની ઘણી સંસ્થાઓ છે. કૉલેજોમાં ભણતા મોટી ઉમરનાં વિદ્યાર્થીઓ માટે બોર્ડિંગોની વ્યવસ્થા છે, પરંતુ હાઇ સ્કૂલોના નાની ઉમરના વિદ્યાર્થીઓ માટે કંઇયે વ્યવસ્થા નથી; એટલે બીજી કોમોએ પોતાનાં છાત્રાલયો કાઢી પોતાનાં બાળકોની સંભાળ લીધી છે. પાટીદાર વિદ્યાર્થીઓ વીશીમાં જમે અને ભાડાની ઓરડીઓમાં કોઇની દેખરેખ વગર રહે, ખોટી સોબતના અને વ્યસનના ભોગ બને અને શરીર તેમજ અભ્યાસ બગાડે. આવી સ્થિતિ હતી અને હજુ પણ છે. તેમ થતું અટકાવવા 'શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળે' પોતાની પ્રથમ પ્રવૃત્તિ તરીકે અહીં મુખ્યત્વે હાઇ સ્કૂલોના વિદ્યાર્થીઓ માટેજ એક છાત્રાલય શરૂ કરેલું છે. તેનું મકાન આ રકમથી થશે અને એક પ્રશ્ન ઊકલશે.

પરંતુ પૈસાને અભાવે કોઇ પણ લાયક વિદ્યાર્થી અભ્યાસ કરતો અટકી ન જાય તેમ કરવાનો પણ આ સંસ્થાનો ઉદ્દેશ છે. એટલે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવા માટે આ સંસ્થાને હજુ પુષ્કળ પૈસાની જરૂર છે. તો પોતાને યોગ્ય લાગે તે રીતે વિદ્યાર્થીઓને મદદ કરવા માટે આ સંસ્થાને સારા પ્રમાણમાં મદદ આપવા ધનિક ભાઇઓને આગ્રહપૂર્વક વિનંતી છે. પાટીદાર છાત્રાલયમાં બીજી કોમના વિદ્યાર્થીઓને પણ પચીસ ટકા સુધી રાખવામાં આવે છે. આ શહેરમાં ભણવા આવતા વિદ્યાર્થીઓની સેવા હરેક રીતે કરવા તૈયાર રહેનાર આ સંસ્થાને પૂરતી મદદ મળી રહેશે એમ આશા છે, કેમ કે પાટીદારની વસતિના લગભગ દરેક ગામના વિદ્યાર્થીઓ એક યા બીજે કારણે આ શહેરમાં આવે છે. પ્રભુ અમારી આશા સફળ બનાવો!

મુ. વડોદરા **ચિમનભાઇ મૂ. અમીન,**
તા. ૩૦:૧૧:'૪૧ સહમંત્રી,
'શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળ'

## ૩. 'શ્રી લેઉઆ પાટીદાર મંડળ,' અમદાવાદ

અમદાવાદમાં વસતા ચરોતર, કાનમ, વાકળ અને દસકોશીના લેઉઆ પાટીદાર ભાઇઓમાંથી કેટલાક અમદાવાદનું જીવનધોરણ ઘણું ઊંચું હોવાથી આર્થિક કારણોને લીધે પોતાનાં બાળકોને જરૂરી કેળવણી પણ આપી શકતા નથી; તેથી પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી લેતાં બાળકોને ચોપડીઓ વગેરેની મદદ થઇ શકે તો ઉપરની મુશ્કેલી કેટલેક અંશે દૂર કરી શકાય.

આ માટે મંડળે ઠરાવ કરી ફંડ ઉઘરાવવા માટે નીચેના ભાઈઓની કમિટી નીમી છે. આ યોજનાની સફળતાનો આધાર આપ જેવાની મદદ ઉપર છે; તો આપ આપને ઉદાર હાથે તેમાં ઘટતી મદદ કરશો એવી આશા છે.

**કમિટીના સભ્યો**

૧. ગિરધરભાઈ ફકીરભાઈ પટેલ, પ્રમુખ, દરીયાપુર, વાડીગામ, ડખાની પોળ, ૨. શિવાભાઈ હરિભાઈ પટેલ, ૩. છોટાલાલ બેચરભાઈ પટેલ, ૪. વિઠ્ઠલભાઈ ગગનભાઈ પટેલ, ૫. મંગુભાઈ માધાભાઈ પટેલ, ૬. સોમાભાઈ ભવાનભાઈ પટેલ, ૭. અંબાલાલ લખાભાઈ પટેલ, ૮. ડાહ્યાભાઈ જીવાભાઈ પટેલ, ૯. કુશાભાઈ આશાભાઈ પટેલ, ૧૦. ભાઈલાલભાઈ જેસિંગભાઈ પટેલ, ૧૧. ચુનીલાલ શંકરભાઈ.

લિ. મંત્રીઓ,

તા. ૨૯:૧૧:'૪૧

**મંગુભાઈ માધાભાઈ પટેલ,**
દરિયાપુર, વાડીગામ, ડખાની પોળ, અમદાવાદ
**અંબાલાલ લખાભાઈ પટેલ,**
દરિયાપુર, વાડીગામ, મહેતાપોળ, અમદાવાદ

## ૪. 'શ્રી સોળગામ પાટીદાર કેળવણી મંડળ'

ચરોતરમાં આવેલાં પામોલ, અલારસા, કંથારીઆ, ભેટાશી, સુંદણ, દહેમી, નિસરાયા, પીપળી, લાલપુરા, શિંગલાવ, આસોદર, અંબાવ, ખડોલ, ઉમલાવ, આંકલાવ, કિંખલોડ, વગેરે સોળ ગામના કેળવણી મંડળની સાધારણ સભા તા. ૨૩:૧૧:'૪૧ને રવિવારે ૧ વાગ્યે મળી હતી. તેમાં શ્રી ઉમેદભાઈ ભગવાનભાઈને પ્રમુખપદે નીચેના ઠરાવ થયા હતા:

**ઠરાવ ૧:** સંવત ૧૯૯૮ની સાલ માટે આ મંડળની પ્રવૃત્તિઓ તથા નાણાંનો વહીવટ કરવા માટે નીચે પ્રમાણે વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવે છે: પ્રમુખ–શ્રી ઉમેદભાઈ ભગવાનભાઈ, ઉપપ્રમુખ–શ્રી પુરુષોત્તમ કુશાભાઈ, શ્રી ઈશ્વરભાઈ છગનભાઈ, ખજાનચી–શ્રી આશાભાઈ ભવાનભાઈ, મુખ્ય મંત્રી–શ્રી પુરુષોત્તમ ખોડાભાઈ, સહમંત્રી–શ્રી છોટાભાઈ કાશીભાઈ, શ્રી હરમાનભાઈ દાદાભાઈ, શ્રી જેઠાભાઈ ડુંગરભાઈ, સભ્યો–શ્રી ગદીજીભાઈ સોમાભાઈ, શ્રી ડાહ્યાભાઈ રામદાસ, શ્રી ચતુરભાઈ રણછોડભાઈ, શ્રી જેઠાભાઈ તુળશીભાઈ, શ્રી ભીખાભાઈ દેસાઈભાઈ, વગેરે ૩૨ સભાસદોનું વ્યવસ્થાપક મંડળ ઠરાવવામાં આવ્યું. આ ઠરાવ શ્રી. સોમાભાઈ લલ્લુભાઈની દરખાસ્તથી અને શ્રી. ચતુરભાઈ નાગરભાઈના અનુમોદનથી પસાર થયો.

ઠરાવ ૨: કેળવણીના નિભાવઅર્થે શ્રી ઉમેદભાઇ ભગવાનદાસ, શ્રી સોમાભાઇ લલ્લુભાઇ તથા શ્રી હરમાનભાઇ દાદાભાઇ તરફથી મળેલાં રૂા. ૧૦૦નાં ત્રણ ટ્રસ્ટો તેમની શરતો મુજબ, શ્રી પુરુષોત્તમ ખોડાભાઇની દરખાસ્તથી અને શ્રી ચતુરભાઇ રણછોડભાઇના અનુમોદનથી સ્વીકારવામાં આવ્યાં.

ઠરાવ ૩: રાષ્ટ્રભાષા(હિંદી)નો પ્રચાર વધે અને ભ્રાતૃભાવ વધે, તે માટે રાષ્ટ્રભાષાપ્રચારની તથા બાલસંમેલનની યોજના શ્રી ડાહ્યાભાઇ રામદાસની દરખાસ્તથી અને શ્રી પુરુષોત્તમ ખોડાભાઇના અનુમોદનથી નીચે પ્રમાણેની મંજુર કરવામાં આવી:

## (૧) રાષ્ટ્રભાષા પ્રચાર

ઉદ્દેશ: રાષ્ટ્રીય, સામાજિક, કોમી ઐક્ય, સ્વદેશસંગઠન અને દેશપ્રેમ વધારવાની શક્તિ રાષ્ટ્રભાષામાં જ છે. તે હિન્દુસ્થાનની સાંસ્કૃતિક એકતા સાધે છે. એ લાભ મેળવવાનો મુખ્ય ઉદ્દેશ છે.

નિયમો: ૧. રાષ્ટ્રભાષાના પ્રચારાર્થે પરીક્ષાકેન્દ્રો અલારસા, કંથારીઆ અને પામોલ રાખવામાં આવ્યાં છે. તેમાં ગમે તે જ્ઞાતિના પરીક્ષાર્થી બેસી શકશે.

૨. પરીક્ષાનાં ઠરાવેલાં કેન્દ્રોમાં પરીક્ષામાં બેસનાર ભાઇને કે બેનને અભ્યાસાર્થે રાષ્ટ્રભાષાનાં પુસ્તકો મફત લાવી આપવામાં આવશે.

૩. કેન્દ્રોમાં પ્રચારક દ્વારા રાષ્ટ્રભાષાનું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવશે.

૪. કોઇ પણ રાષ્ટ્રભાષાની પરીક્ષામાં વિશેષ યોગ્યતાથી પાસ થનાર પરીક્ષાર્થીને ઇનામ આપવામાં આવશે.

૫. દરેક પરીક્ષાર્થીએ રાષ્ટ્રભાષા-પ્રમાણપત્ર-વિતરણોત્સવમાં સક્રિય ભાગ લેવો જોઇશે, તેમ નહિ કરનારને બીજે વર્ષે મદદ આપવાની બંધ કરવામાં આવશે.

૬. પુસ્તકોની મદદ કે ઇનામ સોળગામના પાટીદારને જ મળશે.

## (૨) બાલસમેલન

ઉદ્દેશ: ૧. વક્તૃત્વકળા, નાટ્યપ્રયોગ, અવલોકન શક્તિ તથા સંગીતકળા ખિલવવી.

૨. રેંટિયા, તકલી, ભરત, ગૂંથણ, માટીકામ, વગેરે ગ્રામોદ્યોગનો વિકાસ કરવો.

૩. વ્યાયામનો શોખ જાગ્રત કરી શારીરિક કેળવણીનો વિકાસ કરવો.

૪. બાળલેખકોને ઉત્તેજન આપવું.

નિયમો: ૧. ઉપરના ઉદ્દેશોની સિદ્ધિ અર્થે કેળવણી મંડળ દર વર્ષે ઠરાવે તે ગામે બાળસંમેલન ભરવું.

૨. સંમેલનના દરેક ઉદ્દેશની સિદ્ધિ અર્થે જુદી જુદી હરિફાઇ યોજવી.

૩. વ્યાયામમાં દોડવું, લાંબુ કૂદવું, ઊંચું કૂદવું, ખોખો, હુતુતુ, લંગડી, લેઝીમ, લાઠી, દોરી કૂદવી, મ્યુઝીક ચેર, વગેરેની હરિફાઈ રાખવામાં આવશે.

૪. બાળસંમેલન અંગે સુંદર પ્રદર્શન ગોઠવવું.

૫. સંવાદ, નકલ, સંગીત, વગેરેનો ઉત્સવ યોજવો.

૬. નિર્વ્યસની અને સેવાભાવી બાળકોનું સંગઠન સાધી બાલસંઘની યોજના પ્રમાણે કરવું.

ઉપર પ્રમાણે પ્રવૃત્તિઓમાં સુંદર કામ કરનારને ઇનામ આપવામાં આવશે, તેમાં સોળગામનાં પાટીદાર બાળકો કે કન્યાઓ ભાગ લેઇ શકશે.

રાષ્ટ્રભાષા પ્રચાર અને બાળસંમેલન સમિતિ:

પ્રમુખ: શ્રી. ઉમેદભાઇ ભગવાનભાઇ (ભેટાશી)
મંત્રી: ,, પુરુષોત્તમ ખોડાભાઇ (મંત્રી, કેળવણી મંડળ)
સભ્યો: ,, મહીજીભાઇ સોમાભાઇ (અલારસા)
,, ,, છોટાભાઈ કાશીભાઇ (પામોલ)
,, ,, ઇશ્વરભાઇ છગનભાઇ (કંથારીઆ)
પ્રચારક-સંચાલક: ,, ડાહ્યાભાઇ રામદાસ (અલારસા)

છેવટે શ્રી. મહીજીભાઇએ પ્રમુખશ્રીનો તથા સભાજનોનો આભાર માન્યા બાદ આશા અને ઉત્સાહ વચ્ચે સભા વિસર્જન પામી હતી.

કંથારીઆ,
તા. બોરસદ
તા. ૨૭:૧૧'૪૧

પુરુષોત્તમ ખોડાભાઇ પટેલ,
મુખ્ય મંત્રી,
'શ્રી સોળગામ પાટીદાર કેળવણી મંડળ'

---*---

## ગ્રંથપરિચય

**૧૧. જોડણી માટે ખિસ્સાકોશ:** સંપાદક–મગનભાઇ દેસાઇ, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; પ્રકાશક–નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃ૪ ૧૬+૨૬૮, કિંમત આઠ આના. હજી સુધી ગુજરાતી ભાષાના શબ્દોની જોડણી એકધારી થઇ નથી. ગૂજરાત વિદ્યાપીઠ તરફથી જોડણીકોશની ત્રણ આવૃત્તિઓ થઇ. છતાં હાલતાં ચાલતાં અનેક શબ્દોની જોડણી વિષે શંકા પડે અને

તેથી ખિસ્સામાં રાખી શકાય એવા નાનકડા જોડણીકોશની જરૂર લાગ્યાથી એ જ સંસ્થાએ આ ખિસ્સાકોશ પ્રકટ કર્યો છે. "જે શબ્દોની જોડણીમાં શંકાને સ્થાન હોય, એટલે કે લખનાર સહેજે શુદ્ધ ન કલ્પી શકે અને કોશમાં જોવું પડે, એવા જ શબ્દો વીણીને આમાં સંઘર્યા છે." બીજી આવૃત્તિમાં ૪૬૬૬૧ શબ્દો હતા, ત્રીજી આવૃત્તિમાં ૫૬૮૩૦ શબ્દો હતા, ત્યારે આ ખિસ્સાકોશમાં એટલા બધા શબ્દોમાંથી વીણીને લગભગ ૧૩-૧૪ હજાર જ શબ્દો મૂક્યા છે. આથી કોશનું કદ એટલું બધું નાનું બન્યું છે કે સહેજે ખિસ્સામાં રહી શકે. વિદ્યાપીઠના આ પ્રયાસ માટે તેને ધન્યવાદ ઘટે છે. મુંબઇ સરકારે પોતાની શાળાઓ માટે વિદ્યાપીઠનો જોડણીકોશ મંજૂર કર્યો છે. પ્રથમ આવૃત્તિની કિંમત ૭ આના હતી, પણ કાગળોની મોંઘવારીને લીધે આ બીજી આવૃત્તિની કિંમત આઠ આના રાખવી પડી છે.

૧૨. **Modern Freehands** by D. S. Patel, P. B. 626, Mombasa; ૧૪ પાન, દરેક ઉપર એકેક નમૂનો, કિંમત પૂર્વ આફ્રિકા માટે શિ. ૧-૨૫, હિંદુસ્થાન માટે રૂ. ૦-૧૨-૦. આમાં અંગ્રેજી પગા અને ઉઠ્ઠા ધોરણના ચિત્રવિદ્યાર્થીઓ માટે ચિત્રને સારૂ નમૂના છે.

---

## પ્રસંગકથા

**ભાદરણમાં અનુકરણીય લગ્ન**

ભાદરણના ગ્રામસેવક ભાઇ રાવજીભાઇ છોટાભાઇ રાણાનાં બેન જયાબેનનાં લગ્ન સોજીત્રાના લોકસેવક ભાઇ રાવજીભાઇ નાથાભાઇ પટેલના ભાઇ બલભદ્ર સાથે ગયા માગશર સુદિ ૧૦મ ને શુક્રવારે ભાદરણમાં થયાં. ભાઇ બલભદ્રની ઉમર ૨૪ વર્ષની અને બેન જયાબેનની ઉમર ૨૧ વર્ષની છે. ભાઇ બલભદ્ર સાબરમતી આશ્રમમાં અને ગુજરાત વિદ્યાપીઠમાં રહી ખાદીવિદ્યામાં ઉત્તીર્ણ થયા છે, બેન જયાબેને અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે. આ લગ્નમાં પરઠણ વગેરે કશા પ્રકારની લેવડદેવડ થઇ નથી. લગ્ન અગાઉ વિવાહ દશ માસથી થયો હતો, તે અરસામાં પણ ગાટલી વગેરે અને લગ્ન પ્રસંગે પણ માટલાં વગેરે કશાની લેવડ થઇ નથી. માંડવા મુહૂર્ત, ગ્રહશાન્તિ કે એવી કોઇ પણ વહેમી ક્રિયા એકેય પક્ષ તરફથી કરવામાં આવી નથી. સોજીત્રેથી ૨૧ માણસ અને વરપક્ષના ઇતર મિત્રસંબંધીઓ મળી કુલ ૩૦ માણસની જાન લગ્નને દિવસે સવારે નવ વાગ્યે ભાદરણ પહોંચી હતી. તુરત ચા, પછી અગિયાર વાગ્યે જાનને હાજરી કરાવી હતી. બે વાગ્યે વર સાથે જાન માંડવે ગઇ. વરને સુતરના હારથી પૂંખી લેવામાં આવ્યા હતા. ત્યાં જ

જાનનો પાનસોપારીથી સત્કાર કર્યા બાદ લગ્નવિધિ શરૂ થયો હતો. લગ્નવિધિ લોકસેવક શ્રી. રવિશંકર મહારાજે છેક સાદી રીતે કરાવ્યો હતો. વરકન્યા બંને ખાદીના પોશાકમાં હતાં. તે પ્રસંગે ગામનાં આશરે ૭૦૦–૮૦૦ ભાઈબેનો હાજર હતાં. કન્યાના ભાઇ રાવજીભાઈએ વરને ખાદીનું એક ધોતિયું, પહેરણ, ટોપી અને ખેસ ભેટ આપ્યાં હતાં. પછી સાંજે જાન જમવા બેઠી. કસુંબાનો લોકવ્યવહાર કરવામાં આવ્યો હતો નહિ. રાતે નવ વાગ્યે જાન પાછી ફરી હતી. વરપક્ષે વાજાં આણ્યાં ન હતાં, કન્યાપક્ષે પણ વાજાંને બદલે ચોવડિયાં બેસાડ્યાં હતાં. છેક ઓછે ખર્ચે આમ લગ્નપ્રસંગ ઉકેલી લેવાય તો પાટીદારોમાં કન્યાજન્મ અકારો થઇ પડે છે તેને બદલે તેને વધાવી લેવાય. આવા અનુકરણીય લગ્નવિધિ માટે એ બંને પક્ષને ધન્યવાદ ઘટે છે.

**વડોદરામાં સુશિક્ષિત વરકન્યાનું સાદું લગ્ન**

પીજના ભાઇ ચિમનભાઇ વલ્લભભાઇ પટેલ હાલ પૂના ગુજરાતી આઇગરી સ્કૂલના હેડ માસ્તર છે, તેમનાં બેન ગંગાબેનનાં લગ્ન નારના વતની પણ હાલ આફ્રિકામાં રહેતા ભાઇ મગનભાઇ ઉમેદભાઇ પટેલના પુત્ર ભાઇ ચિમનભાઇ સાથે ગઇ તા. ૨૪:૧૧:'૪૧ને દિવસે થયાં. વર ભાઇ ચિમનભાઇ હાલ અમદાવાદ ગુજરાત કૉલેજમાં જ્યુ. બી. એ. કલાસમાં અભ્યાસ કરે છે. કન્યા બેન ગંગાબેન પૂનામાં વાડીઆ કૉલેજમાં ઈંટર આર્ટ્સ કલાસમાં અભ્યાસ કરે છે. પીજનો કન્યાપક્ષ પોતાને વધારે કુલીન માનતો હોવાથી નારના વરપક્ષના કુટુંબમાં કન્યા દેતો નથી, તેથી કન્યાપક્ષના કુટુંબીજનોએ આ લગ્નસંબંધ સામે વિરોધ કરેલો અને કન્યાના ભાઇ ચિમનભાઇને સમજાવવા તેમનાં માતાને ઠેઠ પૂના પણ મોકલેલાં. લાગે છે કે તેથી જ આ લગ્નની ક્રિયા પીજમાં ન કરતાં વડોદરામાં–સયાજીગંજ, આનંદવિલાસમાં– કરેલી. અને વિરોધ પ્રદર્શિત કરવા માટે તો ભાઇ ચિમનભાઇનાં માતા અને તેમના સગા કાકાના દીકરા પણ લગ્નપ્રસંગે હાજર રહેલાં નહિ, સહાનુભૂતિ રાખનાર દશેક ભાઇ પીજથી ત્યાં ગએલા. વરપક્ષે જાનમાં નારથી આશરે ૪૫ માણસો ગએલા. જાન એકજ રાત્રી વડોદરે રહેલી. લગ્નમાં કોઇ પણ પ્રકારની આર્થિક લેવડદેવડ થઇ નથી. આ લગ્નપ્રસંગની ખુશાલીમાં વરપિતા ભાઇ મગનભાઇએ પીજ ગામની સાર્વજનિક સંસ્થાઓને રૂ. ૫૫૧ દાનમાં આપ્યા છે. કુળાભિમાન તોડીને પણ પોતાનાં બેનને સુયોગ્ય વર સાથે લગ્નગ્રંથીથી જોડવા માટે ભાઇ ચિમનભાઇને ખરેજ ધન્યવાદ ઘટે છે.

**કોને દાખે?**

"મુંબઇ, તા. ૪થી ડિસેમ્બર. હિંદુ સમાજમાં વિધવાનું સ્થાન એવું

કફોડું બને છે કે તેઓ ન તો લગ્ન કરી શકે અને ન તો સ્વતંત્ર રીતે કામધંધો કરી ગુજરાન નિભાવી શકે. કેટલીક વિધવાઓ ગુજરાનની મુશ્કેલીને અંગે અવળે માર્ગે પણ ચઢી જાય છે, જ્યારે કેટલીક વિધવાઓ પરધર્મી બની જાય છે. એ રીતે હિંદુ સમાજ તેની વિધવાઓને ગુમાવે છે અને એ રીતે હિંદુ કોમની વસતિમાં તે પ્રમાણે સંખ્યા ઘટતી જાય છે, એટલું જ નહિ પણ પ્રેમ ખાતર પણ કેટલીક વિધવાઓ પરધર્મી બની ગયાના બનાવો બન્યા છે તે તો જુદા. હાલમાં ૧૫ જેટલી વિધવાઓએ મુસ્લીમ ધર્મ અંગીકાર કરી મુસ્લીમો સાથે લગ્ન કરવા માટે ઇચ્છા દર્શાવી પોલીસ કોર્ટના રજીસ્ટ્રાર અને મેજિસ્ટ્રેટ મિ. કાંગા સમક્ષ ડેકલેરેશનો નોંધાવ્યાં છે" ('મુંબઇ સમાચાર,' તા. ૬:૧૨:'૪૧). આમ હિંદુ વિધવાઓને પરધર્મમાં ચાલી જવું પડે એ કોને દોષે? મુસલમાનો હિંદુ સ્ત્રીઓને ફસાવીને ઉપાડી જાય છે એવો આરોપ મૂકવામાં આવે છે અને એ આરોપમાં સત્ય પણ છે, પણ સાથે લાગી ૧૫ વિધવાઓ પરધર્મી બની જઇ મુસલમાનો સાથે લગ્ન કરવા આપમેળે તૈયાર થાય ત્યાં કોનો દોષ? બેશક હિંદુ સમાજરચનાનો જ એ દોષ છે. હિંદુઓએ સ્ત્રીઓને સર્વે વિષયોમાં તેમજ લગ્નવિષયમાં પણ છેક જ પરાધીન રાખી છે. પુરુષ વિધુર થતાં તો શું, સ્ત્રી જીવતી છતાં અનેક લગ્ન કરી શકે અને સ્ત્રી વિધવા થતાં પણ લગ્ન ન કરી શકે, એને બિચારીને લગ્નસુખમાંથી સદાને માટે વંચિત રાખવામાં આવે, જીવનનિર્વાહને માટે સદાય પાંગળી રાખવામાં આવે, એ અન્યાયનું પરિણામ બીજું શું આવે? હજીયે આ મૃત્યુઘંટ સાંભળીને હિંદુઓ ચેતે, નહિ તો જાતિનું મૃત્યુ નિશ્ચય છે!

**કલકત્તા પાટીદાર સમાજનો ઉદ્યાનોત્સવ**

આપણને ખ્યાલ પણ ન આવે એટલા બધા પાટીદારો કલકત્તામાં વસે છે. મોટે ભાગે તો તેઓ વેપારમાં કે વેપારી નોકરીઓમાં જોડાએલા છે. તેમાંના હિતચિંતકોએ મળીને ત્યાં 'પાટીદાર સમાજ' સ્થાપ્યો છે. એ સમાજના અગ્રેસરોની યોજનાથી તા. ૯:૧૧:'૪૧ને રોજ શેઠ શ્રી. મોતીલાલ રાધાકિશનના વિશાળ બગીચામાં કલકત્તામાં વસતાં પાટીદાર ભાઇબેનોએ ઉદ્યાનોત્સવ ઊજવ્યો. તે દિવસે ત્યાં જમણમાં ૮૦૦-૯૦૦ ભાઇબેનોએ ભાગ લીધો હતો અને તેનો બધો ખર્ચ ભાઇ ગોવિંદભાઇ જોરાભાઇ પટેલે ઉપાડી લીધો હતો. આવા ઉત્સવોથી બેશક લાભ થાય છે; કલકત્તાના વિસ્તારમાં દૂર દૂર વસતાં ભાઇઓ, બેનો અને બાળકો એકબીજાના નિકટ પરિચયમાં અને સંબંધમાં આવે છે અને એમ હેતભાવ વધે છે. આવા ઉત્સવ માટે પ્રમુખ ભાઇ ઉમેદભાઇ ખુશાલભાઇ પટેલને, ઉપપ્રમુખ ભાઇ લાજપતરાય રાવજીભાઇ પટેલને, ભાઇ ગોવિંદ-

ભાઈને અને અન્ય સંચાલકોને ખરેજ ધન્યવાદ ઘટે છે. વળી ધર્મજના ભાઈ છોટાભાઈ ભાઈલાલભાઈ પટેલ, જેઓનું વડોદરામાં સયાજી આયર્ન વર્કસ ચાલે છે, તેઓ એ અરસામાં કલકત્તે ગએલા, તેમણે સમાજને રૂા. ૫૦૧ની મદદ આપી છે, તેમને પણ ધન્યવાદ ઘટે છે. આપણે આશા રાખીએ કે સમાજ હજી પણ ઉપયોગી કામ કરે. ત્યાં પોતાના ભાઈઓની આર્થિક મુસ્કેલી ટળે, ધંધારોજગારમાં સવડ વધે, એવી એવી યોજનાઓ કરે. આપણા કઢંગા સામાજિક રિવાજો વિષે પણ ઊહાપોહ કરીને તે ટાળવા માટે વિચાર, પ્રેરણા અને યોજનાઓ કરે અને પ્રસંગ આવ્યે તે યોજનાઓ અમલમાં મૂકે. અને ત્યાર પછી પણ આપણે જ્ઞાતિના સાંકડા કુવામાં ભરાઈ ન રહેતાં બીજા દેશભાઈઓ સાથે વારંવાર ભળવાની ને મળવાની યોજનાઓ કરી તેમને પણ લાભ આપીએ અને તેમનો પણ લાભ ઉઠાવીએ.

### રૂા. ૪૦૦૦૦નું ઉદાર દાન

અમદાવાદ પાસેના પાલડી ગામના ભાઈ મોતીભાઈ શામળભાઈ પટેલ ઉદાર સ્વભાવના છે, એ ભાઈ ત્યાંના જમીનદાર છે. તેમણે અમદાવાદના વાડીલાલ સારાભાઈ હોસ્પિટલમાં Deep X Therapy મશીન મૂકવા માટે પ્રથમ રૂા. ૩૦૦૦૦નું દાન અમદાવાદ મ્યુનિસિપાલિટીને આપેલું. પણ જો છેલ્લામાં છેલ્લી બનાવટનું મશીન ખરીદવામાં આવે તો ત્રીસ હજાર ઉપરાંત આઠ દશ હજાર રૂપિયા મ્યુનિસિપાલિટીમાંથી ખર્ચવા પડે તેમ હતા. 'આ વાતની ખબર મોતીભાઈ અને તેમના કુલ મુખત્યાર ભાઈ ફકીરભાઈ સારાભાઈ, જે પાલડીના મુખી છે, તેમને પડી. ભાઈ ફકીરભાઈ મ્યુનિસિપાલિટીના પ્રમુખને મળ્યા, તેમની પાસેથી બધી વાત સમજી લીધી અને તુરતજ વગર આનાકાનીએ જણાવી દીધું કે પોતાના કાકા મોતીભાઈએ રૂા. ૧૦૦૦૦ સુધીનું વધુ દાન આપવાની ઇચ્છા દર્શાવી છે. એમ કુલ રૂા. ૪૦૦૦૦નું દાન સ્વીકારવાનો, એ દાનમાંથીજ 'શ્રી. મોતીભાઈ શામળભાઈ પટેલ ડીપ એક્સ થેરપી હોલ' બાંધવાનો, તેમાં સારામાં સારૂં મશીન મૂકવાનો અને હોલમાં દાતાની છબિ મૂકવાનો અમદાવાદ મ્યુનિસિપાલિટીએ ઠરાવ કર્યો છે. ભાઈ મોતીભાઈ ખૂબ શ્રીમંત નથી, છતાં પૈસેટકે સુખી છે અને ખાનદાન કુટુંબના છે, તેમને આવા ઉદાર દાન માટે જરૂર ધન્યવાદ ઘટે છે.

### મોટા કરાળામાં પ્રેતભોજનનો બંધ

(૧) મોટા કરાળા તા. શિનોરના ભાઈ મગનભાઈ જેસંગભાઈ રાવ એ તાલુકાના પૂર્વ વિભાગ તરફથી વડોદરા પ્રાન્તપંચાયતના ચૂંટાએલા સભ્ય છે. એ ભાઈ ખાદી પહેરે છે અને તાલુકાની પ્રજાહિતની પ્રવૃત્તિમાં સારો

રસ લે છે. તેમના પિતાશ્રી જેમંગભાઇ ગુલાબભાઇ રાય માગશર સુદિ ૧૦મને રોજ ગુજરી ગયા. ભાઇ મગનભાઇ, એમના મોટા ભાઇ ખુશાલભાઇ અને નાના ભાઇ છગનભાઇ, એ ત્રણે ભાઇઓએ એકમત થઇને પોતાના પિતાશ્રી પાછળ પ્રેતભોજન નથી જમાડયું. વળી પિતાશ્રીના સ્મારકરૂપે ત્યાંના ગ્રામ ઔષધાલયનું મકાન બાંધવાના ફાળામાં રૂ. ૫૦૦ અને ગામના તળાવમાં હરિજનો માટે ખાસ ઓવારો બાંધવા માટે રૂ. ૩૦૦ દાન આપવાનું જાહેર કર્યું છે. (૨) મોટા કરાળાના રહીશ, પણ હાલ વસનપુરામાં રહેતા ભાઇ સોમાભાઈ વાસણભાઇ રાયનાં કાકી અને માસી ઊજમબા આસો વદિ ૮મને રોજ અપુત્ર ગુજરી ગયાં. તેમના વારસ ભાઇ સોમાભાઇ છે, તેમણે પણ ઊજમબા પાછળ પ્રેતભોજન નથી જમાડયું. (૩) મોટા કરાળાના ભાઇ રણછોડભાઇ ઘેલાભાઇ પટેલના પિતા માગશર સુદિ ૮મને રોજ ગુજરી ગયા. ભાઇ રણછોડભાઇ યુવક છે, અને ખાદી પહેરે છે. તેમણે પણ પિતા પાછળ પ્રેતભોજન નથી જમાડયું. એ સૌ ભાઇઓને આ નવે ચીલે ચાલ્યા માટે ધન્યવાદ ઘટે છે. તેમના સંબંધમાં આવનાર ભાઇઓ એમનું અનુકરણ કરે તો એમનું પોતાનું જ હિત છે.

### પ્રેતભોજનનિષેધનો પ્રચાર

વડોદરા પ્રજામંડળના નેતાઓએ એ રાજ્યના દરેક તાલુકામાં પ્રચાર માટે પ્રવાસની યોજના કરેલી. તે અનુસાર સિનોર તાલુકાનો પ્રવાસ કેટલાક નેતાઓએ તા. ૨૧:૧૧:'૪૧ને રોજથી શરૂ કરેલો. તેમણે પ્રજાજનોને પોતાના રાજકીય હકો સમજવાનો પ્રચાર કરેલો; તે ઉપરાંત આર્થિક સંકડામણમાં મૂકતા સામાજિક રિવાજો, ખાસ કરીને પ્રેતભોજન, બંધ કરવાનો પણ પ્રચાર કરેલો. એ પ્રચારને પરિણામે સિનોર તાલુકાના પશ્ચિમ વિભાગ તરફથી વડોદરા પ્રાન્તપંચાયતના ચૂંટાએલા સભ્ય ભાઇ કલ્યાણભાઇ હીરાભાઇ પટેલે અને સુરાસામળ ગામના ભાઇ મથુરભાઇ કેસુરભાઇ પટેલે પ્રેતભોજન નહિ જમવાની અને તેજ ગામના ભાઇ દેસાઇભાઇ પટેલે પ્રેતભોજન નહિ જમવાની અને નહિ જમાડવાની પ્રતિજ્ઞા લીધેલી. આજે આટલાએ જ પ્રતિજ્ઞા લીધી છે, કાલે અનેક જણ તેમનું અનુકરણ કરશે. પ્રજાના આગેવાનોના પણ એથી માર્ગ સ્પષ્ટ થાય છે.

### અને ચરોતરમાં?

એ તો થઇ કાનમની વાત, પણ પોતાને પાટીદારોના સૌ પ્રદેશોના શિરતાજ માનનાર ચરોતરની? બાંધણીના ભાઇ રેવનદાસ જીજીભાઇ પટેલ પૂર્વ આફ્રિકામાં—નાઇરોબીમાં રહે છે. મારે એમની સાથે પ્રત્યક્ષ પરિચય

નથી, પણ જે પરોક્ષ પરિચય છે તેથી જાણવા મળ્યું છે કે ભાઇ રેવનદાસ સુધારક વિચારના છે અને તે પ્રકારની વાતો કરે છે. થોડા વખત ઉપર ભાઇ રેવનદાસનાં માતુશ્રી ગુજરી ગયાં. ભાઇ રેવનદાસ ત્યારે મુંબઇમાં હતા, તેમના ભાઇ સોમાભાઇ બાંધણીમાં જ રહે છે. ભાઇ સોમાભાઇએ એ માતુશ્રી પાછળ આખા બાંધણી ગામના પાટીદારો તથા ત્યાંની નિશાળોનાં બાળકોને જમાડીને હજાર બારસો રૂપિયાનો ધુમાડો કર્યો! આ પ્રસંગે એ પ્રેતભોજન અટકાવવા ભાઇ રેવનદાસે મુંબઇથી બાંધણી આવવું જોઇતું હતું, પણ તેમણે તેમ કર્યું નહિ. ઘડીભર માનીએ કે તેમણે પોતાના ભાઇને એ પ્રેતભોજન નહિ જમાડવાની સૂચના કરી હશે, પણ એમના ભાઇએ એ સૂચનાને અવગણી હશે. તો ભાઇ રેવનદાસનો સ્પષ્ટ ધર્મ હતો, કે જેમ ટીંબરવાના ભાઇ પ્રયાગજી પ્રભુદાસે પોતાના બે ભાઇઓને પોતાના પિતાશ્રી પાછળ પ્રેતભોજન નહિ કરવાની અને કરશે તો પોતાની કંઇ જવાબદારી નથી એવા પ્રકારની નોટીસ (જે નોટીસ 'પાટીદાર'ના ગયા કાર્તકની પ્રસંગકથામાં છપાઇ છે) આપી હતી તેવી નોટીસ ભાઇ રેવનદાસે પોતાના ભાઇ સોમાભાઇને આપવી જોઇતી હતી. પણ સદાસર્વદા સુધારાની વાતો કરવી અને પ્રસંગ આવ્યે આમ પાણીમાં બેસી જવું એનો શો અર્થ, સુધારક યુવકો? અને શાળાનાં બાળકોને પ્રેતભોજન જમવા દેવાની પરવાનગી વડોદરા રાજ્ય આપે છે કે શું?

### ગીતામૂર્તિનું ધતિંગ

પવિત્ર મનાતી ભારતભૂમિમાં આજે ભૂખ્યેતરસે રિબાતી કરોડો કંકાલમૂર્તિઓ રવડે છે, ત્યાં એમની જ મજૂરીએ તાગડધિન્ના કરનાર બાવન લાખ બાવા કંઇ કંઇ ધતિંગ રોજ ને રોજ ઊભાં કરે છે. પોતાના વાક્ચાતુર્યથી ગીતાકથા કરવામાં નિપુણ બનેલા સ્વામી વિદ્યાનંદ ગરીબોની મજૂરીનું અન્ન ખાઇ રાતામાતા તગડા ને લાલચોળ થઇ ફરે છે, રેલવેમાં બીજા વર્ગમાં પ્રવાસ કરે છે. તેમને એ કંકાલોની દયા નથી, એમને તો કંઇ કંઇ ધતિંગ કરી શ્રદ્ધામૂર્ખ લોકના ભગવાન થઇ પૂજાવું છે! તેમણે હાલ ગીતામૂર્તિનું ધતિંગ ઊભું કર્યું છે. ગીતાની સુંદર પાષાણમૂર્તિ કોતરાવીને અમદાવાદમાં એક પ્રચંડ મંદિર બંધાવી તેમાં પધરાવી છે અને એમ કરી પેલા કંકાલોની મજૂરીથી કમાએલા, પણ શ્રદ્ધાજડ શેઠિયાઓના ત્રણ લાખ રૂપિયાનું પાણી —ના, ઝેર—કર્યું છે. ભગવદ્‌ગીતા હિંદુ ધર્મના આચારવિચારની ઉન્નત ભાવનાઓ વિષે ઉપદેશ આપનાર પવિત્ર ગ્રંથ છે, સમસ્ત જગતના વિચારકો એમાંની ઉન્નત ભાવનાઓથી મુગ્ધ થઇ ગયા છે. પણ એમાંના કોઇને એમાંથી મૂર્તિની ભાવના સ્ફુરી નથી. એ ગ્રંથના બાહ્ય સ્વરૂપની પૂજા કરવાની નથી,

એમાં બતાવેલા આચારવિચાર પ્રમાણે ચાલવાનું છે અને એ જ સાચી ગીતાપૂજા છે. દેશના કંકાલોની સેવા કરવાનું ક્ષેત્ર વિશાળ છે, ત્યાં જવાનું એ લક્ષ્મીનારાયણ સંન્યાસીને સૂઝતું નથી અને દેશની લાખો મૂર્તિઓમાં એક મૂર્તિ ઉમેરવાનું અને તેનું મંદિર બાંધવાનું – અને વળી તેમાં પોતાનીયે મૂર્તિ પધરાવવાનું – સૂઝે છે! અને કાલે સવારે વખતે એ મંદિરના ગાદીપતિ મહંત થઇ બેસવાનું ય કેમ ન સૂઝે? વડોદરામાં પણ ગીતામંદિર બંધાવી તેની ઉદ્ઘાટનક્રિયા ત્યાંના બાળરાજકુંવરને હસ્તે કરાવી છે. કરાવવી જ હોય તો કોઇ ગીતાજ્ઞાનીને હસ્તે હોય, બાળક ગીતામાહાત્મ્યમાં શું સમજે? પણ એ ધનપતિ તો છે ને? અને વિદ્યાનંદને તો ગીતાની નહિ, પણ ધનપતિઓની પૂજા કરવી છે!

**સંન્યાસી વિદ્યાનંદની વિદ્યાર્થીઓ પ્રત્યે ટકોર**

સ્વામી વિદ્યાનંદ અમદાવાદના ગીતામંદિરની ઉદ્ઘાટનક્રિયાને પ્રસંગે બોલેલા કે "આજના યુવાનોને તો 'ટાઇમ્સકાકા' કહે છે તે સાચું લાગે છે અને ગીતા કહે છે તે બધું તૂત – Humbug – લાગે છે. કૉલેજોમાં જઇ એમ. એ. કે બી. એ. થએલાઓને પૂછશો તો તમને તે યુરોપની નદીઓનાં નામો કડકડાટ કહી જશે, આફ્રિકાનાં જંગલોમાં કઇ જાતનાં ઝાડ ઊગે છે અને તે ઉપર કેવાં ફળફળાદિ પાકે છે તે પણ કહી જશે. પણ તેમને પૂછશો કે ગીતાજીના ફલાણા અધ્યાયમાં શું આવે છે તો કહેશે કે મને એ બધું યાદ રાખવાનો ફાલતુ સમય મળતો નથી. જગદ્વંદ્ય ગીતાજીને એ રીતે આજનો યુવાન ધૂત્કારી રહ્યો છે, જે તેને અધોગતિને પંથે દોરી જાય છે." "આજના યુવાનો આજે રેડિયો ઉપર આટલે વાગ્યે હીરાબાઇ બોલવાની છે અને અમુક સમયે ગુલાબજાન ગાવાની છે એવું બધું યાદ રાખવા ટેવાએલા છે, પણ તેમને પૂછશો કે ગીતાના પંદરમા અધ્યાયમાં શું આવે છે તો તેઓ જવાબ આપશે કે 'ખબર નથી.' એ સ્થિતિ આપણી અધોગતિની નિશાની છે. ગીતા જેવું જ્ઞાનથી ભંડારેલું પુસ્તક જેને સારૂંય વિશ્વ સમ્માને છે, તે પરત્વેની આપણા યુવાનોની બેદરકારી ખરેખર શરમજનક છે. એ સ્થિતિ મિટાવવી જોઇએ" ('ગુજરાત સમાચાર,' તા. ૨૫:૧૧:૧૯૪૦).

**તમે શું કર્યું**

હું એ સ્વામીજીને પૂછું છું કે તમે અથવા કોઇ ગાદીપતિ હિંદુ આચાર્યે કદાપિ એ વિચાર્યું છે કે એ સ્થિતિ શાથી થઇ છે અને તેને શી રીતે મિટાવી શકાય? ખ્રિસ્તી પાદરીઓએ પોતાનો ધર્મ પ્રચારવા આ દેશમાં કૉલેજો અને દવાખાનાં સ્થાપ્યાં છે. એ કૉલેજોમાં હિંદુ વિદ્યાર્થીઓ ભણવા જાય છે, ત્યાં ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ પામે છે. દવાખાનામાં

સભાસદ લવાજમ

| | | |
|---|---|---|
| શ્રી. ચુનીલાલ મૂળજીભાઇ પટેલ | નડિયાદ | ૧૨-૦-૦ |
| ,, ચુનીલાલ રગચલાલ સરૈયા | ,, | ૧૨-૦-૦ |
| | રૂા. | ૨૪-૦-૦ |
| | કુલ રૂા. | ૨૪૨૨૧-૦-૦ |

સંવત ૧૯૯૭ના આસોના અંકમાં

પત્રિકા નં. ૨માં સ્વીકારેલા રૂા. ૮૨૦૬૭-૮-૩

તા. ૧૩:૧૨'૪૧ સુધીમાં કુલ રૂા. ૧૦૬૨૮૮-૮-૩

## મોલમીનના ફાળાની યાદી

સને ૧૯૩૯-૪૦માં દરબાર શ્રી. ગોપાળદાસ દેસાઇ વગેરે બ્રહ્મદેશમાં મંડળના ફાળા માટે ગએલા, ત્યારે મોલમીન ગામેથી નીચેની યાદી પ્રમાણેની રકમ તેમને મળેલી. તે બધી રકમ તે વખતે રંગૂનના ફાળા ખાતે જમા થઇ ગઇ હોવાથી મોલમીનની જુદી યાદી પ્રકટ નહિ થએલી, તે નીચે પ્રકટ કરવામાં આવે છે:

| | |
|---|---|
| શ્રી. નરોત્તમદાસ દ્વારકાદાસ | ૧૨૬-૦-૦ |
| ,, બી. મોરારજીની કું. | ૧૨૧-૦-૦ |
| ,, ડી. ભોજરાજની કું. | ૧૦૧-૦-૦ |
| ,, પાનાચંદ કાળિદાસ | ૧૦૧-૦-૦ |
| ,, ચંપાબેન પી. કોઠારી | ૫૧-૦-૦ |
| ,, છગનલાલ લીલાધર | ૫૧-૦-૦ |
| ,, જે. મોહનલાલની કું. | ૫૧-૦-૦ |
| ,, દેસાઇ મિલ સ્ટોર્સ | ૫૧-૦-૦ |
| ,, મણિલાલ છોટાલાલ પટેલ | ૫૧-૦-૦ |
| ,, હાસમ પ્રેમજી | ૫૧-૦-૦ |
| ,, ઉષાબેન જી. બક્ષી | ૫૦-૦-૦ |
| ,, જી. ચુનીલાલ | ૪૧-૦-૦ |
| ,, ડી. પી. શેઠ | ૪૧-૦-૦ |
| ,, મોલમીન મોટર સ્ટોર્સ | ૪૧-૦-૦ |
| ,, કશળચંદ પટેલ | ૩૧-૪-૦ |
| ,, હરખચંદ કરસનદાસ | ૩૧-૦-૦ |

| | |
|---|---|
| શ્રી. એક સદ્‌ગૃહસ્થ | ૨૫-૦-૦ |
| ,, મોતીચંદ જી. | ૨૫-૦-૦ |
| ,, કાળિદાસ ધ્રુવર્ગ | ૨૧-૦-૦ |
| ,, છગનલાલ વારજી | ૨૧-૦-૦ |
| ,, જે. હેમરાજ | ૨૧-૦-૦ |
| ,, પ્રેમજી મૂળજી | ૨૧-૦-૦ |
| ,, મગનલાલ હરજીવન | ૨૧-૦-૦ |
| ,, મીઘાજી હેમરાજ | ૨૧-૦-૦ |
| ,, રાવજી ધનજીની કું. | ૨૧-૦-૦ |
| ,, ડી. લખમસી | ૧૫-૦-૦ |
| ,, અવિચળ માવજી | ૧૧-૪-૦ |
| ,, ઓધવજી દેવચંદ | ૧૧-૪-૦ |
| ,, કે. એમ. દ્વારકાદાસ | ૧૧-૪-૦ |
| ,, ગોવર્ધનદાસ કોઠારી | ૧૧-૪-૦ |
| ,, ઘેલાભાઈ ભીમજી | ૧૧-૪-૦ |
| ,, ચુનીલાલ ધ્રુવર્ગ | ૧૧-૪-૦ |
| ,, છગનલાલ ભગવાનજી | ૧૧-૪-૦ |
| ,, જવાન હંસરાજ | ૧૧-૪-૦ |
| ,, જે. ડી. મહેતા | ૧૧-૪-૦ |
| ,, પાનાચંદ કલ્યાણચંદ | ૧૧-૪-૦ |
| ,, મણિલાલ મૂળચંદ | ૧૧-૪-૦ |
| ,, મૂળજી ઘેલાભાઈ | ૧૧-૪-૦ |
| ,, શામજી વીરજી | ૧૧-૪-૦ |
| ,, ઈડા બાર્મા સાઇકલ માટે | ૧૧-૦-૦ |
| ,, જટાશંકર રામજી | ૧૦-૪-૦ |
| ,, શામજી વોરા | ૧૦-૪-૦ |
| ,, સોમચંદ વોરા | ૧૦-૪-૦ |
| ,, જે. પ્રભુદાસ | ૭-૪-૦ |
| ,, ચિમનલાલ કસ્તુરચંદ. | ૫-૪-૦ |
| ,, જયંતિલાલ પોપટલાલ | ૫-૪-૦ |
| ,, જાની બાબુ | ૫-૪-૦ |
| ,, ડી. મણિભાઈની કું. | ૫-૪-૦ |

| | |
|---|---|
| શ્રી. નેમચંદ પોપટલાલ | ૫-૪-૦ |
| ,, પુરુષોત્તમ અંબારામ પટેલ | ૫-૪-૦ |
| ,, પ્રાણજીવનભાઇ | ૫-૪-૦ |
| ,, મનુભાઇ ગુલાબભાઇ | ૫-૪-૦ |
| ,, વીરચંદભાઇ પટેલ | ૫-૪-૦ |
| ,, કારચંદ વોરા | ૫-૪-૦ |
| ,, જે. માવજી | ૫-૦-૦ |
| ,, રાયચંદ મોતીચંદ | ૫-૦-૦ |
| ,, હીરાચંદ કાળિદાસ | ૫-૦-૦ |
| ,, ગગનલાલ મોનજી | ૩-૪-૦ |
| ,, વસનજી મકનજી | ૩-૪-૦ |
| ,, મગનલાલ વલ્લભદાસ | ૩-૦-૦ |
| ,, એક સદ્ગૃહસ્થ | ૨-૪-૦ |
| કુલ રૂ. | ૧૪૭૬-૧૨-૦ |

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૫:૧૨:'૪૧

દેસાઇભાઇ નાથાભાઇ પટેલ
અંબાલાલ પ્રભુદાસ ચોકસી
મંત્રીઓ

—*—

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
શ્રી. દેસાઇભાઇ નાથાભાઇ પટેલ માટે છાપી. તા. ૧૮:૧૨:'૪૧

Reg. No. B. 1785

૧૯૯૮ 卐 માહ

# પાટીદાર

卐 卐

વર્ષ ૧૯ 卐 અંક ૪

પુરુષો પોતે સ્ત્રીઓના મિત્ર અને સાથી છે એમ માનવાને બદલે તેમણે પોતાને સ્ત્રીઓના શેઠ અને માલિક માન્યા છે. ભારતવર્ષની મહિલાઓને પોતાની ઉન્નતિ સાધવામાં મદદ કરવાનો મહાસભાવાદીઓનો વિશેષ ધર્મ છે. પોતે મુક્ત થઈ શકે છે કે પોતે ક્યારેક તો મુક્ત થવું રહ્યું છે એની જેમ જૂના જમાનાના ગુલામને ખબર ન હતી, તેના જેવી સ્ત્રીઓની દશા છે. એ ગુલામને જ્યારે મુક્તિ ખરેખર મળી ત્યારે ક્ષણભર તો તે અસહાય બની ગયો. સ્ત્રીઓને પોતે પુરુષોની દાસીઓ છે એમ માનવાનું શિક્ષણ આટલો કાળ અપાયું છે. સ્ત્રીઓને તેમના પૂરા દરજ્જાનું ભાન થાય ને તેઓ પુરુષોની સમોવડી તરીકે પોતાનો ભાગ ભજવી શકે એ શક્તિ સ્ત્રીઓમાં ઉત્પન્ન કરવી, એ મહાસભાવાદીઓનું કર્તવ્ય છે.

('રચનાત્મક કાર્યક્રમ,' પૃષ્ઠ ૧૭) ગાંધીજી

❧

❧ ❧

તન્ત્રી: નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ઉમિયાશંકર જીવણલાલ ઠાકરે છાપ્યું અને [illegible] નરસિંહભાઈ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૧:'૪૨.

ગુરુસ્વામી—પેશ્વાઈ શૌર્યતાની તણખા ઝરતી અદ્દભુત નવલકથા ૦
સ્વાતંત્ર્યવીર સાવરકર—અદ્દભૂત રોમાંચક જીવનકથા પાકુંપુઠું ૦
સનીઅને બીજી વાતો ( સાક્ષરોની ચુંટી કહાડેલી તેર વાર્તાઓ) ૧
શની માયા ( અજબ પ્રકારની મનોવેધક નવલકથા ) ૨
અમીના અને હસીના ( બે જોડીયા બ્હેનોની અતિ રસભરી અદ્દભુત રોમાંચક .
તદન નવીજ નવલકથા પૃષ્ઠ ૩૩૦ પાકુ બાઇન્ડીંગ ૩
અ. સૌ. કુમારી-વીસમી સદીની કુમારીકા અને મીસની નવીન વાતો ૧
મદન મંદીર—દેવ દેવીઓની પ્રેમલીલાની અજબ વાતો ૦
બાખર—નીચલા થરની તદન નગ્નસત્ય વાતો ૦
જન્મારો „ „ „ ૦
જ્યારે તેઓ ઉપકાર કરે છે-ગોરી ચામડીના ભયંકર કાળા કરતુકો ૧
બુધ્ધનાં બોલ-ભગવાન બુધ્ધની અલૌકીક ભાવનાશાળી ૧૮ વાર્તાઓ ૧
રખડેલ અને બીજી વાતો ( ૧૭ સુંદર વાર્તાઓ સોનેરી બાઇન્ડીંગ ) ૨
રણવાસ ( રાણી મહારાણીઓનાં જબ્બર કારસ્થાનો ) ૦
લાલચીન યાને કપટીના કારસ્થાન ( અદ્દભુત નવલકથા પૃષ્ઠ ૩૦૦ ) ૩
શશીકલા યાને ચૌર પંચાશિકા ( મધમધતી પ્રણય કથાઓ ) ૨
બાળકોની માવજત—દરેકે દરેકને ઘરમાં રાખવા લાયક સ્રી ઉપયોગી ૨
... ીસુંદરી ભાગ ૧-૨ સાથે (અદ્દભુત નવલકથા સોનેરી પુંઠુ) ૩
શયતાની કામ અને ભેદી ભગવાન-અતિ ઉતમ રસીલી સામાજીક
વાર્તા ૫૦૦ પૃષ્ઠ પાકું સોનેરી બાઇન્ડીંગ ૩
પ્રતાપી પર્વત—સ્વદેશ પ્રેમી રાજકુમારની દેશદાઝથી ઝળહળી રહેલી નવલકથા ૧
કસરત અને આરોગ્ય—અતિ ઉપયોગી ( પ્રો. માણીકરાવ-વડોદરા ) ૦
આહાર શાસ્ત્ર—ખાવા પિવા માટેની બરદાસ્ત ૦
બાળ કેળવણી—માબાપોને જાણવા યોગ્ય માર્ગદર્શક પુસ્તક ૦
કેટલાક રોગો—ઉપયોગી સલાહ અને સુચનાઓ ૦
રોગ અને આરોગ્ય- „ „ „ (૩૦૦ પૃષ્ઠ પાકું પુઠું) ૧
હિંદના ઈતિહાસની વાતો—પણ નવુંજ જાણવા મળશે ૦
પ્રગતિને પંથે-સમાજ અને દેશની ફરજો અદા કરવાની ધગશ શીખવતું ૧
માનું જીગર યા માતા કે રાક્ષસી ( માતૃ પ્રેમની અજબ કહાણી ) ૧
લહેરી લુટારો ( ધનશંકર ત્રીપાઠી કૃત-ડીટેકટીવ નવલકથા ) ૧
દસ લાખનો દસ્તો—જોરદાર ડીટેકટીવ નવલકથા ૨
જીવન રસ—અતિ રસિક વીસ નવલિકાઓ ૧
યુગ ચિન્હ „ પંદર „ ૧
સામાજીક ક્રાંતી—જીવન પલટો કરી નાંખે તેવી વાર્તાઓ ૧

| | | |
|---|---|---|
| વૃધ્ધાવસ્થા અટકાવવાનાં ઉપાયો–શ્વાસો શ્વાસ અને કસરતની ક્રીયાઓ. ૨૮ ચિત્રો | રૂ. ૧ | આ. ૮ |
| આશાની પાંખે (શાંતીલાલ શાહ બેરીસ્ટરનું નવું જ પુસ્તક) | ૦ | ૮ |
| અધુરી આશા યાને આશાની ઇમારત (ટોલસ્ટોય કૃત–નોવેલ) | ૨ | ૮ |
| આદર્શ નમુનેદાર લગ્ન (દંપતી જીવનને ઉપયોગી સાહીત્ય) | ૫ | ૦ |
| ઇઝી ઇંગ્લીશ ટીચર ભાગ ૧–૨–૩ સાથે, | ૧ | ૮ |
| કચ્છની જુની વાર્તાઓ (ઐતિહાસીક લોકકથાઓ) | ૪ | ૦ |
| તિલોત્તમા (પ્રો. બેઇનની રસઝરતી નવલકથા) | ૧ | ૦ |
| ગીત ગોવિંદ (સચીત્ર) અલંકાર નાયકા ભેદ આદિથી ભરપુર | ૧ | ૮ |
| ગરીબાલડી (ઇટલીના રણયજ્ઞ–ખાંડાના ખેલનારાઓ માટે) | ૨ | ૮ |
| ગૌરાંગ પ્રભુ–(ભગવાન ચૈતન્યદેવ પૃષ્ઠ ૨૫૦) | ૦ | ૧૨ |
| ગૌરાંગ પ્રભુ–(મોટી સાઇઝ ૧૦ ચિત્રો સંપુર્ણ માહીતીવાળું) | ૩ | ૦ |
| ચંદ્રકળા અથવા ચડતી પડતીના ચમકારો | ૨ | ૮ |
| જીવન પલટો–લેખીકા સલીમા (સચિત્ર અદભુત નવલકથા) | ૨ | ૮ |
| કાગળની હોડી અને બીજી વાતો (રસિક નવલીકા સંગ્રહ) | ૨ | ૦ |
| કુટુંબીનું કારસ્થાન ભાગ ૧ લો તથા બીજો–અદભુત નવલકથા દરેકની કીં. | ૨ | ૮ |
| ડીલેર ડાકુ (અદભૂત ડીટેકટીવ નવલકથા પૃષ્ઠ ૨૨૫) | ૨ | ૦ |
| દીવાની કે રાણી ભાગ ૧ લો–આદર્શ સામાજીક નવલકથા | ૪ | ૦ |
| ,, ,, ભાગ ૨ જો ,, ,, ,, | ૪ | ૮ |
| દેશ સેવક દંપતી—યાને ઇંદુકાંત (સચીત્ર સોનેરી પાકું પુઠું) | ૨ | ૮ |
| નરસુણસાગર (ડા. પટેલ કૃત જાતિય શિક્ષણ–કોકશાસ્ત્રની તમામ બારીકમાં બારીક વીગતો, આસનોની સમજ પાના ૩૮૦ પાકુપુઠું) | ૨ | ૮ |
| નીલમ માણેકની સંતતી ભાગ ૧ થી ૪ (એક બુક) | ૪ | ૦ |
| નીરંજની અથવા વરઘેલી વનીતા (મી. દલવાડાકૃત) | ૩ | ૦ |
| પંચાસરનો જય શીખરી ભાગ ૧ લો ઐતિહાસિક નવલકથા | ૨ | ૮ |
| ,, ,, ભાગ ૨ જો ,, ,, | ૩ | ૮ |
| પ્રતાપસિંહ (સ્કુલ લાયબ્રેરી અને ઇનામ માટે મંજુર) | ૧ | ૪ |
| પ્રભાત પ્રાર્થના માળા (પ્રાર્થનાના ગીતો પૃષ્ઠ ૪૦૦ પાકું પુઠું) | ૨ | ૦ |
| પ્રેમનું પરિણામ (સત્ય ઘટનાં ઉપરથી રચેલી અદભુત નવલકથા) | ૨ | ૦ |
| ફાંસીગર (ઠગ અમીરઅલીની જીવનકથા) | ૪ | ૦ |
| ભમતા પંખી (મી. સનતકુમારની નવલકથા.) | ૩ | ૮ |
| મૃગજળ (પ્રો. બેઇનની રસઝરતી નવલકથા) | ૧ | ૮ |
| મોન્ટીસરી અને કીન્ડર ગાર્ડન (બાલ શીક્ષણ માટે) | ૧ | ૮ |
| રાણપથારી યાને રાણા રાજસિંહનો રાજકારભાર ભાગ ૧ અને ૨ દરેકની | ૨ | ૦ |
| મૃણાલીની (સચીત્ર અદભુત નવલકથા પાના ૨૦૮ પાકુપુઠું) | ૨ | ૦ |
| મધુરી અથવા પ્રેમ ઘેલી પ્રેમદા (મી. દલવાડા કૃત) | ૩ | ૦ |
| રૂઠીરાણી અને એક બંગ મહિલાની આત્મકથા–રાણીઓના રૂદન | ૨ | ૮ |

| | |
|---|---|
| ાતની રાણી ( અદભૂત બનાવોથી ભરેલી ડીટેકટીવ નોવેલ ) | ૨ |
| ામાયણ તત્વ રહસ્ય ( મનન કરવા લાયક રામાયણનો સાર ) | ૦ |
| ાજસ્થાનની રાજ ખટપટ ( ઐતિહાસિક અદભૂત નવલકથા ) | ૫ |
| વેજયા ( શરદ બાબુની અતિ વખણાયલી નવલકથા પાકું પુંઠુ ) | ૨ |
| ાગર દોકડાનો વૈદ્ય–પૃષ્ઠ ૪૫૦ ( માણસ માત્રને ઉપયોગી પુસ્તક ) | ૨ |
| ાહુને શીખામણ ( વહુ થતાં પહેલાં અને ત્યાર બાદ સમજવાં લાયક ) | ૧ |
| ૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી (વૃધ્ધ ઉમરે શરીર ઘણું સરસ રાખી શકાય છે | ૧ |
| વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા (સ્વતંત્રતા કોને વરે છે? કયારે અને કેટલા ભોગે | ૧ |
| ાહચરી અથવા સ્નેહઘેલી સુંદરી ( મી. દલવાડા કૃત ) | ૨ |
| ાાસાનીયન શુરવીર–ઐતિહાસીક શૌર્યતાભરી નોવેલ-યઝદેઝર્દ નામુ | ૪ |
| ત્તરમી સદીનું ક્રાન્સ (શ્રી મસ્કેટીયર્સનું સુંદર ભાષાંતર પૃષ્ઠ ૨૮૮ | ૨ |
| ારસ્વતિની સહન શીલતા અને મતીસુંદરીની મહત્તા તથા ભર્તુહરીની પિંગલા અને ગોરખની ઇંગલા ( અધ્યાત્મિક ) | ૧ |
| ાૌભાગ્યવતી સાવિત્રી—( હિન્દુ સમાજનું કરૂણ દશ્ય સ્ત્રી ઉપયોગી ) | ૩ |
| ાઠયોગ ( આત્મજ્ઞાન દર્શાવે, પ્રતિજ્ઞામાં મકકમ રખાવે તેવું પુસ્તક) | ૧ |
| ાઇદા યાને હુરે આસતાના ( ઇસ્લામી પ્રાણવાન સાહિત્ય ) | ૨ |
| ાાસ્મીને શામ " " | ૧ |
| ખેરબી અપસરા " " | ૧ |
| રૂમતુલ કુબરા યાને રોમન મહારાજ્ય " " | ૧ |
| ઇબ્ને મુસ્લીમ " " | ૧ |
| મીના બાઝાર—ઝનાના બજાર " " | ૧ |
| ુલ આઝમ " " | ૦ |
| જલવયે તુર ( સબ્બે ઐયુબ ) " " | ૧ |
| પાકીસ્તાન ( મુસ્લીમ રાજપ્રકરણીય માર્ગદર્શક) " | ૦ |
| આંસુની ઇમારત " " | ૦ |
| ઝેયાયે હકક યાને સત્યનો શોધક ભાગ ૧–૨–૩ દરેક ભાગનો | ૧ |
| ગાઝી મહમદ બીન કાસમ ( ઐતિહાસીક નવલકથા ) " | ૧ |
| જમીલા યાને બંગાલનો બળવો " " " | ૧ |
| ઇસ્લામ અને પ્રભુ સામ્રાજ્યના ખલીફાઓ " " | ૦ |
| મૌલાનાં મહમદઅલી—જીવન ચરિત્ર " " | ૧ |
| અહુલેબૈતની આલમગીર યાદગીરીઓ " " | ૦ |
| ઇસ્લામનાં ઓલીઆ ( દીવ્ય ચમતકારોથી ભરપુર ) " | ૦ |
| કુરઆન અને ઇનસાન ( દરેક મુસ્લીમ ભાઇને અતિ ઉપયોગી ) | ૧ |
| જગતના મહાન માર્ગદર્શક ( ઇસ્લામ ધર્મને લગતું ) | ૦ |

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| | | |
|---|---|---|
| સં. ૧૯૯૮<br>વર્ષ ૧૯ | આણંદ | માહ<br>અંક ૪ |


## કુલીનતાનો મોહ કે પૈસાનો મદ?

રણજિત: "બાપુ! ચંદ્રકાન્ત સાથે કેમ ના થાય? એ કોલેજમાં ભણે છે, પૈસાવાળો છે અને કોઇ પણ જાતની ખોડ વિનાનો છે."

બાપુ: "મેં વિચાર કરી જોયો અને પુછાવી પણ જોયું. એનું કુટુંબ ઠીકઠીક છે. આપણે આટલા પૈસાવાળા, શા માટે ઊંચા કુટુંબનો સંબંધ ન બાંધીએ? એ લાલનો થોડો જ વારંવાર ગળે છે? એટલે ઇન્દુને તો કોઇ સારા ઊંચા કુટુંબમાં ભણેલો હોય એવા જ સાથે પરણાવીશું."

રણજિત: "પણ બાપુ, ઇન્દુને એની સાથે બહુ સારૂં બને છે."

બાપુ: "ઇન્દુ એને કયાંથી ઓળખે? તને એની શી ગમ? મને જ્યાં ઠીક લાગશે ત્યાં હું પરણાવવાનો અને તેને પરણવાનું. હું ગમે તે કુટુંબમાં નાખવા તૈયાર નથી. અને તું એમ માને છે કે હું લાકડે માંકડું વળગાડી દઇશ? મને એ અળખામણી નથી!"

રણજિત: "હું એ જાણું છું. કયાં જન્મવું એ કાંઇ છોકરાંના હાથમાં છે? બાપુ, કુટુંબ જોવાનું કે લાયકાત? એવો છોકરો તમારા કુળવાન નબીરામાં કયાંથી જડશે? એના ગુણોને અને વિવેકને લીધે બેન એના પ્રત્યે કેટલી આકર્ષાઇ છે એ તો જોશો કે નહિ? એ બન્નેને એક બીજા પ્રત્યે કેટલું માન છે એ તો જુઓ."

બાપુ: "છોકરા, બીજા છોકરાને તારી બેન સાથે વાતો કરાવતાં શરમ નથી આવતી? ના જોયો હોય તો મોટો મિત્ર? આવ્યા મોટા માનવાળા!"

રણજિત: "બાપુ, હું એને ઓળખું છું. એ ઘણો જ આદર્શ છે, એને માટે શંકા લાવવી જ ખોટી છે. વધારેમાં એ પરઠણની વિરુદ્ધ છે. અને કોઇ કુરિવાજોને પણ માનતો નથી, એટલે થોડે ખર્ચે સારો વર શા માટે ગુમાવો છો?"

બાપુ: "હા સમજ્યો! પરઠણ આપવાથી તારે ભાગ આવવાનું છે એમાં ઓછું થાય, એટલે તો તું એમ જ કહે ને! રજાઓ પૂરી થાય એટલે કોલેજમાં ચાલ્યા જાઓ. લગ્નની બાબત પિતાની છે, ભાઇની નહિ."

રણજિત: "ગમે તેમ પૈસા આપી ખરીદી લાવેલા વર સાથે હું ઇન્દુને નહિ પરણવા દેઉં."

બાપુ: "પિતાની સામે બોલતાં શરમ નથી આવતી? હું એનો પિતા છું અને હું ધારું ત્યાં પરણાવવાને સરમુખત્યાર છું. તું કોણ મને કહેનાર? મારી સામે જરા પણ પગલું ભર્યું છે તો બંનેને ભણવું મુશ્કેલ થઇ પડશે અને ઘરમાંથી બહાર જવું પડશે. ખબરદાર! જો ઇન્દુને આમાંથી એક શબ્દ કહ્યો તો. જા...."

* * *

એક દિવસ રણજિતને નીચેનો કાગળ મળ્યો:

"જેઠ સુદિ ૧૫, કુળવાન ઘર

'ભાઇશ્રી,

"દુઃખી બેન તને પહેલાં સાંભરતી, તું મળવા આવતો અને હસાવતો, હવે મળવાની વાત કરતોય નથી, પણ પત્ર તો લખ. કંઇક તો આશ્વાસન આપ. પિતાએ મને પરણાવી. તને ન ગમ્યું, મને ન ગમ્યું, પણ હું શું કરું! મારું શું ચાલે! 'દીકરી ને વળી ગાય દોરે ત્યાં જાય.' મને મોકલી, ફરજ બજાવવામાં આવી એટલે ગઇ.

"પરંતુ ભાઇ, હું બહુ જ દુઃખી છું. બીજી વખત સાસરે આવી ત્યારે મહેણાં સાંભળ્યાં, સાસુના ઠપકા સાંભળ્યા: 'સવામણ ઘઉંની ખેળ સરખી ફૂરવાની ના મળી! વિવાહ કરવા તો મોટે ઉપાડે આવ્યા હતા ને આપતી વખતે મોઢું ચઢાવે છે.' મારા સસરા પણ પરઠણ બાકી છે એમ ગણગણે છે, એટલું જ નહિ પરંતુ 'જણસો ઓછી કરીને મોકલી મૂકી,' એમ જે કોઇ બહારનું આવે છે એને કહે છે. તારા બનેવીનું ઘરમાં કંઇ ચાલતું નથી. ચાળીસ રૂપિયાની નોકરીમાંથી પરવારે ત્યારે મને ધમકાવવાની નોકરી બજાવે છે! એમનું ભણતર ક્યાં ગયું? મા-બેનની શિખામણે મારા ઉપર રીસ કાઢે છે કે 'તારો બાપ કંઇ આપવા મૂકવાની વાત તો સમજ્યોજ નથી.'

"એક દિવસ મારાથી બોલાઇ ગયું: 'મારે જણસો પહેરવી નથી એટલે હું માગવાની નથી.'

"બધાંને આ બહાનું મળ્યું અને કુલીન નબીરાને ફરી પરણાવવા તૈયાર

થયાં છે. પિતાના ૩૫૦૦ રૂપિયામાં ખરીદેલા કુલીન નણીરાને હવે કોઇ બીજા પિતા પોતાની વહાલી દીકરીને કુળવાનનો કટકો સોંપવા ૩૦૦૦માં ગઇ કાલે બાણી કરી ગયા છે. એ બિચારી! કોઇની બેન આ દુઃખ કયાંથી જાણે? એના પિતા પરદેશમાંથી વિમાનમાં બેસી પુત્રીનો વિવાહ કરવા આવ્યા છે અને જલદી પાછા જવા માગે છે. પૈસાના ગદમાં પુત્રીનું સુખ કયાંથી દેખાય?

"ભાઇ, ઘણા દિવસથી એક ટંક ખાઉં છું અને આંસુ સારી રાત્રીદિવસ પસાર કરૂં છું. છતાં ઘરમાંથી દૂર કરવા કોઇ કોઇ વખત ગાળોનો વરસાદ વરસે છે, તો તારી પાસે એક ટંકનું ખાવાનું માગી એક ખૂણામાં પડી રહીશ, તને મદદરૂપ થઇશ, બોજારૂપ નહિ બનું. આ નરકમાંથી તું છોડાવશે એવી આશા રાખું? ચંદ્રકાન્તને આ વાત જણાવીશ નહિ. લાગણીને લીધે એને શા માટે દુઃખી કરવો? પત્રની આશા રાખતી, તારી દુખિયારી

"બેનનાં વંદન."

* * *

ઇન્દુ: "ભાઇ, ચાલને જમી લે. કોનો કાગળ આવ્યો છે તે આટલો બધો વિચાર કરે છે?"

રણજિત: "કોઇનોય નહિ. તું ખાઇ લે, મારે ગળે નહિ ઊતરે આજે."

ઇન્દુ: "અભાગણી બેનના હાથનું કયાંથી ઊતરે? ભાભી આવે ત્યારે...."

રણજિત: "બેન, એવું ન બોલ. આજે શું થવા બેઠું છે! એક બાજુ તને ટકળતી દેખું છું, બીજી બાજુ ચંદ્રકાન્ત દુનિયા છોડવાની વાત કરી રહ્યો છે. ચંદ્રકાન્તનું લગ્ન તારી સાથે કરવાના પ્રયત્નો નિષ્ફળ ગયા. પિતા આખરે એકના બે ન જ થયા, એટલે એ કોઇ પૈસાદારની ભણેલી દીકરી સાથે પરણ્યો. પણ બંનેને કોઇ વાતમાં બનતું નહોતું. ચંદ્રકાન્ત દૂધ પીએ તો તે કીટલી ભરી ચા અને રકાબી લેઇ સામે બેસે. એ વાંચે તો તે રેડિયો જોરથી મૂકે અને મોડો જમવા આવે તો તે જમીને રસોડું નવરૂં કરાવી નાખે. જવાબ પણ આપે કે મોડા આવ્યા એટલે ન પણ મળે. આવી સ્ત્રીને કયા શબ્દોથી સમજાવે? ચિન્તામાં શરીર બગડ્યું. પંચગની હવા ખાવા ગયો છે. પણ શરીર બગડવાથી મને કાગળ લખ્યો છે અને ત્યાં બોલાવ્યો છે. વાંચ લે...."

"પ્રિય રણજિત,

"ત્રણ અઠવાડિયાંથી પંચગની આવ્યો છું. પહેલાં તો ઠીક ઠીક અઠવાડિયું ગયું, પણ હવે જીવવાની આશા રાખતો નથી. માથું સખત દુઃખે છે અને ઝાડા ઊલટીઓ થયા કરે છે. મહારાજીને ચીતરી ચઢે છે એટલે મને છોડી,

ઘર જોઇ આવું, એમ કહી ચાલી ગયાં છે પોતાને ગળે છરો ફેરવનાર કસાઇના હાથ ચાટતી ગાયના જેવી કરુણ દશા મારી થઇ છે.

"'વિધાતા યે કૈસા હૈ ન્યાય?' ગયન યાદ છે? બધાંને એવું જ થાય છે તો હું કોણ? તને મળવાની આ દુઃખી ભાઇની આશા છે. આશીશ? ઇન્દુબેનને મારા સમાચાર આપી એના દુઃખમાં ઉમેરો ના કરતો. એજ.

"લિ. તારા

"ચંદ્રકાન્તના વંદેમાતરમ્"

* * *

ચિરંજીવ માનવતા વિના એ જણ ચિરંજીવ સહવાસમાં કે સહચારમાં શી રીતે રહી શકે? શી રીતે એકતા પામી શકે? છતાં લોકો પરણે છે અને માબાપો ઊંધું ઘાલીને પરણાવ્યે જાય છે. જ્યાં સુધી આપણે લગ્નની ભાવનાનો સાચો અર્થ નહિ સમજીએ, અને તેને અનુસરી હૃદયનું પરિવર્તન નહિ કરીએ ત્યાં સુધી આપણા જીવનનો ઉદ્ધાર નથી.

સાચી વાત તો એ છે કે સુંદર ભાવનાઓ કેળવવી, નવી સુંદર ભાવનાઓ ઉમેરવી અને ભ્રષ્ટ છે તેને દૂર કરવી, એજ ઉદ્ધારનો એકમાત્ર માર્ગ છે.

૧૯૪૨નો પ્રથમ દિન, અમદાવાદ -શારદા પટેલ

---

## કોને પાપે?

"કેમ શોભા, શા વિચારોમાં તું ઘેરાઇ ગઇ છે?" વિલાસુએ શાન્તિનો ભંગ કર્યો.

"વિલાસુ, મારા હૃદયમાં બે વસ્તુ વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું છે તેનો મેળ કેવી રીતે બેસાડવો તે વિચારમાં ભમું છું" શોભાએ ઉત્તર આપ્યો.

"અરે શોભા! આ શીતળ ચાંદની કેવી ખીલી રહી છે! તારાઓ પોતાના આકર્ષક પ્રકાશથી માનવોના હૃદયને ડોલાવવા સતત કોશિશ કરી રહ્યા છે. આ રમણીય સમયે તારા હૃદયમાં કુદરતી સૌન્દર્યની કલ્પનાને સ્થાન આપવાનું છોડીને આ શું યુદ્ધ ને આદર્યું છે?" વિલાસુએ કહ્યું

"આ કુદરતી સૌન્દર્ય મારા આત્માને શાન્તિ આપી શકવાનું નથી. દેશની દાઝ હોલવાશે ત્યારેજ મારી નજરે સૌન્દર્ય ખીલતું દેખાશે. અત્યારે આ સૌન્દર્ય ભ્રષ્ટ થયેલું અને રડતું જણાય છે. તેનું રુદન મારા હૃદયને આઘાત આપે છે." શોભાએ ઉત્તર આપ્યો.

* * *

શોભા એક કેળવાએલા કુટુંબની પુત્રી હતી. તેના પિતાનું નામ મણિભાઇ અને માતાનું નામ ગંગાબેન હતું. મણિભાઇએ કોલેજનો અનુભવ લીધો હતો, તેથી તેમના વિચારો કેળવણીની દૃષ્ટિએ આગળ પડતા હતા. પણ ગંગાબેન જરા સંકુચિત હૃદયનાં હતાં અને સમાજને માટે માન ધરાવતાં. આથી તેઓ હજી સમાજની સાથે અંધકારમાં હતાં. મણિભાઇ પણ પોતાની પત્નીનું માન સાચવવા ઘણી વખત ગંગાબેનના વિચારોને સંમતિ આપતા, પરંતુ તેમણે શોભાને કેળવણી આપવામાં પાછી પાની કરી ન હતી.

શોભા નાનપણથી આનંદી અને તોફાની સ્વભાવની હતી. તેનું સુંદર મુખારવિંદ અને રમુજી વાણી માનવોના હૃદયને ડોલાવતાં. નાનપણથી સર્વને આનંદ કરાવતી તેની કુમળી કળી જેવી કાયાને ખિલવવા લાગી. કિશોરવયમાં તેનું શરીર સૌન્દર્યથી ખીલી ઊઠ્યું હતુ, તે સમયે તેણે મેટ્રિકનો અભ્યાસ પૂરો કર્યો જેવી રીતે પોતાનાં કાર્યોથી તે બીજાંને આનંદ આપતી તેવી રીતે અભ્યાસમાં કાળજીપૂર્વક ધ્યાન આપી પોતાના મનને આનંદ આપતી. રોજ તે આનંદમાં જણાતી.

તે જ્યાં સુધી માતાપિતા પાસે હતી ત્યાં સુધી તે લાડમાં ઊછરી હોવાથી માયકાંગલી જણાતી હતી. તેને સામાજિક જ્ઞાનનો જરાય અનુભવ મળ્યો ન હતો. તેના બોલ ઉપરથી ભાગ્યેજ કોઇ સમજી શક્યું હશે કે શોભા ધારશે તો ભવિષ્યમાં કંઇ સુંદર કાર્ય કરી બતાવશે. તેનામાં શરીરબળ ઓછું હતું, પણ મનોબળ અદ્ભુત હતું. ખરેખર! એ મનોબળજ તેને સાથ આપશે!

હવે તો મૅટ્રિકનો અભ્યાસ પૂરો કરી તે કૉલેજનાં દ્વાર જોવા માતા-પિતાને છોડી દૂર ગઇ. આ સમયે તેને હોસ્ટેલમાં રહેવાની ફરજ પડી. આ ભોળી બાળાના હૃદયમાં શહેરી વાતાવરણે ઝેર રેડ્યુ, તેમાં બની રહેલા બનાવોથી તેને શહેરી જીવન ઉપર તિરસ્કાર ઉત્પન્ન થયો. આવા પામર, દુષ્ટ માનવો આ પૃથ્વી ઉપર જન્મ લેઇ પોતાની ભારતમાતા માટે શું કરવાના છે? ભણેલાંમાં અને અભણમાં શો ફેર કહેવાય? ભણેલાં પણ અભણની જેમ મળેલી સ્વતંત્રતાનો દુરુપયોગ કરવામાં પાછાં હઠતાં નથી, અને તેના પરિણામનો વિચાર કરતાં નથી. ખાસ-કરીને કૉલેજજીવનમાં આવા બનાવો ઘણાજ પ્રકારે બની રહ્યા છે. આવા દુષ્ટ કૉલેજિયનને લીધે બીજા નિર્દોષ વિદ્યાર્થી ઉપર ખોટો આરોપ મૂકવામાં આ અનાચારી સમાજ બાકી રાખતો નથી. નિર્દોષ શોભા પણ આ ક્રૂર સમાજના અન્યાયનો ભોગ થઇ પડી. જ્યાં સુધી તે માતાપિતા પાસે હતી ત્યાં સુધી એ આંખોની શરમને લીધે કોઇ કાંઇ કહી શકતું નહિ, પણ હવે તે એકલી થઇ એટલે સૌ કોઇ પૂરતી તપાસ કર્યા

વગર તેના ઉપર આરોપના પ્રહાર કરવા લાગ્યાં. હે દુષ્ટ સમાજ, તું આ નિર્દોષ કુમારિકાને હેરાન કરી તેના બદલાનું ફળ ક્યારે ભોગવી રહેશે?

શોભાને કૉલેજમાં દાખલ થયા બાદ એક વિલસુ નામની તેના જેવા સ્વભાવની બાળા જોઇતી મદદ આપતી. આથી તેની સાથે ગાઢ મિત્રાચારી બંધાઇ. શોભા ખાસ કરીને કોઇ સાથે મતભેદ રાખ્યા વગર બધાંની સાથે ખુલ્લા મનથી વાતચીત કરતી. પોતાના વર્ગના દરેક વિદ્યાર્થીને પોતાના ભાઇ તરીકે માનતી અને જરૂરને સમયે તેમની મદદ લેતી. અરે ક્રૂર સમાજ, તું આટલો બધો અધર્મી છે તેનું તેને ભાન ન હતું. માનવોએ તેના ભોળપણનો લાભ લેઇ તેને માથે સંકટોરૂપી ડુંગર પાથરવા માંડ્યો. શું શોભા આવા નીચ સમાજથી ડરી જશે?

આ અધખીલ્યા પુષ્પને આ ક્રૂર માનવસમાજે સંપૂર્ણ ખીલવા ન દેતાં તેને કરમાવી નાખવાનાં પગલાં લીધાં. જ્યારે દરેક માનવી પોતાની કાયાને સંપૂર્ણ રીતે ખીલવી, જીવનની મોજ સંપૂર્ણ ભોગવીને કરમાય છે, ત્યારે આ નિર્દોષ શોભા જેવી અધખીલીને અકાળે કરમાવું પડે છે. ગરીબ બિચારી શોભા! તેના હૃદયમાં કેટલો હર્ષ ભર્યો હશે તે આ દુષ્ટ સમાજે છીનવી લીધો. ભાગ્યેજ કોઇને કલ્પના હશે કે આ અધખીલેલી બાળા આટલી જલદી કરમાશે. તેના આ દુઃખી જીવનનું સંપૂર્ણ રીતે વર્ણન કરવાની શક્તિ મારામાં તો નથીજ, મોટા કવિ કે લેખકો પણ તેનું વર્ણન જોઇએ તેટલી સુંદર રીતે કરવાની શક્તિ નહિજ મેળવી શકે. તેને કાને અથડાતી પોતાની નિંદા સાંભળી પોતાના જીવનને પ્રથમ ધિક્કારવા લાગી, પરંતુ ટૂંક સમયમાં તેણે આ સંકટોમાંથી પસાર થવાની બાથ ભીડી.

* * *

શરદ્પૂર્ણિમાની રાત હતી. ચાંદની ખીલી રહી હતી. ચોકખા આકાશમાં સુંદર તારા અને ચંદ્રમા પોતાનું સુંદર તેજ પ્રસરાવી રહ્યા હતા. આ સમયે શોભા પોતાની રૂમમાં પોતાના ઉપર આવી પડેલાં સંકટોના વિચારમાં ફરતી હતી. પોતાની નજર બારીની બહાર પડવાથી તેણે જોયું કે ચાંદનીનો પ્રકાશ પૃથ્વી ઉપર ફેલાઇ રહ્યો હતો. આથી તે બગીચામાં આવી ઘાસ ઉપર બેઠી. પણ તેના મગજને શાન્તિ આપનાર આ સમયે તેની પાસે કે સામે કોઇ ન હતું. તેના હૃદયમાં અગ્નિની જ્વાળા ફેલાઇ રહી હતી. અરે, એ જ્વાળાને હોલવી શકવાની શક્તિ આ કુદરતી સૌન્દર્યમાં પણ નથી! સર્વત્ર શાન્તિને શોધે તેનું મગજ વધુ ને વધુ વિચારમગ્ન બનતું હતું.

વિલસુએ આવી તેને તેના વિચારવ્યોમમાં સાથ આપ્યો. તેણે થોડી

વાતચીત કરી શોભાને પ્રફુલ્લિત કરવા પ્રયત્નો કર્યો, પણ શોભા ઉપર તેની કંઇ અસર થઇ નહિ. તેને અત્યારે ભારતનું દુઃખ પણ યાદ આવ્યું. આવા વહેમી, અધર્મી, ક્રૂર અને નિષ્ઠુર માનવીઓ ભેગા મળી પોતાના દેશનો ઉદ્ધાર ક્યાંથી કરી શકવાના હતા! આ સમયે વિલસુએ કહ્યું: "બેન, તું આમ તારા દેશ માટે વિચારો કર્યા કરીશ, તેથી શું તેનો ઉદ્ધાર થશે?"

શોભા: "અત્યારે તો હું ભાગ્યેજ મારા દેશને મદદરૂપ બની શકીશ. હજુ તો હું બાળકમાં છું. પણ મારૂં જીવનધ્યેય તો રચી રાખું. મને આ સ્વચ્છંદી કોલેજિયન ઉપર ગુસ્સો આવે છે."

વિલસુ: "આપણે શું કરી શકવાનાં છીએ? કોઇ પાપી, દુષ્ટ, સ્વચ્છંદી અને વિશ્વાસઘાતી કોલેજિયનને કોઇ પણ ભગિનીને પોતાની જાળમાં ફસાવવામાં સફળતા મળતી નથી, ત્યારે તેઓ ગરીબ ભગિની ઉપર આરોપ ચઢાવવામાં પાછું પગલું ભરતા નથી. આવા કોલેજિયનની સંખ્યા વધુ પ્રમાણમાં હોવાથી બીજા નિર્દોષ કોલેજિયનોને ગમે તેવા શબ્દો સાંભળવા પડે છે. એમનાં દુષ્ટ કર્મોને લીધે નિર્દોષ પ્રાણીઓ તેમનો ભાગ થઇ પડે છે."

શોભા: "શું તેમનાં કૃત્યોથી આપણે ડરી જવું જોઇએ? કોઇ દિવસ તે બનવાનું નથી. બધા અધર્મી અને પાપી હોય તો શું આપણે પણ તેવાં થવું? જરાય નહિ. આપણે સત્ય માર્ગે જ ચાલવું. બેન, કોઇ કોઇનો સગો નથી. ઈશ્વર દરેક માણસને પોતાના કૃત્યોનો બદલો આ જ જન્મમાં આપે છે.

આ પ્રમાણે વાત ચાલતી હતી તે સમયે વિલસુને તેની માતાએ બોલાવી, આથી શોભા પાછી એકલી પડી, પોતાની કલ્પનાસૃષ્ટિમાં દોડવા લાગી. તેના હૃદયમાં ફરીથી અગ્નિ ફેલાઇ ગયો અને તેનું હૃદય બોલી ઊઠયું: "ઘણી ખરી બેનો પણ મૂર્ખ છે, કારણ કે તેઓ પોતાનો બચાવ કરતી નથી અને બીજાની સાથે સ્વચ્છંદી બને છે. પણ જો બેનો અડગ નિશ્ચય કરી આવા દુષ્ટ માનવોનો નાશ કરવા પ્રયત્ન કરે તો તેમ શું થઇ શકવાનું નથી? બેનો કેળવણી લે છે પણ તેમનામાં શૌર્ય વધતું નથી. તો પછી કેળવણી લીધાનો ફાયદો શો? અરે બેનો, સારા કાર્યમાં ન્યાયની રીતે એકબીજાને સાથ આપી શકતાં નથી તો તમે કોને સુંદર રીતે સાથ આપી શકશો? ખરેખર, તમને તમારી બેનો માટે જરાય સાત નથી? તમે પણ બીજાની સાથે વિશ્વાસઘાતી અને અદેખાં કેમ બનો છો? અત્યારે આ શો કેર વર્તાઇ રહ્યો છે!

શોભાએ પોતાના હૃદયની વાણી સાંભળી નિશ્ચય કર્યો: "કોઇ સાથ નહિ આપે તોય શું કંઇ થઇ શકવાનું નથી? ઈશ્વરની અલૌકિક શક્તિની મદદ ઘણી છે. હું મારી જિંદગી આ પાપી માનવીઓને તેમનાં કૃત્યોથી વાકેફ

કરવા અર્પણ કરૂં છું. ઈશ્વર મને મારા કાર્યમાં સાથ આપશે. પૃથ્વી ઉપર વસનાં સૌ માનવી મારાં માતાપિતા અને ભાઇબેન સમાન છે મારે મન સર્વ એકજ પિતાનાં બાળકો છે, તેથી સર્વ પ્રત્યે સરખો સ્નેહભાવ રાખી દરેકને પોતાનાં કૃત્યોથી વાકેફ કરવા પગલું ભરીશ. ગમે તે માણસ મારી ભૂલ બતાવશે તો તે પણ હું ખુશીથી તપસીને સુધારીશ, પણ તેના પ્રત્યે નાખુશ નહિ થાઉં. ઇશ્વર મારો જીવનસાથી બની મારા કાર્યમાં સફળતા અપાવશે અને આ કાર્ય કરતાં જે સંકટો અને વિઘ્નો આવી પડશે તેમાંથી બચવાની શક્તિ મને આપશે એવી મને સંપૂર્ણ આશા છે. આશા અમર થશે. આ પગલું ભરી સમાજને બતાવી આપીશ કે સર્વ મનુષ્ય એકજ પ્રકારનાં નથી."

આવી રીતે શોભાએ પોતાના હૃદયમાં શૌર્ય કેળવ્યું. તે સ્વર્ગમાં જાય તે પહેલાં તેણે પોતાના અડગ નિશ્ચયમાં ઘણે અંશે સફળતા મેળવી. તેનાં કાર્યો એવાં અદ્‌ભુત નીવડયાં કે દરેક માનવીને તેની આગળ મસ્તક નમાવવું પડયું. તેનાં સુંદર વખાણ આખાય દેશની હવામાં ઊડવા લાગ્યાં. પ્રથમ તેની નિંદા કરી તેના નામને કલંક લગાડતાં ક્રૂર સમાજે વિચાર કર્યો નહિ, પણ પાછળથી એક અગળા આગળ સૌને મસ્તક નમાવવું પડયું.

હે મૂર્ખ સમાજ, તું બધાંને એકજ દૃષ્ટિએ જોઇ તારા દેશમાં વસતા માનવીને વહેમી શા માટે બનાવે છે, જેથી શોભા જેવી ખીલતી કળીની અધખીલી રહી કરમાવું પડયું અને પોતાની જિંદગીનો ભોગ આપવો પડ્યો? વળી વિદ્યાર્થીઓ સ્કૂલનો અભ્યાસ પૂરો કરી કૉલેજમાં દાખલ થતાં દ્વાર આગળ ઊભેલી સ્વતંત્રતાને દેખી તેની પાછળ ગાંડા બની સ્વચ્છંદી બને છે, જેને લીધે નિર્દોષ વિદ્યાર્થિનીઓને સંકટો સહન કરવાં પડે છે. માટે હે અવિચારી સમાજ, તું બરાબર તપાસ કરીને કોઇની નિંદા કર. જો શોભા જેવી બેનો આ હિંદમાં ઉત્પન્ન થઇ દેશને મદદરૂપ બને તો કેટલું સારૂં? પણ હે અંધ સમાજ, તું યાદ રાખજે કે અત્યારે કાળ ભભૂકી ઊડયો છે, જેથી શોભા જેવી કોઇક બેન ઉત્પન્ન થઇ તમારૂં નાક કાપશે. સમય જતાં તેના પગ આગળ તમારે તમારૂં મસ્તક નમાવવું પડશે. ઈશ્વર પાસે અરજ કરૂં છું કે આવી બેનો જેમ બને તેમ જલદી આ પૃથ્વી ઉપર જાહેર થાય અને અંધ સમાજને જાગ્રત કરે.

હે વાચક! આ વાંચીને તેમાંથી સાર ગ્રહણ કરી તેનો અમલ કરી પ્રકાશમાં આવ. તારે કયાં સુધી આ અવિચારી સમાજની સાથે અંધકારમાં અથડાવું છે?

થામણા (હાલ વડોદરા) કમુ પટેલ

# વીર કિશોરી મેબલ

"છોકરાંઓ દોડો, ને સૌ વહેલાં વહેલાં ઘર ભેળાં થઇ જાઓ. હવા ધુમાડાથી એટલી બધી ભારે થઇ ગઇ છે કે જરૂર આટલામાં જ ક્યાંક મોટી આગ લાગી હોવી જોઇએ." આમ કહીને ઉત્તર ઑન્ટેરીઓની એક ગાંગડી નિશાળની શિક્ષિકા કુમારી નેલ્સને બાળકોને રજા આપી દીધી અને જોતજોતામાં તો આખી ય નિશાળ ખાલીખમ થઇ ગઇ.

વાત એમ બની કે છએક અઠવાડિયાંથી વરસાદ મુદ્દલે થયો નો'તો; પાસેના ગાઢા જંગલમાં કોઇ કોઇ ઠેકાણે આગ લાગતી ખરી, પણ ઋતુ શાન્ત હોવાથી થોડી વાર ધૂંધવાઇને પોતાની મેળે જ શમી જતી અને ઝાઝી ફેલાવા ન પામતી. આજ કોણ જાણે ક્યાંથી પવનને તોફાને ચડવાનું સૂઝ્યું, ને જંગલમાં પણ મોટી આગ એકાએક ભભૂકી ઊઠી; શાળાના મકાન ઉપર થઇને ધુમાડાના ગોટેગોટા પસાર થતા નજરે પડવા લાગ્યા.

બાળકો વેરાયાં ને સૌ પોતપોતાને પંથે પળ્યાં, ત્યારે સોળેક વર્ષની કિશોરી મેબલ હાવર્ડ અને અનુક્રમે અગિયાર અને નવ વર્ષની ઉંમરના બે ભાઇઓ ટીમ અને હેરી લેનોક્ષ—આ ત્રણ જણની ટુકડીએ સીધો ઉત્તરનો માર્ગ પકડ્યો. એમનાં માતાપિતા શાળાના મકાનથી ત્રણેક માઇલ દૂર જ્યાં આ દાવાનળ પહોંચવાનો સંભવ જ નહોતો એવા એક ખેતરમાં રહેતાં હોવાથી પોતાના ઘરની સહીસલામતી વિષે ત્રણે નિશ્ચિંત હતાં.

હસતાં રમતાં અને આનંદ કરતાં તેઓ, જ્યાં એમનો માર્ગ અર્ધોએક માઇલ વિસ્તારવાળા જંગલમાં થઇને જતો હતો, ત્યાં આવી પહોંચ્યાં. અહીં ધુમાડો ગાઢો થતો જતો હતો, પણ દાવાનળની ઝાળ આટલે બધે આવે નહિ આવી પૂગી હોય માની, જરા પણ અચકાયા વિના એમણે જંગલમાં પ્રવેશ કર્યો. તેઓ સોએક વાર દૂર નહિ ગયાં હોય ત્યાં તો તાપ અસહ્ય થઇ પડ્યો, અને પશ્ચિમના પવનનાં સુસવાટા સાથે વહી આવતાં ધસ્યા આવતા ઘોડાપૂર જેવાં ગર્જન એમને કાને અથડાયાં. થોડી જ વારમાં કડાકા અને ભભકારા કરતી અગનઝાળોએ, દાવાનળ ઝડપભેર એમની ભણી ધસ્યો આવતો હોવાની આગાહી આપી.

"પાછા વળો, પેલી ખુલ્લી જગ્યાએ પાછા વળો. આ જંગલ વીંધીને જઇ શકાય એમ નથી આપણાથી!" પાછી વળીને દોડવા જતી મેબલે હાંક મારી. વળી એકાએક થોભી જઇ તે બોલી ઊઠી: "ઓહ, બિચારાં પેલાં બાળકો. પેલાં ગર્ટ્રુડ અને ક્રીસ્સી મૂર! આજ સવારે જ એમની બા મને

ગળી હતી અને કહેતી હતી કે એ અને એના પતિ આજ આખો દિવસ ઘેર નહિ હોય અને બાળકો એકલાં થઇ રહેશે. ઘર અહીંથી બે માઇલ છે અને પાસેજ ગાઢું જંગલ છે. આ કાળમુખો દાવાનળ હમણાં ત્યાં પહોંચી જશે ને બિચારી ગભરૂ બાળાઓ બળીને ખાખ થઇ જશે એની ઝાળોમાં!

"ભાઇ મારા, કાઢો હડી! આપણે દાવાનળને પાછળ પાડી દઇને વેળાસર ત્યાં પહોંચી એમને ઉગારી લેવાં જોઇએ. આવો જોઇએ, આ દોડમાં કોણ જીતે છે તે!"

અને ત્રણે જણે જંગલની કોરે આવેલાં ખેતરોમાં દોટ મૂકી. આરંભમાં તો તેમણે એવું જોમ બતાવ્યું કે થોડી જ વારમાં તેઓએ દાવાનળને પછવાડે મૂકી દીધો. પણ ધુમાડાના ગોટેગોટા એમને વીંટળાઇ વળવા લાગ્યા, અને પોણોએક માઇલ દોડયા હશે ત્યાં તો બંને છોકરાઓ ધરણીએ ઢળી પડયા. ગરમી અસહ્ય હતી, અને ધુમાડો ગૂંગળાવી નાખે એવો હતો.

હવે શું કરવું? મેગલ એમને આમ દાવાનળના માર્ગમાં એકલા અસહાય મૂકી જવા ઇચ્છતી નહોતી, અને છતાં એક ઘડીની પણ ઢીલ કરવાની એની હિંમત ગો'તી ચાલતી. ભય અને ઘૃણાથી આસપાસ નજર નાખતાં, જરાક છેટે એક ચિરપરિચિત સ્થાન એની દૃષ્ટિએ પડયું—એક નાનું નિર્મળ સરોવર!

"આવો, દોસ્તો," એમ બૂમ મારી: "ફરી એક વાર ઊભા થઇ જાઓ ને કમર કસી લો. આપણી અચળતા ઉપર મારા, તમારા અને મૂર બાળકોના જીવનનો સઘળો આધાર છે. અહીં સામેજ પેલું સરોવર દેખાય. મને બરાબર વળગી રહો ને હું તમને ત્યાં લેઇ જઇશ." અને લગભગ બેભાન છોકરાઓને અડધા ઢસડતી મેગલ આખરે તેઓને સરોવરના કિનારા સુધી લેઇ આવી.

ત્રણે જણાંએ નીચાં વળીને, અગાઉ કદી નહિ પીધું હોય એવું પાણી પીધું. કિશોરો આગળ વધવાને તત્પર હતા, પણ મેગલે કહ્યું: "ના, અહીં આ તટ ઉપર ઊંધી જાઓ. ત્યાં તમને ધુમાડો નહિ આંજી શકે; અને જો દાવાનળ ખેતરો પ્રજાળતો અહીં સુધી આવી પહોંચે તો તમતમારે સરોવરમાં ઝંપલાવી દેજો. અને હું પાછી ફરૂં ત્યાં સુધી પાણીમાંજ રહેજો. ત્યાં તમને ઊની આંચે નહિ આવે."

છોકરાઓએ એના કહેવા પ્રમાણે કર્યું અને વીર કિશોરી એકલી આગળ ધપી. આ ઢીલ દરમ્યાન દાવાનળ એનાથી ક્યાંય આગળ નીકળી ગયો હતો. અને એની સાથે હોડમાં ઊતરેલી મેગલને વારેઘડીએ ચોકખી હવા શ્વાસમાં લેવા ઘડી સરસા થઇ જવું પડતું હતું. લબકારા કરતી ઝાળો એની આગળ ધસી રહી હતી.

આખરે થાકીને લોથ થએલી, હાંફતી હાંફતી, ગેબલ વેળાસર ગિ. મૂરના ખેતરમાં આવી પહોંચી. એકબીજાને વળગી પડીને બિચારાં એ બાળકો સહાય માટે ચીસો પાડી રહ્યાં હતાં. એક પળ પણ ગુમાવવી પાલવે એમ ન હતી. વૃક્ષોના કડાકા ગજાવતો કાળમુખો દાવાનળ પૂરપાટ ધસ્યો આવતો હતો! હળવે રહીને ગેબલે એ બંને બાળકોનાં મોંઢાં જમીન સરસાં કરી દીધાં અને પોતાની હળવી ગરમ શાલ પાણીની બાલદીમાં બોળી, માથે ઓઢી, એ ઉતાવળી ઘર પછવાડે આવેલા કૂવા તરફ દોડી.

કૂવા ઉપર જૂના જમાનાની ગરેડી, અને છેડે મોટી ડોલ બાંધેલું એવું સીંચણિયું પડયાં હતાં. તરતબુદ્ધિ, સમયસૂચક કિશોરીએ તરત જ આ ડોલ કૂવામાં ઉતારી ને તળિયે અડવા દીધી. પછી એને ઉપર ખેંચી જોઇ તો એ ખાલી જણાઇ. પાણી માંડ એકાદ ફૂટ ઊંડું હશે એમ તેણે અનુમાન કરી લીધું.

હવા હવે એટલી બધી તપી ગઇ હતી કે શ્વાસ લેવા માટે તેને વારેઘડીએ મોંઢે અને નાકે ભીની કામળી ખેંચવી પડતી હતી. આમ કરતાં તેની નજર બળતણના એક મોટા ઢગલા ઉપર પડી. ત્યાં દોડી જઇ એણે બબ્બે ચચ્ચાર કરીને એ બધાં ઉપાડી ઉપાડીને કૂવામાં નાખવા માંડ્યાં. પછી ફરી એક વાર એણે ડોલ કૂવામાં ઉતારી, અને એ બહાર કાઢતાં જણાયું કે ડોલનું તળિયું ય ભીંજાયું નો'તું. બળતણથી કૂવો દોઢ બે ફૂટ પુરાઇ ગયો હતો!

ઘરમાં પાછા દોડી જઇને એણે ડામચિયા પરથી કામળા ધાબળા ખેંચ્યા અને કીરસીને એક હાથમાં તેડી. ગર્ટીને પોતાના ફ્રૉકને વળગી રહેવાનું કહેતી એ ફરી કૂવે દોડી આવી.

શાલદુશાલા કૂવામાં નાખવા, એક એક કરીને બંને બાળકોને ડોલમાં બેસાડી કૂવાને તળિયે ઉતારવાં એ તો થોડી મિનિટનું કામ! પછી ડોલ તળિયે જ રહેવા દેઇ, એણે સીંચણિયું ઝાલ્યું ને હાથ પછી હાથ સરકાવતી તે ભયભીત અને બાવરાં બની ગએલાં બાળકો પાસે આવી પહોંચી. એમના આ વિચિત્ર રક્ષણસ્થાને!

આ બધું જો પળવારે મોડું થયું હોત તો સૌનું નક્કી આવી જ બનત; સૂકા ઘાસમાં ધસતી ઝાળો લગોલગ આવી પહોંચીને સૌને કોળિયો કરી જવાની અણી ઉપર જ હતી. એક પળમાં તો કૂવા ઉપરના લાકડાના થાંભલા એ ઝાળોના ભોગ બની ભરખાઇ ગયા, અને સીંચણિયું સળગતું ધંગ કરતુંક ને નીચે પડયું!

કલાકો સુધી તેઓ ભયથી ટૂંટિયું વાળીને, ગોટાતા ધુમાડાને જોતાં અને

ઝાડના કડાકા સાંભળતાં પડયાં રહ્યાં. ધીમે ધીમે ઘોંઘાટ ઓછો થતો ગયો, ધુમાડો આછરવા લાગ્યો; અને થાકીને લોથ થઇ ગએલી મેબલ અને એનાં નાનાં આશ્રિતો ત્રણે ઘસઘસાટ ઊંઘી ગયાં.

આખરે 'મને ભૂખ લાગી છે. મમ્ મમ્' એવા ફ્રોસ્સીના દયામણા પુકારથી મેબલ જાગી ઊઠી ત્યારે બીજા દિવસનું વાણું વાયું હતું. કૂવામાંથી બહાર નીકળવું અશકય હતું. મેબલનું પોતાનું હૈયું જોકે આશંકાઓથી વ્યાકુળ હતું, છતાં તેણે પોતાથી બનતું બધું આશ્વાસન આપીને બાળકોને છાનાં રાખ્યાં. એને આશા હતી કે આખરે તો કોઇક એમને જરૂર ઉગારી લેશે.

આશા ને આતુરતામાં આમ કેટલાય કલાકો વીતી ગયા. સૂરજ ઠેઠ માથે આવ્યો હતો. ત્યારે, ઉતાવળાં પગલાં એમની તરફ આવતાં સંભળાયાં. ચિંતાતુર અને વ્યાકુળ માતાએ ઘેર આવીને જોયું તો ઘર આખું બળીને રાખ થઇ ગયું હતું! પોતાનાં વહાલસોયાં બાળકોની કશી નિશાની ન જણાતાં એનાથી પ્રાણપોક મુકાઇ ગઇ.

પણ આ શું? એની પોકના જવાબમાં હોય તેમ એક હળવી બૂમ એને સંભળાતી લાગી! ઘડીભર તો તે કાન માંડીને સાંભળી રહી. વળી પાછી—એ જ બૂમ—જાણે જમીનમાંથી અવાજ ન આવતો હોય! એક વિચાર ઝબકી જાય છે ને એને સૂઝી આવે છે; એ કૂવે દોટ મૂકે છે, કજળેલા થાળા ઉપરથી ઝૂકીને ઊંડે જુએ છે. અને ઊંડાણમાંથી આવતો આનંદોદ્‌ગાર એને કાને પડે છે: "એ તો હું છું મેબલ હાવર્ડ. ગર્ટ્રુડ અને ફ્રોસ્સી મારી સાથે જ છે."

કૂવાની પાળ ઉપર નીચા વળીને ઊંડે દૃષ્ટિ નાખતાં માતાને પોતાનાં બાળકોની ઝાંખી થઇ ને એનાથી આભારની એક આનંદચીસ પડાઇ ગઇ! પછી શહેરમાંથી તાજા જ ખરીદી આણેલા કપડાની પોટકી છોડી એણે એના લાંબા ચીરા કર્યા ને એક એકની સાથે સાંધી એક છેડે પથરો બાંધી એણે એ કૂવામાં ઉતાર્યો. મેબલે તરત જ સીંચણિયું એની સાથે બાંધી દીધું. પછી શ્રીમતી મૂરે સીંચણિયું ઉપર ખેંચી લીધું ને ગરેડીની મદદથી બંને બાળકોને એક એક કરીને ઉપર લેઇ લીધાં. આનંદઘેલાં બાળકો માને વળગી પડ્યાં ને માની આંખમાંય હરખનાં આંસુ આવી ગયાં.

"હવે શું કરીશું, મેબલ?" શ્રીમતી મૂર હવે મૂંઝાયાં હતાં: "તું તો એવી ભારે છે કે મારાથી તને ઉપર નહિ ખેંચી લેવાય."

"કંઇ ફિકર નહિ," કહીને મેબલ હસી પડી. "એક વાર ડોલ નીચે સરકાવો એટલે આ રહ્યાસહ્યા કાગળો ને શાલદુશાલા ઉપર મોકલી આપું.

પછી હું તો ગમે તેમ કરીનેય મારો મારગ કરી લેઇશ."

બધા કાગળો અને શાલદુશાલા ઉપર પહોંચતા કરી દીધા કેડે મેબલ પોતે સીંચણિયાનો આધાર લેઇ કૂવાના ખરબચડા પત્થર ઉપર મક્કમ પગ ટેકવતી સાચવીને ઉપર ચડી આવી ત્યારે એનો ચહેરો કાંઇ અનેરા આનંદથી ઝળકી ઊઠ્યો!

કૃતજ્ઞી માતાએ પોતાનાં વહાલસોયાં બાળકોને ઉગારનાર મેબલનો હાર્દિક આભાર માન્યો અને એને ભેટી પડી છાતી સરસી ચાંપી. મેબલે પોતાને ઘેર પહોંચતાં જ્યારે જાણ્યું કે આગલે દિવસે પોતાની સાથે આવેલા લેનોક્ષ કિશોરો પણ સુખરૂપ ઘેર આવી પહોંચ્યા છે ત્યારે તો એના આનંદનો પાર ન રહ્યો!

મિ. મૂરે નવા બંધાવેલ મકાનના દીવાનખાનામાં વીર કિશોરી મેબલ હાવર્ડનું એક સુંદર તૈલચિત્ર મુકાવ્યું અને એ રીતે પોતાનાં બાળકોને કુનેહભરી સમયસૂચકતાથી ઉગારી લેનાર કિશોરીની યાદ સદા નજર અને મન સમક્ષ રાખી.

આવા બોધક અને પ્રેરક પ્રસંગો પરદેશમાં તેમ આપણા દેશમાં ય જનતા તો અનેક હશે; પણ કમભાગ્યે, એમાંના જૂજ આપણે જાણવા પામીએ છીએ?

('કિશોર, સપ્ટે.–ઓક્ટો., પૃષ્ઠ ૨૬૭) મોહન વ. ઠક્કર

---

## આખરી ફેંસલો

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'ધર્માદા વહીવટ'ના અનુસંધાન તરીકે–લેખક]

[ ૧ ]

**પ્રિયનાથ** બાવાના આવ્યા પછી મંદિર ભર્યું ભર્યું લાગતું હતું. વહેલે પરોઢીએ એ પથારીમાં પડ્યો પડ્યો, 'જાગ ને જાદવા કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કોણે જાશે?' કહીને એ મંદિર ગજવતો; ને રાત્રે અગિયાર સાડાઅગિયાર વાગ્યે સતી વખતે ગાંજાની દમ લીધા છતાં ઊંઘ ન આવતી ત્યારે મંદિરમાં પ્રગટેલું ચેતન ઓસરતું હોય તેમ 'ચિંતા બાંધી ચાકરે, સુખે સૂએ સંસારમાં ભાગ્યવંત કુમાર' એમ બબડતો બબડતો એ ઊંઘવા જતો.

એને પાણી તો ગામને દૂર કૂવેથી ખેંચી લાવવું પડતું, એટલે સવારમાં એ લોટા ઢોળ્યું ન ઢોળ્યું કરી નાહી લેતો. અને પ્રભુને શું કામ કરી પરસેવો થયો હોય? એમ માની જળનો દુર્વ્યય ન કરતાં શિયાળો હોય ત્યારે મૂર્તિઓને ભીના કપડાથી એ લૂંછી નાખતો. અને પછી એ ચંદન ઘસતો હોય ત્યાં સુધીમાં

તો ભાવિક ભક્તો સ્નાનાદિથી પરવારી આખડીએ ચઢી પ્રભુદર્શને આવે, તેમની સાથે જ્ઞાનગોષ્ટિ કરવામાં એ સમયનો સદ્વ્યય કરતો.

સૌથી વહેલા આવેલા ધર્મચંદને એણે પૂછ્યું: "કેમ શેઠ! આજ કંઇ બહુ વહેલા?"

હાથમાં આણેલા અક્ષત પ્રભુદ્વારે મૂકી, પ્રભુચરણમાં જાતને સમર્પતાં શેઠ બોલ્યા: "શું કરીએ, તમારા જેવી કંઇ શાન્તિ છે અમારે? જાણો છો ને લોકોની દાનત થઇ ગઇ છે તે? પેલા ઉકેડ પાસે એના બાપદાદાના વખતનું ખાતું છે, તે ઊઠીને અવળું બોલ્યો: 'હવે શું માગો છો? મેં તો પૈસા લીધા નથી ને? બાપે લીધા હશે તેય જાણતો નથી. છતાં તમને બમણા પૈસા આપ્યા તોય હજુ શાના કાઢો છો? એવા સવાયા દોઢા કરો તે પહોંચાતું હશે?' લોકોને ગરજ હોય ત્યારે જેમ કહીએ તેમ કબુલ કરી લેઇ જાય અને પછી આપવાનું થાય ત્યારે આમ અવળું બોલે. એના બાપને વહુ પાછળ ખરચ કરવું હતું ત્યારે કોઇએ ઊભો રહેવા ન દીધો અને મેં કાઢીને આપ્યા, તે શું કમાવા નહિ ત્યારે ખોવા આપ્યા હશે? રકમ કરતાં બમણા થયા હશે તે એવું કહેવું ખોટું નથી. પણ આપે નહિ અને વ્યાજ થાય, એને કોઇ શું કરે? છેવટે દાવો કરવો પડ્યો, તે આજ એની મુદત છે એટલે આ ગાડીએ જવું છે."

અને જવાબની રાહ જોયા વગર શેઠ બહાર નીકળી, ઓટલા ઉપર બેઠા વિના દર્શન પહોંચે નહિ, માટે ઊઠ બેસ કરતા હોય તેમ બેસીને ઊઠયા અને વૈષ્ણવનું પ્રિય ભજન: 'વૈષ્ણવ જન તો તેને કહીએ...' ગાતા ગાતા ઘર તરફ વળ્યા.

છેક છેલ્લી જમના આવી ત્યારે પ્રિયનાથે પૂછ્યું: "કેમ, આજ કંઇ બહુ મોડું કર્યું?"

જમના જાણે કહીને પોતાનો ભાર ઓછો કરવા આતુર હોય તેમ બોલી: "એ તો કંઇ નવું છે? એમણે છેલ્લી ઘડીએ કહ્યું હતું: 'ભાઇ, જો હું તો જાઉં છું. પાછળ કોઇ ખાનાર નથી, એટલે બધી મિલકત તમારી જ છે.' અને મારી સામે નજર કરી કહ્યું: 'પણ એને જીવતાં લગી દુઃખી ન કરશો.' તે દહાડે જેઠે શું કહ્યું હતું એ જ મને તો સાંભરે છે: 'ભગવાન આગળ માણસનું કંઇ ચાલે છે? નહિ તો હવે હું ખાઇપી ઊતર્યો છું, જો તારે બદલે મને લેઇ લે તોપણ. તું તારે કશામાં જીવ રાખીશ નહિ. એ તો મારે દીકરી જેવી છે.' અને આજ હવે એ જ જેઠ-જેઠાણીને એમના ઘરનું ગદા-

વૈતરું કરતાંય વધારે પડું છું. આ સહેજ દુઃખમાંથી વિસામો લેવા હરિદર્શને આવું છું તેય નથી ખમાતું: રોજ અહીં આવવા નીકળું એટલે બેમાંથી એક જણ તો ટાણો મારેજ: 'ભાવના હોય તો મંદિરે જવાથી બહુ છે? પણ આ તો ઘરમાંથી જે પગ કાઢચો તે ખરો, કામ તો ન કરવું પડે! પણ બાઇ! તું આમ બહાર ફરૂં તે લોકો તને તો તને, પણ અમને શું કહે?'"

અને જમના આંખો લૂછતી બોલી: "હવે તો એમ થાય છે કે આના કરતાં મોત આવે તો સારૂં."

પ્રિયનાથ દિલાસો આપતાં બોલ્યો: "દુનિયામાં દુઃખ કંઇ કાયમ ઓછું બેસી રહે છે? તારા જેવી જુવાનને જરા વસમું તો લાગે, પણ હોય એ તો સંસારમાં પડ્યાં એટલે ચાલ્યા કરે."

ઘરમાંથી આ નિમિત્તે બહાર નીકળવાનો મોકો મળતો, એટલે બળીઝળી જમના સહેજ સુખદુઃખની વાતો કરવા બેસતી. પ્રિયનાથ પણ એને દુઃખે દુઃખી હોય તેમ સહાનુભૂતિ દાખવતો.

મોડું થવાની બીકે જમના ઉતાવળી ઉતાવળી ઘર તરફ વળતી ત્યારે પ્રિયનાથ રસોઇ પકાવવા ચૂલા આગળ પેસતો.

એ હજુ ચૂલામાં મોરવણ મૂકી ફૂંકતો હોય ત્યાં તો રમતા રામ જેવા એકલદંડા, ભક્તિને નામે મહેનત-મજૂરી મૂકી ગમે ત્યાં નીચું મોં રાખી ખાઇ લેઇ પોતાનો દહાડો કાઢી લેતા મનોર ભગત બૂમ પાડતા: "કેમ મહાત્મા, શું કરવા માંડ્યું?" જાણે કહેતા ન હોય કે મારા પણ ખોબો ચોખા ઓરજો!

પ્રિયનાથ પણ એનો એટલોજ સત્કાર કરતાં કહેતો: "આવો ભગતરાજ, તમારીજ માળા ભજતો હતો. જીવને થયું કે ભગતરાજ આવે તો ગાંજાની એકાદ દમ લગાવીએ.'

ભગત ગમે તો ધંધો કરતા હશે કે નહિ, પણ એમના ગૂંજામાં ગાંજો ન હોય તેવું કોઇ દિવસ બનતું નહિ. અને એ શોખે તો એ ઘણાના પ્રિય-પાત્ર બન્યા હતા.

ગાંજાની સામસામી દમ લેઇ હવે તૃપ્તિ થઇ હોય તેમ પ્રિયનાથે કહ્યું: "બસ હવે!"

ચલમ સામી આપતાં ભગતે કહ્યું: "આટલો વખત; પ્રભુપ્રસાદી પાછી ના ઠેલાય."

અને ગાંજાને એનો ભાઇ તેડાવવો હોય તેમ પ્રિયનાથને યાદ આવ્યું. તે બોલ્યો: "ભગતરાજ, ગરમી બહુ પડે છે. જો કોઇ ભાંગ લેઇ આવે તો આજ શિવપ્રસાદી લેઇએ."

'મહાત્મા! તમારી ઇચ્છા પૂરી કર્યા વગર છૂટકો છે? લાવો હું લેઇ આવું.' અને પ્રિયનાથે ગોખલામાંથી પાવલી આપી એટલે ભગત એકાદ ગાઉ દૂર ભાંગ લેવા ઊપડી ગયા. જમવાનું હવે અહીં થવાનું હતું, એટલે એ ય વાતે એમને તો નિરાંત હતી ને?

હમણાંનું બપોરના આરામ વખતે પણ પ્રિયનાથને એક મંડળ મળ્યું હતું. ભોઇના ઘરમાંથી એક વખત પાનાં સાથે જુગાર રમતી ટોળી પકડાઇ, એટલે એમણે બીજું નિર્ભય સ્થળ શોધવા માંડ્યું. પ્રિયનાથે એમાંના એકાદને વાતવાતમાં કહ્યું: "પોલિસનો બાપ આવે તોય હું મંદિરમાં ન પેસવા દેઉં. મંદિરની ઝડતી લેવી હોય તો ય અડધો કલાક કાઢી નાખું."

જુગારી: "એટલી વારમાં તો અમે પાનાં ક્યાંય ચાવી ખાઇએ તે એનો પત્તોય ન લાગે."

ત્યારથી બપોરે જુગારીની ટોળી મંદિરના મેડા ઉપર, ઘાસ પડી રહેતું હતું એ ઓરડીમાં જામી. જોકે પ્રિયનાથ તો મોજમાં આવે તો કોઇ દિવસ અમસ્તો જોવા બેસતો, નહિ તો એ ભલો ને એનું મંદિર ભલું. પણ દરરોજ નહિ, તો આંતરે દહાડે જુગારીઓ મંદિરને દ્વારે નહિ, પણ એના હાથમાં ચાર આઠ આના મૂકતા અને બપોરે ચા થાય તે જુદી.

જોકે ચાર વાગ્યે કથાનો વખત થાય ત્યારે એમને ચાલ્યા જવું પડતું, એ નડતું તો ખરૂં. પણ બીજી સગવડ આગળ એટલી અડચણ નિભાવી લેતા.

ચાર વાગ્યા પછી પ્રિયનાથ ફરીથી નાહીધોઇ ચૈત્ર મહિનામાં ઓખાહરણ, શ્રાવણમાં ભાગવત અથવા ગરુડપુરાણ અને વારતહેવારે જે તે દહાડાનું માહાત્મ્ય વાંચી સંભળાવતો. ભણેલું તો એ થોડું હતો, પણ રાગ સારો હતો એટલે એની કથા શ્રોતામંડળમાં વખણાતી હતી.

સાંજે આરતિનો વખત થાય તે પહેલાં મંડળ વિખરાતું અને એ સાયંકાળની પૂજામાં પ્રવૃત્ત થતો.

આમ પ્રિયનાથ આવ્યા પછી ગામમાં ભક્તિભાવ વધ્યો હતો એમ ભાવિકો કહેતા હતા. પ્રિયનાથ પણ 'ગામ આસ્તિક છે, પોતાની દરેક સગવડ પૂરી પાડે છે' એમ કહી વખત આવ્યે ગામનાં વખાણ કરતો. એકંદરે ગામથી પ્રિયનાથ અને પ્રિયનાથથી ગામ, બંને એકમેકથી સંતુષ્ટ હતાં.

છતાં એક રાત્રે, પિંજરનું પંખી ઊડી જાય તેમ, પ્રિયનાથ ચાલ્યો ગયો. અને જમના પણ તેજ રાત્રે ઘરમાંથી ગૂમ થઇ!

લોકો ગયું તેની કુથલી કરી અજાણ્યા કોઇને હવે મંદિરમાં પેસવા ન દેવો એમ છેવટ બોધ કાઢવા લાગ્યા.

નવો પૂજારી આવે ત્યાં સુધી ગામના ગોર ગણાતા શાસ્ત્રીજી સવારસાંજ અને તેટલી પ્રભુની સેવા કરી જતા. પણ મા મરતાં બાળક ઓશિયાળું થાય તેમ, સર્વાધાર અંદર બિરાજેલા હોવા છતાં મંદિર પ્રિયનાથ વગર નિરાધાર લાગતું હતું.

મંદિરના તૂટેલા ઝાંપામાં થઈને ગધેડાં અંદર પેસી જતાં. કૂતરાં તો નમીને અંદર જવામાં માનહાનિ માનતાં હોય તેમ ઝાંપામાં થઈને જવાને બદલે નીચા વંઢાને કૂદીનેજ અંદર દાખલ થતાં. અને રસ્તામાં ગમે ત્યાં શૌચ જવાની જંગલી પ્રથાને તજી ચોગાનમાં પતરાં મારેલી અડાળીમાંજ ગૃહસ્થાઈને છાજે તેમ શૌચ જતાં!

અને બાળકો, મોટાં માણસો પોતાના જીવનમાં સાચેજ ભજવતાં, એવાં નાટકો મંદિરના ચોગાનમાં ખોટાં ખોટાં ભજવતા. તેઓ ચોર-ફોજદાર, રાજા-સિપાઇ, માસ્તર-વિદ્યાર્થી, વર-વહુ વગેરે પાત્રો ભજવતા. ઊંચે ઓટલેથી છોકરીઓ ફૂલડીઓ લેઇ, કૂવામાંથી પાણી ખેંચે તેમ, નીચે નાખેલી દોરડી ખેંચતી.

અને એમના પ્રેક્ષકોમાં શૌચ જઇ પૂંછડું પટપટાવતું કૂતરું, તલ્લીન થઇ ભજવાતા નાટકની સમાલોચના કરતું. પણ એ તલ્લીનતામાં કોઇ કમબખ્ત ગધેડું અંદર ઘૂસી જઇ 'ભૂં...ભૂં...ભૂં...કરી ભૂંકતું ત્યારે સહેજ ઉપરથી ઊતરી એકટરો એની ઉપર તૂટી પડે તે પહેલાં કૂતરૂં 'વઊ... વઊ...' કરતું એને ચોંટી પડતું. ગધેડું જીવ લેઇને, અડી રહેલા ઝાંપાને લાત મારી, દોડી જતું.

ભાવિક ભક્તો દર્શન કરવા આવતા ત્યારે આમાંનાં બધાં નહિ તો થોડાં-ઘણાં દશ્યો એમની નજરે પડતાં, પણ સ્થિતપ્રજ્ઞની દૃષ્ટિ રાખી એને જોયું ન જોયું કરી એ ચાલ્યા જતા.

એક વખત એ જગાએથી પસાર થતાં નરેન્દ્રને પ્રશ્ન ઉદ્‌ભવ્યો: 'આનો સદુપયોગ કરીએ તો?' અને એણે કામ ઉપાડી લીધું.

૨

નરેન્દ્રે જ્યારે વાચનાલય માટે ટીપ કરવા માંડી ત્યારે જે હોય તે પૂછતું: "શાની લખણી છે?"

નરેન્દ્ર કહેતો: "આ મંદિર બહારની અડાળી નકામી પડી છે. તેમાં ચારે બાજુ વાંસ ભરી લેઇ અંદર સાર્વજનિક પુસ્તકાલયનાં છાપાં મૂકવાનું રાખીએ તો બધાંને વાંચવાની સગવડ થાય, બીજા બેઠા હોય તેમને જાણવાનું મળે. અને અંદર કૂતરાં બગાડે છે તેય ટળે."

સાર્વજનિક પત્રો ગામમાં કયે ખૂણે જતાં રહેતાં તેનો ખોળનારને પત્તોય

પડતો નહિ, એટલે રસિક વાચક એથી ખુશ થઈ કહેતો: "બહુ જ સરસ! પેપરનો પત્તોય પડતો નથી તે ખોળવું તો મટે."

હજુ જેમને સમાચારનો ખાસ રસ લાગ્યો નથી, પણ જો મળે તો વાંચે એવા વાચકો કહેતા: "આ તો વાંચવાનું મન હોય, પણ પેપરનો પત્તો નહિ એટલે ક્યાં શોધવા જાય? એના કરતાં એક જગાએ હોય તો સારું તો ખરું."

અભણ પણ સમાચારભૂખ્યા કહેતા: "એવું થાય ત્યારે તો ત્યાં બે ઘડી નવરા હોઈએ ને બેસીએ તો કોઈ વાંચતું હોય તોય જાણવાનું મળે. આવામાં તે કોણ ના પાડે?"

છોટાભાઈ મુખી પાસે નરેન્દ્ર ગયો ત્યારે એમને વિરોધ કરવો હોય પણ જાણે હજુ વાર હોય તેમ ખાલી સહાનુભૂતિ આપી: "બધાંને ગમતું હોય ત્યારે આપણે કે'દહાડે વાંધો છે?" અને ટીપમાં લખેલાં નામો વાંચી જોઈ એ બોલ્યા: "હજુ તો બહુ નામ બાકી છે. અમે તો જેમાં હોય તેમાં ક્યારે નથી આપતા? મારે તો પરગામનીય કેટલીયે ટીપોમાં આપવું પડે છે. આ સ્ટેશન માસ્તર પરબની ટીપ લેઈને આવ્યા હતા તે હું ના હોત તો થાત, મારા ભાઈ, પાંચ દશ રૂપિયા. પણ મેં જ દશથી શરૂઆત કરી તેં સહેજ કલાકમાં પચાસ પોણોસો રૂપિયા કરી આપ્યા. પણ મારું તો એ કહેવું છે કે આ તો જે લોક આપે છે તેમને ને તેમનેજ જે હોય તે આગળ કરે છે અને બીજા તો આપવાનું સમજ્યાજ નથી. એટલે જે આપે છે એમના ઘરમાં શું વધારે પડ્યા હશે? ખરી રીતે આવા ગામના કામમાં બધાંને આપતાં શું થાય છે? આ લાયબ્રેરી ખોલી ત્યારેય મારે રકમ ભેગી કરી આપવી પડી હતી. તે વગર એની લખણીમાં માસ્તર દર વર્ષે મારી પાસેથી લેઈ જાય છે. અને કોઈ દહાડો હું પેપર વાંચતો નથી, તોય આપણી તો ના જ નહિ" અને ટીપમાંથી નામ બતાવી એ બોલ્યા: "આ મગનલાલ પેપર આવતાં ઝડપી લે છે તે બેજ રૂપિયા લખાવીને બેઠા છે. પાંચ રૂપિયા મૂકે તોય શું વધારે છે! મહીજીભાઈ પાંચ લખાવીને બેઠા તેમાં શી ધાડ મારી? સાતમી પેઢીની હેતાનું ઉછેદિયું ખાધું તો ખાધું, પણ એણે મરતી વખતે કહેલી પાંચ વીઘાં ધર્માદા જમીન હવે આવતે અવતારે કાઢશે!" અને છેવટે ભાષણનો ઉપસંહાર કરતાં બોલ્યા: "આપવામાં મને વાંધો નથી, પણ ગામના કામમાં સૌ સરખા. બાકી રહ્યા છે તેમની પાસે લખાવી લાવો, જાઓ."

સારા ખોટાનો વિચાર કર્યા વગર દરેક કામમાં વિરોધ કરતા છોટાભાઈ

સાથે ચર્ચાનો અર્થ ન માની નરેન્દ્ર ઊઠ્યો ત્યારે એમણે કહ્યું: "આપણે તો સારા કામમાં ના પાડતા જ નથી."

દરેક ટીપમાં લગભગ બને છે તેમ પૂરી રકમ તો ન પતી, પણ જેટલી રકમ જોઇએ તેટલી તો મળી ગઇ. કૂતરાં બગાડતાં તે અડાળીને વાંસથી જડી બે બારણાં મૂકી દીધાં. પાંચેક આંકડા અને એક ટેબલ પણ તૈયાર થઇ ગયું. પણ····પણ····અર્જુનને જેમ લડાઇની છેક છેલ્લી ઘડી સુધી ખ્યાલ નહોતો આવ્યો, પરંતુ કુરુક્ષેત્રના મેદાનમાં પાણ્ડવકૌરવની સામસામી સેના જોઇ, ત્યારે જ ખ્યાલ આવ્યો કે એને રાજ્ય માટે પિતામહ, ગુરુ, ભાઇઓ, વગેરેનો સંહાર કરવો પડશે, તેમ અહીં પણ બધું કામ તૈયાર થયું ત્યાં સુધી જે ખ્યાલ નહોતો આવ્યો તે ધર્મનો મહાપ્રશ્ન સર્નમુખ ખડો થયો! ગામના પ્રતિનિધિ જેવા છોટાભાઇએ અણીને વખતે, ધર્મ ડૂબે તે પહેલાં તેનો હાથ ઝાલી લીધો: "મંદિરમાં મુસલમાનોને ને ઢેડાંભંગિયાંને તે પેસવા દેવાતા હશે?"

અને જેમ અર્જુને કહ્યું હતું, કે "હે જનાર્દન, આ સંહારથી ત્રણલોકનું રાજ્ય મળતું હોય તોપણ હું તે લેવા તૈયાર નથી; તો આ ક્ષુલ્લક રાજ્ય માટે તો હું કેમજ સંહાર કરું?" તેમ આ યોજનાને વધાવનાર પણ હવે બોલી ઊઠ્યા: "ચોરાસી લાખના ફેરા પછી મળેલો આવો ઊંચો મનખાદેહ લાખ રૂપિયા મળતા હોય તોય કોઇ ન વટલાવે, તો ચોપાનિયાં વાંચવા ખાતર તો આવો બોળાવાડો થવાજ કેમ દેવાય?"

પણ જેમ અર્જુનને ખોટી રીતે ધર્મભીરુ થતો અટકાવવા શ્રીકૃષ્ણે ગીતા ઉચ્ચારી એનો નિશ્ચય બદલી નાખ્યો હતો, તેમ નરેન્દ્રની સમજાવટથી લોકો પણ "આમાં કયાં મંદિરની અંદર પેસવાની વાત છે? અંદર ગધેડાં, કૂતરાં અને મુસલમાનનાં છોકરાં રમે છે તો આમાં શો વાંધો છે?" એમ માની સંમત ન થઇ જાય, માટે છોટાભાઇએ, મંદિર એ મારી એક કોમની માલિકીનું નથી, પણ સમસ્ત હિન્દુ વસતિનું છે, એ વિશાળ સિદ્ધાન્તને આધારે એને ગામનો મહાપ્રશ્ન બનાવી મૂકયો.

આ મહાપ્રશ્નનો છેલ્લો નિકાલ કરવા માટે આખુંય ગામ ભેગું થયું. ગામના અગ્રગણ્ય પુરુષો એનો શો ચુકાદો આપે છે તે સાંભળવા બધા આતુર હતા. બાહ્ય ક્રિયાકાંડને જ મૂળ ધર્મ માની ધર્મના હાર્દથી વિમુખ થઇ ગયેલા શાસ્ત્રીજી, નાનાંય જીવજંતુ ન મરે તેની કાળજી રાખવા છતાં પોતાના ચોપડામાં રોજ કેટલાય ગરીબનાં લોહી ચૂસતા મહાજનના પ્રતિનિધિ ધર્મચંદ શેઠ, ત્રીજા છોટાભાઇ જાતે, ચોથા છોટાભાઇના ભત્રિજા મેરુપત, જેની હાજરી હરિજન

સ્ત્રીઓનેય આફતરૂપ લાગે છે તે અને પાંચમા ગેમલ, જે દીકરીની આબરૂને ભોગે દેવું વાળવામાં કંઇ અજુગતું નથી માનતો તે; આ પંચ આગળ પ્રશ્નની છણાવટ શરૂ થઇ.

નરેન્દ્રે બચાવ કર્યો: "સાર્વજનિક સંસ્થામાં ગમે તે આવે એ વાત તો ખરી. પણ એમને મંદિરના ચોગાનમાં થઇને ન આવવું પડે માટે રસ્તા ઉપરને ખૂણે એક બારી મૂકી છે. એટલે એ સીધા અગાશીમાં આવી શકશે. પછી મંદિરને એમાં શો વાંધો છે?"

પોતાની બહાર નીકળી ગએલી શિખાની છૂટી ગએલી ગાંઠ વાળતાં શાસ્ત્રીજી બોલ્યા: "તમે અંગ્રેજી ભણેલા તો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ જેવા થઇ ગયા છો. તમે નથી રહ્યા હિંદુ કે નથી થયા ખ્રિસ્તી. ગીતાના કાળ પહેલાંથી જે લોકો અસ્પૃશ્ય રહ્યા છે તેમને અડીને તમે એમ માનો છો કે તમે મોક્ષ મેળવવાના છો? જે મ્લેચ્છોનો શ્વાસ અડવાથીય પાપમાં પડાય છે તેને અડવા સુધી તો ઠીક, પણ એમની સાથે હોટલમાં બેસી ખાતાં તમે પાછા પડતા નથી. પણ એ તો જાણે જે કરશે તે ભોગવશે, પણ શ્રી વિષ્ણુ જેવાના પવિત્ર મંદિરમાં પણ તમે એમને ઘાલવાની વાત કરો છો એ શું ઓછી અધોગતિ છે? એ તો સારૂં છે કે છોટાભાઇ જેવા ભાવિક છે ત્યાં સુધી એવો વખત નહિ આવે. નહિ તો આપણે તો શ્રી હરિને રોજ પ્રાર્થના કરીએ છીએ કે હે ત્રિલોકના નાથ! એ દહાડો દેખવા વખત આવે તે પહેલાં તારા શરણમાં બોલાવી લેજે."

ધર્મચંદ શેઠ બોલ્યા: "કળીજુગનાં લક્ષણ બરાબર ભાખ્યા પ્રમાણેજ દેખાય છે. પાખંડ પૃથ્વી ખાશે એ ભાખેલું ખોટું નથી. આ સમિતિવાળા જ્યાં જાય છે ત્યાં દેવ હોય તેમ પૂજાય છે. પણ એમનામાં નથી ધર્મ, નાતજાત, વટવ્યવહાર; વટલાવું તો એ સમજતા નથી. છતાં લોકો એમનેજ દેખે છે, તે પાખંડ નહિ તો બીજું શું? અને શું કળજુગ આવ્યો છે! જન્માષ્ટમીને દહાડે પરસોતમ ભગવાન રાસલીલા કરતા હતા. ખસો બૈરાં રાસમાં ઘૂમતાં હતાં ને જેનાં ધનભાગ્ય હોય તેને સાક્ષાત્ ભગવાનનાં દર્શન થતાં હતાં, છતાં છાપાવાળાઓએ છાપી માર્યું કે એ તો પાપલીલા છે. શું લોક થયા છે! ગમે તેનું ખાય, અડે તે પાપ નહિ ને આ પ્રભુનું નામ લે તે પાપ! આવાં છાપાં વાંચવાથી તે શું કાપાનું કલ્યાણ થવાનું હતું? અને આજ તો અહીં મંદિર અભડાવાની વાત!

શાસ્ત્રીજીના મુખ્ય ઠરાવ ઉપર ક્રમસર ટેકો અપાતો હોય તેમ છોટાભાઇ બોલ્યા: "આ તો હું બોલું છું ત્યારે ખોટો દેખાઉં છું. એ તો એની ટીપ

થતી હતી ત્યારેજ કહેવાનો હતો કે આ ખોટું થાય છે. પણ કહેશો, આ જેમાં હોય તેમાં આડા ફાટે છે, એટલે હું ના બોલ્યો. પણ મારો સ્વભાવ તો તમે જાણો છો ને, ખોટું થતું હોય ત્યારે બોલ્યા વગર નથી રહેવાતું. એ કહે છે કે એમાં મંદિરમાં કયાં પેસવાનું છે? પણ એમ તો કાલ ઊઠીને કોઇ કહેશે: 'મંદિરમાં છો ને પેસે, એ મૂર્તિને અડે ત્યારે વાંધો છે ને?' અને આપણા દેવની એ દૂર રહ્યા રહ્યા મશ્કરી કરે છે તો તમે મંદિરમાં ઘાલો એટલે શું બાકી રહે? મોગલયુગમાં મંદિરોની પવિત્રતા સાચવવા માટે આપણા લોકોએ પોતાના પ્રાણ પાથર્યા હતા. અને આજ એને બદલે આપણે જાતે રાજીખુશીથી એમને મંદિરમાં ઘાલવાની વાત કરીએ છીએ! પછી આખા ગામનો વિચાર હોય તો હું એકલો શું કરવા ના કહું?"

ભેમલ ગરજી ઊઠયો: "શું તમેય મુખી એમ બોલો છો? અંદર પેસવા આવે તો ખરા. જોવા જેવી થાય છે કે નહિ?"

ગણપત બોલ્યા વગરજ પોતાનું વ્યક્તિત્વ બતાવતો હોય તેમ ડોળા કાઢી રહ્યો હતો.

આ સ્થિતિમાં નરેન્દ્રની જગાએ તમે હો તો શું કરો?

છેવટ જે ધર્મસ્થાનમાં ભાંગ, ગાંજો, જુગાર, વ્યભિચાર પ્રવર્તે, ગધેડાં, કૂતરાં અને રમત રમતાં મુસલમાનનાં છોકરાં પ્રવેશી શકે ત્યાં અંદર તો નહિ પણ તેના ચોગાનમાં પાછલે બારણે થઇને પણ પાક છતાં પરધર્મી ન પ્રવેશી શકે તેવો આખરી ફેંસલો એ ધર્મસભાએ આપ્યો! બિચારો ધર્મ!

નેદ્રા, તા. પાદરા ઇશ્વર પેટલીકર



## હિન્દનું દરેક ગામડું આટલું વિચારતું થઇ જાય તો!

**સ્વરાજ્ય:** સ્વરાજ્ય આવે યા ન આવે, પણ હિન્દનો ઉદ્ધાર તો ચરખા દ્વારાજ થવાનો છે. સતત વિચારણાને અંતે મને દિનપ્રતિદિન ચરખાના અર્થશાસ્ત્ર ઉપર વધુ ને વધુ શ્રદ્ધા ઉત્પન્ન થતી જાય છે. જો સમસ્ત હિન્દ ખાદીમય થાય તો કોઇ પણ પરદેશી સત્તા હિન્દ ઉપર અમલ કરી શકેજ નહિ, એટલે કે અમલ કરવાની ઇચ્છા પણ ન કરે અને એ રીતે હિન્દ સ્વતંત્ર થવાનુંજ. વસ્તુ એકજ છે કે જેણે શ્રદ્ધાથી વિચારપૂર્વક ખાદી અપનાવી હશે તેના જીવનમાં કુદરતી રીતેજ ફેરફાર થયા કરશે, સાદાઇ સાથે સ્વદેશી ભાવના ઉત્પન્ન થશે, અને હિંદની ગરિબાઇ અને તેનાં કારણો વિષે એ વિચાર કરતો થઇ જશે. આમ જ્યારે આખો સમુદાય આ પ્રકારના વિચારપ્રવાહમાં ખેંચાય,

એટલે કુદરતી રીતેજ સ્વાશ્રયનું આન્દોલન ઉત્પન્ન થવાનું અને હિન્દની ગરિબાઈ નાશ પામવાની. એટલે આ સ્થિતિને સ્વરાજ્ય–સ્વતંત્રતા જે કહો તે કહી શકાય. જ્યાં જનસમુદાયનો આત્મા જાગ્રત થયો ત્યાં આપમેળેજ પોતાની અત્યારની સ્થિતિનું ભાન થવાનું જ અને એ ભાન થતાં જે શક્તિનો અભાવ છે એ શક્તિ આવવાની. એ શક્તિજ આપણો–દેશનો–ઉદ્ધાર કરશે.

**હિન્દનાં સાત લાખ ગામડાં:** ગામડાંમાં પથરાએલું હિન્દ એજ ખરું હિન્દ છે. ગામડાં ઉપર નભી ખાનારાં થોડાંક શહેરો એ કંઈ હિન્દ નથી. ગામડાંઓ માટે આપણા નેતાઓએ ઘણા ઘણા રસ્તા બતાવ્યા છે અને પૂજ્ય મહાત્માજીએ ગામડાં દ્વારાજ હિન્દનો ઉદ્ધાર થવાનો છે એમ વારંવાર આપણને માર્ગદર્શન કરાવ્યું છે. અને તેથી કેટલાક ગ્રામસેવકો ગામડાંમાં કામ કર્યે જાય છે, પરંતુ હિન્દનાં સાત લાખ ગામડાંને પહોંચી વળે એટલા ગ્રામસેવકો મળવા આજે તો અસંભવ છે. જે થોડા સેવકો છે તે કંઈ સાત લાખ ગામડાંને પહોંચી શકે નહિ. આ સ્થિતિ વચ્ચે કોઈ રસ્તો તો કાઢવોજ રહ્યો. પ્રત્યેક ગામડામાંથી આવા ગ્રામસેવકો નીકળવા જોઈએ. ગામડાં આ યોજનાના મૂળને સમજતાં થઈ જાય તો ગ્રામસેવકો નીકળવા મુશ્કેલ તો નથીજ.

**દરેક ગામડું પોતાના પગ ઉપર ઊભું રહેતાં શીખે:** આમ જ્યારે ગામડાંનો વિચાર કરતા થઈએ છીએ ત્યારે ગામડાંને કેવી રીતે તૈયાર કરવાં એ મુખ્ય પ્રશ્ન બને છે. અત્રે મારી દૃષ્ટિએ હું મારા કેટલાક વિચારો રજૂ કરું છું. જોકે સંપૂર્ણપણે તેમ બનવું અઘરું છે, છતાં પ્રયત્નને અંતે સુંદર પરિણામ નિપજાવી શકાય તેમ છે. જો કોઈ ગ્રામસેવક આ યોજના પ્રમાણે કામ કરી તેનાં પરિણામો રજુ કરે તો બહોળા જનસમુદાયને એ ઉપયોગી થઈ પડે.

પ્રથમ તો આજે જે ગામડાંનું શોષણ થઈ રહ્યું છે તે બંધ થવું જોઈએ. અને તે માટે પહેલી શરૂઆત એક દુકાનથી કરવી જોઈએ. એટલે કે આવા ગામમાં ફક્ત એકજ દુકાન હોવી જોઈએ, જે ગામનું હાટ કહેવાય. તેમાં મૂડી ગામની, વ્યવસ્થા પણ ગામલોકોની, નોકરો પણ ગામના અને તેનો નફોનુકસાન પણ ગામનુંજ. કદાચ શરૂઆતમાં આખું ગામ આ યોજનામાં ન ભળે, એટલે બીજી વ્યક્તિગત ચાલતી દુકાનો રહેવાની. આ યોજનાને વ્યવસ્થિત અમલમાં મૂકવા માટે એક સંસ્થા ઊભી કરવી જોઈએ અને ગામલોકોને તેના સભ્યો બનાવવા જોઈએ. લવાજમ વાર્ષિક એકાદ રૂપિયો રાખવો હોય તો રાખી શકાય. ગામના દરેક કુટુંબનો એક મુખી આ સંસ્થાનો

સભ્ય થઈ શકે. તેમાંથી વહીવટ અને વ્યવસ્થા જાળવવા માટે એક સમિતિ નીમવી અને તે સમિતિ દુકાનનો બધો વહીવટ પગારદાર નોકરો મારફત કરે. સંસ્થાના દરેક સભ્યે એક પ્રતિજ્ઞા લેવાની કે "મારા અને મારા કુટુંબના જીવનની જરૂરીઆતોને પહોંચી વળવા માટે જોઈતી દરેક ચીજ આ દુકાન સિવાય કોઈ બીજી જગ્યાએથી ખરીદીશું નહિ અને અમારા ઉત્પન્નમાંથી કોઈ પણ વધારાની વેચવા જેવી ચીજ આ દુકાન સિવાય બીજે વેચીશું નહિ. બહાર કોઈ વેપારી વધારે નફો આપે તોપણ નહિ, અને બહાર કોઈ ચીજ સસ્તી મળે તોપણ નહિ. અમારૂં કુટુંબ ખાદી પહેરશે, ખાદી ઉત્પન્ન કરશે અને કાપડની વધારાની જરૂરિયાત માટે જોઈતું કાપડ ખાદી સિવાય ખરીદશે નહિ."

આ ઉપરથી હવે દુકાનમાં શું શું રાખવું તે કહેવાની જરૂર રહી નથી. એવી દુકાનમાં ગ્રામજીવનની જરૂરિયાતની દરેક ચીજ રાખવી જોઈએ અને દરેક વસ્તુ સ્વદેશી અને બનતા સુધી તેજ ગામમાં તૈયાર થએલી હોવી જોઈએ. ગામમાં ઉત્પન્ન થતો માલ ગામમાંજ વેચવો અને ગામની જરૂરિયાત કરતાં જે વધારાનો માલ રહે તે બહાર સારૂં ઉત્પન્ન આવે તે પ્રમાણે વેચવા મોકલવો. ગામલોકોએ ફુરસદના વખતમાં ખાદી ઉત્પન્ન કરવી તેમજ બીજો કોઈ ગ્રામઉદ્યોગ ત્યાં થઈ શકે તેવો હોય તો શરૂ કરવો. ગામમાં ઉત્પન્ન થએલી ખાદી ગામમાંજ ખપાવવા પ્રયત્ન કરવો, તેમજ ગ્રામઉદ્યોગની જે વસ્તુ નિપજાવી શકાય તે પણ મુખ્યત્વે ગામનાજ ઉપયોગની હોય તે દૃષ્ટિ ઉદ્યોગ શરૂ કરવામાં રાખવી. આમ જો થાય તો ગામલોકોને પોતાના ગામ સિવાય બહારનો આધાર રાખવાની જરૂર રહે નહિ. એટલે સહેજે સમજી શકાય તેવું છે કે શોષણ જેવી વસ્તુ આપમેળેજ નાબુદ થાય. ફક્ત એકજ શોષણ રહેવા પામે છે અને તે સરકારનો જમીનવેરો. આ વેરો તો સ્વદેશી યા વિદેશી કોઈ પણ સરકાર સત્તા ઉપર હશે તો પણ ઓછાવત્તા પ્રમાણમાં રહેવાનોજ.

આ યોજનાની મુશ્કેલીઓ અનેક છે. પ્રથમ તો બધા ગામલોકોને સાથે લેવા મુશ્કેલ છે, છતાં ગામ માટે લાભજનક હોવાથી ધીરજથી ગ્રામસેવક આ યોજના પ્રત્યે ધીરે ધીરે ગામલોકોને જરૂર ખેંચી શકશે. અને આ પ્રમાણે ઘણાં ગામ તૈયાર થાય તો સામુદાયિક રીતે એક મધ્યસ્થ સંસ્થા ઊભી કરી વ્યવસ્થિત બંધારણ યોજી તે દ્વારા એકહથ્થુ તંત્ર ચલાવવાનું પણ સુગમ થઈ પડે.

આ યોજનાના ગર્ભમાં એ વસ્તુ પણ સમાએલી છે કે અત્યારે ગામડાંની જે દેવાદાર સ્થિતિ છે તેનો પણ વિચાર કરવો રહે છે. દરેક ગામડામાં

શાહુકારોની ધીરધાર અને તેમની ચૂસણનીતિએ ગામડાંને વધુ પાયમાલ કર્યાં છે. એટલે દરેક ગામની દુકાનસમિતિએ કોઇનું પણ વ્યાજબી લહેણું ડૂબે નહિ એ પ્રકારની ચોકસાઇ સાથે તે પ્રશ્ન હાથમાં લેવો જોઇએ. દેવાદાર સભ્ય પોતાનો હિસાબ અને દેવું-લેણું દુકાનસમિતિ આગળ રજુ કરે. સમિતિ ધીરધાર કરનાર શાહુકારને બોલાવે, હિસાબ માગે અને રીતસરનું વ્યાજબી કહી શકાય તેવું તેનું લેણું કેટલું છે તે નક્કી કરે. તે સાથે સમિતિએ દેવાદારની સ્થિતિ પણ તપાસવી અને તે કેવી રીતે ભરપાઇ કરી શકે તેમ છે તેનો વિચાર કરે. શાહુકાર દેવાદાર ઉપર તગાદો ન કરે અને દેવાદારની સ્થિતિ જેમ જેમ સુધરતી જાય તેમ તેમ શાહુકારનું લેણું ચુકવવાનો પ્રબંધ કરે. તે સાથે દેવાદારને પણ જણાવવું જોઇએ કે આ નક્કી કરેલું દેવું તેણે આપવું જ પડશે. એટલે આ જવાબદારી સમિતિ સ્વીકારે છે, તેથી દેવાદારે પોતાનો હિસાબ સમિતિને બતાવતા રહેવું અને પોતે દેવામાંથી કેવી રીતે જલદીથી મુક્ત થાય તે માટે સમિતિની સલાહ લેતા રહેવું. અને સમિતિએ તેની સ્થિતિ સુધરે તે માટે ખોટા ખર્ચ ઉપર અંકુશ મુકાય તેવા ઉપાયો યોજવા જોઇએ. ઉપરાંત કેટલાક ખોટા રીતરિવાજોને અંગેનો ખર્ચ પણ ઘટાડવા પ્રયત્ન કરવો જોઇએ.

ખેડૂત અને શાહુકારનો પ્રશ્ન સમિતિએ હાથમાં લીધા પછી ખેડૂતને વખતોવખત જરૂર પડતાં નાણાં વિષે પણ સમિતિએ પ્રબંધ કરવો જોઇએ, એટલે ધીરધારનો પ્રશ્ન પણ સમિતિએ ઉપાડી લેવો રહ્યો. કોઇની પણ અગવડ વખતે સમિતિ પાસે પુરાંત હોય તો વ્યક્તિની ગુંજાસ અને સ્થિતિ જોઇ ધીરધાર કરવી. આ ઉપરાંત જીવનવ્યવહારમાં ઉપસ્થિત થતા નાનામોટા દરેક પ્રશ્નનો નિકાલ સમિતિએ કરવો રહ્યો.

આ પ્રમાણે ધીરે ધીરે ગામડાંનું શોષણ બંધ થાય. લોકો સમજતા થાય અને તે સાથે પોતાના પગ ઉપર ઊભા રહેતાં ગામડાં તૈયાર થાય તો સ્વરાજ્યને શોધવા જવું ન પડે. આપણે આપણા પગ ઉપર ઊભા રહેતાં શીખ્યા પછી, આપણી શક્તિઓનું સંગઠન થયા પછી, કોઇ પરાયો માણસ આપણા ઉપર શાસન કરી શકશે જ નહિ. હિન્દનું દરેક ગામડું પોતાના પગ ઉપર ઊભું રહેતું થઇ જાય તો સ્વરાજ્યનો પ્રશ્ન આપમેળે ઊકલી જાય. હિન્દનું દરેક ગામડું આટલું વિચારતું થઇ જાય તો?

વીલે પારલા, મુંબઇ — આદિત્યભાઇ હિમાભાઇ પટેલ

# સાહિત્યભિખ્ખુ અખંડાનંદજી

**પાંત્રીસ** પાંત્રીસ વર્ષોથી જેમણે માતા ગુર્જરીની મૂક સાહિત્યસેવા કરી, લોકોને વાંચતા કર્યા, અને જેમણે કવિ નાનાલાલના શબ્દોમાં કહીએ તો 'ગરીબોને સાહિત્યજલ' પાયું, તે ભિક્ષુ અખંડાનંદજી તા. ૨:૧:'૪૨ ને શુક્રવારની રાત્રે સવા વાગ્યે નડિયાદમાં સ્ટેશન સામેના સ્વામી શિવાનંદજીના આશ્રમમાં આત્મસ્વરૂપમાં ભળી ગયા. આ દુઃખદ સમાચારે આ લખનારને થએલો આઘાત તો હજીયે શમ્યો નથી ને હૃદય તો રડીજ રહ્યું છે. એમની ટૂંકી જીવનરેખા અત્રે રજૂ કરૂં છું.

વિ. સં. ૧૯૩૦માં ખેડા જિલ્લાના બોરસદ ગામમાં જગજીવન ઠક્કર નામના એક હોશિયાર અને ધાર્મિક વૃત્તિવાળા વેપારી હતા. તેઓ લોખંડ, ચિનાઇ માટીનાં વાસણો ને અનાજનો વેપાર કરતા હતા. તેમને હરિબા નામનાં એક ઉદાર, પવિત્ર, ધર્માત્મા ને સુશીલ પત્ની હતાં. તેઓ ગૃહસ્થાશ્રમે સુખી હતાં. તેમને ત્રણ દીકરા ને બે દીકરીઓ હતી. આખું કુટુંબ આનંદી ને સુખી હતું. પરંતુ તેમના ભાગ્યમાં 'स जातो येन जातेन याति वंशः समुन्नतिम्' એવા એક પુત્રરત્નને જન્મ આપવાનું નિર્માણ હતું. તે છેલ્લું પુત્રરત્ન તે બાળક લલ્લુ—ગૂજરાતને આંગણે 'સસ્તું સહિત્ય'ની જ્ઞાનગંગાનું અવતરણ કરાવનાર ને પૂરજોસમાં વહાવનાર ભિક્ષુ અખંડાનંદજી. એમનો જન્મ થએલો સં. ૧૯૩૦ના કોઇ પુણ્યદિવસે.

માતાજીની છત્રછાયા નીચે એ ઊછર્યા. સાદાઇ, સજ્જનતા, નિરભિમાન સ્વભાવ ને હૃદયની વિશાળતા, એ માતાનો વારસો એમને નાનપણથીજ મળ્યો હતો. માતાનો ખોળો એ તો મહાન વિદ્યાપીઠ છે, એ ન્યાયે તેમણે એ મહાન વિદ્યાપીઠના સુસંસ્કારો સારી પેઠે ઝીલ્યા ને ઘરના ભક્તિમય વાતાવરણનો લાભ પણ તેમને મળ્યો. તેઓ સંતોના ખોળામાં રમતા, ભજનો સાંભળતા, કોઇ કોઇ સંતોને ભજનો ઉતારી આપતા. કથાવાર્તા વગેરેનો લાભ એ લેતા. નિશાળે પણ જતા, પણ એમની સાચી નિશાળ તો કુદરતનો ખોળો હતી. શાળાને સમયે ઘેરથી નીકળે, પણ બપોરી તો તળાવોને કાંઠે, આંબાવાડિયાંમાં ને કોશિયાઓની સોબતમાં કૂવાનાં ઓવાળાગાં ગાળે. સાંજના નિશાળનો સમય થતાં ઘેર બરાબર પહોંચી જાય. માબાપને આ ખબર પડે એટલે તેમને થોડોઘણો મહાપ્રસાદ પણ મળતો. આપના મહંતકુળગુરુ મોહનદાસજી એમને ત્યાં આવેલા ત્યારે તેમની બાલ્યાવસ્થામાં તેમણે આગમ ભાખેલું કે 'એ એક મહાન સંન્યાસી થશે.'

બાર તેર વરસ સુધીમાં ગુજરાતી ચાર ચોપડી એ પૂરી કરે છે, તેવામાં પિતા ૧૯૪૩માં દેવલોક પામે છે અને કુટુંબ ખંભાતથી સાતેક માઇલ દૂર આવેલા સારોદમાં જાય છે. ત્યાં પણ દુકાન ચાલતી. તેમાં એ સાથ આપે છે, પણ વાચનનો શોખ જે લાગેલો તે અહીં માર્ગ શોધે છે. વેપાર કરતાં કરતાંયે તેઓ બુધવારિયું વાંચે છે અને બીજાં ભજનપુસ્તકોના વાચનનો સમય મેળવી લે છે. કથાકીર્તન ને ભજનોમાં એ ભાગ લે છે અને ભજનમંડળીઓમાં ભળીને એક સુંદર ભજનિક, ગાનાર ને બજાવનાર તરીકે આગેવાની ભર્યો ભાગ ભજવે છે. દરેક અજવાળી નવમીએ એ મંડળી ભજનોની રમઝટ બોલાવે છે. એમનો આ રસ ભવિષ્યમાં 'સસ્તું સાહિત્ય'ની પ્રેરણા જગાડે છે, ગુજરાતને ભજનગ્રંથોના ને સંતવાણીના અનેક ગ્રંથો આપે છે. તેઓ સંન્યાસી થયા પછી પણ વાડજમાં ભજનો સાંભળવા જતા ને કેટલીક વાર તેમની આંખોમાંથી એ સાંભળતાં અશ્રુધારાઓ વહેતી પણ આ લખનારે જોઇ છે. એ સમયે તેઓ ભારે તદ્રુપ બનતા.

વેપારમાં સત્ય, પ્રામાણિકતા અને નીતિ જાળવીને જે કમાઇ શકાય તે કમાવું, એ જ એમનો નિયમ હતો; તેમ છતાંયે તેમનો વેપાર સારો ચાલતો ને ઠીક ઠીક કમાણી થતી. તે કોઇને છેતરતા નહિ કે ઓછું આપતા નહિ.

પણ દુકાનનો આવો વેપાર બીજા ભાઇઓથી કેમ સહ્યો જાય? તેમણે તેમને ખરીદીનું કામ સોંપ્યું અને વેચાણ પોતાને હાથે રાખ્યું. આ રીતે તો તેમને ભજનમંડળીઓમાં અને સાધુઓની જમાતોમાં ફરવાનો વિશેષ અવકાશ મળ્યો. તેઓ ખરીદીનું કામ પતાવી પાંચસાત દિવસ ભજનમંડળીઓમાં પણ પડ્યા રહેતા. આમ તેઓ ભજનિક ને સત્સંગી હોવા છતાં ટીલાંટપકાં કે બીજી બાહ્ય લપ્પનછપ્પન એમને ગમતી નહિ. તેઓ બાબરાં રાખતા અને છોગાળો ફેંટો પણ પહેરતા, એટલે લોકો તો તેમને 'લહેરી લલુ' તરીકે જ ઓળખતા.

છપ્પનના દુકાળમાં પાછું બોરસદ રહેવાનું થયું. ત્યાં નડિયાદવાળા સ્વ. ગોપાળદાસજી મહારાજની કથાનો લાભ મળ્યો. ગીતા ને યોગવાસિષ્ઠનો રસ લાગ્યો, અંતરઆનંદવા લાગ્યું કે આ જ્ઞાન બ્રહ્મર્ષિ વસિષ્ઠ મુનિ સાક્ષાત્ સ્વર્ગે દેશ સુરાસન, કેવી મઝા! આમ એમની જીવનસાધના ચાલતી હતી.

તેમનાં લગ્ન નાનપણમાં આઠેક વર્ષની ઉમરે થએલાં. જે બાઇ (માતાજી) સાથે લગ્ન થએલાં તે એક ધનવાન ઘરનાં પુત્રી હતાં. ઓછી સમજણથી ને કંઇક ઉચ્ચ સંસ્કારોની ઓછપથી તેઓ તેમને સંપૂર્ણ અનુકૂળ થઇ શકયાં જણાતાં નથી. લલુ ઠક્કરનું આન્તરિક વલણ તો આપણે ઉપર જોઇ ગયા છીએ, છતાં તેઓ એકદમ સંન્યાસનો માર્ગ લેતા નથી.

'સંસારસુ સરસો રહે ને મન મારી પાસ' એમ એ થોડાંક વર્ષો ગૃહસ્થાશ્રમ સેવે છે, અને પછી હજારોની સંપત્તિને પડતી મૂકી લલુ ઠક્કર દયાધર્મને ને દરિદ્રનારાયણની સેવાને માટે રૂા. ૬૦૦ જેટલી રકમ લેઇ સંન્યાસને પંથે પડે છે. સંવત ૧૯૬૦ના માહ વદ તેરશને (શિવરાત્રિએ) રોજ અમદાવાદમાં વયોવૃદ્ધ સ્વામી શિવાનંદજી પાસે દીક્ષા લે છે, સ્વામીજી સાબરમતીને તીરે તેમને સંન્યાસવિધિ કરાવે છે. આ સાંભળી પત્ની મૃત્યુ પામે છે, અને સ્વામી અખંડાનંદજી ભિક્ષુધર્મ સ્વીકારી અનુપમ જ્યોતિને માર્ગે સંચરે છે.

પાસેના પૈસા ઉત્તર હિંદના દુષ્કાળમાં વપરાઇ જાય છે. અખંડાનંદજી ઋષિકેશ, ઉત્તરકાશીને રસ્તે હિમાલય ઊપડે છે અને ગંગોત્રી, જમ્નોત્રી ને બદ્રિકેદારની યાત્રા કરે છે. મહાત્માઓનાં સેવાસમાગમ, દર્શન, ચરણવંદન ને પરિપ્રશ્નોથી વિવિધ પ્રકારનો સત્સંગલાભ લે છે. તેજ અરસામાં બ્રહ્મનિષ્ઠ સ્વામી રામતીર્થજીનાં દર્શન થાય છે, અને તેમની સાથે થોડુંક ફરવાનો લાભ મળે છે. સ્વામી રામને મુખેથી શબ્દો નીસરે છે કે 'તેઓ તેમના શિષ્ય છે.' સ્વામી રામમાં ગુરુભાવ બિલકુલ નથી એ વાત સ્વામીજી બરાબર સમજી જાય છે અને તેમની જ પાસે પડયા રહે છે. આ બધાને પરિણામે તેમની બધી ગ્રંથીઓ છૂટી જાય છે અને તેઓ સમાધિસુખ પણ અનુભવી લે છે. ઋષિકેશમાં ગંગાકાંઠે સમાધિસ્થ સ્થિતિમાં તેમને આ લખનારે પણ એક વાર જોયા હતા. તે વખતનો તેમનો ચહેરો અનુપમ હતો.

આ પછી મુંબાઇમાં કોઇ બુકસેલરને ત્યાં ભજનની ચોપડી લેવાનો પ્રસંગ બને છે. તેની કિંમતથી એમના અંતરમાં દર્દ લાગે છે: 'અરે! આ સ્થિતિમાં સામાન્ય માણસ શી રીતે ખરીદી શકે? પુસ્તક શી રીતે વાંચી શકે?' અંતરના એ ધક્કામાંથી એકાદશ સ્કંધથી ને ગીતાની પ્રથમાવૃત્તિથી શરૂઆત થઇ 'સસ્તું સાહિત્ય' રૂપી મહાન વટવૃક્ષ ઊગી નીકળ્યું. શૂન્યમાંથી એ આખી સૃષ્ટિ કેમ ઊભી થઇ, તે બધું જાણવા સમજવા ઇચ્છનારે 'ઉત્પત્તિ, સ્થિતિ ને ભવિષ્ય' નામનું સ્વામીજીને હાથેજ લખાએલું પુસ્તક જોઇ જવું. લોકસેવાપરાયણ યુવકોને તેમાંથી અનેક પ્રકારનું માર્ગદર્શન મળે તેમ છે.

તેજ અરસામાં 'સ્વર્ગના ઇજારદાર' અમૃતલાલ સુંદરજી પઢિયાર અને ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રાણ મોતીભાઇ અમીન એમને મળે છે, વાતોચીતો કરે છે ને પરસ્પર સહકાર પણ આપે છે. આજ અરસામાં પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ થાય છે સ્વામીજીનો પૂજ્ય અમીન સાહેબને પૂરો સાથ મળે છે અને ગૂજરાતને ગામડે ગામડે જ્ઞાનની પરબો મંડાય છે. ગૂજરાતને આંગણે જ્ઞાનની ગંગા વહેવા લાગે છે અને છેલ્લાં પાંત્રીસ વર્ષમાં તે મહાપ્રવાહે વહે છે. એ જ્ઞાનગંગા વહાવતાં વહાવતાં ભિક્ષુજી નથી જોતા રાત, નથી જોતા દિવસ અને અજબ કર્મોપાસના કરે છે. તેને પરિણામે ચારસો જેટલાં પુસ્તકોની સત્તર લાખ પ્રતો ગુજરાતમાં ફેલાય છે. વચ્ચે અનેક વાર તેઓ પ્રવૃત્તિમાર્ગ છોડી દેવાના ઉધામા મારે છે, પરંતુ ભગવાન એવા સંયોગો ઊભા કરે છે કે એ છટકી જઇ શકે નહિ ને કંઇ નવું જ કામ ઊભું થઇ જાય. આમ સંસ્થાનું પ્રેસ થયું, અમદાવાદની શાખા ઉઘડી ને તેજ મુખ્ય સંસ્થાના રૂપમાં પરિણમી.

આ સંસ્થા તે 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.' એનાં સ્વામી વિવેકાનંદ–રામતીર્થનાં ચરિત્રો અને બીજા અનેક ચરિત્રગ્રંથો, વિવિધ ગ્રંથસંગ્રહો, રામાયણ-મહાભારતના મહાગ્રંથો ને બાળોપયોગી તથા કિશોરોપયોગી ગ્રંથોએ, કેટકેટલાં જીવનોની ઘડતરકથામાં જે ફાળો આપ્યો છે, તેનો કોણ આંક માંડી શકે તેમ છે? સ્વામીજીની આ સેવા એમને અમર રાખવાને પૂરતી છે.

સંસ્થાને અંગે તેમણે અનેક યુવકોને તાલીમ આપી છે. આપણા બચુભાઇ રાવત, સ્વામી આનંદો ને સેવાનંદો સ્વામીજીની નિશાળે એકડો ભણીને આગળ વધેલા. તેઓ આજના મહાકુશળ લેખકો ને વ્યવસ્થાપકો છે.

સ્વામીજીની જાતમહેનત, શ્રમશીલતા, કુશાગ્ર બુદ્ધિ અને નિષ્કામ સેવાબુદ્ધિ તથા ચોકસાઇ અને ઝીણી ઝીણી બાબતોની કાળજી વડે ઉત્પન્ન થએલી અને વિસ્તાર પામેલી એ સંસ્થા છે. એ સંસ્થામાંથી અનેક લેખકોને ઉત્તેજન મળ્યું છે, દરિદ્રનારાયણોની સેવા થઇ છે અને ગરીબોને દવાઓ મળી છે. ભિક્ષુજીએ રાત્રે એક બે વાગ્યે ફરી ફરીને રસ્તે સૂતેલાં, ટાઢમાં ધ્રૂજતાં માનવીઓને કામળીઓ ઓઢાડી છે. લાખો પુસ્તકો ગુજરાતે મેળવ્યાં છે, અને એમણે કરેલા 'સસ્તું સાહિત્ય ટ્રસ્ટ'ને લીધે હવે તે વર્ષો સુધી મળ્યા કરે, એવી વ્યવસ્થા સ્વામીજી કરતા ગયા છે.

અખંડાનંદજી એટલે લોકસેવાની ને સાહિત્યસેવાની સાક્ષાત્ મૂર્તિ. એ આત્મપ્રશંસાથી દૂર ભાગતા. કોઇ દિવસ ફોટો લેવા દેજ નહિ. નથી તો એમણે ભાષણ આપ્યું કે નથી સાહિત્ય પરિષદો ગજાવી, પરંતુ એ સૌને

માર્ગદર્શન થાય તેવું એક કાર્યક્ષેત્ર તો તેઓ બતાવતાજ ગયા છે. એમનું આ કાર્ય ચાલુ રાખનારા માણસો પણ નીકળીજ આવશે. 'સાહિત્ય ભિખ્ખુ' ગયા, પણ એમનું કાર્ય તો જીવંત છે. એમનો પ્રાણ અનેક યુવકોમાં કામ કરીજ રહ્યો છે.

ભિક્ષુજીનાં છેલ્લાં દર્શન આ લખનારને મળ્યાં ને તેમના આશીર્વાદ પણ મળ્યા તે અઘટન ઘટના પટિયસી એવા ભગવાનની અને એ મહાસંતની કૃપાજ કહેવાય. નહિ તો કયાં કલકત્તાનો દૂરનો વસવાટ ને કયાં સ્વામીજીનાં અંતિમ દર્શન!

ભગવાન, એમના આત્માને ચિરશાન્તિ આપો! એ દયામય, તારૂં મંગલ મંદિર આવા મહાસંત માટે સદા ખુલ્લુંજ હોય, એટલે તેમને માટે પ્રાર્થના નહિ કરતાં આ લખનારની તારે ચરણે પ્રાર્થના છે કે तन्नो हंसः प्रचोदयात्। ભગવાન, અમારા આત્માને જાગ્રત કરો! પ્રેરણામૂર્તિ, ઓ ધર્મપિતા, તમારૂં સ્થાન તો જ્યાં હશો ત્યાં ઉન્નતજ છે, એટલે બીજો શો વૈખરીનો વિલાસ કરવો? બસ, તમે જે જાપ જપતા તેજ જાપ જપતો જપતો તમારી આ ટૂંકી જીવનરેખા પૂરી કરૂં છું. हरिः ॐ तत्सत् ।

આણંદ, ૧૦:૧:'૪૨ ત્ર્યંબકલાલ માણેકલાલ શુકલ

---

## પાટીદાર જ્ઞાતિની પીછેહઠ

સારાય હિંદુ સમાજમાં કુરિવાજનું—કુરૂઢિઓનું સામ્રાજ્ય પ્રવર્તે છે. તેમાં કેળવણીએ, સંસ્કારે, સાહસે અને બુદ્ધિબળે પાટીદારે બીજી જ્ઞાતિઓની સરખામણીમાં કંઇક મોભો સાચવી રાખ્યો છે. પાટીદાર જ્ઞાતિમાં સામાજિક, ધાર્મિક અને રાજકીય ક્ષેત્રમાં અગ્રેસર ભાગ લેનારા, સ્વદેશમાં અને અહીંઆં કંઇક પડ્યા છે. નૈરોબીમાં 'પટેલ બ્રધરહૂડ' અને મોમ્બાસામાં 'પટેલ સમાજ' જેવી સંસ્થાઓ પાટીદાર કોમ અભિમાનપૂર્વક ચલાવે છે. 'પટેલ સમાજ'ના મકાનની બીજી પાંખ બંધાવવા સ્થાનિક પ્રતિષ્ઠિત ગણાતા નરસીરો ફાળો ઉઘરાવવા બહાર પડ્યા છે, એ કોમની તાજી ચાલુ પ્રવૃત્તિ કહેવાય. આ બધા માટે પાટીદાર ભલે અભિમાનથી છાતી ફુલાવી ફરે, પણ તેનું તળીઉં તપાસતાં માલમ પડશે કે બીજી બધી પ્રવૃત્તિઓની જેમ, તે પોતાના કુરિવાજના અને કુરૂઢિઓના કાદવમાં પણ બાપનું નામ રાખવા વધુ ને વધુ ખૂંપતો જાય છે. સમગ્ર પાટીદાર કોમને મૂંઝવતા પરઠણ અને વરવિક્રય જેવા અતિ મહત્ત્વના પ્રશ્નો તેના પગ પાસેજ પડ્યા છે, પણ તેને તેની પરવા

હોય તેમ લાગતું નથી. આણંદથી પ્રકટ થતું આ 'પાટીદાર' પત્ર કોમસુધારણા માટે કેટલાંય વર્ષોથી બૂમો પાડે છે, પણ તે સાંભળવા કોઇને ફુરસદ હોય તેમ લાગતું નથી. આવા બધા પ્રશ્નોના જવાબમાં 'હજી તો 'શું કરીએ? પાટીદાર સુવા છીએ!' એ સિવાય બીજો ઉત્તર મળી શકયો નથી.

કોમમાં પરઠણ અને બીજાં લગ્નખર્ચોનો પ્રશ્ન દિનપ્રતિદિન ઘણું ઉગ્ર સ્વરૂપ ધારણ કરતો જાય છે. દરેકે દરેક વ્યક્તિ એકબીજાથી પોતાને ચઢિયાતી માને છે. કુળહીન પાસેથી કુળવાન વરની કિંમત–પરઠણ કઢાવાય છે. પાટીદાર સમગ્ર જ્ઞાતિજનોને સમાન માનવાની ના પાડે છે. પરઠણનાં અનિષ્ટો ઉપર વધારે પ્રકાશ પાડવાની જરૂર નથી, પરંતુ પહેલાંના અસલ ચાલને અત્યારે પાટીદાર પૈસાની રેલછેલમાં ઓળંગતો જઇને રૂ. ૩૦૦ના ૧૩૦૦ અને ૧૧૦૦ના ૨૧૦૦થી વધીને હજારોથી વરવિક્રયના અમાનુષી સોદા કરતો–કસાઇ થતો જાય છે. સ્વદેશમાં ૫૦-૬૦ હજારના સોદા સુધી થયાની વાત આવી છે. એ પૈસા દેખી લહેરે ચઢેલો પાટીદાર હજી કયાં જઇ અટકશે તે સમજાતું નથી. પરિણામે કન્યાઓનાં અનેક દુઃખોમાં વધારો થયા કરે છે. પરદેશ રહેતા, ભણેલા અને સંસ્કારી જનો ઉપર પહેલાં આ અનિષ્ટ રિવાજોના સુધારા માટે આશા રખાએલી, પણ તેમણે–આફ્રિકાવાળાએ–તો એ આશા ઉપર પાણી ફેરવવા માંડીને 'ભણ્યો કણબી ગામ ખોળે,' એના જેવું કરવા માંડયું છે. પરદેશમાં પાટીદાર કોમનાં લગ્ન નહોતાં થતાં. હવે કંઇક થતાં રહે છે, એ કંઇક અંશે ઇષ્ટ છે પરંતુ નામ દાખલા બતાવી આપે છે કે પરઠણ બાબતમાં તો પાટીદાર હજી 'કયાં?' 'તો ઠેરનો ઠેર છે!' ત્યારે તો એમ થાય છે કે કેળવણી પામેલા, પરદેશમાં રહીને સુધારાની ધગશ ધરાવતા પાટીદારો તો હજી ભણ્યા પણ કંઇ ગણ્યા નથી. આવા અનિષ્ટ દાખલા બનતા જોઇને તેને અટકાવવાનો પ્રયાસ કરનારા પણ નૈરાશ્ય-ગોરખાસામાં ગરી પરવાર્યા લાગે છે. લાકડી લેઇને પટલાઇ કરનારા, સભાઓ ગજવનારા અને મોટી મોટી સંસ્થાઓની વ્યવસ્થાના ભારનો પાઘડો મૂકી ફરનારાઓનું રૂંવું પણ ફરકયું હજી સાંભળ્યું નથી.

ત્યારે 'પટેલ બ્રધરહૂડ' અને 'પટેલ સમાજ' જેવી સંસ્થાઓમાં અભિમાન લેનારા ઓ ભડવીર સંચાલકો, એક મિથ્યાભિમાનને પોષવા જ ખાતર એવી સંસ્થાઓના અગ્રણીઓ, કોઇ કોઇ વખત સમેલનો–મેળાવડા યોજી તમારાથી ભલે કંઇક અનાયાસે સત્કર્મ થઇ જતું હોય, પરંતુ કોમના ઉદ્ધારાર્થે–સુધારણાર્થે અતિ મહત્ત્વના, તમારા પોતાના ઘરમાં આગ લાગતા

જેવા ગંભીર પ્રસંગોમાં આગ બુઝવવાના પ્રયાસ જેવાં તાત્કાળિક અગત્યનાં તમારા પગ પાસે જ પડેલાં કાર્યો પ્રથમ કરવા તમને જલદી ફુરસદ મળશે ખરી કે? ઉપરની સંસ્થાઓને તમારી પોતાની સંસ્થાઓ ગણાવી તમે અભિમાન લો છો અને તમારી સંસ્થાઓના ઉદ્દેશોમાં પાટીદાર કોમના ઉદ્ધાર–uplift–જેવા ઉદ્દેશો કદાચ હશે, તો તે વિષે તમે અત્યાર સુધી કંઇક અસરકારક કયાં પગલાં લીધાં તે જણાવશો કે? 'પટેલ સમાજ' મુસાફરોને ઊતરવાના સ્થળ તરીકે એક અગત્યનું કામ કરે છે, તે સિવાય તો તેનો સામાન્ય ઉપયોગ, ટેનિસ જેવી ખરચાળ અને અત્યારના જમાનામાં ન ઇચ્છવા જેવી રમત, જેનો લાભ ભાગ્યે જ ૧૦–૧૫ સભ્યોથી વધારે જણ લેઇ શકે, ઘરગતુ રમતો–Indoor Games–માં પત્તાં ટીચવામાં અને 'આગળ' વધી કંઇક ચડસીલાઓ કદીય પત્તાં સાથે જુગાર નહિ, તો જુગાર જેવું રમવામાં, વર્ષે એક વખત સ્નેહસંમેલન જેવું યોજવામાં અને કવચિત્ કોઇના દીકરા-દીકરીના લગ્નપ્રસંગે અનિષ્ટ વરા–જમણવાર–કરવાનાં મહત્ત્વનાં કાર્યો (!) કરવા સિવાય અન્ય કોઇ સત્કાર્ય થતાં હોય તેમ સાંભળ્યું નથી. વળી પાટીદાર એટલે ઘરઘરના રાજા, પોતાથી વધારે અગત્યનો અને બુદ્ધિશાળી કોઇ બીજો હોઇ શકે તેની ધંસીને ના પાડનાર અને કોઇ શુભ હેતુથી યે વચ્ચે પડનારને તુચ્છકારી કાઢવાના–રાગદ્વેષ અને આપખુદીથી ઘણા ય સમજુ વર્ગને અન્યાય કરી રહ્યાના પણ દાખલા હશે. 'લો, ત્યારે સાંભળી લો,' કહીને અસહકારથી ડરાવતો, ડગલે અને પગલે મિથ્યાભિમાન, ડોળ અને આડંબર પોષતો પાટીદાર સમાજ આગળ વધતી દુનિયામાં અત્યારે તો ખરેખર પીછેહઠ કરી રહ્યો છે એ શરમ ભરેલું છે.

સ્નેહસંમેલનો અને બીજા એવા સમારંભોમાં ભાઇચારો વધારવાનો હેતુ મનાતો, પણ તે સિવાય તો કોઇ ગરજાઉ પાટીદારબંધુ તમારી મદદ વાંચ્છનો તમારે ઘેર કેટલો આદર પામે તે મનમાં જ સમજી લેવા જેવું હોય છે. ભાઇચારાનો ઉદ્દેશ પાર પડતો હોય તો પાટીદાર કોમની કોઇ વ્યક્તિ બેકાર ન હોય, કોમમાં કોઇ ઉચ્ચનીચ ન મનાય, અને ઉચ્ચતાનીચતા પોષતી પરઠણ જેવી કોઇ પ્રથા અસ્તિત્વમાં ન હોય. 'પણ આપણે અહીં શું કરી શકીએ? આ પ્રશ્ન તો દેશના વ્યવહારનો છે. આપણે સમજીએ છીએ તો બધું ય, પણ કોણ કરે? કરીએ તો આપણને કોણ સાથ આપે?' વગેરે બહાનાં હેઠળ ખાલી આંખ આડા કાન થાય છે. દીકરીના બાપને પરઠણ તો ન છૂટકે આપવી પડે છે, આહીંને તો નહિ જ. પરંતુ દીકરાના બાપને પરઠણ લેવાની

કોઈ ફરજ પાડતું સાંભળ્યું નથી, એ તો કેવળ સ્વાર્થત્યાગનો સવાલ છે. એટલે 'પટેલ બ્રધરહૂડ' અને 'પટેલ સમાજ' જેવી કોમી સંસ્થાઓના અગ્રગણ્ય સભાસદો અને અન્ય નેતાઓ જો ધ્યાનમાં લે તો આવી પ્રવૃત્તિની શરૂઆતમાં પોતાના દીકરાઓ પરણાવતી વખતે પગરણ ન લેવાની, સ્થાપિત મંડળ દ્વારા, જાહેર પ્રતિજ્ઞા લેઈ તદનુસાર કૃતનિશ્ચય બને તો ભવિષ્યમાં મહાજનને પંથે પળનારા ઘણા નીકળી આવે. શરૂઆતમાં આટલું ય થાય તોપણ ઘણું થયું ગણાય.

મોમ્બાસા રણછોડભાઈ મોતીભાઈ દેસાઈ

---

## જાણવાજોગ

### ૫. ધમેલીમાં સત્તર ગામ પાટીદાર મંડળનું પ્રથમ અધિવેશન

ધમેલી તા. ડભોઈમાં 'સત્તર ગામ પાટીદાર મંડળ'નું પ્રથમ અધિવેશન તા. ૧૨:૧:'૪૨ને રોજ વડોદરા પ્રજામંડળના જાણીતા કાર્યકર્તા અને પ્રાન્ત પંચાયતના અધ્યક્ષ શ્રી. મગનભાઈ શંકરભાઈ પટેલના પ્રમુખપણા નીચે મળ્યું હતું, અધિવેશનમાં જુથના ગામનાં લગભગ એક હજાર સ્ત્રી-પુરુષોની મેદની ભળી હતી, તેમજ વડોદરા પ્રાન્ત પંચાયતના ઉપાધ્યક્ષ શ્રી. ચિમનભાઈ હ. અમીન, વરણામાવાળા ભાઈ વલ્લભભાઈ પટેલ, ડભોઈના શ્રી. ચિમનલાલ દેસાઈ, શ્રી. અંબાલાલ વકીલ અને સેગવાના શ્રી. પુરુષોત્તમદાસ પટેલ, વગેરેએ હાજરી આપી હતી.

અધિવેશનનું કાર્ય બપોરે દોઢ વાગ્યે શરૂ થતાં બેન સરલાદેવીની પ્રાર્થના અને શ્રી. નટવરલાલ બરાનપુરીઆનું સંગીત થયા બાદ સ્વાગત પ્રમુખ શ્રી. પુરુષોત્તમદાસે આવકારનું વિવેચન કરતાં આ મંડળ દ્વારા કેળવણીપ્રચાર, જ્ઞાતિમાં સામાજિક સુધારા ને રાષ્ટ્રીયતા ખિલવવાની આવશ્યકતા જણાવી હતી.

ત્યાર બાદ શ્રી. ઝવેરભાઈ જેઠાભાઈની દરખાસ્તથી અને શ્રી. મગનભાઈ હીરાભાઈના અનુમોદનથી શ્રી મગનભાઈ શંકરભાઈએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

ત્યાર પછી શ્રી. ઝવેરભાઈ, શ્રી. ઈશ્વરભાઈ, શ્રી. મગનભાઈ, શ્રી. ડાહ્યાભાઈ, વગેરેએ કેળવણી અને સામાજિક સુધારા બાબત વિવેચન કરતાં આ મંડળ દ્વારા કેળવણીનો પ્રચાર કરવા અને જ્ઞાતિસુધારા માટે કુરૂઢિઓ, પ્રેતભોજન જેવાં અનિષ્ટ ખર્ચો જેમ બને તેમ જલદી દૂર કરી જ્ઞાતિને સંસ્કારી

અને ભાવનાશીલ બનાવવા માટે કેળવણી મંડળની આવશ્યકતા જણાવી હતી. ગત વર્ષથી ફંડ શરૂ કરી ગરીબ અને આગળ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને મફત પુસ્તકો આપવાનું કાર્ય શરૂ કર્યું છે, તેમાં વડિલોએ સાથ આપી આ ઉત્તમ કાર્યને પ્રોત્સાહન આપવા અને કેળવણીની દિશામાં આગળ વધવા જણાવ્યું હતું.

ત્યાર બાદ શ્રી. પુરુષોત્તમદાસે અને શ્રી. અંબાલાલ વકીલે વિવેચન કરતાં જણાવ્યું હતું, કે તમારા જુથનાં ગામોમાં જે કંઇ રૂઢિઓ હોય તે અને પ્રેતભોજન જેવાં અનિષ્ટ ખર્ચ હજુ થાય છે તે જેમ બને તેમ જલદી આ મંડળ દ્વારા બંધ કરવાં અને કન્યાવિક્રય જેવી અનિષ્ટ પ્રથા હોય તો તે નાબુદ કરી કેળવણી તરફ પ્રગતિ કરવી જોઇએ.

બાદ શ્રી. ચિમનભાઇ હ. અમીને વિવેચન કરતાં જણાવ્યું હતું કે આપણે હવે આગળ વધવું હોય તો સામાજિક ખર્ચમાંથી બચી કેળવણી તરફ પ્રગતિ કરવી જોઇશે. દેશમાં અત્યારે ક્રાન્તિ થઇ રહી છે, ત્યારે આપણે જાગવું જોઇએ અને કુરૂઢિઓમાંથી છૂટી ખોટાં ખર્ચ બંધ કરવાં જોઇએ.

ગામે ગામ અત્યારે નિડર કાર્યકર્તાઓ તૈયાર કરવાની જરૂર છે. દરેક જગ્યાએ ગ્રામસમિતિઓની રચના થઇ ગામનું દરેક કામ અને નાના મોટા ઝઘડા પતવવાનું કાર્ય વ્યવસ્થિત અને પ્રામાણિક રીતે ચાલે તેવી યોજના કરવાની ખાસ આવશ્યકતા જણાવી કોઇ પણ જાતની સ્થિતિનો કે સત્તાનો મદ નહિ રાખતાં દરેક તરફ સમાનતા અને નમ્રતા કેળવવા જણાવ્યું હતું.

બેનોમાં સુસંસ્કાર અને વહુદીકરીઓ તરફ સમાન ભાવના કેળવવાની ખાસ જરૂર દર્શાવી, જ્યાં સુધી સ્ત્રીઓનો સાથ નહિ હોય ત્યાં સુધી આપણી ઉન્નતિ નથી એ સમજાવી, સ્ત્રીકેળવણીની ખાસ જરૂરિયાત જણાવી હતી.

**રૂા. ૧૦૧ની મદદ:** પછી આજને પ્રસંગે કેળવણી ફંડમાં ધમેલીના શ્રી. પુરુષોત્તમભાઇ દરૂભાઇ તરફથી રૂા. ૧૦૧ સ્ત્રીકેળવણી માટે આ મંડળને મદદ અપાયાનું જાહેર થયું હતું.

**પ્રમુખશ્રીનું ભાષણ:** બાદ પ્રમુખ શ્રી. મગનભાઇએ પ્રેરણાત્મક વિવેચન કરતાં જણાવ્યું હતું કે અત્યારે શાસ્ત્ર કરતાં યે બળવાન બનેલી રૂઢિએ આખા યે સમાજનું સત્યાનાશ કાઢયું છે, તો એવી કુરૂઢિઓને આવાં મંડળો દ્વારા નાબુદ કરવી જોઇએ. રડવા કૂટવાના કુરિવાજ અને પ્રેતભોજનો જેવાં અનિષ્ટ ખર્ચ બંધ કરી, કેળવણી તરફ તમારે દોરાવાની ખાસ જરૂર છે. પુરુષોને

કેળવણીની જરૂર છે, એટલી જ સ્ત્રીઓને પણ કેળવણીની જરૂર છે. અત્યારની કન્યાવિક્રયની અને વરવિક્રયની બંને પ્રથા નકામી છે અને તે જેમ બને તેમ જલદી નાબૂદ કરવી જોઈએ. તમારા સમાજમાં કન્યાની છૂટને લીધે એક ઉપર બીજી પત્ની કરવાની અનિષ્ટ પ્રથા વધુ પ્રમાણમાં પ્રચલિત જણાય છે, તેની સામે આન્દોલનો શરૂ કરી તે નાબૂદ કરવા પણ કમર કસવી જોઈએ.

બેનોએ ગૃહસંસારની સુયોગ્ય વ્યવસ્થા જાળવી રાખવી જોઈએ અને પતિપત્નીનો સ્નેહાળ સંબંધ ઉચ્ચ ભાવે કેળવવો જોઈએ. ઘરેણાં પહેરી સારાં દેખાવાની મુર્ખાઈ ભરેલી ઈચ્છાને તિલાંજલિ આપી હમેશાં અસંતોષને દૂર કરી કુટુંબમાં પ્રેમાળ બની સૌરભ પ્રસરાવજો, સંસારને આનંદી બનાવજો, સુવ્યવસ્થા સાચવજો.

યુવકોએ ઉત્સાહી બની સામાજિક કાર્યો હાથમાં લેવાં જોઈએ અને સમાજમાં સ્નેહ, સંપ અને સંગઠન કેળવવાં જોઈએ. યુવકો ઉપર તો આખા દેશનો આધાર છે. અનુભવી મોટેરાંઓએ દેખાડેલે સુમાર્ગે સમાજને લેઈ જનાર યુવાનો છે. એમને ઈશ્વર તરફથી જોમ, શક્તિ, ધૈર્ય, યશ અને તમન્ના બક્ષિસમાં મળેલી છે. સમાજની સાથે દેશ પ્રત્યેની આપણી રાષ્ટ્રીય ફરજ પણ આપણે વિસરવી ન જોઈએ, એ માટે મહાત્મા ગાંધીજીનો ઉપદેશ ગ્રહણ કરી ખાદી-રેંટિયાનો બહોળો પ્રચાર કરવો જોઈએ.

ત્યાર પછી શ્રી. લલુભાઈએ પ્રમુખશ્રીનો અને સમાજનો આભાર માની ફૂલહાર થઈ, વન્દેમાતરમ્ ગીત ગવાયા પછી સભા વિસર્જન થઈ હતી.

વરણામા ચિમનભાઈ હ. અમીન

## ૬. ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ

સ્વ. કરસનદાસ મૂળજી સ્મારક ફંડની યોજના મુજબ, તમામ કોમનાં **ગુજરાતી બોલતાં,** કોલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને શ્રી ફાર્બસ ગુજરાતી સભા–મુંબઈ તરફથી જાહેર નિમંત્રણ કરવામાં આવે છે, કે તેમણે ગુજરાતી ભાષામાં **'ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ,'** એ વિષય ઉપર એક નિબંધ ૩૦થી ૩૫ ફુલસકેપ કાગળના કદનો, તા. ૧૯ઃ૬ઃ '૪૨ ને વાર શુક્ર સુધીમાં નીચેને શરનામે રજીસ્ટર્ડ પોસ્ટથી જે કોલેજમાં અને જે વર્ગમાં પોતે ભણતાં હોય તેની વિગત અને પોતાના શરનામા સાથે મોકલવો.

વિદ્યાર્થીઓના નિબંધોમાંથી જેનો નિબંધ કમીટી પસંદ કરશે તેને રૂા. ૫૦ સુધીનું એક. તેમ વિદ્યાર્થિનીઓના નિબંધમાંથી એજ રીતિએ જેનો

નિબંધ પસંદ થશે તેને રૂા. ૫૦ સુધીનું એક, એમ બે ઇનામો આપવામાં આવશે. પસંદ થએલો નિબંધ તા. ૨૫:૭:'૪૨ ને વાર શનિની જાહેર સભામાં વાંચવામાં આવશે. મહાયક મંત્રી સાથે નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો.

અંબાલાલ બુલાખીરામ જાની,
સહાયક મંત્રી, શ્રી ફા. ગુ. સભા,
૩૬૫, સભામંદિર, વિઠ્ઠલભાઇ રોડ, મુંબઇ નં. ૪

## ૭. શોકજનક અવસાન

'લેઉઆ પાટીદાર મંડળ'ના મુખ્ય સ્થાપક અને પ્રખર કાર્યકર્તા સ્વર્ગસ્થ શ્રી. રતિલાલ પુરુષોત્તમદાસ પટેલના અકાળ અવસાનથી મંડળને જે ખોટ પડી છે, તેની મંડળ સખેદ નોંધ લે છે. સ્વર્ગસ્થના આત્માને પ્રભુ શાન્તિ અર્પે અને અકાળ અવસાનથી તેમના કુટુંબને જે ખોટ સહન કરવી પડી છે તે સહન કરવાની પ્રભુ તેમને શક્તિ આપે એવી પ્રાર્થના કરી સ્વર્ગસ્થના કુટુંબીઓ પ્રત્યે મંડળની આ સભા દિલસોજી વ્યક્ત કરે છે.

દરિયાપુર, મંગુભાઇ માથાભાઇ પટેલ,
અમદાવાદ મંત્રી,
પા. અંબાલાલ લખાભાઇ

## ૮. પાટીદાર બેનો માટે નિબંધની જાહેર હરીફાઇ

**વિષય:** પાટીદાર સ્ત્રીઓ માટે ગૃહઉદ્યોગો.

ઉપયોગી વિષયો ઉપર પાટીદાર બેનો પાસે નિબંધ લખાવી સારો નિબંધ લખનાર બેનને ઇનામ આપવા ડેમોલના પટેલ હરમાનભાઇ શિવાભાઇ તરફથી રૂા. ૩૦૦નું ન્યાસ મળ્યું છે. એ ન્યાસના વ્યાજમાંથી સૌથી સારો નિબંધ લખનારને રૂા. ૬, બીજે નંબરે આવનારને રૂા. ૩ અને ત્રીજે નંબરે આવનારને રૂા. ૧॥ ઇનામ મળશે. નિબંધ હરીફાઇને યોગ્ય નહિ હોય તો ઇનામની રકમમાં ફેરફાર થશે. આવેલા નિબંધો તપાસવા શ્રી. સુભદ્રાબેન શ્રોફ, જી. એ.; શ્રી મૃદુલાબેન ભીખાભાઇ પટેલ, બી. એ. અને શ્રી. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, તંત્રી, 'પાટીદાર,' એમની એક સમિતિ નીમી છે.

ઇનામનો નિર્ણય કરતી વખતે લેખિકા બેનનો અભ્યાસ પણ લક્ષમાં લેવાશે. અને જરૂર જણાશે તો આઠ આનાની કિંમતનાં એવાં ત્રણ ઇનામ ઉત્તેજન માટે પણ અપાશે. આખો નિબંધ વા તેના જરૂરી ભાગો 'પાટીદાર'માં અને 'ચરોતર'માં પ્રકટ કરવામાં આવશે.

નિબંધની હરીફાઇમાં ભાગ લેવા ઇચ્છતી બેનોએ પોતાના નિબંધ આગને ઇ. સ. ૧૯૪૨ના ફેબ્રુઆરીની તા. ૨૮મી સુધીમાં મળે તેમ મોકલી આપવા. નિબંધ લખનાર બેનને પોતાનું આખું સરનામું, પોતાનો હાલનો ધંધો, પોતે કરેલો અભ્યાસ અને પોતાની ઉમર મથાળે જણાવવા, તેમ જ નિબંધ છ અર્ધા ફુલ્સકેપ કાગળથી વધારે નહિ એવી રીતે એક બાજુ સાહીથી સારે અક્ષરે હાંસિયો રાખી લખવા વિજ્ઞપ્તિ છે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૪:૧:'૪૨ — ચંદુભાઇ રાવજીભાઇ પટેલ, મંત્રી, ચ. એ. સોસાયટી

## ૯. એક પત્ર વિષે સમજૂતી

ગયા અંકમાં 'પિતાજીને પત્ર' એ મથાળા નીચે ભાઇ જશભાઇ સોમાભાઇનો જે લેખ છપાયો હતો, તેમાંનું 'સરલા' નામ એક કલ્પિત પાત્ર છે. પત્રમાં રજૂ કરાએલી વિગતો માટે તથા 'સરલા' નામ સાથે ભાઇ જશભાઇને સીધી કે આડકતરી રીતે કોઇ પણ જાતનો સંબંધ નથી. તેમણે તો આપણા સમાજમાં આવા પણ દાખલા બને છે તેનો પત્રના રૂપમાં ઉલ્લેખ કર્યો હતો.

તંત્રી, 'પાટીદાર'

---

## ગ્રંથપરિચય

**૧૩. દેશી રાજ્યોનો પ્રશ્ન:** લેખક–મોહનદાસ કરમચંદ ગાંધી; પૃષ્ઠ ૮ + ૪૭૪, કિંમત દોઢ રૂપિયો. આ પુસ્તકમાં મહાત્મા ગાંધીજીના લેખો તથા વાર્તાલાપ પ્રસિદ્ધ થયા છે. તા. ૧૨:૧:૧૯૨૮થી શરૂઆત કરીને તા. ૨૦:૯:'૪૧ સુધીના આ લેખો જેમ જેમ વાંચતા જઇએ છીએ તેમ તેમ દેશી રાજ્યોના બધા બનાવો આંખ આગળ તરી આવે છે. મહાત્માજીની વિચારશ્રેણી એટલે મહાસભાની દેશી રાજ્ય તરફની નીતિ. મહાત્માજી દેશી રાજ્યોને સારી રીતે ઓળખે છે. આફ્રિકાથી આવ્યા પછી આશ્રમ ખોલવાનો વિચાર જ્યારે થએલો ત્યારે એ જણાવે છે તેમ "મને ત્રણ દેશી રાજ્યો તરફથી પોતાને ત્યાં આવીને વસવાનું ને ત્યાંથી કામ કરવાનું આમંત્રણ હતું. મારે એનો અસ્વીકાર કરવો પડ્યો." આ ઉપરથી દેશી રાજ્યના વહીવટથી તે અજ્ઞાત નહોતા. મહાત્માજી દેશી રાજ્યની પ્રજાને રચનાત્મક કાર્યક્રમ ઉપાડી લેવા જણાવે છે. તેમણે દારૂનિષેધ, અસ્પૃશ્યતાનિવારણ, ખાદી અને હિંદુમુસ્લિમ એકતા ઉપર ખૂબ ભાર મૂક્યો છે; એટલું જ નહિ પણ આવા

રચનાત્મક કાર્યક્રમમાં રાજાઓ મદદ કરે તેવું પણ તેમણે જણાવેલું. તે દેશી રાજ્યોના જુલમો સારી રીતે જાણતા હતા. પોતાની મેળે ઉકેલ લાવવા તે ખૂબ પ્રયત્ન કરતા હતા. પણ જ્યારે પરિષદો ભરાય ત્યારે બીજાં દેશી રાજ્યોના જુલમો સંબંધે ઠરાવો લાવવાની ના પાડતા હતા, અથવા તે જાતનો સંયમ રાખવા પરિષદને સમજાવતા; રાજ્યપરિષદ પોતાના રાજ્ય માટે ટીકા કરે તેમાં અંતરાય લેતા ન હતા.

મહાત્માજી રાજાઓના દોરદમામ અને અઢળક ખર્ચો તથા વિલાસો માટે સારી રીતે ટીકા કરતા. દેશી રાજ્યનાં ગામડાંની ગરિબાઇ તેમને ખૂબ ખૂંચે છે.

સત્યાગ્રહ સંબંધે એ ખૂબ ચોખવટ કરે છે: "સત્યાગ્રહ એ ભાંગનો નશો નથી, એ મગજનો પવન નથી, પણ એ અંતરનાદ છે. વખત જતાં તે ધીમો ન પડતાં તીવ્ર થાય છે. સત્યાગ્રહી બળવાન તો હોયજ. તેનામાં બીરુતાની ગંધ પણ ન હોય, પણ તેની નિર્ભયતાના પ્રમાણમાં તેની નમ્રતા વધવી જોઇએ. વિવેકશૂન્યની નિર્ભયતા તેને ગર્વિષ્ટ અને ઉદ્દંડ બનાવે છે."

આજના બોલકણા કાર્યકર્તાઓ માટે તે કહે છે: "ભાષણ કરનારને તો વિધાતાએ કાઠિયાવાડમાંજ ઘડ્યા છે. અને તેથી કાઠિયાવાડીએ હવે જીભને દાબડામાં બંધ રાખવાની જરૂર છે." એમ કહીને આજના દરેક કાર્યકર્તાને મૂગા સેવક બનવાનું કહે છે.

દેશી રાજ્યના પ્રશ્ન માટે તે કહે છે: "સ્વરાજ્યનો અર્થ બ્રિટિશ હિંદુસ્થાનની સ્વાધીનતા એટલોજ છે. તેની અસર દેશી રાજ્યો ઉપર અનહદ થશે એમાં શંકા નથી; છતાં દેશી રાજ્યોનો પ્રશ્ન અલગ રહેશે અને તે બ્રિટિશ હિંદુસ્થાનની સ્વતંત્રતા પછી ઉકેલાશે. ઘણે ભાગે તો બ્રિટિશ હિંદુસ્થાનની પછી ઉકેલાઇ જશે."

રાજાઓને માટે તે લખે છે: "રાજા એટલે રક્ષક, વાલી—ટ્રસ્ટી; રાજા એટલે સર્વશ્રેષ્ઠ સેવક—દાસાનુદાસ; સ્વરાજનો રાજા પ્રજાનું અવશેષ ખાનાર છે, એટલે પ્રજાને સુવાડીને સૂએ; ખવડાવીને ખાય; જીવાડીને જીવે. આવા રાજા સદા જીવો. એવા રાજા આ યુગમાં ન પાકે તો રાજા નામનો નાશજ છે એ વિષે મને શંકા નથી. છતાં આવા રાજા નથી પાકતા એ તો નકર વાત છે."

અને ત્યાર પછી.....એ રાજકોટનું પ્રકરણ તો આપણી આંખ આગળ તરી આવે છે. મહાત્માજીની શક્તિ કેટલી વેડફાઇ તે જ્યારે એમના શબ્દો વાંચીએ ત્યારે આપણી આંખમાંથી ઊનાં ઊનાં આંસુ સરી પડે છે. મહાત્માજી

લખે છે: "રાજકોટે મારી જુવાની હરી લીધી છે. ઘડપણ મેં કદી જાણ્યું ન હતું; આજે હું અપંગ અબળ છું એવું મને ભાન થયું છે. નિરાશા શી ચીજ છે એની મને કદી ઓળખ ન હતી; આજે રાજકોટમાં આશાની ટાઢી દાટીને હું નીકળ્યો છું." "હું ખાલી હાથે, ભાંગેલે દેહે અને આશા-ઉમેદ બધી દફનાવીને નીકળ્યો છું. રાજકોટ મારે સારૂ જીવનની અણમૂલી પ્રયોગશાળા નીવડ્યું છે. કાઠિયાવાડની રાજખટપટે મારી ધીરજની ખૂરી કસોટી કરી છે."

રાજકોટનો થએલો પ્રત્યાઘાત હજુ પણ શમ્યો નથી. મહાત્માજી નાની નાની વાતો રજૂ કરે છે, તે પણ કોઇ રાજા સ્વીકારતો નથી. મહાસભાનું નામ અને કાર્યકર્તા રાજાઓની અને તેના કારભારીઓની આંખમાં ખૂંચે છે. દેશી રાજ્યોને પોલિટિકલ એજંટોની ખૂબ હૂંફ છે. પ્રજાને હક્કો આપવામાં સૌ રાજ્યો એકત્ર થઇને કામ કરે છે. મહાસભાના આઝાદીના કાર્યક્રમ સામે દેશી રાજ્યોનો પણ મોટો ફાળો છે.

દેશી રાજ્યની પ્રજા રાજકોટના બનાવથી થોડી દિઙ્મૂઢ થઇ હતાશ થઇ, પણ તેને કેટલી કસોટીમાંથી પસાર થવું પડશે તેનું એને ભાન થયું છે. રચનાત્મક કાર્યક્રમમાં અને સત્યાગ્રહમાં સહન કરવું પડતું કષ્ટ પ્રજા સમજી શકી છે. આજે તે થાકની અસર ધીમે ધીમે નાબૂદ થવા માંડી છે. ૧૯૪૧ના જૂન પછી ફરીથી તેને કળ વળી છે, તે જાગ્રત થઇ છે; પોતાની શક્તિ અને સામી બાજુએ સાગનાની વ્યવસ્થિતતાનું તેને ભાન થયું છે, અને આ સ્થિતિમાં શો રસ્તો કાઢવો તે વિચારી રહી છે.

આવી કટોકટીની પળે મહાત્માજીના આ લેખો દેશી રાજ્યોની પ્રજાને તેમજ બ્રિટિશ હિંદના કાર્યકર્તાઓને ઘણા ઉપયોગી થઇ પડે છે. રાજકીય પ્રવૃત્તિમાં ભાગ લેનાર દરેક જણ જરૂર એક વખત કાળજીપૂર્વક આ લેખો વાંચીને મનન કરે એવી ભારપૂર્વક અમે વિનંતી કરીએ છીએ.

વડોદરા ચુનીલાલ પુ. શાહ

૧૪. રચનાત્મક કાર્યક્રમ, તેનું રહસ્ય અને સ્થાન: લેખક–મોહનદાસ કરમચંદ ગાંધી; અંગ્રેજીગાંથી અનુવાદક–ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ; પૃષ્ઠ ૩૧, કિંમત બે આના. બારડોલીથી તાજેતરમાં લખી પ્રકટ કરેલી આ નવી પુસ્તિકા દ્વારા મહાત્મા ગાંધીજી સવિનય ભંગનો અને અહિંસાનો રચનાત્મક કાર્યક્રમ સાથેનો સંબંધ દર્શાવે છે. રચનાત્મક કાર્યક્રમના તેર મુખ્યાંગોનું સહેજ

વિસ્તારથી નિરૂપણ કરી તેઓશ્રી જતાવે છે કે રચનાત્મક કાર્યક્રમને સમગ્ર દેશ પૂર્ણ ઉત્સાહથી ઉપાડી લેઇ અમલમાં મૂકે તો સવિનય ભંગની જરૂર ન રહે અને સ્વરાજ આપોઆપ હાંસલ કરી શકાય. ઈ.

૧૬. સદ્બોધશતકમ્ (વૈરાગી રાજાનો વારસો), ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ, પુ. ૨૦: સંગ્રાહક—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ ૩૧ + ૨૧૮, કિંમત બાર આના. મધ્યકાલીન વૈરાગી રાજા ભર્તૃહરિની સંસ્કૃત સાહિત્યમાં છૂટી છૂટી વેરાએલી ઉક્તિઓ અને બોધકંડિકાઓ ભેગી કરી યોગ્ય વિભાગોમાં વહેંચી પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવી છે. શરૂઆતમાં ભર્તૃહરિની વિભૂતિ વિષે સંગ્રાહકે પોતાનાં મંતવ્યો રજૂ કર્યાં છે. ભર્તૃહરિની ઉક્તિઓ ચાર વિભાગમાં વહેંચી નાખી છે. વધુમાં તેનો ગુજરાતીમાં અનુવાદ આપી ગુજરાતી વાચકોને ભર્તૃહરિની વિચારમાળા સહજ ઉપલબ્ધ આ પુસ્તક દ્વારા કરાવવામાં આવી છે. ઈ.

૧૭. ગાંધીજી: લેખક—જુગતરામ દવે; પૃષ્ઠ ૮+૧૫૬, ૨ છબિ; મૂલ્ય ७ આના.

અહમદાબાદ 'કા નવજીવન કાર્યાલય અપને ગૂજરાતી ઔર અંગ્રેજી પ્રકાશનોં કી વજહસે મશહૂર હૈ હી. અબ વહ ગૂજરાતી ઔર અંગ્રેજી કે અલાવા, કુછ મર્યાદિત રૂપમેં રાષ્ટ્રભાષામેં પુસ્તકપ્રકાશન કા કાર્ય શૂરૂ કરતા હૈ. પ્રસ્તુત પુસ્તક ઇસ પ્રયત્ન કા શ્રી ગણેશ હૈ. મૂલ ગૂજરાતી કિતાબ નયે, સંસ્કરણ કે રૂપમેં અનુવાદિત હોકર, રાષ્ટ્રભાષાપ્રેમી જનતા કે સામને આતી હૈ.

ગાંધીજી કે બાલોચિત સરલ સ્વભાવ ઔર નિષ્કપટતા, સત્કાર્ય કે લિયે અદમ્ય ઉત્સાહ ઔર લગન, કાર્યશક્તિ કી ક્ષમતા ઔર ઇન સભી કાર્યોમેં ઓતપ્રોત ઉનકા અમાપ પ્રેમ વગૈરહ કા લેખકને ઇસ છોટીસી કિતાબ મેં બહુત સુન્દર રૂપ મેં ચિત્રણ કિયા હૈ. ચર્ખે સે બેહદ પ્યાર રખને વાલે ગાંધીજી પ્રહ્લાદ કે સત્યાગ્રહ કો હમેશા અપને સામને ક્યોં રખતે હૈં ઔર સેવા કરનેવાલે કે લિયે નૌકર કયા ઔર માલિક કયા કહને વાલે ગાંધીજી કો બીમારોં કી સેવા કે આગે દેશ કે બડે બડે કામ ભી ક્યોં ફીકે જંચતે હૈં, વગૈરહ કે અચ્છે રેખાંકન કિયે હૈં.

કિતાબ કે પ્રથમ ૪૩ રેખાચિત્રોમેંસે બહુતસે રેખાચિત્ર સુન્દર બન પડે હૈં. ગાંધીજી કે જીવન કે પ્રતીકસ્વરૂપ સ્વરાજ્ય, પ્રેમ, અહિંસા, સેવા ઔર આત્મબલ વગૈરહ કે રેખાચિત્ર સરલ ભાષામેં હૈં, ફિર ભી કુછ નિબંધસે લગતે

હૈ. 'આશ્રમમેં હરિજન' ઔર 'દો ઐતિહાસિક કૂચ' મેં આસ્વાદકી કુછ અતૃપ્તિ સી રહ જાતી હૈ.

કિતાબ કી છપાઇ સાફ હૈ. અનુવાદ સરલ ઔર સુબોધ હુઆ હૈ. હિન્દી મંદિર, પ્રયાગ પ્રકાશિત બાલકથા કહાની જૈસે ટાઇપ હોતે તો બચ્ચોં કે જ્યાદા પ્રીતિભાજન બનતે.

ઇસ પ્રકાશન સે હિન્દ કે અસંખ્ય બાલક શ્રી. દવેજી કે અહેસાનમંદ રહેંગે.

**૧૮. એક ધર્મયુદ્ધ:** લેખક–શ્રી. મહાદેવભાઇ દેસાઇ; પૃષ્ઠ ૧૨૭, મૂલ્ય આઠ આના.

રાષ્ટ્રભાષામેં નવજીવનપ્રકાશન કા યહ દૂસરા પુષ્પ હૈ. સન ૧૯૧૮ મેં અહમદાબાદ કે મિલ-મજદૂરોં ને અપની ટેક નિભાને કે લિયે મિલ-માલિકોં સે એક ધર્મયુદ્ધ કિયા થા. સત્ય ઔર અહિંસા કો સામને રખકર મજદૂર કૈસે લડે ઔર કામયાબ હુએ, ઉસકા સજીવ ચિત્રણ ઇસ છોટીસી કિતાબ મેં હુઆ હૈ.

ઇસ ધાર્મિક યુદ્ધ મેં ગાંધીજી મજદૂરોં કે અન્દરૂની ઔર બાહરી જીવન કે પ્રગાઢ સંસર્ગ મેં કૈસે આયે, ઉન્હોં ને મજદૂરોં કો સિવા પરમાત્મા કે ઔર કિસી કે સામને અપની દીનતા ન દિખાને કે ઔર અપની ન્યાય્ય માઁગ કે લિયે અપની પ્રતિજ્ઞા સે તિલભર ન હટને કે પાઠ કૈસે પઢાયે, વગૈરહ કી તવારીખ યહાં પર સંગૃહિત કી ગઇ હૈ. ગાંધીજી કી પ્રતિજ્ઞા કા ઔર યુદ્ધ કે અંત મેં દોનોં પક્ષ કૈસે જીતતે હૈ, ઇત્યાદિ કા લેખક ને સુંદર શબ્દચિત્ર અંકિત કિયા હૈ, જો હમારે હૃદય કે અંતરસ્થ કોને કો છૂ લેતા હૈ.

કિતાબ કે શેષ હિસ્સે મેં મહાત્માજી કી પત્રિકાયેં હૈં. પરિશિષ્ટ કે રૂપમેં પંચ સંબંધી પત્રવ્યવહાર હૈ, ઔર અપને ઉપવાસ કે સંબંધમેં ગાંધીજી કા સ્પષ્ટીકરણ હૈ. યે ભી રસપ્રદ ઔર મહત્ત્વ કે હૈ.

અનુવાદ મૂલ ભાવોં કી રક્ષા કરતે હુએ અધિકારપૂર્વક કરને મેં આયા હૈ ઔર બહુત અચ્છા હુઆ હૈ.

'ધર્મયુદ્ધ' કા રાષ્ટ્રભાષા સંસ્કરણ દેને કે લિયે પ્રકાશક ધન્યવાદ કે પાત્ર હૈં.

ઉપર્યુક્ત-દોનોં મૂલ ગુજરાતી પુસ્તકોં કા હિંદી મેં અનુવાદ શ્રી. કાશિનાથ ત્રિવેદીને કિયા હૈ.

ભારત વિદ્યામંદિર, નડિયાદ — છોટુભાઇ સુથાર

ઉપરનાં બધાં પુસ્તકોના પ્રકાશક–નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ.

———*———

## એક કર્મવીર સંન્યાસીનું દુઃખદ અવસાન

ગુજરાતમાં એકે એક સાહિત્યપ્રેમીને જાણીતા થએલા સ્વામી અખંડાનંદ ૬૮ વર્ષને વયે નડીઆદમાં તા. ૨:૧:૧૯૪૨ ને શુક્રવારે રાત્રે એક વાગ્યે અવસાન પામ્યા. બોરસદના લુહાણા જ્ઞાતિમાં તેમનો ૧૯૩૦માં જન્મ થએલો. નાનપણથી તેમને પ્રભુભક્તિનો રસ લાગેલો અને યુવાન વયમાં એમણે સંન્યસ્ત લીધેલું. એક વાર મુંબઇમાં એ એક ધર્મપુસ્તક ખરીદવા કોઇ બુકસેલરની દુકાને ગએલા; બુકસેલરે એ પુસ્તકની બહુ મોંઘી કિંમત જણાવતાં સ્વામીજી ચમકી ઊઠયા અને ગુજરાતના ગરીબ વાચકોના હિતને ખાતર સસ્તાં પુસ્તક છપાવીને વેચવાનો એમણે નિશ્ચય કર્યો. પરિણામે 'સસ્તું સાહિત્ય વર્ધક મંડળ' સ્થાપ્યું અને અનેક ધાર્મિક પુસ્તકોની હજારો નકલ છપાવીને સસ્તી કિંમતે વેચવા માંડી. આજે એ મંડળ ફૂલીફાલીને ખૂબ વધી ગયું છે અને સાહિત્યપ્રેમી પ્રજાની સસ્તાં પુસ્તકો દ્વારા સુંદર સેવા કરી રહ્યું છે. સ્વામીજીએ એ સેવા પાછળ પોતાની કાયા ઘસી નાખી અને છેવટનાં ત્રણેક વર્ષથી તો એ અપંગ થઇ પડયા. અંતે નડિયાદમાં એમનો દેહ પડયો. એમને ઠેઠ અંતકાળ સુધી ભાન હતું અને એ મંડળ સંબંધે સૂચનાઓ આપ્યે જતા હતા. એમના મૃતદેહને અમદાવાદ લેઇ જઇ, એમની ઇચ્છા પ્રમાણે સાધુસંપ્રદાય વિરુદ્ધ, ત્યાં અગ્નિદાહ દેવામાં આવ્યો. એમના જીવનની ટૂંકી રૂપરેખા આ અંકમાં પૃષ્ઠ ૧૬૯થી તેમના ભક્તશિષ્ય ભાઇ ત્ર્યંબકલાલ માણેકલાલ શુકલે આપી છે તે જિજ્ઞાસુ વાચક જોઇ લે. એમના અવસાનથી ગુજરાતે ખરેજ એક કર્મવીર સેવકયોદ્ધો ગુમાવ્યો છે; એમણે સ્થાપેલું ટ્રસ્ટી મંડળ એમનું કામ ચલાવ્યે જશે, પણ એમની ખોટ તો નહિજ પુરાય. ખરેજ એ સ્થિતિ દુઃખદ છે.

## 'સત્તર ગામ પાટીદાર મંડળ'નું પ્રથમ અધિવેશન

ડભોઇ તાલુકામાં અને આજુબાજુ આવેલાં સત્તર ગામના પાટીદાર મંડળનું પ્રથમ અધિવેશન ધમેલી ગામે વડોદરા રાજ્યના પ્રસિદ્ધ લોકસેવક ભાઇ મગનભાઇ શંકરભાઇ પટેલને પ્રમુખપદે તા. ૧૨:૧:'૪૨ ને સોમવારે ભરાયું. તેનું વર્ણન આ અંકમાં પૃષ્ઠ ૧૭૬ ઉપર આપવામાં આવ્યું છે. તેમાં શા શા ઠરાવ થયા તે વિષે કંઇ ઉલ્લેખ નથી, પણ આશા રાખીએ કે શરૂઆતમાં મંડળે જે ઉત્સાહ દાખવ્યો છે તે કાયમ રાખી પોતાના ગોળની આર્થિક અને સામાજિક સેવા કરે. મોટા દેખાવાને માટે ચરોતરમાં ચાલતી કુરૂઢિઓનું તેઓ અનુકરણ ન કરે, ચરોતરમાં જે સારું હોય તેનું અનુકરણ ભલે કરે.

વરવિક્રય, કન્યાવિક્રય, અનેકપત્ની લગ્ન, વગેરે કુરૂઢિઓનું જડથી નિકંદન કાઢે. એક બીજી વાત: ત્યાંના યુવકો જાગ્રત રહે અને મંડળનો ઉત્સાહ કાયમ રાખે; ચરોતરમાં એક વાર પ્રબળ દેખાતું 'પાટીદાર યુવકમંડળ' અને નવો અવતાર પામેલું 'પાટીદાર મંડળ' તેમજ 'પાટીદાર ભગિનીસમાજ,' એ બંને આજે સોડ તાણીને સૂતાં છે, મૃત્યુપરાયણ થઇ પડ્યાં છે, તેવું એ મંડળનું ન થાય એ વિષે ત્યાંના યુવકોએ જાગ્રત રહેવાનું છે. બાકી કંઇ રમવાનું ન હોય ત્યારે એક રમકડું બનાવી લીધું અને પછી બીજું આકર્ષક રમકડું મળતાં પેલા રમકડાને ફેંકી દેવું, એથી લાભ નહિ, પણ હાનિ જ છે. 'સત્તર ગામ પાટીદાર મંડળ'ના યુવકો ચેતે!

## ચાંગામાં પ્રેતભોજનને બદલે ધર્મદાન

ચાંગાના ભાઇ અંબાલાલ ભાઇલાલભાઇ પટેલ, બૅરિસ્ટર એટ લૉ, મોમ્બાસામાં રહે છે અને કેન્યાના આગેવાન પ્રજાસેવક છે. એ ત્યાંની ધારાસભાના સભ્ય છે અને હિંદીઓના હિતને અર્થે સદાસર્વદા જાગ્રત રહે છે. એ ભાઇ હાલ દેશમાં આવ્યા છે. તેમના પિતા ભાઇલાલભાઇ ધર્મદાસ પટેલ ચાંગામાં તા. ૧૧:૧૨:'૪૧ને દિવસે ગુજરી ગયા. તેમની પાછળ કાણમોકાણ નહિ કરવાની તેમણે સગાંવહાલાંને સૂચના આપી દીધી; પિતાની પાછળ પ્રેતભોજન પણ ન જમાડ્યું, પણ તેને બદલે તેમણે ચાંગાની અંગ્રેજી શાળાનું મકાન, પિતાના સ્મારક રૂપે, બંધાવી આપવાનો પ્રસ્તાવ ગામલોક સમક્ષ મૂક્યો. પણ ચરોતરનાં ગામ તો આજે કુસંપનાં અને પક્ષાપક્ષીનાં નરકધામ થઇ પડ્યાં છે. પોતાથી તો થાય નહિ, ત્યારે સામો શેની આબરૂ ખાટી જાય? એનું નામ સ્મારક તરીકે શેનું મુકાય? આ ભ્રષ્ટ ભાવનાના પ્રેર્યા કેટલાક લોકોએ મકાન સાથે ભાઇલાલભાઇ ધર્મદાસનું નામ જોડવા સામે વાંધો લીધો. ગામમાં કુસંપ ન વધે એટલા માટે ભાઇ અંબાલાલે એ વાત પડતી મૂકી અને એ દાનના પૈસા ખર્ચવાની બીજી યોજના એ ભાઇ કરી રહ્યા છે. પ્રેતભોજનને બદલે ધર્મદાનની યોજના કરવા માટે અને ગામમાં વધતો કુસંપ અટકાવવા અમુક જ યોજનાનો તંત ન રાખવા માટે ખરેજ એ ભાઇ અંબાલાલને ધન્યવાદ ઘટે છે! એમનું અનુકરણ આખો સમાજ કરે એ પોતાનું જ અને સમસ્ત પ્રજાનું કલ્યાણ સાધવાનું પગથિયું છે.

## ખેડુતની અવદશા

ગયા ચોમાસાની શરૂઆતમાં વરસાદ એવો વરસ્યો કે ખેડૂતે ખેતરમાં ઓરેલું બીજ ધોઇ નાખ્યું, એટલુંજ નહિ પણ નદીકાંઠાનાં કેટલાંક ગામ

તાણી નાખ્યાં અને ત્યાંનાં ખેતરોમાં જમીન ઉપર રેતીનો એવો થર પાથરી દીધો કે તે ખેતીને માટે નિરર્થક થઇ પડી. પછી કેટલાય વખત સુધી વરસાદ અટકી પડ્યો અને જ્યાં કંઇક કર્પણ ઊગી શક્યું હશે ત્યાંનું તે કર્પણ સુકાઇને નાશ પામ્યું. પછીયે વરસાદ જ્યારે જ્યારે પડ્યો ત્યારે ત્યારે વાવેતરને ધોઇ નાખતોજ પડ્યો અને પછી એક વારે બંધ થઇ ગયો. પરિણામે ગુજરાતના મોટા ભાગમાં દુષ્કાળ જેવી સ્થિતિ થઇ પડી. પણ જાણે ખેડૂત હજી કંઇક જીવતો રહ્યો હોય તેને પૂરો મારવો હોય તેમ આ પોષ માસમાં ખૂબ ટાઢ પડી અને અનેક સ્થળે હિમ પડ્યું. ખેડૂત માર્યો જ ગયો; હા, વિધિ!

## સરકારની મહેસૂલનીતિ

પણ સરકારને તો ખેડૂત તાજોમાજો ને ફૂલ્યોફાલ્યો જ દેખાય છે. અંગ્રેજી રાજ્યની, વડોદરા રાજ્યની અને ગુજરાતનાં બીજાં અનેક રાજ્યોની પ્રજા બૂમ મારી રહી છે કે સરકારી અમલદારો આંખો મીંચીને પાકની આનાવારી આંકે છે અને તે આધારે જમીનમહેસૂલ અને પાછલી બાકી પણ વસુલ કરવા તગાદો કરે છે! વળી દેવાસ રાજ્યે તો દુષ્કાળથી પિડાતી પોતાની ખેડૂત પ્રજા ઉપર જમીનમહેસૂલમાં રૂપિયે ત્રણ પાઇ દુષ્કાળવેરો, ત્રણ પાઇ યુદ્ધવેરો અને એક આનો 'બ્યાજ' વેરો, મળી કુલ દોઢ આનો વધાર્યો છે! ('જન્મભૂમિ, તા. ૧૮:૧:'૪૨) સરકારને પૈસાની જેટલી તાણ હશે તેના કરતાં ખેડૂતને અનેકગણી તાણ હશે એ સરકારી અમલદારોએ સમજવું જોઇએ. પ્રજાવત્સલ રાજ્યે તો પ્રજાને જીવતી રાખવી ઘટે, પોતે જીવતા રહેવું હોય તો. કારણ કે પ્રજાની આબાદી ઉપર તો રાજ્યની આબાદી છે. આજે તો પ્રજા મરી રહી છે, જોઇએ છીએ કે અનેક લોક આ અવદશામાં ઘરબાર છોડી રોટલો મેળવવા રખડી રહ્યા છે. કાઠિયાવાડી ગરીબ લોકનાં ટોળે ટોળાં નિત્ય નિત્ય આવતાં દેખાય છે. આ પ્રસંગે તો રાજ્યોએ પાછલી અને ચાલુ જમીનમહેસૂલ-માંનો યોગ્ય ભાગ માફ કરવો જોઇએ અને બાકીનો ભાગ મુલતવી રાખવો જોઇએ, તે ઉપરાંત રાહત કામો પણ ઉઘાડવાં જોઇએ. નહિ તો પરિણામ શું? ખેડૂત અધમુવો તો થઇ ગયો છે, તે પૂરો મરવાનો!

## સારસામાં ભયંકર ધાડ

અને ખેતી તેમજ ખેતીની મજૂરી ઉપર નભતા બારૈયા કોળી વગેરે લોકો તો ખેતી નિષ્ફળ ગયાથી અને તેવે પ્રસંગે પણ સરકારે રાહત કામો નહિ ખોલ્યાથી ભૂખના માર્યા છેક નિરંકુશ અને ઝનુની બની ગયા છે, જ્યાં ત્યાં ચોરીઓ કરે છે અને ધાડો પાડે છે. તા. ૧૧:૧:'૪૨ને રવિવારે છેક

સમી સાંજે, ૬॥ વાગે, ૩૦–૩૫ હથિયારબંધ માણસો બંદુકોના અવાજ કરતા આણંદ તાલુકાના સારસા ગામમાં પેઠા અને ભાઈ જેસંગભાઈ ભાઈલા-ભાઈ પટેલ, બૅરિસ્ટર, જેવા સુપ્રસિદ્ધ ગૃહસ્થને ઘેર ભયંકર ધાડ પાડી. તેમના ઘરમાં તેઓ પેઠા અને લૂંટફાટ કરવા લાગ્યા. ભાઈ જેસંગભાઈ પોતે મકાનના મેડા ઉપર બેઠા હતા ત્યાં કેટલાક બદમાશોએ જઈ એ ભાઈના પગ ઉપર ડાંગો મારી, જેથી પગનો નળો બે જગાએથી તૂટી ગયો; એ ભાઈના ઉપર ગોળીબાર કરતાં તેમને કાને ઘસાઈને ગોળી ચાલી ગઈ ને એ પોતે બેભાન થઈ પડ્યા. તેમના કેટલાક નોકરોને પણ માર પડ્યો છે. તે પ્રસંગે બૂમ પડતાં તેમના ભત્રિજા ભાઈ મગનભાઈ વાઘજીભાઈ દોડી આવતાં બદમાસોએ તેમના ઉપર ગોળીઓ છોડી ત્યાં જ તેમનું ખૂન કર્યું. પછી ઝવેરભાઈ ફૂલાભાઈ નામના ભાઈએ એ ધાડપાડુઓ સામે બંદુકથી ગોળીબાર કર્યા, એટલે બદમાસો લૂંટ સાથે નાશી ગયા. એ લોક ભાઈ જેસંગભાઈના મકાનમાંથી ત્રણ બંદુકો, આશરે ૧૦૦ તોલા જેટલા સોનાના દાગીના, તથા બીજા ચાંદીના દાગીના તથા રોકડ રકમ મળી આશરે સાત આઠ હજારનો માલ લૂંટી ગયા, તેમાંથી બે બંદુકો રસ્તામાં નાખી ગયા અને એક રાઈફલ સાથે લેતા ગયા છે, આ લૂંટની ખબર પડતાં પોલીસ જઈ પહોંચેલી અને તે બદમાસોની તપાસ કરે છે. ધોળકા તાલુકામાં તેમજ પંચમહાલમાં પણ એવી ધાડો પડી છે.

**આપણે આટલા બધા અપંગ?**

સારસા જેવા ગામમાં સમી સાંજે ધાડ પડે અને છતાં ગામમાં રક્ષણ કરવા સરકારનો જોઈએ એવો બંદોબસ્ત નહિ! સ. ૧૮૫૭નો હિંદી લશ્કરીઓનો બળવો અંગ્રેજ સરકારે હથિયારને બળે શમાવી દીધા પછી આખી પ્રજાનાં હથિયાર ખૂંચવી લેઈ, ફરી પ્રજાના એવા બળવાથી પોતાને નિર્ભય કરી. ત્યારથી હિંદી પ્રજા હથિયાર વિનાની થઈ પડી. એ સ્થિતિમાં પ્રજાનું રક્ષણ કરવાનો ભાર અંગ્રેજ સરકારે પોતાને માથે લેઈ લીધો. સરકારને એ સોએક વર્ષને પુણ્યપ્રતાપે દેશની સમસ્ત પ્રજા અપંગ થઈ પડી અને આજે આવી લૂંટને પ્રસંગે લોક નાશી છૂટે કે ઘરમાં સંતાઈ બેસે, એ સિવાય એને બીજું સૂઝે પણ શું? પણ આપણે સમજવું ઘટે કે સરકાર ગમે તેટલી બળવાન હોય, તેની પાસે પોલીસની ગમે એવી વ્યવસ્થા હોય, પણ આપણે સંપ કરીને આવે પ્રસંગે કોઈ ને કોઈ રીતે આત્મરક્ષણ ન કરીએ તો જગતમાં આપણું રક્ષણ કરનાર કોઈ નથી. જે પ્રજા પોતાના ધાર્મિક રક્ષણનો ભાર ગુરુ ઉપર, રાજકીય રક્ષણનો ભાર રાજ્ય ઉપર, આર્થિક રક્ષકનો ભાર પરદેશી અને દેશી વેપારીઓ ઉપર અને વ્યાવહારિક રક્ષણનો ભાર સમાજમુખીઓ

ઉપર મૂકીને વિશ્વાસથી નિરાંતે ઊંઘી જાય છે તે સવારે જાગતી જ નથી અથવા જાગે છે તો અધમૂઇ અને અપંગ દશામાં જાગે છે અને આજે આપણે પણ આવા જ અપંગ થઇ પડ્યા છીએ! આ સ્થિતિ હવે આપણે ખંખેરી નાખવી જોઇએ. દરેક ગામે એકસંપે રક્ષણદળ સ્થાપીને આત્મરક્ષણના ઉપાય યોજવા જોઇએ, ગામના નવયુવકોએ જુવાનીનું જોર દાખવવું જોઇએ.

### રંગૂન ઉપર જાપાની બૉમ્બમારો

ધાડપાડુઓથી આપણું રક્ષણ નથી, તેમજ પરદેશી લશ્કરના હુમલાથી પણ આપણું રક્ષણ નથી. અંગ્રેજ સરકાર સામે જાપાને અચાનક વિગ્રહ માંડ્યો છે અને પહેલે સપાટે તો તેણે અંગ્રેજી સંસ્થાનો ઉપર બૉમ્બમારાથી ધાક બેસાડી દીધી છે. રંગૂન ઉપર વારંવાર વિમાની બોમ્બમારા થયા કરે છે અને અંગ્રેજી લશ્કર પાસે તે હુમલાખોર વિમાનોને તોડી પાડવાની કે તેમને નસાડી મૂકવાની પૂરતી સામગ્રી ન હોવાથી અનેક લોક માર્યા જાય છે. આથી પ્રજા ભડકી ગઇ છે અને ત્યાંથી હિંદીઓ ભાગી ભાગીને દેશમાં આવતા રહેવા લાગ્યા છે. કલકત્તાના લોક પણ ભાગીને નાસવા લાગ્યા છે. તેવાઓને માટે રેલવે ગાડીઓમાં જગા પણ જડતી નથી. તેમાં વળી કોલસાની તાણને લીધે કેટલીયે ગાડીઓ સરકારે બંધ કરી દીધી છે! મદ્રાસ વગેરે શહેરોના લોક પણ પોતાના ઉપર હુમલો ઓચિંતો હુમલો આવી પડશે એ બીકથી થરથરી ઊઠ્યા છે. સરકારે જાહેર કર્યું છે કે એવા હુમલાની અફવાથી કોઇએ ભડકવું નહિ, પણ સરકારે નિઃશસ્ત્ર કરેલી અને તેથી આત્મરક્ષણ કરવામાં અપંગ બની ગએલી પ્રજાને સરકારના બળ ઉપર પોતાના રક્ષણ વિષે શી રીતે વિશ્વાસ બેસે? આ આપણી અપંગતાનો બીજો નમુનો!

### મહાસભા અને અંગ્રેજ સરકાર

અંગ્રેજ સરકાર સામે જર્મની, ઇટાલી અને હવે તો જાપાન વિગ્રહમાં ઊતર્યાં છે. તેમાં અંગ્રેજ સરકારનું ચઢતું પાસું હજુ દેખાતું નથી. હિંદને તેની પ્રજાની ઇચ્છા વિરુદ્ધ એણે એ સંગ્રહમાં ઉતાર્યું છે, અને પોતાને બળે માણસો, પૈસા વગેરે વિગ્રહસામગ્રી લીધી છે. પણ પ્રજાની હાર્દિક ઇચ્છા વિના તેને યથેષ્ટ સહકાર નજ મળી શકે એ તો સ્પષ્ટ છે. અત્યારે હિંદી પ્રજાની મુખ્ય પ્રતિનિધિ-સભા મહાસભા જ છે. એ તો સ્પષ્ટ કહે છે કે હિંદને તો તમે ગુલામ બનાવ્યું છે અને ગુલામ પ્રજાને સહકાર આપવાનો અધિકાર શો? જો તેને મુક્તિ મળે, તેને સ્વતંત્રતા મળે તો હિંદ અંગ્રેજ સરકારને સહકાર આપવા વિષે વિચારે. એ પ્રકારનો ઠરાવ ગયે વર્ષે પૂનામાં મહાસભાની સમિતિએ

કર્યો હતો; પણ મુસ્લિમ લીગને મહાસભા સાથે બનતું નથી, એ જોઇને અંગ્રેજ સરકારે બહાનું કાઢી ઉત્તર દીધો કે તમે બધા હિંદીઓ એક થઇને આવો તો કંઇક વિચારીએ. અને આગવો લાભ ખાટી જવાની અંધ દૃષ્ટિથી મુસ્લિમ લીગ, ખાસ કરીને તેના નેતા મિ. ઝીણા મહાસભાથી દૂર ને દૂર અતડા ફરે છે. એટલે સરકાર તો પોતાનું બહાનું ઠેઠ આજ સુધી આગળ ધર્યા કરે છે, જોકે તે વિગ્રહની સંકટદશામાં આવી પડયું છે છતાં!

## મહાસભાની મહાસમિતિનો ઠરાવ

હવે તો ઇંગ્લેણ્ડમાં પણ અનેક રાજદ્વારી નેતાઓ ત્યાંની સરકારને આગ્રહ કરી રહ્યા છે કે હવે હિંદીઓને કંઇક આપી તેમનું મન મેળવી લેવાને કંઇક તો કરો, પણ ત્યાંના રાજ્યધુરંધરોને પોતાના ભાઇઓની પણ એ વાત ગળે ઊતરતી નથી. કોણ જાણે કયે હેતુએ હિંદી સરકારે, વાણીસ્વાતંત્ર્યને માટે સત્યાગ્રહ કર્યાને કારણે જેલવાસી થએલા મહાસભાના નેતાઓમાંથી ઘણાને છોડયા. પણ એટલાથી શું થઇ ગયું? એથી મહાસભાને કેમ સંતોષ થાય? મહાત્માજી તો અહિંસાના ઉપાસક રહ્યા, એટલે એ તો એમજ કહે છે કે અંગ્રેજ હિંદને સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપે, તોપણ આ હિંસક વિગ્રહમાં હિંદથી કોઇ રીતે ભાગ ન લેવાય. પણ મોટે ભાગે નેતાઓ એમ કહે છે કે આજે હિંસા-અહિંસાનો પ્રશ્ન નથી, આજે તો રાજકીય દૃષ્ટિનો પ્રશ્ન છે. અને સરકારે આપણને સ્વાતંત્ર્ય આપે અથવા ને માર્ગે વળે તો સરકારને વિગ્રહમાં સહકાર આપવો એ આપણો ધર્મ છે. આ માસની શરૂઆતમાં બારડોલી મળેલી મહાસભાની કાર્યવાહક સભાએ એ પ્રમાણે ઠરાવ કર્યો પણ ખરો, જોકે મહાત્માજી તો એથી અલગ રહ્યા. અને માસની અધવચ્ચ વર્ધામાં મળેલી મહાસમિતિએ એને બહુમતે અનુમોદન પણ આપ્યું. હવે અંગ્રેજ સરકાર કંઇ સમજીને મહાસભાને ભેટે છે કે હજીયે એ અક્કડ રહે છે એ જોવાનું છે. મહાસભાએ તો મિલન માટે પોતાના દરવાજા ખુલ્લા મૂકયા છે.

## મહાત્માજી અને અહિંસાધર્મ

મહાત્માજી તો ખરેજ મહાત્માજી રહ્યા. આ નવજુગમાં અહિંસાનો શંખનાદ એમણેજ પ્રથમ કર્યો છે. આપણે લઘુચેતસ્ પ્રાણીઓને એનું માહાત્મ્ય ન સમજાય, કારણ કે આપણે તુરત મળનાર લાભને વળગીએ છીએ. પણ હિંસામાંથી હિંસા જ જન્મે, વેરમાંથી વેરજ જન્મે, એ સાચા સિદ્ધાન્તનું માહાત્મ્ય તો મહાત્માઓની દૃષ્ટિ સમીપ સદાય ખડું રહે છે. સમસ્ત જગતના પ્રવાહ સામે એ એટલા અડગ ઊભા રહે છે. મહાત્માજી પણ સમસ્ત જન-

સમાજ સામે ઊભા રહીને કહે છે: "હિંસાથી કે અસત્યથી ભારતનું તો શું, પણ સમસ્ત ત્રિભુવનનું પણ રાજ્ય મળે તોય મારે તે ન ખપે." અને આવા મહાત્મા કંઇ કાળે વિરલ જન્મે છે. બુદ્ધ, મહાવીર, ક્રાઇસ્ટ, વગેરે મહાત્માઓએ પણ કષ્ટ વેઠીનેય જગત સમક્ષ મહાસત્યો ધર્યાં છે, જોકે તે સત્યોને જગત પચાવી નથી શકતું અને એ તો એ સત્યોને આદર્શ માનીને પોતાથી પળાય એટલાં જ પાળે છે. આજે મહાસમિતિએ પણ અહિંસાને ધ્યેયરૂપે સ્વીકારીને ય પ્રસંગને વશ થઇને, અંગ્રેજ જો હિંદને સ્વરાજ્ય આપે અગર એ માર્ગે પળે તો તેના હિંસાવિગ્રહમાં તેને સહકાર આપવાનું સ્વીકાર્યું છે.

## 'હરિજનબંધુ'નું પ્રકાશન

મહાત્માજીનાં ગુજરાતી 'હરિજનબંધુ,' અંગ્રેજી 'હરિજન' અને હિંદી 'હરિજનસેવક' એ ત્રણ પત્રોમાં યુરોપના હિંસાવિગ્રહ સામે અહિંસાત્મક વિરોધ વિષે લેખો છપાતા હતા, તે વાત એ વિગ્રહમાં ભાગ લેતી અંગ્રેજ સરકારને ન રુચી અને એના લેખો સરકારના અમુક પ્રતિનિધિને બતાવ્યા વિના એ પત્રોમાં છાપવા નહિ એવો વાણીસ્વાતંત્ર્ય વિષે કાપ મૂકયો. મહાત્માજી એવું બંધન તો સ્વીકારે નહિ અને તેથી એમણે એ ત્રણે પત્રોનું પ્રકાશન બંધ કર્યું. થોડા દિવસ ઉપર મહાસભાની મહાસમિતિ વર્ધામાં મળી તે પ્રસંગે મહાત્માજીએ જાહેર કર્યું કે હવે એ ત્રણે પત્રો હું પ્રકટ કરીશ, તે પ્રમાણે 'હરિજનબંધુ'નો તા. ૧૮:૧:'૪૨નો અંક પ્રકટ થયો છે અને તેની શરૂઆતમાં જ 'ફરી પ્રકાશન કેમ?' એ લેખમાં તેમણે પોતાની સ્થિતિ સ્પષ્ટ કરી છે. આશા રાખીએ કે એ ત્રણે પત્રોનું પ્રકાશન અખંડિત ધારાએ વહે અને આપણે મહાત્માજીની ધર્મપ્રસાદી પામ્યે જઇએ.

## વાસદ-કઠાણા રેલવેએ વદાય લીધી

બી. બી. એન્ડ સી. આઇ. રેલવે કંપનીના અજંટ એન્ડ જનરલ મૅનેજરે ગઇ તા. ૨૨મી નવેમ્બરે જાહેર કર્યું છે કે "જાહેર જનતાની જાણ માટે આથી જાણ કરવામાં આવે છે કે હિંદી સરકારે (રેલવે બોર્ડે) નિર્ણય કર્યો છે કે સદરહુ રેલવેની બ્રેંચ લાઇન વાસદ-કઠાણા તા. ૨૪મી ડીસેમ્બર ૧૯૪૧ને રોજ અને તે પછી પબ્લીક ટ્રાફીક માટે બંધ કરવામાં આવશે. તે મુજબ ગોઠવણો કરવામાં આવી છે" ('મુંબઇ સમાચાર,' તા. ૨૫:૧૧:'૪૧). અને એ જાહેર થયા પછી તો એ રેલવેના પાટા ઉખેડી લેવા પણ માંડયા છે.

## સાતમા એડ્વર્ડની છાપના સિક્કા વિદાય લેશે

"સાતમા એડ્વર્ડની મહોરવાળા રૂપિયાના અને આઠ આનાના સિક્કાઓનું

ચલણ ૧૯૪૨ના મે માસની તા. ૩૧મી સુધી કાયદેસર લેખાશે. ચાંદીના ચાલુ સિક્કાઓની જગ્યાએ છઠ્ઠા જ્યૉર્જની મહોરવાળા સિક્કાઓ ધીમે ધીમે દાખલ કરવાની નીતિ હિંદ સરકારે અખત્યાર કરી છે. સિક્કા પાડવાની ચાંદીનો બીનજરૂરી ઉપયોગ ઓછો કરવાના અને ગેરકાયદેસર સિક્કા પડતા અટકાવવાના હેતુથી આ નીતિ સરકારે અખત્યાર કરી છે. છઠ્ઠા જ્યૉર્જની છાપના સિક્કાઓ કઠણ ધાતુમાંથી બનાવવામાં આવે છે અને તેની નવી જાતની કિનારીને લીધે બનાવટી સિક્કા તૈયાર કરવાનું કાર્ય ખર્ચાળ અને મુશ્કેલીભર્યું બન્યું છે. છઠ્ઠા જ્યૉર્જની છાપવાળા રૂપિયા અને ચલણી નોટો જથાબંધ હોવાને લીધે જનતાને જરાયે અગવડતામાં મૂક્યા વિના ઍડ્વર્ડ છાપના રૂપિયા પાછા ખેંચી શકાશે. સાતમા ઍડ્વર્ડ છાપના રૂપિયા ૧૯૪૨ના સપ્ટેમ્બરની તા. ૩૦મી સુધી તમામ સરકારી તીજોરી ખાતામાં, પોસ્ટ ઑફીસોમાં અને રેલવે સ્ટેશનોમાં સ્વીકારવામાં આવશે. ત્યાર બાદ અને વધુ માહિતી મળે ત્યાં સુધી, આ સિક્કાઓ માત્ર મુંબઈ, કલકત્તા અને મદ્રાસ ખાતેની રીઝર્વ બૅંકના ઇસ્યુ ડિપાર્ટમેણ્ટમાં સ્વીકારમાં આવશે" ('મુંબઈ પત્રિકા,' તા. ૨૨:૧૧:૧૯૪૧).

## કાગળની મોંઘવારી

આજે યુરોપે વિશ્વવિગ્રહ સળગાવ્યો છે, તેને પરિણામે આખું જગત કોઈ ને કોઈ રીતે સંકટમાં આવી પડ્યું છે, ત્યારે અંગ્રેજને પનારે પડેલું હિંદ એ સંકટમાંથી બચે જ શી રીતે? હિંદમાં જીવનનિર્વાહની તેમજ બીજી બધી વસ્તુઓની મોંઘવારી ખૂબ વધી ગઈ છે. તેમાંયે યુરોપ-અમેરિકાથી હિંદમાં આવતી વસ્તુઓની મોંઘવારીનું તો કહેવાનું જ રહ્યું નથી. છાપવાના કાગળોનો મોટો ભાગ યુરોપથી આવે છે, તેથી તેના ભાવ તો ચારચાર પાંચ-પાંચ ગણા ચઢી ગયા છે. આ સ્થિતિમાં 'પાટીદાર' છે તે ને તેજ કદમાં અને છે તે ને તેજ લવાજમે આપવું હવે પોષાતું નથી. પહેલાં આ ઉલ્લેખ કર્યો હતો, પણ હવે તો તે વિષે કંઈક નિર્ણય ઉપર આવવું જ જોઈશે. કેટલાંક પત્રોએ લવાજમ વધાર્યું છે, ઘણાં પત્રોએ પોતાનું કદ ઘટાડ્યું છે. તેવી રીતે 'પાટીદારે' હવે પોતાનું લવાજમ વધારવું અગર કદ ઘટાડવું, એ સિવાય ચાલે એમ નથી. લવાજમ વધારવાનું તો ઈષ્ટ નથી લાગતું, પણ કદ ઘટાડીને તેનાં ૪૮ને બદલે ૪૦ પૃષ્ઠ કરવાં પડશે. જે તે નિર્ણય ઉપર આવતે અંકે આવવું જોઈશે.

---*---

Reg. No. B. 1785

૧૯૯૮ 卐 ફાગણ

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૯ 卐 અંક ૫

## ચીનાઇ પ્રજાનું ઐક્ય

"માર્શલ અને માદામ ચાંગ કાઇ શેકે પત્રકારોને આપેલી મુલાકાત દરમિયાન એવો પ્રશ્ન કરવામાં આવ્યો હતો કે ચીનમાં ધાર્મિક મતભેદો છે? જવાબમાં માદામ ચાંગ કાઇ શેકે જણાવ્યું હતું કે 'હિંદમાંની જેમ અમારે ત્યાં આટલા બધા સ્પષ્ટ ધાર્મિક મતભેદો નથી. ધર્મ એ તો ઓછેવત્તે અંશે જીવનનો ભાગ બની ગયો છે. રાજકારણને ધાર્મિક રંગ આપવામાં આવતો નથી. ચીનમાં અમે બધા ચાઇનીઝો છીએ, અમે બધા એકજ છીએ. અમે આટલી પ્રચંડ લડત આપી રહ્યા છીએ, તેનું કારણ એ છે કે અમને એમ લાગે છે કે ગુલામો બનવું અને અમારાં બાળકોને તથા તેમનાં બાળકોને ગુલામ બનાવવાં તેના કરતાં મરવું તે બહેતર છે અને જાપાનના આક્રમણમાંથી ચીનને હમેશને માટે આઝાદ બનાવવાનો અમે નિર્ણય કરી લીધો છે.'"

('સંદેશ,' તા. ૧૮:૨:'૪૨)

તન્ત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ





## કાગળની મોંઘવારી

ગયા અંકની પ્રસંગકથામાં અંતે જણાવ્યું છે કે કાગળની મોંઘવારી અતિશય વધી ગઇ છે, "કાગળના ભાવ ચાર ચાર પાંચ પાંચ ગણા ચઢી ગયા છે. આ સ્થિતિમાં 'પાટીદાર' છે તે ને તેજ કદમાં અને છે તે ને તેજ લવાજમે આપવું હવે પોષાતું નથી. કેટલાક પત્રોએ લવાજમ વધાર્યું છે, ઘણાં પત્રોએ પોતાનું કદ ઘટાડયું છે. તેવી રીતે 'પાટીદારે' હવે પોતાનું લવાજમ વધારવું અગર કદ ઘટાડવું, એ સિવાય ચાલે એમ નથી. લવાજમ વધારવાનું તો ઇષ્ટ નથી, પણ કદ ઘટાડીને તેના ૪૮ને બદલે ૪૦ પૃષ્ઠ કરવાં પડશે. જો તે નિર્ણય ઉપર આવતે અંકે આવવું પડશે" અને એ પ્રમાણે પૃષ્ઠ ઘટાડવાનો નિર્ણય કરીને આ માસથી તેનાં ૮ પૃષ્ઠ ઘટાડીને ૪૮ને બદલે ૪૦ પૃષ્ઠ કરવાં પડયા છે. તે માટે ગ્રાહકો ક્ષમા કરે અને કાગળોના ભાવની સ્થિતિ ઠેકાણે આવતાં જ તેને પાછુ અસલ કદ ઉપર લેઇ જવામાં આવશે તેની ખાત્રી રાખે વળી દરેક ગ્રાહક એક એક નવો ગ્રાહક વધારી આપે તો તેવી સ્થિતિ વહેલી આવશે.

કલકત્તાથી ભાઇ ઇશ્વરભાઇ ધનજીભાઇ અમીન અને ઇશ્વરભાઇ પુરુષોત્તમ પટેલ, એમના 'પાટીદાર'ના માહ માસના અંક પાછા આવ્યા છે, તેથી તેઓને, કલકત્તાના બીજા અને બ્રહ્મદેશના ગ્રાહકોને સૂચવવાનું કે તેઓ પોતાનાં સ્થાન બદલે કે તુરત જ પોતાનાં નવાં સરનામાં અહીં લખી જણાવે.


આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ઉગિયાશંકર જીવણલાલ ઠાકરે છાપ્યું અને જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૨:'૪૨.

આજના અંકનો વધારો

નવીન જાતો ! નવીજ માલ !! તદન નવાજ પુસ્તકો !

# સાહિત્ય શોખીનો માટે એક ઉમદા તક.

**હાલ લડાઇના વખતમાં દરેક અજારો ઘણાજ વધતા જાય છે તેવા કટોકટીના વખતમાં પુસ્તકોના ભાવો ઘણાજ સસ્તા રાખ્યાં છે**

એકી સાથે બે પુસ્તકો ખરીદનારને ફક્ત વિ. પી. ટપાલ ખર્ચ માં

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | રૂા. ૫ થી દશના ,, | ,, | ૨૫ ટકા કમીશન વિ. પી. ખર્ચ | | |
| ,, | રૂા. વીસના ,, | ,, | ૩૩ ,, | ,, | ,, |
| ,, | રૂા. ત્રીસના ,, | ,, | ૩૭ાા ,, | ,, | ,, |
| ,, | રૂા. ચાળીસના ,, | ,, | ૪૦ ,, | ,, | ,, |
| ,, | વધુ પુસ્તકો ખરીદનારે પત્ર વ્યવહાર કરવો. | | | | |

પરદેશ ખાતે વિ. પી. થતાં નથી માટે પોસ્ટલ શીલીંગ અગાઉથી મોકલ છુટક પુસ્તકનું વિ. પી. ટપાલ ખર્ચ અલગ. રૂા. એક સુધીના પુસ્તકો મંગાવ. અગાઉથી પોષ્ટ સ્ટેમ્પ મોકલવા. ☞ પરદેશ માટે શીલીંગનાં સાડા દસ આના ગણુ

| | |
|---|---|
| **રાજમાર્ગ**—ગાંધી યુગની દેશોન્નતિનો રાજમાર્ગ બતાવતી નવલકથા | રૂા. ૩ ૨ |
| **વિલાસમાં વિનાશ**—રેનોલ્ડઝની અદ્દભૂત રોમાંચક નવલકથાનો મી. ચંદુલાલ વ્યાસકૃત સુંદર અનુવાદ. ૧૯૪૧ માં પ્રસિધ્ધ થયેલું. | ૪ |
| **પ્રાણ કે પ્રતિષ્ઠા**—મી. ચંદુલાલ વ્યાસ કૃત મનોવેધક ડીટેકટીવ નવલકથા | ૪ |
| **જાગીરદાર**— ,, ,, ,, ,, ,, | ૨ |
| **કપાળ કુંડલા—પ્રેમની ખુમારી**—અતિ પ્રીય થઇ પડેલી નવલકથા | ૨ |
| **હું બંડખોર કેમ બની ?**—સામાજીક ક્રાંતીની માર્ગદર્શક નવલકથા | ૨ |
| **મહિલાઓની મહાકથા**—હૃદય ને હચમચાવી નાંખે તેવી સત્યકથાઓ | ૩ |
| **વનીતાની વાતો**—હિંદુ સંસારના જુલ્મોની હૃદય દ્રાવક વાર્તાઓ | ૩ |
| **અબળાની આત્મકથાઓ**—સ્ત્રી સમાજનાં દુખી દીલની દર્દમય કથાઓ | ૩ |
| **સમાજની વેદીપર**—રોમાંચ ખડા કરે તેવા બલીદાનોની ૧૮ કરૂણકથાઓ | ૨ |
| **સંસારની વાતો**—સાંસારીક પ્રણય પતનની અદ્દભૂત રોમાંચક વાતો | ૨ |
| **સ્નેહ લક્ષ્મી**—સમાજનાં ગુઢ પ્રશ્નોને પ્રેમરસથી ઉકલેતી રસીક નવલકથા | ૩ |
| **ધીકતો જ્વાળામુખી**—મધુકરની વેગવતી કલમે લખાયલી આંખના પડદા ચીરી નાખે તેવી નવલકથા | ૪ |
| **અંધકાર પર પ્રકાશ**— ,, ,, ,, | ૨ |
| **વિશ્વલીલા**—શ્રીમંત કુટુંબનો સડેલો સંસાર જોવો હોય તો વાંચો. | ૨ |
| **આફ્રીકામાં ૧૧ માસ**—હબસીઓની સામાજીક અને રાજદ્વારી હાલત, ત્યાંનાં | |

સંગાથી—નાટક, સીનેમાની રૂપસુંદરીઓના સડેલા જીવનની સત્ય નવલકથા રૂા.
ગુરૂસ્વામી—પેશ્વાઇ શૌર્યતાની તણખા ઝરતી અદ્દભુત નવલકથા
સ્વાતંત્ર્યવીર સાવરકર—અદ્દભૂત રોમાંચક જીવનકથા પાકુપુઠું
પનીઅને બીજી વાતો ( સાક્ષરોની ચુંટી કહાડેલી તેર વાર્તાઓ)
દેશની માયા ( અજબ પ્રકારની મનોવેધક નવલકથા )
અમીના અને હસીના ( બે જોડીયા બ્હેનોની અતિ રસભરી અદ્દભૂત રોમાંચક
તદન નવીજ નવલકથા પૃષ્ટ ૩૩૦ પાકુ બાઇન્ડીંગ
અ. સૌ. કુમારી-વીસમી સદીની કુમારીકા અને મીસની નવીન વાતો
મદન મંદીર—દેવ દેવીઓની પ્રેમ લીલાની અજબ વાતો
આખર—નીચલા થરની તદન નગ્નસત્ય વાતો
જન્મારો ,, ,, ,,
જ્યારે તેઓ ઉપકાર કરે છે-ગોરી ચામડીના ભયંકર કાળા કરતુકો
બુધ્ધનાં બોલ-ભગવાન બુધ્ધની અલૌકીક ભાવનાશાળી ૧૮ વાર્તાઓ
રખરેલ અને બીજી વાતો ( ૧૭ સુંદર વાર્તાઓ સોનેરી બાઇન્ડીંગ )
રણવાસ ( રાણી મહારાણીઓનાં જબ્બર કારસ્થાનો )
લાલચીન યાને કપટીના કારસ્થાન ( અંદભુત નવલકથા પૃષ્ઠ ૩૦૦ )
.ીકલા યાને ચૌર પંચાશિકા ( મઘમઘતી પ્રણય કથાઓ )
.કોની માવજત—દરેકે દરેકને ઘરમાં રાખવા લાયક સ્ત્રી ઉપયોગી
... સુંદરી ભાગ ૧-૨ સાથે (અદ્દભુત નવલકથા સોનેરી પુંઠુ)
.તાની કામ અને ભેદી ભગવાન-અતિ ઉતમ રસીલી સામાજીક
વાર્તા ૫૦૦ પૃષ્ઠ પાકું સોનેરી બાઇન્ડીંગ
પ્રતાપી પર્વત—સ્વદેશ પ્રેમી રાજકુમારની દેશદાઝથી ઝળહળી રહેલી નવલકથા
કસરત અને આરોગ્ય—અતિ ઉપયોગી ( પ્રો. માણીકરાવ-વડોદરા )
આહાર શાસ્ત્ર—ખાવા પિવા માટેની બરદાસ્ત
બાળ કેળવણી—માબાપોને જાણવા યોગ્ય માર્ગદર્શક પુસ્તક
કેટલાક રોગો—ઉપયોગી સલાહ અને સુચનાઓ
રોગ અને આરોગ્ય- ,, ,, ,, (૩૦૦ પૃષ્ઠ પાકું પુંઠું)
હિંદના ઈતિહાસની વાતો—ઘણું નવુંજ જાણવા મળશે
પ્રગતિને પંથે-સમાજ અને દેશની ફરજો અદા કરવાની ધગશ શીખવતું
માનું જીગર યા માતા કે રાક્ષસી ( માતૃ પ્રેમની અજબ કહાણી )
લહેરી લુટારો ( ધનશંકર ત્રીપાઠી કૃત-ડીટેકટીવ નવલકથા )
દસ લાખનો દલ્લો—જોરદાર ડીટેકટીવ નવલકથા
જીવન રસ—અતિ રસિક વીસ નવલિકાઓ

વૃદ્ધાવસ્થા મટાડવાનાં ઉપાયો—શ્વાસો શ્વાસ અને
કસરતની ક્રીયાઓ. ૨૮ ચિત્રો ૩ ૧

આશાની પાંખે (શાંતીલાલ શાહ બેરીસ્ટરનું નવુંજ પુસ્તક) ૦
અધુરી આશા યાને આશાની ઈમારત (ટોલસ્ટોય કૃત—નોવેલ) ૨
આદર્શ નમુનેદાર લગ્ન (દંપતી જીવનને ઉપયોગી સાહીત્ય) ૫
ઈઝી ઇંગ્લીશ ટીચર ભાગ ૧-૨-૩ સાથે; ૧
કચ્છની જુની વાર્તાઓ (ઐતિહાસીક લોકકથાઓ) ૪
તિલોત્તમા (પ્રો. બેઇનની રસઝરતી નવલકથા) ૧
ગીત ગોવિંદ (સચીત્ર) અલંકાર નાયકા ભેદ આદિથી ભરપુર ૬
ગરીબાલ્ડી (ઇટલીના રણયજ્ઞ—ખાંડાના ખેલનારાઓ માટે) ૨
ગૌરાંગ પ્રભુ—(ભગવાન ચૈતન્યદેવ પૃષ્ઠ ૨૫૦) ૦
ગૌરાંગ પ્રભુ-(મોટી સાઇઝ ૧૦ ચિત્રો સંપુર્ણ માહીતીવાળું) — ૩
ચંદ્રકળા અથવા ચડતી પડતીના ચમકારો ૨
જીવન પલટો—લેખીકા સલીમા (સચિત્ર અદભુત નવલકથા) ૨
કાગળની હોડી અને બીજી વાતો (રસિક નવલીકા સંગ્રહ) ૨
કુટુંબીનું કારસ્થાન ભાગ ૧ લો તથા બીજો—અદભુત નવલકથા દરેકની કીં. ૨
ડીલેર ડાકુ (અદભૂત ડીટેકટીવ નવલકથા પૃષ્ઠ ૨૨૫) ૨
દીવાની કે શાણી ભાગ ૧ લો—આદર્શ સામાજીક નવલકથા ૪
,, ,, ભાગ ૨ જો ,, ,, ,, ૪
દેશ સેવક દંપતી—યાને ઇંદુકાંત (સચીત્ર સોનેરી પાકું પુઠું) ૨
નરસુખસાગર (ડા. પટેલ કૃત જાતિય શિક્ષણ—કોકશાસ્ત્રની તમામ
બારીકમાં બારીક વીગતો, આસનોની સમજ પાના ૩૮૦ પાકુપુઠું) ૨
નીલમ માણેકની સંતતી ભાગ ૧ થી ૪ (એક બુક) ૪
નીરંજની અથવા વરઘેલી વનીતા (મી. દેલવાડાકૃત) ૩
પંચાસરનો જય શીખરી ભાગ ૧ લો ઐતિહાસિક નવલકથા ૨
,, ,, ભાગ ૨ જો ,, ,, ૩
પ્રતાપસિંહ (સ્કુલ લાયબ્રેરી અને ઈનામ માટે મંજુર) ૧
પ્રભાત પ્રાર્થના માળા (પ્રાર્થનાના ગીતો પૃષ્ઠ ૪૦૦ પાકું પુઠું) ૨
પ્રેમનું પરિણામ (સત્ય ઘટનાં ઉપરથી રચેલી અદભૂત નવલકથા) ૨
ફાંસીગર (ઠગ અમીરઅલીની જીવનકથા) ૪
ભમતા પંખી (મી. સનતકુમારની નવલકથા) ૩
મૃગજળ (પ્રો. બેઇનની રસઝરતી નવલકથા) ૧
મોન્ટીસરી અને કીન્ડર ગાર્ટન (બાલ શીક્ષણ માટે) ૧
રાસપ્યારી યાને રાણા રાજસિંહનો રાજકારભાર ભાગ ૧ અને ૨ દરેકની ૨
મૃણાલીની (સચીત્ર અદભુત નવલકથા પાના ૨૦૮ પાકુપુઠું) ૨
મધુરી અથવા પ્રેમ ઘેલી પ્રેમદા (મી. દેલવાડા કૃત) ૩

સિંદા ( મનોરંજક સચિત્ર નોવેલ સોનેરી પાકુ બાઇન્ડીંગ )
તની રાણી ( અદભૂત બનાવોથી ભરેલી ડીટેકટીવ નોવેલ )
રામાયણ તત્વ રહસ્ય ( મનન કરવા લાયક રામાયણનો સાર )
રાજસ્થાનની રાજ ખટપટ ( ઐતિહાસિક અદભૂત નવલકથા )
વિજયા ( શરદ બાબુની અતિ વખણાયલી નવલકથા પાકુ પુંઠુ )
વગર દોકડાનો વૈદ્ય-પૃષ્ટ ૪૫૦ ( માણસ માત્રને ઉપયોગી પુસ્તક )
વહુને શીખામણ ( વહુ થતાં પહેલાં અને ત્યાર બાદ સમજવા લાયક )
વૃધ્ધાવસ્થામાં તંદુરસ્તી (વૃધ્ધ ઉમરે શરીર ઘણું સરસ રાખી શકાય છે
સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા (સ્વતંત્રતા કોને વરે છે? કયારે અને કેટલા ભોગે
સહચરી અથવા સ્નેહઘેલી સુંદરી ( મી. દલવાડા કૃત )
સાસાનીયન શુરવીર-ઐતિહાસીક શૌર્યતાભરી નોવેલ-યઝદેઝર્દ નામુ
સત્તરમી સદીનું ફ્રાન્સ (શ્રી મરકેટીયર્સનું સુંદર ભાષાંતર પૃષ્ઠ ૨૮૮
સરસ્વતિની સહન શીલતા અને સતીસુંદરીની મહત્તા તથા
ભર્તુહરીની પિંગલા અને ગોરખની ઈંગલા ( અધ્યાત્મિક )
સૌભાગ્યવતી સાવિત્રી—( હિન્દુ સમાજનું કરૂણ દશ્ય સ્ત્રી ઉપયોગી )
હઠયોગ ( આત્મજ્ઞાન દર્શાવે, પ્રતિજ્ઞામાં મક્કમ રખાવે તેવું પુસ્તક)
દા યાને હુરે આસતાના ( ઈસ્લામી પ્રાણવાન સાહિત્ય )
સ્મીને શામ ,, ,,
...ી અપસરા ,, ,,
મતુલ કુબરા યાને રોમન મહારાજ્ય ,, ,,
ઈબ્ને મુસ્લીમ ,, ,,
મીના બાઝાર—ઝનાના બજાર ,, ,,
ગૌસુલ આઝમ ,, ,,
જલવયે તુર ( સબ્રે ઐયુબ ) ,, ,,
પાકીસ્તાન ( મુસ્લીમ રાજપ્રકરણીય માર્ગદર્શક) ,,
આંસુની ઈમારત ,, ,,
જોયાયે હકક યાને સત્યનો શોધક ભાગ ૧-૨-૩ દરેક ભાગનો
ગાઝી મહુમદ બીન કાસમ ( ઐતિહાસીક નવલકથા ) ,,
જમીલા યાને બંગાલનો બળવો ,, ,, ,,
ઈસ્લામ અને પ્રભુ સામ્રાજ્યના ખલીફાઓ ,, ,,
મૌલાનાં મહુમદઅલી—જીવન ચરિત્ર ,, ,,
અહુલેબૈતની આલમગીર યાદગીરીઓ ,, ,,
ઈસ્લામનાં ઓલીઆ ( દીવ્ય ચમત્કારોથી ભરપુર ) ,,
કુર્આન અને ઈનસાન ( દરેક મુસ્લીમ ભાઈને અતિ ઉપયોગી )




## ગુજરાતના કિશોરો, કુમારો, યુવાનો અને પ્રૌઢોને ઉપયોગી માસિક: યુવક

લવાજમ: દેશમાં રૂ. ૩ • પરદેશમાં શિ. ૭ • બ્રહ્મદેશમાં રૂ. ૩ા.

✱ ડબલ ક્રાઉન ૪૦ પાન ✱

ફેબ્રુઆરી ૧૯૪૨થી ૧૨મું વર્ષ શરૂ થાય છે.
તે અંકથી જ ગ્રાહક થવા વિનંતિ છે.

• સંપાદકો •

છોટુભાઇ પુરાણી  બાપાલાલ વૈદ્ય
અંબુભાઇ પુરાણી  મણિભાઇ પટેલ

દર મહિને સાહિત્યવૃત્તિ પોષાય તેવી વાર્તા, કાવ્ય કે નાટિકા, જીવનને પ્રેરણા દે અને ઘડતરમાં દિશાસૂચન કરે તેવું ચરિત્ર કે જીવનપ્રસંગો, આરોગ્ય સાથે નિસ્બત ધરાવતા પ્રશ્નો વિષે ઉપયોગી લેખો, ઇતિહાસ અને ભૂગોળના અજવાળું પાડતા લેખો, સામાજિક, રાજકીય, આર્થિક અને ધાર્મિક વિષયોના ચિંતનાત્મક લેખો તથા જુદા જુદા વાદોની સમજૂતી આપતા લેખો, ગુજરાતનું લોકજીવન અને રચનાત્મક પ્રવૃત્તિઓના પરિચય લેખો, તથા વ્યાયામ વિષયક ખાસ લેખો આપવામાં આવશે.

ફેબ્રુઆરી અંકની અનુક્રમણિકા આ પ્રમાણે છે:

## માર્ચ માસમાં નીચે પ્રમાણે લેખો આવશે :

| | |
|---|---|
| ૧. એ કાળી ટીલી શે! (કાવ્ય) | શ્રી. દેવજી રા. મોઢા |
| ૨. પોલાદી પુરુષ સ્ટેલીન (ચરિત્ર) | ,, ડુંગરશી ધરમશી સંપટ |
| ૩. વૃત્તિઓનું ઘડતર | ,, અંબુભાઈ પુરાણી |
| ૪. ઉદય ગાયકો (કાવ્ય) | ,, પૂજાલાલ |
| ૫. વ્યાયામના હેતુઓ | ,, છોટુભાઈ પુરાણી |
| ૬. નિમંત્રણ | ,, ચન્દ્રશંકર ભટ્ટ |
| ૭. મશાલા (ચાલુ) | ,, બાપાલાલ |
| ૮. પ્રા. પ્રી. શા. કેળવણી (ચાલુ) | ,, ચિનુભાઈ શાહ |
| ૯. શ્રી અરવિંદ (જીવનકથા - ત્રીજો હપ્તો) | ,, મૂળજીભાઈ તલાટી |
| ૧૦. માનવીની મોજ (ચિંતનાત્મક લેખ) | ,, રામભાઈ પટેલ |
| ૧૧. ગુજરાતનું ખાદી કાર્ય (ચાલુ) | ,, દિલખુશ દિવાનજી |
| ૧૨. દક્ષિણ ધ્રુવનો મુસાફર | ,, મૂળશંકર ભટ્ટ |
| ૧૩. હિંદ અને સંરક્ષણ (ચાલુ) | ,, કૃષ્ણલાલ દેસાઈ |
| ૧૪. ન્યુઝીલેન્ડની વ્યાયામપ્રવૃત્તિ | ,, રમેશભાઈ પટેલ |
| ૧૫. લોકજીવન : જલાલપુર કાંઠો : | ,, મણિભાઈ પટેલ |
| ૧૬. પ્રગટ થતું સાહિત્ય : સ્વર્ગોનું દોહન - સંઘવ્યાયામ | ,, ઈ મ. |
| ૧૭. વ્યાયામવીર સંમેલનો (હેવાલો) | |
| ૧૮. વ્યાયામ સમાચાર | |

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૮ } આણંદ { ફાગણ
વર્ષ ૧૯ } { અંક ૫

## બંધન કે નિર્બળતા?

'કુમારિકા એટલે કાચની બરણી' એવી હિંદુઓની માન્યતા છે. પણ કાચ તો સહેજ ટકોર વાગતાં ફૂટી જાય છે, તેમ દરેક કુમારિકા એમ જલદી ફૂટે એ વાત કોણ સાચી માને?

કાચની સાથે સરખાવનાર આ સમાજ કુમારિકાનો ભોગ લે છે, તે તેનું સર્વસ્વ લૂંટી એ નિર્દોષ બાળાને દુઃખી કરતાં અચકાતો નથી, તેના જેવું ક્રૂર કોણ હોઇ શકે? દરેક સમાજમાં કાળું મેંઢું હોય છે, તેમ આ જાતિમાં હોય તો તેમાં નવાઇ નથી; પણ દરેકને એક જ નજરે જોઇ દરેક સંબંધે એક જ પ્રકારનો અભિપ્રાય બાંધવો તેમાં તેની કેટલી મૂર્ખાઇ સમાએલી છે! હે ઘાતકી સમાજ, તું યાદ રાખજે કે 'દગો કોઇનો સગો નથી.' દરેક કુમારિકા હાલમાં જુદા જુદા ધ્યેય ઉપર દોરાઇ રહી છે, તેમાંની કોઇક તો તારૂં મસ્તક નીચે નમાવશે જ.

કુમારિકાને નિર્બળ બનાવનાર પુરુષજાતિ છે. તેણે તૈયાર કરેલાં સમાજનાં બંધને કુમારિકાને સમાજની બેડીમાં બાંધી રાખી છે; તે બેડી તૂટશે નહિ ત્યાં સુધી આ બેનો કોઇને મદદરૂપ થઇ શકશે નહિ. જ્યાં સુધી તેમને આ બેડીમાંથી મુક્ત કરવામાં નહિ આવે અને તેમની મદદ લેવામાં નહિ આવે ત્યાં સુધી આપણો હિંદ ભાગ્યે જ સાચી સ્વતંત્રતા મેળવી શકશે.

કુમારિકાની બાલ્યાવસ્થા આનંદમય હોય છે, પણ કિશોરવયમાં પ્રવેશ થતાં જ તેને બેડી પહેરાવવામાં આવે છે. બાલ્યાવસ્થામાં તેને બંધન વિષેનું જરા પણ જ્ઞાન કે ભાન નથી હોતું, ત્યારે તેની હિંમત તથા શક્તિ પણ અદ્ભુત હોય છે. તેને બંધનની બેડી પહેરવી પડે છે કે તરત તેની અદ્ભુત શક્તિનો અંત આવે છે. સમાજની સાથે તેને અંધારામાં રાખવા માતા-

પિતાના પ્રયત્નો શરૂ થાય છે. આમ તેને નિર્બળતાને પગથીએ ઉતારવામાં આવે છે. માતાપિતા પોતેજ પોતાની બાળાને નિર્બળતાને પ્રથમ પગથીએ ઉતારે છે. ખરૂં જોતાં માતાપિતાએ પોતાની પુત્રી હિંમતવાન થાય અને તેની શૂરવીરતાને પગથીએ પ્રગતિ થાય તેવો માર્ગ લેવો જોઇએ. તેમણે વિચાર કરવો જોઇએ કે બંધનથી સ્ત્રીને કેટલા ગેરફાયદા છે.

પુરુષો તો સ્ત્રીઓને ગુલામડી તરીકે રાખે છે. ખરેખર! સ્ત્રીએ કોઇ પુરુષનું હસ્તમલણ કર્યું, તેમાં જાણે તેણે મોટો ગુનો કર્યો હોય તેમ સમાજ સમજે છે. પુરુષની આજ્ઞા સિવાય તેનાથી ક્યાંય જવાય નહિ, તેમજ કોઇ પણ પ્રવૃત્તિમાં ભાગ લેઇ શકાય નહિ! આથી સ્ત્રી કોઇ પણ પ્રગતિ કરી શકતી નથી, તેની હિંમત મરી જાય છે અને છેવટે નિર્બળ બની રહે છે. આવી ગુલામગીરીમાં સ્ત્રીઓ આગળ ક્યાંથી વધી શકે?

હે નિષ્ઠુર પુરુષસમાજ, તારાથી સ્ત્રીસ્વાતંત્ર્ય જોઇ શકાતું નથી, તો પછી સ્ત્રીકેળવણીને શા માટે પસંદ કરે છે? જો સ્ત્રીને કેળવણી આપવામાં ન આવે તોજ તે તારી ગુલામગીરી સ્વીકારે. તારી શોભામાં વધારો કરવા તું સ્ત્રીને કેળવણી આપે છે, પણ જેટલી શોભા છે તેટલુંજ સંકટ સહન કરવાનું છે એટલું તું યાદ રાખજે. બિચારી ગરીબ સ્ત્રીઓની જિંદગી કેટલી દુઃખમય છે તેનો કોઇને ખ્યાલ નથી. સ્ત્રીઓ બીનકેળવાએલી છે, તેથી તેઓ પોતાના દુઃખનો માર્ગ શોધી શકતી નથી. વળી તે એટલી નિર્બળ છે કે તેઓ પોતાના પગ ઉપર ઊભવા શક્તિમાન નથી. વળી કેળવાએલી સ્ત્રીઓએ સંકટ સહન કરવાં પડે છે, તેનું કારણ એ છે કે સમાજનાં બંધને તેમનું સાચું સ્વાતંત્ર્ય છીનવી લીધું છે. સ્ત્રીસંસ્થામાં રહીને જેઓ કેળવણી લે છે તેમને પણ તે સંસ્થાનાં બંધનો નિર્બળ અને કોમળ બનાવે છે. આથી તેવી સ્ત્રીઓમાં પણ શૌર્ય જણાતું નથી.

સ્ત્રીઓ ઘણી મોટી મોટી અભિલાષાઓ ધરાવે છે, પણ તેનો અમલ કરવા શક્તિમાન્ નથી. દરેકના બંધનને હદ હોવી જોઇએ. પણ સ્ત્રીના બંધનને હદ નથી જણાતી. આ બંધનની બેડી તોડવા કુમારિકા આગળ પગલું ભરવાની હિંમત કરશે તો જરૂર સફળતા મળશે. પ્રથમ તો અવિચારી સમાજ ગમે તેવા આરોપ મૂકે તેને સહન કરવાની શક્તિ કેળવવી જોઇએ. તે સિવાય આગળ વધી નહિ શકાય. હે પાપી સમાજ, તું યાદ રાખજે, કોઇક એવો અવતાર પ્રગટ થશે કે તે સમયે તારા પાપનો ઘડો છલકાવા અને ત્યારે ફૂટયા વગર નહિ રહે.

આ સમાજના ઘણા માનવીઓ આ પ્રકારની ટીકાઓ છપાવવા અને

બોલવા શકિત ધરાવે છે, પણ તેનો અમલ કરવાની શકિત કોઇ બતાવતું નથી. હજારો પુરુષો સ્રીસ્વાતંત્ર્ય અને પડદાનિષેધ ઉપર મોટા મોટા અભિપ્રાયો ભાષણો દ્વારા રજુ કરે છે, પણ તે પુરુષો સ્વાર્થી બની સમાજની બેડીમાં પુરાઇ રહે છે, તે કેટલી અફસોસની બીના કહેવાય! તે ઉપરાંત હાલની કેળવાએલી બેનો આ બંધનની બેડી તોડવાની હિંમત ધરાવતી નથી તે પણ ઘણું જ દયાજનક ગણાય. આટલી શક્તિ કેળવી શકે નહિ તો પછી કેળવણી લીધેલી શા કામની? ફક્ત સમાજમાં કેળવણીનું પ્રદર્શન કરવા અને ખોટું અભિમાન ધરાવવા સૌ કોઇ કેળવણી લેતું હોય તેમ સાબિત થાય છે, કારણ કે હજુ યુવકો સ્ત્રી મેળવવા માટેજ પોતાના દેહનું લીલામ કરવા તૈયાર હોય છે અને યુવતીઓ પોતાના જીવનમાં મદદની આશાએ પોતાના પતિની ખરીદી કરે છે. આવી રીતે યુવાનોની પદવી બજારમાં લીલામ થતી વસ્તુઓના જેવી ગણી શકાય. અરે! આ પ્રસંગોનો અંત લાવનાર કોઇ નથી?

કુમારિકાને તો સર્વ બંધન વડે પૂરી નિર્બળ બનાવી મૂકી છે, એટલે તેઓ કશું કરી શકતી નથી. કેળવણી મેળવ્યા છતાં તેઓ આવી બેડીમાં બંધાઇ રહે છે. પણ તેમણે તો આ બંધનો તોડી પોતાની નિર્બળતાનો અંત લાવવા કોશિશ કરવી જોઇએ. તેઓ આ નિર્બળતાનો અંત લાવશે તોજ આ અવિચારી સમાજને જાગ્રત કરી આ દુનિયામાં કંઇક હિતકાર્ય કરવાની શકિત પ્રાપ્ત કરશે. તેમજ હે સમાજ! તું કયાં સુધી અંધકારમાં ભટકયા કરીશ? હવે યાદ રાખજે કે કોઇ એવી વ્યકિત કાચની બરણીને બદલે લોખંડનો હથોડો બની તારાં બંધનને તોડીને તેમજ તારા ગર્વનો ઘડો ફોડી તારૂં મસ્તક નીચે નમાવશે. તું પૂરેપૂરી ખાત્રી કર્યા વગર નિર્દોષ પ્રાણીને દુઃખી કરીશ તો જરૂર તે પાપનું કડવું ફળ ઈશ્વર તને ચખાડશે અને તે પણ તેટલુંજ કઠણ થઇ પડશે.

હે વાચક, આ ઉપર વધુ વિવેચન ન કરતાં મારી તને નમ્ર વિનંતી છે કે તું આ સમાજ સાથે અંધકારમાં ન ભટકતાં જાગ્રત થઇ સમાજને જાગ્રત કર, કોઇના ઉપર ખોટા આરોપ મૂકવાનું સાહસ ન ખેડતાં સર્વને સમાન દૃષ્ટિએ નિહાળી સ્ત્રીજાતિને તેની ઉન્નતિમાં સાથ આપ.

જાગ પ્રવાસી નિંદ તજીને, દુઃખમય છે સંસાર
દુઃખ કાપીને સુખ આપજે સફળ થશે અવતાર.

આમણા (હાલ વડોદરા) કમુ પટેલ

# રે વિધવા!

વિધવાનો અવતાર, બળ્યો એ વિધવાનો અવતાર;
ગળે ન જગમાં સત્કાર, દુઃખે નભે વ્યવહાર; બળ્યો એ૦

જગતવંદનીય પૂ. ગાંધીજી વિધવાને સહનશીલતાની દેવી અને ત્યાગની મૂર્તિ તરીકે ઓળખે છે, ત્યારે અત્યારનો ગોઝારો હિંદુ સમાજ તેને અપશુકનિયાળ અને દુષ્ટ કર્મો કરવા સર્જાએલી માને છે. જે સ્ત્રીનો પતિ પરલોકવાસી થયો હોય તે સ્ત્રીને પહેલાં સમાજ ગંગાસ્વરૂપ તરીકે માનતો, પણ અત્યારે તો વિધવા માટે જે શબ્દ વપરાય છે તે તો દરેક વાચક જાણે છે, એટલે તે દુષ્ટ શબ્દ લખી મારી કલમ બગાડવા હું માગતો નથી.

લતા અને ભૂપેન્દ્ર ચરોતરના કોઇ ધનવાન માતાપિતાનાં ફરજંદ હતાં. માતાપિતા સંસ્કારી હતાં, તેથી તેઓએ પુત્રપુત્રીને ઉચ્ચ કેળવણી આપવાનો નિરધાર કરેલ હોવાથી લતા અંગ્રેજી ચોથા ધોરણમાં હતી અને ભૂપેન્દ્ર મૅટ્રિક કલાસમાં હતો. આજ અરસામાં તેઓના કુટુંબમાં એક અણધાર્યો ચોંકાવનારો પ્રસંગ બન્યો: તેમનાં માતાપિતાએ પુત્રીની ઇચ્છા વિરુદ્ધ ચરોતરના કોઇ કુલીન યુવક સાથે લતાનાં લગ્ન કર્યાં. થોડા જ વખતમાં તે યુવક આ ફાની દુનિયાને છોડી ચાલ્યો ગયો.

હવે લતા હિંદુ રિવાજ પ્રમાણે વિધવા બની. શું ખરેખર તે વિધવા કહેવાય? અલબત્ત નહિજ. જે બાળાએ પોતાના ભાવિ પતિનું મુખ પણ જોયું નથી તો તેનો પતિ જો પરલોકવાસી થાય તો તે બાળા શું વિધવા કહેવાય? સમાજ, આ તારો કેવો અન્યાય! લતાનાં માતાપિતા તેને ફરીથી પરણાવી શકત, પણ સમાજમાં પોતાની આબરૂ શી રહે એ વિચારે પુત્રીને કરમાવા દીધી. ઓ હત્યારા સમાજ, યૌવનને આંગણે ઊભેલી આવી કેટલી ભોળી બાળાઓનાં જીવન તું કંટક સમાન બનાવે છે તેનો તને ખ્યાલ છે ખરો?

વિધવાનું જીવન એટલે અનેક વિટંબણાઓથી ભરપૂર. તેણીને પતિ સાથે હાસ્યને પણ દફનાવવું પડે છે. કોઇ શુભ અવસરમાં તેનાથી જઇ ન શકાય, તેમ છતાં કોઇ વિધવા શુભ કાર્યમાં ભાગ લે અને જો તે કામ વણસે તો પછી સમાજની ઝડીઓ તેના ઉપર વરસીજ છે. અત્યારનો સમાજ વિધવા પાસે એટલુંજ માગે છે કે તે કોઇ કામી પુરુષનું વિલાસપાત્ર બની રહે. હૃદય ભડભડ બળતું હોય, છતાં આ અપકૃત્ય કરવું પડે.

લતા એ અનિષ્ટમાંથી બચી હતી, કારણ કે તેના ભાઇ ભૂપેન્દ્રની તેને ઓથ હતી. ભૂપેન્દ્રના કહેવાથી તેનાં માતાપિતાએ પુત્રીનો અભ્યાસ ચાલુ રાખ્યો.

ભૂપેન્દ્રને વિનાયક નામે મિત્ર હતો. તેઓ બંને સાથે અભ્યાસ કરતા હતા. ભૂપેન્દ્રને ત્યાં ઉપરનો પ્રસંગ બન્યો તેજ અરસામાં વિનાયકની ધર્મપત્ની સખત માંદગીમાં પટકાઇ પડી અને તેણીએ પોતાની જીવનલીલા સંકેલી લીધી. વિનાયકે તો નિશ્ચય કર્યો હતો કે ફરીથી લગ્ન કરવું જ નહિ; જ્યારે સ્ત્રીને ફરીથી પરણવાની છૂટ આ સમાજે આપી નથી ત્યારે પુરુષને પણ તેની છૂટ ન હોવી જોઇએ. જ્યારે પિતાએ તેને ફરીથી પરણાવવા ઘણોજ આગ્રહ કર્યો ત્યારે તેણે પિતાને કહ્યું, કે "એક પ્રશ્નનો ઉત્તર આપો. આપની પુત્રવધૂ વિધવા થઇ હોત તો તે વખતે આપ તેને ફરી પરણાવત ખરા કે? ના, નહિજ. તે વખતે સમાજનાં બંધનો આડે આવે છે. જો તમે મને સમાજનાં બંધનો તોડવામાં મદદરૂપ થાઓ તો હું યૌવનને કિનારે ઊભેલી કોઇ હિંદુ વિધવાબાળાને અપનાવવા તૈયાર થાઉં." પિતાને સમજાયું કે પુત્રે જે કહ્યું છે તે યથાયોગ્ય છે, તેથી તેઓ પુત્રના વિચારોને સંગત થયા.

ભૂપેન્દ્ર મિત્રના વિચારો જાણતો હોવાથી ઘણોજ રાજી થયો અને વિચાર્યું કે જો મિત્ર વિનાયક પોતાની વિધવા બેનને સ્વીકારે તો તેની જીવનવાડી જે વિધિને કોપે શુષ્ક બની ગઇ છે, તે ફરીથી પ્રફુલિત થાય.

લતા પહેલેથીજ સુશીલ અને ચાલાક હોવાથી વિનાયકના મન ઉપર તેણે સારી છાપ પાડી. વિનાયકે વિચાર્યું કે જો ભૂપેન્દ્ર તેની બેનને ફરીથી પરણાવવા ઇચ્છતો હોય તો પોતે તેને અપનાવવા તૈયાર છે.

ભૂપેન્દ્રે જ્યારે મિત્રના આવા વિચાર જાણ્યા ત્યારે તેના આનંદનો અવધિ ન રહ્યો. તે પોતે તો મિત્ર માટે ઝંખતોજ હોવાથી પ્રભુએ તેની ઇચ્છા પૂરી પાડી. ભૂપેન્દ્રે પિતાને આ વાત કરી ત્યારે તેના પિતા હરખાયા. શરૂઆતમાં જે પિતા સમાજમાં પોતાની આબરૂ માટે પુત્રીને ફરી પરણાવવા તૈયાર નહોતા થયા તેજ પિતા પુત્રીને ફરી પરણાવવા તૈયાર થયા, કારણ કે તેઓને જણાયું હતું કે જો પોતે પુત્રીને નહિ પરણાવે તો તેની જીવનવાડી અણવિકસિત કરમાઇ જશે. આથી પોતાની વહાલસોઇ પુત્રી માટે પિતા સમાજનાં ક્રૂર બંધનોને છેદવા તત્પર થયા.

લતા-વિનાયકનાં ઘણીજ સાદી રીતે લગ્ન કરવામાં આવ્યાં. વિનાયકના પિતા પણ લતા જેવી સંસ્કારી, સુશીલ અને ચાલાક પુત્રવધૂ મળ્યાથી પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા.

ઓ પાખંડી સમાજ, જો વિનાયક તે વિધવા બાળાને પરણવા તૈયાર ન થયો હોત તો એ કુમળી વિધવાનું જીવન કેવું ચુંથાઇ ગયું હોત!

મારા ધારવા પ્રમાણે તો જો દરેક વિધુર યુવક વિધવા યુવતીને અપનાવવા તૈયાર થશે તો પુનર્લગ્ન અમલમાં આવશે. અલબત્ત, ઘણાખરા યુવકો આવાં સ્વપ્નો સેવે છે, પણ તેઓ સમાજનાં જાલીમ બંધનો તોડવા હિંમત કરી શકતા નથી.

યુવકો, ઊઠો. આ તો નવયુગ છે, માટે આપ જરૂર સમાજનાં બંધનોને છેદો અને લતા જેવી અનેક ભોળી બાળાઓને મુક્તિ આપી તેઓનાં આશીર્વાદ મેળવો. તથાસ્તુ!

ધર્મજ (હાલ વડોદરા) જશભાઇ પુ. પટેલ

---

## જમણવાર

ઇ. સ. ૧૯૨૧ના જમાનામાં રાષ્ટ્રીય ચળવળને કારણે જાગૃતિનું મોજું ફરી વળ્યું હતું. એને લીધે સમાજમાં સુધારો કરવાની વૃત્તિ પણ અનેક જુવાનોના દિલમાં જાગી હતી. સમાજમાં અનેક સુધારા દાખલ કરવાનો કાર્યક્રમ રચાયો, તે કાર્યક્રમમાં જમણવારો બંધ કરવાના કાર્યક્રમને પણ સ્થાન હતું. ઇ. સ. ૧૯૨૧ અને ૧૯૪૨, એ બે વચ્ચે બે દાયકા જેટલો સમય વહી ગયો. અને સમયના વહેવા સાથે એ જોરદાર વૃત્તિ, તેણે કરેલું કાર્ય તથા હાલની પરિસ્થિતિ વિષે વિચાર કરવો અસ્થાને નહિ લાગે. વળી માનસશાસ્ત્રની દૃષ્ટિએ જમણવાર પાછળ રહેલી વૃત્તિઓનું દર્શન કરવું પણ યોગ્ય લેખાશે.

માણસ સ્વભાવે સામાજિક પ્રાણી છે. તે પોતાનાં કાર્યો સમૂહમાં રહીને કરે છે અને પોતાની સામાજિક વૃત્તિનાં પ્રતિબિંબ પોતાના જીવનમાં પાડે છે. સમાજજીવન અંગે ઘણાં માણસો એકઠાં થાય છે. તેમના જીવનમાં મરણ અને લગ્ન જેવા મહત્ત્વના પ્રસંગો આવે છે. અને એવા પ્રસંગોએ પોતાના સંબંધીઓને સાક્ષી તરીકે નોતરે છે. એટલે આવાં સામાજિક કારણોસર ઘણા માણસોને એકઠું થવું પડે છે. એવી રીતે એકઠાં થએલાં માણસોનાં ઉતારા, પથારી કે ભોજનની વ્યવસ્થા, એ એક અગત્યનું અંગ થઇ પડે છે. ભોજનની વ્યવસ્થામાંથી જમણવારનો આખો પ્રશ્ન ઊભો થએલો છે. જ્યારે ઘણા માણસની વ્યવસ્થા કરવાની હોય અને આવે કંઇક મહત્ત્વને પ્રસંગે એકઠા થયા હોય ત્યારે રોજના ભોજનવ્યવહાર કરતાં કંઇક અસાધારણતા લાવવી જોઇએ એમ માણસને તેનું મન કહ્યા કરે છે. પ્રસંગની અસાધારણતા તેની

દરેક હિલચાલમાં પ્રતિબિંબિત થવી જોઇએ. અને વાસ્તવિક દૃષ્ટિએ વિચારતાં આ બરાબર લાગે છે. તો એ રીતે વિચારતાં ભોજનનો પ્રશ્ન ઉકેલવા જમણવાર કરવું પડે છે અને અસાધારણતા પ્રતિબિંબિત કરવા માટે સામાન્ય ખોરાકને બદલે જમણવાર કરે છે.

સામાજિક પ્રસંગોના ઉકેલને બાજુએ મૂકીને છેલ્લાં વીસ વર્ષમાં રાષ્ટ્રીય કે બીજાં જાહેર કાર્યો માટે પરિષદો અને સંમેલનો ભરાયાં છે. રાષ્ટ્રીય માનસ ધરાવનારાઓના હાથમાં એનાં સૂત્રસંચાલન અને વ્યવસ્થા રહેતાં. ઘણા માણસો એકઠા થાય ત્યારે તેમના ભોજનના પ્રબંધનો ઉકેલ સારાં ભોજન પીરસીને આણેલો છે, એ સૌ કોઇના અનુભવની વાત છે. એટલું જ નહિ પણ જેલમાંથી છૂટી આવીને પણ સ્નેહસંમેલન યોજીને રોટલા ખાવાને બદલે લાડુનાં જમણો યોજાયાં હતાં. સામાન્ય રીતે રાષ્ટ્રીય માનસધારીઓએ જીવનનાં કેટલાંક ક્ષેત્રોમાં આગેવાની લીધી હતી, એટલે જમણવાર બંધ કરવાના ક્ષેત્રમાં પણ આગેવાની લેત અથવા લેઇ શકત. પણ તેમણેય આટલું જ કર્યું છે. એ જોતાં લાગે છે કે અસાધારણ પ્રસંગોએ જમણવારની યોજના થાય એ તેમણે વ્યવહારૂ ગણી છે.

આ સિવાય બીજી એક દૃષ્ટિ પણ છે. માણસમાં રહેલી સમૂહવૃત્તિ એકઠા થવાને પ્રેરે છે. સાથે બેસીને જમવામાં તેમને આનંદ આવે છે. એક સરસ પુસ્તક કે એક સરસ લેખ સાથે બેસીને વાંચવામાં જે જાતનો આનંદ મળે છે, તેના કરતાં જુદા પ્રકારનો આનંદ સાથે બેસીને ભોજન કરવામાં પ્રાપ્ત થાય છે. આ બંનેની પાછળ સાથે ઉપભોગ કરવાની વૃત્તિ રહેલી છે. અને એ વૃત્તિ એ બતાવે છે કે ઉપભોગ કરવામાં પણ માણસ સ્વાર્થી નથી બનતો, પરંતુ ભાગીદારોને નોતરે છે, ભાગીદારોને શોધે છે. ૐ સહનુભુનક્તુ ।

જેલના અનુભવીઓએ પણ જોયું હશે કે રવિવારે મળતા ગોળ અને રોટલાના લાડુ બનાવીને કેટલા ભાવથી તેઓ જમતા હતા અને બધા જુદી જુદી ટુકડીઓમાં બેસીને ગોળઘીના લાડુ કરતાં જેલના લુકખા સૂકા લાડુ કેવા આનંદપૂર્વક જમતા, એટલે તેની પાછળ સમૂહવૃત્તિ અને સહભોજન જમવામાં મળતી આનંદવૃત્તિ એ બંને એકસાથે કામ કરતાં હતાં.

આટલા ઉપરથી એટલું તો ખરૂં કે જમણવાર કાઢી નાખવા માટે જે જોરદાર પ્રવૃત્તિ સમાજમાં ઊપડી હતી, તે જમણવારને મોટા પ્રમાણમાં અટકાવી ન શકી. તેનાં કારણોમાં એમ ગણાવી શકાય કે જમણવારની પાછળ સમૂહવૃત્તિ અને સાથે ઉપભોગ કરવાની વૃત્તિ રહેલી છે, જે વૃત્તિઓ નિર્મૂળ

થઇ શકે એમ નથી.

સમાજમાં આજે અનેક લોકોને ખેંચાઇ ખેંચાઇને અને વીઘું જમીન મૂકીને જમણવાર કરવાં પડે છે, તેની તરફદારી કરવાનો આ લેખનો હેતુ નથી. પણ તેની પાછળ સામાજિક મોભાનો સવાલ ખડો હોય છે એ ભૂલવું ન જોઇએ. પોતાના ભાઇઓ દશ મણ ઘઉ અને દશ ડબ્બા ઘીના વાપરે તો તેમની સાથે ઊભા રહેવા માટે તેણે પણ વાપરવા જોઇએ અને તેટલા ન વાપરી શકે તો તેના કુટુંબી ભાઇઓની સમાન કક્ષાઓથી પોતે નીચે ઊતરતો જાય અને જતે દિવસે આખા કુટુંબને ઉતારે. તે પોતે કોઇ પણ ભોગે સામાજિક દરજ્જામાં નીચે ઊતરવા નથી માગતો હોતો. કારણ કે જો તે દરજ્જામાં નીચે ઊતરે છે, તો તેની ભવિષ્યની પ્રજાને નીચે ઊતારે છે. અને સામાજિક દરજ્જામાં એક વખત નીચે ઊતર્યા પછી ઉપર ચઢવું મુશ્કેલ હોય છે. તેની આજની કક્ષા તેના બાપદાદાઓની જહેમતને પરિણામે પ્રાપ્ત થએલી છે અને એ કક્ષા ટકાવી રાખવા માટે તેણે જર, જમીન કે જાગીર ખલાસ કરવી પડે તો તે માટે પણ તે પરવા કરતો નથી. કારણ કે જર, જમીન અને જાગીર જેવી સ્થૂલ વસ્તુઓ કરતાં બાપદાદાએ વારસામાં આપેલો સામાજિક દરજ્જો, જે સૂક્ષ્મ વસ્તુ છે, તે તેને માટે મહત્ત્વની વસ્તુ બને છે. અને એ બાપદાદાએ વારસામાં આપેલો મોભો ટકાવી રાખવા ફના થઇ જાય છે. જો આવી વૃત્તિથી, આવી ચોકખી સમજથી તે ફના થઇ જતો હોય તો તેને આવકારવો જોઇએ, કારણ કે રણક્ષેત્રમાં લડતા યોદ્ધાની પેઠે તે ફના થઇ જશે. તે ફના થતાં થતાંય જીવી પણ જાણશે. પણ મનમાં ચૂંથવાયા કરતો હોય, તેની પાછળ કોઇ પ્રકારની વીરવૃત્તિ ન હોય કે ઉદાત્ત ભાવના ન હોય તો તેની ફનાગીરી કોઇ કામની નથી. તેની ફનાગીરી આંખે પાટા બાંધીને કૂવામાં પડવા જેવી છે. તે વીરવૃત્તિથી કામ કરે છે કે ચૂંથવાઇને કરે છે એ નક્કી કરવાનું કામ તેનું દિલ કરી આપી શકે.

જમણવાર અટકાવવા જોરદાર પ્રવૃત્તિ જુવાન વર્ગે ચલાવી તેનાં કેટલાંક પરિણામો આવ્યાં છે તેની કોઇથી ના પાડી શકાય તેમ નથી. જમણવાર ન કરે તેમાં પ્રતિજ્ઞાભંગનો અને જીવનમરણનો ઉગ્ર સવાલ ગણાતો હતો, તેવી ઉમતા હવે કોઇ સમજતું નથી. તથા 'બાપનું બારમું ન કર્યું' એવાં મહેણાં મારનારની જોરદાર ભાષા પણ હવે શિથિલ થઇને તેને બોલતો જ અટકાવે છે. પણ તેથીયે મોટો લાભ તો એ થયો છે કે કેટલાક ખેંચાઇ ખેંચાઇને અને મરજી વિરુદ્ધ, ન કરવાની હિંમત નહિ હોવાથી, જમણવાર

કરતા હતા, તેવા બધા માટે હવે સહેલાઈથી જમણવાર ન કરે તો ચાલે એવી સ્થિતિ ઊભી થઈ છે.-આમ તેથી આર્થિક લાભ તો થયો જ છે.

જમણવારની બાબતમાં મોભાદાર ગણાતા અને જેમને જુદા જુદા પ્રકારના માણસો સાથે સંબંધ હોય તેવા માણસોએ પોતાને ત્યાંથી જમણવાર અટકાવ્યાં હોત તો કદાચ તેમાં વધુ સફળતા મળી હોત. પણ તેવા માણસોને તો ઊલટું એવડા સંબંધો સાચવવાના રહેતા અને તેથી તેમને કૌટુમ્બિક સંબંધો ઉપરાન્ત ધંધા કે જાહેર કાર્ય અંગેના સંબંધો સાચવવાના રહેતા અને તેથી બીજાઓ કરતાં તેમને ખર્ચ પણ વધુ કરવું પડતું.

'મરણપ્રસંગે જમણવારને વર્જ્ય ગણ્યાં છે. પણ બૂઢું માણસ મરી જાય—છોકરાંને ઘેર છોકરાં હોય, સારી રીતે વૃદ્ધાવસ્થા ગાળી હોય અને જિંદગીભર છોકરાંછૈયાંએ જેની અંતકાળ સુધી સેવા કરી હોય તેવું એવું બૂઢું માણસ મરી જાય એ જીવનની એક સ્વાભાવિક ક્રિયા છે. છતાં એ સ્વાભાવિક ક્રિયા એક અસાધારણ બનાવ છે. અને એ બનાવ પ્રસંગે જમણવાર થાય તો કશુંય અયોગ્ય નથી.' એવી વિચારસરણી ધરાવનાર પણ એક વર્ગ છે. જુવાન માણસના મૃત્યુપ્રસંગે જમણ તદ્દન વર્જ્ય છે અને 'લોહીના લાડુ'નું નામ આપેલું છે તે તદ્દન અર્થવાહી છે. જ્યારે કોઈ પણ મતપ્રચાર વધારે ઉગ્ર બને છે, ત્યારે ઘણાને દબાઈ જવું પડે છે. અને બારમાં બંધ કરાવવાની જે જોરદાર વૃત્તિ ચાલી, તે વખતે ઘરડાં બુઢ્ઢાંનાં પણ બારમાં અટકી ગયાં; ઉપરનો મત ધરાવનારાએ પણ પોતાને ત્યાં અટકાવ્યાં છે. એટલે એ ઉગ્રતાએ એ રીતે કાર્ય તો ઘણું કર્યું છે, પણ હજી એમ માનનારો એક વર્ગ છે ખરો કે 'બુઢ્ઢા માણસનું સ્વર્ગે સંચરવું' એ આનંદનો પ્રસંગ છે અને તે પ્રસંગે એકઠા થવાનો પ્રસંગ મળે તો ભોજનસમારંભ યોજાય તો તેમાં ઔચિત્યભંગ કશો નથી. આ વિચારોને ચર્ચવાનો પૂરતો અવકાશ છે.

બારમાં અટકવાથી એક બીજું પરિણામ આવ્યું: સમાજમાં કેટલીક નવી જાહેર પ્રવૃત્તિઓને માટે નાણાં જોઈતાં હતાં, એવાં નાણાં બારમાને બદલે આવાં કાર્યોમાં વપરાવા લાગ્યાં અને મનોપ્રવાહને એક મોટો પલટો મળ્યો. એ જમણવાર તદ્દન નિર્મૂળ થયાં તો શકય જ નથી, પણ આવાં નાનાં છતાં અગત્યનાં ફળો તેણે આપ્યાં છે, એ ફેંકી દેવા જેવાં નથી.

ભારત વિદ્યાલય, કરાડી　　　　મણિભાઈ પટેલ

---

# સુધારકોને

એક બેને બે ત્રણ વર્ષ ઉપર 'પાટીદાર'માં લખેલું કે "જ્યાં સુધી છ ગામની છોકરીઓ કુંવારી હશે ત્યાં સુધી હું લગ્ન કરીશ નહિ." અને એ જ બેન ગયા માગશર માસના અંકમાં લખે છે કે: "કોઇ મગે તેટલું કહે તેની કંઇ અસર નહિ થાય, પણ થોડુંય કરી બતાવે તો તે બહુ અસર કરે."

એ બેને ઉપલું વ્રત ત્રણેક વર્ષ ઉપર લીધેલું, છતાં એ ત્રણ વર્ષ દરમિયાન તેની કંઇ અસર થઇ નથી, એ તો તેમણે પોતાની નજર સમક્ષ જોયું. તો તે બેન વચન બદલી નીચે પ્રમાણે ફેરફાર કરે તો હું ધારું છું કે તેની ઘણી જ અસર થશે. તે બેન ગોળ તોડી ગોળ બહાર પરણે એવી મારી સૂચના છે.

લગ્ન નહિ કરવું એ સમાજસુધારો નથી, પરંતુ ગોળ તોડવો એ સમાજ-સુધારો છે. એ વ્રત લીધાથી કોઇ સુધારો થયો નથી; તે તો અનુભવેલી વસ્તુ છે—તેથી કંઇ અર્થ સરતો નથી, કારણ કે તેમાં પોતે સુધારો કરવા માગતાં નથી, પરંતુ બીજાઓ પાસે સુધારાની આશા રાખે છે, એમ મારું માનવું છે. લગ્ન નહિ કરવું તેમાં તો કોઇ જાતની મુશ્કેલી નથી, પરંતુ ગોળ તોડી, સીધું પગલું (Direct Step) ભરવું તેમાં જ ખરી વસ્તુ—અસર—છુપાએલી છે, તેની જ અસર થશે.

ધારો કે કોઇ બેન પોતે જ ગોળ બહાર પરણે અને બતાવી આપે કે ગોળ બહાર પરણવાની શરૂઆત થઇ છે. આમ બતાવતાં કદાચ આખું ગામ વિરુદ્ધ જાય—જેમ ભાદરણનાં એક બેન પસોલ અને કરમસદનાં એક બેન વીરસદ પરણ્યાં ત્યારે બન્યું હતું તેમ. પરંતુ તેમણે ડરવું જોઇએ નહિ.

તેની સાથે બીજી બેનોએ સાથ આપવો જોઇએ અને તેઓએ પણ તેવાં જ પગલાં ભરવાં જોઇએ, એથી સરસ અસર થશે. જ્યારે બેનો આવા સુધારા કરવા બહાર પડે ત્યારે યુવાનોએ કાપુરુષ થઇ બેસી રહેવાનું નથી, પરંતુ તેમણે સુધારો કરવા તૈયાર થતી બેનોને મદદ કરવાની જરૂર છે.

આ બધુંય સરવાળે એક જ વસ્તુ ઉપર આવીને ઊભું રહે છે. અને તે એ કે પોતે જે વિચારો ધરાવે છે અથવા તો પોતે જે લખાણ લખે છે તે પ્રમાણે વર્તે તો જ તેની કંઇ અસર થાય, ત્યારે જ લોકોને કંઇક વિશ્વાસ બેસે. પરંતુ જ્યાં પોતાને જ ભૂતની બીક લાગતી હોય ત્યાં તે બીજાને, ભૂતથી ન બીએ એવી જાતનું પાણી કેવી રીતે ચઢાવી શકે?

એ બેનના વ્રત વિષે મેં જ્યારે જુદી જુદી જગ્યાએ વાત કરી ત્યારે મને નીચે પ્રમાણે જવાબો સાંભળવા પડેલા: "આ તો ન પરણવાના ચાળા છે,"

"વર નહિ મળતો હોય ત્યારે આવું પગલું લીધું હશે," "આવાં વ્રત લીધે કંઇ દિ વળતો હશે?" "આના કરતાં પોતેજ કંઇ કરી બતાવ્યું હોત તો તો તેની અસર પણ થાત."

ઘણાય લેખકો અને લેખિકાઓ લખે છે કે તમે આમ કરો ને તેમ કરો. પરંતુ તેઓ એમ શા માટે નથી જોતાં કે તેમના આવા ધરખમ લેખોની પ્રજા ઉપર કંઇ અસર નથી થતી? વળી તેઓ આટલેથી અટકતાં નથી, પરંતુ કોઇ સમાજ કાઢવાની સલાહ આપે છે, તો કોઇ યુવકમંડળ સ્થાપવાની સલાહ આપે છે. આવી બધી સલાહ આપનારમાંના ઘણાય એવા વિચારના હોય છે કે ચાલને લેખ લખી નાખું, જો છપાશે તો ઠીક છે, જરા માન મળશે કે લેખ લખે છે એટલે કે જ્યારે લખવા બેસે છે ત્યાર તે પૂરતાજ તેવા વિચારો લખી કાઢે છે અને લેખ છપાઇ બહાર પડે છે એટલે તે છપાએલા વિચારો તે અંકમાંજ રહી જાય છે, મગજમાંથી જતા રહે છે; અને આવા માનસથી લખાએલા લેખોની કોઇ પણ અસર લોકો ઉપર થતી નથી. આજ વસ્તુ વાર્તા કે નાટક લખતી વખતે ધ્યાનમાં રાખવા જેવી છે.

આવીજ વસ્તુ મુંબઇમાં ભાષણો કાઢનાર એક બેનના સંબંધમાં બની ગઇ એ વસ્તુ કોઇની ધ્યાન બહાર નહિ હોય. એવાજ એક ભાઇને પોતાની પુત્રીના લગ્નની ચિંતા હતી. જ્યારે તેમને મહામુશ્કેલીએ લાયક વર મળ્યો, ત્યારે તે છોકરાના બાપની તપાસ કરવા માંડી તો એ છોકરાના બાપને દેવું હતું, તેથી છોકરીના બાપે અને છોકરીએ તે લગ્ન માટે ના પાડી. કોણ જાણે શાથી ના પાડી? આ છોકરો હોશિયાર સારૂં ભણેલો, કમાતો અને બાપનું દેવું ભરપાઇ કરે એવો હતો, છતાં શા માટે ના પાડી એ સમજાતું નથી. શો વાંધો આવ્યો? શું છોકરીને પૈસા સાથે પરણાવવાની હતી? આ જગ્યાએ જો છોકરાના બાપને દેવાને બદલે થોડી જમા રકમ હોત તો છોકરીનો બાપ પરઠણ આપવા પણ કદાચ તૈયાર થાત, છોકરી પણ લગ્ન કરવા તૈયાર થાત.

સામાન્ય આલી મવાલી જેવા માણસો તો અણસમજતાં કે સમજતાં પરઠણ લે છે, પરંતુ પરઠણ ન લેવાની સલાહ આપનાર, સમાજના અને યુવકમંડળોના પ્રમુખો, મહાસભાની ટિકિટો ઉપર ઊંચી જગ્યાઓ પ્રાપ્ત કરનાર, છ ગામના 'મોટાબાપા'ઓ જ્યારે પરઠણ લેતાં જરાય શરમ ન રાખે તો તેવાઓની ઉપર થૂંકવાનું પણ મન નથી થતું. વિચાર આવે છે કે આવા પાજીઓને કઇ રીતે બોલાવવા, શું સંબોધન કરવું?

ખેતીવાડી કોલેજ હોસ્ટેલ્સ, પૂના ૫ મધુ વી: દેસાઈ

# ગુનેગાર ડૉક્ટર

કન્યાના બાપ બનવામાં કેટલું વિષમ દુઃખ સમાએલું છે, એ તો અનુભવથીજ સમજાય છે. આ દુઃખમાંથી છૂટવા સમાજ જેમ જેમ કાયદા અથવા બંધનો રચે છે તેમ તેમ ઊલટી તેની ભીંસ વધતીજ જાય છે. પરિણામે સમાજમાં છોકરીના બાપની દશા દયાજનક બની છે. છોકરાના બાપ થવું આજે આથીજ સૌને ગમે છે, છોકરીનો બાપ થવા કોઇની ખુશી નથી; પણ દુનિયાની હસ્તી માટે છોકરા છોકરી બન્નેની સરખીજ આવશ્યકતા છે એવું કુદરત જાણે છે, તેથીજ તેને મન તો છોકરા છોકરી બંને સરખાંજ છે. અને એ બંનેની ઉત્પત્તિથીજ સૃષ્ટિનો ક્રમ આગળ ચાલ્યા કરે છે.

ડાહ્યાભાઇ: (વેવાઇને જોતાં) "એ આવો અંબાલાલ, કેમ કંઇ ઉચમૂચ આવવું પડયું?"

અંબાલાલ: "જરા, એમજ થયું કે ચાલો ઘણો વખત થઇ ગયો, તો વેવાઇની ખબર લેઇ આવું."

ડાહ્યાભાઇ: (નોકરને) "અલ્યા કાળિયા, પાણીનો લોટો પ્યાલો નીચેથી ભરી લાવ, પછી હુક્કો ભરી લાવ અને ઘરમાં ખબર આપ કે જયન્તિના સસરા આવ્યા છે. હાં, પછી જરા ચા મૂકી લાવજે."

આ પ્રમાણે ડાહ્યાભાઇએ પોતાની ખાનદાનીનું બ્યાન કરાવતા પોતાની મોટાઇને શોભે એવા ઉપરાઉપરી હુકમો નોકર ઉપર છોડયા. પછી વેવાઇ સાથે વાતે વળ્યા: "કેમ ઘર આગળ બધાં મઝેમાં તો છે ને? ખેતીવાડી કેવી છે? અહીં તો ચાલુ સાલે કંઇજ બરકત નથી. ચોમાસાનો વરસાદ ઓછો, એટલે લોકોને કંઇ ચપટીમુઠી પાકયું હશે તેમાંથી યે આપણા ઘરમાં જે આવે તે ખરૂં. તેમાં વળી વખારામાં માવઠું થયું, તેથી તમાકુ પલળી ગઇ છે, એટલે હવે તેનુંય શું ઊપજવાનું છે? ઓણ તો ભરતિયુંય ઘેરથી ભરવું પડે એવું લાગે છે. હાં, પણ સાંભળ્યું છે કે તમારા ભણી તો અહીંના કરતાં સારૂં છે, એટલે તમારે તો લગ્ન લેવામાં ખાસ વાંધો નહિ પડે, ખરૂં ને?" લગ્ન લેવામાં વેવાઇની શી ઇચ્છા છે તે જાણવા આડકતરી રીતે ડાહ્યાભાઇએ ટહોર કરતાં પૂછ્યું.

અંબાલાલ: વર્ષ તો કંઇ સારૂં નથી, એ તો અહીં તેવું તહીં; કાગડા બધેય કાળા. પણ જેમ તેમ કરીનેય કંઇ આવ્યો અવસર કાઢયા સિવાય છૂટકો છે? આંગળી વાઢયા વિના કંઇ લોહી નીકળવાનું છે? જરા વસમું

પડે એવું તો છે, પણ છૂટકો નથી. દીકરીને ને ઊકરડીને કંઇ વધતાં વાર લાગે છે? તેમાંય મોટી ઉમરની દીકરીને પાલવવી એ તો સાપના ભારા સમાન છે, છતાં આ વર્ષે મારે વિચાર જરા મોળો છે." અંબાલાલના છેલ્લા વાક્યથી ડાહ્યાભાઇ ચમકી ઊઠયા ને વચમાંજ બોલી ઊઠયા: "શાથી? એ તે કંઇ ચાલે ખરૂં? તમારી દીકરી પણ મોટી થઇ છે. મારો જયન્તિ પણ ઉમરલાયક થઇ ગયો છે. વળી તમારે પૈસાનો તો વાંધો નથી. પછી બીજી હરકત શી છે?"

અંબાલાલ: "હરકત? હરકત ગણીએ તો ઘણી મોટી છે, ને ના ગણીએ તો કંઇ નહિ."

"તે કઇ?" ડાહ્યાભાઇ વચમાંજ બોલી ઊઠયા.

અંબાલાલ: "મેં સાંભળ્યું છે કે જયંતિલાલ હમણાં કૉલેજમાં જતા નથી, ઘેરજ છે; અને જાય છે તો થોડા થોડા દિવસને આંતરે પાછા આવે છે અને તેનું કારણ પણ મેં સાંભળ્યું છે તે પ્રમાણે તેમની નાદુરસ્ત તબિયતનું છે."

"કોણે કહ્યું? મારા ભાઇ, લોકો તો અમથા." ડાહ્યાભાઇ વચમાંજ બોલી ઊઠયા.

ડાહ્યાભાઇની અધીરાઇજ અંબાલાલને લોકોની કહેલી વાત સાચી હોવાની ખાત્રી આપતી હતી: "એટલે જો તે હકીકત સાચી હોય તો તેમની તબિયત સુધરતા સુધી લગ્ન જેવું ગંભીર અને મહત્ત્વનું કાર્ય ઉતાવળે કરી નાખવું, એ માબાપ તરીકે આપણે બંનેને માટે ઠીક નથી. માટે તેમની તબિયત મૂળ સ્થિતિ ઉપર આવતા સુધી લગ્ન બંધ રાખવું એજ બધા માટે હિતાવહ છે. બોલો, તમારો શો વિચાર છે? આ સિવાય મને બીજી કંઇયે હરકત નથી."

ડાહ્યાભાઇ: "તમેય મારા ભાઇ, પૂરા વહેમી દેખાઓ છો. જયંતિને જીર્ણ તાવ આવે છે તે વાત સાચી. એ તો શરીર છે તે માંદું સાજું તો થવાયજ ને? એ તો કાલે સારો થઇ જશે, એ થોડો માંદો ને માંદોજ રહેવાનો છે કે તેથી આપણે લગ્ન બંધ રાખીએ, અને આમ તો હરે ફરે છે, થોડોજ ખાટલાવશ છે?"

અંબાલાલ: "તો સાજા થયા પછી લગ્ન લેવાની મારી કયાં ના છે? કોઇ સારા ડૉકટરની દવા કરો તે સાજા થઇ ગયા પછી આપણે લગ્ન લેઇશું; ત્યાં સુધી નહિ."

ડાહ્યાભાઇ: "દવા તો ચાલે છે, છતાં તમારો વિચાર બહુ સારો છે, મને પણ તે ગમ્યો."

ડાહ્યાભાઇ પૈસેટકે તથા છૈયેછોકરે ઘણાજ સુખી હતા, પોતે સુધારક

તથા આધુનિક કેળવણીને માનનારા હતા. સમાજના કહેવાતા કુળવાનો પોતાના દીકરાઓને વેચી જે દ્રવ્યલાભ ઉઠાવતા, તેની તે તદ્દન વિરુદ્ધ હતા. લગ્નમાં પૈસાને—પરઠણને—જ મુખ્ય વિષય બનાવી બીજા જરૂરી વિષયો તરફ દુર્લક્ષ આપવાથી ભાવિ નવવધૂ ઉપર તેની કેવી માઠી અસર થાય છે તેની તેમને સારી માહિતી હોવાથી તેવું પોતાને જ ઘેર ન બને તે માટે તે ખાસ સાવધાન હતા. તેથી જ તેમણે પોતાના છોકરાને સારી કેળવણી આપવા માંડી હતી. એટલું જ નહિ પણ તેમણે પોતાને ત્યાં કન્યાકેળવણી તરફ પણ દુર્લક્ષ આપ્યું ન હતું, કારણ કે તે સમજતા હતા કે સમાજનું બંધારણ સમાનતા પર જ હોવું જોઇએ. એટલે પોતાની કન્યાને અભણ રાખી બીજાની ભણેલી કન્યા પોતે લેવી એ સામાજિક ગુનો કહેવાય. આ સિદ્ધાન્ત ઉપર જ તેમણે અંબાલાલની દીકરી સુશીલા સાથે પોતાના દીકરા જયન્તિનાં લગ્ન નક્કી કરી મૂકેલાં હતાં. છતાં સંસારમાં જોઇતું બધુંય સરખી રીતે કોઇને મળતું નથી, એ હિસાબે ડાહ્યાભાઇને પોતાને લાયક—પોતાના વિચારોને અનુરૂપ એવી—પત્ની મળી ન હતી. ડાહ્યાભાઇ પોતે થઇને તો પોતાના પુત્રનું લગ્ન મુલતવી રાખવા પોતાના વેવાઇ આગળ કબુલ થયા, પણ તેમનાં ગૃહલક્ષ્મી તેમાં તેમને જોઇતો સહકાર આપે તેમ ન હતું. તેમણે તો એક દીકરી પરણાવી દીધી હતી એટલે હવે દીકરો પરણાવવાની તાલાવેલીમાં તે પડયાં હતાં. તેમના તો હજી વહુની સાસુ થવાના કોડ બાકી હતા, એટલે તેમને તો ગમે તેમ થાય, પણ છોકરો પરણાવી, વહુ ઘેર લાવી, સાસુ તરીકેના ફોજદારી હુકમો વહુ ઉપર બજાવવા જ હતા. તેથી જ્યારે ડાહ્યાભાઇએ પોતાના વેવાઇએ રજુ કરેલી પોતાના પુત્રની માંદગીના કારણે લગ્નની તહકુબીની હકીકત જણાવી, ત્યારે તેમનો મિજાજ સાતમે આસમાન ચઢી ગયો. અને પોતે પણ તેમાં સંમતિ આપી છે એવું તેમના પતિએ કહ્યું ત્યારે તો તેમનો વેવાઇ પ્રત્યેનો બધોય કોપ પતિ ઉપર ઊતરી પડયો.

અંબાલાલ વેવાઇને મનાવી લગ્ન મુલતવી રાખવાનું નક્કી કરી પોતાને ઘેર પાછા તો ફર્યા, પણ તેમનું મન ચગડોળે ચઢેલું હતું. અનેક તર્કવિતર્કો તેમના મનમાં આવતા ને જતા, છતાં સુશીલાના લગ્નનું શું કરવું તેનો આખરી નિર્ણય તે કરી શકતા નહિ. વિચારોની આવી ડામાડોળ પરિસ્થિતિમાં તે ઘર ભેગા થયા. તેમનાં પત્ની રેવા તેમની રાહ જોતાં જ બેઠાં હતાં. પતિનું વિચારગ્રસ્ત મુખ જોતાં જ તે કંઇક કળી ગયાં. કંઇક સ્વસ્થ થતાં પતિપત્ની વાતે વળ્યાં. "લોકોએ કહેલી વાત ખરી કે ખોટી?" રેવાએ

પોતાના પતિ મારફત જમાઈની તબિયત સંબંધે કંઈક જાણવા પ્રયત્ન કર્યો. "સાચીયે નહિ ને ખોટીયે નહિ, એવી પરિસ્થિતિ હમણાં તો છે. તેમની તબિયત તો જાણે સાધારણ નરમ છે. પણ તેની દવા ચાલે છે, એટલે આરામ થઈ જશે એમ વેવાઈનું કહેવું છે." અંબાલાલે પત્નીની જિજ્ઞાસા તૃપ્ત કરતાં કહ્યું.

"એવાં ગમે તેવાં ઉપજાવી કાઢેલાં બહાનાંને હું માનનાર નથી. મારે તો એ છોકરા સાથે મારી છોકરી પરણાવવી જ નથી. લગ્નનો આશય પૈસા અને કુળ પૂરતો હોતો નથી. પણ તન્દુરસ્ત શરીર એજ સુખી લગ્નજીવનનું મુખ્ય અંગ છે. સાસરીમાં છોકરીને પૈસાટકા ઓછા હશે તો ચાલશે, પણ જમાઈ તો નીરોગજ હોવો જોઈએ. શરીર સારૂં હશે તો માણસ બાહુબળે કરીને પૈસો તો કાલે પેદા કરશે. વળી મારા કરતાં તમે ઘણા સમજુ અને વિચારવંત હોવા છતાં કેમ ભોળવાઈ જાઓ છો તે મને સમજાતું નથી. આપણે ત્યાં નથી કરવું, બીજે ગમે ત્યાં શોધી કાઢો." રેવાએ પોતાનો અભિપ્રાય જણાવતાં કહ્યું.

"તારી વાત સાચ કાઢી નાખવા જેવી તો નથીજ. મને આ વાતની ઘણીજ મૂંઝવણ થયા કરે છે. હું આ પ્રશ્ન ઉપર ખૂબજ વિચાર કરૂં છું, પણ મને કંઈજ ઉકેલ જડતો નથી. હું પણ સમાજમાં પિતા તરીકેની મારી જવાબદારી સમજું છું. દીકરીને ઇરાદાપૂર્વક કૂવામાં નાખવાનો મારો આશય નજ હોય એ તું સમજી શકે તેમ છે. વળી આપણા સમાજની વિધવાઓની સ્થિતિની તો કલ્પના પણ ક્યાં થઈ શકે તેમ છે? જોકે મારે પોતે થઈને આવા બૂરા પરિણામની વાત નજ કરવી જોઈએ, છતાં ઉતાવળથી લગ્ન કરી નાખીએ, ને ન કરે નારાયણ ને કાલે સવારે કંઈક આસમાની સુલતાની બને તો આપણી એક નજીવી ભૂલને પરિણામે બિચારી સુશીલાની શી દશા થાય તે હું બરાબર સમજું છું" અંબાલાલે વિધવાના જીવનનું ધ્યાન કરાવતાં કહ્યું.

"તો પછી તમને ફીકર શાની —ન કોઈ સારો રસ્તો ઉતારો ને છોકરીનું ઠેકાણું પાડોને!" રેવાએ પોતાનો અભિપ્રાય સ્પષ્ટ કરતાં કહ્યું.

* *

લાગ્યાથી, એ ડૉક્ટરની સૂચના પ્રમાણે આરામ લેઇ તબિયત સારી બનાવવા માટે કૉલેજના સત્તાવાળાઓએ તેને કૉલેજની ચાલતી ટર્મ (Term) નહિ ભરવા ફારેગ કર્યો હતો. તેથીજ તે હમણાં ઘેર આવ્યો હતો. પણ તેણે પોતાની કૉલેજની આ રજાનું કારણ પોતાના અંગ્રેજી જ્ઞાનવિહોણા કુટુંબને જણાવી ન હતી અને પોતે ખાલી પોતાની તબિયત ઠીક રહેતી નહિ હોવાથી ઘેર આવ્યાનું જણાવ્યું હતું. આ તરફ અંબાલાલની દીકરી સુશીલા મજબૂત બાંધાની, દેખાવડી ને લાવણ્યમયી કન્યા હતી. તે હાલ અંગ્રેજી પાંચમા ધોરણમાં અભ્યાસ કરતી હતી. પોતાને પરદેશની ચક્કીમાં ન પીસાવું પડે એટલા ખાતર તેના બાપે નાનપણથીજ તેનું લગ્ન ડાહ્યાભાઇના દીકરા જયંતિ સાથે ગોઠવી મૂક્યું હતું. બંને વેવાઇ પોતપોતાનાં બાળકોને તેમના ભાવિ સુખ માટે કેળવણી આપી રહ્યા હતા, એટલે જયંતિના શરીરનો અપવાદ બાદ કરતાં આ લગ્ન અંબાલાલની દૃષ્ટિથી બધીજ રીતે યોગ્ય હતું, જોકે આ અપવાદ જેવો તેવો ન હતો. તે તેમને સાલતો પણ હતો, છતાં પાંચ સાત વર્ષથી કરી મૂકેલ આ વિવાહ અને તેની પાછળ વર્ષે દહાડે પચાસ સો રૂપિયા પ્રમાણે પાંચસો સાતસો રૂપિયા ધૂમાઇ ચૂક્યા હતા. એટલે લગ્ન ફોક કરવું કે કેમ તેની તે ગંભીર વિમાસણમાં હતા; જ્યારે તેમના વેવાઇ ડાહ્યાભાઇની અને તેમાંય ખાસ કરીને ડાહ્યાભાઇનાં પત્નીની દૃષ્ટિથી આ લગ્ન કરી નાખવામાં તેઓને કંઇજ વાંધા જેવું દેખાતું ન હતું

પતિપત્ની ખૂબ લડ્યા ઝઘડ્યા પછી જયંતિને ગમે તેમ કરી પરણાવી દેવા વિષે તેઓ સહમત થયાં ને તેટલા ખાતર તેમણે તાબડતોબ વેવાઇને તેડાવ્યા. તે બંનેની વચ્ચે પણ લગ્ન બાબતમાં ખૂબ ચર્ચા ચાલી. ડાહ્યાભાઇએ પત્નીની સલાહ પ્રમાણે લગ્ન લેવા ઉપર વધારે ભાર મૂક્યો, તો અંબાલાલે ભાવિ જમાઇનું શરીર સારૂં થતા સુધી લગ્ન લેવા બાબત મક્કમતાથી ઇનકાર કર્યો.

"તો હું મારો છોકરો ગમે ત્યાં પરણાવી લેઇશ." ડાહ્યાભાઇએ પોતાની સગવડનો ખ્યાલ આપતાં કહ્યું.

"તો તમને તેમ કરવાની સંપૂર્ણ છૂટ છે." અંબાલાલે પોતાનો રસ્તો ચોકખો થતો હોવાથી ધીમેથી જણાવ્યું.

"તો તમારે આટલે વર્ષે લગ્ન ભાગવું છે, એમ ને?" ડાહ્યાભાઇએ બાજી ફેરવતાં જણાવ્યું.

"ના, મારૂં એમ ક્યાં કહેવું છે? મેં તો તમારી ધમકીનો સરળ ઉત્તરજ

આપ્યો છે." અંબાલાલે કન્યાના બાપ તરીકેનો વિનય જાળવતાં કહ્યું.

"તો પછી કરવું છે શું તે સ્પષ્ટ જણાવો ને?" વરના બાપ તરીકેના રૂઆબથી ડાહ્યાભાઈએ પૂછ્યું.

"હું શું કહું? તમે મને બોલાવ્યો છે, તો શું કરવું તે તમે જ કહો." તટસ્થતા જાળવતાં અંબાલાલે કહ્યું.

"મેં તો લગ્નની મિતિ નક્કી કરવા બાબત વિચાર કરવા તમને બોલાવ્યા છે." મૂળ પ્રશ્ન ઉપર આવતાં ડાહ્યાભાઈએ કહ્યું.

અંબાલાલ કંઈ ન બોલ્યા. છોકરાની માંદગી બાબત બંને પોતપોતાના વિચાર માટે મક્કમ હતા. ડાહ્યાભાઈએ જાણ્યું કે વેવાઈ હાથમાંથી જાય તેમ લાગે છે, અને છોકરાની માંદગી માટે તો તેમને કંઈ ખાસ શંકા હતી જ નહિ, એટલે તે બાજી ફેરવી વચલો રસ્તો બતાવતાં બોલ્યા: "જુઓ આપણે એક વાત કરીએ, મારા જયન્તિની કોઈ સારા ડૉક્ટર પાસે શારીરિક તપાસ કરાવીએ, તેમાં તપાસને અંતે જો કંઈ ભયંકર દર્દ માલૂમ પડે તો લગ્ન બંધ રાખીએ, એટલું જ નહિ પણ તમે તમારી દીકરીને બીજે ગમે ત્યાં પરણાવી દેજો. બોલો, આમાં કંઈ વાંધો છે!"

અંબાલાલને પણ આ દલીલ ગમી એટલે તે બોલ્યા: "જરૂર, મને આ વાત મંજૂર છે. અને તમે જ્યારે આટલી ખાનદાની બતાવો છો, તો હું પણ વચનથી બંધાઉ છું કે જો ડૉક્ટર સારો અભિપ્રાય આપશે તો હું પણ લગ્ન લેવામાં વાંધો નહિ ઉઠાવું." બીજે દિવસે પાસેના શહેરમાંથી કેશવલાલ ત્રિવેદી નામના એક એમ. બી. બી. એસ. ડૉક્ટરને બોલાવવાનું નક્કી કરી બંને છૂટા પડ્યા.

બંને વેવાઈ વચ્ચે જ્યારે લગ્ન સંબંધે ચર્ચા ચાલતી હતી, ત્યારે ડાહ્યાભાઈનાં પત્ની મણિબા ગુપ્ત રીતે આ ચર્ચા સાંભળતાં હતાં. વેવાઈના ગયા પછી તેઓ પોતાના પતિ ઉપર ઊતરી પડ્યાં: "એ કોણ મારા છોકરાની દાક્તરી તપાસ કરાવનારો? એને ના ફાવે તો ના કહી દે, હું મારા છોકરાને ગમે ત્યાં પરણાવી લેઈશ. કન્યાની શી ખોટ પડી છે?"

ડાહ્યાભાઈએ પત્નીને શાન્ત પાડતાં કહ્યું, "તું ગરમ થઈશ નહિ, ડૉક્ટરી તપાસ કરાવવાનું વેવાઈએ નહિ, પણ મેં જ કહ્યું છે, એમાં તેમનો બિચારાનો શો દોષ? આપણો છોકરો ઓછો કંઈ એવો માંદો છે, કે આપણે ગભરાવાનું હોય? અને ખરેખર જો છોકરો એવો ગંભીર રોગવાળો જણાશે, તો તેને પરણાવવાથી પણ શું લાભ? પરણાવ્યા પછી કંઈ આસમાની

મુસલતાની બને તો આપણે માથે દોષનો ટોપલો આવે એટલું જ નહિ, પણ કુમળી કળી જેવી બિચારી સુશીલાની જિંદગી બરબાદ જાય તેનું શું? માટે આવો ઊંડો વિચાર કરીને જ મેં વેવાઈને આ સલાહ આપી."

"તમને એવું બહુ આવડે છે, એ દાક્તરીઆંનો શો વિશ્વાસ?" ડૉકટરો પ્રત્યેનો અવિશ્વાસ જાહેર કરતાં તેમણે કહ્યું. આખરે તેમને ડાહ્યાભાઈએ જેમ તેમ કરી શાન્ત પાડ્યાં, પણ તેમના હૃદયનો ડચૂરો ઓછો થયો નહિ. આખી રાત તેમણે પોતાના આશય સામે આવતી આફત સામે ઝઝુમવાની યુક્તિઓ શોધી. ઘણા વિચારમંથન પછી જ્યારે એક આશાસ્પદ યુક્તિ જડી ત્યારે જ તેમને ઊંઘ આવી.

બીજે દિવસે સંકેત પ્રમાણે બન્ને વેવાઈ ડૉકટર કેશવલાલ ત્રિવેદીને ત્યાં તેમને તેડવા ગયા. આ તરફ ડાહ્યાભાઈનાં પત્નીએ પણ પોતાના નાટકનો અંક શરૂ કરી દીધો. પોતાના પતિ ડૉકટરને તેડવા નીકળ્યા ત્યાર પછી તુર્ત જ તેમણે અમુક રૂપિયાની નોટોનું બંડલ પોતાના ઓશીકા નીચે સંતાડી માંદગીનો ખાટલો બિછાવી દીધો. બારેક વાગ્યાને સુમારે ડૉકટર ને વેવાઈ સાથે ડાહ્યાભાઈ આવી પહોંચ્યા. તેઓનો પગરવ સાંભળતાં જ મણિબાએ "ઉહું હું...હું, ઓ બાપ...રે, મારો જીવ ગભરાય છે, પેટમાં ચૂંક આવે છે. ને માથું ફાટી પડે છે," એવા ઢોંગી બરાડાથી પોતાના નાટકનું મંગળાચરણ શરૂ કર્યું. ઘરની આ પરિસ્થિતિ જોતાં ડાહ્યાભાઈ તો ગભરાઈ ગયા, અને વેવાઈ તથા ડૉકટર સાહેબના આદરસત્કારનું કામ કરતા કરતા જયન્તિને સોંપી તે પોતાનાં પત્ની પાસે પહોંચી ગયા. પતિને જોતાં જ મણિબાએ આંખો ફાડી અચકાતી જીભે પૂછ્યું: "દાક્તર આયા?"

"હા, વેવાઈ સાથે તે ઉપર બેઠા છે."

"અને...જયન્તિ?" મણિએ પૂછ્યું.

"તે તેમને પાણી પાય છે." ડાહ્યાભાઈએ કહ્યું.

"બહુ સારૂં." મણિબાએ શાન્તિથી કહ્યું: "પછી દાક્તરને મારૂં શરીર બતાવીએ." મણિબાએ પોતાની બાજીનો પહેલો પાસો ફેંકતાં કહ્યું.

"હા, હા, હું પણ એ જ વિચારમાં છું. હું હમણાં જ ડૉકટરને મોકલું છું. તારૂં શરીર તપાસ્યા બાદ જ જયન્તિનું શરીર દેખાડીશું." એમ કહી ડાહ્યાભાઈ ઉતાવળે પગલે ડૉકટર પાસે ગયા. ડાહ્યાભાઈને જોતાં જ બન્ને મહેમાનોએ વિવેક ખાતર તેમનાં પત્નીના સમાચાર પૂછી લીધા. "હા, હમણાં તો સારૂં છે, પણ જોગે જોગે ડૉકટર સાહેબ હાજર જ છે તો જરા શરીર બતાવી

લેઇએ." ડાહ્યાભાઈએ પોતાનો આશય જણાવતાં કહ્યું. વગર મુડીની વિઝિટ ફી માટે ડૉક્ટરો હમેશાં તૈયાર જ હોય છે, એ ડૉક્ટરી આલમના નિયમ પ્રમાણે કેશવલાલ ડૉક્ટર પણ પોતાનો સ્ટેથોસ્કોપ લેઇ ઉભા થયા. ડૉક્ટરને પત્નીના ગાંદા ખાટલા પાસે મૂકી ડાહ્યાભાઇ સર્વમાન્ય શિષ્ટાચારને ખાતર બહાર નીકળી આવ્યા. અને વેવાઇ પણ એકલા બેઠા હતા, એટલે તેમની પાસે જઇ વાતે વળ્યા. બસ હવે મણિબાની દસે આંગળીઓ ઘીમાં, તેને ઠીક જોઇતો લાગ મળ્યો. ડૉક્ટરે નાડી હાથમાં ઝાલી થોડી વારે પૂછ્યું: "તમને શું થાય છે?" પ્રશ્નના ઉત્તરમાં મણિએ પોતાના મનની બધીયે વાત ડૉક્ટરને કહી સંભળાવી, અને ડૉક્ટર માથું ધુણાવે તે પહેલાં જ ઓશીકા હેઠળથી નોટોનું બંડલ કાઢી ધીમેથી તેમના ખિસ્સામાં સરકાવી દીધું. ડૉક્ટરે નોટોનું બંડલ ખિસ્સામાંથી આનાકાની કરતા હોય તેમ ગણવા પાછું કાઢ્યું ને જરા આનાકાની બતાવી, થોડી રકઝક બાદ કંઇક વધારે મળતાં, જયન્તિની તપાસ બાદ, મણિબાના કહેવા પ્રમાણેની હકીકત જાહેર કરવા બંધાયા. આમ તેમની તપાસ પૂરી થઇ, અને તેમને આંતરડાંનો દુખાવો છે એવું ધર્મદ્રોહી ડૉક્ટરે સર્વે આગળ નિવેદન કર્યું. ત્યાર બાદ બધા મૂળ મુદ્દા પર આવ્યા અને જયન્તિની તપાસ શરૂ થઇ. તપાસમાં ડૉક્ટરને જયન્તિ ફેફસાંના રોગનો ભોગ થઇ પડેલો માલૂમ પડ્યો. તેના અંતરાત્માએ તેના ઘોર કૃત્ય માટે ધિક્કાર્યો, પણ હવે તો 'બનાઇ બન ગઇ!' લાંચવશ ડૉક્ટરે અંબાલાલ અને ડાહ્યાભાઇ પાસે નૈતિક ગુનાની પરવા કર્યા સિવાય નિવેદન કર્યું કે "છોકરો અભ્યાસના વધુ પડતા બોજાને લીધે જ્ઞાનતંતુઓ ઉપર અસર થવાથી માનસિક રોગથી પિડાય છે, તેની જ ચિન્તાઓને કારણે તેનું શરીર નબળું પડ્યું છે અને જીર્ણ તાવ રહ્યા કરે છે. મગજને પોષક તત્ત્વો મળે તેવો હું લખી આપું તે ખોરાક તથા પેટંટ (Patent) દવાઓનો ઉપયોગ કરો. અને એક માણસ મારી સાથે મોકલો એટલે હું દવા આપું છું. ગભરાવા જેવું કંઇયે નથી. જલદી શરીર મૂળ સ્થિતિ ઉપર આવી જશે. હમણાં તેને આરામ જ લેવા દો." ડૉક્ટરના આવા સારા નિવેદનથી બન્ને વેવાઇ ઘણા ખુશ થઇ ગયા. ડાહ્યાભાઇનાં પત્ની કેટલાં ખુશ થયાં તે તો શબ્દોથી વર્ણવી શકાય તેમ નથી. તેમણે તો પોતાના સ્ત્રીચરિત્રનો તુક્કો અજમાવ્યો ને તેમાં તે આબાદ રીતે સફળ થયાં.

કેશવલાલ ડૉક્ટરની સલાહ પ્રમાણે પેટંટ દવાઓના જોરથી જયન્તિની તબિયત સુધારા ઉપર આવતી દેખાઇ, ઢોંગી દર્દી મણિબા તો બે જ દિવસમાં સારાં થઇ ગયાં, તેથી ડૉક્ટરના નિવેદન ઉપર બધાંને અચળ શ્રદ્ધા બેઠી.

એકાદ માસમાં જ જયન્તિનાં સુશીલા સાથે લગ્ન લેવાનું નક્કી થયું. બન્ને વેવાઇ ગોર પાસે ગયા, અને જેના ટિપણામાં અશુભ તિથિ હોતી જ નથી તેવે ગોરે એક શુભ તિથિ શોધી લગ્નદિવસ મુહૂર્તસહ નક્કી કરી આપ્યો. ઠરાવેલી તિથિએ સુશીલા અને જયન્તિનાં લગ્ન થઇ ગયાં ને જ્યારે મણિબાએ વહૂ ઘેર આવેલી જોઇ ત્યારે જ તેમનું સાસુહૃદય હિમાચળ જેવું ઠંડું પડયું. પણ? પણ શું? ભાવિના ગર્ભમાં કંઇક જુદું જ લખાએલું હતું. લગ્નમાં ભાતભાતની વાનીઓના ને મસાલાના સેવનથી જયન્તિને રોગે ફરી ઉથલો ખાધો. જે તિથિએ તેનું લગ્ન થયું હતું, બીજા માસની તે જ તિથિએ કમનસીબ એ યુવાન બિચારી સૌભાગ્યકાંક્ષિણી સુશીલાને કમનસીબ વિધવા બનાવી જયન્તિ આ લોક છોડી ગયો!

**તેગવા,** તા. કરજણ                    **મોતીભાઇ કુ. ખાંવણીકર**

---

# પાતાળનાં મૂળિયાં

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'આખરી ફેંસલો'ના અનુસન્ધાન તરીકે–લેખક]

"કેમ અલ્યા, કૈં મારમાર ખાવો છે કે શું?" ખીજાઇ રહેલા અંબાલાલ મુખીએ તડૂકો કરતાં કહ્યું.

"બપોરે તો પાંચ બેડાં પાણી ભર્યું હતું. રાતને પહોર બૂમ પાડો તે કોઇ ઘેર નહોતું એટલે કોણ આવે? મારી મા રોટલા ઘડે છે અને હું ખેતરમાંથી આવ્યો તેવો સીધો અહીં જ આવું છું." નાથા કુંભારના ચૌદ વર્ષના છોકરા ગલાબે કહ્યું. વસવાયાએ ગમે તેની ભૂલ હોય પણ એક જ જવાબ આપવો જોઇએ: "ભૂલ થઇ, બાપા!" તેને બદલે પોતાની કસૂર નથી એવી એણે દલીલ કરી.

જમતાં જમતાં પાણી ખૂટયું ને વરતણિયાને નજીકને ઘેરથી ઘડો ઉપાડી લાવવો પડ્યો, એ પોતાના ચોરાની બેઆબરૂ થઇ માની ધૂંઆપૂંઆ થઇ રહેલા અંબાલાલ મુખીનું જુવાન મગજ બરાબર તપી ગયું હતું. તેમાં ગલાબે સામી દલીલ કરી એટલે બળતામાં ઘી હોમાયું. તેના મોંમાંથી નીકળ્યું: "તમારી મા પરણ્યા ત્યારે નોકરી કરો છો?"

વસવાયા-જીવનમાં ગાળો ખાઇ નહિ ટેવાએલા ઊછરતા, બીનઅનુભવી ગલાબે સ્વાભાવિક રીતે કહ્યું: "ગાળો ના ભાંડશો, કાકા!"

એક તો અંબાલાલનું મગજ બરાબર તપીને લાલચોળ થઇ રહ્યું હતું, તેમાં ચોરામાં બહારના બેઠેલા દશ માણસો આગળ એક વખત જમતાં જમતાં પાણીની બૂમ પડી ત્યારે આબરૂ ગઇ હતી; તેમાં બાકી હતું તે ચૌદ વર્ષનું કુંભારનું છોકરૂં સર્વની સંમુખ સામું બોલતું હતું! એટલે ઝાઝો વિચાર કર્યા વગર અંબાલાલે ઊહતાંક પાસે ખૂણામાં પડેલી વરતણિયાની લાકડીના બે-ત્રણ ઝપાટા ઉપરાછાપરી લગાવી દીધા.

પણ એટલામાં તો પાસે બેઠેલાએ મુખીને પકડી લીધા. ગલાબેય એકાએક માર પડતાં ઉશ્કેરાઇ જઇ સરખે સરખા લડતા હોય તેમ મોંઢામાંથી વધતું ઓછું બોલી ગયો. અને હાથ ઉગામવા જતો હતો ત્યાં સુધીમાં પાછળથી વરતણિયાએ લાત મારી.

એક જણે રડતા ગલાબને કહ્યું: "જા, જા, હવે. વસવાયું થઇ આવી હાંસ કરીશ તો કો'ક દહાડાનો માર્યો જઇશ."

બીજો બોલ્યો: "આ તો છોકરૂં જાણી જવા દે છે, નહિ તો મુખી સામે ચોરામાં હાથ ઉગામે, તે મરને જીવતો જાય તો!"

જીભાઇ વરતણિયો બોલ્યો: "એ નાચિયો જ એવો છે. કોઇ દહાડો ઘેર મળે જ નહિ. જ્યારે હોય ત્યારે એના નામની જ મોકાણ. બૈરામાણસને આપણે શું કહીએ? તોય એ રોટલા ઘડતી હતી તે કહ્યું કે ચાલ ફાનસ લેઇ હું કૂવે આવું, બે બેડાં રેડી જતાં શી વાર?"

કાભાઇ: "એને તે કોણ એનો બાપ ઉપાડી જાય છે? સીમમાં ઝરડાં લેવા જાય છે ત્યારે એનો બાપ સંઘાતે જાય છે?"

ગવજીભાઇ: "મા'ળી વસવાયાની જાત જ કાંગી! કામ કરવું પડે ત્યારે સો બહાનાં!"

અંબાલાલ ધ્રૂજતા ધ્રૂજતા હજુ ક્રોધ ન શમ્યો હોય તેમ બોલ્યા: "મા'ળાં વસવાયાંને જેમ છૂટ આપીએ તેમ માથે ચઢી વાગવા જાય છે."

ગલાબ જતો રહ્યો એટલે જગજીવન માસ્તર શિખામણ આપતા હોય તેમ બોલ્યા: "મુખી! આવું કથોલું ના મારીએ. કંઇક હાડકુંબાડકું ભાગી જાય તો ઊલટી પંચાત."

સોમાભાઇ: "એ તો સારૂં થયું, નહિ તો સહેજ આઘોપાછો થયો હોત તો માથું જ ફૂટી જાત."

અંબાલાલ: "ફૂટી ગયું હોત તો કોઇ દહાડો સામે બોલવાની ખો

ભૂલી જાત. જમવાનું થતા પહેલાં કેટલી બૂમો પાડી હતી? ગંડ ઘેર મૂઈ'તી તો એને મરતાં શું થતું હતું?"

'કાભઇ: "હવે નાથિયાને સીધું કહી દેવાનું કે નોકરી કરવી હોય તો સીધો જાતે આવીને પાણી રેડી જાય. રાંડને ચોરામાં પેસવા દેવી જ નહિ, ઊલટી કો'ક દહાડો અવળી ચોંટે."

અંબાલાલ: "હજુ નાથિયાને આવવા તો દે. નાને મોંઢે સામે બોલી ગઇ છે, પણ ગામમાં રહેવાની ખો ભુલાવી દેઉં છું કે નહિ? મફતનાં સરકારી લાકડાંએ નિભાડો પકવે છે, પણ હવે ખબર પડશે કે કેવી દાતણની સળી સરખી પણ લેવાય છે!'

* * *

ચોરામાં આજે ધમાલ હતી. વસતિગણત્રીના તપાસનીશ કામદારનો મુકામ હતો. આવતી કાલે—માર્ચની પહેલીએ—સમસ્ત હિન્દની વસતિગણત્રી થવાનો દિવસ હતો. ઉપરથી મામલતદાર સાહેબનો હુકમ હતો કે પહેલી તારીખે સવારની નવની ગાડીએ તાલુકાના બધા આંકડા ગને મળી જવા જોઇએ. જિલ્લા ઑફિસમાં સૌ પહેલો તાર કરી તેમને પોતાનો તાલુકો પહેલો લાવવો હતો. એટલે તપાસનીશ કામદારો બે દિવસ અગાઉથી પોતપોતાના જથાનાં ગામે આવીને પડ્યા હતા. સવારની ગાડીમાં તો બધા આંકડા તૈયાર કરીને જવાનું હતું, એટલે જથાના ત્રણેય ગામના ગણત્રી-કામદારો, જે બધાય શિક્ષકો હતા, તેમને ચોરામાં જ રોકી રાખ્યા હતા. રાત્રે આંકડાની મેળવણી કર્યા બાદ જેને તેને છૂટા કરવાના હતા, એટલે રસોઇ ચોરામાં જ થતી હતી. સ્થાનિક સત્તાવાળાઓ તરીકે મુખીઓ ઉપર પણ સાહેબનો હુકમ હતો કે ગણત્રીને કામે જે જે સાધનની જરૂર પડે તેનો બંદોબસ્ત કરી આપવો અને તેમાં કોઇ જાતની ચૂક આવશે તો કસૂરદારને સખ્ત નશિયત કરવામાં આવશે. એટલે અંબાલાલ મુખીની એ બધાંનો બંદોબસ્ત કરવાની ફરજ હતી. પણ માંજે સર્વને રોકાવું પડશે એ ખ્યાલ બહાર રહી ગએલું, એટલે બપોરનું ભરાએલું પાણી રસોઇ કરવામાં વપરાઇ ગયું.

વરતજીયે પાણીની બૂમ પાડી ત્યારે અંબા કુંભારણ સીમમાંથી આવી રોટલા ઘડતી હતી. નાથિયો પરગામ ગયો હતો. એનો છોકરો ગલાબ હજુ સીમમાંથી આવ્યો ન હતો. અંબાના મનમાં કે ગલાબ આવે એટલે હું પાણી ખેંચી આપીશ અને એ રેડી આવશે. પણ એને આવતાં વાર લાગી અને અહીં રસોઇ તૈયાર હોવાથી સર્વે જમવા બેસી ગયા.

જમતાં જમતાં પાણી થઇ રહ્યાની બૂમ પડી.

અંબાલાલના સ્નેહી ગામના માસ્તર સોમાભાઇએ કહ્યું: "મુખી, તમારા રાજ્યમાં આવું જ કે? પાણીનું ય ઠેકાણું ન મળે!"

જોકે જીઆઇ વરતણિયો ઊભો ઊભો પડોશનને ઘેરથી ઘડો ઉપાડી લાગ્યો હતો, પણ અંબાલાલને પેલી સ્વાભાવિક ટકોર 'તમારા રાજ્યમાં આવું જ કે?' રૂંવે રૂંવે વ્યાપી ગઇ. એના મગજમાં થયું: "આ બહારગામના માસ્તરો ય મારો આવો જ તોલ કરે ને? 'મુખીનામાં જ દમ ન મળે, નહિ તો બૂમ પાડતાં એ પાણી ન રેડી જાય? ફલાણા ગામના ચોરામાં જમવા બેઠા ત્યારે પાણીનું ઠેકાણું ન મળે.'"

આમ એના મગજમાં પોતાની નાલાયકીના વિચારો ઘોળાતા હતા, એવામાં જ ગલાબ આવ્યો એટલે પહેલો જ બોલ એનાથી નીકળી ગયો:

"કેમ અલ્યાં, કૈં મારબાર ખાવો છે કે શું?" અને પટલાઇ આવ્યા પછી આજ આમ એકાએક અંબાલાલથી ગલાબ ઉપર હાથ ઊપાડી જવાયો.

એ રડતો રડતો ઘેર ગયો, અંબાએ ગભરાટમાં પૂછ્યું: "કેમ, શું થયું?"

ગલાબના છોકરવાદ મગજે કહ્યું: "સૂઇ ગઇ એ નોકરી! મહિને બે રૂપિયા સારૂ આટલી તાબેદારી કોણ વેઠે? અધરાત મધરાત કામ કરીએ એ તો ક્યાં ગયું ને ઉપરથી ગાળો. ને માર ખાઇએ એ જુદું!"

અનુભવી મા વાત સમજી ગઇ. એણે કહ્યું: "એ ગમે તે કહે, પણ સામું શું કરવા બોલીએ? આપણો અવતાર વસવાયાનો, એટલે જે કહે તે સાંભળીએ. આ તે કૈં ઓછી નોકરી છે? પેલે અવતાર લખાવીને આવ્યાં છીએ એટલે વેઠ કર્યા વગર છૂટકો છે? એ તો એમ કહે ને કે મહિને બે રૂપિયા ય આપે છે, નહિ તો ના આપે તોય આપણે શું કરવાનાં હતાં?"

પણ વસવાયા-જગતનો બિનઅનુભવી ગલાબ બોલ્યો: "મેં ક્યાં કશું કહ્યું હતું? મુખી મા સુધી જતા રહ્યા ત્યારે મેં તો એટલું જ કહ્યું: 'ગાળો ના ભાંડશો.' ને ઊપડતા ને બે ત્રણ લાકડી મારી દીધી."

આવા તો કેટલા ય ટપલા ખાઇ ચૂકેલી માએ એમાં કંઇ નવીન ન હોય તેમ કહ્યું: "હજુ આ મુખી સારા છે, સારા. નહિ તો છોટાકાકાના મુખીપણાનો ઝપાટો તેં ક્યાં જોયો છે? એ તો હમણાં પાંચ-દશ વરસથી જરા નરમ પડ્યા છે. તે પહેલાં તો એમની બૂમ પડે એટલે ગમે તે કામ કરતાં હોઇએ તે પડતું મૂકીને નાસવું પડે. એક વખત તારા બાપા જરા ખાતા હતા તે વાર થઇ તેમાં તો ચોરામાં બેઠાં બેઠાં છૂટો દંડો માર્યો તે હાથ

ભાગી ગયો હતો. અને એક વાર આપણી નાતની સભા થઈ હશે તેમાં વેઠ ન કરવા માટે અંગૂઠો આપીને આવ્યા એટલામાં તો એ મુખીએ ગામમાંથી છાશપાણીનો વહેવાર સુદ્ધાં બંધ કરાવી દીધો હતો. એ સભાઓવાળા ગમે તે કહે પણ આપણે તો ગામમાં રહેવું એટલે દબાયા ચંપાયા વગર છૂટકો નહિ. ને કાલે તારા બાપા આવશે ત્યારે તને તો તને પણ મને શું કહેશે? 'ગધેડી! તારા ભાગી ગયા હતા તે એ છોકરાને મોકલ્યો?'"

અને ઘડી પહેલાં જ ચોરામાંથી રડતા રડતા નીકળતા મલાજે કદી જિંદગીમાં ચોરાની નોકરી ન કરવી એમ વિચાર કરેલો, પણ પરપોટા જેવો એનો એ વિચાર મા આગળ ફૂટી ગયો.

ઘરમાંથી નવું બેડું લેઈ, કૂવેથી પાણી ભરી, જ્યાં ઘડીક પહેલાં જ એના દીકરાને વાંકગુના વગર માર ને અપમાન સહેવાં પડ્યાં હતાં ત્યાં અંબાની કાયા, ફરીથી તિરસ્કાર સહેવો પડશે તે જાણ્યા છતાં, આવીને ખડી થઇ. કેટકેટલા અપમાનોના વજ્રાઘાતો સહ્યા પછી આ હૃદયો લાગણીહીન થઇ ગયાં હશે!

ચોરાના ચોગાનમાં પગ મૂકતાં જ અંબાલાલ મુખીએ રાડ નાખી: "ખબરદાર, અંદર પગ મૂક્યો છે તો! મા'ળાં હરામખોર! તમને તો કમણે એ જ ગતાનાં છો."

લાજના છેડાને જરા નીચો ખેંચી, પગની ગતિ ધીરી ધીરી ચાલુ રાખી, અંદર દાખલ થતાં અંબા બોલી: "ભઇસા'બ, એ છોકરાને કંઇ ભાન છે? મૂઆને મેં લાખ વાનાં કર્યાં."

"પણ એ નાથિયો ક્યાં મૂઓ છે?"

"મારો ભાઇ માંદો છે, તે કાલના ખબર જોવા ગયા છે."

"એ અકર્મી કોઇ દહાડો ઘેર જ ના મળે, ત્યારે જ અમારે બૈરાં જોડે ભાંજગડ કરવી પડે ને? એ આવે એટલી વાર. બસ તમારો પગ ચોરામાં ના જોઇએ. પછી હું જોઉં છું કે તમે કેટાંક અહીં રહો છો?"

"પણ ભઇસા'બ! છોકરું ના સમજ્યું તે કંઇક બોલી ગયું હશે. હજુ તો એ આવશે ત્યારે એને ઢોરની પેઠ ધાલશે." અને અંબા પાણીનું બેડું ખાલી કરી બીજું ભરવા ચાલી ગઇ.

સાંજનો નાથિયો સાળાની ખબર જોઇ આવતો હતો ત્યારે સીમમાં પેસતાં છોટાભાઇ મુખી મળ્યા, એટલે એણે પૂછ્યું: "કેમ કાકા, ખેતરમાં ચાલ્યા?"

એનો ઉત્તર આપવાને બદલે છોટાભાઇએ પૂછ્યું: "કંઇ નવાજૂની જાણી?"

"ના કાકા, હજુ આપણી સીમમાં આવતાં તમે જ પહેલા ગળ્યા છો." નાથિયે પોતાની અજ્ઞાનતા બતાવી.

"એવો ને એવો બોથડ રહેજે. મારૂં રાજ હતું ત્યાં સુધી તો જાણે તારૂં દીકું નહોતો પડવા દેતો. પણ હવે તો બધું જુવાનિયું વાજું ભરાયું છે. રાતને પહોર વહુને ચોરામાં બોલાવે તે તારાગાં માલ નહિ ત્યારે ને?" છોટાભાઈએ ન સમજાય તેમ વાત કરી.

પોતાનાજ ઘરની નવાજૂની સાંભળતાં નાથિયો અધીરો બન્યો. એણે પૂછ્યું: "શું બન્યું, કાકા? જરા સમજણ તો પાડો."

છોટાભાઇ: "મારૂં કહ્યું તારે ગળે ઊતરે તો તો બધીય સમજણ વહુનું નામ દેનારને પડી જાય."

નીચે નમી આભાર માનતો હોય તેમ નાથિયો બોલ્યો: "તમારી વાત ક્યારે ન માની, કાકા? તમારી તો મારે મોટી ઓથ છે."

"ચાલ, અહીં રસ્તામાં વાત કર્યા કરતાં, ખેતરને શેઢે બેસી નિરાંતે બધી વાત કહું." છોટાભાઈએ એકાન્ત શોધતાં કહ્યું.

પ્રસ્તાવના રૂપે શરૂઆત કરતાં એમણે કહ્યું: "હું જરા ભકભબોલો એટલે બધાંને નહોનો ફાવતો; અને આ નવા મુખી 'બહુ સારા, બહુ સારા' એમ કરો છો, પણ કામ પડ્યે દરેકનું પારખું થાય."

નાથિયાએ આ કથનમાં વિરોધ નોંધાવ્યો: "કાકા, બધાંની વાત બધા જાણે, પણ મારે તો તમારા વખતમાં રામરાજ્ય હતું."

છોટાભાઇ: "લોકોને કર્યા કામની કદરજ ક્યાં છે? આ તમારા નવા મુખી બીજાંની વાદેવાદ જેમ આવે તેમ બોલે છે. પણ એની ફોઇએ ગળે-ફાંસો ખાધો ત્યારે હું વચ્ચે ન હોત તો ખબર પડત. ફોજદાર હાથકડી કરીને લેઇ જાત ત્યારે શું મોઢું રહેત?" પણ એ ભાંજગડમાં પોતે પિસ્તાળીસ રૂપિયા ખિસ્સામાં મૂક્યા હતા એ વાત શાના કરે?

નાથિયાએ અધિરાઇ બતાવી: "પણ મારા ઘરની શી વાત કરતા હતા?"

છોટાભાઇ: "એજ વાત કરૂં છું ને! નહિ તે વખતે તારે ઘેર ગંછા-પગવાળો તારો સગો બીજાની બાયડી લેઇ આવ્યો હતો? ફોજદાર તપાસણીએ આવ્યો હતો, પણ જો હાથ મૂકવા દીધો હોય તો! હું તો સાવ અજાણ્યોજ થઇ ગયો: 'શી વાત કરો છો, સાહેબ! મારા ગામમાં એવી લપ આવે તે મારી જાણ બહાર હોય? ને એના ઘર આગળ થઇને તો દહાડામાં દશ વાર જવા આવવાનું રહ્યું, એટલે એવું હોય તો ઢાંક્યું રહે?' ને ફોજદાર હાથ

ધસીને પાછો ગયો. મારો તો પહેલેથીજ એ મુદ્દો. કદાચ કોઇ કંઇ કરી બેઠું હોય તોય બિચારાં વસવાયાં જેવાં ઉપર રહેમદિલજ રાખું. ફૂટવા હોય તો બીજા ઘણાય લોકો પડયા છે."

તે વખતે લેવાદેવા વગર પોતાનો સગો બે દિવસ રહી ગયો તેમાં કાકાને પાંચની નોટ આપી દેવી પડી હતી તે સાંભર્યા છતાં નાથિયો બોલ્યો: "ખોટું કેમ બોલાય? એ તો તમારા રૂડા પરતાપ! નહિ તો ફોજદાર ધોઇ ઝાપોટમાંથીય જાય? ફોજદાર તો શું પણ મોટા કલેટન આવે તોય તમે તો ધોઇ પીઓ. તમારી વાત તે થાય?"

"હું તો મોટા ચઢયે ઘોડે આવ્યો હોય તેનેય સંભળાવી દઉં. ત્રીજી સાલ મામલતદાર આવ્યા ત્યારે ચોરામાં પાણીજ ન મળે. કારકુન ઘણોય સાહેબ આગળ બબડતા મંડયો. પણ મેં કહ્યું: 'સાહેબ, એમનો તો મજુરિયો ધંધો. કંઇ ખેતરમાં રખડતાં હશે. આગળથી ખબર હોય તો એમને કહેવું ન પડે.' અને આ તમારા નવા મુખીએ ગઇ કાલ વહુ બિચારી બપોરે પાણી ભરી ગઇ હતી, તોય મોટો કાગનો વાઘ કરી મૂકયો. જુવાનિયું વાજું એટલે વહુયે બિચારી શું કરે? ઠીક છે કોઇ ઓચિંતો આવી ચઢયો હોય તો રાતેય મંગાવવું પડે. પણ આ તો બપોરના બધા ટળ્યા હતાં એટલે આપણી ફૂટી ગઇ હોય તે વેળાસર મંગાવી ના લેઇએ?"

વળી પોતાના ઘરની તકરાર સાંભરી આવતાં નાથિયો બોલ્યો: "તે એનું થયું શું, કાકા?"

મદારી બીજા ખેલ કરતાં કરતાં સાપના કરંડિયા ઉપર હાથ મૂકે એટલે જોનારા જાણે કે હવે સાપ કાઢશે, માની અધીરા બને અને એ રીતે એમ પોતાના તરફ દષ્ટિ ખેંચી એ બીજો ખેલ કરવા માંડે, તેમ છોટાભાઇ થોડી મૂળ વાત કહી પોતાનો હેતુ સિદ્ધ કરવા વચ્ચે બીજી વાતો કરતા. નાથિયાની અધિરાઇ જોઇ એમણે કહ્યું: "એજ વાત કરું છું ને? મેં ના કહ્યું? મૂળે જુવાનિયું વાજું! રાતનો પો'ર! અને દશ પંદર માણસો બેઠા બેઠા ઠઠ્ઠામશ્કરી કરે ત્યાં વહુ બિચારીને જતાં કેવી રીતે પગ ઉપડે? ગલાબ જરા ખેતરમાં ગયો હતો એટલે મોડું થયું. માણસ તે કંઇ સરકારી વેડ સારુ બારે ને બત્રીસેય ઘડી ઝલ્યું ને ઝલ્યું રહે? ને તેય રહે, જો એમાં મળતર હોય તો. પણ આ તો વૈતરું કરીને મરી જવાનું ને મળવાની ત્યારે ધૂળ! એટલે વહેલું મોડું થાય તે નભાવી લેવું પડે. માગ વખતમાં ગમે તેમ ચાલતું હશે, પણ કોઇને અમલદારનો ટૂંકારો ખાવા દીધો છે?"

આ જ છોટાકાકાએ કંઇ વાંકગુના વગર પોતાનો હાથ ઉતારી નાખ્યો હતો એ બનાવ યાદ આવતાં નાથિયો બોલ્યો: "હોય એ તો કાકા, અગારો અવતાર વસવાયાનો રહ્યો એટલે બે ગાળો ભાંડે તો ય સાંભળ્યા વગર છૂટકો છે?"

વાતનો પ્રવાહ અવળો વહેતાં છોટાભાઇ બોલી ઊઠયા: "નરી ગાળો દીધી હોય તો હું તને કહું ગાંડા? મુખીને તો સત્તર જણ જોડે કામ રહ્યું એટલે ગાળોય દેવી પડે. પણ મૂળાના ચોરને મોગરીનો માર શોભે? બાર વરસના છોકરાને ઊઠતાંક પાંચ સાત ડાંગ મારી દે, એ તે કંઇ હાળો ન્યાય કહેવાતો હશે?"

ગાળોની જ કલ્પના કરેલે નાથિયે નવી વાત સાંભળતાં પૂછયું: "ગલાબને માર્યો?"

છોટાભાઇએ પાણી ચઢાવ્યું: "ગલાબને નહિ ત્યારે બીજાને?" અને એને બીજો વિચાર કરવાનો અવકાશ આપ્યા વગર એમણે કહેવા માંડયું: "મોટા કરતાં એવા નાનાને મારવું તે કંઇ જેવો તેવો ગુનો નથી. પોસું દેખે ત્યાં સૌ કોઇ જોર કરે. તારામાં જ રાગ નહિ ત્યારે ને? નહિ તો હવે તમારે સીધુંસટ થઇ ગયું છે. 'પ્રજાપતિ મંડળ'ને ફરિયાદ કરો એટલે વગર ખરચેં તમારે ગાટે શધું કરી લે. અને આ ગામના તમે બધા ઢીલા પાકયા છો, નહિ તો આજુબાજુનાં બધાંએ વેઠ કાઢી નાખી. શું કોઇનું સરકારે કાઢી લીધું?"

નાથિયાએ એમની સભામાં વેઠ ન કરવાના ઠરાવ ઉપર અંગુઠો આપ્યો ત્યારે આ જ છોટાકાકાએ ગામમાંથી તેનાં છાશ પાણી બંધ કરાવ્યાં હતાં તે યાદ આવ્યું. એણે કહ્યું: "સરકારની કંઇ વાત છે? પણ ગામમાં રહ્યા એટલે કર્યા વગર કંઇ છૂટકો છે?"

છોટાભાઇ: "ગામમાં રહ્યા એટલે વેઠ કરવી લખી આપી છે? આ તો ઠીક ભાઇની ભલાશે કરો તો, નહિ તો તમારું કોઇ શું કાઢી લેવાનું હતું? અને એ તો એમ માનો ને કે અગારા કરતાં તમે લાખ દરજ્જે સારા, નહિ તો છોકરાને આટલો માર્યા પછી કોઇ ફરી પાણી ભરવા જાય? તો ય વહુ બિચારી શું કરે? છોકરાની આંખનાં આંસુ સુકાયાં નહોતાં, છતાં પાણીનું બેડું લેઇને ગઇ."

નાથિયાની આંખ આગળ જાણે રડતા ગલાબને મૂકી એની વહુ રાતને વખત ચોરામાં પાણી રેડવા જતી હોય તેવું ચિત્ર ખડું થયું. વેઠના ત્રાસથી ટેવાએલો હોવા છતાં એને આ સ્થિતિ અસહ્ય લાગી. એને ગળે આ અપમાન

ન ઊતરતું હોય તેમ ધ્રુસકું આવ્યું.

એની ભીની આંખ પાછળ આવેલી રતાશ ઓળખી છોટાભાઇ બોલ્યા: "છતાં બિચારી ચોરામાં ગઇ ત્યારે ઢોરની પેઠ ઘાલી: 'કંઇ મૂઓ છે તારો બાપ, તે તું પાછી ટળી? ગારાં હાળાં વસવાયાંની જાત, ખેતરમાં રખડતાં લાજ શરમ નથી જતી અને અહીં ચોગમાં પાણી ભરવા આવતાં કોણ તમને ગળી જાય છે? અને કોણ જાણે સીમ શેઢે શા ધંધા કરતાં હશો તે?' અને દાઝયા ઉપર ડામ દે તેમ આખો ચોરો ખડખડાટ હસી મશ્કરી કરવા લાગ્યો. હું તો ખરું કહેવા વાળો. આપણી બેનદીકરી એવી બીજાની. હલકી વરણમાં જન્મ મળ્યો એટલે કંઇ લાજઆબરૂ વહાલી ના હોય?"

નાથિયાના દાંત તળે જીભ આવતી રહી ગઇ. એના હાથની મુઠીઓ વળેલી જોઇ છોટાભાઇએ પાણી ચઢાવ્યું: "તે તારામાં રામ નહિ ત્યારે વહુને ભર્યા ચોરા વચ્ચે ના સાંભળવાનું સાંભળવું પડે ને? મુખી હોય કે મોટો ગવંડર હોય, પણ સૌ સૌનું માપ જાળવે ત્યાં સુધી મોટો. નહિ તો એના બાપની બીજાને શી સાડાબારી?"

નાથિયાની ભીની આંખમાંથી છેવટ પાણી ટપક્યું.

છોટાભાઇ: "એમ આંખો મુતરાવ્યે કોઇનો દહાડો વળ્યો છે? એક વખત એનેય હાથ બતાવ્યો હોય તો ફરીથી નામ દેવાનું ભૂલી જાય. અને હવે તો તમારે મોટું સુખ થઇ ગયું છે. તમારા મંડળને લખ્યું એટલે ઘણુંય કૂટી લે. સાક્ષીબાક્ષીનું તો મારા જેવો સૌ પાછળ રહ્યો રહ્યો કરી આપે."

અને વાતનો અંત લાવતાં એમણે કહ્યું: "લે, ઊઠ હવે. ઘેર જઇને વિચાર થાય તો કહેજે. એમેય આડે લાકડે આડો વેર. બાપડીની આબરૂની ફરિયાદ માંડીએ એટલે છોને પોતિયું ઝાલીને સલવાય!"

—અને વાડનું છીંડું આવતાં બંને જુદા પડ્યા.

છોટાભાઇએ ચઢાવેલી ચાવીથી ઘંટડી ન વાગી ત્યારે એમણે અવળા ખાંડ ખાવા માંડી: "વીરાભાઇ, આ નાથિયો કેટલીય વાર મારી પાસે આવી ગયો."

વીરાભાઇ: "એને વળી તમારું શું કામ પડ્યું?"

છોટાભાઇ: "આ નો'વ મુખીએ તે દહાડે એના છોકરાને માર્યો હતો, તે કહે: 'મારે ફરિયાદ કરવી છે.' લેલેને એ આપણું પાછળથી ભૂકું બોલે, પણ મારો સ્વભાવ તો જાણો છો ને? વાંદરાને નીસરણી આપું જ નહિ. મેં તો એની ધૂળજ કાઢી નાખી. 'મારું હાળું વસવાયું થઇને મુખી ઉપર ફરિયાદ કરશે ત્યારે અમારે જીવીને શું કામ છે? જો ચેં કે ચૂં કર્યું છે

તો ગામમાં રહેવું ભારે પડશે.' અને મેં એટલો ઊધડો લીધો ના હોત તો પેલું એમનું મંડળ છે ને ? એ મારફતે ફરિયાદ કર્યા વગર રહેત નહિ.

અને એ ઉપકારકયા છેવટ અંબાલાલ મુખી પાસે પહોંચી ત્યારે એણે ઉપલો હોઠ દાબતાં કહ્યું: "છોટાકાકાનાં પાતાળનાં મૂળિયાં મારાથી અજાણ્યાં નથી. એમણે નાથિયાને શું કહ્યું હતું તે તો વખત આવશે ત્યારે એમની પાસે કબુલ કરાવીશ. એ ભોળાઓને સમજાવી ખાતા એમ અહીં સમજાવવા જતા હશે, પણ હું તો એમનાં પાતાળનાં મૂળિયાં ખોદી કાઢું તેવો છું."

નેદ્રા, તા. પાદરા ઈશ્વર પેટલીકર

---

## જાણવાજોગ

## ૧૦. પાટીદાર સેવાસમાજ, અમદાવાદ

### પ્રથમ વર્ષ—સંવત ૧૯૯૭

આ સંસ્થાને સ્થપાયાં તા. ૨૦:૧૦:'૪૧ ને સં. ૧૯૯૭ની દિવાળીને રોજ એક વર્ષ પૂરૂં થાય છે. આપણી ખેતીવિષયક ભાષામાં જણાવીએ તો શ્રી. ભાઈલાલભાઈ એંજીનીઅરે તેની ખેડ કરી, શ્રી. ભીખાભાઈ અને સદ્ગત શ્રી. બેરિસ્ટર મગનભાઈના પુત્રોએ તેનાં બીજ નાખ્યાં, કોમના અનેક ઉત્સાહી ભાઈઓએ હાર્દિક મદદ વડે તેનું જલસિંચન કર્યું અને કોમના અગ્રગણ્ય નેતા ત્યાગમૂર્તિ દરબાર શ્રી. ગોપાળદાસ દેસાઈનો હસ્તસ્પર્શ થતાં તેનો ફણગો નીકળ્યો, એટલે કે અમદાવાદ પાટીદાર સેવાસમાજ સ્થપાયો (તા. ૨૨:૧૦:૧૯૪૦).

**હિસાબ:** સંસ્થાના ફંડ ખાતે ઉપજ ખર્ચના હિસાબનો વધારો રૂા. ૧૯૧૬૫–૧૩–છે, દાન ખાતે ૨૭૦૦૦–૦–૦ તથા સભાસદોના લવાજમ ખાતે ૧૯૯૯૩–૮–૦ આવવાના બાકી છે. વર્ષ પૂરૂં થવા બાદ 'શ્રી. ભીખાભાઈ છવાભાઈ વિદ્યાર્થીગૃહ' માટેની સખાવતના પૂરા રૂપીઆ આવી ગયા છે. સંસ્થાએ રૂા. ૧૬૯૩૨–૧૨–૦ની જમીન ખરીદી છે.

**પ્રવૃત્તિ:** વિદ્યાર્થીગૃહ માટે એલીસ બ્રીજ વિસ્તારમાં કેળવણીની બધી સંસ્થાઓથી સમાન અંતરે આવે તેવે સ્થળે જમીનની ખરીદી કરવામાં આવી છે. હાલના સંજોગોમાં આવી પડેલી બાંધકામની મોંઘવારીને કારણે મકાનનું બાંધકામ હાથ ધરવાનું બની શક્યું નથી. દરમિયાન ભાડાના મકાનમાં બોર્ડિંગ હાઉસ શરૂ કરવાની વિચારણા કરેલી છે.

ટોલ્સ્ટોયના કેળવણી વિષેના વિચારો અને પ્રયોગો મહાત્મા ગાંધીના વિચારો અને પ્રયોગો જેવા જ તેમના સમયમાં ઉત્પાત મચાવનારા હતા. એવા સમર્થ વિચારકના તે વિચારોને અને પ્રયોગોને સહાનુભૂતિથી સમજી અર્નેસ્ટ ક્રોસબી જેવા ગંભીર વિચારકે આ પુસ્તકમાં વાચકગણ સમક્ષ રજુ કર્યા છે. ટોલ્સ્ટોય અભ્યાસક્રમમાં વા પદ્ધતિમાં સુધારો નથી સૂચવવા માગતા, જેટલો તે કેળવણીની પ્રથામાં કરવા માગે છે. રૂઢિચુસ્ત જનોને તેમના વિચારો બિલકુલ ઉલ્કાપાત મચાવતા ધૂમકેતુ જેવા લાગે, પણ એમના તે વખતના એ વિચારોથી આધુનિક જમાનો અપરિચિત નથી—મૉણ્ટીસોરી વગેરે નૂતન શિક્ષણપદ્ધતિઓએ તેને સાંગોપાંગ અમલમાં મૂકવા યત્ન કર્યો છે અને શિક્ષણ એટલે દંડાશાહી નહિ, પણ શિક્ષણના કેન્દ્ર બાળકને સહાનુભૂતિપૂર્વક સમજી તેની ખીલવણીને વિકાસ મળે એવું યોગ્ય અને અનુરૂપ વાતાવરણ અથવા ક્ષેત્ર તૈયાર કરવું તે છે. પુસ્તક જરૂર આવકારદાયક છે. ઈ.

*

**ખેડા જિલ્લાના ખાદી કામનો ટૂંક અહેવાલ:** સંપાદક—શિવાભાઈ ગોકળભાઈ પટેલ, વલ્લભ વિદ્યાલય, બોચાસણ.

**પ્રાથમિક કેળવણી હિતવર્ધક મંડળ, પૂના (કેન્ટોન્મેન્ટ):** રિપોર્ટ (૧૯૪૦–૪૧).

**મ. કા. સાર્વજનિક પુસ્તકાલય, કંકુબા મહિલા પુસ્તકાલય, રાવ સા. મગનલાલ દલપતરામ ખખ્ખર બાલ પુસ્તકાલય અને ભંગી લોકોની આં. વ. સહકાર મંડળ, ભાદરણનું** વાર્ષિક નિવેદન સને ૧૯૪૦–૪૧, સંવત ૧૯૯૭.

**શ્રી ભાદરણ પ્રગતિમંડળનો** સને ૧૯૪૦–૪૧નો અહેવાલ તથા હિસાબ.

**વસો વાર્ષિક પત્રિકા ૧૭મી,** સંવત ૧૯૯૭.

**શ્રી ધર્મજ બંધુ સમાજનો** દશમા વર્ષનો અહેવાલ તથા હિસાબ (તા. ૧:૮:'૪૦થી તા. ૩૧:૭:'૪૧ સુધીનો).

**શ્રી સોળગામ પાટીદાર કેળવણી મંડળના** નિયમો અને વાર્ષિક અહેવાલ, સંવત ૧૯૯૭.

**ગ્રામસેવા કેન્દ્ર, ગ્રામસેવા ફંડ, થામણા,** ૧૯૯૭.

**ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ:** સને ૧૯૪૦–૪૧નું નિવેદન.

**વાકળ કેળવણી મંડળ, મોભા રોડ** (તા. પાદરા): બીજું નિવેદન, (૧૯૪૦–૪૧).

## કાનમમાં સાદું લગ્ન

છાણુભોઇ અને સુરાસામળ બંને ગામ સિનોર તાલુકામાં આવેલાં છે. સુરાસામળના ભાઇ ઝવેરભાઇ દેસાઇભાઇ પટેલ L. C. P. S. છે, તેમની ઉમર ૨૮ વર્ષની છે; છાણુભોઇના ભાઇ લલ્લુભાઇ નરોત્તમદાસ પટેલનાં પુત્રી બેન પાર્વતીબેન ૧૮ વર્ષનાં છે. ડૉ. ઝવેરભાઇ સાથે બેન પાર્વતીબેનનાં લગ્ન ગઇ વસંતપંચમીને રોજ થયાં. કન્યાપિતા ભાઇ લલુભાઇ સિનોરમાં રહે છે અને તેથી આ લગ્નક્રિયા સિનોરમાં જ કરવામાં આવી. ડૉ. ઝવેરભાઇ સુરાસામળથી પાંચ સાત માણસ લેઇ સિનોર ગયા અને ત્યાં પોતાના ભાઇ હરજીભાઇને ત્યાં ઊતર્યા. આર્યસમાજના પંડિત માધવેન્દ્રશાસ્ત્રીએ વૈદિક વિધિએ લગ્નક્રિયા કરાવી. અને ત્યારે પંડિતજીએ વરકન્યાને તથા શ્રોતાજનોને લગ્નના વૈદિક આદર્શની સમજ આપી હતી. આ લગ્નને અંગે એક પક્ષ તરફથી કોઇ જાતની પરઠણ, માટલાં, વગેરે કંઇ લેવાયું દેવાયું નથી; જાન અને બીજા કશા આડંબર કે વ્યવહાર પાછળ કંઇ ખર્ચ થયો નથી. બેશક તે સાંજે કન્યાપિતાએ તે પ્રસંગ જ્ઞાતિભોજન આપ્યું હતું અને તેમાં ૩૦૦–૪૦૦ જમનાર હશે. આ ખર્ચ બેશક વિશેષ કહેવાય, પણ તે સિવાય બીજી બધી રીતે લગ્નમાં સાદાઇ સચવાઇ હતી. આ કડવા કાળમાં ખર્ચનાં આંધળિયાં કરી મરનાર ભાઇઓને આ લગ્ન માર્ગદર્શક કહેવાય અને માટે આ નવા પડતા ચીલાને રૂઢ કરનાર આ લગ્નના બંને પક્ષકારોને ધન્યવાદ ઘટે છે.

## રતનપુરામાં સાદું લગ્ન

રતનપુરા અને વધાસી બંને ગામ આણંદ તાલુકામાં આવેલાં છે. રતનપુરાના ભાઇ વિઠ્ઠલભાઇ મથુરભાઇનાં પુત્રી બેન શાન્તાબેનનાં લગ્ન વધાસીના ભાઇ હરમાનભાઇ લક્ષ્મીદાસના પુત્ર ભાઇ ઈશ્વરભાઇ સાથે થયાં. લગ્નક્રિયા રતનપુરામાં થઇ હતી. ભાઇ વિઠ્ઠલભાઇ જૂના મહાસભાવાદી છે અને જેલમાં પણ જઇ આવ્યા છે, એટલે તેમની વૃત્તિ સામાજિક સુધારણા તરફ પણ હોય જ. તેથી આ લગ્નમાં કોઇ જાતની પરઠણ ન હતી; વળી કન્યાની પોતાની ઇચ્છાથી અને માબાપોની સંમતિથી આ લગ્ન ગોઠવાયાં હતાં. લગ્નપ્રસંગે વરકન્યાએ ખાદીનો પોશાક પહેર્યો હતો; અને કન્યાદાન પ્રસંગે ભાઇ વિઠ્ઠલભાઇએ વરને રેંટિયાની ભેટ આપી હતી, જેનો વરરાજાએ સહર્ષ સ્વીકાર કર્યો હતો. સમાજના રૂઢ પણ હાનિજનક ચીલામાંથી નીકળી નવે માર્ગે ચાલવા માટે આ બંને પક્ષને ધન્યવાદ ઘટે છે.

## "તેર વર્ષની સતી અને પંચાવન વર્ષના પતિ

"ધર્મજ, તા. ૮. ગઈ કાલે નડીઆદના મોતીભાઈ હરિભાઈ ધર્મજના છોટાભાઈ કાશીભાઈની તેર વર્ષની દીકરીને પંચાવન વર્ષની ઉંમરે પરણી ગયા. તેમનું આ લગ્ન પાંચમું હતું. તેમને પહેલાંની પત્નીઓથી ચાર દીકરીઓ અને તેમને પણ વસતિ છે. આ લગ્ન અટકાવવા માટે ધર્મજના યુવકોએ બનતી કરી હતી, પરંતુ યુવકોની સંખ્યા ઓછી અને સમાજનો સામનો કરવાનો હોવાથી યુવકો નાસીપાસ થયા છે. સમાજની સામે આવો બનાવ બને અને તેઓ શાન્ત બેસી રહે તે શરમભરેલું છે. આ બનાવ દીકરીના બાપની ગરિબાઈને લીધે બનેલ છે. જો પાટીદાર સમાજમાં પરઠણનો અને જુઠા ખર્ચોનો રિવાજ ન હોત તો આવો બનાવ બનત નહિ" ('ખેડા વર્તમાન,' તા. ૧૧: ૨:૧૯૪૨). પાટીદારો ધીરે ધીરે ગરીબ થતા જાય છે અને આટઆટલા પિડાય છે, છતાં પોતાની ભૂંડી લઢણો છોડતા નથી એ બહુ દુઃખજનક છે. કુળવાન વરને નાઈલાજે પરઠણ ભરવી પડે, પણ પૈસાના તો સાંસા હોય, એટલે પરઠણ ન ભરવી પડે અથવા ઓછી ભરવી પડે, એટલા માટે કુળમૂઢ માબાપ પોતાની કુમળી કન્યાને બુઢ્ઢા અથવા ખોડીલા કુળવાન સાથે પરણાવી દે અને તે રીતે પોતાના કુળમોહને પોષે, એ પણ એક રીતે તો કન્યાવિક્રય જ કહેવાય. અને આ બધું કુળગિરિને શિખરે પોતાને બેઠેલા માનતા છ ગામના જ પાટીદારો કરે છે, એ કેટલી અધમતા કહેવાય! નાતમાં સુધારા કરવાની વૃત્તિએ આગળ પડતા જ્ઞાતિજનોએ સુધારામંડળો સ્થાપ્યાં, પણ હાલ તો તે મરી પરવાર્યાં છે! નવા ભણેલા અને ભણતા યુવકોને તો પોતાના વ્યક્તિસ્વાતંત્ર્ય અને વિલાસ સિવાય બીજા કશાની પડી જ નથી. નહિ તો તેવા યુવકો જરૂર આવાં લગ્ન અટકાવી શકે, જોઈએ તો તે પ્રસંગપૂરતું કન્યાહરણ કરી જઈને અને તે ધર્મકાર્યને માટે કાયદાની સજા ખાઈને પણ. જ્ઞાતિજનો અને ખાસ કરીને યુવકો, આવા મૃત્યુઘંટ સાંભળ્યા છતાં નહિ જાગો તો વહેલું મોડું મૃત્યુ છે જ, ના, એ વિના બીજી ગતિ નથી.

### અનેકપત્નીલગ્નનિષેધક કાયદો

સમાજસુધારાના કાયદા કરવામાં વડોદરા રાજ્ય આખા હિંદુસ્થાનમાં મોખરે છે એમ કહેવામાં જરાય ખોટું નથી. આજ સુધી એણે એવા અનેક કાયદા કર્યા છે અને આજે તો એવો કાયદો કરવાની તૈયારી કરે છે, કે તેથી હિંદુ સમાજની અતિપ્રાચીન કાળથી ચાલતી આવેલી અંધપરંપરા ઉપર ઘા પડશે. હિંદુઓમાં પુરુષ પોતાની સ્ત્રી સાથે જરા વાંકું પડ્યું કે આ ઊઠીને ચાલ્યા ફરી પરણવા,

જાણે સ્ત્રી તે પાળેલું ઢોર હોય, એ ના પાલવ્યું કે લાવ બીજું! કુંભારના ઘરનું જાણે હાંલું હોય, એ જરા ખોખરું બોલ્યું કે લાવ બીજું! હાલ વડોદરા રાજ્યે આ અનેકપત્નીલગ્નનો રિવાજ અટકાવવા કાયદો કરવા ધાર્યો છે. તે કાયદા પ્રમાણે પુરુષે એક વાર કરેલું લગ્ન કાયમ હોય, છતાં બીજી વાર લગ્ન કરે તો તે બીજી વાર કરેલું લગ્ન નિરર્થક ગણાશે. બેશક તેમાં એવા અપવાદ રાખ્યા છે કે (૧) પત્ની રક્તપિત્ત અગર એવાજ બીજા કોઇ કુત્સિત વ્યાધિથી પિડાતી હોય, (૨) પતિપત્નીનો સંબંધ શરૂ થવા પછી ૧૦ વર્ષ સુધીમાં સંતતિ ન થાય, (૩) પત્નીએ પતિના ફરી વારના લગ્ન સંબંધે આંખઆડા કાન કર્યા હોય, સમજુતીથી તે લગ્ન કરાવ્યું હોય અથવા તે લગ્ન ક્ષમાપાત્ર ગણ્યું હોય, (૪) પત્ની લગ્ન પછી ભ્રાન્તચિત્ત થઇ હોય અને ત્રણ વર્ષ રાહ જોયા છતાં ભ્રમિતપણું મટવાની આશા ન હોય, એવા ચાર પ્રસંગોમાંથી કોઇ પણ પ્રસંગે પતિ ફરી વાર લગ્ન કરે તો તે લગ્ન નિરર્થક ગણાશે નહિ. ઉપરના અપવાદોમાંનો બીજો અપવાદ 'પતિ-પત્નીનો સંબંધ શરૂ થયા પછી ૧૦ વર્ષ સુધીમાં ન સંતતિ થાય' તો પતિ ફરી લગ્ન કરી શકે, એ ઇષ્ટ નથીજ. સંતતિ ન હોય તો લગ્ન નિરર્થકજ નિવડ્યું ન કહેવાય. વળી પુરુષને ફરી લગ્ન કરવું હોય તો સ્ત્રીની સમ્મતિ તો કોઇ પણ રીતે લેઇ શકાય, એટલે ત્રીજો અપવાદ પણ ઇષ્ટ નથીજ. પણ ધારાસભાએ એ બંને અપવાદ બાતલ કર્યા છે, એમ પછીથી જાણ્યું છે.

### ઝારોળામાં પ્રેતભોજન બંધ

આપણી ગરિબાઇ આટલી ઉગ્ર બની ગઇ છે, છતાં નિરર્થક અને હાનિજનક ખર્ચ આપણે ઉંધું ઘાલીને કર્યેજ જઇએ છીએ, એ આપણી અજ્ઞાનતાની પરાકાષ્ઠા સૂચવે છે! સમાજ જેમ જેમ સુધરતો જાય છે તેમ તેમ હવે પ્રેતભોજનનો ખર્ચ નાબૂદ થતો જાય છે, પણ ગામડાંમાં હજી અજ્ઞાન લોક એ ખર્ચ ધમધોકાર કર્યે જાય છે. અને કેટલાક તો પડચો ચીલો કાપવાની હિંમત ન હોવાથીજ એવાં ખર્ચ કરે છે. છતાં ગામડાંમાં પણ હવે તે દિશામાં પ્રગતિ થતી જાય છે. ભાદરણ તાલુકાના ઝારોળા ગામના ભાઇ બાવાજી કાળિદાસ ગઇ પોષ સુદિ ૫મને રોજ ૭૦ વર્ષની વૃદ્ધ ઉંમરે ગુજરી ગયા. તેમના મોટા પુત્ર ભાઇ કાશીભાઇ અનેક વર્ષોથી શાળા ખાતામાં શિક્ષક છે. તેમણે ગામના ઉત્સાહી યુવકોની સૂચનાને અનુસરી પિતા પાછળ પ્રેતભોજન જમાડવું બંધ રાખ્યું. આમ ગામડાંમાં ચીલો પાડનાર એ ભાઇ કાશીભાઇને અને તેમને પ્રોત્સાહન આપનાર ઝારોળાના ભાઇઓને ધન્યવાદ ઘટે છે.

ખેલાતાં. યોદ્ધાઓને ખાસ શાળાઓમાં એ યુદ્ધ ખેલવાની કળા શિખવાતી દ્વંદ્વયુદ્ધને પ્રસંગે એવા બે યોદ્ધાઓ એવા ચોગાનમાં યુદ્ધ ખેલવા તૈયાર થઇને કૂદી પડે. હજારો માણસો એ યુદ્ધ જોવાને ત્યાં હાજર થઇ જાય. નિશાની થતાંજ પેલા બે યુદ્ધ શરૂ કરી દે. આખરે જે હારે તેની છાતી ઉપર જીતનાર પગ મૂકીને ઊભો રહે અને પ્રેક્ષક વર્ગની આજ્ઞા થાય કે પડેલાને કાપી નાખવો તો તેને જીતનાર યોદ્ધો કાપી નાખે, નહિ તો જીવતો જવા દે. આ યુદ્ધની ક્રૂરતા અને નિર્દયતા કોઇ પ્રેક્ષકના હૃદયને સ્પર્શતી નહિ. તેમને તો તે જોઇ આનંદ થતો. એક વાર એશિયાથી કોઇ ખ્રિસ્તી સાધુ રોમની જાત્રાએ ગયો. તે દિવસોમાંજ આ દ્વંદ્વયુદ્ધ ખેલાવાનું હતું. રોમનગરની બધી ધામધૂમ જોઇને એ સાધુએ તેનું કારણ તપાસ્યું, તો એને જણાયું કે આ હિંસાયુદ્ધમાં લોકો આટલો રસ આનંદથી લેઇ રહ્યા છે. ખ્રિસ્તી રાજ્યના પાટનગરમાં—ખ્રિસ્તી ધર્મગુરુ પોપમહારાજના પાટનગરમાં—જ આવી હિંસા થાય એ એને અસહ્ય લાગ્યું. તેણે પ્રતિજ્ઞા કરી કે એ યુદ્ધ અટકાવવા જોઇએ તો મારે આત્મબલિદાન આપવું. યુદ્ધને દિવસે બીજાઓ ભેગો એ સાધુ પણ યુદ્ધના મેદાનમાં જઇ ઊભો. કૂદતા કૂદતા યુદ્ધ કરનારા બે જણ મેદાન વચ્ચે આવી ઊભા. પેલો સાધુ તે બેની વચ્ચે જઇ ઊભો અને તેમને યુદ્ધ ન કરવાની વિનંતિ કરવા લાગ્યો. યુદ્ધ કરવાની નિશાની પ્રેક્ષકો તરફથી થઇ. પણ પેલો સાધુ વચ્ચેથી ખસે જ નહિ. આખરે પ્રેક્ષકોએ બૂમો પાડી: "મારો, કાપો, એને વચ્ચેથી કાઢી નાખો ને યુદ્ધ શરૂ કરો." ખરેજ પેલા યુદ્ધ કરનારાઓએ પોતાને બચાવવા ઊભેલા સાધુને કાપી નાખ્યો અને પછી યુદ્ધ શરૂ કર્યું. યુદ્ધ પૂરું થયા પછી એક પ્રેક્ષકને વિચાર આવ્યો કે પેલો સાધુ શા માટે કપાઇ ગયો? બહુ બહુ વિચાર કરતાં એને સાધુનો અહિંસાધર્મ સમજાયો. તેણે મિત્રોને વાતો કરી, એમાંથી ચર્ચા જાગી અને પરિણામ એવું આવ્યું કે બીજે જ વર્ષે—ઇ. સ. ૩૨૫માં—એ દ્વંદ્વ યુદ્ધ બંધ કરવાનું આજ્ઞાપત્ર રાજ્ય તરફથી છૂટ્યું. આમ એક મહાત્માએ યુગપરિવર્તન કર્યું. એવા મહાત્માઓને લીધેજ જગત જીવવા જેવું થાય છે અને રહે છે.

## હરિજન સેવકસંઘની બીજી પરિષદ

તા. ૬, ૭ જાન્યુઆરીના દિવસોએ સાબરમતી હરિજન આશ્રમમાં અને તા. ૮મીએ બારડોલીમાં મહાત્માજીને મુકામે પશ્ચિમ અને મધ્ય હિંદનાં હરિજન સેવકસંઘોની બીજી પરિષદ શ્રી. ઠક્કરબાપાને પ્રમુખપદે ભરાઇ હતી. પરિષદમાં કર્ણાટક, મહારાષ્ટ્ર, ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, સિંધ, રાજપુતાના, મુંબઇ, વગેરે

સ્થળેથી સેવકો આવ્યા હતા. ઠક્કરબાપાએ ચાલતી હરિજન પ્રવૃત્તિનું અવલોકન કર્યા પછી એ પ્રવૃત્તિ-ખૂબ જોરથી ધપાવી અસ્પૃશ્યતાનું કલંક ધોઇ નાખવાની હાકલ કરી હતી. એમણે તો એવો પણ અભિપ્રાય આપ્યો હતો કે હિંદુઓમાં ઉચ્ચનીચ મનાતી જ્ઞાતિસંસ્થાઓ પણ અસ્પૃશ્યતાનું એક કારણ છે, માટે જ્ઞાતિઓનો પણ નાશ થવો જોઇએ છે. પરિષદમાં નીચેના મુદ્દા ચર્ચાયા હતા: (૧) શાળાનો જ નહિ, પણ કૂવા, ધર્મશાળા, વગેરે સર્વ સાર્વજનિક સ્થાનોનો ઉપયોગ કરી શકે, એકંદર નાગરિકતાના સર્વ અધિકારો હરિજનોને મળે એવો પ્રયત્ન થવો જોઇએ. (૨) સુધરાઇની નોકરી કરતા ભંગીઓની જાજરૂ-સફાઇની પદ્ધતિમાં ધરમૂળથી સુધારો એવી રીતે થવો જોઇએ કે સફાઇના કામ પ્રત્યેની સૂગ ઓછામાં ઓછી થાય. આ પ્રશ્ન ઉપાડી લેવા માટે એક સમિતિ નીમવામાં આવી હતી. (૩) જે સાર્વજનિક છાત્રાલયોમાં હિંદુઓની સર્વે જ્ઞાતિઓનાં બાળકોને દાખલ કરવામાં આવે છે, તે છાત્રાલયોમાં હરિજન બાળકો પણ સૌની સરખેવટે દાખલ થવાં જોઇએ. સેવકસંઘના પ્રયત્નો સફળ થાઓ અને હિંદુજાતિ ઉપર ચોંટેલું અસ્પૃશ્યતાનું આ કલંક દૂર થાઓ!

## સાબરમતી હરિજન કન્યાવિદ્યાલયના મકાનની ઉદ્ઘાટનક્રિયા

ઉપરની પરિષદને પ્રસંગે જ સાબરમતી હરિજન કન્યાવિદ્યાલયના મકાનની ઉદ્ઘાટનક્રિયા શેઠ કસ્તુરભાઇ લાલભાઇને હસ્તે કરવામાં આવી હતી. ત્યાં હરિજન કન્યાઓને મફત રાખી શાળાન્ત પરીક્ષા સુધીનો અભ્યાસ કરાવવાની યોજના છે. તેને અંગેના છાત્રાલયમાં ૧૦૦ હરિજન બાળાઓને રાખવાની યોજના વિચારી છે. હાલ ૪૫ કન્યાઓ દાખલ થઇ છે. ઉપરાન્ત આશ્રમનાં જુદાં જુદાં ખાતાંમાં કામ કરતાં આશરે ૫૦ હરિજન કુટુંબોનાં બાળકોને પ્રાથમિક શિક્ષણ ચાલુ શાળામાં અપાય છે. શાળામાં તેમ જ બાળમંદિરમાં મળી આશરે ૨૦૦ બાળકો ભણે છે, તેમાં મુખ્યત્વે હરિજન બાળકો છે. હરિજન સેવકો, તમારે હાથે હરિજનોનું અને તે રીતે હિંદુ ધર્મનું તારણ થાઓ!

## વડોદરા પાટીદાર છાત્રાલયના મકાનની ખાતમુહૂર્તક્રિયા

વડોદરામાં ચાલતા પાટીદાર છાત્રાલયના મકાન માટે શેઠ મફતલાલ ગગલભાઇએ પોતાના સદ્દગત પુત્ર રાજરત્ન શેઠ આણસુખલાલના સ્મારક રૂપે રૂા. ૬૦,૦૦૦નું દાન આપ્યું છે. તે વડે બંધાનાર મકાનના ખાતમુહૂર્તની ક્રિયા તા. ૧૮: ૨:'૪૨ને રોજ થઇ હતી. આ અંકનો આ છેવટનો ભાગ છાપખાનામાં જતા સુધી તે સંબંધે પૂરી હકીકત નહિ મળવાથી તે લેખ શકાઇ નથી. હકીકત પૂરી મળતાં આવતા અંકમાં લેઇ શકાશે.

Reg. No. B. 1785

૧૯૯૮  ચૈત્ર

 પાટીદાર 

વર્ષ ૧૯  અંક ૬

નિર્ભય થવાની કેળવણી પ્રત્યેક સ્ત્રીએ મેળવવાની આવશ્યકતા છે. એ કેળવણી માબાપોએ અને પતિઓએ આપવાની છે. એ કેળવણી સહેલામાં સહેલી રીતે તો ઇશ્વર ઉપર આસ્થા પેદા કરવાથી મળી રહે છે. અદૃશ્ય છતાં પ્રત્યેકની રક્ષા કરનારો એ અચૂક સાથી છે. જેનામાં એવી ભાવના પેદા થઇ છે તે બધી જાતના ભયોથી મુક્ત છે. એવી આસ્થા કે નીડરતાની કેળવણી એક દિવસમાં આવતી નથી. દરમ્યાન શો ઉપાય હોઇ શકે એ પણ સમજવાની આવશ્યકતા છે. જે સ્ત્રીની ઉપર એવો હુમલો થાય તે એવે વખતે હિંસા અહિંસાનો વિચાર નહિ કરે. એ વખતે પરમ ધર્મ સ્વરક્ષા છે. જે સાધન તે વખતે તેને સૂઝે એ વાપરીને પોતાની પવિત્રતાની, પોતાના શરીરની રક્ષા કરે. ઇશ્વરે નખ આપ્યા છે, દાંત આપ્યા છે, જે બળ આપ્યું છે તેનો ઉપયોગ કરશે ને તે ઉપયોગ કરતી તે મરી જશે. દરેક પુરુષ કે સ્ત્રી જેણે મરણનો ભય છોડયો છે તે પોતે મરીને પોતાની અને સ્વજનમાત્રની રક્ષા કરશે.

('હરિજનબંધુ,' તા. ૧:૩:૧૯૪૨) ગાંધીજી



તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ





આ માસે વળી કલકત્તાથી ભાઇ નરહરિભાઇ લલુભાઇ પટેલનો 'પાટીદાર'નો ફાગણનો અંક પાછો આવ્યો છે, તેથી તેમને, કલકત્તાના બીજા અને બ્રહ્મદેશના સૌ ગ્રાહકોને સૂચવવાનું કે તેઓ પોતાનાં સ્થાન બદલે કે તુરત જ પોતાનાં નવાં સરનામાં અહીં લખી જણાવે.

અમદાવાદથી બેન શ્રીમતીબેન C/o ડૉ. ગોવિંદભાઇ પટેલ તરફથી પોતાના સદ્દગત પુત્ર હર્ષદના સ્મરણાર્થે રૂા. ૩–૦–૦ અને સગસપુરથી બેન સવિતાબેન રાવજીભાઇ મોતીભાઇ પટેલ તરફથી રૂા. ૧ બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં મોકલ્યા છે. જે બેનોને 'પાટીદાર' વિનાલવાજમ વાંચવાની ઇચ્છા હોય તે બેનો પોતાને હાથે કાગળ લખી અહીં જણાવે.

* * *



---


આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ઉમિયાશંકર જીવણલાલ ઠાકરે છાપ્યું અને જીજીબા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૩:'૪૨.

ગુરુસ્વામી—પંચાઈ શૌર્યતાની તણખા ઝરતી અદ્દભુત નવલકથા ૦
સ્વાતંત્ર્યવીર સાવરકર—અદભૂત રોમાંચક જીવનકથા પાકુંપુઠું ૦
પત્નીઅને બીજી વાતો ( સાક્ષરોની ચુંટી કહાડેલી તેર વાર્તાઓ) ૧
દેશની માયા ( અજબ પ્રકારની મનોવેધક નવલકથા ) ૨
અમીના અને હસીના ( બે જોડીયા બ્હેનોની અતિ-રસભરી અદભૂત રોમાંચક
તદન નવીજ નવલકથા પૃષ્ઠ ૩૩૦ પાકું બાઇન્ડીંગ ૩
અ. સૌ. કુમારી-વીસમી સદીની કુમારીકા અને મીસની નવીન વાતો ૧
મદન મંદીર—દેવ દેવીઓની પ્રેમ લીલાની અજબ વાતો ૦
આખર—નીચલા થરની તદન નગ્નસત્ય વાતો ૦
જન્મારો " " " ૦
જ્યારે તેઓ ઉપકાર કરે છે-ગોરી ચામડીના ભયંકર કાળા કરતુકો ૧
બુધ્ધનાં બોલ-ભગવાન બુધ્ધની અલૌકીક ભાવનાશાળી ૧૮ વાર્તાઓ ૧
રખડેલ અને બીજી વાતો ( ૧૭ સુંદર વાર્તાઓ સોનેરી બાઇન્ડીંગ ) ૨
રણવાસ ( રાણી મહારાણીઓનાં જબ્બર કારસ્થાનો ) ૦
લાલચીન યાને કપટીના કારસ્થાન ( અદભુત નવલકથા પૃષ્ઠ ૩૦૦ ) ૩
શશીકલા યાને ચૌર પંચાશિકા ( મધમધતી પ્રણય કથાઓ ) ૨
બાળકોની માવજત—દરેકે દરેકને ઘરમાં રાખવા લાયક સ્ત્રી ઉપયોગી ૩
સ્નેહલગ્નની સુંદરી ભાગ ૧-૨ સાથે (અદભુત નવલકથા સોનેરી પુંઠું) ૩
... ી કામ અને ભેદી ભગવાન-અતિ ઉતમ રસીલી સામાજીક
વાર્તા ૫૦૦ પૃષ્ઠ પાકું સોનેરી બાઇન્ડીંગ ૩
પ્રતાપી પર્વત—સ્વદેશ પ્રેમી રાજકુમારની દેશદાઝથી ઝળહળી રહેલી નવલકથા ૧
કસરત અને આરોગ્ય—અતિ ઉપયોગી ( પ્રો. માણીકરાવ-વડોદરા ) ૦
આહાર શાસ્ત્ર—ખાવા પિવા માટેની બરદાસ્ત ૦
બાળ કેળવણી—માબાપોને જાણવા યોગ્ય માર્ગદર્શક પુસ્તક ૦
કેટલાક રોગો—ઉપયોગી સલાહ અને સુચનાઓ ૦
રોગ અને આરોગ્ય- " " (૩૦૦ પૃષ્ઠ પાકું પુઠું) ૧
હિંદના ઈતિહાસની વાતો—ઘણું નવુંજ જાણવા મળશે ૦
પ્રગતિને પંથે-સમાજ અને દેશની ફરજો અદા કરવાની ધગશ શીખવતું ૧
માનું જીગર યા માતા કે રાક્ષસી ( માતૃ પ્રેમની અજબ કહાણી ) ૧
લહેરી લુટારો ( ધનશંકર ત્રીપાઠી કૃત-ડીટેકટીવ નવલકથા ) ૧
દસ લાખનો દલ્લો—જોરદાર ડીટેકટીવ નવલકથા ૨
જીવન રસ—અતિ રસિક વીસ નવલિકાઓ ૧
યુગ ચિત્ર .. પંદર .. ૧
૧

વૃદ્ધાવસ્થા મટાડવાનાં ઉપાયો-શ્વાસો શ્વાસ અને
કસરતની ક્રીયાઓ. ૨૮ ચિત્રો ૩. ૧
આશાની પાંખે (શાંતીલાલ શાહ બેરીસ્ટરનું નવું જ પુસ્તક) ૮
અધુરી આશા યાને આશાની ઈમારત (ટોલસ્ટોય કૃત-નોવેલ) ૨
આદર્શ નમુનેદાર લગ્ન (દંપતી જીવનને ઉપયોગી સાહીત્ય) ૫
ઈઝી ઇંગ્લીશ ટીચર ભાગ ૧-૨-૩ સાથે, ૧
કચ્છની જુની વાર્તાઓ (ઐતિહાસીક લોકકથાઓ) ૪
તિલોત્તમા (પ્રો. બેઈનની રસઝરતી નવલકથા) ૧
ગીત ગોવિંદ (સચીત્ર) અલંકાર નાયકા ભેદ આદિથી ભરપુર ૧
ગરીબાલ્ડી (ઇટલીના રણયજ્ઞ-ખાંડાના ખેલનારાઓ માટે) ૨
ગૌરાંગ પ્રભુ-(ભગવાન ચૈતન્યદેવ પૃષ્ઠ ૨૫૦) ૮
ગૌરાંગ પ્રભુ-(મોટી સાઈઝ ૧૦ ચિત્રો સંપુર્ણ માહીતીવાળું) ૩
ચંદ્રકળા અથવા ચડતી પડતીના ચમકારો ૨
જીવન પલટો-લેખીકા સલીમા (સચિત્ર અદભુત નવલકથા) ૨
કાગળની હોડી અને બીજી વાતો (રસિક નવલીકા સંગ્રહ) ૨
કુટુંબીનું કારસ્થાન ભાગ ૧ લો તથા બીજો-અદભુત નવલકથા દરેકની કીં. ૨
દીલેર ડાકુ (અદભૂત ડીટેકટીવ નવલકથા પૃષ્ઠ ૨૨૫) ૨
દીવાની કે શાણી ભાગ ૧ લો-આદર્શ સામાજીક નવલકથા ૪
" " ભાગ ૨ જો " " " ૪
દેશ સેવક દંપતી-યાને ઈંદુકાંત (સચીત્ર સોનેરી પાકું પુઠું) ૨
નરસુખસાગર (ડૉ. પટેલ કૃત જાતિય શિક્ષણ-કોકશાસ્ત્રની તમામ
બારીકમાં બારીક વીગતો, આસનોની સમજ પાના ૩૮૦ પાકુપુઠું) ૨
નીલમ માણેકની સંતતી ભાગ ૧ થી ૪ (એક બુક) ૪
નીરંજની અથવા વરઘેલી વનીતા (મી. દલવાડાકૃત) ૩
પંચાસરનો જય શીખરી ભાગ ૧ લો ઐતિહાસિક નવલકથા ૨
" " ભાગ ૨ જો " " ૩
પ્રતાપસિંહ (સ્કુલ લાયબ્રેરી અને ઈનામ માટે મંજુર) ૧
પ્રભાત પ્રાર્થના માળા (પ્રાર્થનાના ગીતો પૃષ્ઠ ૪૦૦ પાકું પુઠું) ૨
પ્રેમનું પરિણામ (સત્ય ઘટનાં ઉપરથી રચેલી અદભૂત નવલકથા) ૨
ફાંસીગર (ઠગ અમીરઅલીની જીવનકથા) ૪
ભમતા પંખી (મી. સનતકુમારની નવલકથા) ૩
મૃગજળ (પ્રો. બેઈનની રસઝરતી નવલકથા) ૧
મોન્ટીસરી અને કીન્ડર ગાર્ડન (બાલ શીક્ષણ માટે) ૧
રામપ્યારી યાને રાણા રાજસિંહનો રાજદરબાર ભાગ ૧ અને ૨ દરેકની ૨
મૃણાલીની (સચીત્ર અદભુત નવલકથા પાના ૨૦૮ પાકુપુઠું) ૨
મધુરી અથવા પ્રેમ ઘેલી પ્રેમદા (મી. દલવાડા કૃત) ૩
રઝીઆ અને એક બંગ મહિલાની આત્મકથા-રાણીઓના રૂદન ૨

રાતની રાણી ( અદભૂત બનાવોથી ભરેલી ડીટેકટીવ નોવેલ ) ૨
રામાયણ તત્વ રહસ્ય ( મનન કરવા લાયક રામાયણનો સાર ) ૮
રાજસ્થાનની રાજ ખટપટ ( ઐતિહાસિક અદભૂત નવલકથા ) ૫
વિજયા ( શરદ બાબુની અતિ વખણાયલી નવલકથા પાકુ પુંઠુ ) ૨
વગર દાકતરનો વૈદ્ય-પૃષ્ઠ ૪૫૦ ( માણસ માત્રને ઉપયોગી પુસ્તક ) ૨
વહુને શીખામણ ( વહુ થતાં પહેલાં અને ત્યાર બાદ સમજવા લાયક ) ૧
વૃધ્ધાવસ્થામાં તંદુરસ્તી (વૃધ્ધ ઉમરે શરીર ઘણું સરસ રાખી શકાય છે ૧
સ્વીટઝરલેન્ડની સ્વતંત્રતા (સ્વતંત્રતા કોને વરે છે? કયારે અને કેટલા ભોગે ૧
સહચરી અથવા સ્નેહઘેલી સુંદરી ( મી. દેલવાડા કૃત ) ૨
સાસાનીયન શુરવીર-ઐતિહાસીક શૌર્યતાભરી નોવેલ-યઝદેઝર્દ નામુ ૪
સત્તરમી સદીનું ફ્રાન્સ ( શ્રી મસ્કેટીયર્સનું સુંદર ભાષાંતર પૃષ્ઠ ૨૮૮ ૨
સરસ્વતિની સહન શીલતા અને મતીસુંદરીની મહત્તા તથા
ભર્તુહરીની પિંગલા અને ગોરખની ઈંગલા ( અધ્યાત્મિક ) ૧
સૌભાગ્યવતી સાવિત્રી—( હિન્દુ સમાજનું કરૂણ દશ્ય સ્ત્રી ઉપયોગી ) ૩
હઠયોગ ( આત્મજ્ઞાન દર્શાવે, પ્રતિજ્ઞામાં મક્કમ રખાવે તેવું પુસ્તક) ૧
અઈદા યાને હુરે આસતાના ( ઈસ્લામી પ્રાણવાન સાહિત્ય ) ૨
યાસ્મીન શામ " " ૧
અરબી અપસરા " " ૧
[illegible] કુબરા યાને રોમન મહારાજ્ય " " ૧
[illegible]ને મુસ્લીમ " " ૧
[illegible]ના બાઝાર—ઝનાના બજાર " " ૧
ગોમુલ આઝમ " " ૦
જલવયે તુર ( સબ્બે ઐયુબ ) " " ૧
પાકીસ્તાન ( મુસ્લીમ રાજપ્રકરણીય માર્ગદર્શક) " ૦
આંસુની ઈમારત " " ૦
જોયાયે હકક યાને સત્યનો શોધક ભાગ ૧-૨-૩ દરેક ભાગનો ૧
ગાઝી મહમદ બીન કાસમ ( ઐતિહાસીક નવલકથા ) " ૧
જમીલા યાને બંગાલનો બળવો " " " ૧
ઈસ્લામ અને પ્રભુ સામ્રાજ્યના ખલીફાઓ " " ૦
મૌલાનાં મહમદઅલી—જીવન ચરિત્ર " " ૧
અહલેબૈતની આલમગીર યાદગીરીઓ " " ૦
ઈસ્લામનાં ઓલીઆ ( દીવ્ય ચમત્કારોથી ભરપુર ) " ૦
કુરઆન અને ઈનસાન ( દરેક મુસ્લીમ ભાઈને અતિ ઉપયોગી ) ૧

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

**મંડળ સમાચાર:**

**વ્યવસ્થાપક સમિતિની** ચૂંટણીમાં નીચે મુજબ સભ્યો ચૂંટાયા છે: ૧ શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઇ, ૨ શ્રી. ગોપાળદાસ અંબાઇદાસ દેસાઇ, ૩ શ્રી. રાવજીભાઇ મણિભાઇ પટેલ, ૪ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ, ૫ શ્રી. અંબાલાલ પ્રભુદાસ ચોકસી, ૬ શ્રી. ચુનીલાલ રમણલાલ સરૈયા, ૭ શ્રી. ભોગીલાલ નાથાલાલ ચોકસી, ૮ શ્રી. અંબાલાલ લલ્લુભાઇ પટેલ, ૯ શ્રી. પ્રભુદાસ ભીખાભાઇ રાય, ૧૦ શ્રી. શંકરભાઇ ઝવેરભાઈ પટેલ. સ્વયંસેવકો તરફથી ૧ શ્રીમતી યશોદાબહેન, ૨ શ્રીમતી શરદબહેન, ૩ શ્રીમતી સુમતિબહેન, ૪ શ્રીમતી સુભદ્રાબહેન, ૫ શ્રી. દેસાઇભાઇ, ૬ શ્રી. ગોવિંદરાવ, ૭ શ્રી. ત્રિભુવનદાસ ફકીરભાઇ. કાયમ શિક્ષકો તરફથી શ્રી. મનુભાઇ. બીજી નિમણૂંકો હવે પછી થશે.

**ઉદ્ઘાટન:** શેઠ મફતલાલભાઇએ આપેલા રૂા. ૧,૦૫,૦૦૦ના દાનમાંથી બંધાવેલ સ્વ. જીવકોરબાઇ મફતલાલ કન્યાવિદ્યાભવનની ઉદ્ઘાટન ક્રિયા સરદાર શ્રી. વલ્લભભાઇ પટેલને શુભહસ્તે તા. ૧૦ : ૩ : '૪૨ને રોજ થઇ.

**સરદારશ્રીએ પ્રવચન** કરતાં કહ્યું હતું કે "દાન દેનારને તો દેવું સહેલું છે, પણ લેનારને તે જીરવવું અઘરૂં છે. જે ભાવનાથી આ દાન દેવાયું છે તેને આપણે લાયક નીવડીએ. આ વિદ્યાભવન સાથે સ્વ. જીવકોરબાઇનું નામ જોડીને શેઠ શ્રી. મફતલાલે તેમજ તેમના વારસોએ આ વિદ્યાલય સાથે કાયમનો સંબંધ બાંધ્યો છે. તેમણે અને આપણે બધાંએ મળીને આ વિદ્યાલય ચલાવવાનું છે. વિદ્યાલયની સૌથી વધારે જવાબદારી શિક્ષકશિક્ષિકાઓ ઉપર છે. તેમને મારી વિનંતી છે કે તેઓ વિદ્યાલયની ભાવના મુજબનાં સેવકસેવિકાઓ બને. બીજી જવાબદારી છે વિદ્યાર્થિનીઓ ઉપર, તેઓ એ ભાવના મુજબ પોતાનું જીવન ઘડે.

**વિદ્યાલયમાં** ઉચ્ચ અભ્યાસ આવતે વરસે શરૂ કરવા માટે તેનો અભ્યાસક્રમ નક્કી કરી આપવા તથા તેને અનુસરીને ચાલુ અભ્યાસમાં ફેરફારો સૂચવવા એક સમિતિ નીમવામાં આવી છે, તેની ભલામણો માર્ચની આખરે મળી જશે, એટલે નવે વર્ષે મહાવિદ્યાલયનો પહેલા વર્ષનો અભ્યાસ શરૂ થવાનો સંભવ છે.

આપ મરતી કન્યાઓના બચાવ અર્થે અને ખેડૂતોનાં ઋણનિવારણાર્થે અને પાછળ છોકરાંઓનાં ધારણપોષણ અર્થે પચીસ રૂપિયામાંજ લગ્નખર્ચ પતવે તેવી પ્રતિજ્ઞા લેનારાઓનો સંઘ ન કાઢો? આ બધું કરવા હરિજન ફાળા જેવા ફાળા નહિ કરવા પડે. સંઘના અનુમોદનથી સહેજે લગ્ન પતાવશે. કન્યાઓ પાછળ ખર્ચ નહિ થાય, અને પરિણામે (૧) કન્યાઓ મરતી અટકે, (૨) ખેડૂતોને દેવાં નહિ થાય, (૩) પાછળ બાળકોને પોષણનો તથા ભણતરનો ખર્ચ મળશે, (૪) આ તમાસામાં એકથી ચાર દિવસ માટેના બધા માણસોના થઈને પાંચ હજારથી પચીસ હજાર કલાકો બચશે, (૫) જીવનતત્ત્વોનો નાશ કરીને ભારે ખોરાકો તેટલા દિવસ ખાવાના ત્રાસમાંથી બચી જવાશે, ઉજાગરા બચાશે, રાત્રે તામસ ભોજન જમાતાં બંધ થશે, (૬) રેલભાડાં વગેરે ફોક ખર્ચ બચશે, (૭) આવા ખર્ચ નહિ કરનાર બીજા નાતવાળાઓને ખૂંચે એવું નહિ લાગે. આપ સત્યાગ્રહીઓને જેમ આ યુદ્ધને સમયે ધૂંધ ન થાય એવું વાતાવરણ જમાવવા આગ્રહ કરો છો, તેમ સાથે સાથે આપના સેવકોને આ વગરપૈસાના કામમાં પહેલ કરાવવાની સત્યાગ્રહ જેટલી અગત્ય ગણો અને આપ ધગશપૂર્વક 'હરિજનબંધુ'માં લખી આગ્રહ ચાલુ રાખો તો ઘણું કામ થશે. હાલ લગ્નો ચાલુ થઈ ગયાં છે. તુરત લખશો તો ભાગ જેવાઓને સારી મદદ મળશે. આમ તો હિંદુઓમાં લગભગ બધી જ્ઞાતિઓમાં ગજા ઉપરાંત ખર્ચ થતું સાંભળું છું. પાટીદારોનો તો અનુભવ હોવાથી તે માટે લખ્યું છે. આપ લખશો તે તો જે ભારતીઓ સ્વીકારે તે સર્વને ઉપયોગી થઈ પડશે.

"નિંદા થવાની બીકે કોઈ સુધારો કરતું નથી. કાંતવાના વ્રતધારીઓ, ગ્રામઉદ્યોગ-ગ્રામસેવા-હરિજનસેવા-ખેડૂતસેવાના વ્રતધારીઓ, નિંદા વેઠીને પણ પહેલ કરી બતાવશે તો એ હરિજનો-ખેડૂતો-કામદારો-ગરીબો-સ્ત્રીઓની કેટલી બધી સેવા છે! અને લાભ હસ્તામલકવત્ દેખાશે.

"આપે સાદાઈથી લગ્ન પતાવવા 'નવજીવન' 'હરિજનબંધુ'માં પક્ષ કર્યો છે તેને પરિણામે કહો કે હવે ઘણા ભાઈઓ લગ્નોમાં સાદાઈ રાખવા તૈયાર છે, પણ પાછળ કોઈ સંઘ-જમાતનું બળ નથી એટલે જૂની ઢબે તણાયા કરે છે. કોઈ વિરલ દાખલા સાદાઈના છે, પણ હવે આપના ટેકાથી સામુદાયિક થવાની જરૂર છે. આપ મજબૂત ટેકો આપશો એવી આશા રાખું છું."

આ સૂચના અવશ્ય અમલમાં મૂકવા જેવી છે.

('હરિજનબંધુ,' તા. ૮:૩:'૪૨) કિશોરલાલ ઘ. મશરૂવાળા

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૮ વર્ષ ૧૯ | આણંદ | ચૈત્ર અંક ૬ |
|---|---|---|

## લગ્નનું ખર્ચ

આ બાબતમાં 'નવજીવન' પત્રના કાળથી ગાંધીજી ઘણી વાર લખી ચૂક્યા છે. છતાં રૂઢિઓનાં મૂળ દાભ જેવાં હોવાથી, જ્યારે તે ઉખેડવા જેવી હોય ત્યારે ફરી ફરી પ્રહાર કરવોજ પડે છે. આ બાબતમાં ગાંધીજી ઉપર આવેલો એક કાગળ વિચારવા જેવો હોઇ, તેનો સંક્ષેપ કરી નીચે આપ્યો છે:

"યજ્ઞાર્થે કાંતવાના વ્રતધારી યજ્ઞાર્થે કાંતે છે. આઠ કલાકની મજૂરી ચાર આના ગણીએ તો દરેક અર્ધો કલાક યજ્ઞાર્થે કાંતનાર રાષ્ટ્રીય સંપત્તિમાં એક પૈસો વધારે છે. તેવા અર્ધો કલાક કાંતનારા વ્રતધારી ૧૭૭ વર્ષ સતત એ વ્રત ચાલુ રાખે તો એક હજાર રૂપિયા કાંતણમજૂરીના બચાવી શકે.

"ખેડા જિલ્લામાં પાટીદારોએ, કન્યાલગ્ન પાછળ દેખાદેખી ગજા ઉપરાંત આંધળા ખર્ચો થતા હોવાથી, હજારો કન્યાઓ મારી નાખી છે અથવા જાણીજોઇને માંદગીમાં બેકાળજીથી મરવા દીધી છે. મધ્યમ વર્ગના ગરીબ પાટીદાર પણ કન્યાના લગ્ન પાછળ એક બે દિવસ માટે ઓછામાં ઓછા હજાર રૂપિયા દેવું કરીને પણ ખરચે છે. અને એ દેવાં અને વ્યાજ ભરવામાં છોકરાંને સરાસરી પાશેર દૂધ મળતું નથી. એટલે એવો અર્ધો કલાક કાંતવાનો વ્રતધારી પણ ૧૭૭ વર્ષની કાંતણ મજૂરી એક દિવસમાં ઉડાવી દે છે. એક કરોડપતિ લગ્નમાં એક લાખ રૂપિયા ખરચે તો તે એક ટકો ખર્ચ ગણાય. જ્યારે પાંચ હજારની મિલકતવાળો એક હજારજ ખરચી પેલા કરોડપતિની દેખાદેખી તેના સોમા ભાગનું ખર્ચ કરે, એટલે એક હજાર ખરચે, તો વીસ ટકા ખર્ચ કર્યું કહેવાય.

"આપે હરિજનોના દુઃખનિવારણાર્થે હરિજન સેવક સંઘ કાઢ્યો છે. તો

આપ ગરતી કન્યાઓના બચાવ અર્થે અને ખેડૂતોનાં ઋણનિવારણાર્થે અને પાછળ છોકરાંઓનાં ધારણપોષણ અર્થે પચીસ રૂપિયામાંજ લગ્નખર્ચ પતાવે તેવી પ્રતિજ્ઞા લેનારાઓનો સંઘ ન કાઢો? આ બધું કરવા હરિજન ફાળા જેવા ફાળા નહિ કરવા પડે. સંઘના અનુમોદનથી સહેજે લગ્ન પતવાથી કન્યાઓ પાછળ ખર્ચ નહિ થાય, અને પરિણામે (૧) કન્યાઓ મરતી બચશે, (૨) ખેડૂતોને દેવાં નહિ થાય, (૩) પાછળ બાળકોને પોષણનો તથા ભણવાનો ખર્ચ મળશે, (૪) આ તમાસામાં એકથી ચાર દિવસ ગાટેના બધા માણસોના થઈને પાંચ હજારથી પચીસ હજાર કલાકો બચશે, (૫) જીવનતત્ત્વોનો નાશ કરીને ભારે ખોરાકો તેટલા દિવસ ખાવાના ત્રાસમાંથી બચી જવાશે, ઉજાગરાથી બચાશે, રાત્રે તાગસ ભોજન જમાતાં બંધ થશે, (૬) રેલભાડાં વગેરે નકામા ખર્ચ બચશે, (૭) આવા ખર્ચ નહિ કરનાર બીજા નાતવાળાઓને પણ ઓછપ નહિ લાગે. આપ સત્યાગ્રહીઓને જેમ આ યુદ્ધને સમયે લૂંટફાટ ન થાય એવું વાતાવરણ જગાવવા આગ્રહ કરો છો, તેમ સાથે સાથે આપના સેવકોને આ વગરપૈસાના કામમાં પહેલ કરાવવાની સત્યાગ્રહ જેટલી અગત્ય ગણો અને આપ ધગશપૂર્વક 'હરિજનબંધુ'માં લખી આગ્રહ ચાલુ રાખો તો ઘણું કામ થશે. હાલ લગ્નો ચાલુ થઈ ગયાં છે. તુરત લખશો તો મારા જેવાઓને સારી મદદ મળશે. આમ તો હિંદુઓમાં લગભગ બધી જ્ઞાતિઓમાં ગજા ઉપરાંત ખર્ચ થતું સાંભળું છું. પાટીદારોનો તો અનુભવ હોવાથી તે માટે લખ્યું છે. આપ લખશો તે તો જે ભારતીઓ સ્વીકારે તે સર્વને ઉપયોગી થઈ પડશે.

"નિંદા થવાની બીકે કોઈ સુધારો કરતું નથી. કાંતવાના વ્રતધારીઓ, ગ્રામઉદ્યોગ-ગ્રામસેવા-હરિજનસેવા-ખેડુતસેવાના વ્રતધારીઓ, નિંદા વેઠીને પણ પહેલ કરી બતાવશે તો એ હરિજનો-ખેડૂતો-કામદારો-ગરીબો-સ્ત્રીઓની કેટલી બધી સેવા છે! અને લાભ હસ્તામલકવત્ દેખાશે.

"આપે સાદાઈથી લગ્ન પતાવવા 'નવજીવન' 'હરિજનબંધુ'માં પક્ષ કર્યો છે તેને પરિણામે કહો કે હવે ઘણા ભાઈઓ લગ્નોમાં સાદાઈ રાખવા તૈયાર છે, પણ પાછળ કોઈ સંઘ-જમાતનું બળ નથી એટલે જૂની ઢબે તણાયા કરે છે. કોઈ વિરલ દાખલા સાદાઈના છે, પણ હવે આપના ટેકાથી સામુદાયિક થવાની જરૂર છે. આપ ગજબૂત ટેકો આપશો એવી આશા રાખું છું."

આ સૂચના અવશ્ય અમલમાં મૂકવા જેવી છે.

('હરિજનબંધુ,' તા. ૮:૩:'૪૨) કિશોરલાલ ઘ. મશરૂવાળા

# ગ્રામસંસ્થાઓના ખર્ચનું ભારણ

દરેક જમાનામાં તેની સંસ્કૃતિનાં પ્રતીક તરીકે તેની સંસ્થાઓ ઊભી કરવામાં આવે છે. તે સંસ્થાઓથી તેનું સ્થૂલ, સૂક્ષ્મ અને સંસ્કારી જીવન ટકાવી રાખી પોષવાની નેમ હોય છે. આપણાં ગામડાંઓની જૂની સંસ્થાઓ વિષે વિચાર કરીએ તો લાગશે કે એ સંસ્થાઓ માણસ, પશુ અને પંખીઓના હિત માટે ઊભી કરેલી હતી.

માણસને જીવવા માટે આવશ્યક સાધનોની પહેલી જરૂર. કેટલાંક સાધનો એવાં કે એકલદોકલ માણસ પોતા માટે ઊભાં ન કરી શકે. તેવાં સાધનો બધા મળીને ઊભાં કરે અને પછી એ જાહેર સંસ્થા તરીકે ઓળખાય. પ્રાચીન કાળમાં સૌથી પ્રથમ તળાવ, કૂવા અને નવાણો ઊભાં કરવામાં આવેલાં હશે. પોતે જાતે જીવવા, પોતાનાં ઢોરને જિવાડવા તથા અનાજ પકવવા માટે તેની પ્રથમ આવશ્યકતા ઊભી થઇ હશે. પછી તો આગળ જતાં કૂવા અને હવાડા બંધાવ્યા હશે. આ બધાં સાધનો જાહેર સંસ્થાઓ તરીકે તે કાળમાં અતિ મહત્ત્વનાં મનાતાં હશે. એ સંસ્થાઓને ટકાવવા એટલે કે તળાવની પાળ તથા તેને ઓવારા બાંધવા, પાણી વધારે સમાઇ શકે તે માટે તેમને ઊંડાં ખોદવાં, કૂવાનું સમારકામ કરવું, હવાડામાં ઢોર માટે પાણી ભરવું – આ બધાને માટે અમુક જાતનું ખર્ચ કરવું પડતું હશે અને તે ખર્ચનું ભારણ તે ગામ વેઠતું હશે.

આગળ જતાં ચોતરા અને પંખીઓ માટે પરબડીઓ બંધાઇ હશે. માણસની દયાવૃત્તિમાંથી તેનો જન્મ થયો હશે. 'કૂતરાંની આટ'ને પણ ભૂલવા જેવી નથી. માણસનાં સાથીદાર તરીકે પશુપંખીઓનાં જીવન ટકી રહે તે માટે માણસે જાતે આ બધું ઊભું કર્યું હશે. અને પોતાના રોજના જીવનમાં દઢ રીતે વણાઇ જાય તેવી જાતની ધરેડો ઊભી કરી હશે. એથી આગળ જતાં સંસ્કૃતિના કાળમાં ધાર્મિક જીવનપ્રવાહો સમગ્ર હિંદ ઉપર ફરી વળ્યા હશે. તે વખતે માતાનાં, મહાદેવનાં અને બીજાં મંદિરો થયાં હશે. એ ધાર્મિક સંસ્થાઓ માટે તો માણસોએ જમીનો આપી, માલમિલકત આપી અને પોતાનું સર્વસ્વ આપ્યાના દાખલાઓ પણ છે. આજે પણ હજી માણસને પોતાના ગામનો તૂટેલો ઓવારો સમરાવવા કરતાં સ્વર્ગની સીડીએ લેઇ જનાર મંદિરમાં ઠાકોરજીને પારણું ભેટ આપવાનું વધારે સ્પર્શ કરે છે. એટલે છેવટે માણસના જીવનની પ્રાથમિક જરૂરિયાતો કરતાં તેના આત્માને વિકસાવે, તેને આધ્યાત્મિક

ઉન્નતિમાં પ્રેરે એવી ધર્મની સંસ્થાઓમાં અને ધર્મગુરુઓમાં વધારે શ્રદ્ધા ચોટી. અને આવી સંસ્થાઓના ખર્ચનું ભારણ લોકો સ્વેચ્છાએ ઘણું વેઠવા લાગ્યા.

ત્યાર પછી પશ્ચિમની સંસ્કૃતિના સહવાસમાં આપણો દેશ આવ્યો અને એ સહવાસને પરિણામે આપણે ત્યાં ગામડે ગામડે કેટલીક નવી સંસ્થાઓ જન્મવા લાગી. એ સંસ્થામાં સૌથી પહેલી ગણીએ તો લાયબ્રેરી જન્મી, પછી અંગ્રેજી સ્કૂલ આવી અને પછી દવાખાનાં અને અખાડો, એમ આજના કાળમાં આ સંસ્થાઓ દરેક ગામ માટે જરૂરની મનાવા લાગી. કેટલીક જગાએ જરૂર ઉપરાંત અમુક માણસોના મગજોનાં ધતિંગ તરીકે પણ ચાલી અને અમુક જગાએ તો પોતાના ગામની શોભા તરીકે આવી. પણ આ જમાનામાં એટલું તો સૌ કોઇ કબૂલ કરે છે કે આપણા દેશનું આજે જે નવઘડતર થઇ રહ્યું છે એ ઘડતરમાં લાયબ્રેરી, અંગ્રેજી સ્કૂલ, દવાખાનાં, અને અખાડો એ જરૂરનાં છે. એ દ્વારા આજે નવી પ્રજા ઘડાઇ રહી છે. એટલે એની આવશ્યકતા વિષે બે મત નથી. પણ તેના ખર્ચનું ભારણ આજે વિચિત્ર રીતે થઇ રહ્યું છે. એ વિચિત્રતાનો અંત ગમે ત્યારે લાવવોજ પડશે.

લગનપ્રસંગે કન્યાને માંડવે વરપક્ષ પાસેથી કેટલાંક દાપાં લેવાનો રિવાજ છે. એ દાપાંમાં મંદિરને અને મહાદેવને આપવાની રકમ નિશ્ચિત હોય છે. તેનાથી વધારે દાપું કોઇથી માગી શકાય નહિ અને કોઇ આપે પણ નહિ. પણ આ જે નવી સંસ્થાઓ થઇ છે તેના ખર્ચના ભારણ માટે વરપક્ષ પાસેથી ઠીક ઠીક રકમો કઢાવાય છે. કોઇ ગામમાં લાયબ્રેરીના રૂા. ૧૫ લેવાનો રિવાજ, તો કોઇ જગાએ રૂા. ૫૧ લેવાનો રિવાજ છે. વળી કોઇ ગામમાં માત્ર લાયબ્રેરીજ હોય છે, તો કોઇ જગાએ લાયબ્રેરી, અખાડો અને અંગ્રેજી શાળા ત્રણે હોય છે. આ ત્રણે માટે વરપક્ષને રકમ આપવાની હોય છે. વળી તેમાંયે જેની લાગવગ વધુ, તે સંસ્થાને વધારે મળે. આવી જાતની અતંત્રતા એ નવી સંસ્થાઓના ખર્ચના ભારણ માટે ચાલતી હોય છે. આવી અતંત્રતા દૂર કરવી જોઇએ. પાટીદારોનાં પંચ છે. જેમ દાપાંની રકમ નક્કી કરી દીધેલી છે, તેવી રીતે આ નવી જાતની પ્રવૃત્તિઓ માટે આપવાની રકમનો આંકડો નક્કી થવો જોઇએ. નક્કી થએલા આંકડાથી વધુ રકમ આપવી હોય તો તે વરપક્ષની મુનસફીની વાત છે પણ એક જાતનો આગ્રહ, જે આડકતરી રીતે દબાણનું સ્વરૂપ હોય છે, તેનું દબાણ વ્યાજબી નથી.

દરેક ગામે આવી નવી જાતની સંસ્થાઓ સ્થપાય, તેનો વિકાસ થાય અને તે દ્વારા ઊગતી પ્રજા ઘડાય એ અતિઆવશ્યક છે એમ ફરી ફરીને

પણ હું કહું છું. ગોટેરાઓએ અને જુવાન વર્ગે આ નવી સંસ્થાઓ તરફ વધુ લક્ષ આપવું જોઇએ, અને તે માટેજ આ બધી સંસ્થાઓ ગામના એકજ મંડળની છત્રછાયા નીચે ચાલે, ઊછરે અને એ દરેક સંસ્થાના ખર્ચના પ્રમાણમાં તેની આવકના ટકા વહેંચી દેવાય એ જરૂરનું છે. વરપક્ષ પાસેથી મળતી રકમ પણ એ ટકાના પ્રમાણમાં વહેંચાવી જોઇએ. નવી પ્રવૃત્તિઓને આપવાની રકમ નક્કી થવી એ પણ આવશ્યક છે. એક બાજુથી સુધારાને નામે સામાજિક પ્રસગોએ ખર્ચ ઓછા થાય તેના પ્રયત્નો થાય, અને બીજી બાજુથી નવી જાતનાં ખર્ચો તેની હદ ઉપરાંત લદાયા કરે એ સુસંગત નથી.

આ બાબતમાં ભાદરણ ગામના પ્રગતિમંડળનું બંધારણ અને તેની કામ કરવાની પદ્ધતિ આવકારદાયક છે. તે ગામનો અખાડો, બાલમંદિર, કન્યાવિદ્યાલય, છાત્રાલય અને એવી બીજી સંસ્થાઓ પ્રગતિમંડળની છત્રછાયા નીચે ઊછરીને ફાલીફૂલીને મોટી થઇ છે. ગામડા ગામમાં જુદી જુદી સંસ્થાઓની જુદી જુદી સમિતિઓ અને વહીવટ જુદા જુદા માણસોને હસ્તક રાખવાથી તેમાં નાણાં, શક્તિ અને જીવનનો નકામો વ્યય થાય છે. આજે નહિ તો પાંચ વરસે, પાંચ વરસે નહિ તો દસ વરસે પણ દરેક ગામને પોતાની જુદી જુદી નવી સંસ્થાઓ એકજ તંત્ર નીચે મૂકયા વિના છૂટકો થવાનો નથી. ત્યારે હાલજ કેમ ન ચેતવું?

ભારત વિદ્યાલય, કરાડી — મણિભાઇ પરેલ

---

## કાકો-ભત્રીજો

(સ્વતંત્ર છતાં ગયા અંકના 'પાતાળનાં મૂળિયાં'ના અનુસંધાન તરીકે—લેખક)

દહાડો ઊગે તે પહેલાં આખા પાટણવાડિયાના પાડિયામાં દરેક ઘરના નકુચા ઉપર સાંકળો ચઢી ગઇ. જે જે ઘરમાં હતાં તે તે હાથપગ લેઇ બહાર નીકળી ગયાં. ઊંઘતાં છોકરાંને એમની મા ઊંચકીને બહાર લેતી ત્યારે શિયાળાની ટાઢમાં ટૂંટિયુંવાળી સૂતેલાં બાળકો અકડાઇ ગએલા પગને લાંબા કરી, 'ઉ....ઉ'ના ઊંહકારા ભરી આંખો ચોળતાં હતાં અને પીઆ બાઝેલી આંખ ન ઊઘડતાં રુદનનું સંગીત ચારે બાજુ રેલાવતાં. પુરુષો ગાભરા ગાભરા ટાઢને ન ગણકારતાં ઉઘાડે ડિલે, શિયાવિયા થઇ ગયા હોય તેમ બહાર નીકળી ગૂસપૂસ વાતો કરતા હતા. બૈરાં આ અણધારી આફતમાં 'હવે શું થશે?' તેની ચિંતામાં

રડતાં છોકરાંને ઉપરથી બેચાર ધબ્બા મૂકી ગનનો ઊભરો ઠાલવ્યાનો સંતોષ લેતાં હતાં. છતાં છોકરાં સિવાય બધાં ઉપર અનુભવજન્ય એક પ્રકારની ટાઢપ દેખાતી હતી.

ગાડી ઊપડવાની સીસોટી વાગ્યા પછી એને પકડવા જેમ મુસાફર હાંફળો ફાંફળો દોડે, તેમ પોલીસ–સિપાઇઓ એક ફળિયામાંથી બીજા ફળિયામાં દોડાદોડ કરી ફટોફટ બારણાં બંધ કરતા હતા. અને છતાં ય કોઇ મુદ્દાગાલ ગફેદફે ન કરી નાખે માટે શકરાબાજની તીક્ષ્ણ દૃષ્ટિવાળો આબકારી ઇન્સ્પેક્ટર ઘોડા ઉપર બેસી આમથી તેમ ચારે તરફ ફરી રહ્યો હતો. સવારના એ શાન્ત વાતાવરણમાં ઘોડાના ડાબલાનો અવાજ અને એથી ખીલે બાંધેલાં ભડકતાં ઢોરની સાંકળોનો રણકાર આખા પાડિયામાં ગાજી રહ્યો હતો.

સરકારી છાપ મારેલા દારૂ સિવાય ગેરકાયદેસર દારૂ ગાળી પ્રજા કુછંદે ન ચઢે તેની ચોકી કરતા આબકારી ખાતાની પોલીસ પાર્ટી, બિનકાયદેસર ગળાતા દારૂની ઝડતી કરવા, રાતોરાત દશ ગાઉની મજલ કાપી સવાર થતાં ન થતાંમાં તો ગામમાં પ્રવેશી ચૂકી હતી. અને દારૂ ગાળવાના અડ્ડા ધંધા તરીકે જાણીતી થએલી પાટણવાડિયા કોમના પાડિયામાં પોલીસ પાર્ટીએ એકે એક ઘરનાં બારણાં બંધ કરી દીધાં હતાં.

મુખી, વરતણિયાઓ પણ આવી પહોંચ્યા. છેક છેલ્લે છેડેથી એક પછી એક ઘરની ઝડતી શરૂ થઇ. તકનો લાભ કોઇ ન લેઇ જાય માટે બબ્બે સિપાઇઓ ફળિયામાં દેખરેખ રાખવા આંટા મારી રહ્યા હતા. જેમના ઘરમાંથી મુદ્દાગાલ નીકળે તેમ હતું તેમના જીવ ઊંચાનીચા થતા હતા.

જેમત પોતાની વહુ તરફ ડોળા કાઢી કહેતો હતો: "આ રાંડને હું ના કહેતો હતો કે છો ને ખેતરમાં બાટિયું પડી રહેતું. પણ મારૂં કહ્યું માને ત્યારે ને!"

"તમે તો છેક બીકણ ને બીકણ રહ્યા. આ મંગો કાછિયો ઘેર ચાલુ ગાળે છે, તેને કોઇ નથી ગળી જતું ને તમને તે કોણ ગળી જવાનું હતું?"

"પણ એવા કોઇના વાદ કરવા જઇએ તે આપણને ફાવતું હશે? એને તો જેલમાં લેઇ જાય તોય ક્યાં પાછળ ખાનારાં હતાં તે ચિંતા? મૂઆં પાંચ શેર કોહેલાં મહુડાં કોઇ લેઇ જનત તો. પણ અત્યારે આ દુઃખનો દહાડો તો ના આવત."

ઝડતીની ઘડીઓ ગણાતી હતી, છતાં મંછા જાણે કંઇ બનવાનું ન હોય તેમ શાન્તિથી બોલી: "તે તમે એટલા બધા ગભરાઇ જાઓ છો શું કરવા?"

"તારી મા પઇણાવા! આ તારો બાપ હમણા મહુડાંનું બાટિયું કાઢીને

ઊભો રહેશે ત્યારે તારે કંઇ ઓછો જવાબ દેવો પડવાનો છે? એ કરી તો શું નાખવાનો હતો? પણ છેવટ મુદ્દામાલ પકડાય એટલે દશ પંદરમાં તો શું દીઠું? અને મારી પાસે તો ઘસી પીવાનોય પૈસો નથી." જેમત અકળાઇને પણ ધીમેથી બોલ્યો.

ધાવતા બાળકને નીચે બેસાડતાં મંછા બોલી: "એ મોટા કાળી ડગલી પહેરી આવ્યા એટલે એનાથી બી ગયાં, એમ?"

જેમત વધુ ચિડાઇને બોલ્યો: "તું ના બીવા વાળી બેસ છાનીમાની એટલે થયું."

"પણ તમ તમારે જે થાય તે જોયા કરો ને. હજુ જોડેના ફળિયામાં તપાસે છે ત્યાં સુધીમાં એટલા બધા ગભરાઇ જાઓ છો શું કરવા?"

મંછાના આ વખતના સવાલના જવાબમાં કંઇ બોલ્યા વગર મૂંઝાતો જેમત દૂર એ જ વાકણુની વાતો કરતા ટોળામાં જઇ બેઠો.

બે સિપાઇઓ બંદૂકો લેઇ ફળિયામાં આંટા મારી રહ્યા હતા.

મંછાએ પાસે બેઠેલાં બેય છોકરાંને રીસ ચઢાવીને લોહી નીકળે તેવી ચૂંટી ખણી. છોકરાંએ મોટા રાગડો કાઢીને ભેંકણો મૂક્યો.

અને આંટા મારતા સિપાઇઓ સાંભળે તેમ મંછાએ ઉપરથી બબ્બે ધબ્બા મારતાં કહ્યું: "મારાં ભઇનાં હારાં! ઊઠયાં ત્યાંથી ખાવા સારૂ રડારડ! મારૂં તો ધાવી ધાવીને શરીર અધું કરી નાખ્યું, તોય ના જપ્યાં." અને હજુય જાણે છાનાં રહી જશે એમ બીક લાગતી હોય તેમ બીજો એક, પણ બેનું સાટું વાળે તેવો ધબ્બો માર્યો. સિપાઇઓએ બીજો આંટો માર્યો. ત્યારે એમને સંભળાય તેમ ઉમેર્યું: "ભૈડકું તો તમારા પેટમાં ઉહારવા ક્યારનુંય રાંધી મૂક્યું હતું. પણ અહીં અમારા જીવની પડી છે ને તમને ખાધાની પડી છે."

સિપાઇઓનો ત્રીજો આંટો થયો ત્યારેય છોકરાં રડતાં હતાં. મંછાને કંઇ અરજી કરવી હોય તેમ એમની નજીક આવી ખોળો પાથરતી હોય તેમ નમીને બોલી: "ભઇસા'બ! આ છોકરાં મૂઆંને અત્યારમાં ખાધાની ટેવ છે, તે ક્યારનાંય રડે ચઢયાં છે. તમે કહો તો ઘરમાં ચૂલા ઉપર ભૈડકાની હાંલ્લી તૈયાર છે, તે લેઇ આવું."

સિપાઇઓએ પૂછ્યું: "અત્યારમાં ખાવાનું તૈયાર થઇ ગયું?"

મંછા ગરીબ ગાય જેવી થઇ બોલી: "વલોણું હતું એટલે છાશ કરીને ભૈડકું મૂક્યું હતું. અમારે મજૂરિયા લોકોને ભાઇસા'બ, ચા ગણો તોય એ ને

શીરો ગણો તોય એ. મૂઆં છોકરાંને મેં બે વખત ટીપ્યાં, પણ છાનાં રહેતાં નથી. કહો તો હાંલ્લી ચૂલા ઉપરથી લેઇ આવું."

બીજા સિપાઇને પોતાનું છ મહિનાનું બાળક સવારમાં દૂધવાળો જરા મોડો આવે તો કેટલું રડીને ઘર ગજવી મૂકતું, તે યાદ આવ્યું. એણે કહ્યું: "જા, લેઇ આવ. અમે અહીં ઊભા છીએ."

મંછા ઉપકારના ભારથી લળી પડતાં બોલી: "એમ હોય તો સાથે આવો ને, ભઇસા'બ." અને એણે પાછળ બેગાંથી કોઇ આવતો તો નથી ને, તેની ત્રાંસી નજરે ખાત્રી કરી, ઘરમાં ઉતાવળી જઇ ચૂલા ઉપરની લૈડકાની હાંલ્લીમાંથી ઉનું ઉનું લૈડકું કહોવડાવવા નાખેલાં ગહુડાંની હાંલ્લી ઉપર રેડ્યું. અને ગહુડાં ઢંકાયા પછી લૈડકું ઉભરાઇ ગયું હોય તેમ હાંલ્લી ઉપર રેલાવા દીધું. તરત બહાર નીકળી, હાંલ્લીને નીચે મૂકી ઘર ઉપર હતી તેમ સાંકળ ચઢાવી દેતાં એ બોલી: "હુંય રાંડ ચૂલા ઉપરથી ઉતારવાનું ભૂલી ગઇ તે અધું લૈડકું તો ઉભરાઇ ગયું."

અને નીચે મૂકેલી હાંલ્લી ઉપર લૈડકાના ઓઘરાળા જોતાં સિપાઇ વધુ ખાત્રી ન કરતાં પાછા આંટા મારવા લાગ્યા.

મંછા અમસ્તી અમસ્તી છોકરાંને લૈડકું ચટાડવાનો ડોળ કરતી હતી. પણ એનું મન તો પેટમાં ને પેટમાં ફુલાતું ફુલાતું પોલીસની મૂર્ખાઇ ઉપર હસતું હતું: "બૈરા જેટલીય બુદ્ધિ તો છે નહિ ને મોટા બંદૂકો લેઇને ફરે છે!"

ત્રીજા ફળિયામાં બકોર કોઇ ન સાંભળે તેમ કહેતો હતો: "માધા, અલ્યા એક ઉપાય છે. ઝડતી આવે તે પહેલાં જો આ સિપાઇઓને કંઇક આપીને ફોડો તો ઘર ઉઘાડવા દે. ત્રણ સીસા બે ગૂંજામાં ઘાલી બહાર નીકળી જતાં શી વાર!"

માધો: "પણ એવું કહેવા જઇએ ને ઊલટા અવળા પકડે તો?"

બકોર: "એ તો ગુરુ વના કંઇ બને?"

માધો: "તમે કહો તે કરૂં, વળતી શું?"

બકોર: "એનો ગુરુ જીભાઇ વરતજિયો."

માધો: "પણ એ તો પેલા ફળિયામાં સાહેબ જોડે છે."

બકોર: "એને તો સળી કરી એટલે આવ્યો જ જાણો ને. છ વરતજિયા છે, એના વના ત્યાં શું અડી રહેવાનું છે?"

માધો: "જા અલ્યા, મેલા! છળવે રહી કોઇ ન જાણે તેમ જીભાઇને બોલાવી લાવ."

બકોરઃ "તું તારે એને જરા પગ અડાડજે ને, એટલે તરત આવ્યો જાણ. એ બધું તો સૌ જાણે સમજ્યા, પણ પોલીસને આપવાનું તૈયાર છે?"

માધોઃ "ગામમાંથી લાવું ત્યારે સ્તો! ઘરમાં ઓછા દાટી મૂકયા છે?"

બકોરઃ "પણ એટલું બધું કરવા જતાં સુધીમાં તો બધું અહીં આવી પહોંચશે."

માધોઃ "હજુ તો વચલું ફળિયું તપાસ્યા પછી આવશે ને? ત્યાં સુધીમાં તો નથુ ઠક્કર પાસેથી લેઇ આવતાં વાર શી?"

બકોરઃ "મારો બેટો એ ટંડો એમ કયાં હાથ મૂકવા દે તેવો છે?"

માધોઃ "આપણી ગરજે ઓછો આપવાનો છે? પચીસની હાંસડી આડમાં મૂકીશ એટલે ભાઇમાહેબ કહીને આપશે."

અને વાતમાં વધુ વખત બગાડયા વગર, ગઇ કાલે જ સાસરેથી આવેલી દીકરીના ગળામાંથી હાંસડી કઢાવી માધો ઉતાવળો ઉતાવળો નથુ ઠક્કરની દુકાને ગયો.

સોગજોગે ઠક્કર કાલે ઘેર ગયો ન હતો એટલે ઊઠીને દાતણ કરતો હતો. આવવાનું કારણ સમજ્યા છતાં એણે પૂછ્યું: "કેમ આવવું થયું, માધાજી?"

"જરા કામ છે, અંદર આવો ને." નથુ ઓટલા ઉપરથી અંદર ગયો એટલે સીધી હાંસડી આપતાં માધાએ કહ્યું: "પંદર રૂપિયા આપો ને."

નથુએ હાંસડી લેતાં કહ્યું: "જુઓ, મેં તો હવે આ ધંધોજ બંધ કરી નાખ્યો છે, પણ અત્યારે તમારી ઓપરી કાઢું છું. પંદર તો નહિ પણ દશ આવશે. વ્યાજ તો જાણો છો ને? બધાંનું લેઉ છું તે આનો ગણીશ. અને હું તો મારા પૈસાનો ધણી એટલે છ મહિનામાં નહિ આવે, તો બહુ બહુ તો બે મહિના શરમને લીધે વાટ જોઇ પછી અવેજ વેચી નાખીશ."

પળ પળની જ્યાં કિંમત થતી હોય ત્યાં પૈસાની કિંમત ગણવા બેકે કયાં પાલવે? બિલકુલ પ્રતિકાર કર્યા વગર નથુએ જે દશ રૂપિયા આપ્યા તે જોયા કે ગણ્યા વગર મૂઠીમાં મારી માધો ચાલતો થયો.

આ બાજુ આબકારી પોલિસથી ટેવાઇ ગએલો છીભાઇ પગે પગ અડતાં પૂછયા ગાછયા વગર આવી પહોંચ્યો. બકોરે કહ્યું, "છીભઇ! માધાના ઘરમાં નવ સીસા દારૂ છે."

દરેક વખતના અનુભવથી ટેવાએલા છીભાઇએ બીજું પૂછયા વગર કહ્યું: "લાવો, કેટલા રૂપિયા છે?"

માધો : "આ હજુ નથુશેઠને ત્યાંથી દશ રૂપિયા લેઇ ચાલ્યો જ આવું છું." અને એણે દશેય રૂપિયા જીભઇના હાથમાં અવાજ ન થાય તેમ મૂકી દીધા. જીભઇને પોલિસ જોડે વાત કરતાં ફાવે માટે બીજા આધાપાછા થઇ ગયા.

જીભઇએ ઇસારત કરી એટલે ચોકી કરતો સિપાઇ પાસે આવ્યો અને દમાગથી બોલ્યો: "કયા હૈ?"

જીભઇએ ધીમેથી કહ્યું : "હું વરતણિયો છું. આ ઘર જરા ઉઘાડવા દો." અને તેણે મૂઠી વાળેલો હાથ સિપાઇના ખિસ્સામાં નાખ્યો. એવો જ કાઢી લીધો.

ખિસ્સામાં હાથ ઘાલી મૂણાના પૈતા જેવા રૂપિયાને ગણી જોતાં સાતનો આંકડો થયો એટલે એના પેટમાં શાન્તિ વળી. અને દમામવાળી જબાન બંધ કરી ધીમેથી બોલ્યો : "સાહેબની પાસે વાત જાય એમ તો નથી ને?"

"એ વાતે બેફીકર રહેજો." કહી જીભઇ મોં ફેરવી ઉતાવળે બોલ્યો: "ક્યાં ગયો માધો? આ ભેંસ ઘરમાં કયારની બરાડે છે તેય સાંભળતો નથી?"

માધે આડુંઅવળું જોયા વગર ઘર ઉઘાડી બાવટાની ખૂણીમાં સંતાડેલા ત્રણ સીસા ખિસ્સામાં માર્યા અને ભેંસને ઘરમાંથી કાઢી બહાર ખીલે બાંધી, ઘરની સાંકળ હતી તેમ પાછી ચઢાવી દીધી.

સિપાઇ તો પોતાની ફરજ બરાબર બજાવતો હોય તેમ ફળિયાને એક છેડેથી બીજે છેડે પરેડ કરી રહ્યો હતો. જીભઇ ખિસ્સામાં પડેલા ત્રણ રૂપિયાનો આનંદ મુખ ઉપર લાવ્યા વગર પેશાબ કરવા ગયો હોય તેમ ઝડતી ચાલતી હતી ત્યાં આવી દાખલ થઇ ગયો.

ગંગો કાણિયો તો જાણતો જ હતો કે આબકારીની ઝડતી આવી એટલે ઓછામાં ઓછા પચાસ રૂપિયામાં તો શું દીઠું? અને પછી એ જોરે કાયદેસર દારૂ વેચવાનું લાયસન્સ લીધું હોય તેમ એનું ઘર કલાલની દુકાનની માફક ખુલ્લું રહેતું. એકાદ ભાટિયું એની ભઠ્ઠી ઉપર હમેશ ચઢેલું હોય જ. ફોજદાર કે ફેરણી ઉપર આવતા સિપાઇને પણ જ્યારે પીવાનો ભાવ થાય ત્યારે એને ઘેરથી ફેરો પડતો નહિ. બીજું, એને આગળ બેઠે ઉલાળ કે પાછળ બેઠે ધરાળ નહોતું. છોકરો એની મેળે જુદો રહેતો હતો. છોડી જમાઇ સાથે શહેરમાં રહેતી એટલે આવતી નહિ. બાયડીનું લપ જેવું નહોતું, એ ચાર જણને રળીને ખવરાવે તેટલી મહેનતુ હતી. એટલે કદાચ કોઇ સાહેબ ન્યાયનું પૂંછડું પકડેલો આવે અને પૈસા આપતાં ય ન છોડે તો જેલમાં જવા વખત આવે, તોપણ એને ઉજાગરો નહોતો. તેમાં અધૂરામાં પૂરું બાયડી ગઇ

સાલ ગત થઇ ત્યારથી એ સમૂળગો નફકરો થઇ ગયો હતો. એટલે એને તો આબકારી અમલદારનો બાપ અધીં રાતે આવે તોય કશું છુપાવવાનું નહોતું!

એના ઘરની ઝડતી શરૂ કરી ત્યારે માળિયા ઉપરથી પાંચ મણ મહુડાં નીકળ્યાં. આથેલાં મહુડાંનાં બે માટલાં, કોકડિયો ભરેલાં મોઢાવાળાં નીકળ્યાં. પાંચ સીસા દારૂ તૈયાર નીકળ્યો.

એ બધી ચીજો બહાર લાવવામાં આવી, તોપણ મંગો જાણે પારકા ઘરની ઝડતી થતી હોય તેટલો બેદરકાર જણાતો હતો.

સાહેબ જાણે ખૂનની લાશ ખોળી કાઢી નાખી હોય તેમ ધૂંઆપૂંઆ થતા મુખી તરફ જોઇ બોલ્યા: "મુખી! ગામમાં આવા જ ધંધા કરાવો છો કે?"

"શું, સાહેબ હું કરાવું છું?" અંબાલાલ મુખીએ કહ્યું.

સાહેબ: "તમારી ટાઢી નજર વગર બને?"

મુખી: "અમારી ગમે તેટલી ઊની નજર હોય, પણ સરકાર શિખવાડે એટલે અમારૂં શું ચાલે?"

વિચિત્ર જવાબ સાંભળી સાહેબ જરા જોરથી બોલ્યા: "એટલે સરકાર લોકોને કહેતી હશે કે તમે દારૂ ગાળો?"

મુખી: "દારૂની દુકાનો સરકાર મંડાવે છે એટલે લોક પીતાં શીખે છે. અને શીખે એટલે ઘેર ગાળે. આ માંડ માંડ મહાસભાવાદી પ્રધાનમંડળે દારૂબંધી કરી હતી ત્યાં તો એના જતાંની સાથે જ સરકારે પાછી ડોકાબારી ખોલી."

આ છેલ્લા વાક્ય સાથે ધોળી ટોપી તરફ નજર કરતાં સાહેબ બોલ્યા: "હં, તમે તો ગાંધીવાદી છો, ખરૂં?"

અને વધુ વાદવિવાદ ન કરતાં જપ્ત કરેલી ચીજો ચોરામાં મોકલાવી સાહેબે બીજા ઘરની ઝડતી શરૂ કરાવી.

વહેલી સવારમાં ખેતરમાં આંટો મારવા, લોટો લેઇ નીકળેલા છોટાભાઇ મુખી તમાકુમાં પીલા થઇ ગએલા જોઇ ભાગિયાની બેદરકારી તરફ બબડતા બબડતા ખૂબ વધી ગએલા કોક કોક પીલા ચૂંટતા હતા ત્યાં ભગવાને ઘેરથી આવી કહ્યું: "ગામમાં પોલિસ પાર્ટી આવી છે ને તમે તો અહીં ફરો છો?"

ન ઇચ્છવા જેવા સમાચાર મળતા હોય તેમ વ્યાકુળ થતાં એમણે પ્રશ્ન કર્યો: "આબકારી પાર્ટી આવી છે?"

"એ રતો, દારૂવાળા." ભગવાને આબકારીમાં ન સમજતાં કહ્યું.

છોટાભાઈને જાણે પોતાના ઘરને બારણે સાંકળ ચઢાવી હોય તેમ ચટપટી થઈ અને પોતાનું મહત્ત્વ બતાવતાં એ બોલ્યા: "નવા મુખીને તો તો કે'દહાડે એ ખાતાનો અનુભવ છે? જૂના સાહેબ હશે તો ભલું હોય તો મને બોલાવવાય મોકલ્યો હશે. ખરાખોટાનું હવે પારખું થશે. કાકા હતો ત્યાં સુધી તો સાહેબને જેમ તેમ સમજાવી ગોટા ગબડાવી દેવાતો, પણ એની ખરી ખબર આ વખત પડશે"

અને પોતાનો લોટો ભગવાનને લેતા આવવાનું કહી છોટાભાઈ બારોબાર ઉતાવળા ઉતાવળા વાડિયા તરફ ચાલવા મંડ્યા. પણ એમને જે બીક હતી તે આગળ આવીને ઊભી રહી. ગેમલ જે એમના સર્વ ધંધાનો સાથીદાર હતો તેના ઘરની ઝડતી થવાને એક જ ઘર બાકી હતું.

પોતે કોઈ અગત્યનું પ્રાણી છે તેનો ખ્યાલ કરાવવા એમણે સાહેબને સલામ કરી. પણ જુવાન સાહેબે એની તુમાખીમાં સલામ ન ઝીલી તો ન ઝીલી, પણ એ તરફ ધ્યાનેય ન આપ્યું.

પોતાનો એ પાસો પાછો પડ્યો ત્યારે અંબાલાલ મુખીને એમણે પૂછ્યું: "સાહેબ માટે ચા-પાણીની વ્યવસ્થા કરી કે બાકી છે?"

અંબાલાલે કહ્યું: "આ કામ પતી રહે એટલે ચોરામાં બધું તૈયાર છે."

સ્નેહીપણાનો દાવો કરતાં છોટાભાઈ ખીજ્યા: "અહીં તો વાર લાગશે એટલીય ખબર નથી? પોલીસ અહીં ઉભી રહેશે ત્યાં સુધી આપણે ચોરે જઈ આવીએ."

અંબાલાલને આ ડહાપણ ન ગમ્યું હોય તેમ એ બોલ્યો: "લેઈ જાઓ ને ત્યારે, હું ક્યાં ના કહું છું?"

છોટાભાઈ કંઈ એમ જાય એવા નહોતા. એમણે બીજી વખત સાહેબને સલામ ભરતાં કહ્યું: "સાહેબ! બે જ મિનિટ લાગશે. ચા-પાણી તૈયાર છે."

સાહેબને આ વખત બોલ્યા વગર છૂટકો ન થયો. એમણે પૂછ્યું: "તમે કોણ છો?"

છોટાભાઈને એટલું જ જોઈતું હતું. એમણે કહ્યું: "સાહેબ! અત્યાર સુધી હું મુખી હતો. થોડા વખતથી આ અમારા ભત્રીજા કામ કરે છે. અમે બધા એક જ કુટુંબના છીએ."

અંબાલાલ કાકાની આવડત ઉપર ખુશ થતાં હસ્યો અને બબડ્યો: "વાહ! મારા કાકા!"

પણ સાહેબ એ જગા છોડવા તૈયાર ન થયા એટલે છોટાભાઇની એ યુક્તિ યે સફળ ન થઇ. છેવટ ચા-પાણીની ત્યાં જ વ્યવસ્થા કરવાની ભાંજગડમાં એ પડયા એટલે ગેમલે છોટાભાઇને ઇશારત કરી.

દૂર ખસી આંખની ઇશારતથી છોટાભાઇએ સામો પ્રશ્ન કર્યો : "શું છે ?"

હવા ય ન સાંભળે તેટલે ધીમે સ્વરે ગેમલે કહ્યું : "ઘરમાં તમારે ત્યાંથી આણેલાં ગહુડાં છે."

પોતાના કોથળા ઉપર તો નામ છે તે યાદ આવતાં છોટાભાઇના શરીરમાંથી લોહી ઊડી ગયું. તેમણે દાંત કચકચાવતાં કહ્યું : "તને મેં તે દહાડે શું કહ્યું હતું, કે ઝટ કોથળો આપી જજે."

ગેમલે શાન્તિથી જવાબ આપ્યો : "પણ તમે શું કરવા આકળા થાઓ છો ? નામ છો ને રહ્યું. કહીશ કે કોદરા લાગ્યો હતો તે કોથળો પડી રહ્યો છે. આ તો તમને જરા ચેતવ્યા, નહિ તો ગમે તે થઇ જાય તો ય તમારૂં નામ ઓછું આવવા દેઉં એવો છું ?"

જરા સ્વસ્થ થતાં છોટાભાઇ બોલ્યા : "આ તો જરા વાજું એવું તેમાં, નહિ તો એવા તો કેટલા ય કોથળા નીકળ્યા હશે, તો ય કયાં નથી ઘોઇ પીધા ?"

ઝડતી માટે ગેમલનું બારણું ઊઘડે તે પહેલાં બંને છૂટા પડી ગયા.

મહુડાંનો કોથળો બહાર નીકળતાં સાહેબે પૂછયું : "કોનું ઘર છે આ ?

ઓશિયાળા જેવે ગેમલે કહ્યું : "સાહેબ ! મારૂં છે."

સાહેબે એનું નામ લખી લેતાં કહ્યું : "અચ્છા !"

પણ એ ડાયરી બંધ કરે તે પહેલાં પોલીસે કહ્યું : "સાહેબ ! કોથળા ઉપર નામ બીજાનું છે."

"શું લખ્યું છે ?"

"પા. છો. વે."

એ નામનો સ્વર કાને પડતાં છોટાભાઇને કોઇએ વીજળી મૂકી હોય તેમ એક મોટો આચકો લાગ્યો. અને એમાંથી બચાવવા જાણે વિનંતી કરતા હોય તેમ અંબાલાલ ભણી એમણે નજર કરી.

ડાયરીમાં એ અક્ષરો નોંધતાં સાહેબે ગેમલને પૂછયું : "કોનો કોથળો છે ?"

ગેમલ જવાબ આપે તે પહેલાં અંબાલાલ મુખીએ કહ્યું : "જેનો હશે તેને પછીથી ચોરામાં બોલાવીશું."

ગાંધીવાદી જણાતા મુખી આગળ પૈસા ખાઇ ગાંડવાળ નહિ થાય અને આજનો દહાડો નકામો જશે તેમ જ મુખીનું આ વાકય ગણી જવાથી પોતાની

આશા સફળ થશે એમ લાગવાથી સાહેબે એ વાત ફરી ન ઉથામી.

ત્યાં સુધીમાં ઘરની ઝડતી પૂરી થયાથી પોલીસે કહ્યું: "સાહેબ, બીજો મુદ્દામાલ નથી."

સાહેબે કહ્યું: "અચ્છા, દૂસરા ઘર ખોલો."

આમ સો ઘરના પાડિયામાંથી નાના મોટા દશ પંદર કેસો પકડાયા. ઝડતી પૂરી કરી પાર્ટી ચોરે આવી ત્યારે લોકો પોતાની ચાલાકીની વાતો કરતા હતા.

રવજીએ પોતાની ચાલાકી કહી: "પોલીસવાળા કૂબિયામાં પેઠા એવી જ ગને ગંધ આવી ગઈ, તે બગલમાં બે સીસા મારી પછેડી ઓઢી બહાર નીકળી ગયો. અને ઘરને સાંકળ ચઢાવતા હતા ત્યારે હું ઉકરડામાં એને દાટતો હતો."

દાભાઈએ કહ્યું: "સંતાડતાં આવડતું હોય તો છો ને આખું ઘર ફેંદી વળે તોય એ શું ખોળી કાઢતા હતા? ઘાસતેલના ડબ્બાગાં ચાર સીસા પડ્યા છે. મારાં બેટાંને ડબ્બાનું મોંઢિયું ગોટું જોતાં વહેમ તો પડ્યો, પણ નજીક જતાં ઘાસતેલ મહેંક્યું એટલે તરત પાછા વળી ગયા."

તખો: "તમે લોકો છો જ એવા એટલે શું થાય? આપણામાં માલ હોય તો ઘરમાં મુદ્દામાલ સંઘરીએ જ શું કરવા? મારી પાસે નહિ નહિ તોય ચારપાંચ સીસા તૈયાર હશે, પણ આખું ખેતર ખોદી વળે તોય પત્તો ન લાગે."

દેથર: "આ મંછાએ સિપાઈઓની આંખોમાં ધોળે દહાડે ધૂળ નાખી એ ઓછી વાત છે?"

પરભાત: "એય એગના પેટ સારૂ આટલી ખણખોદ કરે છે. એમને કંઈ સરકારની પડી નથી. જેટલા પકડાયા એટલો લાભ. પાંચ દશમાંથી શું ગયું?"

મુખીપણાની ખરી કિંમત તો છોટાભાઈને આજે જ સમજાઈ હતી. ખુદ પોતાના ઘરમાંથી બીનકાયદેસર દારૂ નીકળે તોપણ ન ડરે તેટલા પોતાના નામનો કોથળો મુદ્દામાલમાં પકડાયો હોવાથી ડરીને અંબાલાલની પાછળ ફરતા હતા.

મુખી પોતાની મુનસફી પ્રમાણે પંચકાશ કરી નિકાલ કરવા દેવા તૈયાર હોય તો જ સાહેબ તો છોટાભાઈનું નામ અંદર સંડોવવા તૈયાર નહોતા. અર્ધા છટકવા દેઈ, ખોટું કરવાનું હોય તો, બધા છટકી જાય તેમાં શું વધુ ખરાબ થવાનું હતું?

એટલે પાપ કરતાં મનુષ્ય પોતાના મનને ફોસલાવે તેમ અંબાલાલે આંખ આડા કાન કરતાં મન મનાવ્યું: "સરકાર જ ક્યાં ન્યાયી છે? દારૂ ખરાબ હોવા છતાં સરકાર પોતાની ઊપજ માટે વેચવા દે છે. તો પછી આ લોકો પાસે સત્તા નથી, માટે જ એમનો દારૂ બીનકાયદેસર થયો કે બીજું?"

અને દરેક પાસેથી પાપના પ્રાયશ્ચિત્ત તરીકે થોડીઘણી દક્ષિણા લેઈ તેમને સાહેબે છોડી મૂક્યા. ડાગરીમાં બીનકાયદેસર દારૂ ગળાતો નથી એવો શેરો મારીને પાર્ટી બીજે ગામ ઊપડી ગઈ.

છેવટે અંબાલાલે કાકાને કામ કર્યા પછી ટાણો તો માર્યો: "છોટાકાકા, પેલા નાયિયાને તમે શું કહ્યું હતું તે મારી જાણ બહાર નથી, હોં. પણ હજુ તમારા જેટલું અમારામાં ઝેર નથી. તમારૂં નામ દારૂ જેવા ધંધામાં આવે તે અમારૂં જ આવ્યું એવું અમે તો માનીએ છીએ. અને આટલે વર્ષે ય આ ધંધો કરો છો તે હું નાનો ભત્રીજો થઈ તમને ગોટાકાકાને શું કહું?"

છોટાભાઈને ય આ શબ્દો સાંભળી ધરતીમાં પેસી જવાનું મન તો થયું, પણ એમ ધરતી માગ કર્યાં આપે તેવી છે?

નેદ્રા, તા. પાદરા ઈશ્વર પેટલીકર

---

# પાટીદાર અને પરઠણ

બાળલગ્ન હવે થતાં નથી; પરંતુ ઘણાઓનું માનવું છે કે ૧૮ : ૧૪ વર્ષની લગ્નઉમરનાં યુવકયુવતીઓ પોતાના લગ્નસંબંધમાં આત્મનિર્ણય કરી સ્વહિતમાં પણ માબાપથી અને સમાજથી ઉપરવટ થવાની હિંમત ન કરી શકે, તેને માટે તો ૨૫ : ૨૦ વર્ષની લગ્નઉમર જોઇએ. એટલે ત્યાં સુધી છોકરાં પરણાવવાની દલાલીના માબાપના હક્કને વાંધો આવે તેમ નથી. લગ્નઉમર હજી ચર્ચા માગે છે. વડીલોની ઉમર પોતાનાં અને પોતાનાં બાળકોના હિતમાં આત્મનિર્ણય ન કરી શકવા જેટલી નાની તો ન જ ગણાય! ત્યારે તો किम् कर्म किमकर्मेति – શું કરવું, શું ન કરવું – એ વિચારવું વડીલોએ રહ્યું.

પણ વડીલોને તો સ્વાર્થની પડી છે. સ્વાર્થની આડે આવતાં બાળકોનાં હિતોને મને-કમને અવગણવાં પડે છે. ક્વારેક સ્વાર્થ અને બાળકોનાં હિત સ્પષ્ટ નજરે આવે, ત્યારે પણ સમાજના ડરથી અગર સમાજમાં સરસાઇ જાળવવા માટે પણ સ્વાર્થને અને હિતને વેગળાં મુકાય છે. સામાજિક બંધનો, લોકલાજ અને વ્યવહાર એ એવી અટપટી જાળ છે કે તેમાંથી ગૂંગળાઇને મરવા સુધીયે છૂટી શકાતું નથી. બિચારાં માબાપને–વડીલોને પાટીદાર હોવાને પાપે ઘણી વાર જખ મારવી પડે છે!

સ્વમાનને સોગે પરઠણ આપીને દીકરીને ઠેકાણે પાડવામાં માબાપને આમ

જણ મારવી પડે છે. અને અત્યારે તો સારા સાધનસંપન્નને અને લાગવગવાળાને પણ એક દીકરી યે સગાજને પાપે ત્રાસરૂપ થઇ પડે છે. તો સામાન્ય જનોની તો વાત જ ક્યાં કરવી? ના ફેંકી દેવાતી, ના જીરવાતી એવી કુળવાનશાહીના મોહની સોનાની કટાર પેટમાં ખોસતાં ભારે પડી જતી, એટલે કુળવાન વરના મોહ પહેલાં જેટલા નથી રહ્યા અને લોક સરખે સરખામાં અને કદાચ જેને એક બે આની ઊતરતું કહેવાય એવા ઘરમાં પણ દીકરીઓ દેતા થઇ ગયા છે. કુળને મોહે તણાઇ મરવું પડતું અને છતાં ય દીકરીઓ દુઃખી થતી એવે અનુભવે અને કંઇક વરની અછને પણ કુળનો મોહ છોડીને સરખે સરખામાં અથવા એક બે આની ઊતરતા કુળમાં પણ—'પહેલાં ઘોડે ચઢેલા તે હવે ગધેડે ચઢ્યા' ગણાઇને પણ—સારો વર જોઇ દીકરીઓ દેવાય છે, ત્યાં પણ વળી વિષમ સ્થિતિ ઉપસ્થિત થઇ છે. કુળવાન કે કુળહીન પણ આખરે પાટીદાર તો ખરો જ ને? અને પાટીદાર એટલે મિથ્યાભિમાની. આજથી દશ પંદર કે વીશ વર્ષ પહેલાં જે ઘેર કન્યા ન દેવાય એમ મનાતું એ ઘેર શરૂઆતમાં કુટુંબીઓના વિરોધને અને ટીકાઓને અવગણીને એકાદ કન્યા ઉતારતાં બીજી ત્રીજી ઊતરે, એટલે પછી એ જ કુળહીન ગણાતું ઘર પોતાને કન્યા દેનારના કુળથી મોટું ગણતું, સમજતું થઇ જાય છે અને જ્યાં કન્યા અને કંકુ સહર્ષ સ્વીકારી લેવામાં સદ્ભાગ્ય મનાતું તેવાઓ પણ છોકરાના બાપા હોવાને સદ્ભાગ્યે લહેરમાં આવી પોતાને હજાર, પંદરસો, બે હજાર જેટલી પરઠણના અધિકારી માનતા થઇ પોતાને વધારે કુળવાન ગણાવવા ફાંફાં મારે છે, ફાવે છે પણ ખરા. પહેલાંના નમ્ર અને ઢીલા ગણાતા માણસો પણ 'બકરી આદું ખાતાં શીખે' એમ આસ્તે આસ્તે ઊંચકવા ભારે પડતા થતા જાય છે. આવું છે પાટીદાર માનસ! ત્યારે તો કુળવાનના મોહ છોડીને આમ સરખે સરખામાં અને ઊતરતા કુળમાં પણ ઊતરવાનો કોઇ અર્થ રહ્યો નથી.

મિથ્યાભિમાન, જૂઠ, પ્રપંચ, ખોટો આડંબર, આ બધા કુળવાન પાટીદારના મનાતા ગુણ, કુળહીન પાટીદારોને પણ શિખવવા પડતા નથી. સાધારણ ખાતોપીતો ગણાતો હોય. છોકરું સાધારણ ભણ્યું ગણ્યું અને જો વળી કંઇક બહારગામ ધંધે વળગી ગયું હોય, એટલે પછી વધારેમાં વધારે પરઠણથી લગ્ન માટે સર્વગુણસંપન્ન મનાઇ છોકરાનો બાપ ધરતી ઉપર પગ મૂકે? છોકરીનો બાપ એમને મન કંઇ વિસાતમાં નહિ! છોકરીના બાપને તો લાચારીથી—છોડીના બાપ હોવાની ગુનેગારીએ—સ્વમાનને ઊંચે મૂકવાનું. છોકરાના બાપને છોકરો પરણાવવાની ખાસ ઉતાવળ જેવું હોતું નથી. અને ગરજ હોય તોપણ

બતાવવાની તો નહિ જ. એટલે પ્રથમ તો 'હમણાં વિચાર નથી,' 'છોકરો ના પાડે છે,' એવાં બહાનાં કાઢી સીધો જવાબ તો આપે જ નહિ. એટલે બે ચાર દરમિયાનગીરી કરનારા દલાલોની ચાંપો લગાડી સગા ઓળખીતાઓ મારફત છોકરાના બાપને વાટાઘાટ કરવા પૂરતોય પરાણે ઠેકાણે આણવો પડે! કંઇ કંઇ મસલતો, વાટાઘાટો કેટકેટલી વાર થાય ત્યારે પરાણે પાટો બેસે. એટલે પછી પરઠણ ને બીજાં દાપાં સંબંધે ચર્ચા થાય. પોતાનો માલ (વર) વધારે કિંમતે ખપાવવાની તીવ્રતાથી બાપ માલનાં સાચાંજૂઠાં કંઇ કંઇ વખાણ કરે, ફગાવે. અને શિકારની વેતરણમાં ફરતા શિકારી હિંસક કૂતરાઓ જેવી વૃત્તિવાળાં વરપક્ષનાં હાંતિયાં સહન કરતો દીકરીનો બાપ ફરી ફરીને થાકેલો હોય અને કંટાળ્યો હોય એટલે લગભગ બેભાન જેવો, આ કામ જલદી પતાવી દેઇ છૂટકારાના દમની રાહ જોતો બેઠો હોય. આખરે પોતાનાં માલની વધારેમાં વધારે કિંમત ઉપજાવીને પણ પરમાર્થ કરતો હોય તેવો દેખાવ કરી દીકરાનો બાપ દીકરીના બાપ ઉપર ઉપકાર ચઢાવે. ગરજના સોદા રહ્યા, એટલે સમાન રૂપગુણ જોવાય નહિ. વરને જોઇ પસંદ કરવાની ખાસ મગદૂર છોકરીઓને તો હોય જ નહિ. પરંતુ છોકરાઓએ તો કન્યાને જોઇને પસંદ કરવી જ જોઇએ. અને પોતે ભલે ને ભણવામાં ઢ હોય, ન ગમે તેવો કાળો હોય, તોય તેને તો દેખાવડી, રૂપાળી, અને ભણેલીગણેલી સકળગુણસંપન્ન કન્યા જોઇએ! છોકરાના બાપને ય ઘર દિપાવે તેવી, છોકરા કરતાં રૂપાળી અને ગુણિયલ વહુ મેળવવાના અન્યાયી ધંધામાં કંઇ વાંધો હોતો નથી.

જે કુટુંબની કન્યાઓ આમ નવે સંબંધે લેવાય છે તે કુટુંબ જાનતા સુધી એ જ કુટુંબમાં પોતાની કન્યા સરખે સરખાનો ભાવ મટી જઇ પોતાને કંઇક વધારે ઊંચું માનતું થઇ જાય છે એટલે પાછો અસમાનતાનો ભાવ કેળવાય છે. આવા નવા ફૂટી નીકળેલા કુળવાનો પણ પરઠણ માટલીઓ ખાવાનો હરામ ચસ્કો પોષતા થઇ જાય છે. તેનેય પાછું અન્ય સ્થળે દીકરી પરણાવતાં, પોતાની જ ચક્કીમાં પિસાતો, પરઠણ આપતો કુળહીન થવું પડે છે. અને આમ ઊંચનીચની પરંપરા ચાલ્યા કરે છે.

આવી આપણી મનોદશામાં સુધારાની આશા શી રખાય? ભણેલાગણેલા અને બે પૈસે કંઇક સારા સંસ્કારી ગણાતા જનોને તો વખત આવ્યે પોતાને કંઇક મોટા થઇ જવાનો, સારા કુળવાન ગણાવાનો શોખ હોય છે, એટલે પ્રકાશમાં આવવા અને પ્રતિષ્ઠા ખાતર સભાઓમાં સુધારક વિચારો દર્શાવતો આવો વર્ગ તો પ્રસંગ આવ્યે ગિયાઉં કરી જાય છે! વિવેકબુદ્ધિ વગરની આવી

ધનિકતા શાપરૂપ થઇ પડે છે. છોકરીઓના બાપ પણ, છોકરીઓ પરણાવવાની હોય એટલે, સુધારાની વાતો કરે છે. ચુસ્ત આર્યસમાજી ગણાતા સુધારકો પણ કંઇક સારી સ્થિતિમાં આવતાં પાછા પાટીદારીઉ કુળાભિમાન અને દંભ કેળવી તદનુસાર વર્તવામાં ગૌરવ માને છે, અગર તો છોકરો પરણાવતી વખતે પાછલું લેણું દેણું સંભારી પોતાનો આવ્યો દાવ ચૂકતા નથી. પૈસાદારને તો કહેવું શું? એને તો મોં માગી પરઠણ આપીને પણ ધજ માલ ખરીદવાનું અને લખલૂંટ ખર્ચ કરવાનું પાલવે છે. અને આમ ૨૦-૨૫ વર્ષે અવસર આવ્યો અને બે પૈસા ગાંઠે થયા એટલે શું તેમણે તે પોતાની શક્તિ પ્રમાણે ન ઊજવવો? બીજા ખોટો દાખલો લે તો ભોગ એમના! પોતાને ઘેર પ્રસંગ આવ્યે બધું ભૂલી જાય છે. દાદાના દાદાઓએ અમુક સગાઇઓ કરી, વરો કરી પ્રતિષ્ઠા મેળવેલી, એ તો પાછળથી ઘસાઇ ગઇ, પણ હવે સાધન છે અને પચીસ વર્ષે પ્રસંગ આવે શું પાટીદાર બાપો ઝાલ્યો રહે? 'પાટીદાર' ઓગણીસ વર્ષો થયાં બૂમો પાડે છે, પણ પાટીદાર તો એ ને એ! બધા સુધરે, પણ એમ બાપો સુધરે તો બાપો શાનો?

ત્યારે તો વાર્યું ન કરે તે હાર્યું કરે. બાળલગ્ન થતાં અટક્યાં તે સદ્‍બુદ્ધિએ નહિ, શારદા કાયદાનાં ડફણાંને પ્રતાપે! સમજુને સાન અને ગધેડાને ડફણાં! કાયદો અગર તો કુદરતી પ્રકોપ વગર આ જડતામાં ચેતના ન આવે! 'પાટીદાર'માં લખ્યે છાપ્યે કંઇ ખાસ દેખાઇ આવતો વિસ્તૃત સુધારો થતો નથી. કોમને પક્ષાઘાત, સંખિવા જેવા ભયંકર રોગના જેવી જડતા આવી ગઇ છે. તેને તો સખતમાં સખત વીજળીના આંચકાની જરૂર છે. કોમમાં કંઇ સુધારા નથી થયા, નથી થતા એમ છેક તો નથી, પણ એ તો જેને પાલવે એને માટે. આત્મનિર્ણયનો હક્ક અને તદનુસાર આચરણ કરવાની સગવડ ગણ્યાગાંઠ્યા બળવાનોને અને સમૃદ્ધિવાનોને હશે; ત્યારે આમ વર્ગનું શું? કોમમાં સર્વત્ર સર્વસામાન્ય સુધારો ચાલુ કરવા માટે કોમને દરેકે દરેક ચક્રે ગતિમાન થવું પડશે. બાપ-દીકરો, મા-દીકરી જેવાં નિકટ કુટુંબીઓમાં પણ પ્રબળ વ્યાપક બળવાની આવશ્યકતા છે. તે દિવસ તો આવે ત્યારે ખરો!

પાટીદાર સિવાયની બીજી જ્ઞાતિઓ સુધારાને પંથે આગે કદમ ભરે છે. બ્રાહ્મણ-વાણિયામાં—આપણા કરતાં ઉચ્ચ ગણાતી કોમોમાં—રીતરિવાજ સારા હોવાથી છોકરીઓના બાપને કંઇ ચિંતા જેવું હોતું નથી. અમુકમાં તો જથુમાં માટે અમુક તોલા સોનું પણ વરપક્ષ તરફથી કન્યાને અપાય છે. કાઠિયાવાડી લેઉઆ વાણિયામાં અને લોહાણામાં દીકરીનો બાપ લક્ષાધિપતિ હોય તોપણ ફક્ત

પાંચેક જોટા કપડાં આપવાનો ચાલ છે. આખી દુનિયા આગે કદમ ભરે છે ત્યારે પાટીદાર પીછેહઠ કરી બગડતો જાય છે. પાટીદારમાં અમુક બંધારણ જેવું છે જ નહિ. ખોજાઓમાં ધાર્મિક અને સામાજિક બંધારણોમાં, લગ્ન-ક્રિયાગાં અને સમાજના બધા રીતરિવાજોમાં ધર્મગુરુના આદેશને માન્ય રખાય છે. લક્ષાધિપતિની દીકરીઓ પરણાવતાં પણ કંઇ પાટીદારિયા આડંબર તેમનામાં જોવામાં આવતો નથી. વળી ધર્મગુરુને હાથે અમુક વખતે એકસાથે જ્ઞાતિના દીકરાદીકરીઓનાં લગ્ન કંઇ પણ ધમાલ, દોડધામ વગર સરળતાથી પતી જાય છે. પાટીદારોમાં અમુક ગોળમાં સામાજિક સુધારા રૂપે પરઠણ રૂ. ૩૦૧ આપવી, લગ્નપ્રસંગે અમુક ખર્ચ અને વહેવાર કરવા, એવા ઠરાવો થયા છે. ગામ હોય ત્યાં ઢેડવાડોય હોય, તેવા અમુક અપવાદો બાદ કરતાં તે ઠરાવોનો સામાન્ય રીતે અમલ પણ થાય છે. જ્યારે કુળવાન ગણાતો પાટીદાર બાપો હજી સુધરવાની ઘસીને ના પાડે છે—પીછેહઠ કરી વધારે બગડતો જાય છે! જોકે હિંદુસમાજના સાગરમાં તો એ કુળવાન ગનાતા પાટીદારો કુળવાન તરીકે ટકાના ત્રણ શેરને ભાવે કશી ગણત્રીમાંય લેખાતા નથી, તે સત્ય કેટલીક વાર લોકલબોર્ડની અને મ્યુનિસિપાલિટીની ચૂંટણીઓમાં માલમ પડે છે. જ્ઞાતિમાં પહેલા વર્ગના કુળવાન ગણાતા આવા નબીરા મ્યુનિસિપાલિટીના પ્રમુખપદ માટેની ઉમેદવારીમાં રખડી ગએલા મને યાદ છે. છતાંય જ્ઞાતિમાં તો તેવાઓ મૂછ ઉપર લીંબુ રાખી ફરી શકે છે. ધારે તો એ નબીરાઓ અગ્રેસર થઇ કોમને સુધારાને પંથે વાળી પોતાનું પદ ઉદ્ધારક તરીકે સાચવી શકે, પણ એ ધર્મ તો એમના સ્વાર્થની આડે આવે છે.

સમાજમાં આવા જડ રૂઢિચુસ્તોની વચ્ચે પ્રગતિમાન ક્રાન્તિકારક વિચારના માણસો પણ હોય છે. તેઓ કંઇક કરી બતાવવા મથે છે, સમાજનાં વિઘાતક બળો સામે ઝઝૂમે છે, થાકે છે અને એકલા પડી જતાં ન ચાલ્યે પાછો થતું હોય તેમ થવા દેઇ, હતાશ થઇ ઉચ્ચ ગણાતા રૂઢિભક્તોનાં પૂંછડાંને વળગવા પ્રયત્ન કરે છે. આવા સુધારક વિચારોના ક્રાન્તિકારીઓની છૂટી છવાઇ સમગ્ર શક્તિ સંગઠિત થઇ કાર્ય કરે તો અન્યોન્ય સહાયતાએ અને હૂંફે આ નિષ્ક્રિયતાનો અંત આવે ખરો. પાટીદાર યુવકમંડળોમાં, પરિષદોમાં ભાષણોની છૂટથી ફેંકાફેંકી થયા બાદ કાર્ય કરો સોડ તાણી સૂઇ જાય છે, પરંતુ એ જ મંડળોમાં કાર્ય કરવાની ખરી ધગશવાળા ક્રાન્તિકારીઓમાં, સર્વ સભ્યોમાં અને અન્ય જનોમાં આવતા લગ્નાદિ પ્રસંગોમાં એકબીજાને સલાહ આપવા, સર્વ શક્ય મદદ આપવા અને આવી રીતે વધારે નિકટતામાં આવવા

પ્રયત્ન થાય તો જે કામમાં રૂઢિભક્તોની અને બીજા વહેવારીઆની જરૂર પડે છે, ત્યાં આવાં કામ સભ્યોમાં અંદરોઅંદર સાદાઇથી અને સરળતાથી પતી જાય. અલબત્ત, બધા સભ્યો નિઃસ્વાર્થી હોવા જોઇએ. પોતાના દીકરાને મંડળના સભ્યની યોગ્ય કન્યા સાથે પરઠણું અને ખોટા રીતરિવાજ સિવાય પરણાવવા તૈયાર હોવા જોઇએ. અત્યારે મૂંઝાતો ફરતો કન્યાનો બાપ આમ કુરિવાજોની લપમાંથી મંડળ દ્વારા છૂટે અને પછીથી તો આવી સરળતા જોતાં એ સંઘ આગળ વધે. બાકી તો પરઠણ ન લેવી, ન દેવી, એવા માત્ર ઠરાવ કર્યે શું વળે? કોઇ પણ આવી પ્રવૃત્તિને શરૂઆતમાં રૂઢિભક્તો મૂર્ખાઇ ગણી હસી કાઢવાના, પથરા નાખવાના, ધૂળ ઉડાડવાના, અને તેમના તરફની કંઇ કંઇ વિટંબણાઓ ધૈર્યથી અને હિંમતથી સહન કરવી પડવાની. મંડળમાં થતાં આવાં લગ્નોમાં કુળનો–ગોળનો પ્રશ્ન પણ અવશ્ય ચર્ચા માગશે. સમગ્ર પાટીદારને એક થવાને તો વાર લાગશે, પરંતુ જે સમાજમાં સાધારણ ગણાતાં કુટુંબ પણ હજાર પંદરસો માગવાની નફટાઇ કરે અને તે સહન કરવી પડે, તો પછી આવા કુળના ને ગોળના પણ મોહ શા? શા માટે યોગ્ય વરને યોગ્ય કન્યા–પછીથી તે જુદા જુદા ગોળનાં હોય તોપણ–ન પરણાવવામાં આવે? પાટીદારને સમગ્ર હિન્દુ જનતાના સાગરમાં મળી જવાને તો હજી ઘણી વાર છે, પણ તે પહેલાં તેને પોતાનાજ તળાવમાં ભેગા તો થવુંજ પડે ને?

આફ્રિકાવાસી–પરદેશમાં વસતા–પાટીદારને દેશના વહેવારની ઝાઝી સૂઝ નહિ હોવાથી દીકરીનું લગ્ન કરતી વખતે વધારે મૂંઝવણ પડે છે. અને જેમ તેમ ઉતાવળે કામ પતાવી પાછા જવા નીકળે છે ત્યારે છૂટકારાનો દમ ખેંચે છે. કંટાળે છે, થાકે છે દેશના વહેવારથી. પણ વળી અહીં પાછા આવતાં બધું ભૂલી જઇ–વહેવારમાં ન ફાવ્યા તો કંઇ નહિ, પણ અહીં તો આપણી કિંમત છે ને!–મોટા ભા થવાનું મન થાય છે. સઘળાંને ઘણી સંસ્થાઓમાં–બુદ્ધિ ઓછી હોય તોપણ–પ્રમુખ અગર અગ્રેસર થઇ જવાની સગવડ હોય છેજ. કંઇ ખોટું તો નથીજ કરતા, પણ સમાજસેવાને બદલે અભિમાનને તો જરૂર પોષે છેજ. પણ ખાસ કરવા જેવાં વધારે મહત્ત્વનાં કાર્યોમાં તો अनारंभो हि कार्याणां प्रथमं बुद्धिलक्षणम् માનવામાં ડહાપણ માને છે.

પટેલ બ્રધરહૂડ અને પટેલ સમાજ જેવી પાટીદારોની સંસ્થાઓએ પોતાના મુખ્ય ઉદ્દેશમાં કોમસુધારણાના મહત્ત્વના પ્રશ્નને સ્થાન આપવું જોઇએ. અને તેની બાંહેધરી નીચે પરઠણના ચાલને તિલાંજલિ આપી અહીં જ લગ્નો કરવાના અને બીજા સુધારાને વેગ આપે તો દેશ કરતાં અહીં

વધારે સરળતા મળી શકે એમ છે. આફ્રિકાવાસીઓ અહીંઆંજ આવાં મંડળો દ્વારા વિના પરઠણે સાદાઇથી પોતાનાં છોકરાંને પરણાવતા થઇ જાય તો દેશવાળાઓને સારો દાખલો આપી શકે. ઉપર જણાવેલી સંસ્થાઓ પાસેથી આવી આશા રાખવી વધારે પડતી તો નથી ને?

મોમ્બાસા રણછોડભાઇ મોતીભાઇ દેસાઇ

---

## લગ્ન કે સોદો?

પુનાનગરમાં નદીકિનારે હું સાંજના ફરવા ગયો હતો. સૂર્ય આથમવાની તૈયારીમાં હતો. ચોમેર ઝીણી રજ ઊડી રહી હતી. આસપાસનું વાતાવરણ શાન્ત હતું. આજે પૂર્ણિમા હતી. શીતલ શાન્ત પવન વહેતો હતો.

ઘણાંખરાં કૉલેજિયન વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ પણ ફરવા આવ્યાં હતાં. લગભગ બધાં કમલાની અને મનોહરની જ વાતો કરી રહ્યાં હતાં. કમલા અને મનોહર બંને એક જ કૉલેજમાં ભણતાં હતાં. મનોહરના પિતા કુળવાન કહેવાતા ચરોતરના સત્તાવીશ ગામમાંના એક ગામના પટેલ હતા. કમલાના પિતા પણ ખાનદાન પાટીદાર હતા. કૉલેજમાં એકબીજાના પરિચયમાં આવવાથી મનોહર અને કમલાની નજર એક બની હતી. કુદરતી સંજોગે મનોહરનો વિવાહ કમલા સાથે નક્કી થયો, પણ મનોહર જે રૂઢિને તોડીને કાઢી નાખવા માગતો હતો તે જ રૂઢિથી વિવાહ થયો! એક બાજુ પ્રેમ અને બીજી બાજુ રૂઢિ યાને લગ્નને નામે સોદો! મનોહર બરાબર 'સૂડી વચ્ચે સોપારી'ની માફક આવી ગયો.

એ વિવાહ એવી રીતે નક્કી થયો કે મનોહરને રૂ. ૨૫૧ પરઠણ, સાથે અમુક જણસ અને ચાંદીની માટલી વગેરે આપવી. મનોહર બરાબર સમજતો હતો કે પરઠણ એટલે (વરવિક્રય) કમલાના પિતાને ત્યાં કમલાને માટે વેચાવું તે. અને એમ પણ જાણતો હતો કે જો શિક્ષિત યુવકો આ પ્રથાને દૂર નહિ કરે તો એ અનિષ્ટ દૂર કેવી રીતે થશે? જો શિક્ષિતો પોતાના શિક્ષણના પ્રમાણમાં પોતાના આંકડાની રકમ વધારતા જાય અને એના પ્રમાણમાં બીજા રિવાજો પણ વધારે ખર્ચાળ બનાવતા જાય તો જ્ઞાતિમાંથી એ સડો કેમ દૂર થઇ શકે? આખાય સમાજની નજર ઉન્નતિના આધાર રૂપ યુવકો ઉપર સ્વાભાવિક રીતે મંડાએલી રહે છે. આ સ્થિતિમાં જો એ યુવકો સમાજના

સડાને વધાવીજ રહ્યા હોય તો તેઓ શા માટે તિરસ્કારને પાત્ર ન થાય?

કમલા સમજતી હતી કે નગદ નાણાંમાં પોતાની કિંમત આંકનાર પુરુષને પરણવામાં ગૌરવનું ખંડન થાય છે અને એમ પણ સમજતી હતી કે પાટીદાર જ્ઞાતિમાં પરઠણ અથવા વરવિક્રય અને કન્યાવિક્રય જેવી જે ખરાબ રૂઢિઓ પેસી ગઇ છે તેને નાબુદ કરવીજ જોઇએ.

મનોહરે પોતાના પિતાને ઘણાજ સમજાવ્યા, પણ મથુરકાકા એમ માને તેવા ન હતા. બદલામાં મનોહરને બે ચાર ભજન સુણાવી શાન્ત કરી દીધો. મનોહર સમજી ગયો કે પિતા વટને ખાતર માનવાના નથી. મથુરકાકા પરઠણ વગર દીકરાને પરણાવે તેવા ન હતા. કારણ કે ગામમાં સારામાં સારૂં ખાતું પીતું કુટુંબ તેમનું જ ગણાતું. અને દીકરો વગર પરઠણે પરણે તો તેમનું નાક જાય! સત્તાવીશ ગામમાં એટલો તો નિયમ ઠીક છે કે પરઠણ રૂા. ૨૫૧ લેવી. અને જો એવો નિયમ ન હોય તો એવા કેટલાય અણસમજુ કુળમૂઢ પાટીદારો પડેલા છે, જેઓ દશ દશ હજારની પરઠણ આપીને પણ દીકરી પરણાવે. બિચારા ગરીબ પાટીદારો, જેઓને જીવનનિર્વાહ ખેતી ઉપર પરાણે ચાલતો હોય અને ઘેર પાંચ પાંચ કે સાત સાત દીકરીઓ પરણાવવાની હોય તેઓના તરફ ઊંચી નજર પણ તેઓ કરતા નથી કે આપણે પરઠણ આપીએ છીએ તેવી રીતે આ બિચારા ગરીબ લોકો ક્યાંથી આપી શકશે?

મથુરકાકાને ઘણા સમજાવવામાં આવ્યા, પરંતુ તે સમજ્યાજ નહિ. આજકાલનાં ભણેલાંગણેલાં યુવક-યુવતીઓ કેવા ઉચ્ચ આદર્શનાં હોય છે તેનું ભાન આ રૂઢિજડ મથુરકાકાને ક્યાંથી થાય?

કમલા અને મનોહરનો વિવાહ આખી કોલેજમાં ગૂંજી રહ્યો હતો. બધાં એકજ વાત વિચારતાં હતાં કે મનોહર આવી રીતે પોતાની જાતનો સોદો થવા દેશે? આ બાબતમાં પ્રથમથીજ મનોહર વિરુદ્ધ હતો. રૂઢિબંધન, વરવિક્રય અને કન્યાવિક્રય, વગેરે વિષય ઉપર તે લેખો લખતો તેમજ કોઇ કોઇ વાર જાહેર વ્યાખ્યાન પણ આપતો. અને આજે? તેજ યુવક આ રૂઢિબંધનથી બંધાય છે તે જોઇ સર્વને નવાઇ લાગતી. મનોહરે પોતાનો આખરી નિર્ણય કમલાને જણાવી દીધો કે આ રૂઢિબંધનના જીવતા સોદામાં હું જકડાવાનો નથી. બન્નેનો પ્રેમ એટલો જામી ગયો હતો કે એક બીજા સિવાય જીવી શકે તેમ ન હતું. બિચારી કમલા પોતાના પિતાને સમજાવી રહી હતી. તેને તરતજ પિતા તરફથી જવાબ મળ્યો કે મનોહર સાથે વિવાહ કરવો હોય તો મનોહરના પિતા પરઠણ સિવાય હા પાડે તેમ નથી. કમલા નિરાશ થઇ. વિષય ખરેખર

ગંભીર બન્યો. પરંતુ આ પુરાણા વિચારના બન્ને પિતાઓ સમજી શક્યા નહિ કે આનું પરિણામ શું આવશે?

કમલા તેના પિતાની એકની એક જ પુત્રી હતી, એટલે તેની પાછળ તે સર્વસ્વ ખરચી દેવા તૈયાર હતા. અને મનોહરના પિતાને ભણેલોગણેલો એ એક જ પુત્ર હતો એટલે તે પણ સારો ખર્ચ કરવા તૈયાર હતા. બંનેના પિતાઓએ લગ્ન માટેની તૈયારીઓ કરવા માંડી. કમલાના પિતાએ તો ઘરેણાં પણ ઘડાવી દીધાં. લગ્નતિથિ નજીક આવતી હતી એટલે જાનને માટે તૈયારીઓ કરવા માંડી. માંડવો બરાબર શણગાર્યો. બધાં સગાંવહાલાંને દશ દિવસ અગાઉથી જ નોતરવામાં આવ્યાં હતાં. વળી કુળવાન અને પૈસાદાર દેખાવાને માટે પંચના નિયમનો ભંગ કરીને અને દંડ ભરીને પણ વાજાં આણ્યાં હતાં. અને વળી વરને ફેરવવા માટે ભાડે મોટર પણ લાવ્યા હતા. અપ-ટુ-ડેટ ઇંગ્લીશ રેશમી કપડાં પણ લાવી રાખ્યાં હતાં. મનોહર અને કમલાએ છેલ્લા બે દિવસથી ખાધું પીધું ન હતું, તોપણ આ કુળવાનશાહી કંઇ જ સમજ્યા નહિ.

મનોહર સાથે કમલાને લગ્ન કરવાં હતાં અને જીવન જીવી જાણવું હતું, પણ રૂઢિબંધનના સોદાથી બંધાઈને નહિ. મનોહરનો છેવટનો નિર્ણય એ હતો કે પૈસા વડે જીવનનો સોદો તો ન જ કરવો.

આજે મનોહરનો લગ્નદિવસ હતો. કોલેજમાં બધાં વિદ્યાર્થીવિદ્યાર્થિનીઓ મનમાં હસી રહ્યાં હતાં કે બહાર મોટાં વ્યાખ્યાન અને લેખ આપે છે અને આજે એ ભાઇ પોતે જ પોતાનો સોદો કરી રહ્યા છે. આજે લગ્નદિવસ હતો, છતાં મનોહર સવારમાં ઊઠયો જણાતો ન હતો. મનોહર તથા કમલા પોતપોતાને ઘેર પોતપોતાના શયનગૃહમાં એક એક ચિઠ્ઠી મૂકી ચાલ્યાં ગયાં હતાં. સવારના દશ વાગ્યા છતાં મનોહર જણાયો જ નહિ, એટલે મનોહરના પિતા તપાસ કરવા માટે ગયા. ત્યાં શયનગૃહનાં બધાં બારણાં ખુલ્લાં જ હતાં, માત્ર પથારીમાંથી એક ચિઠ્ઠી મળી આવી:

"પૂજ્ય પિતાશ્રી,

"આજ સુધી આપનો એક પણ બોલ મેં ઉથાપ્યો નથી. તમોએ મને ઉચ્ચ કેળવણી આપી મને જનતામાં જાહેર કર્યો. છેવટે મને આ રૂઢિબંધનના સોદામાં વેચવા તૈયાર થયા. હું આપના બોલને ઉથાપી શકતો નથી, બીજી બાજુ મારી જાતનો સોદો થવા દેવા તૈયાર નથી. છેવટે મારે માટે એક જ ઉપાય રહે છે કે સદાને માટે મારે આ ઘરનો ત્યાગ કરવો, એટલે જ હું જાઉં છું. મારી તપાસ કરશો નહિ આશા છે કે આપ મને મારા ગૃહત્યાગ પછી પણ

શુભ આશિષ આપશો, એ જ.

"લિ. આપનો આજ્ઞાંકિત પુત્ર,
"મનોહર"

બીજી બાજુ કમલાના પિતા પણ આ પ્રમાણેજ ચિઠ્ઠી વાંચી રહ્યા હતા:

"પૂજ્ય પિતાશ્રી,

"મને સુખી જોવાની તમારી સર્વ આશાઓ આજે નિષ્ફળ થાય છે. હું મનોહર સિવાય જીવી શકું તેમ નથી અને મનોહર રૂઢિબંધનથી બંધાય તેમ નથી, એટલે હું પણ મનોહરની સાથે જ જાઉં છું. આપે મને ઉચ્ચ કેળવણી આપી, છતાં હું આપનો ઉપકાર ભૂલી ગૃહત્યાગ કરૂં છું, તે માટે ક્ષમા અને આશિષ આપશો.

"લિ. આપની લાડકવાયી પુત્રી,
"કમલા"

મનોહરના કુળવાન પિતા ચિઠ્ઠી વાંચતાંજ બેભાન થઇ ગયા હતા. બધાં માણસો ઘરમાંથી દોડી આવ્યાં. સર્વેને આ ચિઠ્ઠી બાબતની જાણ થતાં દોડાદોડ કરવા લાગ્યાં. સાથે કમલાના પિતા પણ આવી પહોંચ્યા. બંનેની શોધાશોધ થઇ રહી, પણ સાંજ સુધી એકેનો પત્તો મળ્યો નહિ, ત્યારે નિરાશ થઇ સૌ માથે હાથ દેઇ બેઠાં.

બીજી બાજુ મનોહર તથા કમલા અગાઉથી કરેલી યોજના પ્રમાણે તેજ સવારે પોતાના વિદ્યાધામ પૂના તરફ ચાલતાં થયાં અને ત્યાં પોતાનાં સહાધ્યાયી યુવકયુવતીની સાક્ષીએ બંનેએ લગ્ન કરી નાખ્યાં. સૌ વિદ્યાર્થી-વિદ્યાર્થિનીએ એ બંનેને તેમની હિંમત માટે વધાવી લીધાં અને તેમને હારતોરા ચઢાવ્યા.

ધન્ય છે એ મનોહરને તથા કમલાને, જેઓ જ્ઞાતિ સામે બંડ કરીને પણ તેના બંધનથી મુક્ત થયાં. આથી સત્તાવીશ ગામનાં કુળવાન ગણાતા પાટીદારોને મારી એકજ વિનંતિ છે કે આ વરવિક્રયના અને કન્યાવિક્રયના સોદા બંધ કરો અને યુવકયુવતીઓને તમારી સામે બંડ કરવાનાં કારણ ન આપી પુણ્યમાર્ગે પરવરો.

'પાટીદાર' માસિકમાં આવા કેટલાય લેખ આવ્યેજ જાય છે, છતાં પાટીદારો પોતાનું ઊંધું કામ કર્યે જ જાય છે. દરેક પાટીદારે 'પાટીદાર' માસિક વાંચવું અને વંચાવવું જોઇએ. 'પાટીદાર' વાંચતાં દરેક પાટીદાર ભાઇબેને બને તેટલો 'પાટીદાર' માસિકનો પ્રચાર કરવો જોઇએ, જેથી પાટીદાર જેવી કોમ પોતે ઉન્નતિને માર્ગે ચઢે.

ચાંગા, હાલ બીલીમોરા — ગોવર્ધનદાસ ચતુરભાઇ પટેલ

પત્ર

## ૧. ચાંલ્લાને પ્રસંગે જ્ઞાતિભોજન

(આ અંકની પ્રસંગકથામાં 'ચાંલ્લાને પ્રસંગે જ્ઞાતિભોજન' વિષે એક પ્રસંગકથા છે. એ જ્ઞાતિભોજનમાં વડોદરા પ્રજામંડળના એક આગેવાન કાર્યકર્તા અને કાનમના 'સત્તર ગામ પાટીદાર મંડળે' જ્ઞાતિસુધાર માટે ધમેલી ગામે ગયા માસમાં ભરેલ અધિવેશનના પ્રમુખ ભાઈ મગનભાઈ શંકરભાઈ પટેલે ભાગ લીધેલો, એવી ખબર મળતાં મેં એ બાબતનો એમનો ખુલાસો ઇચ્છ્યો, તેનો તેમણે આપેલો જવાબ નીચે છાપું છું.

એ વિષે વાચક ભાઈબેનો બંને બાજુની દૃષ્ટિએ ચર્ચા કરે એ ઇચ્છાથી એ જવાબ છાપ્યો છે, માટે જેને યોગ્ય લાગે તે ચર્ચા કરશે એવી આશા છે. —તંત્રી)

આપનો પત્ર ગઈ કાલે આવેલો, પણ હું બહારગામ હોવાથી ખુલાસો લખ્યો નહોતો.

મને લાગે છે કે કોઈ માણસ પોતાના મકાનનું ઉદ્ઘાટન અગર વાસ્તુ કરે, યા કોઈ પ્રસંગે ભોજનસમારંભ પોતાના મિત્રવર્ગને બોલાવી કરે તેમાં જ્ઞાતિરિવાજની ચાલતી બગાડ પ્રથામાં કઈ રીતે વધારો ગણાય? કારણ કે ઉપલા પ્રસંગો જેમ રૂઢિથી ગણાતા નથી, તેવી જ રીતે પોતાને ત્યાં લગ્નપ્રસંગે કોઈ એક દિવસ, કોઈ બે દિવસ પોતાના કુટુંબીઓને, જાનૈયાઓને તેમ જ મિત્રવર્ગને ભોજન આપે, તેને આપણે વખોડતા નથી. તેવી જ રીતે ચાંલ્લાને પ્રસંગે જમણવાર કરવું જોઈએ એવી રૂઢિ નથી. ન પ્રસંગે પોતાના ઉત્સાહથી પોતાના મિત્રોને બોલાવી, જમણ આપે તેમાં રૂઢિને વેગ ક્યાં મળે છે? કારણ કે તે રૂઢિ જ નથી. બીજાને અનુકરણ કરવાનું નથી, કારણકે વાસ્તુક્રિયામાં જેમ પોતાની શક્તિ પ્રમાણે ભોજન પણ કરાવે, તેવી જ તે પ્રસંગે તે રીતે કરે છે, અને ઘણા નથી કરતા. આ પ્રસંગ તો તેથી પણ નોખો છે. આને પ્રસંગે ભાગ્યે જ કોઈ જમણ કરે છે, એટલે બીલકુલ રિવાજ નથી, એટલે કુરૂઢિને ઉત્તેજન ક્યાં છે? વળી નવો રિવાજ કઈ રીતે પડે છે તે સમજાતું નથી. આ પ્રમાણે મારી માન્યતા હોવાથી, કોઈ માણસ પોતાને ત્યાં શુભપ્રસંગે જેમ લગ્ન વગેરેમાં જમણવાર કરી બોલાવે છે, તેમાં જવા વાંધો મને જણાયો નથી. વળી બહારથી આવેલમાં વધુમાં વધુ ૧૫૦ માણસ હશે, બાકી ગામના સંબંધીઓ હશે.

વડોદરા, તા. ૧૪:૩:'૪૨ મગનભાઈ શં. પટેલ

## ૨. સંતાનનાં લગ્નમાં માબાપની દરમ્યાનગીરી

(એક વિદ્યાર્થીના પાલકને લખેલો પત્ર)

પૂજ્ય વડીલશ્રી . . .

કુશળ રહો, કુશળ છું. આપનો પત્ર વાંચી હકીકત જાણી. આપનું દુઃખ ન સમજાય એવું છે. ગયે શનિવારે કોઇક આવ્યું હતું. મને આ બાબતનો વહેમ તો ગએલો, વિચાર કરતાં જણાએલું કે આપ આપના ચિરંજીવીનું લગ્ન કરીને તેનું ભાવિ જોખમમાં નાખી રહ્યા છો.

હવે આ વસ્તુનો હું ખુલાસો કરું. લગ્નનો વિચાર પરણનાર વ્યક્તિઓએ જ કરવો જોઇએ. લગ્ન જેવા વિષયને બજારૂ ચીજ બનાવતા પહેલાં મોટેરાંએ સો વાર વિચાર કરવો જોઇએ, વિચાર કરતાં જરા પણ ચડકાટ લાગે તો વિચારના તંતુ તોડી નાખવા જોઇએ. સૌ કોઇ જાણે છે કે આ વસ્તુને બદલી શકાતી નથી. વિચારવંત વેપારીઓ બદલી શકાય એવી વસ્તુઓ માટે પણ ઘણો વિચાર કરે છે. આપણે કાંઇ વેપારી નથી, અને આવો વેપાર ચાલવા પણ ન દેવાય.

ઉમર બાબતમાં ચિરંજીવી ઘણોજ નાનો કહેવાય. એને ઉમરલાયક થવા દો ને જાતે વિચારવા દો. મોટેરાંઓએ તો ન્યાયાધીશ તરીકે કામ કરવું જોઇએ, વકીલ તરીકે નહિ. એટલે કે છોકરાં ખોટું ન કરી બેસે એજ જોવાનું રહ્યું. છોકરાં પૂછવા આવે કે ગૂંચવણમાં પડ્યાં હોય ત્યારેજ તમે આવી બાબત ઉપર વિચાર કરી શકો ને તેમનું ભલું થાય એવો ઉપાય બતાવી શકો. હજી એનું ભણતર કેટલું? આ જમાનામાં એટલા ભણતરથી ચાલે ખરૂં? થોડા ભણતરવાળો માણસ આવી બાબતમાં સાચો વિચાર કરી શકે કે? છોકરાંને આવી વાતો કરી બહેકાવવાં ન જોઇએ. આવા વિચારો ઊગતાજ દાબવા જોઇએ. માબાપે ટૂંકા સ્વાર્થ માટે અટપટા સંસારના યજ્ઞમાં નિર્દોષ બાળકોને હોમવાં ન જોઇએ. માબાપ એમ ધારે કે અમારી હયાતિમાં આ બધું થાય તો સારૂં, એમ માની ઝડપથી આવાં કામ આટોપી લે છે. આમાં સારાં પરિણામ આવે એમ ધારતા નહિ. કડવાં પરિણામ આવે તો છોકરાં વહાલાં માબાપને ખોળે માથું મૂકીને આખી જિંદગી રડશેજ.

વડીલો તો આ બધું જુએ છે ને અનુભવે છે, છતાં આનો મોહ નથી મૂકતા. પણ એટલું ચોક્કસ માનજો કે છોકરાંની આંતરડી બળતી હશે તો એ માબાપોનું ભલું થવાનુંજ નથી, અને ઓછી સમજણવાળાં છોકરાંથી દુઃખ સહન નહિ થાય ત્યારે માળો બાંધીને પણ દુઃખ ઓછું કરવાનો પ્રયત્ન કરશેજ. આને સમાજ તમાસા કહે છે. આવા તમાસાથી સારા ઘરના

માણસો શોભતા નથી. આપણા પાટીદાર સમાજને ડાહ્યા ગણાતા માણસો ક્યાંક લેઇ જાઇ એનો ભુક્કો કરી દેશે એવી બીક રહે છે. પ્રભુ, સમાજને ઓળખે એવા ડાહ્યા માણસોની જરૂર છે, એમને હિંમત ને સદ્‌બુદ્ધિ આપ. મરદ બનીને કડક્યું હાથે કામ કરીને થોડાંક માણસો મડો કાઢવાની શરૂઆત કરશે તો જ સમાજ ટકવાનો છે.

આપણામાં બીજું એક છે: માબાપની ઇચ્છા ન હોય છતાં ઉસ્તાદ માણસો પણ કેટલીક વખત શરમાવીને કામ કાઢે છે આવા માણસો બીજાનાં કામમાં આમ કરે છે, પણ જ્યારે પોતાના ઉપર આવી પડે છે ત્યારે તો હિંમત રાખીને ના પાડે છે. ના પાડવામાં પણ હિંમતની જરૂર છે. મોટાંમાં અગર સરખે સરખાંમાં ના પાડી શકાતું નથી એ સાચું છે, પણ શરમાવનાર મોટેરાં એટલું તો સમજે કે સામા માણસની સ્થિતિ અત્યારે કેવી છે. મગજ ઉપર કેટલો બોજો લદાતો હશે. આમ બોજો વધારી વધારીને આપણે સામાને ભાગી નાખીએ છીએ. શરમાવવું એટલે પ્રેમનાં બંધન બાંધવાં. બંધન બાંધવામાં પણ હદ રાખવી જોઇએ. હું સમજું છું ત્યાં સુધી પ્રેમનાં બંધનો બાંધનારને પ્રેમથી જ જીતવો જોઇએ. એટલે કે 'ના' નામનું હથિયાર વાપરીને હસતાં હસતાં બંધનો કાપી નાખવાં જોઇએ. આમ થાય તો કોઇએ ખોટું લગાડવું ન જોઇએ, પણ ઊલટું મીઠા સંબંધની અને પવિત્ર મિત્રતાની ગાંઠો ન ઉકલે એવી બંધાવી જોઇએ. માફ કરજો કે મેં નાને મોઢે મોટી વાતો કરી છે. આપ વડીલ આ બધું જાણો છો, છતાં પ્રેમથી આગળમાં મૂકતાં અચકાઓ છો. નાનાં છોકરાં કોઇક વાર માઝા મૂકે, પણ મોટેરાં અમને એમની હુંફાળી ગોદમાં આળોટવા દેશે એવો સંપૂર્ણ વિશ્વાસ છે.

પરણેલા વિદ્યાર્થીને વિદ્યાપીઠમાંથી છૂટા કરવામાં આવે છે. હું જાણું છું કે ચિરંજીવીને નિમિત થયું છે અને વિદ્યાપીઠના ભણતર સિવાય બીજું કોઇ પણ ભણતર ગમવાનું નથી. માબાપે પોતાની ફરજ પ્રમાણે છોકરાંને પૂછવું જોઇએ અને છોકરાંએ પણ માબાપને સાફ સાફ કહી દેવું જોઇએ. યોગ્ય ભણતર પછી ઉમર થઇ હોય તો ડાહ્યાં છોકરાં જ વિવાહની વાતો સમજી શકે. ચિરંજીવીને આવી બાબતોનો વિચાર કરે એવડો થવા દો. ઉતાવળ કરી અપંગ ન કરશો. મેં મારી ફરજ બજાવી છે. કલ્યાણ થાય એવો રસ્તો કાઢજો. હું મારા વિદ્યાર્થીનું ભલું ચાહું છું. પાલકપિતા તરીકેની ફરજ આપ અદા કરજો, નમસ્તે.

ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ભીખુભાઇ મો. પટેલ, અધ્યાપક
તા. ૧૦:૨:'૪૨

ઈંગ્લેણ્ડ ગોવળકોંડાના હીરાથી ગુલામોને શણગારી પોતાની દોલતનો દેખાવ કરવાને બદલે, ગ્રીસના ખરા નામાંકિત માણસે કહેલું તેની માફક, પોતાના નીતિમાન મહાપુરુષોને બતાવી શકે, કે 'આ મારી દોલત છે'". (પૃષ્ઠ ૩૦).

આજ સિદ્ધાન્ત ઉપર આખા પુસ્તકમાં ચર્ચા છે. વિષય જરા અટપટો હોવાથી પુસ્તકની ગુજરાતી ભાષા પણ મહાત્માજીની સાહજિક નથી, છતાં ન સમજાય તેવી નથી. સર્વનું ભલું થાય એ ઇચ્છાએ એમણે તૈયાર કરેલું આ પુસ્તક એકે એક ગુજરાતીએ વાંચી મનન કરવું ઘટે છે. પુસ્તકની પ્રથમ આવૃત્તિ ૧૯૨૨માં અને બીજી આવૃત્તિ ૧૯૪૦માં પ્રકટ થઈ અને તેનું આ પુનર્મુદ્રણ છે.

૨૨. **રચનાત્મક કાર્યક્રમ,** કેટલીક સૂચનાઓ: ગજેન્દ્રપ્રસાદના અંગ્રેજી ઉપરથી અનુવાદક—ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ; પૃષ્ઠ ૪૮, કિંમત ત્રણ આના. પૂ. ગાંધીજીએ સવિનય ભંગ સાથે સંબંધ ધરાવતો તેર પ્રકારનો અહિંસાત્મક રચનાત્મક કાર્યક્રમ દેખાડતા એક પુસ્તિકા લખી છે, જેનો પરિચય ગયા માહના અંકમાં આપ્યો છે. તે ૧૩ પ્રકારના કાર્યક્રમ ઉપર લેખકે કંઈક સ્પષ્ટતા કર્યા પછી (૧) મહાસભાનું તંત્ર, (૨) કિસાનસંગઠન, (૩) મજૂરસંગઠન અને (૪) વિદ્યાર્થીસંગઠન એ ચાર વિષયોની પણ ઉપયોગિતા બતાવી છે અને અંતે આશા રાખી છે કે એ સમગ્ર "કાર્યક્રમમાં સર્વને ઉત્સાહ આવશે, ને બુદ્ધિ, ધૃતિ, શ્રદ્ધા અને જોશપૂર્વક એનો અમલ કરવામાં આવશે, જેથી હિંદુસ્થાન વહેલામાં વહેલું સ્વતંત્રતા પ્રાપ્ત કરે (પૃષ્ઠ ૪૮).

૨૩. **લોકમાતા** (ભારતની નદીઓ) ત્રીજી આવૃત્તિ: લેખક—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ ૧૦૪, બે ચિત્રો, કિંમત છ આના. ભારતની નદીઓનાં દર્શન કરીને લેખકને કેવી લાગણી જાગેલી તેનું આમાં સુંદર ચિત્ર છે. લેખક મહારાષ્ટ્રવાસી હોવા છતા સુંદર ગુજરાતી ભાષા લખી શકે છે, પણ આટલા દિવસ સુધી જે ગુજરાતની નદીઓએ એમને અમૃતપાન કરાવ્યું છે, તેમણે એમના હૃદયમા બહુ ઊર્મિ જગાડી દેખાતી નથી. પ્રકૃતિભક્તોને નદીમાતા પ્રત્યે શ્રદ્ધાભક્તિ જગાડે એવું આ પુસ્તક છે.

ઉપરનાં ત્રણે પુસ્તકના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

—*—

૨૪. મારૂં ગામડું, આચાર્ય ગિદવાણી સ્મારકમાળા ગ્રંથ–૪: લેખક–બબલભાઇ પ્રાણજીવનદાસ મહેતા; પ્રકાશક–ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; પ્રાપ્તિસ્થાન–નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૧૨ + ૧૭૫, કિંમત દશ આના. પુસ્તકની આ બીજી આવૃત્તિ છે. શ્રી બબલભાઇ ખેડા જિલ્લાના જાણીતા ગ્રામસેવક છે. આ પુસ્તક એ એમના ગ્રામજીવનનાં અનુભવનો નીચોડ છે. માસરા જેવા પછાત ગામના એક ગામમાં બેસી કામ કરતાં ગ્રામજીવનના જે અનેક અજ્ઞાનજનિત કૂટ પ્રશ્નોનો, ધાર્મિક તેમજ બીજા વહેમોનો સામનો તેમનો કરવો પડેલો, તેનું તથા તેનો ઉકેલ કરવા યોજેલા ઉપાયોના અનુભવનું બયાન સાદી, સહેલી ભાષામાં લેખક કરે છે. આખું યે પુસ્તક ને તેના પ્રસંગો હૃદયંગમ ને દિશાસૂચક છે. ગામડાના પ્રશ્નો કયા કયા છે ને તેનું નિરૂપણ કેમ થઇ શકે તેનો તાદશ ખ્યાલ પુસ્તકમાંથી મળે છે. પુસ્તકમાં આપેલો ગામડાનો આર્થિક અહેવાલ હિંદનાં ગામડાંની ભયંકર ગરિબાઇ ને તેનાં કારણ–ખાસ કરીને ધાર્મિક તથા સામાજિક ખર્ચ અને વાણિયા-શાહુકારની ચૂસ–ખુલ્લાં કરે છે. એકંદરે આ પુસ્તક ગ્રામસેવકોને ભોમિયારૂપ થઇ પડે તેમ છે. આ પુસ્તક ગામડાંના પ્રશ્નોથી અજાણ એવા યુવકોને તથા વાચકોને ગામડામાં રસ લેતા કરે તો નવાઇ નહિ. ઈ.

૨૫. ઈશ્વરનો ઇનકાર: લેખક–નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ, 'પાટીદાર'-મંદિર, આણંદ; પૃષ્ઠ ૧૨ + ૧૯૭, કિંમત રૂા. ૧–૮–૦. જગતનો કર્તા અને નિયંતા કોઇ ઇશ્વર નથી, પુનર્જન્મ અને મોક્ષ પામનાર કોઇ વૈયક્તિક આત્મા નથી, સ્વર્ગ અને નરક જેવાં કોઇ સ્થાન નથી. એ સૌ માનવીના મગજની ભ્રમણા અને વહેમ જ છે, અને એ ભ્રમણાથી અને વહેમથી માનવજાતિએ બહુ ખત્તા અને ધક્કા ખાધા છે. એ ભ્રમણાએ અને વહેમે ઊભા કરેલા ધર્મોએ માનવસમાજનો નાશ કરી મૂક્યો છે. એ નાશથી હવે બચવું હોય તો શ્રદ્ધાજડતા છોડી બુદ્ધિવિવેક કરી સાચે માર્ગે વળવું ઘટે. પ્રચંડ અને ભયાનક લાગતા, પણ સ્વતંત્ર અને શુદ્ધ વિચારો વિચારવા એ નવયુગના યુવકોનો ધર્મ છે. સં. ૧૯૯૦માં આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ પ્રકટ થએલી અને વિચારકોના અને પત્રોના તેને માટે ઉત્તમ અભિપ્રાયો મળેલા. એક જ વર્ષમાં તેની ૧૦૦૦ નકલો ખપી ગએલી અને તેની બીજી આવૃત્તિ તુરતમાં જ પ્રસિદ્ધ થવી જોઇતી હતી. પણ અનુકૂળ પ્રસંગો નહિ હોવાથી એ બીજી આવૃત્તિ છેક આજે જ પ્રસિદ્ધ થઇ શકી છે. પ્રચંડ અને ભયાનક લાગતા, પણ સ્વતંત્ર અને શુદ્ધ વિચારો વિચારવા એ નવયુગનો ધર્મ છે, માટે દરેકે દરેક નવયુવકે આ પુસ્તક

અવશ્ય વાંચવું ઘટે ગુજરાતી ભાષામાં આ પ્રકારનું પુસ્તક આ પ્રથમ જ છે.

૨૬–૨૭. **સોરઠી બહારવટીઆ ભાગ ૧–૨:** સંપાદક–ઝવેરચંદ મેઘાણી; ભાગ ૧માં પૃષ્ઠ ૮+૧૫૮, કિંમત કાચું પૂઠું બાર આના, પાકું પૂઠું એક રૂપિયો; ભાગ ૨માં પૃષ્ઠ ૧૬+૨૪૬, કિંમત કાચું પૂઠું ૧–૧૨–૦, પાકું પૂઠું રૂ. ૨–૦–૦. શ્રી. મેઘાણીજીની કલમથી લખાએલી અનોખી શૈલીની ભાત પાડતી, સોરઠી બહારવટીઆઓની કથાની આ પહેલા ભાગની છઠ્ઠી ને બીજી ભાગની ચોથી આવૃત્તિ નવા રૂપરંગમાં ને કદમાં બહાર પડે છે તે જ એની લોકપ્રિયતાની સાબિતી છે. જૂના લેખો, લખાણો, પરંપરાગત વાર્તાઓ તથા એવા બીજા લૂલા ને ગકમ આધારોનાં પડો ઉખેળી ઉખેળી જે વિદ્વત્તાને અને સતત ઉદ્યમીપણાને અંતે સોરઠી ઇતિહાસના પાનામાં બહારવટીઆઓનું અને તેમના નીતિ નિયમોનું સ્થાન, સંપાદકે વાચકના આગળ જીવંત પાત્રો ઘડીને બનાવી આપ્યું છે તેની ગુજરાતે કદર કરી છે એ આનંદની વાત છે. ન.

ઉપરનાં પુસ્તક ૨૫, ૨૬, ૨૭ના પ્રકાશક–ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ.

૨૮. **'સ્વર્ગોનું દોહન,'** શ્રી મો. ન. અમીન સ્મારક ગ્રંથમાળા પુષ્પ ૧લું: સંપાદક–શ્રી. વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ; પ્રકાશક–પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિ. વડોદરા; પૃષ્ઠ ૨૪+૫૦૪, બે છબિ, મૂલ્ય મો. ન. અમીન સ્મારકમાળાના ગ્રાહકો માટે રૂ. ૧–૪–૦, છૂટક મૂલ્ય રૂ. ૧–૮–૦. સદ્દગત અમૃતલાલ સુંદરજી પઢિયારે ઉપદેશાત્મક ઘણું લખ્યું છે અને તે મોટે ભાગે સ્વર્ગને નામે. એમનું લખાણ મોટે ભાગે વિદ્વદ્ભોગ્ય નહિ, પણ સામાન્ય લોકભોગ્ય હતું. અને સામાન્ય જનસમાજ કંઈક પણ ઉન્નત થાય એ દૃષ્ટિએ સદ્ગત ભાઈ મોતીભાઈને એ લખાણ ગમતું. એટલે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે તેમના નામની ગ્રંથમાળાના ૧લા પુસ્તક રૂપે આ પુસ્તક પ્રકટ કર્યું છે; તેમાં પઢિયારનાં 'સ્વર્ગ'નાં પુસ્તકોનું દોહન છે. તેમાંનાં વિધાનો મોટે ભાગે સામાન્ય છે, પણ કેટલાંક તો અયોગ્ય અને અનિષ્ટ છે. "જે સ્ત્રીમાં...આધીનતા વધારે હોય તે જ ખરી સ્ત્રી છે, તે જ મોટી છે અને તે જ...વંદનીય છે" (પૃષ્ઠ ૩૫૭). "પુરુષોની સેવા કરવાને માટે જ સ્ત્રીઓ આ દુનિયામાં પેદા થએલી છે અને ધણીપણું કરવાને તથા સ્ત્રીઓની સેવાનો બદલો આપવાને માટે જ પુરુષોનો અવતાર છે" (પૃષ્ઠ ૩૬૫). "આધીનતા એ જ–સ્ત્રીનું સ્ત્રીપણું છે." પુરુષો "સ્ત્રીઓને ચહાતા નથી, પણ સ્ત્રીપણાને એટલે કે આધીનતાને..." (૩૬૮). અને 'સ્ત્રીઓનું સ્વર્ગ' એ આખું

પુસ્તક સ્ત્રીજાતિની—એ માતૃજાતિની—હીનતાને અને ગુલામગીરીને વજ્રલેપ કરતા આવા વિચારોથી ભરેલું છે. લેખકે તો એ વિચારો લખ્યા, પણ દોહન કરનારે આ વિચારો, જે ભાઇ મોતીભાઇની ભાવનાથી કેવળ વિરુદ્ધ છે, એ વિચારો આ પુસ્તકમાં લીધા શા માટે હશે તે સમજાતું નથી.

---*---

## પ્રસંગકથા

### આણંદમાં વામયૂમિયું લગ્ન

આણંદના ભાઇ વેરીભાઇ ઝવેરભાઇ પટેલના દીકરાનું લગ્ન ખાંધલીના ભાઇલાલભાઇ દેસાઇભાઇ પટેલનાં દીકરી સાથે થયું. ભાઇ વેરીભાઇએ એ લગ્ન-પ્રસંગે ખૂબ મોટો તમાશો કર્યો. રૂ. ૪૦૦ ખર્ચીને તો અંગ્રેજી વાજાં આણ્યાં અને વાજાંવાળાને સોનાનો ચાંદ આપ્યો, જોકે એ વાજાંવાળા ગામમાં રૂ. ૧૦૦માં આવેલા બીજાં વાજાંવાળાની હરિફાઇમાં હારી પડેલા! એમ કહેવાય છે કે જાનમાં પણ ૩૫ વાજાંવાળા સાથે આશરે ૪૦૦ માણસ ખાંધલી લેઇ ગએલા. લેવડદેવડ તો ગુપ્ત થએલી, એટલે ખબર નથી પડી. જ્ઞાતિના બંધારણ કે પંચની પરવા કર્યા વિના આવી ધામધૂમ કરવાથી માણસ પોતાને મોટો અને ભાઇ-પિતરાઇ કરતાં વધારે કુળવાન થઇ જતો માનતો હશે કે ભાઇ-પિતરાઇઓને પોતાની ધામધૂમથી આંજીને હેઠે પાડવા ઇચ્છતો હશે? ભાઇ ભાઇલાલભાઇ તો ભણેલાગણેલા છે અને પૂર્વ આફ્રિકામાં એક શાળામાં શિક્ષક છે. ભાઇ વેરીભાઇએ ભાઇ ભાઇલાલભાઇ પાસેથી સારી ગાલમતા પડાવી છે એવી લોકવાણી છે અને ત્યારે તો દેશમાં પરઠણો વગેરે વધારી મૂકવાનો આરોપ આફ્રિકાવાસીઓ ઉપર મૂકવામાં આવે છે, એમાં કશું ખોટુંય નથી. "હિંદુસ્થાનમાં ગરીબ કે અમીર સૌનાં લગ્નોમાં કેવળ દમામમાં અને દેખાવમાં પૈસાનું પાણી થાય છે એની ટીકા બહુ થઇ છે, અને એ ટીકા સાચી પણ છે. પૈસાનું પાણી થાય છે એ તો બાજુએ રહ્યું, પણ જેમાં કળાનું કે સૌન્દર્યનું નામ પણ ન હોય એવા અશિષ્ટ તમાશા જોઇને તો દુઃખ જ થાય છે. આ બધા માટે ખરા ગુનેગાર લોકો મધ્યમ વર્ગ છે" (જવાહરલાલ નેહરુ).

### ચાંલ્લાને પ્રસંગે જ્ઞાતિભોજન

ઉત્તરસંડાના ભાઇ પુરુષોત્તમ ભાઇલાલભાઇ પટેલની દીકરીનું વેવિશાળ, બાકરોલના ભાઇ પુરુષોત્તમ દેવજીભાઇ પટેલના પુત્ર ભાઇ કાન્તિલાલ વેરે

થએલું, તેનો ચાંલ્લો આપવાનો વિધિ તા. ૫:૩:'૪૨ને રોજ થયો. તે ટાણે સુણાવ, ઓડ, આણંદ, ઉત્તરસંડા, પેટલાદ, ગોગરી, કંડારી, ધાવટ તથા ખાકરોલના મળી આશરે ૩૦૦–૩૫૦ મહેમાનોના પાટલા પડ્યા હતા! વડોદરાના ભાઈ મગનભાઈ શંકરભાઈ પટેલ, જેઓ ઉપરના જલસામાં સામેલ હતા, તેમને આ સંબંધે પૂછાવતાં તેમણે જે જવાબ આપ્યો છે તે આ અંકના પાન ૨૫૭ ઉપર આપ્યો છે. સમાજનાં વિચારક ભાઈઓનો તેની ઉપર ચર્ચા કરશે એવી આશા છે. છેવટે 'પ્રસંગકથા'માં એના વિષે લખાણ આવશે. આ ચર્ચામાં ભાગ લેનારને આ અંકના પાન ૨૩૩–૨૩૪ ઉપરનું ભાઈ કિશોરલાલ મશરૂવાળાનું લખાણ વાંચવાની ભલામણ છે.

### આન્તરજ્ઞાતીય લગ્ન

"અત્રે ગઈ તા. ૧૦:૩:'૪૨ ને મંગળવારના રોજ એક આન્તરજ્ઞાતીય લગ્ન થયાં છે. અને જ્ઞાતીયે વણિક શ્રી. મોહનલાલ વિઠ્ઠલદાસ શાહ, શ્રી. શારદાબેન શિવાભાઈ અમીન સાથે લગ્નથી જોડાયા છે. શ્રી. શારદાબેન જ્ઞાતિએ પાટીદાર છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૩:૩:'૪૨). આ શારદાબેન વિષે વિશેષ માહિતી જેને હોય તે લખી મોકલે તો ઉપકાર થાય.

### કુ. ઇંદિરા નેહરુ–શ્રી. ફિરોઝ ગાંધી વેવિશાળ

પંડિત જવાહરલાલનાં પુત્રી કુ. ઈંદિરાના શ્રી. ફિરોઝ ગાંધી સાથે થએલા વેવિશાળનો પ્રસંગ ચર્ચાનો વિષય બન્યો છે. એ સંબંધે પંડિતજીને તથા મહાત્માજીને ખુલાસા પણ બહાર પાડવા પડ્યા છે. પોતાની જીવનકથામાં પંડિતજી લખે છે. કે "હું પોતે આન્તરજ્ઞાતીય લગ્નોને ઉત્તેજન આપવાના મતનો છું." વધુમાં જણાવે છે કે "જેમાં ધર્મનો કોઈ પણ જાતનો ઇનકાર ન કરવો પડે અથવા તો ધર્માન્તર પણ ન કરવું પડે" એ જરૂરી છે. મહાત્માજી પણ આ લગ્નમાં ધર્માન્તરનો કંઈ પ્રશ્ન નથી એમ માને છે, વળી ફિરોઝ ગાંધી એ નેહરુ કુટુંબના સ્વજન જેવા હતા અને આ બન્નેના આકર્ષણની પાછળ દરેલપણું જોઈનેજ પંડિતજીએ પોતાની સંમતિ આપી છે. એ બન્નેની મિત્રતા સંયમયુક્ત હતી. મહાત્માજી લખે છે કે "આ વેવિશાળને સંમતિ ન આપવામાં ક્રૂરતા થાત." અને આગળ ચાલતાં લખે છે, કે "જેમ જેમ સમય જશે તેમ તેમ આવાં લગ્નો વધતાં જશે, અને તેથી સમાજને ફાયદોજ થશે." નેહરુ કુટુંબ પોતાના આવા વિચારોને અમલમાં મૂકવાને સારૂ પ્રખ્યાત છે. જવાહરલાલનાં પહેલાં બેન વિજયાલક્ષ્મીનું લગ્ન રાજકોટના શ્રી. રણજીત પંડિત સાથે થએલું ને બીજાં બેન કૃષ્ણાનું લગ્ન અમદાવાદના હઠીસિંગ કુટુંબમાં થયું છે. જેમ

બન્ને બ્હેનોએ પોતાના જીવનસાથી ગુજરાતમાં શોધ્યા, તેજ પ્રમાણે તેમનાં પુત્રી કુ. ઈંદિરાએ પોતાનું લગ્ન ભરૂચના વતની ફિરોઝ ગાંધી સાથે કરી એમણે પણ ગુજરાતી જીવનસાથી શોધ્યો. આમ નેહરુ કુટુંબે ગુજરાતને પોતાનું નારીધન આપ્યું છે. શ્રી. રાજાજીએ પણ પોતાનાં પુત્રી લક્ષ્મીબેનનું લગ્ન મહાત્માજીના પુત્ર દેવદાસ સાથે કર્યું છે. આમ બે મોટાં કુટુંબોની પુત્રીઓ ગુજરાતને આંગણે આવી છે. આવાં આન્તરજ્ઞાતીય આન્તરપ્રાન્તીય લગ્ન કરનાર જોડાં પોતાનું જીવન એકધારું નિર્મળ જીવીને સમાજને દાખલારૂપ બનાવે તો સમાજ પોતાની સંકુચિતતા ત્યજે એ સ્વાભાવિક છે.

**'પાટીદાર પ્રગતિ'**

જેમ અહીં ચરોતરમાં પાટીદારનાં છ ગામ વધારે કુલીન ગણાય છે, તેમ પાટણવાડાનાં પાંચ ગામ (સંડેર, બાલીસણા, ભાણ્ડુ, વાલમ, મણુંદ) કુલીન ગણાય છે. તે ગામોમાં વસતા પાટીદારોની ઉન્નતિ થાય તેટલા સારૂ 'પાટીદાર પ્રગતિ' માસિક પ્રગટ કરવામાં આવે છે. તેના ચાલકોને અમારા ધન્યવાદ છે. આજનો જમાનો માગે છે કે સમાજનાં દૂષણો ફગાવી દેઇ, ઊંચા પ્રકારનાં સંસ્કાર અને ચારિત્ર્યઘડતર માટે અથાગ પ્રયત્નની જરૂર છે. પાટીદારની પ્રગતિ જોવાને 'પાટીદાર પ્રગતિ' કમર કસી આગેકદમ ઉઠાવે એ ઇષ્ટ છે.

**સરદારશ્રી ગુજરાતમાં**

છેલ્લા સત્યાગ્રહ વખતે ગુજરાતના પ્રથમ સત્યાગ્રહી તરીકે જેલમાં જવાનું બહુમાન સરદારશ્રીને મળ્યું. ત્યાર બાદ તબિયત બગડતાં તેમનો છુટકારો થયો અને ત્યાર પછી પહેલી જ વાર તે ગુજરાતમાં આવ્યા. ગુજરાતના થએલા અને થતા હાલ ઉપર રોદણાં ન રડતાં, દરેક સ્ત્રીપુરુષે આત્મરક્ષા કરવાને સારૂ અને ગમે તેવે પ્રસંગે પણ જરાબર શિસ્તબંધ સામનો કરવાને પગ ઉપર ઊભા રહેવાની જરૂરતી હાકલ તેમણે કરી છે. તેને સૌ ભાઇબેનો ઝીલે—સમય વિચારીને અનુસરે તો જ ઇષ્ટ છે.

**આત્મસંરક્ષણ અને ગ્રામસંગઠન**

આજનો યુગધર્મ સૌને પડકારીને સંભળાવે છે કે સૌ પોતપોતાનું રક્ષણ, હાલના ને આવતા કપરા પ્રસંગમાં કરવાને તૈયાર રહે. આખી દુનિયામાં યુદ્ધનો દાવાનળ પ્રસરી રહ્યો છે. અત્યાર સુધી ગુલામની શાન્તિ ભોગવતા હિંદને આંગણે એ યુદ્ધ આવી પહોંચ્યું છે. તેવે પ્રસંગે હાલની સરકાર યુદ્ધકામમાં રોકાઇ છે, એટલે આપણે જ આપણું રક્ષણ કરવાનું છે. પારકા ઉપર આશા રાખ્યે તો આપણા આ હાલહવાલ થયા છે. આ સારૂ દરેક ગામે પોતાનું સંગઠન કરીને આત્મરક્ષણ માટે પોતાનાં રક્ષકમંડળો, વગેરેની સ્થાપના

વિનાવિલંબે કરી નાખવી જોઈએ. સોજીત્રામાં થએલા સંગઠનની હકીકત વાચકને પોતાની ફરજ અદા કરવામાં સહાયભૂત થશે.

### સોજીત્રાનું સંગઠન

"સોજીત્રા ગામનું સંગઠન દિવસે દિવસે મજબૂત બનતું જાય છે. ગામનો ઘણોખરો ભાગ તૈયાર થયો છે. નાકાં નક્કી કરી દરેક નાકે ઓછામાં ઓછા બે અને વધારેમાં વધારે ત્રણ એ રીતે સેવાભાવી ભાઈઓ બેસે છે. અગિયાર વાગ્યાથી પાંચ વાગ્યા સુધી સ્વયંસેવકો કામ ઉપર રહે છે. દરેક ટુકડીને ઓછામાં ઓછા ૭ દિવસે અને વધારેમાં વધારે અઠવાડિયે વારો આવે છે—સાત દિવસમાં એક દિવસ જાગવાનું અને તેમાં વળી પાંચ વાગે સૂઈ જઈ આઠ વાગે ઊઠવાથી ખાસ ઉજાગરા જેવું પણ લાગતું નથી. સ્વયંસેવક ભાઈઓ ઉત્સાહથી કામ કરે તેમને માટે ખાસ કાંઈ ખર્ચ હોતું નથી. થોડુંઘણું સાહિત્યનું ખર્ચ હોય છે પણ આખા ગામમાં રાત્રે બધા થઈને સો જેટલા જાગતા ફરે ને જરૂર પડ્યે એક હજાર જેટલા ભેગા થઈ જાય તેવી યોજના આમાં છે" ('પ્રજામંડળ', તા. ૧૧:૩:'૪૨). આવા ચોકીદારોની યોજના ગામે ગામ અમલમાં મુકાવી જોઈએ.

### આણંદ કૃષિગોવિદ્યાભવનમાં સરદાર

આણંદમાં શેઠ મનસુખલાલ છગનલાલ કૃષિગોવિદ્યાભવનનું મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા ગઈ તા. ૮:૩:૧૯૪૨ને દિવસે સરદારશ્રી વલ્લભભાઈ પટેલને શુભ હસ્તે થઈ. તેમણે પ્રવચન કરતાં વિદ્યાર્થીઓને સૂચના કરી કે નોકરી લેવાના વિચારથી ભણવા આવતા વિદ્યાર્થીઓ માટે આ સંસ્થા નથી, પણ સારા ખેડૂત બની સ્વતંત્ર જીવન ગાળી સાથે સાથે દેશની સેવા કરવાની ઉત્કટ ઇચ્છાવાળા વિદ્યાર્થીઓ જ માટે છે. વિદ્યાર્થીઓ સરદારશ્રીનો શુભ સંદેશ ઝીલે અને એ જ પ્રમાણે એ સંસ્થાના સંચાલકો ત્યાં ભણતા વિદ્યાર્થીઓને સાચા ખેડૂત બનવાની કેળવણી આપી દાતાઓના દાનને શોભાવે એવી આશા રાખીએ.

### નડીઆદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં સરદાર

વિઠ્ઠલ કન્યાવિદ્યાલયને શેઠશ્રી મફતલાલ ગગલભાઈએ રૂ. ૧,૦૫,૦૦૦ના આપેલા દાનમાંથી બંધાવેલા સ્વ. જીવકોરબાઈ મફતલાલ કન્યાવિદ્યાભવનની ઉદ્‌ઘાટનક્રિયા તા. ૧૦:૩:૧૯૪૨ને રોજ સરદારશ્રી વલ્લભભાઈ પટેલને શુભ હસ્તે થઈ. તે પ્રસંગે પ્રવચન કરતાં સરદારશ્રીએ જણાવ્યું, કે "દાન દેનારને તે દેવું સહેલું છે, પણ લેનારને તે જીરવવું અઘરું છે જે ભાવનાથી આ દાન દેવાયું છે, તેને આપણે લાયક નીવડીએ. આ વિદ્યાભવન સાથે સ્વ. જીવકોરબાઈનું નામ જોડીને શેઠશ્રી મફતલાલે તેમ જ તેમના વારસોએ આ

વિદ્યાલય સાથે કાયમનો સંબંધ બાંધ્યો છે. તેમણે અને આપણે બધાંએ ગણીને આ વિદ્યાલય ચલાવવાનું છે. વિદ્યાલયની સૌથી વધારે જવાબદારી શિક્ષકશિક્ષિકાઓ ઉપર છે. તેમને મારી વિનંતી છે, કે તેઓ વિદ્યાલયની ભાવના મુજબનાં સેવિકાઓ બને. બીજી જવાબદારી છે વિદ્યાર્થિનીઓ ઉપર, તેઓ એ ભાવના મુજબ પોતાનું જીવન ઘડે." આશા રાખીએ જે સરદારની સૂચના સફળ થાય.

### અમદાવાદમાં પાટીદાર સેવાસમાજમાં સરદાર

અમદાવાદ પાટીદાર સેવાસમાજને મળેલા દાનમાંથી બંધાનાર 'શેઠશ્રી ભીખાભાઇ જીવાભાઇ વિદ્યાર્થીગૃહ' અને 'સ્વ. મગનભાઇ ચતુરભાઇ પુસ્તકાલય'નાં મકાનોની ખાતમુહૂર્તની ક્રિયા તા. ૧૨:૩:૧૯૪૨ને દિવસે સરદારશ્રી વલ્લભભાઇ પટેલને શુભ હસ્તે થઇ. તે પ્રસંગે તેમણે જણાવ્યું કે હું પોતે તો કોઇ જ્ઞાતિનો નથી, સમગ્ર દેશનો છું. અને પછી અમદાવાદના હુલ્લડ પ્રસંગે બનેલા બનાવો અને અત્યારની વિકટ પરિસ્થિતિ વિષે પોતાની લાક્ષણિક ભાષામાં વિવેચન કરી સમસ્ત ગુજરાતને સંભળાવ્યું કે "સૌ ચેતે, જાગ્રત થાય અને મરદ બને."

### જ્ઞાતિઓના અનિષ્ટ વાડા

'પાટીદાર સેવાસમાજ' જેવી જ્ઞાતિસંસ્થાને ઉદ્બોધવાનો પ્રસંગ મળ્યો અને તે પ્રસંગે "હું પોતે તો કોઇ જ્ઞાતિનો નથી, સમગ્ર દેશનો છું," એમ સ્પષ્ટ શબ્દોમાં સરદારશ્રીએ સંભળાવી દીધું એ સારૂં જ કર્યું છે. પણ એ પ્રસંગનો લાભ લેઇ એ વિષય ઉપર જરા વધારે વિસ્તારથી બોલ્યા હોત, જણાવ્યું હોત કે 'જ્ઞાતિઓના નાના વાડાઓએ સમસ્ત હિંદુ જાતિને અને હિંદુ સંસ્કૃતિને છિન્નભિન્ન કરી નાખ્યાં છે. એ વાડાથી કદાચ માંકડા કુંડાળામાં સંપ વધે, ઐક્ય વધે, પણ તેથી હિંદુ જાતિના બીજા વિભાગોથી અને તેમની સંસ્કૃતિથી વિખૂટા પડાય અને પરિણામે ખૂદ જ્ઞાતિમાંજ વિક્રિયા થાય. એમ થતું આપણે આજે અનેક જ્ઞાતિઓમાં થતું જોઇએ છીએ અને પરિણામે હિંદુ જાતિ પણ આજે વિકૃત અને નષ્ટભ્રષ્ટ થતી જાય છે. માટે આપણે ઉદાર ભાવનાથી પાટીદાર મટી હિંદુ અને હિંદુ મટી માનવી થવું જોઇએ. એમાંજ આપણું અંતે કલ્યાણ છે.' આ વિષય ઉપર સરદાર કંઇક બોલ્યા હોત તો સારૂં થાત અને પાટીદાર જ્ઞાતિની અને હિંદુ સમાજની સારી સેવા બજાવી લેખાત.

### સર ખુશરૂ વાડીઆની સખાવત

"આ પ્રાન્તના સૂકા વિસ્તારોમાં જમીન વિકાસની યોજના માટે સર ખુશરૂ વાડીઆએ કરેલી રૂા. ૭,૨૩,૦૦૦ની બહુ ઉદાર સખાવતની ઓફરનો

મુંબાઇ સરકારે સ્વીકાર કર્યો છે. આ યોજનાનો હેતુ જમીનનાં અને પાણીનાં સાધનોનો સંચય કરવાનો અને ખેતીવાડીની સુધરેલી રીતોનો વિકાસ કરવાનો છે. બીજા દેશોમાં અને ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટસ(અમેરિકા)માં ગળેલો અનુભવ અને આ પ્રાન્તમાં કરવામાં આવેલા અનુભવો બતાવે છે કે આ રીતોને અમલમાં મૂકવાથી ઓછા વરસાદનાં વર્ષોમાં પણ સારો પાક લાવી શકાય છે. મુંબઇ સરકાર આ યોજનામાં રૂ. પાંચ લાખનો તાત્કાળિક ફાળો આપે છે અને તેણે દર વર્ષે રૂ. પચીસ હજાર આપવાનું વચન આપ્યું છે. આ યોજના ઉપર બોર્ડ ઑફ ટ્રસ્ટીઝનો અંકુશ રહે છે અને ખેતીવાડી ખાતું જ્યાં જરૂરી હોય ત્યાં જંગલ અને બીજાં ખાતાંઓના મદદકાર સાથે તેનો અમલ કરશે ડાયરેક્ટર ઑફ ઇન્ડસ્ટ્રીઝે દક્ષિણનાં કેટલાંક ગામોમાં જરૂરી પ્રાથમિક તપાસ પૂરી કરી છે" ('મુંબઇ સમાચાર,' તા. ૨:૩:'૪૨). આ સખાવત આવકારદાયક છે. 'જગતનો તાત' ધાનપાણી વગર બેહાલ બનતો ચાલ્યો છે. તેને આવી યોજનાઓ આશીર્વાદરૂપ ત્યારે જ બને, જ્યારે એ ફંડના સંચાલકો કીડી વેગે કામ ન કરતાં ચપળતા, ચક્રમતા, વિદ્વત્તા અને દૂરંદેશીપણા સાથે પોતાનો કાર્યક્રમ નક્કી કરીને ઝડપથી આગળ કૂચ કરે, અને નહિ કે ઑફિસનાં ને ઑફિસરોનાં વહીવટી કામોમાં દટાઇ રહે.

## ખેડા જિલ્લામાં હરિજન શાળા પ્રવેશ

છેલ્લા બેએક માસમાં ખેડા જિલ્લા સ્કૂલ બોર્ડના ચેરમેન તથા હરિજન સેવકસંઘના કાર્યકર્તાઓની જહેમતથી, શાળાઓમાં હરિજન બાળકોને દાખલ થવામાં ખૂબ જ પ્રગતિ થઇ છે. બેજ માસમાં ૪૮૬ શાળાઓમાંથી ૧૨૫ વધુ શાળાઓમાં હરિજન બાળકો દાખલ થશે. પહેલાં ૧૦૦ શાળાઓમાં તો હતાં જ. તે દરમિયાન ત્રીશેક ગામોને શાળા બંધ કરવાની નોટિસો અપાએલી, પણ તેમાં માત્ર ત્રણ જ—અલિન્દ્રા (તા. નડિયાદ), દેદરડા (તા. બોરસદ) અને ખુમારવાડ (તા. મહેમદાવાદ)ની શાળાઓ બંધ કરવી પડી છે. લોકો હવે આ પ્રશ્નની ગંભીરતા સમજી ગયા છે. અને વળી હાલમાં બોરસદ તાલુકાનાં ૧૩ ગામને એવી નોટીસો આપી છે. હિન્દુ સમાજે જે અન્યાય પોતાનાં ભાઇ-ભાંડુઓ ઉપર કર્યો છે તે જોતાં એમને ન્યાય આપવા જેટલો પ્રયત્ન થશે એટલો ઓછો છે. કાર્યકર્તાઓના એમના ઝડપી કાર્ય બદલ ધન્યવાદ ઘટે છે.

(હાલ મારી શારીરિક સ્થિતિ ઠીક નબળી છે, લગભગ પથારીવશ છું, એવે પ્રસંગે ઉપરની પ્રસંગકથા લખવામાં ભાઇ નટવરલાલ દવેએ મને મદદની સહાયતા આપી છે, તે માટે એ ભાઇનો ઉપકાર માનું છું. —તંત્રી)

Reg. No. B. 1785

૧૯૯૮  વૈશાખ

#  પાટીદાર 

વર્ષ ૧૯  અંક ૭

વર જ્યારે કન્યાના બાપની પાસેથી પરણાવવાની મહેરબાનીનો દંડ લે છે ત્યારે નીચતાની હદ આવી રહે છે. બાપે આવો દંડ નહિ આપવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ, કન્યાને મોટી થવા દેવી જોઈએ, અને મોટી થયેલી કન્યાએ લાલચુ જુવાનની સાથે જોડાવાની જ ના પાડવી જોઈએ. વિવાહ એ જિંદગીનું પરમ કર્તવ્ય નથી. પૈસાની લાલચે કરેલા વિવાહ વિવાહ નથી, એક નીચ સોદો છે. નવયુવકોએ આવા સોદામાંથી ઊગરવું જોઈએ. સમાજને દંડીને મોજશોખ માણવા અથવા ભણવું એ મોજશોખમાં કે ભણવામાં પાપ છે, એમ તેઓ નવયુવકો સમજે.

('ત્યાગમૂર્તિ અને બીજા લેખો,' પૃ ૩૩૨) —ગાંધીજી



 

તન્ત્રીઃ નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

હિંદુ સમાજ, તારે ખાતર!!!

યાદ રાખશો ?    દાન કરો

# નડીઆદ હિંદુ અનાથાશ્રમ



**બાળકો, બાળાઓ, કુમારો, વિધવાઓ, અશક્તો, વગેરે મળી ૧૭૧ અનાથો છે અને સંખ્યા વધતી જ જાય છે. નિશાળ છે, કન્યાશાળા છે. ઔદ્યોગિક શિક્ષણ માટે શીવણવર્ગ, સુથારીવર્ગ, ચિત્રકામ, પૉલીશકામ, નેતરકામ, નાના વિધવિધ નમુનાઓનું કામ, વણાટશાળા, છાપખાનું વગેરે વગેરે છે.**

  

કંઇ મદદ કરો તો

ખાદી, ધાબળા, પુસ્તકો, રૂ, દવા, ચંપલ, વગેરે ચીજોની અનાથો માટે ખાસ જરૂર છે.

**દરેક પ્રસંગે દરેક પ્રકારનું દાન અપાય છે.**

દક્ષિણ તથા પૂર્વ આફ્રિકાનાં ભાઇબહેનો પોતાની રકમના 'પોસ્ટલ ઓર્ડર ક્રાસ' કરી મોકલાવે છે, તેનો વટાવ બેન્ક વધુ લે છે; માટે સાદા ઓર્ડર અગર બેન્ક ઉપરના ચેક આવે તો વધુ સગવડ થાય.

**રિપોર્ટ મફત મળે છે, તે પોસ્ટની ટીકીટ બીડી મંગાવો.**

લખોઃ— મંત્રી,

**હિંદુ અનાથાશ્રમ, નડીઆદ.**

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

**મંડળ સમાચાર:**

શ્રી. કિશોરલાલ મશરૂવાળા, શ્રી. નરહરિભાઇ પરીખ, શ્રી. દાદાભાઇ અમીન, શ્રીમતી સુભદ્રાબેન શ્રોફ અને શ્રી. દેસાઇભાઇ નાથાભાઇ પટેલની અભ્યાસક્રમ-સમિતિએ વિદ્યાલયનાં ધ્યેય, સિદ્ધાન્ત અને અભ્યાસક્રમ અંગે જે રૂપરેખા રજૂ કરી હતી તે તા. ૫:૪:'૪૨ની વ્યવસ્થાપક સમિતિએ મંજુર કરી છે અને છપાવીને પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું છે. આ અભ્યાસક્રમ-સમિતિ હાલમાં કામચલાઉ વિગતવાર અભ્યાસક્રમ આપશે, અને છ માસ તે મુજબ કામ કરને કરતે જરૂરી સુધારાવધારા કરીને છેવટનો અભ્યાસક્રમ આક્ટોબર માસમાં રજૂ કરશે.

**મહાવિદ્યાલય શરૂ થશે:**

આ સમિતિની ભલામણુ ઉપરથી આવતા જૂન માસથી મહાવિદ્યાલયનાં ત્રણ વરસમાંથી પહેલા વરસનો અભ્યાસ વિદ્યાલયમાં શરૂ કરવામાં આવશે. તેમાં પહેલા વરસમાં ખાદીવિદ્યા, અધ્યાપન વિદ્યા, ગૃહવિદ્યા અને લોકસેવા-વિદ્યા એમ ચાર વિદ્યા શીખવાની રહેશે. બીજાં બે વરસમાં એ ચારમાંથી કોઇ એક વિદ્યાનો ખાસ અભ્યાસ કરાવાશે.

**નિરીક્ષણુ સમિતિ:**

આ જ સમિતિની ભલામણથી શ્રી. નાનાભાઇ ભટ્ટ, શ્રી. નરહરિભાઇ પરીખ અને શ્રીમતી ઇન્દુબેન ચિમનલાલ શેઠની એક સમિતિ વિદ્યાલયનું સાંગોપાંગ નિરીક્ષણુ કરી માર્ગદર્શન કરવા નીમવામાં આવી છે. વરસમાં ઓછામાં ઓછા બે વખત આ સમિતિ વિદ્યાલયની મુલાકાત લેઇ ત્રણુ ચાર દિવસ રહી બધું જોશે અને યોગ્ય સૂચનાઓ કરશે.

**સને ૧૯૪૨–૪૩નું અંદાજ:**

વિનયમંદિર, છાત્રાલય, મહાવિદ્યાલય, મંડળ કાર્યાલય, ખેતીકામ, ગૌશાળા, વગેરેને અંગે સને ૧૯૪૨–૪૩ના વરસનો, આવક બાદ જતાં વધારાનો ખરચ લગભગ તેત્રીસ હજાર રૂપિયાનો થવા સંભવ છે.

**વિદ્યાલય સમાચાર:**

તા. ૪:૫:'૪૨થી તા. ૧૯:૬:'૪૨ સુધી વિદ્યાલય ગ્રીષ્મની રજાઓને કારણે બંધ રહેશે. દાખલ થવા ઇચ્છતી બેનોનાં પ્રાર્થનાપત્ર મોડામાં મોડાં મે માસની છેલ્લી તારીખ સુધીમાં વિદ્યાલયના આચાર્યને મળી જાય એ રીતે મોકલવાં.

**શિક્ષકોનો તાલીમવર્ગ:**

વિદ્યાલયનાં શિક્ષક ભાઇબેનો તા. ૨૫ : ૫ : '૪૨થી તા. ૧૫ : ૬ : '૪૨ સુધી વેડછી આશ્રમમાં રહી ઉદ્યોગ વગેરેની તાલીમ લે એવી ગોઠવણ કરવામાં આવી છે.

**છાત્રાલય લવાજમ:**

છાત્રા દીઠ સત્રનો વ્યવસ્થાપક ખરચ છ રૂપિયા અને ભોજન વગેરેનો ખરચ (ભોજન, કોઠારી, નોકરો, રસોઇયા, દીવાબત્તી, પાણી, ઔષધ તથા અન્ય પરચુરણ ખરચ) જે આવે તે લેવાનો ઠરાવ થયો છે. આથી હાલ જે સત્રના રૂા. ૧૨૫ લવાજમ તરીકે લેવાય છે, તેના કરતાં છાત્રાને ઓછો ખરચ થવા સંભવ છે, જ્યારે સંસ્થાને તેટલી વધારે ખાધ ભરપાઇ કરવાની રહેશે.

**: ફંડ :**

**સભાસદ લવાજમ**

| | | |
|---|---|---|
| શ્રી. હરિગંગાબેન શિવાભાઇ પટેલ, | વીરમગામ | ૬-૦-૦ |
| ,, ગોવર્ધનભાઇ કહાનદાસ અમીન, | સિનોર | ૧૨-૦-૦ |
| ,, શિવાભાઇ જેઠાભાઇ પટેલ, | વીરમગામ | ૧૨-૦-૦ |
| | | ૩૦-૦-૦ |

**ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી**

| | |
|---|---|
| સૌ. સમજુબા ગોવિન્દભાઇ દેસાઇ કન્યાકેળવણી ઉત્તેજન ફંડના વ્યાજના | ૨૦-૦-૦ |
| શ્રી. સૂરજબેન કન્યાકેળવણી ફંડના વ્યાજના | ૧૪-૧૨-૦ |
| સ્વ. હરખાબા સ્મારક ટ્રસ્ટફંડના વ્યાજના | ૨૭-૦-૦ |
| શ્રી. દિવાળીગૌરી ચુનીભાઇ પટેલ સ્મારક ફંડના વ્યાજના | ૨૩-૧૨-૬ |
| | ૮૫-૮-૬ |

કુલ રૂા.... ૧૧૫-૮-૬

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
**નડીઆદ**, તા. ૨૦:૪:'૪૨

**દેસાઇભાઇ નાથાભાઇ પટેલ,**
**અંબાલાલ પ્રભુદાસ ચોકસી,**
મંત્રીઓ.

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં ઉમિયાશંકર જીવણલાલ ઠાકરે શ્રી. દેસાઇભાઇ નાથાભાઇ પટેલ માટે છાપી. તા. ૨૨:૪:'૪૨

# પાટીદાર

। उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૮<br>વર્ષ ૧૯ | આણંદ | વૈશાખ<br>અંક ૭ |
|---|---|---|

## સિનેમાની બદી

બે જુદા જુદા પત્રલેખકોએ સિનેમા દ્વારા ફેલાતી બદીઓ અટકાવવા માટે કેમ કશું લખતા નથી, એમ કાંઇક રોષથી ગાંધીજીને લખ્યું છે. ગાંધીજીએ તો સિનેમા જોયો જ નથી, એટલે એની બદીનો તાદૃશ ચિતાર તેમની પાસે ન હોય, તેથી તે ઉપર તેઓ જાણપૂર્વક ન લખી શકે, એ સમજવું જોઇએ. ગાંધીજી મહાત્મા ગણાયા માટે સમાજમાં ચાલતા એકે એક સડા સામે એમણે જ આગેવાની લેવી જોઇએ એમ માનવું, એ વિચારની એક ભૂલ છે; અને એ જેનો વિરોધ ન કરે તે બધું એમને માન્ય જ છે એમ સમજવું, તે વિચારની બીજી ભૂલ છે.

સિનેમા મનોરંજન સાથે લોકશિક્ષણનું એક કીમતી સાધન થઇ શકે છે ખરૂં. પણ આજે જે રીતે સિનેમા ફાલ્યો છે તે દારૂ કરતાંયે વધારે અનિષ્ટ ફેલાવે છે, તે વિષે મારા મનમાં શંકા નથી. થોડાં વરસ ઉપર જ્યારે મેં 'હરિજનબંધુ'માં આવી ટીકા કરી હતી ત્યારે એક મિત્રને મારા લખાણમાં અતિશયોક્તિ લાગી, અને એમણે મને લખ્યું કે શું 'તુકારામ' જેવા ધાર્મિક બોલપટોનો પણ હું અપવાદ નથી કરી શકતો? અને એમણે મને તે અવશ્ય જોઇ ખાતરી કરી લેવા આગ્રહ કર્યો. થોડા મહિના પછી મને મુંબઇ જવાનો પ્રસંગ આવ્યો. તે વખતે ત્યાં સિનેમાસૃષ્ટિમાં 'તુકારામ'ની બોલબાલા હતી. ઘરનાં છોકરાંઓ તો સિનેમા પર મુગ્ધ હતાં જ, અને એકાદ બોલપટને પણ હું પાસ કરું તો તેમનો સિનેમા-શોખ છેક અક્ષમ્ય ન ગણાય એ આશાએ મને તે જોવા આગ્રહ કરવા લાગ્યાં. ઘણાં વર્ષથી મેં સિનેમા જોયો નહોતો, અને બોલપટ તો એક પણ જોયો નહોતો. બોલપટમાં ધ્વનિ નિપજાવવાની

પાછળ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રની કઈ કરામત છે તે જાણવા કાંઇક કુતૂહલ હતું, અને પેલા મિત્રે તથા છોકરાંઓએ આપેલા પ્રમાણપત્રની સચ્ચાઇની ખાતરી કરી લેવાની યે ઇચ્છા થઇ. આથી હું તે જોવા ગયો. મારી દૃષ્ટિએ 'તુકારામ' જેવો ખોલપટ પણ નિર્વિષ નથી; અને તે વિષ ધર્મના અનુપાન સાથે ભેળવીને આપવામાં આવે છે, તેથી એક રીતે તે ઉઘાડાં અનીતિમાન ચિત્રો કરતાં પણ વધારે હાનિકારક બને છે.

પહેલાં તો, આવાં 'ધાર્મિક' કે 'ઐતિહાસિક' ગણાતાં ચિત્રો ખોટાં જીવનચરિત્રો અને ખોટા ઇતિહાસ રજૂ કરે છે. દા. ત. એ ચિત્રમાં તુકારામના પ્રતિપક્ષી તરીકે સાલોમાલોનું જે ચિત્ર દોર્યું છે અને તેને જે રીતે તુકારામના જીવનના પ્રત્યેક પ્રસંગ સાથે સાંકળ્યું છે તે તદ્દન બનાવટી છે. તુકારામનું પ્રામાણિક જીવનચરિત્ર ન જાણનારા ભોળા પ્રેક્ષકો તેને સાચું બયાન સમજવાની ભૂલ કરે છે, અને સાચા તુકારામને બદલે એક કાલ્પનિક તુકારામને મગજમાં સાચવે છે.

ઇતિહાસને આમ મરોડવાની પાછળ કેવળ પૈસા કમાવાનો ઉદ્દેશ રહેલો છે. સિનેમાની મોટી કમાણી હલકા મનોરંજનથી રીઝનારા લોકો મારફતે જ થાય છે. એમને રીઝવ્યા વિના સિનેમાવાળાને ચાલતું જ નથી. તેથી એમને સંતોષ આપનારાં દૃશ્યો એમને આપવાં જ પડે. તુકારામના ચરિત્રના એકલા સાત્ત્વિક અને ભક્તિમય પ્રસંગોમાં તેમને શો રસ પડે? એ માટે સાલોમાલોનું બીભત્સ વેશ્યાજીવન રંગભૂમિ ઉપર ખડું કર્યું છે; અને તુકારામના અમૃત સાથે તેનું ભારોભાર ઝેર દાખલ કર્યું છે.

કામોદ્દીપન અને ચોરી તથા ખૂનની કળા સિનેમાનું સ્થાયી અંગ છે, એમ કહેવાય. દારૂ પીનાર દારૂનું ઘેન ઊતરી ગયા પછી ડાહ્યો થઇ શકે છે. પણ સિનેમા પરનાં બીભત્સ દૃશ્યો બાળકો અને તરુણોનાં મન પર જે સંસ્કાર પાડે છે, તેની અસર તેમનું આખું જીવન બરબાદ કરી નાખે એવી હોય છે.

પણ જો ભણેલીગણેલી પ્રજા પણ એ જ ચિતારને માગતી હોય તો તેનો ઉકેલ શો? તરુણ-તરુણીને નૃત્યો ગમે, શૃંગારી ચિત્રોમાં, વાર્તાઓમાં અને કાવ્યોમાં રસ પડે, એટલે પોતે જોવા જાય જ. જોવા ન જાય ત્યારે રેડિયોમાં તેનાં ગીતો સાંભળવા બેસે. શાળાઓમાં પણ સિનેમાના જેવું નૃત્ય એ જ મહત્ત્વનું શિક્ષણ લેખાય. આમ પોતે જાય અને શીખવે, તે વિષે છોકરાંઓને શી રીતે તેઓ કહે કે તમારે તે જોવા જેવું નથી? એટલે તેમને પણ છૂટ

લગાડે. ચતુર ઉત્પાદકો પારખી જાય કે પ્રજાને જેમ જેમ આ વસ્તુ વધારે આપીએ તેમ તેમ કમાણી વધે. એટલે એ જુદી જુદી રીતે સજીને તે વાનીઓ પીરસી આપે.

જેમ પોતાની જાતને બચાવવા ઇચ્છનારે, કાયદાનો કે ધર્મનો પ્રતિબંધ હોય કે ન હોય, દારૂનો ત્યાગ કરવોજ ઘટે, તેમ જ સિનેમાનો પણ.

('હરિજનબંધુ,' તા. ૨૯:૩:'૪૨) કિશોરલાલ ઘ. મશરૂવાળા

---

# ગૂંચાતું કોકડું

(સ્વતંત્ર છતાં ગયા અંકના 'કાકો-ભત્રીજો'ના અનુસંધાન તરીકે—લેખક)

શ્રાવણ વદિ આઠમની સાંજે મંદિરની આર્તિ પહેલાં કાળાગોર સાથે યુવકો નવાજૂની વાતોનો રસ લેવા બેઠા હતા. જૂનવાણીના પ્રતિનિધિ જેવા કાળાગોર પાસે બેસી તેમની વાતો સાંભળવામાં એક જાતની મઝા આવતી. એમનાં જૂના અને નવા જમાનાનાં કોઇ કોઇ શબ્દચિત્રો એટલાં સુરેખ જણાતાં કે તે પુસ્તકમાં સંઘરવા જેવાં લાગે. ધર્મના અને રૂઢિના એમના વિચારો સાથે ભલે આજનો યુગ સંગત ન થાય, પણ એ નવા જમાના ઉપર જે ટકોર કરતા એ ભલભલા સુધારકનેય વિચાર કરતો કરી મૂકે તેવી રહેતી.

એમની વહેતી વાણીનો પ્રવાહ ચર્ચા કર્યા વગર વચ્ચે વચ્ચે ટકોથી કે પ્રશ્નોથી વધુ વેગવંતો બનતો.

આકાશ સામે જોઇ વનમાળીએ કહ્યું: "આજ તો વાદળેય જણાતું નથી. ભગવાન દૂધે નહાશે કે શું?"

આખો શ્રાવણ મહિનો વરસાદ વગર ગયો હતો અને આજે જન્માષ્ટમીને દહાડે પણ વરસાદ ન થાય તો રાત્રે બારે વાગ્યે જન્મનાર કૃષ્ણ પાણી વગર દૂધે નહાય તેવી વૈષ્ણવ માન્યતા હોય છે. એટલે કાળાગોર પોતાનો જૂનો જમાનો યાદ કરતાં બોલ્યા: "જગતનું શું થવા બેઠું છે તેજ સમજાતું નથી! પહેલાંના વરસાદની શી વાત કરું! તળાવમાં કોઇ સાલ નવાજૂની પાણી થયા વગર રહેજ નહિ. વાવેતરનેય જેમ જોઇએ તેમ વરસાદ મળી રહે: સીમમાં નીકળ્યા હોઇએ ત્યારે કર્ષણ જોઇ ખેડૂતી આનંદ થાય. અને હવે તો કોણ જાણે કેવાં વરસો આવે છે, તે કોઇ સાલ વરસાદની બૂમ વગરની નથી જતી. જો આવ્યો નહિ ને આવ્યો તો ઘર, ઝાડ, પહાડ, બધું ઉખેડી વેગળું કરી નાખવાનો. અને જો દૂબકી મારી ગયો તો ઠેઠ સુધી

એનો પત્તોજ નહિ. આ ત્રણ વર્ષથી તો હું જોયાં કરૂં છું, કે ભગવાન દૂઘેજ નહાય છે. અને ખેતીમાંય શો ભલીવાર આવે છે?"

રાવજીભાઈએ કહ્યું: "પણ તમારા વખતમાં લોકો છેક આવા નહિ હોય!"

કાળાગોરે એ વખતની બલિહારીનું વર્ણન કર્યું: "એ વખતની કંઇ વાત કરવી! તેવો હેતભાવ આજ છેજ કયાં? પાંચ ગાઉ સુધીમાં કોઇના સાજાગાંદાની ખબર પડે તો ઊંઘજ ન આવે. અને તેમાંય જો કોઇ જુવાનનું મરણું થયું હોય તો ફરતા દશ દશ ગાઉ સુધી કાળો કેર વરતાઇ જાય! અને આજ? આજ તો સગો બાપ મરી ગયો હોય તોપણ દીકરાના મનમાં લાગણીજ નહિ. બીજાની શી વાત કરૂં? આ અમારા રણછોડભટ્ટનો રમણુજ, બાપ મર્યાનો તાર કર્યો ત્યારે એણે જવાબ આપ્યો: 'બીજો માણસ મારી જગ્યાએ હાજર થયા વગર મારાથી આવી શકાશે નહિ.' બળી એ રેલ્વેની નોકરી! એવા સમાચાર સાંભળી અમારા વખતમાં તો છોકરો જાન કાઢી નાખે. ભાઇને ત્રીજે દહાડે રજા મળી ત્યારે આવ્યા તો આવ્યા, પણ જાણે કશું બન્યુંજ ન હોય તેમ નથી માથે ઓઢયું કે નથી ભાગોળમાં પેસતાં બાપના નામની પોક મૂકી! નહિ તો બાપ જેવો બાપ મરી જાય ને દીકરાને રડવું ન આવે? પણ આ તો ભણ્યા એટલે પોક મૂકતાંય આટીકટ[1] બગડી જાય ને?"

અંબાલાલે કહ્યું: "કાકા! આ તો નવો જમાનો છે."

કાળાગોરે જવાબ આપ્યો: "એ તો તમે બધા નવા પાકયા, એટલે નહિ આવનો હોય તોય લાવવાના. પણ ભગવાનેય ત્યારે લોક થાય એવો થયો છે ને? નહિ તો આ શ્રાવણ આખો કોરો જાય? અમારા વખતની વાત શી કરૂં? એક વખત તમારી જોડે અમરતું ઓળખાણ થયું હોય, તોપણ એનું અર્ધી રાતે કામ કાઢે. અને આજ તો દીકરો બાપનો ફેરો નથી ખાતો ત્યાં બીજાની શી વાત કરવી? મારા વેવાઇ શિવશંકરની આજ પચ્ચાસ પંચાવન વર્ષે એવી દશા આવી છે કે મારી આંખમાંથી પાણી નીકળી જાય છે. ભલો આદમી ઘરનો સુખી – એક દીકરો અને એક દીકરી. ઘરનું માણસ જોયું હોય તો લાખ રૂપિયાનું. બેસતે વર્ષે મોં જોયું હોય તો આખું વરસ સુખમાં જાય. કોઇ દહાડો ખાવાપાણીનું દુઃખ વેઠેલું નહિ. ત્રણ હજાર ખર્ચીને ત્રીજી સાલ છોકરાને પરણાવ્યો. પહેર સાલ ઘરમાંથી મરી ગઇ. અને આ આજકાલનાં છોકરા ને વહુ ઘરડા બાપને એકલો મૂકી જુદાં રહ્યાં!

૧. એટીકેટ – Etiquette

નથી ઘરમાં નણંદ કે સાસુ, તે એમ સમજીએ કે વહુને ત્રાસ હશે. બાપ બિચારો આટલે વરસે હાથે રોટલો બાળી ખાય છે. તમે એને નવો જમાનો કહેતા હો તો ખરું, નહિ તો અગારે મન તો એ કળજગ છે!"

ચુનીભાઈએ બચાવ કરતાં કહ્યું: "કોઇ એવો નીકળ્યો, માટે કંઈ બધાય સરખા ગણાય?"

કાળાગોરે એ બચાવ ન સ્વીકારતાં કહ્યું: "તમે એક દેખતા હો ત્યારે, હું તો ઘેર ઘેર એવું જોઉં છું. નર્યા ભણેલાંની વાત નથી, અભણ અને ભણેલાં બધાંમાં કળજગ પેઠો છે. મોહન મોચીની વાત કોઇથી અજાણી છે? નાતરિયા નાતમાં એની મા ભરજવાનીમાં રાંડી તોય નાતરે ના ગઇ, એનું કારણ તો તમે એની પાસેથી સાંભળ્યું હોય ત્યારે ખબર પડે. મોહન તે વખતે દોઢ વર્ષનો હતો. એની માને એકત્રીસ બાત્રીસ વર્ષ થયાં હશે, પણ બીજે જવાની કોઇ વાત કરતું કે તરત કહેતી: 'હું તો અહીં બંટીબાવટો મળશે તે ખાઇ દહાડો કાઢીશ, પણ છોકરાનો મનખો નહિ બાળું. ગમે તેટલું કરો પણ ગારું. બળે એટલું પારકાનું બળે? અને મારા દેખતાં મારાંજ છોકરાં વચ્ચે વેરો આંતરો થાય તે મારાથી કેમ વેઠાય? મારા સવારથને લીધે એનો બિચારાંનો મનખો બળી જાય, તે? એ તો ના રહે અહીંનો કે ત્યાંનો—ધોબીના કૂતરા જેવો એનો ઘાટ થાય. અને કરમમાં સુખ નહિ હોય તો બીજે મળશે તેની શી ખાત્રી? વાણિયા-બ્રાહ્મણમાં મારા કરતાં નાની રાંડી હોય છે તોય એનો દહાડો જાય છે, તો મારો નહિ જાય?' છોકરાને દુઃખે એ નાતરે ના ગઇ, તે નાજ ગઇ. લોકોનાં પાણી-વાસીદાં કરી છોકરાને ઉછેરી મોટો કર્યો, પરણાવ્યોય ખરો.

"અને આજ એજ છોકરો માને ગાળો ભાંડે છે, તે તમને શું કહું? કાનના કીડા ખરી પડે! એના જેવું તો પૂર્વજન્મનો વેરવીય ન બોલે."

એ ઝઘડો રોજ સાંભળતો મગન બોલ્યો: "કાકા! એમાં નર્યો છોકરાનો દોષ નથી, એની જીભેય ઓછી નથી."

કાળાગોરે એનો સ્વીકાર કરતાં કહ્યું: "એમાં એનોય વાંક હશે, એ હું ના નથી કહેતો, પણ મા એટલે શું? ધરતીની પ્રદક્ષિણા કરો અને માંની કરો એ બરાબર. એટલે માનો ગમે તેવો દોષ હોય તોય દીકરાના મોંમાંથી ગમે તેવું વેણ કેમ બોલાય? લલુભાઇની વાત જુઓ. આ મોટા વકીલ સાહેબ થયા છે ને, ચતુરભાઇ? એની મો' એને સાત વાસોનો મૂકીને જ મરી ગઇ હતી. મા ગણો તોય અને બાપ ગણો તોય એ લલુભાઇ. એને ઉછેરતાં એમને શું વીત્યું હતું, એની તમને શી ખબર? એને માટે તો ઘેર બકરી

રાખી, ખેતીનો ધંધો કાઢી નાખવો પડ્યો. અઘે-મૂતરે એ તો જાણે સમજ્યા, પણ એની માતું શરીર પહેલેથી એવું હતું, એટલે છોકરો નર્યા રોગનું ઘર. એકેય દહાડો દવા ખડે નહિ. દર ત્રીજે દહાડે ખભે બેસાડી વૈદ્યને ત્યાં અઢી ગાઉ લેઈ જાય. ત્રણ ચાર વર્ષનો થયો ત્યારે તો એ ચાલવા શીખ્યો. લોકો તો લલુભાઈને મોંઢે કહેતા: 'અમસ્તા શું કરવા આટલી બધી વેઠ કરો છો? એના જન્મથી તો તમારી પનોતી બેસે તેમ રંડાયા.' તો ય લલુભાઈ મન વાળતા: 'આપણાથી બને તેટલું તો કરવું. આપણી પાસે માગતું લેવા આવ્યો હશે તો ય કોને ખબર છે?' અને એમણે જે ઓસડવેસડ કર્યાં છે, તે તો હું કહું છું કે આખા ગામમાં કોણ કરે એવો છે? કોઈ કહે કે ફલાણી જગાએ સાધુ આવ્યા છે, તો તૈયાર! અમુક દેવી હાજરાહજૂર છે, તો ય તૈયાર! દવા દહાડામાં બે વાર બદલાતી હશે ને બાધા નહિ નહિ તો ય પચાસ માની હશે. પણ એનું આયુષ્યબળ પાધરું તે અદ્ભુતાનંદ સ્વામી મળી ગયા. દવા તો રાખનાં પડીકાં જ આપી હશે, પણ ત્યારથી એનું શરીર તાંબાનું થઈ ગયું. ભણવામાં ય એવો હોશિયાર નીકળ્યો, તે મારા ભાઈ લલુભાઈએ ઘરમાં હશે કે નહિ, પણ દુઃખ વેઠી વકીલ કર્યો.

"અને આટલાં વરસથી એ વકીલાત કરે છે, પણ કોઈ દિવસ એણે નથી કહ્યું, કે 'ચાલો બાપા, તમે અહીં એકલા હાથે બાળી ખાઓ છો ત્યારે ભારી સાથે.' ધૂળ નાખી ન તેડી તો ગયો, પણ છેવટ બિચારો ગાંડો થઈ ગયો ત્યારે ગાંડાના દવાખાનામાં મૂકી આવ્યો. મહિને દશ દશ રૂપિયા દવાખાને ભરે છે ત્યારે એને ઘેર રાખતાં શી ચૂંક આવતી હતી? પણ વકીલ મા'બ થયા એટલે ગાંડા બાપને ઘેર રાખતાં લાજ આવે ને? અને હજુ એટલું ય સારૂં છે ને કે દશ રૂપિયા આપી દવાખાને રાખ્યો છે, નહિ તો ઘેર ઝેર આપી દે તો ય કોણ ના કહે એવું છે? એવા છોકરા કરતાં ના હોય તો ય બહ્લાને ઘેર શી વશ જવાની હતી?"

થોડો અનુભવ લેઈ ચૂકેલા જીવાભાઈએ કહ્યું: "ગોરકાકા, એ તો આજનું ભણતર જ એવું છે. હુતા હુતી આગળ એમનાં પોતાનાં જ છોકરાં સમાતાં નથી, ત્યાં માબાપની તે શી વાત કરવી?"

કાળાગોર: "મૂક એમનું એ ભણતર! અમારા વખતની કંઈ વાત કરૂં! અમે પાંચ ભાઈ, એમાં સૌથી મોટો હું. અમારી નાતમાં તો જાણો છો ને? કન્યાની પહેલેથી જ બહુ અછત. તે વખતે ય હજાર દોઢ હજાર વગર ઠેકાણું પડે જ નહિ. એટલે હું એકલો જ પરણેલો. ઘરમાં ડોસોડોસી, બે એનો,

રાંડેલાં ફોઇ અને મોટી બેનના બે ભાણિયા. ઘરમાં માંડ ઊભા રહેવાની જગા મળે એટલાં તો માણસો! અને એ બધાનું પૂરૂં કંઇ એમ ને એમ થાય? બેતા તો એવી કરતા કે ગામમાં અમારા જેવી કોઇને બળદની જોડ ન મળે. હાથીના બચ્ચા જેવી બે ભેંસો. એક બે નાનાં મોટાં પાડાં તો અંદર પળ્યે જ જાય. આટલી બધી ધમાલ એને એકલીને માથે. પહેલો મરઘો બોલે ત્યારની ઊઠી ઘંટી માંડે, ભેંસોને ધોતાં મૂકે, વાસીદું કાઢે ને ભેંસો દોહી લે ત્યારે તો સવાર થાય. વળી નાહીને પાણિયારે વળગે, પંદર બેડાં પાણી થાય. બપોરે એક વાગ્યે તો ખાવા પામે. આવા ભર્યાભાદર્યા ઘરમાં દહાડે એક બીજાની સામેય જોવાનું ન હોય ત્યાં વાત તો કરવાની જ ક્યાંથી હોય? રાતે થાક્યો પાક્યો હું ખેતરમાંથી આવ્યો હોઉં તે એવો ઊંઘી ગયો હોઉં, તે એ ક્યારે આવીને સૂઇ ગઇ તેનીય ખબર ના પડે.

"છતાં એક વેળા એના દિયેરે ટાઢું પાણી માગ્યું હશે, ત્યારે તે હસતાં હસતાં જરા બોલી ગઇ: 'નાવણીએ બેઠા બેઠા હુકમ કરો છો, તે હું કંઇ તમારી વહુ નથી, લો લેવું હોય તો ઊઠીને.' પાણી તો જોકે એણે આપ્યું હતું, પણ મેં જાણ્યું તે એને એવી ધીબી કે જમણો હાથ ફૂલી ગયો, તે ત્રણ દહાડા મીઠું અને હળદર ભરી ત્યારે સોજો ઊતર્યો. અને તે દહાડાનું કહી દીધેલું, કે 'ખબરદાર, તું એમ ના જાણતી કે મને પરણી છું એટલે મારૂં જ કહ્યું કરૂં. ઘરનું નાનું છોકરૂં કહેશે તેય કરવું પડશે.' તે કાલનો દહાડો ને આજની ઘડી, ફરી સામું બોલશે. અને આજ તો વહુને સહેજ જોર આવ્યું કે કહેશે: 'મારે જુદું રહેવું છે.' તો ભાઇ વળી એનેય ટપશે: 'આજ શું, અબઘડી!' ખરૂં પૂછો તો માણસમાં અમી જ નથી રહી."

ચુનીભાઇએ પૂછ્યું: "કાકા, એ તો કરશે તે ભોગવશે. પણ વરસાદ કંઇ ઓછો એથી નથી આવતો?"

કાળાગોરે તેનો તરત પ્રત્યુત્તર આપ્યો: "વરસાદ તો આટલો પડે છે તેય આપણાં કૃત્યો જોઇને તો ન પડવો જોઇએ. અને કોને ખબર કે આ મૂગાં જાનવરોના પુણ્યે પડતો હશે તોય? જ્યાં ધર્મ ગયો ત્યાં શું રહે? અનાદિ કાળથી મૂર્તિઓ ચાલતી આવી છે, તે કંઇ સત વગર ચાલ્યું હશે? પણ આર્યાસમાજવાળા પાક્યા, તે જ્યાં હોય ત્યાં મૂર્તિઓની જ નિંદા! મૂળે કાળા અક્ષરને કૂટી મારે, તેના આગળ વેદની ને શાસ્ત્રની વાતો? છતાં એથી કંઇ બહુ ઝાઝી અસર ન થઇ. પણ આ ગાંધીવાળાએ તો ધર્મ રહ્યો સહ્યો હતો તેય ભુંડાડયો. પેલા તો નિંદા કરીને જ રહ્યા, પણ આમણે તો ઢેડાંભંગિયાંને

...ઘાલવા માંડ્યાં! ગામડામાં તો મંદિરોમાં પેસવાનો એમનો ગજ ...ન હતો, એટલે જાણે નિરાંત હતી. પણ જેણે બુડાડવા ધાર્યું હોય ...ફૂંકે? નિશાળમાં એમને ઘાલ્યા એટલે કાંઈ બાકી જ ના રહ્યું! પછી નરસાદેય આપણા જેવો ન થાય તો કરે શું?"

નરેન્દ્રે કહ્યું: "પણ કાકા! ઢેડને તો ગાડી આવી ત્યારથી લોકો અડે છે, છતાં ગાંધીવાળાઓનો શું કામ દોષ કાઢો છો?"

કાળાગોર: "ગાડીય તમે એવા થયા એટલે આવી. હું સત્તર વરસનો હતો ત્યારે પહેલવહેલી ગાડી જોઈ. લોકો વાતો કરતા કે બળદ ને ઘોડા વગર ગાડી ચાલે છે, પણ મનખામાંય જોયું ન હોય એટલે શી રીતે માન્યામાં આવે? બધા કહેતા: 'એમ ને એમ કંઈ સત વગર ચાલે?' એટલે પહેલવહેલા જોવા ગયા ત્યારે નાળિયેર અને ફૂલ એને ચડાવવા લેઈ ગયા હતા. પણ અસત્યથી રાક્ષસો માયાવી રૂપ લેઈ કંઈ પહેલાં નહોતા ઊડતા? એટલે તમારાં બલુનો, મોટરો, ગાડીઓ, એ બધાં સતયુગ અને ત્રેતાયુગના રાક્ષસોની માયા જેવાં છે. અને એ આવ્યાં ત્યારથી જ ધર્મને ક્ષય લાગ્યો. છેવટ પૃથ્વી ઉપર બહુ અનીતિ વધી જાય ત્યારે ભગવાન એનો નાશ કરે છે. એ પાપે જ આ યુદ્ધ આવ્યું છે. જેમનો તેમનો પૃથ્વીનો આવરદૂટો ના થવાનો હોય, તો આવી લડાઈ થાય? પહેલાંનાં ધર્મયુદ્ધ ક્યાં ને ક્યાં રાતે ઊંઘતા લોકો ઉપર બોમગોળા ફેંકતાં આ બલુનો! હથિયાર વગરના દુશ્મનને તો ન જ હણાય, તેને બદલે અત્યારે તો બિચારી પ્રજાને નહિ લેવું ખાવું, તેનેય મારી નાખે છે! છેવટ યાદવો અંદર અંદર કપાઈ મૂઆ તેમ થવા બેઠું છે!"

શંભુભાઈએ કહ્યું: "નર્યા ઢેડની વાત શીદ કરો છો? લોકોની તે વખતની ધર્મઆસ્થા ક્યાં અને અત્યારની ક્યાં! અત્યારે તો ભલા હોય તો દેવનું ચાટી ન ખાય તો જ ભાગ્ય!"

કાળાગોર: "એ બધી વાતો કરવા બેસું તો ક્યાં પાર આવે? તે વારે લોકોને બ્રાહ્મણો ઉપર આસ્થાય સારી. મહિનામાં બે પાંચ વાર યજમાનોમાં જમવાનું હોય, હોય ને હોય જ. અગિયારસનાં પારણાં, પૂનમની કથા, અમાસનો વતીપાત, એવા એવા વારતહેવારે સીધાં આવે તે જુદાં! બળેવ ઉપર રાખડીઓ બાંધવા નીકળીએ, તો અમારા જેવાં બે ત્રણ સારાં ઘરને આઠ દશ મણ ડાંગર તે દહાડે થઈ જાય. શ્રાવણ અને પરસોતમ મહિનામાં તો સીધાં લેતાં થાકીએ. કોઈને ગ્રહ નડતો હોય તો કોઈને શનિ જતો હોય

અને વળી કોઇ પનોતી સારૂ જપ કરાવે, તેનાય મહિનામાં દશ પંદર રૂપિયા થઇ રહ્યા. અને આજ તો સગા બાપનેય બારમું કર્યા વગર તાણી નાખે છે ત્યાં અમારા સુધી તે શાનું આવવાનું હોય?"

નરેન્દ્ર: "બારમા પાછળ નર્યા ખર્ચનો એકલોજ પ્રશ્ન નથી, પણ મરણ પાછળ જમવું એજ નીચ લાગે છે."

કાળાગોરે કપાળ ઉપર હાથ મૂકીને કહ્યું: "તમે કહો તે ખરૂં! ભીમ ઝેરના લાડુ ખાઇને પાતાળમાં ગયો ત્યારે ધર્મરાજા એને મરી ગએલો જાણી બારમું કરવા નહોતા તૈયાર થયા? એ ને કંઇ આજકાલનું ચાલતું આવે છે? પણ ખરી વાત તો એ છે કે હવે લોકોને પોતાને ટાપટીપમાં ફરવું છે એટલે એમાંથી વધે ત્યારે ખરચ કરે ને? ભાઇઓનાં છોકરાંને ખવરાવવા કરતાં કને હોય તો ચા-પાણી, નાટક-સિનેમા, કપડાં-લતાં, જીભના સટાકા, વગેરે લહેર ન મારે? અમારા વખતમાં તો ઘરમાં એક અંગરખું અને પાઘડી હોય તે જેને પરગામ જવું હોય તે પહેરી જાય. અને ઘેર પહેરવા તો ગલ્લા દેકના ગજિયાના કબજા. મહીજી મોચીને ત્યાંથી મના રૂપિયે આપી ચાંચવાળા જોડા આણ્યા હોય તે બે વરસનો વાયદો. બૈરાંને લીલી કે લાલ ગજિયાણીનું ગગજી મૂકેલું કાપડું અને છાપેલી છીટનો સાલ્લો આણી આપ્યો એટલે બધું આવી ગયું. જણસોમાં પગે સાંકળાં, કાને વેલા અને લોળિયું, નાકે કાંટો, ગળે તૂશી કે દોરો અને હાથે કડું અને બહુ કરો તો સોનાની ચીપોવાળાં અડધિયાં! અને આજ તો બૈરાં કરતાં આદમીને વધારે ટાપટીપ કરવા જોઇએ. કોકની શું કરવા વાત કરૂં? અમારા મોહનનો શાન્તિ, સવારમાં માથું ઓળવા બેસશે તે અર્ધો કલાક કાઢી નાખવાનો! એના કરતાં એટલી ઘડી ભગવાનનું નામ દીધું હોય તો કાયાનું કલ્યાણ થાય! પાંચ છ ખમીસ અને બે ત્રણ કોટ હોય તોય દરરોજ કપડાંની એની બૂમ! અને કપડાંય રોજ દેવતા ચાંપે એટલે શું પહોંચે? ત્રણ માડાત્રણના બૂટ આણવા હોય તે આવતી દિવાળી તો દેખવાનાજ નહિ. અને હજામતની વાત તો ભૂલીજ ગયો. દેવજીરાત પચીશ શેર દાણામાં આખું વરસ ચેરો કાઢી, દાઢી મૂડે અને છોકરાંને ગફ્ત મૂડે એની જગાએ આજ દરરોજ હાથે મૂડે અને વાળ વધે ત્યારે વાળંદને તો ખોળવાનોજ! ભાંડ ભવૈયા જેટલીજ પુરુષો વરણાગી કરે ત્યાં બૈરાંનું તો કહેવાનું જ શું? આજ તો જાતજાતના પહેરવેશ થયા. કાપડાને બદલે ઠેઠ કેડ સુધી પહોંચે તેવા કબજા થયા, . પણ છાતી અને હાથ તો સમૂળગાં ઉઘાડાંજ. ગાનારીઓ વાંકી પાંતી પાડતી, એને બદલે આજ તો

નાની છોડી હોય ત્યારથી કાન ઢાંકતાં શીખે છે. કપડાં મોંઘાં તો મોંઘાં, પણ લાજ ઢંકાય એટલાં જાડાંય કયાં આવે છે? જણુસોય આજે તો ચાળીશ અને પચાસ તોલાની વાતો! અત્યારે બધાંને ખાધે-પીધે દિવાળી કરવી છે એટલે એમનું પોતાનું જ પૂરું થતું નથી, ત્યાં બીજાને શું જમાડે? હજુ બારમાં જ બંધ કર્યાં છે, પછી નહિ પહોંચાય ત્યારે લગનેય કરવાનાં કાઢી નાખશે."

સુનીભાઇ: "પણ ન પહોંચાય અને દેવું કરી ખર્ચ કરવું તેના કરતાં એવું ખોટું ખર્ચ ન કરવું તે શું ખોટું?"

કાળાગોરે જવાબ આપ્યો: "ગળવા ના મળવાનો સવાલ જ નથી. પણ પહેલાં એક બીજા પ્રત્યે જે હેતભાવ હતો તે જ જતો રહ્યો છે. નહિ તો ના મળવાની વાત કરતા હો, તો મેં કહ્યાં તે બધાં ખર્ચો કયાંથી કરે છે? અને તમે ભણેલાઓએ કયાં ખર્ચો ઓછાં કર્યાં? અમારા વખતમાં કોઇ ચાને ઓળખતું ય નહોતું. વળી લોકો ઓળખતા થયા તોય સાજે માંદે કે સગુંસાગવું આવ્યું હોય ત્યારેજ દેખતા. અને આજ તમારે દહાડામાં ત્રણ ચાર વાર તો ઓછામાં ઓછી જોઇએ. એના વગર તો તમે જુવાનિયા ફરિયાદ કરો છો: 'ઝાડો ઊતરતો નથી, માથું ચઢે છે, ઊંઘ ઊડતી નથી, કામમાં ચેન પડતું નથી.' તમે વૈદિયાંની ભૂલો કાઢો છો કે એ ખોટા ખર્ચા બહુ કરતા, પણ તમારા ચાનો એકલાનો જ ખર્ચ ગણો તોય અમારાં બધાં ખર્ચ કરતાં વધી જાય. ભવૈયા અને રામલીલા ગામમાં ખરાબ સંસ્કાર પાડી પૈસા લઇ જાય છે એમ જે હોય તે ભાષણમાં કહે છે. પણ ભવૈયા તો વરસમાં વધારેમાં વધારે એક વાર રમતા હશે. અને એમને આપી દેવાનુંય શું? ઘર દીઠ પાવલું કે અધોં બાંધી આપ્યો હોય, એ કે બીજું? અને રામલીલા તો પાંચ દશ વર્ષે આવતી હોય તો ભાગ્ય! અને પંદર વીસ દિવસ રમે ત્યારે વધારેમાં વધારે ઘરદીઠ રૂપિયો હોય. અને તમારાં નાટક-સિનેમા પાછળ ઓછો ખર્ચ થાય છે? સિનેમાવાળા મોટાં નટનટીઓને દીવાન કરતાંય વધારે—બબ્બે હજાર—પગાર આપે છે, તે કયાંથી આપતા હશે? સંસ્કાર તો આજનાં છોકરાં ન બગડતાં હોય તોય નાટક-સિનેમા જોઇ વહેલા બગડે છે. ભાંડભવૈયા મોઢે ખરાબ બોલે છે ત્યારે આ તો એવા ચાળા કરે છે એટલો જ એમાં ફેર છે."

નરેન્દ્રે કંઇક વિચાર કરી કહ્યું: "તમારી એ વાત તો કંઇ ખોટી નથી."

કાળાગોર: "એ તો તમે જુવાનિયા ન માનો એટલે ખોટું, નહિ તો હું જે કહું તેમાં રજ ફેર નથી. તમે કહેશો કે 'જાતે ભોગવ્યું એટલું ખરું,

લોકોને ખબરાવ્યે ઘડી વાહ વાહ થાય એ જ કે બીજું? એના કરતાં આપણે આપણી જિંદગી ખાઈને એશઆરામ કેમ ના કરીએ?' પણ એ તો ભોગ એટલા રોગ! જેમ જેમ મોજશોખ વધ્યા તેમ તેમ રોગ વધ્યા. નહિ તો જુવાન જોધ જેવા છોકરાને ક્ષય શો? ખાંડ ખાઈ ખાઈને લોકોને મીઠો પેશાબ થવા માંડ્યો. અને રોગેય એવા ભાત ભાતના થયા કે વિલાયતમાં પાસ થએલા મોટા દાક્તરથીય વરતાતા નથી. અને જે ના વરતાયું તે 'હૃદય બંધ પડી ગયું' એટલે એ રોગનું નહિ નામ કે નિશાન! આજના જેવાં શાક, અથાણાં, ચટણી, ભજિયાં, વગેરેના ચટાકા નહોતા ત્યારે કેટલી શક્તિ હતી, તે જાણો છો? આ મગન મહારાજને છોકરે એક હાથે અઢી મણ વજન ઊંચું કર્યું તેમાં મોટી ધાડ મારી હોય તેમ ચાંદ આપ્યો! એના કરતાં બાવટાના રોટલા ને છાશ ખાધેલો દાતાર કોળી નહિ સારો? રાતે કોઈના ખેતરમાં ચોરી કરવા ગયો હતો, તે ખળામાંથી મહિયાનું કાડું જાતે બાંધી વાળી લાવ્યો. ઘેર લાવી તેમાંથી મહિયા ઝૂંડ્યા તો આઠ મણ થયા! અને બૈરાંનાં શરીરેય જુઓ ને? ઘરમાં બીજું માણસ તો પોષાય નહિ એટલે કામેય શું? બે તપેલીઓ ચૂલેથી ઉતારી–બેસી રહેવાનું એટલે શરીર તકલાદી થઈ ગયાં. પહેલાં પેટમાં છોકરું હોય તોય બેડું લેઈને બૈરું ચાલે તો ધરતી ધમધમી જતી. એને બદલે આજે એનાથી ઠાલુંય ચલાતું નથી. અને બાળક જણનારીમાં કેટલું જોર જોઈએ? પણ આજ તો એક કે બીજી સુવાવડે બાઈ ખાટલામાં ગઈ જ સમજવી. ત્યારે અત્યારના લોકો બુમો પાડે છે કે સુવાવડની સગવડ વગર બૈરાં કમોતે મરે છે. અને આ તો એકે કહ્યું, બેએ કહ્યું, એટલે જે હોય તે લેઈ નાખું. પણ કોઈ ઊંડું ઊતરીને વિચાર કરે છે? પહેલાં ક્યાં દવાખાનાં હતાં? છતાં લોકો કેમ નહોતા બૂમ પાડતા? પણ કોઈ એમ નથી કહેતું કે ભોગ વધ્યા અને મહેનત રહી નહિ એટલે રોગ વધ્યા છે. એટલે આજના લોકો ખાતાંપીતાં વધે તે દાક્તરના ઘરમાં ભરે, એમ કે બીજું?"

ચુનીભાઈ હસતાં હસતાં બોલ્યો: "કાકા, તમે જો શહેરમાં એક ભાષણ આપો તો શહેરના લોકોની આંખ ઉઘડી જાય કે ના, ના, ગામડામાં પણ લોક પડ્યા છે."

કાળાગોરે જવાબ આપ્યો: "આ તો ડાહી સાસરે ન જાય અને ગાંડીને શિખામણ આપે તેની વાત છે. ગાંધી મહાત્માએ કહ્યું કે ભણેલાંએ અભણની સેવા કરવી જોઈએ, ખોટા રિવાજો દૂર કરવા સમજાવવા જોઈએ. એટલે જેટલો ભણ્યો એટલો વળગ્યો ભાષણ કરવા. જે હોય તે કહેવા વળગ્યો:

'ગામડાંમાં ગંદકી છે, આળસ છે, ખોટા ખર્ચ છે, ખોટાં વ્યસનો છે.' પણ આ તો કુંડું કથરોટને નડે, એમાંનું થયું. તમાકુનું ખર્ચ એમણે વધાર્યું કે ઘટાડ્યું? ગામડાના ઘરની તમાકુ મૂકી વિલાયતની પૈસાની અને બે પૈસાની એક બીડી પીવા માંડી! દારૂ હલકી વરણ વગર કોઈ નહોતું પીતું તેને બદલે દવા તો એના વગર બનેજ નહિ! અને ભણેલાઓએ ધર્મબર્મને નેવે મૂક્યો એટલે વિલાયતી બાટલા પીવા માંડ્યા. અને છતાં કહેશે અમે સુધરેલા! આ તો સાસુનામાં સો લક્ષણ હોય તોય વહુના એક દોષને ગા ગા કરે, તેવી વાત છે. તમે આજના કંઇ ભણ્યા એટલે ચીપી ચીપીને બોલતાં શીખ્યા, લખતાં શીખ્યા એટલે પારકાનો રજ દોષ હોય તેને મોટો મેરુ કરી બતાવી ઘૈડિયાંના રિવાજોનો દોષ કાઢો છો."

અને કાળાગોરની વહેતી વાણીનો પ્રવાહ, એમનો પૌત્ર જમવાનો વખત થયાથી બોલાવવા આવ્યો એટલે, અટક્યો. સૌ વેરાયા.

કાળાગોરનું જૂનાજમાનાનું નવા જમાના ઉપરનું તહોમતનામું મનમાં વિચાર કરતાં કરતાં નરેન્દ્રને લાગ્યું : "સમાજજીવનનું કોકડું આગળ ઉકેલવા જતાં પાછળ બમણા વેગથી તો નહિ ગૂંચાતું હોય?"

**નેદરા**, તા. પાદરા ઈશ્વર પેટલીકર

---

## ગં. સ્વ. સૌભાગ્યવતી

**રાતની** વાળુનો સમય હતો. સૌ બાળકો જમી પરવારીને ફળિયામાં જતાં રહ્યાં હતાં. ઓફીસેથી રમણલાલ આવ્યા. કોટ ટોપી ઉતારી હાથપગ ધોઈને રસોડામાં વાળુ કરવા ગયા. મણિબાએ ભોજન પીરસ્યું.

"હા! બટાટાનું શાક તો ખૂબ મઝેદાર થયું છે ને? કેવો સરસ સ્વાદ છે!" શાક ખાતાં ખાતાં શીસકારો ભરતાં રમણલાલે શાકનાં વખાણ કર્યાં.

"તમે તો મઝામાં ને મઝામાંજ રહેજો ને, ઘરની ફિકર તમારે શું કરવા કરવી પડે? જરા ઘરની દરકાર રાખતાં તો શીખો." મણિબાએ ટકોર કરી.

"કેમ? ઘરમાં મારે તે વળી શું જોવાનું છે?"

"ના, તમે તો હવે પરવારી ગયા હશો, જુઓ તો ખરા આપણી કોકિલાની ઉમર કેટલી થઇ ગઇ છે! હવે તો પરણાવવા જેવડી થઈ." મણિબાએ પતિને કર્તવ્યનું ભાન કરાવતાં લગ્નની સૂચના આપી.

"એને કેટલાં વર્ષ થયાં તે પરણાવવાની વાત કરો છો?"

"આ શ્રાવણમાં સોળમું બેસશે, હવે શી વાર છે?"

"તો હવે શું કરવું, તમે કહો તે પ્રમાણે કરૂં, બોલો." રમણલાલે સલાહ માગી.

"શું કરૂં તે વળી શું? થાઓ તૈયાર ને ફરવા માંડો સવારથી, જેથી આવતા વર્ષમાં કોકિલાને પધરાવી દેવાય. કન્યા તો સાસરેજ શોભે, હવે એની ઉંમર થઇ ગઇ છે. બહુ મોડું કરવામાં મઝા નહિ, સમજ્યા ને!" મણિભાએ ભાગવત ઉકેલ્યું.

"ઠીક, હમણાં ડહેલે મરઘાકાકાની સલાહસૂચના લેઇ લગ્નની પેરવીમાં રહીશ." રમણલાલે એ પ્રમાણે મણિભાને સંતોષ્યાં.

ડહેલેથી સર્વ પ્રકારની માહિતીઓ મેળવ્યા પછી રમણલાલે સોજીત્રાની ટીકિટ કઢાવી. સોજીત્રા જઇને પોતાને ઠીક લાગતાં કુટુંબોમાં મુરતીયા માટે તપાસ કરી. પણ દરેક સ્થળેથી ઇનકારના આવકાર મળતાં બીજી ગાડીમાં વસો તરફ ફર્યા. વસોમાં તપાસ કરતાં એક કુટુંબ તથા છોકરો સારો જણાતાં ત્યાં વાતચીત કરી જોઇ. પણ તેણે પાંચ હજાર પરઠણ, બે હજારની જણસો તથા છોકરાને પરદેશ જઇને ભણવા કરવા બધાનો ખર્ચ પૂરો કરવાની શરત રજુ કરી. રમણલાલે તે શરતને ઇનકારતાં વસોથી પીછેહઠ કરવી પડી.

ધર્મજવાળાએ તો ચોકખુંજ સુણાવી દીધું કે મારી બે દીકરીઓનાં ઠેકાણાં પાડી આપો તો તમારૂં કાંઇક બને, નહિ તો અમારે હમણાં કરવું નથી. છેવટે કંટાળીને રમણલાલે કરમસદનો આશરો લીધો. કરમસદમાં ચાર દિવસનો મુકામ નાખ્યો. લાગવગો અને ઓળખાણોનો સહારો લીધો અને સ્થિતિમાં સારા જણાતા એવા ઘરના એક વરની વાતચીત ઉપાડી. પણ પરઠણ નક્કી ન થાય ત્યાં સુધી બધું ફોગટ!

ખૂબ મસલતો અને ખાનગી ગૂપચૂપ વાતોના ગપાટા માર્યા પછી પરઠણ સંબંધેની વાતચીત ઉપાડી. એ ગાંઠ ઉકેલવાની હતી. અંતે એક વૃદ્ધ જણાતા, સફેદ મૂછોના આંકડિયા આમળતા, અને ધીમે ધીમે હુકાનો દમ ખેંચતા આગેવાન જણાતા એવા નાથાભાઇ બોલ્યા: "જુઓ, રમણલાલ, તમારી દીકરીનું તો જાણે ઠેકાણું પડી જશે, પણ જરા તમારે પરઠણમાં ઉદાર થવું પડશે. એ પકડીને બેસી રહેશો તો વાત બધી મારી જશે, સમજ્યા ને."

"ઠીક, નાથાકાકા, એ તો હવે તમને સોંપ્યું એટલે તમે કંઇ ઊંધું કરવાના હતા? તમે જે કરશો તે મને મંજુર છે. તમારામાં મને વિશ્વાસ છે, માટે તમે જે કરશો તે ઘટતુંજ કરશો એમ માનું છું." રમણલાલે દીકરીના

લગ્ન માટે અથડાઇ અથડાઇને અંતે એ રવડતા ગાડાને શરમમાં ને શરમમાં નાથાકાકાને સોંપ્યું.

"હા, ભાઇ, એ તો વિશ્વાસેજ વહાણ ચાલે ને?" નાથાકાકાએ ફીલસુફી વાપરી.

"ત્યારે વાત કરી નાખો, નાથાકાકા." રમણલાલ બોલ્યા.

"જુઓ રમણલાલ, આ આપણા લલુકાકાના કુટુંબના કુળમાંય સાગ અને પૈસેટકે સુખી એવા સખી દિલના મથુરભાઇ, એમનો દીકરો કાન્તિ હમણાં તો સીનિયરમાં છે. ખૂબ ડાહ્યો અને મળતાવડો તથા બુદ્ધિવાળો છે. તેને માટે વિચાર છે? બોલો." નાથાભાઇએ ટૂંકમાં પરિચય આપી પ્રશ્ન કર્યો.

"તમે કાંઇ ખોટું બતાવવાના છો?"

"સારૂં ત્યારે, પરઠણમાં તો મારાથી ગેરવ્યાજબી કેમ બોલાય? ઘટતી જ કહીશ. પરઠણ તરીકે તો જાણે ત્રણ હજારજ ગણજો, પણ કન્યાદાનમાં તો સારૂં કરજો, આશરે પાંચ હજારની મતા આપજો. એમાં ક્યાં બીજાને ત્યાં જવાનું છે? એ તો કન્યાનેજ આપવાનું છે ને; ક્યાં પારકાને આપી દેવાનું છે તે વાંધો છો! અને છોકરાને તો ખુશ થઇ હજાર દોઢ હજારની જણસો કરો તો ઠીક, તમારૂં સારૂં કહેવાશે અને દીકરીને ઘેર નાણું રહેશે, સમજ્યાને રમણલાલ?" નાથાભાઇએ 'ભુવો ધૂણે તોય નાળિયેર ઘર તરફ ફેંકે ને,' એ લોકોક્તિ મુજબ વિશ્વાસમાં વહાણ ડુબાડ્યાં. અને રમણલાલની દીકરીનું ચોકઠું બેસાડી આપ્યું.

વૈશાખ સુદિ ૩જનું લગ્ન લેવાયું. રમણલાલને ત્યાં લગ્નની રમઝટ તૈયારીઓ ચાલવા લાગી. કોકિલાનો ઉમંગ સમાતો ન હતો. તેના અંતરમાં કંઇ કંઇ મનોરથો જાગતા હતા. તેનું હૈયું ભાવિ પતિની ઝંખના કરતું હતું. આખી રાત પડી પડી પાસાં ઘસતી ને વિચારનિદ્રામાં ભાવિ જીવનનાં કલ્પનાસ્વપ્નો રચતી: "પરણીને જઇશ ત્યારે સાસુનો પાલવ ઝાલી રૂડી મઝાની વીંટી લેઇશ, મારી નણંદના લગ્નમાં માથે મોડ મૂકીશ, નવાં નવાં કપડાં પહેરી મારા દેહને શણગારીશ, ફળિયામાં લગ્ન હશે ત્યાં મારા કોકિલકંઠથી ગીતો ગવડાવીશ, મારા પતિ સાથે ખૂબ આનંદથી મોજ કરીશ. રોજ પ્રભાતે તેમના મુખનાં દર્શન કરી તેમને પગે પડીશ. મારા સીમંત વખતે ખૂબ ધામધૂમ કરાવીશ. અને નાના બાબાનું નામ પાડતી વખતે એની ફોઇને સોનાનો હાર આપીશ. બાબાને નિશાળે બેસાડીશ ત્યારે પતાસાં વહેંચાવીશ. એ ભણીગણી મોટો થશે, રૂપાળો થશે અને એને માટે રૂપાળી કન્યા શોધી કાઢીશ, અને

પછી હું . . . . ." અને એની આંખ ઉઘડી ગઈ. રઘવાઈ બની જઈ ખંડમાં આંટા મારવા લાગી. તેની મા કહેતી કે: "બેટા, કોકિલા ઊંઘી જા, પાછું સવારે વહેલું નહિ ઉઠાય." અને શરમાઈને તે પથારીમાં સૂઈ જતી. પાસાં ફેરવી ફેરવીને રાત વિતાવતી અને મનના મનોરથો અને હૈયાના તલસાટ છૂપા રાખીને દિનો વિતાવતી.

અન્તે અખાત્રીજ આવી અને લગ્ન લેવાયાં. માયરામાં વરકન્યાના હસ્તમેળાપ થયા. અને કોકિલા એ વખતે કંપી ઊઠી, હર્ષથી કે કોણ જાણે કેમ, પણ પછી બેનપણીઓએ "પોટલાની પેઠ શું બેઠી છે? ટટ્ટાર બેસ." એમ કહીને એની ઠેકડી કરી. પણ કોકિલાને તો પોતાનો પતિ નિહાળ્યાનો અને ગમ્યાનો હર્ષ હતો. એના તલસાટ સાસરીએ જઈને શાન્ત કરવાનો ઉમળકો હતો.

* * *

સાસરવાસની પ્રથમ રાત્રિએ નણંદે એનું શયનગૃહ શણગાર્યું હતું. બધો સરસામાન વ્યવસ્થિત ગોઠવી દીધો હતો. શયનગૃહમાં આછો પ્રકાશ છવાઈ રહ્યા હતો. સાસુ, કાકીસાસુ, વગેરે સમ્બન્ધીઓ સાથે વાતચીતથી પરવારી લગભગ દશ વાગ્યે કોકિલાએ શયનગૃહમાં પ્રવેશ કર્યો, પણ ઓરડો ખાલી, કોઈ ન મળે!

ચાતકદૃષ્ટિએ આતુરતા પૂર્વક રાહ જોયા પછી કાન્તિ પ્રવેશ્યો. એના અંતરમાં પ્રથમ રાત્રિના મિલનનો તલસાટ કે હૈયાની ઊર્મિ ન હતી. તેના દિલમાં ફફડાટ હતો. શરમથી એનું મોં લેવાઈ ગયું હતું.

કોકિલાએ પોતાના પતિને રિસાયેલો માની સસ્મિત વદને આવકાર આપ્યો.

"કોકિલા, મને ક્ષમા આપીશ?" કહેતાં કાન્તિના નયનોમાં ઝળઝળીઆં આવી ગયાં. કોકિલા એકદમ ઊભી થઈ ગઈ અને પોતાના પતિ પાસે જઈ પોતાના પાલવડાથી આંસુ લૂંછતી અને આંખો દાબતી બોલી: "અમે તો તમારી રાહ જોઈને મરીએ અને તમે તો મોડા મોડા........."

"પણ કોકિલા..." રડતાં રડતાં કાન્તિએ પોતાનું હૃદય ખોલ્યું અને પોતાની વ્યથા કોકિલાના હૃદયતખ્તા સામે રજુ કરી દીધી.

"હશે, હું ખાનદાનની અને કુળવાનની દીકરી છું. લલાટે લખેલા લેખ કોઈનાથી મિથ્યા થતા નથી." કોકિલા વજ્રહૃદયે ધૈર્યથી બોલી.

આજે કોકિલાને પરણ્યે ચાર પાંચ વર્ષો થયાં, છતાં પણ હજુ એને સીમંત આવતું નથી, અખંડ બ્રહ્મચર્ય અને સંપૂર્ણ યૌવનરક્ષાને લીધે તેનું તેજ તથા સૌંદર્ય અગાધ વધ્યું છે. એનું શરીર તંદુરસ્ત છે, છતાં પણ તેનાથી તેની સાસુને સંતોષ ન હતો. પુત્રને ઘેર પારણું બંધાય અને પોતે

દાદીમા બને એજ તેમની ઝંખના હતી, માસુ રોજ ઊઠીને મહેણાં મારતી, અને 'વાંઝણી'નો કલદાર નાણા જેવો રણકતો શબ્દપ્રયોગ કોકિલાને પરખાવતી.

એક દિવસ સૌ જમવા બેઠાં હતાં અને વાતે વાત નીકળતાં "જવા દો ને એ વાંઝણીનું નામ! એનાં તે તમે શું જોઈને વખાણ કરો છો, મારા ઘરને લજવ્યું." કહીને કંકુબાએ મથુરભાઈને વાત કરતા અટકાવ્યા.

આ શબ્દપ્રયોગથી કોકિલા કંપી ઊઠી. તેના દેહમાં અગ્નિજ્વાલા ભભુકવા લાગી. તેના અંતરમાં આગ સળગી, તેનાથી ન રહેવાયું. જમતાં જમતાં હાથ ધોઈ નાખ્યા અને એકદમ ઊભી થઈને બારણાની બારસાખ ઝાલીને ઊભી. સાડીના આછા પાલવના ઓથામાં છુપાતાં નયનોથી ખૂબ હિંમત અને સાહસ કરીને પોતાના સસરાને સંબોધીને બોલીઃ "છતે ધણીએ મારા રંડાપાથી નથી ધરાતા, તે મને વાંઝણી કહીને મારા સળગતા આત્મામાં ઘી હોમીને વધુ સળગાવો છો?"

"વહુ બેટા, જીવતી રહે, પણ શી હકીકત છે તે......"

"તમારા દીકરાનેજ પૂછો ને!" કોકિલાએ ગંભીર વદને કહ્યું.

સમજુ મથુરભાઈ સમજી ગયા. અને છતે સૌભાગ્યે વૈધવ્ય ભોગવતી કોકિલાના આન્તરિક દુઃખને સમજી ગયા. ખરેખર સૌભાગ્યવતી હોવા છતાં ગંગા સ્વરૂપ ભોગવતી કોકિલાનાં સહનશીલતા તથા ધૈર્ય માટે તેમણે અંતરથી નમ્ર ભાવે પોતાનું માથું ઝુકાવ્યું. કાન્તિ સામે જોયું, કાન્તિ શરમાઈ ગયો.

યુવક! તારી કાયરતાથી આવી કોકિલાઓના આત્મા ન સળગાવીશ!

ભાદરણ (હાલઃ મોબારોડ) ચન્દ્રકાન્ત નરસિંહભાઈ પટેલ

---*---

## કુળચક્રના ચક્રાવામાં

સમાજ વ્યક્તિઓનો બનેલો છે, એટલે વ્યકિત એ સમાજનું એક અંગ છે. સમાજમાં પણ ઘણા ઉપસમાજોને સ્થાન છે, તેમાંનો એક તે આપણો પાટીદાર સમાજ, અને આ પાટીદાર સમાજનો પણ જે પેટા વિભાગ તે આપણો કુળ વિભાગ – કુલીન અકુલીનનું, ઊંચનીચનું ભેદ દાખવતા – ગોળએકડા.

મોટાઈ, સાદાઈ, ઉદારતા, ભલમનસાઈ, આ સર્વ સદ્‌ગુણો કુળવાનોમાં જ રહેલા છે, એવો કુલીનોનો મત છે. કુલીન માણસ પોતાની દીકરી દેવા માટે હમેશાં કુળવાનની જ શોધમાં હોય છે. પોતાની દીકરીનો વિવાહ પોતાનાથી ઊતરતા કુળમાં ન થઈ શકે. સંસ્કૃત સાહિત્ય પણ આ વાતને અનુમોદન

આપે છે: "મિત્ર શોધવો તો એક પાયરી ઊંચો શોધવો અને પત્ની શોધવી તો એક પાયરી નીચા દરજ્જાની શોધવી," એટલે કન્યાના પિતાએ પોતાની પુત્રી માટે એક પાયરી ઊંચા મુરતીઆની શોધ કરવી રહી.

સ્ત્રીને અર્ધાંગના કહેવામાં આવે છે. સ્ત્રી એ પુરુષનું અર્ધું અંગ છે, સ્ત્રીપરુષ એક બનીને વિશ્વનું સર્જન કરે છે. તો એ સ્ત્રીપુરુષમાં ઊંચનીચના ભેદ શા? તો એ બંનેની કુલીનતામાં તફાવત શા? સ્ત્રી અને પુરુષ એ સમાજરથનાં બે ચક્રો છે. આપણે ઘડીભર માની લેઈએ કે સમાજ એક રથ છે. સ્ત્રી અને પુરુષ તેનાં બે પૈડાં છે. કસબી સુથાર તે બંને પૈડાંને સમાન્તર અને સરખા કદનાં બનાવે છે. જો એ બે પૈડાં નાના મોટાં હોય તો ગાડાની શી સ્થિતિ થાય તે સૌ કોઈ સારી રીતે જાણે છે. કાં તો ગાડું પોતાનું સમતોલપણું ગુમાવે, અથવા તો થોડે દૂર જઈને ઊંધું પડે (ઊથલી પડે). તેવુંજ આપણા સમાજ માટે છે. અસમાન સપાટીને લીધેજ હવે આપણામાં પણ આન્તરજ્ઞાતીય લગ્નો થવા માંડયાં છે.

- પુરુષ સ્ત્રી કરતાં બળવાન (કુળની દષ્ટિએ) ન હોવો જોઈએ અને સ્ત્રી પુરુષ કરતાં બળવાન ન હોવી જોઈએ.

જો પુરુષ બળવાન—સ્ત્રી કરતાં ઊંચા કુળનો—હોય તો તે સ્ત્રીના કુળને નિંદે, તેને મારે, પીટે, ન કહેવાનાં વેણ કહે અને તેણીનું જીવન શુષ્ક બનાવી દે; જોકે પુરુષનું આ આચરણ પુરુષના કુળને કલંકિત બનાવે છે અને પુરુષ કુલીન હોવા છતાં અકુલીન બને છે,

જો સ્ત્રી બળવાન—પુરુષ કરતાં ઊંચા દરજ્જાની—હોય તો તે પુરુષને રંજાડે, તેને તાબામાં રાખે, અને પુરુષના જીવનને ઝેર સમું બનાવી મૂકે. પરંતુ બંને સમાન દરજ્જાનાં હોય તો પ્રેમથી અને પવિત્રતાથી તેઓ પોતાનું જીવન જીવે અને માણે.

આ કુલીન અકુલીનની ભાવના, એજ આપણા સમાજનું અધઃપતન છે. પ્રભુ આપણા સમાજને સન્માર્ગે દોરે.

નાર, હાલ વડોદરા વિનોદચંદ્ર જેઠાલાલ પટેલ

—*—

# આપણા લગ્નનું એક સ્વરૂપ

લગ્ન એટલે આત્માની સાર્થકતા માટે બે આત્માઓનું જોડાણ. પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં. કોઇ પ્રશ્ન પૂછશે, પ્રભુતામાં? તો હું કહું છું, 'હા.' પ્રભુ એટલે પૂર્ણતાનો ભંડાર. તેમાં અપૂર્ણતા ન સંભવે. મનુષ્ય એટલે તો અપૂર્ણતાનો ભંડાર. એ અપૂર્ણતા દૂર કરવા અથવા ઓછી કરવા એક આત્માનું બીજા આત્મા સાથેનું જોડાણ તેનું નામ લગ્ન.

પણ આ જોડાણ ક્યારે સંભવે? જ્યારે પરણનાર પોતાના ભવિષ્યમાં થનાર સાથીના સારા જેવા પરિચયમાં હોય, જ્યારે એકબીજાના વિચારમાં અને આચારમાં સામ્ય હોય, તેમ જ એકબીજા માટે દરેકને કંઇક આકર્ષણ હોય, ત્યારે એ ખરું લગ્ન કહેવાય, ત્યારે જ એ આત્માઓનું સાચું જોડાણ થાય. અને ત્યાં જ સ્વર્ગીય સુખ અનુભવી શકાય.

પરંતુ આપણાં લગ્ન એટલે બે અજાણ શરીરોનું એક થવું તે. પણ એક થવું એટલે એકબીજાએ ભેગા થઇ પોતાના આચારમાં અને વિચારોમાં સામ્ય લાવી સુખી થવું એ અર્થમાં નહિ, પણ હમેશ માટે ઊંચાં મન રાખી ચઢેલે મોંઢે ફરવું એ અર્થમાં આપણામાં લગ્ન થાય છે.

આપણામાં હજુ વડીલો જ પોતાનાં પુત્રપુત્રીઓના લગ્નની ચિંતા રાખે છે. પણ અત્યારનાં કેળવણી પામેલાં યુવકો અને યુવતીઓ તેમની મરજી વિરુદ્ધ એ વડીલોએ કરેલાં લગ્નને દેહલગ્ન કહે છે. પણ હવે તેમને એ દેહલગ્નો નથી જોઇતાં, તેઓને જીવનમાં જોઇએ છે સ્નેહ અને પ્રેમ. અને એ માટે તેઓ ઇચ્છે છે સ્નેહલગ્ન. તેઓને વડીલોએ કરેલા લેવડ અને દેવડના સોદામાં બિલકુલ રસ નથી. આપણા વડીલો હવે એ વાત ક્યારે સમજશે?

નજીવા અપવાદ સિવાય આપણાં લગ્ન એટલે ઢંગધડા વગરનાં જોડાણ. એમાં કન્યા ભણેલી અને સમજુ હોય તો તે કોઇ ગમારને અને ઉખડેલને જ પનારે પડી હોય, જ્યારે વર ભણેલો અને સંસ્કારી હોય તો તેમનાં શ્રીમતી તેમનાથી ઊંધી જ મતિનાં હોય. આમાં ઘણી વખત અપવાદ પણ હોય, પોતાના વડીલોએ કરેલા લગ્નથી સુખી થવાના પણ દાખલાઓ હોય છે. છતાં હાલ સુધી ચાલતી આવેલી એ જૂની લગ્નપ્રથા તો છોડવી જ જોઇશે. અને વડીલોએ એ લાકડે માંકડું વળગાડવાની નીતિ પણ છોડવી જ પડશે.

આપણે ત્યાં લગ્ન એ સ્વર્ગપંથના પગથિયાને બદલે પ્રજોત્પત્તિનું પગથિયું

ગણાય છે. લગ્ન એ પ્રાણુવિકાસનું વ્રત છે. પણ લગ્નની ગંભીર પ્રતિજ્ઞાઓ, તેનું ગૂઢ રહસ્ય, એ દ્વારા બે મટી એક થતાં હૃદયોના એકબીજા પ્રતિના ધર્મો કેટલાંએ જાણ્યા છે? અને જાણ્યા પછી અમલમાં મૂકવા કેટલાં જણ સમર્થ થયાં છે?

આપણા સમાજમાં પરણનારની ભાગ્યે જ એના લગ્ન બાબતમાં સંમતિ લેવામાં આવે છે. અરે ગોરે ભાગે તો એને પૂછવામાં પણ આવતું નથી કે પરણવા વિષે એના કેવા વિચારો છે. જે વડીલો પોતાનાં પુત્રોનાં અને પુત્રીઓનાં કપડાં સીવડાવતી વખતે એમને પૂછીને એમને કેવી સિલાઇ અને કેવું કપડું ગમશે તે નક્કી કરે છે, તેજ વડીલો પોતાનાં એજ પુત્રપુત્રીના જીવનસાથી નક્કી કરતી વખતે તેમને તે બાબત ન પૂછવા જેવી ગંભીર બેદરકારી શા માટે બતાવતા હશે? શું આજનાં યુવકો અને યુવતીઓ એ બાબતમાં ન સમજવા જેવાં નાનાં કીકા-કીકી છે?

આપણાં લગ્ન એટલે વડીલોને ગદ્દાલવાનો, વેવાઇઓને માગવા આપવાનો, રિસાવા મનાવાનો પ્રસંગ; પોતાની સ્થિતિ બતાવી ગરીબોની મશ્કરી કરવાનો, પોતાના પૈસાનો અયોગ્ય ઉપયોગ કરી અનેરા લ્હાવા લેઇ કૃતકૃત્ય થવાનો પ્રસંગ. પણ એણે તો કેટલાયે ગરીબો પાસે ઘરબાર ગીરો મુકાવ્યાં છે, કેટલીયે વિધવાઓને કુમાર્ગે જતાં શીખવ્યું છે, કેટલાંયે યુવકોના અને યુવતીઓના સુખમય જીવનમાં કાંટા વેર્યા છે, અને કેટલીયે કુંવારી કન્યાઓ પાસે આપઘાત કરાવ્યા છે. એણે શું નથી કરાવ્યું એજ એક પ્રશ્ન છે.

આ છે આપણાં અત્યારનાં લગ્ન, જેને આપણા વડીલો એક સુંદર પ્રસંગ ગણે છે.

પણ હવે આપણા યુવકો સુધર્યા છે. તેઓને લગ્નના આ ખોટા ખર્ચો અને જૂની રીતો નાપસંદ છે. હવે તો તેઓ ફક્ત સાદા લગ્નમાંજ માને છે. તેમની મુખ્ય ઇચ્છા તો લગ્ન બાબતમાં એ હોય છે કે તેમની ભવિષ્યની એ સખી કંઇક સંસ્કારી હોવીજ જોઇએ. તેમની આ ઇચ્છા અસ્થાને તો નહિજ ગણાય, કારણ કે ઘણી અણસમજુ અને અભણ કન્યાઓ એમજ માનનારી હોય છે કે ખાવાપીવામાં અને પહેરવાઓઢવામાં જિંદગી પૂરી કરવાની છે, અને તેમાંજ ખરૂં સુખ છે. પણ ત્યાંજ તેઓ મોટી ભૂલ કરે છે, અને ભવિષ્યમાં દુઃખી થઇ પોતાના નસીબનો દોષ કાઢે છે.

આ પરિણામ માટે કન્યાઓના પિતાજ વિશેષ જવાબદાર છે. કન્યા એ પારકે ઘેર જવાની છે એ તેઓ સાવ ભૂલી જાય છે. અને પરિણામે

તેમને સારું શિક્ષણ આપી ઉચ્ચ ચારિત્ર્યની બનાવવાને બદલે તેઓ તેમને શિક્ષણથી દૂર રાખી અભણ રાખે છે. તેથી તેઓ સારા સંસ્કારવાળી બનવાને બદલે જૂની માન્યતાને વળગી રહી પછી દુઃખી થાય છે. પરંતુ તેજ પિતા નથી જાણતો કે પોતાની એ જ પુત્રીને એક દિવસ કોઈએક ઘરની ગૃહિણી બનવાનું છે, પત્ની થઈ પતિના સુખદુઃખમાં ભાગ લેવાનો છે, ઉપરાંત માતા થઈ પોતાનાં બાળકોનું શ્રેય જોવાનું છે, તેમ જ એક આદર્શ સ્ત્રી થઈ સમાજની સેવા કરવાની છે.

ધનવાન પણ અણસમજુ લોકો માને છે કે વર ભણેલો તેમ જ ગુણવાન નહિ, પણ પૈસાદાર અને ઉચ્ચ કુટુંબનો જોઈએ. તેથી તેઓ પોતાની પુત્રી ભણેલી અને સારા સંસ્કારની હોય તોપણ એ બંનેનું લગ્ન કરી નાખે છે, ભલે ને વર કોઈ ખોડવાળો કે પછી વ્યસની પણ હોય. આમાં કન્યાની નાગરજી બિલકુલ ચાલતી નથી. તેમને તો એ જ જવાબ આપવામાં આવે છે કે 'કન્યાએ અને ગાયે જ્યાં દોરે ત્યાં જ દોરાવાનું છે.' પણ ખરું જોતાં સંસ્કારી કન્યાને, ધનવાન કે ઉચ્ચ કુળ ન હોય તોય શિક્ષિત અને સંસ્કારી હોય તેવા યુવક સાથે પરણાવવામાં જ ઉત્તમતા રહેલી છે. છતાં જ્ઞાતિ અને વડીલો આ બધું પૈસાના અને કુળના મોહમાં અને તેથી પોતાને મળતી મોટાઈમાં આ બધું ભૂલી જાય છે. 'દીવો લેઈને કૂવામાં પડવું' એ આનું જ નામ!

આમ દેશની ઊગતી આશા જ્યારે નિરાશાના કાળાઘેરા સમુદ્રમાં ડુબકાં ખાતી હોય ત્યારે દેશની કે જ્ઞાતિની ઉન્નતિ કયાંથી સંભવે? આદર્શ લગ્ન ઉપર જ દેશની સાચી ઉન્નતિ રહેલી છે. અન્યોન્યને અનુકૂળ પતિપત્ની આદર્શ સંતાનો ઉત્પન્ન કરે છે અને સ્વર્ગીય સુખ ભોગવે છે; પણ એકબીજાને પ્રતિકૂળ પતિપત્ની જીવનમાં દુઃખી થઈ પોતાનાં વડીલોને ગાળો ભાંડતાં હશે.

છેવટે સમાજના આપણા વડીલો અને નેતાઓ લગ્નની બાબતમાં પરણનાર યુવકોની અને યુવતીઓની સંમતિ લે અને તેમની ઇચ્છા પ્રમાણે વર્તે એ જ સાચી લગ્નભાવના!

સુણાવ જશભાઈ કુલાભાઈ પટેલ

૯

---*---

## સત્તાવીશના ગોળની અવદશા

ચૈત્રના અંકની પ્રસંગકથામાં 'આણંદમાં ધામધૂમિયું લગ્ન' એ મથાળા હેઠળ એ લગ્ન ઉપર થોડાક ચાબકા માર્યા છે, એટલે એ વિષયમાં વધારે તો કંઇ લખવાનું નથી, છતાં આજે સત્તાવીશ ગામના ગોળના કેટલાક આગેવાનો, લગ્નક્ષેત્રનાં કેટલાંક અનિષ્ટોને દૂર કરવા માટે ભારે જહેમત ઉઠાવી રહ્યા છે, ત્યારે સુધારાના ક્ષેત્રમાં પહેલ કરવા જેવાજ માણસો કેળવણીના સ્વાંગ નીચે કુધારાને અપનાવે એ ઘણોજ દુઃખદ વિષય છે. બે એક માસ ઉપર આણંદ મુકામે, ચાંગાવાળા શ્રી. અંબાલાલ બૅરિસ્ટર, બાંધણીવાળા રેવનદાસ બી. પટેલ, તથા બાકરોલ, વાલવોડ, પલાણા, તેમજ ગોળનાં બીજાં ઘણાંખરાં ગામોના આગેવાનો ગોળની કેટલીક બદીઓ ઉપર વિચાર કરવા ભેગા થયા હતા. (આણંદવાળા શ્રી. વેરીભાઇ અને બાંધણીવાળા શ્રી. ભાઇલાલભાઇ હાજર હતા કે નહિ, તેની મને ચોક્કસ ખબર નથી.) ત્યાં થએલા ઠરાવના તાત્કાલિક પગલારૂપે પલાણાગામે આખા ગોળમાં પહેલ કરી આ પ્રમાણેનો ઠરાવ કર્યો છેઃ-"પલાણા ગામ સમસ્ત વતી અમો નીચે સહી કરનારાઓએ વિચાર કરી નીચે પ્રમાણે ઠરાવ કર્યો છે, અને તેનો અમલ આજરોજથી કરવા કબુલ છીએ, અને ઇશ્વરને હાજર જાણી તે પ્રમાણે વર્તવા બંધાઇએ છીએ.

"સંવત ૧૯૬૭માં અને ૧૯૭૬માં નક્કી થએલા સત્તાવીશના પંચના ધોરણ પ્રમાણે વર્તવા કબુલ છીએ. અને તે ઉપરાંત નવા વધી ગએલા રિવાજો જે બોજારૂપ છે-જેવા કે બે માટલી, તથા તે વખતે મોકલાતા દાગીના, મંગળમાં અપાતી જણસો, તથા રોકડમાં લેવાતો વધારો, વગેરે વગેરે બંધ કરવાના ઠરાવ પર આવ્યા છીએ. આ ઠરાવથી લેવાનું બંધ કરવાનું આજથી અમલમાં આવે છે. એજ મિતિ સંવત ૧૯૯૮ના ફાગણ સુદી ૬ ને વાર શનિવાર."

આ પહેલ કરવા શ્રી. રેવનદાસ બી. પટેલના પ્રયાસથી બાંધણીના ગામલોકો બેએક વખત ભેગા થએલા, પણ ચીલો કાપવાનું પાણી બાંધણીમાં ન હોવાથી, પલાણા એ જશ ખાટી ગયું છે. વળી જાન્યુઆરી માસમાં 'ગામસંરક્ષણ' તેમજ સમસ્ત ગામની ઉન્નતિ બાબતમાં, કેટલોક વિચાર કરવા બાંધણી ગામ સમસ્તની એક સભા ગોઠવવામાં આવેલી, જેમાં ૬૦૦-૭૦૦ માણસો હાજર હતા. શ્રી. ભાઇલાલભાઇને તે સભાના પ્રમુખ બનાવવામાં આવ્યા હતા. તે વખતે તેમણે શબ્દોમાં તો લોકોને ઘણાજ આશાસ્પદ વિચારોની લ્હાણી આપી હતી, પણ પછી બીજેજ માસે પોતાને ઘેર લગ્નપ્રસંગ આવતાં

'હાથીના ચાવવાના જુદા, ને બતાવવાના જુદા' જેવું તેગણે કરી બતાવ્યું. ૪૦૦ માણસોની જાન તો છેલ્લાં કેટલાંય વર્ષથી બાંધણીમાં કોઇએ સત્કારી નથી. શું તેમના જેટલા શ્રીમંતો બીજા નહિજ હોય? ગયા ગાહ ગાસની સાતમે શ્રી. રેવનદાસ બી. પટેલના પુત્ર ચિ. અરવિંદનું લગ્ન ચાંગાના શ્રી. અંબાલાલ બેરિસ્ટરના કુટુમ્બમાં થએલું, તે વખતે જાન એકજ દિવસ રહેલી, ને જાનમાં ૫૦-૬૦જ માણસ ગએલું. સામાજિક અને આર્થિક ક્ષેત્રમાં શ્રી. રેવનદાસ બી. પટેલનું સ્થાન વિચારતાં તેમના દીકરાની જાન પણ સહેજે ૩૦૦-૩૫૦ માણસની તો થાતજ, છતાં એક દિવસની જાનનો પહેલો અખતરો બાંધણી ગામને તેગણે ભેટ ધર્યો, પણ તે ઉપર શ્રી. ભાઇલાલભાઇએ પાણી ફેરવ્યું.

વધારામાં આજે સારાયે સમાજની નજર ઉન્નતિના આધાર રૂપ યુવક-યુવતી ઉપર મીટ માંડી રહી છે. શ્રી. વેરીભાઇના ચિ. ભાઇ જશભાઇ તથા શ્રી. ભાઇલાલભાઇનાં પુત્રી ચિ. ઉષાબેન, બન્ને યોગ્ય ઉમરનાં તેમજ સુશિક્ષિત છે. ભાઇ, જશભાઇ પૂના આર્ટ્સ કોલેજમાં ભણે છે. અને બેન ઊષાબેન પણ અંગ્રેજી છએક ધોરણ ભણેલાં છે, તેમણે પોતાનું વિદ્યાર્થીજીવન આફ્રિકામાં વિતાવ્યું હોવાથી, ત્યાંના સામાજિક જીવનનો પણ તેમને સારો અનુભવ છે, એટલે આ બન્ને યુવક-યુવતીએ યુવક આલમની ધગશનો ને પોતપોતાની કેળવણીનો હ્રાસ ન કર્યો હોત તો વધુ સારૂં થાત. સત્તાવીશના પંચમાં વરપક્ષ તરફથી વાજાં લાવવાની સખત મનાઇ છે, છતાં પંચના કાયદાનું ઉલંઘન કરનારને પંચ કંઇ કરી શકશે કે? જો પંચ આને માટે કંઇજ પગલાં ન ભરી શકે તો એવા કાગળ ઉપરના કાયદાની ને એ કાયદા ઘડનાર ફટાકડા જેવા પંચની ગોળને શી જરૂર? આ ને આવા બીજા ગુનાઓ બદલ થએલા દંડનો આંકડો પંચને ચોપડે હજારોનો છે, છતાં એક પાઇ પણ વસુલ લેવાની કોઇની ગજાલ નથી. આગેવાનોની કાયરતાનું અને ભીરુતાનું આ પરિણામ છે. ૧૯૭૬ના પંચના કાયદાઓને બાવીસ વર્ષ થઇ ગયાં, એટલે તેમાં હવે નવસર્જનની જરૂર છે. દેશપરદેશનો અનુભવ લીધેલા, સામાજિક ક્ષેત્રના અભ્યાસીઓ આ પ્રશ્ન હાથ ધરશે કે? ન ધરે તો ગોળના પંચના અસ્તિત્વની કંઇ જરૂર છે કે?

શ્રી. વેરીભાઇ બાંધણી જાન લેઇ ગએલા તે પ્રસંગે, બાંધણી 'સેવામંડળ'ને રૂા. ૧૦૧ તથા અખાડાને રૂા. ૨૫ જેવી ઉદાર દેણગી આપવા બદલ સેવામંડળના મહામંત્રી તરીકે હું તેમનો હાર્દિક આભાર માનું છું.

મોતીભાઇ કુ. બાંધણીકર

---*---

## ૧૩. એક સાદું લગ્ન

બોરીઆવીના વતની શ્રી. ભાઇલાલભાઇ ભીખાભાઇ પટેલના પુત્ર ભાઇ રાવજીભાઇ(ઉ. વ. ૨૦)નાં લગ્ન, નાપાડના વતની શ્રી. ચતુરભાઇ શિવાભાઇનાં પુત્રી બેન સરસ્વતી(ઉ. વ. ૧૪ પૂરાં)ની સાથે ઘણી સાદાઇથી ગયા ચૈત્ર સુદ ૧૫ ને બુધવારે થયાં.

લગ્નની શરૂઆતથીજ વહેમ અને 'ડોસીશાસ્ત્રો'ને તિલાંજલિ આપવામાં આવેલી. ગોરને મુહૂર્ત જોવડાવવાની તસ્દી આપ્યા સિવાય બંને કુટુંબના કરતાકારવતાઓને અનુકૂળ દિવસ નક્કી કરવામાં આવેલો. મુકરર દિવસે બંને પક્ષે માંડવામુહૂર્ત, ગણપતિપૂજન, વરઘ ભરવી, પીઠી ચોળવી, ગ્રહશાન્તિ, ગુજરડાં ગોરમટી, ઉકરડી, માંડવો ચોકવો, પૈડું સીંકવું, વગેરે ધાર્મિક મનાતી, પણ ખરી રીતે તો વહેમી ક્રિયાઓ કરેલી નહિ.

વરરાજા (આ જમાનામાં કોણ કોનો રાજા?) પૂનેમને દિવસે ઘેરથી માતાને હાથે ચાંલ્લો કરાવી અને તેમની આશિષ લેઇને તથા પિતાએ પહેરાવેલા હાથે કાંતેલા સૂતરના હાર પહેરી, સગાંવહાલાંની અને મિત્રોની મંગલવિદાય લેઇ પગે ચાલતા ભાગોળે આવી, ભાડાની મોટરમાં, નાપાડ જવા નીકળ્યા. તેમની સાથે તેમના મામા, એક મિત્ર, બેન શાન્તાબેન અને લોકસેવક રવિશંકર મહારાજ, એટલાં હતાં. આમ નાનકડો સંઘ (જાન તો કહેવાયજ નહિ) નાપાડ પહોંચ્યો. આ સંઘને ધર્મશાળામાં ન ઉતારતાં કન્યાના પિતાએ બાજુના એક ઘરમાં ઉતારો આપેલો. લગ્નમંડપમાં વરરાજાનું સાદું એવું સ્વાગત કરવામાં આવ્યું અને રવિશંકર મહારાજે વૈદિક વિધિએ લગ્ન શરૂ કર્યું, તે પહેલાં વરનાં બેને 'ગારી નાડ તમારે હાથ......' એ ભજન ગાયું હતું.

વરે અને કન્યાપક્ષે સામસામી કન્યાને અને વરને શુદ્ધ ખાદીનો એક એક જોટો કપડાં ભેટ આપેલાં. વર તરફથી પોતાનાજ ઘરમાં કંતાએલ સૂતરની ખાદી આપવામાં આવેલી. સપ્તપદીની પ્રતિજ્ઞા વરકન્યાએ વાંચી વિચારીને લીધી હતી, અને જરૂર લાગે ત્યાં રવિશંકર મહારાજ સમજુત આપતા હતા. લગ્નને અંતે પ્રવચન કરતાં મહારાજે જણાવ્યું કે: "હવા બહુ જરૂરની હોવાથી આપણને મફત મળે છે; પાણી પણ સહેલાઇથી મળે છે; ખોરાક થોડી મહેનતે મળે છે; તેમ લગ્ન પણ જીવનમાં જરૂરનું હોવાથી બહુજ ઓછે ખર્ચે થવું જોઇએ અને તે પ્રમાણે થશે તોજ કન્યાઓ અને તેમના વાલીઓ સુખી થશે."

લગ્ન વખતે કે પહેલાં વાજાં કે ઢોલનો ઘોંઘાટ ન હતો. કન્યાપક્ષે પોતાને ઘેર વર સાથે પોતાનાં સગાંવહાલાંને જમાડ્યાં હતાં. જમવા ન આવનારને ત્યાં પીરસણ મોકલવાનો કઢંગો રિવાજ બંધ કરવામાં આવ્યો હતો. જમણમાં બધી વસ્તુઓ ગ્રામોદ્યોગની વાપરવામાં આવી હતી. લગ્નખર્ચ લગભગ રૂ. ૧૨૫ થએલું.

લગ્નક્રિયા થયા પછી સાંજે વરકન્યા ઘેર પાછાં ફર્યાં. વરનાં માતાએ તેમનું મંગલસ્વાગત કર્યું અને પુત્રવધુને મોં જોવામાં રેંટીઓ, 'ગીતાબોધ' અને 'મંગળપ્રભાત' ભેટ આપ્યાં હતાં.

આમ ઘણીજ સાદાઇથી, દેશની હાલત તરફ ધ્યાન આપીને, કુરિવાજોને બને એટલી તિલાંજલિ આપીને બંને પક્ષે લગ્ન ઊજવ્યું. વરનાં મા કાશીબેને આ પ્રમાણે લગ્ન થવા દેવામાં ખૂબ જ હિંમત બતાવી એ શુભ ચિહ્ન કહેવાય.

બીજે દિવસે વરને ઘેર જમણ કરવામાં આવ્યું, જે આવી સાદી લગ્નવિધિ ને ક્રિયાને સુસંગત ન કહી શકાય.

નટવરલાલ દવે

## ૧૪. 'શ્રી ગ્રીષ્મ વ્યાયામવર્ગ,' અષ્ઠામા

રાષ્ટ્રના ઘડતરની એક અત્યંત આવશ્યક પ્રવૃત્તિ તરીકે આ સંસ્થા કેટલાંક વર્ષોથી 'શ્રી ગ્રીષ્મ વ્યાયામવર્ગ' ચલાવે છે. તે પ્રમાણે આ વર્ષે આ સંસ્થાના સંચાલકોએ આર્થિક ખોટ ખમીને પણ એ વર્ગ ચલાવવાનું નક્કી કર્યું છે.

વસંતાશ્રમ, અષ્ઠામા (જિલ્લે સુરત)ના સંચાલકોએ આ વર્ષે પણ તા. ૧લી મે ૧૯૪૨થી તા. ૩૦મી મે સુધી 'શ્રી ગ્રીષ્મ વ્યાયામવર્ગ' ચલાવવાનું નક્કી કર્યું છે, જેનો ચાર વર્ષનો અભ્યાસક્રમ શ્રી કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મંડળનિર્ણિત રહેશે. સરકારી કેળવણી ખાતા તરફથી કાંદીવલીમાં ચાલતો અભ્યાસક્રમ તથા મલાડના સરદાર પૃથ્વીસિંહના વર્ગનો અભ્યાસક્રમ અને આ વર્ગનો અભ્યાસક્રમ એક જ પદ્ધતિ ઉપર રચાએલા છે.

આશ્રમથી થોડેજ દૂર 'અખિલ ભારત મહિલાપરિષદ તરફથી બેનો માટેનો તાલીમ વર્ગ પણ રાખવામાં આવ્યો છે, એટલે એ વર્ગની મુલાકાતે આવનાર દેશનેતાઓના વ્યાખ્યાનોનો લાભ પણ આ વર્ગના વિદ્યાર્થીઓને મળશે. મધ્યમ વર્ગના ભાઇઓ પણ આ વર્ગનો લાભ લેઇ શકે એ હેતુથી ખર્ચ ફક્ત રૂ. ૧૭ રાખવામાં આવ્યો છે. વિશેષ હકીકત માટે પૂછો:

અષ્ઠામા — ગંગાદાસ પટેલ
વેડછા થઇને, (જિ. સુરત) — મંત્રી, 'શ્રી ગ્રીષ્મ વ્યાયામવર્ગ'

## ૨. ચાંલ્લાને પ્રસંગે જ્ઞાતિભોજન!

### [ ૧ ]

ચૈત્ર માસના 'પાટીદાર'ની પ્રસંગકથામાં 'ચાંલ્લાને પ્રસંગે જ્ઞાતિભોજન' વિષે જે હકીકત 'પાટીદાર'ના તંત્રીએ લખી છે અને એ બાબતમાં ચર્ચા કરવા જે સૂચવ્યું છે, તે યોગ્ય જ છે, કારણ કે ચાલુ વખતમાં સામાજિક બાબતમાં જે પ્રથા નવી પાડવાની હોય તે વિષે બહુ વિચાર કરવો એ જરૂરી છે. કેમકે સામાજિક રૂઢિઓ જે પડેલી છે તે દેખાદેખીથી અને મોટાનું અનુકરણ નાનો કરે એ રીતે પડેલી છે.

બાકરોલના ભાઇ પુરુષોત્તમભાઇ દેવજીભાઇએ પોતાના પુત્રના વાગ્દાન પ્રસંગે (ચાંલ્લા પ્રસંગે) ૩૦૦–૩૫૦ માણસોનું જે જમણ કર્યું. અને તેમાં ભાઇ મગનભાઇ શંકરભાઇએ જે ભાગ લીધો છે તે નાનાં ગામોમાં પહેલાં ચાલતી રૂઢિને નવીન રૂપ આપ્યું છે, તે માટે એ બંને વ્યક્તિ જવાબદાર છે. ભાઇ પુરુષોત્તમદાસ પેટલાદ તાલુકા પ્રગનમંડળના મુખ્ય કાર્યકર્તા છે તેમજ સામાજિક સુધારાનાં કામોમાં આગેવાનીભર્યો ભાગ લે છે. અને ભાઇ મગનભાઇ ડાકોર મુકામે ભરાએલી પાટીદાર યુવક પરિષદના પ્રમુખ હતા તેમજ ચાલુ વરસમાં અમારા કાનમ વિભાગના સોળ ગામના એક જથાના પાટીદારોની સામાજિક સુધારા કરવા મળેલી પરિષદના પ્રમુખ હતા. એવી પરિષદોના પ્રમુખ સામાજિક સુધારાને અમલમાં મૂકનાર હોવા જોઇએ જ. ભાઇ મગનભાઇ ચાંલ્લાને પ્રસંગે ૩૦૦–૩૫૦ માણસોનું જે જમણ હોય એવે પ્રસંગે કદાચ ભૂલથી હાજર થઇ જાય, પણ જ્યાં ૩૦૦–૩૫૦ પાટલા પડેલા જુએ કે તેમણે તુરતજ આવા જમણનો વિરોધ દર્શાવી ત્યાંથી ચાલ્યા જવું જોઇએ. અને જે વ્યક્તિ સામાજિક સુધારા કરવા મળેલી બે પરિષદોના પ્રમુખ થએલી તેમની તો એ પવિત્ર ફરજ પણ હતી. એટલે ભાઇ મગનભાઇએ ભાઇ પુરુષોત્તમદાસના પુત્રના ચાંલ્લાને પ્રસંગે જે જમણ જમ્યા છે તે એમણે મોટામાં મોટી ભૂલ કરી છે. અને એ ભૂલ એમણે જાહેરમાં કબૂલ કરવી જોઇએ, તેને બદલે એમણે જે બચાવ કર્યો છે તે વ્યાજબી નથી. માણસમાત્ર ભૂલને પાત્ર છે. માટે હવેથી આવી ભૂલ તેઓ નહિ કરે, એવું હું જરૂર ઇચ્છું છું.

મરણ પાછળનાં જમણવારોએ જે મોટું રૂપ લીધેલું તે દેખાદેખીથીજ.

પહેલાંના વખતમાં જેઓ આગેવાનો હોય, વતનદારો હોય, તેવા જ મરણ પાછળનાં જમણવારોમાં આખું ગામ જમાડતા. આ રિવાજ પાછળથી એટલો બધો વધી ગયો કે ઘણા લોકોએ પોતાની સ્થિતિ કરતાં વધારે મોટાં ખર્ચો કરીને દેવાદાર થઇ પોતાનાં વતન ગુમાવેલાં છે. અને લગ્નપ્રસંગોએ પણ જે બીન જરૂરી ખર્ચો કરવામાં આવે છે, તે પણ દેખાદેખીથીજ. પાટીદાર સમાજમાં બહુ મોટા ભાગમાં ચાંલ્લાના વિધિને પ્રસંગે ફક્ત ગોર અને વાળંદ કન્યાપક્ષ તરફથી ચાંલ્લાના રૂપિયા, નાળિયેર લેઇને વરપક્ષને ત્યાં જાય છે, એટલે વરપક્ષને ત્યાં પોતાનાં બહુ જ નજીકનાં કુટુંબોને સાધારણ જમાડવાનો રિવાજ છે, બહારથી આમંત્રણ આપીને બોલાવી જમાડવાનો રિવાજ નથી.

અમારા કાનમમાં પહેલાં નાનાં ગામોમાં ચાંલ્લાને પ્રસંગે કન્યાપક્ષ તરફથી દશ પંદર માણસો વરપક્ષને ત્યાં જતા, એટલે વરપક્ષના નજીકના કુટુંબીઓને પણ તેમની સાથે જમાડવાનો રિવાજ હતો. પણ આ રિવાજ મોટાં ગણાતાં ગામોમાં નહોતો, એટલે તેમનું અનુકરણ કરીને નાનાં ગામોના લોકોએ દશ પંદર માણસોએ જવાના રિવાજને બંધ કર્યો.

ભાઇ પુરુષોત્તમદાસે કયે કારણે આવું મોટું જમણ કર્યું તે સમજાતું નથી, કારણ કે સમાજ તો એમની પાસેથી સાદાઇની આશા રાખે એ દેખીતું જ છે. પણ જ્યારે ચાંલ્લાને પ્રસંગે ૩૦૦-૩૫૦ માણસોનું જમણવાર કર્યું ત્યારે હવે તો લગ્નપ્રસંગે શું નહિ કરે એ કહેવાય નહિ! ભાઇ પુરુષોત્તમદાસે ખરી રીતે ભૂલ જ કરી છે. હજુ જો એમણે પોતાની ભૂલ સુધારવી હોય તો ચિ. કાન્તિભાઇના લગ્નનો બાકીનો વિધિ બહુ જ સાદાઇથી પતાવી દેવો જોઇએ.

લક્ષ્મણપુરા લોટ પ્રભુદાસ ભીખાભાઇ રાય

[ ૨ ]

"આ વળી સાવ નવું!" જ્ઞાતિભોજનની ભિન્ન ભિન્ન પ્રથાઓ પાટીદાર સમાજમાં લગભગ નિયુક્ત થએલી તો છેજ, તેમાં વળી આ એકનો વધારો! ચાંલ્લાને પ્રસંગે ૩૦૦-૩૫૦ માણસો જમે એ આજે પાટીદાર સમાજમાં તો કદાચ પહેલોજ પ્રસંગ હશે! લગભગ બધાય સામાજિક વ્યવહારો ઓછે ખર્ચે પતવી, દેખાદેખાથી થતી આર્થિક કંગાલિયતમાંથી આમવર્ગને બચાવવા ચારે બાજુથી જ્યારે ઝુંબેશ ઊઠી છે, ત્યારે મુરબ્બીશ્રી પુરુષોત્તમભાઇ પોતે ખાદીધારી તથા રાષ્ટ્રવાદી હોવા છતાં, રાષ્ટ્રના રચનાત્મક કાર્યક્રમના એક અંગને આમ પોતેજ ફટકો મારે એ સારું તો નથીજ લાગતું. મુરબ્બીશ્રી

મગનભાઇની દલીલ પ્રમાણે તો 'ચાંલ્લાને પ્રસંગે' જ્યારગામના ૧૫૦ માણસો જમે એ તો તેમને કંઇ હિસાબમાં હોય એમ જણાતું નથી. વધારામાં આને તેઓ કુરૂઢિ માનવા પણ તૈયાર નથી! પણ સમજવું જ રહ્યું કે હાલ જે જે દુષ્ટ રિવાજો સમાજમાં જડ ઘાલી બેઠા છે, તે પણ પહેલાં તો આમ વિકલ્પેજ પેદા હશે, પણ પાછળથી સંકુચિત માનસને કારણે તેની બીંસ વધી, અને પરિણામે આજે આપણે જોઇએ છીએ કે દાબાની જડતી માફક તે ખોદ્યા ખોદાતા નથી. વળી આ રૂઢિના અમલનામા તરીકે વાસ્તુક્રિયાનો દાખલો બંધબેસતો નથી. વાસ્તુક્રિયા જમાને ઘેર આવવાની જ નથી. આપણા સમાજમાં ઘણાંય કુટુંબો એવાં હશે, જેમને બે ત્રણ પેઢીએ પણ મકાન (છાપરું) બાંધવાનો વારો નહિ આવતો હોય, છતાં પ્રત્યેક કુટુંબને પ્રત્યેક પેઢીમાં એક બે લગ્નવિધિઓ તો મને કમને પતાવવા જ પડતા હશે, એટલે આવા ગર્ભશ્રીમંતો ૩૦૦–૪૦૦ને જમાડે, તો દેખાદેખીથી બિચારા પાડોશી બિચારાને પાંચ પચીસને જમાડવા તો પડવાના જ, અને જતે દિવસે આજની એ વૈકલ્પિક પ્રથા એક કાયમી કુરિવાજમાં પરિણમવાની, એમાં બેમત છેજ નહિ. જેમને ઘેર 'ચાંલ્લાને પ્રસંગે' ૪૦૦ માણસ જમે, તેમના ઘરની જાનમાં કેટલા માણસ જશે તેની તો કલ્પના પણ શી રીતે થઇ શકે?

બાંધણી . મોતીભાઇ કુબેરભાઇ પટેલ

## [ ૩ ]

શ્રીયુત મગનભાઇ જેવા આગેવાન માણસો આવા મોટા ભોજનસમારંભમાં ભાગ ન લે તો આવા સમારંભ શી વસાતમાં!

ત્રણસો સાડા ત્રણસો પાટલા પડ્યા! તે શું સૂચવે છે? આવા હડહડતા બેકારીના જમાનામાં ચાંલ્લાવિધિ માટે આવો જે ધામધુમીઓ ખર્ચ થાય તે અસ્થાને ગણાય. ભાઇ મશરૂવાળા કહે છે તેમ સાદાઇથી લગ્ન કરવાથી "જીવનતત્ત્વોનો નાશ કરીને ભારે ખોરાકો તેટલા દિવસ ખાવાના ત્રાસમાંથી બચી જવાશે, ઉજાગરાથી બચાશે, રાત્રે તામસ ભોજન જમાતાં બંધ થશે."

ભાઇ મગનભાઇ પૂછે છે કે "કોઇ માણસ પોતાના મકાનનું ઉદ્‌ઘાટન અગર વાસ્તુ કરે, યા કોઇ પ્રસંગે ભોજનસમારંભ પોતાના મિત્રવર્ગને બોલાવી કરે તેમાં જ્ઞાતિરિવાજની ચાલતી ખરાબ પ્રથામાં કઇ રીતે વધારો ગણાય?" તેઓ જરૂર સમજતા હશે કે ચાંલ્લાનો પ્રસંગ અને વાસ્તુનો પ્રસંગ એ બે ભિન્ન વસ્તુ છે. જ્યારે કોઇ માણસ વાસ્તુ કરે ત્યારે પોતાની સગવડ પ્રમાણે તે

તેનાં સગાંવહાલાંને અને કુટુંબીઓને આમંત્રે. આ ક્રિયાને રિવાજ, રૂઢિ કે પ્રથા, એમાંની કોઇ પણ સંજ્ઞા આપવી અસ્થાને ગણાય. ચાંલ્લાને અંગે જે જ્ઞાતિભોજન થાય તે તો જરૂર એક રૂઢિ પડી જાય છે. બાકરોલવાળા ભાઇએ સાડા ત્રણસો માણસોને આમંત્ર્યા, બીજો કોઇ માણસ એવે પ્રસંગે સો દોઢસો માણસોને આમંત્રે અને ત્રીજો કોઇ પાંચ પચીશને આમંત્રીને સંતોષ અનુભવે અને આ રીતે એક નવો ચાલ પડે છે.

આપણો સમાજ તો આંધળું અનુકરણ કરવા સર્જાએલો છે, અને મોટા માણસોનું અનુકરણ કરવા નાના માણસો હરહમેશ તૈયાર હોય છે જ—પોતાને સવડ ન હોય તો દેવું કરીને પણ. ભાઇ ગગનભાઇ જ કહે છે કે "આ પ્રસંગ તો તેથી પણ નોખો છે ••• એટલે તેમાં કુરૂઢિને ઉત્તેજન કયાં છે?" હા, વાત તો સાચી છે, તેમાં કુરૂઢિને તો ઉત્તેજન ખીલકુલ નથી, પણ ચાંલ્લાને પ્રસંગે જ્ઞાતિભોજન આપવું એ એક પ્રકારની રૂઢિ—પ્રથા—જ્ઞાતિરિવાજનું તેમાં માર્ગદર્શન—માર્ગદર્શનનો પ્રયાસ—તો જરૂર છે જ, તે તો કોઇનાથી ના કહેવાય જ નહિ. એ પ્રકારનો જ્ઞાતિરિવાજ ઉદ્‌ભવે તેવું અંધ અનુકરણ કરનારાઓ માટે તેમાં ગર્ભિત સૂચન તો છે જ. આ વાત એટલેથી અટકી હોત, પણ પ્રજામંડળના એક આગેવાન કાર્યકર્તા ને જલસામાં ભાગ લે તેટલે દરજ્જે તો તેવા પ્રસંગો સમાજને સુધારે ન દોરતાં સમાજનાં દૂષણોમાં જરૂર ઉમેરો કરે છે.

ભવિષ્યમાં આવા પ્રસંગો ઓછા થાય તો સમાજનો સુધારો તો નહિ, પણ સમાજને હિતાવહ તો જરૂર થાય, અને તેમાં આગેવાન ગણાતા માણસો ભાગ ન લે તો તેવા પ્રસંગો ઉપસ્થિત કરનારાઓનો તે પ્રત્યેનો મોહ ઓછો થાય. ત્યારે આવા 'પાશેરામાં પહેલી પૂણી' જેવા પ્રસંગો ઊભા જ ન થાય તો તેમાં સમાજને કંઇ ગેરલાભ છે જ નહિ, ઊલટો લાભ છે.

નાર વિનોદચંદ્ર જેઠાલાલ પટેલ

—*—

## ગ્રંથપરિચય

૨૯. નિર્ભયતા: લેખક—કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; પૃ૪ ૨૦, કિંમત દોઢ આનો. આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ પ્રાણીમાત્રને જન્મથી જ વળગેલાં છે એમ પ્રાચીન માનસશાસ્ત્રીઓએ માનેલું છે. તેમાં આહાર અને નિદ્રા વિના પ્રાણી લાંબો વખત જીવી શકે નહિ. મૈથુન વગર પ્રાણીની જાતિ ચિરંજીવ રહી શકે નહિ. એટલે એ ત્રણ તો આવશ્યક છે. પણ ભય તો માત્ર વળગાડ છે. એ કંઇ પ્રાણીનો આવશ્યક ધર્મ નથી અને માનવી ધારે તો

એ વળગાડને ખંખેરી નાખી પોતે નિર્ભય બની શકે. આ પુસ્તિકામાં લેખકે ભયનું પૃથક્કરણ કરી બતાવ્યું છે કે એ વળગાડ કેમ વળગે છે અને તેને કેમ ખંખેરી નંખાય છે. લેખક ગુજરાતના સમર્થ ચિંતકોમાં અગ્રગણ્ય છે અને પુસ્તિકામાં ભયનાં કારણોનું પૃથક્કરણ કર્યું છે અને તેને ખંખેરી નાખવાની પદ્ધતિઓ પણ બતાવી છે. ભૂત જેવા ભયો તો છેક કાલ્પનિક છે અને તે તો વંશપરંપરાગત તથા સામાજિક સંસ્કારોથી વળગેલા છે, તેને તો મન દૃઢ કરવાથી સહેજે ખંખેરી શકાય. હું પોતે નાનપણમાં ભૂતથી બીતો, પછી સમજણો થતાં એ તો કાલ્પનિક ભય છે એમ માની ખંખેરવા પ્રયત્ન કરવા લાગ્યો. ભૂતનું મુખ્ય ધામ ગનાતું સ્મશાન, ત્યાં અંધારી રાતે એકલો જવા લાગ્યો અને હવે તો એવી ટેવ પડી છે કે કોઇ મહત્ત્વનો ગૂંચભરેલો પ્રશ્ન વિચારવાનો આવે તો સ્મશાનમાં જઇ ત્યાં બેસી તે વિષે વિચારમંથન કરૂં છું. કુદરત, પ્રાણી, માનવી, વગેરે તરફના ભૌતિક ભયો વિષે પણ લેખકે ટૂંકામાં બહુ સારી અને વ્યવસ્થિત રીતે પૃથક્કરણ કર્યું છે અને એવા ભય પણ ખંખેરી નાખવાના ઉપાય બતાવ્યા છે. પુસ્તિકા સૌએ અવશ્ય વાંચવા જેવી છે.

૩૦. **સયાની કન્યા સે:** મૂળ લેખકો—શ્રી. નરહરી પરીખ, શ્રી. મહાદેવ દેસાઇ; હિંદીમાં અનુવાદક શ્રી. કાશીનાથ ત્રિવેદી; પૃષ્ઠ ૧૨૦, કિં. રૂા. ૦-૮-૦. આ નાનું સરખું પુસ્તક શ્રી. નરહરિભાઇ પરીખે પોતાની પુત્રી વનમાળાબેનને તથા તેની બેનપણીઓને લખેલા ગુજરાતી પત્રોના સંગ્રહનું સરળ હિન્દી ભાષાન્તર છે. જે વસ્તુ પ્રત્યે જનતા આજ લગી સૂગની નજરે જોતી આવી છે, અને તેથી જે વસ્તુને ખોટી શિષ્ટતાએ અસ્પૃશ્ય માની છે તે વસ્તુનો એટલે કે જાતીય વિષયને લગતી બાબતોનો શાસ્ત્રીય વિચાર શ્રી. નરહરિભાઇએ આ પત્રો દ્વારા પોતાની પુત્રી તેમજ તેની સખીઓ આગળ રજૂ કર્યો છે. તેમણે યુવાનીમાં પગલાં માંડતી કિશોરીને વનસ્પતિ, સૂક્ષ્મ જંતુઓ, ભમરી, મધમાખી, પક્ષીઓ, પશુઓ, તેમજ માનવજાતિ, વગેરેમાં વંશવૃદ્ધિનું કાર્ય શી રીતે થયા કરે છે તેનું સરળ તથા શાસ્ત્રીય જ્ઞાન આપતાં આપતાં જીવસૃષ્ટિનું એક અદ્ભુત દર્શન ખડું કર્યું છે. રજોદર્શનની સ્થિતિને પ્રાપ્ત થતાં કેટલીએક કિશોરીઓ પોતાની સાચી સ્થિતિના અજ્ઞાનને કારણે કેવી વિકટ સ્થિતિમાં મુકાઇ જાય છે તેનો પણ થોડોવત્તો ખ્યાલ આ પત્રોમાં આપવામાં આવ્યો છે. સાથે સાથે તે સમયે તેમને શુદ્ધ આચાર-વિચાર, આહારવિહાર, આરામ અને નિદ્રા વગેરેની કેટલી જરૂર હોય છે તે પણ કહેવામાં આવ્યું છે. વળી યુવાનીમાં પ્રવેશેલી કુમારિકાઓએ કયાં કયાં

ભયસ્થાનોથી ચેતીને ચાલવાનું છે તેનું પણ યોગ્ય ભાન કરાવવામાં આવ્યું છે. સાથે નિર્દોષ મનાતી કેટલીક ચેષ્ટાઓ પણ કેવી રીતે ભયસ્થાનો બની જવાનો સંભવ છે તેનો પણ ઠીક ઠીક ખ્યાલ આપવામાં આવ્યો છે તે ઉપરાંત આંતર-પ્રાન્તીય, આંતર્જ્ઞાતીય, આદિ પ્રકારોનાં લગ્ન આજની ફરી ગએલી પરિસ્થિતિમાં કેટલે અંશે ઇષ્ટ વા અનિષ્ટ લેખાય તેનું પણ આમાં સ્થાને સ્થાને વિવેચન કરવામાં આવ્યું છે છેવટે, પશ્ચિમનાં સ્ત્રીપુરુષો કેવળ વિલાસપ્રિય છે, એ જાતની આપણી ભ્રમણા વિષે ટકોર કરતાં શ્રી. મહાદેવભાઇએ ત્યાંનાં અનેક સ્ત્રીપુરુષો અને ખાસ કરીને સ્ત્રીઓ જીવનભર કૌમારવ્રત શા શા માટે સેવે છે, તે કેટલાંયે પ્રસિદ્ધ સ્ત્રીપુરુષોનાં ઉદાહરણ આપી સમજાવ્યું છે. વળી લગ્નજીવનનો ઉદ્દેશ કૌમારજીવનમાં અનુભવાતી વિભિન્ન અપૂર્ણતાને દૂર કરવાનો છે તેનું પણ તેમણે પોતાના લેખમાં સુંદર નિરૂપણ કરેલું છે. આ રીતે આ પુસ્તકમાં એક અશિષ્ટ લેખાતી બાબતને શિષ્ટ પુરુષોને હાથે, યુવાનીમાં પ્રવેશતી કુમારિકાઓ માટે શિષ્ટ અને હૃદયંગમ રીતે રજુ કરવામાં આવી છે. એટલે જો આ પુસ્તિકાનો વિવેકપુરઃસર ઉપયોગ કરવામાં આવે તો અનેક કુમારિકાઓને પોતાનું જીવન વધારે સાર્થક વા સમૃદ્ધ બનાવવામાં તે જરૂર મદદરૂપ થાય. ઈ.

ઉપરના બંને ગ્રંથના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

**૩૧. ઈશ્કની ખુશબુ,** આનંદ ગ્રંથાવલી પુસ્તક આઠમું: લેખક—બકુલેશ; પ્રકાશક—આર. આર. શેઠની કું, પ્રિન્સેસ સ્ટ્રીટ, કેશવબાગ, મુંબઇ ૨; પૃષ્ઠ ૮ + ૨૫૨, કિંમત રૂ. ૨–૮–૦. આ દશ વાર્તાઓના સંગ્રહની બધી વાર્તાઓ પંદર વરસ પહેલાં લખાએલી. તે જમાનાના બકુલેશમાં અને આજના બકુલેશમાં મોટો તફાવત છે એમ એ પોતે જ કહે છે. એ જમાનામાં બધાં શ્રી. બકુલેશને ઇશ્કના ઇજારદાર તરીકે પીછાનતાં હતાં. એમની મનોસૃષ્ટિમાં મોગલ જમાનો જ રમતો હતો. રાયથી માંડી રંક સુધી, સંસારમાં રચ્યા પચ્યા રહેનારા માણસોથી માંડી સંસારથી વિરક્ત થએલા માણસો પણ ઇશ્કની આંધીમાં સપડાય છે અને તેમાંથી છૂટવા પ્રયત્ન કરવા છતાં છૂટી શકતા નથી, એ સત્ય એમની બધી વાર્તામાંથી તરી આવે છે. ઇશ્કની આંધીમાં સપડાયેલા માણસો પોતાની જાતની પણ પરવા કરતા નથી અને આફતો વહોરે છે, ઇશ્કને ખાતર જ આફતો!

'હોતા અગર ન દિલ તો મહબ્બત ભી ન હોતી,
હોતી ન મહબ્બત તો આફત ભી નહોતી.'

કલા, કુદરત, જાદુબળ, ઇત્યાદિ માણસને ઇશ્કનો ગુલામ બનાવે છે. ઇશ્કને ખાતર જીવનની સર્વોત્તમ વસ્તુનો ત્યાગ કરતો બનાવે છે. આમ ઇશ્કનાં

અનેક પાસાં અનેક રીતે ભાઇ બકુલેશે ખૂબ ચીવટથી ચીતર્યાં છે. અને છેવટની એક વાર્તામાં કહ્યું છે:

'ન મહોબ્બત બુરી હય ન ચાહત બુરી હય!
બુરા હય વોહ જીસકી નિયત બુરી હય!'

મોગલાઇનો જ વિચાર કરતા ભાઇ બકુલેશે ભાષામાં પણ મોગલાઇ વાપરી છે એ નર્યું સત્ય છે. ગુજરાતી ભાષાસાહિત્યમાં ઇતર શબ્દોનો છૂટથી ઉપયોગ કરી અને જતાવવા માગતા હોય કે આપણી ભાષામાં એ શબ્દોજ નથી! બાકી તો સૌને વાર્તાઓનું વસ્તુ ગમે એવું છે. ૨.

૩૨. **વિલોચના:** લેખક—ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશક—ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ, પૃષ્ઠ ૮ + ૩૩૮, કિંમત ૩ રૂપિયા.

'પ્રજાબંધુ' સાપ્તાહિક પત્રમાં ચાલુ વાર્તા તરીકે પ્રસિદ્ધ થએલી આ નવલકથાને પુસ્તકનું સ્વરૂપ આપીને લેખકે આપણા નવલકથા સાહિત્યમાં એક સુંદર ઉમેરો કર્યો છે. આખી નવલકથા વાંચ્યા પછી જણાય છે કે લેખકે નવલકથાની નાયિકાનું નામ એજ નવલકથાનું નામ રાખ્યું છે તે સાર્થક છે. સંસ્કારી અને પૈસાદાર કુટુંબમાં જન્મેલી વિલોચનાએ બચપણમાંજ માતાની શીળી છાયા ગુમાવેલી. પિતા જુના વિચારના હતા અને વિલોચનાને વારંવાર પોતાના જૂનવાણી વિચારો દર્શાવીને એને પોતાને રસ્તે જતાં અટકાવતા. ભય ન હોય ત્યાં એ ભય બતાવતા અને પ્રગતિનો માર્ગ રૂંધતા, એમ વિલોચનાને લાગતું. વિલોચના નવયુગે રંગાએલી રંગીલી યુવતી હતી. તેનાથી આ વર્તણુંક સહન થઇ શકી નહિ. એને પિતા સામે બંડ જગાવવાની ફરજ પડી. સ્વતંત્ર જીવન જીવવા મુંબઇ શહેરમાં એક મકાનમાં તે રહેવા લાગી. વિલોચનાએ જીવનમાં તરેહ તરેહની ઠોકરો ખાઇને, અનેક પ્રકારનાં વિઘ્નોની સામે થઇને, હારજિતના અનુભવો લેઇને પોતાની વિશિષ્ટ દર્શનશક્તિ દાખવી છે. તેણે વર્તમાન સંસારને સામાન્ય દૃષ્ટિએ જોયો વિચાર્યો નથી. નવીન યુગની ભારતીય નારીનું તે દર્શન છે. એને એ દર્શન કરતાં અને વર્તનમાં ઉતારતાં ઘણી પછાડો ખાવી પડી છે, સામાજિક નીતિનું ઉલ્લંઘન પણ કરવું પડ્યું છે, એનાથી ભૂલો પણ થઇ છે. એવાં દર્શન કરવાં સહેલી વાત નથી. એ દર્શન કરવાની શક્તિ હોવી એ પણ ભાગ્યની વાત છે. વિલોચના એ દર્શનશક્તિનું સૂચન કરે છે. લેખકનો હેતુ સફળ થયો છે. ૨.

૩૩. **બાળકોની તંદુરસ્તી** (બાળવૈદુ): પૃષ્ઠ ૨૧૬, એક છબિ, કિંમત રૂા. ૧. લગ્નપ્રકરણમાં લેખક જણાવે છે કે જેમની ઇચ્છા ઉત્તમ

સંતતિ મેળવવાની હોય તેમણે નાના પ્રકારની વ્યાધિગ્રસ્ત કન્યા સાથે લગ્ન કરવાં નહિ. સગોત્રમાં લગ્ન કરવાથી પ્રજા નબળી થાય છે, તેથી હિંદુ શાસ્ત્રોએ એકલોહીથી ઉત્પન્ન થએલાંનો વિવાહ નિષિદ્ધ કર્યો છે. સારી સંતતિ ઉત્પન્ન કરનારાઓએ બ્રહ્મચર્ય પાળવું, વગેરે સંબંધે ટુંકમાં વિવેચન સારૂં છે. ઋતુપ્રકરણ જેમાં રજસ્વલા સંબંધે નિયમો, સૂચનો વાંચી વિચારી પળાવવા જેવાં છે; લેખકે આચાર્ય ભાવમિશ્રે ભાવપ્રકાશમાં જે નિયમો જણાવ્યા છે તેનો મોટો આધાર લીધો છે. સગર્ભાના વ્યાધિપ્રકરણમાં સાદા ઉપાયો જણાવ્યા છે, તે ગામડામાં સેવા કરનારને સારા અનુકૂળ આવે તેમ છે. લેખક જણાવે છે કે જે સ્ત્રીઓ સગર્ભાવસ્થામાં તજ, મરી, સૂંઠ, કુદીનો વગેરે નાખી ગરમાગરમ મશાલા પીએ છે તેમનાં બાળકો જન્મ્યા પછી કહોવાઇ જાય છે અથવા ગોંમાં ગરમીના રોગ થાય છે. આ સૂચના સ્ત્રીઓએ વિચારવા જેવી છે. સુવાવડ પ્રકરણ પછીથી બાળકોનાં રોગો અને ઉપચારો સંબંધે સૂચના છે. માતાઓ કામ કરવાની લાલચે પોતાનાં બાળકો વધુ પડતાં ઊંઘી રહે માટે તેમને જે બાળાગોળીઓ આપે છે, તે બાળાગોળીઓમાં અફીણ, ઓળીઓ, ભાંગ, ગાંજો, કેસર જેવી કેફી અને ગરમ ચીજો હોય છે, તેવી ગોળીઓથી બાળકોને ગરમી વધે છે અને કજીઆતનું દર્દ લાગુ પડે છે, તેમજ બાળકો સુકાઇ હાડપિંજર થઇ જાય છે, વગેરે સંબંધે હકીકત પોતાના અનુભવથી આપી છે. ઉપચારો, ગ્રામ્ય પ્રજાએ સમજી ઉપયોગમાં લેવા જેવા છે.

**૩૪. ઘસારાં (બાળકોનું ઘરવૈદું):** પાન ૩૨, કિંમત જણાવી નથી. મજકુર પુસ્તકમાં જાણીતાં કરીઆણાં અને વનસ્પતિની ઉપયોગિતા સંબંધે દવાની દૃષ્ટિએ ટૂંકું વર્ણન છે. જેમાં અતિવિષની કળી, અરડુસી, આકડો, કાચકાં, કડુ, કરીઆતું, પીપળો, મીંઢીઆવળ, મેંદી, લીમડો, વડ, વરીઆળી, હરડે, હીંગ જેવી વસ્તુઓનાં વર્ણન છે. ગામડાની પ્રજા દરરોજ ઘરઆંગણે મેળવી શકે તેવી ચીજોનો ઉપયોગ કરે તો તબીબોને અપાતાં બીલ પ્રમાણમાં બચે ખરાં. ગામડાંમાં સેવા માટે જનાર વર્ગે આ પુસ્તકો વાંચી ઉપયોગ કરવો ઘટે છે.

ઉપરનાં બંને પુસ્તકોના લેખક તથા પ્રકાશક—મગનલાલ ભાઇશંકર શાસ્ત્રી, પેટલાદ.

આણંદ - વૈદ્ય-નિવાસ

પુરૂષોત્તમપ્રસાદ પુ. વૈદ્ય
જી. પી. એ. સી.

——*——

### એક સાદું લગ્ન

બોરીઆવીના વતની ભાઇ ભાઇલાલભાઇ ભીખાભાઇ પટેલના પુત્ર ભાઇ રાવજીભાઇનું લગ્ન નાપાડના વતની ભાઇ ચતુરભાઇ શિવાભાઇનાં પુત્રી બેન સરસ્વતી સાથે ગયા ચૈત્ર સુ. ૧૫મને રોજ થયું. તેમાં બધા પ્રકારે સાદાઇ પાળવામાં આવી હતી. ધાર્મિક મનાતી પણ ખરી રીતે તો વહેમી કોઇ પણ ક્રિયા કરવામાં આવી નહોતી. જાનમાં વરરાજા સાથે ૪ જણ હતાં, તેમાં એક તો લગ્નક્રિયા કરાવનાર લોકસેવક રવિશંકર મહારાજ હતા અને વળી વરરાજાનાં બેન શાન્તાબેન હતાં; પછી એક વરના મામા અને બીજા તેમના એક મિત્ર; વરના પિતા પણ નહિ! રવિશંકર મહારાજે લગ્નક્રિયા છેક સાદી રીતે કરાવી હતી. તે વખતે વાજાંનો ઘોંઘાટ પણ ન હતો. સવારે ગએલી જાન લગ્નક્રિયા પતવીને જમ્યા પછી સાંજે પાછી ફરી. ભાઇ ભાઇલાલભાઇ મહાસભાના અને જનસમાજના ચુસ્ત સેવક છે. ભાઇ ચતુરભાઇ ઉપર સ્વામી અખંડાનંદના સંસ્કાર પડેલા છે. એટલે એ બંને લગ્નવિધિ આમ છેકજ સાદી રીતે–પતવે અને છતાં એ માટે એ બંને પક્ષ ધન્યવાદને પાત્ર છે. પણ લગ્નને બીજે દિવસે ભાઇ ભાઇલાલભાઇએ બોરીઆવીમાં જમણ આપ્યું હતું, તે જો મોટું હોય તો એમને એ વિષે ઠપકો ઘટે. આ લગ્ન સંબંધે જરા વિસ્તારથી એક લેખ આ અંકમાં પૃષ્ઠ ૨૯૫ ઉપર પ્રકટ થયો છે તે વાચકવર્ગ વાંચી જુએ.

### બીજું સાદું લગ્ન

મૂળ નારના વતની, પણ હાલ નડિયાદમાં રહેતા ભાઇ નારણભાઇ વાઘજીભાઇ પટેલને અને તેમના પુત્ર ભાઇ ચિમનભાઇને નવયુગનાં સંસ્કાર લાગેલા છે. ભાઇ ચિમનભાઇએ કોલેજની કેળવણી લીધેલી છે, અને એ સંસ્કારી યુવકને પોતાના લગ્નનો વિધિ છેકજ સાદાઇથી પતવવાનો નિશ્ચય હતો. તેમના પિતા એટલે સુધી જવામાં પ્રથમ સમ્મત ન હતા, પણ પુત્રનો નિશ્ચય અને આગ્રહ જોઇ પાછળથી સમ્મત થયા. ભાઇ ચિમનભાઇનું લગ્ન ગયા ફાગણ વ. ૪થને રોજ સુણાવમાં ભાઇ વિક્રમભાઇને ત્યાં થયું. કન્યાપક્ષને પણ એ લગ્નવિધિ છેક સાદાઇથી પતવી દેવાની ઇચ્છા હતી. લગ્નમાં પરઠણ વગેરેની કંઇ લેવડદેવડ થઇ નહોતી. લગ્નને દિવસે બપોરની ગાડીએ વર, તેમના ત્રણ મિત્રો અને ત્રણ વડીલો, એમ સાત જણ નીકળ્યા. આણંદ ઊતરી ભાડાની મોટરમાં બેસી એ જાન સાડા ત્રણને શુમારે સુણાવ પહોંચી.

સાડા આર વાગ્યે લગ્નવિધિ શરૂ થયો. વાજાંનો ઘોંઘાટ ન હતો. વરકન્યા બંનેએ ખાદીનો પોશાક પહેર્યો હતો. લગ્નવિધિ પતી ગયા પછી રવિશંકર મહારાજે સપ્તપદીનું માહાત્મ્ય સમજાવ્યું હતું. કન્યાદાનમાં વરરાજાને કન્યાના ભાઈએ રેંટિયો આપ્યો. એ બધો વિધિ પતી ગયા પછી આઠ વાગ્યે ભોજન કર્યું. એક જ ટંક ભોજન લેવાનો નિશ્ચય હોવાથી બીજે દિવસે જમવાનો વૃદ્ધ લોકોએ આગ્રહ કર્યા છતાં જાન સવારમાં જ પાછી ફરી. આવી રીતે છેક સાદાઈથી લગ્નવિધિ પતવી દીધા બદલ એ બંને પક્ષને ધન્યવાદ ઘટે છે. આમ લગ્નવિધિ પતવવાથી કેટલાય પૈસાનો અને શ્રમનો અનર્થક અપવ્યય થતો બચે છે. અને વળી મોટો લાભ તો એ કે દીકરીઓ જન્મતાં જ પથરા મનાય છે અને મરે છે તેને બદલે ગૃહલક્ષ્મીઓ મનાય!

### આફ્રિકામાં ચરોતરિયાં લગ્ન

મૂળ ધર્મજના, પણ હાલ પૂર્વ આફ્રિકામાં–નાઈરોબીમાં રહેતા ભાઈ જેઠાભાઈ મોતીભાઈ પટેલના પુત્ર કાન્તિલાલનું લગ્ન મૂળ કરમસદના, પણ હાલ કેરીચોમાં રહેતા ભાઈ ભાઈલાલભાઈ દાળાભાઈનાં પુત્રી સાથે થયું. સારી સંખ્યાવાળી જાન નાઈરોબીથી મોટરોમાં કેરીચો ગએલી. (૨) મૂળ કરમસદના, પણ હાલ મોશીમાં રહેતા ભાઈ મણિભાઈ દેસાઈભાઈ પટેલના પુત્ર ઠાકોરભાઈનું લગ્ન મૂળ તારાપુરના, પણ હાલ નાઈરોબીમાં રહેતા ભાઈ રામભાઈ ગોરધનભાઈ અમીનનાં પુત્રી બેન સવિતાબેન સાથે થયું. બંને લગ્નમાં પરઠણો, માંડવો, વરઘ, જમણવાર, વગેરે બધી ધાંધલ ચરોતરમાં હાલ થાય છે તે જ પ્રમાણે થએલી. ભાઈ ઠાકોરભાઈએ તો કાંગડી ગુરુકુલમાં અભ્યાસ કર્યો છે! બેશક ભાઈ રામભાઈએ આ પ્રસંગે ત્યાંની સંસ્થાઓને કંઈક કંઈક દાન આપ્યું છે તે તો ઠીક જ કર્યું છે.

### આફ્રિકામાં ધામધૂમિયું લગ્ન

મૂળ પલોલના, પણ હાલ નાઈરોબીમાં રહેતા ભાઈ શનાભાઈ ભુલાભાઈ પટેલનાં દીકરી બેન વિદ્યાબેનનું લગ્ન મૂળ નડીઆદના, પણ હાલ નાઈરોબીમાં રહેતા ભાઈ ભાઈલાલભાઈ મથુરભાઈ દેસાઈના પુત્ર ભાઈ કાન્તિલાલ સાથે થયું. "કન્યાના પિતા ભાઈ શનાભાઈ આર્યસમાજીસ્ટ હોઈ સુધારક વિચારના ગણાય છે. ......માટલી, ચાંલ્લા, તથા વરઘોડા વગેરે સર્વ વિધિ દેશના ચાલુ રિવાજને અનુસરીને, બની શકતા ભપકા અને આડંબરપૂર્વક થએલા. વરઘોડામાં સ્ત્રીઓ અને પુરુષો સર્વે મોટરોમાં નીકળેલાં. અને ત્યાં વાજાં અને તેની જગાએ વીજળીક લાઉડ સ્પીકરોથી વાતાવરણ સારું ગજવેલું. પાર્કલેંડમાં લગ્નમંડપ

વીજળીક રોશનીથી સારામાં સારી રીતે શણગારવામાં આવેલો. લગ્નમંડપમાં પણ લાકડ રપીકરો ગોઠવવામાં આવ્યા હતા. એ દિવસના જમણવારમાં સમગ્ર પાટીદાર ભાઇઓ ઉપરાંત ભાઇ શનાભાઇના બહોળા ઓળખાણને લીધે અન્ય અંગત મિત્રો અને અન્ય નાતના અગ્રગણ્ય વેપારી ગૃહસ્થોની – સહેજે એક હજાર ઉપરાંતની – પંગત પડી હતી. તેમના ખાસ અંગત મિત્રોને તો સાતેક દિવસ સુધી જમવાનું ચાલ્યું હતું. વેદકાળના ઋષિમુનીઓ યજ્ઞમાં સોમરસ – તેમ આવે શુભ પ્રસંગે ખાસ મહેમાનો અને અંગત મિત્રોમાં જેને આપણે પીવાનું કહીએ છીએ તે તો અવશ્ય હોય જ! ટૂંકામાં અનહદ ખર્ચ અને આડંબર કરવામાં કંઇ બાકી રખાયું નથી જ." હજારોનો પગરણનો આંકડો તો મેં જાણી જોઇને જણાવ્યો નથી. પણ બીજું જે ઉપર જણાવ્યું છે તે ઉપરથી ભાઇ શનાભાઇએ આર્યસમાજનું અને સ્વામી દયાનંદનું નામ પરદેશમાં પણ ઠીક ઉજ્જ્વળ્યું જણાય છે! પાટીદાર પરદેશગામ એ ને એ!

## આફ્રિકાના ભાઇઓ કયે માર્ગે?

"આવા લગ્નપ્રસંગોએ પીરસવા અને અન્ય વ્યવસ્થા માટે ત્યાંના જીમખાનાના અખાડિયનોને આમંત્રણ અપાય છે અને તેઓ પીરસવા વગેરેનું સર્વ કામ સેવાભાવથી કરે છે, એટલે કે આપણા એ જુવાન જોદ્ધાઓને પણ આવા કામમાં કંઇ વિરોધ કરવા જેવું લાગતું નથી! પટેલ બ્રધરહૂડ અને બીજી સંસ્થાઓના અગ્રણીઓ પણ વ્યવસ્થામાં અને અન્ય સર્વ રીતે સારો ભાગ લેઇ અનુમોદન આપતા જણાય છે. આવાં અનિષ્ટ ખર્ચ અટકાવવાને અને આખરે કંઇ નહિ તો તેનો વિરોધ દર્શાવવા પુરતું પણ કંઇ કરવા માટે કોઇ સંસ્થાને ગમતું નથી, ગમે છે ફક્ત વાહવાહ કહેવરાવવાનું અને કહેવાનું! આ છે અહીંનો પાટીદાર માનવસમાજ!" ત્યારે સહેજે પૂછવાનું મન થઇ જાય છે કે આફ્રિકાના ભાઇઓ કયે માર્ગે જાય છે! પરદેશમાં લગ્નવિધિ બહુ સાદી રીતે અને થોડે ખર્ચે સમેટી લેવાય, તેને બદલે ત્યાંના ભાઇઓ સમાજનાશની તૈયારી કરતા હોય એમ ઊંધું જોઇને પૈસા ઉડાવે છે, ત્યારે સહેજે પૂછવાનું મન થઇ જાય છે કે આફ્રિકાના ભાઇઓ કયે માર્ગે જાય છે!

## બનાવટી ગોસ્વામી મહારાજ

સુણાવ ગામના માસ્તર દીનકિંકરે 'એક ગોરલીધર હીરાનંદ ઉર્ફે રહેમતખાન સાદતખાન નામના વૈષ્ણવ વર્ગના બીજી ગાદીના આચાર્ય ગુરુ દેવકીનંદન, જે સિંધ તરફ જેકોબાબાદ નજીક ત્રણ માઇલ ઉપર રહે છે ને ૮૦ વર્ષના છે, તેઓ ગુજરાતમાં પધારવાના છે,' એવો પ્રચાર આણંદ,

સુણાવમાં કર્યો અને ભરૂચથી તેમને બોલાવીને આણંદ મહાપ્રભુજીની બેઠકના વહીવટકર્તાને ત્યાં ઉતાર્યા. દીનકિંકરે તેમને ગાદીપતિનો વેશ ધારણ કરાવેલો, અને એ રીતે રહેમતખાનજીને દેવકીનંદન તરીકે ઓળખાવેલા. આણંદમાં, સુણાવમાં, દાહોદમાં આ મહારાજે વેવલા ભક્તોને બ્રહ્મસંબંધ આપેલો! ઉપર મુજબની ઠગાઇ કર્યા બદલ બનાવટી દેવકીનંદનને અને દિનકિંકરને ગયા માર્ચ માસની આખરમાં એક એક વર્ષની સજા અને રૂા. ૩૦ દંડ અને તે ન આપે તો બે માસ વધારે સજા થઇ છે. આ દીનકિંકરનું નામ પટેલ મોતીભાઇ અવિચલદાસ છે અને ત્યારે ને આંકલાવ માસ્તર હતા. તેમને જામીન ઉપર છોડવામાં આવ્યા છે. જે ધર્મ અન્નકૂટ, વાગાં ને ખોટા બ્રહ્મસંબંધ, વગેરેના રૂપમાં મુડદા જેવો બને છે, તે ધર્મમાં ખરા ભક્તના કરતાં વેવલાવેડા કરનાર, સ્વાર્થી અને ઢોંગી ભગતડાંનાં જાળાં વધારે બાઝે છે. તેવા સંપ્રદાયમાંજ આવા દેવકીનંદન ને દીનકિંકર આટલી પણ ઠગાઇ કરી શકે છે. આવી સજાથી એવા ઠગાઇ કરનારની આંખ ઊઘડશે, પણ તિલક ને માળાધારીઓની આંખનાં પડળ દૂર થાય અને સાચી માનવસેવા તરફ નજર જાય તથા કાર્ય થાય તોજ ખરો બ્રહ્મસંબંધ ઞળે.

### અનાજનું જ વાવેતર કરો

લડાઇને કારણે અનાજની તંગી હજી બહુ દેખાતી નથી, પણ મોંઘવારી તો બેહદ વધી પડી છે. સરકારનાં ભાવનિયમનનાં જાહેરનામાં પણ કંઇ કામ આવતાં લાગતાં નથી. હવે અનાજની તંગીના ભણકારા વાગે છે. ગુજરાતમાં અખાત્રીજથી ખેડૂતો ખેતીની તૈયારી કરવા માંડશે. અત્યારે માલ લેઇ જવા લાવવાનું કામ જે રેલવે કરે છે તે વહેવાર પણ કદાચ થોડી મુદત માટે અનિયમિત બને. ત્યારે સૌથી સારો ઉપાય એ છે કે દરેક જમીનદારે અને ખેડૂતે રોજ ખાવાના ઉપયોગમાં આવે એવું અનાજ ઉગાડવું જોઇએ. આમ કરવાથીજ આવતી અનાજની તંગીમાંથી આપણે સૌ બચી શકીશું.

### પડતર ભાવની કે સસ્તા અનાજની દુકાનોની જરૂર

લડાઇને લીધે બીજા ભય ચોરીનો અને લૂંટફાટનો ઊભો થયો છે. ચોરો કે લૂંટારાનો સામનો કરવો એ તો ઠીકજ છે, પણ એવાં તોફાનનાં કારણો શોધી એનો ઉપાય પણ બને તે કરવો જોઇએ. ગરીબ માણસોને અનાજની મોંઘવારી ન નડે, એટલા માટે જ્યાં ભાવ ખૂબજ વધી ગયા હોય ત્યાં બને તેટલી ખોટ ખાઇને પણ અનાજ વેચવાની દુકાનો ઉઘાડવી જોઇએ. આવી રાહતથી પણ તોફાનો ઓછાં થાય. સરદાર સાહેબે તો કહ્યું જ છે કે તમારા આખા રોટલામાંથી અડધો ભૂખ્યાને આપજો. ત્યારે આપણે ખેડૂતો ને મહેનત મજૂરી

કરનાર તરફ આપણી ફરજ બીજી રીતે પણ અદા કરવાની આ તક જવા ન દેવી જોઇએ. આવી અનાજની દુકાનોની વ્યવસ્થા કરવાનું કામ મહાસભાએ અને ઉદાર ગૃહસ્થોએ શરૂ કર્યું છે તે આનંદની વાત છે.

**રક્ષક સંઘો**

શહેરોમાં અને ગામડાંઓમાં પ્રજામાં જાગૃતિ આવવા માંડી છે, આવતો ભય બધા સમજવા લાગ્યા છે અને ભવિષ્યમાં મોટાં તોફાનોને પહોંચી વળવાને તેમજ હાલ તુરત ચોર વગેરેના ભયમાંથી બચાવ કરવાને 'લોકસેવા,' 'ગામસંરક્ષક દળ,' 'ગામરક્ષક સંઘ,' વગેરે સંસ્થાઓ સ્થપાય છે. પ્રજામાં જીવનની અને જાગૃતિની આ નિશાની છે. પણ એના કાર્યકર્તાઓ એવાં મંડળોને મજબૂત અને સખ્ત નિયમનના અંકુશ નીચે લાવે, તોજ આપણે હજી જે લાંબો પંથ કાપવાનો છે તે વગર થાકયે અને વગર કંટાળ્યે પૂરો કરી શકીશું. હમણાં તો ગામડાંના અને શહેરના રક્ષણની વાતો કરીએ છીએ, પણ જબર અંધાધુંધીવાળા દેશકાળને પહોંચી વળવા દરેક સ્વયંસેવક બરાબર શિસ્ત પાળી ખડતલપણે પોતાની ફરજ બજાવે એ ઇષ્ટ છે.

**ત્યક્તાનો પ્રશ્ન**

"હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઇ નાખ્યા છે," એમ મહાત્માજીએ કહેલું છે. વિધવા એક વાતે નિશ્ચિત છે કે તેનો પતિ ગુજરી ગયો, જેથી તેને વૈધવ્ય પ્રાપ્ત થયું છે. પણ હમણાં હમણાં કેટલાય યુવકો પોતાની સ્ત્રીને ત્યજી જ દે છે. આ સંકટ લગભગ મોટી નાતોમાં તો છેજ. ત્યારે આવી ત્યક્તાઓ, જેમનાં જીવન વિધવા કરતાં પણ વધારે સંકટમય છે, તેમના પ્રશ્નનો ઉકેલ આણવા મહાત્માજી સૂચવે છે કે: "ત્યજાએલી પત્નીને તો પ્રથમ સલાહ એ આપું કે તેણે કોઇ સેવાકાર્યની અંદર ગૂંથાઇ જઇ પોતે પરણી હતી તે વાતનેજ ભૂલી જવી. જો એ સેવાકાર્ય જાણતી ન હોય તો તેને સારૂ તેણે શીખીને લાયક બનવું જોઇએ. જો એ પોતાના મનને વાળી ન શકે, પુરુષસંગ વિના ન નભી શકે, તો તેણે નવો ને લાયક સાથી શોધવો જોઇએ. એવો સાથી ઝટ નથી મળી શકનો. તેથી પ્રયત્નથી સંતોષ વાળવો અને વિશ્વાસ રાખવો કે શુભ પ્રયત્ન ફળ્યા વિના નહિ રહે." આમ સલાહ આપી સમાજની આવા બનાવો પ્રત્યે પોતાની શી ફરજ છે તે સંબંધે જણાવે છે, કે "મારી માન્યતાં છે કે સમાજે આવી વ્યક્તિનો ન્યાય કરવો જોઇએ. કેવી રીતે એ કહેવું મુશ્કેલ છે. તે તે કેસને તપાસીને જ નિર્ણય કરાય. સમાજ આવા દોષોની ઉપર આંખે પાટા નથી બાંધી શકતો" ('હરિજનબંધુ,' તા. ૫:૪:૧૯૪૨). સમાજમાં ખર્ચ કરાવવા હોય કે જમણોની ધમાલો

કરાવવી હોય ત્યારે જે ન્યાતપટેલીઆઓ કે કહેવાતા આગેવાનો કેડ બાંધી ઘૂમે છે તેઓ પોતાની આંખ આગળ જે ત્યક્તાઓ રિબાતી હોય તેનો ન્યાય કરે અને એવા ગુનેગાર પુરુષને સખ્ત નસિયત કરે તો જ એવી નિરાધાર એતોનાં આંસુ લૂંછવાની ફરજ બજાવી ગણાય.

## સર સ્ટૅફર્ડ આવ્યા ને ગયા

ઇંગ્લૅણ્ડની કેબીનેટે પોતાના સંકટપ્રસંગે સર સ્ટૅફર્ડને, આ દેશના જુદા જુદા નેતાઓને મળીને હિંદના પ્રશ્નનો નિકાલ કરવાને, અહીં મોકલ્યા હતા. બે અઠવાડિયાંથી પણ વધુ રોકાઇને તેઓ પાછા ગયા છે. લગભગ બધા પક્ષોએ માતૃભૂમિના સ્વમાનને કારણે તેમણે આણેલા ખરડાને ફગાવી દીધો છે. આપણા નેતા પંડિત જવાહરલાલજીએ તા. ૧૫:૪:'૪૨ના નિવેદનમાં જણાવ્યું છે, કે સર સ્ટૅફર્ડે હિંદ છોડતા અગાઉ એક નિવેદનમાં જણાવેલું કે "કૉંગ્રેસને બધું જોઇતું હતું અગર કાંઇ જ નહોતું જોઇતું. અને તેને કાંઇ ન મળ્યું." કૉંગ્રેસને કંઇયે ન મળ્યું એ સાચું છે, આટલાં વર્ષો સુધી એ સાચું જ રહ્યું છે. અમે બધું જ માગતા હતા એમ કહેવામાં ક્રીપ્સે ભારે ગોથું ખાધું છે. અમે તો સંપૂર્ણ આઝાદી માગી હતી. પરદેશી આક્રમણમાંથી અમે મુક્તિ માગી હતી. બહારનાઓની દરમિયાનગીરી વગર અમને અમારી રીતે જીવવા દો એ અમારી માગણી હતી. ..... અમારે ઘણું જોઇએ છે આઝાદીની અમને ખરી પ્યાસ લાગી છે. અમારાં ગળાં એથી સુકાઇ ગયાં છે." પણ સર સ્ટૅફર્ડ તો આઝાદી આપવાને આવ્યા ન હતા. અને દેશનેતાઓને એ સિવાય બીજું ખપે એમ પણ ન હતું. સર સ્ટૅફર્ડ એક યા બીજી રીતે મિ. એમરીનાં જ સૂત્રો (His Master's Voice) બોલી રહ્યા હતા. આપણા દેશનેતાઓના આ મક્કમ નિરધારને સારાય દેશે વધાવી લીધો છે; પણ સાથે સાથે આપણી જવાબદારીઓ વધી છે તેને સમજી, ફરજ બજાવવામાં આપણે પાર પડીએ.

## આચાર્યશ્રી આનંદશંકરભાઇ

તા. ૭:૪:'૪૨ના રોજ, ૭૩ વર્ષની ઉમરે, સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યના પ્રખર વિદ્વાન અને બનારસ યુનિવર્સિટીના નિવૃત પ્રિન્સિપાલ ડૉ. આનંદશંકરભાઇ ધ્રુવનું અમદાવાદમાં અવસાન થયું છે. એ ઋષિ જેવા પુરુષનું આવે સમયે થએલું અવસાન ગુજરાતી સાહિત્યને, કેળવણીને તથા નાગરિકત્વને અને શુદ્ધ બ્રાહ્મણત્વને મોટી ઊણપ જેવું સાલશે. મહાત્માજીએ એમને વિષે કહેલું, કે "આનંદશંકરભાઇ સુધરેલા અને સનાતનીની વચ્ચે એક સુંદર પૂલ છે. તેની ઉપર આવજા કરીને આપણે સહુ એકબીજાની ભેટ કરીએ

છીએ. ..... પ્રાચીન અર્વાચીનનો ઠીક મેળ તે સાધી રહ્યા છે." એકાંમાં હરિજન આશ્રમના ઉદ્‌ઘાટનને પ્રસંગે તેઓ પધારેલા ત્યારે જે સનાતનીઓ ધર્મને નામે માનવબંધુઓનો ત્યાગ કરવાના અને તેમને અડતાં પોતે અભડાઇ જવાની માન્યતાના કાદવમાં રહેનારાઓ હતા તેમની બુદ્ધિ પ્રત્યે દયા જ આવતી હતી, કારણ કે આવા ચુસ્ત સનાતની કહેવડાવનાર એ ઋષિએ પોતાના માનવબંધુને ભાઇ ગણીને આભડછેટમાં માનનારાઓની આંખ ઉઘાડી આપી હતી.

### રાષ્ટ્રીય સપ્તાહ

છેલ્લાં વીશ વર્ષ કરતાંયે વધારે સમયથી હિંદભરમાં તા. ૬થી ૧૩મી એપ્રિલના દિવસો રાષ્ટ્રીય સપ્તાહ તરીકે ઊજવવામાં આવે છે. તે તારીખોએ સને ૧૯૧૯માં જલીયાંવાળા બાગમાં હિંદનાં નિર્દોષ સ્ત્રીપુરુષો, આબાલ વૃદ્ધ, સૌની કતલ ચલાવવામાં આવી હતી અને તેની યાદદાસ્તમાં આ સપ્તાહ ઊજવી, કબરોમાં સૂતેલાં આપણાં ભાઇભાંડુઓની કથનીમાંથી આપણે પ્રેરણા મેળવીએ અને સ્વદેશને માટે આપણાથી બનતું કરી છૂટીએ. આ વર્ષે પણ જુદે જુદે સ્થળે-આ સપ્તાહ ઊજવવામાં આવેલું હતું. ઘણા આનંદની વાત તો એ છે કે જબલપુરમાં આ સાલ હિંદુ-મુસ્લીમ બન્નેએ મળીને આ સપ્તાહ ઊજવ્યું હતું, કારણ કે જલીયાંવાળાં બાગમાં મૃત્યુ પામેલામાં હરકોમના માણસો હતા, સરકારની ગોળીએ નાતજાતના વાડા જોયા ન હતા.

### આણંદમાં પ્રેતભોજન

આ માસિક પત્રમાં અનેક લેખો લખનાર, આણંદના ભાઇ ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલના સગા કાકા ભાઇ તુળસીભાઇ નારણભાઇ પટેલ ગયા માસમાં ગુજરી ગયા. આમ તો ભાઇ ડાહ્યાભાઇ આફ્રિકામાં રહે છે, પણ હાલ રજા ઉપર અહીં આણંદ આવ્યા છે. પોતાના કાકાની પાછળ પ્રેતભોજન ન જમાડાય, એ માટે ભાઇ ડાહ્યાભાઇએ અનેક પ્રયત્નો કર્યા, કલાકો સુધી સમજુતી અને ચર્ચા ચાલી, પરંતુ તે નિષ્ફળ ગઇ; તેમના પિતા મનોરભાઇએ જ દુરાગ્રહ કરીને પ્રેતભોજન જમાડ્યું, વળી એક અડધથી ચાલી શકત, છતાં આણંદના પાટીદારોનાં બંને અડધ જમાડયાં. નાતમાં પ્રતિષ્ઠા મેળવવાનું એક સાધન હજી પ્રેતભોજન પણ મનાય છે. અને લોક પ્રેતભોજન જમે છે, એટલે તેમને ઘેર પ્રસંગે આવ્યે જમાડવું પણ પડે છે. આ પ્રસંગે ભાઇ ડાહ્યાભાઇને પણ આ પ્રેતભોજન જમવા માટે ખૂબ દુરાગ્રહ થએલો, પણ તે ન જમવાની પોતાની પ્રતિજ્ઞામાં દૃઢ રહ્યા, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

* * *

### મને અપંગ કરી ગયાં!

મારાં પત્ની અને આ માસિક પત્રનાં ગયા અંક સુધીનાં પ્રકાશક જીજીમા વ. ૭:૬:૧૯૯૮, તા. ૭:૪:૧૯૪૨ને રોજ પોતાની જીવનલીલા મૂકેલી લેઇ ચાલતાં થયાં. પચાસ વર્ષનું લાંબુ અમારૂં લગ્નજીવન એટલું સારી રીતે ચાલ્યું છે કે તે છેક ટૂંકું લાગે છે. અમારૂં લગ્ન છેક બાળપણમાં, મારી ૭ વર્ષની ઉમરે થએલું, છતાં આજના સ્નેહલગ્ન કરતાંય અમારૂં લગ્નજીવન વધારે સુખી અને આનંદપ્રદ હતું એમ માનું છું. એમના સ્નેહાળ સ્વભાવને લીધે આખા ઘરમાં એ ગુરુત્વાકર્ષણનું મધ્યબિંદુ થઇ પડ્યાં હતાં–સૌનાં એ બા થઇ પડ્યાં હતાં. મારી પણ સંભાળ સર્વ પ્રકારે બાના જેવી એ રાખતાં. આજ સુધી હું જો કંઇ પણ કરી શક્યો હોઉં તો તેમનેજ પ્રતાપે. મારા એકે એક વિચારમાં અને આચારમાં એમની સમ્મતિ અને સહાનુભૂતિ હોયજ. ગમે તેવા ગૂંચના પ્રસંગમાં પણ મારે એમનીજ સલાહ લેવાની હોય. એ મારા જીવનના પ્રાણાધાર રૂપ હતાં. આજે, હા! મને એ અપંગ કરી મૂકીને ચાલતાં થયાં! એક ભાઈ પોતાના આશ્વાસનપત્રમાં સાચુંજ મને લખે છે કે "તમારી સાથેની વાતચીત ઉપરથી હું જાણું છું કે બાહ્ય દૃષ્ટિએ સ્વાભાવિક દેખાતો આ આઘાત તમારા અંતઃકરણના મર્મભાગ ઉપર લાગ્યો હોવો જોઇએ! અનેક પ્રસંગોનાં તાપમાં અને શાતામાં સાથે રહેનાર લાંબે વખતે છૂટાં પડે ત્યારે જૂનાં સંભારણાંની પરંપરાજ હૈયાને હચમચાવી દેવાને બસ છે. જ્યારે નિરાધારપણાનું દુઃખ આવે ત્યારે પ્રિયજનના વિરહનું દુઃખ અસહ્યજ લાગે છે." બીજાં અનેક ભાઇબેનોના આશ્વાસનાપત્ર આવ્યા છે. બેશક સૌનો આખર એ એકજ માર્ગ છે એમ જાણીને આશ્વાસન લેવું અને ગયાંનો શોક છોડવો એમ બુદ્ધિ કહે છે. પણ "બુદ્ધિ કહે છે છોડવા, હૈયું કહે એ ના બને" (કલાપી). પણ છતાંયે હવે હૈયું કઠણ તો કરવુંજ પડશે ને! જે અનેક ભાઇબેનોએ આશ્વાસનપત્રો લખ્યા છે તે સૌનો છૂટક છૂટક ઉપકાર માનવા માટે કાગળ લખું એવી માનસિક સ્થિતિ ન હોવાથી અત્રે સૌનો ઉપકાર માનું છું, તે સૌ ભાઇબેનો સ્વીકારશે એવી આશા છે.

(ગયા માસના જેવીજ મારી શારીરિક સ્થિતિ નબળી છે અને માનસિક સ્થિતિ તો તેથીયે વધારે નબળી છે. એવે પ્રસંગે આ પ્રસંગકથા લખવામાં ભાઇ નટવરલાલ દવેએ મને મહત્ત્વની સહાયતા આપી છે, તે માટે એ ભાઇનો ઉપકાર માનું છું. —તંત્રી)

—*—

## શ્રી પાટીદાર સેવા સમાજ, અમદાવાદ

| પ્રમુખ: | મંત્રીઓ: |
|---|---|
| બાપુલાલભાઈ ડી. પટેલ. | રાવજીભાઈ ચુનીભાઈ અમીન |
| ઉપપ્રમુખ | |
| ચુનીભાઈ ધનજીભાઈ અમીન | વિનાયકરાય શીવાભાઈ પટેલ, વકીલ |



# ખાત્મુહૂર્તની ક્રિયાનો અહેવાલ

તા. ૧૨-૩-૪૨ના શુભ દિવસે સમાજ તરફથી બંધાનાર "શેઠશ્રી ભીખાભાઈ જીવાભાઈ વિદ્યાર્થીગૃહ" અને "સ્વ. મગનભાઈ ચતુરભાઈ પુસ્તકાલય"ના મકાનોની ખાત મુહૂર્ત ક્રિયા પૂજ્ય સરદારશ્રી વલ્લભભાઈ પટેલના શુભહસ્તે કરવામાં આવી હતી. બરાબર નવ વાગતાં પૂજ્ય સરદાર સાહેબ પધાર્યા હતા ને સમારંભનું કામકાજ શરૂ થયું હતું. સભા માટે વિશાળ મંડપ બાંધવામાં આવ્યો હતો ને સભામાં શ્રી. માવલંકર દાદા, શ્રી. મોરારજી દેસાઈ, મ્યુ. પ્રમુખ શ્રી. મણીભાઈ શાહ, ડૉ. ચંદુલાલ દેસાઈ, માજી પ્રધાન જનાબ સુરી, તથા મ્યુનિસિપાલિટીના સભ્યો, આમંત્રિત સદ્‌ગૃહસ્થો, અન્ય ભાઈઓ અને બ્હેનો તથા પાટીદાર સમાજના સર્વે સભ્યો મળી લગભગ ત્રણ હજાર ગૃહસ્થોની હાજરી હતી.

પ્રાર્થના થયા બાદ સભાનું કામકાજ શરૂ કરવામાં આવ્યું હતું ને શ્રી. મોતીભાઈ ડી. પટેલને પ્રમુખપદ સોંપવામાં આવ્યું હતું. મંત્રીઓએ પ્રસંગ નિમિત્તે શ્રી. તુળસીભાઈ બી. અમીન, ચીમનભાઈ મૂ. અમીન, સમસ્ત પાટીદાર કેળવણી મંડળ, વડોદરા., ચરોતર એજ્યુકેશન સોસાયટી, મનુભાઈ મગનભાઈ પટેલ, તથા સરદારશ્રી ગોપાળદાસ વિહારીદાસ દેસાઈ તરફથી આવેલા શુભેચ્છાના સંદેશાઓ વાંચ્યા હતા.

સમાજના પ્રમુખ શ્રી. બાપુલાલભાઈ ડી. પટેલે નીચે પ્રમાણે નિવેદન વાંચ્યું હતું.

ઘણાં કામ છે, છતાં અમારી નમ્ર વિનંતિને માન આપી અત્રે આ શુભ કાર્ય માટે પધારી અમને આનંદીત કર્યા છે. તેઓશ્રી હવે એક કોમના રહ્યા નથી. તે તો સર્વ હિંદના નેતા છે, છતાં અમોને જ્યારે કંઇ શુભ કાર્ય કરવું હોય છે અથવા મુશ્કેલી અંગે સલાહ લેવી હોય છે તો અમારૂં મન કુદરતી રીતે જ તેમના તરફ પ્રેરાય છે અને તે અમને તેમની કીમતી સલાહ આપે છે. સરદારશ્રીની એક ખાસિયત એ છે કે જે જે કાર્યોમાં તે ભાગ લે છે તેના વિષે તે સીધી યા આડકતરી રીતે બારીક તપાસ રાખે છે. પરિણામે તેવી સંસ્થાના કાર્યકરોને તલવારની ધાર ઉપર ઊભા રહી કામ કરવું પડે છે. અને તે જ પ્રમાણે આ સમાજના કાર્યકરોને ઘણા જ ખંતથી અને કાળજીથી કામ કરવું પડશે.

ગયા એપ્રિલ અને મે માસમાં સરદારશ્રીની હાજરીની જરૂર આ શહેરને લાગેલી. તે તેમની આત્મશક્તિમાં કેટલો વિશ્વાસ છે તે જણાવી આપે છે.

**મુખ્ય દાતાઓ:** શેઠ ભીખાભાઇ જીવાભાઇ પટેલ તેમ જ સ્વ. મગનભાઇ ચતુરભાઇ પટેલના વારસોની ઉદાર સખાવતથી આ સંસ્થા હયાતીમાં આવી છે, પણ આ સંસ્થાના ખરા પ્રેરક અને પોષક તો ભાઇ ભાઇલાલભાઇ પટેલ છે, જે અમદાવાદ મ્યુનિસિપાલિટીના ઇજનેર સાહેબ છે અને સંસ્થાના હાલના પ્રમુખ છે તેઓના મિલનસાર સ્વભાવ, સેવાના ઉચ્ચ આદર્શ અને નિખાલસપણાને લઇને જ્યારથી તે અત્રે આવેલા છે ત્યારથી આપણી કોમમાં પ્રિય થઇ પડેલા છે અને સંસ્થા તેમને આભારી છે. અમદાવાદ જેવા ધનાઢ્ય પણ સુકા શહેરને શોભાવી તેઓએ તેમની શક્તિનો ખ્યાલ આપ્યો છે. તેમની આ શહેરની સેવાઓની કદર જો કાંકરીઆ જઇ કરીએ તો સહેજે સમજાય તેમ છે. આમ અમદાવાદ શહેરને તેમની બુદ્ધિનો લાભ તો મળ્યો, પણ આપણી કોમને તો આ સંસ્થાની સ્થાપનાથી જરૂર સુંદર લાભ મળ્યો છે, એટલે આ સંસ્થા તરફથી તે ભાઇનો હું ઉપકાર માનું છું અને ઈશ્વર તેમને દીર્ઘાયુષ્ય બક્ષે તેમ પ્રાર્થના કરૂં છું.

ભાઇ રાવજીભાઇ અમીન આ સમાજના મૂગા લોકસેવક છે. તેઓશ્રી સ્વ. મોતીભાઇ અમીન સાહેબના ચેલા હોઇ તેમની પાસેથી મૂગી સેવાનો મંત્ર ભણ્યા છે, તેમણે આ સંસ્થાની સુંદર સેવાઓ કરી છે અને આપના તરફથી તેમનો પણ હું અત્રે આભાર માનું છું.

આ ઉપરાંત ભાઇ વિનાયક શિવાભાઇ પટેલ તેમ જ ભાઇ દાદુભાઇ અમીન ઉપરાંત બીજા જે ભાઇઓએ આ સમાજની સેવા કરી છે અને કર્યે

જાય છે તેગનો સૌનો આભાર માનું છું.

પૂ. સરદારશ્રી તેગની ગંભીર માંદગીમાંથી સાજા થઇ આપણી વચ્ચે આજરોજ આવી શક્યા છે તે માટે ઇશ્વરનો આપણે આભાર માનીએ છીએ. અને તેમને દીર્ઘાયુ અને સુંદર તબિયત બક્ષી દેશની સેવાઓ કરવા શક્તિ આપે એમ પ્રાર્થીએ છીએ. અંતમાં મારી પૂ. સરદારશ્રીને આજની ખાત મુહૂર્તની ક્રિયાઓ કરવા નમ્ર વિનંતિ છે.



ખાતમુહૂર્તની ક્રિયા કરતા સરદારશ્રી

મુરબ્બી સરદાર સાહેબે લગભગ દશ વાગ્યે સમાજ તરફથી બંધાનાર વિદ્યાર્થીગૃહ તથા પુસ્તકાલયનાં મકાનોની ખાત મુહૂર્તની ક્રિયા વિધિ પ્રમાણે કરી હતી. વિધિ બાદ પૂજ્ય સરદાર સાહેબે પ્રવચન કર્યું હતું, જે નીચે પ્રમાણે છે:—

સરદારશ્રીએ બોલતાં જણાવ્યું હતું કે હું કોઇ કોમનો રહ્યો નથી. મારી કોમ એ તો સમગ્ર દેશ છે. જ્ઞાતિના વાડામાં હું નથી પડયો. હિન્દુસ્તાન એ

મારો વાડો છે. દોઢ વરસ ઉપર અહીંયાં પૂલ ખુલ્લો મૂકીને હું ગયો હતો ત્યારે મારા શરીર ઉપર લાલી હતી. પરંતુ જે દિવસે અમદાવાદના ઉલ્કાપાતની વાતો મારે કાને આવી ત્યારે મને ખૂબ આઘાત થયો અને હું ભાંગી પડયો. હજી સુધી એનો જખમ ગયો નથી.

અમદાવાદ શહેરને માટે એ એક કાળો ધાબો હતો. જે ઇજ્જત ગઇ છે એ મેળવવી મુશ્કેલ છે.

આપણું કર્તવ્ય

આજે તો એક જ કર્તવ્ય આપણે માથે છે. થએલી ભૂલમાંથી આપણે પાઠ શીખવો જોઇએ, જે માણસોએ આ કર્યું છે, એઓ તેમના દીલ તપાસે અને ઇશ્વરને સંભારે, કારણ કે એક દિવસ ઇશ્વર આગળ એનો જવાબ આપવો પડશે.

મહાન જગત ક્રાંતિ :

આજની દુનિયા કાલે રહેશે કે નહિ તેની ખબર નથી. 'જેના પરથી સૂર્ય કદી આથમવાનો નથી તે સલ્તનતના દીવા ગુલ થઇ ગયા.

આજે તો દુનિયામાં મહાન ક્રાન્તિ થઇ રહી છે. મહાભારતની ક્રાન્તિ પણ આ ક્રાન્તિ આગળ ઝાંખી છે. ઇશ્વરનું સ્મરણ કરીને આપણે આ કામ કરીએ છીએ- જેઓએ પાછળ પાપ કર્યાં છે એનાં ફળ આજે ભોગવી રહ્યા છે; દુનિયાનું અભિમાન કરનારાઓને આજે પહેરેલ કપડે ભાગવું પડે છે. આપણે તો હસતે મોંએ મહોબતથી મોતને ભેટતાં શીખવું જોઇએ. આખરે તો હિન્દમાંથી જે અવાજ નીકળ્યો છે એનો જ સ્વીકાર કર્યે દુનિયાનો છૂટકો છે.

જે આજે છે તે કાલે નહિ હોય

આજે તો આ શહેરની જાહોજલાલી છે, પણ વિશ્વયુદ્ધના છાંટા અહીં પણ ઉડવા માંડ્યા છે. જેની પાસે મુડી છે તેને ઉજાગરા છે. એને થાય છે કે સોનું રાખીએ કે નોટો, કે કંઇ જમીન લઇ આવું. ખરી વસ્તુ તો ઇશ્વર પરની શ્રદ્ધા અને મનુષ્ય ઉપરનો પ્રેમ છે. ૪૦ કરોડનો દેશ નિઃશસ્ત્ર પડેલો છે. આપણે સ્ત્રીનું, ઘરનું અને આબરૂનું રક્ષણ કરતા પહેલાં પોલિસ સામે જોઇએ છીએ. પરંતુ ૨૦ વર્ષથી એક યોગી કહે છે કે પોલિસને છોડીને ભગવાનનું નામ લો. આજે વાઇસરોય એમ કહે છે કે બધા એક થાવ.

શી-રીતે એક થઇએ? તમે તો જુદાજ બેઠા છો. લડવાનું કહો છો, પણ લડીએ શેનાથી? તમે કહો છો કે અમારી પાસે સામગ્રી નથી તો સામગ્રી વિના શાનાથી લડીએ? પેલા થોડા-માણસો સામે આઠ દિવસ પણ ન ટક્યા તો અમે ક્યાં સુધી ટકવાના હતા? ગુલામોને ગભરાવાનું છે શું?

### આગ લાગે ત્યારે કૂવો ખોદે છે

પડતા પર પાટું મારવાનો આ સમય નથી. હવે કહે છે કે સ્ટ્રેફર્ડ ક્રિપ્સને મોકલીએ છીએ. આગ લાગી ત્યારે કૂવો ખોદવા તૈયાર થયા છે. પરંતુ અમે કહીએ છીએ કે હવે તો છાતી ઉપરથી ઉતરો. એક નાના હુલ્લડમાં અમને જે રક્ષણ આપી ન શક્યા તેઓ જ્યારે સલ્તનતના સાંધા તૂટી રહ્યા છે ત્યારે શું રક્ષણ આપવાના હતા? આથી આંતરિક સલામતી એવી કરો કે મૃત્યુને હસતા હસતા ભેટી શકાય.

હવે તો ભેટવા જેવું પણ કાંઇ રહ્યું નથી. આવી ભયંકર સ્થિતિમાં આપણે બેઠા છીએ. પૈસાને વળગી રહેવાનો આ સમય નથી, પણ નાગાંને ઢાંકવાનો આ સમય છે. સરકાર ઉપર ભરોસો રાખશો તો તમારૂં નાવ ડૂબવાનું છે.

### એમરીને જવાબ

હવે એમરી બોલે છે કે અમને ઠપકો શાનો આપો છો? અમે તો વગર દાંતે પોપાબાઇનું રાજ ચલાવતા હતા. આવો નાગો માણસ તો અમે આજ સુધી જોયો નથી. આ તો દાઝયા ઉપર ડામ દેવા જેવું છે. સિંગાપુર, મલાયા, જાવા, સુમાત્રા અને બર્માના દાખલાઓ આંખ આગળ છે. કારખાનાંવાળાઓને ફફડાટ થયો છે. જશે ત્યારે પણ સળગાવીને જવાના છે. પણ એથી ગભરાશો નહિ. આજની દુનિયા કાલે રહેવાની નથી. જેની પાસે પૈસાના ઢગલા છે તેને માટી સમજીને કામ કરો. નાસભાગ કરવાનો આ સમય નથી. મૃત્યુ વખતે ઇશ્વરનું નામ લો. આપણને કાયરતાનો મેલ ચઢેલો છે. રંગૂનની મોટી હોસ્પિટલ તોડી નાખી. એવા હોસ્પિટલ તો કેટલા યે વખત સુધી ન થઇ શકે. એ તો કહે છે કે અમે બધું સાફ કરીને જઇએ છીએ. એમને તો કારખાનાંના ભડાકા કરવા એટલે ટેટા ફોડીને દિવાળી કરવા જેવું છે, પણ ગરીબ માણસોનું શું?

### અમદાવાદમાં કાંઇ ભય નથી

અમદાવાદમાં કાંઇ ભય નથી. અહીં કોઇ આવવાનું નથી. આજે કહે

સદ્ગત ભાઇશ્રી મોતીભાઇનું જીવન વાંચી ગયો. પુસ્તક ઘણી સારી રીતે અને સારી શૈલીથી લખાયું તે માટે ભાઇ પુરુષોત્તમ શાહને અભિનંદન ઘટે છે. હું મોતીભાઇના મિત્ર તરીકે દાવો રાખું છું. પણ તેમના ઉચ્ચ જીવનનો આટલો પરિચય ન હતો. પુસ્તક વધારે વંચાય તેમ લોકને વધારે લાભ થશેજ એમાં શક નથી.

વડોદરા, **મીઠાભાઇ ઝવેરભાઇ પટેલ,**
તા. ૩-૨-'૪૨ બી. એ. એલએલ. બી.
નિવૃત્ત ન્યાયાધીશ, વડોદરા

*

આખું પુસ્તક વાંચી ગયો. એમના અવસાનનો—ઓપરેશન ટેબલ ઉપર જવાનો પ્રસંગ તમે એવો હૂબહૂ ચીતર્યો છે કે મારી આંખ ભીની થઇ ગઇ—થોડાં અશ્રુય વહ્યાં.

જીવન બહુજ સ્પષ્ટતાથી, આદર રાખીને, વિશિષ્ટતાઓની કદર કરીને, ઉણપો બતાવીને લખાયું છે, એ જોઇને ઘણોજ આનંદ થયો. ભાષા ઘણીજ સચોટ, સરળ, અને વેગભરી છે. વિવિધ માહિતી ભેગી કર્યા પછી તમે તેનું દોહન સુંદર રીતે કર્યું છે; એટલુંજ નહિ, પણ પછી એ દોહેલી બાબતો બહુજ રસભરી રીતે જનતા આગળ મૂકી છે. કેટલાંક સુભાષિતો એવાં સમયસર ગોઠવાયાં છે કે તે વાંચી આનંદ થાય છે. પ્રકરણોમાં "એકતા" (Unity) નો ભંગ થતો નથી. ભાવનાશીલ, સિદ્ધાન્ત-પ્રેમી, સેવાભાવ-રંગિત માણસ—સામાન્ય કોટિનો હોય તો પણ—કેટલું સુંદર કાર્ય કરી શકે તેનો તમે પૂ. અમીનના જીવનના પ્રસંગો ગૂંથીને બહુજ સ્પષ્ટ ખ્યાલ આપ્યો છે. જીવનના બનાવોની ગૂંથણી ઘણી વ્યવસ્થિત કરી છેઃ ઘડતરકથા, જીવન-પ્રવૃત્તિઓ, નિવૃત્તિ, નિવૃત્તિ—પ્રવૃત્તિ અને વિરામ. આખુંય પુસ્તક એક નવલકથાની માફક વાંચવું ગમે તેવું છે.

**—રામચંદ્ર પ્ર. પંડ્યા,**
બી. એ., બી. એસસી., ટી. ડી. (લંડન)
આચાર્ય, પુરુષ અધ્યાપન પાઠશાળા, વડોદરા

Reg. No. B. 1785

૧૯૯૮ 卐 જેઠ

# પાટીદાર

卐 卐

વર્ષ ૧૯ 卐 અંક ૮

મારી ફરિયાદ ધામધૂમ સામે નથી. જેની પાસે પૈસો છે, જેની પાસે પાસે બીજો આદર્શ નથી, એ ધામધૂમ કરશે. એને પૈસો વાપરવાનો અવકાશ જોઇએ. પણ આપણી ધામધૂમોમાં વિવેક, વિચાર, મર્યાદા, કળા, ઉન્નતિ જોવા ઇચ્છું છું. આપણા વિવાહની ઢબમાં ફેરફારો થએલા તો જોઉં છું. પણ તે ફેરફારો ઘણા તો વગર વિચાર્યે થએલા જોવામાં આવે છે. આડંબર ઘટવાને બદલે વધ્યો છે; ખર્ચ ઘટવાને બદલે વધ્યો છે; વિવાહ એક ધાર્મિક ક્રિયા પણ છે એ તો ભૂલાઇ જવાયું છે. સારાં કુટુંબો વિચારપૂર્વક ફેરફારો કરે તો જરૂર બીજાઓ ઝીલી લે એવી મારી માન્યતા છે. પ્રજાજીવન જો આગળ વધવાનું હશે તો આપણે તે જીવનનાં સઘળાં પાસાં તપાસવાં પડશે. આપણી ઉપર એક આરોપ છે તેમાં કંઇક સત્ય છે. આપણે દેખાવ બહુ કરીએ છીએ, ખરા આનંદને બદલે આનંદનો દેખાવ કરીએ છીએ, ખરા શોકને બદલે શોકનો દેખાવ કરીએ છીએ.

('ત્યાગમૂર્તિ અને બીજા લેખો,' પૃષ્ઠ ૨૬૫) ગાંધીજી

તન્ત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ



---

૧. બહેનોને 'પાટીદાર' વિનાલવાજમ આપવાના ફંડમાં બીલીમોરાથી ભાઇ ગોવર્ધનદાસ ચતુરભાઇએ રૂ. ૧ મોકલ્યો છે તે ઉપકાર સહિત સ્વીકારું છું.

૨. આ. નં. ૪૧૨ ભાઇ પુરુષોત્તમ હાથીભાઇ પટેલ, નં. ૪, શાન્તિસદન, પહેલે માળે, લેમિંગ્ટન રોડ, મુંબઇ ૭ એ સરનામે ગએલો [illegible] અંક 'માલેક ચાલ્યા ગયા છે,' એવો ટપાલનો શેરો થઇ પાછો [illegible] છે. જે કોઇને એ ભાઇનું હાલનું સરનામું ખબર હોય તે અહીં જણાવ[illegible] છે.

૩. ગ્રાહક ભાઇઓ પોતાનું સરનામું બદલાવવા જે કાગળ [illegible] પોતાનો ગ્રાહક નંબર અથવા જૂનું સરનામું અથવા તો કંઇ નામનિશાન જણાવતા નથી. તેથી સરનામું બદલી શકાતું નથી. માટે દરેક ગ્રાહકબંધુ કંઇ પણ બાબત કાગળ લખતાં પોતાનો ગ્રાહક નંબર જરૂર જણાવે.

* * *

## જોઇએ છે પાટીદાર વિધવા



---


આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ઉમિયાશંકર જીવણલાલ ઠાકરે છાપ્યું અને લીલાવતીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૪:'૪૨.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૮ | આણંદ | જેઠ
વર્ષ ૧૯ | | અંક ૮


## ગરીબીની અમીરાત

'જીવન ને જીવનાં કૃત્યો, આકસ્મિક બધાં અરે!
પાસા ફેંકે જનો સર્વે, દા દેવો હરિહાથ છે.'
—કલાપી

સ્વેચ્છાએ ગરીબાઇ સ્વીકારનારા વિરલ હોય છે; બાકી તો જ્યાં સુધી પાસે કંઇ હોતું નથી ત્યાં સુધી 'ગરીબીમા અમીરી' જગતનો મોટો ભાગ માણે છે, પણ દૃષ્ટિ તો ધનિક સૃષ્ટિમાં પ્રવેશવાની જ હોય છે. તેવી જ રીતે યુવાન વૉનલેસે પણ ઘણાં વર્ષ સુધી દારુણ 'ગરીબીમાં અમીરી' માણી, પરંતુ જ્યારે મેડીકલ કૉલેજમાં પ્રોફેસર તરીકેની સારા પગારની નિમણૂકનો હુકમ તેના હાથમાં આવ્યો, ત્યારે તેની દૃષ્ટિ પાસે કોઇ નૂતન સૃષ્ટિ ખડી થઇ ગઇ. અનેક સુખદ સ્વપ્નાં ક્ષણભરમાં તેને આવી ગયાં. અનેક ભાવી સુખની કલ્પનાઓ તેણે કરી કાઢી. પોતાનું પૂર્વનું દુઃખી, દીન જીવન આંખ સામેથી સરી જઇ અદૃશ્ય થતું લાગ્યું. જગતમાં જ્યાં તેણે નર્યો સુનકાર જ જોયો હતો, ત્યાં તેણે વિપુલતા ભાળી અને 'જગત કંઇક જીવવા જેવું છે ખરૂં,' એમ તેને થઇ આવ્યું. ગુલામી બંધ થતાં સ્વતંત્ર થએલા ગુલામો જેમ ઉલ્લાસમાં આવી નાચ્યા હતા અને એકબીજાને મળવા ધસ્યા હતા તેમ વૉનલેસનું હૈયું નાચ્યું અને આ ભાવી સુખની મંગલ ખબર તેની એકની એક બેનને આપવા જ્યારે ગામને છેડે આવેલા અનાથાશ્રમ તરફ તે દોડ્યો, ત્યારે તે લગભગ હર્ષોન્માદની સ્થિતિમાં હતો. તે પોતાના મન સાથે વાતો કરતો જતો હતો કે "હવે બેનને અનાથાશ્રમમાં રહેવાની શી જરૂર છે? મારૂં પોતાનું ઘર વસાવીશ અને બેનને કોઇ રાજકુમારીની માફક રાખીશ,

ભિખારીએ બહુ દુઃખ ભોગવ્યું છે. આ દુનિયા પણ કેટલી બધી ભલી અને દયાળુ છે કે મને ગરીબને ઉછેર્યો, ભણાવ્યો અને સુખી કર્યો. આ અનાથાશ્રમવાળાઓએ પણ ગદ્દ ઉપકાર કરીને - માબાપવંચિત નાની બેનને ઉછેરી મોટી કરી. જેણે જેણે મારા ઉત્કર્ષમાં પોતાનો હિસ્સો અને હાથ આપ્યો છે તેને હવે ખાત્રી કરાવી આપીશ કે જગત ઉપકારી છે, તો ગરીબો અપકારી નથી. હું યે ગરીબોને ઉપયોગી થઇ ઋણ ફેડીશ." આવા આવા તરંગોની ભવ્ય પળે તેણે અનાથાશ્રમમાં બેનના ઓરડામાં પગ મૂક્યો, પરંતુ ત્યાંનો દેખાવ જોઇને જ તે થંભી ગયો. સૌ સ્વપ્નાં ઊડી ગયાં, ભાવના ભાંગી ગઇ અને આંખમાંથી આંસુ ખરી પડ્યાં. બેન તાવમાં પડી છે અને એક પરિચારિકા તેને માથે બરફ મૂકી રહી છે. અનાથાશ્રમનો અધિકારી ચિન્તાશીલ વદને ત્યાં ઊભો છે. સનેપાતમાં પડેલી બેન અસ્પષ્ટ શબ્દમાં બોલે છે કે 'ભાઇ,' તે જ વખતે વૉનલેમ તેની પથારી પાસે પહોંચ્યો. પાસે પડેલી ખુરશી ઉપર બેસી જઇ બેનને કપાળે હાથ મૂક્યો. તાવ ભયંકર હતો.

ચાર દિવસ સુધી વૉનલેમ બેનની પાસે અખંડ રાત ને દિવસ બેઠો છે. પોતે ડૉક્ટર છે છતાં પણ સારવાર કરનાર ડૉક્ટરને વારંવાર આતુરતાથી એક ને એક જ પ્રશ્ન પૂછે છે: "કેમ છે? સાજી તો થઇ જશે ને? ભય તો નથી ને?" ડૉક્ટર અને નર્સ આશા તજી બેઠાં હતાં. બેનનું જીવન ઝડપથી બીજી દુનિયા તરફ જઇ રહેલું હતું.

બાળકને મૂકીને દૂર દૂર જતી માતા જતાં જતાં ય બાળકને કંઇ કહેવા જેમ વારંવાર પાછી વળે છે, તેમ પાંચમે દિવસે કંઇ કહેવા બેન ફરી વખત શુદ્ધિમાં આવી અને તૂટક તૂટક કંઇ સંદેશો આપી ગઇ.

બેનના મુખ ઉપર કોઇ ઊંડી, ઘેરી વિષાદની છાયા હતી. જીભ કંઇ ખાસ વાત કહેવા માગતી હતી તેમ ભાઇને લાગ્યું.

"ભાઇ, દુનિયા દુઃખી છે. બીમારી અને ગરીબી સાથે હોય તો દુઃખની અવધિ! તેને કોઇ દુઃખમુક્ત ન કરે? આશ્વાસન અને આરામ ન આપે?" જરા થંભી, "કંઇ નહિ ભાઇ! તને કહેવું તેનો અર્થ શું? તું તો ગરીબ છે એટલે તારાથી શું થાય? પણ...... દુનિયા દુઃખીના નિઃશ્વાસથી જ સળગી રહેલી છે. પ્રભો! કોણ અટકાવે એ? કોણ માંદાના આળા આળા જખમોને-દર્દને-પંપાળી આરામ આપે? કંઇ નહિ, ભાઇ, મારાથી ફોગટનું લવાઇ ગયું."

ભાઇ પૂછે છે કે "બેન, બોલી દે, જે કંઇ કહેવું હોય તે કહી દે. આપણું દુઃખ તો ગયું. હું કોલેજમાં પ્રોફેસર થયો.

"હવે તો આપણે સુખી થવા સરજાયાં છીએ, જે મનમાં હોય તે બોલી નાખ."

"શું કહું ભાઇ, સુખી થા. પ્રભુ તને આબરૂ અને ઐશ્વર્ય બંને આપે. પણ" — આટલું કહેતાં કહેતાં બેન થાકી ગઇ અને આંખ મીંચી દીધી. ખૂણેથી અશ્રુબિંદુઓ સરી પડ્યાં. "ભાઇ, આપણે ક્યાં છીએ? આ બીમારો શા માટે બૂમ પાડે છે? તેને કોઇ કેમ સાન્ત્વન નથી આપતું? અરે! રે! દુનિયામાં દર્દીની કોને પડી છે કે તેને સંભાળે? ચાલ ભાઇ, આપણે કોઇ નવી દુનિયા સરજીએ કે જ્યાં દર્દી દર્દ ભૂલે, દુઃખિયાં દુઃખ ભૂલે! આ માંદાઓ પાસે કોઇ ગાતું કેમ નથી? ભગવાને સંગીત તો આપ્યું છે." આમ કહેતાં કહેતાં પુનઃ આંખ મીંચી ગઇ. ભાઇ અનિમિષ આંખે તેના ઝાંખા ચહેરા ઉપર અનેક સંદેશા વાંચી રહ્યો. પુનઃ થોડી વારે આંખ ઉઘાડી. "ભાઇ, મારૂં ગાણું ગમ્યું ને? દિલને કરાર થયો ને?"

ભાઇ બેનની ભ્રમણા સમજી ગયો. "હા બેન, બહુ જ ભવ્ય સંગીત." આટલું કહેતાં ભાઇની આંખમાંથી આંસુની ધાર વહી બેનના કપાળ ઉપર પડી.

"ભાઇ, હું તો નહિ જીવું. બાને અને બાપુને જોયાં નથી તે હવે જોઇશ, તું સુખી થજે."

"બેન, સૂઇ જા. જરા ઊંઘી જા એટલે શાન્તિ થશે, ચાલ હું તને એક ગીત સંભળાવું:

"ૐ શ્રી શાન્તિ, શાન્તિ કરો!
અઘ-દુઃખ-મોચન, અમીમય લોચન!
સજ્જનતા-ઉત્સાહ ભરો!—ૐ શ્રી.
વિવેકસ્વાતંત્ર્યનો આનંદ બક્ષો,
અલૌકિક શાન્તિ-સામ્રાજ્ય કરો!—ૐ શ્રી."

(વિવેકાનંદના પત્રોમાંથી.)

ગીત સાંભળતાં સાંભળતાં બેન ઊંઘી જાય છે. ભાઇ બાજુ ઉપર બેઠો બેઠો બેનના ભાંગ્યાતૂટ્યા શબ્દોમાંથી સાર તારવે છે: "દુનિયા દુઃખી છે. માંદગી અને ગરીબી ત્રાસદાયક છે. જગતમાં કુદરતે સંગીત આપ્યું છે, છતાં શા માટે ગરીબ દર્દીઓના દિલના કરાર માટે જગત તે નથી વાપરતું? તેને

દુઃખમુક્ત કેમ કોઇ નથી, કરવું? દુઃખીના નિશ્વાસથીજ સંસાર સળગી ઊઠયો છે. તું ગરીબ છે. તારાથી શું થાય? છેવટે ચાલ, આપણે કોઇ એવી દુનિયા સરજીએ કે જ્યાં દુઃખી દુઃખ ભૂલે, દર્દી દર્દ તજે." વગેરે વગેરે વચનો તેને સૂચક લાગ્યાં. બેન કેમ જાણે કહેતી ન હોય કે "ભાઇ, આ કામ તું કરજે," એવું સ્પષ્ટ ભાન થયું.

પાંચ દિવસ પહેલાંનાં સ્વપ્નાં અને અત્યારે ચાલતું ગંથન જુદાં હતાં, જીવનને જુદી દિશામાં લેઇ જનારાં હતાં.

બેન ફરી વાર જાગી. અને ભાઇ સામે દયાર્દ્ર આંખે જોઇ રહી.

"ભાઇ, એક છેલ્લી માગણી છે, કે તેં મને તારી ગરીબીમાં આપેલી નાનકડી માસિક રકમમાંથી મેં નવ શલિંગ બચાવ્યા છે; તે કોઇ ગરીબ દર્દીના ઉપયોગમાં આવે તેમ કરજે. મેં વાંચ્યું હતું કે હિન્દમાં ગરીબી ઘણી છે. અનેક દર્દીઓ સાધનવાંકે અકાળે મરે છે. તેના કોઇ ફંડમાં મારી આ નજીવી ભેટ મોકલી આપજે. આટલીજ મારી ઇચ્છા છે. બીજું તો શું કહું? સુખી થજે અને ગરીબ જગત કે જેમાં આપણે વર્ષો થયાં જીવ્યાં છીએ તેને ન ભૂલજે. પ્રભુ તારૂં કલ્યાણ કરે."

"ભલે બેન! તારી ઇચ્છા મુજબ કરીશ."

તે રાત્રે તે ગરીબ પંદર સોળ વર્ષની બેન અફાટ વિશ્વમાં ભાઇને એકલો મૂકી અનંતમાં ઊડી ગઇ, પણ કોઇએ ધાર્યું પણ ન હોય તેવું કંઇક પાછળ મૂકતી ગઇ.

જેમ દીવામાં દીવેટ અને દીવેલ હોય અને દીવાસળી જો કોઇ ચાંપી શકે તો દીપ્તિ તુરત થાય તેમ યુવાન વોનલેસના જીવનદીપમાં દીવેલ હતું, દીવેટ હતી અને દુઃખી બેને દીવાસળી ચાંપી અને દીપ્તિ થઇ, જીવન ઊઘડી ગયું, જીવનરાહ સ્પષ્ટ થઇ ગયો.

બેન, અનાથાશ્રમમાં ઊછરેલી પંદર વર્ષની વયની ગરીબ છોકરી આખર વખતે હૃદયમાં દર્દી, દર્દ, દુઃખી અને દુઃખને દપટી અન્યોની સુખસાહ્યબી સામે, ભર્યા જગતમાં ગરીબ ભાઇની રંક ભેટનો પોતાની જાત માટે ઉપયોગ ન કરતાં આવો ઉપયોગ સૂચવી કંઇ કંઇ ગૂઢ વાત સમરથામાં સમજાવતી ગઇ; પોતે ગરીબ છે, પ્રભુએ જ્ઞાનની અને લાગણીની બક્ષીસ કરી છે, તેનો ઉપયોગ કેમ કરવો તે મૂંગી વાણીમાં બોલતી ગઇ. પોતાનું ભાવિ જીવન કેમ ઘડવું તે વાત હૃદય ઉપર બેને દયામય આંસુથી લખી આપી કયા પ્રદેશમાં

ગરીબી છે, ક્યાં તેની જરૂર છે તે કહી નાખ્યું.

"બેન! તેં તો માગ્યું છે 'વામન સ્વરૂપે' ત્રણ જ પગલાં પૃથ્વીનું દાન, પણ માપી ગઈ છે વિરાટની વસુંધરાને! તેં દીધું છે માત્ર નવ શીલિંગનું દાન, પણ કહેતી ગઈ છે દુઃખીની દુનિયાની દુઃખદ આરજૂ! બેન તું તો ગઈ. મારા પાર્થિવ જગતમાં અંધારું થયું. પણ જતાં જતાંયે આંતરિક જીવન ઉજાળતી ગઈ.

"તેં આપ્યું છે નવ શીલિંગનું દાન, પણ આ ભાઈ આપે છે પોતાના જીવનનું દાન દુઃખીને અને દર્દીને!"

વોનલેસને પોતાનું ભાવિ જીવન સ્પષ્ટ થઈ ગયું. તે પ્રોફેસર મટી સેવાનો ભેખધારી થયો.

એક દિવસે પોતાના સુખી જીવનનાં સ્વપ્નાં ભાગી નાખી, ગરીબ દર્દીને જીવનલક્ષ્ય બનાવી તે ચાલી નીકળ્યો. તેની પાસે અજાણ્યા પ્રદેશમાં આ મહાન દુર્ઘટ કાર્ય માટે સાધન ન હતાં, દ્રવ્ય નહોતું, કોઈનો સક્રિય સાથ ન હતો, ઊભા રહેવા આશ્રયસ્થાન નહોતું. હતું માત્ર એક દૃઢ સેવાપરાયણ દિલ, મરી ફીટવાની તમન્નાવાળું દુઃખી દર્દીના દર્દથી દયાગય બનેલું મીણ જેવું નરમ હૃદય અને સદાય જાગ્રત રાખતી બેનની આખરી વાણી!

ભારતવર્ષમાં ૭ ૭ વર્ષ સુધી દેશની ભૂમિ તેણે પગ તળે ખૂંદી નાખી, પણ ધાર્મિક સંકુચિતતાએ તેને કોઈ પણ સ્થળે પગ ટકાવવા ન દીધો; ધર્મના ભેખધારીઓએ સેવાના દીક્ષિતને ઊભો રહેવા ન દીધો; અનેક સ્થળોએથી જાકારો મળ્યો, અનેક સ્થળેથી અપમાનો મળ્યાં, અનેકે કર્ણને અપ્રિય કેટલીયે વાતો સંભળાવી દિલ દુઃખી કર્યું.

સાધનસામગ્રી ખૂટ્યાં, કપડાં લગભગ ફાટી ગયાં. પૈસા ખૂટ્યા, નિરાશા તેના દિલને ભાગી નાખે તેવા પ્રસંગો રોજ ને રોજ બનતા. ઘણી વખત જીવન અકારું લાગે, પોતે લીધેલો સેવાનો માર્ગ દુષ્કર અને અફળ લાગે તેમ પણ થતું, પરન્તુ બેને બતાવેલા દીનદર્દીઓનાં કરુણ આક્રંદોની યાદી તેને પુનઃ ટટાર કરતી: "ભાઈ! દુનિયા દુઃખી છે તેને કોઈ દુઃખમુક્ત ન કરે? તેને આરામ અને આશ્વાસન ન આપે? દુઃખીના નિઃશ્વાસે સંસારને કાયમ સળગતો જ રાખ્યો છે. દુઃખી જગત કે જેમાં આપણે વર્ષો સુધી જીવ્યાં છીએ તેને ન ભૂલતો." એવી અંતરીક્ષથી ગુંજતી બેનની આખરી વાણીએ નિરાશા, નાસીપાસી અને અનેક યાતનાઓ વચ્ચે પણ ઢાલ બનીને તેનું રક્ષણ કર્યું.

વૉનલેસ કોઈ કાચા દિલથી સેવાનો સાધુ નહોતો થયો. દીક્ષા પાછળ જીવન ન્યોચ્છાવર કરવાની તેની તૈયારી હતી. પ્રતિજ્ઞાગાં તેણે પ્રતિષ્ઠા માની હતી એટલે 'અર્થં સાધયામિ વા દેહં પાતયામિ' એ તેનો નિરધાર હતો.

એક દિવસ પરમાત્માએ તેની આરજૂ સાંભળી, પાક દિલના એક મુસ્લિમે તેને પોતાના ઘરમાં આશરો આપ્યો.

આર્કિમિડિઝે કહ્યું હતું કે "પગ ટકાવવા જગ્યા અને સાધન માટે લાકડી મળશે તો દુનિયાને હચમચાવી દેઈશ." તેમ યુવાન વૉનલેસને પગ ટકાવવા માટે જગ્યા અને આશ્વાસન આપનાર એક ઉદાત્ત દિલ મળી ગયાં એટલે તેણે દુઃખી જગતને [1]'મીરજ હૉસ્પિટલ'ની ભવ્ય ભેટ આપી!

વખત જતાં તે વૃદ્ધ થયો, કીર્તિની કલગી પણ ચડી, પરંતુ તેના દિલની ધગશમાં, એનને આપેલી પ્રતિજ્ઞાના પાલનમાં કદી ફેર નહોતો પડ્યો. બાળકોના વૉર્ડમાં દયામૂર્તિ જેનની છબિ છે. ત્યાં રોજ બપોરે મીઠા સરોદમાં બાળકો પાસે સંગીત કરવામાં આવે છે.

દર્દીઓના નિરીક્ષણને અંતે ડૉક્ટર વૉનલેસ તે છબિ સામે ક્ષણભર જોઈ જ્યારે ગંભીર વદને ધીમે ધીમે પાછા વળતા, ત્યારે આખા વૉર્ડનું વાતાવરણ અતિ ગંભીર અને પવિત્ર બની જતું.

દર રવિવારે તે મૂર્તિ સામે ઘૂંટણ પડીને જ્યારે ગળગળે સાદે પ્રાર્થના કરતાં કરતાં તે કહેતા કે "હે પ્રભુ! અહીં આવેલા દર્દીઓને દર્દમુક્ત કરી તેનાં વહાલાંઓ પાસે મોકલી આપજે," ત્યારે તેની આંખો આંસુથી છલકાઈ જતી. આ દૃશ્યે અનેક દર્દીઓને ભાવથી રડાવ્યા છે.

પાછા ફરતાં ફરતાં આખરી દૃષ્ટિ છબિ ઉપર નાખીને ભક્તિભાવથી માથું નમાવતા, તે વખતે કેમ જાણે તેમનું હૃદય કહેતું ન હોય કે "ઓ નાનકડી બેન, તારા નવ શીલિંગના દાને શું કર્યું તે તો જગત કહેશે, પણ તેં મને તો માણસ બનાવ્યો છે."

('પ્રબુદ્ધ જૈન') વ્રજલાલ ધ. મેઘાણી

('જ્યોતિર્ધર', તા. ૨:૫:૧૯૪૨)

[1] ક્ષયને માટે આપણા દેશમાં મોટું દવાખાનું.

# સીધાં પગલાં

[સ્વતંત્ર છતાં ગયા અંકના 'ગૂંચાઈ ફોકટ'ના અનુસંધાન તરીકે—લેખક]

**છોટાભાઈની** માંદગીમાં એમને જોવા આવેલા પુરુષો એમની પથારી આગળ બેઠા બેઠા એમનાં શુભ કાર્યો સંભારતા હતા.

ગેમલે કહ્યું: "કેમ જેશંગ ગોટા, મુખીનાં કામ સંભારવા બેસીએ તો પાર આવે?"

જેશંગભાઈએ ટેકો આપ્યો: "લોકો છો ને ગમે તેમ બોલે, પણ એમણે જે કામ કર્યાં છે તે બીજાથી તો થઈ રહ્યાં!"

મનોરભાઈએ પોતાનો સૂર પૂરાવ્યો: "એમના તો રૂડા પરતાપ, નહિ તો મૂળજી વસોયાની વહુ બધું પોતાના જમાઈને લેઈ આપતી હતી, તે એમના વગર કોણ દશ વીઘાંને બદલે એક ચાસેય ધર્માદા લે એવું હતું? એનો જમાઈ, મારો બેટો શહેરનો રહેનારો, બીજાને ગાંઠે એવો ક્યાં હતો? પણ એ તો એમણે કહ્યું, કે 'જો ગામની ઉપરવટ થઈ કશું કરશો તો મારા જેવો ભૂંડો કોઈ નથી. જમીન નામે ચઢાવશો, પણ અહીંથી ઉપાડી તો જવાની નથી ને? જોઉં છું, કોણ ખેડે છે તે? તમે એમ જાણતા હશો કે બહારના ખેડૂ લાવીશું. પણ એક વાર આવે ત્યારે એમને ખબર પડશે કે તૈયાર થએલો માલ કેમ લેવાય છે? મારું તો પહેરેલાં કપડાંય રહેવા ન દેઉં. માટે જે કરો તે પૂરેપૂરો વિચાર કરીને કરજો.' અને ત્યારે બાઈ ને ભાઈ ઊંચાં રહ્યાં હતાં તે નરમ પડ્યાં. અને છેવટે દશ વીઘાં જમીન ધર્માદા લખી આપી તે છોટાભાઈના પરતાપ."

જેશંગભાઈએ વાતની બીજી બાજુ કહી: "અને લોકો તો આપણા ગામના જાણો છો ને? કોક સારું કરતું હોય તો ય આફફાંસો નાખ્યા વગર ના રહે. બાઈને ઊલટા અવળી શિખામણ આપતા હતા: 'મિલકત કંઈ પાછળ છોડી ખાનાર નથી તે ધર્માદા આપે? એ મોટા ધર્માદા મુકાવવા નીકળ્યા છે ત્યારે! એમણે બે ત્રણ ઉછેદિયાં પૂંછડા તળે દબાવ્યાં, એ કેમ ધર્માદા ના કર્યાં? અને ધર્માદાનું નામ ને એમનું કામ!'"

નારાભાઈ: "કામ કરનારને લોકો સો જાતનાં આંગળાં કરવાના. આટલી ભૂંડાશ કરી જમીન લખી લીધી, છતાં કહેનારાઓએ તો કહ્યું: 'પોતાને નામે લખી લીધું, ત્યારે વહીવટકર્તા તરીકે લખ્યું હોત તો સાચી દાનત જણાત. આ તો બધા જાણે છે ત્યાં સુધી ધર્માદા પળે, પણ પાછળથી છોકરા બાપની મિલકત તરીકે ગયાવા પડે તો લોકો પાસે શો આધાર?'"

જેશંગભાઇ: "આ તો લોકોની ટેવ જ એવી – ખાય નહિ ને ઢોળી દે. ધારો કે એ ખાઇ જશે તોય પરગામી લેઇ જાત એના કરતાં શું ખોટું?"

ગેમલે બીજું કાર્ય બતાવ્યું: "શનાભાઇની વહુ, એ ન હોત, તો ગઇ હતી જ. મારા હાળા એ કાઠિયાવાડીઓને પહોંચાય? પરણાવેલીને કુંવારી કહી શનાભાઇ પાસેથી પાંચસો લીધા અને ત્રીજે જ મહિને માગાં ખેટાંએ ટંટો કર્યો."

મનોરભાઇ: "એ તો બધાય એ ને એ. નહિ તો એનો-ધણી ક્યાંથી જાણે કે અહીં દીધી છે? પરણાવનારાય એ અને વૉરંટ કઢાવનારાય એ!"

જેશંગભાઇ: "એમણે તો અર્ધી રાતે જ જપ્તી કરવા ધારી હતી, પણ મુખી વગર શું બને? પણ છોટાભાઇએ તો વાત અદ્ધર જ ઉડાવી દીધી: 'શનાભાઇને વળી બૈરું જ ક્યારે છે?' પણ ફોજદાર એમ માને?"

ગેમલ: "એ તો રાતદહાડાના ખાઇ બદેલા એટલે ફોજદારનો બાપ આવે તોય એમાંનું શું વળે?"

મનોરભાઇ: "તે વખતનો સંપેય જુદો! શનાભાઇનું ઘર પડતું મૂકી જોડેના ભીખાભાઇના ઘરમાં જપ્તી કરાવી. ભીખાભાઇનેય કંઇ કહેવું પડે? એ જ શનાભાઇ બની ગયો."

ગેમલ: "કાઠિયાવાડી હાથ ઘસતો ગયો અને શનાભાઇ બચી ગયા. તે રૂડો પરતાપ મુખીનો, નહિ તો આજ પાંચસોના પાણી પછી હાથે રોટલા ટીપતા હોત!"

ખાટલામાં પડ્યા પડ્યા ઉધરસ ખાતાં છોટાભાઇને એ વાતનો બીજો પ્રસંગ મગજમાં તાજો થયો: "શનાભાઇ, રાતે તો ફોજદારને જેમ તેમ સમજાવી પાછો કાઢયો, પણ એની દક્ષિણા નહિ ચૂકવીએ તો એ ને એ મોકાણ ઊભી રહેશે."

શનાભાઇ: "કેટલા આપવા પડશે?"

"આ તો કામ એવું છે એટલે જેટલા આપીએ તેટલા ઓછા. એક તો બાયડીની બાયડી જાય, રૂપિયા જાય અને ઉપરથી ગધેડે બેસો તે નફામાં! ફોજદાર સાથે આપણે ઘર જેવું છે, એટલે કહી દેઇશ કે આમાં બહુ આશા રાખવા જેવું નથી. માટે પચાસેક લાવી આપજો."

"પચાસ!" શનાભાઇ ભડક્યા.

"ભડકતા હો તો રહેવા દો. આ તો તમારે ને મારે રાતદહાડાનો ઊઠબેસનો સંબંધ એટલે. નહિ તો બીજો હોય તો સોની ઢગલી કરે તોય કોણ માથું મારે? પણ પાછળથી કંઇ થાય ત્યારે તમે તો મને જ કહેતા-

આવો: 'મુખી, એવું હતું ત્યારે કહેવું હતું ને. સુઆ, આપન પાંચપચાસ.'"

"અને પચાસ રૂપિયા લેઇ ખિસ્સામાં મૂકયા પછી ફોજદારે એ વાત કરી ત્યારે એમણે કહ્યું: 'સાહેબ, આ તો મારે ઘર જેવું છે. બિચારો હમણાં બૈરી પાછળ ખર્ચમાં ઊતરી ગયો છે. લાગ આવશે ત્યારે પાછો હું જ ખવરાવવાનો છું. ને? તે વખતે જરા દાબીને લેજો."

એ બધું યાદ આવતાં છોટાભાઇને ગળે ગળફો ભરાયો અને શ્વાસ જોરથી ખેંચાવા મંડયો. રાત વધુ ગયાથી બધા ઊઠયા.

આજે વીસ દિવસથી છોટાભાઇનું શરીર એકાએક ઝલાઇ ગયું હતું. ફેફસાંમાંથી ફ્લુરસી શરૂ થઇ હતી. એમાંથી ઝીણો તાવ શરૂ થયો. કફ પડવા લાગ્યો, તેનાથી તો હદ જ થઇ. પગની ઘૂંટી સુધી સોજા ચઢયા હતા. ગેાેનો ચહેરો તદ્દન બદલાઇ ગયો હતો. ડૉકટર તો કહેતા કે મટી જશે, પણ જોનારને એની ખાત્રી થતી ન હતી.

પરંતુ જીવનમરણના પ્રશ્નને વેગળો મૂકી છોટાભાઇનો આત્મા અત્યારે જમા-ઉધારનો મેળ તપાસવામાં પડયો હતો. એકલા પડતા ત્યારે આખો ભૂતકાળ સ્મરણપટ ઉપર ચલચિત્રોની માફક તાદશ ખડો થતો. અને એ ચિત્રો વાસ્તવિક જગતમાં બન્યાં ત્યારે જે નહોતું અનુભવ્યું, તે એના સ્મરણથી આજ સ્પષ્ટ જણાતું હતું.

સર્વ વેરાયા એટલે સિનેમા-ઘરમાં ફીલ્મ શરૂ થતા પહેલાં બત્તીઓ બંધ થાય તેમ છોટાભાઇના મગજમાં અંધારું પ્રવેશી ચૂકયું. અને એમનાં પત્નીએ નજીક પથારી કરી સૂતાં કહ્યું: "જરૂર પડે તો બોલાવજો, હું અહીં જ સૂતી છું."

પણ એનો જવાબ આપે તે પહેલાં એમનાં કૃત્યો એમની ચારે બાજુ ભૂતાવળની માફક ફરી વળ્યાં હતાં:

* * *

રૂપાળી કહેતી: "ગરજ હતી ત્યાં સુધી તો મીઠું મીઠું બોલી ભોળવી અને ગરજ મટચે વૈદ્ય વેરીની માફક શરીરમાંથી જુવાની જતી રહી એટલે ઊતર્યા ધાનની માફક ફેંકી દીધી. એ તો જાણે બધાંની દશા થાય છે તે મારી થઇ; 'પણ હતું ત્યાં સુધી લેઇ જઇ ઘર ભર્યું' અને બસોની જણસો મૂકવા આપી હતી તે હાથ ન મૂકવા દીધો, છતાં હું બાઇ માણસ સારી નહિ? નહિ તો ગામ વચ્ચે તમારો ભવાડો કરત તો તમારી શી આબરૂ રહેત? પણ જે મોંનું એઠું ખાધું તેને ખરાબ દેખાડતાં હું પાછી પડી. અને તમે

મારું પૂંછડા તળે દાબ્યું હોવા છતાં હું પગ ઘસીને મરી ગઇ, પણ સામું જોવાય આવ્યા?"

*  *  *

ગેમો એક રાત્રે આવી કહેવા મંડ્યો: "મુખી! કહેતા હો તો આજ ખરો લાગ છે. દીપચંદ શેઠ ઘેર નથી. બહુ લોકોનું લૂંટી લૂંટી ભેગું કર્યું છે. બે હજારનું ઓછું થશે તોય એને શું દાખવવાનું છે?"

છોટાભાઇ: "આજ નહિ. શેઠ હજુ પરમ દિવસે આવવાના છે. મને કાલે બહારગામ જવા દે એટલે મારે ભાંજગડમાં પડવું ન પડે."

ગેમો: "ત્યારે એ બધું સોંપીએ કોને?"

છોટાભાઇ: "એમ કરજે ને. બધું જંપી જાય ત્યાં સુધી વણઝરવાળી કૂઇની કૂંડી નીચે દાટજે."

અને બીજેજ દિવસે દીપચંદ શેઠને ઘેર ચોરી થઇ. રોકડ રકમ તો બહુ ન ગઇ, પણ બેએક હજારની જણસો તથા સોએક રૂપિયા રોકડા ચોર લઇ ગયા.

અને દીપચંદ શેઠ ઘેર આવ્યા ત્યારે છોટાભાઇએ કહ્યું: "એ તો હું ઘેર ન હતો, એ લાગ એમણે સાધ્યો. પણ તમે શું કામ ગભરાઓ છો? પાતાળમાં છો ને જતા, ના પકડી લાવું તો ફટ કહેજો!"

શેઠે ખાતર પાછળ સો બસોનું દિવેલ કર્યું, પણ એમાં શું વળે?

*  *  *

આખો પ્રદેશ બહારવટિયાઓનો શબ્દ પડચે ફાટી જતો હતો. કોઇ કહેતું: "બહારવટિયા વસવાયાંના ઘરમાં નથી પેસતા, માટે જરજોખમ હોય તે ત્યાં મૂક્યું હોય તો સારું?" તો બીજો વળી બોલતો: "એના કરતાં છોટાભાઇ મુખીને ત્યાં મૂક્યું હોય તો ભોજ નહિ. ત્રણ વરતણિયા કાયમ ઘેર સૂઇ રહે છે, બે નાળિવાળી બંદૂક છે."

અને એ સલાહ સાચી માની જે હોય તે જણસમાત્ર છોટાભાઇને ત્યાં મૂકવા આવતું. પણ એ દરેકને કહેતા: "ના, ભાઇ ના, પારકું નાણું છો ફાડે. કાલ ઊઠીને મારે ઘેર શું છે કે શું નહિ, ધાડ પડે તો હું જવાબ શો જવાબ દઉં?"

મૂકનાર એમને જોઇતોજ જવાબ આપતા: "કરમમાંથી ઊતર્યું હશે તો કોણ મિથ્યા કરનાર છે? તમારે ત્યાંથી જાય તો પછી અમારે ત્યાં તો રહેજ ક્યાંથી? માટે એવું હોય તો અમે નથી સમજતા કે તમને વળગીએ!"

છોટાભાઇ: "તો તો મૂકી જાઓ, જે માઇ થશે તે તમારું થશે." છતાં

છોટાભાઈએ ભૂસી પાંચસોથી મોટી રકમ નહિ સંઘરેલી, તોય લગભગ લોકોની દશેક હજારની મિલકત અનામત પડી હતી.

અને એક સવારે મુખીના ઘરમાં ચોરી થયાની વાત સાંભળી આખું ગામ ખળભળી ઊઠયું. જેની જેની રકમો હતી તેમણે પોક મૂકી. પણ બધી રકમો એક જગાએ નહિ રાખેલી એટલે થોડી ઘણી જે ચોરોના હાથમાં ન આવી તે એમણે હતી તેમને આપી દીધી.

પણ લોકોએ તો મન ફાવે તેમ વાતો કરવા માંડી: "ત્રણ વરતણિયા બહાર સૂઈ રહ્યા હતા. ઘરમાં બધાં સૂતેલાં હતાં ને કોઈને ખબરજ ન પડે? દાનતજ હરામ! નહિ તો બીજું શું?"

છોટાભાઈએ એ દશ્ય ખડું થતાં પાસું ફેરવ્યું.

* * *

મગન લુહારનો જમાઈ શહેરમાં ભેગો થયો. તે કહે: "મુખી, ભાઈસા'બ, તમારા લવારને જરા બે વાનાં કહી એટલું કામ ન કરી આપો?"

છોટાભાઈ જાણતા હતા છતાં પૂછયું: "શું?"

"એણે છોડી બે વરસથી ઘાલી મૂકી છે, મોકલતો નથી. હું ય પાંચસો સાતસો ખર્ચીને પરણ્યો હોઈશ, તે એમ એને ઘેર રહેવા દેવા?"

છોટાભાઈ એને ભડકાવતાં બોલ્યા: "મગન લવારનું ભલું પૂછવું, લાગ આવે તો બીજે નાતરે દેઈ દે."

નવોજ ધડાકો સાંભળતાં એ બોલ્યો: "પણ હું એનો ધણી બાર વરસનો બેઠો છું ને એના બાર છે કે બીજે દે?"

છોટાભાઈ: "દેઈ દે તો નાત એનું શું કાઢી લેવાની હતી? એને બીજાં ક્યાં છોકરાં છે તે નાતથી ડરે? ભલો હોય તો નાતને કહે: 'જાઓ, હુંજ તમને બધાને નાત બહાર મૂકું છું.'"

પોતે નહિ ધારેલો એટલો બધો ગંભીર કેસ જણાતાં મગનનો જમાઈ ગભરાયો. એણે કહ્યું: "પણ મને ખર્ચ પાંચસો સાતસો થયું છે તેનું શું?"

છોટાભાઈએ બેદરકારીથી જવાબ આપ્યો: "ઢાલે વાગતું જાય, બીજું શું?"

એણે કહ્યું: "પણ તમારા જેવા બે જણ દાબીને કહે, તો એને માન્યા વગર છૂટકો થાય?"

"પણ અમારે એવું મફતનું વગર સ્વાર્થે પારકી નાતની ભાંજગડમાં પડવાની શી જરૂર?"

કામની ખૂંચ સમજી જતાં એ બોલ્યો: "તે હું ઓછો વળકવળ સમજું એવો નથી?"

છોટાભાઇ: "ત્યારે આવજો ને તમ-તમારે મારે ત્યાં. નાળનાં ગાડાં કંઇ નાળમાં જ રહેવાનાં છે?"

અને ફરી મગનનો જમાઇ ત્યાં આવ્યો ત્યારે એ ગામમાં પેસતાં છોટાભાઇના ખિસ્સામાં પંદરની નોટો મૂકી દીધી. એટલે મગનને ચોરામાં બોલાવી જરા ધમકાવતાં છોટાભાઇએ કહ્યું: "કેમ અલ્યા, છોડીને મોકલતો નથી?"

મગન: "હું ક્યારે ના કહું છું, કાકા? લગ્ન વખતે પૈઠેલી જણસો બાકી છે, તે કરાવીને તેડી જાય."

છોટાભાઇ: "જણસો તો એને પહેરાવવી હશે તો કરાવશે. તારે તો મહીંથી લેવાની નથી ને?"

મગન: "એમ તો એ કોઇ દહાડો ન કરાવે."

છોટાભાઇ: "નહિ કરાવે તો એનું ખોટું દેખાશે, એમાં તારા બાપનું શું જવાનું છે? બે વરસથી છોડી મોકલતો નથી, તે તારું તો તારું પણ જોડે ગામનુંય કેટલું ખોટું દેખાય? માળાં વસવાયાંની જાત! જવાન જોધ છોડીને ઘરમાં ઘાલી મૂકતાંય શરમ આવે છે? મોકલી દે આજ-ને આજ!"

અને તે જ દહાડે મગને છોડીને વળાવી દીધી.

* * *

વીરચંદનું પ્રેત આંખ આગળ આગળ આવીને કહેતું હોય તેમ દેખાતું: "મુખી, આખા ગામને નહિ ભાવતો હોઉં, પણ મેં તમારું તો નહોતું કશું બગાડયું ને? અને તમે આંખ આડા કાન ન કર્યા હોત તો કોની મગદૂર હતી કે મને પાછળથીય ઘા કરે? ભલે તમે ખુન નથી કર્યું, પણ જે લોકોએ કર્યું, તેમને તો તમારી ઓથ હતી ત્યારે કર્યું ને? અને આખું ગામ જાણતું હતું, છતાં સાક્ષી કોઇ ઊભો થવા તૈયાર થાય તો તમે શું કામ ના કહી આવતા હતા? હું તો પચાસ થયાં હતાં એટલે ખાઇપી ઊતર્યો હતો અને જાનથી ગયો તોય બહુ પસ્તાવાનું નથી. પણ તમે એમ માનો છો કે આ પાપ તમારે નહિ ભોગવવું પડે?"

* * *

આમ ઘડીક આંખ મીંચે કે સિનેમાનાં ચિત્રોની માફક કોણ જાણે ક્યાંથી સાવ વિસ્મૃત થઇ ગએલા બનાવો આવીને ખડા થાય.

ખેતરમાં બળતી ઘાસની ગંજી હજુ આંખ આગળ ચાલતી હોય ત્યાં સુધીમાં તો સત્તર પાંચ પંચાણું કરી લહેણું કાઢયું હોય તે બોલી ઊઠતો: "લીધા હતા થોડા ને ત્યાં સુધીમાં આટલા બધા થઇ ગયા?"

અને આ બધી ભૂતાવળથી અળગા થવા એ આંખ ઉઘાડી, ખૂ ખૂ કરતા

બૂમ પાડતા: "સાંભળે છે કે? આ મારા જીવને જરા ગભરામણ થાય છે, તે ઊઠ જોઈએ."

ગાંડ ગાંડ આંખ મીંચાઈ હોય ત્યાં છોટાભાઈનો બોલ સાંભળી રતન પડખું ફેરવી પૂછતી: "છાતીએ શેક કરવો છે?"

છોટાભાઈ ઓ ઓ કરતા ગળામાં ભરાએલા ગળફાને કાઢતાં કહેતા: "છાતી તો બધી વગર શેકે શેકાઈ જાય છે, ત્યાં વળી તું ઉપરથી શેક કર્યા કરે છે?"

રતન બેઠાં થતાં કહેતી: "ત્યારે તમે કહો તેમ હું તો કરૂં."

છોટાભાઈ: "ઊંઘ આવતી નથી એટલે જીવ વિચારે ચઢી ગભરામણ થાય છે. કોઈ પાસે બેઠેલું હોય ત્યાં સુધી ઠીક રહે છે."

રતને પાસે બેસતાં પૂછ્યું: "તે તમને થોડો ઘણો ફેર લાગે છે કે નહિ?"

છોટાભાઈ: "દરદ કંઈ ઓચિંતું ઓછું ગટી જાય છે? દરદ તો કશું નથી, ફક્ત શરીરમાં શક્તિ બિલકુલ નથી એટલું જ."

રતન: "ત્યારે અમસ્તા જીવ શું કરવા બાળો છો? વિચાર કર્યા વગર સૂઈ રહો તો તરત ઊંઘ આવી જાય."

એમણે કહ્યું: "વિચાર તો ઘણોય નથી કરતો, પણ કર્યાં કર્મ આવીને સામે ઊભાં રહે એનું શું?"

પહેલ વહેલીજ નવી વાત સાંભળતાં રતને પૂછ્યું: "તમે તે વળી ક્યાં પાપ કર્યાં છે?"

છોટાભાઈ: "તું એ બધાં જાણે તો મારૂં તો મારૂં, પણ તારૂં ય મોત બગડે!"

સ્ત્રીજાતિને પરાધીનતાએ કે કુદરતે રુદનની એવી બક્ષિસ (!) આપી છે કે નિમિષમાત્રમાં આવીને હાજર થઇ જાય છે. અને પતિના મોતની મશ્કરીમાંય વાત સાંભળી વરાળનું પાણી થાય તેમ એની આંખમાંથી આંસુ ટપકતાં વાર લાગતી નથી. રતને ડૂસકાં ભરતાં કહ્યું: "મોત આવે નહિ તમારા દુશ્મનને!"

છોટાભાઈ: "હું તો સહેજ દાખલો દેઉં છું."

"બળ્યો એવો દાખલો!" રતને આંખ લૂછતાં કહ્યું.

થોડી વાર આંખ મીંચી, થોડા દિવસથી જીવનને માપતાં એમણે છેક છેલ્લો હિસાબ મેળવી જોયો હોય તેમ; વિચાર કરીને કહ્યું: "સાંભળે છે કે? કાલે નરેન્દ્ર આવે ત્યારે મને કહેજે."

રતન નરેન્દ્રનું નામ સાંભળી છણકો કરતાં બોલી: "મૂઓ એ છોકરો!"

જાણે કંઈ દોષ થઇ ગયો હોય તેમ છોટાભાઈનું હૃદય બોલી ઊઠ્યું: "હરિ! હરિ!" અને એમણે ઠપકો આપ્યો: "એવું બોલી અમરતું પાપ ના બાંધ."

નરેન્દ્રનો કાયમ દુશ્મન જોતા છોટાભાઇની આ વાત રતન ન સમજી. એણે કહ્યું: "એ તમારી ખબર જોવા આવે છે તોય મને તો દીઠો ગમતો નથી. એણે તો ગામમાં બેગાં બેસવા-વારોય ન રહેવા દીધો."

છોટાભાઇ બોલવા જતા હતા, પણ એકદમ ખાંસી ઊપડી એટલે છાતીએ દમ ચઢી ગયો. રતને કહ્યું: "તમને વળી અત્યારે એનું નામ કંઇથી સાંભર્યું? એનું નામ દીધા કરતાં એટલી ઘડી ભગવાનનું જ નામ દો ને, એટલે કાયાનું તો કલ્યાણ થાય!"

છોટાભાઇ: "નયું ભગવાનનું નામ દીધે શો દહાડો વળ્યો? કરમ કરતાં તો બીક રાખી ના હોય!"

જીવનમાં પહેલ વહેલી જ સાંભળતી આ વિચિત્ર વાતો રતન કેવી રીતે સમજી શકે? એણે કહ્યું: "કરમ કરમ કરો છો તે આપણે કોના બે ટકા ચાલ્યા છે?"

એ બધું સમજાવવું બહુ મોડું થઇ ગયું હતું, માની છોટાભાઇ એ વાત ગળી ગયા. એમણે મૂળ વાત કરી: "પણ મેં શું કહ્યું? નરેન્દ્ર રોજ સવારમાં આવે છે એટલે આવશે તો ખરો. પણ ન આવે તો બોલાવવા મોકલજે."

નરેન્દ્રની રઢ લાગેલી જોઇ એણે પૂછ્યું: "એનું તમારે વળી શું કામ છે?"

"એ મારો ગુરુ છે."

"તમેય ગાંડા થયા હો તેમ શું બોલો છો?"

"ગાંડી વાતો અત્યાર સુધી કરી. હવે ડાહી કરું છું."

"એટલે?"

"હું ખોટું કરતો હતો એ મારી જાણ બહાર ન હતું, બીજાય ઘણા જાણતા હતા, પણ ગામનું બુરું અટકાવવા સારૂ મને કોઇ ખોટું લગાડવા કે દુશ્મનાવટ કરવા તૈયાર ન હતું. પાછળ એ બબડતા એ હું જાણતો, પણ મારી આગળ મીઠું બોલે એટલે....."

ન સમજાતી વાતો સાંભળી રતન બોલી: "શાનો આ બધો લવારો કરો છો!"

પત્નીને બદલે પોતાના આત્માને ઉદ્દેશી બોલતા હોય તેમ છોટાભાઇ બબડવા લાગ્યા: "ખરૂં છે. સાચાનેજ લોકો લવારો કહે છે. નરેન્દ્ર ને ચુનીભાઇ, એ આજકાલના છોકરા-પાક્યા, પણ તોય ઘૈડિયાંની તો આંખ ન ઉઘડી. દેડકાંની પાંચશેરી કહેતો હતો; પણ એ જુવાનિયાઓ, મેં ગમે તેટલા ધમપછાડા-ખોટાંખમં કર્યાં, પણ લીધી વાત નાજ મૂકી. હું એ બધું નહોતો સમજતો એમ નહિ, પણ આજકાલનાં એ છોકરાં પટલાઇ કરે? એ ખોટી ધૂનમાં મેં એમનાં સારાં કાર્યો બને એટલાં ન ટકવા દીધાં. પણ એ તો પડતા આખડતા એક પછી બીજું કામ કરવાજ માંડતા. સેવા કરવા નીકળેલા

એમને કામ ન થયાનો શોક થયો હશે, પણ એથી આબરૂ ગઈ એવી ભાવના નથી ઉદ્દભવી. ગાગનું વેડફાતું શક્તિધન એમનાથી જોયું નહોતું જતું. એવા છોકરાનો એસો થવા લાયકેય હું ક્યાં રહ્યો છું?"

અને એમ વિચારમાં ને વિચારમાં એમની આંખ ક્યારે મીંચાઇ ગઇ તેનો ખ્યાલેય ન રહ્યો જાગ્યા ત્યારે તો સાવ અજવાળું થઇ ગયું હતું. ખાટલામાં બેસી મોં ધોતાં ધોતાં એમણે કહ્યું: "જા ને રમેશ, નરેન્દ્રને બોલાવી લાવ."

રતને એ સાંભળતાં કહ્યું: "બોલાવ્યા વગરેય હમણાં આવશે. જા, પહેલાં જેસંગકાકાને બોલાવી લાવ."

છોટાભાઇએ ખાટલામાં પડતું નાખતાં કહ્યું: "એમ કરો ત્યારે."

જેસંગભાઇએ ઉમરામાં પગ મૂકતાંજ રતને કહ્યું: "રાતના લવરીએ ચઢ્યા હોય તેમ એકજ રઢ લીધી છે કે નરેન્દ્રને બોલાવો. સદા જેનું કાપતા તેને ઊંઘમાંય આજ બોલાવવાનું કહે છે!"

એ સાંભળી જેસંગભાઇને શંકા આવી: "શરીરને તો કંઇ વધારે નથી ને?"

રતન: "દઇ જાણે! બરાબર ભાન હોય તો એવું શાના બોલે?"

જેસંગભાઇએ ખાટલા પાસે જતાં પૂછ્યું: "છોટાભાઇ! શરીરને કેમ છે?"

ડોકું હલાવતાં એમણે કહ્યું: "સારૂં છે, બેસો."

જેસંગભાઇએ પૂછ્યું: "કેમ કંઇ નરેન્દ્રને બોલાવવાનું કહેતા હતા?"

છોટાભાઇએ વધુ બોલવાનું હોય તેમ ગળું ખોંખારીને કહ્યું: "માંદગીય મને લાગે છે કે માણસને માટે એક રીતે જરૂરી છે. શાન્ત મગજે એના જેવો વિચાર કરવાનો અવકાશ કદાચ બીજી વખતે ભાગ્યે મળતો હશે. ગુનેગારો માટે મને લાગે છે કે જેલ કરતાં જો માંદગીની શિક્ષા કરી શકાતી હોય તો હું ધારૂં છું કે માણસ એથી વધુ શીખે. આજ રાતે મેં મારા જીવનનો છેલ્લો હિસાબ મેળવી લીધો. પાછળ જોઉં છું તો ઘણે દૂર નીકળી ગયો છું અને આખે રસ્તે અંધકાર સિવાય કંઇ જણાતું નથી. મરણ અને પાપપુણ્યની જોકે બીક નથી. કરેલા કર્મની શિક્ષા ભોગવવી એ તો દુન્યવી કાયદાનોય નિયમ છે. આ બધું કંઇ હું આજ નવું નથી જાણતો, પણ જાણવા છતાં અહમ્ જે અમલમાં નહોતું મૂકવા દેતું તે આજે કરવા ધારૂં છું. જીવનનો આખો કાદવકીચડ તો નથી ઓળંગી શકું એમ, પણ અત્યારે જે અવળાં પગલાં મૂકી રહ્યો છું એટલાંય જો ભૂંસી શકું તોય બસ છે."

એટલામાં નરેન્દ્ર આવ્યો, તેથી બેઠા થવાનો પ્રયત્ન કરતાં એમણે કહ્યું: "આવ ભાઇ."

નરેન્દ્રે નીચે ઘેમતાં કહ્યું: "સૂઇ રહો ને, કાકા! બેઠા શું કરવા થાઓ છો?"

ઇસે હાથ દેઇ બેઠા થતાં, એ બોલ્યા: "આખી જિંદગી સૂતામાં અને ઊંઘ્યામાં જ કાઢી છે!" અને બરાબર બેસી, ગળું સાફ કરી એ આગળ બોલ્યા: "આખી જિંદગીમાં પાછળ બબડનારા તો ઘણા મળ્યા, પણ તમારા જુવાનિયાની માફક પડી પડીને ઊભા થનારા નહોતા મળ્યા. તું તો મારું પગલું પડતા પહેલાં પારખી ગયો છું, એટલે તને કંઇ કહેવાની જરૂર નથી; પણ મારી જાત વિષે એક જ વાક્યમાં કહેવું હોય તો આટલું જ બસ છે: 'આખા ગામનો ઉતાર.'"

આ કડક અભિપ્રાય સાંભળી જેસંગભાઇ અને નરેન્દ્ર તાકી જ રહ્યા. એ આગળ બોલ્યા: "તું એમ ન જાણીશ કે મરણની બીકથી મારા વિચારો એકદમ બદલાઇ ગયા છે. યમરાજાનેય ચઢી જાય એવાં કૃત્યો મેં કરેલાં છે. પણ માણસ ભલે જાણીબૂઝીને પાપકર્મો કરતો હશે, પણ એને વિચાર કરવાનો વખત જો પૂરેપૂરો મળે તો અચૂક એ એવું આચરણ કરતાં અટકે. અને માણસ જે ધર્મનાં પુસ્તકો, બોધ અને વ્યાખ્યાનો વગેરેમાંથી નથી સમજી શકતો તે એક જણના નિષ્ફળ પણ સત્પ્રયત્નોથી વહેલું સમજી શકે છે. કદાચ તમારાં કાર્યો પ્રત્યક્ષ ન હોત તો આ માંદગી આવ્યા છતાં મને તો નથી લાગતું કે હું અત્યારેય જે વિચાર કરી શકયો, તે કરી શકત કે કેમ!"

થોડો શ્વાસ ખાવા રોકાઇ એમણે આગળ કહ્યું: "મરણ તો તમને ગમે તે લાગતું હોય, પણ મને વિશ્વાસ છે કે આ માંદગી એને માટે કારગત નીવડે તેમ નથી. હું સાજો થવાનો છું એમાં શંકા નથી. પણ મેં સંકલ્પ કર્યો છે કે આજ હું તમારા જુવાનિયા આગળ મારું હૃદય ખુલ્લું કરી નાખું. અને જીવનનો જે શેષ ભાગ રહ્યો હોય તે તમારી સાથે સીધાં પગલાં ભરવામાં ગાળું. માટે મેં તને એટલુ કહેવા બોલાવ્યો છે કે આજ બપોરે તમે બધા જુવાનિયા ભેગા થઇ અહીં આવો એટલે હું મારી જીવનકિતાબ તમને બતાવું."

અને બધાંના આશ્ચર્યની વચ્ચે દશ દિવસમાં છોટાભાઇ ધીરે ધીરે ગામમાં ફરતા થઇ ગયા.

કોઇ પૂછતું: "કેમ કાકા, હજુ ધીરાં પગલાં મૂકો છો તે બરાબર મટયું નથી કે શું?"

છોટાભાઇ હસતાં હસતાં કહેતા: "સીધાં પગલાં તો હમેશ ધીરાં જ મુકાય ને?"

સણિયાદ, તા. કરજણ ઇશ્વર પેટલીકર

(સંપૂર્ણ)

# પાટીદાર અને ગોપાલન

ગોપાલન કરવું એ પણ પાટીદારસમાજની પ્રગતિનું એક અગત્યનું અંગ ગણી શકાય. કારણ કે પાટીદારનો મુખ્ય વર્ણાશ્રમ-ધર્મ ખેતી કરવાનો અને પશુઓ પાળવાનો છે. ખેતીકાર્યમાં સૌથી મુખ્ય ઉપયોગી પશુ બળદો છે. અને બળદોને પેદા કરનારી ગોમાતાઓ હોવાથી ગાયોને અને બળદોને ઉછેરી તેમનું યથાયોગ્ય પાલન કરવું એ પાટીદારસમાજનું મુખ્ય અને અગત્યનું કર્તવ્ય ગણાય. એ કર્તવ્ય અનુસાર દરેક પાટીદારે પોતાને ઘેર ગાય પાળી સારા ઉત્તમ પ્રકારના બળદો ઉછેરી પોતાની ખેતી આબાદ કરવી એ તેમની મુખ્ય અને પવિત્ર ફરજ છે.

એ પવિત્ર ફરજ હાલના પાટીદારો ભૂલ્યા હોય એમ લાગે છે, કારણ કે પવિત્ર અને દૈવી ગુણોયુક્ત ગોમાતાઓને ન પાળતાં આસુરી ગુણોવાળી ભેંસો પાળવામાં જ તેઓ પોતાનું ઇતિકર્તવ્ય માને છે.

એમ પાટીદારો જડભરત ભેંસો પાળી તેમના દૂધઘીનો ઉપયોગ કરતા હોવાથી તેમની બુદ્ધિ પણ જડ અને આસુરી બનતી જાય છે, જેથી તેઓ પોતાનું ખરું હિત બિલકુલ સમજી શકતા નથી અને અવળે રસ્તે દોરાય છે. સારાસાર વિવેકબુદ્ધિને અભાવે તેઓ પોતાની કમાણીનો મોટો ભાગ ખોટાં ખરચોમાં ઉડાવી દે છે. તેમ જ ખોટી આપવડાઇને તાબે થઇ કુલશુદ્ધિ બની કરજ કરીને પણ ખોટાં ખરચો કરવા પ્રેરાઇ હાથે કરીને નિર્ધન અવસ્થા સ્વીકારી લે છે. તેઓ એકબીજા પ્રત્યે સહકારથી ન રહેતાં વેરઝેરની લાગણી રાખી પોતાનું જીવન ક્લેશમય ગુજારે છે. એ બધાંનું મુખ્ય કારણ ગોપાલનનો અભાવ એ જ છે. માટે પાટીદારે પોતાનો ગોપાલનનો પવિત્ર વર્ણાશ્રમ ધર્મ સંભાળી લેવાની ખાસ અગત્ય છે.

પાટીદારનો પોતાનો ગોપાલનનો ધર્મ હોવા છતાં તેઓ ગાયો પાળવાનું સત્કાર્ય કરતા ન હોવાથી જ ગાયો પાળવાનું કાર્ય બીજા અખેડૂત વર્ગના લોકો કરવા લાગ્યા છે. તેઓ ખેતીકાર્ય કરતા ન હોવાથી ગાયોને પૂરતો ઘાસચારો આપી શકતા નથી અને જંગલોમાં રખડાવી મહામુશીબતે માંડ પોષણ કરે છે. એટલે તેઓ પૂરતા ઘાસચારાને અભાવે ગાયોનું પેટપૂર પોષણ કરી શકતા નથી. આથી દર વર્ષે ઘણી ગાયો ભૂખમરાથી મરણ પામે છે, અને ઘણી કતલખાને પણ જાય છે. એ રીતે પાટીદારને અતિ ઉપયોગી ગોધન દિનપ્રતિદિન ઘટતું જાય છે અને તેની સાથે ગાયોના કરુણ શાપથી ખેડૂત-પાટીદારની આર્થિક સ્થિતિ પણ ઘણી ખરાબ થતી જાય છે. કારણ કે

પાટીદારો પોતાનો ગોપાલન ધર્મ ચૂક્યા હોવાથી જે ગોમાતાઓની એવી કરુણ હાલત થાય છે, એ તેમણે ભૂલવું જોઇએ નહિ અને ધર્મની પેઠે ગાયોનું પણ રક્ષણ કરવું જોઇએ.

જેવી રીતે આપણે પોતાના રક્ષણ માટે આપણા મનુષ્ય તરીકેના ધર્મનું રક્ષણ કરીએ એટલે ધર્મ પ્રમાણે વર્તીએ, તો ધર્મ આપણું રક્ષણ કરી આપણી સદ્દગતિ કરે છે; આપણે અધર્મનું આચરણ કરી ધર્મનો નાશ કરીએ, નો ધર્મ આપણો નાશ કરી આપણી અધોગતિ કરે છે. તેવી રીતે જો આપણે ગોમાતાઓનું સુરક્ષણ કરીશું તો ગોમાતાઓ પણ પોતાનાં દૂધઘી અને શક્ત વાછરડાં આપી આપણું રક્ષણ કરશે; અને જો આપણે ગોમાતાઓનું રક્ષણ કરવાનો પવિત્ર ધર્મ ભૂલી તેમને પાળીશું નહિ અને બીજાઓને હાથે તેમનો નાશ થવા દેઇશું તો તેથી આપણો સર્વનાશ થશે એ નક્કી સમજવું. કેમ કે ગોપાલન કરવું એ આપણો પાટીદારનો પરમ ધર્મ છે. માટે પાટીદારોએ ભેંસો પાળવાનું બંધ કરી ગોપાલન કરવું અતિ આવશ્યક છે.

પાટીદારનો—ખેડૂતનો મુખ્ય ધંધો ખેતીનો છે. ખેતીકાર્યમાં ગાયબળદ ઘણાં ઉપયોગી પશુ હોવાથી પાટીદારે પશુપાલન અને ગોપાલન કરવું એવું શાસ્ત્રકારોએ વર્ણાશ્રમ ધર્મમાં ઠરાવ્યું છે. જેથી પાટીદારોએ ગોપાલન અવશ્ય કરવું જ જોઇએ. ઉપરાંત બીજી ઉપયોગિતાની દૃષ્ટિએ પણ ગોપાલન કરવું અતિ જરૂરી છે. કારણ કે ગાય એ ઘણું ઉપયોગી, પરોપકારી, પવિત્ર અને સાત્વિક પ્રાણી હોવાથી તે કામધેનુ અને સુરભિ જેવાં સ્વર્ગીય નામોથી ઓળખાય છે. તે દૈવી ગુણો ધરાવતી હોવાથી ગૌરીવ્રતમાં અને બીજાં ધાર્મિક કાર્યોમાં પણ તેનું પૂજન કરવામાં આવે છે. તેમનાં પવિત્ર અને સાત્વિક દૂધ, ઘી, માખણ અને છાશથી આપણી બુદ્ધિ પવિત્ર અને સાત્વિક બને છે. તેમનાં છાણમૂત્ર પણ પવિત્ર મનાય છે, તેના લીંપણથી ઘર પવિત્ર અને જંતુરહિત બને છે. તે રોગના જંતુઓનો નાશ કરતાં હોવાથી ચેપી રોગોથી બચી શકાય છે. એ રીતે ગાય ઘણી ઉપયોગી પશુ હોવાથી તેનું પાલન કરવું એ પવિત્ર કર્તવ્ય કોઇ પાટીદારે ચૂકવું જોઇએ નહિ.

ગોપાલન કરવાથી ખેડૂતને—પાટીદારોને અનેક પ્રકારના ફાયદા થાય તેમ છે. તેમને બળદો ખરીદવામાં જતા સેંકડો રૂપિયાનો બચાવ થાય છે. બળદોને જાતિદેખરેખ નીચે ઉછેરવાથી પૈસા આપી ખરીદ કરેલા બળદો કરતાં ઘણાજ શક્ત અને સારા નિવડના હોવાથી તેઓ ઘણાં વર્ષો સુધી સારી રીતે કામ આપે છે. ગાય કરતાં ભેંસને બમણો ઘાસચારો જોઇએ છે, જેથી એક ભેંસના

બદલામાં બે ગાયો નિભાવી શકાય છે; એટલે એક ભેંસના ખર્ચમાં ગાય તથા વાછરડા બંનેને સારી રીતે ઉછેરી શકાય છે. અને ગાયને ભેંસના જેવો ખોરાક મળતાં તે પણ ભેંસના જેવાંજ દૂધઘી આપી શકે છે. ભેંસ કરતાં ગાય સાત્વિક અને ચંચળ હોવાથી તેનાં દૂધઘીથી આપણી બુદ્ધિ પણ સાત્વિક અને તીવ્ર બને છે. એ પ્રમાણે ગોપાલનના અનેક પ્રકારના ફાયદા હોવાથી પાટીદારોએ ગોપાલનની પવિત્ર ફરજ ભૂલવી જોઇએ નહિ.

ઘણા પાટીદારો એમ માને છે કે ગાયો પાળી તેમના વાછરડાના બળદો બનાવવાથી ઘણું પાપ લાગે છે. એવું માનવું એ ઘણુંજ ભૂલ ભરેલું છે. કારણ કે સ્વકર્તવ્ય બજાવવામાં કદી પાપ હોતુંજ નથી, સ્વધર્મ ન પાળવામાંજ પાપ છે, એમ શ્રી કૃષ્ણ ભગવાને ગીતાજીમાં કહેલું છે. ત્યારે ખેડૂતનો–પાટીદારનો મુખ્ય ધર્મ ખેતી અને પશુપાલન કરવું એ છે, તો તેમણે ખેતી કરી ગાય બળદોનું પોતાની જાતે પાલન કરવુ જ જોઇએ. જેવી રીતે ખેતીના કામમાં પણ ઘણી હિંસા થતી હોવા છતાં ખેતી એ સ્વકર્તવ્ય હોઇ પાપ ગણવામાં આવતું નથી, તેવી રીતે ગાયો પાળી વાછરડાઓના બળદ બનાવવામાં પણ તે સ્વકર્તવ્ય હોવાથી પાપ નથી, એમ માની પાટીદારોએ ગોપાલન કરી બળદો જાતે ઉછેરી પોતાની ખેતી આબાદ કરવામાંજ પોતાનું હિત સમાએલું છે એમ સમજી ગોપાલન કરવું જોઇએ.

ઉપરની હકીકતથી સમજાયું હશે કે પાટીદારનો વર્ણાશ્રમધર્મ ખેતીનો અને પશુપાલનનો હોવાથી તમામ ખેડૂત-પાટીદારે ખેતી કરવી અને તે અંગે ખેતીકાર્યને ઉપયોગી ગાયબળદનું યથાયોગ્ય પાલન કરવું એ અતિ જરૂરી છે. તેથી દરેક ખેડૂત-પાટીદારે પોતાને ત્યાં ભેંસો પાળવાનું બીનઉપયોગી કાર્ય બંધ કરી ગાયો પાળવાનું અતિઉપયોગી સત્કાર્ય શરૂ કરી દેવું હિતાવહ છે. એક વખત પવિત્ર અને દૈવી ગાયો પાળવાના ફાયદા માલુમ પડયા પછી બીજી વખત કોઇને પણ આસુરી ભેંસો પાળવાનું અહિત કાર્ય કરવાનું યોગ્ય લાગશે નહિ. માટે સુખી થવા ઇચ્છતા દરેક પાટીદારબંધુએ પોતાને ત્યાં ગોપાલનનું પવિત્ર કાર્ય શરૂ કરી જાતે શક્ત બળદો ઉછેરી પોતાની ખેતી આબાદ બનાવી પોતાની આર્થિક સ્થિતિ સુધારી સુખસંપત્તિવાન બનવું જોઇએ, તેમજ પવિત્ર ગોમાતાઓનાં સાત્વિક દૂધઘીનો ઉપભોગ કરી સદ્બુદ્ધિવાન બની પોતાનું આ લોકનું અને પરલોકનું હિત સાધવા શક્તિવાન બનવું જોઇએ.

સંડેર, તા. પાટણ ભગવાનદાસ સાંકળચંદ પટેલ

---*---

# ભગ્નકંકણા ને બીજવર

"રેવતી, મારા જીવને મૂંઝવણ થાય છે, મારો આત્મા અશાન્તિ અનુભવે છે." કહાનજીએ પથારીમાં પડ્યે પડ્યે શ્વાસ ખેંચતાં કહ્યું.

"શું થાય છે? શા કારણથી અશાન્તિ અનુભવો છો? સંસારની સર્વ પીડાઓ વિસરી જઈને ઈશ્વરને યાદ કરો." રેવતીએ પતિ પ્રત્યે અશ્રુપૂર્ણ નયને નિહાળતાં ગદ્‌ગદ્ કંઠે કહ્યું.

"તું જ મારો આત્મા છે અને તારું સૌન્દર્ય એ મારો પ્રાણ છે. મારા દેહની શિથિલતા દર્શાવે છે કે હું તારો મટીને પરલોકમાં જઈ બેસવાનો છું. મારી આશાઓ તૂટી પડી છે." કહાનજીએ પોતાના જીવનની આશાઓ છોડતાં અંતિમ વચનો કહ્યાં.

"આવું શું બોલો છો? ઈશ્વર સૌ સારાં વાનાં કરશે અને તમને કાલેજ ચાર માઇલ ચાલતા કરી દેશે." રેવતીએ શ્રદ્ધા આપી.

કહાનજીના જીવને શાન્તિ વળી, દેહક્ષયના રોગથી તેના શરીરમાં અગ્નિ-જ્વાળાઓ ભભુકતી હતી અને પળવિપળમાં દેહનો વિનાશ થવાની તૈયારી હતી. રેવતીના આશ્વાસને કહાનજીના અંતરમાં આશાનો દીપ પ્રકટાવ્યા છતાં પણ એ દીપની જ્યોત જલતાં તેના દિલમાં અશાન્તિ વધતી જતી હતી. તેનો જીવ રેવતીમાં હતો. એનો પ્રેમ અવિભાજ્ય બનીને સદાને માટે પોતાની પાછળ વિલીન થઈ પોતાના શાન્તિસ્થળને નિશ્ચિન્ત બનાવવાની અભિલાષા તેના અંતરમાં ગૂંચાવા લાગી.

"રેવતી, એક આશા પૂર્ણ ન કરે?" કહાનજી બોલ્યો.

"શી અભિલાષા છે? ફરમાવો મારા પતિદેવ!" રેવતીએ પૂછ્યું.

"તારા આ સૌન્દર્યપૂર્ણ અને વિરાટ દિવ્યતાવાળા દેહને મારા અવસાન પછી કોઈને હાથે ચૂંથાવીશ નહિ." કહાનજીએ ફરમાવ્યું.

"બસ, એજ ઇચ્છા છે? હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે તમારા વિનાશ પછી આ દેહ તમારી યાદગીરીમાં પ્રભુની સેવામાંજ ઘસી નાખીશ, કોઈને હાથે નહિ ચૂંથાવું, એ વચન આપું છું." રેવતીએ કહાનજીના હાથમાં હાથ મિલાવી કરાર કબૂલ્યો.

"બસ, તારા બોલથી હું શાંન્તિ અનુભવું છું અને મારો ગૂંચવાતો જીવ સદ્‌ગતિ પામે છે, પ્રભુ! તને સામર્થ્ય આપો." અંતિમ ઉદ્‌ગારો ઉચ્ચારતાં કહાનજીના દેહમાંથી જીવંત હંસલો ઊડી ગયો.

રેવતી તથા કહાનજીની જ્ઞાતિમાં પતિના અવસાન પછી નાતરે જવાનો રિવાજ સર્વસામાન્ય હતો. અને તેમાંય રેવતી જેવી ગભરૂ બાળાઓ નાતરાનો ધણી શોધી નવું ઘર માંડે તેમાં જરા પણ નવાઇ કે વખોડવા યોગ્ય ગણાતું જ નહિ.

છતાં પણ પોતાના પતિદેવના આત્માને સદ્‌ગતિ મળે અને તેના અમર પ્રેમની યાદગીરી પરમાત્માના પૂજનમાં વ્યતીત થાય એને વિષે કરેલો હૈયાનો કરાર ભંગ કરવો એ એક નીચમાં નીચ કૃત્યથી પણ વિશેષ ગણી રેવતીએ સદાને માટે વૈધવ્ય પાળી પતિના અવસાનની વૈધવ્યથી અમર ખાંભી ચણાવી. એ ખાંભીના પૂજન તરીકે એના આત્માને, દેહને, મુખકમળને અને વાણી-ચાતુર્યને સ્મરી આનંદ અનુભવી લેતી, અને એટલેથી નાતરાને તિલાંજલિ આપી કરારને પાળ્યે જતી.

ધન્ય હજો એવી પતિના આત્માને શાન્તિ આપનાર અને બોલેલા વેણને પાળનાર ભગનકંકણા સન્નારીઓને!

* * *

"હા, આપણો પ્રેમ કેવો નિરાળો હતો, આપણાં અંતર તો એક બની ગયાં હતાં. અને તેમાંય તમારો મારા તરફનો ઊભરાઇ જતો પ્રેમ તો જાણે કે..." મનમાં બબડતી અને પોતાની પથારીના ઓશીકા તળે સંતાડેલા પોતાના પતિના ફોટાને ચુપકીદીથી જોઇને મલકાતી કમળા જીવનના છેલ્લા શ્વાસ ગણતી પતિની ઝંખના કર્યા જ કરતી હતી.

"શું તમારો પ્રેમ, તમારૂં મધુરતાપૂર્ણ છલકાતું અંતર, અને તમારો મીઠાં ચુંબનોથી વહી જતો અમૃત તુલ્ય સ્નેહ! બસ, શી તમારી રસિકતા —અને તેમાંય એકજ પત્નીથી તમારો સંતોષ, બહુ હેતાળ, બહુ પ્રેમાળ, તમે તો મારા જીવનના..." પથારીમાં પડી પડી કમળા લવતી હતી.

કમળાની સાહેલીઓ તેના આવા ઉદ્‌ગારોથી કમળા રખે ને ભૂતપ્રેત બનશે એવી કુશંકાઓ કરતી બેઠી હતી, તેવામાં બહારથી કુમુદ પ્રવેશ્યો.

"કેમ, કમળા! શું બબડે છે? અંત વખતે તો ઇશ્વરને યાદ કર, દેહનું કલ્યાણ થશે." તેના પતિ કુમુદે કહ્યું.

"ઓહ, તમે! મારા પ્રાણ, આવી પહોંચ્યા! મારા અંતરમાં ગૂંચવાતા વિચારોનું નિરાકરણ કરી મને સંતોષની મીઠી આશિષ આપવા પધાર્યા! આવો બેસો, મારી પથારી પાસે." કમળાએ પોતાના પતિને ઉદ્દેશીને કહ્યું.

કુમુદ કમળાની પથારી પાસે ગયો. તેના ધબકતા હૈયા ઉપર હાથ મૂકી શાન્તિ આપી. બે મીઠાં વચનો કહીને તેના કંપતા—કાંઇક અનુકંપા અનુભવતા

આત્માને શાન્તિ આપી તેના લલાટ ઉપરની વાળની બે લટો સમારી બોલ્યો: "કેમ? કમળા, શા વિચારો કરે છે? શી અભિલાષાઓ અધુરી છે?"

"પતિદેવ, આ તમારી કમળાને કાંઇજ ઇચ્છા નથી. પણ ફક્ત અંતિમ ઇચ્છા બાકી છે તે દર્શાવું અને તેને અમર રાખી આપણી યાદગીરી તમારા અંતરાત્મામાં કોતરજો. બોલો, સંતોષવાની કબુલાત આપતા હો તો બોલું." કમળાએ પોતાના પતિ તરફ આશાપૂર્ણ નયનોથી નિહાળતાં કહ્યું.

"અરે, તારી પ્રેમયાદગીરી નહિ સંતોષું તો પછી હું તને ક્યારે સંતોષીશ? આજે તક છે અને તે તકનો લાભ લેઇ તારા જીવને સદ્‌ગતિ આપીને હું મને કૃતાર્થ માનીશ." કુમુદે કમળાના અંતરમાં અમી સીંચ્યું.

"તો...મારી યા...દગીરીમાં મારા દેહના સર્વનાશ પછી બીજી પત્ની ન કરતાં તમારો પ્રેમ મારા દેહની સ્મશાનભૂમિમાં દફનાવી દેઇ મારી યાદમાં જીવનપર્યન્ત કોઇના પ્રેમી થશો નહિ. એજ અભિલાષા...તમારા વિશ્વાસુ વચને તમારા હાથનો મેળાપ કર્યા વિના દેહને ત્યજી સદ્‌ગતિ પામું છું." અંતિમ ઉદ્‌ગારો ઉચ્ચારતાં ઉચ્ચારતાં કમળા ક્ષણભંગુર સંસાર છોડીને ચાલી ગઇ.

કમળા ચાલી ગઇ, અને તેની પાછળ તેની પ્રેમયાદમાં કુમુદે નવી કંચન લાવીને નવો ગૃહસંસાર સરજાવ્યો! તે ભૂલી ગયો કમળાની અભિલાષાને, અને તેનો ઉપરથી દર્શાવેલો પ્રેમ તેના દેહ સાથે વિસરી જઇને નવી દુનિયામાં સંચરવા લાગ્યો. કમળાની યાદમાં કંચનને લાવ્યો અને બીજી પત્નીના પ્રેમથી પ્રેમયોગી બન્યો!

એક પત્નીના અવસાન પછી હૈયાના વિશ્વાસુ કરાર છતાં કુમુદે વચનભંગ કર્યો. કંચન જેવી નાજુક બાળાનો બીજવર બન્યો અને બીજવર બનીને સંતોષ અનુભવ્યો.

વાચક! આમાં કોનો પ્રેમ સાચો? ભગ્નકંકણા બાળા રેવતીનો કે બીજવર બનેલા કુમુદનો?

સ્ત્રીજાતિ પતિભક્ત છે, જ્યારે પુરુષ એકના અવસાન પછી બીજવર બની સંતોષ માને છે. કોણ સંતોષી? રેવતી કે કુમુદ?

વાચક, તું જ નિર્ણય કર કે કોણ સાચું?

ભગ્નકંકણા કે બીજવર?

ભાદરણ (હાલ મોબારોક) ચન્દ્રકાન્ત નરસિંહભાઇ પટેલ

---*---

# આફ્રિકાના ભાઈઓ કયે માર્ગે?

વૈશાખ માસના 'પાટીદાર'ની પ્રસંગકથામાં પૂર્વ આફ્રિકા ખાતે ઉજવાએલાં ત્રણ પાટીદાર લગ્નોની નોંધ લખતાં તંત્રીને 'સહેજે પૂછવાનું મન થઇ જાય છે કે આફ્રિકાના ભાઇઓ કયે માર્ગે જાય છે?'

એનો ટૂંકો અને ટચ જવાબ હું તો એક જ આપું કે 'આફ્રિકાના ભાઇઓ ચરોતરની પાટીદાર નાતે બનાવેલી સીધી સડકે, વાટી નાખેલે રાજમાર્ગે, જાણીતે સીધે સરિયામ માર્ગે જાય છે!"

અને આ કથનના સમર્થનમાં હું સામો પ્રશ્ન એ પૂછું કે છેલ્લાં ૪૦–૫૦ વર્ષ પહેલાં (૧) પાટીદાર માત્રનો ધંધો એકજ હતો ખેતીનો. (૨) પ્રકૃતિ, ધાર્મિક સંસ્કાર અને નૈતિક વલણ લગભગ એકજ પ્રકારનાં હતાં. (૩) જેને આજે આપણે કેળવણી કહીએ છીએ તેનો અભાવ સર્વત્ર સરખો હતો. ત્યારે, થોડીક–માત્ર થોડીજ પેઢીને અંતરે એકજ બાપની પ્રજાથી વસેલા દરેક ગામમાં, અને ધંધે, સંસ્કારે અને પ્રકૃતિએ લગભગ સરખા હોવા છતાં અમુક આખાં ગામનાં ગામ અને દરેક ગામ દીઠ અમુક કુટુંબો 'કુળવાન' શાથી થયાં? એમણે કોમની કોઇ વિશિષ્ટ સેવા કરી હતી? ના. કોમનો થોડો ઘણો ઇતિહાસ જાણીતો છે એ સાક્ષી પૂરે છે કે ના, ના, ના. કારણ કે જો એમ હોત તો વીરસદ, પાદરા, સંજાયા, અલારસા, આજે કુળવાનોની યે ટોચે હોત. ત્યારે શું દરેક ગામમાં સૌ સૌના પ્રમાણમાં જે જે કુળવાન કુટુંબો કે ઘર ગણાય છે એમણે કે એમના વડીલોએ બીજાથી નિરાળાં અને શ્રેષ્ટ એવાં દાન, તપ, અને શીલ સેવ્યાં હતાં?

મારા નમ્ર મત પ્રમાણે પાટીદાર કોમમાં જેને 'કુળવાન' કહેવામાં આવે છે એવા કુળવાન થવા માટે બે વસ્તુઓની મુખ્ય જરૂર છે. એક તો સારી આર્થિક સ્થિતિ અને બીજું મુકાબલે તેજસ્વી વ્યક્તિત્વ. માણસની આર્થિક સ્થિતિ સુધરે એટલે એ પોતાના રોજિંદા જીવનમાં પાંચ માણસને હુક્કો–ચા અને હુક્કો બન્ને–પાઇ શકે, પાંચ માણસને કાંકુ પકડી રોટલો ખવરાવે, ગહેમાન પરોણાઓનું સારૂં સ્વાગત કરે અને આ બધું કરી એ બહોળું સ્નેહીમંડળ પ્રાપ્ત કરે; સારૂં ઘર બાંધે, બીજાના કરતાં પાંચ પચાસ વીઘાં વધુ જમીન વસાવે, નોકર ચાકર રાખી પોતાને અને પોતાના ઘરની સ્ત્રીઓને પ્રમાણમાં શારીરિક મહેનતમાંથી મુક્ત કરે, અને આ બધું કરી એ સમાજમાં 'સુખી' માણસ ગણાય. ઈશ્વરદત્ત બુદ્ધિનો અને સાધનસંપત્તિનો યથાશક્તિ ઉપયોગ કુટુંબનાં અને ગામનાં સામુદાયિક કાર્યોમાં કરી એ ગામના 'આગેવાનો'ને

ગાંચડે ચઢે, માતાપિતાના મરણુ પાછળ કારજ કરીને, એમનાં શ્રાદ્ધ-સવંત્સરીઓ ઊજવીને, લગ્નપ્રસંગોએ નાતવરા અને ધામધૂમ કરીને, જાત્રાએથી પાછા ફરી ગંગાપૂજન કરીને, ઘરનું વાસ્તુ કરીને, કોઈ દેવદેવીની માનેલી બાધાની મુક્તિના પ્રસંગો યોજીને અને એવા કંઈ કંઈ નિમિત્તે એ પોતાના કુટુંબીઓને, સ્નેહીસ્વજનોને જમાડે, નાતવરા કરે, ગામ જમાડે, ઘીના હવાડા ભરે અને એ બધું કરી એ સામાજિક પ્રતિષ્ઠા મેળવે.

દરેક પ્રકારનાં જમણવારોની સામે બૂમ પાડનાર એક વસ્તુ ભૂલી જાય છે. અને તે એ કે કેવળ પાટીદારમાંજ નહિ, પણ સૌ જ્ઞાતિઓમાં અને સૌ જાતિઓમાં એક કે બીજા પ્રકારનાં આવાં સામાજિક ખર્ચ પાછળ પ્રતિષ્ઠા માનવામાં આવે છે. કારણ કે માનવી સ્વભાવે સામાજિક પ્રાણી છે, સમૂહમાં જમવા જમાડવામાં એને ભારે આનંદ આવે છે. પોતાને પ્રાપ્ત થએલી કોઈ સુખદ ઘડીએ, કોઈ મંગળ પ્રસંગે, કોઈ આનંદદાયક વેળાએ માનવી પોતાનાં સ્વજનોને, સગાંવહાલાંઓને અને મિત્રોને આમંત્રી પોતાના આનંદના સહભાગી બનાવીને એ આનંદનો અવધિ માને છે. એમને વિધવિધ પ્રકારનાં ભોજન કરાવી, અનેક પ્રકારે એમનું સ્વાગત કરી, એમની સેવા ઉઠાવી એ પોતાને ધન્યભાગ્ય માને છે. પોતાના સુખમાં, આનંદઉલ્લાસમાં બીજાને સહભાગી બનાવવાની ઉન્નત ભાવનાથી પ્રેરાઈને માનવીએ દરેક જમાનામાં કંઈ કંઈ ઉપાયો યોજી કાઢયા છે. મરણનિમિત્તનાં કારજ અને શ્રાદ્ધસંવત્સરીઓ ઊજવવાનું આ જમાનામાં જરા અશિષ્ટ લાગ્યું તો એની જગ્યા બીજા પ્રસંગોએ લીધીજ છે. દા. ત. નાનાં મોટાં અનેક કારણો પરત્વે માનપત્ર, ચા પાણી, ફૂલહાર, અલ્પાહાર, વગેરેના થતા મેળાવડાઓ અને ભોજનસમારંભો.

ત્યારે જાણે, આવા જમણવારો, નાતવરાઓ કરીને એ સામાજિક પ્રતિષ્ઠા મેળવે. એવા સાધનસંપન્ન, એવા સુખી, એવા આગેવાન અને એવી સામાજિક પ્રતિષ્ઠાવાળાને ઘેર પોતાની એનદીકરીનો સંબંધ બાંધી એ સબળ સગાઓની ઓથ મેળવે. એના દીકરાને એવા સબળ અને એવા પ્રતિષ્ઠિત ઘરની કન્યા મળે એટલે 'કુળવાન'ની એ છાપ મેળવે. પ્રાપ્ત કરેલી સામાજિક પ્રતિષ્ઠા, અને સબળ સગાસ્નેહીઓને પીઠબળે કરીને જો તેજસ્વી વ્યક્તિત્વ હોય તો શક્તિ અને દેશકાળ પ્રમાણે રાજદરબારે પણ એ અમુક દરજ્જો-મોભો-લાગવગ મેળવે.

અર્થે સમાજનો મોટો વર્ગ, જેના આચારમાં પ્રતિષ્ઠા માનતો હોય, એવો 'કુલાચાર' પણ એણે કડકપણે પાળવો જ રહ્યો એ તો દેખીતું છે. આ 'કુલાચાર' છે (૧) ગમે તેવી વિકટ સ્થિતિ હોવા છતાં દીકરીના પૈસા લેઇ 'હાથ કાળા' કરવાનું પાપ એ સ્વપ્નમાંય ન કરે. (૨) સાધનસંપત્તિ હોય કે ન હોય, દીકરાને ખાવાનું રહે કે ન રહે, દીકરાને 'સારા' ઘરની કન્યા મળે કે ન મળે, પણ બેન દીકરીઓને તો ગમે તેટલો ભોગ આપીનેય 'સારા' ઘરમાં પરણાવવાનું ચાલુ રાખે. (૩) બેન, દીકરીઓ અને ભાણેજોને ગમે તેટલું વધુ આપીને ઘસાઇ છૂટે. (૪) ગમે તેવા દારુણ સંયોગોમાં, કે વિપરીત પરિસ્થિતિમાં આવી પડવા છતાં એના ઘરનાં સ્ત્રીને કે પુરુષને 'વિધવાવિવાહ'નો વિચાર સરખોય ન જ આવે.

આગળ જણાવેલી સિદ્ધિ અને આ ચાર પ્રકારના કુલાચારનો સરવાળો એ પાટીદારનું કુળવાનપણું. સરવાળાના આંકડા ઉપર કુળની ચઢઉતર. પાટીદાર કોમમાં કુળની સ્થાપનાની અને પ્રતિષ્ઠાની પાછળ આ સિવાય બીજો કોઇ ઇતિહાસ હોય એમ હું માનતો નથી. અને આ કેવળ કલ્પના નથી, નક્કર હકીકત છે. આ રહ્યા બે દાખલા. માત્ર દોઢસોએક વર્ષ પહેલાં અમદાવાદની સરખામણીએ અકુળવાન ગણાતા ચરોતરના પાટીદારો પૈકીનાં છ ગામ આજે આખી પાટીદાર નાતનાં કુળવાનશિરોમણિ ગણાય છે. હું પૂછું છું, શાથી? અને એમની કુળવાનશાહી સામે આખી નાતમાં સૌથી પ્રથમ પડકાર કરનાર સત્તાવીસ ગામનો ગોળ બંધાયે તો હજુ પૂરાં પચાસ વર્ષ પણ થયાં નથી અને એટલામાં તો આણંદ, બાકરોલ, બાંધણી, મહેળાવ, આંગા, પલાણા અને ગાડા ગામ પાછાં એમનામાં કુળવાન થઇ પડ્યાં છે. હું ફરીથી પૂછું છું કે શાથી?

ત્યારે, જો એમજ છે તો પાટીદાર કોમે માન્ય કરેલે, વાટી નાખેલે, ધોરી માર્ગે આફ્રિકાના ભાઇઓ જઇ રહ્યા છે એમ કહેવામાં હું ખોટો છું? અને આફ્રિકાના ભાઇઓ જ શા માટે? દેશપરદેશમાં ગમે ત્યાં જઇને સારી નોકરી કરીને, મોટા અમલદાર થઇને, વકીલ થઇને, દાક્તર થઇને, વેપાર કરીને જેની જેની આર્થિક સ્થિતિ સુધરી છે એ બધાય—કોઇ કોઇ અપવાદ હશે—એ જ માર્ગે જઇ રહ્યા છે.

આથી કરીને હું એમ નથી જ કહેવા માગતો કે કોમમાં જે પ્રકારે અત્યારે સામાજિક વ્યવહાર થઇ રહ્યો છે તે સર્વાંશે ઇષ્ટ છે. કેટલાંક અનિષ્ટ છે. કેટલાંક અનિષ્ટ તત્ત્વોમાં ફેરફારનો અવકાશ છે જ. પણ હું જે કહેવા

માગું છું તે તો એ છે કે સામાજિક પ્રતિષ્ઠા—મોટપ—કુળ—જેને છે તેને છોડવું નથી અને જેને નથી એને મેળવવું છે. આ વસ્તુ વિના અપવાદે ધ્યાનમાં રાખીને એ સામાજિક પ્રતિષ્ઠા—એ કુળ—હોય તો ઉજ્જ્વળ રાખવાનો, ઘસાઈ ગયેલ હોય તો મજબુત કરવાનો, અને ન હોય તો મેળવવાનો બીજો કોઈ માર્ગ સમાજનો મોટો વર્ગ માન્ય ન કરે ત્યાં સુધી જેની આર્થિક સ્થિતિ સુધરે તે જૂને, જાણીતે અને એથી સરળ માર્ગે જાય એ તદ્દન સાહજિક છે. એવો નવો રસ્તો જે કોઈ બતાવે તેને હું તો ગુરુ કરવા તૈયાર છું.

સામાજિક ખર્ચો અને જમણવારો, નાતવરા, ધામધૂમ એ બધાની પાછળ રહેલી સામાજિક પ્રતિષ્ઠા તોડવા માટે અત્યાર સુધી આપણે બે ઉપાયો જાણ્યા છે. એક તો એવું કરનારને રૂઢિના ગુલામો, જૂનવાણી માનસના, અને દમામ, ડોળ, ભપકો, ધામધૂમ, ધમાડ કરી સામાને આંજી નાખી હલકા પાડવાની વૃત્તિવાળા ગણાવી—એમની કડવામાં કડવી ટીકા કરી એમને હલકા કરી નાખવાનો 'પાટીદાર'ના તંત્રીનો ઉપાય. આ જલદ ઉપાય આજે ઓગણીસ ઓગણીસ વર્ષથી સતત અને સૂકા ભેળુ લીલું પણ બાળી નાખવાની હદ સુધી 'પાટીદાર'ના તંત્રીએ અજમાવ્યા છતાં પરિણામ શું આવ્યું છે તે કહેવાની જરૂર છે? ખર્ચ ઘટયાં નથી, વધ્યાં છે. ખર્ચ કરનારની સંખ્યા ઘટી નથી, વધી છે. અને એમની આકુસ પાયરીની લાહણીએ તો શ્રાવણિયા—ખાટિયા—આંબાઓને પણ આકુસમાં ખપી જવા લલચાવી દીધા છે! ત્યારે આપણે તો એમ જ માનવું રહ્યું કે 'પાટીદાર'ની એ દાહક નીતિ સાવ નિષ્ફળ ગઈ છે.

બીજો ઉપાય પોતાને સમાજસુધારક માનનાર વર્ગ તરફથી કહેવામાં આવે છે. અને તે એ કે પોતાની આર્થિક સ્થિતિ આમ સામાજિક ખર્ચોમાં વેડફી નાખવાને બદલે સમાજની ઉન્નતિ થાય એવાં કાર્યોમાં એ શક્તિનો વ્યય કરવો જોઈએ. આ દલીલમાં નવા માર્ગનું સૂચન તો છે જ. પણ એ માર્ગે જવાનું બીજાઓ માટે અનામત રાખવાનું કામ એમ કહેનાર ભાઈઓ કરે છે. એ દલીલના બહાના હેઠળ સામાજિક ખર્ચો નહિ કરનાર કે ઓછાં કરનાર સૌએ એમ બચેલી રકમ કોઈ જાહેર હિતના કાર્યોમાં આપી દીધાનું સમાજની જાણમાં નથી. કોઈ કોઈ અપવાદો હશે અને છે એમ હું પોતે જાણું છું. પણ ઘણે મોટે ભાગે એવા ભાઈઓ બચેલી રકમ ઓટીમાં ખોસી કે મૂઠી વાળીને બેસી જાય છે. એટલી હદ સુધી કે—મેં સાંભળ્યું છે તે પ્રમાણે—પોતાને કટ્ટર સમાજસુધારક માનનાર એક ભાઈને ત્યાં થોડાં વર્ષ પહેલાં કોઈ સામાજિક પ્રસંગે વધેલું ચૂરમું—રાંધ્યું અન્ન—એ ભાઈ ઊભે બજારે

વેચવા નીકળેલા! પોતે સમાજસુધારક–જમણવારના વિરોધી–એટલે એ વધેલા ચૂરમાના લાડુ બનાવી દેઇ બીજી ટંકે પોતાના સ્વજનોને અને મિત્રમંડળને જમાડી દેવાનું પાપ (!) તો એ ભાઇ ન કરે એ આપણે સમજી શકીએ. પણ ગામના ગરીબોને બોલાવી એ રાંધ્યું અન્ન વહેંચી દેવા જેટલી યે ઉદારતા એ સુધારક ભાઇના હૈયામાં ન હતી! આ વાત જ્યારે મેં સાંભળી ત્યારે ખરેખર મને એ ભાઇની પામરતા ઉપર દયા આવેલી.

અને એક નક્કર અનુભવની વાત કરૂં? જાહેર સંસ્થાઓના સંચાલનના અને ફંડફાળાઓના મારા પચીસેક વર્ષના અનુભવમાં મને તો એમ માલુમ પડયું છે કે જે માણસો પોતાના રોજિંદા જીવનમાં વધુ ખર્ચાળ હોય છે, જૂની કે નવી રીતનાં સામાજિક ખર્ચોમાં ઘસાતા હોય છે, એ જ માણસો જાહેર હિતનાં કાર્યોમાં પણ હમેશાં વધુ બહોળે હાથે આપે છે. ગામે ગામની જૂની અને નવી સંસ્થાઓના–પ્રવૃત્તિઓના ફંડફાળાઓની તારવણી કરવામાં આવે તો આવુંજ માલુમ પડે એમ હું માનું છું.

મગજ કોનું માને? સામાજિક ખર્ચ ખોટાં છે, માટે ન કરવાં એમ કહી બચાવેલી રકમ એટીમાં સેરવી દેનારનું કે એવાં ખર્ચો કરવા છતાં જાહેર હિતનાં કાર્યોમાં છૂટે હાથે આપી છૂટનારનું?

બાંધણી (હાલ મુંબઇ) રેવનદાસ બકોરભાઇ પટેલ

---

## ચર્ચાપત્ર

### ૨. ચાંલ્લાને પ્રસંગે જ્ઞાતિભોજન

[ ૩ ]

"ચાંલ્લાને પ્રસંગે જમણવાર કરવું જોઇએ એવી રૂઢિ નથી." તો ભાઇ મગનભાઇ નોંધી લે કે આવાં જમણવાર હવે ઝપાટાબંધ રૂઢિનું રૂપ પકડતાં જાય છે. ચારેક માસથી રજા ઉપર હું આવ્યો છું. મારી રજા દરમ્યાન એવાં અનેક દાખલા મેં નોંધ્યા છે. એમાંથી ચાર સ્થળે મને પણ આમંત્રણ હતું, પણ હું ગયો ન હતો. દશ વર્ષ ઉપર પણ આવેજ પ્રસંગે જમવાનું આમંત્રણ મળેલું. તે વખતે રિવાજ ન હતો, આજે રિવાજ થઇ પડયો છે. 'આવાં જ્ઞાતિભોજન રિવાજ થઇ પડ્યાં છે એ વાતથી ભાઇ મગનભાઇ અજ્ઞાત છે એ આશ્ચર્યની વાત છે!

"વળી બહારથી આવેલમાં વધુમાં વધુ ૧૫૦ માણસ હશે, બાકી ગામના સંબંધીઓ હશે." આ શું ચોંકાવનારૂં નથી? બાકરોલમાં અનિશ્ચિત

મગાઈ પ્રસંગે (ચાંલ્લાપ્રસંગે)જ જો આટલા માણસ, તો પછી લગ્નપ્રસંગે કેટલા માણસ થશે? એક બાજુ આખો લગ્નપ્રસંગ જ સાદાઈથી પતાવી દેવાની આપણે વાતો કરીએ છીએ અને બીજી બાજુ આ ધમાલ! કન્યાનો બાપ આ લગ્ન ઊજવવા માટે ધમાલ મચાવી રહ્યો છે. મંડપ માટે ખેતરમાં અલાયદી જમીન રાખી છે. ચારે બાજુ જુવારનું વાવેતર થયું છે. એ લગ્નમાં પચીશેક હજારનો ધુમાડો થવાની વાતો થાય છે. ભાઈ મગનભાઈ, તમારે એમાં પણ ભાગ લેવો રહ્યો. ત્રણ પેઢી સુધી કન્યાનો પિતા કન્યાનો બોજો અનુભવે, એટલા એને માથે કર છે, અને તેથી એને ઉછેરતાં મૂઝાવું પડે છે. બિચારી કન્યાઓ ક્યારે માનભેર ઊછરતી થશે?

"કોઈ માણસ પોતાને ત્યાં શુભપ્રસંગે જેમ લગ્ન વગેરેમાં જમણવાર કરી બોલાવે છે, તેમાં જવા વાંધો મને જણાયો નથી." પાટીદારનું દરેક ગામ એક બાપની પ્રજા હોય છે એટલે ભાઈપિતરાઈ તરીકે બધાં સરખા હોય છે, પૈસેટકે સરખા હોતા નથી. પ્રતિષ્ઠાનાં ધોરણમાં જ્ઞાતિભોજન પણ એક છે. અને તેથી આબરૂ કમાવાની હરિફાઈમાં પૈસાદાર પાટીદાર પાછું વાળી જોતા નથી. નવા રિવાજો પણ તેઓજ ઘુસાડે છે. બહારગામ કમાતા અને આફ્રીકા વસતા પાટીદારો આમાં મોટો ભાગ ભજવે છે. મિથ્યાભિમાન તો આપણો વારસો છે એટલે બીજાને આંજી નાખવા માટે સામાન્ય રિવાજ કરતાં ખૂબ આગળ વધી જવું એ પૈસાદારો માટે ગર્વનો વિષય થઈ રહે છે. પેલા ગરીબ પિતરાઈએ ત્યારે શું આપઘાત કરવો? ઊતરતી જગાએ કન્યા દેવા જાય તો એજ પૈસાદાર પાછો બોલી ઊઠે કે એ અમારૂં ખોટું દેખાડે છે. અસંખ્ય કન્યાપિતાઓની મૂંઝવણ આપણે નજરે જોઈએ છીએ. લગ્ન એ અલબત એક આનંદનો ઉત્સવ છે. જેની પાસે હોય તે વાપરે એ પણ સમજી શકીએ એવી વાત છે. પણ એંશી ટકા પ્રસંગોમાં કેવળ હોળીજ જોવામાં આવે છે. સંતાનને વારસામાં દેવું મળે છે. કન્યા કાળ જેવી લાગે છે. આ જોવાની જેમને દૃષ્ટિ છે તેઓ એ સમજશે; બાકી બીજા હસી કાઢશે, જમશે, અને મઝા ઉડાવશે. ભાઈ મગનભાઈ, તમે તો સુધારક છો. અને માટેજ આ ચર્ચાપત્ર? કે પછી તમારી વ્યાપારી અને રાજકીય પ્રતિષ્ઠાને લીધે તમને સામાજિક ક્ષેત્રમાં બળાત્કારે ઘસડી લાવવામાં આવ્યા છે? વિવેકબુદ્ધિ અને નર્મદથી માંડી ગાંધી-જવાહર સુધીના તમામ સાચા સુધારકો લગ્નપ્રસંગની ધમાલને વખોડી કાઢે છે. ભાઈ મગનભાઈ, ફરીથી વિચાર કરશો?

આણંદ ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ

નીવડવાનો સંભવ છે. જેને ઇચ્છા થાય તે વાંચીને પ્રયોગ કરી શકે.

૩૮. ચા-ઘર: ભાગ ૨, (સાત ઐતિહાસિક વાર્તાઓનો સંગ્રહ) 'તરુણ ગ્રંથમાળા પુસ્તક અઢારમું; પ્રસ્તાવના લખનાર—પ્રો. નવલરામ જગન્નાથ ત્રિવેદી; પ્રકાશક—ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; પૃ. ૨૦ +૧૫૬, કિં. રૂ. ૧-૮-૦. ગુજરાતના સાત જાણીતા નવલિકાકારોના સંયુક્ત પ્રયાસના ફળરૂપ આ પુસ્તક ગુજરાત સમક્ષ સાત ઐતિહાસિક નવલિકાઓ રજુ કરે છે. એ નવલિકાઓ પ્રાગ્વૈદિક કાળથી માંડીને અર્વાચીન યુગ સુધીના સમાજનું અવલોકન કરે છે. અને એજ ક્રમમાં તેમને પુસ્તકમાં મૂકવામાં આવી છે. એટલે વાચક સમક્ષ જાણે કે આખાયે ઇતિહાસની સળંગ આછી રૂપરેખા જુદી જુદી વાર્તાઓ અને જુદાં જુદાં પાત્રો દ્વારા તાદૃશ થાય છે અને દરેક યુગના પ્રધાન ગુણ દૃષ્ટિ સમક્ષ રજુ થાય છે. પુસ્તકની ખૂબી તો એ છે કે જુદે જુદે હાથે લખાયું હોવા છતાંયે પુસ્તકનું વાચન એકધારું રસપ્રદ બન્યું છે અને લેખકોએ જે રીતે સાધેલી એકરૂપતા પુસ્તકને સફળ બનાવે છે. બધીયે વાર્તાઓ દરેક પ્રકારના વાચકને આનંદપ્રદ છે અને આખોયે સંગ્રહ ઐતિહાસિક વાતાવરણની જમાવટ સાથે સરળ અને આકર્ષક બન્યો છે. ઈ.

૩૯. સંઘ વ્યાયામ: પ્રકાશક—ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, કરાઠી, જિ. સુરત; પ્રસ્તાવના લખનાર—શ્રી. અંબુભાઇ પુરાણી; પૃષ્ઠ ૧૨+૧૬૩, કિં. રૂ. ૧-૨-૦. ગુજરાતભરની વ્યાયામપ્રવૃત્તિને એકધારી બનાવવા, ગુજરાતમાં ખેલાતી વૈયક્તિક અને સાંઘિક રમતોનું નિયમન એકસરખું બનાવવા, ગુજરાત વ્યાયામપ્રચારક મંડળે રમતોના નિયમોનાં પુસ્તકોનું પ્રકાશન હાથ ધર્યું છે. 'સંઘ વ્યાયામ' એ પ્રકાશનોમાંનું એક છે. અનુભવી, સેવાભાવી વ્યાયામપ્રિયોની પરસ્પર મંત્રણા ને વિચારોનું એ પરિણામ છે. લાઠી, લેઝીમ, આસન, વાંસ કવાયત, કેલેસ્થનિક્સ, વગેરે વ્યાયામપ્રવૃત્તિઓની ગોઠવણી અને યોજના સંઘમાં કેવી રીતે કરી શકાય તેનો તાદૃશ ચિતાર આપવા આકૃતિઓ, ફોટોગ્રાફો અને નિયમોની મદદથી, આ પુસ્તકમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. પુસ્તકના અંતભાગમાં દુનિયાની વિરાટ વ્યાયામસંસ્થા—'સોકોલ'નો પરિચય, તેની કાર્યપદ્ધતિ અને કાર્યદિશા, તેના સંસ્થાપક ડૉ. ટિર્શના આછા પરિચય સાથે, આપવામાં આવ્યો છે. એવીજ વિરાટ સંસ્થા ગુજરાતમાં ન ઉદ્ભવી શકે? ગુજરાતની વ્યાયામપ્રવૃત્તિને પદ્ધતિસર બનાવવામાં આ પુસ્તક ખૂબ મદદરૂપ નીવડશે. દરેક વ્યાયામની સંસ્થા અને વ્યાયામપ્રિય ભાઇબેન આ પુસ્તકને વસાવે. ઈ.

૪૦. **દશદેશાવરમાં** (આપણો ઇલાકો, દેશ અને દુનિયા): લેખકો–વરધભાઇ પટેલ, એમ. એ., બી. ટી., સોમાભાઇ પટેલ અને અંબાલાલ ઇનામદાર; પ્રકાશક–વોરા ઍન્ડ કંપની, પબ્લીશર્સ લિ., ૩, રાઉન્ડ બિલ્ડિંગ, મુંબઇ ૨; પૃ. ૬+૧૫૩, સચિત્ર, કિં. ૦–૯–૦. નકશાઓ, આકૃતિઓ, દશ્યો, ઇમારતો, વગેરેના ફોટોગ્રાફથી સચિત્ર બનેલું આ પુસ્તક ગુજરાતી ચોથા ધોરણના ભૂગોળના અભ્યાસક્રમને નૂતન શિક્ષણપદ્ધતિથી રજૂ કરવાનો આવકારદાયક યત્ન છે. ભૂગોળશિક્ષણ એટલે પહાડ, નદી, સમુદ્ર કે શહેરનાં નામ ગોખવાં ગોખાવવાં, તે નહિ પણ જુદી જુદી ભૌગોલિક પરિસ્થિતિનાં માણસ, તેમની રહેણીકરણી અને જીવન ઉપર થતા આઘાત અને પ્રત્યાઘાતોનો અભ્યાસ. તેથી જ માનવભૂગોળ એ અત્યારના ભૂગોળશિક્ષણનું કેન્દ્ર બન્યું છે. એ પદ્ધતિએ આપણા ઇલાકાની ભૂગોળ રજૂ કરવાનો આ પ્રયત્ન છે, ઇલાકાના રાજકીય દષ્ટિએ ભાગલા ન પાડતાં કુદરતી વિભાગો ધ્યાનમાં લેઇ ત્યાં વસતાં મનુષ્યો, પશુધન, પેદાશ વગેરે માહિતી વાર્તા રૂપે વા એવી જ. કંઇ શૈલીથી આપવાનો યત્ન લેખકોએ કર્યો છે. એ પ્રયત્ન બદલ લેખકોને અભિનંદન! ઇ.

૪૧. **કુમારનાં સ્ત્રીરત્નો:** સંપાદક–ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક; પ્રકાશક–પુસ્તકાલય સ. સ. મંડળ, લિમિટેડ, વડોદરા; આવૃત્તિ ત્રીજી, પૃષ્ઠ ૧૪+૨૪૦, કિંમત રૂા. ૧I, પાકુ પૂઠું રૂા. ૧II. આવા મોંઘવારીના જમાનામાં પણ આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ બહાર પડે છે તેજ આ પુસ્તકને ગુજરાતનાં વાચક ભાઇબેનોએ આપેલા આવકારનો પૂરાવો છે. 'ગુજરાતનાં સ્ત્રીપુરુષોની ને યુવક-યુવતીઓની જીવનલીલા શ્રી. કુમારે આશરે ૧૮ વર્ષ ઉપર આલેખી હતી' તે આજે પણ એટલીજ સ્ફૂર્તિદાયક ને પ્રેરણાપ્રદ છે કે વાચકના દિલમાં સહેજે દર્દભરી સહાનુભૂતિ ઉપજાવે છે. ગુજરાત શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક પાસે આવાં વધુ સંપાદનકાર્યોની આશા રાખે છે અને 'કુમાર'ની ઓળખ પણ માગે છે. દરેક ભણેલાં યુવકયુવતીઓને આ પુસ્તક વાંચવા ભલામણ કરતાં અમને આનંદ થાય છે. ન. દ.

૪૨. **વેણુનાદ:** લેખક તથા પ્રકાશક–શ્રી. ગોવિંદભાઇ રા. અમીન, ૧૩ શારદાસદન, મુંબઇ ૭; પૃષ્ઠ ૭૯, કિંમત ચૌદ આના. લેખકનાં પાંચ નાટકોનો આ સંગ્રહ છે. તેમાંના છેલ્લા નાટક 'વેણુનાદ' ઉપરથી પુસ્તકનું નામ આપવામાં આવ્યું છે. એ નાટકમાં ગામડાના માનસમાં કયાંક ભૂતની ભાવના કેળવાએલી છે તેનું સ્વરૂપ ઘડવાનો પ્રયત્ન છે. બાકી એમાંથી લેખક વાચકને તનદુરસ્તીને સારૂ શો ખોરાક આપે છે તે સમજાતું નથી. 'નં. ૧૮૨૦' નામના નાટકમાં

ઉતરામણીની કરામતો બતાવી છે જ્યારે બીજામાં ભૂલ, ગેરસમજુતી અને વહેમના ભોગ કેવી રીતે બનાય છે, તેની કથા છે. તેનો અંત ઝડપી ઝોક લે છે. જોડણી તરફ અક્ષમ્ય બેદરકારી છે. આમ આખા સંગ્રહમાં પ્રજાસત્તરના ઉપયોગનું બહુ થોડું ભાથું જણાય છે. ન. દ.

**૪૩. વડોદરા રાજ્ય પ્રજામંડળ રજતમહોત્સવ સ્મારક ગ્રંથ ૧૯૧૭થી ૧૯૪૨:** વડોદરા રાજ્ય પ્રજામંડળ તરફથી બહાર પડેલો આ ગ્રંથ વડોદરા રાજ્ય પ્રજામંડળના અને તે રીતે વડોદરા રાજ્યના છેલ્લાં ૨૫ વર્ષના રાજકીય ઇતિહાસની આછી પાતળી ઝાંખી કરાવે છે. દરેક સાર્વજનિક સંસ્થા પોતાના અસ્તિત્વનાં ૨૫ વર્ષ પૂરાં કરે ત્યારે ઉત્સવ ઊજવવો એવો સંપ્રદાય પડી ગયો છે. વડોદરા રાજ્ય પ્રજામંડળે ઉત્સવ ઊજવવાની સામાન્ય રીતો કરતાં આ પુસ્તક છપાવીને અને તે પોતાના કાયમના સભાસદોને તથા સાર્વ. પુસ્તકાલયોને મફત આપી પ્રજામંડળનો એ ઇતિહાસ ચિરસ્થાયી રહે તેવી યોજના કરવા માટે પ્રજામંડળને અભિનંદન આપીએ છીએ.

૨૦૦ પૃષ્ઠના આ પુસ્તકમાં ૨૫ વર્ષનો ઇતિહાસ તથા વડોદરા રાજ્યમાં ઊભાં થએલાં પ્રજાકીય દુઃખોનો પ્રજામંડળે જે નિકાલ કર્યો છે તે વર્ણવ્યો છે. પોતાના પ્રમુખોની તથા મંત્રીઓની તેમજ જુદા જુદા પ્રસંગોની તસ્વીરો આપીને આ અંકનું મૂલ્ય વધાર્યું છે.

પ્રજામંડળે છેલ્લાં ૨૫ વર્ષમાં કેટલીક સિદ્ધિઓ સાધી છે, પણ દિલ્લી તો હજી બહુ દૂર છે. અને જેને માટે તેની સ્થાપના થઇ છે તેની તો હજી ઝાંખી પણ થઇ નથી. વડોદરા રાજ્ય પ્રજામંડળે વડોદરાની સરકારે બહાર પાડેલા આશયમાં—સારી સરકારની મહેચ્છામાં વધારે પડતો ભાગ લીધો છે અને એ સરકારમાં જે ખામીઓ હતી તે દૂર કરાવવા પ્રયત્ન કર્યા છેઃ કર ભારણ ઓછું કરાવવા પ્રયત્ન કર્યો છે, અમલદારોના જુલમોમાંથી પ્રજાને બચાવવા તે ન્યાયની કોર્ટે ચડ્યું છે, અને ન્યાય અપાવીને રાજ્યની ન્યાયાધીશીઓને પણ પ્રતિષ્ઠા આપી આપી છે. આમ છતાં આજે છેલ્લાં ૨૫ વર્ષના પ્રયત્ન પછી સરકારના તંત્રસંચાલનમાં પ્રજાનો કોઇ કાબુ આવ્યો નથી. જૂની અમલદારશાહી હજી જેવી ને તેવી જ રહી છે; ધારાસભામાં પણ માત્ર નામનોજ પ્રજામત છે, અને જે કંઇક પ્રજામત જેવું લાગતું હતું તે હમણાં દિવાન સાહેબે તેની આડેનો દંભનો પડદો તોડી નાખી ખુલ્લું કર્યું છે. અમલદારોમાં લેવાતી લાંચ હજી ઓછી નથી થઇ, જવાબદાર રાજતંત્રની ઉપરનો આછાં અજવાળાં પણ હજી નથી દેખાયાં.

આજે પ્રજામંડળ સમક્ષ મુખ્ય પ્રશ્ન પ્રજાને રાજકીય માનસવાળી બનાવવાનો છે—નાની નાની દયાની માગણીઓમાં કે હવાલદારના અથવા તલાટીના લાંચરૂશ્વતના કેસોમાંજ શક્તિ વેડફી ન નાખતાં પ્રજાને વધારે બળવાન બનાવવાનો છે. આજે પ્રજામંડળે નાના નાના પ્રશ્નોમાં હાથ નાખવાને બદલે વધુ મહત્ત્વના પ્રશ્નો ઉપર સીધી, લડતો આપી પ્રજાતંત્રને વધુ બળવાન બનાવવામાં શક્તિનો સદુપયોગ કરવો યોગ્ય લેખાશે. વધારે કાર્યકર્તાઓ, તેમનો ત્યાગ, સીધો કાર્યક્રમ, આમ જનતાના જુદા જુદા વર્ગો જોડે નિકટનો સંપર્ક અને તેમની સેવાનો કાર્યક્રમ ઉપાડી લેવા અને હવેનાં દસ વર્ષમાં પ્રજામંડળનું ધ્યેય સફળ કરવા એ મંડળના સંચાલકોને સૂચના કરવામાં આવે તો તે અયોગ્ય નથી.

વડોદરાના રાજકીય ઇતિહાસમાં રસ લેનાર સૌને આ પુસ્તક વાંચી જવા અમે આગ્રહ કરીએ છીએ. સુધાકર મ. ગુપ્ત

—*—

## પ્રસંગકથા

### સિનોરમાં સાદું લગ્ન

સિનોર તાલુકાના મીઢોળ ગામના ભાઇ ગોપાળજી ઇશ્વરભાઇ સિનોરમાં રહે છે. તેમનાં પુત્રી બેન રેવાબેન ૧૪ વર્ષનાં છે. તેમનું લગ્ન વૈશાખ વદિ ૨જને રોજ રાજપીપળા રાજ્યમાં આવેલા પાણેથા ગામના ભાઇ ગોરધનભાઇ ચુનીલાલ સાથે થયું. લગ્નક્રિયા સિનોરમાં છેક સાદી રીતે થઇ હતી. ચાર જણની જાન માત્ર એક દિવસ રહી, એક જમણ જમી પાછી વળી હતી. જમણમાં કુલ રૂા. ૩૫નો ખર્ચ થયો હતો. માટલાં, વગેરે કશોય વ્યવહાર થયો ન હતો. સુધારાનીજ દૃષ્ટિથી આ લગ્નમાં આટલી સાદાઇ રાખી હોય તો તો બંને પક્ષ ખરેજ ધન્યવાદને પાત્ર છે, એમાં કશોય સંશય નથી. પણ વરની ઉમર ૩૨ વર્ષની જણાવવામાં આવે છે એ વાત સાચી હોય તો શંકા પડે છે, કારણ કે વરકન્યાની ઉમરમાં તફાવત મોટો ગણાય.

### ચકલાશીમાં સાદું લગ્ન

ચૈત્રના અંકની પ્રસંગકથામાં ધામધુમિયાં લગ્નનો વિષય થઇ પડેલા આણંદના ભાઇ વેરીભાઇ ઝવેરભાઇ પટેલના સગા કાકા ભાઈ ગકનભાઇ ગિરધરભાઇ પટેલના પુત્ર ભાઇ અંબાલાલનું લગ્ન ચકલાશીમાં ત્યાંના ભાઇ છોટાભાઇ ઝવેરભાઇ પટેલનાં પુત્રી બેન મણિબેન સાથે વૈશાખ વદિ ૧૩સે

ને બુધવારે સાદાઇથી થયું. માંડવામુહૂર્ત, વરઘોડો, સામૈયું, વાજાં, વગેરે કંઇ ન હતું. લગ્નને દિવસે મોટરબસમાં ૨૩ માણસની જાન સાંજે ૫ વાગે ચકલાશી ગઇ હતી. વડરાજ્ય આર્યસમાજના પંડિત હરિશંકર વિદ્યાર્થી સાથે ટેકરીમાં ગયા હતા. રાત્રે ૯ વાગ્યે જાન જમ્યા પછી લગ્નક્રિયા થઇ હતી, એ ક્રિયા પંડિત હરિશંકરે કરાવી હતી. લગ્નક્રિયા સંસ્કૃત ભાષામાં થઇ હતી, પણ જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં એ ગુર્જરાતીમાં સમજાવતા જતા હતા. લગ્નક્રિયા પૂરી થયા પછી પંડિતજીએ ત્યાં હાજર રહેલાં ભાઇબેનોને માનવ-જીવનમાં લગ્નનું ને લગ્નજીવનનું મહત્ત્વ, પતિપત્નીના ધર્મ, વગેરે સંબંધે પોતાની મીઠી વાણીમાં સમજાવ્યું હતું અને સાંભળનાર ભાઇબેનોને તે સાંભળી આનંદ થયો હતો. બે સગા કાકાના દીકરાઓને ઘેર લગ્નપ્રસંગે આટલો મોટો ફેર શાથી હશે, એ લોકમાં ઠીક ચર્ચાનો વિષય થઇ પડ્યો છે!

### ઝારોળામાં સાદું લગ્ન

સિરવાના ભાઇ રણછોડભાઇ કરસનદાસના પુત્ર ભાઇ રાવજીભાઇનું લગ્ન ઝારોળામાં ભાઇ ગરીબજીભાઇ ભાઇજીભાઇનાં પુત્રી બેન શાન્તાબેન સાથે વૈશાખ સુદિ ૪થને રોજ છેક સાદાઇથી થયું. ગ્રહશાન્તિ, ગુર્જરડાં, વગેરે કોઇ વહેમી પણ ધાર્મિક ક્રિયા કરવામાં આવી ન હતી. વડી, પાપડ, ગાયાં ગાટલાં વગેરે કંઇ કર્યું ન હતું. ૩૫ માણસની જાન સાંજે આવી. રાત્રે લગ્નક્રિયા થઇ, પછી જાન જમી અને મળસ્કે પાછી ચાલી નીકળી. ઝારોળાના યુવકોના પ્રચારથી લગ્ન આમ સાદાઇથી કરવું એવી ગોઠવણ થઇ હતી. લગ્નના બન્ને પક્ષને આવી સાદાઇ જાળવવા માટે ધન્યવાદ ઘટે છે. અને ગામે ગામ યુવકવર્ગ આવો ઇષ્ટ પ્રચાર કરી સમાજની ઉન્નતિ સાધે તો કેવું સારું! એમના પ્રચારથી આ લગ્નપ્રસંગે બેએક હજાર રૂપિયા વેડફાતા બચી ગયા!

### એક દિવસની જાન

થામણાના (૧) ભાઇ નરસિંહભાઇ શંકરભાઇ મુખીના પુત્ર ભાઇ અનંતકુમારનું લગ્ન વાળવેડમાં ભાઇ જેઠાભાઇ વેરીભાઈ પટેલનાં પુત્રી બેન ઇન્દુમતી સાથે વૈશાખ સુદિ ૪થને રોજ થયું. (૨) ભાઇ નાગરભાઇ શં. પટેલનું લગ્ન ચાંગામાં બેન મંગળાબેન સાથે વૈશાખ સુદિ ૧૧સને રોજ થયું. (૩) ગઇ સાલ ભાઇ જીવાભાઇ પ્રભુદાસના પુત્ર ભાઇ ચિમનભાઇનું લગ્ન પલાણામાં ડો. ચુનીભાઇ શંકરભાઇ પટેલનાં ભત્રીજી બેન શાન્તાબેન સાથે થએલું. આ વર્ષે ભાઇ ચિમનભાઇ એમ. બી. બી. એસ.ની પરીક્ષામાં બેઠા છે અને બેન શાન્તાબેન ઇડરમાં અભ્યાસ કરે છે. આ ત્રણે લગ્નપ્રસંગે જાન એકજ દિવસ રહેલી. એ માટે બન્ને પક્ષને, ખાસ કરીને વરપક્ષને

ગંગાબહેનની ઉમર ૧૯ વર્ષની છે અને સિનિયર ટ્રેમ્બીજનો અભ્યાસ કરતાં હતાં. પગઠણ રૂ; ૩૦૧; ચાંલ્લો, વરઘોડો, ગાટલી, વગેરે વહેવાર થયા નથી. લગ્નદિવસે કન્યાપક્ષ તરફથી ભાઇ અંબાલાલે જમણવાર કર્યું હતું, તેમાં સગાસંબંધી અને ખાસ મિત્રોનેજ આમંત્રણ હતાં. સહેજે સ્ત્રીબાળકો સાથે ૩૦૦ જણનું જમણ થયું હશે. આલેથી ભાઇ રમણભાઇ સાથે પાંચ છ જણ આવ્યા હતા. તેમાંના બની શકે તેટલા બીજે દિવસે ચાલ્યા ગયા હતા. વરરાજાને અને બાકીનાને ગાડીમાં જગાને અભાવે રોકાઇ જવું પડ્યું હતું. લગ્નવિધિ વખતે ભાઇ અંબાલાલે મિત્રોને અને સંભાવિત નરનારીઓને આમંત્ર્યાં હતાં અને તેમનું મશાલાવાળા ઠંડા દૂધથી (Ice Creamથી) સ્વાગત કર્યું હતું. લગ્નવિધિ વખતે વરરાજા પોતાના હમેશના પોશાકમાં હતા. ગંડપારોપણ, ગ્રહશાન્તિ જેવા વિધિઓ તો થયા હતા,' વળી વાજાં પણ હતાં. પરંતુ ખાસ આડંબર જેવું ગણાય તેવું કંઇ નહિ હતું." હશે, આડંબર જેવું કંઇ નહિ હશે, પણ હજી યે સાદાઈ લાવી શકાય એવું તો હતું જ એમ લાગે છે. છતાં યે આટલાથી પતવ્યું, એટલા માટે ભાઇ અંબાલાલને અને ભાઇ રમણભાઇને ધન્યવાદ ઘટે છે.

### 'ચાંલ્લાને પ્રસંગે જ્ઞાતિભોજન,' તો લગ્નને પ્રસંગે?

બાકરોલમાં ભાઇ પુરુષોત્તમદાસ દેવજીભાઇ પટેલે પોતાના પુત્રનો વિવાહ થયો ત્યારે ચાંલ્લાને પ્રસંગે ગામના સંબંધીઓને અને મહેમાનોને–કુલ ૩૫૦ માણસોને–જમાડેલા, તે વિષે 'પાટીદાર'ના ચૈત્ર માસના અંકમાં પ્રસંગકથા છે. એ પ્રસંગ વિષે આ અંકમાં પૃષ્ઠ ૩૩૯ ઉપર ભાઇ ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલનું ચર્ચાપત્ર આવ્યું છે, તેમાં એ સાચીજ રીતે પ્રશ્ન પૂછે છે કે ચાંલ્લાને પ્રસંગે "જ જો આટલા માણસ, તો પછી લગ્નપ્રસંગે કેટલા માણસ થશે?" અને ઉત્તરસંડામાં એ પ્રસંગની ધામધૂમ માટે કેવી તૈયારી થઇ રહેલી, તેનું સચોટ વર્ણન બેજ વાક્યમાં આપી દે છે. અને લગ્નપ્રસંગે આણંદના ભાઇ વેરીભાઇ ઝવેરભાઇએ પોતાના પુત્રના લગ્નપ્રસંગે જે ધામધૂમ કરેલી તેનેય ઝાંખી પાડી દે એવી ધામધૂમ આ લગ્નના બંને પક્ષે કરી અને એ રીતે સાત પેઢીના વંશજોને ઊંચી પ્રતિષ્ઠાએ મૂકી દીધા! પછી તેમના એ વંશજો ગમે તેવા નીવડશે તોય પરવા નહિ!

### લગ્નને પ્રસંગે

આ લગ્નના બાકરોલવાળા વરપિતા ભાઇ પુરુષોત્તમદાસનું સહજ ઓળખાણ તો ચૈત્રના અંકમાં 'ચાંલ્લાને પ્રસંગે જ્ઞાતિભોજન' એ પ્રસંગકથામાં આપ્યું છે. વરનું નામ કાન્તિલાલ છે. તેમની ઉમર ૨૦ વર્ષની છે, મેટ્રીકની

પરીક્ષામાં નાપાસ થયા પછી એ ભાઇએ અભ્યાસ છોડી દીધો છે. કન્યા ઉત્તરસંડાના ભાઈ પુરુષોત્તમદાસ ભાઇલાલભાઇનાં પુત્રી બેન નિર્મળાબેનની ઉમર ૧૭ વર્ષની છે અને અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનો અભ્યાસ કરી એ ઊઠી ગયાં છે. એ બેનુ લગ્ન ઉત્તરસંડામાં વૈશાખ સુદિ ૫મને રોજ થયું. જાનમાં આશરે ૪૭૫ માણસો હતાં. જાનૈયાના હુક્કા વગેરેની ચાકરી કરવા પોણોસોએક તો વસવાયાં હતાં. વાજાંવાળા પણ સારી સંખ્યાગાં હતા. જાન બે જમણ રહેલી. લગ્નમંડપ દોઢેક વીઘામાં બાંધ્યો હતો. બંને દિવસે માંડવામાં ૮૦૦થીગે વધારે જમનારના પાટલા પડેલા. આ પ્રસંગે પણ વડોદરા પ્રજામંડળ વાળા ભાઇ મગનભાઇ શંકરભાઈ પટેલ બીજે દિવસે કસુંબાને પ્રસંગે હાજર રહેલા,. પણ કહેવાય છે કે એમણે, આ પ્રસંગે ચાંલ્લાપ્રસંગે કરી હતી તેવી ધામધૂમ ને ધાંધલ ન કરવાની બાકરોલવાળા ભાઇ પુરુષોત્તમદાસને સૂચના આપી હતી. પણ ધનુષમાંથી છૂટેલા બાણની પેઠે, ચાંલ્લાપ્રસંગે કરેલી ધામધૂમ અને ધાંધલ ઓછી ન થતાં વધ્યે જ ગઇ છે. અને ઉત્તરસંડામાં કન્યાપિતાને આ લગ્નપ્રસંગે પંદરેક હજાર રૂપિયાનું પાણી થયું હશે!

**આપણી મનોદશા**

આપણી મનોદશા જ કંઇક એવી છે કે આપણે આપણા આચારવિચારની અને ચારિત્રની પવિત્રતા વિષે જેટલી પરવા રાખીએ છીએ તેના કરતાં વ્યાવહારિક ખર્ચ કરીને ભાઇપિતરાઇને આંજી નાખવાની ને તેમને હલકા પાડી તેમનાથી ઊંચા દેખાવાની વધારે પરવા રાખીએ છીએ. એ ભાઇપિતરાઇઓની પણ એવીજ મનોદશા હોવાથી પેલાઓની હારમાં ઊભા રહેવા માટે પોતાની આર્થિક સ્થિતિ નબળી હોવા છતાં તેઓ તેમના જેવાં ખર્ચ કરવાની તાણાતાણ કરે છે ને પરિણામે પડે છે. પેલા ધનવાન પિતરાઇઓએ પોતાના નિર્ધન ભાઇઓ પ્રત્યે સહાનુભૂતિ રાખી તેમની સ્થિતિનો વિચાર કરીને પોતાનાં સામાજિક ખર્ચો ઉપર સંયમ રાખવો ઘટે. અને નિર્ધન ભાઇઓએ પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરતાં સો વાર વિચાર કરવો જોઇએ. પણ આપણી મનોદશા જ એવી ગુલામી થઇ ગઇ છે કે 'મોટાની વાદે નાનો જાય, મરે નહિ તો માંદો થાય,' એમ બોલતો જાય ને મોટાના વાદ કરતો જાય. વળી એમ વાદ કરવા છતાં બીજાને ઘેર જમવાનું આવતાં જમવાને તે ટાંપીને બેસી જ રહ્યો હોય! નહિ તો પાંચસો પાંચસો માણસને જાનમાં બે દિવસ ભાગવા જેટલી નવરાશ જ ક્યાંથી હોય? કોઇનું કામ કરવાનું હોય છે તો ઘડીની યે નવરાશ હોતી નથી, પણ જાને જવાનું હોય છે ત્યારે નોતરું ય આવતા પહેલાં ઓઘણો બાંધીને તૈયાર થઇને ટાંપી રહેલા કેટલાય ભાઇઓ મળી આવશે, તપાસ

કરશો તો! આ આપણી માનસિક સ્થિતિનો ખ્યાલ આપે છે.

### આ કડવા કાળમાં,

સમસ્ત દેશની પ્રજા, એટલે આપણે પણ, આર્થિક સ્થિતિએ ઘસાતા જઈએ છીએ, નબળા પડતા જઈએ છીએ. તેમાં જાણે બાકી હોય તે પૂરું કરવા આ ભયંકર વિગ્રહ આવી પડ્યો છે—હિંદુસ્થાનનાં બારણાં ઠોકી રહ્યો છે. લોકજીવનના રોજના ઉપયોગની વસ્તુઓની મોંઘવારી થઈ ગઈ છે અને કદાચ પ્રસંગ એવો આવશે કે ગમે તેટલા પૈસા આપવે પણ અમુક વસ્તુઓ નહિ જ મળે. આજે અનાજની તંગી થતી જાય છે; મહાસભા અને ધનવાનો સસ્તા અનાજની દુકાનો ઉઘાડતા જાય છે. જે ભાઈ મગનભાઈ શંકરભાઈ પટેલ વડોદરામાં ઉદાર હાથે નાણાં ખર્ચી સસ્તા અનાજની દુકાનો કાઢી રહ્યા છે, એ જ ભાઈ મગનભાઈ આ કડવા કાળમાં ચાંલ્લાપ્રસંગે જ્ઞાતિભોજનનો ભભકાદ કરે ત્યારે આપણી દશા કેવી થવા બેઠી છે, તેની તો કલ્પનાય થઈ શકતી નથી!

### "રૂઢિના મજબુત કિલ્લામાં ગાબડું"

"તા. ૧૩:૫:'૪૨ને રોજ આર્યસમાજ મંદિરમાં આર્ય જગતમાં જાણીતા પ્રચારક તથા ઉપદેશક સામરખાવાળા શ્રીયુત પટેલ બળદેવભાઈ આર્યે પોતાની સુયોગ્ય પુત્રી બેન જસુનું વૈદિક વિધિથી લગ્ન કર્યું હતું. વિધિ શ્રી. પં. હરિશંકરજીએ કરાવ્યો હતો. આ લગનમાં વિશિષ્ટતા એ હતી કે ચરોતરના પાટીદારો પોતાની કન્યા ચરોતર બહાર તથા પોતાના ગોળ બહાર આપતા નથી, જ્યારે શ્રી બળદેવભાઈ આર્યે આ રૂઢિના મજબુત કિલ્લામાં ગાબડું પાડ્યું છે. એમણે પોતાની કન્યાને કાનમમાં સિનોરનિવાસી ઉત્સાહી આર્ય શ્રી. ડાહ્યાભાઈ દેસાઈભાઈ પટેલ સાથે પરણાવી છે. . . . આ જ્ઞાતિરિવાજનો ભંગ અમને ઇષ્ટ લાગ્યો છે. બદ્ધમૂલ થએલી ખર્ચાળ રૂઢિથી અને ગોળમાં તથા માની રાખેલા ઉચ્ચ કુળમાં કન્યા આપવાના લોભથી ઘણાય મધ્યમ વર્ગને બહુ જ સોસવું પડે છે. કેટલાકમાં જ્ઞાન હોય છે તે માત્ર સંઘરી રાખવા માટે અથવા બીજાને ઉપદેશ આપવા માટે હોય છે, પોતે મેળવેલા જ્ઞાનનો પોતાના ચારિત્ર્ય સાથે જરા પણ સંબંધ હોતો નથી. આવા ઉપદેશકોથી અથવા સુશિક્ષિતોથી પ્રગતિના પંથને સ્વચ્છ કરી શકાતો નથી. ભાઈ બળદેવભાઈએ જે આ પગલું ભર્યું છે તે તેમની હિંમતને આભારી છે, અને આર્યસંસ્કારોની ફળદ્રુપતાને પોતે અપનાવી લીધી છે એવું સ્પષ્ટ જાણી શકાય છે" ('આર્યપ્રકાશ,' તા. ૧૭:૫:'૪૨).

### પણ કાનમમાં?

ચરોતરના લોક કાનમમાં કન્યા દેતા નથી, કારણ કે તેઓ કાનમને

કુળહીન માને છે. પણ એમ કુળહીન મનાયા છતાં કાનમમાં કંઇક કુળવાન મનાતા લોક ચરોતરને પોતાનાથી કુળવાન માનીને ત્યાં કન્યા આપી પોતાના બાપદાદાની નોક રાખી એમ માને છે. વડોદરા રાજ્યના રાજકીય પ્રદેશમાં અને એકંદરે સમાજમાં કંઇક અગ્રેસર ભાગ ભજવતા, મોટા કરાળાના ભાઇ પ્રભુદાસ ભીખાભાઇ રાયે થોડા વખત ઉપર પોતાની કન્યા બેન સંરસ્વતીબેનનું લગ્ન નારના ભાઇ નરેરભાઇ ખોડાભાઇના પુત્ર ભાઇ ગોરધનભાઇ સાથે કર્યું. લગ્નમાં આમ તો સાદાઇ હતી, પણ લેવડદેવડ તો થઇ જ હશે. ઉપરની પ્રસંગકથામાં ભાઇ બળદેવભાઇએ જે ભારે ભોગ આપી રૂઢિભંગ કર્યો છે, તેવો ભારે ભોગ આપવો પડત નહિ, જો ભાઇ પ્રભુદાસે પોતાની કન્યા કાનમમાં જ પોતાના સમોવડિયામાં આપી હોત તો. અને સમાજ એવા સમાજસેવક પાસે એવા માર્ગદર્શનની આશા ન રાખે?

સધુરલગ્ન–કજોડું

ઓડના ભાઇ અંબાલાલ ભુલાભાઇ પટેલની ઉમર આશરે ૫૦ વર્ષની છે, તેમને એક પત્ની હયાત છે. તેમણે અહુણા નાર ગામે ત્યાંના ભાઇ ભાઇલાલભાઇ મોતીભાઇની ૧૬ વર્ષની દીકરી સાથે લગ્ન કર્યું. લગ્નના બજારમાંથી નીકળી ગએલા એવા વૃદ્ધ વરને કન્યા આપવામાં પગઠણ વગેરેનો બચાવ થાય–એટલે અરે એ કન્યાવિક્રય થાય. પણ પૈસાનો એવો બચાવ કરતા પહેલાં કન્યાપિતાએ વિચાર કરવો ઘટે, જે એ બિચારી કન્યાનું લગ્નજીવન કેવું જશે. અને વળી આ પ્રસંગે તો કન્યાના ભાઇ ચંદુભાઇનો વિરોધ છતાં પિતાએ આ લગ્ન કર્યું છે. એક બાજુ લગ્ન પાછળ પુષ્કળ ખર્ચ કરવો પડે અને તેજ કારણે બીજી બાજુ આવાં સધુરલગ્ન–કજોડાં કરવાં પડે. આ સ્થિતિ ચાલુ રહે તો નાતની શી દશા થાય? પણ હવે ઓછે પૈસે સાદાં લગ્ન થવા માંડ્યાં છે એ નાતનું સદ્ભાગ્ય છે.

"ક્ષમાપના

"આથી અમો નીચે સહી કરનાર ઉદીચ્ય જનતાને જાહેર કરીએ છીએ કે તા. ૨૦:૪:'૪૨ ને સોમવારના રોજ શ્રી. લાલશંકર જેશંકર મહેતાએ પોતાની દીકરીનાં લગ્ન જે મહાશય સાથે કર્યાં છે તેમની પ્રથમ પત્ની હયાત છે એવી આજ રોજ અમોને ખબર પડી છે. આ લગ્નમાં અમોએ અજ્ઞાતપણે આપેલી હાજરી બદલ અમો દિલગીરી જાહેર કરીએ તેમજ ક્ષમા માગીએ છીએ. તા. ૨૫:૪:'૪૨. રમણલાલ આણંદલાલ જાની, શિવપ્રસાદ મણિલાલ ત્રિવેદી" ('ગુજરાત સમાચાર, તા. ૨૬:૪:'૪૨).

### બાળલગ્નમાં જિલ્લાના અગ્રેસર લોકસેવકો

નડિયાદના વતની ભાઈ જશભાઈ મકનદાસ જે ખેડા જિલ્લા બોર્ડના સભ્ય છે તેમના પુત્ર—અર્થાત્ મુંબઈ ધારાસભાના સભ્ય ભાઈ બાબુભાઈ જશભાઈ પટેલ ખેડા જિલ્લા મહાસભા સમિતિના મંત્રી છે તેમના ભાઈ—જિતેન્દ્રભાઈનું લગ્ન ધર્મજના ભાઈ કિશોરભાઈ ગિરધરભાઈની પુત્રી સાથે થયું. આ લગ્નમાં તેમના સહકાર્યકર્તા દરબારશ્રી ગોપાળદાસ દેસાઈએ અને જિલ્લા-સમિતિના પ્રમુખ ભાઈ રાવજીભાઈ મણિભાઈ પટેલે ભાગ લીધો. પણ એ લગ્નની કન્યા ૧૪ વર્ષથી નાની હોવાથી વડોદરા રાજ્યના કાયદા પ્રમાણે બાળલગ્ન હતું અને તેથી કન્યાપિતા કિશોરભાઈ તથા લગ્નક્રિયા કરાવનાર ગોર ઉપર પેટલાદ કચેરીમાં કેસ ચાલ્યો અને તે દરેકનો રૂ. ૨૫ દંડ થયો અને ત્યારેજ દરબારશ્રીને અને ભાઈ રાવજીભાઈને ખબર પડી કે આ બાબતની ચોકસી કર્યા વિના લગ્નમાં ગયા એ ભારે ભૂલ થઈ. પણ એમણે મોડે મોડેય ઉપરની પ્રસંગકથા જેવી ક્ષમાપના પ્રસિદ્ધ કરી હોત તો કેટલાક લોકને આ વિષે જાણી જોઈને આંગળીઓ કરવાનો પ્રસંગ મળ્યો છે તે ન મળત. હજીયે એવી ક્ષમાપના પ્રસિદ્ધ કરી શકે છે. ભાઈ બાબુભાઈને તો કશું કહેવાનું રહેતુંજ નથી, કારણ કે પોતાના સગા ભાઈનું લગ્ન કાયદા પ્રમાણે નાની કન્યા સાથે થવાનું છે એ વાતની એમને ખબર નહોતી એ તો કોણ માને? જવાબદાર વ્યક્તિઓએ પૂરી તપાસ કર્યા વિના કોઈ પ્રસંગમાં ભાગ ન લેવો, એ આ પ્રસંગ ઉપરથી સારી રીતે સમજાશે.

### ઉત્તરસંડામાં પ્રેતભોજન

ઉત્તરસંડામાં આગેવાન ને પાંચ ગામમાં માર્ગદર્શક નેતા મનાતા ભાઈ પુરુષોત્તમદાસ છોટાભાઈએ પોતાના પિતાના અવસાનને પ્રસંગે મોટું પ્રેતભોજન કર્યું. કહેવાય છે કે છેલ્લાં કેટલાંય વર્ષોમાં ઉત્તરસંડામાં આવું પ્રેતભોજન નથી થયું. ચીઠીઓ, લહાણી, ભોજન વગેરેમાં તેમણે એકંદરે દશબાર હજારનો ધુમાડો કરી નાખ્યો છે. પ્રેતભોજન માટે મહામંડપ રચ્યો હતો, જેની છાયા નીચે લોકોને ખૂબ છૂટથી જમાડ્યા હતા. લોક જ્યાં જમવાના લાલચુ હોય ત્યાં બીજું શું હોય? એ પ્રસંગે એ ભાઈએ કંઈ ધર્માદા કર્યું હતું!

* * *

ગયા માસમાં પાટીદારોમાં અને સમસ્ત ગુજરાતી હિંદુઓમાં એટલાં બધાં લગ્ન થયાં, કે આ અંકની બધીયે પ્રસંગકથા એમાંજ ખપી ગઈ છે અને તેથી બીજી મહત્ત્વની પ્રસંગકથાઓ તો છોડી દેવી પડી છે.

# ગૂજરાત વિનય મંદિર

## અમદાવાદ



ગૂજરાત વિનય મંદિરનું નવું સત્ર તા. ૧૫મી જૂન, ૧૯૪૨ ને સોમવારે શરૂ થશે. વિદ્યાપીઠના 'વિનીત' (મૅટ્રિક) ધોરણ સુધીનો અભ્યાસ આ વિનય મંદિરમાં કરી શકાય છે. પ્રાથમિક શાળાનાં ચાર ધોરણ જેટલો અભ્યાસ જેણે પૂરો કર્યો હોય, તે એમાં દાખલ થઈ શકે છે. 'વિનીત' થવા માટે વિનય મંદિરમાં સાત વર્ષનો અભ્યાસ કરવાનો હોય છે. છેવટે 'વિનીત'ની પરીક્ષા પસાર કરનારને ગૂજરાત વિદ્યાપીઠ તરફથી 'વિનીત'નું પ્રમાણપત્ર આપવામાં આવે છે.

વિનય મંદિરમાં, ગૂજરાત વિદ્યાપીઠનાં ધારાધોરણ મુજબ, સ્વતંત્ર ધોરણે, રાષ્ટ્રીય કેળવણી આપવામાં આવે છે. રાષ્ટ્રને પોષક એવા ઉદ્યોગોને અક્ષરજ્ઞાન જેટલુંજ મહત્ત્વ અપાય છે. કાંતણ, પીંજણ, વણાટ, સુતારી, સીવણકામ, માટીકામ તથા પુસ્તક-બાંધણીના ઉદ્યોગોનું જ્ઞાન હાલમાં અપાય છે.

ચિત્રકળા, સંગીત તથા વ્યાયામ અને કવાયતને બીજા વિષયો પેઠે ફરજિયાત શીખવાય છે.

વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ કામો તથા સેવા કરવાની તાલીમ આપવાનો ખાસ પ્રયત્ન કરવામાં આવે છે. એને માટે છાત્રાલય મંડળ, ગામડાંમાં પર્યટન, ઉત્સવોની ઉજવણી, ચર્ચાપરિષદ, વગેરે પ્રવૃત્તિઓ, શિક્ષકોની દેખરેખ હેઠળ, વિદ્યાર્થીઓ ચલાવે છે.

વિનય મંદિરની સાથે છાત્રાલયની વ્યવસ્થા પણ રાખેલી છે. અમદાવાદ શહેર બહાર, નદીની પેલી બાજુ સ્વચ્છ અને ખુલ્લા ભાગમાં આવેલા ગૂજરાત વિદ્યાપીઠના મકાનમાં તે છે. વિદ્યાપીઠના બધા સેવકોના સહવાસમાં છાત્રો રહે છે. નિત્ય-જીવનમાં જાત-મહેનત, સુઘડતા, સ્વચ્છતા વગેરેની તાલીમ આપવામાં આવે છે.

છાત્રાલયનું માસિક ખર્ચ રૂા. ૧૨)ના આશરે આવે છે.

આથી વિશેષ માહિતી જોઇએ તો એક આનાની ટપાલની ટિકિટ બીડી નીચેને સરનામે લખશો.

જેમને જૂન ૧૫મીથી શરૂ થતા નવા વરસે વિનય મંદિરમાં દાખલ થવું હોય, તેમણે અરજીનું છાપેલું ફૉર્મ મંગાવી, તા. ૧૦મી જૂન સુધીમાં તે ભરીને મોકલી આપવું. તેની સાથે, પોતાની છેલ્લી શાળાનું સર્ટિફીકેટ પણ બીડવું જોઇશે.

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ—૬

વિઠ્ઠલદાસ કોઠારી
આચાર્ય, ગૂજરાત વિનય મંદિર

—*—

સાક્ષર શિરોમણિ શ્રી. ઠક્કુર નારાયણ વસનજીનાં

# મહા મુલ્યવાન પુસ્તકો

હિન્દુ ગૌરવ ગ્રંથમાળાની અને બીજી

# અતિ મહત્વની નવલકથાઓ

આ હેન્ડબીલ માંહેના એકી સાથે રૂા દશના પુસ્તકોનો ઓર્ડર આપનારને પારકર પેન ટાઈપની ફાઉન્ટન પેન ભેટ. રૂા. પાંચના ઓર્ડરવાળાને "માતા કે રાક્ષસી" (રૂા. ૧-૮-૦) પુસ્તક ભેટ.

**ગુરૂ ગોવિંદસિંહ અથવા ધુરંધર ધર્મ સમ્રાટ:**—બાદશાહ ઔરંગઝેબ અત્યાચારોથી, પોતાનાં પ્રાણાધિક પુત્રો તથા પોતાનું બલિદાન આપી પંજાબમાં હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા હિન્દુગૌરવને રક્ષનાર અને પોતા પાછળ વીરવૈરાગી જેવા બહાદુર બન્દાને હિન્દુત્વ રક્ષા માટે છોડી જનાર ગોવિન્દસિંહના જીવનના રોમાંચક પ્રસંગોને વર્ણવનારી અને મૃતપાય હિન ઓના હૃદયમાં ધર્મ તથા વીરતાની જ્યોતિને પ્રકટાવી દેનારી ઐતિહાસિ નવલકથા. હાઈ કલાસ કાગળો, સોનેરી પાકુ પુઠું, પૃષ્ટ ૩૦૦, કી. રૂ. બે.

**વીર વૈરાગી અથવા બન્દા બહાદુર:**—ગુરૂ ગોવિંદસિંહના અધુરા રહેલ કામને નિર્ભયતાથી પુરૂં કરનાર, વિધર્મીઓએ ગુજારેલા અત્યાચારોનો ચુક હિસાબ કરી નાખનાર અને હિન્દુ જાતિની રક્ષા માટે જીવનનું બલીદા આપનાર વીર વૈરાગી-બન્દા બહાદુરનું ચરિત્ર એક આદર્શ નવલકથા રૂ રોમાંચક ઘટનાઓથી ભરપુર, આત્મરક્ષાના માર્ગો બતાવનાર અતિ ઉપયોગ પુસ્તક છે. નવલકથા એટલી તો આકર્ષક બનાવોથી લખાયેલી છે, અને એ પછી એક એવા તો પ્રસંગો આવે છે કે પુસ્તક અપુર્ણ મુકવાની ઇચ્છા થતી નથી. પાકુ સોનેરી બાઈન્ડીંગ, ૪૦૦ પાના, ઉંચા ફાઈન કાગળો, કી. રૂ. બે

**હિન્દુ સંગઠન અથવા મરણોન્મુખ હિન્દુ જાતિની એક સંજીવની:**—સ્વામી શ્રદ્ધાનંદજીના પુસ્તકનો અનુવાદ એટલી તો શૌર્યતા ભરી ભાષામાં કરે છે કે વાંચતો વાંચતા રૂવાડા ખરાં થઈ જાય છે

વીસમી સદીની વસંતસેના:—એ એક ચાલુ જમાનાની અતિ પ્ર
થઈ પડેલી સામાજીક નવલકથા છે, ચાલુ સમયનાં રાજા મહારાજાઓ, ધર્માચાં
દેશ નેતાઓ અને દેશ સેવીકાઓની સત્ય ઘટનાને આધારે એકદમ આબે
રીતે બહુજ રસભરી વાણીમાં લખી છે. આ પુસ્તક બ્હાર પડતાંજ સમાજ
તીવ્ર ખળભળાટ થયો હતો, કારણ કે અનેક પાપલીલાઓ, નહી જોયેલી, ન
જાણેલી અને નહી સાંભળેલી બીનાઓ બ્હાર આવવા પામી હતી. ર
મહારાજાઓની પાપલીલાઓ, મઠાધીશો અને સાધુ સન્યાસીઓનાં કુક
અગ્રગણ્ય ગૃહસ્થો, અને બની બેઠેલા નેતાનાં અત્યાચારો, સમાજ અને જ્ઞાતિ
અનિષ્ટ રીવાજો એ બધું વાંચતા અનેક જાતની પોલો જાણવા મળે છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ લો | ભાગ | ૫૫૦ | પાના | પાકુ પુઠું | કીં. રૂા. | સાડા: |
| ૨ જો | ,, | ,, | ,, | ,, ,, | ,, | સાડા: |

બાલ વિધવા કલ્યાણિ અથવા રાજા કે રાક્ષસ:—દેશી રાજ્યે
કેટલાક રાજાઓ એવા તો દુરાચારી હોય છે કે જે રાજા હોવા છતાં રાક્ષ
નામે ઓળખાય છે. તેમનાં રાજ્યમાં નિશસ્ત્ર, શાંત પ્રજા ઉપર થતાં અત્યાચ
અનેક જાતની પીશાચી ઘટનાઓ ઉભી કરી હેરાન હેરાન કરી મુકે છે. અ
જાતની ખટપટો ઉભી કરી ધન માલ લુંટી લે છે. પ્રજાની બ્હેન દીકરીએ
છડે ચોક ઉપાડી જાય છે. એ બધી સત્ય હકીકતો શ્રી ઠકકુરે અજબ છટા
અત્યંત મનોવેધક, હૃદય ભેદક, રસ ઝરતી ભાષામાં લખી છે. સ્ત્રી જાતી
અબલા નથી, પરંતુ વખત આવે એક રણચંડીનું રૂદ્ર સ્વરૂપ ધરી ર
મહારાજાઓ અને તેનાં કર્મચંડાલ કારભારીઓની સાન ઠેકાણે લાવે છે ચ
જીંદગીભરની ખોડ ભુલાવે છે. પૃષ્ટ ૪૧૦ પાકુ પુઠું, કીં. રૂા. ત્રણ.

કચ્છની પદ્મની અથવા પુઆરો અને રાજૈ:—એક રોમાંચક ઐ
તિહાસિક નવલકથા. વીરભુમિ કચ્છધરાની દંતકથાઓ અને લોક સાહિત્યનાં આધા
તેમજ કચ્છના ગામડે ગામડે રખડી રઝળીને મેળવેલી સાચી હકીક
અને ઐતિહાસિક પુરાવાથી મેળવેલી વીર કથા: જામ પુંઅરા દેવ અને મ
પરાક્રમશાલી રાણી રાજૈસુંદરીની પ્રણય અને પરાક્રમની અત્યંત આકર્ષક ક
જામ લાખા ફુલાણીની અજબ ઐતિહાસિક ઘટનાઓ, અને મુસ્લીમ દર્વીશે
કચ્છમાં કેવી રીતે પગ પેસારો કર્યો એ બધી રસિક બીનાઓ વાંચતા અને
આનંદ મળે છે. પૃષ્ટ ૪૫૦, પાકુ પુઠું. કીં. રૂા. ત્રણ.

હિરણ્ય ગર્ભ હિન્દુ અથવા યશસ્વની હિન્દુ જાતિના દીવ્ય ગૌ
ધનો ઇતિહાસ:—સૃષ્ટિની ઉત્પત્તિ હિરણ્ય ગર્ભ એટલે બ્રહ્માથી થયેલી
તેવીજ રીતે સમસ્ત સંસાર, ધર્મ, સંસ્કૃતિ, જ્ઞાન, વિજ્ઞાન, વીરતા, આચ
વિચાર, વિગેરે તમામે પ્રકારનં ભાન કરાવનાર હિન્દુ જાતી છે આ ...

તારનું સરનામું: 'આગબોટ,' મુંબઇ — ટે. નં. ૪૧૨૧૩

# પાસપોર્ટ અને સ્ટીમરની ટીકીટો



દુનિયાના કોઇ પણ બંદરે જવા માટે સહેલાઇથી અને ઓછે ખર્ચે મેળવી આપીએ છીએ. ઉપરાંત અમારી મારફત ટીકીટ લેનાર પેસેન્જરને રહેવા માટે તદ્દન મફત, સુંદર હવા ઉજાસવાળું મકાન રાખેલ છે. અને તે સ્ટેશન, લોજ, ટ્રામ, સીનેમા, નાટકની નજીક જ છે. ઠંડા ને ગરમ પાણીના નળ કાયમ ચાલુ જ રહે છે.

**નવી બ્રાન્ચ ઓફિસ: મ્યુનિ. દવાખાના સામે, સ્ટેશન રોડ, આણંદ**

બ્રાન્ચ ઑફીસ:
હરિનિવાસ, ટાવર પાસે
નવસારી

**જીવાભાઇ બી. પટેલ એન્ડ સન**
પાસપોર્ટ એજંટ્સ, ૨૨૯, આરબ બંગલો,
ખેતવાડી મેન રોડ, બારમી ગલી સામે, મુંબઇ ૪

---

સોનાચાંદીના ફેન્સી દાગીના

ચોકસી
**અંબાલાલ પ્રભુદાસ પટેલ**
( કરમસદવાળા )

અમારે ત્યાંથી સોના-ચાંદીના ફેન્સી દાગીના, ચોકખી ચાંદીના પ્લેન તથા નકસી વાસણો તેમજ
ભેટ આપવા લાયક
ચાંદીની ફેન્સી ચીજો તથા ચંદ્રકો
તૈયાર મળશે.

ઓર્ડર મુજબ બનાવી આપવામાં આવે છે.

બનાવનાર તથા વેચનાર

## ચોકસી અંબાલાલ પ્રભુદાસ પટેલ

ઠે. ભાવસારવાડ, નડીઆદ.

ચાંદીની ફેન્સી ચીજો તથા ચંદ્રકો

Reg. No. B. 1785




કોઇ પણ ગૃહસ્થ કે ગૃહિણી ખોરાકનો [illegible] ટકાવી શકાય તેથી અજ્ઞાન ન હોવાં જોઇએ. અહીં તંગી વેઠવાનો પ્રશ્ન નથી. માત્ર તે સાથે ગરીબની મુશ્કેલીનો વિચાર રાખવાની જરૂર છે. આ રીતે જેટલો ખોરાક બચે તે વગર મહેનતે તેટલો ખોરાક ઉત્પન્ન કર્યા બરાબર લેખાય. આ વિષે કાંઇક સાહિત્ય જોઇશે. એ મોટા કદમાં ન જોઇએ. પત્રિકાઓ બસ થાય. એમાં દલીલોની જરૂર નથી. હકીકતો અને આંકડાઓ આપી તે નાગરિકોને સમજાવે કે કેટલા બગાડને માટે તેઓ અપરાધી છે, અને તે કઇ રીતે અટકાવી શકાય. પાછળ કાંઇક છાંડી શકાય તેટલાં શ્રીમંતનાં ભાણાં પીરસાએલાં હોવાં જોઇએ એ ભયંકર વહેમ તુરત જ કાઢી નાખવો જોઇએ. ઘરમાં કે હોટેલમાં, છાંડવાની ટેવ અસભ્યતાની અને કેળવણીની ખામીની નિશાની લેખાવી જોઇએ. પાછળની વારીઓમાં જરૂર પર ખ્યાલ રાખીને જ પીરસાવું જોઇએ. જેમને ભાણું પૂરું ભરાવીને તેમાંની દરેક ચીજનો માત્ર સ્વાદ લેવા પૂરતી જ ખાવાની આદત પડી હોય, તેઓ અહીં સૂચવેલો સરસ નિયમ લે, તો રોજ તંગીમાં રહેતા લોકોમાં વહેંચવા માટે કેટલોયે ખોરાક બચાવી શકાય.

('હરિજનબંધુ,' તા. ૭ : ૬ : '૪૨)

ગાંધીજી




તંત્રી : નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
પાટીદાર મન્દિર, આણંદ.

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશના ચાર શિલિંગ
છૂટક નકલના ત્રણ આના

## 'પાટીદાર'માં જાહેરખબરના ભાવ

| | આખું પૃષ્ઠ | અર્ધું પૃષ્ઠ | પા પૃષ્ઠ |
|---|---|---|---|
| બાર માસ | રૂા. ૪૦ | રૂા. ૨૫ | રૂા. ૧૫ |
| ૭ ,, | ,, ૨૫ | ,, ૧૫ | ,, ૧૦ |
| ત્રણ ,, | ,, ૧૫ | ,, ૧૦ | ,, ૬ |
| એક ,, | ,, ૮ | ,, ૫ | ,, ૩ |

પૂઠા પાન ત્રીજા ઉપર આનાથી સવાયા,

અને ,, ,, ચોથા ,, ,, દોઢા.

'પાટીદાર' દર અંગ્રેજી મહિનાની ૨૫મી તારીખે નિયમિત ટપાલમાં જાય છે.

હિંદુ સમાજ, તારે ખાતર!!!

યાદ રાખશો? દાન કરો

# નડીઆદ હિંદુ અનાથાશ્રમ

બાળકો, બાળાઓ, કુમારો, વિધવાઓ, અશક્તો, વગેરે મળી ૧૭૧ અનાથો છે અને સંખ્યા વધતી જ જાય છે. નિશાળ છે, કન્યાશાળા છે. ઔદ્યોગિક શિક્ષણ માટે શીવણવર્ગ, સુથારીવર્ગ, ચિત્રકામ, પૉલીશકામ, નેતરકામ, નાના વિધવિધ નમુનાઓનું કામ, વણાટશાળા, છાપખાનું વગેરે વગેરે છે.

  

કંઇ મદદ કરો તો

ખાદી, ધાબળા, પુસ્તકો, રૂ, દવા, ચંપલ, વગેરે ચીજોની અનાથો માટે ખાસ જરૂર છે.

હરેક પ્રસંગે દરેક પ્રકારનું દાન અપાય છે.

દક્ષિણ તથા પૂર્વ આફ્રિકાનાં ભાઇબેનો પોતાની રકમના 'પોસ્ટલ ઓર્ડર ક્રાસ' કરી મોકલાવે છે, તેનો વટાવ બેન્ક વધુ લે છે; માટે સાદા ઓર્ડર અગર બેન્ક ઉપરના ચેક આવે તો વધુ સગવડ થાય.

રિપોર્ટ મફત મળે છે, તે પોસ્ટની ટીકીટ બીડી મંગાવો.

લી:— મંત્રી,

હિંદુ અનાથાશ્રમ, નડીઆદ.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૮<br>વર્ષ ૧૯ | આણંદ | અષાઢ<br>અંક ૯ |
|---|---|---|

## કલંકિની

હું સ્ત્રી છું, અરે ભૂલી! 'સ્ત્રી' તરીકે જીવવાનો મને જરા પણ અધિકાર નથી. ભગવાને તો મને વિધવા—હિંદુ સમાજમાં વિધવા—સર્જી છે.

જગત મને વિધવા કહે છે, લોકો મને અભાગણી કહે છે, સાસુ-સસરા મને રાંડ કહે છે અને આ ક્રૂર સમાજ અપશુકનિયાળ, ભૂંડાં પગલાંની, કુભ્જા, વગેરે અનેક ઇલકાબોથી મને નવાજે છે. સારોયે સમાજ, આખુંય જગત અને તે સમાજમાં તથા જગતમાં વસતા બધાય પવિત્ર (?) લોકો મને ક•••લં•••કિ•••ની કહે છે. અરેરે! આ કલંકિની શબ્દ સાંભળતાં જ મારૂં હૃદય કારમી ચીસ પાડીને રડી ઊઠે છે, આર્તનાદ કરે છે, આક્રંદ કરે છે! એ કહે છે: "ઓ જગત, ઓ સમાજ, મારૂં જે કરવું હોય તે કરો, પરંતુ મને કલંકિની ન કહો! હું પવિત્ર છું, નિષ્પાપ છું, નિષ્કલંક છું!" પણ•••? સમાજનો ક્રૂર પંજો મારા મોં ઉપર પડે છે, અને મારો કંઠ રૂંધાઇ જાય છે! સમાજને નથી દયા મારાં આંસુની કે નથી મારી આજીજીની. તેને મારા કેશવિહીન મસ્તકને, કંકુવિહીન કપાળને અને કંકણવિહીન હાથને જોઇને પણ દયા ઉત્પન્ન થતી નથી. એવા સમાજને નિષ્ઠુર સમાજ ન કહી શકાય? જરૂર. ઓ અંતર્યામી, શું તારા જગતમાં હૃદયની સાચી પવિત્રતાને કલંકિનીની જ ઉપમા મળે છે? તું શાન્ત થઇને કેમ બેઠો છે? સરજનહાર! એક વાર તો મને જવાબ દે! એક વાર તો બોલ! એક વાર એ જગતને સાદ પાડીને સંભળાવી દે કે આ અભાગણી સ્ત્રી કલંકિની નથી, અપવિત્ર નથી! ઓ દયામય, તું તો વિશ્વવ્યાપી છે, અંતર્યામી છે! તું એટલું એ નથી જાણતો કે મેં કોઇ પણ દિવસ અપવિત્ર વિચારનેય મારા હૃદયમાં સ્થાન

નથી આપ્યું? તોપણ લોકો મને કલંકિની કહે છે! તેગની એ કારમી ક્રૂરતા સહન કરવાનો મને માર્ગ તો બતાવ.

કોઈ અકથ્ય દિશામાંથી સૂર આવીને મારે કાને અથડાય છે: 'ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે.' ઓ જગતના નાથ! જગતની અને સમાજની ક્રૂરતાને તો હું ન છૂટકે પણ સહન કરું, પરંતુ જે માતાના મોટા મોટા કવિઓ અને વિદ્વાનો નિરંતર ગુણગાન ગાય છે, તે માતા પણ મારી પ્રત્યે નિષ્ઠુર બને છે, એ જોઈને મારું હૃદય મારા પોતાના કમનસીબને લાખો ધીટકાર આપે છે.

પરંતુ વાચક, આ બધું વાંચતા પહેલાં તારે મારો પૂર્વ ઇતિહાસ જાણવો પડશે. હું વિધવા તો બની, પણ સાથે સાથે મારી માતાની પુત્રી પણ મટી ગઈ. પરમેશ્વરે મારા ઉપર અવકૃપા કરી અને આ હિંદુ સમાજે મારાં સૌભાગ્યવંતીનાં ચિહ્નો પણ ખૂંચવી લીધાં, ત્યારે નિરાધાર બનીને હું મારી માતાના આશરા હેઠળ રહેવા ગઈ, ફક્ત આશ્રય માટે નહિ, પણ એ આશાએ કે માતા તો જરૂર મને આશ્વાસન આપશે જ. પરંતુ મેં શું જોયું? શું એ મારો દૃષ્ટિભ્રમ તો ન હતો ને? માતાનાં નયનોમાંથી આશ્વાસનના અમૃતને બદલે તિરસ્કારનાં અને તુચ્છકારનાં તીર વરસી રહ્યાં હતાં. જેમ ખરે બપોરે સૂર્યનારાયણ પ્રચંડ થાય છે અને તેની સામે જોતાં આપણી આંખોમાંથી આંસુની ધાર વહી જાય છે, તેમ આ સમયે માતાનાં નયનો જોતાં મારી આંખોએ આંસુનો વરસાદ વરસાવ્યો.

એક ક્ષણ મારું સમસ્ત અંગ કંપી ઊઠ્યું. બીજી ક્ષણે મને થઈ આવ્યું કે જગતના જે જે કામણગારા કવિઓ માતૃપ્રેમના ગુણગાનમાં લાંબાં લાંબાં કાવ્યો લખતા હોય તે બધાની કલમને તોડી ફોડીને ફેંકી દઉં! પણ તરત જ મને મારી દીન અવસ્થાનું ભાન થયું! અને સાથે જ પાસેના ઓરડામાંથી મારી માતાનાં વાક્ય-બાણ સંભળાયાં: "અભાગણી! જન્મી ત્યારથી જ ભૂંડાં પગલાં લેઈને આવી છે તે જેને તેને ભરખી જ જાય છે!" મારે આવે સમયે મૌન સેવવું પડ્યું, મારું દિલ બોલવા માટે તો ખૂબ તલપી રહ્યું હતું હતું, પણ હું નાનપણથી શીખી છું કે માબાપની સામે ન બોલવું; પણ મારા મગજમાં એક વિચાર આવ્યો અને હું બબડી ઊઠી: "ઓ મા, જો હું જન્મી ત્યારથી જ ભૂંડાં પગલાંની હતી તો પછી મને ત્યારે જ દૂધપીતી કેમ ન કરી?" આ બનાવ બન્યા પછી મારું શરીર કંપવા માંડ્યું. મારી આંખોમાંથી મુશળધાર વરસાદ વરસવા લાગ્યો. મારું મન કોઈ એક ભયંકર

કૃત્ય કરવા તલપી રહ્યું અને તરત જ મારાં રૂવાં ઊભાં થઇ ગયાં.

એક રાત્રિના ઘનઘોર અંધકારમાં હું ઘર છોડીને ચાલી નીકળી. દુન્યવી સુખની મને ઇચ્છા નહોતી, મારે તો જોઇતી હતી શાન્તિ! પેલો મારો બાળપણનો સંગાથી કુવો મને સાદ પાડીને બોલાવવા લાગ્યો. તે કહેતો હતો: "તારે શાન્તિ જોઇએ છે ને? જો, મારી ગોદ કેવી વિશાળ છે? એ ગોદમાં તારા અંગને હોમાવીને તું હમેશ માટે શાન્તિ પામીશ, ચિરનિદ્રામાં પોઢી જઇશ." મારૂં હૃદય આનંદથી નાચી ઊઠ્યું. હું કૂવાને ભેટવા ગાંડી બનીને દોડી, પણ એની પાસે આવતાં જ મને મારાં 'ભૂંડાં પગલાં' યાદ આવ્યાં. લોકોપયોગી કૂવો મારે પાપે 'ગોઝારો' બની જાય તે મને ન રુચ્યું. નિરાશ થઇ, નિષ્ઠુર બની તેના સ્નેહભર્યા આમંત્રણને ઠોકરે મારી હું બીજી દિશાએ દોડી.

રાત્રિની અભેદ્ય શાન્તિમાં, ઝબુકતા તારલિયાના છાંટણાથી છંટાએલો ચમકતો સાળુ પહેરી સરિતા મંદ મંદ પગલાં પાડતી ક્યાંક જઇ રહી હતી. રખે ને પોતાનાં પગલાંના અવાજથી આસપાસની નીરવતામાં ભંગ થાય એ બીકે તે અતિશય ધીરે ચાલતી હતી. જેમ જેમ મેં એ સરિતાના વહેતા જળમાં પગલાં માંડ્યાં તેમ તેમ મારૂં દુ:ખ વિસ્મૃતિના પડદા પાછળ સંતાઇ ગયું અને ઘડીભર તો મને એમ જ લાગ્યું કે મારા જેટલું સુખી કોઇ નથી. પણ ક્રૂર દૈવને મારા અંતિમ સુખની પણ ઇર્ષ્યા આવી. મારી પાછળ થોડે દૂર કોઇ આકૃતિને મેં જોઇ અને જોતાની સાથે જ એક અવાજ મને સંભળાયો: "બેન, બેન! એક પળ થોભી જા."

આહ! કેટલે દિવસે મારો એ પરિચિત અને પ્રિય અવાજ મારે કાને અથડાયો? હું નાની હતી ત્યારે મારી પાડોશમાં જ એ રહેતો હતો. નાનપણથી અમારા બંને વચ્ચે મૈત્રીની અને પ્રીતિની મજબૂત ગાંઠ બંધાઇ ગઇ હતી. એ મને હમેશાં 'બેન' કહી બોલાવતો અને હું તેને 'ભાઇ' કહી સંબોધતી. જેમ જેમ અમે મોટાં થતાં ગયાં તેમ તેમ અમારો એ પવિત્ર પ્રેમ (લોકો તો તે પ્રેમને પણ શંકાની નજરે જોતાં) વધવા લાગ્યો. લોકો હમેશાં પવિત્રતામાં દૂષણ જ જુએ છે. તેમણે અમને નિંદ્યાં, અમારા ઉપર અનેક અસત્ય આક્ષેપો મૂક્યા! અને ત્યારથી હું તેનાથી વિખૂટી પડી ગઇ. પછી મારાં લગ્ન થયાં, હું વિધવા બની. અને પછી તો અનેક વર્ષો ચાલ્યાં ગયાં, પણ હું ફરી કદી તેને મળી જ નહિ!

આજે 'બેન' શબ્દ સાંભળતાં જ મારૂં હૃદય પ્રફુલ્લિત બની ગયું, પણ મને થયું કે મારો ભાઇ જરૂર ગમે તે પ્રકારે પણ મને આત્મહત્યા કરતાં

અટકાવશે જ. મારે એમ નહોતું થવા દેવું. મારામાં જેટલું જોર હતું તેટલું અજમાવીને હું દોડી.

"ભાઈ, મને બચાવવાનો પ્રયત્ન ન કરીશ. હું અભાગિની છું, વિધવા છું, કલંકિની છું. આ જગતમાં હું મરવાને માટે જ સરજાએલી છું." અને એમ કહેતાં મેં પાણીમાં ડૂબકી મારી દીધી.

* * *

કોણ જાણે કેટલાયે કલાકની બેશુદ્ધિ પછી જ્યારે હું જાગી ત્યારે મારા મસ્તક ઉપર કોઈ જર્જરિત હસ્ત ફરતો હતો. "હું કયાં છું? શા માટે મને અહીં લાવ્યાં છો? તમે કોણ છો?" મારી પડખે બેઠેલી વૃદ્ધાને મેં પ્રશ્ન કર્યો.

"બેન, તું ડૂબી જતી હતી. મારો રમણ તને બચાવીને અહીં લાવ્યો. સારું થયું કે ઝટ ઝટ ઉપચાર કર્યા, નહિ તો શું ને શુંય થઈ જાત!" વૃદ્ધાએ ખૂબ માયાળુપણે જવાબ આપ્યો.

મને ઝડપમાં તે ઘનઘોર રાત્રી, તે નદી, મારો ભાઈ, મારો આત્મહત્યા કરવાનો નિશ્ચય, એ બધાની સ્મૃતિ થઈ આવી. "અરેરે, ભગવાનને મન પણ હું અપવિત્ર છું એટલે જ નદીએ પણ મને ન સંઘરી!" મારી વિચાર-માળાના પડદાને દૂર કરતો કોઈ એક નમ્ર અવાજ મારે કાને અથડાયો: "બેન!" હું ચમકી, અને અવાજની દિશા તરફ મેં મારી આંખો ફેરવી. બે હાથ વચ્ચે માથું ટેકવીને મારો ભાઈ ત્યાં બેઠો હતો. નિરાશાની અને દુઃખની છાયા તેના મોં ઉપર તરવરતી હતી. "ભાઈ!" મારાથી પણ ઉન્માદમાં પ્રત્યુત્તર આપી દેવાયો.

પરંતુ ત્યાં જ એ અર્ધખુલ્લા બારણાને ધક્કો મારીને કોઈ એ ઓરડીમાં આવ્યું. આવનાર વ્યક્તિ કોણ હતી? ક્રોધથી થરથર કંપી રહેલો તેનો દેહ, આંખોમાંથી વરસતા અંગારા, દાંતનો કચકચાટ અને મુખમાંથી ગાળોનો વહેતો પ્રવાહ, એ બધું જોઈને હું બીકથી સજડ બની ગઈ! મારા મોંમાંથી એક દર્દભરી ચીસ નીકળી ગઈ!

"રાંડ, મારા કુળની આબરૂના તેં કાંકરા કરી નાખ્યા! ઘેરથી નાસી જઈને પરપુરુષના ઘરમાં આખી રાત પડી રહી. કોણ જાણે કેટલીયે વખત આવાં નીચ કૃત્યો તેં કર્યાં હશે! પાપનો ઘડો ભરાય ત્યારે ફૂટયા વગર ઓછો જ રહે છે?" વગેરે વાકયો રૂપી સરસ્વતી તેના મુખમાં રમી રહી હતી. હું નીચું જોઈને મૂંગે મોઢે બધું સાંભળી રહી. હિંદુ સમાજમાં વિધવાને કંઈ પણ બોલવાનો—સાચું કે ખોટું ગમે તેવું પણ બોલવાનો—હક્ક જ હોતો નથી,

તે તો ફક્ત સાંભળવાનેજ. માટે સરજાએલી છે. એણે મને અનેક ગાળો દીધી.

પછી તેણે મને ઘેર જવાનો સત્તાવાહી સ્વરે હુકમ કર્યો. ઘર તરફ ચાલતાં મારૂં અંતઃકરણ રડી ઊઠયું: "ઓ મારા ભાઇ, તેં આ શું કર્યું? તેં મને ડૂબવા કેમ ન દીધી? તું પુરુષ છે, સ્ત્રીના દુઃખની કલ્પના તને નહિ આવે! પરંતુ મારા માર્ગમાં તું વચ્ચે શા માટે પડ્યો? હવે મારૂં શું થશે?" હું મારા હૃદયમાં વસતા ભાઇને ઉદ્દેશીને બબડી.

અને તે દિવસથી મારી જિંદગીના દુઃખીમાં દુઃખી દિવસોની શરૂઆત થઇ ગઇ. ઘરની બહાર નીકળવાની મને મનાઇ હતી. મારી સાથે સારી રીતે બોલવાની બધાને મનાઇ હતી. ફક્ત મને જેટલાં મહેણાં મારવાં હોય અને જેટલું દુઃખ દેવું હોય તેટલું દેવાની બધાને સંપૂર્ણ છૂટ હતી. ઊડતા પંખીને પાંજરામાં પૂરે, ત્યારે તેને કેટલું બધું અસહ્ય દુઃખ થાય! અને એ પાંજરામાંથી છૂટકારાનો દમ લેતાં કેટલો આનંદ તે અનુભવે! પણ મારી સ્થિતિ તેના કરતાં પણ વધારે કરુણ હતી, કારણ કે પંખીને તો ઘરના લોકો માનથી બોલાવતાં તેમજ નિયમિત ખોરાક આપતાં હોય છે, ત્યારે મારા નસીબમાં એટલું પણ નહિ! હું પંખી કરતાં પણ ઊતરતી કોટિની!

"બૈરીની જાત, અને વળી પાછી વંઠી ગઇ તે પુરુષોની ભાઇબંધી કરવા માંડી. એ તો સારૂં કે મને સદ્બુદ્ધિ આવી અને હું તેને ઘેર લઇ આવી; નહિ તો આ ઘરડે ઘડપણ મારી આબરૂ એ અભાગણી પાણીમાં બોળી દેવાની હતી! હાય, હાય! એ છોકરાની સાથે નાસી ગઇ હોત તો હું લોકોને મોં કેમ કરીને બતાવત? ભગવાન એના શરીરમાં કીડા પાડીને તેને કમોતે મારજો!" લાંબા લાંબા ભાષણોથી મારી માતા મને અનેકાનેક આશીર્વાદ આપતી! 'છોરૂં કછોરૂં થાય, પણ માબાપ કમાબાપ ન થાય,' એ કહેવત આમ એ ખોટી પાડતી. મને મારી માની બુદ્ધિ ઉપર દયા આવતી હતી.

મને કેટલીયે વાર વિચાર આવતા કે એક વખત તેને સંભળાવી દેઉં કે: "મા, નાસી જવું હોત તો હું કયારનીયે નાસી ગઇ હોત, મને કોઇ અટકાવી શકનાર ન હતું અને નથી; પણ હું નાશી નથી ગઇ, માટેજ તમારે જાણવું ઘટે કે હું તેમ કરવાની પણ નથી." ખરેખર! મને શુદ્ધ ચારિત્ર્ય અને અખંડિત પવિત્રતા કરતાં વધુ વહાલી વસ્તુ કોઇ છેજ નહિ. પણ રૂઢિચુસ્ત માતાને એ બધું હું કેમ કરીને સમજાવું કે મારી પવિત્રતાને અપવિત્ર–કલંકિત–બનાવે એવો વિચાર કરતાં હું કદી શીખી નથી, અને તે જેને 'પરપુરુષ' કહેતી હતી તે મારે મન પરપુરુષ નહોતો,

એ તો હતો મારો બાલપણનો મિત્ર, ભાઇ. પણ મારા હૃદયની બધી પવિત્રતા અને સંયમ હૃદયમાંજ સમાઇ રહેતાં. માતાની દૃષ્ટિએ, સમાજની દૃષ્ટિએ અને જગતની દૃષ્ટિએ તો હું કલંકિની હતી.

મને આ જીવન ઉપર સખત તિરસ્કાર આવ્યો, હું આ જિંદગીથી ખૂબજ કંટાળી ગઇ હતી. લાખો વર્ષ હું જીવીશ તોય આપઘાત કર્યા વગર પરમેશ્વર મને મૃત્યુ આપવાનો નથી, એમ માની ફરીથી મેં મારા જીવનનો અંત આણવાનો દૃઢ નિશ્ચય કર્યો.

મારા જીવનનો એ ધન્ય દિવસ—અરે ભૂલી, ભાગ્યશાળી રાત્રિ—આવી પહોંચી. હું મારા ઘરમાંથી ચોરની માફક બહાર નીકળી. ફળિયું વટાવ્યું અને ગામ પણ પસાર થયું, અને ત્યાં મારી નજરે એક કૂવો પડ્યો. મેં મારા મનને આત્મહત્યાના નિશ્ચયની દોરીથી સખત બાંધ્યું. પડવા જતા પહેલાં હું પરમેશ્વરને ઉદ્દેશીને પ્રાર્થનાના થોડા શબ્દો બોલવા મંડી. મારી એકાગ્રતાનો ભંગ કરતી એક વ્યક્તિ મારી નજીક આવી અને તેણે મારો હાથ ઝાલી મારી સામે ધારી ધારીને જોયું. હું તો તેને ઓળખીજ ગઇ હતી, એ મારા સ્વ. પતિના ભાઇ હતા. તેમણે મને ઓળખી. મારો હાથ પકડી દૂર લેઇ ગયા, અને આવું કૃત્ય કરવાનાં કારણો પૂછ્યાં.

મેં મારા ઉપર પડતાં અસહ્ય દુઃખોનું વિસ્તારપૂર્વક વર્ણન કર્યું, અને છેવટે કહ્યું: "હું કલંકિની છું, આ દુનિયામાં મારે માટે રહેવા સ્થાન નથી…" તેમણે મને આગળ બોલતાં રોકી. તેમનું હૃદય આ શબ્દો સાંભળવા તૈયાર ન હતું. તેમની આંખોમાં જળજળિયાં આવી ગયાં. હું પણ રડી પડી. તેમણે કહ્યું: "હું તમને બચાવીશ, હું સર્વ દુઃખમાંથી રસ્તો કરી આપીશ. આજથી તમે મારાં ભાભી મટીને બેન થયાં છો." આ રીતે કહી તેમણે મારા પ્રત્યે બેનનો પવિત્ર પ્રેમ દાખવ્યો.

હવે કલંકિનીને સુખના દિવસો આવ્યાં છે. મારા આ નવા ભાઇએ મારાં પુનર્લગ્ન કરવાનો વિચાર કર્યો. મારા સસરાએ ભાઇને વાર્યો, પણ તે એકનો બે ન થયો. મારા પિતા મને તેડવા આવ્યા. આ સમયે હું મારા ભાઇના આશ્રય નીચે હતી. તેથી એ બળજબરી તો ન જ કરી શકયા, મેં ચોકખી ના પાડી. વીલે મોઢે તે પાછા ફર્યા. એક સુશિક્ષિત વિધુર સાથે મારાં લગ્ન નક્કી થયાં, અને લગ્ન લેવાયાં. મારા સસરાને આ કૃત્ય ન ગમ્યું, અને તેથી મારા ભાઇને તે સમયથી મારે માટે પિતાથી જુદું રહેવું પડયું. પણ મારા ભાઇ તેમાં પણ આનંદ માનતા. તેમને તો એટલાથીજ સંતોષ હતો

કે તેમણે એક જીવને જીવનદાન આપ્યું છે.

હવે હું આનંદ કરું છું, દેશહિતના કાર્યોમાં મદદ કરું છું. હવે હું કલંકિતી મટી સેવિકા બની છું.

* * *

યુવકો, આવી જ રીતે માબાપ, ઘર, કુટુંબ તેમજ સમાજની સામે થઇ સુકાર્યોમાં ઝૂંબેશ ઉઠાવો. કોઇની પરવા રાખો નહિ. તમે જાગો અને બીજાને જગાવો. તમે સુખી હો તો બીજાને પણ તમારા જેવા સુખી બનાવવા પ્રયત્ન કરો, અને એ રીતે આપણા સૂતા સમાજને જગાડો. ક્રાન્તિકાર બનો અને ઉન્નતિને પંથે વિચરો.

નડિયાદ — મસ્તિકા પટેલ

---

## વાત વાતમાંથી

સાંજે ટપાલ આવી ત્યારે ઓટલા ઉપર બેસી બધા 'જન્મભૂમિ' વાંચતા હતા, ત્યાં રામભાઇ આવી પહોંચ્યા.

વાત વાતમાં બાઇલાલભાઇએ કહ્યું: "આ રામભાઇની જ વાત કરો ને. બે રૂપિયા લખાવ્યા છે, પણ જો આપતા હોય તો!"

રામભાઇએ ખિસ્સામાંથી રૂપિયો કાઢી આપતાં કહ્યું: "અબઘડી લેઇ લો, હું ક્યારે ના કહું છું?"

બાઇલાલભાઇ: "રૂપિયો લેવો હોત તો તેજ ઘડીએ ન લેઇ લેત? લેવાના તો બે જ—નહિ તો એકેય લેવો નથી."

રામભાઇએ કહ્યું: "પણ મેં બે લખાવ્યા જ નથી. કેમ ઇશ્વરભાઇ, હું તો ના જ કહેતો હતો ને?"

મેં લખણી વખતે જે સ્થિતિ હતી તે જણાવી: "તમે ના કહેતા હતા, પણ રણછોડભાઇએ તો બે રૂપિયા લખ્યા હતા ને?"

રામભાઇ: "એ તો પાંચ લખે."

મેં: "પણ એમને તમારા ઉપર એટલો વિશ્વાસ હશે ત્યારે જ ને?"

એ પ્રશ્નનો જવાબ ગળી જતાં રામભાઇ બોલ્યા: "એ કંઇ હું ન જાણું. કહો તો એક રૂપિયો આપી દઉં."

ભાઇલાલભાઇ: "એક લેઇ રણછોડભાઇનું અપમાન નથી કરવું."

વાત બદલતાં રામભાઇએ કહ્યું: "હું તો પેપરને અડકતો યે નથી, છતાં એક રૂપિયો આપું છું તે ઓછો છે? પેપર આવતાં જ રસ્તામાંથી ઝડપી લે છે એ તો કંઇ આપતા નથી!"

ચિમનભાઇ: "તમને પેપર ઝડપી લેવાનું કોણ ના કહે છે?"

રામભાઇ: "પેપરનું વળી ઠેકાણું જ ક્યાં હોય છે? વાંચનારા ઘેર ક્યાંય ઘાલી દે છે તે એનો પત્તો પડે ત્યારે ને?"

ડાહ્યાભાઇ: "જેને ત્યાં હોય તેને ત્યાંથી મંગાવી લેવાનું તમને કોણ ના કહે છે?"

રામભાઇ: "એમ ક્યાં ખોળતા જઇએ? એક જગાએ ઠેકાણાબંધ રહેતાં હોય તો તો ખરૂં. લો ને મકાન બાંધવાના હો તો પચીસ રૂપિયા આપું."

મેં કહ્યું: "મકાન બાંધવા માટે તો રૂ. ૨૦૦૦ જોઇએ, ત્યાં પચીસ પચીસે શો દહાડો વળે?"

અને એ વાત રાત્રે બધા યુવકો બેઠા હતા ત્યાં ચર્ચાઇ.

અંબાલાલ: "બધા દુકાનદારો પચીસ પચીસ આપે તોય ત્રણસો થાય."

ભાઇલાલભાઇ: "એમ તો બીજાય પચીસ પચીસ આપનારા નીકળી આવે."

ચિમનભાઇ: "આફ્રિકાવાળાય, લખ્યું હોય તો, સારી મદદ કરે."

મેં કહ્યું: "એકાદ જ બ ત્રણ હજાર જેવી રકમ આપનાર હોય ત્યારે બને. બીજાં ગામોમાં સંસ્થાઓ બંધાય છે તે કંઇ બબ્બે પાંચપાંચ રૂપિયા ભેગા કર્યે નથી થતી."

જયંતિ: "એવો તે આપણા ગામમાં કયો છે કે હજાર કાઢીને આપી દે?"

ભાઇલાલભાઇ: "ગઇ સાલ તળાવ માટે ત્રણસો ગામમદદ ભરવાની હતી તેના જ લાયલેપા થયા, ત્યાં હજારની શી વાતો!"

મેં કહ્યું: "અમે ધર્માદાનો દસ્તાવેજ કરી આપ્યો ત્યારે ખરો લાગ હતો; પિસ્તાળીશ રૂપિયાનું કાયમનું ઉત્પન્ન ગણત. પણ કાકાએ કહ્યું: 'મેં તો સદાવ્રતમાં આપવાનો સંકલ્પ કર્યો છે એટલે બીજામાં કેવી રીતે લખી આપું?' મેં દલીલ કરી: 'સદાવ્રતમાં તો બીજી જમીન છે અને પુસ્તકાલયને કંઇ ઉત્પન્ન નથી. વળી અન્નદાન કરતાં વિદ્યાદાન ચઢિયાતું છે.' પણ એમણે કોઇ દલીલનો સીધો જવાબ આપ્યા વગર એક જ જવાબ પકડી રાખ્યો: 'એક

ચપાત જે ચીજનું દાન કરી દીધું તેની ઉપર હવે શો અધિકાર રહ્યો?'"

રામભાઈ: "એ જ ભોગ છે ને! પુસ્તકાલયને આપવું એને તો ઘેડિયા દાન માનતા જ નથી. 'એને આપે વળી પુણ્ય શું? જેને વાંચવાનો શોખ હોય તે ઘણાય પૈસા આપે. એમને કંઇ ગણતું નથી!'"

ભાઇલાલભાઇ: "એ જ દુઃખ છે ને! નહિ તો મોતીકાકાએ હમણાં ચબૂતરા ખાતે ૩ા વીઘાંનો દસ્તાવેજ કરી આપ્યો. તે સર્વે નંબર ખેડા પડ્યાથી રદ થયો છે. જો એટલી જમીન આ ખાતે આપે તો ય હજારની થાય."

ઉમેદભાઇ: "લો ને એમ હોય તો હું મારા પિતાને સમજાવીશ."

ચિમનભાઇ: "પણ માનશે ત્યારે ને?"

મેં: "એમ તો મોતીકાકા સમજે એવા છે"

ભાઇલાલભાઈ: "હજારની રકમ એ થતી હોય તો બીજા એક હજાર ભેગા કરવા એ તો રમત વાત છે."

કોણ કોણ કેટકેટલા રૂપિયા આપે તેની રકમ અંબાલાલે ગણવા માંડી. જાણે હમણાંજ મકાન બંધાઇ જશે તેટલી રકમ ગણત્રીમાં તો થઇ ગઇ! અને બધા મોડી રાત્રે વેરાયા.

મોતીકાકાને એ વાત કરી ત્યારે એમણે કહ્યું: "પણ મેં તો ચબૂતરામાં આપવાનો સંકલ્પ કર્યો છે."

મેં કહ્યું: "એ વાત ખરી. પણ અત્યારે મંદિર–ચબૂતરા–કૂતરાં–સદાવ્રત, વગેરે સંસ્થાઓમાં વધારે નહિ તોય જોઇએ તેટલી મિલકત છે, જ્યારે આ નવી સંસ્થા પાસે સ્થાયી આવકની મિલકત નથી. એટલે આપણે જેને જમાડવાનો વિચાર કર્યો હોય તે જમેલો હોય અને બીજો ભૂખે મરતો હોય તો એને જમાડવામાં શો વાંધો?"

મોતીકાકા જરા વિચાર કરી બોલ્યા: "એ તો બધું હું સમજું છું, પણ એથી સંકલ્પને તો કંઇ વાંધો નહિ ને?"

ઉમેદભાઇ: "ધરાએલાને ખવરાવવા એના કરતાં આ શું ખોટું છે?"

મેં કહ્યું: "આ કંઇ સંકલ્પ કરી ન આપવાની વાત ઓછી જ છે? ફક્ત સારા ઉદ્દેશ માટે અન્નદાનને બદલે વિદ્યાદાનમાં આપવાની વાત છે."

જૂના દેખાતા એ ખોળિયામાં આ નવો વિચાર પ્રવેશ્યો હોય તેમ એમણે કબૂલ થતાં કહ્યું: "એવું હોય તો મને એમાં આપવામાં કંઇ વાંધો નથી."

અને બીજા પાંચ છ માસ એ વાત દબાઈ રહ્યા બાદ મેં પૂછ્યું: "મોતીકાકા, પેલી વાતનું શું થયું?"

"કઈ વાતનું?"

"પેલી જમીનનું."

"એમાં મને શું પૂછો છો?"

"કેમ?"

"તમારી આળસ છે કે મારી?"

"લો ને કહેતા હો તો સોમવારે જઈએ."

"સોમવાર બોમવાર હું ન સમજું. જે દિવસે જવું હોય તેની આગલી સાંજે મને કહેજો."

અને એ જ સોમવારે તા. ૧:૬:'૪૨ને રોજ એમણે રૂ. ૧૦૦૦ની કિંમતની ૩ા વીઘાં જમીનનો પુસ્તકાલયને બક્ષીસ-લેખ કરી આપ્યો.

મણિયાદ ઈશ્વર પેટલીકર

—*—

## નથી ગમતી

"તારા જાડા હોઠ, તારૂં કાળું મોં, શું તારામાં રૂપ છે તે તું મને ગમે?" ચંદ્રકાન્તે પોતાના શયનખંડમાં બેઠેલી પત્નીને કહ્યું, "ચલ જા અહીંથી; બહાર નીકળ, નહિ તો માર પડશે."

"પણ…" ભાનુમતીએ કહ્યું.

"પાછી મારી સામે બોલે છે, હરામખોર! જરા લાજ નથી આવતી? અભણ ગમાર તું અને હું બી. એસ.સી.માં અભ્યાસ કરતો, તેની સામે તું બોલે છે?"

ધડાધડ ભાનુમતીના શરીર ઉપર લાકડીઓનો વરસાદ પડ્યો. લાકડી ભાગી ગઈ — લાતો પડી.

* * *

ચંદ્રકાન્તે અને ભાનુમતીએ આજથી ત્રણ વર્ષ ઉપર પ્રભુતામાં પગલાં માંડ્યાં હતાં! અને આજે! આજે ચંદ્રકાન્તને ભાનુમતી ગમતી નથી. એ ફરીથી પ્રભુતામાં પગલાં માંડવા ઇચ્છે છે — કોઈ બીજીની શોધમાં છે.

પરણીને આવ્યા પછી પત્ની સાથેના સહવાસથી પોતાને થતા આનંદની અને

સુખની વાતો ચંદ્રકાન્ત કરે ત્યારે ભલભલાને પણ અદેખાઇ આવે તેમ હતું. અને આજે?

ભાનુમતી પરણીને પહેલે આણે આવી અને પાછી પિયેર ગઇ. બીજે આણે આવી અને ગઇ. આમ બે ત્રણ વખત આવી અને ગઇ.

ચંદ્રકાન્ત કોલેજમાંથી આવવાનો હતો. ભાનુમતી આવી. કંકાસની શરૂઆત થઇ સાસુ અને વહુ વચ્ચે.

"જા રાંડ, તું મારા છોકરાને ગમતી નથી. કામ કરતાં આવડતું નથી અને દોઢ મણ ગળચવા જોઇએ છે. શું જોઇને એટલું ગળચો છો? બાપને ત્યાં દીઠું હતું કે નહિ?" સાસુએ કહ્યું.

"પણ મારાથી એવું કયું કામ ખોટું થયું છે? અને તમે શા ઉપરથી કહો છો કે હું એમને નથી ગમતી? હું કયારે ખૂબ ખાઉં છું?"

"તારૂં ડાચું અહીંથી આઘું કર. વળી પાછી મારી સામે બોલવા આવી છે. બાપે જરા બોલતાં પણ નથી શિખવ્યું. મારો છોકરો જ કહેતો હતો કે તું નથી ગમતી (સાસુએ ગપ મારી). અહીં જસુ! (ચંદ્રકાન્તની બેનને) અહીં આવ તો, આજથી વહુને રસોડામાં પેસવા દઇશ નહિ. તું જ આજથી ખાવા કરજે અને એને માટે દરરોજ બાજરીના રોટલા ટીપજે. કાકાજીને ત્યાં પણ વહુને એમ જ ખાવા આપે છે (સાસુએ બનાવટ કરી), તો આપણને શો વાંધો? વહુ તો આપણું કામ કરવા માટે છે. હં, અને સંભાળ રાખજે કે એ ચોરી કરી કંઇ ખાઇ ન જાય."

એકદમ વહુ ઉપર ચોરીનો આરોપ મૂકયો અને વહુને ઘણું ઘણું દારી.

ચંદ્રકાન્ત કોલેજમાંથી આવ્યો.

રાતના વાળુ કરવા બેઠો હતો અને મા આવી. આડીઅવળી વાતો કરી માએ થોડી પળો બાદ કહ્યું : "આ તારી વહુને પ્રસાદી આપજે જરા. મારી સામે બોલે છે. જાડા એના હોઠ, કાળું એનું મોં! તને એ ગમે છે?"

"મા, તું પણ એને પસંદ કરવા ગઇ હતી, છતાં તને જ પસંદ નથી? મારા એકલાની એ પસંદગી નથી."

"એ તો તેં હા કહી એટલે મેં પણ હા કહી." માએ કહ્યું, "તે ચોર છે, કંઇ કામ કરતી નથી, મને ખૂબ પજવે છે. અહીં એને કોની બીક? તારા બાપ ગયા સ્વર્ગમાં, તું જાય કોલેજમાં, એટલે એ જ ઘરની રાણી બનવા જાય છે."

ચંદ્રકાન્તે વાત ધ્યાન પર લીધી નહિ.

ચંદ્રકાન્ત સૂવા ગયો. ભાનુમતી વીલે મોંએ આવી અને બોલી: "હું તમને નથી ગમતી? ગમું છું તો સાસુજી શા માટે મને પજવે છે? તમે મને ખૂબ ચાહો છો તે હું જાણું છું."

ચંદ્રકાન્ત ખિજવાયો. આવા ગોટાળામાંથી પાછા ભાગી જવા વિચાર કર્યો પરંતુ તરત જ તેની નજર ભાનુમતી ઉપર પડી. તેના હોઠ તેને જાડા લાગ્યા, મોં કાળું લાગ્યું. અને ભાનુમતી ઉપર એકદમ તેને તિરસ્કાર આવ્યો. એને માનો અક્ષરે અક્ષર સાચો લાગ્યો. મારવા માટે લાલચોળ થઇ ગયો, ભૂલી ગયો કે પોતે કૉલેજમાં ઊંચી કેળવણી લીધી છે.

ભાનુમતીને માર પડ્યો અને પછી તો રોજ પડવા માંડ્યો.

* * *

"એ વાત બની શકે જ નહિ. હજુ પણ ચંદ્રકાન્ત પોતાની પત્નીની સારી વાતો કરે છે." પુરુએ વાતને અંતે પોતાનો અવિશ્વાસ જાહેર કર્યો.

"હું પણ સારી સારી જ વાતો કરું. જો મારું છું એમ કહે તો કૉલેજમાં લીધેલી કેળવણી ઉપર પાણી ફરી વળે અને પોતાની મૂર્ખાઇનું પ્રદર્શન થાય. એ હેતુથી જ ચંદ્રકાન્ત વાતને છુપાવે છે."

"શું, ત્યારે ચંદ્રકાન્ત પરણ્યા પહેલાં છોકરીને જોવા નહિ ગએલ?"

"ગયો હતો"

"તો તેને અત્યારે શા માટે નથી ગમતી?"

"નહિ ગમવાનું કારણ એની આંખે અંધારાનાં પડળ આવી ગયાં છે. મા સાચી લાગે છે." મેં કહ્યું, "ચંદ્રકાન્ત બાયલો બની ગયો છે."

"બાયલો કેમ?"

"બાયલો કેમ? કંકાસ શરૂ થયા પછી એક વખત ભાનુમતીએ ચંદ્રકાન્તને પત્ર લખ્યો અને તેમાં તેણે સત્ય હકીકત લખી, થોડી ટકોર પણ કરી હતી કે તમે શા માટે માતાજીની બધી વાતો સત્ય માનો છો? તેમની વાતો સોએ સો ટકા ખોટી છે. આ કાગળ પછી પણ ભાનુમતીએ કેટલાક પત્રો લખ્યા. તે બધા પત્રો ચંદ્રકાન્તે પોતાની માને બતાવ્યા. પત્નીના આવેશા આવા પત્રો માતાને બતાવવા એ શું બાયલાપણું નથી?

"ચંદ્રકાન્ત કરતાં મારી ઉંમર મોટી. ભાનુમતીએ એ હિસાબે મારી લાજ કાઢવી જોઇએ. મને એ વાતનો ખ્યાલ નહોતો, પરંતુ એક વખત ભાનુમતીએ મારી લાજ કાઢી મેં તેને તેમ કરવા ના પાડી."

"'તમે શાં માટે મને હેરાન કરો છો? હું સમજું છું કે લાજ કાઢવી એ ખરાબ રિવાજ છે, પરંતુ મારાં સાસુ તરફથી સખ્ત દબાણ છે, માટે કાઢવી પડે છે.'

"એટલામાં સાસુની પધરામણી થઇ. ભાનુમતીને ઉપર ઉપરથી લાજ કાઢવા ના કહીને ઘેર ગયાં.

"'કેમ, વહુ મોટાં, તમે લાજ શરમ રાખ્યા વિના ગોટાની સાથે વાતો કરતાં હતાં. તારે એની લાજ કાઢવી જોઇએ. ખબરદાર, જો હવેથી તને એવી રીતે વાતો કરતી જોઇ તો! હતી ન હતી થઇ જશે.

"'આજે તો પેલો મનુ હઠો થઇ વહુને રોકતો હતો, કોણ જાણે કયા ય હેતુથી હીજડા જેવો વહુની સાથે વાતો કરતો હતો. અને વહુ પણ લાજશરમ રાખ્યા વિના બકયા કરતી હતી' સાસુએ જસુને કહ્યું.

"સાંજે ભાનુમતીને ખાવા ન મળ્યું, મળ્યું હોત તોપણ ભાવત નહિ.

"એક વખત ચંદ્રકાન્ત જમવા બેઠો હતો. જાણી જોઇને જસુએ કાચી રોટલી ચંદ્રકાન્તની થાળીમાં પીરસી.

"'આજ રોટલી કોણે બનાવી છે?'

"'ભાનુમતીએ. કેમ ભાઇ, એમાં કંઇ ખોડ-ખાંપણ છે?'

"'સાલાં, એવાં ગમાર જેવાંને શા માટે રસોડામાં પેસવા દો છો?' આવીની સાથે જિંદગી કેમ વીતશે? બીજી લાવવી જ પડશે.' ચંદ્રકાન્તે બીજી લાવવાનો નિશ્ચય જાહેર કર્યો."

-"ચંદ્રકાન્ત આવો નીચ છે? એક પત્ની હયાત છે, છતાં બીજી લાવવા વિચાર કરે છે? તો પછી તેણે કોલેજમાં અભ્યાસ શા માટે કર્યો? તેની પત્ની કયાં અભણ છે?' પુરુએ કહ્યું.

"એ બધાં તો નાનાં કારણો છે, ખરું કારણ તો એક જ છે: ચંદ્રકાન્તને સસરાના પૈસાથી વિલાયત ભણવા જવું છે. પરંતુ સસરા પૈસા આપવા ના પાડે છે. ભાનુમતીના બાપ પાસે એટલી મિલકત છે પણ નહિ અને ચંદ્રકાન્તને મોકલવા માટે કંઇ દેવું કરી ઘરનાં છોકરાંને ઘંટી ચાટતાં ન કરાય. હવે તો ભાનુમતીના પિતા પૈસા આપે તો જ છૂટકો, નહિ તો એ મોટા બાપાનો કુંવર ચંદ્રકાન્ત બીજીની તૈયારીઓ પૂર જોસમાં ચલાવશે."

"એ વસ્તુ મને ખરી લાગતી નથી, કારણ કે એને પૈસાની કયાં ખોટ છે? તેના દાદા પાસે ઘણા પૈસા છે."

"એના દાદાની મિલકત જ સમાજને એ વસ્તુ સમજવા નહિ દે. કારણ કે

તે ત્યાં ભણવા જવા માગતા નથી, પરંતુ લહેર કરવા જવા માગે છે. અને પોતાને foreign returned (વિલાયત જઈ આવેલો) કહેવડાવવા માગે છે. વિલાયતમાં મળતી સસ્તી પદવી મેળવે તોપણ કંઈ નવાઈ નહિ, કારણ કે તેને માટે થોડા પૈસા જ આપવા પડે છે. જો પોતાના દાદાની મિલકત અત્યારથી જ વિલાયતમાં ખર્ચે તો વિલાયતથી પાછા આવીને ખાય શું? કારણ કે તે વખતે કમાવાની શક્તિ હોય નહિ અને ઉડાવવા તો જોઈએ, તેનું શું?"

"આ તો પરઠણથી પણ ભૂંડું! કારણ કે પરઠણ પહેલેથી ઠરાવેલી હોય અને તે મુજબ ગમે તેમ કરી આપી દે તો છોકરી દુઃખમાં પડે નહિ; અથવા પરઠણ ન આપવી હોય અગર ન પોષાય તેમ હોય તો છોકરી બીજે પણ પરણાવી શકાય. પરંતુ આ તો પહેલાં પરઠણ લેવી નહિ, સુધારકમાં ખપવું અને પાછળથી છોકરીને અને તેનાં માબાપને પજવી પૈસા પડાવવા, એ તો નરી નીચતા જ છે." પુરુએ કહ્યું.

"તને ખબર છે કે હમણાં જ નડિયાદના એક દેસાઈએ પોતાનો દીકરો પરણાવ્યો અને કન્યાદાનમાં તથા લગનમાં અર્ધો શેર સોનાની વરમાળા, ભારે રકમની જણસો, રોકડ રકમ લીધી તથા થોડાક શેર છોકરાના નામ ઉપર ખરીદાવ્યા. પરઠણ તો રિવાજ મુજબ રૂ. ૩૦૧ જ લીધી, અને પોતાને સુધારકમાં ખપાવ્યા! આમ આગળ જતાં આ હિસાબે કદાચ પરઠણ નીકળી જશે, પરંતુ આ નવો ચીલો જોર પકડે તો નવાઈ નહિ."

"પરંતુ મનુ! એવો જ એક બનાવ અમારા ગામમાં બની ગયો. એક ભાઈએ પોતાની દીકરી પરણાવી, તેની મરજી ન હતી છતાં. અને ઉપરથી તે ભાઈએ વરના બાપનું દેવું પતવ્યું, ને ગીરો મિલકત છોડાવી. અધૂરામાં પૂરું એ ભાઈ 'ગાંધી ટોપી'ના માણસ છે, કરકસરને બદલે લગ્નપ્રસંગે આખું ગામ જમાડયું. તો આવા માણસો, જેમનો એક પગ દહીંમાં અને એક પગ દૂધમાં છે, એવાઓને કેવી રીતે આમ કરતાં અટકાવવા જોઈએ એ જ મને નથી સમજાતું."

"એ બને જ નહિ, કારણ કે એવો કોઈ પુરુષ મેં જોયો નથી, જે વગર માગ્યે આટલી પરઠણ આપે અને લગ્નપ્રસંગે ગામ જમાડે. એ તો કેવળ બુદ્ધિનું દેવાળું જ બતાવે છે. કારણ કે આ નવો ચીલો પાડી ખર્ચ વધારવાનો એક રસ્તો જતાવ્યો છે. આ વાત માની શકાય એવી નથી."

"એ વાત તદ્દન સત્ય છે. મારા ઉપર વિશ્વાસ રાખ."

"તો છોકરીએ શા માટે વિરોધ ન ઉઠાવ્યો? ત્યારે તમે બધા શું કરતા હતા? મને તો છોકરી, તેનો બાપ, તેનો યુવાન પતિ અને ચંદ્રકાન્ત, દરેકમાં

કશોય ફેર નથી લાગતો. હવે તો, પુરુ! આ બાબત સંપૂર્ણ ચર્ચા માગી લે છે. હું એક સંસ્થા કાઢવા ઇચ્છું છું. તારે સૌથી પહેલો મત આપવો પડશે. એ સંસ્થામાં જોડાનાર દરેકે પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરવી પડશે, તે મુજબ વર્તવા જાત લેવું પડશે. આ સંસ્થામાં યુવતીઓને પણ સ્થાન હશે અને તેમણે પણ તેમ કરવું પડશે. પ્રતિજ્ઞાપત્ર નીચે મુજબ હશે:

"'અમારાં માબાપ અમારા લગ્નની બાબતમાં કોઇ પણ કુરિવાજને આધારે કોઇ પણ જાતના કરાર કરશે, તો તે અમે માન્ય રાખીશું નહિ. અને અમારી જાતને તેમના દીકરાઓ (દીકરીઓ) ગણાવતાં અમને શરમ આવશે, તેથી અમે તેમનાથી જુદા પડી જઇ એક નવોજ સમાજ રચીશું, જ્યાં દરેકને દરેક જાતની સ્વતંત્રતા મળી શકશે.'"

"પરંતુ માબાપથી છૂટા પડી ખાવાપીવાનું તથા રહેવાનું શું?"

"એ બાબતનો વિચાર જે કોઇ યુવાન કરે છે તે યુવાન નથી – દુનિયામાં રહેવાને લાયક નથી. યુવાને પોતેજ પોતાના ભરણપોષણનો વિચાર કરી લેવાનો છે. માબાપ તો જીવશે ત્યાં સુધી ખવડાવશે પીવડાવશે, પરંતુ તેમના મરણ પછી તેમણે પોતાની જાતે જ તે બધું કરવાનું છે; તો શા માટે પાંચ સાત કે દશ વર્ષ પહેલાં તેમ ન કરવું? જે ઇશ્વરે તેમને જન્મ આપ્યો છે તે શું તેમને ભૂખ્યા રાખશે? પણ હાય, યુવાનો પાવૈયા બની ગયા છે! પોતાની બહાદુરી, પત્નીને માર મારીને બતાવે છે. બહાદુરી બતાવવાની એ જગ્યા નથી, એ દરેક પાવૈયાએ સમજવાની જરૂર છે. બહાદુરી રણમેદાનમાં જ બતાવાય, નહિ કે ઘરમાં."

૫, ખેતીવાડી કોલેજ હોસ્ટેલ્સ, પૂના ૫ — મધુ વી. દેસાઇ

—*—

## પરઠણ

લગ્નસંસ્થા અહિગાનવથી ચાલતી આવેલી નથી, છતાં અતિ પ્રાચીન છે એમાં શક નથી. સ્મૃતિઓએ વિવાહના અનેક પ્રકારો વર્ણવ્યા છે. કન્યા દાનમાં અપાય છે, માટે 'કન્યાદાન' શબ્દનું પ્રયોજન થયું છે. વરકન્યા એ સમાસમાં વરની અને કન્યાની સમાનતાનો આભાસ થાય છે, સપ્તપદીના મંત્રોમાં પણ સમાનતાનો અને એકબીજાના પૂરક હોવાનો ભાવ રહેલો છે, પણ પુરુષે સ્ત્રીઓ માટે વારતવમાં એવો ભાવ રહેવા દીધો નથી.

વર એ રાજા કહેવાયો છે અને કન્યા તે એને મળેલું દાન કહેવાય છે. એ દાન સાથે બીજી પણ અનેક વસ્તુઓ દાનમાં અપાતી આવી છે – દાસીઓ, ગાયો, દ્રવ્ય, ધન અને આભૂષણો. કન્યાદાન સાથે મળતી આ વધારાની ચીજો વરપક્ષની આબરૂ વધારનારી થઈ પડી, એટલે થયું એવું કે તે વધારાની બધી વસ્તુઓ લેવાનું આગળથી જ પરઠવા લાગ્યો. આ પરઠેલી ચીજો મળે તો જ લગ્નનો સોદો નક્કી થાય. લગ્નને આમ સોદો કહેવો એ બહુ ઘૃણા ઉપજાવનારી વાત છે, પણ વર મેળવવાને માટે કન્યાના બાપે અમુક વસ્તુઓ આપવાની શરતો કબુલવી પડે છે, તો તે વિધિને સોદો ન કહેવો તો બીજું કહેવું શું?

આ પ્રથાનું મૂળ રાજા છે. રાજાને એક નહિ પણ અનેક કન્યાઓ મળે. કોઈની સામાન્ય કન્યા તેને ત્યાં રાણી થઈને બેસે. સામાન્ય મળવા આવનાર જેમ નજરાણાં લાવે તેમ સામાન્ય કન્યા આપનાર જાગીરદાર કે પરભોમનો રાજા કન્યા સાથે અનેક વસ્તુઓ આપે. જેવો રાજા તેવી આવક. દાનમાં દાસદાસીઓ, હાથીઘોડા, સોનુંચાંદી, હીરામોતી, તથા જાગીર, વગેરે અનેક વસ્તુઓ મળે; રાજધાનીમાં જલસો થાય, બક્ષીસો વહેંચાય અને જમણ થાય.

यथा राजा तथा प्रजा। પ્રજાએ રાજાનું અનુકરણ કર્યું. લગ્નના ઉત્સવ પૂરતો વર 'રાજા' કહેવાયો. પછી ભલે ને તે ગરીબનો દીકરો હોય. ઉત્સવમાં બધો ઠાઠ રાજાશાહી રાખ્યો. રાજા ભૂપતિ – જમીનનો માલિક – છે, તેમ પાટીદાર પણ જમીનદાર અથવા વતનદાર છે, એટલે ઇતર જ્ઞાતિઓ કરતાં પાટીદારે રાજદરબારી ઠાઠ વિશેષ રાખ્યો. ગુજરાતનો પાટીદાર અથવા ખરી રીતે કહીએ તો કણબી કુશળ ખેડૂત છે. ભાટ લોકોએ રાજાની માફક તેના પણ ગુણ ગાયા છે: 'કણબી કેડે કોડ, કણબી કોઈ કેડે નહિ.' મતલબ કે તે માત્ર રાજથી જ ઊતરતો, બાકી સૌના ઉપર. આ ગુણગાનને માટે તે લાયક ન હતો એમ તો નથી જ, પણ એથી મુખ્યત્વે આત્મશ્લાઘા વધી અને તે ફુલાયો. પોતાના જીવનનાં બધાં કાર્યોમાં રાજા ઉપરાન્ત વર્તવાનો એનો સ્વભાવ થઈ પડ્યો. રાજાની માફક, પણ ઘણી વખત રાજા ઉપરાન્ત, પરઠણ આપવા લેવા લાગ્યો, બક્ષીસ અને દાપાં આપવા લેવા લાગ્યો.

રામાયણ, મહાભારત અને પુરાણોમાં પરઠણનાં અનેક ઉદાહરણ મળી આવે છે. રાજા પરઠણ લે; રાજદરબારી લોકો, જાગીરદારો અને શ્રીમંતો પણ પ્રતિષ્ઠિત ગણાય એટલે તેયે પરઠણ લે. પણ પાછળથી તો પ્રતિષ્ઠા હોવાથી પરઠણ લેવી એમ ન રહેતાં પરઠણ લેવામાં પ્રતિષ્ઠા છે માટે તે લેવી જ જોઈએ એમ થયું. અને એમ પરઠણ લેનાર પ્રતિષ્ઠિત કહેવાયો, કુળવાન કહેવાયો

અને આપનાર બિચારો કુળહીન અથવા ગામડીઓ કહેવાયો. 'અમીન,' 'દેસાઈ' વગેરે ઇલ્કાબ ધરાવનારા રાજાના પ્રતિનિધિ રૂપે રહેવા લાગ્યા. રાજદરબારમાં જેનું માન, જેને ઇલ્કાબ કે ગરાસ મળ્યો હોય તે પ્રતિષ્ઠિત, કુળવાન. તેને સારી પરઠણ મળે, એવો એક જમાનો હતો. આજે તે રહ્યો નથી, પણ પ્રતિષ્ઠાના ઇજારા હજુ કાયમ રહ્યા છે. એ પ્રતિષ્ઠા દેસાઇના અને અમીનના વંશજોને ભાગે કાયમ રહી છે. 'ગામડીઆ'ઓનો તેને ટેકો છે એટલે તે ટકી રહી છે.

સમાજમાં ઓછીવત્તી પ્રતિષ્ઠા ધરાવતાં કુટુંબોની એક સીડી બનેલી છે. નીચે ક્રમેક્રમે કન્યા આપવા ઉપર જ જવાનો. એમ ઉપર જવામાં તેણે પરઠણ આપવી જ પડવાની. સમાન પગથીઆમાં કન્યાની આપલે થાય છે ત્યાં પરઠણનો સવાલ નથી રહેતો. એને માટે નાતે અમુક ધારો નક્કી કરેલો હોય છે. આમ છતાં ઉપરના પગથીઆમાંથી પરઠણની લાલચે જેટલા વર નીચેના પગથીઆમાં ચાલ્યા જાય છે એટલી સમાન પગથીઆમાં વરની અછત ઊભી થાય છે અને તેથી સમાનમાં કન્યા આપતાં પણ એક નહિ તો બીજા રૂપમાં આજકાલ પરઠણ આપવા જેવી સ્થિતિ ઊભી થઇ છે. આ સ્થિતિમાં પરઠણ કસીને નક્કી કરવામાં આવેલી હોય છે અને તે પ્રમાણે વસુલ કરવામાં આવે છે. વિવાહવિધિ દરમ્યાન અને પછીયે પણ સમયાનુસાર પરઠેલું બધું પૂરું થાય તો જ વરપક્ષ કન્યાને સંઘરે છે. કોઇ કહેશે કે લગ્ન થઇ ગયા પછી કન્યાને ના સંઘરે તો જાય ક્યાં? ક્યાં જાય? અલબત કોઇ સમજુ વડીલો બાંધછોડ કરી પરિસ્થિતિ નભાવી લે છે, પણ મુખ્યત્વે તો કન્યાને વર્ષો સુધી દુઃખી થવું પડે છે. કેટલીક વખતે તેને શોકનું માલ પણ આવે છે, કદાચ આપઘાત કરવાનો વખત આવે છે અને ક્યાંક મારી નાખવાના દાખલા પણ બને છે.

લગભગ આખી દુનિયામાં પરઠણનો રિવાજ હતો અને છે. જગતના ઇતિહાસમાં તેના દાખલા મળી આવે છે. અંગ્રેજીમાં પરઠણને 'ડાઉરી' (Dowry) કહે છે. બહુ દૂર જવું પડે તેમ નથી. આપણો મુંબઇ બેટ અંગ્રેજોને પરઠણમાં જ મળ્યો હતો. ઇ. સ. ૧૬૬૧માં પોર્ટુગીઝ રાજાએ પુત્રી કેથેરીન સાથેના લગ્નમાં ઈંગ્લેણ્ડના રાજા ચાર્લ્સ બીજાને મુંબઇ બેટ પરઠણમાં આપ્યો હતો, એ ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે. આજેય ત્યાં અમીરો પરઠણ લે છે.

આમ પરઠણનો રિવાજ અતિ પ્રાચીન છે અને આખા જગતમાં પ્રચલિત છે, પણ એટલા જ કારણસર આજના સંજોગોમાં એનું સમર્થન થઇ શકે નહિ.

આજે તો સનાતન અને પ્રચલિત ધર્મો તેમજ ખુદ ઈશ્વર ઉપર પણ વિવેકબુદ્ધિથી વિચાર કરવાની જરૂર ઊભી થઈ છે, તો પરઠણુ તે શી વિસાતમાં? આજે તો ભૂતકાળને નાણી જોઈને, વર્તમાનની તુલના કરીને અને ભવિષ્યનો વિચાર કરીને પરઠણુ ઉપર પણ વિવેકબુદ્ધિથી વિચાર કરવાની જરૂર ઊભી થઇ છે. પરઠણનો રિવાજ ગમે તેટલો પ્રાચીન હોય, એમાં ભલે ગમે તેટલું રાજવંશી મહત્ત્વ રહેલું હોય, ભલે એ પ્રતિષ્ઠાનું એક ધોરણ હોય, પણ તે આજે બુદ્ધિગમ્ય નથી. વીસમી સદીના જગતમાં નભાવી રાખવા જેવો રિવાજ તો એ નથી જ. કહેવાતો કુલહીન પણ સ્વમાનશીલ મનુષ્ય અને તેની સંસ્કારી કન્યા, તથા કહેવાતા કુળવાનનો પણ સંસ્કારી યુવક તેને સાંખી શકશે નહિ. મનુષ્યતાનો કેવળ અભાવ અને સ્વાર્થમાં ઢંકાએલી બુદ્ધિહીનતાજ એને ટકાવી રાખવાનો પ્રયાસ કરે છે.

હજુયે જોકે વર તે રાજા અને કન્યા એ તેને આપવાની દાનની ચીજ ગણાય છે અને સાથે પરઠણુ રૂપે દાન પણ લેવાય છે, પરંતુ વિવેકબુદ્ધિથી [illegible] વરને રાજા અને કન્યાને દાનમાં મળેલી ચીજ ક્યાં સુધી ગણીશું? રાજા એ જ પ્રભુ, એ ભાવનાથી ટકી રહેતી રાજાશાહી જેમ આપણુને ખપતી નથી, તેમ કન્યા એ બજારૂ ચીજ નથી, એટલે તેનું દાન દેવાનું ન જ હોય. સ્ત્રીપુરુષની સમાનતા એ નવી દુનિયાનો આદર્શ છે. અલબત્ત સ્ત્રીપુરુષની શરીરરચનામાં કુદરતે ભેદ રાખેલો છે અને તેથી તેમનાં કાર્યક્ષેત્રો પણ જુદાં છે અને તે રહેવાં જોઇએ, પણ તેથી માણસ તરીકેની વર્તણૂકમાં પણ બંને વચ્ચે ભેદભાવ રહેવો જોઇએ, એ હવે આ જમાનામાં ટકી શકે એમ નથી. જીવનનાં ક્ષેત્રમાં જુદાં છતાં સ્ત્રીપુરુષ પોતાના દરજ્જામાં સરખાં છે, એટલે એકના ઉપર બીજાનું આધિપત્ય રહે કે એક બીજાને દાનમાં લે એ કેમ બને?

પરઠણુ એ પુરુષના અભિમાનનું પ્રતીક અને સ્ત્રીની અસહાયતા બતાવનારૂં છે. તટસ્થ બુદ્ધિથી ઊંડો વિચાર કરતાં સમજાશે કે પરઠણનો રિવાજ એ નારીજાતિનું હડહડતું અપમાન છે. જ્યાં સુધી પરઠણુ છે ત્યાં સુધી સ્ત્રીપુરુષની સમાનતાની વાતો પોકળ છે. કોલેજમાં ભણતો યુવક સ્ત્રીપુરુષની સમાનતાની વાતો મગરૂબીથી કરે છે, પણ જ્યારે તેના વડીલો તેનો પરઠણુ લે છે ત્યારે તેને નારીજાતિના અપમાનનો જરાયે ખ્યાલ આવતો નથી!

આજકાલ ભણેલા અને સંસ્કારી ગણાતા છતાં સ્વાર્થલોલુપ લોકો પરઠણુ લેતાં શરમાય છે એટલે કન્યાપિતા પાસે વરપક્ષના લગ્નખર્ચની રકમ અને કપડાંઘરેણાં છૂટથી ઓકાવે છે. આમ અંદરથી પરઠણુ લીધાનો સંતોષ

માની બહારથી જણાવે છે કે અમે પરઠણુ લેતા નથી. રાજીખુશીથી થાય તેને પરઠણુની બહાર ગણી શકાય નહિ. જ્યાં કન્યા ઉપરાંત બીજું કંઇ પણ લેવાય છે, લેવાની લાલચે વિવાહ પહેલાં પરઠવામાં આવે છે અગર નગર પરઠયે લેવાય છે ત્યાં બધે પરઠણુજ લેવાય છે. વરકન્યાનાં લગ્ન થાય તેમાં એકે પક્ષમાં પરસ્પર કશીયે ફરજીયાત આપલે ના થાય તોજ તે પરઠણુથી કે વિક્રયથી બહાર ગણાય

આ કહેવાતા પરઠણુ લેનારા પ્રતિષ્ઠિત સજ્જનોએ (અથવા દુર્જનોએ) પરઠણુથી ઊલટી સ્થિતિને વિક્રય કહેલો છે, જેમાં કન્યાનો પિતા વરના પિતા પાસેથી નાણાં પડાવે છે. આવો કન્યાપિતા કુલહીણ, દુષ્ટ ગણાય છે. 'કન્યાવિક્રય' એ શબ્દ અર્થવાહી છે, પણ પ્રતિષ્ઠા પામેલો 'પરઠણુ' શબ્દ અર્થવાહી નથી. ખરી રીતે પરઠણુ એટલે વરવિક્રયનું મૂલ્ય છે. જો કન્યાવિક્રય ઘૃણાસ્પદ છે તો વરવિક્રય પણ એટલોજ ઘૃણાસ્પદ ગણાવો જોઇએ. મૂળે કન્યાવિક્રય તો કન્યાપિતાની સંસ્કારહીનતાથી અને ગરીબાઇથી નીપજે છે, પણ સુસંસ્કૃત ગણાતા વરના પિતાઓ પરઠણુ લે છે ત્યારે તેમને કેવા કહેવા? પહેલાં તો પરઠણુ લેનાર પોતાનો મોભો પરઠણુ લે તોજ સચવાય એમ મનાતું હોવાથીજ પરઠણુ લેવાતી. પણ આજે એ જૂની પ્રતિષ્ઠાના વંશજો મોટે ભાગે ગરીબ છે તેઓ ખાનદાનીનો ખૂબ ડોળ કરે છે અને ગાગડીઆ શિકાર ઉપર કૂદી પડે છે. પરઠણુ એજ એમની જીવાદોરી છે. વરવિક્રય અને કન્યાવિક્રય બંનેમાં સરખા દોષ રહેલા છે. બંને ગરીબ છે, પૈસે તેમજ સ્વભાવે જેઓ ગરીબ નથી છતાં વિક્રય કરે છે તેઓ પામર છે. આજે જ્યારે સુધારકો અને લોકનેતાઓ પોતાના તમામ જોરથી પરઠણુને વખોડી કાઢે છે ત્યારે પરઠણુ લેનારાઓને સભ્ય સમાજના સજ્જનો શી રીતે ગણવા?

જરા વાર આ વિચારસરણી જવા દો. લગ્નસંસ્થાનો આદર્શ અને હવે પછીની આપણી નવી સમાજરચનામાં તેને મળનારું સ્થાન જોતાં પણ પરઠણુ ટકી શકશે કે? આપણે તો દરેક ઉજળી અને સારી વસ્તુને, સારા રિવાજોને નવી સમાજરચનામાં સ્થાન આપવું છે. જૂનામાંથી પણ સારું એવું ઘણું આપણે ચાલુ રાખવું છે. ત્યારે શું નવી સમાજરચનામાં પરઠણુને ચાલુ રાખીશું કે? ના, ના. નવી સમાજરચનામાં પરઠણુ અથવા વરવિક્રયને તેમજ કન્યાવિક્રયને જરાયે સ્થાન હોઇ શકે નહિ.

સૃષ્ટિક્રમમાં લગ્ન જેવું કંઇ છે નહિ. માનવસમાજે માનવવ્યવહારને સરળ બનાવવા માટે લગ્નસંસ્થા સ્થાપી. પણ જતે કાળે કન્યાવિક્રયની અને વરવિક્રયની

પ્રથાએ એમાં નવા પ્રશ્ન ઊભા કર્યા. માનવેતર પ્રાણીઓનાં નરનારી પ્રેરણા થતાં સંયોગ કરી લે છે. માનવીજ શા માટે પોતે રચેલી લગ્નસંસ્થા રૂપી જેડીઓમાં પડી અંતરાયો ખડા કરે છે? નવા નવા પ્રશ્નો ખડા કરે છે? વાંઢાઓ, વિધવાઓ અને વેશ્યાઓના વર્ગો ખડા કરે છે? સરળતા કરવા જતાં માનવી તો પાછો નવી મુશ્કેલીઓમાં સપડાયો છે. લગ્નવિધિ જેટલો સાદો અને સરળ તેટલી લગ્નસંસ્થાની સફળતા. આજના આપણા સામાજિક સમાજોમાં પરઠણુ – વરવિક્રય અને કન્યાવિક્રય – મોટો ભાગ ભજવે છે.

બિચારી કન્યાની શી દશા છે? પરઠણથી અથવા વરવિક્રયથી તેનો ઉછેર ગોંધી પડી ગયો છે. જન્મતાંજ તે અળખામણી થઇ પડે છે. એનો જન્મજ ઇચ્છવામાં આવતો નથી. એક જ પુત્રનો પિતા પુત્રીપ્રાપ્તિ માટે બીજી સ્ત્રી નથી લાવતો; જ્યારે એક તો શું, પણ બે ચાર પુત્રીનો પિતા પણ પુત્રપ્રાપ્તિ માટે બીજી સ્ત્રી લાવે છે. પુત્રીઓને મારી નાખવાના દાખલા તો લેખકે બાળપણમાં નજરે જોયા છે; આજે જોકે મારી નાખવાનું ઓછું થયું છે, તો તેથી વહાલ વરસી જાય છે એમ તો નથી જ. પરણાવવા લાયક થએલી પુત્રીઓના માબાપની મૂંઝવણનો પાર નથી અને તે લેખકે રોજના દિવસોમાં અનેક ... જોયું છે, અને કન્યાપિતાઓને રડતા પણ જોયા છે. કન્યા આપઘાત કરવા ઇચ્છે છે. આપણે ક્યારે આવા રિવાજને તિલાંજલિ આપીશું?

કન્યાવિક્રયથી કન્યાનો ભાવિ પતિ ભિખારી થાય છે. બંને પક્ષ પ્રતિષ્ઠાહીણ જીવન ગાળે છે. એમાં સ્વાર્થી પિતા લાયકાત કરતાં વધારે દામ આપનારનેજ પહેલો સ્વીકારે છે. આથી વૃદ્ધલગ્ન કરનારા પણ ફાવી જાય છે. કન્યા ઘણી વખત નાની ઉંમરે ઝડપાઇ જાય છે. તે બિચારી ઢોરની માફક વેચાય છે. આમ કન્યાવિક્રયમાં પણ કન્યાને સુખ નથી. પરંતુ પતિની સ્થિતિ જો ઠીક હોય તો વરવિક્રયની પત્ની કરતાં તે ઠીક માન અને સુખ પામે છે.

આજે વરવિક્રય અને કન્યાવિક્રય અટકાવવાનો કોઇ અસરકારક ઇલાજ આપણી પાસે નથી. એમ કહેવાય છે કે પરઠણ આપનારા ગામડીઆ મળશે ત્યાં સુધી લેનારા, પ્રતિષ્ઠિત ગણાતા લોક મળીજ રહેવાના! કોણ ગામડીઓ અને કોણ પ્રતિષ્ઠિત? આ સ્થિતિમાં વ્યક્તિઓ જ વ્યક્તિગત જે કંઇ કરી શકે તે ખરું. આવી વ્યક્તિઓની સંખ્યા વધે અને તે પોતાનો સંઘ જમાવે તોજ તેઓ પેલા અભેદ કિલ્લાઓ ઉપર પ્રહાર કરી તેને તોડી શકે. કેળવણી અને પ્રચારની જરૂર તો છે જ. તે પછી રાજ્યનો કાયદો પણ મદદકર્તા થઇ પડે.

તેને કંઇક ક્ષોભ થયો. એવી ને એવી સ્થિતિમાં તે પૂના અભ્યાસ માટે ગયો.

પૂનાનું વર્ષ પૂરું થઇ ગયું ભણવામાં મન પરોવાયું નહિ અને અંતે પરીક્ષામાંથી ઊઠી જવું પડ્યું. પરીક્ષા આપ્યા વિના ઊઠી જવું એ તો માબાપને ધ્રાસ્કો દેવા જેવું હતું; પણ તે સિવાય બીજું કેટલુંય સાંભળવું પડ્યું. રમણના સસરાને પણ વાત મળી. સંજોગોવશાત્ તે ફરી હિંદમાં આવ્યા હતા. રમણને ખૂબ સમજાવી પૂના મોકલ્યો અને તેઓ તેમ જ હંસાની માતા, બંને આફ્રિકા ચાલ્યાં ગયાં.

આ સમય દરમિયાન હંસાની માતાએ હંસાની રમણની સાથે બે વખત મુલાકાત કરાવી હતી. તેમણે વ્યવહારની તેમ જ લગ્નની બાબતમાં રમણ પાસે ઘણાંય વચનો લેઇ તેને પોતાને હસ્તક કરી ચૂક્યાં હતાં. રમણને વ્યવહારની તેમ જ લગ્નની બાબતનો કશોય અનુભવ ન હતો. બીજી વખતની મુલાકાત (જે રમણનાં માતાપિતાથી અજાણી હતી) રમણને દુઃખકર્તા થઇ પડી. રમણ આ લગ્ન અટકાવવા તેની સાસુને અરજ કરી ચૂક્યો; પણ સમાજની બીક હંસાની માતાને હતી.

ત્યાર બાદ અને આફ્રિકા ગયા પહેલાં રમણ સાસુને મળવા ગયો હતો. તે એકલવાયી મુલાકાતે રમણને વધુ માયામાં ખેંચ્યો. રમણ તેની સાસુનો પુત્ર થઇ ચૂક્યો. અને ત્યાર બાદ કેટલાય દિવસો પસાર થઇ ગયા. દિવાળીની રજાઓ આવી. રમણ ઘેર ગયો. હંસા પણ પોતાને ઘેર ગઇ. હંસાનાં માતાપિતા આફ્રિકા હતાં, પરંતુ એક દિવસ હંસા વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં જતી હતી ત્યારે રમણનો સંઘાત થઇ ગયો. હંસા અને રમણની આ મુલાકાત એક વર્ષ બાદ થઇ હતી.

નડિયાદના સ્ટેશનથી કેટલેય દૂર એ બંને ગયાં. એક સુંદર વૃક્ષ નીચે બંને જણ બેઠાં.

"હંસા, કેમ આમ ઉદાસ છે?" રમણે પૂછ્યું.

"તમારો વિચાર તો લગ્ન કરવાનો ન હતો, એ બાબત તમે મારી માતાને ડાકોર જ્યારે આપણે ભેગાં થયાં હતાં ત્યારે જણાવેલું; અને હવે તમે આમ કેમ ફેરવાઇ ગયા?" હંસાએ રમણને પૂછ્યું.

"તે વખતે કદાચ કહ્યું હશે, પરંતુ ત્યાર બાદ એ વિચારો બદલાઇ ગયા."

"ઠીક ત્યારે, મારો વિચાર હવે નથી." હંસાએ કહ્યું.

"શાથી?" રમણે પૂછ્યું.

"તમારો જેવો પહેલાં વિચાર હતો એવો મારો હવે થયો." હંસાએ કહ્યું.

રમણ થોડુંક ગભરાયો. હવે શું કરવું તેના વિચારમાં પડ્યો. પહેલાં તો રમણનો વિચાર આ લગ્ન અટકી જાય તેવો હતો, પરંતુ હંસાની માતાએ તેનો ઉપર એવી માયા લગાવી દીધી હતી કે તેને તે દુઃખી કરવા નહોતો માગતો; એટલે વાત બદલી નવી બાબત ચર્ચવા વિચાર કરવા લાગ્યો.

"પણ તું શા માટે આમ વાત કરે છે?" રમણે કહ્યું.

"કારણ કે આપણા વિચારો જિંદગીમાં મળી શકશે નહિ." હંસાએ કહ્યું.

"વિચારો એટલે શું?" રમણે કહ્યું.

"એક તો એ કે મને તમારા ગામમાં રહેવાનું નહિ ગમે, બીજું એ કે તમને જે સિનેમા, સીગારેટ, વગેરેની ટેવો છે તે મને નથી ગમતી, તેમજ તમે જે વહેલું લગ્ન કરવા માગો છો તેનાથી મારો અભ્યાસ અટકી પડે. સાથે સાથે મારા હક્કોનો—સ્ત્રીહક્કોનો—તમારા તરફથી મને પૂરતો સહકાર પણ ન મળી શકે." હંસાએ કહ્યું.

રમણ વિચારમાં પડી ગયો. ગમે તેવી રીતે હંસાને સંતોષ આપી તેની સાથે લગ્ન કરવાનો તેનો ઇરાદો હતો, અને પરિણામે રમણ હંસાના દરેક હક સાચવવાનું વચન આપી ચાલ્યો ગયો.

રમણની શી સ્થિતિ આજે છે તેની હંસાને શી ખબર! રમણનો અભ્યાસ બરાબર ચાલે છે એમ સૌ કોઈ જાણે છે, પણ તેના હૃદયમાં શી ધમાલ ચાલે છે તેની કોઈને શી ખબર!

લગ્ન એ તો થતાં થશે, પણ યુવાન હૃદયની ધમાલ સમાજને કાંઈ હલાવી શકે ખરી? જીવનની એક ભૂલ જીવનની હોળી બન્યા વગર રહેવાની ખરી?

પૂના, ૪ રા. ઝ. પટેલ

---

## કાનમના વાંઢા, ચરોતરની વિધવા

મંદ મંદ પવનની ઠંડી લહરીઓ આમ તેમ વહી રહી હતી. આથમતા સૂર્યનાં કિરણો સડકની બન્ને બાજુનાં ઝાડ ઉપર પોતાનો સોનેરી રંગ પૂરી રહ્યાં હતાં. કુદરતની સુંદર કરામત નિહાળતા બે મિત્રો મંદ પગલે માર્ગ કાપી રહ્યા હતા. તેમાંથી એકના મુખ ઉપર ઉદાસી દેખાતી હતી, એટલે બીજાએ પ્રશ્ન કર્યો: "વિનુ, શા વિચારમાં છે?"

"ખરૂં છે વિનુ, આવા અત્યાચાર માટે સમાજે પગલાં લેવાં જોઈએ." ભાલચંદ્રે વિનુને ટેકો આપ્યો.

"આજે સમાજના નેતાઓ કુટણખાનાં બંધ કરાવવા માટે પ્રયત્નો કરે છે, પણ એ કુટણખાનાંને જેથી પ્રોત્સાહન મળે છે એ કારણોને નાબુદ કરવાના પ્રયત્ન કરતા નથી. વેશ્યાઘરોની ઉત્પત્તિ ક્યાંથી થાય છે? આપણે તે બેનોનાં જીવન તપાસીશું તો સમજાશે કે ત્યાં પચાસ ટકા નિઃસહાય વિધવાઓજ હોય છે. અને તેમને આંગણે પચાસ ટકા વાંઢાઓજ રખડતા હોય છે. આવી રીતે કુટણખાનાંનો અર્ધો કિલ્લો તો વિધવાઓથી અને વાંઢાઓથીજ બનેલ હોય છે. અને સમાજનાં ઘરોમાં ખાનગી કુટણખાનાં હશે ને તો જુદાંજ. ત્યારે સમાજના નેતાઓએ તે સડાના બીજને ખોળી તેને નાબુદ કરવું જોઈએ. એ સડાનું બીજ મોટે ભાગે વાંઢાઓ અને વિધવાઓ કહેવાય, અને તેઓજ સમાજના કાતિલ પંજામાં સપડાએલ છે. સમાજ વાંઢ ને ને વિધવાઓને ઉત્પન્ન કરે છે, માટે આ પાપ સમાજનુંજ કહેવાય અને સમાજ તરફથીજ આ કુટણખાનાં ચાલે છે એમ કહેવામાં જરાય દોષ નથી." વિનુએ કહ્યું.

"આજ બધાય મોટાભા બનવા તૈયાર છે, પણ તેમને સમાજની ઉન્નતિની ક્યાં પડી છે? હવે તો પ્રભુ જે કરે તે ખરૂં." ભાલચંદે ઉદાસ થઈ જવાબ આપ્યો.

"હું પણ પ્રભુને પ્રાર્થના કરૂં છું કે હે પ્રભુ, ફરીથી આ પાટીદાર-જાતિમાં જન્મ ન આપતો. બીજી કોઈ જાતિમાં ગરીબને ઘેર જન્મ આપીશ તોપણ સુખી થઈશ. જો સમાજ સમજીને આવા અત્યાચાર અને કુરિવાજો બંધ કરે તો સમાજમાં પવિત્રતા વધે, અત્યાચાર અટકે, વિધવાઓનાં જીવન સુખમય બને, વાંઢાઓ સારે માર્ગે ચડી જાય, અને પાટીદાર જાતિ ઉન્નત થાય. પ્રભુ જાતિજનોને સદ્‌બુદ્ધિ આપો.

કામરી

મગનભાઈ ખુ. વરણામાવાળા

---

જાણવાજોગ

## ૨૫. મૅટ્રિકમાં પાસ થનાર વિદ્યાર્થીને સ્કૉલરશીપ

શ્રી સેંઠિયા પાટીદાર મંડળ તરફથી મુંબઈ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષામાં ચરોતર, કાનમ, વાકળ તથા દશક્રોઈના સેંઠિયા પાટીદારોમાં સૌથી વધુ માર્ક મેળવનાર વિદ્યાર્થી, જો તે આગળ અભ્યાસ ચાલુ રાખે તો, તેને માસિક રૂ. ૧૦ની એક વર્ષ માટેની સ્કૉલરશીપ આપવા નક્કી કર્યું છે. ...

એવી છે કે આ કાર્ય બનતા સુધી સ્થાનિક જવાબદારીથી થાય. સમિતિ તરફથી તો ખાસ કરીને અનાજ મેળવી આપવામાં અને નાણાં એકઠાં કરવાના કાર્યમાં મદદ કરવામાં આવે છે. મ્યુનિસિપાલિટી, મહાજન સમિતિ તથા મિલમાલિક મંડળ જેવી સંસ્થાઓ મારફત અને થોડે ઠેકાણે વ્યક્તિગત રીતે આ કાર્ય ઉપાડી લેવામાં આવ્યું છે. જે માહિતી મળી છે તે પરથી-જિલ્લાવાર અહેવાલ નીચે આપ્યો છે:

**અમદાવાદ:** શહેરમાં મસ્કતી મહાજન માર્કેટ તરફથી ૫, મીલ ઓનર્સ એસોસિયેશન તરફથી ૬, અને સરસપુરમાં ગામલોકો તરફથી ૧, એમ ૧૨ દુકાનો ચાલે છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ એક લાખ રૂપિયાના અનાજનો સંગ્રહ કરવાનું નક્કી કર્યું છે. જિલ્લામાં ૪ દુકાનો ગામલોકો તરફથી ચલાવવામાં આવે છે. અમદાવાદ જિલ્લામાં અનાજ મળવાની ખાસ મુશ્કેલી નથી. જ્યાં જ્યાં જથો ઓછો થઇ જાય છે ત્યાં ત્યાં સમિતિના કાર્યકર્તાઓ માલ મેળવી આપવાની વ્યવસ્થા કરે છે. સમિતિ તરફથી વાવેતર માટે બી પૂરતું છે કે નહિ તેની પણ તપાસ થાય છે અને જ્યાં એ પૂરતા પ્રમાણમાં નહિ હોય, ત્યા મેળવી આપવાની વ્યવસ્થા થશે.

કટોકટીને વખતે શહેરમાં પાણીની તાણ ન પડે એટલા માટે મ્યુનિસિપાલિટી તરફથી કૂવાઓ ગળાવી લેવામાં આવે છે, અને એનું પાણી ચોકખું છે કે નહિ તે તપાસી આપવામાં આવે છે. ગામડાંમાં સહકારી મંડળની સહાયતાથી લગભગ ૫૦-૫૫ કૂવાઓ ખોદાવી અપાયા છે. આ સગવડને લીધે ખેડૂતો એક વધુ પાક લેઇ શકે છે.

**સુરત:** શહેરમાં મ્યુનિસિપાલીટી તરફથી સસ્તા અનાજની ૫ દુકાનો ખોલવામાં આવી છે અને નાગરિક સંરક્ષણ સમિતિ તરફથી બીજી ૪ દુકાનો ખોલવામાં આવશે. જિલ્લામાં અનાજના પુરવઠા માટે વ્યવસ્થા થઇ ગઇ છે અને અત્યારે પણ ૫૦થી વધારે દુકાનો દ્વારા મસ્તું અનાજ અપાય છે.

**ખેડા:** જિલ્લામા બધી મળીને ૩૭ દુકાનો ચાલે છે. આ દુકાનોમાં લગભગ સાડા ચાર લાખ રૂપિયાનું અનાજમાં રોકાણ છે, જે બધુંય સ્થાનિક છે. સંચાલન મોટે ભાગે જિલ્લા સમિતિના કાર્યકર્તાઓ કરે છે. ખોટ, વ્યવસ્થા ખર્ચ વગેરે માટે લગભગ પોણો લાખ રૂપિયા અનામત છે.

ભાવ વધી જવાથી ખેડૂતોને ચોમાસામાં બીની મુશ્કેલી ન પડે એ હેતુથી બી ખરીદવાના પ્રયાસો ચાલુ છે.

**ભરૂચ:** શહેરમાં સસ્તા અનાજની ૩ દુકાનો ચાલે છે, અને રોજ

લગભગ ૩૦૦૦ લોકો ત્યાંથી માલ ખરીદે છે. જંબુસર, આમોદ તથા પાલેજમાં પણ દુકાનો ચાલે છે.

આ વ્યવસ્થાનો ગમે તે લાભ ન લેઇ જાય, એટલા માટે દુકાનોમાં છૂટક જ વેચાણ કરવામાં આવે છે અને વેપારીઓને ધંધા માટે માલ પૂરો પાડવામાં નથી આવતો. અનાજ અને બીજી ચીજો રાખે તો પડતર ભાવે અગર ખોટ ખાઇને આપવામાં આવે છે. જથાબંધ માલ ખરીદવાથી આ દુકાનોનો પડતર ભાવ બજારના ભાવ કરતાં પણ ઓછો હોય છે. ઘણે ઠેકાણે આવી દુકાનો ખોલવાથી બજારના ભાવોમાં પણ ઇચ્છવા જોગ ઘટાડો થયો છે.

સ્વાવલંબનના કાર્યમાં એક નાનો પ્રયત્ન બેકારી ઘટાડવાના હેતુથી કરવામાં આવે છે. દાખલા તરીકે સુરતમાં વણાટકામ શિખવવા માટે એક વણાટશાળા કાઢવામાં આવી છે, તેમજ એક ગૃહસ્થ મારફત હાથકાગળ બનાવવાનું કેન્દ્ર ખોલવામાં આવ્યું છે. નવાં ખાદી કેન્દ્રો પણ જિલ્લાઓમાં કેટલેક ઠેકાણે ખોલવામાં આવ્યાં છે.

**કાઠિયાવાડ :** કાઠિયાવાડમાં નાગરિક સંરક્ષણનું કામ કાઠિયાવાડ સેવકસંઘ મારફત કરવામાં આવે છે. ભાવનગરમાં શહેરમાં તેમજ ગામડાંમાં ચોકી પહેરા માટે નવાં સ્વયંસેવક દળો રચવામાં આવ્યાં છે. સસ્તા અનાજની લગભગ ૧૦ દુકાનો પણ ખોલવામાં આવી છે.

## ૧૮. ચરોતર અનાજ રાહત સમિતિ

ખેડા જિલ્લામાં અને તેને લાગેલા વડોદરા અને ખંભાત સ્ટેટના પ્રદેશમાં ચાલુ સાલે અનાજની તાણ પડે અને સંભવ છે કે લડાઇને કારણે રેલ્વે વ્યવહારની અનિયમિતાને લીધે જરૂરી માલની આયાત ન કરી શકાય, તેથી ભયંકર મોંઘવારી પ્રજાને માથે આવી પડે. તેમાંથી કાંઇક રાહત આપવાના હેતુથી ખેડા જિલ્લા સમિતિએ જિલ્લાના મુખ્ય કાર્યકર્તાઓ ઉપરાન્ત ચરોતર પ્રદેશના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોની સામેલગીરી સાથે દરબારશ્રી ગોપાળદાસ દેસાઇના પ્રમુખપણા નીચે ચરોતર અનાજ રાહત સમિતિ સ્થાપી છે.

શરૂઆતમાં મીઠાની તંગી પડવાથી વીસ વેગન મીઠું ખારાઘોડાથી લાવીને બધાય તાલુકાઓમાં પહોંચાડયું અને મીઠાની ખોટ ભાગી.

તા. ૭:૬:'૪૨ને રોજ અનાજ રાહત સમિતિની સામાન્ય સભાની બેઠકમાં સમિતિ તરફથી થએલા કાર્યની નોંધ રજુ કરવામાં આવી. તેનો જરૂરી ભાગ નીચે આપેલો છે:

રાહત સમિતિએ સરકાર પાસેથી ચરોતરમાં અનાજ લાવવાની પરવાનગી

અને સિયામ તો જાપાનીઓના કબજામાં ગયા, એટલે ત્યાંથી આવતા ચોખા બંધ થઇ ગયા. છતાં હજી સરકાર દેશમાંના અનાજને પરદેશ ખાતે મોકલતી રહે છે, તેમાં વળી સ્વાર્થી વેપારીઓ અનાજનો જથ્થો એકઠો કરી લેઇ તેનાં ભાવ ચઢાવી દે છે. આથી ગરીબ પ્રજાજનોને ભૂખે મરવાના દિવસો આવ્યા છે. સરકારે ભાવ ઉપર અંકુશ મૂક્યા છે, પણ વેપારીઓ છતાંયે વધારે ભાવે વેચે છે, અથવા બીક જેવું લાગે ત્યાં વેચતા જ નથી. એ સ્થિતિમાં સારૂં તો એ થયું છે કે પરોપકારી ધનવાનોએ અને મહાસભાની સમિતિઓએ સસ્તા અનાજની દુકાનો કાઢી છે અને ખોટથી વેચીને પણ પ્રજાજનોને અનાજ પૂરૂં પાડે છે. આ અંકમાં જાણવાજોગ વિભાગમાં એ હકીકત જણાઇ આવશે.

## અનાજ ઉગાડનારા ખેડૂતોને સરકારી ઉત્તેજન

"ભવિષ્યમાં કોઇ પણ વખતે આવી પડનારી અનાજની તંગીને પહોંચી વળવા એક વિસ્તૃત યોજના તૈયાર કરવા માટે તાકીદે પગલાં લેવાં જોઇએ એમ લાગતાં મુંબાઇ સરકારે, ન્યુ દિલ્હી ખાતે તાજેતરમાં મળેલી અનાજ ઉત્પાદન પરિષદે કરેલી ભલામણો વિષે હુકમો બહાર પાડ્યા છે. અનાજની તંગીને પહોંચી વળવાના હેતુસર ચોતરફ પ્રચારકાર્ય શરૂ કરવામાં આવ્યું છે. ખેડૂતો ટૂંકા તારના રૂને બદલે જાર બાજરી અને એવાં બીજાં અનાજનું વાવેતર વધારે, તે માટે આ પ્રચાર થાય છે. અનાજ સિવાયના અન્ય વાવેતરની જગ્યાએ અનાજના વાવેતરને ઉત્તેજન આપવા સહકારી મંડળીઓના રજીસ્ટ્રારને, કલેક્ટરોને અને કમિશનરોને સૂચના કરવામાં આવી છે અને તે માટે એક ખાસ પ્રચારખાતું ખોલવાની મંજૂરી આપવામાં આવી છે. ખેડૂતોને અનાજ વાવતા કરવાને માટે સરકારે માત્ર અનાજ ઉગાડનારા ખેડૂતોને બિયાં ખરીદવા અને ખેતી કરવા માટે વગર વ્યાજની તગાવી આપવાનું અને લડાઇ ચાલે ત્યાં સુધી ખેડૂત અનાજ ઉગાડે તેવી શરતે તેને કૂવા ખોદવા અને જમીન સુધારવા તગાવી આપવાનું ફરમાન કાઢવામાં આવ્યું છે. નવી એકસાલી ગ્રાન્ટ અથવા તો બીજી ગ્રાન્ટો ઉપર જણાવેલી શરતે ખેડૂતોને આપવાનું સરકારે ફરમાન કર્યું છે. કપાસને બદલે અનાજને એક સ્થળેથી બીજે સ્થળે ફેરવવા માટે પસંદગી આપવામાં આવશે.

## "ખેતીવાડી ખાતાની મદદ

"ખેતીવાડી ખાતાના ડાયરેક્ટર ખેતીવાડી ખાતા અને ગ્રામ્યોન્નતિ બોર્ડ મારફત રૂના વાવેતરના પ્રદેશમાંના ખેડૂતોને અનાજનાં બિયાં મોકલી આપવાની વ્યવસ્થા કરશે. ખેતીવાડી ખાતા તરફથી તૈયાર થતાં સુધારેલાં

બિયાં સંબંધમાં સરકારે તમામ સરકારી ફાર્મોને અને ગથકોને આવાં બિયાનું ઉત્પાદન વધારવાની અને ટૂંક સમય માટે બીનજરૂરી અખતરા મોકૂફ રાખવાની સૂચના કરી છે. ખોળ અને ખાતર લાવવા માટે બની શકે તેટલી બધી મદદ આપવામાં આવશે. જે જમીન ઉપર અનાજનું અને ઘાસનું નવું જ વાવેતર થતું હોય તે જમીનના મહેસૂલમાં ચોક્કસ મુદત સુધી છૂટછાટ વગેરે આપવાનો પ્રશ્ન વિચારશે. હાથે છડેલા ચોખાની વપરાશ, નહેરની બાજુની વણખેડાએલી જમીનનો ઉપયોગ કરવાની શકયતા, વાહન-વ્યવહારનાં દેશી સાધનોનો ઉપયોગ અને મધ્યસ્થ અનાજ સલાહકાર સમિતિની સ્થાપના—આ બધા મુદ્દા સરકાર વિચારી રહી છે" ('મુંબઈ પત્રિકા,' તા. ૯ઃ૫ઃ'૪૨). "અનાજના વાવેતરને ઉત્તેજન આપવા માટે વડોદરા રાજ્યે ખેતીવાડી ખાતા મારફત આવતી ઋતુ માટે ઘઉંના પાક માટે બીનો સંગ્રહ કરવા સારૂ રૂપિયા બે લાખની ગોઠવણ કરી છે. એરંડા અને ભોંયસીંગના ખોળનું ખાતર પૂરૂં પાડવા માટે વધારાના રૂપિયા ૨૦ હજાર મંજૂર કર્યા છે" ('પ્રજાબંધુ,' તા. ૭ઃ૬ઃ'૪૨).

### સરકારની ઉપેક્ષા

"સરકારે વધુ અનાજ વાવવાનો પ્રચાર આરંભ્યો છે. પરંતુ ખેદપૂર્વક નોંધવું જોઇએ છે કે એક બાજુ ખેડૂતને જોઇતા જ્ઞાનની અને સગવડોની ઉપેક્ષા હજી સરકારે દૂર નથી કરી અને બીજી બાજુ એવી જ ઉપેક્ષા હિંદની પ્રાથમિક જરૂરિયાતો પ્રત્યે-દર્શાવી રહી છે. કલકત્તાની હિંદી વેપારી ચેમ્બરના પ્રમુખ શ્રી. નોપાનીએ ગયા અઠવાડિયાની તેની સભામાં જણાવ્યું છે તે મુજબ 'ગમે તેવું મહત્ત્વનું કારણ હોય તોપણ અનાજ જેવી પ્રાથમિક જરૂરિયાતની ચીજની નિકાસ થોડા સરખા જથામાં પણ બીજા દેશોમાં ન થવી જોઇએ, જે, સરકારની પોતાની કબુલાત પ્રમાણે, હજુ થતી રહી છે.' પ્રાન્તિક સરકારોના કે કૃષિસંશોધનથી શાહી સમિતિના માત્ર પ્રચાર દ્વારા આ કૂટ પ્રશ્ન સહજ ઊકલી જાય એવો નથી" ('પ્રજાબંધુ,' તા. ૭ઃ૬ઃ'૪૨).

### અનાજનો બગાડ

આપણે જે તે વાતમાં સરકારનો દોષ કાઢીએ છીએ, પણ આપણે શું કરીએ છીએ તેનો તો વિચાર જ કરતા નથી. અનાજના-આ કઠણ કાળમાં લગનભોજનમાં અને પ્રેતભોજનમાં કેટલું અનાજ વેડફી દેઇએ છીએ! તેમાં યે વળી ખાધા કરતાં કેટલુંય વધારે પતરાળામાં છાંડીને વેડફી નાખીએ છીએ! આપણા ભાઇઓને અનાજની તાણ છે, એવું ખરેખર સમજનાર તો આવાં વિલાસી ભોજનો પાછળ આટલું બધું અનાજ વેડફી મારે નહિ જ. જો સૌ

બાબતમાં સરકારની મદદ માગવી હોય તો આવાં નિરર્થક અને અનર્થક ભોજનો—પ્રતિષ્ઠાને નામે થતાં ભોજનો—ઉપર નિયમન કે અંકુશ મૂકનારા કાયદા કરવાની સરકારને વિનંતી કરવી ઘટે. પણ એમ કાયદાને ડફણે ચાલી પશુ થવા કરતાં સાદી સમજબુદ્ધિએ ચાલી માણસ થવું એ જ યોગ્ય છે.

## સોજીત્રામાં પ્રેતભોજન

સોજીત્રાના કુળવાન અને પીઢ ગૃહસ્થ ડાહ્યાભાઇ વેરીભાઇ પટેલ વૃદ્ધ ઉમરે થોડા દિવસ ઉપર ગુજરી ગયા. તેમને ત્રણ પુત્રો છે: (૧) ભાઇ રાવજીભાઇ લોકલબોર્ડમાં ઓવરસીઅર હતા તે હાલ નિવૃત્ત થએલા છે, (૨) ભાઇ નરસિંહભાઇ અમદાવાદમાં કૉણ્ટ્રાકટર છે અને (૩) મુંબઇમાં અને આણંદમાં પ્રખ્યાત આંખના ડૉક્ટર હીરાલાલ. એ ત્રણે ભાઇઓએ મળી પિતાની પાછળ પ્રેતભોજનમાં દોઢેક હજાર રૂપિયાના અનાજનો આ કપરા કાળમાં બગાડો કર્યો. એ ત્રણે ભાઇઓ ભણેલા છે. અને તેમની પાસેથી આવી આશા તો ન જ રાખી શકાય. તેમની પ્રતિષ્ઠા તો જામી ગએલી છે જ, એટલે પ્રતિષ્ઠા મેળવવા આ ખર્ચ કર્યું એમ તો ન જ કહેવાય. પ્રતિષ્ઠા જાળવી રાખવા આ ખર્ચ કર્યું એમ પણ ન કહેવાય, કારણ કે પ્રેતભોજનથી પ્રતિષ્ઠા જળવાઇ રહેશે એમ હવે મનવાનું નથી. ત્યારે આમાં ગાડરિયા પ્રવાહમાં ચાલવા સિવાય બીજું શું કારણ હોય? દેશમાં આજે અનાજની તંગીથી ગરીબોને શું દુઃખ ભોગવવું પડતું હશે તે આવા ભણેલા ભાઇઓ પણ ન જાણે? વૃદ્ધ પિતાના સ્મારકમાં એ ભાઇઓએ કંઇ ધર્માદાન કર્યું છે કે નહિ તેની ખબર મળી નથી.

## આફ્રિકાના ભાઇઓ કયે માર્ગે?

"નાઇરોબીમાં કરમસદના ભાઈ ચુનીભાઇ મોતીભાઇ પટેલનાં (કુન્ડીલા સોલ્ટ વર્કસ વાળા) ચિ. પુત્રી શારદાબેનનાં લગ્ન દેશમાં કંપાલાના સ્ટેશન માસ્તર ભાદરણવાળા ભાઇ સોમાભાઇ ભાઇલાલભાઇ પટેલના પુત્રની સાથે થયાં છે, તે પ્રસંગે ખુશી મનાવવા ભાંઇ ચુનીભાઇએ પટેલ બ્રધરહૂડમાં રવિવાર, તા. ૭:૫:'૪૨ને રોજ એક મોટો જમણવાર ગોઠવ્યો હતો, જેમાં લગભગ ૧૦૦૦ જેટલાં ભાઇબેનોએ ભાગ લીધો હતો. ભાઇ ચુનીભાઇએ શ્રી પટેલ બ્રધરહૂડને શી. ૧૫૧, શ્રી પટેલ કલબને શી. ૫૧, શ્રી કચ્છી ગુજરાતી કન્યાશાળાને શી. ૫૧ અને શ્રી પટેલ-જીમ્નોશિયમને શી. ૨૫ની ભેટ કરી હતી" ('ધી કેન્યા ડેલી મેલ,' તા. ૧૩:૫:'૪૨). લગ્ન અહીં દેશમાં થાય અને તેનાં ભારે જમણવાર આફ્રિકામાં થાય અને તેય અનાજની અછતના આ કપરા કાળમાં! ત્યારે સહેજે પૂછવાનું મન ન

થાય કે આફ્રિકાના ભાઇઓ કયે માર્ગે ?

**ગોવિંદપુરાની શાળામાં હરિજન બાળકો**

"એડા જિલ્લામાં હરિજન બાળકોને તેમાં દાખલ કરવામાં આવતાં નહોતાં એટલા માટે જિલ્લા બોર્ડને કેટલીક શાળાઓ બંધ કરવી પડી હતી અને આ બાબતમાં ત્યાં આગળ હરિજન સેવકો અને સનાતનીઓ વચ્ચે વ્યવસ્થિત ગજગ્રાહ ચાલી રહ્યો છે. ત્યાંના ગોવિંદપુરા ગામથી હવે એવી ખબર આવે છે કે તે ગામમાં શાળા ન હોવાથી હરિજન સેવક સંઘે ત્યાં શાળા કાઢી છે તથા બારૈયાઓ કે જેઓ સામાન્યપણે અભણ અને વહેમી ગણાય છે તેમણે પોતાનાં બાળકોને એ શાળામાં મોકલીને એ કાર્યમાં રાજીખુશીથી સહકાર આપ્યો છે. એ શાળાનો શિક્ષક હરિજન છે અને તેમાં હરિજન તેમજ બારૈયાનાં બાળકો એકસાથે બેસીને હવે અભ્યાસ કરે છે. એ શાળાને પોતાની માલકીનું મકાન નથી. ગામલોકો એ મકાન બાંધવાને સંમત થયા છે. હરિજનોએ મકાનની માટીની દીવાલ બાંધવાનું અને સવર્ણોએ બાકીનું બધું કરવાનું માથે લીધું છે. ૨૦મી મેને દિવસે એ મકાનનો પાયો નાખવામાં આવ્યો હતો. એ ક્રિયામાં ભાગ લેવા માટે હરિજનોને આમંત્રણ આપવામાં આવ્યું હતું અને હરિજન સહિત સૌને પ્રસાદ વહેંચવામાં આવ્યો હતો તથા સવર્ણોએ હરિજન પુરોહિતને હાર પહેરાવ્યો હતો" ('હરિજનબંધુ,' તા. ૩૧:૫:'૪૨).

**નાપા શાળામાં હરિજન બાળકો**

હરિજન બાળકોને દાખલ કરવામાં આવતાં નહોતાં એટલા માટે શાળા મંડળને નાપા શાળા પણ બંધ કરવી પડી હતી. તેથી ગામ લોકો શાળા મંડળના એ પગલાને ગેરવાજબી ઠરાવવા કોર્ટે ચઢયા અને કોર્ટના હુકમથી તે શાળા ચાલુ રાખવી પડી. પણ શાળા મંડળ ઉપરની કોર્ટે જતાં તેનું પગલું વાજબી છે એમ ઠર્યું, અને નીચલી કોર્ટના હુકમને આધારે શાળા જેટલો વખત ચાલુ રહી તેટલા વખતનો શાળા ચલાવ્યાનો ખર્ચ ગામલોકે આપવો એમ પણ ઠર્યું. કોર્ટના આ ઠરાવથી તાલુકાનાં બીજાં ગામોને તેમ આખરે નાપાને પણ સમજાયું કે હવે નવયુગમાં હરિજનોને અપનાવ્યા સિવાય અને તેથી તેમનાં બાળકોને શાળામાં દાખલ કર્યા સિવાય આપણી સ્થિતિ સુધરે એમ નથી. તેથી ગામલોકોએ હરિજન બાળકોને શાળામાં દાખલ કરવાની શરતે શાળા ઉઘાડવા પોતાની ઇચ્છા જણાવવી. જિલ્લા બોર્ડના શાળા મંડળ તરફથી તે શાળા ગઇ તા. ૮:૬:'૪૨ને રોજ ઉઘાડવામાં આવી. તે પ્રસંગે શાળામંડળના પ્રમુખ, એડ. ઑફીસર અને હરિજન સેવકસંઘના કાર્યકર્તાઓ હાજર હતા અને તેમની હાજરીમાં પાંચેક

હરિજન બાળકો શાળામાં દાખલ થઇ સવર્ણ બાળકો સાથે ભણવા બેઠાં. ગામલોકોને, તેમણે આખરે પણ લીધેલા ભલા વલણ માટે, ધન્યવાદ ઘટે છે.

### સુરતમાં હરિજન છાત્રાલય

સૂરત જિલ્લામાં હરિજન વિદ્યાર્થીઓને માધ્યમિક, ઔદ્યોગિક અને ઉચ્ચ શિક્ષણ લેવાની સગવડ આપવા માટે એક છાત્રાલયની જરૂર હતી. સૂરત સિવાય ગુજરાતના બીજા બધા જિલ્લામાં તેમ જ નવસારીમાં અને વડોદરામાં પણ હરિજન સેવકસંઘ તરફથી છાત્રાલયો ચાલે છે. સૂરતમાં પણ હવે છાત્રાલયની સ્થાપના થઇ છે. તેની ઉદ્ઘાટન ક્રિયા ગુજરાત પ્રાન્તિક સમિતિના મંત્રી શ્રી. ગોરારજીભાઇ દેસાઇને હસ્તે તા. ૭ : ૬ : '૪૨ને રોજ સૂરતના નાગરિકોના એક મેળાવડા સમક્ષ થઇ. આ સંસ્થાની સ્થાપનામાં સૂરત કૉલેજના કેટલાક અધ્યાપકોનો તથા બીજા કેળવણીકારોનો અને મહાસભાવાદી લોકનેતાઓનો સાથ હતો એ તેની ખાસ વિશેષતા છે. શ્રી. ગોરારજીભાઇએ વિદ્યાર્થીઓની ઉચ્ચ આદર્શો સેવવાનો આગ્રહ કર્યો હતો.

### લેખક બંધુઓને

નવીન લેખકોને — ખાસ કરીને કૉલેજિયન લેખકોને — જાણે પોતાના લેખોથી અનેરી ભાત પાડવાની ઇચ્છા હોય તેમ તેઓ અટપટી ભાષા લખે છે, જાણે શબ્દકોશમાંથી ખોળી ખોળીને શબ્દો લખતા હોય એવો ભાવ ઉપજે છે. વળી વિષયચર્ચા કરતાં વાર્તાઓ લખવાનું તેઓ પસંદ વધારે કરે છે અને એ વાર્તાઓમાં પણ ઊંચી ભાતના ભાગ્યે જ હોય છે. વળી કૉલેજનું કે ઘરનું પોતાનું નામ પણ બદલી નાખીને કોઇ વિચિત્ર પ્રકારનું નામ લેખક તરીકે મૂકે છે! બેશક હવેનો જમાનો તેમનો—યુવકોનો — છે. સમાજને રૂંધનારા વિષયોને પકડી તેમનો નાશ કરવાના કે તેમને સુધારવાના ઉપાયોની ચર્ચા હવે તો તેમણે જ કરવી જોઇશે. પણ તેમણે જાણવું જોઇએ કે આ માસિક મોટે ભાગે ગામડાંમાં વંચાય છે અને તેમને આપણા વિચાર વંચાવવા હોય તો લેખો સરળ અને હળવી ભાષામાં લખવા જોઇએ. લેખકભાઇઓ આ સૂચના સ્વીકારશે?

### ગ્રાહકબંધુઓને

છાપવાના કાગળના ભાવ એટલા બધા ચઢી ગયા છે અને રોજ રોજ ચઢતા જાય છે કે 'પાટીદાર'ને ચલાવવાનું કાર્ય વિકટ બનતું જાય છે. એનું લવાજમ વધારવું એ તો દેશના આ કપરા કાળમાં બને એમ નથી. એનું કદ બેએક માસ ઉપર થોડુંક તો ઘટાડ્યું છે જ, જરૂર પડતાં હજી યે ઘટાડવું પડે. પણ એમ ન કરવું પડે એટલા માટે દરેક ગ્રાહકબંધુ એકેક બબ્બે નવા ગ્રાહક વધારી આપે એવી આશા સેવું છું. બીજું તો શું લખું?

Reg. No. B. 1785

૧૯૯૮ 卐 શ્રાવણ

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૯ 卐 અંક ૧૦

સ્ત્રી પ્રત્યે સ્નેહ અને માન-દૃષ્ટિથી જુઓ. એનામાંથી માત્ર સુખ શોધો નહિ, પ્રેરણા શોધો, તમારી બૌદ્ધિક અને નૈતિક શક્તિને વધારનારી પ્રેરણા શોધો. સ્ત્રી કરતાં તમે ઊંચા છો, એ ખ્યાલ તમારા મનમાંથી એકવારે કાઢી નાખો, તમે ઊંચા નથી જ. લાંબા વખતનો એ ભ્રષ્ટ ખ્યાલ, હલકા પ્રકારની કેળવણી અને તેના પ્રત્યે રખાતી સતત અસમાનતા અને તેને અપાતો સતત અન્યાય, એ બધાને લીધે બુદ્ધિએ પુરુષ કરતાં તે નીચી છે એવો ખ્યાલ [illegible] એ જ દલીલથી તેના ઉપર જુલમ ગુજારવામાં આવે છે. [illegible] વૃક્ષના એક જ થડમાંથી ફૂટેલી બે જુદી ડાળીઓ જેવાં માનવજાતિમાંથી જન્મેલાં પુરુષ અને સ્ત્રી છે. જુદા જુદા પુરુષોમાં માનસિક અને બૌદ્ધિક લક્ષણમાં જે પ્રકારની ભિન્નતા હોય છે, તે પ્રકારની ભિન્નતા પુરુષમાં અને સ્ત્રીમાં હોય છે, બાકી બીજે કોઈ પ્રકારે અસમાનતા તે બેમાં નથી. એક જ વીણાના બે તારમાં અસમાનતા છે? ત્યારે પુરુષ અને સ્ત્રી એ માનવ-વીણાના બે તાર છે; જે વિના એ માનવવીણા અશક્ય છે.

(Mazzini – The Duties of Man)



તન્ત્રી: નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં [illegible]
છુટક નકલના ત્રણ આના

સાક્ષર શિરોમણિ શ્રી. ઠકકુર નારાયણ વસનજીના

# મહા મુલ્યવાન પુસ્તકો

હિન્દુ ગૌરવ ગ્રંથમાળાની અને બીજી

# અતિ મહત્વની નવલકથાઓ

આ હેન્ડબીલ માંહેના એકી સાથે રૂા દશના પુસ્તકોનો ઓર્ડર આપનારને પારકર પેન ટાઈપની ફાઉન્ટન પેન ભેટ. રૂા. પાંચના ઓર્ડરવાળાને "માતા કે રાક્ષસી" (રૂા. ૧-૮-૦) પુસ્તક ભેટ.

ગુરૂ ગોવિંદસિંહ અથવા ધુરંધર ધર્મ સમ્રાટ:--બાદશાહ ઔરંગઝેબ અત્યાચારોથી, પોતાનાં પ્રાણાધિક પુત્રો તથા પોતાનું બલિદાન આપી પંજાબમાં હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા હિન્દુગૌરવને રક્ષનાર અને પોતા પાછળ વીરવૈરાગી જેવા બહાદુર બન્દાને હિન્દુત્વ રક્ષા માટે છોડી જનાર ગોવિન્દસિંહના જીવનના રોમાંચક પ્રસંગોને વર્ણવનારી અને મૃતપાય હિ ઓના હૃદયમાં ધર્મ તથા વીરતાની જ્યોતિને પ્રકટાવી દેનારી ઐતિહાસિ નવલકથા હાઈ કલાસ કાગળો, સોનેરી પાકુ પુઠું, પૃષ્ઠ ૩૦૦, કી. રૂ. બે.

વીર વૈરાગી અથવા બન્દા બહાદુર:–ગુરૂ ગોવિંદસિંહના અધુરા રહે કામને નિર્ભયતાથી પુરૂ કરનાર, વિધર્મીઓએ ગુજારેલા અત્યાચારોનો ચુ કિસાબ કરી નાખનાર અને હિન્દુ જાતિની રક્ષા માટે જીવનનું બલીદા આપનાર વીર વૈરાગી-બન્દા બહાદુરનું ચરિત્ર એક આદર્શ નવલકથા રોમાંચક ઘટનાઓથી ભરપુર. આત્મરક્ષાના માર્ગો બતાવનાર અતિ ઉપયો પુસ્તક છે. નવલકથા એટલી તો આકર્ષક બનાવોથી લખાયેલી છે, અને એ પછી એક એવા તો પ્રસંગો આવે છે કે પુસ્તક અપુર્ણ મુકવાની ઇચ્છા થતી નથી. પાકુ સોનેરી બાઈન્ડીંગ, ૪૦૦ પાના, ઉંચા ફાઈન કાગળો, કી. રૂ. બે

હિન્દુ સંગઠન અથવા મરણોન્મુખ હિન્દુ જાતિની એક સંજીવની:- સ્વામી શ્રદ્ધાનંદજીના પુસ્તકનો અનુવાદ એટલી તો શૌર્યતા ભરી ભાષામાં ક છે કે વાંચતા વાંચતા રૂંવાડા ખડાં થઇ જાય છે.

છેલ્લાં ૧૨૦૦ વર્ષ થયા હિન્દુ જાતી ઉપર અને સનાતન-વૈદિક હિ
ઉપર મુસલમાનોએ, ખ્રિસ્તીઓએ, વિધર્મીઓએ, અન્ય જ્ઞાતિઓ
બીજા સંપ્રદાયોએ જે અત્યાચારો, બળાત્કારો તથા છળ પ્રપંચોથ
થી હિન્દુ જાતીને બેહાલ, કંગાળ અને મુડદાલ જેવી સ્થીતિમાં મુકી દી
તે હાલતમાંથી બચવા પ્રચંડ સંગઠનની શા માટે જરૂર છે એનું સંપુર્ણ
કરાવે છે અને હિન્દુ જાતીને તેનાં હિન્દુપણાનું અસલ સ્વરૂપ જણાવે
વું એકાદ પુસ્તક તો દરેકે દરેક હિન્દુનાં ઘરમાં રહેવુંજ જોઇએ એવું દરે
હિન્દુએ માનવુંજ જોઇએ. ૩૦૦ પાના. ગ્લેઝ કાગળો, કીં. રૂ. દોઢ.

દંપતીશાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર:
નીશાસ્ત્ર Sexual Science નાં અભ્યાસ દાંપત્ય જ્ઞાનનાં અભાવે અ
ી ચુકેલા, સ્ત્રી પુરૂષોના લગ્નની નિષ્ફળતા—Failure થાય છે અને તેમ
ાર જે સ્વર્ગમય થવો જોઇએ તેનાં બદલે કંટાળા ભરેલો, નરક તુલ્ય અ
શ તથા કંકાશમય જીંદગી થવાનું કારણ માત્ર બીનલાયકાત, બીન અનુ
ને કોઇપણ જાતના આ વિષયના સંપૂર્ણ સમજ આપનારા પુસ્તકો પણ
થા હોય તેનુંજ મુખ્ય કારણ છે.

આ વિષયનાં સંસ્કૃત, અંગ્રેજી, ફ્રેન્ચ, મરાઠી, હિન્દી અને અનેક ભાષા
મજ વિવિધ પ્રકારના પુસ્તકો શ્રી ઠકકુરે ઘણાં સમય સુધી વાંચી, વીચા
ભ્યાસ કરી પ્રમાણભુત પુસ્તક બહાર પાડયું છે. પાના ૨૭૫, કીં. રૂ. બે.

સૌભાગ્ય રાત્રી અથવા વહુરાણીને શીખામણ:—ભા. ૧ તથા
બે પુસ્તકો) શ્રી. કૃષ્ણકાંત માલવીઆએ હીન્દીમા બહાર પાડયા, એ
મિકા પંજાબનાં સિંહ લાલાજીએ લખી. તે પુસ્તકોની હજારો નકલો ઉપ
દરેક શાળાઓએ અને લાયબ્રેરીઓએ વસાવી લીધી. એજ પુસ્તકો
નુવાદો શ્રી ઠકકુરે કર્યા. ઉત્તમ ગૃહીણી જીવનની સફળતાની ચાવી બતાવન
ચ્ચ કોટીના પુસ્તકો છે. વિવાહીત જીવનના અધિકારોની સમજવા લાય
ષયોની બહુજ ચીવટાઇથી અને ઝીણવટ ભરી ચર્ચા કરી છે. કન્યાશાળા
ઠય પુસ્તકો તરીકે ચલાવી શકાય તેવા છે. વડોદરા વિદ્યામંદીરે યોગ્ય ક
ી અને ઉત્તમ પુસ્તકો તરીકે વિદ્યાર્થીનીઓને વાંચી લેવા ભલામણ કરી છે
ઉપયોગી એકે એક બાબતો અને અનેક જાતના વિષયોને ઘણીજ સરળતાથ
ર્યા છે. ૨૦ ચીત્રો. દરેક પુસ્તકના ૨૭૫ પાના ઉંચા સફેદ કાગળો. કીં. દરે
ાગની રૂ. બે. બન્ને ભાગનાં રૂ. ચાર.

મુકુન્દની હિન્દુ વીર મહિલા રમણી રત્ન, રત્નદેવી:—એક આદર
ાગ મૂર્તિ મહિલાની જીવનકથા. તેમનાં સંસ્મરણો માટે ભારતના પ્રતિષ્ઠિ
ી પુરૂષોએ લખેલા લેખોનો સંગ્રહ. ચાલુ જમાનામાં સ્ત્રી પુરૂષોને વાંચવાન
મ આવશ્યકતા છે ... સ્વમાન સાચવવાન

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

**મંડળ સમાચાર:**

નવી વ્યવસ્થાપક સમિતિમાં સ્વયંસેવકો તરફથી શ્રી. ત્રિભુવનદાસ કિશાભાઈ (આણંદ) નિમાયા છે. કેળવણીમાં રસ લેતાં બાઈબહેનો તરીકે ૧. શ્રીમતી પુષ્પાબહેન મહેતા (જ્યોતિસંઘ), ૨. શ્રીમતી ઇન્દુમતીબહેન શેઠ (વિદ્યાવિહાર), ૩. શ્રી. નરહરિભાઈ પરીખ (હરિજન આશ્રમ, સાબરમતી), ૪. શ્રી. મગનભાઈ દેસાઈ (ગૂજરાત વિદ્યાપીઠ), અને ૫. શ્રી જુગતરામ દવે (વેડછી આશ્રમ) નિમાયા છે. પાલકોમાંથી શ્રી. શોભાગચંદ્ર શાહ (રાજચંદ્ર આશ્રમ, અગાસ) નિમાયા છે.

મંડળની વાર્ષિક સાધારણ સભા ૨૬મી જુલાઈએ મળશે. એ પછી નવી વ્યવસ્થાપક સમિતિ કામ કરતી થશે.

**વિદ્યાલય સમાચાર:**

**શિક્ષક તાલીમ વર્ગ** તા. ૨૫ : ૫ : '૪૨થી ૧૫ : ૬ : '૪૨ સુધી વેડછી આશ્રમમાં શ્રી. જુગતરામભાઈની વ્યવસ્થા નીચે ચાલ્યો. વિદ્યાલયના ૧૮ શિક્ષક-શિક્ષિકાઓમાંથી ૧૫ જણ તેનો લાભ લઈ શક્યાં

**વિનયમંદિરનું** કામ તા. ૨૦મી જૂનથી શરૂ થયું છે. તેમાં હાલ ૧૭૯ વિદ્યાર્થિનીઓ છે

**મહાવિદ્યાલય:** પહેલા વર્ષનો વર્ગ શરૂ થઈ ગયો છે. નવ વિદ્યાર્થિનીઓ છે, તેમાંથી પાંચ છાત્રાલયમાં ને ચાર શિક્ષકપરિવારમાં છે. મહાવિદ્યાલયમાં પહેલા વર્ષમાં ખાદીવિદ્યા, અધ્યાપનવિદ્યા, ગૃહવિદ્યા અને લોકસેવાવિદ્યા એ ચાર વિદ્યાઓ શિખવાશે. સત્રદીઠ ફી વીસ રૂપિયા રાખી છે.

સેવા **બાલવાડી:** અધ્યાપનવિદ્યાના શિક્ષણાનુભવના અંગ માટે બાલવાડી અને શિશુ... કરવાની તૈયારી થઈ ગઈ છે. પહેલી ઑગસ્ટથી તે શરૂ થશે.

પરાક્રમણનું **છાત્રાલય:** વિનયમંદિર અને મહાવિદ્યાલય, એ બંનેનાં છાત્રાલયો લગભગ ભેગાં ચાલે છે. મહાવિદ્યાલયનું છાત્રાલય આચાર્યની દેખરેખ નીચે છે. કચ્છમાં વિનયમંદિરના છાત્રાલયમાં ૧૪૧ અને મહાવિદ્યાલયના છાત્રાલયમાં ૫, આનંદ મ કુલ ૧૪૬ છાત્રાઓ છે. ભોજનખર્ચ તથા કોઠારી, નોકરો, રસોઇયા,

નાસ્તો, પાણી, સફાઈ અને બીજો પરચુરણ ખર્ચ જે આવે તે છાત્રાઓ પાસેથી લેવાનું નક્કી કરેલું હોવાથી છાત્રાને રૂ. ૨૨૫ના વાર્ષિક લવાજમ ઉપરાંતનાં ખર્ચ ઓછો આવશે એમ ધારણા હતી. પણ ખોરાકી ચીજોની મિંઘ

અસામાન્ય મોંઘવારીને કારણે ખર્ચ વધારે આવશે એમ, અત્યારે તો લાગે છે. જુલાઇ માસનો શો ખર્ચ આવે છે તે જોયા પછી અનુમાન કરી શકાશે.

અભ્યાસક્રમ સમિતિના નિવેદનને અનુસરીને શિક્ષણનાં ત્રણ સ્થાન – ગૃહ, ઉદ્યોગશાળા, ને સાહિત્યશાળા યા વર્ગશિક્ષણ – ગણીને તે મુજબ કામ કરવાની વ્યવસ્થા ગોઠવી છે.

## ફંડ

ભેટ

| | | |
|---|---|---|
| શ્રી. અંબાલાલ બી પટેલ | રામોલ | ૫૧–૦–૦ |
| ,, સૌભાગ્યચન્દ્ર ચુનીલાલ શાહ, ચિ. પુષ્પાબહેનના અને કંચનબહેનના લગ્નપ્રસંગે ભેટ, | આગાસ | ૫૧–૦–૦ |
| ,, નાથાભાઇ દેસાઇભાઇ પટેલ, | નાપાડ | ૫–૦–૦ |
| ,, શિવજીભાઇ નાનજીભાઇ, | અમદાવાદ | ૫–૦–૦ |
| | | ૧૧૨–૦–૦ |

સભાસદ લવાજમ

| | | |
|---|---|---|
| શ્રી. માણેકલાલ ચુનીલાલ પરીખ, | નડિઆદ | ૫૦–૦–૦ |
| ,, હીરાભાઇ ચતુરભાઇ પટેલ, | ,, | ૩૦–૦–૦ |
| | | ૮૦–૦–૦ |
| | | કુલ રૂ. ૧૯૨–૦–૦ |
| સંવત ૧૯૯૮ના વૈશાખના અંકમાં પત્રિકા નં. ૧માં સ્વીકારેલા | | રૂ. ૧૧૫–૮–૬ |
| | તા. ૧૬ : ૭ : '૪૨ સુધીમાં કુલ રૂ. | ૩૦૭–૮–૬ |

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૯ : ૭ : '૪૨

દેસાઇભાઇ નાથાભાઇ પટેલ,
અંબાલાલ પ્રભુદાસ ચોકસી,
મંત્રીઓ.

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં ઉમિયાશંકર જીવણલાલ ઠાકરે શ્રી. દેસાઇભાઇ નાથાભાઇ પટેલ માટે છાપી. તા. ૨૨ : ૭ : '૪૨

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૮ | વર્ષ ૧૯
આણંદ
શ્રાવણ | અંક ૧૦

## કયે માર્ગે?

"યોગેશ, બેટા માની જા."

"માફ કરો, પિતાજી, હું મારા વિચાર ફેરવી શકતો નથી."

દેશભરનો એ જાગૃતિનો સમય હતો. ઠેર ઠેર સત્યાગ્રહ ચાલી રહ્યો હતો. કેટલાયે યુવકોએ પોતાની કૉલેજો તેમજ સ્કૂલોને તિલાંજલી આપી હતી. કેટલાયે યુવકો માતાપિતાના પ્રેમને તરછોડીને દેશમાં સળગી રહેલા આઝાદીના યજ્ઞમાં આહુતિ આપી રહ્યા હતા. તેમના માર્ગમાં આવતી અનેક મુશ્કેલીઓથી તેઓ પાછી પાની કરતા ન હતા. કેદખાનામાં સહન કરવાં પડતાં કષ્ટો તેઓ હસતે મોંઢે સહી રહ્યા હતા.

યોગેશ પણ એ જાગૃતિના પૂરમાં તણાયો. ભારતમાતાની ગુલામી તેને રોમે રોમ સળગાવતી રહી. તેણે કૉલેજ છોડી દીધી. આજુબાજુની પરિસ્થિતિનો વિચાર કર્યા વગર તેણે લડતમાં ઝંપલાવવાનો નિશ્ચય કર્યો. પણ તેને ખબર ન હતી કે પોતાનું રાજ્યતંત્ર ટકાવી રાખવા નોકરશાહી કેવા પ્રયત્નો કરી રહી હશે.

યોગેશના પિતા સરકારી વકીલ હતા. 'મારો પુત્ર લડતમાં જશે' એ એકજ વિચારે તેમને બેબાકળા બનાવી મૂક્યા.

'પછી નોકરીનું શું? બૈરીછોકરાંનું શું?' એમના 'અનુભવી મગજ'માં સંખ્યાબંધ વિચારો ધસારો કરવા લાગ્યા. અંતે તેમણે નિશ્ચય કર્યો કે ગમે તે હિસાબે યોગેશને જતાં અટકાવવો તો ખરો.

"યોગેશ, ખબર છે કે તારા ગયા પછી અમારી કેવી સ્થિતિ થશે?" ગળે ડૂમો ભરાઇ આવ્યો હોય એવે અવાજે તેના પિતા બોલ્યા.

"તમે બધા..." યોગેશ મનમાં બબડ્યો. 'એક બાજુ કુટુંબ હતું',

બીજી બાજુ દેઢ સદીથી ગુલામીમાં સડી રહેલો દેશ. અત્યારે કોને મારી મદદની વધુ જરૂર છે?' એ પ્રશ્ન ઘડીભર તેને મૂંઝવી રહ્યો, પણ એક ક્ષણને માટે જ; બીજી ક્ષણે તેણે પોતાના કાર્યની દિશા નક્કી કરી નાંખી. 'કુટુંબસેવા કરતાં દેશસેવા હજાર દરજ્જે સારી છે.' આ એક જ વાક્યમાં તેણે પોતાનું ભવિષ્ય સમર્પણ કરવાની અગત્ય જોઈ. લડતમાં જવાનો તેણે દઢ નિશ્ચય કર્યો.

"પિતાજી, માફ કરો, અત્યારે હું એ વિષે વિચાર કરી શકતો નથી."

ઓરડામાં એક પ્રકારની ગમગીન શાન્તિ પ્રસરી રહી, પિતા પુત્ર એક બીજા સામે અર્થશૂન્ય દષ્ટિએ જોઈ રહ્યા જ.

* * *

'મહાભિનિષ્ક્રમણ'નો ખ્યાલ આપે એવી એ રાત્રી. ચોપાસ ફેલાએલી શાન્તિને ક્વચિત્ ભસતાં કુતરાંનો અવાજ ભેદી રહ્યો હતો. ઘસઘસાટ ઊંઘતા પુત્ર અને પત્ની તરફ યોગેશે નજર કરી. કોમળ પુષ્પને ગ્રીષ્મના તાપમાં કરમાતું જોતાં વિચારગ્રંથને ચઢી જતાં યોગેશની નજર તેની પત્નીના મુખ ઉપર પડી. સૌમ્ય, સુંદર ને નિર્દોષ એવું એ મુખડું હમેશને માટે નજરથી દૂર થશે એ કલ્પનાએ તેના હૃદયમાં ક્ષણિક ધ્રુજારી ઉત્પન્ન કરી. ઊછરતા પુત્રને કુદરતને આશ્રયે છોડી જતાં તેનું વજ્રહૃદય પણ કોમળતા અનુભવી રહ્યું.

ટન......ઘડીયાળમાં એકનો ટંકારો પડતાંજ તે ચમક્યો. જબરદસ્તીથી સઘળા વિચારોને દૂર કરીને તેણે પોતાના ખિસ્સામાંથી એક પત્ર બહાર કાઢ્યો અને હોલવાઈ જતા દીવાના પ્રકાશમાં ફરીથી વાંચ્યો. તેમાં લખ્યું હતું:

— "પૂજ્ય પિતાશ્રી,

"ભવિષ્યમાં જેનું આગમન અનિશ્ચિત છે એવા તમારા આ પુત્રનો કદાચ આ છેલ્લોજ પત્ર હોય. તમે અનેક રીતે સમજાવ્યા છતાં પણ હું સમજી શક્યો નથી, માટે ખરેખર દિલગીરી થાય છે. મને લાગે છે કે દેશસેવા સિવાય અત્યારે મારો એકે ધર્મ નથી. કદાચ પાછો ન પણ આવું, તો માલતીની તથા અરુણની સંભાળ લેવા કૃપા કરશો. માતાજીને મારાં વંદન. એમને કહેજો કે તારા જેવી જ એક માતાનાં બંધન તોડવા તારો પુત્ર ચાલ્યો ગયો છે.

"આપના નમ્ર પુત્ર

"યોગેશના પ્રણામ."

પત્ર વાંચી તેણે આત્મસંતોષનું એક સ્મિત કર્યું ને તેને ટેબલ પર મૂક્યો. છેલ્લી—આખા જગતના સૌન્દર્યનિધિને પીવા માગતી હોય એવી છેલ્લી—તૃષિત દૃષ્ટિ પત્નીના મુખ ઉપર નાખી તે સ્વસ્થ થયો ને મન મજબૂત કરી ચાલી નીકળ્યો.

રાત્રિના અંધકારમાં સંભળાતાં તેનાં પગલાંનો અવાજ દૂર સુદૂર થવા લાગ્યો. તેની આગળ પથરાએલા ભાવિના માર્ગ ઉપર કાંટા હતા કે ગુલાબ, તેનો વિચાર કરવાની યોગેશને જરૂર ન જણાઇ. માર્ગ ગમે તેવો હોય, પોતે આમરણ પોતાનો નિશ્ચય ટકાવી રાખશે એની યોગેશને સંપૂર્ણ ખાતરી હતી.

સિનોર મુકુન્દ પી. શાહ

—*—

## પ્યારી ખાદી

આખરે ખાદીમાં એવી કઇ ખરાબી છે, જેથી કેટલાક મારા હિંદી ભાઇઓ તેનાથી દૂર ભાગે છે? ખાદીમાં કઇ અપવિત્રતા છે કે તેનાથી એ ભાઇઓને શરમ આવે છે? ખાદીમાં કયા એવા દુર્ગુણ છે કે તમારા ચારિત્રને બગાડે તેમ છે? ખાદીમાં શું સુંદરતા નથી કે તેથી તમારી સુંદરતાને ધક્કો લાગે છે? ખાદીમાં કઇ શકિત નથી જે તમારી શક્તિને ટકાવી ન રાખે? ખાદીમાં કઇ એવી ખરાબી છે કે તમારાં દિવ્યચક્ષુમાં ખૂચે છે?

શું પરદેશી માલને એટલા માટે પસંદગી આપો છો, કે ભારતના ગરીબોને ભૂખે મારી તે પૈસાથી પરદેશીઓ મોજ માણે? આપણા ભારતની લક્ષ્મી આજે આપણે બેફામ પરદેશ મોકલી રહ્યા છીએ. પરદેશી શિક્ષણે ભારતને મહાન ધક્કો પહોંચાડયો છે. આજે અધકચરા અંગ્રેજી શિક્ષણથી ભારતની પાયમાલી થઇ રહી છે. આજના યુવકો અંગ્રેજીમાં પગ મૂકતાંજ તેમને પશ્ચિમની હવા લાગી જાયછે. સેંકડે પંચોતેર ટકા યુવકો અધૂરું અંગ્રેજી ભણેલા હોવા છતાં તેમનો દમામ તો જાણે પશ્ચિમનોજ! આવું અધકચરું શિક્ષણ ભારતને ભારેજ પડ્યું છે.

અંગ્રેજી ભણી આપણા ભાઇઓ તેનો સદુપયોગ કરતાં ન શીખ્યા, તેનો દુરુપયોગ કરવા લાગ્યા. વાતવાતમાં દલીલો વધવા લાગી. હિંદના ગરીબ ભાઇઓનું દુર્ભાગ્ય છે કે આજે તેમનાજ ભાઇઓ તેમને છૂંદી રહ્યા છે. અંગ્રેજોમાં દેશપ્રેમ અને સ્વદેશભાવના કેટલાં બધાં છે! દેશ માટે ફના થનાર અંગ્રેજોનાં જીવનચરિત્રો આપણા ભાઇઓએ ન વાંચ્યાં, તેમના સદ્ગુણોનું અનુકરણ ના કર્યું, પણ તેમના દુર્ગુણોનું અનુકરણ કર્યું, એ આપણું દુર્ભાગ્ય છે. હિંદના દરેક ભાઇએ વિચારવું જોઇએ કે હું ભારતમાતાનો બાળ છું, અને ભારતનીજ વસ્તુઓ અપનાવી મારી માતાને ગુલામીમાંથી બચાવીશ.

આજે હિંદુસ્થાનમાં બેસુમાર પરદેશી કાપડ તથા બીજો માલ વપરાઇ રહ્યો છે. છતાં જેમ ગોરાઓ હિંદીનો ભાવ પૂછતા નથી તેમ અંગ્રેજી હિંદીઓ પણ પોતાના ગરીબ હિંદી ભાઇઓનો ભાવ પૂછતા નથી, તેઓ ગોરાઓનું ભ્રષ્ટ અનુકરણ કરે છે. આ આપણું દુર્ભાગ્ય નહિ તો બીજું શું?

ખાદીની પીપુડી સાંભળવા માટે ભારતીઓના કાન બહેર મારી ગયા છે. હિંદીઓ પરદેશી ઉપર મોહી પડ્યા છે. દેશને અને પોતાને ભૂલી રહ્યા છે. આ શું ભારતવાસીઓ માટે યોગ્ય છે? નહિ જ. ઊલટું આપણી મૂર્ખાઇનું પ્રદર્શન પરદેશના લોકો જુએ છે અને તે ઉપર હસે છે.

આજે આપણા ભારત જેવો કોઇ પણ અભાગી દેશ નહિ હોય. હજારો વર્ષોથી સર્વે દેશોમાં ઉચ્ચ એવી ભારતની ઇજ્જત આપણે ગુમાવી છે. દુનિયામાં ઊંચે આસને જે બેસનાર તેને આજે દુનિયામાં નીચે બેસવા માટે પણ જગ્યા નથી. આમાં આપણો પોતાનો જ દોષ છે, કારણ કે ભારતનાં સંતાનો ભાન ભૂલ્યાં છે, મોહમાં લપટાઇ ગયાં છે, સ્વધર્મ ભુલી ગયાં છે, ભારત કોણ છે તે વિસરી ગયાં છે, મારે શું કરવું જોઇએ તે કદી વિચારતાં જ નથી. કંઇ સમજાતું નથી કે ભારતને માથે કેવી આફત આવી છે. ભારતનાં ઘણાં સંતાનો અન્નપાણી વિના તરફડે છે, છતાં પણ ભારતવાસીઓ ઘસઘસાટ ઊંઘે જ છે. આખા દિવસમાં એક કલાક પણ તેઓ ભારત માટે વિચાર કરતાં નથી.

હે ભાઇઓ, જો તમને ભારત માટે લાગણી હોય તો આજથી જ ભારતની પ્યારી ખાદીને અપનાવો. એમ કરીને તમારા દેશના લાખો ગરીબોને રોજી આપો, તેમનાં ભૂખ્યે તરફડતાં બાળકોને બચાવો. ભારતમાં ૪૦ કરોડ સંતાનો હોવા છતા ૪૦ કરોડ વાર ખાદી વપરાતી નથી. દરેક ભાઇ એક એક વાર ખાદી પહેરે તો ૪૦ કરોડ વાર ખાદી ભારતમાં વપરાય. આપણે ભારતી હોવા છતાં આપણે ખાદી ન પહેરીએ તો એ શરમની જ વાત કહેવાય! એ પવિત્ર ખાદીમાં જ આપણી આબાદી છે. જો આપણે ખાદીને અપનાવવામાં નિષ્ફળ નિવડયા તો આપણી બરબાદી છે. ખાદીમાં જ ખાનદાની સમાએલી છે. ભારતની મહાન શક્તિ ખાદીમાં જ સમાએલી છે.

ખાદી પહેરનારના દિલમાં દેશાભિમાનનો જુસ્સો પ્રગટાવે છે, અને વખત આવ્યે દેશ માટે ફના થવાનો જુસ્સો તેનામાં આવે છે.

ખાદીનો વિચાર બહુ જ ગહન છે. તેમાં ઊંડો અર્થ સમાએલો છે. કાંતવામાં પણ મહાન શક્તિ સમાએલી છે. રોજ કાંતનારને સમજાશે કે કાંતણકાર્ય એ એક અજબ કાર્ય છે. અને એ અજબ કાર્ય દિલના દરેક

ભાઇએ શીખવું જોઇએ. જીવનના અમૂલ્ય સમયનો દુરુપયોગ ન કરતાં નિત્ય એક કલાક જરૂર કાંતવું જોઇએ. અને ખાદી તો પહેરવીજ જોઇએ.

જીવનનું સાચું સુખ ખાદીમાંજ છે; જીવનની ખરી કસોટી ખાદીમાંજ છે, જીવનનો સરળ અને સીધો માર્ગ ખાદીમાંજ છે, મનુષ્યનું રૂપ એ ખાદીમાંજ છે, ભારતવાસીઓનો ધર્મ ખાદીમાંજ સમાએલો છે.

કામઠી મગનભાઇ ખુશાલભાઇ વરણામાવાળા



## આધુનિક દામ્પત્યજીવન

આધુનિક દામ્પત્યજીવન એટલે કલેશ અને કંકાસનો ભંડાર. તેમાં ન મળે આનંદ કે ન મળે મધુરતા.

ગૃહસ્થાશ્રમની બધી વિશેષતાઓનો આધાર વાસ્તવિક રીતે દામ્પત્યજીવનની ઉત્તમતા ઉપર છે. દામ્પત્યજીવનની ઉત્તમતાજ ગૃહસ્થાશ્રમને શ્રેષ્ઠ અને આકર્ષક બનાવે છે. આજકાલ વિરલજ દંપતીઓ સુખી જોવામાં આવે છે, કારણ કે આધુનિક દામ્પત્યજીવન અવનત થયું છે. જો આપણે ઊંડો વિચાર કરીશું તો આપણને માલમ પડશે કે કોઇ સ્થળે પતિ દુ:ખી છે તો કોઇ સ્થળે પત્ની અને કોઇ સ્થળે બંને. સુખી જોડાં તો કવચિતજ જોવામાં આવે છે. પતિપત્નીના કલેશનું મૂળ કારણ મોટે ભાગે એકજ હોય છે અને તે 'કજોડાં.' આ વિષમતાને લીધેજ કલેશકંકાસ ઉત્પન્ન થાય છે.

દામ્પત્યકલહની ઉત્પત્તિ લાકડે માંકડાં વળગાડવાથીજ થાય છે. બાળકબાળકીનો વિવાહ કરવો એ તો વિવાહસંસ્કારની ચોકખી મશ્કરીજ છે. પરંતુ યુવકયુવતીનો વિવાહ જે રીતે કરવામાં આવે છે તે પણ બે પશુઓને એક વાડામાં પૂરવા સમાનજ થાય છે. હિંદુ જાતિનું વિવાહિત બંધન જિંદગીભરનું હોય છે. આવી સ્થિતિમાં એવાંજ બે સ્ત્રીપુરુષને લગ્નગ્રંથીથી જોડવાં જોઇએ, જેમની યોગ્યતા, આચારવિચાર, સ્વભાવ, રૂપ, રંગ, ગુણ, કર્મ તથા વય મળતાં આવતાં હોય અને જેઓ પરસ્પર લગ્ન કરવા માટે, સંમત હોય.

પરંતુ અફસોસ! આજે મોટા ભાગનાં લગ્નો કેવાં થાય છે? કોઇ ધનના લોભથી પોતાની ધાવણી બાળકીનો વિવાહ નાના બાળક સાથે કરે છે; વર ગોરો હોય તો કન્યા સીસમનો કકડો, અને કન્યા ગોરી હોય તો વર કોલસાનો અવતાર; વર મેટ્રિક પાસ હોય તો કન્યા નિરક્ષર હોય અને કન્યા મેટ્રિક

પાસ હોય તો વર ગાંડ પાંચમું કે છઠ્ઠું ધોરણ ભણેલો હોય. આ સિવાય બીજી ઘણી બાબતોમાં તો કંઇ કહેવા જેવુંજ નથી. આવી દશામાં ઉત્તમ દામ્પત્યજીવનની આશા રાખવી એ તો હવામાં મહેલ બાંધવાની આશા રાખવા સમાનજ છે.

વિવાહના બધા અધિકાર વાલીઓએ પોતાને સ્વાધીન રાખ્યા છે. તેઓ ધારે તેવાં વરકન્યાને લગ્નગ્રંથીથી જોડી શકે છે. પરણનાર જોડું એકબીજાને પસંદ કરે છે કે નહિ, તેઓની ઇચ્છા લગ્ન કરવાની છે કે નહિ તે કોઇ જોતું જ નથી; અરે, એ વાત સમજી શકે એવડી ઉમરનાં પણ વરકન્યા બહુ ઓછાં હોય છે. આવાં કજોડાંલગ્ન કરતાં કંઇ અનિષ્ટ જોવાનો વખત વાલીને આવ્યો, તો 'તેમના પૂર્વજન્મના પાપનું ફળ! તેમના નસીબમાં લખ્યું હશે તે થયું! તેમાં અમારૂં શું ચાલે?' એમ કહીને હાથ ધોઇ નાખે છે. પરંતુ એ પ્રમાણે હાથ ધોઇ નાખવાથી તેમનો પાપનો બોજો ઘટવાનો નથી.

સારાંશ કે કજોડાંલગ્નથીજ દામ્પત્યકલહની ઉત્પત્તિ થાય છે. માટે આવાં લગ્નો અટકાવવા માટે દરેક યુવકયુવતીઓ, હિંદુ સમાજનો ભય રાખ્યા સિવાય બનતા પ્રયત્ન કરવાજ જોઇએ.

વાચકવર્ગ આ લેખને સાચો ન્યાય આપશે એવી આશા સાથે વિરમું છું.

મલાતજ નરસિંહભાઇ ભીખાભાઇ પટેલ

---*---

## સુકાતી વાડી

**પ્રાણીશાસ્ત્રના** નિયમોને આધારે પૃથ્વીમાં માનવી શ્રેષ્ઠપદે ગણાય છે. કારણ કે તેનામાં વિચાર કરવાની શક્તિ છે. માનવીઓ ભેગા થતાં સમાજની રચના થાય છે. સમાજ અમુક પદ્ધતિસર નિયમો ઉપર ચાલે છે. આવા નિયમો સમાજમાં રહેતા માનવીઓના હિતને ધ્યાનમાં રાખીનેજ રચવામાં આવે છે. એ નિયમો મુખ્યત્વે માનવજીવનમાં આવતા અગત્યના પ્રસંગો વિષેજ હોય છે. લગ્ન એ માનવજીવનનો મુખ્ય ધાર્મિક પ્રસંગ છે. લગ્ન માટે રચાએલા આવા સમાજને આપણે જ્ઞાતિને કે તેના ગોળને નામે ઓળખીએ છીએ.

વર્ષો પહેલાં ૭ કે બાર ગામોનો ગોળ જુદો થયો અને ત્યાર બાદ તે ગોળના પાટીદારોમાં પૈસા લેવાની જે મોટી ખોટી બદી પેસી ગઇ તે હાલ તેમની ચિંતાનું કારણ બની ચૂકી છે. કાનમમાં જઇ પરણ લેઇ લગ્ન કરી

આવવું એમાં જો તેઓ મોટાઇ માનતા હોય તો ૭ ગામ કે બાર ગામ બાંધવામાં મોટાઇ શી? તેમના જ ગામોમાં વધતી જતી કન્યાઓનું શું કરવું? પોતાનાં ગામ સિવાયનાં અન્ય ગામોમાં કન્યા આપવામાં તો તેમને કુળહાનિ લાગે છે! કાનમમાંથી લીધેલી પરઠણ શા કામમાં આવવાની? કારણ કે એથી જ પોતાની કન્યાઓને પરણાવતાં મહામુસ્કેલી ઊભી થાય છે! ત્યારે પોતાના સમાજને નાનો કરી નાખ્યાથી શો ફાયદો કાઢયો?

ઘણી વખત સત્તાવીશના પૈસાદાર પાટીદાર ૭ ગામમાં પોતાની કન્યા આપી પોતાની આબરૂ વધારવા નકામા પૈસા વેડરી નાખે છે; પરંતુ ત્યાં પડદા પાછળ શી શી રમતો રમાય છે તેની વાતો અને ખૂદ બનાવ તેઓ જાણે છે ત્યારે તેમની આબરૂનું મૂલ્ય સમજાય છે! જોકે હવે તો આવી પરઠણ સત્તાવીશમાંથી મળતી બંધ થઇ છે, કારણ કે કાનમનો કીમતી પ્રદેશ હવે એ આબરૂદારોને વિના વિલંબે પ્રાપ્ત થયો છે.

આ તો થઇ ૭ ગામની વાતો; હવે કરીએ સત્તાવીશની વાત. બાકરોલમાં તા. ૨૦:૬:'૪૨ને રોજ સત્તાવીશના ભરાએલા પંચે નક્કી કરેલાં પંદર ગામોની વાત જરૂર વિચારવા જેવી જ છે. પંદરમાંથી એવાં કેટલાંક ગામો છે, જ્યાં ગામનાં અમુક કુટુંબો સિવાય બીજાઓને સત્તાવીશની કન્યાઓ મેળવવી મુશ્કેલ છે. એ ગામોના એ ભાઇઓ પોતાની કન્યાઓ સત્તાવીશમાં આપવા માટે જ જાણે જીવતા હોય તેમ છે. એ ગામોના બીજા ભાઇઓને લગ્ન માટે પરઠણ ભરીને કન્યા લાવવી પડતી, અથવા સત્તાવીશ બહારથી લાવવી પડતી, યા તો 'કાઠિયાવાડી' લગ્ન કરવાં પડતાં. આવા સત્તાવીશને—જોકે આજે તેમાં ૪૨થી ૪૫ ગામો છે— છોડી હવે પંદર ગામો તરફ હિજરત ઊપડી છે.

આવાં પંદર ગામો બાંધતી વખતે જો તેના પરિણામનો ખ્યાલ બાંધ્યો હોત તો તો ઠીક હતું. ગામે ગામ લગ્ન નહિ થવાને પરિણામે ગામમાં ચાલતા નૈતિક અધઃપતનનો ખ્યાલ એ બાંધનાર યા તો રચનાર સભાસદોને જરૂર હશે જ. હવે તો કદાચ સત્તાવીશમાંથી કન્યા મેળવનારેય કેટલાંક કુટુંબો લગ્નમાંથી લુપ્ત થઇ જશે. આ તો ભૂખ્યાના મોંમાંથી કોળિયો પાછો કઢાવવાની વાત થાય તેમ છે.

નિયમાનુસાર ગામમાં આગળ પડતાં કુટુંબોમાંના માણસ ગામના પ્રતિનિધિઓ ગણાય છે અને સર્વ કાર્ય તેઓ ગામને નામે કરે છે. પંદર ગામોનું જૂથ બાંધતી વખતે તેઓ જ પંચમાં હાજર હશે. તેઓને તો પંદરમાંથી કન્યાઓ જરૂર મળશે જ, પરંતુ ગામના બાકીના ભાઇઓનું શું?

પંદર ગામો બાંધવા પાછળ વ્યક્તિગત લડાઈનું કારણ મુખ્યત્વે પાક ભજવે છે. વ્યક્તિગત લડાઈથી સમાજને કોઈ પણ જાતની હાનિ ન જ પહોંચવી જોઈએ, એ સમાજના દરેક સભ્યે સમજવું જ જોઈએ. કોઈએ બીજાના પૈસાથી અંજાઈ જઈ હામાં હા ન જ પુરાવવી જોઈએ, કારણ કે પાયા ઉપર જ ઈમારતનો આધાર છે. પંદર ગામો બાંધવા પાછળ કયો શુભ હેતુ કામ કરી રહ્યો હશે તે સમજાતું નથી. એક ગામને સત્તાવીશમાં આવવું હોય અને તેને અમુક કારણોસર ન પાડવી એ ઉચિત છે; પરંતુ પોતાના પૈસાથી અંજાવી દેઈ ખોટાં કારણો આપી વ્યક્તિગત લડાઈને કારણે યા તો બીજાને નીચો પાડવા માટે આખા સમાજના નિયંત્રિત ચક્રને આવો આંચકો આપવો એ સ્તુત્ય પગલું ન જ ગણાય.

ભાવિ પ્રજાને માટે વિચાર કરીને કાર્ય કરવામાં જ મોટી ભલાઈ છે. આજની લડાઈ એ ભવિષ્યની પ્રજાને મન મોટી ગાંડાઈ જ ગણાશે. લડાઈ છે ફક્ત બે ગામોની. બંને ગામો મોટાં છે, લડનાર પણ મોભાદાર વ્યક્તિઓ છે અને તેમાં હોળીનું નારિયેળ થાય છે આખું સત્તાવીશ!

વ્યક્તિગત લડાઈ એ વ્યક્તિઓએ સમેટી લેવી જોઈએ અથવા સત્તાવીશના અન્ય સભ્યોએ ભવિષ્યની પ્રજાને ખાતર હોળીનું નારિયેળ થતાં દૂર રહેવું જોઈએ. ચામડાના સિક્કામાં સોનાની મેખ આપી નાણાંનું ચલણ ચલાવનાર રાજાને ગાંડો કહેનાર કેવળ કાગળના જ રૂપીઆ ચલણમાં વાપરનાર વર્તમાન પ્રજાને ભવિષ્યની પ્રજા કોણ જાણે શીય ઉપમા આપશે! નહિ વિસાતમાં એવું બીજ મોટા વડને ગર્ભમાં ધારણ કરી રાખે છે. ચેતનો નર સદા સુખી.

લીલી વાડીમાં પાણી હોય, સફેદ દૂધની જરૂર નહિ જ!

ઍગ્રી. કૉલેજ, પૂના રણછોડભાઈ એમ. પટેલ



## સત્તાવીસના ગોળનો કરુણ અંજામ!

પ્રકૃતિજન્ય આત્મા કે આત્માઓ પ્રકૃતિમાતાએ સીંચેલા ગુણોની વિરુદ્ધ જાય, એ માનવા માનવહૃદય તૈયાર ન જ હોય; છતાંય જ્યારે આવા પ્રસંગો ગગી આંખે નિહાળવાના કમનસીબ બનાવો આવી મળે છે, ત્યારે આત્માને ઉતરવાનો ઢોંગ કરીને પણ આંખોને મીચી દગાવવી પડે છે. આવા પ્રસંગો હમણાં હમણાં ચરોતરની ભણેલી-ગણેલી, કાદી ને શાણી ગણાતી પાટીદાર પ્રજામાં વધારે પ્રમાણમાં દૃષ્ટિગોચર થાય છે.

ચરોતરમાં પાટીદારોનો બાર પછી સત્તાવીસનો એક ગોળ છે. આ ગોળ સને ૧૮૯૫માં ચકલાશી મુકામે ગામે ગામના બાહદાર કુશળ અને બુદ્ધિશાળી વડીલોએ પોતાનો પેઢીઓ-જૂનો અનુભવ રેડીને બાંધ્યો હતો, તેને ચલાવવા ખાતર ભીષ્મપ્રતિજ્ઞાઓ લેઇ તેવો લેખ પણ કર્યો હતો. તેમને પુણ્યપ્રતાપે આ ગોળ આજ સુધી તો ચાલ્યો, પણ સર્વે બાબતોમાં વડીલો સામે માથું ઊંચકનાર આજના સમાજનાયકોને એક યા બીજા કારણસર આ બાબતમાં પણ માથું ઊંચકવાની જરૂર જણાઇ. તેમણે તા. ૨૦ : ૬ : '૪૨ને રોજ બાકરોલ મુકામે સત્તાવીસમાંથી પંદર ગામો છૂટાં પાડવા પોતાથી બનતું કર્યું. ફળ શું આવે છે તે માટે તો રાહ જોવી એ જ વધુ ઇષ્ટ છે, પણ આમ શાથી બન્યું તેના ઉપર ઝીણવટભર્યો વિચાર કરવો એ ગોળને હિતકર્તા તેમ જ તેના ઉપર પ્રકાશ પાડનાર હોઇ તે ઉપર વિચાર કરીએ તો અસ્થાને નહિ જ ગણાય.

ચકલાશી મુકામે સને ૧૮૯૫માં ગોળ બંધાયો, ત્યારે ચોક્કસ યાદ નથી પણ ચોવીસ કે અઠ્ઠાવીસ ગામ બંધાએલાં અને તેને 'સત્તાવીસનો ગોળ' એવું નામ આપવામાં આવેલું. માતા પોતાના પહેલા બાળકને ઉછેરવા જેમ લાલન-પાલન ને કાળજી રાખે, તેની પાછળ પોતાના આત્મા સહિત પોતાનું સર્વસ્વ હોમી દે, તેમ વૃદ્ધોએ આ ગોળને ચલાવવામાં તથા ઉછેરવામાં બલ્કે તેની ઉન્નતિ કે આબાદી કરવામાં જેવો તેવો ભોગ નથી આપ્યો. તે ભોગ પછવાડે ફળસિદ્ધિ માટે શંકા જ ન હોય એ કુદરતી નિયમ પ્રમાણે આ ગોળ ફૂલ્યો, ફાલ્યો. તેના ઐક્ય, ઉત્કર્ષ ને ઉન્નતિથી લલચાઇ બીજાં ગામોને તેમાં જોડાવા ઇચ્છા જાગી. બપોરની ખરી કડકડની આકરી ભૂખ વખતે ભાથાના રોટલા હળીમળીને વહેંચી ખાનાર સંપના હિમાયતી માનવહૃદયના ભૂખ્યા એ વડીલો કોઇને નિરાશ કરે તેમ તો હતું જ નહિ; એટલે તેમણે જે આવે તેને, જેની તેની લાયકાતનું તથા ક્ષેત્રનું માપ કાઢી, ગોળના નિયમને બંધનકર્તા રાખી, પોતાના એ વિશાળ ઘરમાં જગો કરી આપી. આમ કરતાં કરતાં સને ૧૯૪૦ સુધીમાં ગોળમાં ગામોની સંખ્યા ૨૭થી વધીને ૩૫એ જઇ પહોંચી. તે વર્ષે ગોળ પોતાના ઉત્કર્ષની આખરી કક્ષાએ પહોંચ્યો. પણ ચઢતી તેની પડતી એ તો સર્જનહારનો નિયમ છે; એ પ્રમાણે બીજે જ વર્ષે એટલે સને ૧૯૪૧માં તેના ઉપર પણ આફતનાં વાદળ ઘેરાયાં. કોઇ કમનસીબ પળે મોગરીને તેમ જ અલીન્દ્રા(વસો)ને આ ગોળમાં સામેલ થવા તમન્ના જાગી, તે બન્ને ગામોએ રાખેલા મુજબ પોતપોતાની ઇચ્છા દર્શાવતી અરજી પંચગોરને આપી. પલાણા મુકામે પંચ ભરાયું, ત્યાં એવો પ્રસ્તાવ મુકાયો કે બંનેએ પોત-

પોતાને ગામે પંચ બોલાવવું ને તારીખો પંચગોરની સંમતિથી નક્કી કરવી. એક યા બીજે કારણે તારીખો નક્કી કરવામાં કસાકસી ઊભી થઈ. જાણવા મળી છે તે હકીકત જો સાચી હોય તો એવું માનવાને કારણ છે કે આની પછાડે કોઈનો હાથ હતો. અલીન્દ્રાએ પકડ્યું કે અમે પંચ પહેલું બોલાવીએ, ને મોગરી કહે કે અમે. પણ આનું મૂળ કારણ એવું જડે છે કે કેટલાક મોગરીને લેવાની વિરુદ્ધ હતા, તો કેટલાક અલીન્દ્રાને. બંને ગામોએ અવિધિસર પંચ ભરાવ્યાં, અને ત્યાં હાજર રહેલાં ગામોની સંમતિથી બંને ગામો ગોળમાં લેવાએલાં જાહેર થયાં, કન્યાના વ્યવહાર પણ શરૂ થયા. મોગરીને લેવા પલાણા સંમત ન હતું; છતાં મોગરીની એક કન્યા પલાણામાં દેવાઈ, તેથી મોગરીના તથા તે લગ્નમાં સાથ આપનારની વિરુદ્ધ પલાણા જઈ બેઠું. ગોળના બીજાં કેટલાંક ગામોને પણ આ પગલું સ્તુત્ય તો નજ લાગ્યું. આ બનાવથી કેટલાકને આત્મસંમાન તો કેટલાકને અંગત દ્વેષ કેળવવાનો મોકો મળ્યો અને એકબીજા વચ્ચે અણબનાવ ઊભો થયો.

આ કોકડું તો ગૂંચવાએલું હતું જ, તે દરમ્યાન અજરપુરાને ગોળમાં જોડાવાની ઇચ્છા જાગી. અજરપુરા ગામે પણ અવિધિસરનું પંચ ભરાયું, કેટલાંક ગામો ત્યાં ગયાં ને કેટલાંક ન પણ ગયાં. ત્યાં હાજર રહેલાં ગામોએ તેને ગોળમાં લીધેલું જાહેર કર્યું. પરિણામે વેરઝેરનો ભારેલો અગ્નિ ભભૂકી ઊઠ્યો. પલાણાવાળા મેદાને પડ્યા અને મોગરીને બાતલ કરવા પ્રચાર શરૂ થયો. જે ગામોએ મોગરીને લેવા સંમતિ આપી હોય, તે ગામો આટલી ટૂંકી મુદતમાં પોતે થઈને તો મોગરીને બાતલ કરવા સહમત નજ થાય. એટલે કોઈ ફળદ્રુપ ભેજામાંથી મોગરીને ખોટું લાગે નહિ ને એક કાંકરે બે પક્ષી મરાય, એવી — આડત્રીસમાંથી (આણંદ બંને, ખાંધલી, પલાણા, ચાંગા, મહેળાવ, ગાના, વાલવોડ, ધામણા, મહુધા, અલીન્દ્રા બે, ડભાણ, ચકલાશી, બાકરોલ) આ પંદર ગામો ગોળમાંથી છૂટાં થઈ પોતે પોતાનો નવો ગોળ બાંધી બીજાં ગામોને ફારગતી આપી દે એવી — તરકીબ રજૂ થઈ. આ યોજનાને પ્રચારકોએ તો વધાવી લીધી, ને તેમણે ઉપરનાં ગામોમાં નવી જનનો પ્રચાર શરૂ કર્યો. કેટલાક સહમત થયા, કેટલાકે વિરોધ દર્શાવ્યો. વિરોધીઓની બહુમતિ છતાં તા. ૨૦ : ૬ : '૪૨ને રોજ બાકરોલ મુકામે આ પંદર ગામને નામે એક સભા ભરાઈ; તેમાં પંદર ગામોએ 'પોતે સ્વેચ્છાથી છૂટાં પડી જઈ પોતાનો નવો ગોળ બાંધ્યો છે, તેથી હવે તેમને જૂના સત્તાવીસના પંચ સાથે કંઈ પણ નિસ્બત નથી,' એવી પત્રિકાઓ છપાવી ગામે ગામ મોકલી આપી. આ સભા રીતસરની

નહોતી. ગોળનું બંધારણજ એવા પ્રકારનું છે કે કોઇ ગામ કે ગામો એક વખત ગોળમાં જોડાયા પછી સ્વેચ્છાથી છૂટાં થઇ શકે નહિ; પણ આગને તો બંધારણજ કંઇ બંધનકર્તા ન હોય તેમ બાકીનાં ગામોને સહેજ પણ પૂછયા સિવાયજ તેમને પાણીચું આપી દીધું. આ કૃત્ય મોટા ભાગનાં ગામોને કે ગામોના પ્રતિષ્ઠિત અને વિચારશીલ આગેવાનોને સારૂં ન લાગ્યું. તેથી ઘણાઓએ તો ખુલ્લે ખુલ્લી રીતે તેનો વિરોધ કર્યો. પરિણામ એટલું બધું બુરૂં આવ્યું કે દરેકે પોતપોતાનો પક્ષ મજબૂત કરવા મોટરોની ફેરણી શરૂ કરી. ગામે ગામના આગેવાનોને યુક્તિપ્રયુક્તિથી ફોડવા પ્રયત્ન શરૂ થયા. કેટલાક અસ્થિર મનના તેમનો શિકાર બન્યા પણ ખરા, અને મહેળાવ, ચાંગા, ગાડા, વાલવોડ, ડભાણ, પલાણા, ચકલાશી, આણંદ મોટું, આ પ્રત્યેક ગામમાંથી અમુક કુટુમ્બોને તેઓ સગાઇના દબાણને જોરે પોતાના વાડામાં ખેંચી ગયા. છતાં ગામની વસતિનો મોટો ભાગ તેમાં સામેલ ન થયો. આથી પ્રત્યેક ગામમાં નાહક ખોટા મતભેદનાં ને તડનાં બીજ રોપાઇ ગયાં. બાંધણી ગામે દીર્ઘદૃષ્ટિ વાપરી તટસ્થતા જાહેર કરી એટલુંજ એનું સદ્ભાગ્ય! આ પ્રચાર એટલી બધી ગંદી રીતે આગળ વધ્યો કે ઘરે ઘરમાં કંકાસનાં બીજ રોપાયાં. એક એવો પણ પ્રસંગ મેં જોયો છે, કે પુરુષ પોતે આ પ્રમાણેના નવા વાડામાં જવા નાખૂશ હોવા છતાં, સસરાનું તેની પત્ની ઉપર ને પત્નીનું તેની પર દબાણ થવાથી, તાત્કાલિક શરમનો લોપ કરવા જેટલી હિંમતને અભાવે તે ભાઇને નવા વાડામાં સહી કરી આપવી પડી! કલ્પનાજ કરવી રહી કે આથી બુરૂં બીજું શું હોઇ શકે?

તા. ૨૦:૬:'૪૨ની બાકરોલની સભા અને તેના વર્તન ઉપર વિચાર કરવા, તે સભામાં સમ્મિલિત સિવાયનાં બીજાં બધાંય ગામોના પ્રતિનિધિઓ તા. ૨૯:૬:'૪૨ને રોજ ચકલાશી ગામે પંચના બંધારણપૂર્વક ભેગા મળ્યા. આ પંચમાં ઉપરનાં વિરોધી મતવાળાં ગામોને પણ આમંત્રણ આપવામાં આવેલું, પણ તેમણે પોતાનો વિરોધ દર્શાવવા હાજરી નથી આપી ચકલાશીમાં ભેગાં મળેલાં બધાંય ગામોના પ્રતિનિધિઓએ એકમને ગોળને ન તોડવા ઠરાવ કર્યો છે, એટલુંજ નહિ પણ વિરોધી મતવાળાં ગામોને, કુટુંબોને કે વ્યક્તિઓને સંવત ૧૯૯૯ના કાર્તક સુદિ પૂર્ણિમા સુધીમાં સારાસારનો વિચાર કરી પુનઃ ગોળમાં દાખલ થવા છૂટ રાખી છે. આ પગલું ઘણું સ્તુત્ય અને આવકારદાયક છે. હાજર પ્રતિનિધિઓ સમક્ષ સને ૧૮૯૫માં ગોળ બાંધતી વખતે વડીલોએ જે કરાર કરેલો તે વાંચી જતાવવામાં આવ્યો, જેથી લોકો ખોટી રીતે ભેરવણીથી આડે માર્ગે ન જાય, અને લોકો પોતાના

બંધારણથી વાકેફ થાય તેટલા ખાતર તે કરારની નકલો પંચને ખર્ચે છપાવી ગામે ગામ પહોંચાડવાનો પણ ઠરાવ થયો. બંધારણનો પ્રસ્તુત લેખ વાંચ્યા કે સાંભળ્યા પછી સર્વે ભાઈઓને વિનંતિ કરવા જેવી ખરી કે તેઓ દરેક પોતપોતાનું મન મક્કમ ગણી પોતે ચકલાશી મુકામે જે ઠરાવ ગોળ ન તોડવાનો કર્યો છે તેને પ્રતિજ્ઞાથી પાળે. અને ઉતાવળે કૂદી પડી જાકરોલ મુકામે એક ઝટકે ગોળના બે કકડા કરનાર ભાઈઓ પણ પ્રભુએ આપેલી સદ્બુદ્ધિથી, કર્તવ્યપરાયણતાથી ને ન્યાયબુદ્ધિથી પોતાનું કામ આટલેથીજ અટકાવી, ઉદાર દિલથી એકબીજાની ક્ષતિઓ ધ્યાનમાં ન લેતાં ફરી વડીલોપાર્જિત ગોળમાં એકઠા મળે તો એનાથી બીજું ગોળનું સદ્ભાગ્ય કયું હોઇ શકે?

આ તડ પાડનાર સદ્ગૃહસ્થોને કંઇક કહેવાનું મન એટલાજ ખાતર થાય છે, કે તેઓમાંના કેટલાક તો રાષ્ટ્રસેવકો છે. આજે મહાસભા જ્યારે ગામડાંની પ્રજાને એક ને અખંડ કરવા ભારે જહેમત ઉઠાવી રહી છે, ત્યારે આ ભાઇઓ પોતાની ભૂતપૂર્વ કીર્તિનું ખંડન કરી પોતાના (મહાસભાનાજ) કાર્યની એક શાખાનું આમ ખંડન કરી ગામે ગામની પ્રજાને છિન્નભિન્ન કરે, એથી બીજો દુઃખદ વિષય કયો હોઇ શકે? રાષ્ટ્રસેવકો સરકારની સત્તાને ફગાવી શકે છે તો પછી કોઇ સાધારણ માણસની કે માણસોની ખોટી શરમને કે સેહને વશ બને એ શોભવા યોગ્ય છે ખરું?

વધારામાં આ પંદર ગામનું જુદું જૂથ બાંધવામાં કોઇ પણ જાતનો લાભ હોય એવું પણ મને તો દેખાતું જ નથી. સરખાવટને ધોરણેજ આ પંદર ગામને છૂટા પાડવા કોશિશ ચાલે છે એમ કહેવું તે પણ કેવળ જુઠાણું છે. આ પંદરમાંના કોઇ ગામને કોઇ અમુક ગામ સાથે સરખું મનાવવા કંઇ ગામ તૈયાર નહિજ હોય, દરેક પોતપોતાને મન સવા શેર માનશે જ. જ્યારે સત્તાવીસનો ગોળ બાંધ્યો, ત્યારે સરખાવટને ધોરણેજ બાંધ્યો હતો, તો પછી આજે એ સિદ્ધાન્તનો લોપ કેમ થયો? સત્તાવીસની સરખાવટનો લોપ આજે પિસ્તાળીસ વર્ષે આમ આપણી નજર સમક્ષ થયો, તો આ પંદર ગામની સરખાવટનો લોપ નહિ થાય એની ભવિષ્યની ખાત્રી કોણ આપી શકે છે? પાટીદાર જ્ઞાતિમાં બલ્કે સારાયે સમાજમાં 'સરખાવટ' શબ્દજ કેવળ બાહ્ય આડંબરનો છે, કારણ કે કન્યા લેનાર હમેશાં કન્યા આપનારથી પોતે ઊંચો હોવાનો ફાંકો રાખે છે, અને કન્યાના બાપને હમેશાં દીન બનીને દબાએલાજ રહેવું પડે છે. આનું નામજ આપણી સરખાવટ ને? વળી જો કુળની દૃષ્ટિએ આ પંદર ગામો જુદાં પડતાં હોય તો તે પણ એક ભ્રમજ છે.

પાટીદાર જ્ઞાતિમાં કુળ જેવું છે જ શું? પાટીદારનું 'કુળ તો કોદરે સમાએલું' છે' એ પાટીદારની જૂની કહેવત છે. જે ઘરોમાં ભરચક લક્ષ્મી હોવા છતાં કુળના સ્વાંગ નીચે છોકરાઓના બજારૂ સોદા કરવામાં આવે, ને કન્યારૂપી પ્રાણીને ગૃહલક્ષ્મી બનાવી ઘેર લાવ્યા પછી વધારેમાં વધારે દુઃખ દેવામાં આવે, પુરુષો કરતાં હલકી જાતનો ખોરાક તેને આપવામાં આવે, ને આવા અમાનુષી વર્તનને પરિણામે તે બિચારી કુવો, તળાવ, અફીણ કે કેરોસીનનો આશરો લેઇ આપઘાત કરે, તેવાં કુટુંબો આપણે ત્યાં આજે કુળવાન ગનાય છે.

આજે જે પંદર ગામોની હિમાયત કરવામાં આવે છે, તે પંદર ગામના ૪૦-૪૫ વર્ષ ઉપરની ઉંમરના સદ્‌ગૃહસ્થો પોતાનું મોસાળ આ પંદર ગામોમાં છે કે ખાબોચિયાં જેવાં ગામડાંમાં, તેનો જરા ખ્યાલ કરશે કે? કેટલાક વળી એવી પણ દલીલ કરે છે, કે આપણા ગોળનાં નાનાં ગામોના આગેવાનો મોટાં ગામોમાંથી ઓછુંવત્તું આપી છોકરાઓ લેઇ જાય છે, તેથી આ મોટાં ગામોના કુળવાનોને પોતાની કન્યા આપવાનું સ્થાન સંકુચિત બને છે. આ દલીલ વજુદ વગરની છે; જેમ નાનાં ગામોના આગેવાનો મોટાં ગામોમાંથી છોકરા લેઇ જાય છે, તેમ આ મોટાં ગામોના મધ્યમ સ્થિતિના લોકો પોતાની કન્યાઓ આ નાનાં ગામોના આગેવાનોને ત્યાં આપે પણ છે, એટલે આ ગામોમાં એટલા છોકરા ફાજલ પડે છેજ. આમ સરવાળે બધું સરખું જ છે. પણ તેમની કન્યાઓનું જલદી ઠેકાણું નથી પડતું, તેનું ખરૂં કારણ તો એ છે કે તેઓએ છોકરાની મોંમાગી પરઠણ લીધી હોય ને પછી કન્યાને ગોળના રિવાજ પ્રમાણે આગેવાનોની સેહમાં બીજાને આપવા જાય એટલે મુશ્કેલી આપોઆપ ઊભી થાય જ. એમાં શી નવાઇ! સાંભળ્યું છે તે ખરૂં હોય તો આ પંદર ગામનો ગોળ બંધાય તો એમાં એક એવી આકરી શરત એ આવવાની છે કે 'કોઇએ ગોળ બહારથી કન્યા લાવવી જ નહિ.' આ સૂચના જે ભાઇના કુળદ્રુપ ભેજામાંથી જન્મી હોય, તે ભાઇ પોતાના બીજા ભાઇઓને આ પંદરમાં પરણાવી આપવાની બાંહેધરી રાખે છે ખરા કે? પછી એક ભાઇ પાસે લક્ષ્મી હોવાથી પોતાની કન્યા પાછળ પાંચ દશ હજાર વાપરી, કુળવાન બની પોતાના છોકરાની કિંમત ઉપજાવે, જ્યારે બીજો તેના સગા કાકાનો દીકરો લક્ષ્મીને અભાવે બે હજાર ખર્ચતાંય કન્યા ન મેળવી શકે એ પ્રશ્નાવલિકા ચાલુ જ રહેવાની. આ શરતનું પરિણામ જો કોઇ સારૂં જોતા હોય તો તેઓ ભીંત ભૂલે છે, એમ મારે કહેવું જ પડશે. જો આ પંદરનો સંકુચિત વાડો બંધાશે તો એક દિવસ એનો કપરો આવશે કે એક બાજુ અવિવાહિત યુવક વાંઢાઓની

સંખ્યા વધી પડશે, જ્યારે બીજી તરફ ૨૫-૩૦ વર્ષની કન્યાઓ માટે વર નહિ મળતા હોય! મધ્યમ વર્ગના લોકોની સ્થિતિ તો એટલી બધી દયાજનક બની જશે, કે તેનો ઉકેલ જ નહિ જડે. કન્યાઓની આપ-લેમાં પણ મોળાઈ કે ગરિબાઈ ભાઈબેનોને પરણાવી દેવાની ફરજ પડશે અને પરિણામે તેમની પ્રજામાં એક જ પેઢીના આનુવંશિક ગુણો ઊતરતાં ભવિષ્યની પ્રજા વર્ણસંકર થશે. આપણી નજર સમક્ષ બારના ગોળમાં ૭ છના બે ગોળ છે, તેમની સંકડામણનો અભ્યાસ કરો; તેઓ આજે બારને એક કરવા વિચારે છે, ત્યારે આપણે બહોળા ક્ષેત્રને સંકુચિત બનાવી આપણી સંકુચિતતાનું પ્રદર્શન કરાવીએ છીએ. આડત્રીસમાં પંદર સમાએલાં જ છે, તો પછી પંદર છૂટાં પાડવાની કંઈ જરૂર? આ તો નાની ને મોટી બે બિલાડીઓ માટે બે બારણાં પાડવા જેવી વાત છે! એક બારણે બંને બિલાડીઓ ન જાય?

આખરે લેખની સમાપ્તિ કરતા પહેલાં સર્વેને વિનંતી કરવાની એટલી જ કે ચકલાશી મુકામે જે જે ગામોના પ્રતિનિધિઓ ગામ તરફથી ચૂંટાઈને ગએલા, તેઓ પોતાના પેટમાં પાપ રાખ્યા સિવાય સ્થાનિક જનતાને ત્યાંની અસલ હકીકતથી વાકેફ કરે. કેટલાક બેવડી મુત્સદ્દીગીરી વાપરીને ત્યાં ગોળ ન તોડવા સહમત થઈ આવ્યા, છતાં પોતાને ગામે જઈ જનતાને સમજાવે છે કે 'ત્યાં કંઈ જ ચોક્કસ નિર્ણય થયો નથી, ને કાર્તક મહિનામાં ફરી પંચ ભરી ચોક્કસ નિર્ણય કરશે.' આ પ્રચાર ઉપર જણાવ્યું તેમ સાવ જૂઠો છે, માટે આવા જૂઠા પ્રચારથી સ્થાનિક જનતાએ ભરમાઈ જવું નહિ, પણ પોતપોતાનું હિત તથા સ્થાન વિચારી, સ્વાર્થી આગેવાનોની સેહમાં ન તણાતાં પોતાનો આત્મા જે કબૂલ કરે તે જ કરવું.

આ લેખ કોઈના પર વ્યક્તિગત દોષ કે આરોપ ઢોળવા માટે લખ્યો નથી, માટે કોઈએ બંધબેસતી પાઘડી પહેરી લેવી નહિ. પ્રસ્તુત લેખમાં જે જે હકીકતો જણાવી છે, તે જાતઅનુભવથી જ સંપાદન કરેલી છે. તેનો અવળો અર્થ ન કરતાં, પ્રભુએ આપેલી સદ્બુદ્ધિથી વિચાર કરી આજ સુધી એકતા, સહિષ્ણુતા ને સહકારથી ગોળનો વ્યવહાર જેમ ચાલતો હતો, તેમ જ ચલાવવા ગોળના અગ્રેસરો પોતાની નૈતિક ફરજ સમજે, એ જ પ્રાર્થના!

હાલ કરમદી, તા. કરજણ મોતીભાઈ કુ. બાંધણીકર

---

# હાય, રિવાજને વાંકે!

અમથાભાઇ પટેલ ખેડૂત હતા. ખેતી કરીને પોતાનું તથા કુટુંબનું ભરણપોષણ કરતા હતા. સંતાનમાં ત્રણ છોડીઓ વચ્ચે એક છોકરો હતો. મોટી છોડી ગુલાબ પરણાવવા લાયક થઇ હતી. અમથાભાઇ વરની શોધમાં હતા.

અમથાભાઇ નડિયાદ વગેરે છ ગામોમાંના એક ગામના હતા. એટલે રિવાજ પ્રમાણે દીકરીઓને તે ગામોમાં જ પરણાવાય. પણ દીકરાઓ માટે તો આ નિયમ જ નથી એટલે તેઓ છ ગામમાં, કાનમમાં, વાકળમાં, ગમે ત્યાં પરણી શકે! અને ઘણાખરા પિતાઓ પોતાના દીકરાને કાનમમાં કે વાકળમાં પરઠણ લેવા માટે પરણાવે છે. ખરૂં કહીએ તો પરણાવતા નથી, પણ વેચે છે! આથી છ ગામની દીકરીઓ માટે વર ગણ્યાગાંઠ્યા જ બાકી રહે છે, અને તેથી તેઓને પરણાવવામાં મોટી પરઠણ આપવા છતાંય ઘણી જ અગવડ પડે, એ વાત દીવા જેવી ચોકખી છે.

અમથાભાઇને આમ જ બન્યું. તેમણે ઘણા છોકરાઓને જોયા, પરંતુ પરઠણની બાબતમાં જ સર્વ જગ્યાએ વાંધો પડતો હતો. જો તે ગરીબ ન હોત, તો જરૂર માગી પરઠણ આપી શકત. પણ તે તો ગરીબ હતા, એટલે શું કરે? તેમને માટે એક જ ઉપાય હતો: ગુલાબને કોઇ પિસ્તાળિસ પચાસ વર્ષના બુઢ્ઢા સાથે પરણાવવી! આખરે નિરુપાય થઇને આ માર્ગ એમણે લીધો અને પચાસ વર્ષના ભાઇલાલભાઇ જોડે ગુલાબનો વિવાહ નક્કી કર્યો.

આ વાત ગુલાબે સાંભળી. સાંભળીને તેની આંખમાંથી આંસુ નીકળી પડ્યાં. પોતાના ભાવિ જીવન માટે એણે કેટલાં સ્વપ્નો સેવ્યાં હતાં? પણ એ બધાં સ્વપ્ન જ નીવડ્યાં! ગરીબને આંગણે એનો જન્મ થયો છે, એને એવાં મધુર સ્વપ્ન સેવવાનો શો અધિકાર? કઇ તાકાત ઉપર એણે એ સ્વપ્ન રચ્યાં હતાં? શું સૌન્દર્યને બળે? ત્યારે બિચારી મધુરી ગુલાબ તેના પિતા ગરીબ હોવાથી જ શું નર્કમાં જશે? પણ શું કરે? ગરીબને આંગણે તે જન્મી હતી! તે સમાજની કેદી હતી. સમાજ એ ઉપાયહીન બાળા તરફ નિષ્ઠુર હાસ્ય કરી રહ્યો હતો!

એના મગજમાં વિચારમાળા ચાલી: "ખરેખર, દુનિયા સ્વાર્થી છે. બધાને પોતપોતાની પડી છે." એક કવિતાની પંક્તિ યાદ આવી:

"મને મારી, તને તારી,
બધાને પોતપોતાની પડી છે."

"ખરેખર, મને મારી જીવનનૌકા સંસારસાગરમાં આનંદનાં અને સુખનાં મોજાં વચ્ચે ચલાવવાની અભિલાષા થાય છે. મારા પિતાને મને પરણાવવાની

પડી છે. અને વૃદ્ધ ભાઈલાલભાઈને હજુ સંસારસાગરમાં પોતાની નૌકા દોડાવવી બાકી રહી છે. હા! એ ને હું તો પિતાપુત્રી સમાન કહેવાઈએ!"

ગુલાબનાં લગ્ન લેવાયાં. ધામધૂમથી વાજતે ગાજતે ભાઈલાલભાઈની સાથે ગુલાબની જીવનદોરી સંધાઈ. બુઢ્ઢા, શરીરે ક્ષીણ, દેખાવે બેડોળ અને જગતમાં થોડાંજ વર્ષોના મહેમાન, એવા એ વૃદ્ધને ગળે શરીરે તંદુરસ્ત, અને સોળ વર્ષની ખીલતી સુંદર પુષ્પકળી સમી આ બાળાને સમાજે પોતાનાં મજબુત દોરડાંથી બાંધી દીધી!

નક્કી કરેલે દિવસે ગુલાબને સાસરે વળાવી. પણ કુતરા સાથે બિલાડી રમી આનંદ મેળવતી નથી, તેમ આ બુઢ્ઢા સાથે યુવાન ગુલાબ કેવી રીતે આનંદ મેળવે? એક તો તેમના આચારવિચાર અને રહેણીકરણી જુદાં હતાં, એટલુંજ નહિ પણ તે વૃદ્ધ શરીરે રોગી હતો. તેમનામાં આનંદ ક્યાંથી ઉદ્દભવે?

વિપત્તિઓ આવે છે, ત્યારે ચોમેરથી આવી ઘેરો ઘાલે છે. ગુલાબ ઉપર સંકટ આવ્યું. તેનો પતિ માંદો પડ્યો, તાવ આવ્યો. પ્રત્યેક દિને ગંભીર સ્વરૂપ તેણે પકડ્યું. બિચારી કોમળ, મધુર, નિર્દોષ બાળા ગુલાબ તેની ચાકરીમાં સર્વદા તત્પર રહેતી. વખત ઘણો વહી ગયો, પણ ઉપચારો કર્યા છતાં રોગ મટયો નહિ. જેમ જેમ દિવસ વીતતા ગયા તેમ તેમ બીજા રોગોનો ઉમેરો થતો ગયો. ક્ષયની નીશાનીઓ દેખાવા માંડી. ક્ષય લાગુ પડયો છે એમ દાક્તરે ઘરનાં માણસોને જણાવી દીધું અને બરાબર ચાકરી કરવાની સલાહ આપી. પણ કંઈ ફેર ન પડ્યો. ગુલાબથી આ દુઃખ સહન થતું ન હતું. યમદૂત તેને દ્વારે આવી ગયો; ગુલાબ પતિને બોલાવતી હતી, પણ તે બોલતો ન હતો, હાલતો ન હતો, સાંભળતો ન હતો. ગુલાબને આખરે ખબર પડી કે તેનો પતિ આ લોક છોડી પરલોકમાં ચાલ્યો ગયો હતો. આ તો એનું પ્રાણહીન શબ છે અને તેને પણ હવે અહીંથી અગ્નિદાહ કરવા લઈ જવાનું છે. તે સ્તબ્ધ થઈ ગઈ. તેનું હૃદય કંપી ઊઠયું!

રિવાજ મુજબ ગુલાબ વિધવા થઈ, તેના વાળ માથા ઉપરથી કાઢી નાખવામાં આવ્યા. બલામ! ગુલાબ કરમાઈ ગયું, તે ચિમળાઈ ગયું અને તેનું હૃદય દુઃખથી ઘેરાતું ગયું! તેની સુંદરતા નષ્ટ પામતી ગઈ, તે દિવસે દિવસે શરીરે ક્ષીણ થતી ગઈ; એક બાજુથી રિવાજે અને બીજી બાજુથી શોકે તેને દુર્બળ બનાવી દીધી! બાળાને કેટલું બધું દુઃખ!

બાળાને બાળપણમાં વૈધવ્યનું દુઃખ આવવું એ કેટલું બધું દુઃખદ છે! જો દીકરાઓને ૭ ગામની બહાર પરણાવવામાં આવતા ન હોય, તો પરદેશ

જરૂર ઓછી થઇ જાય અને જરૂર ગુલાબની માફક કોઇ પણ બાળાને વૃદ્ધ સાથે લગ્ન કરવાં ન પડે; પરિણામે વૈધવ્ય ભાગ્યેજ આવે.

ગુલાબને વૈધવ્ય આવ્યું એ કોનો વાંક? એ પાટીદાર સમાજના રિવાજનો જ વાંક! દીકરાઓ ૭ ગામ છોડીને બહાર કાનમમાં કે વાકળમાં પરણી શકે અને દીકરીઓ તેમ ન કરી શકે, એ શું વ્યાજબી છે? યુવકોનાં પિતાઓએ જાણવું જોઇએ કે દીકરો એ વટાવવાનો ચેક નથી. યુવકોએ આ સામે ઝુંબેશ ઉઠાવવી જોઇએ. વર ઓછા હોવાને કારણે અને તેથી ભારે પરઠણને લીધે ગુલાબને વૃદ્ધલગ્ન કરવાં પડયાં. તેને વૃદ્ધલગ્નમાં સંસારસુખ તો ન મળ્યું, પરંતુ વૈધવ્ય મળ્યું!

જયારે આપણા પાટીદાર સમાજના કુરિવાજો દૂર થશે અને દીકરાઓને ૭ ગામમાંજ પરણાવવામાં આવશે અથવા દીકરીઓને ૭ ગામોની બહાર પરણાવવામાં વાંધો લેવાતો દૂર થશે, અથવા ખરેખર તો સમાજના ગોળ તૂટી લગ્નક્ષેત્ર વિશાળ થશે, ત્યારેજ સમાજ સુખી થશે.

ભાદરણ, હાલ કઠોર — રમણભાઇ બેચરભાઇ પટેલ

---

# ત્યાગમૂર્તિ

**પ્રાચીનકાળે** યુવાવસ્થામાં વિવાહ થતા, તેથી બાળવિધવાની સંખ્યા પણ નજીવી હતી. કમભાગ્યે કોઇ વિધવા થતી તો તેને માટે યોગ્ય વ્યવસ્થા થતી. અક્ષતયોનિ વિધવાનો વિવાહ થઇ શકતો. અમુક સંજોગોમાં ક્ષતયોનિ વિધવા પણ વિવાહ કરી શકતી.

પણ અર્વાચીન કાળમાં—સમાજનો પુરુષાર્થ પતિત અને વિષયી થતો જતો હોય તેવા કાળમાં—સમાજની નિઃસહાય બાળવિધવાના શુદ્ધતાપૂર્ણ જીવનની આશા કરવી એ રાત્રે સૂર્યનાં દર્શન કરવા બરાબર છે. આજે સમાજેજ એમને નિરક્ષરતા કોટે બંધાવી છે, એમને માટે ધાર્મિક જીવનની ગાળવાની કોઇ પણ વ્યવસ્થા નથી. આવા વિકટ સંજોગોમાં વિધવાઓ કર્તવ્યભ્રષ્ટ બને એમાં કોનો વાંક? અલબત્ત સમાજનોજ!

સ્ત્રીપુરુષના જીવનનો યોગ એટલે મોક્ષનું સાધન. બે આત્માઓનો લગ્ન દ્વારા થએલો યોગ એટલે જિંદગી પર્યંત જીવનનૌકાનાં સાચાં બે સુકાની. આજે તો એથી વિપરીત ચાલે છે. લગ્ન એટલે વ્યભિચાર માટેનો પરવાનો, અને બે

આત્માઓનો યોગ એટલે તેમની વાસનાતૃપ્તિનું સાધન!

આજે હજારો સ્ત્રીઓને ફોસલાવીને નસાડવામાં આવે છે અને સમાજની ઉઘાડી આંખોની સામે તેમને કુટિલ બજારોમાં વેચવામાં આવે છે, એટલું જ નહિ પણ સમાજમાં વ્યભિચારીઓને પોષણ અપાય છે. એ અબળાઓ, એ વિધવાઓ, અને એ જગતજનનીઓ દુષ્ટોના આનંદનાં સાધન બને છે. અને સમાજનાં આવાં કપરાં, જડ અને ખરાબ બંધનોને લીધે દિનપ્રતિદિન વેશ્યાઓની સંખ્યામાં ઉમેરો થતો જાય છે!

સમાજનાં બંધનોના ત્રાસથી આજે કેટલીયે વિધવાઓ આપઘાત કરે છે, કેટલીયે વિધવાઓ અનીતિના અખાડાઓમાં દેહનું લીલામ કરે છે અને કેટલીયે વિધવાઓ ધ્રુસકે ધ્રુસકે રડીને પોતાની સાડીઓના પાલવ ભીંજવી નાખે છે. આવાં દશ્યો જોઇને એવો કયો જડ હૃદયનો પુરુષ હશે, જેનું દિલ નહિ પીગળે? એવી કઇ નિષ્ઠુર આંખો હશે, જે આંખોમાંથી સમાજ ઉપર અફસોસનાં બે આંસુ નહિ ટપકે!

વિધવાવિવાહના પ્રશ્નનો નિકાલ કર્યા વિના સમાજની પ્રગતિ અશક્ય છે. બેશક દરેક વિધવાને પુનર્લગ્ન કરવાની ફરજ ન પાડી શકાય, પણ જે વિધવાને પુનર્વિવાહ કરવો હોય – પછી ભલે તે ક્ષતયોનિ હોય કે અક્ષતયોનિ હોય – તો તેના એ કાર્યમાં સમાજે કાઇ પણ પ્રકારનો વાંધો અગર તો અંતરાય ન નાખવો જોઇએ ખાસ કરીને આવાં કાર્યોને પ્રોત્સાહન આપવાનું કાર્ય આપણા મોટા ભાગના યુવકસમાજનું છે. પ્રથમ તો અક્ષતયોનિ વિધવાઓ, જેમણે પતિનું કે પતિના ઘરનું મુખ સરખું પણ જોયું નથી તેમને, વિવાહ કરવાની બધીયે વ્યવસ્થા અને અનુકૂળતા કરી આપવી જોઇએ.

બાળવિધવા બનેલી બેનો, જેઓ પતિપ્રેમ, પતિસેવા, સૌભાગ્યજીવન કે લગ્ન એટલે શી ચીજ, તે ન સમજતી હોય તેને માટે યોગ્ય વર, ઘર અને સંબંધીઓ શોધી આપી તેને લાયક વ્યવસ્થા કરવી જોઇએ. અને જે બેનો પતિ સાથે રહી ચૂકી છે અને બધુંય સમજે છે તેમને માટે પુનર્વિવાહનો પ્રશ્ન તેમના ઉપર છોડી દેવો. તેની સંમતિ લેઇને તેની ઇચ્છા જો ફરી પરણવાની હોય તો યોગ્ય ઘર, વર, સ્નેહીમમાં જોઇ બને તો વિધુર સાથે લગ્ન કરાવી આપવાં. છતાં આ બધી બાબતોમાં છેવટનો નિર્ણય તે વિધવાનો જ હોવો જોઇએ. જો તેની સંમતિ વિના સ્વાર્થી સમાજ આવાં લગ્ન કરી આપશે તો તે બહેની તેવી જ દુઃખી થવાની એ નિઃશંક છે.

વિધુરો વિધવાઓ સાથે જ લગ્ન કરે એ નિયમ પણ સ્ત્રીજાતિની દુર્ગતિ

સુધારવા માટે અત્યંત જરૂરનો છે. આમ થવાથી કુમારિકાઓનું ભલું થશે. વળી સ્વાભાવિક રીતેજ વિધવાઓ પ્રત્યે વિધુરોની સહાનુભૂતિ થશે ત્યારેજ વિધવાઓનાં દુઃખોનો તેમને ખરો ખ્યાલ આવશે. સમાજની દૃષ્ટિએ વિધવા સ્ત્રી પુનર્લગ્ન કરે તો તેનો પતિપ્રેમ અને દામ્પત્યપ્રેમ નિષ્ફળ જાય છે, તો વિધુર ફરી વાર પરણે ત્યારે તેના પત્નીપ્રેમનું અને દામ્પત્યપ્રેમનું શું થતું હશે? એ તો સમાજ વિચારશે તોજ ખ્યાલ આવશે!

શું સ્ત્રીઓનાં હૃદય એવાં સાંકડાં હશે કે તેમાં ઉનાળામાં સુકાઇ ગએલા નાના સરખા ખાબોચિયા જેટલો અને પુરુષોનાં હૃદય એવાં વિશાળ હશે કે તેમાં અવિરતપણે ઘુઘવતા મહાસાગર જેવો પ્રેમનો પ્રવાહ વહેતો હશે! વાસ્તવિક વસ્તુ તદ્દન ઊલટી છે. પ્રેમનો વહેતો પ્રવાહ તો સ્ત્રીના હૃદયમાં હોય છે, જ્યારે પુરુષો અનહદ સ્વાર્થને લીધે પથ્થ-દિલના થએલા હોવાને લીધે તેમના દિલમાં પ્રેમનો છાંટો સરખો પણ જડવો મુશ્કેલ થાય છે. ત્યાગમૂર્તિ સમી વિધવા પુનર્વિવાહ કરે તો તેના આત્માની અધોગતિ થાય, તો પુરુષો ફરી વાર પરણે, અનેક પત્ની કરે, ઘરમાં સંતાનો હારોહાર દોડતાં હોય, છતાં ઘરડે ઘડપણ સોળ વર્ષની નવવધૂને ઘરમાં લાવે, અને તોય તેમનો આત્મા ઉન્નત થઇ મોક્ષનો અધિકારી બનતો હશે! આવો એકતરફી ન્યાય કયો નવલોહિયો યુવક સાંખી શકશે? આને માટે તો સમાજમાં—પાટીદાર જ્ઞાતિમાં—યુવકોએ નવા જમાનાને અનુસરી દુષ્ટ રીતરિવાજોને પાટુ મારી અધોગતિ પામતી ત્યાગમૂર્તિઓને ઉગારી લેવી એજ તેમની ફરજ છે. અને તોજ સમાજનો સડો નાબુદ થશે અને સમાજ ઉન્નત થશે.

આપણા સમાજમાં વિધવાઓ એક નકામી—નજીવી—જીવવાને નાલાયક વસ્તુ ગણાય છે, એટલુંજ નહિ પણ કેટલાક તો વિધવાઓને સમાજનું સત્યાનાશ કાઢનાર સમજે છે, અને એટલેજ વિધવાઓ અનેકવિધ ત્રાસોનો ભોગ બને છે. આપણા દેશમાં અને સમાજમાં વિધવાઓને જે દુઃખ અને ત્રાસ ભોગવવાં પડે છે તેટલાં બીજા દેશોની વિધવાઓને નહિજ ભોગવવાં પડતાં હોય. અને આ પરિણામને લીધેજ જગતજનની સરખી વૈધવ્યમૂર્તિઓ દિવ્યતાહીન અને દયાપાત્ર બની છે.

સમાજના ગણાતા 'સજ્જનો' પણ વિધવાઓ તરફ નિર્દય વર્તન રાખી તેના બળતા હૃદયમાં ઘી હોમે છે. તેઓ તેમનાં દુઃખ દૂર કરવાનો કોઇ પ્રયત્ન તો કરતા નથી, પણ ઊલટા તેના તરફ સખત રીતે વર્તન ચલાવે છે. કોઇ પણ વિધવાને તેનાં માબાપ, દિયર જેઠ, સાસુ સસરો, વગેરે સ્નેહપૂર્વક

રીતે દલીલ કરીએ તો તો સટ્ટો કરનારા વેપારીઓને અને ઘોડાની શરતો ખેલનારાને સહેલાઈથી અને વિના શ્રમે ધનપ્રાપ્તિ થતી હોવાથી, લોકકલ્યાણની અનેક સંસ્થાઓમાં તે વિનાસંકોચે લાખો રૂપિયા આપે છે, અને શ્રમપૂર્વક અને દીર્ઘ દૃષ્ટિથી તથા કુનેહથી વેપાર કરનારા પરોપકારી સંસ્થાઓમાં, પોતાની પાસે નાણાં હોવા છતાં, બહુ મુશ્કેલીથી ફાળામાં નાણાં ભરે છે; એટલા માટે સટોરીઆને વખાણવા અગર તેમને વિશેષ મહત્ત્વ આપવું એ પણ વાજબી ગણાવું જોઈએ! 'સમાજશાસ્ત્રી' એ રીતે સટોરીઆઓને અને શરતના મેદાનના જુગારીઓને પ્રતિષ્ઠિત વેપારીઓ કરતાં ઊંચે દરજ્જે તો નહિ જ મૂકતા હોય એવી અમે આશા રાખીએ છીએ. સમાજકલ્યાણના કાર્યમાં કોણ કેટલો હિસ્સો આપે છે એ ધોરણ, લગ્નમાં સાદાઈ અને જીવનમાં સાદાઈના આદર્શ રજૂ કરતી વખતે ધ્યાનમાં રાખી શકાય જ નહિ એ બે મનોવૃત્તિઓ જુદા પ્રકારની છે અને તેમની યોગ્યાયોગ્યતાનો નિર્ણય જુદા દૃષ્ટિબિંદુથી થવો જોઈએ એમ અમને લાગે છે. ગ૦"

ઉપરનાં વિવેચન વાંચી વાચક વર્ગ સારાસારનો વિચાર કરી લેશે. —તંત્રી

(૨)

આફ્રિકામાં લગ્ન થાય અને એ પ્રસંગ આફ્રિકામાંજ ઉજવાય એ તો જાણે સમજ્યા, "પણ દેશમાં થએલાં લગ્ન, દેશમાં બાકી રાખ્યું હોય તેમ, આફ્રિકામાં પણ જમણવાર કરી ઉજવાય એમાંય શો વાંધો લેવો? સૌ સૌની મરજીની વાત છે!" દેશમા અનાજની સખત તંગીની આગાહીની વાતો સંભળાય છે અને જગદ્વંદ્ય મહાત્માજીને પણ, ધનિકોએ સર્વ સ્વાદનાશું અકરાંતિયું ન ખાઇ, ગરીબ વર્ગ માટે અનાજ બચાવવાની સૂચના કરવી પડી છે. ખાદ્ય-પદાર્થોની તંગી અને જોઇએ તેવું તથા તેટલું અન્ન મેળવવાની મુશ્કેલીઓની અહીં પણ નવાઇ નથીજ. ઘઉં ચોખા દેશથી આવતા જ નથી. વળી અહીંના ઘઉં પણ સરકારે બંધ કરી તેની જગાએ ૩૦ ટકા મકાઇના આટાના ભેળવાળો ઘઉંનો આટો—'National flour'—ખાવાનો કાયદો કર્યો છે. તેનાથી આપણી અન્નાહારીઓની હોજરી ટેવાએલી નહિં એટલે અપચાની, ઝાડા-મરડાની ફરિયાદો થાય છે. જમણવારનાં મિષ્ટાન્નમાં આ 'નેશનલ ફ્લોર' વપરાતો સાંભળ્યો નથી. ત્યારે આવા કપરા કાળમાં નહિ મળતા ઘઉં અને તે પણ જથામાં મેળવવા જો ભાઇ ચુનીભાઇએ કંઇ કાયદેસર રસ્તો કાઢ્યો હોય તો જે જનસમાજ થોડા થોડા પણ ઘઉં મેળવવા વલખાં મારે છે અને જો પહેલાંના પડ્યા હોય તો જાળવી જાળવીને ખાઇ લાંબો વખત

પહોંચાડવાની ફિકર કર્યા કરે છે તે જનસમાજને પરોપકારાર્થે એ કાયદેસર રસ્તો બતાવે તો કેવું સારૂં! ખેર, ગમે તેમ કરીને ઘઉ મેળવી એક દિવસમાં ઉડાડ્યા, તેથી ઔષધની માત્રાના પ્રમાણમાં પહોંચાડી પહોંચાડીને ખાવાની વૃત્તિવાળા સર્વ સમાજને સહન કરવું પડશે, તે તો ક્યાં કોઇ કહેવા આવવાનું છે? પણ એ ભાઇઓ વાહવાહ કહેવરાવી અને જમનારાઓએ વાહવાહ કહી, એ તેમને ઓછા આનંદની વાત છે! ભાઇ ચુનીભાઇ આ દેશમાં તો એક પ્રતિષ્ઠિત વ્યક્તિ ગણાય. એક વખત અહીંની ધારાસભાના સભ્ય પણ હતા; એટલે એ જનસમાજ આગળ પ્રતિષ્ઠાસંપત્તિ માટે આવા જમણવારની નવી લાગતી પ્રથા પાડે તેમાં એમને તો વધારે પ્રતિષ્ઠા મળેજ, પણ સમાજને ય ઓછો લાભ છે!

આમ તો ઘણાય માણસોનાં છોકરાં દેશમાં પરણતાં હશે, પણ આવા મોટા મોભાવાળાનાં છોકરાં દેશમાં પરણે એ અહીં પણ મહત્ત્વનો અસાધારણ પ્રસંગ ગણાય! એટલે બેલીરામ પારીમલની કંપનીવાળા કરમચંદના ભાઇ ડાહ્યાભાઇનાં દીકરી દેશમાં પરણ્યાં ત્યારે તેમના વડીલ ભાઇ ત્રિભુવનદાસે પણ નૈરોબીમાં જમણવાર કરેલું. પણ તે આવું તો નહિજ, એટલે એ ભૂલ ભાઇ ચુનીભાઇએ આખા ગામને—હજારેક માણસોને—જમાડી સુધારી! અને હજી ભલભલા એકબીજાને ટપે એવા પટીદાર ભાયડા પડ્યા છે! પ્રસંગ તો આવવા દો!

'પાટીદાર જ્ઞાતિની પીછેહઠ'વાળા લેખમાંની આવા લાભો સમાજને સમજાવી કેવળ સમાજનું કલ્યાણ કરવા ખાતર 'પટેલ સમાજ' અને 'પટેલ બ્રધરહૂડ' જેવી પાટીદારિયા સંસ્થાઓ આવા સમારંભો સંસ્થાના મકાનમાં ઊજવે છે, ઊજવવા દે છે અને તેને સર્વ અનુમોદન આપે છે, વગેરે હકીકતોને, આ પ્રસંગ પણ 'પટેલ બ્રધરહૂડ'માં ઉજવાયો એટલે ટેકો મળે છે. ગમે તે રીતે વાહવાહ કહેવરાવવી અને કહેવી એ જ ઉદ્દેશ આવી સંસ્થાઓના સંચાલકોનો જણાય છે!

મોમ્બાસા રણછોડભાઇ મોતીભાઇ દેસાઇ

( ૩ )

હું અત્રે જણાવવા રજા લેઉં છું કે આપે ગયા વૈશાખના અંકની પ્રસંગકથામાં પૂછ્યું છે કે 'આફ્રિકાના ભાઇઓ કયે માર્ગે?' તો તે વિષે મને થોડું જણાવવાનું પ્રાપ્ત થાય છે.

કેરીચોમાં મને આવ્યે લગભગ ત્રણ વર્ષ થયાં છે, પણ મેં કેરીચો પટેલ

બ્રધરહૂડની ઉન્નતિ કોઇ પણ રીતે જોઇ નથી. પણ ચાલુ માસમાં મને પટેલ બ્રધરહૂડની ઉન્નતિ થતી જણાઇ!

(૧) કેરીચોમાં વસતા પાટીદારોમાં આગેવાન ને પટેલ બ્રધરહૂડના ટ્રસ્ટી તરીકે ગણાતા તથા પટેલ બ્રધરહૂડનો દરેક રીતનો બોજો ઉઠાવનાર ભાઇ સોમાભાઇ વી. પટેલના દિલમાં વિચાર થયો કે પાટીદારોની તથા પટેલ બ્રધરહૂડની ઉન્નતિનો કંઇક રસ્તો કરવો, એટલે ચાલુ માસ, જે પુરુષોત્તમ માસ કહેવાય છે તેની ઊજવણી આપણે પટેલ બ્રધરહૂડમાં સપ્તાહથી કરીને કેનિયામાં નામના મેળવવી. આથી કેરીચો પટેલ બ્રધરહૂડમાં સારી ધામધૂમથી સપ્તાહનું કામ થઇ રહ્યું અને તેની પૂર્ણાહુતિ તા. ૧ : ૬ : '૪૨ને રોજ થઇ તેની અંદર ફોટોગ્રાફીનું કામ પણ થયું છે, એટલે મને તો એમ જ લાગ્યું કે આ બધું ધર્મ માટે નહિ, પણ પોતાની નામના માટે થયું હોય, કારણ કે ધર્મની ઊજવણીમાં ફોટોગ્રાફીની જરૂર જ શી?

(૨) કરમસદના ભાઇ ભાઇલાલભાઇ ઘાભાઇ, જે હાલ કેરીચોમાં વસે છે, તેમનાં પુત્રીનાં લગ્નની ધામધૂમ વિરુદ્ધ કેરીચોના યુવકોએ વિરોધ દર્શાવવા કેરીચો પટેલ બ્રધરહૂડમાં સભા ભરેલી અને તેમાં વરઘોડાનો વિરોધ કરવો એવો ઠરાવ કરેલો. ત્યાર બાદ ત્રણ યુવકો ઉપર જણાવેલા ભાઇ સોમાભાઇ વી. પટેલની પાસે ગયા અને પોતાના ઠરાવની બીના જણાવી, એટલે ભાઇ સોમાભાઇએ સલાહ આપી કે આપણાથી આવું ખોટું કામ ન થાય, કારણ કે તેમને ત્યાં પ્રસંગ આવ્યો અને આપણે આવું ખોટું રોકાણ કરીએ તો લોકો આપણને મૂર્ખ કહે. યુવકોએ ભાઇ સોમાભાઇને ઘણો આગ્રહ કર્યો, પણ ભાઇ સોમાભાઇના માનવામાં ન જ આવ્યું; કારણ કે થોડા વખત પહેલાં જ તેઓશ્રી દેશમાં જઇ પોતાની દીકરીનાં લગ્ન ધામધૂમથી કરી આવેલા, એટલે તેમના મનમાં તો તેવો જ ખ્યાલ રહેલો કે દેશના જેવું લગ્ન અત્રે કેમ ન થઇ શકે. એટલે ભાઇ સોમાભાઇના દબાણથી યુવકો દબાઇ ગયા અને તેઓ કંઇ પણ ન કરી શક્યા. પણ મને આશા છે કે ફરીના પ્રસંગોએ કેરીચોના યુવકો, આમ નેતાઓથી દબાઇ ન જતાં, કંઇ પણ યોગ્ય પગલું ભરશે જ.

કેરીચો ડાહ્યાભાઇ મથુરભાઇ પટેલ

લગ્નપ્રસંગે શ્રી. દરબાર સાહેબ, રાવજીભાઇ ના. પટેલ, ચંદ્રશંકર ભટ્ટ, સુરેન્દ્રજી, મગનભાઇના જૂના શિક્ષકો તથા મિત્રો બહારથી આશીર્વાદ આપવા આવ્યા હતા.

આ પ્રસંગે મને તો અલૌકિક લાગ્યો. ત્યાંનું ભાવનામય શુદ્ધ વાતાવરણ અને ગુરુશિષ્યનાં પ્રેમભર્યાં હૃદયમિલનનાં રહસ્ય અભુદ્દત હતાં. શિક્ષણ, શિક્ષક અને શિષ્ય, એ ત્રિપુટીના માહાત્મ્યનો કાંઇક ખ્યાલ મને આવ્યો. પ્રાચીન કાળના ઋષિમુનિના આશ્રમોનાં અને તેમાં અભ્યાસ કરતા તેમના પ્રિય વિદ્યાર્થીઓનાં જીવનસ્મરણો તે પ્રસંગે મારા સ્મરણપટમાં ઊગી આવ્યાં.

પણ જ્યારે ભાઇ મગનભાઇએ લગ્નક્રિયા બાદ એક પત્ર વાંચીને પોતાના ગુરુને ચરણે મૂક્યો ત્યારે તો મારું હૃદય ભરાઇ આવ્યું. આ રહ્યો તે પત્રઃ .

"પૂજ્ય ગુરુજીની સેવામાં!

"મારા જીવનને આ શુભપ્રસંગે, હું અહીં વિદ્યાર્થી તરીકે રહ્યો તે દરમિયાન મારી બધી બચત રૂ. ૨૧૦ વિદ્યાલયના આચાર્ય તરીકે આપને ચરણે હું ધરું છું.

"મેં આ વિદ્યાલયનું લૂણ સાત વરસ સુધી ખાધું તે પૂરું તો નથી કરી શકતો, પણ મારી પાસે ફૂલ નહિ તો ફૂલની પાંખડી જે છે તે આપને ચરણે ધરું છું. મારે હજુ ઘણું ઋણ ફેડવાનું છે. પણ તેનો થોડો પણ અંશ આજે આપી મારા મનને સંતોષવા પ્રયત્ન કરું છું.

"મેં આ સંસ્થામાં શિક્ષણ લીધું છું. તેને હમેશાં લક્ષમાં રાખીને મારું જીવન આગળ ધપાવવા હું પ્રયત્નશીલ રહીશ. મને જે કાંઇ કર્તવ્યની સૂઝ આવી હોય તો તે આ સંસ્થાને પ્રતાપે છે, એમ હું માનું છું. અને આ સંસ્થામાં આપ અને પૂજ્ય ગંગાબેન જેવાંઓનો સહવાસ મારા જીવનને ઘણો ઉપયોગી થઇ પડ્યો છે. એ સહવાસ હમેશને માટે કાયમ રહે એવી ઇશ્વર પાસે પ્રાર્થના કરું છું.

"આ રકમ વાપરવા વિષેનો મારો ખ્યાલ નીચે મુજબ છે. તેમ છતાં આપ સર્વને ઠીક લાગે તેમ વાપરશો, તોપણ મને હરકત નથી.

"રૂ. ૧૧૦ વિદ્યાલયમાં ચાલતી પ્રવૃત્તિના કોઇ પણ સાધન માટે,

"રૂ. ૨૫ ગોશાળામાં,

"રૂ. ૨૫ દવાખાનામાં, અને

"રૂ. ૫૦ મારા ગામમાં લોકોપયોગી કામ માટે.

"હું આપ સર્વનો ઋણી છું, તે હું ભૂલી શકતો નથી. સર્વને મારા નમસ્કાર.

"લિ. આપનો

"મગન પઢિયારના પ્રણામ"

પછી પૂ. સરદાર સાહેબ, શ્રી. કાકાસાહેબ, શ્રી નરહરિભાઇ, શ્રી. કિશોરલાલભાઇ, શ્રી. ગોરારજીભાઇ, શ્રી. જુગતરામભાઇ, ડૉ. ચંદુભાઇ, શ્રી. મગનભાઇ દેસાઇ, શ્રી. દેસાઇભાઇ, વગેરેના સંદેશાઓ વંચાયા બાદ આચાર્ય શ્રી. શિવાભાઇનું નિવેદન, વિદ્યાર્થી અને શિક્ષકના જીવનસંબંધ વિષે પ્રેરણાત્મક અને અનુકરણીય હોવાથી, તેમાંનો થોડો ભાગ પણ નીચે આપું છું :

"આ વલ્લભવિદ્યાલય જેવી રાષ્ટ્રીય કેળવણીની સંસ્થામાં લગ્ન કરવા દેવાની હા કેમ પાડવામાં આવી, એ આ પ્રસંગે હું ટૂંકમાં જણાવું.

"શરૂઆતથી જ આ વિદ્યાલયનો હેતુ મુખ્યત્વે કહેવાતી પછાત કોમની સેવા કરવાનો રહ્યો છે. એ સેવા કરવા માટે કેળવણીની જરૂર છે. આજે અક્ષરજ્ઞાનને કેળવણી કહેવામાં આવે છે, પણ તે બહુ જ અધુરી વ્યાખ્યા છે. અહીં અમુક અક્ષરજ્ઞાન લેઇને તો વિદ્યાર્થીઓ આવે જ છે; પણ તેમ છતાં જીવન કેમ જીવવું એ શિક્ષકો અહીં શોધી રહ્યા છે અને એ જીવન જીવતાં શીખવવાનો પ્રયત્ન છે. એમાં અમે અમારા જીવનને તપાસીએ છીએ ત્યારે લાગે છે, કે અમને જ જીવતાં હજી નથી આવડતું, અનેક ખામીઓ માલમ પડે છે. એવી સ્થિતિમાં અમે બીજાને શું શિખવીએ? કેટલીક વખત એમ પણ લાગે છે કે અમે શિખવવાને બદલે તેમને બગાડતા તો નથી ને? છતાં અમે પ્રયત્ન કરીએ છીએ.

"જો જીવનની કેળવણી આપવી છે, તો તેનાં બધાં અંગોનો વિચાર કરવો જોઇએ. એમાં લગ્નજીવન પણ આવે જ. કારણ કે અહીંથી વિદ્યાર્થી અભ્યાસ પૂરો કરીને જાય ત્યારે તેને દુનિયામાં કેમ રહેવું એ આવડે તો શિક્ષણ પામ્યો ગણાય. અને એ જ પ્રયત્ન છે.

"ભાઇ મગનભાઇનો વિવાહ આગળથી થયો હતો.

"જો કન્યાપક્ષનો આગ્રહ થયો હોત તો ભાઇ મગનભાઇનાં માતુશ્રીને ટેકો મળત, અને આટલી સાદી રીતે, નાતની રૂઢિનાં બંધન તોડીને, અનેક મુશ્કેલીઓ અને સગાંઓનો વિરોધ વેઠીને પણ, આ લગ્ન અહીં થયું તે ન થાત. પણ બંને પક્ષના વડીલોના વિચારો એકસરખા હતા. શ્રી. કુલાભાઇ ભરૂચ જતાં કન્યાને ત્યાં કોઇ કોઇ વખત જતા અને એ કુટુંબ સાથે ઘર જેવો સંબંધ બનાવી દીધો. કન્યાના બાપ બાવાભાઇને અહીં વિદ્યાલય જોવા અને મને મળવા લેઇ આવવાનું તે સમજાવી શકયા. બંને જણ ઇચ્છતા હતા, કે લગ્ન સાદાઇથી ધાર્મિક રીતે અને શાન્તિથી કરવું. બંને પોતાના કુટુંબીઓની અને કોમની ભાવનાને જાણતા હતા. તેથી તેમને લાગ્યું, કે સુધારક પદ્ધતિએ લગ્ન

કરવું હોય તો ઘેર તો ન જ બને. એટલે બંને જણ અહીં લગ્નક્રિયા કરવામાં સંમત થયા.

"ભાઇ મગનભાઇનો મારી સાથેનો સંબંધ માત્ર વિદ્યાર્થી-શિક્ષક જેવો કે સહાયકર્તા પૂરતો જ નથી. એ સહાયકર્તા તો છે જ, પણ એથીયે વિશેષ કુટુંબી જેવાય છે. તેમણે તથા તેમનાં માતાપિતાએ મને સ્વજન ગણ્યો છે, એટલે ઘરની કોઇ પણ જરૂરી વાતમાં તેઓ મને મેળવે છે.

"અહીં લગ્નક્રિયા કરવાનું નક્કી થયું તેથી ભાઇ મગનભાઇને બહુ આનંદ થયો. પણ એ આનંદ સાથે અહીં લગ્નક્રિયા કરવાની જવાબદારી પણ તે સમજે છે. આ સંસ્થા જે આદર્શ માટે છે તેમને પહોંચવાની તેમની ઇચ્છા છે, એ હું જાણું છું. તેમણે ત્રણ વરસ ઉપર રેંટિયા બારસને દિવસે સવારે ઊઠીને પોતાની નોટમાં નિશ્ચય લખી મારી પાસે મૂકેલો. તેમાં વિદ્યાલય જ્યાં સુધી ઇચ્છે ત્યાં સુધી જે મળે તે લેઇને, તેથી મતોષ માનીને, તેમાં જ કામ કરવાની ઇચ્છા તેમણે જણાવેલી. એ નિશ્ચયને વળગી રહેવામાં ઇશ્વરે તેમને આજ સુધી સહાયતા આપી છે. અને મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે કે તે એમના નિશ્ચયને પાર પાડવાને જોઇતું બળ તેમને આપે.

"મને વિશ્વાસ છે, કે બહેન મંજુલા ભાઇ મગનભાઇની ભાવનાને આવકારશે અને આ વિદ્યાલયના સર્વ વડીલોની તથા વિદ્યાર્થીમિત્રોની સ્વાભાવિક ઇચ્છા થાય કે એક નહિ પણ બંને આ વિદ્યાલયને ઉન્નત કરવામાં પોતાનો ફાળો આપે.

"ભાઇ મગનભાઇએ તથા તેનાં કુટુંબીઓએ મારામાં જે વિશ્વાસ મૂકી મને પોતાનો ગણ્યો છે એવો હમેશ હું તેમનો બની રહું. સેવા કરવાની તેમની ભાવનાને ટકાવી રાખવા ઇશ્વર તેમને પૂરતું બળ આપે એવી મારી પ્રાર્થના છે."

વિદ્યાર્થી અને તેની શિક્ષણસંસ્થાનો સંબંધ, શિક્ષક અને શિક્ષણ-સંસ્થાનો સંબંધ, તથા શિક્ષક અને વિદ્યાર્થીનો સંબંધ, એ સમબાજુ ત્રિકોણની રચના આ પ્રસંગ ઉપરથી આપણને સમજાશે. તેથી પણ વિશેષ, જીવનનું ચોકઠું સંપૂર્ણ ક્યારે થાય તે પણ આ પ્રસંગથી વધારે સ્પષ્ટ થશે. શિક્ષણ-સંસ્થા, શિક્ષક, વિદ્યાર્થી અને તેનું કૌટુંબિક જીવન એકમય થાય, તે સર્વાંશે એકતા અનુભવે, ત્યારે જ વિદ્યાર્થીના જીવનનું ચોકઠું સમચોરસ થાય. આવી શિક્ષણસંસ્થાઓ ભારતને ગામડે ગામડે ઊગે, અને ફૂલે ફાલે એવી પ્રભુપ્રાર્થના છે.

સેવામંદિર, નડિયાદ
તા. ૭ : ૭ : '૪૨

રાવજીભાઇ મણિભાઇ પટેલ

## ૫. કાગળની મોંઘવારી—એક ઉપાય

આજે વિશ્વવિગ્રહને લીધે કાગળોની ખૂબ અછત થઇ ગઇ છે અને તેથી ખૂબ મોંઘવારી પણ થઇ ગઈ છે. પરિણામે પુસ્તકો અને સામયિક પત્રો ખૂબ મોંઘાં થઇ ગયાં છે. પણ મને લાગે છે કે એવા પ્રકારની કાચી શાહી બનાવવામાં આવે કે તેથી છાપેલા કાગળ ઉપર અમુક પ્રકારનો રાસાયણિક પદાર્થ લગાડવામાં આવે તો તે શાહી બિલકુલ ઊડી જાય અને કાગળ હતો તેવો જ કોરો થઇ જાય; આમ થાય તો લગભગ બધાં દૈનિક અને ઘણાં સાપ્તાહિક પત્રોના કાગળોને એવી રીતે શાહી ઉડાવી દેઇ કોરા કરી મુકાય અને તેમને ફરી છાપવાના કામમાં લેઇ શકાય. અને આ રીતે કાગળોની અછત અને તેથી મોંઘવારી તૂટે. આવી શાહી કોઇ રસાયણશાસ્ત્રી શોધી શકે? શકે તો જગત ઉપર તેનો બહુ ઉપકાર થાય, જોકે તેને પોતાને પણ આર્થિક લાભ તો થાય જ.

## ૬. યાન્ત્રિક પંખા

ગયાં કેટલાંય વર્ષોથી કદાપિ પડ્યો નથી એવો તાપ આ ઉનાળામાં પડ્યો છે. તાપથી ઘામ પણ ખૂબ થતો, રાત્રે ઊંઘ આવવી મુશ્કેલ થઇ પડતી. આવી સ્થિતિમાં પંખાની ખૂબ જરૂર લાગે છે. આખો વખત પંખો હાથમાં લેઇ નાખ્યે જવો, તેથી બીજું કામ કરવું કઠણ થઇ પડે; અને વળી રાત્રે તો પંખો નાખવો અને ઊંઘવું એ બે સાથે બનવાં અશક્ય જ થઇ પડે. ત્યારે પોતાની મેળે ચાલે એવો પંખો મળે તો બહુ સુખ થાય. (૧) વિજળીનો એવો પંખો હોય છે, પણ એ તો જે ગામમાં વિજળીનાં કારખાનાં હોય ત્યાં એ સગવડ મળે. અને ત્યાંયે જે ઘરમાં વિજળી લીધી હોય તે જ ઘરમાં એવી સગવડ મળે. ગામમાં વિજળી ન લેઇ શકે એવા તો ઘણાય હોય, પણ એવાનેય પંખાની તો જરૂર લાગે જ. (૨) ગ્યાસતેલના દીવાની ગરમીથી ચાલે એવાય પંખા આવે છે. પણ તેમાંય ગ્યાસતેલનું ચાલુ ખર્ચ કરવું પડે અને વળી રાતે તો દીવા જ ઘણાને ગમતા નથી; અને વળી જ્યાં ઠંડકની જરૂર છે ત્યાં એ દીવા તો ઊલટી ગરમી કરે. (૩) ત્યારે ચાવી દેવાથી જેમ ઘડીઆળ ચોવીસ કલાક ચાલે છે, તેમ ચાવી દેવાથી કમમાં કમ પાંચ કલાક, રાતના ૧૧થી ૪ વાગતા સુધી, ચાલી શકે એવા કમાનની કરામતવાળા પંખા કોઇ કારીગર બનાવે તો સામાન્ય જનસમાજ ઉપર તેનો બહુ ઉપકાર થાય, જોકે તેને પોતાને પણ આર્થિક લાભ તો થાય જ. કોઇ પ્રવીણ અને ચતુર કારીગર આવા યાન્ત્રિક પંખા તૈયાર કરવાની યોજના કરશે?

## ૧૯. વડોદરા રાજ્યનાં ૧૦૦૦૦થી વધારે માણસોની

વસતિવાળાં શહેરોઃ ૧૯૪૧ના વસતિપત્રકને આધારે

| ગામ | માણસની વસતિ | ગામ | માણસની વસતિ |
|---|---|---|---|
| ૧ વડોદરા | ૧,૫૩,૩૦૧ | ૧૦ કડી | ૧૭,૧૬૫ |
| ૨ પાટણ | ૩૬,૫૪૯ | ૧૧ મહેસાણા | ૧૬,૯૮૬ |
| ૩ નવસારી | ૩૫,૪૪૫ | ૧૨ બીલીમોરા | ૧૫,૪૬૦ |
| ૪ અમરેલી | ૨૫,૪૮૫ | ૧૩ વડનગર | ૧૩,૫૫૦ |
| ૫ સિદ્ધપુર | ૨૪,૫૬૫ | ૧૪ ઊંઝા | ૧૩,૨૧૬ |
| ૬ પેટલાદ | ૨૩,૯૨૮ | ૧૫ પાદરા | ૧૨,૮૫૮ |
| ૭ ડભોઇ | ૨૧,૧૩૯ | ૧૬ સોજિત્રા | ૧૧,૬૦૪ |
| ૮ કલોલ | ૧૭,૮૭૯ | ૧૭ વિજાપુર | ૧૧,૦૬૧ |
| ૯ વિસનગર | ૧૭,૧૬૫ | ૧૮ દ્વારકા | ૧૦,૮૭૬ |

—*—

## ગ્રંથપરિચય

૪૪. કવિ પ્રેમાનંદ અને નરસિંહ કૃત **સુદામાચરિત:** સંપાદક મગનભાઇ પ્રભુદાસ દેસાઇ; પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠ ૧૬+૧૨૦, કિંમત ૧૦ આના. પ્રેમાનંદનું મામેરું પ્રસિદ્ધ કર્યા પછી જુદી જુદી હસ્તપ્રતો તથા છાપપ્રતો ઉપરથી સંશોધન કરી શુદ્ધ કાવ્ય સંપાદન કરી, જોડણીકોશ પ્રમાણે જોડણી સુધારી, પ્રેમાનંદ તથા નરસિંહનાં સુદામાચરિત એકજ પુસ્તકમાં પ્રસિદ્ધ કરી ભાઇશ્રી મગનભાઇએ ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે. જુદી જુદી મનોવૃત્તિવાળા કવિઓ એકજ વસ્તુને કેવી રીતે કાવ્યમાં વણે છે, તે ઉપરનું પ્રસ્તાવનામાં ભાઇ મગનભાઇની અનુભવી કલમનું વિવેચન તથા બંને કાવ્યોના હાસ્યપ્રસંગો ઉપરની તેમની નોંધ વિદ્યાર્થીને કાવ્યોના અભ્યાસમાં દિશાસૂચન કરે છે; તેમજ 'ભક્તિનો આદર્શ' કેવી રીતે ફરતો ગયો છે' તે તરફનો અંગુલિનિર્દેશ સંશોધન માટેના ક્ષેત્રનું સૂચન કરે છે. ગુજરાતી શબ્દો સાથે સંબંધ ધરાવતા સંસ્કૃત વગેરે શબ્દો બતાવતું ટિપ્પણ, જેમાં ભાગવતમાંથી તથા બીજાં કાવ્યોમાંથી પંક્તિઓ સરખામણી માટે આપેલી

છે, તે અભ્યાસીને જરૂર સહાયરૂપ નીવડશે. બંને કાવ્યોની, ભાષાની દૃષ્ટિએ, તુલના માટે નોંધ લખાઇ હોત તો સારૂં. નારણદાસ

૪૫. ગામડાનું સ્વરાજ્ય (ગ્રામરાજ ગ્રંથાવલિ પુસ્તક ૧લું): લેખક—શ્રી. ઇંદુલાલ ક. યાજ્ઞિક, મંત્રી—અખિલ હિંદ કિસાન સભા; ઉપોદ્ઘાત લેખક—શ્રી. રામરાય મુનશી, પ્રમુખ—ગૂજરાત વિલેજ યુનિયન (ખેડૂત ફેડરેશન); પ્રકાશક—ગ્રામસર્જન સાહિત્ય કાર્યાલય, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ; પૃષ્ઠ ૧૫+૪૮, કિંમત રૂા. ૦-૪-૦. મુંબઇ ઇલાકામાં મહાસભાવાદી પ્રધાનમંડળે ખેડૂતનાં દેવાં, ગણોત અને ગામપંચાયત—એ ત્રણ બાબતો વિષે કાયદા પસાર કર્યા હતા. તેમાંથી ગામપંચાયતો વિષે ખેડૂતો સમજી શકે એવી રીતે આ નાનકડું પુસ્તક લખાયું છે. તેમાં પંચાયતના કાયદાનું કલમવાર ભાષાન્તર નથી, પણ તેમાં રહેલા મુખ્ય મુદ્દાઓનો સાર જ આપેલો છે ને તેનો અમલ ગામલોકો શી રીતે કરી શકે તથા આવા કાયદાનો કેવી રીતે લાભ ઉઠાવી શકે તેની વિગતવાર સૂચનાઓ આપી છે. વળી લેખકનો આશય છે કે જ્યાં જ્યાં કાયદાથી આવી પંચાયતો ન સ્થપાઇ હોય ત્યાં પણ ગામલોક જાગે ને તેની જોગવાઇ કરે. લેખક ગુજરાતના એક નામાંકિત લેખક છે, રાષ્ટ્રસેવક છે અને અત્યારે તો કિસાનજીવન જીવનાર તરીકે પંકાએલા છે. તેમના જીવનને દરેક ધબકારે કિસાનનું ભલું કેવી રીતે થાય એ જ રટણ છે. એવા હૈયાના અને જ્ઞાનવાન લેખકનું આ પુસ્તક દરેક ગામડામાં વંચાવું જોઇએ; અને ગામલોકોએ તેમાંથી જ્ઞાન મેળવી પંચાયતોનો લાભ બરાબર ઉઠાવવો જોઇએ તથા જ્યાં પંચાયતો ન હોય ત્યાં તેની સ્થાપના કરવા કમર કસવી ઘટે. ન.

૪૬. ભિક્ષુ અખંડાનંદ: લેખક—ત્રંબકલાલ માણેકલાલ શુકલ; પ્રકાશક—શ્રી. રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ; પૃષ્ઠ ૪૭, સ્વામીજીની બે છબિઓ, કિંમત ૦-૨-૦. પાંત્રીસ પાંત્રીસ વર્ષ સુધી ગુજરાતની પ્રજાની સાહિત્યસેવામાં જેમણે કાયા ઘસી નાખી, એ કર્મવીર સંન્યાસી શ્રી. અખંડાનંદજીના જીવનનો આ પરિચય તેમના ભક્તશિષ્યે આપ્યો છે, અને એ પરિચય તેમના ભક્તશિષ્યે આપ્યો છે, માટે તો ખાસ વાંચવા જેવો છે. આ પત્રના માહ માસના અંકમાં એ જ ભાઇએ ચાર પાંચ પૃષ્ઠમાં એ મહાત્માનો પરિચય આપ્યો હતો, આજે કંઇક વિસ્તારથી એ પરિચય આપ્યો છે. પણ સ્વામીજીનું નીમેલું ટ્રસ્ટીમંડળ એમના જીવનની યોગ્ય વિગતો શોધી કાઢી વિસ્તૃત જીવનચરિત પ્રકટ કરે તો જ સ્વામીજીએ ગુજરાત ઉપર કરેલા ઉપકારોનું

કંઇક ઋણ ફેડાય અને ગુજરાતની પ્રજાને તેમાંથી કંઇ કંઇ શીખવાનું મળે. પણ ત્યાં સુધી તે આ નાનકડું પુસ્તક તો દરેક ભાઇબેને જરૂર વાંચવું ઘટે.

૪૭. **પુત્રીપ્રેમ** (હિંદ અને બ્રિટન વચ્ચે એકતાની ભાવના પ્રેરતી નવલિકા)–દેશબન્ધુ ગ્રંથમાળા–૧ : લેખક–શ્રી રમાકાન્ત દ્વિવેદી; પ્રકાશક–દેશબંધુ કાર્યાલય, સુરત; પૃ૪ ૧૬, કિંમત ૦–૧–૦. એક અંગ્રેજ કુમારિકાએ પોતાના પિતાની ઇચ્છા વિરુદ્ધ એક હિંદી યુવક સાથે સ્નેહ-લગ્ન કર્યું અને તેની સાથે હિંદ આવી, પરિણામે એ પિતાપુત્રી વચ્ચેનો સંબંધ સમૂળો તૂટી ગયો. પણ એ પિતાની વૃદ્ધાવસ્થામાં જ્યારે એનાં સૌ સ્વજન એક એક ગુજરી ગયાં અને એનું જીવન એકલવાયું થઇ ગયું ત્યારે તેને પોતાની પુત્રી સાંભરી. એને મળવાને એ તલસી રહ્યો અને હિંદમાં આવ્યો. હિંદમાં એ હિંદી જીવન જીવવા લાગ્યો. આ સૌ કથા એ પિતા પોતેજ એક સંન્યાસી મહાત્માને સંભળાવે છે. કથા એકંદરે હૃદયદ્રાવક અને પ્રોત્સાહક છે, પણ આવાં રડયાં ખડ્યાં દૃષ્ટાન્ત 'હિંદ અને બ્રિટન વચ્ચે એકતાની ભાવના' પ્રેરશે કે કેમ એ વિષે શકા જ છે.

૪૮. **પાસિફિક**: લેખક–શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ; પ્રકાશક–ધ મહા-ગુજરાત પબ્લિશિંગ કું. લિ., મુંબઇ–૧; પૃષ્ઠ ૧૩૧, પાસિફિકનો નકશો, કિંમત બાર આના. અત્યારે જ્યારે જાપાને યુદ્ધમાં ઝંપલાવ્યું છે ત્યારે પાસિફિક યાને પ્રશાન્ત મહાસાગરે સારી દુનિયાનું ધ્યાન ખેંચ્યું છે. ભાઇ ભાસ્કરરાવે પાસિફિકના પ્રશ્નોની ઠીક છણાવટ કરી છે. અંગ્રેજોની સહાનુભૂતિથી જાપાન કેવી રીતે બળવત્તર બન્યું છે તેની ઠીક સમજૂતી આપી છે. જેઓને પાસિફિકના પ્રશ્નોનો અભ્યાસ કરવાની ઇચ્છા હોય તેઓને આ પુસ્તક માર્ગદર્શક થઇ શકશે. પુસ્તકમાં આટલાંટિક-ઘોષણા યાને મિત્રરાજ્યોની નૂતન જગતની ભાવના તથા જાપાનીઓની નૂતન જગતની ભાવના વિષે પણ ઠીક પ્રકાશ પાડ્યો છે. ગુજરાતી સાહિત્યમાં ગણ્યાગાંઠ્યા વિષય ભૌગોલિક દૃષ્ટિએ ચર્ચતાં પુસ્તકોમાં આ પુસ્તક નવી ભાત પાડે છે, તેટલા માટે ધ મહાગુજરાત પબ્લિશિંગ કું. અભિનંદનને પાત્ર છે. ઈ.

*

**ખાનકુવા સેવામંડળ:** ગ્રામસુધારણાના કાર્યનો બીજા અને ત્રીજા વર્ષનો અહેવાલ.

**શ્રી. પાટીદાર સેવાસમાજ અમદાવાદ:** વાર્ષિક અહેવાલ, સંવત ૧૯૯૭.

**કરાડી ભારત વિદ્યાલય કેળવણી મંડળ**(સંવત ૧૯૯૭નું વાર્ષિક નિવેદન).

વસો સહકારી બેંક લિ.નો રૌપ્ય મહોત્સવ અંક, ૧૯૪૨, સંક્ષિપ્ત અહેવાલ, પ્રમુખનું ભાષણ, વગેરે.

ખેડા જિલ્લા શાળામંડળનો વાર્ષિક અહેવાલ (સને ૧૯૪૦–૪૧).

વિકાસગૃહ, અમદાવાદ: ૧૯૩૯-૪૧ની કાર્યનોંધ,

ખેડા જિલ્લા હરિજન સેવક સંઘ: સને ૧૯૪૦–૪૧નો વાર્ષિક અહેવાલ.

પટેલ છીતાભાઇ હીરાભાઇ સાર્વજનિક પુસ્તકાલય, વેજાપુર: સને ૧૯૨૩–૨૪થી ૧૯૩૮–૩૯સુધીનો ટૂંક હેવાલ તથા ૧૯૪૦–૪૧નો પૂર્ણ હેવાલ.

—*—

## પ્રસંગકથા

### કોને વાંકે?

વસોના એક ભાઇએ એક સ્ત્રીનું પુનર્લગ્ન કરીને આણેલી. એ સ્ત્રી તે વખતે ગર્ભવતી હતી, પણ તે વાત તેણે તે વખતે તેની સાથે પુનર્લગ્ન કરનાર પતિને કહેલી નહિ. આ નવા પતિ સાથે થોડા માસ રહ્યા પછી કુટુંબને જાણ થઇ કે તે તો સગર્ભા છે; એટલે તેના આ પતિએ અને તેની સાસુએ તેને સતાવવા માંડી, પજવવા માંડી; આજુબાજુને સમાજે પણ તેની ચર્ચા કરવા માંડી. અને એવામાં તેને દીકરી અવતરી. પણ એવી એ દીકરીને એ ઘરમાં ઉછેરી શી રીતે શકે? આખરે કંટાળીને તેણે દશ દિવસની એ બાળકીને ઢેડ લોકના કૂવામાં જીવતી નાખી અને તેથી તે બાળકી મરી ગઇ. બાઇ ઉપર ખૂનના આરોપસર કેસ થયો. સેશન્સ જજે એ બાઇને જન્મકેદની સજા ફરમાવી. વડોદરા હાઇ કોર્ટમાં કેસ જતાં હાઇ કોર્ટે તેને જન્મકેદની સજાની મુદત ૨૦ વર્ષની ઠરાવી છે. આમ એક નિર્દોષ બાળકીનું ખૂન થયું અને એની માતાને ૨૦ વર્ષ કેદની સજા થઇ, એ કોને પાપે?

### એ કોને પાપે?

આપણા સમાજની વૃત્તિજ એવી નીચ થઇ ગએલી છે, કે જે આચાર-વિચાર આપણે જાતે પાળી શકતા નથી, તે બીજાઓએ પાળવા જ જોઇએ એવી અપેક્ષા રાખીએ છીએ. પુરુષને રામ થવું નથી, તેને પોતાની સ્ત્રી સીતા જેવી જોઇએ છે! સૌ સ્ત્રીઓ જાણે સાધ્વી સતી સીતાઓ હોય, તેમ એક વાર ફસાએલીને પણ નિંદાથી મૂંઝવી મારે છે! સમાજમાં એવાં માણસ વિરલ છે,

જેઓ તલવારની ધાર ઉપર રહીને ધર્માચાર પાળે. विकारहेतौ सति विक्रियन्ते, येषां न चेतांसि त एव धीराः—"વિકાર વસ્તુ સામે હોવા છતાં જેમનું મન વિકાર પામતું નથી તેજ ખરા ધીર છે." અને એવાં ધીર જન તો વિરલ છે. બાકી, આપણે સૌ તો ન મળ્યાના સાધુ છીએ, જો ઇચ્છેલી વસ્તુ મળી આવે તો ઉપર જણાવેલી કૂવામાં બાળકીને નાખી દેનારી બાઇ કરતાં સારાં ન નીવડીએ. ત્યારે આપણાં જેવાંને એ બાઇની નિન્દા કરવાનો કે સતાવણી કરવાનો અધિકાર શો? છતાં આપણે તેની નિન્દા કે સતાવણી કરીને તે બાઇને પોતાની પેટની જણી બાળકીની હત્યા કરવાની ફરજ પાડી અને તેને પોતાને ૨૦ વર્ષની કેદની સજામાં ધકેલી ત્યારે હવે સ્પષ્ટ સમજાશે કે એ બધું થયું તે કોને પાપે? સ્પષ્ટ રીતે આ ભ્રષ્ટ ઢોંગી સમાજને પાપે!

**ભગવાન ક્રાઇસ્ટનો ન્યાય**

"સવારના પહોરમાં વહેલા ક્રાઇસ્ટ મંદિરમાં આવ્યા અને સૌ લોક તેમની પાસે આવી બેઠા. તેમણે બેસીને તે લોકને ઉપદેશ દેવા માંડ્યો ત્યારે શાસ્ત્રીઓ અને ફેરીસીઓ એક સ્ત્રીને તેમની પાસે લાવ્યા અને તેને વચમાં ઊભી રાખીને બોલ્યા: 'ગુરુ, આ બાઇ વ્યભિચાર કરતાં પકડાઇ છે. હવે મોઝીઝે નિયમશાસ્ત્રમાં આપણને આજ્ઞા આપી છે, કે આવી સ્ત્રીને પત્થરથી મારવી; પણ ત્યારે તમે એ વિષે શું કહો છો?' ક્રાઇસ્ટ ઉપર દોષ મૂકવાનું કારણ મળી આવે એટલા માટે તેમનું પરીક્ષણ કરવા એવું વાક્ય તેઓ બોલ્યા. પણ ક્રાઇસ્ટે તો, જાણે તેમનું કહેલું સાંભળ્યું જ ન હોય તેમ, નીચા વળીને જમીન ઉપર પોતાની આંગળી વડે કંઇક લખ્યું. પણ તે લોકોએ તો તેમને પૂછ્યાજ કર્યું, ત્યારે તેમણે ઊંચું જોઇને તેમને કહ્યું: 'તમારામાંથી જે કેવળ નિષ્પાપ હોય તે પ્રથમ એ સ્ત્રી ઉપર પત્થર નાખે.' અને તેમણે પાછા નીચા વળીને જમીન ઉપર લખ્યું. અને પેલાઓ એ વચન સાંભળીને, પોતાના અંતરાત્મામાં પાપનું ભાન હોવાથી, વૃદ્ધથી માંડીને છેક છેલ્લા માણસ સુધી સૌ ચાલતા થઇ ગયા અને ક્રાઇસ્ટ અને તેમની સામે ઊભેલી પેલી સ્ત્રી, એ બેજ ત્યાં રહ્યાં. ક્રાઇસ્ટે ઊંચું જોઇને તે સ્ત્રીને પૂછ્યું: 'બાઇ, તારા ઉપર આરોપ મૂકનારા એ બધા ક્યાં ગયા? કોઇએ તને દૂષિત ના ઠરાવી?' તે બોલી: 'ના, મહારાજ, કોઇએ નહિ.' અને ત્યારે ક્રાઇસ્ટે તેને કહ્યું: 'હું પણ તને દૂષિત ઠરાવતો નથી. જા, ચાલી જા, પણ હવે ફરી પાપ કરતી ના'" (બાઇબલ, ક્રાઇસ્ટ પુરાણ, જોન: ૮). માનવસમાજમાં આવો જ ઉદાર ન્યાય હોવો ઘટે. માનવીમાત્ર દોષને પાત્ર છે, અમુક સંજોગોમાં તે ફસાઇ પડે અને જાણેઅજાણે પાપમાં લપસી પડે

અને પકડાઇ જાય, માટે જ એના પાપમાં પડેલા પણ જાહેર ન થએલા લોકો પેલાને દૂષિત ઠરાવે, એ ક્યાંનો ન્યાય? માનવીમાત્ર દોષને પાત્ર છે, માટે તો માનની દયાને પાત્ર છે, કોઇ તિરસ્કારને પાત્ર નથી. એ જ સાચો, ઉદાર અને અહિંસાત્મક માનવધર્મ છે. અને એ માનવધર્મ આપણે સાચી રીતે પાળતા થઇ જઇએ તો જગતમાંથી પાપ પણ ઓછાં થઇ જાય.

**પરઠણ લેનાર કોલેજિયન યુવકો**

આજનું ભણતર ભણેલા ઘણા યુવકોનું માનસ હજી વૃદ્ધ જ છે, સ્ત્રીજાતિને સમાન ભાવે લગ્નમાં સ્વીકારવાની અને એમ કરીને સમાજને ઉન્નત કરવાની પ્રબળ ભાવના તેનામાં જાગી નથી. કેટલાક યુવકોને તો વિલાયત સુધી ભણવા જવાનો ખર્ચ પણ ભાવિ સસરા પાસેથી પડાવવો હોય છે! તેમના પિતા કુળ વેચીને પૈસા ઉપજાવે છે, તેઓ પોતે ભણતર વેચીને પૈસા ઉપજાવે છે, એટલું જ નહિ પણ ભણતર ભણવા માટે પણ પૈસા પડાવે છે! ત્યારે ભલા, એ ભણતરમાં શી ભલીવાર હોય! અને પૂર્વજોએ ગમે તેમ કરીને સંપાદિત કરેલું કુળ તો આજે અનેક કુટુંબોએ સડાવી દીધું છે, એટલે એવા સડેલા કુળની યે કિંમત શી? કહ્યું છે, કે

गुणाः सर्वत्र पूज्यन्ते पितृयशो निरर्थकः ।
वासुदेवं नमस्यन्ति वसुदेवं न वै जनाः

એટલે કે "ગુણોની જ સર્વત્ર પૂજા થાય છે, બાકી પૂર્વજોનો યશ તો નકામો છે; લોકો વાસુદેવને નમે છે, તેમના પિતા વસુદેવને નહિ." ત્યારે યુવકોએ સમજવું જોઇએ કે પોતે સચ્ચરિત્ર થવું ઘટે, અને એ રીતે કુળવાન થવું ઘટે. અને બીજી વાતઃ પોતાને સ્વદેશાભિમાની કહેવરાવનાર જો સ્વાર્થને કારણે સ્વદેશને વેચે તો એ સ્વદેશાભિમાની નહિ, પણ સ્વદેશદ્રોહી કહેવાય. તેમ જ પોતાને કુળવાન કહેવરાવનાર જો સ્વાર્થને કારણે–પૈસાને કારણે–કુળને વેચે તો એ કુળાભિમાની નહિ, પણ કુળદ્રોહી કહેવાય! યુવકોએ આ વિષે વિચાર કરવો ઘટે. પરઠણ લીધા વિના લગ્ન કરવાની પ્રતિજ્ઞા લેનાર યુવકોનાં મંડળો સ્થપાય. તે મંડળો પરઠણ લેનાર યુવકની આકરી ઝડતી લેઇ લે. સમાજની ઉન્નતિ સાધવી હશે તો આવી કંઇક આકરી તપસ્યા યુવકોએ તપવી જ જોઇશે.

**બેન શારદાબેનને અભિનંદન**

બેન શારદાબેન મહેતાની સમાજસેવા અનેક પ્રદેશોમાં છે. કન્યાકેળવણીના પ્રદેશમાં તો એ બહુ વર્ષોથી સેવા કરી રહ્યાં છે. શ્રી કર્વેએ 'શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરશી ભારતીય મહિલા વિદ્યાપીઠ'ની સ્થાપના કરી, લગભગ ત્યારથી

એ વિદ્યાપીઠમાં રસ લેઇ શ્રી. કર્વેને એ બેન સાથ આપી રહ્યાં છે. તેમણે વડોદરામાં મહારાણી ગર્લ્સ હાઇ સ્કૂલમાં, એ વિદ્યાપીઠની મેટ્રીકની પરીક્ષા માટે વિદ્યાર્થિનીઓ તૈયાર થઇ શકે એ માટે, વર્ગો ઉઘડાવ્યા હતા; વળી એ શહેરમાં મધ્યમ વર્ગની બેનોના હિત માટે 'ચિમનાબાઇ સ્ત્રીસમાજ' સ્થાપવામાં અને એ સમાજને ઉન્નત કરવામાં પણ એમનો અગ્ર ભાગ છે. અમદાવાદમાં 'લાલશંકર ઉમિયાશંકર મહિલા પાઠશાળા' સ્થાપવામાં પણ એમણે સારો ભાગ લીધો છે. આમ ગુજરાતમાં સ્ત્રીઓની કેળવણીમાં તથા બીજી રીતે તેમની ઉન્નતિ કરવામાં બેન શારદાબેને સુંદર અને કીમતી સેવા કરી છે. એમણે કરેલી સેવાની કદર કરીને એ 'ભારતીય મહિલા વિદ્યાપીઠે' એ બેનને પોતાનાં ઉપકુલપતિ (વાઇસ ચૅન્સેલર) પદે સ્થાપ્યાં છે, તે માટે એ બેનને અને એ વિદ્યાપીઠને ધન્યવાદ ઘટે છે. આપણે ઇચ્છીએ કે એ પદને શોભાવવા અને સ્ત્રીજાતિની કેળવણીના અને બીજા સર્વ પ્રદેશમાં હજી યે ઉન્નત સેવા કરવા એ બેન ઘણું જીવો!

## "વેપારીઓને

મહાત્માજી સરકારને ને વેપારીઓને વખતસર ચેતવે છે: "અનાજના વેપારીઓ સામે કડવી ફરિયાદોથી ભરેલા હૃદયદ્રાવક પત્રો મધ્યમ વર્ગના ગરીબ લોકો તરફથી મને મળ્યા કરે છે. એ પત્રોનો સાર એ છે, કે 'તેમની પાસે અનાજનો જથ્થો હોવા છતાં સરકારે નક્કી કરેલી કિંમતથી વધારે કિંમત લીધા વિના અમને અનાજ ન વેચે તો પછી અમારે તેમની નોકરી શાને કરવી જોઇએ? અને હમેશાં એ કિંમત અમારા ગજા ઉપરવટની હોય છે. આ પરિસ્થિતિમાં ભૂખે મરવા કે લૂંટફાટ કરવા સિવાય અમારે માટે બીજો શો ઉપાય રહે છે?'

"આ ફરિયાદ વાજબી અને સાર્વત્રિક છે. આવી સ્થિતિ માટે સરકાર સૌથી વધારે જવાબદાર છે એમાં લેશમાત્ર શંકા નથી. તેણે અનાજ બહાર મોકલી દીધું છે અને દેશમાં રહેલા જથ્થાની કેવી રીતે વ્યવસ્થા કરવી એની તેને ગતાગમ નથી. ભાવનું નિયમન કરવું જોઇએ અને પોસ્ટ ઑફિસની પેઠે ઠેકઠેકાણે અનાજની દુકાનો હોવી જોઇએ, જ્યાં આગળથી લોકો ટિકિટોની પેઠે અનાજ ખરીદી શકે. પરંતુ સરકાર ડહાપણના પાઠ ભણતી હોય તે દરમ્યાન લોકો કંઇ ભૂખમરો નહિ વેઠી શકે. એથી કરીને, આ પ્રશ્ન હાથ ધરીને ગરીબોને વ્યવસ્થિત રીતે વાજબી ભાવે અનાજ પૂરું પાડવાની સમગ્ર વેપારી વર્ગની ફરજ છે. આવા માનવદયાના કાર્યમાં સરકાર વિઘ્ન નાખી શકે નહિ. દેખીતી રીતેજ વેપારીઓની જે ફરજ છે તે તેઓ અદા કરે તો

તે તેને સાચી મદદરૂપ થઇ પડશે. એમાં સમગ્ર હિંદના વેપારી વર્ગના સ્વેચ્છાપૂર્વકનો સહકાર આવશ્યક છે. પરંતુ તેનો આરંભ તો પ્રાન્તોમાંથી કે પછી જિલ્લાઓમાંથી પણ થવો જોઇએ. એમાં ઢીલ કરવી પાલવે એમ નથી. ભૂખ ધર્માધર્મનો વિવેક જાણતી નથી અને જો વખતસર ઉદારતાભર્યાં અને સચોટ પગલાં ભરવામાં ન આવે તો દેશભરમાં ઠેર ઠેર ખાદ્યપદાર્થો માટેનાં • અથવા તો અનાજ માટેનાં રમખાણો અવશ્ય ફાટી નીકળવાનાં. સેવાગ્રામ, તા. ૭ : ૭ : '૪૨ " ('હરિજનબંધુ,' તા. ૧૨ : ૭ : '૪૨).

## અમદાવાદ મ્યુનિસિપાલીટીની સસ્તા અનાજની દુકાનોની યોજના

"ગઇ રાત્રે નો પ્રસ્તાવ પ્રમુખ સાહેબે એ કર્યો હતો કે આજકાલ આમ જનતાને અનાજની અસાધારણ તંગી વેઠવી પડે છે. તો તે અંગે સસ્તા અનાજની દુકાનો મ્યુનિસિપાલીટી તરફથી નીકળે તેની વિચારણા પોતાના મગજમાં ઘોળાયા કરતી હતી. પરન્તુ કાયદા પ્રમાણે તે થઇ શકે કે કેમ, તેવો દગદગો હતો. તે અંગે સરકાર સાથે સલાહની આપ લે થતાં સરકારના કાયદાસલાહકારે તેવી દુકાનો ખોલી શકાય તેવી સલાહ આપી છે. સરકારની પણ તેમાં અનુમતિ છે. અને સરકારે ઠરાવ કરી કલેક્ટરોને જણાવી દીધું છે કે મ્યુનિસિપાલીટી જેવી સ્થાનિક સંસ્થાઓને તેવા કામમાં મદદ કરવી અને સહકાર આપવો. પરંતુ જોવાનું છે કે આવા પ્રયાસો માટે સરકાર અનાજનો કેટલો જથ્થો અપાવી શકે છે. આ અંગેની એક યોજના તૈયાર કરવામાં આવશે અને ટૂંક મુદતમાં—બને તો આવતે અઠવાડિયે—જનરલ બોર્ડ સમક્ષ પેશ કરવામાં આવશે. મીલમાલીક મંડળ તથા મસ્કતી માર્કેટ તરફથી જે સ્તુત્ય પ્રયાસો થયા છે તેવેજ ધોરણે મ્યુનિસિપાલીટી આવી રાહત આપવા દુકાનો ખોલવા ઇચ્છે છે અને તે પાછળ પાંચ લાખ રૂપિયા ખર્ચ કરવાની જરૂર છે. દરેક લત્તામાં આવી દુકાનો ખૂલે અને આપણા બોર્ડના સભ્ય સાહેબો મદદ તથા સહકાર આપે તેવી વિનંતી પ્રમુખ સાહેબે કરી હતી અને અમદાવાદની બીજી સંસ્થાઓને પણ અપીલ કરી હતી કે શક્ય હોય તો તેઓએ પણ આવી દુકાનો ખુલ્લી મૂકવી" ('ગુજરાત સમાચાર,' તા. ૧૬ : ૭ : '૪૨). આપણે આશા રાખીએ કે દેશની સૌ મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડો યથાશક્તિ આવી દુકાનો ઉઘાડે. ધનવાનો પણ એવી યોજનામાં ધનની મદદ આપે ને સહકાર કરે 'એ ધનના ધણી ધર્મ તમારો!'

## વડોદરા રાજ્યમાં અનાજના વાવેતરને ઉત્તેજન

તા. ૨ : ૭ : '૪૨ની વડોદરા રાજ્યની આજ્ઞાપત્રિકામાં આ પ્રમાણે હુકમ પ્રકટ થયો છે: "વિશ્વયુદ્ધને અંગે ટૂંકા અને સાધારણ તારવાળા કપાસનું

વાવેતર કમી કરી અનાજની અછત ટાળવા અનાજનું વાવેતર મોટા પ્રમાણમાં થાય તે માટે શ્રીમંત સરકાર તરફથી નીચે પ્રમાણે હુકમ થયો છે:

"સન ૧૯૪૨-૪૩ ના સાલમાં આ રાજ્યમાં કોઈ ખેડૂત પોતાની જે જમીનમાં સાધારણતઃ ટૂંકા અને સાધારણ તારવાળા કપાસનું વાવેતર થતું હતું, તેવી જમીનમાં ટૂંકા અને સાધારણ તારવાળા કપાસને બદલે અનાજનું વાવેતર કરશે, તેને સદર જમીનના આકારમાં દર રૂપિયે ચાર આના પ્રમાણે છૂટ મળશે. આ લાભ ખારખલી જમીનના તથા ઇનામી આંકડીઆ ગામોના ખેડૂત ખાતેદારોને મળશે અને ગરિષ્ઠ ધારણ કરનારે કનિષ્ઠ ધારણ કરનારને એ લાભ આપવો પડશે." ખેડૂતને અનાજ ઉગાડવા સારુ ઉત્તેજન આપવા માટે વડોદરા સરકારને ધન્યવાદ ઘટે છે. 'વધારે અનાજ ઉગાડો, વધારે અનાજ ઉગાડો,' એવો પોકાર ઉઠાવનાર અંગ્રેજ સરકારે, પોતેજ યુદ્ધમાં ઊતરીને તેમજ પરદેશ અનાજ મોકલીને આવી અનાજની તાણ ઊભી કરી છે તેથી એણે, તો એથીયે વધારે ઉત્તેજન આપવું ઘટે.

## પૂર્વ આફ્રિકાનો મારો અનુભવ

વિગ્રહને પરિણામે અહીં અનાજની અને ઘરવપરાશના બીજા સામાનની તંગી પડે છે અને તેથી લોકને હાડમારી ભોગવવી પડે છે. પણ ૧૯૧૪-૧૯૧૯ના વિગ્રહમાં બેએક વર્ષ અમે હિંદીઓ પૂર્વ જર્મન આફ્રિકામાં, જેને આજે ટાંગાનાયિકા કહે છે ત્યાં (હું મુઆન્ઝા ગામમાં હતો). ઘેરાઈ ગયા હતા અને અમારો બહારની દુનિયા સાથેનો સંબંધ બિલકુલ કપાઈ ગયો હતો. પરિણામે બહારની કોઈ વસ્તુ ત્યાં આવી શકતી નહોતી. ત્યાં ઘઉં પાકતા નહિ, હિંદથી ઘઉંનો આટો આવતો, તે બંધ થયો એટલે હિંદીઓ મુશ્કેલીમાં આવી પડ્યા. ત્યાં બાજરી થતી, પણ ઘણાને તે ગોઠતી નહિ, છતાં ખાવી પડતી. તે દેશના લોક આપણાં શકરિયાં જેવાં, પણ છેક મોળાં, કંદ જેને તેઓ માહોગો કહે છે તેને વાટી તેનો લોટ બનાવી ઘેંસ કરીને ખાય છે. એ લોટની રોટલી થાય કે નહિ, તે વિષે પ્રયોગ કરવાનું મને મન થયું. લોટ ઘેર લાવી અનેક રીતે પ્રયોગ કરીને જોયું તો એ લોટને ખૂબ ગરમ પાણીએ બાંધીને વણવે ઘઉંની જેવી જ રોટલી થઈ. એ પ્રયોગ સફળ છે કે કેમ તે જોવા મેં એક દિવસ કેટલાક મિત્રોને મારે ત્યાં રસરોટલી જમવાને નોતર્યા. ત્યાંની કેરી તો બહુ સરસ થતી, પણ ઘઉંનો આટો કયાંથી આવશે, એટલે નરસિંહભાઈ પોતાના સ્વભાવ પ્રમાણે આપણી મશ્કરી કરવાના, એમ જ તેમણે માની લીધેલું! વખત થયો એટલે એ બધા આવ્યા, પાટલે બેઠા અને રોટલી સિવાયની સૌ ભોજન-

સામગ્રી પિરસાઇ, એટલે તે કહેવા લાગ્યા કે નર્યો રસ પીવાનો છે કે રોટલી આવવાની છે? એટલામાં રોટલી આવી થાળીમાં પડવા લાગી. બધા ચકિત થઇ ગયા! અને એક ઉતાવળિયો મિત્ર તો જરા ચિડાઇને બોલી ઊઠ્યો: "અરે ભલા આદમી, અમારાં છોકરાં રોટલી વિના અર્ધાં ભૂખ્યાં રહે છે અને તમે આમ મિજબાનીઓ ઉડાવો છો? કેટલોક આટો આમ સંતાડી રાખ્યો છે? આજે બધો સંતાડેલો આટો કઢાવીશું!" મેં ઠંડે પેટે જણાવ્યું કે ગુણીબંધ આટો આપીશ. બધા જમી ઉઠ્યા, કોઇ સમજી શક્યા નહિ કે આ તો મોહાગોનો આટો છે. મેં એ ભેદ ફોડ્યો, બધા ચકિત થઇ ગયા અને દશ દિવસમાં બધું મુઆન્ઝા ગામ એ આટાની રોટલી ખાતું થઇ ગયું!

## દિવેલનાં ફાનસ

આપણે આજે ગ્યાસતેલની તંગી ભોગવતા થઇ ગયા છીએ. આપણા દેશમાં પૂર્વે સર્વત્ર કોડિયામાં દિવેલના દીવા થતા. આજે કોડિયામાં દીવા કરવા અનુકૂળ લાગતા નથી, કારણ કે આપણે અનુકૂળ ફાનસથી ટેવાઇ ગએલા છીએ. પણ ગ્યાસતેલ વિના એ ફાનસ હવે નવરાં પડતાં જશે એવી બીક રહે છે, કારણ કે એ ફાનસમાં દિવેલ ચઢી શકતું નથી અને તેમાં દીવા થઇ શકે એમ નથી. ત્યારે કોઇ ચતુર કારીગર એવાં ફાનસ બનાવે કે તેમાં દિવેલ ચઢી શકે અને અનુકૂળ થઇ પડે એ રીતે દિવેલના દીવા કરાય? મને કંઇક ઝાંખો ખ્યાલ છે કે અનેક વર્ષો પૂર્વે પૂનાના કોઇ કારીગરે એવાં ફાનસ બનાવ્યાં હતાં, જેમાં દિવેલ કે તેલ ચઢી શકે. પણ ગ્યાસતેલથી ટેવાએલા આપણે એ કારીગરને ઉત્તેજન આપ્યું નહિ, અને તેથી મૂંઝાઇને એ ભલા આદમીએ પોતાની એ કારીગરીને તાળું વાસ્યું! જો આપણે જ તેને ઉત્તેજન ન આપ્યું તો જેના દેશમાંથી એવાં ગ્યાસતેલનાં ફાનસ આવે છે અને તેથી જેના દેશના કારીગરો કમાય છે, એ સરકાર તો એને ઉત્તેજન આપે જ શેનું? એમ ઉત્તેજન આપીને પોતાના દેશની કારીગરીને ભીખ માગતી બનાવે? હવે પ્રસંગ આવ્યો છે, ત્યારે એણે કે એના કોઇ કારીગરે તેલદિવેલ માટેનાં ફાનસ તૈયાર કરવાં ઘટે.

## ધર્મજ પ્રેતભોજન

એક ભાઈ લખી જણાવે છે કે ધર્મજના વયોવૃદ્ધ ભાઇ વાઘજીભાઇ નરસિંહભાઇ પટેલ પોતાની પાછળ પુત્રો અને પાંચ ગ્રેજ્યુએટ પૌત્રો મૂકી થોડા વખત ઉપર ગુજરી ગયા. મુંબઇવાળાં સુધારાનાં સાથી બેન ગંગાબેન ગોરધનભાઇ પટેલના એ સગા સસરા થાય. ગયે જ વર્ષે બેન ગંગાબેનના પુત્રનું લગ્ન ભારે પગરખું લેઇને સારા માગે થએલું. એવી જ મોટી

પરઠણ એ કુટુંબને મળતી રહે, જાણે એટલા માટે – એ પ્રતિષ્ઠા જાળવવા માટે – એ વયોવૃદ્ધ વડીલ પાછળ પ્રેતભોજન પણ એવું મોટું કરવું જ પડે ને! જોકે હવે સુધરેલા સમાજમાં પ્રેતભોજનની પ્રતિષ્ઠા રહી નથી, છતાં એમની પાછળ પુત્રોએ અને પૌત્રોએ ધર્મજમાં મોટું પ્રેતભોજન કર્યું। એથીયે પૂરી પ્રતિષ્ઠા જળવાશે નહિ, એમ જાણ્યે લાગ્યાથી એમના નાના પુત્ર ભાઈ રાવજીભાઈએ પોતે જ્યાં ખેતી કરાવે છે ત્યાં પણ બીજું પ્રેતભોજન જમાડ્યું! એ બધાએ એ વયોવૃદ્ધ વડીલ પાછળ શું ધર્મદાન કર્યું તે જાણવામાં આવ્યું નથી. પણ જ્યાં હવે પ્રેતભોજનની પ્રતિષ્ઠા રહી નથી અને દેશમાં અનાજની ભયંકર તાણ વર્તી રહી છે, ત્યાં આવા ભણેલા લોક પ્રેતભોજન જમાડે ત્યારે હવે સમાજની ઉન્નતિની આશા કોના ઉપર રાખવી?

**સરકારના કાયદાનાં ડફણાં**

અને ત્યારે હવે તો લાગે છે કે આવા ભણેલા લોક પણ સરકારના કાયદાનાં ડફણાં ખાધા વિના પાંશરા ચાલવાના નથી. અને ત્યારે લાગે છે કે સરકાર આવાં જમણવાર ઉપર અંકુશ મૂકનારા કાયદા કરે એ જ ઇષ્ટ છે; જોકે પ્રજા ઉપર તેની સ્વતંત્રતાને રૂંધનારા કાયદા જેમ ઓછા હોય તેમ સારું, પણ પ્રજા પોતે જ સમજીને સમાજના હિતને સારુ પોતાના આચાર ઉપર સંયમ ન રાખે તો રાજ્યે એ માટે અંકુશ મૂકવો જ ઘટે, ન મૂકે તો પોતાનો ધર્મ ચૂકે. હાલમાં ધોડાસર રાજ્ય તરફથી જાહેર કરવામાં આવ્યું છે કે "આવે વિકટ સમયે જ્ઞાતિભોજનોમાં સંકુચિત દૃષ્ટિએ દ્રવ્યનો અને શક્તિનો વ્યય કરવો એ શોભાસ્પદ નથી અને દેશના હિતની વિરુદ્ધ છે." તેથી દીકરાના લગ્નને, સીમંતને અથવા મરણને પ્રસંગે છેક નજીકનાં સગાંને જ જમાડવાં તથા એક દીકરીના લગ્નને પ્રસંગ ૭૫થી અને બે દીકરીઓના લગ્નને પ્રસંગે ૧૦૧થી વધારે માણસને જમાડવાં નહિ એવું એ રાજ્યે ઠરાવ્યું છે. એ કાયદાનો ભંગ કરનારને રૂા. ૧૦૦૧ સુધીનો દંડ કરવાનું પણ ઠરાવ્યું છે. વળી લુણાવાડા રાજ્યે તો ઠરાવ્યું છે કે "તા. ૧લી મે ૧૯૪૨થી બીજો હુકમ થતા સુધી જ્ઞાતિવરા ઉપર સદંતર પ્રતિબંધ મૂકવામાં આવે છે. આ હુકમનો અનાદર કરનાર પ્રત્યેક વ્યક્તિ, પ્રત્યેક કસૂર બદલ, રૂા. ૨૦૦ સુધીના દંડને પાત્ર થશે." આ બંને રાજ્યોએ જ્ઞાતિવરા ઉપર સંયમ મૂકવાની પ્રજાને સૂચના આપી હતી, પણ એ સૂચનાનો અનાદર થયાથી તેમને કાયદાથી આવા પ્રતિબંધ મૂકવાની જરૂર પડી છે. બીજાં બધાંએ રાજ્યોએ બે રાજ્યોને અનુસરવું, અથવા તો જમણવારની પત્રાવલિ દીઠ અર્ધો રૂપિયો કે એથીયે વધારે કર લેવાનું ઠરાવવું, એ ઇષ્ટ છે.

તારનું સરનામું: 'આગબોટ,' મુંબઇ　　　　ટે. નં. ૪૧૨૧૩

પાસપોર્ટ અને



સ્ટીમરની ટીકીટો

દુનિયાના કોઇ પણ બંદરે જવા માટે સહેલાઇથી અને ઓછે ખર્ચે મેળવી આપીએ છીએ. ઉપરાંત અમારી મારફત ટીકીટ લેનાર પેસેન્જરને રહેવા માટે તદ્દન મફત, સુંદર હવા ઉજાસવાળું મકાન રાખેલ છે. અને તે સ્ટેશન, લૉજ, ટ્રામ, સીનેમા, નાટકની નજીક જ છે. ઠંડા ને ગરમ પાણીના નળ કાયમ ચાલુજ રહે છે.

**નવી બ્રાન્ચ ઓફિસ: મ્યુનિ. દવાખાના સામે, સ્ટેશન રોડ, આણંદ**

| | |
|---|---|
| બ્રાન્ચ ઑફીસ:<br>હરિનિવાસ, ટાવર પાસે<br>**નવસારી** | **જીવાભાઇ બી. પટેલ એન્ડ સન**<br>પાસપોર્ટ એજન્ટ્સ, ૨૨૯, આરબ બંગલો,<br>ખેતવાડી મેન રોડ, પારસી ગલી સામે, મુંબઇ ૪. |



# દાંતના ડૉ. એસ. પી. પટેલ,

**આણંદવાળા**

ઠે: મ્યુનિ. દવાખાના સામે,
સ્ટેશન રોડ, **આણંદ**

★

અમેરિકન દાંતનાં, વજનમાં ફક્ત એક ઔંસ, તૂટે નહિ તેવાં, નવાં પહેરીને તુરત ચાવી શકાય તેવાં ચોકઠાં વ્યાજબી કિંમતે બનાવવાં, ઉપરાંત

પાયોરીઆને ચોક્કસ ઇલાજથી મટાડવો, દાંતમાં સોનું, ચાંદી કે સીમેન્ટ પૂરવાં, ઇંજેકશનથી દાંત ખેંચવા તથા તેને લગતું દરેક જાતનું કામ છેલ્લી ઢબથી કરવામાં આવે છે.

Reg. No. B. 1785

૧૯૯૮ 卐 ભાદરવો

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૯ 卐 અંક ૧૧

કવિતા સર્વત્ર સાંભળવાની અને જોવાની છે, કારણ કે સમસ્ત પ્રકૃતિ એક મહાકવિ છે. પણ, તેની પ્રાકૃતતાને કારણેજ તે નિષ્ઠુર અને અવિકૃત છે. જ્યાં ગતિનો ઉદ્ભવ હોય છે, ત્યાં કવિતાનો નાદ સ્ફુરે છે. બીજો કોઇ નાદ કવિતા નથી. નાદ પ્રહમાંથી – પોતામાંથી જ ઊઠવો જોઇએ; તે કોઇ કૃત્રિમતાથી ઊઠી શકે નહિ. એવા ઘણાય – કેટલા બધા! – છે, જેઓ કૃત્રિમ ગતિ વડે નાદને ઘડેલે છે; પણ એ બધા કવિ નથી – તેઓ તો વાનર અથવા પોપટ જેવા છે. ખરેખર બહુ જ ઓછા સાચા કવિ છે. આભનામાંથી, ખડકોમાંથી વહેતા જળપ્રવાહની ગર્જના અને મેઘગર્જના જેવી બળવાન, ઝંઝાવૃષ્ટિના સુસવાટ જેવી અથવા ઉનાળાની રાત્રીની વાયુલહરી જેવી મૃદુ કવિતા એની મેળે જ સ્ફુરે છે. સાંભળો, આપણા પગ પાસેના સમુદ્રને સાંભળો! એ અદ્ભુત ગાન ગાતો નથી? એ ગાન પોતે જ કવિતા નથી? એ શુદ્ધ સંગીત નથી?

('The Rhythm of Life,' પૃષ્ઠ ૪૪–૪૫) Henri Borel







તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

## સમાપત્ર





૧. માસિકના કદમાં કેટલાક માસથી આઠ પૃષ્ઠ ઘટાડ્યાં છે, એટલે લેખકોએ પોતાના લેખ જેમ બને તેમ ટૂંકાણમાં પતાવવા, જેથી બીજા લેખોને સ્થાન મળે. આવી સૂચના વૈશાખના અંકમાં કરેલી, છતાં કેટલાક લેખકો લાંબા લેખ લખી મોકલે છે, જાણે બીજા લેખકોના લેખોને 'પાટીદાર'માં પેસવા જ દેવા ન હોય. ત્યારે હવે નિરુપાયે એવો નિયમ કરવો પડશે કે 'પાટીદાર'નાં પાંચ કે છ પૃષ્ઠથી લાંબા લેખ ન લેવા. લેખકો આ સૂચના ધ્યાન રાખે તો સારું.

૨. આફ્રિકાના ઘણા – લગભગ અર્ધ ઉપરાંત – ગ્રાહકોનાં લવાજમ હજી નથી આવ્યાં. એવી દશામાં અને કાગળ વગેરેની આ મોંઘવારીમાં 'પાટીદાર' ચલાવવામાં કેવી આર્થિક મુશ્કેલી વેઠવી પડતી હશે તેનો ખ્યાલ કરીને તેઓ પોતાનાં લવાજમ તુરત મોકલી દેશે એવી આશા છે. તેઓ તો મોટી કમાણીના લોક, તેમને શિ ૪નો શો હિસાબ! પણ એમની એવી બેદરકારી 'પાટીદાર'ને કેવી આપત્તિમાં મૂકી દે છે એનો ખ્યાલ કરે તો સારું!

### ગ્રાહકબંધુઓને

છાપવાના કાગળના ભાવ એટલા બધા ચઢી ગયા છેં અને રોજ રોજ ચઢતા જાય છે કે 'પાટીદાર'ને ચલાવવાનું કાર્ય વિકટ બનતું જાય છે. એનું લવાજમ વધારવું એ તો દેશના આ કપરા કાળમાં પાલવે એમ નથી. એનું કદ ચારેક માસ ઉપર થોડુંક તો ઘટાડ્યું છે જ, જરૂર પડતાં હજીયે ઘટાડવું પડશે. પણ એમ ન કરવું પડે એટલા માટે દરેક ગ્રાહકબંધુ એકેક બબ્બે નવા ગ્રાહક વધારી આપે એવી આશા સેવું છું. બીજું તો શું લખું?


આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ઉગિયાશંકર જીવણલાલ ઠાકરે છાપ્યું અને લીલાવતીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૮:'૪૨.

# 'પાટીદાર'ના ગ્રાહકોને અને વાચકોને

"જો તમને નાટકમાં મજા પડે તો તેના લેખકને તથા તેના નટોને તાળીઓ પાડી વધાવી લો. ગ્રંથલેખકને આવાં કંઇ વધામણાં હોતાં નથી. એ તો પોતાના પુસ્તકના વેચાણથીજ એ લોકપ્રિય થઇ પડયું છે કે નહિ તેનો ક્યાસ કાઢે. તેથી જો આ પુસ્તક તમને ગમ્યું હોય તો તેને વિષે તમારા મિત્રોને ભલામણ કરજો; એક ગ્રંથપ્રકાશકે અહુર્ણી કરેલી ગણનરી ઉપરથી જણાયું છે (જો અત્યાર સુધી ન જણાયું હોય તો), કે પુસ્તકની જાહેરખબરો કે તેનાં સારાં અવલોકનો જોઇને એ પુસ્તક જેટલા લોક વાંચે છે તેના કરતાં મિત્રોની ભલામણથી વધારે લોક વાંચે છે." પ્રખ્યાત લેખક બર્નાર્ડ શૉના એક પુસ્તકમાં ઉપર પ્રમાણે પ્રકાશકની નોંધ છે. 'પાટીદાર'ના વાચકોને પણ એજ ભલામણ કરવી ઠીક લાગે છે. આશા છે કે તેઓ ગ્રાહક વધારશે.

---

માસિકનું સાધારણ વર્ષ આસો માસે પૂરું થાય છે અને તેથી ૧૯૯૯નું લવાજમ વસુલ કરવા માટે કાર્તકનો અંક વી. પી.થી મોકલવામાં આવશે. વી. પી.ને બદલે લવાજમ મની ઓર્ડરથી મોકલવાથી ૦–૩–૦ અને હાથોહાથ પહોંચાડવાથી ૦–૫–૦ બચાવી શકાશે. તેથી તેવું ઇચ્છનાર ગ્રાહક દિવાળી પહેલાં પોતાનું લવાજમ અહીં પહોંચાડી દેશે એવી આશા છે. જેને ગ્રાહક રહેવાની ઇચ્છા ના હોય, તે દિવાળી પહેલાં તેમ જણાવી દેશે તો ઉપકાર થશે, જેથી મને વી. પીના નુકસાનમાં ઊતરવું પડે નહિ.

**વિદ્યાર્થીઓને અને ગુજરાતી શાળાના શિક્ષકોને હજુ દોઢ રૂપિયે** 'પાટીદાર' આપી શકાય એમ છે, માટે એમણે પણ દિવાળી પહેલાં પોતાનું લવાજમ મોકલી દેવું. આ વર્ગના ગ્રાહકોએ પોતાની શાળાને જ સરનામે 'પાટીદાર' મંગાવવું. આ ફંડમાં ભાઇઓ ઉદાર હાથે પૈસા આપે એવી આશા છે.

બેનોને પણ ઉપરની યોજનાએ રૂ. ૧ામાં 'પાટીદાર' અપાય છે; વળી ઇચ્છે તે સધવા બેનોને માટે રૂ. ૦ાા અને વિધવા બેનોને માટે રૂ. ૧ લવાજમમાં મદદ કરવાની પોતાની ઉદાર યોજના 'પાટીદાર ભગિનીસમાજે' ચાલુ રાખી છે, તેથી સધવા બેનોને રૂ. ૧માં અને વિધવા બેનોને રૂ. ૦ાામાં 'પાટીદાર' આપી શકાશે. આ યોજનાનો લાભ જે બેનોએ લેવો હોય, તેમણે પોતાને હાથે કાગળ લખી પોતાનું લવાજમ તુરત જ મોકલી દેવું.

એવું જાણવામાં આવ્યું છે કે કેટલાક ભાઇઓ પોતાને નામે માસિક મંગાવવાને બદલે આ યોજનાનો લાભ લેવા કોઇ બેનને નામે મંગાવે છે. વળી કેટલાક ભાઇઓ શિક્ષકો કે વિદ્યાર્થીઓ નથી રહ્યા, છતાં રૂ. ૧ામાં માસિકનો લાભ લે છે. રૂપિયા દોઢ રૂપિયાને માટે કોઇ પાટીદાર ભાઇ આવી પામરતા ના જ દેખાડે અને તેઓ રૂ. ૨ મોકલી 'પાટીદાર' મંગાવે એમ ઇચ્છીએ.

તે વખતે બીજી ઝાઝી ચર્ચા ન થઇ. પરંતુ નરેન્દ્રના મનમાં એટલું તો ઠસી ગયું કે ચંપાના વિવાહ માટે પોતે જેટલો નિશ્ચિંત છે એટલા તો ન રહેવું જોઇએ.

વળી એ સુષુપ્ત મન પૂરેપૂરું જાગ્રત થાય તે પહેલાં બીજો પ્રસંગ બન્યાથી તે વધુ સચેત થયું. પિતાના હિતેચ્છુ તરીકે જેમનો પ્રથમ દાવો હતો એ શંભુકાકા રેલ્વેની મુસાફરીમાં ભેગા થઇ ગયા ત્યારે એમણે વાત કરી:

"કેમ નરેન્દ્ર! જગજીવનદાસ ગયા એટલે સંબંધ જ કાઢી નાખ્યો કે શું?"

"ના રે ના, કાકા! એવું તે કંઇ હોય!" નરેન્દ્રે વિવેક બતાવતાં કહ્યું.

"બે વરસ થયાં છતાં દર્શન દેવાય નથી આવ્યો, તે એવું નહિ તો બીજું શું?"

"ગામની અને ઘરની જંજાળમાંથી છૂટો થાઉં ત્યારે ને?"

"તે અત્યારે શીદ જવું છે?"

"એક મિત્રે લખ્યું છે એટલે એક છોકરો કોલેજમાં છે તેને જોવા જવું છે." નરેન્દ્રે મૂળ વાત કરી.

પણ હજુ વાતની ગૂંચ ન બેઠી હોવાથી શંભુકાકાએ પૂછયું: "કોઇનો વિવાહ કરવાનો હશે!"

"કેમ! ચંપાબેનનોસ્તો!"

"હેં! ચંપાનો વિવાહ જ નથી કર્યો!" વિસ્મય પામતાં શંભુકાકાએ કહ્યું.

એમના મુખ ઉપરના ભાવ જોઇ નરેન્દ્રે પૂછયું: "કેમ નવાઇ પામો છો?"

શંભુકાકાએ ઉધડો લેતાં કહ્યું: "તમને છોકરાંને તો કંઇ વાગી નથી એટલે શું ભાન હોય! ચંપાને મારે હિસાબે નહિ નહિ તોય સોળમું વરસ જતું હશે. બે વરસ પહેલાં જગજીવનને જોવા આવ્યો ત્યારેય પરણાવવા જેવડી થઇ હતી. જગજીવને મને તે જ વખતે કહ્યું હતું કે 'આટલી છોડી પરણાવવાની ઉમેદ હતી. પણ જેવી પ્રભુની ઇચ્છા! નરેન્દ્ર બધાને પહોંચી વળે તેવો છે એટલે મારા મનને નિરાંત છે.' એટલે મારા મનને કે તેં વિવાહ તો કરી મૂકયો હશે. પણ તમને મેં ના કહ્યું, માથામાં વાગ્યું નથી એટલે શી ખબર પડે! જોઇતારામ માસ્તરની વાત તો તું શું જાણે! મૂળે માસ્તર, તે છોકરાં ચારી ખાય, એટલે વ્યવહારની ઝાઝી ગતાગમ નહિ ને છોડીને ઊંધું ઘાલીને ભણાવ્યે રાખી. આજની છોકરીઓ તો જાણે છો તે–બહાર ફરતી થઇ એટલે પછી પૂછવાનું જ શું? ધંધો કરતાં તો કરી બેઠી, પણ વખત આવ્યે સોગાતી ખસી ગયો. ઘરમાં મા હોય તો તરત ગંધ આવે, પણ મહેતાજી તો એમનાં થેટાં આઢવાના કાગળમાંથી ઊંચું જુએ

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૮ વર્ષ ૧૯ | આણંદ | ભાદરવો અંક ૧૧. |
|---|---|---|

## વિવાહની વાતો

ચંપાને છેલ્લી વખત જોતાં મહેન્દ્રે સૂચના કરી: "શું તુંય ઊંઘે છે! આટલી મોટી થઇ છે ને બે વરસ તે ચાલતું હશે?"

નરેન્દ્રે પોતાનો વિચાર જણાવતાં કહ્યું: "ખરી રીતે તો હજુ પાંચ વરસ ચાલે."

એ વાક્યનો ઉપહાસ કરતાં મહેન્દ્રે કહ્યું: "અને ખોટી રીતે મને લાગે છે કે પંદર વીસ વરસ ચાલે ખરૂં!" અને નરેન્દ્રે કંઇ જવાબ ન આપ્યો એટલે એણે સલાહ આપતાં ઉમેર્યું: "એ બધા સિદ્ધાન્તની વાતો જવા દે. પંદર સોળ વરસ તો થયાં હશે. વિવાહ એ કંઇ ઓછા કાવાદાવાનો પ્રશ્ન નથી. તારા જેવા બીનઅનુભવીને તો શોધતાંય બે વર્ષે ઠેકાણું પડે તો સારૂં! ત્યાં સુધીમાં એ અઢાર વરસની થઇ રહેશે કે પછી એ ઉંમરેય નાની લાગે છે?"

નરેન્દ્રે હસતાં કહ્યું: "હું બીનઅનુભવી છું, પણ તારા જેવા અનુભવી મદદ કરનારા છે ત્યાં એટલી બધી ચિંતા શી?"

મહેન્દ્રે બીજી સલાહ આપી: "અત્યારે વિવાહ જેવા કામમાં બીજાની આંખે જોવા જેવો વખત નથી. દરેક સાગાનું શી રીતે ખોટું દેખાય એ જ વૃત્તિના થઇ ગયા છે. અને તેમાંય અજાણ્યાને તો એ લોકો એવા ખાડામાં નાખી દે કે બિચારો ફરીથી ઊંચો થવા જ ન પામે."

નરેન્દ્ર: "પણ એવા સ્વાર્થીઓમાં હું તારી ગણત્રી નથી કરતો."

મહેન્દ્ર: "પણ નરી મારી તારી સંમતિથી ઓછું એ નક્કી થાય છે? આપણને પસંદ હોય ત્યારે ઘરનાં બીજાંની ઇચ્છા ન હોય. વળી તે સંમત થાય ત્યારે મોસાળપક્ષને ન રુચે! આ તે કંઇ સાધારણ ભાંજગડનો સવાલ છે? વાત વાતમાંય બે વરસ તો સહેજે નીકળી જવાનાં."

ત્યારે ને! વાગતું વાગતું તોરણે આવ્યું ત્યારે એમણે જાણ્યું! પછી શું કરે? આખા ગામમાં હાનો થઇ ગઇ. છતાં મૂળ તો વેદિયા ખરા ને, તે છોડીએ ભૂલ કબૂલ કરી એટલે માફી આપી અને ઉપરથી બોધ આપવા લાગ્યા–મોટા મોટા ઋષિમુનિઓ યોગમાંથી ચળી ગયા છે તો આ બિચારી ઊગતી બાળકી ભૂલ કરી બેઠી તેમાં શી નવાઇ! પણ એમના કુટુંબીઓ ઓછા એમના જેવા વેદિયા હતા? કુટુંબની આબરૂને ખાતર મહેતાજી ના કહેતા રહ્યા ને રાતોરાત ફૂંકી મૂકી! બીજો બાપ હોય તો એ પાપ ઠેકાણે પડ્યું માની રાજી થાય, પણ એને બદલે એ વેદિયો તો ઉલટો મગજનો કાણુ ગુમાવી બેઠો. ચિત્તભ્રમ થયું અને જ્યાં હોય ત્યાં પાછી એ વાત જે ન જાણતું હોય તેને જણાવે!" અને જૂની શિક્ષણપદ્ધતિ પ્રમાણે વાર્તાનો છેવટ નિચોડ કાઢી બોધ તારવતા હોય તેમ શંભુકાકાએ એમાંથી ભાવાર્થ સ્પષ્ટ કર્યો: "તમે હજુ ઊજળું એટલું દૂધ દેખી રહ્યા છો, પણ એ બધી વાતોમાં માલ નથી. તું તો તું, પણ સમજુભાભી શું જોઇને અત્યાર સુધી બેસી રહ્યાં!"

કાકાના વિચારને કોઇ રીતે નહિ પહોંચાય માની નરેન્દ્રે મૌન સેવ્યું, એટલે શંભુકાકાએ પસંદગી બાબતમાં સલાહ આપવા માંડી: "સિદ્ધાન્તની ખાલી ચર્ચા કર્યા વગર આ સાલ ગમે ત્યાં બેસાડી દો. ભણેલા અને અભણ બધા અત્યારે તો સરખા છે. ભણતરની કિંમત હતી ત્યારે એનો મોહ રાખ્યો વાજબી–પણ અત્યારે એનું શું? આ અમારો વિનુ મેટ્રિક પાસ થયો ત્યારે મારો લાગ હતો એટલે કહ્યું: લાવો ને પોસ્ટમાં દાખલ કરાવી દઉં. પણ કહે–ના, મારે તો આગળ અભ્યાસ કરવો છે. મોટા વકીલ સાહેબ થવા એલ.-એલ. બી. થયો, તે છ મહિના ઘરનાં ઢેબરાં ખાઇ પાછો 'દેશબંધુ' પત્રના તંત્રીવિભાગમાં પચાસમાં દાખલ થયો. અને એના સાથેના પોસ્ટમાં જોડાઇ જનાર અત્યારે નેવું અને સો ખાતા થઇ ગયા!"

છેવટ એમણે લાયકાતની અંતિમ દૃષ્ટિ બતાવી: "માટે અત્યારે ભણતરના કરતાં ઠેકાણે પડેલો પસંદ કરવો. છોકરાનામાં કંઇ ખોડખાંપણ ન હોય, ઘર સાધારણ સારું હોય એટલે આંખો મીંચીને બેસી જવું. નહિ તો અત્યારના સગાસંબંધીઓ તો 'કુતરું તાણે ગામ ભણી ને શિયાળ તાણે સીમ ભણી' એમ કરી ઉલટા કંઇ સૂઝવા જ નહિ દે. અને તારા જેવા બહુ બેસી રહ્યા હશે તેમને છેવટ કુવામાં ભુસકો મારવો પડશે."

આ પારાયણ બહુ લાંબુ ચાલશે માની એને ટૂંકમાં પતાવવા નરેન્દ્રે કહ્યું: "આ સાલ તો નક્કી કરી નાખવાનો જ વિચાર છે."

"વિચાર છે નહિ, પણ ઠીક લાગે એટલે આંખ મીંચીને બેસી જ જવું. હું ય કંઇ ભાળમાં હશે તો જોઇશ." શંભુકાકાએ ભાર દેતાં કહ્યું.

નરેન્દ્ર તો ક્યારે સ્ટેશન આવે ને ઊતરી પડું તેની જ વાટ જોઇ રહ્યો હોય, તેમ ગાડી યાર્ડમાં આવતાં બારણું ઉઘાડીને ચાલતાં પૈડાં પૂરાં સ્થિર થાય તે પહેલાં એ નીચે ઊતરી પડ્યો.

લાગણીપ્રધાન આત્માને હજુ શાન્તિ ન વળી હોય તેમ શંભુકાકાએ કહ્યું: "શું શું બન્યું તે જરા વિગતવાર લખતો રહેજે."

"સારૂં કાકા, આવજો" કહી નરેન્દ્ર હજુ તેમનાથી સાવ છૂટો પડે, તે પહેલાં એમણે ફરીથી કહ્યું: "મેં શું કહ્યું? જે જે બને તે......"

એમને પૂરૂં કહેવા દીધા વિના જ "જરૂર–જરૂર" કહેતો નરેન્દ્ર ટિકેટ આપી સ્ટેશનની બહાર અને શંભુકાકાની દૃષ્ટિમર્યાદાની પેલી પાર નીકળી ગયો.

હજુ એની આંખ પૂરી ઊઘડવી બાકી હોય તેમ બીજો પ્રસંગ બન્યો. મોટર સ્ટેન્ડ ઉપર આવી એ મોટરની રાહ જોતાં ઊભો, ત્યાં પાછળથી પરિચિત અવાજ આવ્યો: "લો તમે તો અહીં જ મળી ગયા ને!"

પાછળ દૃષ્ટિ કરતાં જ નરેન્દ્રે કહ્યું: "કેમ રાવજીભાઇ, કઇ બાજુથી?" "ગામાને ત્યાંથી." રાવજીભાઇએ કહ્યું. અને પોતાનું ય મોસાળ ત્યાં હતું એટલે નરેન્દ્ર બીજી નવાજૂની પૂછે તે પહેલાં એણે કહ્યું: "ચતુરમામા ય મળ્યા હતા." અને ખિસ્સામાંથી પત્ર કાઢીને આપતાં બોલ્યો: "એમણે આ પત્ર લખી આપ્યો છે."

બીડેલો પત્ર ખોલી નરેન્દ્ર વાંચે એટલે દૂર ઊભા રહેવું એ ગૃહસ્થાઇનું લક્ષણ માની રાવજીભાઇ દૂર બીજા સાથે વાતે વળગ્યો.

દરેકે જાણે સંપ કરી એકીસાથે જ નરેન્દ્ર ઉપર હુમલો કરવાનો ઠરાવ કર્યો હોય તેમ આમાં પણ એ જ વસ્તુ હતી:

"નરેન્દ્ર! તું તો બધું સમજે છે! પણ એક વસ્તુ હમેશાં યાદ રાખવી કે નર્યા એક માણસથી આખો સમાજ ઊંચકાતો નથી. આપણે ગમે તેટલી ઝડપે સુધારા કરવા માગતા હોઇએ, પણ સમાજની ગતિ કદી વ્યક્તિ જેટલી ઝડપી ન હોય. એટલે તું તારા આદર્શ પ્રમાણે કોઇ જાતની લેવડદેવડ કર્યા વગર વિવાહ કરવાનો મનસુબો રાખતો હોઇશ, પણ એ અત્યારના સંજોગોમાં કદી સફળ થાય તેમ નથી. હા, કદાચ કોઇ તૈયાર થશે તો એ બજારમાં વેચાયા વગરના પડી રહેલા માલ જેવો અયોગ્ય હશે. વળી એવો ય કોક મળી આવશે, જે બધી રીતે લાયક હશે અને આદર્શને ખાતર સંબંધ બાંધવા તૈયાર થશે,

છતાં એમાંય સંપૂર્ણ લાગવગ તો જોઈશે જ. વિવાહ એ ખરી રીતે તો લાયકાતથી નહિ, પણ દબાણથી જ થાય છે. અને એવું દબાણ તમારા પક્ષમાં નથી, બધું જુનાનિયું વાજું છે. સામી બાજુ ખાઈબદેલા વિરોધીઓ દાંત કચકચાવીને ઊભા છે. આવી પરિસ્થિતિમાં કાં તો આદર્શ જવા દેવો, કે એને ભોગે દીકરીને ગમે ત્યાં નાખવી, એ બેજ રસ્તા છે. તેમાં વળી વિચાર કરવાનો વખત વહી ગયો છે એટલે જેટલો વખત જાય છે તેટલો કાર્ય કરવાનો અવકાશ ઘટતો જાય છે. માટે તારો વિચાર જે હોય તે વળતા પત્રમાં જણાવી દે એટલે મને કોઈની સાથે વાતચીત કરતાં સુઝ પડે. વળી એક બીજી વાત કહું. પુત્રના લગ્નમાં આપણે જે પગલું ભરી શકીએ તે પુત્રીને લગ્નપ્રસંગે નથી ભરી શકાતું, કારણ કે એમાં તો સામાપક્ષની સંમતિની પૂરેપૂરી જરૂર હોય છે. માટે પોતાનું, સિદ્ધાન્તનું, બેનનું અને ભવિષ્યનું, એ ચારે બાજુનું જોઈ વિચારી, સંપૂર્ણ અભ્યાસ કરી જે પગલું વ્યાવહારિક રીતે ઠીક લાગે તે ભરજે.

"તા. ક. જોકે એમાં અમને કંઈ યોગ્ય ન લાગે તો તું એમ ન માનતો કે આ પ્રશ્નમાં તું સંપૂર્ણ અને સ્વતંત્ર છે. છતાં પહેલી પસંદગી તને આપી છે. આશા છે કે જે તે વિચાર કરી તું તરત જણાવી દેજે. નહિ તો તું તારા કર્તવ્યમાં નિષ્ફળ ગયો માની, ન છૂટકે અમે જે કંઈ નક્કી કરીએ તે કબૂલ રાખવા તું બંધાએલો છે. અને તારી દષ્ટિએ તો ગમે તે હોય પણ અમારે મન તો ચંપા કૌમાર્યનાં વધુ વરસ ઝીલે તેમ નથી."

પત્ર વાંચી નરેન્દ્રને લાગ્યું કે આ એકસામટું કટક કયાંથી તૂટી પડ્યું! પણ એ તો પ્રભુની એટલી કૃપા છે કે મનુષ્ય ત્રિકાળજ્ઞાની નથી, નહિ તો કંઈ ઓર ચિંતા વધી પડત! સંજયના જેટલી લાંબી દૃષ્ટિ એની હોત તો અત્યારે ઘરના આંગણામાં બેસી મા એજ વિષે વાત કરી રહી હતી તે સ્પષ્ટ જોઈ ને સાંભળી શકત:

મા: "ગમે તેમ કરીએ, પણ દીકરી એ તો પારકી થાપણ. એમાં આપણું શું ચાલે? આપણે તો ઘણોય ખર્ચ ન કરવો હોય, પણ સામો એ વિચારતો હોય ત્યારે ને? અત્યારે ઉલટી બધાંને લેવ-ખાવની હાય હાય લાગી છે ત્યાં એવા કોરા છરડાની વાત કોણ સાંભળે?"

ઝવેરકાકી: "તોય હજુ અત્યારે સારૂં છે એમ કહો ને! નહિ તો પહેલાં ગોળ નહોતા બાંધ્યા ત્યારે બધાંને મોટા ગામમાં કન્યા આપ્યા વગર છૂટકો નહોતો થતો. અને ગામડામાં પરણ્યા એટલે લૂંટનો જ માલ હોય તેમ ઘડીએ ને પલકે પૈસા મંગાવ્યા જ કરે, જાણે અહીં તો પૈસાનાં ઝાડવાં ઊગ્યાં હોય

તેમ! ને એમાં સવાદ ન પડ્યો ત્યારે જ આ ગોળ બંધાયા ને? રડ્યા એ તો હમણાં હમણાં નવાં લફરાં ખોસતા જાય છે – ગાટલી ઉપર દશ તોલાનો અછોડો ને મંગળે મંગળે જણસો. છોડીને સો તોલા સુધીની જણસો કરનારા ય નીકળ્યા છે! છતાંય મોટાંગાં પિલાઇ મરતાં'તાં, એટલું દુઃખ અત્યારે નથી."

ચંચળફોઇ: "તમનેય અત્યારની શી ખબર છે! નહોતી ગળતી એને બદલે અત્યારે પૂછાવા લાગ્યા એટલે મોટા મીર થઇને બેઠા છે! આ કનકની તારા જરા બાહર હતી, બાહર તો શાની પણ જરા ધીમી – ઓછા બોલી, તે રડ્યા જોવા આવનારાએ વાત ઉડાડી કે એ તો ગાંડી છે. તે બિચારા છગનભાઇને ઓછું દુઃખ પડ્યું? જે હોય તે જોયા વગર જ કહે: 'પેલી ગાંડી તારા ને!' જાણે નખોદિયા એ મોટા ગવંડર થઇ ગયા હોય તેમ છોડીની ચાલ જુએ, બોલી જુએ, શરીર જુએ, હાવભાવ ને રૂપ જુએ. અને જાણે બજારનો માલ હોય તેમ ગમે તો લે, નહિ તો મોં મચકોડે! બોળે છે પોતાને મન ગમતું રેમકડું ને વાતો કરે છે સ્વતંત્રતાની!"

મા: "એ તો ચંચળબેન તમારૂં કહેવું ખરૂં છે. પેલી મંગળાને કોણ' કાળી કહે? બીજે વાતે ખરી. પણ એક બે જણ જોઇ ગયા એટલે થઇ ચૂક્યું: 'કાળી છે' – 'કાળી છે!' પછી તો જે હોય તે જોયા વગર જ ના કહી દે."

ચંચળફોઇ: "સામાનું રૂપ જોવા નીકળે છે, પણ પોતાનું ભીતર તપાસતા હોય ત્યારે ખબર પડે કે આટલી ભીડ ન હોય તો એમને ડબાસાની ગમલીય પૂછે નહિ."

ઝવેરકાકી: "એ તો કહેવું પડે છે! કુટુંબની આટઆટલી છોડીઓ મેં મોટા ગામમાં પરણાવી હશે, પણ કોઇ એમાં ખોડખાંપણ કાઢે જ નહિ. જોવા તો પહેલાંય બૈરાં આવતાં, પણ આજની પેઠે ચાળાચટકા નહોતાં જોતાં. પેલી સવલીને ભણેલી નથી કહી જે હોય તે ના પાડતા. સાગળાવાળા જેશંગભાઇનો છોકરો કંઇ મુંબઇમાં દાક્તરનું ભણતો હતો, તેણે તો વળી કહ્યું કે બીજી ગમે તે ખોડ હોત તો હું નિભાવી લેત, પણ એ આંધળીને લાવીને શું કરું?" આંધળો તો મૂઓ એ થયો છે તે ચશ્માં પહેરે છે ને આ ભલખા જેવી આંખવાળી રૂડી રૂપાળી છોડીને ઉલટો 'આંધળી "ઠરવે છે! આજના છોકરાઓને કંઇ ઓછી ચરબી છે!"

ચંચળફોઇ: "અત્યારે તો છોકરીવાળાને મહાદુઃખ છે. જેનું મોં ના જોવાનું હોય તેનું પૂછડું જોવું પડે છે. અને તોય એગનો મિજાજ જાણે એમને જ ઘેર ચૌદ ચોકડીનું રાજ્ય ન આવી ગયું હોય!"

મા: "મારે તો આ ચંપાનું ઠેકાણું પડી જાય એટલે જાણે ગંગા નાહ્યાં!"

ઝવેરકાકી: "એ તો કંઇ નેળનાં ગાડાં નેળમાંજ રહેવાનાં છે?"

ચંચળફોઇ: "મારૂં માનો તો છોડીને નાની પરણાવી દે, તેના જેવું એકે સુખી નહિ. છોકરો બહુ બહુ તો નિશાળમાં ભણતો હોય એટલે ઝાઝી ચાપાચીપી કરે નહિ. છોડી જેમ મોટી થાય તેમ મોટા છોકરાની અછત. વધારે ભણેલા અને ધંધે વળગેલા તો ઉલટા કાગનો વાઘ કરે છે. માટે મારૂં માનો તો જેમ વ્હેલાં ઊકશો તેમ ફાયદો છે."

ઝવેરકાકી: "મોટાં પરણાવવામાં જ આ દુઃખ આવ્યું છે ને? છોડીને આ આવડે છે ને તે નથી આવડતુ, ભણેલી નથી ને ઓછા બોલી છે, જાડી છે ને પાતળી છે, કાળી છે અને લાંબા મોંની છે! અને પેલું તો તારો બાપ કેમ મૂઓ તો કહે તાવ આવ્યો ને ટપ! અને છતાં કોનું ઘર ના ચાલ્યું?"

મા: "નરેન્દ્ર આપણું માને ત્યારે ને?"

ચંચળફોઇ: "એ તો તમે પોચાં છો! નહિ તો કહી દેતાં શું થાય છે કે તારાં છોકરાંનું તું ફાવે તેમ કરજે, પણ મારી છોડીને તો મને ફાવે તેમ પરણાવીશ?"

ઝવેરકાકી: "ખરૂં કહેવું છે ચંચળબેનનું! એમ કંઇ છોડીને એના કહેવાથી ગમે ત્યાં નાખી દેવાય? ને કહો ને તમારા ભાઇને, એટલે બધું નક્કી કરી દે. પછી છો ને એ ધમપછાડા કરતો."

મા: "આ તે સારૂં જ આજ એ ગયો છે. એના મિત્ર મહેન્દ્રનો કાગળ હતો, કે એનો વળી કોઇ ભાઇબંધ અંગ્રેજી નિશાળમાં માસ્તર છે. એનો મામાનો દીકરો કોલેજમાં ભણે છે. હોશિયાર છે, ઘર સારૂં છે. માટે એને બોલાવ્યો છે. જોઇએ હવે શું કરીને આવે છે તે?"

આવી આવી તો એક કન્યાના વિવાહ માટે કેટલીય વાતો–ચર્ચા–સલાહ અપાતી લેવાતી હશે, પણ પોતાના આદર્શમાં મક્કમ રહેવાનો વિચાર કરતો નરેન્દ્ર મોટર આવતાં ચઢી બેઠો. જોકે એના વિચાર મક્કમ હતા, છતાં મોટરની માફક આચકા લેતા હતા.

એક વિવાહ માટે કેટલાં મગજો હેલે ચઢતાં હશે!

સણિયાદ, તા. કરજણ ઇશ્વર પેટલીકર

# સંકુચિત હૃદયોને!

'પાટીદાર સમાજ' બસ, આટલું જ બોલતાં, વાંચતાં, કે સાંભળતાં એ સાત અક્ષરના બે શબ્દો પરત્વે વિચારોની પરંપરા ચાલે છે. એ સમાજમાં અને જ્ઞાતિમાં દીકરીને દુઃખના ઢગલા છે, કુળના કટકાઓને ત્યાં વિધવાઓ ઉપર ત્રાસના ટોપલા ઠલવાય છે, વહૂઓ ઉપર સાસુઓના તીવ્ર સિતમોના સડાકા સાથે આપખુદપણાની બેધારી તલવાર સદાય લટકતી રહે છે, અને વખત આવ્યે સિતમોના ત્રાસને વિશાળ હૃદયે વેઠતી વહૂ ઉપર બળાત્કારનો ચમત્કાર અજમાવી તેનાં સગાંઓ પાસેથી ઘણુંય પડાવી લેવાની તરકીબો રચાય છે. આ બધું ય કરીને કુળવાનપણાનો વાંસડો અને તેના ઉપર વ્યવહારનો ઝંડો ફરકાવીને સમાજની ઉન્નતિનો જીવંત ધ્યેય સચવાતો હોવાનો પોકળ દાવો થાય છે.

આટલું જ કરીને સમાજ અટકી જતો નથી, પણ છોકરીઓને ભણાવવી એ શરમભરેલું ગનાય છે. ભણાવવાથી છોકરી વંઠી જાય છે, અજ્ઞાન બુદ્ધિથી કુળાચારની વિરુદ્ધ જાય છે, અને કુળવાન બાપના 'કુળના કુમતા'ને ઝાંખું પાડી દે છે! આવી શંકા-કુશંકાઓથી સમાજની અધોગતિનાં ખોદલાં પગથિયાંને વધારે ખોદલાં બનાવી મૂકે છે.

કુળવાનશાહીનાં દેવળોને અખંડિત રાખવા સારૂ ગમે તેટલા ભોગો લેવા પડે, હજારો અબળાઓનાં હૈયાં બાળવાં પડે, સેંકડો વિધવાઓની આંતરડીઓના કકળાટ લેવા પડે, અને કેટલીએ બેનોનાં જીવન ખારાં ઊશ કરી નાખવાં પડે, છતાં પણ સમાજ તો 'કુળવાનશાહીનું દેવળ' સલામત રહે છે કે નહિ તે જોઈનેજ બધું કર્યે જાય છે!

વિધવાઓની સંખ્યાનાં વધારો થાય, એમને ત્રાસો અને જુલ્મો વેઠવા પડે, છતાં પણ સમાજમાં 'કલંકિની' તરીકેની જિંદગી તે મૂંગે મોંઢે ઢોરની જેમ વિતાવ્યે જાય, તો સમાજ એને આબાદી કહે છે. એ આબાદીમાં પછી ભલે એના અંતરના શાપ વરસતા હોય! એ નિરાધાર ત્યાગમૂર્તિઓને સતાવવી, તેની પાસે કંઈક આધારરૂપ હોય તો ઝૂંટવી લેવું, અને એને વધુ ત્રાસ વેઠતી કરવી, એમાંજ સમાજ ખાનદાની માને છે! અને છોકરીઓને જન્મથીજ દૂધપીતી કરી દેવી, તથા વહૂઓને ગળે ફાંસો ખાવાની કે કુવોહવાડો કરવાની સ્થિતિમાં મૂકી દેવી, એમાંજ સમાજનો પુરાતન અને જૂનો વર્ગ પોતાનું ઉચ્ચ અને અદા કરવા યોગ્ય મુખ્ય કર્તવ્ય માને છે!

જ્યાં સુધી આ બધી પજવણીઓ, કુળવાન રહેવાની તરકીબો, અને પારકું પચાવી લેવાની નિષ્ઠાઓ છે, ત્યાં સુધી આગેકુચ થવાની નથી જ. આને માટે આજનો યુવકવર્ગે નવી પ્રણાલિકાને શરૂ કરવા સારૂ સહન કરવાનું છે, અને ત્યારે જ આપણી જ્ઞાતિ સર્વોત્તમ બનશે. કાંઇ ૭ ગામના, બાર ગામના, કે સત્તાવીસ ગામના ગોળ કરીને, કુવાના દેડકાની જિંદગી જીવ્યે, સમાજની લાંબી તણાએલી સોડ નાશ નથી પામવાની. એને માટે તો નવયુવકોની નવી પ્રણાલિકાની આવશ્યકતા છે.

આપણી જ્ઞાતિમાં સ્ત્રી તરફ સમ્માન, આદર કે પ્રેમભરી અમિદષ્ટિ નથી. આપણો ઘણોખરો ભાગ એમ જ સમજે છે કે સ્ત્રી એટલે ઘરની ગુલામડી! તેનું કાર્ય પણ ઘણું જ સંકુચિત ઠરાવવામાં આવ્યું છે. ફક્ત સાસુસસરાનાં તથા નણદીનાં મહેણાં મુગે મોંઢે સહન કરવાં, પતિની ગમે તે—ભલે પછી તે અઘટિત હોય—ઇચ્છાઓને સતોષવી, તેને માટે ખડે પગે—સંત્રી પહેરેગીરની માફક—ચોવીસે કલાક તત્પર રહેવું, તેની પ્રેમઘેલછાને પૂરી કરવી, ટાઢો અજીઠો ખોરાક ખાઇ પેટ ભરવું, ઘરનું દરેક પ્રકારનું વૈતરૂં કરવું, ઘુંઘટ તાણી ઓઝલપડદે રહી અકળાઇ મરવું, ઘરની બહાર પગની પાની ન કાઢવી, અને આ બધાં કર્તવ્યો ન પાળી શકાય તો છેવટે કુવેતળાવ કરી જિંદગીનો અંત આણવો, એવો એનો જીવનક્રમ ગોઠવ્યો છે!

જગતમાં સ્ત્રીજાતિ નમ્ર અને ભક્તિભાવનાવાળી છે. આપણામાં કહેવત છે કે 'હલકું લોહી હવાલદારનું.' એ પ્રમાણે જે આપણાથી ડરીને ચાલે છે તેને—તે સ્ત્રીજાતિને જ—ડરાવીએ છીએ. અને તેના વ્યક્તિત્વ અને જીવન ઉપર તરાપ મારીએ છીએ.

આટલેથી જ આપણો પાટીદાર સમાજ અટકતો નથી. કારણ કે તેનું બળ, બુદ્ધિ અને વ્યક્તિત્વ દર્શાવવાની બીજી કોઇ પોચી, સુંવાળી અને સહન કરે તેવી જગ્યા નથી! સમાજનો પુરુષ એટલે સિંહ, અને સ્ત્રી એટલે વનમાં રહેનારી વનરાજના આશ્રયતળેની હરણાં, શિયાળ, સસલાં, અને મેંઢાં જેવી પ્રજા!

વનરાજ જંગલના કોઇ પણ પશુનો, ચાહે તેટલા પ્રમાણમાં અને ચાહે તેટલી વાર, ભક્ષ કરવા કે શોખને ખાતર શિકાર કરી શકે. તેવી રીતે પાટીદાર કોમનો પુરુષસિંહ ઇચ્છામાં આવે તેટલી વાર સસલા જેવી નાજુક વિધવાઓને ત્રાસ આપી શકે! પરણીને હરણાં જેવી કોમળ બાળાઓના ભવ બગાડી શકે! ચાહે પછી તે હક્ક તરીકે કે વનરાજનાં વ્યક્તિત્વ તરીકે, પણ બધુંય કરવાની તેને છૂટ!

યુવકો, વિચાર કરો, આમ શાથી? શું આ ન્યાય છે? સ્ત્રીઓએ પારીદાર સમાજમાં જન્મ લીધો તે તેનો દોષ છે કે પછી ઈશ્વરે પ્રથમથી જન્મ આપતાં જ તેને 'સહનમૂર્તિ'નું બિરુદ આપીને મોકલી છે! આ તે શું કહેવાય, ગજબ ગણાય! પુરુષ અને સ્ત્રી બંનેમાં કામવાસના સમાન છે. ચાલુ જમાનામાં આ વાસનાને જીતી લેનાર ક્વચિતજ કોઈ વિરલ વ્યક્તિ નજરે પડે છે. વિધવા કે બાળવિધવા આ વાસના રોકી શકે તેમ છે? જો ન રોકી શકે તો સમાજનાં બંધનો એને ન છૂટકે અનાચાર આદરવાની છૂટ આપે છે અથવા ફરજ પાડે છે, એમ નહિ તો બીજું શું કહી શકાય?

સ્ત્રી એટલે કાંઈજ નહિ, સ્ત્રી એટલે આનંદપ્રમોદ માટેની જીવંત ઢીંગલી. એ ઢીંગલીને પુરુષ જેમ નચાવે તેમ નાચવું એજ એની ફરજ; અને એમાં જો એ જરાક આઘીપાછી થાય તો એને સજા કરવાની પુરુષની સમજપૂર્વકના હક્કની ફરજ! બસ, આટલુંજ સંકુચિત માનસ સ્ત્રીઓ માટે પુરુષસમાજે ઘડી કાઢયું છે.

સ્ત્રીસ્વાતંત્ર્યની, સમાનહક્કની, કે સ્ત્રીઓના પ્રશ્નોના વિચારો કરવા માટેની વાત ઉપાડતાંની સાથેજ પુરુષ પોતાના જર્જરિત અને પુરાણા હક્ક જેવા સિદ્ધાન્તો રજુ કરી દેશે. સ્ત્રી માટેજ પરમાત્માએ ચૌદમા રત્નની ઉત્પત્તિ કરી હોય તેમ પોકારી ઊઠશે કે:

"બુધે જાર-બાજરી, બુધે નાર પાધરી,
બુધે ડોબું દોહવા દે, બુધે છોરૂં છાનું રહે."

પણ તેઓ આ કહેવત રજુ કરતાં જેટલી ઉતાવળ કરે છે, તેટલીજ ઝડપથી એમ કેમ નથી ઉચ્ચારતા કે "જે હાથ ઝુલાવે પારણું, તે જગત પર શાસન કરે." શું આમાં તથ્યાંશ નથી? શું આમાં ભાવાર્થ નથી? ઉપરની કહેવત રચનાર, કે સમાજમાં પ્રસિદ્ધ કરનાર કોઈક સંકુચિત હૃદયનો અને સ્ત્રીઓ તરફની તિરસ્કારવૃત્તિ રાખનારો પુરુષ હશે, જ્યારે આ નાની અને ટૂંકી કહેવત આલેખનાર કોઈક વિદ્વાન, સમજુ, ધીર, ગંભીર અને વીર ભાવનાશાળી પુરુષ હશે. કારણ કે જગતના ભાવિ પુરુષોનાં, નાગરિકોનાં અને નેતાઓનાં ચારિત્રો ઘડનાર જગતજનની-માતા જેવી સ્ત્રીઓ છે. અને તેનાથી ઉત્પન્ન થએલા હાથ જગત ઉપર પ્રભુત્વની દીપમાળજ્યોતિ પ્રકટાવે છે!

આથી વિશેષ આગળ વધીને કહેવાની કશી જરૂર છે! સમાજનો કુળવાન-શાહીવર્ગ સ્ત્રીઓને ત્રાસ આપવામાંજ સમાજની ઉન્નતિ નિહાળતો હોય તો તેમાં તેની ભયંકર ભૂલ છે, કારણ કે:

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता ।
तेगज संतुष्टो भार्यया भर्ता, भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं, कल्याणं तत्र वै ध्रुवम् ॥

જ્યાં પરસ્પર સંતોષી જિંદગી છે ત્યાંજ ઇશ્વરનો નિવાસ છે, ત્યાંજ સુખ છે. સદાય કલહપૂર્ણ ઘરમાં રહેવાથી અસંતુષ્ટ તથા દુઃખી જીવન વિતાવવું પડે છે. સ્ત્રી તો જીવનની સહચારિણી છે. તેને પીડવાથી આપણું જરા પણ શ્રેય થવાનું નથી. એને તપોબળે અને એની સંતોષી જિંદગીની આશિષથી સુખી થવાય છે. સ્ત્રીસ્વાતન્ત્ર્યમાં ન માનનારા તરતજ બબાળી ઉઠશે કે:

पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने ।
रक्षन्ति स्थविरे पुत्रा, न स्त्रीस्वातन्त्र्यमर्हति ॥

તો શું સમાજમાં ગુલામીના એ હિમાયતીઓને યુવકો પોતાનો સિદ્ધાન્ત દર્શાવવા તત્પરતા નહિ દર્શાવે? સ્ત્રીસ્વાતન્ત્ર્યની જરૂર છે એમ દર્શાવવા માટે જરૂર તેમણે પણ કમર કસી લેવાની છે, અને ઘરડા સમાજને નવું સૂત્ર શિખવાડવાનું છે કે:

पितरं रक्षति कौमारे, भर्तारं यौवने तथा ।
रक्षन्ति स्थविरे पुत्रान्, नारी लोकस्य पालिका ॥

અન્તમાં, 'તેજીને ટકોરો અને ગધેડાને ડફણાં' એ લોકોક્તિ પ્રમાણે તું આજના જમાનાના ટકોરાથી અપાતા સૂચનોને, હે પાટીદાર સમાજ, સ્વીકારી લે અને તારી ઘરડી જૂની પુરાણી રીતરસમોને અભરાઇને ઊંચે ટોલે ચઢાવી દે!

હે પાટીદાર! જરા વિચાર કર, તું જે જગતનો તાત ગણાય છે, તેનીજ સ્ત્રી આવાં અસહ્ય સંકટો સહન કરે? તે તારે માટે કેટલું બધું લાજ્જાસ્પદ ગણાય! માટે આખાય જગતનું તાતપણું લેનાર હે પાટીદાર! તારાજ ઘરમાં બિરાજતી ગૃહલક્ષ્મીને તારાં ગુલામીનાં બંધનોમાંથી મુક્ત કર અને સમાજના જમાનાના રંગ પ્રમાણેના રંગોને અપનાવી લેઇ યશની વરમાળા કંઠમાં ધારણ કર! એમાંજ તારી, તારા કુટુમ્બની, તારા ગામની, તારી જ્ઞાતિની અને સારાય સમાજની ઉન્નતિનાં ઊંડાં ઊંડાં બીજ છે. અને ત્યાર પછીજ ખરા કુળવાનપણાનાં દેવળો અમર અને અચળ બનશે!

ભાદરણ
[ હાલઃ મોભારોડ ] ચન્દ્રકાન્ત નરસિંહભાઇ પટેલ

—*—

# સાસુની વિધવા વહુ

ડાહ્યાભાઈનાં પત્ની મણિબા અને ડૉક્ટર કેશવલાલ ત્રિવેદીના કરતૂતને પરિણામે બિચારી સુશીલા વિધવા બની. એક માસ પહેલાં ઓઢણી, કંકુ અને કંકણ વડે શોભતી સુશીલા આજે આથમતા સૂર્યના રંગ સમા સેલામાં કંકુ-કંકણવિહોણી અપશુકનિયાળ વિધવા તરીકે સમાજમાં જીવન વિતાવી રહી છે. સમાજના સિતમગારોની નાગચૂડમાં આવી કેટલીયે બિચારી સુશીલાઓના જીવનમનોરથો ભસ્મીભૂત થતા હશે, તે તો કોણ જાણે? ડાહ્યાભાઈનાં પત્ની મણિબાને વહુ ઘેર લાવી સાસુ બનવું હતું, તેમનો તે મનોરથ સુશીલા વહુ થઈને ઘેર આવ્યાથી ફળીભૂત થયો હોવા છતાં, જે વહુની તે હરહમેશ ઝંખના કરતાં હતાં તેજ વહુ આજે તેમને વીંછીના ડંખની માફક સાલવા લાગી. ખરેજ, 'ઉતાવળે આંબા ન પાકે' એ કહેવત પ્રમાણે મણિબાની આંધળી ઉતાવળથીજ બિચારી સુશીલાનું જીવન વેડફાઈ ગયું. અને વિધવા બનતાંજ સાસુવહુનો મીઠો સંબંધ બંને વચ્ચેથી ઊડી ગયો.

સુશીલા સૌભાગ્યવતી સુશીલા તરીકે સાસરે આવેલી, ત્યારના ને અત્યારના સાસરામાં તેને આભ જમીનનો ફરક દેખાયો. તે દિવસે તે નવપરણેતર હોવાથી તેની સાસુ પોતાની મનોકામનાની સિદ્ધિ રૂપે તેને વાત્સલ્યભાવથી નવરાવી રહી હતી. ઘરમાં પગ મૂકતાંજ તેને અક્ષતકુંકુમથી વધાવી, ઘી-કંસારનું જમણ આપવામાં આવ્યું હતું. અને આજે? આજે ઘરના ઉંબરામાં પગ મૂકતાંજ તેના પગમાંની કોડિલી ગતિ અદશ્ય પામી હતી. તેને આખું ઘર આજે સૂનસાન દેખાતું હતું. ન તો તેને કોઈએ આવકાર આપ્યો, ન કોઈ તેની સાથે બોલ્યું; તેણે વિધવાના અભાગિયા ખૂણામાં પોતાનું સ્થાન શોધ્યું. 'રામ બાણ વાગ્યાં હોય તે જાણે,' એ કહેવત પ્રમાણે વિધવા સુશીલાના આઘાતનું બાણ કેટલું દુઃખમય હશે તે વિધવાઓ સિવાય બીજું કોણ કલ્પી શકે? ક્યાં એ માસ પહેલાંની સૌભાગ્યવતી કોડિલી સુશીલા અને ક્યાં આજની બિચારી વિધવા સુશીલા! પતિ જતાંજ વિધવાની આ દશા થતી હશે, તેની બિચારી સુશીલાને આ પહેલાં ક્યાંથી ખબર હોય! આજે તે સમજી શકી કે ગયે વખતે તેનું જે માનપાન હતું તે પોતાના પતિની હયાતીને લીધે હતું; આજે તે પતિ આ લોક છોડી જતાં પોતાનું જીવન આ સમાજમાં કેટલું વિષમ બની રહ્યું હતું, તેનીજ તે કલ્પના કરતી હતી. તેણે મનમાં ને મનમાં વિચાર્યું: "શું મારા પતિના મરણની લાગણી આ બધાને છે ને મને નથી કે કોઈ મારી સાથે બોલતુંજ નથી? હું તેમના મૃત્યુ માટે સહેજ પણ

જવાબદાર છું ખરી? આ વખતે મારા જેવી બિનઅનુભવી વિધવાને આશ્વાસન આપવું એ મારી સાસુની ફરજ નથી? એ શા માટે ફરજદ્રોહી બની મારા દુઃખમાં વધારો કરી રહ્યાં હશે? શું આમ કરવાથી મરનાર પાછા વળશે ખરા?" આ અને આવા બીજા કેટલાય વિચારો સુશીલાના મનમાં આવ્યા ને ગયા, પણ તે બિચારી કોને કહે? કહેવા તૈયાર હોય છતાંય સાંભળવા કોણ નવરૂં હતું? તેનું હૈયું ભરાઈ આવ્યું, અને આ અક્ષમ્ય હૃદયવેધક દુઃખ અને ગમગીન વાતાવરણ સહન ન થવાથી, તેનાથી એક ડસકું ભરાઇ ગયું. અને પછી?

"છાની મરને, રાંડ કભારજા, કાળું મોં લેઇ આવી છું તે બહુ નવાઇની! રાંડ આવી ત્યાંથી જણાઇ, જોગણી જેવી મારા હીરા જેવા છોકરાને ભરખી લીધો ત્યારે તો હવે જંપ!" જયન્તિના મૃત્યુનો દોષ સુશીલાના ભાગ્યને માથે ઢોળતાં, મણિબાએ મરનાર જયન્તિને યાદ કરી છેડો વાળ્યો. પછી તો કહેવું શું? રડવા કૂટવામાં મઝા માણતી પડોશણોનો રાફડો ફાટ્યો. અને પોતપોતાનાંને સંભારી દરેકે ચાલતા રુદનમાં સૂર મિલાવવા પ્રયત્ન કર્યો. કોઇ વિધવાએ પોતાના મરનાર પતિને રાજવી કહી, કોઇએ પોતાના મરેલા પુત્રને લાડકવાયો કહી, કોઇએ પોતાના મરનાર ભાઇને વીરા કહી, તો કોઇએ પોતાનાં માબાપને સ્વર્ગમાં પોતાના દુઃખનો પેગામ પહોંચાડવા પ્રયત્ન કર્યો. પણ આવેલાંમાંથી કોઇ હૃદયના ઉભરાથી જયન્તિને રડયું નહિ; તેમજ મણિબાએ શા માટે પોતાનું રુદન આમ અકાળે શરૂ કરી દીધું, તેની પણ કોઇએ પૂછપરછ કરી નહિ; એટલુંજ નહિ પણ કોઇએ સુશીલાની કે તેનાં માબાપની ખબર પણ પૂછી નહિ, તો પછી આશ્વાસનની તો આશાજ શી! બિચારી સુશીલા તો પોતે વિધવાનાં દુઃખ સાંભળ્યાં હતાં, તેના કરતાં પણ વિષમ પરિસ્થિતિમાં મૂકાઇ ગઇ. આ રડારોળમાં શું કરવું તેની તેને ગમ ન પડતાં, તેણે માત્ર સાચું રડવા માંડયું. પણ તેનું સાંભળવાની ફુરસદજ કોને હતી?

ડાહ્યાભાઇ સાંજના પાંચેક વાગે જરા ખેતર તરફ ફેરો મારવા નીકળ્યા હતા. પાછા ફરતાં શેરીમાં પગ મૂકતાંજ તેમણે પોતાને ત્યાં થતી આ રડારોળ સાંભળી, અને તેમના સુધારક માનસે સર્વે તરફ તિરસ્કાર વરસાવ્યો. ઘરમાં પગ મૂકતાંજ તે બોલી ઉઠયા: "મેં ના કહ્યું છે કે કોઇ રડવા આવશો નહિ, છતાં શા માટે આ બધા ઢોંગ મચાવી રહ્યાં છો? કંઇ બીજો કામ ધંધો છે કે નહિ? નવરીઓ, ઊઠો ઘેર જાઓ."

"એ તો બૈરાંના કામમાં તમે મરદ શું સમજો? વહુ રાંડ્યા પછી આજ પહેલવહેલી આવી છે, એટલે જરા મોં વાળવું પડે, નહિ તો આપણા ઘરનું

ખોટું દેખાય." વૃદ્ધા જેવી ડાહ્યાભાઈની ભાભીએ રડવામાં રહેલી કુળની—ઘરની મહત્તા દર્શાવતાં કહ્યું.

"બહુ સારૂં, મારે તારૂં ડહાપણ નથી સાંભળવું. જરા શાન્તિથી બેસી કોઈના બળતા હૃદયને શાન્ત પાડવાનું તો તમને ક્યાંથી આવડે? પણ ઉપરથી બળતામાં ઘી હોમવા આવી છે અહીં; ખબરદાર! જો હવે પછી કોઈએ ઘરમાં પગ મૂક્યો તો? છોકરી જેવી સુશીલાને બે સારા આશ્વાસનના શબ્દો કહી તેના બળતા હૃદયને શાન્ત પાડવાનું તો તમને-ક્યાંથી સૂઝે?" સુશીલા તરફ આંખ ફેરવતાં ડાહ્યાભાઈએ કહ્યું.

"તે એને અહીં શું દુઃખ છે?" એક બીજી દોઢડાહી બોલી ઉઠી.

"તેમાંજ તમે બધી ટોળે વળી બેઠી છો, ત્યારે તે બિચારીને એક ખૂણામાં રડતી મૂકી છે. જોઈ તમને બધી લાગણીવાળીઓને!" ડાહ્યાભાઈએ સુશીલાની સ્થિતિ પ્રત્યે લાગણી દર્શાવતાં કહ્યું.

"તમે એ રાંડનું આજથી ખેંચ્યા કરો નહિ, નહિ તો કાલે માથે છાણાં થાપશે. રાંડ અકરમણ ઘરમાં આવી ત્યારથી જંપીને બેસવા ન દીધાં. સુખે રોટલો ખાતાં હતાં, તેમાં તે આવી ત્યારથી બળાપો લેતી આવી. રાંડ ડાકણ જેવીએ રાજાના કુંવર જેવા મારા છોકરાનો ભોગ લીધો અને કોણ જાણે હજુ શુંય કરશે?" મણિબાએ કહ્યું.

"ખબરદાર! એક શબ્દ પણ બોલી તો! જીભ ખેંચી નાખીશ. આ બધાં તારાંજ વાનાં છે. તેને બિચારીને શું છે? છોકરો પરણાવવા તો તું ઉતાવળી થઈ રહી હતી. મગજમાં જીભેય નહોતી ચાલતી. તે તારે કર્મે આખરે તારા મોંઢા જેવું થયું!" ચબાવલાવેડા કરતી પોતાની પત્નીને ધમકાવતાં ડાહ્યાભાઈએ કહ્યું અને ઉત્તરમાં મણિબાએ પોકનો સૂર લંબાવ્યો.

ધણીધણિયાણીનો ઝગડો વધતો જોઈ પડોશણો એક બીજાની આંગળીઓ દાબતી ચાલતી થઈ ગઈ. અને ડાહ્યાભાઈ પણ પોતાની પત્નીને રડતી મૂકી હુક્કો ભરી મેડા ઉપર જઈ બેઠા. ડાહ્યાભાઈના વર્તનથી સુશીલાનું દુઃખ કંઈક ઓછું થયું, તેના દુઃખી મનને દિલાસો મળતાં ખાત્રી થઈ કે ઘરમાં સસરો ખાનદાન છે. સસરા પ્રત્યે તેની મમતા પણ વધી, પણ પોતાને કારણે સસરાએ બધાંના દેખતાં આમ સાસુને ધમકાવ્યાં, તેથી તેને જરા ઓછું આવ્યું. ડાહ્યાભાઈ હુક્કો પી રહ્યા એટલામાં મણિબાનું પોકપ્રકરણ પણ પૂરું થયું.

ડાહ્યાભાઈ વાળુ માટે નીચે આવ્યા. થાળી ઉપર બેસતાંજ તેમને પોતાની પત્ની ઉપર વધુ ખેદ ઉત્પન્ન થયો. કારણ? કારણ એજ કે દીકરો ગુજરી

ગયાથી લૌકિક રિવાજ પ્રમાણે ભલે કંઇ ઉત્તમ વાનીની રસોઇ ન બનાવવામાં આવે, પણ દાળભાત શાક બનાવવામાં પણ શી હરકત હતી? અને આમ તો પુત્રના મૃત્યુ પછી મણિબાએ ઘણીય વખત દાળ, ભાત, રોટલી, શાક, જેવું સાદું ભોજન બનાવ્યું હતું. તો આજે પણ તે પ્રમાણે કર્યું હોત તો શો વાંધો હતો? આજે સુશીલા આવી છે તો એમ થવું જ જોઇતું હતું, તેને બદલે ઇરાદાપૂર્વક જ કોદરી, કઢી તેમણે બનાવ્યાં છે એમ તેમને લાગ્યું. અને તેમના હૃદયના ઊંડાણમાંથી અવાજ આવ્યો: "આને હાથે આ વહુ હવે ભાગ્યે જ સુખી થશે." પણ આજના વાતાવરણનો ખ્યાલ લાવી કંઇ પણ બોલ્યાચાલ્યા સિવાય તેમણે ખાઇ લીધું આમ જે વહુને લાવવા મણિબાને તાલાવેલી લાગી હતી, તે વહુ ઘેર આવ્યા છતાંય, તેમનું સાસુહૃદય શાન્ત ન બન્યું. તેમને તો સૌભાગ્યવતી સુશીલાને બદલે હવે વિધવા સુશીલા સાથે જીવન નિભાવવાનું રહ્યું. પુત્ર તો મરવાનો હતો તે મર્યો, પણ સુશીલાને વિધવા બનાવનાર પોતે જ છે એ વાતને વિસારી પુત્રના મરણનું કારણ સુશીલાના ભાગ્યને કલ્પ્યાથી તેમના દુઃખમાં વધારો થયો, અને સુશીલા તરફનું સાસુહૃદય શત્રુવટ કેળવવા લાગ્યું. સુશીલાનું અસ્તિત્વ જ તેમને ખૂંચતું હોય તેમ તેમણે રહેણીકરણીમાં સુશીલા માટે ખૂબ કંજુસાઇ કરવા માંડી. ખાટલો ગોદડું પતિની શૈયામાં આપી દીધાં હોય તેમ, આજે સુશીલાને સૂવા માટે એક ગોદડી અને કાથી ભરેલો માંચો મળ્યો હતો.

રાત ખૂબ વીતી ગઇ હતી. સ્મશાનવત્ શાન્તિ સર્વત્ર છવાઇ ગઇ હતી, છતાં ડાહ્યાભાઇ અને મણિબા પોતપોતાની પથારીમાં વિચારમગ્ન સ્થિતિમાં જાગતાં જ પડ્યાં હતાં; એકબીજાની આ પરિસ્થિતિથી બંને અપરિચિત હતાં. એટલામાં બાજુના ઘરના છાપરા ઉપર 'ધબ' કરતો કંઇક અવાજ થયો. અવાજની સાથે જ બંનેનું મૌન તૂટ્યું. ડાહ્યાભાઇ ઊઠતા જ હતા, એટલામાં સ્ત્રીજાતિના બીકણ સ્વભાવ પ્રમાણે મણિબા બોલી ઊઠ્યાં: "જુઓ ને શું છે?" "કંઇ અવાજ થયો ખરો!" ડાહ્યાભાઇએ ફાનસ સળગાવતાં કહ્યું.

બારીબારણાંની ચોકસાઇ કરી પાછા આવતા ડાહ્યાભાઇને મણિબાએ પૂછ્યું: "શું હતું?" "કોણ જાણે આપણા ઘરમાં તો કંઇયે નથી. હશે, કોઇએ કંઇ નાખ્યું હશે. આપણે શું?" ડાહ્યાભાઇએ પોતાના ઘરની ભયમુક્ત સ્થિતિ જણાવતાં કહ્યું. આ વખતે પત્નીને બે બોલ કહેવાનો ઠીક પ્રસંગ લાગ્યાથી ડાહ્યાભાઇએ ઉમેર્યું: "વહુ ઉપર તારો પહેલાંના જેવો ભાવ દેખાતો નથી."

"શાથી" શત્રુ જેવી સુશીલાની વાત નીકળતાં જ મણિબા બોલ્યાં.

"આજનું તારૂં વર્તન મને એવું જ લાગ્યું. તેં તે બિચારીને ન છાજે તેવી ગાળો દીધી. તેને આજે તેડવા મોકલ્યું હતું, તેં ઇરાદાપૂર્વક સાંજે દોરી-કઠી બનાવ્યાં. આવી રીતે તે બિચારીને તું પજવ્યા જ કરીશ, તો તે ક્યાં જઇ ઠરશે? કમભાગ્યે, તે બિચારીને વિધવા બનાવનાર આપણે જ છીએ. વેવાઇ બિચારો આપણા જયન્તિની માંદગીને કારણે લગ્ન મુલતવી રાખવા આકાશ-પાતાળ એક કરી રહ્યો હતો, પણ તારી શિખામણે મેં ન માન્યું; અને ભણેલા ભૂલે એ પ્રમાણે ઉતાવળે લગ્ન કરી નાખ્યું. આપણી હઠને કારણે તે બિચારી વિધવા બની. જો આપણે લગ્ન બેજ માસ મુલતવી રાખ્યું હોત, તો જયન્તિ તો મરવાનો હતો તે મરત જ, પણ સુશીલા તો બચત. તે બિચારી આજની વિધવાને બદલે ગઇ કાલની કુમારિકા જ રહી હોત!"

પતિને મુખે વહુનો થતો બચાવ સહન ન થવાથી મણિબા વચમાં જ બોલી ઊઠયાં: "બૈરાંની વાતમાં તમારે માથું ના મારવું. ગંડીરાંડને વળી લાડકોડ શા? એને તો દમ્મેજ પાર, એને વળી પાકા ધાનનો સવાદ શો! આજથી જો કાબૂ ન રાખું તો કાલે સવારે મને પણ વેચી આવે; તમારે શું? તમારે આખો દહાડો ઓછું જ ઘરમાં ને ઘરમાં રહેવાનું છે? મારે તો એની સાથે પાનાં પડ્યાં, ધણી હોય તો તો ઠીક કે જાણે તેય બે વાનાં કહે; પણ આ તો રાંડીરાંડ એટલે જાણે કે મને હવે કોણ કહેનાર છે? એમ કરીને બ્હેકી જાય ને વંઠી જાય તો મારા તો ઘરની લાજ જાય! આખો દહાડો ખાય પીએ ને મકરકુંદીઓ કરે તો હાથમાંય ના રહે; એટલે એના તો ખાવાપીવામાં ને બોલવાચાલવામાં જેટલો દાબ રખાય તેટલો સારો. આ તમારી આંખો આગળ નથી જોતા, નાથા મોટાના ચંદુની વહુની, ને મગનભાઇની ભોજાઇની કેવી વાતો થાય છે તે? એ તો દાબ ના રાખીએ તો કાલે સવારે આપણોય એ વારો!"

"પણ હજી તો એ બિચારી નિર્દોષ બાળક જેવી છે. તેના ઊગતા જીવનને આ પ્રમાણે કરમાવી નાખવું એ આપણે માટે સારૂં નહિ. આવા ખોટા વિચારોની આગાહી કરી, તું તેને દુઃખ જ દીધા કરીશ, તો આજે તો તેનામાં ગમે તેટલા ઉચ્ચ આદર્શો ભર્યા હશે, છતાંય દુઃખી માનવહૃદય સુખની તલાશમાં કંઇક ભટકવા નીકળી જવાનું; માટે તું કહે છે તે રીતે નહિ, પણ બની શકે તેટલી બધીય રીતે જાણે તે વિધવા જ નથી, એવી રીતનું તેના તરફનું વર્તન રાખી, તેને સહેજ પણ ઓછું ન આવવા દે; અને દાબથી તે તારા કાબૂમાં રહેશે, તેના કરતાં પ્રેમથી વધારે જિતાશે. અને દાબની કમાન જો કોઇક દિવસ છટકી, તો પછી હાથમાં જ નહિ રહે. વળી વિધવા થઇ તેથી શું? વિધવા હોવા છતાં

તે પણ તારા જેવી એક સ્ત્રીજ છે ને? તું મારી પત્ની છે, તો એ તારા ને મારા પુત્રની પત્ની છે, એટલે ઘર ઉપર તારા જેટલોજ એનો પણ હક છે. તું તારૂં જ વહુ તરીકેનું જીવન યાદ કરી જો ને! મારાં માતુશ્રી ઘણાં ઉદાર અને નિખાલસ હૃદયનાં હતાં, છતાં આપણા એ યૌવનના પ્રથમ દિવસોમાં તું રોજ રાત્રે મને માતુશ્રી વિરુદ્ધ ફરિયાદ કર્યા જ કરતી હતી ને? દરેક રીતે તને સુખી અને ખુશ રાખવા ઇચ્છતાં મારાં માતુશ્રી – સાસુ તરીકે – તને તારા જીવનમાં ખૂંચતાંજ હતાં ને? એ તને વહુ તરીકે જે મોકળાશ આપતાં હતાં, તેટલી મોકળાશ આજે તું સાસુ તરીકે તારી વહુને આપી શકે છે ખરી? સ્ત્રીઓ પુરુષો પાસે સ્વતંત્રતા માગે છે, પણ પોતાની જ જાતિને તે પોતાના કાબૂ નીચે છૂંદી નાખવા આમ તૈયાર થશે, તો તમારો સ્ત્રીજાતિનો ઉદ્ધાર કયે દિવસે?" ડાહ્યાભાઇએ પોતાની પત્નીને વહુ તરીકેના ભૂતકાળની યાદ આપતાં કહ્યું.

"તમે તો બધું એકમામટું ભાંડી નાખ્યું, પણ મારે તો બહાર બે માણસમાં મોંઢું બતાવવું છે. તમે કહ્યાં તેટલાં લાડ લડાવીએ, તો તો ખાઇપીને મોટી પાડા જેવી થાય, એટલે કાયાંય ના સાચવી જાણે? લોકોમાં ભવાડા થાય તો મારે તો મરીજ જવું પડે! મારે માથે તો ધણી હતા એટલે મારી સાસુ મને ગમે તેમ છૂટ આપતાં, પણ આ તો નધણિયાતી, તેનું શું?" મણિબાએ પોતાના જડ વિચારોનો મક્કમતાથી બચાવ કરતાં કહ્યું.

"એ ગમે તેમ હોય, પણ એને જો વિનાકારણ ત્રાસ આપ્યો છે તો ખબરદાર! મારા જેવો કોઇ ભૂંડો નથી." ડાહ્યાભાઇએ આખરી નિર્ણય સુણાવી દીધો. બંને વિચારવમળમાં ગરકાવ થઇ ગયાં. નિદ્રાદેવીએ પોતાનો અંચળો તેમના ઉપર બિછાવી દીધો.

સુશીલાનું સૌભાગ્ય લૂંટાઇ ગયાથી રેવાને ઘણોજ આઘાત લાગ્યો હતો. સામાજિક રીતરિવાજ પ્રમાણે સુશીલાને સાસરે તો મોકલી હતી, પણ દિવસ ઊગ્યા સિવાય રહે તો તે સુશીલાને યાદ કર્યા સિવાય રહે. સુશીલા સિવાય તેનું માતૃહૃદય ઓછું ઓછું થઇ જતું હતું. જયન્તિના નબળા શરીર સંબંધે લોકઅફવા સાંભળી તેણે પોતાની દીકરીને જયન્તિ સાથે ન પરણાવવા પોતાના પતિ અંબાલાલને ઘણું સમજાવ્યું હતું; પણ 'કાર્યેષુ મંત્રી' એ કથન પ્રમાણે આજે કોણ વર્તે છે, તે અંબાલાલ પણ પત્નીની સલાહને વશ થાય? જોકે અંબાલાલ પણ ડૉક્ટર કેશવલાલ ત્રિવેદીના અભિપ્રાય પર જ ભૂલા પડ્યા હતા, એટલે તે પણ દૂષિત તો નજ હતા, છતાં તેમને વારંવાર પોતાની પત્ની તરફથી નિસાસાભર્યા શબ્દો સાંભળવા પડતા હતા. અને તે પ્રમાણે આજે

પણ રેવાનું માતૃહૃદય સુશીલાની લાગણીથી છલકાઇ જતાં, સુશીલાને તેડવા મોકલવાની દલીલ કરતાં તેણે કહ્યું: "સુશીલાને ગોકલ્યાં એકેક મહિના થવા આવ્યા છે, તો હવે તેને તેડવા મોકલો ને? તેને બિચારીને જમાઇ વિનાના સાસરામાં શું સુખ હશે? સાસુ તો રાંડ જીવતી ડાકણ જેવી છે, તે મારી છોકરીને કોરી કોરીને ખાઇ જશે. મારૂં કહ્યું તમે ન માન્યું ને બિચારી છોકરીને દુઃખનો દહાડો આવ્યો."

"હશે! જે બનવાનું હતું તે બની ગયું. થવા કાળ આગળ કોણ ડાહ્યું છે? વેવાણની તો મને ખબર નથી, પણ વેવાઇ તો સમજુ ને ડાહ્યા છે, એટલે સુશીલાને દુઃખ નહિ હોય." વેવાઇની સજ્જનતા પર સુશીલાનું સુખ આંકતાં અંબાલાલે કહ્યું.

"વેવાઇને અને સુશીલાને શો સંબંધ? વેવાઇ ગમે તેટલા ડાહ્યા હોય, પણ તેનાં તો પાનાં પડ્યાં વેવાણ સાથે. અને તેના સ્વભાવથી હું થોડી અજાણી છું? બિચારી છોકરી ગમે તેટલાં લુંડાપણાં કરશે, તોય એ છૂટી પડવાનાં, અને રાંડના હાથ નીચે છોકરીનો દહાડો નથીજ જવાનો." વેવાણના સ્વભાવનું ધ્યાન કરાવતાં રેવાએ કહ્યું.

"હશે! શું કરીએ? આપણી તે થોડી કંઇ નાતરીઆ નાત છે, કે કંઇ આડું તેડું થાય. એ તો પડ્યાં પાનાં નિભાવી લીધેજ છૂટકો." અંબાલાલે પુનર્લગ્નનો નિષેધ સમજાવતાં કહ્યું.

"મુઆ એ નાતના ઘડનારા! ધણીનું મોઢું ય નથી જોયું, એવી છોકરીથી રંડાપો શી રીતે સહન થશે? ભગવાન મુઓ મોત આપે તોય બિચારી છૂટે!" સુશીલાના વણપ્રવેશ્યા સંસાર તરફ દૃષ્ટિ નાખતાં રેવાએ કહ્યું.

"ગમે તેમ હોય પણ હવે આગ કલ્પાન્ત કર્યે શું વળવાનું? એક બે દિવસમાં તેડવા મોકલીશું." મૂળ મુદ્દા ઉપર આવી વાદવિવાદ ટૂંકાવતાં અંબાલાલે કહ્યું.

સુશીલા હવે તો સારી રીતે ગૃહવ્યવસ્થાથી પરિચિત થઇ ગઇ હતી, પણ તેને વધારેમાં વધારે દુઃખ તેની સાસુ તરફનું હતું. સસરા સમજૂ હતા, પણ ગૃહવ્યવસ્થામાં પુરુષનો કેટલો હિસ્સો? ઘર તો ગૃહલક્ષ્મીનું જ. બિચારી સુશીલા ગદ્ધા-વૈતરૂં કૂટતી, તોપણ તેની સાસુ ડગલે ને પગલે ખોડો કાઢી, તેને ઊધડી જ લેતી. સુશીલા ખાવા કરતી હોય તો સસરા પાસે વહુને હલકી પાડવા કોઇ કોઇ વખત તેની સાસુ તેની નજર ચુકાવી દાળ-શાકને મીઠામરચાનો બેવડો પુરસ્કાર આપતી. સુશીલાને તે પેટ ભરી ખાવા પણ

દેતી નહિ. "રાંડ, છપ્પનિયા કાળમાંથી આવી છું કે શું? કેટલુંક ખાય છે?" કહી કોઈ વખત સુશીલાને પેટ ભરી ખાવા પણ દેતી નહિ, તો કોઈ વખત "રાંડે એના બાપને ઘેર ખાધુંપીધું હોય તો ખાઈ જાણે ને?" એમ કહી અવળી ચોંટતી. આવી પરિસ્થિતિમાં સુશીલાનું શરીર સુકાતું ગયું. યૌવનભર્યું તેનું લાલ વદન ઉંમરના પ્રમાણમાં ઘણું વૃદ્ધ દેખાવા લાગ્યું. આ પ્રમાણે ખોરાકની અનિયમિતતાને કારણે, તે આંતરડાંના ને બરોળના રોગનો ભોગ થઈ પડી. આવી વિષમ પરિસ્થિતિમાં તે પોતાનું દુઃખ કહે પણ કોને? સાસુ તો વાતનું વતેસર કરે તેવી હતી, અને જગપ્રસિદ્ધ આર્ય સન્નારીની મર્યાદા તજી એનાથી સસરાને તો કહેવાય જ કેમ? આવા દુઃખદ સંજોગોમાં તે વિચારમગ્ન બેઠી હતી, એટલામાં તેની નાની નણંદીએ આવી કહ્યું: "ભાભી, તમને તેડવા આવ્યું." આ શબ્દો સાંભળતાં જ સુશીલાના જીવમાં જીવ આવ્યો ને તેના મોંઢા ઉપર આજે પહેલી જ વાર હાસ્ય ફરક્યું.

સુશીલા પિયેર ગઈ. માતાને જોઈ એને આનંદ થયો, પણ માતાને તો પોતાની પુત્રીનું શરીર જોતાં જ બહુ દુઃખ થયું. સુશીલાને દેખતાં જ તેનું માતૃહૃદય ભરાઈ આવ્યું અને તેની આંખમાંથી લોહી જેવાં બે આંસુ ખરી પડ્યાં. લોકો કહે છે, કે 'વહુને તો સાસરું સોનાનું.' આ કહેવત ભલે સૌભાગ્યવતી માટે કદાચ ખરી હોય, પણ વિધવાને તો હિંદુ સંસારમાં વિધવા થતાં જ એ સાસરું કથીરથીય ભૂંડું થઈ જાય છે! સુશીલા જેવી વિધવાઓને માટે તો સાસરા કરતાં પિયેર સોનાનું બને છે. આપણા સમાજમાં સાસરીમાંથી ત્યજાએલી ઘણીયે વિધવાઓ માબાપ વિનાનાય પિયેરમાં ભાઈભોજાઈની ઓથમાં રહી લૂખો-પાખો રોટલો ખાઈ જીવન પૂરું કરે છે, પણ સાસરું તો તેમને તેથીય વધારે અકારું લાગે છે.

સુશીલા માતાપિતાની ઓથમાં પોતાનું દુઃખ ભૂલવા લાગી, પણ તેની માથી કેમે કર્યું તેનું દુઃખ ભુલાયું નહિ. તેની માએ તેને પટાવી ફોસલાવી તેનું દુઃખ જાણવા ઘણોય પ્રયત્ન કર્યો, પણ સુશીલાએ પોતાની સાસરીનું ખોટું દેખાય તેવું કંઈયે કહ્યું નહિ. પૂ. ગાંધીજીએ વિધવાને ત્યાગની મૂર્તિ અને સહનશીલતાની દેવી કહી છે, તે સુશીલાએ પૂરવાર કરી આપ્યું. સુશીલાનું સુધરતું શરીર જોઈ રેવાએ પોતાના પતિને કહ્યું: "જુઓ ને, આ છોકરી આવી ત્યારે બીક લાગે તેવી થઈ ગઈ હતી, અને અહીં કેવી સારી થઈ! તે બિચારીને ત્યાં કેટલું દુઃખ હશે? અને તમને તો જાણે તેની લાગણી જ હોય એમ દેખાતું નથી."

"જે વસ્તુ આપણી શકિત બહારની છે તેના ઉપર ગમે તેટલો પશ્ચાતાપ કરીએ, તોય હવે શું વળવાનું છે?" અંબાલાલે સુશીલાની બાબતમાં પોતાની અશકિત દર્શાવતાં કહ્યું.

"બધુને વેવાઇને બે વાનાં કહો, કે વેવાણ છોકરીને દુઃખ ના દે." રેવાએ કહ્યું.

"બોગ ઠપકા દેવાથી તો ઊલટાં એક બીજાનાં ગન ઊંચાં થાય. મેં એક વખત તો કહ્યું કે આપણી નાતના બંધારણ પ્રમાણે હવે પડ્યાં પાનાં નિભાવી લીધે જ છૂટકો! આપણા સમાજનું બંધારણજ આપણી બેનદીકરીઓને આ પ્રમાણે પોતાની નાગચૂડમાં ફસાવી રહ્યું છે. બાકી સુશીલા જેવી બાળવિધવાઓને ફરી લગ્ન કરવાની છૂટ હોવી જ જોઇએ. વિધવાલગ્નને કલંકરૂપ ગાનતા આપણા સમાજના અગ્રેસરો જ એ વિધવાઓને ભ્રષ્ટ કરે છે, અને પરિણામે આપઘાતના અને ગર્ભપાતના પ્રસંગો ઊભા કરે છે; તેનાથી તેમને કલંક નથી લાગતું, પણ જો કોઇની બેન દીકરી તેમનો સીતમ સહન ન થવાથી કોઇની સાથે નાસી જાય કે પુનર્લગ્ન કરે, તો તે બિચારાનું તો નાતમાંથી ઠીકરૂં જ કાઢી નાખે; તેના છોકરાને કોઇ કન્યા ન આપે તે તો ઠીક, પણ તેની કન્યાય કોઇ લે નહિ. આપણા સમાજની આવી અન્યાયભરી રચના છે. સમાજ જો આક્ષેપ ન લેતો હોત, તો હું તો એટલા સુધી તૈયાર છું, કે કોઇ લાયક સુધારક યુવક સાથે સુશીલાનું ફરી લગ્ન પણ કરાવી આપત. પણ સમાજના બંધારણને કારણે કોઇ યુવક પણ આટલી હિંમત ધરાવી શકતો નથી. તે બિચારા તો બંગડીઓ પહેરીને જ બેઠા છે. કોઇ કોઇ ધગશવાળા, સુધારાની બે વાતો કરીને કે લેખો લખીને આત્મસંતોષનો દમ ખેંચે છે, બાકી 'યાહોમ' કરીને સમાજનું બંધન તોડવા કૂદી પડે, તેવાં યુવકયુવતીઓ તો હજુ આપણા સમાજમાં પાકે ત્યારે ખરાં! પણ તું જોજે, એક દિવસ એવો આવશે જ્યારે સુશીલા જેવી બિચારી વિધવાઓનાં લોહી ટપકતાં આંસુઓની વેદી ઉપર સમાજના સીતમની આહુતિ અપાઇ જશે. અને ત્યારબાદ સમાજનું જે નવસર્જન થશે, તેમાં સમાનતા અને સ્વતંત્રતા જ હશે!" અંબાલાલે સમાજરચના પર પોતાના સુધારક વિચારોના દાહક ફટકા મારતાં કહ્યું. પતિના વિચારો સાંભળી રેવા ચૂપ જ રહી. સુશીલા પણ પહેલાંની જેમ સુખના દિવસો વિતાવી રહી હતી; પણ તે બિચારીને ક્યાં ખબર હતી, કે તેનું વિધવાનું સુખ ક્ષણિક હતું. તેની સાસુને ખાટલો આવવાનો હોવાથી એક સવારે તેને સાસરેથી તેને તેડવા આવ્યું. તેની માતાએ તો ઘણીય આનાકાની કરી, પણ અંબાલાલે સમજાવ્યું કેઃ "ઘોડું તો ઘોડાશાળમાં જ શોભે, વળી બે મહિના પછી તેડી લાવીશું."

સુશીલાના સુખનો પરપોટો માતાપિતાના ઘરનું બારણું છોડતાંજ ફૂટી ગયો. સધવા દીકરી માતાને મૂકી સાસરે જતાં રડે, તો વિધવા દીકરી સુશીલા રડે એમાં શી નવાઇ! તેને રડતી ને તેની માતાને રડાવતી મૂકી ડગણીઆના બળદોએ ઘરની ધણિયાણીને લેઇ, ધણીના ઘર તરફ ચાલવા માંડ્યું.

પોતાની જ ચાકરી માટે સુશીલાને પોતેજ તેડવા મોકલ્યું હતું, છતાં સુશીલાએ ઘરમાં પગ મૂકતાંની સાથેજ તેની સાસુએ મોં તોબરા જેવું ચઢાવ્યું. તેનું સુશીલા તરફનું વર્તન તો પ્રથમના જેવું જ હતું. પાછી એને એ હૈયા-હોળી શરૂ થઇ, એટલે સુશીલા સુકાતી ચાલી. આંતરડાંને ને બરોળને રોગે ફરી ઊથલો ખાધો. તેનો ખોરાક કમી થઇ ગયો, પરિણામે શરીર વધારે સુકાવા લાગ્યું. સુકાતા શરીરમાં બરોળ વધતાં પેટનો દેખાવ કંઇક શંકા ભરેલો જણાવા લાગ્યો. પછી તો પૂછવું જ શું? એક દિવસ તેની સાસુએ જીવમળેલી પોતાની જેઠાણીને કહ્યું: "ભાભી! આ રાંડે કંઇ કાળું કર્યું દેખાય છે! એના ઢંગ તો જુઓ!" વાત વધી ને ચર્ચાવા લાગી. આખરે વાત ડાહ્યાભાઇને કાને પહોંચી. ડાહ્યાભાઇએ વાતનો ઇન્કાર કરતાં, કોઇ બીજાને વાત ન કરવા પોતાની પત્નીને ધમકાવી. પણ 'ઘર ફૂટ્યે ઘર જાય,' એ પ્રમાણે ક્યારનુંય બની ગયું હતું. આડકતરી રીતે સુશીલાને કાને પણ વાત પહોંચી. તેની સાસુએ પણ એક બે વખત બાધે ભારે આક્ષેપ કર્યો. પણ જેણે સંસારનો અનુભવજ નથી કર્યો, તેવી બિચારી નિર્દોષ સુશીલા કંઇયે સમજી નહિ. આખરે એક દિવસે તેની સાસુએ ઉઘાડે છોગે કહી દીધું: "રાંડ, એટલામાંય ના સખણી રહી કે? બેજ મહિનામાં કાળું કરી આવી? તારા માંટીને લેઇને, આ આખો ગલક પડયો છે, ક્યાંક જતું રહેવું હતું ને, તે અહીં આવી મારા ડોઢા શેકવા!" સુશીલા ઉપર જાણે આકાશ તૂટી પડયું હોય તેવી તેની દશા થઇ. તે આખી રાત શું કરવું તેનો તેણે વિચાર કર્યો: "હું નિર્દોષ તો છું જ, પણ આ સાસુ હવે ફજેત ફજેત કરશે. અને મારાં માબાપને કાને વાત પહોંચશે તો તેમને કેટલું દુઃખ થશે! તો શું કરવું? આપઘાત! પણ તે શી રીતે? અફીણ તો લાવી આપે કોણ? ગ્યાસતેલ છાંટી સળગી જવું! પણ લોકો શું ધારશે? લોકો ગમે તે ધારે પણ મારા માબાપની આબરૂ?" અને તેણે એક આખરી નિર્ણય કરી લીધો. બીજે દિવસે મળસ્કે તે પાણી ભરવા ગોસીવાળે કુવે ગઇ, અને આ કંટકમય ફાની દુનિયા છોડી સુખ શોધવા કુવામાં કૂદી પડી!

તેગવા, તા. કરજણ મોતીભાઇ કુ. બાંવણીકર

---

# આફ્રિકાના ભાઇઓ આકરે માર્ગે!

વૈશાખ માસના 'પાટીદાર'ની પ્રસંગકથામાં તંત્રીના 'આફ્રિકાના ભાઇઓ કયે માર્ગે?' એ પ્રશ્નના જવાબમાં જેઠ માસના 'પાટીદાર'ના ૩૩૫મા પાન પર આફ્રિકાના જૂના અને જાણીતા અગ્રગણ્ય રહીશ ભાઇ રેવનદાસ હાલમાં મુંબઇ બેઠાં બેઠાં જણાવે છે કે "આફ્રિકાના ભાઇઓ ચરોતરની પાટીદારની નાતે બનાવેલી સીધી સડકે, વાટી નાખેલે રાજમાર્ગે, જાણીને સીધે સરિયામ માર્ગે જાય છે!" આ પ્રશ્નોત્તરી ચર્ચાપત્રને પાને ચઢી ટીકાને પાત્ર બને એટલા માટે નહિ, પરંતુ એવા એ માર્ગમાં ઊણપો હોય તો તેને દૂર કરવાની આશાએ અને ઊણપો ન હોય તો તેવા માર્ગને વિકાસ મળી રહે તેટલા માટે પ્રશ્નોત્તરી વધુ ચર્ચા લે તો તે ઇષ્ટ ગણાશે.

સામાજિક સુધારાના પ્રતિનિધિ બનીને ચરોતરના ભાઇઓ આફ્રિકામાં આવ્યા નથી, પરંતુ પૈસા કમાવા માટે, કુળવાનીને ઓર બહેકાવવા માટે અને પોતાના ગરીબ ભાઇભાંડુને પોતાના પૈસા વડે આંજી નાખવા મોટાં મોટાં મકાનોના પ્લેન દોરાવવા માટે આવ્યા છે, તે તો વગર જાહેર થયે માની લેવાય તેમ છે. પરંતુ જ્યારે આફ્રિકામાં આવી કમાયા બાદ પોતે સુધારક બન્યા છે એવી સીધી કે આડકતરી રીતે વગરમાગી જાહેરાત સમાજ સમક્ષ મૂકે છે ત્યારે તેમની સુધારણા તરફ સર્વ કોઇને આંખો ફેરવવાનું દિલ થઇ જાય છે!

આફ્રિકાના ભાઇઓએ પોતાના બાપદાદાની ચાલતી આવતી સામાજિક પ્રણાલિકાને વખોડી કાઢીને એ ને એ જ રૂપમાં પરંતુ એથી મોંઘી, લીધેલા ભણતરથી થોડી કાપકૂપ કરી કોઇ પરજ્ઞાતીય કે પરદેશી સામાજિક પ્રણાલિકાને કંઇ જુદા જ લેબાસમાં પોતાનામાં ઉતારવા માંડી છે! પાટીદારની નાતે બનાવેલી સીધી સડકેજ ચાલ્યા હોત તો સામાજિક વ્યવહારે જે આજે દુઃખદ પલટો લીધો છે તે અનુભવવો ન પડત! અસલ માર્ગ દુઃખકર્તા છે. આફ્રિકામાં ગએલા ભાઇઓની યુક્તિપ્રયુક્તિથી મોડા મોડાય એ દુઃખદ માર્ગ બંધ થતો ચાલત. પરંતુ દિલગીરી સાથે જાહેર થાય એવી વાત છે, કે આફ્રિકાના ભાઇઓએ જૂના અને જાણીતા સીધા સરિયામ માર્ગને પત્થર, સિમેંટ અને ડામરથી મુંબઇનગરીની ચોપાટીની કઠણ બળકતી લીસી સડક જેવો બનાવી મૂક્યો છે! માર્ગ ઘણો જ રૂપાળો છે, પરંતુ બહુ જ આકરો છે! એ ઉપર ચાલવા સર્વ કોઇ લલચાય છે. પરવડે કે ન પરવડે તોયે જૂની પ્રણાલિકાને વળગી રહેનાર રૂઢિચુસ્તો પણ આ માર્ગથી આકર્ષાયા છે. આવે રૂપાળે માર્ગે જતાં કોઇને અટકાવવા એ એટલું બધું મુશ્કેલ છે કે જૂના અને જાણીતા ગણાતા

સમાજસુધારક ભાઇ રેવનદાસ જેવા પણ એ માર્ગે જતા અટકાવનારને પોતાનો ગુરુ ગણવા તૈયાર થાય છે.

આફ્રિકામાં આવી આપણા ભાઇઓની સાહસિક વૃત્તિએ અને નિર્ભયતાએ પૈસો કમાવાના ઘણા માર્ગ ઉઘાડ્યા. તેઓ પૈસો કમાયા. બાપદાદાને કોઇ અવસરપ્રસંગે ખમવી પડતી આર્થિક ભીડને આફ્રિકાની કમાણીએ કંઇક રાહત આપી. કમાણી વધતી ચાલી, તેથી અવસરપ્રસંગો પણ વિસ્તૃત થવા લાગ્યા. જમણવારો ઊડવા લાગ્યા. જમનારાઓએ તો આફ્રિકાવાળાની વાહવાહ કહેવા માંડી, પણ એકલી વાહવાહ કહેવી ક્યાંથી પાલવે? બીજે દિવસે એમણે પણ જમાડનારને જમાડવાના હતા ને? તેઓએ પણ પોતાના દીકરાઓને, સગાઓને કે કુટુંબીઓને આફ્રિકે ધકેલવા માંડ્યા. ઉપરાઉપરી આપણા ભાઇઓ આફ્રિકે આવવા લાગ્યા. પ્રમાણમાં ઠીક ઠીક કમાવા પણ લાગ્યા. ઠીક ઠીક કમાણીએ તો નખોદ વાળ્યું! ગમે તેવા નાના અવસરોએ પણ જમણવારો અને ટી-પાર્ટીઓ ઊડવા લાગી. જમણવારોને આમ વેગ મળી રહ્યો.

આફ્રિકાના ભાઇઓની આમ આર્થિક સ્થિતિ સુધરતી ચાલી. સુધરેલી આર્થિક સ્થિતિએ તેજસ્વી વ્યક્તિત્વ પણ ખરીદી લીધું. અવનવા પ્રસંગોએ જમાડી, ટી-પાર્ટીઓ કરી પોતાની વાહવાહ કહેવડાવી, કુલીનતા પણ વહોરી લેવાના પ્રયત્ન કરવા લાગ્યા. દિવસ જતાં કુલીનતા પણ વેચાણ જેવી જ વસ્તુ-ની ગઇ. અને દીકરા-દીકરી પરણાવવામાં આફ્રિકાવાળાની કુલીનતા કંઇ જુદાજ લેબાસમાં બહાર આવી. જૂની પ્રણાલિકાની કુલીનતા ઉપર કોઇ રૂ. ૬૦૦ બોલતું તો બીજો રૂ. ૭૦૦ બોલતો; પરંતુ આ નવો કુળવાન તો રૂ. ૬૦૦નો ઊડ્યો તડાકાબંધ રૂ. ૨૦૦૦ બોલે, તો બીજો સીધો જ ૪૦૦૦ બોલે! આમ આફ્રિકાના પૈસાએ લગ્નના બજારમાં પરડણનો ભાવ ઘણો જ ઊંચો ચઢાવી દીધો! એમ આફ્રિકાવાળાએ કુળવાન બનવાની હોંશમાં રૂ. ૬૦૦૦૦ સુધી પણ આંકડો પહોંચાડી દીધો છે એવી વાતો બોલાય છે! બાપ રે! ૬૦૦૦૦! દીકરીઓ ગરીબને ત્યાં ન અવતરતી હોત તો તો રૂ. ૬૦૦૦૦ના કાકા કોઇ પરડણરૂપે આપત તોયે કોઇને એની સામે ઊહાપોહ કરવાનો ન રહેત, પરંતુ દુઃખની વાત તો એ છે કે પૈસાદારની પેઠે જ દીકરીઓ ગરીબને ત્યાં પણ અવતરે છે. અને આખરેય પૈસાદાર કરતાં ગરીબોની સંખ્યા ઘણી જ વધારે છે ને? પૈસાદારોની દીકરીઓને જ હાઇ સ્કૂલોમાં કે કોલેજોમાં લીધેલા શિક્ષણને કારણે કે કોણ જાણે એવે કંઇક કારણે પરણવાનું દિલ થઇ જાય એવું તો નથી જ ને? ગરીબોની દીકરીઓને પણ એટલું જ પરણવાનું દિલ

થાય છે. પરંતુ ગરીબો પાસે રૂા. પાંચ હજાર કે પચીસ હજાર તો શું પણ ખાલી પાંચસો પણ નથી, તો શું તેમણે પોતાની દીકરીઓનાં દિલ તોડી તેમને સાધ્વી બનાવવી? શારીરિક ખોડખાંપણવાળાઓ અને પરણવા માટે તદ્દન નાલાયક પણ આજે આવી મોટી પરણ્યને મુકાબલે રૂા. ૫૦૦થી પણ નકારજ ભણે છે। ગરીબોએ દીકરીઓના સુખ માટે અને તેટલી તેમને મોટી કરવા માંડી, પરંતુ આરો કંઇયે ન આવ્યો. પૈસાદાર તો પોતાની દીકરીને અપરિણીત ગમે ત્યાં સુધી રાખી શકે, કારણ કે તેની પાસે તો સામે આવતી કોઇ પણ મુશ્કેલી ઉકેલવાનું સાધન છે—ધન. ગરીબની મોટી થતી દીકરીઓને એજ પૈસાદારો ફસાવે છે! આખરે ગમે કે કમને, દીકરી પૈસાદારને ત્યાં સુખી થશે એવી આશાએજ, જુવાનીમાંથી વખતે ખાતલ થએલા આફ્રિકાવાળા પૈસાદારને વગર પરણ્યે, કોઇ કોઇ વંખત તો સામા પૈસા લેઇને પણ તેમણે કન્યા દેવા માંડી. આમ આ બદી વધુ ને વધુ થતી ચાલી.

આમ આફ્રિકાને પૈસે અને એને અનુકરણે જૂની બદીઓને દૂર કરવાને બદલે વધુ ને વધુ બહેકાવી વધુ ને વધુ ઊંડાં મૂળ નાખતી કરી દીધી છે. ખુદ આફ્રિકામાં પણ જમણો થાય છે, ટી-પાર્ટીઓ થાય છે. દેશમાં હજાર માણસને જમાડવાનો જેટલો ખર્ચ થાય તેથી વધારે કોઇ કોઇ જમણમાં કે પાર્ટીમાં ખાલી સો કે બસો માણસને જમાડવામાં થાય છે. 'પટેલ સમાજ' અને 'પટેલ બ્રધરહૂડ' જેવી સંસ્થાઓ પણ જમણવરા અને પાર્ટીઓ માટે મોટા જથ્થામાં વાસણો અને રકાબીપ્યાલા રાખે છે! જમણવરાના પ્રસંગોએ એવી સંસ્થાઓ ઘણીજ હોંશથી મદદરૂપ થવા પોતાના કાર્યકર્તાઓને મોકલે છે. અને એવીજ સંસ્થાઓની મદદથી તો અવનવી રોશનીથી—તરેહ તરેહના ઝગઝગાટથી—શણગારેલ, સાચા મોતીના જેવા ચળકાટવાળા લગ્નમંડપમાં લગ્નક્રિયાઓ ઘણી જ ધામધૂમથી ઉજવાય છે, હજારોનું પાણી થઇ જાય છે. સંસ્થાઓને આવા પ્રસંગોએ દાન તો જરૂર મળે છે. દાન લેવાનુંજ સંસ્થાઓનું ધ્યેય હોય તો આવા કામમાં મદદરૂપ થવામાં વાંધો ન આવે, પરંતુ એવી સંસ્થા માત્ર હિતનીજ વ્યવસ્થા માટે હોઇ શકે. લગ્નક્રિયાઓમાં કે જમણવારોમાં ખર્ચાતા હજારો રૂપિયા શું હિતની વ્યવસ્થા માટે છે? ભલેને તે દુઃખની ખીણો ખોદતા હોય, ક્યાં પોતાને પડવા માટે છે? એ તો પૈસા વિનાનાને પાડવા માટે છે. સંસ્થાને તો કોઇ રીતે ધન જોઇએ, એમજ ને? 'પટેલ સમાજ' અને 'પટેલ બ્રધરહૂડ' દૂર દૂર પણ પાટીદાર કોમની ખ્યાતિરૂપ છે, એ ઓછા આનંદની વાત નથી. પરંતુ

જો તે સંસ્થાઓપણ બાર, છ, સત્તાવીશ, એવા ગોળના ભેદભાવ ભૂલી જઈ, લગ્નગાં તથા બીજા જમણવારોગાં થતાં દંભી ખર્ચ અટકાવવા, પાટીદાર ભાઈઓને-જાગ્રત કરવા અને ચરોતરગાં પાટીદારના અવ્યવસ્થિત સમાજને મદદરૂપ થવા કમર કસે તો એ સંસ્થાઓનો ઉપકાર આપણા સાગાજિક ઇતિહાસમાં કાયમરૂપ બની રહે. આફ્રિકામાં પ દેશની જેમ ઘણાં પૈસાદાર છતાં સમાજ ઉપર માઠી અસર ન બેસે એટલા માટે કેટલાક બિલકુલ દંભ વગર, ખર્ચ વગર લગ્નો અત્રેજ પતવે છે. એ સાચેજ ઘણું પ્રશંસનીય છે.

પૈસાદાર ધનને બળે અને કુળવાન ધનને અને તેજસ્વી વ્યકિતત્વપણાને બળે ગરીબને અને કુળહીનને સમાજમાં ઝાંખા પાડવા જેવા કરી નાખે એ શું માનવીનો સ્વભાવ હશે? મોટેરાઓએ નાનાને પોતાની સાથે રાખીને સમાજને હિતને માર્ગે દોરવો કે પછી પોતાના પૈસાનો ખોટા ખર્ચમાં વ્યય કરી પૈસા વગરનાને પણ એ વિનાશને પંથે દોરવો? ધનવાનોની એ ફરજ નથી કે પોતે એ માર્ગ બદલી ગરીબને પડખે ઊભા રહે? ખૂદ પોતાને માટે નહિ તો ગરીબો માટે પૈસાદારો સામાજિક વ્યવહારોમાં ખોટાં ખર્ચ કરતા અટકે.

'પૈસાદાર પોતાના ધનનો ગમે તેવો ઉપયોગ કરે તેમાં માથું મારનાર બીજો કોણ? ગરીબ શા માટે અમને અનુસરે છે? ગરીબ તો ધરામાં પડે, એટલે શું પૈસાદારોએ ય પડવું?' એવું પૂછનાર ધનવાનોએ જાણવું જોઈએ કે પોતાની જ માલિકીના મકાનમાં પણ રાત્રિના અમુક વખત બાદ ફોનોગ્રાફ વગાડવું એ સરકારી ગુનો છે. પોતાનાં જ બાળકોને અમુક ઉંમર પહેલાં પરણાવવાં એ પણ ગુનો છે. ખૂદ પોતાની પત્નીનું ખૂન કરવું એ પણ ગુનો છે. એ ગુનાઓ માટે સરકારી કાનુન યોગ્ય સજા કરે છે. શા માટે કાનુન આડે આવે છે? 'મકાન પોતાનું, ફોનોગ્રાફ પોતાનું, બાળકો પોતાનાં, પત્ની પોતાની, એનું પૈસાદાર પોતે ફાવે તેમ કરે. એમની આડે આવનાર કોણ?' એમ કહે કંઈ છૂટી પડાય છે? ગરીબની હાયની કે વિનંતીની એ પરવા નથી કરતા, એ તો પરવા કરે છે સરકારી કાનુનની! ધન પોતાનું હોય, છતાં બીજા ઉપર તેની ખોટી અસર થાય તેવી રીતે વાપરવામાં ગુનોજ ગણાવો જોઈએ. પરંતુ હજી તે ગુનાએ સરકારી કાયદામાં ચઢી કંઈ સજા નક્કી નથી કરી. એ ગુનાઓ ગરીબોની વિનંતીઓ ઉપર જ હજી આંટા મારે છે. કાનુને ચઢતા પહેલાં પૈસાદાર સમજે તો?

ગરીબની વિનંતીઓ નહિ સાંભળનારને અને સમાજિક ખોટાં ખર્ચોને માર્ગે ચાલનારને 'પાટીદાર'ના તંત્રી કડક કડવી ટીકાઓથી ઉતારી પાડે છે,

છનાં ભાઇ રેવનદાસને હિસ્સાળે પરિણામ કંઇ નથી આવ્યું, એટલે એવી એવી ય એ નીતિને બંધ કરી, એ માર્ગે જતા અટકાવવા મોં પોલું કરીને બેસી રહેવું? 'પાટીદાર'ની એ કડવી કડક ટીકાએ ભલે ધનના ઢગલાવાળા મહાશયો ઉપર અસર ન કરી હોય, પરંતુ એ મહાશયોના ડામરથી બાંધેલા ધોરી માર્ગને તોડવા કમર કસી તૈયાર થતા ફાલ ઉપર તો જરૂર અસર થઇ છે. 'પાટીદારે' દાહક નીતિ હજી બંધ નથી કરી, ત્યાં સુધી તે નિષ્ફળ ગઇ છે એમ ન કહી શકાય. સૂકા ભેગું લીલું બળતું રહેવાનું જ. ખુદ અગ્નિદેવ સૂકું લીલું પારખી શકતા નથી, તો આપણાથી સૂકા ભેગું લીલું અજાણતાં બળી જાય એમાં નવાઇ શી? 'પાટીદાર'ની નીતિ કડવી કે મીઠી ગમે તેવી, પણ એ પાટીદાર સમાજને વ્યવસ્થિત માર્ગ ઉપર ચઢાવવા માટે જ છે. ધનવાનો માટે બે રસ્તા છે: એક તો એ કે જમણપ્રસંગોએ મિષ્ટાન્ન કે લાડુ જમાડવા જેની પાસે સગવડ ન હોય તેને પૈસાદારોએ મફત પૈસા આપવાની ઉદારતા વાપરવી અને બીજો એ કે એવી ઉદારતા માથે પડે તેવી લાગતી હોય તો પોતે જમણો જમાડવાનો ત્યાગ કરવો. એ ત્યાગ કે ઉદારતા બેમાંથી એક જોઇએ છે. ઉદારતા કરતાં ત્યાગ જ આખરે હિતકર્તા છે. ધનવાનોની ખુશી સર્વની ખુશી ઉપર બંધાએલી છે એ ના ભુલાવું જોઇએ.

કોઇ ભાઇ જમણવારમાં કે લગ્નઅવસરે પાંચ પંદર હજાર સહેજમાં ખર્ચી નાખે; અને કોઇ સંસ્થાને હજાર કે બે હજાર દાન પણ કરે, માટે જ એ ખર્ચ સામે વાંધો ન ઉઠાવવો? દાન લેનાર સંસ્થા ન ઉઠાવે તો ભલે, પણ બીજાને શું? સરવાળા બાદબાકી કરતાં કોઇ પણ સંસ્થાની ઉત્પત્તિ સમાજને –પ્રજાને– વ્યવસ્થિત રાખવા માટે જ છે. તે સંસ્થાના ધ્યેયને ઉથાપવા માટે એ સંસ્થાને દાન આપે છે કે દંડ? બાળલગ્ન કરનાર કરાવનાર સરકારને દાન આપે છે કે દંડ? પંદર હજાર ખર્ચ્યા સિવાય હજાર બે હજારને બદલે પાંચસો આપે તોપણ એ જરૂર ઉદાર સખાવત છે. પૈસા હોય અને ખર્ચવા જ હોય તો પંદર હજારેય સંસ્થાને આપી દે તો? ધનને અભાવે મંદ પડેલી કેટલીયે સંસ્થાઓમાં પ્રાણ પુરાશે. સામાજિક ખર્ચ ખોટાં છે એમ કહી બચાવેલી રકમ ઓટીમાં સેરવી દેનાર–બચાવનાર–સમાજ ઉપર કંઇ ખોટી અસર તો નથી જ કરતા. ખોટાં ખર્ચ નહિ કરતાં કોઇ પૈસા બચાવે એમાં ખોટું શું છે? કરકસર શા માટે વખોડાય?

ધનને બળે આફ્રિકાના ભાઇઓ જે ખાઇ ખોદી રહ્યા છે એ ખાઇ તેઓ ધનબળે જ પૂરી નાખે તેવી બુદ્ધિ, બળ અને સગવડ, બધુંય તેમની પાસે છે.

છતાં તે નહિ પૂરતાં વધુને વધુ ખોદ્યા કરે ત્યારે 'પાટીદાર'ના તંત્રી એકલાને જ નહિ, પણ ખાડમાં પડના દરેક ભાઇને પૂછવાનું દિલ થઇ જાય છે, કે 'આફ્રિકાના ભાઇઓ કયે માર્ગે?' બંધ બેસતો જવાબ તો એ જ લાગે છે, કે 'આફ્રિકાના ભાઇઓ આકરે માર્ગે દોડી રહ્યા છે!'

મોગ્આસા (પલાશા) મોહનભાઇ પટેલ

—*—

## ચર્ચાપત્રનો ખુલાસો

### ૬. યાન્ત્રિક પંખા

ગયા અંકમાં પૃષ્ઠ ૪૨૧ ઉપર 'યાન્ત્રિક પંખા' શોધી કાઢવાની સૂચના વિષે એક ચર્ચાપત્ર છપાયું છે. ઘણું કરીને એ વાંચ્યા ઉપરથી અમદાવાદથી 'પ્રજાબંધુ' કાર્યાલય તરફથી 'National Herald' પત્રમાં એવા પંખા વિષે છપાએલો એક ભાગ કાતરીને અહીં મોકલવામાં આવ્યો છે. તેમાં જણાવ્યું છે કે "લખનૌના શ્રી. રગણુવાસ્તવે વજનથી ચાલતો પંખો શોધી કાઢ્યો છે. એ પંખાને હિંદી સરકારે તપાસી જોયો છે અને મંજૂર કર્યો છે. એમાં એવી સાદી યાંત્રિક યુક્તિ છે કે લોઢાની સાંકળે એક વજન લટકાવ્યું છે અને તેના ખેંચાણથી પંખો ચાલે છે. તેને મેજ ઉપર તેમ જ છત સાથે જોડી દેવાય છે. તે વિજળીની, કોઇ પ્રકારની ગરમીની કે તેલની સહાયતા વિના એક સપાટે ૧૨ કલાક સુધી ચાલે છે. ત્યાર પછી તે બંધ થયે, પાછું વજન એક જ મિનિટમાં હતું ત્યાં ગોઠવી દેવાય છે, એટલે પંખો પાછો ચાલવા માંડે છે. પંખાની ગતિ પણ જોઇએ એ પ્રમાણે ઉતાવળી કે ધીરી કરી શકાય છે." સાથે જ એ પંખાનું ચિત્ર પણ આપ્યું છે. આ પ્રકારે વજનથી ચાલતું ઘડિયાળ આવે છે તે તો મેં પણ જોયું છે. આવા પંખા પ્રચારમાં આવવા ઘટે છે.

—*—

## જાણવાજોગ

### ૨૦. ઘઉંનો લોટ

આપણા ઘરમાં ઘઉંની જે રોટલી બનાવવામાં આવે છે તેનાથી ફાયદાને બદલે શરીરને નુકસાન થાય છે. ઘઉંને બારીક દળાવવો નહિ જોઇએ. બારીક દળાવવાથી તેમાં રહેલ જીવનતત્ત્વ ઓછાં થાય છે. બારીક લોટની રોટલીનો ખોરાક પાચન થઇને હોજરીમાંથી નાના આંતરડાંમાં અને ત્યાંથી મોટાં આંતરડાંમાં

મળરૂપે સહેલાઇથી ઊતરતો નથી. ચીકણો થઇને નાનાં આંતરડાં અને મોટાં આંતરડાં, વગેરે અવયવોમાં ચોંટી જાય છે. તેને લીધે કબજીઆત વધી જાય છે. કબજીઆતના નિવારણુ માટે જુલાબની દવા લેવી પડે છે. બારીક લોટની બનાવેલી પાતળી રોટલીનાં જીવનતત્ત્વ બળી જાય છે.

અર્થાત્ ઘઉંનો લોટ જાડો દળાવવો જોઇએ અને રોટલી પણ જાડી બનાવવી જોઇએ. જાડી રોટલી તુરત પચી જાય છે, સ્વાદિષ્ટ લાગે છે. પોતે હોજરીને તથા નાનાં આંતરડાંને જીવનતત્ત્વ આપીને સહેલાઇથી (જ્યાં ત્યાં ચીકણો થઇને ચોંટયા વગર) મળરૂપે મોટા આંતરડાંમાં ઊતરી જાય છે. જાડી રોટલી ખાનાર સ્ત્રીપુરુષને કોઇ દિવસ કબજીઆત રહેશે નહિ. આ અખતરો અમે પોતે અનુભવ લીધા પછી આશ્રમનો લાભ લેનાર હજારો રોગી તથા નિરોગ સ્ત્રીપુરુષોએ આનો અનુભવ લીધો છે. લોટને ચાળવો નહિ જોઇએ. જેને આપણે થુલુના નામથી ઓળખીએ છીએ તેમાં અત્યંત જીવનતત્ત્વ રહેલાં છે અને કબજીઆત નહિ થાય એવા ગુણુ એમાં રહેલ છે, એટલે જાડા લોટને પણુ ચાળણીમાં ચાળવો નહિ જોઇએ.

મુંબઇ જેવા મોટાં શહેરોમાં કબજીઆતનો રોગ વધુ પ્રમાણુમાં જોવામાં આવે છે. કબજીઆત થવાનાં કેટલાંક કારણો છે, તેમાંનું એક મુખ્ય કારણુ બારીક લોટથી બનાવેલી પાતળી રોટલીનો ઉપયોગ છે. ઘઉંનો લોટ જેટલો જાડો હોય તેટલો સારો ગણુાય. હાલ મુંબઇ જેવાં શહેરોમાં વિજળીક પાવરથી ચાલનારી ચક્કી(ઘંટી)થી ઘઉં પિસાય છે. આનાથી ઘઉંનો લોટ અત્યંત ગરમ થઇ જાય છે. ગરમીને લીધે તેમાં રહેલ જીવનતત્ત્વ બળી જાય છે. આગળના જમાનામાં હાથે ઘંટીથી ઘઉં દળવામાં આવતો હતો. હાથઘંટીમાં દળતી વખતે સ્વાભાવિક રીતે જાડો લોટ દળાય છે. હાથે દળેલો લોટ ઉત્તમ લાભ આપનાર છે. શહેરોમાં રહેનાર દરેક સ્ત્રીપુરુષને માટે હાથે દળેલ લોટ મળવો મુશ્કેલ છે, માટે વિજળીક પાવરની ઘંટીના લોટનો ઉપયોગ કરવો પડે છે. વિજળીક ઘંટીથી જાડો લોટ દળાવી શકાય છે, માટે ખાસ ધ્યાન રાખીને જાડા લોટનો ઉપયોગ કરવામાં બેદરકાર રહેવું નહિ.

('કચ્છી દશા ઓશવાળ પ્રકાશ,' જુલાઇ, ૧૯૪૨.)

યોગીરાજશ્રી ઉમેશચંદ્રજી સંચાલક,
શ્રી રામતીર્થ યોગાશ્રમ, ૪૪૮, સેન્ડહર્સ્ટ રોડ,
મુંબઇ ૪.

૪૯. उर्दू लिपि शिक्षिका, ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ–પુ. ૨૩: લેખકો –હંસરાજ જૈન અને ગિરિરાજ કિશોર; પૃષ્ઠ ૬ + ૭૬, કિંમત ૭ આના. અંગ્રેજીમાં છાપવાને માટે રોમન અને લખવાને માટે ષ્ટેલિક એમ બે લિપિ છે. 'નસ્ખ' એ અરબી લિપિના મરોડનું રૂપ છે. ઉર્દૂમાં વધુ પ્રચાર પામેલું રૂપ 'નસ્તાલીક' છે. તેને લહિયાઓ જ લખતા અને શિલાછાપથી છપાવતા. આને માટે અત્યાર સુધી બીબાં ન હતાં અને તેથી 'નસ્ખ'નાં બીબાં વડે છાપવામાં આવતું, જ્યારે વાંચવાને તથા લખવાને સારૂ 'નસ્તાલીક' લિપિથી આંખ ટેવાએલી હતી. હવે નવજીવનને કાર્યાલયે 'નસ્તાલીક'નાં બીબાં મેળવી એ મોટી ગૂંચનો ઉકેલ આણ્યો છે અને તે જ બીબાંમાં આ આખું પુસ્તક નાગરી લિપિની સાથે છાપ્યું છે. નવજીવન પ્રેસને શોભે એવું સ્વચ્છ ને સુઘડ આ પ્રકાશન છે. ગુજરાતી ભાષા જાણનારને ઉર્દૂ શીખવાને જે કંઇ અગવડો હતી તેને પૂરતા પ્રમાણમાં દૂર કરી સહેલી રીતે શિખવનાર શિક્ષકની ગરજ સારે એવી આ પુસ્તિકા છે. નાગરી લિપિ જાણનાર – ગુજરાતી કે હિંદુસ્થાની – સર્વને આ પુસ્તિકા ઉપયોગી છે અને ઉર્દૂ લિપિ શીખનારને આ પુસ્તિકાએ બધી અનુકૂળતા કરી આપી છે એમ કહેવામાં કશું ખોટું નથી. ન.

૫૦. નરસિંહ મહેતા કૃત સુદામાજીના કેદારા, ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ – પુ. ૨૪: સંપાદક – મગનભાઇ પ્રભુદાસ દેસાઇ; પૃષ્ઠ ૨૦, કિંમત રૂ. ૦–૧–૬. ત્રણ માસ પહેલાં પ્રસિદ્ધ થએલ 'સુદામા ચરિત'ની પૂર્તિરૂપે આ પુસ્તિકા છે. 'સુદામા ચરિત'માં પ્રેમાનંદના 'સુદામા ચરિત'ની પુરવણી રૂપે નરસિંહ મહેતાના 'સુદામા ચરિત'નો જે પાઠ આપવામાં આવેલ છે તે કાવ્ય-દોહન પ્રમાણે છે. પણ ત્યાર પછી સંપાદકને જુદી જુદી ચાર હસ્તપ્રતો મળ્યાથી તે ઉપરથી સંશોધન કરીને નરસિંહ મહેતાના 'સુદામા ચરિત'નો શુદ્ધ પાઠ આ પુસ્તિકા રૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે, તેથી મૂળ પુસ્તકની સાથે આ પુસ્તિકાનો અભ્યાસ તુલના માટે આવશ્યક ગણાય. ના.

ઉપરનાં બંને પુસ્તકના પ્રકાશક – નવજીવન કાર્યાલય, અમદાવાદ.

૫૧. વેદામૃત, સ્વાધ્યાય ગ્રંથમાળા – વર્ષ ૧, પુસ્તક ૧: મૂળ – લેખક શ્રી. પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકર; સંપાદક – નટવરલાલ જેઠાલાલ મહેતા; પ્રકાશક – સ્વાધ્યાય મંડળ, ગુજરાત શાખા, વડોદરા. પૃષ્ઠ ૧૦ + ૧૪ + ૨૨૮ + ૩૬૪ + ૪૮ + ૨૨૮, કિં. રૂ. ૩–૦–૦. પંડિત શ્રી. સાતવળેકર અને તેમનું વેદનું સંશોધનકાર્ય એટલું જાણીતું છે કે તેમનું પુસ્તક જોઇ જવાનું

સહેજે મન થાય. સ્વાધ્યાય મંડળની ગુજરાત શાખા તરફથી પ્રસિદ્ધ થએલું આ પુસ્તક એ દૃષ્ટિએ જિજ્ઞાસુ વાચકને નિરાશ કરે છે. શરૂઆતનાં પાનનાં પાન ઉથલાવવા છતાં શ્રી. સાતવળેકરની કલમનો અક્ષર પણ નજરે પડતો નથી. બદલે સ્વાધ્યાય મંડળનો પરિચય અને તેના કાર્ય વિષેના સચિત્ર અભિપ્રાયો જ લગભગ પહેલાં સવા બસો પાન રોકે છે. કાગળની મોંઘવારીના આ જમાનામાં સ્વાધ્યાય મંડળ જેવી સંસ્થાને આટલાં બધાં પાન પ્રચાર માટે રોકવાં એ સલાહભર્યું ગણાય ખરૂં? પુસ્તકનો પહેલો વિભાગ આ રીતે સમાપ્ત થાય છે. બીજા વિભાગમાં શ્રી. સાતવળેકરનું લખાણ આવે છે. યજુર્વેદસંહિતા, તેનું સટીક ભાષાન્તર અને તેની સાથે સંકળાએલા બીજા પ્રશ્નો તે વિભાગમાં છેડાયા છે. તે વિષયના અભ્યાસીને તેમાંથી કંઇક નવો પ્રકાશ જરૂર મળે. ત્રીજા વિભાગમાં શ્રી. અંબાલાલ પુરાણીનો 'વૈદિક સરસ્વતી–ખોવાએલી નદી' એ નામનો લેખ છાપવામાં આવ્યો છે, તેમાં વૈદિક અભ્યાસના પુનર્જીવન માટે એક અભ્યાસપૂર્ણ નોંધ કરવામાં આવી છે. છઠ્ઠો અને ચોથો ભાગ શ્રી. સાતવળેકરના દક્ષિણના પ્રવાસનું વર્ણન છે. દક્ષિણનો પ્રવાસ કઇ ઋતુમાં અને કયા દૃષ્ટિબિંદુથી કરવો જોઇએ તે, તથા તેઓશ્રીના 'વૈદિક ધર્મ'માં છપાએલા કેટલાક લેખોનો અનુવાદ છે; અને વૈદિક સંશોધન માટે કેટલી ખંત અને ધીરજથી તેમણે કામ કર્યું છે તે પ્રતિપાદન કરવા યત્ન કરવામાં આવ્યો છે. એકંદરે પુસ્તકના પ્રચારસમુદ્રમાં વેદામૃત શોધવા એક ડૂબકી લગાવવી પડે તેમ છે. અને એ રીતે પુસ્તકનું નામ અને મૂળ લેખકનું નામ બને કેટલેક અંશે misleading–અવળે રસ્તે દોરવનાર–છે. સ્વાધ્યાય મંડળ તરફથી ગુજરાતીમાં બહાર પડતું પહેલું પુસ્તક સ્વાધ્યાયને પોષે, પ્રેરે અને ઉત્તેજન આપે તેવું હોય તો જ સ્વાધ્યાય મંડળનો હેતુ બર આવે. એ હેતુનો કેટલામો ભાગ આ પુસ્તકથી બર આવે તે કળી શકાતું નથી. ઈ.

**૫૨. મોતીભાઇ અમીન, જીવન અને કાર્ય**: લેખક–પુરુષોત્તમ છગનલાલ શાહ, એમ. એ., બી. ટી.; પ્રકાશક–સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારક સમિતિ, આણંદ; પૃષ્ટ ૩૦+૬૬૪, ૧૨ છબિઓ, કિંમત રૂ. ૨–૮–૦. આ પુસ્તક જીવનકથાના ક્ષેત્રમાં એક અનોખી જ ભાત પાડે છે. તે ઉદાત્ત કલ્પનાને રંગે રંગાએલું હોવા છતાં સત્યની પૂરેપૂરી ઉપાસના કરતું જણાય છે. તે પુસ્તક તૈયાર કરવામાં લેખકે પોતાની સોળે સોળ કળાઓને પૂરેપૂરી ઠાલવી છે, અને અઢી અઢી વર્ષ લગી અતીવ ખંતથી તથા ભક્તિભાવથી શ્રમ લેઇ સ્વર્ગસ્થને લગતી છૂટીછવાયી હકીકતો એકત્ર કરી, તેને એકસૂત્ર બનાવી,

અતીવ રસમય જીવનગાથા રૂપે ગૂજરાતી જનતા સમક્ષ રજુ કરી છે.

આ જીવનગાથાને આદિથી અંત સુધી ધીરજપૂર્વક વાંચી જતાં ચોક્કસ સમજાશે, કે આ જીવનગાથાના નાયકના સ્વર્ગવાસથી 'ચરોતરનો પ્રાણ અદૃશ્ય થયો, સમાજસેવાએ વિદાય લીધી, કેળવણી રંડાણી, ગરીબો નિરાધાર બન્યા, વિદ્યાર્થીવર્ગ છત્રહીન બન્યો,' એવું પૂજ્ય ઠક્કર બાપાનું સ્વર્ગસ્થ વિષેનું કથન અક્ષરશઃ સાચું છે.

વળી સ્વર્ગસ્થે ચરોતર પ્રદેશની વા ગુજરાતની જે જે સેવા બજાવી છે તે તેમણે કેવળ કર્તવ્યનિષ્ઠ, સત્યનિષ્ઠ અને ધર્મપરાયણ રહીને બજાવી છે તે પણ વાચકને આ કથા વાંચતાં સહેજે ખ્યાલમાં આવશે.'

લેખકે પણ આ જીવનગાથા લખવામાં સ્વર્ગસ્થ પ્રત્યેનો પોતાનો પ્રેમભાવ, પૂજ્યભાવ વા ભક્તિભાવ અતીવ ઊંડો હોવા છતાં સત્યને ખૂબ વફાદાર રહેવાને બને તેટલે પ્રયાસ કરેલો છે. આથી તેમણે વાચક સમક્ષ સ્વર્ગસ્થની કેવળ ઉજળી જ બાજુ રજુ નથી કરી, પણ તેમની નાની મોટી નબળાઇઓનું પણ યથાયોગ્ય નિરૂપણ કરેલું છે. લેખકની આ સત્યનિષ્ઠાને પરિણામે સ્વર્ગસ્થને જે વિકટ મનોમંથનમાંથી અને કઠિન આત્મપરીક્ષણમાંથી વખતો વખત પસાર થવું પડતું તેનું વાચકને સાચું દિગ્દર્શન થાય છે અને તેથી સરદાર વલ્લભભાઇના શબ્દોમાં કહીએ તો "એક સામાન્ય મનુષ્ય કર્તવ્યનિષ્ઠાથી અને સતત પરિશ્રમથી કેટલી ઊંચી કોટીએ પહોંચી શકે છે," તેનો વાચકને સાચો ખ્યાલ આવે છે. સાથે સાથે તેને એવું પણ ભાન થાય છે કે પોતે પણ આ જીવનકથાના નાયકની પેઠે "કર્તવ્યનિષ્ઠ બની સાદું, સરળ, સંયમી, પ્રામાણિક અને પરોપકારી જીવન ગાળી, પોતાના વતનની જીવનપર્યંત એકનિષ્ઠાથી સેવા કરી," અનેકના જીવનમાં સંસ્કાર અને સેવાભાવ રેડી શકે.

પણ વાચકે અત્રે ધ્યાનમાં રાખવું ઘટે કે સ્વર્ગસ્થ પોતાના આચાર-વિચારને બળે અનેકના જીવનમાં સંસ્કાર અને સેવાભાવ રેડી શકયા, તેનું મુખ્ય કારણ તો એ હતું કે તેમનો આત્મા બીજા પણ અનેક ઉચ્ચ ગુણોથી ઓપતો હતો. એવા અનેક ગુણોમાં નીચેના ખાસ તરી આવે તેમ છે : ઊંડું કર્તવ્યભાન (પૃ. ૨૦૧), અતીવ ઉદારતા (પૃ. ૨૦૬, ૨૦૮), નીડરતા (પૃ. ૨૦૭), સત્યપ્રિયતા (પૃ ૨૦૮), અનાસક્તિ (પૃ. ૨૨૦), આસ્તિક્ય (પૃ. ૨૨૭), નમ્રતા (પૃ. ૨૨૨), બાંધછોડ કરવાની વૃત્તિ (પૃ. ૩૮૩-૪), ખંતીલાપણું (પૃ. ૨૭૨), દીન અને અજ્ઞ બંધુઓની સેવાવૃત્તિ (પૃ. ૨૩૭).

આવા આવા અતિ ઉચ્ચ અનેકાનેક ગુણોથી જેનો આત્મા ઓપતો હતો એવા ગૂજરાતના એક સાચા સેવકની રસમય જીવનગાથા વાંચી કૃતાર્થ થવા ન ઇચ્છે એવો તો કોઇક જ કમનસીબ ગૂજરાતી હશે. તેથી જે કોઇ ગૂજરાતી પૈસા ખર્ચી શકે તેમ હોય તેણે તો આ પુસ્તક બને તેટલું વહેલું ખરીદી લેઇ આદિથી અંત સુધી વાંચી જવું જોઇએ, એવી અમારી ખાસ ભલામણ છે.

વળી આ જીવનકથાની ભાષા અતિ રસમય, સરળ અને સુગમ છે. તેમ જ જીવનકથા પણ અખંડ અને એકધારી વહે જ જાય છે, અને તે અનેક હકીકતોથી-ભરપૂર હોવા છતાં, ક્યાંય પણ શુષ્ક જણાતી નથી, તેનો સઘળો યશ લેખકની શૈલીનેજ આપવો ઘટે. લેખકે શુષ્ક તો શું પણ દુઃખમય હકીકતોને પણ પોતાની ઓજસ્વી, ઉદાર અને ભાવભીની કલ્પનાએ એવી તો રસેલી છે કે તે વાચકોના હૃદયોમાં પણ ઉદાર ભાવોને જગાડ્યા વગર કે લેખકે ધારેલી અસર ઉપજાવ્યા વગર રહેતી નથી.

લેખકને સ્વર્ગસ્થ પ્રત્યે ઊંડો પૂજ્યભાવ હોવા છતાં તેમણે સ્વર્ગસ્થની નાની મોટી ઊણપોનો નિર્દેષ પણ કરેલો છે. પણ તે એવી ખૂબીથી કરવામાં આવ્યો છે કે તે ઊણપોને લીધે જીવનકથાના નાયકની કિંમત ઘટવાને બદલે વધે છે, કેમ કે તે ઊણપોનું ભાન જેટલું ખુદ સ્વર્ગસ્થને હતું તેટલું બીજા કોઇને ભાગ્યે જ હશે. આ સૌ વાત વાચકના મન ઉપર ઠસાવવાને સ્વર્ગસ્થના આત્મમંથનના અનેક પ્રસંગો તેની સમક્ષ રજુ કરવામાં આવ્યા છે (જુઓ પૃ. ૩૪૪-૫, ૩૬૫-૬, ૩૭૮-૮૮). આ દરેક આત્મમંથનને અંતે સ્વર્ગસ્થ જીવનને ઉચ્ચતર માર્ગે વળેલા છે અને જનસેવાની વિશેષ વિશુદ્ધ યોગદીક્ષાનો અંગીકાર કરવામાં આવેલો છે.

જે કૌશલ્યથી આવા શિક્ષણ લેવા લાયક આત્મમંથનના પ્રસંગો આ કથામાં ગૂંથવામાં આવ્યા છે તેજ કૌશલ્યથી બીજા પણ અનેક પ્રસંગોને રજુ કરવામાં આવેલા છે.

આ બધાં કારણોથી તેમ જ તેની ખૂબ મહેનતે તૈયાર કરેલી ખૂબ ઉપયોગી ઉલ્લેખસૂચિને લીધે સ્વ. મોતીભાઇ સાહેબની આ જીવનકથા ખૂબ જ ઉપયોગી, ઉપકારક અને આવકારદાયક બની છે; માટે જ દરેક જાહેર પુસ્તકાલયે અને શાળાપુસ્તકાલયે તો તેને વસાવવી ઘટે. મૂ. બારડ

---

## આફ્રિકાના ભાઈઓ કયે માર્ગે?

"ગયે અઠવાડિયે નાઈરોબીના મેસર્સ ડી. ડી. પટેલ ઍન્ડ કું. લિ. વાળા ભાઈ ડાહ્યાભાઈ પટેલના સાળા ભાઈ આશાભાઈનાં લગ્ન મીલીટરી કૅશ ઑફીસમાં કામ કરતા આણંદના ભાઈ છોટાભાઈ ભુલાભાઈ પટેલનાં પુત્રી બેન મણિબેન સાથે ખૂબ ધામધૂમથી થયાં હતાં. તે પ્રસંગે ભાઈ છોટાભાઈએ એક મોટો જમણવાર કર્યો હતો. બીજે દિવસે ભાઈ ડી. ડી. પટેલ તરફથી જમણવાર કરવામાં આવ્યો હતો" ('કેન્યા ડેલી મેલ,' તા. ૨૭:૭:'૪૨, મોમ્બાસા). અને ત્યાંના ભાઈઓ તો જણાવે છે કે: "અને હજી ભલભલા એકબીજાને માથે ટપે એવા પાટીદાર ભાયડા પડ્યા છે, પ્રસંગ તો આવવા દો!" હોય ભાઈ, કમાએલા પૈસા લોક લૂંટી જાય તેના કરતાં હાથે કરીને લૂંટાવી દેવા, એજ એમને ગમતું હશે! હાથે કરીને સદ્‌ઉપયોગ ન થાય ત્યારે બીજું શું કરે! અહીં વસતા ગરીબ ભાઈઓની ગરિબાઈ અને ભીડ તો તેમને હૈયે કયાંથી વસે? ત્યારે આ ભાઈઓને પૂછવાનું મન સ્વાભાવિક રીતેજ ગમે તેનેય થાય કે 'આફ્રિકાના ભાઈઓ કયે માર્ગે ધસે છે?'

## મોમ્બાસામાં પુનર્લગ્ન

ચિખોદરાના ભાઈ શિવાભાઈ ધોરીભાઈ પટેલ ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક છે. કરમસદ હાઈ સ્કૂલમાં બે વાર એ શિક્ષક હતા અને હાલ મોમ્બાસામાં સરકારી હિંદી શાળાના શિક્ષક છે. તેમની ઉમર હાલ ૪૦ વર્ષની છે. તેમનું પ્રથમ લગ્ન બોરીઆવી થએલું, તેમનાં એ પત્ની ૨ાા વર્ષ ઉપર ગુજરી ગયાં, અને તેમની બે દીકરીઓ હાલ હયાત છે તે નડિયાદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં ભણે છે. આ અષાઢ માસમાં કંપાલા તરફથી એક વિધવા બેન હિંદુસ્તાન આવવા મોમ્બાસામાં આવ્યાં. તે બેન કમળાબેનનું પિયેર મહેળાવ થાય અને તેમનું લગ્ન ગાડાના વતની, પણ પછી ઉગાણ્ડામાં કંપાલા/પાસેની એક જીનરીમાં કામ કરતા એક ભાઈ ચતુરભાઈ સાથે થએલાં. એ બેનની ઉમર હાલ ૨૧ વર્ષની છે. દશેક માસ ઉપર ભાઈ ચતુરભાઈ બ્લેક વૉટર ફીવર નામે ભયંકર રોગથી ગુજરી ગયા અને એ બેન કમળાબેન અકાળે વિધવા થઈ પડ્યાં! મહેળાવના એક ભાઈ ડાહ્યાભાઈ સાથે તે હિંદ આવવા નીકળ્યાં અને મોમ્બાસા આવી 'પટેલ સમાજ'ના મકાનમાં ઊતર્યાં. ભાઈ શિવાભાઈને એ બેનની કરુણ દશાની ખબર પડી અને એ બેનની ઇચ્છા હોય તો તેમણે તેમની સાથે પુનર્લગ્ન કરવાની પોતાની તૈયારી બતાવી. તપાસ કરતાં એ બેને પુનર્લગ્ન કરવાની ઇચ્છા જણાવી. પણ તેમાં એક વિઘ્ન આવ્યું.

## લગ્નમાં વિઘ્ન અને છતાં સફળતા

બેન કમળાબેનના સાથીઓને એ વાતની ખબર પડી, એટલે એમણે એ પુનર્લગ્ન ન કરવા દેવાનો નિશ્ચય કર્યો. આ વાતની મોમ્બાસાના ભાઈઓને ખબર પડી અને એ બેનને તેમના સાથીઓના સકંજામાંથી છોડવી તેમનાં પુનર્લગ્ન કરાવી આપવા કેટલાક ભાઈઓએ કમર કસી. મૂળે ચાંગાના પણ કેટલાંય વર્ષથી મોમ્બાસામાં રહેતા ભાઈ પી. ડી. માસ્તર, જેમણે પણ એવી જ રીતે કેટલાંક વર્ષ ઉપર મોમ્બાસામાં પુનર્લગ્ન કર્યું હતું, તે એ બેનને સહાય થવા મોખરે આવી ઊભા. તેમણે અને તેમનાં પત્ની બેન વિનુમતીએ બેન કમળાબેનને કોઈ રીતે પોતાને ઘેર બોલાવી આણ્યાં. તેમને સર્વ હકીકત પૂછીને ખાત્રી કરી લીધી કે તેમની ઇચ્છા પુનર્લગ્ન કરવાની છે. એટલે એ બેનનાં વડીલ બનીને એ દંપતીએ એ પુનર્લગ્ન સફળતાથી પાર ઉતારવાનું માથે લીધું. બેન કમળાબેનના સાથીઓને આ વાતની ખબર પડતાં ત્યાં જઈને ધમાલ મચાવી. પણ એ દંપતીએ થરથરતાં એ બેન કમળાબેનને ઓથમાં લેઈ હિંમત આપી. ભાઈ પી. ડી. માસ્તરે પોતાને નામે એ લગ્નની કુંકુમપત્રિકા છપાવી અને અષાઢ સુદિ ચતુર્દશી, તા. ૨૬ : ૭ : '૪૨ને દિને ત્યાંના 'પટેલ સમાજ'માં, હાજર રહેલાં અનેક ભાઈબેનોના આનંદ વચ્ચે, ભાઈ શિવાભાઈ અને બેન કમળાબેન — ભાનુમતી — પુનર્લગ્નથી જોડાયાં. હાજર રહેલાં ભાઈબેનોએ એ નવદંપતીને આશીર્વાદ આપ્યા. એ પ્રસંગે ભાઈ શિવાભાઈએ કેટલુંક દાન આપવાની પોતાની ઇચ્છા જણાવી હતી. એ નવદંપતીએ આ પ્રકારે હિંમત દાખવ્યા માટે એમને અને આ પ્રસંગે એમને મોમ્બાસામાં જે જે ભાઈઓએ સહાયતા આપી છે તેમને ખરે જ ધન્યવાદ ઘટે છે. એ નવદંપતીનું લગ્નજીવન તેમને પોતાને અને સમસ્ત સમાજને કલ્યાણપ્રદ નીવડો!

## નાઇરોબીમાં ગ્રેજ્યુએટ દંપતીના માનમાં મેળાવડો

કરમસદના વતની પણ નાઇરોબીમાં પ્રેક્ટીસ કરતા ડૉ. વિઠ્ઠલભાઈ રાવજીભાઈ પટેલે પોતાનાં બેન કમળાબેન બી. એસસી.ની પરીક્ષામાં તથા તેમના પતિ ભાઈ રજનીકાન્ત પટેલ બી. કૉમ.ની પરીક્ષામાં ગયા એપ્રિલમાં ઉત્તીર્ણ થયાની ખુશાલીમાં તા. ૨૫ : ૫ : '૪૨ને રોજ નાઇરોબીમાં 'પટેલ ક્લબ'ના મકાનમાં સ્નેહસંમેલન યોજેલું. તેમના આમંત્રણને માન આપી સેંકડો ભાઈઓએ હાજરી આપેલી. એ પ્રસંગે અનેક ભાઈઓએ ગ્રેજ્યુએટ થએલાં એ દંપતીને અભિનંદન આપ્યું અને બેન કમળાબેનના ભાઈ વિઠ્ઠલભાઈને અને

પિતા શંકરભાઈને, એ બેનને ગ્રેજ્યુએટ થતા સુધીની કેળવણી લેવા માટે ઉત્તેજન આપ્યું અને અનુકૂળતા કરી આપી, એટલા માટે અભિનંદન આપ્યું.

**સમાજનો કોયડો**

એ પ્રસંગે 'કેન્યા ડેલી મેલ'ના તંત્રી ભાઈ આર. બી. પુંડયાએ એ દંપતીને અભિનંદન આપ્યા પછી જણાવ્યું, કે "હિંદમાં આપણા સમાજનાં જુદાં જુદાં અંગોમાં છેલ્લાં વીશેક વર્ષથી કન્યાકેળવણીમાં સારી પ્રગતિ થઇ રહી છે. અત્યારે હિંદમાં શાળાઓ અને કોલેજો શિક્ષણ લેતી બેનોથી ઉભરાય છે અને દર વર્ષે સંખ્યાબંધ બેનો કેળવણી પામી બહાર પડે છે. આની અસર સમાજના બંધારણ ઉપર અને બીજી રીતે થાય તે સ્વાભાવિક છે અને તેને લીધે આપણા સમાજ સમક્ષ કેટલાયે કોયડા રજુ થયા છે. સ્ત્રીઓને અપાતી કેળવણીના જરૂરિયાત ઉપર બેમત હોઇ શકે જ નહિ, પરંતુ આ પ્રમાણેની આધુનિક કેળવણી પામેલી બાળાઓના ખીલેલા માનસને અનુકૂળ થવાનું માનસ પુરુષસમાજે કેળવ્યું છે? આ કોયડો મોટામાં મોટો છે. ભૂતકાળમાં પુરુષ ફરિયાદ કરતો કે તેને કેળવણી પામેલી સ્ત્રી મળતી નથી, અત્યારે વખત એવો આવતો જાય છે કે કેળવણી પામેલી સ્ત્રી ફરિયાદ કરે છે કે તેને તેની કેળવણીને અનુકૂળ થાય એવો પતિ મળતો નથી. ભણવામાં મોટી ઉંમર થયા બાદ લગ્ન ન કરી શકતી ઘણી બેનો આપણા સમાજમાં છે એટલું જ નહિ, પરંતુ તેમની સંખ્યામાં દિનપ્રતિદિન વધારો થતો જાય છે, તે સૂચવે છે કે આપણા મૂળમાં કયાંક પણ સડો છે.

**"પીછેહઠની જરૂર**

"આ કોયડાના ઉકેલ માટે પુરુષે પોતાનું માનસ અને દૃષ્ટિકોણ બદલવાં જોઇએ. અને જો તેમ ન થઇ શકે એમ હોય તો બહેતર-છે કે ધીમે ધીમે વખતના વહેણ સાથે જેમ કન્યાકેળવણી માટે પુરુષમાનસ બદલાયું તેમ તેમનાં પોતાની કેળવણી માટે ન થાય ત્યાં સુધી કન્યાકેળવણીની દિશાને અને ઉદ્દેશોને મર્યાદિત કરવાં. આ વિચારો અત્યારનાં કેળવણીપ્રિય સ્ત્રી-પુરુષ બંનેને ક્રાન્તિકારી અને પીછેહઠ કરનારા જણાશે, પરંતુ અત્યારે પ્રસરતી જતી અસમાનતાને લીધે કેટલાયે સંસારો સળગતા નજરે પડે છે, તેની શાન્તિને અર્થે અને કેળવાએલી સ્ત્રીની કેળવણી એળે ન જાય અને દૂષિત ન થાય તેટલા માટે આ રસ્તાની ખાસ જરૂર છે. અને તેથી પ્રગતિનો વેગ થોડા વખત માટે રૂંધાય તોપણ બીવાની જરૂર નથી" (કેન્યા ડેલી મેલ,' તા. ૩૦:૫:૧૯૪૨).

ભાઇ પંડયાની ઉપરની પીછેહઠની વિચારસરણીમાં મને કંઇક દોષ લાગે છે.

સ્ત્રીજાતિ પ્રત્યે પુરુષજાતિનું હીનમાનસ કંઇ યુગો થયાં જે બંધાઇ ગયું છે તે બદલાય 'ત્યાં સુધી કન્યાકેળવણીની દિશાને અને ઉદ્દેશોને મર્યાદિત કરવાં,' એમ એ ભાઇ માને છે. પણ પુરુષજાતિનું એ હીનમાનસ બદલાવાની કંઇ યુગો સુધી વાટ જોવી જોઇશે. અને ત્યાં સુધી શું સ્ત્રીઓને કેળવણીથી વંચિત રાખવી? અને 'ભૂતકાળમાં પુરુષ ફરિયાદ કરતો કે તેને કેળવણી પામેલી સ્ત્રી મળતી નથી,' એવી ફરિયાદ પાછી તેને કરતો કરવો છે? સાચો દોષ તો પુરુષનોજ છે. બાકી આજે શું કેળવણી પામેલા પુરુષોની સંખ્યા કેળવણી પામેલી સ્ત્રીઓની સંખ્યા કરતાં કંઇ ઓછી છે? ત્યારે ભણેલા પુરુષો ભણેલી સ્ત્રીઓ સાથે સમાનભાવે કેમ લગ્ન ન કરી શકે? પણ પુરુષને તો પોતાને આધીન રહે એવી ખેલવાની ઢીંગલી જોઇએ છે અને ભણેલી સ્ત્રી પોતે એવી ઢીંગલી થવાની ના પાડે, એટલે પુરુષને એવી ભણેલી સ્ત્રી પાલવતી નથી. માટેજ 'વખત અત્યારે એવો આવતો જાય છે કે કેળવણી પામેલી સ્ત્રી ફરિયાદ કરે છે કે તેને તેની કેળવણીને અનુકૂળ થાય તેવો પતિ મળતો નથી. ભણવામાં મોટી ઉંમર થયા બાદ લગ્ન ન કરી શકતી ઘણી બેનો આપણા સમાજમાં છે, એટલુંજ નહિ પરંતુ તેમની સંખ્યામાં દિનપ્રતિદિન વધારો થતો જાય છે, તે સૂચવે છે કે આપણા મૂળમાં ક્યાંક પણ સડો છે.' અને આ સડો તે પુરુષનું સ્ત્રી પ્રત્યે હીનમાનસ છે. પણ એ હીનમાનસ બદલાતા સુધી સ્ત્રીકેળવણીને રૂંધવી એ એનો સાચો ઉપાય નથી. સાચો ઉપાય તો એ જ છે કે સ્ત્રીને અને પુરુષને એવી કેળવણી આપવી કે તેથી તેમનાં લગ્નજીવન ધન્ય બને. અને વખત જતાં એની મેળે રસ્તો નીકળશે.

### સ્ત્રીજાતિનું આત્મશત્રુત્વ

બાકી આજે તો પુરુષ સ્ત્રી પ્રત્યે જે હીનમાનસ કેળવે છે તેના કરતાં અભણ સ્ત્રીઓ વધારે હીનમાનસ કેળવે છે. પોતે વહુ થઇને સાસરે ગઇ ત્યારે સાસુએ તેને જે દુઃખ દીધેલું, તેનો બદલો તે સાસુ થતાં પોતાને ઘેર આવેલી વહુ ઉપર વ્યાજ સાથે લે છે! તે એટલુંયે સમજતી નથી કે સાસુએ પોતાને દીધેલું દુઃખ જેમ પોતાને કડવું લાગતું અને એ સાસુ ઉપર રોષ ચઢતો, તેમજ પોતે પોતાની વહુને જે દુઃખ દે છે, તે પણ વહુને કડવું લાગતું હશે અને પોતાના ઉપર તેને રોષ ચઢતો હશે. હાલમાંજ મને એક વિધવા બેનનો કાગળ મળ્યો છે. તે બેનની દીકરી ઉત્તરસંડા પરણાવી છે અને તેનાં સાસુસસરો હાલ ગોધરામાં રહે છે. તે બેને પોતાના કાગળમાં જણાવ્યું છે, કે: "મારી દીકરીની સાસુએ વહુના બે હજારના દાગીના લેઇ લીધા ને ઉપરથી જીવનું જોખમ! સાસુએ

વહુના બધા દાગીના લેઇ લીધા ને ઉપરથી માર! પોળવાળાએ એ દીકરીના જીવનો બચાવ કરીને તેની માને સોંપી. મા વિધવા, બાપ વગરની બાળકી, એને ઓથ કોની? ધિક્કાર છે કે પાટીદાર કોમમાં આવા અત્યાચાર થાય છે ને બૈરીને દુઃખી કરે છે. જ્યાં સુધી સાસુ વહુને દીકરી સમાન નહિ માને, ત્યાં સુધી પાટીદાર કોમનું ભલું થવાનું નથી." પોતાની દીકરી ઉપર થતો જુલમ જાણી એ વિધવા બેનની આંતરડી કેટલી કકળતી હશે, ત્યારે એણે મને કાગળ લખ્યા હશે! સ્ત્રીજાતિનું આવું આત્મશત્રુત્વ દૂર થાય અને તેમનું હૃદય પોતાની બેનો પ્રત્યે સહાનુભૂતિ ધરાવતું થાય, તેટલા માટે સ્ત્રીઓને સાચી કેળવણી મળે એ જરૂરનું છે.

### કંઇક સફળ ચોમાસું

આ વર્ષે વરસાદ અનેક જગાએ ઠીક જોઇતો પડ્યો છે, અનેક જગાએ પુષ્કળ વરસ્યો છે અને ત્યાં તો અતિવૃષ્ટિને લીધે લીલો દુષ્કાળ પડવાનો સંભવ ઊભો થયો હતો. વખતે લીલો દુષ્કાળ સર્વત્ર તો નહિ જ પડશે, પણ સતત વરસાદથી વાવેતરમાં ઘાસ એટલું બધું ઊગી નીકળ્યું કે તેનું નિંદામણ જ ખેડૂતને મોંઘું થઇ પડશે. આ તરફ વરસાદે હાલ કોરૂં કાઢયું છે, અને તે પ્રમાણે ૧૫-૨૦ દિવસ કોરૂં કાઢયા પછી પાછો ભાદરવામાં એક બે વખત સારો વરસાદ વરસી જાય તો આ ચોમાસું કંઇક સફળ મનાય, જોકે ખેડૂતના ઘરમાં ખાવા માટે કેટલું ધાન જશે એ તો આજથી કહેવાય નહિ.

### ખાદ્ય વસ્તુઓની મોંઘવારી

ખાદ્ય વસ્તુઓની મોંઘવારી આજ સુધી કદી નહિ અનુભવેલી એટલી બધી આજે આવી પડી પડી છે. દેશમાં પાકે, પરંતુ દેશના લોકને તો શું, પણ પકવનારને પણ ખાવા ન મળે! તેમાં વળી સ્વાર્થી વેપારીઓએ એ વસ્તુઓ સંઘરી રાખી મોંઘી કરી મૂકી છે. સરકારે તે વસ્તુઓના ભાવ ઉપર અંકુશ મૂક્યા છે અને તેથી મોંઘે ભાવે વેચનારને કેટલેક સ્થળે દંડયા પણ છે. પણ તેનીયે કંઇ અસર નથી થતી—દંડાવાની બીક લાગે એવું હોય તો એ વસ્તુ પોતાની દુકાને છેજ નહિ એવો જવાબ વેપારી આપે. આ સ્થિતિમાં કઠણ લાગે તોય એકજ ઉપાય એ છે કે પરોપકારી અને જનહિતૈષી સંસ્થાઓએ તેમજ ધનવાનોએ એવી વસ્તુઓની દુકાનો ઠામ ઠામ ખોલવી. એવી દુકાનો અનેક સ્થળે ઊઘડી છે પણ, પણ તે મોટે ભાગે શહેરોમાં અને કસ્બાઓમાં. ગામડાંમાં પણ એવી દુકાનોની જરૂર છેજ અને ત્યાં બીજું કોઇ ન ઉઘાડે તો સરકારે પોતે બાંધેલે ભાવે એ વસ્તુઓ વેચવાની દુકાનો ખોલવા ઘટે.

**ખાદ્ય વસ્તુઓનો અપવ્યય**

દેશમાં આવો આપત્તિકાળ આવી પડ્યો છે, લોકો છતે પૈસે ખાદ્ય વસ્તુઓ પામી શકતા નથી તેવા કાળમાં પણ એ વસ્તુઓનો અપવ્યય કરતાં પાછું વાળી જોતા નથી એવા નઘરોળ (निर्घृण=નિર્દય) ધનવાનોય હજી દેશમાં પડ્યા છે! તેઓ આવા કડવા કાળમાં પણ નાતવરા જમાડવામાં આનંદ માને છે, પોતાને પ્રતિષ્ઠા ગણી માને છે. એવાએ સમજવું ઘટે કે જે ગરીબોને ચૂસીને તેમને પરસેવે પોતે પૈસાદાર થયા છે, તે ગરીબ ભાઈઓ જ ભૂખે મરતાં જીવ ઉપર આવી પડશે એ પૈસાદારોને જ લૂંટશે અથવા તો ના છૂટકે ખાધા વિના ભૂખે મરશે, તો પછી કોને પરસેવે એ ધનવાનો પોતાનો લૂંટવાનો ધંધો ચલાવી રાખશે? ગાયનું દૂધ સતત મેળવવું હોય તો તેને દોહી લેવી અને સાથે તેને જિવાડવા ઘાસ નાખવું, એ તો ગમે તેવો અણઘડ માણસ પણ સમજે. ત્યારે ધનવાનો આટલુંય ન સમજે તો ખેડૂતોનો નાશ કરે, અને આખરે તો પોતાનોય નાશ કરે. આટલું સમજીને શ્રમજીવી ખેડૂતોને બચાવવાનો બને તેટલો પ્રયત્ન કરો, 'એ ધનના ધણી ધર્મ તમારો' અને તમે ન સમજો તો આખરે સરકારે તમને સમજાવવા માટે કાયદાનાં ડફણાં તૈયાર કરવાં પડે. આજ સુધીમાં કેટલાંક દેશી રાજ્યોએ તો એવાં ડફણાં છોલાવ્યાં પણ છે.

**"ભાવનગર રાજ્યનો જમણવાર માટે કાયદો: હજુર ઠરાવ નં. ૧૯**

"હાલના લડાઇના સંયોગોમાં અતિ મોંઘવારી તેમ જ અનાજ વગેરેની તંગીના સમયમાં અનાજ, ઘી, વગેરે ખાદ્ય વસ્તુઓનો અણઘટતો વ્યય જેમ બને તેમ અટકાવવાના હેતુથી આ ઠરાવની તારીખથી બીજો હુકમ થતા સુધી કોઇ પણ પ્રકારના ન્યાતવરા અગર જથાબંધ માણસોના જમણવાર બંધ કરવાનું ઠરાવવામાં આવે છે. જરૂરી પ્રસંગે એકી સાથે ત્રીશ માણસ સુધીના જમણવારને આ ઠરાવ લાગુ નથી. આ ઠરાવની વિરુદ્ધ વર્તન કરનારને કે તેમાં મદદ કરનારને કોઇ પણ માણસની ફરિયાદ ઉપરથી તે સ્થળે હકુમત ધરાવનાર ફોજદારી ન્યાયાધીશ પાસે ગુનો સાબિત થયેથી રૂ. ૫૦૦ સુધીના દંડની અથવા ત્રણ માસ સુધીની આસાન કેદની સજા કરવામાં આવશે ('ભાવનગર દરબારી ગેઝેટ,' જેઠ વદિ ૧૧)," ('શ્રીમાળી અભ્યુદય,' ઑગસ્ટ, ૧૯૪૨). હજીયે ધનવાનો સમજીને એના નાતવરા બંધ કરી દે તો ઠીક. નહિ તો બીજાં બધાં દેશી રાજ્યોએ અને અંતે અંગ્રેજ સરકારે પણ આવા કાયદા ઘડી કાઢવા ઘટે.

**ચરા સાફ કરાવો**

ખેતીના હિત માટે ગાય, બળદ, વગેરે પશુને મોકળાશથી ચરવાની

વધારે વખત ઘેરો રહ્યો હોત તો કપડાં વિના ત્યાંના લોકની પેઠે જ નગ્ન ફરવાનો વખત આવત, પણ ત્યાંના જર્મન અધિકારીઓએ બકરાંનાં ચામડાં કેળવાવી તેનો પોશાક પહેરી અમને હિંદીઓને એ વિષે પદાર્થપાઠ આપવા માંડયો, તેમજ કેટલાક પંજાબીઓએ તકલી ઉપર કાંતી તે સૂતરને વણવા માટે શાળો નાખી. આમ અમારી જરૂરિયાતો એક કે બીજી રીતે પૂરી પડવા લાગી. આ જોઈ તે વારે મને ખાત્રી થઈ કે માનવજીવનમાં ક્રાન્તિ આવીને ગમે તેવી અસ્તવ્યસ્તતા થઈ જાય, પણ થોડા જ વખતમાં પ્રકૃતિ બધું થાળે પાડી દે છે. કોઈ પ્રાકૃતિક ક્રાન્તિને ભયંકર પ્રસંગે સપાટ સમુદ્રમાંથી હિમાલય આટલે ઊંચે ઊંચી આવ્યો હશે, ત્યારે આજુબાજુનો પ્રદેશ છિન્નભિન્ન થઈ ગયો હશે! પણ કાળે કરીને સૌ થાળે પડયું અને એ જ હિમાલય આજે ભારતવર્ષનો શણગાર થઈ પડ્યો છે.

## બત્રીશ લખણો હોમાયો!

મુંબઈ સરકારે તા. ૧૫:૮:'૪૨ને રોજ નીચેની દુઃખદ યાદી પ્રકટ કરી છે: "હિંદી સંરક્ષણ ધારા હેઠળ તાજેતરમાં ગિરફતાર થએલા મહાત્માજીના અંગત મંત્રી શ્રી. મહાદેવભાઈ દેસાઈના આજે સવારે ૮-૪૦ કલાકે થએલ શોકજનક અવસાનના સમાચાર આપતાં મુંબઈ સરકારને દુઃખ થાય છે." આવા દુઃખદ સમાચાર સાંભળવા પડશે એવું કોઈનીયે કલ્પનામાં નહોતું, પણ જે કલ્પનામાંયે નહોતું તે આજે બની ગયું! મહાદેવભાઈને ગુજરાતમાં કોણ નથી ઓળખતું? દેશમાં ઊપડેલા આ પ્રચંડ સત્યાગ્રહમાં મહાત્માજી સાથે એમને પણ ગઈ તા. ૯મીએ મુંબઈ બીરલા હાઉસમાંથી સરકારે ઉપાડેલા. જેલમાં અધિકારીઓ સાથે એ વાત કરતા હતા, તેવામાં તેમને ચક્કર આવવા લાગ્યાં. એક અધિકારી-કર્નલ ભંડારીએ મહાદેવભાઈને સૂઈ જવાની સલાહ આપી. એ સૂતા અને એ મેડીકલ ઑફીસરે તેમને તપાસ્યા તો તેમની નાડી ધીરી પડી ગઈ હતી અને શરીર ઠંડું પડવા લાગ્યું હતું. તેમની જ સાથે કેદ થએલાં ડૉ. સુશીલા નાયક પણ તુરત આવી પહોંચ્યાં. હૃદયક્રિયા સતેજ કરવા મહાદેવભાઈને કેટલાંક ઇંજેકશનો આપ્યાં, પણ ૨૨ જ મિનિટમાં સૌ પતી ગયું! બત્રીશલખણા સાધુપુરુષ મહાદેવભાઈ આત્મબલિદાન દેઈ ચાલતા થયા! તે જ દિવસે પાછલે પહોરે તેમની અંત્યેષ્ટિક્રિયા ગાંધીજીની સૂચના પ્રમાણે થઈ. આ સ્વાતંત્ર્યના વિગ્રહમાં એવા તો કેટલાય બત્રીશલખણા પુરુષો હોમાશે ત્યારે સ્વાતંત્ર્ય પ્રાપ્ત થશે.

—*—

વધારે વખત ઘેરો રહ્યો હોત તો કપડાં વિના ત્યાંના લોકની પેઠે જ ફરવાનો વખત આવત, પણ ત્યાંના જર્મન અધિકારીઓએ બકરાંનાં કેળવાવી તેનો પોશાક પહેરી અમને હિંદીઓને એ વિષે પદાર્થપાઠ આપ્યો, તેમજ કેટલાક પંજાબીઓએ તકલી ઉપર કાંતી તે સૂતરને વણવા શાળો નાખી. આમ અમારી જરૂરિયાતો એક કે બીજી રીતે પૂરી પડવા લા, આ જોઈ તે વારે મને ખાત્રી થઇ કે માનવજીવનમાં ક્રાન્તિ આવીને ગમે અસ્તવ્યસ્તતા થઇ જાય, પણ થોડા જ વખતમાં પ્રકૃતિ બધું થાળે પાડી દે કોઈ પ્રાકૃતિક ક્રાન્તિને ભયંકર પ્રસંગે સપાટ સમુદ્રમાંથી હિમાલય આટલે ઊંચે ઊંચો ઊંચકાઈ આવ્યો હશે, ત્યારે આજુબાજુનો પ્રદેશ છિન્નભિન્ન થઇ ગયો હશે! કાળે કરીને સૌ થાળે પડ્યું અને એ જ હિમાલય આજે ભારતવર્ષનો શણગાર થઇ પડ્યો છે.

### બત્રીશ લખણો હોમાયો!

મુંબઇ સરકારે તા. ૧૫ : ૮ : '૪૨ને રોજ નીચેની દુઃખદ યાદી પ્રકટ કરી છે : "હિંદી સંરક્ષણ ધારા હેઠળ તાજેતરમાં ગિરફતાર થએલા મહાત્માજીના અંગત મંત્રી શ્રી. મહાદેવભાઇ દેસાઇના આજે સવારે ૮.૪૦ કલાકે થએલ શોકજનક અવસાનના સમાચાર આપતાં મુંબઇ સરકારને દુઃખ થાય છે." આવા દુઃખદ સમાચાર સાંભળવા પડશે એવું કોઇનીયે કલ્પનામાં નહોતું, પણ જે કલ્પનામાંયે નહોતું તે આજે બની ગયું! મહાદેવભાઇને ગુજરાતમાં કોણ નથી ઓળખતું? દેશમાં ઊપડેલા આ પ્રચંડ સત્યાગ્રહમાં મહાત્માજી સાથે એમને પણ ગઇ તા. ૯મીએ મુંબઈ બીરલા હાઉસમાંથી સરકારે ઉપાડેલા. જેલમાં અધિકારીઓ સાથે એ વાત કરતા હતા, તેવામાં તેમને ચક્કર આવવા લાગ્યાં. એક અધિકારી-કર્નલ ભંડારીએ મહાદેવભાઇને સૂઇ જવાની સલાહ આપી. એ સૂતા અને એ મેડીકલ ઓફીસરે તેમને તપાસ્યા તો તેમની નાડી ધીરી પડી ગઇ હતી અને શરીર ઠંડું પડવા લાગ્યું હતું. તેમની જ સાથે કેદ થએલાં ડૉ. સુશીલા નાયર પણ તુરત આવી પહોંચ્યાં. હૃદયક્રિયા સતેજ કરવા મહાદેવભાઇને કેટલાંક ઇંજેકશનો આપ્યાં, પણ ૨૨ જ મિનિટમાં સૌ પતી ગયું! બત્રીશલખણા સાધુપુરુષ મહાદેવભાઇ આત્મબલિદાન દેઇ ચાલતા થયા! તેજ દિવસે પાછલે પહોરે તેમની અંત્યેષ્ટિક્રિયા ગાંધીજીની સૂચના પ્રમાણે થઇ. આ સ્વાતંત્ર્યના વિગ્રહમાં એવા તો કેટલાય બત્રીશલખણા પુરુષો હોમાશે ત્યારે સ્વાતંત્ર્ય પ્રાપ્ત થશે.

---*---

આ અંકનો વધારો

હિન્દુઓનાં પવિત્ર વેદ ગ્રંથો અને ઋષિમુનિપ્રણીત શાસ્ત્રોનાં મૂળ તેમજ સાદા, સરલ, લોકભોગ્ય અર્થો સહિત સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરનાર

હિન્દુસ્તાનની એક અજોડ સંસ્થા

**સ્વાધ્યાય મંડળ ગુજરાત શાખા રાવપુરા વડોદરા**

તરફથી ગુજરાતીમાં શરૂ થયેલી;

**વેદોનું સરળ ગુજરાતી ભાષાન્તર**

# સ્વાધ્યાય-ગ્રન્થ-માળા

વાર્ષિક લવાજમ રૂા. ૫) પરદેશ માટે **શીલીંગ ૧૨**

**દરવર્ષે અગાઉથી ગ્રાહક થનારને આશરે ૧૫૦૦ પાનનું સંગીન ધાર્મિક સાહિત્ય આપવામાં આવે છે.**

## ચાલુ પ્રથમ વર્ષનાં બન્ને પુસ્તકો

(૧) **વેદામૃત :** છૂટક કિંમત રૂપીયા ત્રણ. નીચેનાં વિષયો લીધા છે. સ્વાધ્યાય મંડળનો પરિચય, તમે ક્યાં ઉભા છો ? આત્મજ્ઞાન નો ખરો અર્થ, પ્રાચીન તથા અર્વાચીન આચાર્યો, પંડિતો તથા પ્રોફેસરો દ્વારા કરવામાં આવેલી "વેદસ્તુતિ" મહાત્મા ગાંધીજી વિગેરે દેશનેતાઓનાં સ્વાધ્યાય મંડળનાં કાર્ય માટેનાં અભિપ્રાયો, યજુર્વેદ પ્રથમ અધ્યાય તથા અથર્વવેદનાં ઉત્સાહપ્રેરક મંત્રોનું ગુજરાતી ભાષાન્તર વિગેરે જાણવા યોગ્ય સાહિત્ય.

(૨) **શ્રીમદ્ ભગવદ્‌ગીતા પ્રથમ વિભાગ :** છૂટક કિંમત રૂપીયા ત્રણ. વિદ્વદ્વર્ય પંડિત શ્રી. શ્રીપાદ દામોદર સાતવલેકરજીની હિન્દી " પુરૂષાર્થ બોધિની ટીકા "નાં ગુજરાતી ભાષાન્તર સહિત. ( જુઓ આ સાથેની જાહેરાત. )

## બીજા વર્ષમાં છપાનાર પુસ્તકો

(૧) **મૃત્યુને દૂર કરવાનો ઉપાય** . ભગવાન્ વેદની વિશિષ્ટ શૈલીથી મનુષ્યે મૃત્યુને દૂર કેમ કરવું તેના સરલ સુગમ ઉપાયો આ પુસ્તકમા બતાવ્યા છે

(૨) **શ્રીમદ્ ભગવદ્ ગીતા ભા. ૨ :** શ્રી પંડિત સાતવલેકરજીની પુરૂષાર્થ બોધિની ટિકા સહિત ( જુઓ આ સાથેની જાહેરાત )

(૩) **માનવી આયુષ્ય :** જ્યારે ઇગ્લાન્ડ, જાપાન, જર્મનીનું સામાન્ય આયુષ્ય ૬૦ વર્ષ છે ત્યારે હિન્દુસ્થાનમા માત્ર ૩૫ વર્ષ જ છે ભગવાન વેદ " शत जीवेम शरद, "ની ઘોષણા કરે છે તમારે દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવું હોય, બ્રહ્મચારી ઇચ્છામરણી ભીષ્મ પિતામહનો, તેજસ્વી દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરવાના ઉપાયો સબંધી સાચો ઉપદેશ સાંભળવો હોય તો વાચો.

(૪) **એકાદશીનો ઉપવાસ** : દરેક માસની એકાદશી જ ઉપવાસ માટે કેમ પસંદ કરવામા આવેલી છે, પૂર્ણિમા અને અમાસને દિવસે ચંદ્રની ગતિથી જેવી રીતે સમુદ્રમા ભરતી ઓટ થાય છે, તેવી જ રીતે " चन्द्रमा मनसो जायते " એ વાક્ય અનુસાર મનુષ્યના મન અને શરીર ઉપર ચન્દ્રની વધઘટની કેવી અસર થાય છે, તે સમજાવનાર શાસ્ત્રીય પુસ્ત

(૫) **સાચી શાન્તિનો ઉપાય** આમા સમાજ તથા વ્યક્તિ માટે સાચી શાન્તિ સ્થાપવાની વૈદિક પદ્ધતિનું સુંદર નિદર્શન છે

(૬) **આસન :** " રીટર્ન ટુ નેચર ' " કુદરત તરફ વળો ' નું સમર્થન કરતું અને પશ્ચિમના સુંદર " ફીઝીકલ-કલચર ' પુસ્તમાથી પણ વિશેષ લોકપ્રિય આ પુસ્તક છે આરોગ્યની ખરી આરાધના કરવી હોય તો આ પુસ્તક જરૂર ઘરમાં વસાવો

સ્વાધ્યાય મંડળનાં સઘળા પ્રકાશનો મળવાનું ઠેકાણું.

**માનંદ મંત્રી : નટવરલાલ જેઠાલાલ મહેતા**
બી. એ એલએલ. બી. વકીલ

**વ્યવસ્થાપક : સ્વાધ્યાય મંડળ, ગુજરાત શાખા**
રાવપુરા—વડોદરા.

॥ ओ३म् ॥

આપણી હરકોઇ ધાર્મિક ક્રિયામાં એક અબોધ નાનકડો બ્રાહ્મણ બટુક પણ, નાગરવેલનું પાન તે ઉપર સોપારી, અને કંકુ ચોખા ચઢાવી બોલાવગવે છે કે-ऋग्वेदाय नम, यजुर्वेदाय नमः सामवेदाय नम, अथर्ववेदाय नम.। કેટલો ભાવ? કેટલી ભક્તિ? અને કેટલી શ્રદ્ધા! વેદજ્ઞાનનો ઋષિમુનિઓનો ચાલતો આવેલો કેવો સુંદર, ભવ્ય વારસો!

આર્યપ્રજાની એકતા તથા તેના સંસ્કારની પવિત્રતા જાળવી રાખવામાં વેદનુ સ્થાન સર્વોપરી છે. છતાં વેદમાં શું છે તે આપણે જાણતાં નથી- જાણવું હોય તો સત્વર સ્વાધ્યાય-ગ્રંથમાળાના ગ્રાહક થાવ. વેદનો સ્વાધ્યાય આપણે શા માટે કરવો જોઇએ તે જાણવું હોય તો શ્રીમદ્ ભગવદ્ગીતા વાંચો.

યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણચંદ્રજી કહે છે... .....



वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च। જાણવા યોગ્ય પવિત્ર ૐકાર, ઋગ્વેદ, સામવેદ, તથા યજુર્વેદ પણ હુંજ છું. અ. ૪. શ્લોક ૧૦ वेदानां सामवेदोस्मि। વેદોમાં સામવેદ હું છું અ ૧૦ શ્લોક ૨૨

*



જ્ઞાન અને વૈરાગ્યની સાક્ષાત્ મૂર્તિમાન, શ્રીમદ્ ભાગવતકાર, ભક્તશિરોમણિશ્રી. શુકદેવજી મહારાજ ભાગવત મહાપુરાણમાં કહે છે...વેદ એ સ્વયંભૂ સાક્ષાત્ નારાયણ છે. સ્ક ૨ અ. ૬ શ્લોક ૪૦ મો ..બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યે ગુરુકુલમા નિવાસ કરી વેદાંગો તેમજ ઉપનિષદો સહિત વેદાધ્યયન કરી તેનાં અર્થનું જ્ઞાન સંપાદન કરવુ, અને પછી ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરવો. ૭, ૧૨, ૧૩, ૧૪, શ્લોકો.

*



મહામુનિ **શ્રી વેદવ્યાસજી** ધીર, ગંભીર, વાણીમાં કહે છે. દ્વિજ જાતિને વેદો અવશ્ય ભણવાનાં હોવાથી શકિત-અનુસાર વેદો-ઇતિહાસ પુરાણો, વિગેરે ખાસ ભણવા જોઇએ. એ બધાએ વેદનોજ મહિમા ગાયો છે. તેમજ સ્મૃતિકારો તથા મહાન આચાર્યોએ વેદજ્ઞાનની મહત્તા હંમેશા દર્શાવી છે.



*

સમસ્ત ભારતવર્ષમાં સનાતન વૈદિક ધર્મના દિગ્વિજયનો ઝંડો ફરકાવનાર **ભગવાન શંકરાચાર્યજી** ઘોષણા કરે છે......વેદનું નિત્ય અધ્યયન કરો. વેદમાં કહેલાં કર્મો સારી રીતે કરો અને તે વડે ઇશ્વરની આરાધના કરો. ( ઉદેપશ પંચક )

*

સુપ્રસિદ્ધ વલ્લભ સંપ્રદાયનાં સંસ્થાપક આચાર્ય **શ્રી વલ્લભાચાર્યજી** બોધ આપે છે...ભગવાન પોતેજ અંતઃકરણને પ્રસન્ન કરવા માટે શ્રુતિ રૂપે પ્રકટ થયા. હૃદયની મલિનતા દૂર કરવા માટે ભગવાને શ્રુતિ પ્રકટ કરી છે. રૂપ પ્રપંચમાં આસકત થયેલા પોતાના અંશરૂપી જીવોને પરમાત્માનો સાક્ષાત્કાર જે રીતે થાય તે પ્રકારનો ઉપદેશ કરવાનું કામ વેદનું છે. વેદનું અધ્યયન અને યજ્ઞ કરવાથી ધર્મ, અર્થ, કામ વિગેરે સિદ્ધ થાય છે. પરંતુ વેદનું મુખ્ય પ્રયોજન તો પોતાનાં અંશરૂપ જીવોને પરમાત્માનો સાક્ષાત્કાર કરાવવાનું છે.





*

ભગવાન શ્રી ભાષ્યકાર શ્રીમદ્ **રામાનુજાચાર્યજી મહારાજ** પોતાનાં "વેદાર્થ સંગ્રહ"માં વેદપ્રશંસા કરતાં કહે છે...વેદોજ સર્વ જગતનું હિત કરનાર છે. *

શ્રી સ્વામી નારાયણ સંપ્રદાય સંસ્થાપક **ભગવાન શ્રી સહજાનંદજી મહારાજ** કહે છે—( સત્સંગી જીવનમાં ) "સર્વ પ્રમાણોમાં "વેદ" પરમ પ્રમાણ છે, એવું તત્વદર્શી પુરાતન મહર્ષિઓ કહે છે." નારાયણનાં મુખે આવિર્ભાવ પામેલા હોવાથી "વેદ અપૌરૂષેય" છે, ને અર્વાચ સાહિત્ય-ગ્રંથોમાં તે સ્વતઃ પ્રમાણ છે. માટે નૈષ્ઠિક બ્રહ્મચારીઓએ તે નારાયણ સ્વરૂપ વેદનું ધ્યાન કરવું.



*

દૂર દૂર પશ્ચિમમાં આર્યસંસ્કૃતિનાં સનાતન તત્વોનો અજોડ પ્રચાર કરનાર ભગવાન રામકૃષ્ણદેવનાં પરમશિષ્ય સ્વામી **શ્રી વિવેકાનંદજી** કહે છે...વેદો હિન્દુઓની પરમસંમેલન ભૂમિકા છે. આપણા વેદ, અને ઉપનિષદો, એ સર્વ પ્રકારનાં બળની મોટી ખાણ છે. તેમાં એટલી બધી શકિત ભરેલી છે કે તે સમગ્ર જગતને બળવાન તેમજ તેજસ્વી બનાવી શકે તેમ છે. આપણે હિન્દુઓ વેદ વાકયને ધર્મ રહસ્યનાં સનાતન ઉપદેશ તરીકે ગણીયે છીએ. અને જ્યારે આપણે એ પવિત્ર ગ્રંથની સમક્ષ ઉભા રહીયે ત્યારે આપણી વચ્ચેના ધાર્મિક મતભેદ અને કલહ એકદમ બંધ થઈજ જવા જોઇએ. **મતભેદનાં નિરાકરણ માટે વેદ એ આપણી વરિષ્ઠમાં વરિષ્ઠ અદાલત છે.** હાલ આખા હિન્દુસ્તાનનાં તમામ લોકોમાં કશો પણ ભેદ રાખ્યા વગર વેદોનો પ્રચાર થવા દો. જે સર્વોપરિ સ્થાનને માટે વેદ અસલથીજ યોગ્ય છે, અને તે યોગ્યતાનો આપણે સ્વીકાર પણ કરીએ છીએ, તે સ્થાન વેદને આપો, જે જ્ઞાનભંડાર, જે સંસ્કૃતિ આજ સેંકડો વર્ષથી બ્રહ્માણોએ ટ્રસ્ટીની માફક જાળવી રાખ્યા છે તે તેમણે હવે એ ભંડારના ખરા માલીક જનસમુદાયને સ્વાધીન કરી દેવા જોઇએ.



*

વેદનાં મહાન જ્ઞાન-ભંડારનો ઉપયોગ કરવાનો અધિકાર સર્વ મનુષ્યજાતિને છે એવી જોશભેર ઘોષણા કરનાર આદર્શ આર્યસમાજ ...

ઉદ્ધારક **મહર્ષિ સ્વામી શ્રી દયાનંદજી મહારાજ** પ્રતિપાદન કરે છે કે—ઈશ્વરની બનાવેલી જે ચાર મંત્રસંહિતા છે તેજ સ્વતઃ પ્રમાણુ માનવા યોગ્ય છે, અન્ય નહિ. સર્વ મનુષ્યો વેદ ભણી ભણાવીને, તથા સાંભળી સંભળાવીને, વિજ્ઞાનને વધારીને સારી વાતો ગ્રહણ કરી ખરાબ વાતો ત્યાગ કરીને દુઃખોથી મુક્ત થઈ આનંદને પ્રાપ્ત કરો ? દેશની ઉન્નતિ શી રીતે સાધશો ? દેશને જે રોગ લાગ્યો છે તેની દવા તમારી પાસે નથી, માટે હજી પણ સમજીને વેદાદિ અનુસાર દેશોન્નતિ કરવા માંડશો તો સારૂં છે. **વૈદિકધર્મનાં પ્રચાર સિવાય દેશોન્નતિ અસંભવિત છે.**



*

મહાસિદ્ધ તપોનિધિ ગોસ્વામી **શ્રી વિજયકૃષ્ણ મહારાજ** વદે છે...ધર્મ સંબંધી કોઈપણ વિષય સમજવો હોય તો પ્રાચીન ગ્રંથજ વાંચવો. **વેદ, ઉપનિષદોનું યથાર્થ જ્ઞાન થયા વગર હિન્દુ શાસ્ત્રો સમજી શકાવાં અઘરાં છે.**



*

યોગીશ્રેષ્ઠ **શ્રી અરવિંદ ઘોષ** કહે છે......ઋષિઓ સ્વયં કહે છે તેમ વેદ રહસ્યમય શબ્દોથી ભરેલાં છે. એ શબ્દો એવા છે કે જેનો ગૂઢ અર્થ તત્વદ્રષ્ટાજ ગ્રહણ કરી શકે. જે ગૂઢ અર્થ અને ઉચ્ચતર મનોવૈજ્ઞાનિક તથા આધ્યાત્મિક સત્ય, એ મંત્રોમાં સ્થાપિત કરેલાં છે, તેજ એ પુસ્તકને " વેદ " એવું નામ આપે છે, " વેદ એટલે જ્ઞાનનો ગ્રંથ." **આથીજ વેદમાં વિજ્ઞાનનાં સત્યો તેમજ ધર્મનાં સત્યો સમાયેલાં છે એવું સ્વામી શ્રી દયાનંદજી કહે છે તેમાં જરાપણ અતિશયોક્તિ નથી.** મારી પોતાની તો પ્રતીતિ છે કે આધુનિક જગતને જેનું જ્ઞાન નથી, એવાં વિજ્ઞાનનાં સત્યો પણ વેદમાં છેજ. અમરત્વનું મહત્તર સત્ય, મર્ત્ય



સત્તાનું તુલનાત્મક મિથ્યાત્વ, સત્ય અને મિથ્યાનું મિશ્રણ, મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિ, જે એને ઐહલૌકિક અર્થાત્ સાંસારિક સત્તામાંથી છોડાવી, પારલૌકિક સુખ (મુક્તિ) સુધી પહોંચાડે છે, આ બધું પ્રાચીન ઋષિઓની વાણીમાં " વેદમાં " તાદશ્ય થાય છે.

સ્વાધ્યાય મંડળના સુયોગ્ય સંચાલક પંડિત શ્રી સાતવલેકરજીએ છેલ્લાં ૨૨ વર્ષમાં વેદવિષયક અનેક નાના મોટા ગ્રંથો સંસ્કૃત, હિન્દી, મરાઠી તેમજ ગુજરાતીમાં પ્રસિદ્ધ કરીને ભારતવર્ષની મહાન સેવા કરી છે. તેમનાં સંગીન કાર્યથી આપણા દેશનાં આચાર્યો, નેતાઓ, સાહિત્ય-સેવકો, યુનિવર્સીટીનાં તેમજ સંસ્કૃતપાઠશાળાનાં પ્રોફેસરો અને અધ્યાપકો, અને વિદ્વાન સાધુ સંન્યાસીઓ કેટલા સંતુષ્ટ થયા છે તે તેઓનાં તરફથી આપવામાં આવેલા અભિપ્રાયો ઉપરથી જાણી શકાય છે.

*

વિશ્વવંદ્ય મહાત્મા **ગાંધીજી** સેવાગ્રામ તા. ૨-૨-૪૧ નાં પત્રથી લખે છે......भाई सातवलेकरजी ! वेदोंके पुस्तक प्रकाशनके लिये धन्यवाद ! आपके प्रचार-कार्य पर मैं तो हमेशा मुग्ध रहा हूं। " बापूका आशीर्वाद "

*

કાકા શ્રી કાલેલકરજી કહે છે

पं. श्रीपाद दामोदर सातवलेकरजीके कार्यसे कौन परिचित नहीं है। स्वाध्याय मंडल द्वारा उन्होंने संस्कृत भाषा, वेदविद्या, और भारतीय संस्कृति का प्रचारके लिये अनन्य निष्ठासे जो महेनत उठाया है वह शायद आजके जमानेमें अद्वितीय है। हिन्दी और मराठी भाषाद्वारा उन्होंने वैदिक और भारतीय संस्कृतिका परिचय भारतको करवाया है।



वे वैदिक मंत्रोंके केवल अर्थ ही नहीं करते हैं किन्तु मंत्रोंका दोहन करके उनमेंसे जितना अमृत-दुग्ध

निकल सकता है वह सारा दुहकरके हमारे सामने धर देते हैं। उपनिषदोंके अर्थ लगानेमें भी पंडितजीने अपनी प्रतिभाका अच्छा परिचय दिया है।

*

વડોદરાની સુપ્રસિદ્ધ ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝનાં પ્રખર સંચાલક **શ્રી. વિનયતોષ ભટ્ટાચાર્યજી** એમ. એ. પી. એચ. ડી. લખે છે કે...



The Swadhyaya Mandal of Aundh is engaged in the most laudable work of popularizing amongst the Hindi Knowing public, the noble teachings embodied in the Vedas and the Puranas. The Hindi translation of the Atharvaveda and the Mahabharata will for ever stand as a Glorious monument of the industry, labour and foresight of the organisers of the Mandal.

*

બરોડા કૉલેજનાં સંસ્કૃતનાં પ્રોફેસર **શ્રી ગોવિન્દલાલ હ. ભટ્ટ,** એમ. એ. લખે છે......



" સ્વાધ્યાય મંડળ ", વૈદિક સાહિત્ય, યોગ, મહાભારત તથા ગીતા વિષેનાં અનેક ઉત્તમ પુસ્તકો પ્રસિદ્ધ કરી વિદ્દ્વર્ગની ખરેખરી સેવા બજાવી રહ્યું છે. પંડિતજીની ગીતા ઉપરની " પુરૂષાર્થ બોધિની " ટીકા ગુજરાતીમાં પ્રસિદ્ધ થાય છે, ગુજરાતની ધાર્મિક જનતાને આથી ઘણો ભારે લાભ થશે એમાં શંકા નથી. દરેક ધર્મપ્રિય વ્યક્તિએ આ ગ્રંથ ખરીદવા જેવો છે તેમાં જરાય અતિશયોક્તિ નથી.

*

ક્યુરેટર ઓફ લાયબ્રેરીઝ વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાનાં વડા શ્રી ત્ર્યંબક વિનાયક વાકનીસ, એમ. એ. સ્વાધ્યાય મંડળની રૂા. ૧૦૦)ની યોજના વધાવી લેતાં લખે છે—" **આ યોજના પ્રમાણે જેટલા જલ્દી ગ્રાહક થવાય તેમ વધારે સારૂં.**"



*

**શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી,** મુંબાઇ સરકારનાં ભૂતપૂર્વ ગૃહ-સચિવ, મંડળને પ્રોત્સાહન આપતાં લખે છે કે..." તમારો પ્રયાસ યશોજ સ્તુત્ય છે, ગુજરાત ઉપર તમે ઉપકાર કરી રહ્યા છો."

*

મુંબાઇ ધારાસભાના લોકપ્રિય પ્રમુખ **શ્રી. વાસુદેવ ગણેશ માવલંકર** લખે છે...**I congratulate the Mandal on the valuable services, it is rendering to the cause of Indian Culture.**

*

પ્રસિદ્ધ થયેલાં ઉપયોગી પુસ્તકો, આપણુને સોંઘે ભાવે મળી શકે તેવી યોજના વધાવી લેવા સરખી છે. હું આ યોજનાની સફળતા ઇચ્છું છું.

*



લોકસંગ્રહી, ગીતાભ્યાસ, સ્વામી **શ્રી વિદ્યાનંદજી મહારાજ** જણાવે છે કે......ગુજરાતી વિભાગ વડોદરામાં ચાલુ કરવાથી ગુજરાતની જનતાને પણ વેદામૃત પાનનો અલભ્ય લાભ મળશે. આ જનકલ્યાણના કાર્યમાં પંડિતજીનો ઘણા વર્ષોનો પરિશ્રમ છે. પ્રભુઃ તેમના પરિશ્રમને સફળ કરે, અને એમનાં કાર્યને જનતાનો સારો સહયોગ મળે એમ ઇચ્છું છું. મારા તેમને આશીર્વાદ છે.



# સ્વાધ્યાય મંડળ, ઔંધ (જિલ્લો સતારા)નાં

## હિન્દી પુસ્તકો

| | કિંમત | ટપાલખર્ચ |
|---|---|---|
| ૧ ઋગ્વેદ-સંહિતા | ૫) | ૧) |
| ૨ યજુર્વેદ-સંહિતા | ૨) | ૦॥ |
| ૩ સામવેદ | ૩) | ૦॥ |
| ૪ અથર્વવેદ | ૩) | ૦॥ |
| મહાભારત આદિપર્વ | ૬) | ૧। |
| ,, સભાપર્વ | ૨॥ | ૦॥ |
| સંસ્કૃત પાઠશાળા | ૬॥ | ૦॥≈ |
| વૈ. યજ્ઞસંસ્થા ભા. ૧ | ૧) | ૦। |
| **અથર્વવેદકા સુબોધ ભાષ્ય** | | |
| ૧ પ્રથમ કાણ્ડ બાંધેલું | ૨) | ૦॥ |
| ૨ દ્વિતીય કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૩ તૃતીય કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૪ ચતુર્થ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૫ પંચમ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૬ ષષ્ઠ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૭ સપ્તમ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૮ અષ્ટમ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૯ નવમ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૧૦ દસમ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૧૧ એકાદશ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૧૨ દ્વાદશ કાણ્ડ ,, | ૨) | ૦॥ |
| ૧૩ ત્રયોદશ કાણ્ડ ,, | ૧) | ૦॥ |
| ૧૪ ચતુર્દશ કાણ્ડ ,, | ૧) | ૦॥ |
| ૧૫થી૧૮ સુધી ૪ કાણ્ડ | ૨॥ | ૦॥ |
| છૂત ઔર અછૂત | ૧॥ | ૦॥ |
| ભગવદ્ગીતા(પુરુષાર્થબોધિની) | ૯) | ૧॥ |
| મહાભારતસમાલોચના(૧ ૨) | ૧) | ૦॥ |
| વેદસ્વયંશિક્ષક(ભા.૧-૨) | ૩) | ૦॥ |
| **યોગસાધનમાલા** | | |
| ૧ સંધ્યોપાસના | ૧॥- | ૦|- |
| ૨ યોગના આસન (સચિત્ર) | ૨) | ૦|≡ |
| ૩ બ્રહ્મચર્ય | ૧) | ૦|- |
| ૪ યોગસાધનકી તૈયારી | ૦॥ | ૦)= |
| યજુ. અ. ૩૬ શાંતિકા ઉ. | ૦॥= | ૦)= |
| શતપથબોધામૃત | ૦। | ૦)- |

| દેવતાપરિચય-ગ્રંથમાલા | કિં. | ટ.ખર્ચ |
|---|---|---|
| ૧ રુદ્રદેવતા પરિચય | ૦॥ | ૦)= |
| ૨ ઋગ્વેદમાં રુદ્રદેવતા | ૦॥= | ૦)= |
| ૩ દેવતાવિચાર | ૦)≡ | ૦)- |
| ૪ અગ્નિવિદ્યા | ૧॥ | ૦)- |
| **બાલકધર્મશિક્ષા** | | |
| ૧ પ્રથમ ભાગ | ૦)- | ૦)- |
| ૨ દ્વિતીય ભાગ | ૦)= | ૦)- |
| ૩ વૈદિક પાઠમાલા પ્રથમ પુ. | ૦)≡ | ૦)- |
| **આગમનિબંધમાલા** | | |
| ૧ વૈદિક રાજ્યપદ્ધતિ | ૦|- | ૦)- |
| ૨ માનવી આયુષ્ય | ૦| | ૦)- |
| ૩ વૈદિક સભ્યતા | ૦॥ | ૦)≡ |
| ૪ વૈદિક ચિકિત્સાશાસ્ત્ર | ૦|= | ૦)- |
| ૫ વૈદિક સ્વરાજ્યની મહિમા | ૦॥ | ૦)= |
| ૬ વૈદિક સર્પવિદ્યા | ૦॥ | *)= |
| ૭ મૃત્યુકો દુર કરનેકા ઉપાય | ૦॥ | ૦)= |
| ૮ શિવસંકલ્પકા વિજય | ૦॥ | ૦)= |
| ૯ વેદમેં ચર્ખા | ૦॥ | ૦)= |
| ૧૦ વૈદિક ધર્મકી વિશેષતા | ૦॥ | ૦)= |
| ૧૧ તર્કસે વેદકા અર્થ | ૦॥ | ૦)= |
| ૧૨ વેદમેં રોગજંતુશાસ્ત્ર | ૦)≡ | ૦)- |
| ૧૩ વેદમેં લોહેકે કારખાને | ૦|- | ૦)- |
| ૧૪ વેદમેં કૃષિવિદ્યા | ૦)≡ | ૦|- |
| ૧૫ બ્રહ્મચર્યકા વિઘ્ન | ૦)= | ૦)- |
| ૧૬ ઇંદ્રશક્તિકા વિકાસ | ૦॥ | ૦)= |
| **ઉપનિષદ્-માલા** ૧ ઇશોપનિષદ્ | ૧) | ૦)- |
| ૨ કેન ઉપનિષદ્ | ૧। | ૦|- |
| ૧ વૈદિક અધ્યાત્મવિદ્યા | ૦॥ | ૦)= |
| ૨ ગીતા-લેખમાલા ૧થી૭ ભા. | ૫॥ | ૧॥ |
| ૩ ગીતા-સમીક્ષા | ૦)= | ૦)- |
| ૪ યજ્ઞોપવીત-સંસ્કારરહસ્ય | ૨॥ | ૦॥ |
| ૫ ભગવદ્ગીતા (પ્રથમ ભાગ) (માયાનન્દી ભાષ્ય) | ૧) | ૦|- |
| ૬ ભક્ત કે ભગવાન્ | ૦॥ | ૦)= |
| ૭ વેદોક્ત પ્રજનનશાસ્ત્ર | ૦)≡ | ૦)- |

લુહાણામિત્ર પ્રેસ-વડોદરા

Reg. No. B. 1785

૧૯૯૮ 卐 આસો

# પાટીદાર

卐 卐

વર્ષ ૧૯ 卐 અંક ૧૨

## જીર્ણ ખરી પડો, નવીનને સ્થાન આપો.

વૃક્ષ ઉપરનાં જૂનાં પીળાં સૂકાં પત્ર ખરી પડે, નવીન રસપોષક પર્ણને સ્થાન આપે; તેમ હવે આ જૂનું વર્ષ આ માસે ખરી પડે છે, નવીન આશાજનક વર્ષને સ્થાન આપે છે. જૂનું—જીર્ણ થઇ ગએલું, નીરસ થઇને સુકાઇ ગએલું સૌ ખરી પડો; નવીન સત્ત્વને સ્થાન આપો. જીર્ણ થઇ ગએલાં, સ્થિતિસ્થાપક, પ્રગતિબાધક સૌ શાસ્ત્ર ખરી પડો; નવીન સ્થિતિઉચ્છેદક, પ્રગતિસાધકને સ્થાન આપો. નિરુપયોગ, નિઃસત્ત્વ સૌ રૂઢિરિવાજ ખરી પડો; નવીન કલ્યાણસાધક શુદ્ધતત્ત્વને સ્થાન આપો. જીર્ણ થઇ ગએલા, સ્થિતિસ્થાપક પ્રગતિબાધક સૌ સમાજ ખરી પડો; નવીન સ્થિતિઉચ્છેદક, પ્રગતિસાધક સમાજને સ્થાન આપો. વિચારે-આચારે વૃદ્ધ થઇ ગએલાં, પલિત, ગાત્રગલિત, સ્થિતિસ્થાપક, પ્રગતિબાધક સૌ નરનારી ખરી પડી વાનપ્રસ્થ લો; નવીન સ્થિતિઉચ્છેદક, પ્રગતિસાધક, શૂરવીર યુવકયુવતીને સ્થાન આપો. સૌ જીર્ણ ખરી પડો; નવીનને સ્થાન આપો.



 

તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ





૧. 'પાટીદાર'માં જતી ખોટ પેટે પીજના ભાઈ સોમાભાઈ મૂળજીભાઈ પટેલે સહૃદયતાથી રૂા. ૧૦૧ આપ્યા છે, તે માટે તે ભાઈનો હું ઉપકાર માનું છું.

૨. આફ્રિકાના ગ્રાહકભાઈઓને અનેક વાર સૂચના કર્યા છતાં બાકી લવાજમવાળા ભાઈઓએ પોતાનું ચઢેલું લવાજમ મોકલ્યું નથી. તેમને સૂચના કરવાની કે દિવાળી પહેલું તેમાંથી જેમનું લવાજમ નહિ આવ્યું હશે તેમને કાર્તકના અંકથી 'પાટીદાર' મોકલવું બંધ કરવું પડશે. વળી સાથેજ આવતા વર્ષનું લવાજમ એ અને બીજા સૌ ભાઈઓ મોકલી દે એવી આશા છે.

૩. વડોદરાના સૌ ગ્રાહકભાઈઓને જણાવવાનું કે આજ સુધી ત્યાંના સર્વે ભાઈઓને 'આર્ય સુધારક' પ્રેસમાં લવાજમ ભરવાની વ્યવસ્થા હતી, પણ તે પ્રેસ ઉપર સરકારનું સીલ વાગ્યું છે. માટે સૌ ભાઈઓને સૂચવવાનું કે તેમણે પોતાનું લવાજમ રૂા. ૨-૦-૦ અહીં મોકલવું, અથવા પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં (તેમના કમીશન સાથે) રૂા. ૨-૧-૦ ભરવું. દિવાળી સુધીમાં જેનું લવાજમ નહિ આવ્યું હશે, તેને કાર્તકનો અંક વી. પી.થી મોકલવામાં આવશે અને તેના રૂા. ૨-૫-૦ આપી જે તે ગ્રાહક સ્વીકારી લેશે એવી આશા છે.

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ઉગિયારાંકર જીવણલાલ ઠાકરે છાપ્યું અને લીલાવતીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૧૨:૧૦:'૪૨.

## 'પાટીદાર'ના ગ્રાહકોને અને વાચકોને

**"જો તમને** નાટકમાં મજા પડે તો તેના લેખકને તથા તેના નટોને તાળીઓ પાડી વધાવી લો. ગ્રંથલેખકને આવાં કંઇ વધામણાં હોતાં નથી. એ તો પોતાના પુસ્તકના વેચાણથીજ એ લોકપ્રિય થઇ પડયું છે કે નહિ તેનો ક્યાસ કાઢે. તેથી જો આ પુસ્તક તમને ગમ્યું હોય તો તેને વિષે તમારા મિત્રોને ભલામણ કરજો. એક ગ્રંથપ્રકાશકે અઙ્ગણા કરેલી ગણતરી ઉપરથી જણાયું છે (જો અત્યાર સુધી ન જણાયું હોય તો), કે પુસ્તકની જાહેરખબરો કે તેનાં સારાં અવલોકનો જોઇને એ પુસ્તક જેટલા લોક વાંચે છે તેના કરતાં મિત્રોની ભલામણથી વધારે લોક વાંચે છે." પ્રખ્યાત લેખક બર્નાર્ડ શૉના એક પુસ્તકમાં ઉપર પ્રમાણે પ્રકાશકની નોંધ છે. **'પાટીદાર'ના વાચકોને પણ એજ ભલામણ કરવી ઠીક લાગે છે. આશા છે કે તેઓ ગ્રાહક વધારશે.**

---

માસિકનું સાધારણ વર્ષ આસો માસે પૂરું થાય છે અને તેથી ૧૯૯૯નું લવાજમ વસુલ કરવા માટે કાર્તિકનો અંક વી. પી.થી મોકલવામાં આવશે. વી. પી.ને બદલે લવાજમ મની ઓર્ડરથી મોકલવાથી ૦–૩–૦ અને હાથોહાથ પહોંચાડવાથી ૦–૫–૦ બચાવી શકાશે. તેથી તેવું ઇચ્છનાર ગ્રાહક દિવાળી પહેલાં પોતાનું લવાજમ અહીં પહોંચાડી દેશે એવી આશા છે. જેને ગ્રાહક રહેવાની ઇચ્છા ના હોય, તે દિવાળી પહેલાં તેમ જણાવી દેશે તો ઉપકાર થશે, જેથી મને વી. પીના નુકસાનમાં ઊતરવું પડે નહિ.

**વિદ્યાર્થીઓને** અને ગુજરાતી **શાળાના શિક્ષકોને** હજુ દોઢ રૂપિયે 'પાટીદાર' આપી શકાય એમ છે, માટે એમણે પણ દિવાળી પહેલાં પોતાનું લવાજમ મોકલી દેવું. આ વર્ગના ગ્રાહકોએ પોતાની શાળાને જ સરનામે 'પાટીદાર' મંગાવવું. આ ફંડમાં ભાઇઓ ઉદાર હાથે પૈસા આપે એવી આશા છે.

**બેનોને** પણ ઉપરની યોજનાએ રૂ. ૧૫માં 'પાટીદાર' અપાય છે. વળી ઇચ્છે તે સધવા બેનોને માટે રૂ. ૦ા અને વિધવા બેનોને માટે રૂ. ૧ લવાજમમાં મદદ કરવાની પોતાની ઉદાર યોજના 'પાટીદાર ભગિનીસમાજે' ચાલુ રાખી છે, તેથી સધવા બેનોને રૂ. ૧માં અને વિધવા બેનોને રૂ. ૦ાામાં 'પાટીદાર' આપી શકાશે. આ યોજનાનો લાભ જે બેનોએ લેવો હોય, તેમણે પોતાને હાથે કાગળ લખી પોતાનું લવાજમ તુરત જ મોકલી દેવું.

એવું જાણવામાં આવ્યું છે કે કેટલાક **ભાઇઓ** પોતાને નામે માસિક મંગાવવાને બદલે આ યોજનાનો લાભ લેવા કોઇ **બેનને** નામે મંગાવે છે. વળી કેટલાક ભાઇઓ શિક્ષકો કે વિદ્યાર્થીઓ નથી રહ્યા, છતાં રૂ. ૧ાામાં માસિકનો લાભ લે છે. રૂપિયા દોઢ રૂપિયાને માટે કોઇ **પાટીદાર ભાઇ** આવી પામરતા ના જ દેખાડે અને તેઓ રૂ. ૨ મોકલી 'પાટીદાર' મંગાવે એમ ઇચ્છીએ.

જે કોઇ શિક્ષક, વિદ્યાર્થી કે બેન આ ફંડનો લાભ, બીજાં લેઇ શકે એ માટે, પોતે લેવા ન ઇચ્છે તે પોતાનું લવાજમ પૂરા રૂા. ૨ મોકલી દે.

બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાનો ફંડમાં પૈસા આવશે તો વિનાલવાજમ માસિક લેવા ઇચ્છનાર બેનોને સંવત ૧૯૯૯માં તેવી રીતે આપી શકાશે. આશા છે કે **સ્ત્રીવાચનથી સમાજને લાભ છે, એવું માનનાર ભાઇબેનો આ યોજના તરફ પોતાનો ઉદાર હાથ લંબાવશે.**

## લવાજમ આપવાનાં સ્થાન:

### દેશમાં

ધંટોલી: ભાઇ સોમાભાઇ ખુશાલભાઇ પટેલ

નડિઆદ: ભાઇ સોમાભાઇ દેસાઇભાઇ પટેલ, ભવાનીદાસની ખડકી, દેસાઇ વગો

નાર: ભાઇ જીવાભાઇ રણછોડભાઇ પટેલ, મોટી ખડકી

મુંબાઇ: મેસર્સ જીવાભાઇ બી. પટેલ એન્ડ સન, ૨૨૯, આરજ બંગલો, ખેતીવાડી મેન રોડ, બારમી ગલી માગે

વડોદરા: આર્ય સુધારક પ્રેસ, ભૂતડીને ઝાંપે

વસો: ભાઇ કાળિદાસ લલ્લુભાઇ પટેલ, સહકારી બેંક, લિ.

કલકત્તામાં ધી બૉમ્બે ફાઇન આર્ટ પ્રિંટિંગ વર્કસ, ૫૬/૧, કેનિંગ સ્ટ્રીટ, એ સરનામે મોકલેલો અંક તથા લખેલો કાગળ 'માલેકનો પત્તો નથી' એવો ટપાલનો શેરો થઇ પાછા આવ્યા છે, માટે ત્યાંના ગ્રાહકોએ હાલ લવાજમ અહીં મોકલવું. જેમણે દિવાળી પહેલાં પોતાનું લવાજમ અહીં નહિ પહોંચાડયું હોય, તેમને કાર્તકનો અંક વી. પી થી મોકલવામાં આવશે.

### વિદેશમાં

કેરીચો: ભાઇ રણછોડભાઇ જી. પટેલ, પો. બો. ૪૦

જિન્જા: „ રાવજીભાઇ ચતુરભાઇ પટેલ, પો. બો. ૧૪૩

ટાંગા: „ કાલાભાઇ ડી. પટેલ, કસ્ટમ્સ ડિપાર્ટમેન્ટ

દારેસલામ: „ અંબાલાલ સી. પટેલ, પો. બો. ૧૯૨

નૈરોબી: „ મોહનભાઇ દેસાઇભાઇ પટેલ, રિગલ પ્રેસ, તથા
„ કાળિદાસ હાથીભાઇ પટેલ, પો. બો. ૧૬૬૧

નકુરૂ: „ નારણભાઇ ગોકળદાસ પટેલ, C/o મેસર્સ ઇબ્રાહિમ કરીમબક્ષની કું.

મોમ્બાસા: „ રમણભાઇ ન. પટેલ, પો. બો. ૧૧૦

મ્બાલે: „ ધનજીભાઇ લાલાજી પટેલ, પો. બો. ૧૧૧.

કંપાલામાં લવાજમ વસુલ કરવાનું કામ હાલ ખોળંબે પડ્યું છે, માટે જેમનું લવાજમ બાકી હોય તેમણે બાકીનું અને સૌ ગ્રાહકોએ '૯૯ની સાલનું લવાજમ બીજી સૂચના અપાતા સુધી બારોબાર અહીં મોકલવું.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૮<br>વર્ષ ૧૯ | આણંદ | આસો<br>અંક ૧૨ |
|---|---|---|


## કન્યાની પસંદગી કે........?

"કેમ મામા!" દિનેશે આંગણામાં પગ મૂકતાંજ તુલસીકૃત રામાયણ વાંચતા મામાને બોલાવ્યા.

ચશ્માની જર્જરિત દાંડીને હાથનો ટેકો આપી ઊંચી દૃષ્ટિ કરતાં મામાએ આંખ ખેંચી કહ્યું: "કોણ દિનેશ!" અને "આવ" કહેવા જતાં પાછળ બીજા બે યુવકોને જોઈ એમણે જીભનો લવો વાળ્યો: "આવો!"

ખાંકડા ઉપર બેઠક લેતાં પ્રથમ વાતચીત થઈ ગઈ હોય તેમ દિનેશે આંગળી કરી કહ્યું: "મેં તમને આપણા અરવિંદ માટે વાત કરી હતી તે આ નરેન્દ્ર."

વૃદ્ધની અનુભવી આંખ, જાણે આજકાલનો છોકરો વિવાહ જેવી ગૂઢ આંટીઘૂંટીમાં શું સમજતો હશે, માનો એની પરીક્ષા કરતી હોય તેમ બારીક નિરીક્ષણ કરવા લાગી.

દિનેશ અને નરેન્દ્રને પરિચયમાં લાવનાર મહેન્દ્રે વધુ ઓળખાણ આપવા માંડી: "સારી રીતે ઓળખાવું? 'સંસારસુધારા' માસિકમાં એમના કાયમ લેખ આવે છે. બી. એ. થઈ નોકરી ન કરતાં એમણે ગામની અને જ્ઞાતિની સેવા આરંભી છે. પ્રૌઢશિક્ષણ દ્વારા આખા ગામને સાક્ષર કરી દીધું. કુરૂઢિના પ્રખર વિરોધી છે."

લક્ષ્મીદાસ, આ પરિચયથી પોતાના ઉપર કી અસર થાય છે તેની બિલકુલ છાપ મુખ ઉપર પડવા દીધા વગર જાણે એ સર્વ માહિતી અંતરના કોઠારમાં ઠાલવતા હોય તેમ ડોકું ધુણાવ્યે જતા હતા. ત્યાં સુધીમાં ટેલિફોન થતાં એમના બેચ્યાર હિતેચ્છુઓ આવી પહોંચ્યા. એ લોકો પણ આગળથી માહિતગાર હોય તેમ ચાલુ વાત સાંભળવામાં અડચણ ન પડી.

મહેન્દ્ર હજુ પરિચય આપ્યે જતો હતો: "એમણે પોતાના વિચારો લોકોને જણાવ્યા છે, એટલું જ નહિ પણ એને જીવનમાં ઉતારી બતાવ્યા છે. ગામના યુવકોનો પણ એમાં સારો સહકાર છે. ગાંધીવાદી છે—વાણી-સ્વાતંત્ર્યના આ છેલ્લા સત્યાગ્રહમાં એ ચાર માસ જેલ જઇ આવ્યા છે. એમને લીધે આજે ગામમાં ચાળીશ રેંટિયા ફરે છે."

આટલું ઓળખાણ પૂરતું થઇ ગયું હોય તેમ માની મગનભાઇએ પૂછ્યું: "છોડી કેટલું ભણેલી છે?"

નરેન્દ્ર: "અંગ્રેજી પાંચ."

શંકરભાઇએ ઊલટ તપાસ કરી: "ગામમાં કે કોઇ સંસ્થામાં?"

નરેન્દ્ર: "ત્રણ ગામમાં અને બે વિઠ્ઠલ કન્યાલયમાં."

રેવાભાઇ: "ઉમર કેટલી?"

નરેન્દ્ર: "સોળ વર્ષ."

એ વાત ચાલતી હતી ત્યાં તો લક્ષ્મીદાસે અંદર જવાનું બહાનું કાઢ્યું: "કેમ ચા થઇ કે?" અને એ ઊઠીને અંદર જાય ત્યાં તો મગનભાઇએ કહ્યું: "તમે બેસી રહોને કાકા, હું લેતો આવું છું." ને સાથે એ પણ અંદર ગયા.

ઊકળતી ચાના ચૂલા આગળ બેસી મામા બોલ્યા: "મગન! શું કહેવું છે?"

મગનભાઇએ પોતાના મનની વાત દબાવતાં કહ્યું: "એ તો જેવો તમારો વિચાર."

ઊભરાતી ચાની તપેલીને સાણસી વતી નીચે ઉપર કરતાં રતનબા બોલ્યાં: "છોડી કેવડી છે?"

લક્ષ્મીદાસ મનની વરાળ કાઢતાં બોલ્યા: "છોડી સાવ સોનાની હોય પણ એમાં આપણે શું વળ્યું?"

પ્યાલામાં ચા ગાળતાં રતનબાએ પૂછ્યુ: "કેમ?"

મનમાં છુપાવી રાખેલો ભાવ બહાર ઠાલવતાં લક્ષ્મીદાસ બોલ્યા: "ના સાંભળ્યું, પેલા એમના ભાઇબંધ મોટી વાત કરે છે તે? મોટા સુધારક છે—લેખક છે—જેલમાં જઇ આવ્યા છે."

મગનભાઇ વચ્ચે બોલ્યા: "એમના મનમાં જાણે એ બધું કહેવાથી અંજાઇ જશે."

લક્ષ્મીદાસ: "હું તો માણસને જોતાંની સાથે જ પારખી લેઉં. ખાદીનાં કપડાં જોયાં ત્યારથી જ હું તો સમજી ગયો હતો કે આમાં કંઇ વળે એવું નથી."

રતનબા કંઇ સમજ્યાં એટલે બોલ્યાં: "એવું હાલે હાલું નથી કરવાનું. આપણી છોડીઓ લેતી વખતે ઓછું કોઇએ મૂકી દીધું છે?"

લક્ષ્મીદાસ: "હું કંઇ ગાંડો છું તે એમ હા પાડવાનો હતો!" અને હજુ ચોક્કસ નિર્ણય ઉપર આવવા ગત ખૂટતા હોય તેમ તેમણે બૂમ પાડી: "શંકરભાઇ!" અને એ ઊઠીને અંદર જાય તે પહેલાં બીજી બૂમ પડી: "રેવાભાઇ!" બંને અંદર ગયા ને મોહનભાઇ બહાર મહેમાનનું સ્વાગત (ચોકી) કરવા બાકી રહ્યા!

લક્ષ્મીદાસ અભિપ્રાય પૂછે તે પહેલાં શંકરભાઇ બોલી ઊઠયા: "એમાં કંઇ વળે એવું નથી. બાપનું બારમું તો કર્યું નથી, ત્યારથી નથી સમજતા કે એ શું આપવાના હતા?"

રેવાભાઇ બોલ્યા: "પણ ભાણાને તો પૂછો. એને વાત તો કરી હશે ને."

અનુભવી લક્ષ્મીદાસે વગર પૂછ્યે પ્રત્યુત્તર આપ્યો: "એ બધું સરખું વાજું છે. લગ્ન એ કંઇ નાના છોકરાના ખેલ છે? આમાં કયો મોટો છે તે એની વાતમાં ભરોસો રાખી શકાય? દિનેશે સાધારણ વાત કરી ત્યારે મેં કહ્યું હતું કે સારું. એ પ ઓળખતો તો નથી. વચ્ચે પેલા ભાઇ શું છે, એમને લીધે એ તો લાવ્યો છે."

વહુનો લહાવો લેવાની ઉતાવળ હોય તેમ રતનબા વચ્ચે બોલ્યાં: "છતાં ભાણાને પૂછવામાં શું જાય છે?"

જરા ચિડાતાં લક્ષ્મીદાસ બોલ્યા: "હજુ પૂછવાનું બાકી હોય તો ખાત્રી કરી જો." અને એમણે બૂમ પાડી: "દિનેશ!"

એ અંદર જઇ નીચે બેઠો એટલે રતનબાએ વાત કરી: "આપવા-લેવાની તને કંઇ વાત કરી છે?"

"ના." દિનેશે કહ્યું.

"તેં અગત્યની વાત વાતમાંય પૂછી ના જોયું!" રતનબા આશ્ચર્ય પામ્યાં.

"એમાં શું પૂછવાનું હતું!" દિનેશે સામો અચંબો દર્શાવ્યો.

"લે સાંભળ!" લક્ષ્મીદાસે સહેજ મોટે અવાજે કહ્યું.

મગનભાઇએ પૂછ્યું: "તમે એમનું ઘર જોયું છે?"

"ના."

શંકરભાઇ: "ત્યારે તમેય ભલા માણસ છો ને! કંઇ જાણ્યા કર્યા વગર એમને શું જોઇને તેડી લાવ્યા?"

દિનેશ: "એમાં જાણવાનું શું હતું? એમને નામથી બધા ઓળખે છે. સારૂં ખોટું તે કંઇ ઢાંક્યું રહેતું હશે?"

લક્ષ્મીદાસ મનમાં ખીજાઇને બોલ્યા: "એમ ઓળખ્યે શું વળ્યું? અંદરની વાત જાણવી જોઇએ ને?"

મગનભાઇ: "હવે એ બધી વાત જવા દો ને. જે કહેવું હોય તે કહી દેવાનું."

બધા ઊઠીને બહાર ગયા છતાં મામીએ દિનેશને ઊભો રાખ્યો. અને ખાનગી વાત કરવાની રહી ગઇ હોય તેમ કહ્યું: "જો ભાણા, આપણે રોકડ કંઇ જોઇતું નથી. ૫૦૧ ચાંલો કરશે એટલે બસ! પણ ચાર મંગળની જણશો—માટલીનો અછોડો વગેરે થઇને, નહિ નહિ તોય બસો ચારસોની ગતા તો આવવી જોઇએ ને? છોડીને તો એમના ઘરને શોભે તેટલી કરાવે. ના જોયું આ વેરીભાઇએ ૧૦૧ તોલાની જણશો આપી. પણ આપણે કંઇ ઓછી એટલી કહીએ છીએ? ત્રીસ–ચાલીસ તોલામાં તો શું દીઠું!"

અને શ્વાસ ખાઇ એ આગળ બોલ્યાં: "જા, એટલું હા પાડતાં હોય તો તારા મામા ના કહેશે, તોય હું હા પડાવીશ. એમાં કંઇ કાંકો માર્યો છે? પચાસ–સોની રકમ આમ કે તેમ!"

દિનેશ છૂટી પડતાં બોલ્યો: "એવી વાત તો મારાથી ન થાય, મામી!"

"ત્યારે તું ઓળખે છે તો ખરો કે હું સહેજ ઓછું હોય તો ચલાવી લઉં, પણ તારા મામા લૂખું ખાય એવા ક્યાં છે?"

મામીની વાત પતાવી દિનેશ બહાર આવ્યો ત્યારે લક્ષ્મીદાસ પોતાની અશક્તિ જણાવી રહ્યા હતા: "દિનેશે મને પહેલી વાત કરી ત્યારે ખોટું શું કરવા બોલું–મારો પૂરો વિચાર. જો કે અરવિંદ તો પહેલેથી જ કહે છે કે મારે બી. એ. થયા વિના લગ્ન કરવું જ નથી. છતાં આવું ઘર મળતું હોય તો કરી દેવામાં શો વાંધો? છોકરાને ઓછો પરણાવ્યા વગર રાખવાનો છે? પરંતુ જુઓ આ પત્ર..." કવરસહ પત્ર બાંકડા ઉપર નાખતાં એ બોલ્યા: "એનો મોટો ભાઇ જીંજાથી ચોક્ખું ના જ લખે છે કે કોઇ હિસાબે અરવિંદનો વિવાહ કરશો નહિ. ભણવાનું ય એ તો પહેલેથી જ ના લખે છે. ભણી ભણીને શું કરવાનું છે? જરૂર જોગું આવડ્યું એટલે અમારે ક્યાં નોકરી કરાવવી છે કે સંતાપ! સીધા ત્યાં જઇને પેઢી ઉપર બેસી જવાનું. પણ એનો વિચાર બી. એ. થવાનો છે, એટલે મારા મનમાં કે ધંધો તો

આખી જિંદગી છે છે ને છે, ત્યારે છો હમણાં ભણતો!"

પોતાના ગયા પત્રમાંજ એમણે કેવી જાતનો પત્ર લખી મોકલવો તેની સૂચના આપી હતી એટલે એ કંઇ કાચા ન હતા. એમણે યુવકોનો પક્ષ લેવા માંડ્યો: "હજુ એ તો, કાગળ તો વાંચો, લખે છે કે મને પરણાવી મારો વિકાસ રુંધ્યો તે પ્રમાણે અરવિંદનું ના કરશો. એટલે આજના જુવાનિયાના વિષયમાં અમારે ઘરડાંએ માથું મારવા જેવું છેજ નહિ. આ તો હજુ આટલું કહીને રહી જાય છે ને આજનો ફાલ તો કરેલું લગ્ન જ ભલા હોય તો કબૂલ ન રાખે–'મેં ક્યારે સંમતિ આપી હતી?' અને અરવિંદ ભાગ્યબળે અત્યારે હાજર ન હતો, એટલે એ બાબતની ય ચિંતા ન હતી."

એમણે આગળ કહ્યું: "વળી આ સાલ સુશીલાને પરણાવી છે, એટલે બીજો ખર્ચ કરવાનોય વિચાર નથી."

મહેન્દ્રે વચ્ચે દલીલ કરી: "એમ હોય તો આવતી સાલ."

લક્ષ્મીદાસ સહાનુભૂતિ બતાવતાં બોલ્યા: "મારી ક્યાં ના છે? પણ ના જોઇ આ પરિસ્થિતિ?" અને પાછો પત્ર બાંકડા ઉપરથી હાથમાં આવતાં બોલ્યા: "એક વખત પત્ર વાંચી જુઓ, પછી મને કહો."

નરેન્દ્ર: "હવે પત્રમાં શું વાંચવાનું હતું? તમે કંઇ ખોટું કહેતા હશો?"

પરંતુ પોતાના ઘરની જે છાપ સામા માણસ ઉપર એ પાડવા માગતા હતા એ બધી પત્રમાં હતી. એટલે એમણે પત્રને ખુલ્લો કરી પરાણે નરેન્દ્રના હાથમાં આપ્યો.

"હું આપને બે વરસથી લખું છું કે અરવિંદને તમે અહીં મોકલી દો. કોલેજનો અભ્યાસ કરી ઓછી આપણે નોકરી જોઇએ છીએ? અહીં મારે મેનેજરને મહિને ૭૫૦ શિલિંગ આપવા પડે છે. છતાં કંઇ ઘરના માણસ જેવું કામ થાય? એક માણસે તો હું પંદર દિવસ બહાર ગયો તેમાં તો બે હજાર શિલિંગનો ગોટાળો કર્યો. જોકે બધું પકડાયું. પણ અરવિંદ હોય તો એટલી મારે ઓછી જવાબદારી ને? ગઇ સાલ ઇંટર થયો ત્યારેય મેં લખ્યું હતું કે-બી. એ.નાં બે વરસ ભમરતાં શું કરવા બગાડો છો? ને મારું માનો તો હજુ આ સ્ટીમરમાંજ મોકલી દો તોય કંઇ વહી નથી ગયું! એક વરસ તો એક વરસ!

"વળી તમારો વિચાર એને પરણાવી દેવાનો હશે, પરંતુ તમે નાનપણમાં પરણાવી જેમ મારો વિકાસ રુંધ્યો છે તેમ એનું જીવન ધૂળ ના કરશો.

એક વખત એને અહીંની ટ્રીપ મારવા દો. જગતનો અનુભવ થવા દો. ગમે તેટલી ઉંમર થઈ હોય પણ અનુભવ વિનાની ઉંમર એ બાલ્યાવસ્થા જ ગણાય. માટે તમારો વિચાર હજુ કંઈ સહુરાવું હોય તો માંડી વાળજો.

"આ સાથે રૂા. ૫૦૦૦નો ચેક મોકલ્યો છે તે હું ધારું છું કે બેનના લગ્નના ખર્ચ પૂરતો થઈ રહેશે. બીજું, જમીન મોંઘી પડતી હોય તો મોંઘી પડે તોપણ રાખી લેજો. મને જણાવશો એટલે રકમ મોકલી આપીશ."

આ પ્રમાણેના વિવેચન ઉપર મોટી મોટી આંખ ફેરવી નરેન્દ્રે પત્ર પાછો આપ્યો એટલે લક્ષ્મીદાસે ઉમેર્યું: "હજુ અરવિંદ ઉપર તો આનાથી મોટો પત્ર લખ્યો છે. દઈ જાણે, ભલો હશે તો ક્યાંય નાખ્યો હશે! નહિ તો તમને એય બતાવત."

નરેન્દ્રે બીજી વાતચીત કર્યા વગર કહ્યું: "ના, ના, અમારે એ બધાની શી જરૂર?"

ત્રણે જણને વિદાય આપ્યા બાદ લક્ષ્મીદાસે અધૂરું રામાયણનું પાન ઉઘાડી, મંદમંદ હસતાં કહ્યું: "એમના મનમાં જાણે મોટી મોટી વાતો કરીએ એટલે કંકુ ને કન્યા લેઈ લેશે?"

મગનભાઈ: "એ તો બે પાંચ જગાએ આથડશે એટલે એની ગેબ ઘડાશે."

શંકરભાઈ: "નહિ ઘડાય તો ગોદા ખાશે."

રેવાભાઈ: "એ તો ઘડાવાનાય નહિ, ને ગોદા ખાવાનાય નહિ. એમના જેવો કોઈ બેળા કાઢશે કે ભાઈને કોઈ દેતું નહિ હોય ને બાઈને કોઈ લેતું નહિ હોય!"

મહેમાન સાથે બહાર બેસી રહેલા મોહનભાઈ બોલ્યા: "એટલે ગોદા જ ખાધા માનો ને! એમાં કંઈ આબરૂ વધવાની હતી?"

લક્ષ્મીદાસને હવે પ્રભુભક્તિની ઉતાવળ આવી હોય તેમ એમણે અંત લાવતાં કહ્યું: "મરશે આબરૂ ખોશે તોય! પણ આપણે આપણા પગ ઉપર પથરો શું કરવા મારીએ?"

અને એમણે રામાયણનો દુહો વાંચવા માંડ્યો: 'રઘુકૂલ રીત સદા ચલી આઈ.......'

સણિયાદ, તા. કરજણ ઈશ્વર પેટલીકર

---*---

# સમાજસુધારણા

આપણા દેશની અને તેમાંય આપણા હિંદુસમાજની દિવસે દિવસે આર્થિક સ્થિતિ કંગાલ થતી જણાય છે. આ સ્થિતિ આપણા દેશની પરાધીનતા અને આપણા સમાજનાં રૂઢિચુસ્ત બંધનોનેજ આભારી છે.

આપણો ધર્મ એમ નથી કહેતો કે વિધવા વિવાહ ન કરી શકે. આપણા સમાજમાં વિધવાને પુનર્લગ્ન કરવાનો અધિકાર નથી. પુરુષ તો ગમે તેટલીવાર જીવતી સ્ત્રીએ પણ વિવાહ કરી શકે છે, અને જીવન મહાલી શકે છે, જ્યારે વિધવા માટે રાત અને દિવસ સરખાં હોય છે! તેને પોતાનું જીવન ઘરની ચાર દીવાલોમાંજ વ્યતીત કરવું પડે છે, તેનાં સુખ, આનંદ અને ઉલ્લાસની આશાઓ નાશ પામે છે.

તેના નીરસ જીવનનો આત્મા કકળી ઊઠે છે અને તે સમાજની રૂઢિ સામે બંડ ઉઠાવી, પુનર્લગ્ન કરવા તૈયાર થાય છે, ત્યારે સમાજમાં તે પાપિણી, કુળનો નાશ કરનારી ગણાય. પણ બીજી બાજુ વિધવા રહી, ગુપ્ત પાપથી ભ્રષ્ટ થઇ, ગર્ભપાત કરી બાળહત્યા કરે છે, ત્યારે કુળની આબરૂ જતી નથી, કુળને કલંક લાગતું નથી. પણ જો તે પોતાનીજ જ્ઞાતિના કોઇ યુવક સાથે વિવાહ કરી, ધર્મથી જીવન વ્યતીત કરે ત્યારે સમાજ તેને કહે છેઃ "તને શરમ પણ ન આવી? બેશરમ આવું કામ આખા ય કુળમાં નથી થયું! તેં કુળનું નામ બોળ્યું, પાપિણી!" એમ સમાજ તેને તોડી ખાય છે.

આવા આપણા સમાજના રૂઢિચુસ્ત બંધનને પરિણામે કેટલીક વિધવાઓ બાળહત્યા કરી મહાપાપમાં પડે છે, તે તરફ સમાજનું કંઇપણ લક્ષ્ય જતું નથી. સમાજમાં તો માબાપને છોકરો પરણાવી લહાવો લેવાની જેટલી ઇચ્છા હોય છે, તેટલી ઇચ્છા છોકરાને કેળવણી આપવા પાછળ હોતી નથી, માંડ માંડ છોકરો પૂરું ગુજરાતી શીખી રહ્યો ના હોય તે પહેલાં તો તેને પરણાવવાની વાતો થાય છે, જેથી છોકરાના મગજ ઉપર અભ્યાસ કરતાં લગ્ન કરવાના વિચારોનું પ્રબળ વાદળ છવાઇ જાય છે. અને પરિણામે કુમળી અવસ્થામાં નિર્માલ્ય પ્રજા ઉત્પન્ન કરે છે.

આ પ્રજાને આપણી કંગાલિયત સ્થિતિને લીધે, નાની ઉંમરમાંજ પોષણ માટે, મજૂરીના ઢસરડા કરવા પડે છે, જેથી તે ચિંતાગ્રસ્ત અને ગમગીન રહે છે. પૌષ્ટિક તત્ત્વને અભાવે તેનું યૌવન પૂરેપૂરા અર્થમાં વિકસતું નથી, તે જીવતાં મુડદાં સમ દેખાય છે, અને તેને અકાળે મૃત્યુદેવને શરણે જવું પડે છે.

આમ આપણા સમાજની સ્થિતિને લીધે આપણે જીવન જીવી શકતા નથી, જીવન મહાલી શકતા નથી, અને માત્ર જીવનનો બોજો ઊંચકી શકાય ત્યાં સુધી મજૂરીના ઢસરડા કર્યા કરીએ છીએ.

આ કંગાલ સ્થિતિ જ્યાં સુધી આપણે કેળવાયા નથી, જ્યાં સુધી આપણી રૂઢિચુસ્ત ગુલામીની જંજીર આપણા હાથમાં જકડાએલી છે, જ્યાં સુધી આપણા કુટુંબોમાં ઉચ્ચ સંસ્કાર પાડવામાં આવ્યા નથી, જ્યાં સુધી આપણને જન્મ આપનારી માતા પરાધીન છે, ત્યાં સુધી આપણી રાજકીય પરાધીનતા અને આપણી આર્થિક કંગાલિયત સ્થિતિ રહેશે ત્યાં સુધી આપણે સમાજની બાબતોમાં જરા પણ આગળ કૂચ કરી શકવાના નથી.

યુવકો પ્રત્યે મારી દર્દભરી વિનંતી છે કે જ્યારે તેઓ પહેલાં એ બધું પોતાના વર્તનમાં ઉતારશે ત્યારેજ લોકો ઉપર એનો સારો પ્રભાવ પડશે, અને ત્યારેજ આપણા દેશની અને આપણા સમાજની ઉન્નતિ થશે, બાકી મિથ્યા આડંબર અને દંભથી કંઈ પણ વળનાર નથી.

કાજીપુરા (પેટલાદ) નરસિંહભાઈ કાળિદાસ પટેલ

---

## હૃદયપલટો

**વિધવા** સુશીલા વ્યભિચારને પરિણામે ગર્ભધારણના ખોટા આરોપથી ત્રાસીને કૂવામાં તો પડી, પરંતુ જે સમાજ વિધવાને નથી સંઘરી શકતો, તેજ સમાજનો બંધાવેલો કૂવો તેને સંઘરી ઋણદ્રોહી બને ખરો? ગોસીવાળા કૂવાની પશ્ચિમ બાજુએ કૂવાને અડીને પાટીદારની મોટી ધર્મશાળા હતી. તેના મેડાના ભાગમાં અંગ્રેજી શાળા બેસતી હતી. સદર શાળાને અંગે વ્યાયામનો વર્ગ પણ ચાલતો હતો. તે અખાડાનો ભાગ કૂવાની પશ્ચિમ બાજુએ લાગેલો હતો. કસરત શિક્ષક તથા બીજા વ્યાયામવીરો રાત્રે ત્યાંજ સૂઈ રહેતા હતા. તેઓ રોજ સવારે ચાર વાગે ઊઠી ફરવા જતા ને પછી પાછા આવ્યા બાદ કસરત-અખાડાના પ્રયોગો, તથા કુસ્તી વગેરેના દાવ કરતા. સુશીલા કૂવામાં પડી તે વખતે વ્યાયામવીરો કુસ્તી કરતા હતા અને કસરતશિક્ષક મલખંભના દાવ કરતા હતા. તે મલખંભની ટોચ ઉપર એક પગે ઊભા હતા, તેજ વખતે સુશીલા ધર્મશાળાના કોટની ઊંચાઈને કારણે કોઈને નહિ દેખવાથી 'ધબ' કરતી કૂવામાં પડી. અવાજ સાંભળતાંની સાથેજ, "દોડો......" કહી પોતે કૂવા ઉપર જઈ અંદર કૂદી પડ્યા અને તેમણે સુશીલાનો ચોટલો પકડી લીધો; એક પગ ભીંતે ટેકાવી રાખી બીજા પગથી તરતાં તરતાં તેમણે

સુશીલાને પકડી રાખી. વાત વ્યાયામમંદિરો મારફત વીજળીવેગે ગામમાં ફેલાઇ ગઇ. લોકોનું મોટું ટોળું જમા થયું, અને બચાવનાં સાધનો આવતાં શત્રુ-ભાઇ વિજયી સૈનિકની માફક જીવતી સુશીલા સાથે કૂવામાંથી ઉપર આવ્યા. આ વખતે સુશીલા જો કે બેભાન અવસ્થામાં હતી, પણ જો શુદ્ધિમાં હોત તો પોતાને જીવન દેનાર તરફ ઉપકાર કે અપકારની લાગણીથી જુચત તે આપણે શી રીતે કહી શકીએ?

વડોદરા રાજ્યનાં ગામડાંના ડૉકટરોને પોતાના તાબાનાં અમુક નિયુક્ત ગામોમાં ફેરણી કરવા કહ્યું છે. તે પ્રમાણે આજે ક્સ્બાના સરકારી દવાખાનાના ડૉકટર રમણલાલ દેસાઇ અહીં આવી ચઢ્યા હતા. એટલે સ્વાભાવિક રીતેજ સુશીલાના ઉપચારનું કામ આ ડૉકટરનેજ સોંપવામાં આવ્યું. ભલે ડૉકટરે ઘણી તકલીફ લેઇ સુશીલાના પેટમાંથી બધું પાણી કાઢી નાખ્યું ને બીજા કેટલાક ઉપચારો પણ કર્યા, પરિણામે સુશીલાએ ત્રણ ચાર કલાકે શુદ્ધિમાં આવતાં આંખ ઊઘાડી. આંખ ઊઘડતાંજ વહુ તરીકેની મર્યાદાનું ભાન થતાં તેણે મુશ્કેલીથી સાડીના છેડાથી પોતાનું મોં સંતાડવાનો પ્રયત્ન કર્યો. ડૉકટર પોતાની ફરજ બજાવી, બે દિવસની દવા આપી, ત્રીજે દિવસે દવા મંગાવવા તથા તેના શરીરની પ્રકૃતિ સંબંધે સઘળી હકીકત લાવવા જણાવી વિદાય થયા. બે દિવસની દવાના સેવનથી કૂવાના પાણીથી ઉપસ્થિત થએલું સુશીલાનું દુઃખ ઓછું તો થયું, પણ આંતરડાંનો ને બરોળનો દુખાવો ઓછો થયો નહિ. ડૉકટરને પણ, તે દિવસે પેટમાં પાણી ભરાઇ ગએલું હોવાથી, બરોળના દર્દની ખબર પડી નહિ. ત્રીજે દિવસે ડાહ્યાભાઇ સુશીલાની દવા માટે રમણ-લાલ ડૉકટર પાસે જવાના હતા, એટલે તેમણે પોતાની પત્ની મારફત સુશીલાની તબિયત સંબંધીની સર્વ હકીકત પુછાવી. મણિબાએ કચવાતે મને પતિના ફરમાનને વશ થઇ સુશીલાને પૂછ્યું: "હવે તને કેમ છે? તારા સસરા તારી દવા લેવા દાક્તર પાસે જાય છે, તેથી તે તને પુછાવે છે."

"મને પેટમાં દુખાવો થયા કરે છે, બીજું તો ખાસ કંઇ નથી." સુશીલાએ સાસુ તરફ એકીટશે જોતાં કહ્યું. મણિબાએ સુશીલાની હકીકત યંત્રવત્ પોતાના પતિને કહી.

સાંજના આરેક વાગે ડાહ્યાભાઇ રમણલાલ ડૉકટરને તેડી ઘેર આવ્યા. મણિબાને તો ડૉકટર ઘેર આવશે એવી કલ્પનાય નહોતી, એટલે તેમને ડૉકટરનું આગમન 'દાઝ્યા ઉપર ડામ' જેવું લાગ્યું. ડૉકટર સુશીલાના ખાટલા પાસે ગયા અને તેનું શરીર તપાસ્યું; તેમની પ્રવીણતા પ્રમાણે તેમણે

દર્દને પકડી પાડયું ને નિવેદન કર્યું કે: "પેટમાં ઓરેળની ગાંઠ વધી ગઇ છે ને આંતરડાંમાં સોજો થઇ આવવાથી દુખાવો ચાલુ રહે છે, માટે દવા લંબાવવી પડશે. આરામ થઇ જશે તે માટે બેફિકર રહેજો." ડૉકટરનું નિવેદન સાંભળતાંજ મણિબા તો આભાંજ બની ગયાં. ડૉકટર અને પોતે એમાંથી કોણ સાચું તેનો ઘુફીઆર તો તે નિર્ણય કરી શકયાંજ નહિ. પણ આખરે પોતાની માન્યતા ઉપર પડદો પાડી ડૉકટરની હકીકત સાચી માન્યા સિવાય ચાલ્યું નહિ ને પોતે મનમાં ને મનમાં પસ્તાવા લાગ્યાં: "આ તો હુંજ રાંડ અભાગણી નીકળી. મેં જ રજનું ગજ કરી વાત વધારી, એટલેજ આ બિચારી કૂવે પડી. ડાક્તર તો ઓરેળ વધ્યાનું જણાવે છે; ને મેં તો શુંનું શું વેતરી નાખ્યું', તેથીજ તે બિચારી કૂવે પડી. તે બિચારી તો ભોળીજ છે, હું તેને એટએટલી ગાળો દેતી, તોય કોઇ દહાડો એક અક્ષર પણ સામો બોલી નથી. તે તો પરણીને આવી ત્યારે જેવી ડાહી હતી, તેવી ને તેવી આજ પણ છે. મેંજ રાંડે તેને ઓળખી નહિ ને બિચારીને દુ:ખ દીધું, મારાંજ કારસ્તાને કરીને તે બિચારી રાંડી તેમાં તેનો શો વાંક?" આવા કેટલાય વિચારો તેમના મનમાં આવ્યા ને ગયા. એટલુંજ નહિ પણ સાથે સાથે એક બાજુ ફરજદ્રોહી ડૉકટર કેશવલાલ ત્રિવેદી ને બીજી બાજુ ફરજ-પાલન કરતા કર્તવ્યનિષ્ઠ ડૉકટર રમણલાલ દેસાઇની તેનું મન સરખામણી કરવા લાગ્યું: "બિચારો ડાક્તર પણ કેવો ભલો છે. એક પાઇ પણ આપી નથી, તોય દવા કરે છે એટલે તે સાચુંજ કહેતો હશે. પેલો તો રૂપીઆ લેઇ ગયો, તે મનેય કહ્યું નહિ કે છોકરો જીવે એવો નથી. જો મને એટલુંજ કહ્યું હોત તો હું રૂપિયાય ના આપત ને લગનેય ના લેત, અને 'જો' કહેતા હતા તે પ્રમાણે બિચારી સુશીલાનો ભવ ના બગડત. બસ, હવે તો એ ડાક્તરીઆનીજ ખબર લેઇ નાખું."

મણિબાનો સુશીલા તરફનો બધોજ રોષ હવે ડૉકટર કેશવલાલ ત્રિવેદી તરફ ઢળી ગયો. ડૉકટરના કૃત્યનો બદલો લેવા તેનું મન અધીરૂં બની ગયું. આ તરફ સુશીલા પણ ડૉકટરની દવાથી ને સાસુની પલટાએલી વાત્સલ્યભરી સેવાથી હરતી ફરતી થઇ ગઇ. એક બાજુ દર્દ હઠતું ગયું, બીજી બાજુ સાસુનો ત્રાસ નિર્મૂળ થયો, ને ઉપરથી સારો ખોરાક મળતાં તેનું શરીર જલદી સુધારા ઉપર આવી ગયું. સુશીલા બરોબર સાજી થઇ, તેવામાંજ તેની સાસુને પ્રસૂતિ થઇ. તે પ્રસંગે સુશીલાએ આગળ પાછળનો કોઇ પણ જાતનો રોષ રાખ્યા સિવાય પોતાની સાસુની સારી ચાવજત કરી.

ખાટલામાંથી ઊઠ્યા પછી તો સાસુ વહુને અછો-છોવાં કરવા લાગ્યાં. સુશીલાને સાસુના આ પલટાએલા વર્તનનું કંઇજ કારણુ સમજાયું નહિ, છતાં તેને એટલી તો ખાત્રી થઇજ કે કૂવામાંથી નીકળ્યા પછીનું સાસુનું વર્તન દિવસે દિવસે ભાવભીનું બનતું જાય છે. સાસુની પ્રસૂતિ પહેલાં તો તેણે પોતાના તરફના સાસુના સદ્‌ભાવનું કારણુ એવું પણુ કલ્પેલું, કે હું સાજી થાઉં ને તેમના સુવાવડના દિવસોમાં તેમની ચાકરી કરૂં, તેટલા ખાતર મારી તરફ કંઇક મીઠી નજરે જોતાં હશે. પણુ તેની આ કલ્પના સાસુનું વર્તન ખાટલામાંથી ઊઠ્યા પછી પણુ ભાવભર્યું અનુભવ્યાથી ખોટી ઠરી. બિચારી સુશીલાને શી ખબર કે તેના તરફના સાસુના આ પ્રમાણેના પરિવર્તનની પાછળ એક મોટો ઇતિહાસ પડ્યો છે. ગમે તેમ પણુ હવે તેને સાસરીમાં જીવવા જેવું લાગ્યું ખરૂં!

પોતાના પુત્રની માંદગી બાબત ખોટું નિવેદન જાહેર કરાવવા મણિબાએ પોતેજ બધાથી છાની રીતે ડૉ. કેશવલાલ ત્રિવેદીને લાંચ આપી હતી; છતાં આજ સુધી જે કંઇ બન્યું તે બધા માટે ડૉકટરને જ જવાબદાર ગણી તેના ઉપર વેરવૃત્તિ કેળવવા મણિબાના મનમાં વિચારો ઘોળાવા લાગ્યા. શું કરવું ને કયે રસ્તે પોતાનું કામ પાર પાડવું તેની કેટલાય દિવસો સુધી સમજણુ પડી નહિ. પોતાના પતિને કહેવું ને તેમની મારફત ડૉકટર ઉપર કેસ કરાવવો? સુશીલા પાસે બધી વસ્તુનો એકરાર કરી, તેની મારફત તેના માતાપિતાને જણાવી તેમની બધાની મારફત કામ લેવું? કે પછી ડૉકટર પાસે જઇ રૂપીઆ પાછા માગવા? પણુ તે આપે ખરો? આવા અનેક પ્રશ્નો તેમને મૂંઝાવા લાગ્યા:

* * *

સુશીલા કૂવે પડ્યાની વાત વિજળી વેગે તેનાં માતાપિતાને કાને પહોંચી. આની વાર્તા વાયુ-વાર્તાલાપ(Radio)ની મદદ સિવાય પણ સમાજ ગમે તેટલે દૂરને સ્થળે પહોંચાડી શકે છે. વાત કહેનાર દરેકે પોતપોતાને ફાવે તે પ્રમાણે, પોતપોતાનું કથન સાચું ઠરાવવા, વાતમાં મીઠું મરચું ભભરાવ્યે રાખ્યું. સુશીલાનાં માતાપિતા તો વાત સાંભળી, મૂળ ઘટનાના દુઃખ કરતાં લોકવાયકાથી વધારે દુઃખી બન્યાં. અંબાલાલ કરતાં રેવાનું તો આવી ભાતભાતની વાતો સાંભળી કાળજું જ કપાઇ જવા લાગ્યું. શું કરવું તેની પણુ તેને સમજ પડી નહિ, તેથી તેણે પોતાના પતિને કહ્યું: "લોકો તો ભાતભાતની વાતો કરે છે, ને વેવાઇએ તો કાગળમાં કંઇજ ખરો ખુલાસો કર્યો નથી.

માટે તમે ઊભા ઊભા જઇને તપાસ કરી આવો કે ખરી વાત શી છે? છોકરીને શાથી આમ કરવું પડ્યું?"

"ગોળાને ગોઢે ગળણું હોય, કંઇ કૂવાને ગળણું હોય ખરૂં? લોકોની ટેવ પ્રમાણે તેઓ તો બે દહાડા ગમે તેવાં ગતકડાં ગોઠવ્યા જ કરવાના. એ બધું સાંભળવા બેસીએ તો પારેમ ના આવે. મન મોટું રાખી બધાનું સાંભળવું, પણ કોઇનું સાંભળી આપણા દુઃખમાં વધારો કરવો નહિ." ધણીધણિયાણી આ પ્રમાણે વાતે વળ્યાં છે, એવામાં ટપાલીએ આવી અંબાલાલના નામનો પત્ર બારણામાં ફેંક્યો. પત્ર સુશીલાના સસરા ડાહ્યાભાઇનો હતો, તેમાં લખ્યું હતું, કે "સુશીલા કૂવે પડ્યાથી તમો બંનેને ઘણું દુઃખ થયું હશે; લોકોએ તો પોતાના સ્વભાવ પ્રમાણે વાતનું વતેસર જ બનાવ્યું હશે. તમારી તો તે દીકરી છે, તમે તેને પાળીપોષીને મોટી કરી છે, એટલે તમને લાગણી થાય જ! પણ મારા તો ઘરનું એ નાક છે, મારા ઘરની ગૃહલક્ષ્મી છે, બલ્કે મારા ઘરનું એ સર્વસ્વ છે. તેની સાસુ કરતાં ઘર પર તેનો વધારે અધિકાર છે એ હું મારી પેઠે સમજું છું. ઇશ્વરને સાક્ષી રાખી જણાવું છું કે આ ઘટનાની પાછળ શો ભેદ છે તે હજી સુધી હું જ જાણતો નથી. લોકો ગમે તેવી વાતો કરે, પણ તેવી ઊડતી લૌકિક અફવાને માનવા હું તૈયાર નથી. તમે પણ તેવી વાતો સાંભળી તમારા દુઃખમાં વધારો નહિ જ કરો એમ હું માનું છું. વેવાણને પણ આશ્વાસન આપશો. નજીકના સરકારી દવાખાનાની દવા ચાલે છે અને હવે તો શરીર પહેલાંના જેવું જ થઇ ગયું છે. ડૉકટરે પેટમાં બરોળની ગાંઠ વધી ગયાનું જણાવી દવા કરી, તેથી આરામ પણ ઠીક રીતે થઇ ગયો છે. તમો એકાદ દિવસ આવી જશો તો ઘણું સારૂં, ને સુશીલાને પણ સારૂં લાગશે." અંબાલાલે આ પ્રમાણેનો પત્ર રેવાને વાંચી સંભળાવ્યો, પત્રની હકીકત સાંભળી રેવાનું બળતું જીગર કંઇક શાન્ત પડ્યું.

*　　*　　*

મણિબાને ખાટલેથી ઊઠયાં બેએક માસ થઇ ગયા હતા. સુશીલા તરફનું તેમનું વર્તન હવે તો ઘણું જ સુધરી ગયું હતું. આંખના પાટા સમી સુશીલા હવે તેમની આંખની કીકી જ બની ગઇ હતી. ઘરવ્યવહારનો ઘણોખરો બોજો સુશીલાને માથે લાયકાત પ્રમાણે નાખી કેટલીક બાબતોમાંથી તો તેમણે નિવૃત્તિ જ લીધી હતી. સુશીલા પણ પોતાની જવાબદારી સારી રીતે સંભાળી રહી હતી. સાસુસસરાના અસંતોષનું કંઇયે કારણ ન બને તેવી રીતે તે કુશળતાથી ઘરનું નાવ હંકારી રહી હતી. પણ મણિબાના મનમાં ડૉકટર

કેશવલાલ ત્રિવેદી પરની વેરવૃત્તિ સવાર થઇ બેઠી હતી. રાત્રિદિવસ તેમના મનમાં તે ને તેજ વિચારો ઘોળાયા કરતા હતા. પરિણામે વિચારવાયુ થયું હોય તેમ કોઇ કોઇ વખત તે બિલકુલ સૂન થઇ જતાં. ડાહ્યાભાઇ તેમની આ પરિસ્થિતિને ઓળખી ગયા. તેમણે કેટલાક દિવસ સુધી પત્નીની હિલચાલ ઉપર ઊડતી ચોકી રાખી, તો તેમને જણાયું કે જરૂર કોઇ ઊંડો વિચાર તેમને મૂંઝવી રહ્યો છે. તેથી તેમણે એક વખત તેમને પૂછ્યું: "તું હમણાં હમણાં બહુ જ ઉદાસ રહે છે, તેનું શું કારણ? ઘરકામમાં પણ તું જોઇએ તેવું લક્ષ આપતી નથી. આખા ઘરનું કામ સુશીલા જ ઉપાડી લે છે."

"તે સારૂં ને? તે બીચારી માહિતગાર થશે." પતિના પ્રશ્નને ઉડાવતાં મણિબાએ જવાબ આપ્યો.

"તું ગમે તે કહે, પણ મને ખાત્રી છે કે તારા મનમાં કોઇ વાતનો ગૂંચવાડો ઊભો થયો છે, તેથી જ તું ઉદાસ રહે છે. એ કચૂરો નહિ કાઢે ત્યાં સુધી તારી દશા એ ને એજ રહેવાની. માટે જે હોય તે ચોકખેચોકખું કહી દે, તો એનો કંઇક રસ્તો નીકળે." ડાહ્યાભાઇએ ફરીથી વાતના મુદ્દાપર જતાં કહ્યું.

સ્ત્રીઓ વાત છુપાવવામાં જેટલી પાવરધી હોય છે, તેટલીજ વાતનો એકરાર કરવામાં પણ કુશળ ને નીડર હોય છે. "તો સાંભળો, હું આખો ભેદ આજે ખોલું છું. આપણા ઘરને વન બનાવનાર અથવા સુશીલાને રંડાપો અપાવનાર હું ને પેલો દાક્તર બે છીએ." "કયો ડૉક્ટર?" ડાહ્યાભાઇએ વચમાંજ પૂછ્યું. "જયન્તિનું શરીર તપાસવા આવ્યો હતો તે. તમે તથા વેવાઇ દાક્તરને તેડીને આવ્યા, તે વખતે હું માંદી નહોતી, પણ મેં જાણી જોઇને ઢોંગ આદર્યો હતો." "શા માટે?" ડાહ્યાભાઇએ વિસ્મય પામતાં વચમાંજ પૂછ્યું. "હું તેજ કહું છું. મને છોકરો પરણાવી, વહુની સાસુ થવાની ઘેલછા લાગી હતી. દાક્તર કદાચ અવળું કહે ને લગન બંધ રહે, તેના કરતાં દાક્તરનેજ ફોડવાનો મેં વિચાર કર્યો. અને તેમ કરવા જતાં દાક્તર મારી પાસે પહેલા આવે તેટલા માટે મેં માંદી હોવાનો ઢોંગ કર્યો, મને સાચી માંદી માની તમે દાક્તરને મારૂં શરીર તપાસવા પહેલો મોકલ્યો. એટલે મેં તેને બધી મારી યુક્તિ જણાવી રૂપીઆ સાડી ત્રણસેં આપ્યા અને જયન્તિનું શરીર સારૂં છે, એવું દાક્તર તમને બધાંને કહે એવું મેં તેની સાથે નક્કી કર્યું." મણિબાનું ચંડીપુરાણ સાંભળી ડાહ્યાભાઇ તો વાઢયે લોહી પણ ના નીકળે તેવા થઇ ગયા. આંખો ફાડી બોલ્યા: "શું આ બધું સાચું જ કહે છે?"

"હા, સાચું જ કહું છું. લાંચના માર્યા દાક્તરે આપણું ઘર ભાગ્યું અને બિચારી વહુનો ભવ બાળ્યો. છોકરો જીવવાનો જ નથી એવું તો તેણે મને ય કહ્યું નહોતું." મણિબાના ચોંકાવનાર નિવેદન ઉપર ગંભીર વિચાર કરતાં ડાહ્યાભાઈએ ઘડીક મૌન સેવ્યું. મણિબાએ લાગ જોઈ આગળ ચલાવ્યું: "આજ સુધી હું વહુને પેટ પાણીયે પડવા દેતી નહોતી. તે બીચારીના પેટમાં ઝેરોળ વધી એટલે મેં તેને ગાથે દહાડા રહ્યાનું ખોટું આળ મૂક્યું; તેથી જ તે કૂવામાં પડી. તેમાં તેનો કશોય દોષ નથી. આ દાક્તરે ઝેરોળની વાત ના કરી હોત તો હજુય મારા મનનો મેલ જાત નહિ. પણ ભલું થજો બીચારા એ દાક્તરનું કે એણે સાચી વાત કહી દીધી. તેથી જ હું તે દહાડાથી વહુને કંઇયે કહેતી નથી ને દુઃખ પણ દેતી નથી, તે તમે જોતા હશો." પોતે ઘરનો ધણી હોવા છતાં પોતાનાથી છૂપી રીતે ઘરમાં બનેલા બનાવોના એક પછી એક પડદા ખૂલતાં ડાહ્યાભાઈને ચક્કર આવવા લાગ્યાં. વાતનો અંત આણતાં મણિબા બોલ્યાં: "મને તમારે જેમ કરવું હોય તેમ કરો, પણ એ દાક્તરીઆની તો ખબર લેઇ જ નાખો, કે ફરી બો ભૂલી જાય." મણિબાએ તો ફેનોગ્રાફની થાળીની માફક બધું કહી નાખ્યું. પણ તેમણે કહ્યું તેટલી સહેલાઇથી કરી નાખવું એ ડાહ્યાભાઇ માટે સહેલું નહોતું. "વહુને તેં આ વાત કરી છે?" ડાહ્યાભાઇએ મૂળ પ્રશ્નની શરૂઆત કરતાં કહ્યું. "ના, કહું તોય હજુ હવે." મણિબાએ ઉત્તર આપ્યો. "તો તું તેમને બધી વાત માંડીને શાન્તિથી કહેજે, પછી વેવાઇને બોલાવી આપણે કંઇક રસ્તો ઉતારીશું."

સાસુની વાતથી સુશીલાનામાં કંઇક નવી જ રોનક આવી. તેણે વિચાર્યું: "મારા સઘળા દુઃખનું કારણ ધર્મદ્રોહી ડૉકટર જ છે. આવા ડૉકટરો તો સમાજમાં શાપરૂપ છે. તેમનું અસ્તિત્વ જ સમાજની ઉન્નતિનો અવરોધ કરનાર છે. માટે ગુનેગારને ગુનાની સજા થવી જ જોઇએ, જેથી તેનો ધડો લેઇ બીજા ડૉકટરો પણ ફરજપાલન કરતાં ને પોતાની જવાબદારી સંભાળતાં શીખે, અને મારા જેવી મારી કેટલીયે બેનોનાં સૌભાગ્ય આ પ્રમાણે અકાળે ખરી પડતાં અટકે." આ જ વખતે તેણે મન સાથે આખરી નિર્ણય પણ કરી નાખ્યો.

ડાહ્યાભાઇએ વેવાઇને તાબડતોબ તેડાવ્યા. રમાએલ બધી શેતરંજથી તેમને વાકેફ કર્યા. પોતાની પુત્રીને વિધવા બનાવનાર દુષ્ટ, હત્યારા ડૉકટર ઉપર તો તેનું ખૂન કરવા જેટલો અંબાલાલને ક્રોધ ચઢ્યો. સુશીલાએ પણ પિતા સાથે થોડી મસલત કરી લીધી. પુત્રીનું સ્થાન પારખવાનો મોકો મળતાં

અંબાલાલે સુશીલાને કહ્યું: "તારે ત્યાં આવવું હોય તો હું તારા સસરાને કહું." "ના, હું અહીં હવે પહેલાં કરતાં વધારે સુખી છું. મારાં બાને કહેજો કે મારી બિલકુલ ફિકર ના કરે, મને જરાયે દુઃખ નથી." સુશીલાએ માતાને સંદેશો પાઠવતાં કહ્યું. ડાહ્યાભાઇના ઘરમાં બધાંએ બેસીને, ડૉકટર કેશવલાલ ત્રિવેદી સામે મોરચો માંડવાનો નિર્ણય કરી નાખ્યો. તેના પ્રથમ પગલા તરીકે બંને વેવાઇએ ડૉકટર પાસે જઇ, તેમના વર્તન બદલ તેમને ઠપકો આપી રૂપીઆ સાડી ત્રણસો વ્યાજ સાથે પાછા માગ્યા, અને માફી-પત્ર લખી આપવા જણાવ્યું. પણ જમાનાના ખાધેલ ડૉકટર કેશવલાલ ત્રિવેદીએ બધી વાતને ઉડાવી, પોતે લાંચ લીધાનોજ ઇન્કાર કર્યો. તેથી નિરુપાયે બંને વેવાઇને આગળનાં પગલાં લેવાં પડ્યાં—સુશીલા પાસે પોતાનું સૌભાગ્ય ખોવડાવનાર ડૉકટર ઉપર વિશ્વાસઘાત અને લાંચનો કેસ કરાવવો પડ્યો.

* * *

આજે સુશીલાના કેસની તારીખ હતી. બન્ને ગામના લોકોથી અને ડૉકટરના સ્નેહીઓથી અદાલત ભરચક ભરાઇ ગઇ હતી. ડૉકટરે પોતાના બચાવનામા માટે એક હોશિયાર ધારાશાસ્ત્રીને રોકયો હતો. સુશીલા તરફથી પણ તેના પિતાએ ને પિતાતુલ્ય સસરાએ એક બાહોશ વકીલને રોકયો હતો. કોર્ટ ખૂલતાંજ ન્યાયાધીશ ચેમ્બરમાંથી આવ્યા. પટાવાળાએ સુશીલા, ડૉકટર કેશવલાલ ત્રિવેદી, અને સાહેદી તરીકે મણિબાના નામના પોકારો કર્યા. બન્ને વકીલોએ અનુક્રમે સામા પક્ષોની ઊલટ જુબાની લેવા માંડી. સુશીલાના વકીલની પ્રશ્નોની એકધારી પરંપરાથી ડૉકટર ગભરાઇ ગયા ને વકીલે જોઇતો મુદ્દો તારવી કાઢ્યો. પછી સાક્ષી તરીકે મણિબા પાંજરામાં ડૉકટર સામે ડોળા કાઢતાં આવી ઊભાં. વકીલે ડૉકટરને પૂછ્યું: "તમે આ બાઇને ઓળખો છો?" "ના." ઇન્કાર કરતાં ડૉકટરે કહ્યું. કેશવલાલ ત્રિવેદીએ મણિબાને દવા આપી ત્યારે દવાની શીશી ઉપર પોતાના નામનું છાપેલું લેબલ—તારીખ અને દર્દીના નામ સાથેનું—ચોંટાડી આપ્યું હતું. તે શીશી બતાવતાં વકીલે ડૉકટરને પૂછ્યું: "આ શીશી ઉપરનું લેબલ કોનું છે?" "મારૂં." કહેતાં કહેતાં ડૉકટરને પરસેવો છૂટ્યો ને રૂમાલ કાઢી કપાળ લૂંછવા માંડ્યું. "તો લેબલમાં લખ્યા પ્રમાણે આ દર્દીની તમે દવા કરી હતી ને?" વકીલે પૂછ્યું: "એ મને ચોક્કસ યાદ નથી." ડૉકટરે જવાબ આપ્યો. જયન્તિના નામની શીશી બતાવી વકીલે પૂછ્યું: "આ શીશી ઉપર જે દર્દીનું નામ તમે લખેલું છે, તે દર્દીની તપાસ માટે તમે ગએલા ને?" "હા." ડૉકટરે કહ્યું. "તમને દવા કરવા બોલાવેલા કે તેની તબિયત તપાસી અભિપ્રાય આપવા?"

વકીલે પ્રશ્ન કર્યો. "અભિપ્રાય આપવા," ડૉક્ટરે કહ્યું. બસ, ડૉક્ટર બંધાઇ ચૂક્યા. સુશીલાના વકીલે તેમને બેસાડી દીધા.

* * *

આજે સુશીલાના કેસની સુનાવણીની તારીખ હતી. વકીલોની તકરાર થયા બાદ મેજિસ્ટ્રેટે એસેસરોનો અભિપ્રાય માગ્યો. એસેસરોએ ડૉક્ટરને ગુનેગાર ઠરાવ્યો. મેજિસ્ટ્રેટે એસેસરોના અભિપ્રાય સાથે સંમત થઇ ડૉ. કેશવલાલને સજા કરી અને મણિબાને પણ સખ્ત ઠપકો આપ્યો.

હાલ કરમડી, તા. કરજણ — મોતીભાઇ કૃ. બાંધણીકર

---

## સમાનતાને ધોરણે લગ્ન

ચરોતરના પાટીદાર સમાજના બાર ગામના પાટીદારો પહેલાં અમદાવાદના પાટીદારોને કન્યાઓ આપતા. અમદાવાદના પાટીદારો તે વખતે ગૃહઉદ્યોગમાં બહુ સારૂં કામ કરતા અને તેથી તેઓ પૈસેટકે બહુ સુખી હોય એ સ્વભાવિક જ છે. અને શહેરમાં રહેનારાઓને ગામડાના લોકો મોટા ગણે એ પણ સાચી હકીકત છે. એથી ચરોતરના લોકો અમદાવાદ તરફ આકર્ષાએલા; પણ અમદાવાદમાં પુનર્લગ્નનો રિવાજ સાધારણ રીતે હતો. પણ આ રિવાજ ચરોતરના પાટીદારોને ઠીક નહિ લાગ્યો, તેથી તેમનાં વસો, સોજીત્રા, ભાદરણ, કરમસદ, વગેરે તેર ગામોના લોકોએ એવો જથો બાંધી ઠરાવ્યું કે એ તેર ગામ સિવાય બીજા કોઇ ગામમાં કન્યાઓ પરણાવવી નહિ. આમ અમદાવાદનો એમણે બહિષ્કાર કર્યો. આ નવા જથાગાં બહાર ગામની કન્યા લાવવાની સ્વાથીં છૂટ રાખવામાં આવી હતી, આવી છૂટથી તેર ગામ સિવાયના ગામોની કન્યાઓ પણ બહુ આવતી. આવી રીતે કન્યાઓ બહુ મળવાથી બાર ગામમાં પણ છ ગામ કુલીન થઇ પડ્યાં. વળી એ છ ગામમાં પણ અમુક કુટુંબોને ઘણી સારી રીતે કન્યાઓ મળી, એટલે તેઓ મોટા કુલીન ગણાવા લાગ્યા. અને તેથી ફરીને બાર ગામોમાંના નાર, પીજ, સુણાવ, તારાપુર, ઉત્તરસંડા ને ઓડ, આ છ ગામોના પાટીદારોને છ ગામની કન્યાઓ મળતી બંધ થઇ અને બીજાં ગામોમાંથી કન્યાઓ બહુ ઓછી મળતી. આવી પરિસ્થિતિમાં આ છ ગામોના પાટીદારોએ પોતાનો જથો બાંધ્યો. પણ આ ગામોની અમુક ખડકીઓ આ જથામાં ભળી નહિ, એટલે તેમને પણ પોતાને જોઇતા પ્રમાણમાં કન્યાઓ

ગણી નહિ, પણ કન્યાઓ આપવાનું છ ગામોમાં ચાલુ રાખ્યું આવી સ્થિતિમાં તેઓ પણ કફોડી દશામાં આવી પડ્યા, એટલે તેઓએ પણ પાછળથી પોતાનો જથો બાંધ્યો. આ બન્ને જથાવાળાઓએ બહારની કન્યાઓ લાવવાની પેલી સ્વાર્થબુદ્ધિની એ છૂટ તો ચાલુજ રાખી.

બાર ગામોમાંથી છ ગામો જુદાં પડ્યાં, એટલે પલાણા, બાકરોલ, ચાંગા, બાંધણી, વગેરે મોટી સત્તાવીશીનાળાં ગામોના પાટીદારો, જેઓ બાર ગામોમાં પોતાની કન્યાઓ આપતા હતા, તેઓએ પણ પોતાનો જથો બાંધ્યો ને બાર ગામોમાં પોતાની કન્યાઓ આપતા બંધ થયા. આ જથાવાળાઓએ પણ બહારની કન્યાઓ લાવવાની છૂટ રાખી. આ પછી નાની સત્તાવીશીના ગામોવાળાઓએ પણ પોતાનો ગોળ બાંધ્યો, ને તેમણે પણ બહાર ગામોમાંથી કન્યાઓ લાવવાની છૂટ રાખી.

ચરોતરનાં બાર ગામોમાંથી છ ગામોના પાટીદારોએ પોતાનો જથો બાંધ્યો, એટલે વાકળ-કાનમના પાટીદારોમાં પણ કેટલાય જથા બંધાયા. આ બધા જથાઓ આરંભમાં બહુ સારું કામ કરતા, પણ બહાર ગામે કન્યા આપે તેનો દંડ બહુ ભારે કરતા ને આવા દંડની રકમ ભેગી થાય તેનો વિનિયોગ કરવામાં મતભેદો પડી ગયા, તેથી એ જથાઓ છિન્નભિન્ન થઇ ગયા છે.

મોટાનું અનુકરણ નાનો કરે છે, એ જગતનો પહેલેથી ચાલતો આવેલો એક નિયમ છે. પાટીદાર સમાજમાં ચરોતરનાં બાર ગામોનો જથો પહેલામાં પહેલો બંધાયો હતો, એનું અનુકરણ પાટીદાર સમાજના બીજા લોકોએ કર્યું છે. જે ધારાધોરણો બાર ગામના જથાએ કરેલાં તેમાંનાં મુખ્ય ધારાધોરણો બીજા ગોળવાળાઓએ પણ કરેલાં છે, પોતાના જથામાંજ કન્યાઓ પરણાવવી ને બહાર પરણાવે તેનો દંડ કરવો, જ્ઞાતિ બહાર મૂકવો, એ સજા રાખેલી; પણ બહારથી કન્યા લાવે તેની સજા કશી ય નહિ. આ સ્વાર્થીપણુંજ કહેવાય.

વડોદરા રાજ્યમાં જ્ઞાતિત્રાસનિવારણ નિબંધ થયો, એનાથી પણ કેટલાય જથાની છિન્નભિન્નતા થઇ ગએલી છે.

શ્રાવણ માસના 'પાટીદાર'માં મોટી સત્તાવીશીના જથા સબંધેનો લેખ બાંધણીના ભાઇ મોતીભાઇએ લખ્યો છે, તે ઉપરથી જણાય છે કે એ જથામાં પણ કુસંપ થએલો લાગે છે.

પાટીદાર સમાજના અત્યાર સુધીમાં જે જે જથાઓ બાંધવામાં આવેલા છે, તેના અનુભવ ઉપરથી જણાય છે કે પાટીદાર સમાજ કન્યા આપવામાં બંધારણ પ્રમાણે વર્તવા તૈયાર હોતો નથી, એટલે સમાનતાને ધોરણે કન્યાઓ

આપવી ને લેવી એ સિદ્ધાન્ત સાચવવા જથો બાંધવાથી એ જથો ચાલી શકશે કે કેમ, એ પ્રશ્ન શંકાશીલ છે.

મોટાફળિયા પ્રભુદાસ ભીખાભાઇ રાય
હાલ, લક્ષ્મણપુરા લોટ

—*—

## સમાજની ભૂલ

"કેમ હસાનું કંઇ નક્કી કરી આવ્યા કે નહિ? કાલે મારા જેઠ ભાદરણ જઇ આવ્યા તે?" વાસીદું કરતાં રેવાબેનને મણિબેને પ્રશ્ન કર્યો.

"ના બેન, ક્યાંથી થાય? આજ કાલ તો તમે જાણો છો ને, મુવા લોકોને ગાંસડી બાંધવા જોઇએ છે." અને પછી "આવો બેન બેસો." કહી રેવાબેન વાસીદું પડતું મૂકી પરસાળમાં મણીબેન સાથે વાતો કરવા બેઠાં.

"બેન, તમારા જેઠ ગયા તો હતા. એક બે છોકરા જોયા. એક જણે પાંચ હજાર માગ્યા અને બીજો હતો તેણે બે હજાર માગ્યા. બે હજારવાળો છોકરો બીજવર છે. નાનો હતો ત્યારે તેનાં લગ્ન થયાં હતાં. અત્યારે છોકરો ઓગણીસ વરસનો છે. દશ દહાડા ઉપર છોકરી મરી ગઇ, એટલે તમારા જેઠ ગયા હતા. પહેલે દહાડે તો બે હજારથી નક્કી થયું, પણ તેજ દિવસે દોવેરે કરીને કાનમમાં ગામ છે, ત્યાંના પણ આવ્યા હતા. બેન, એ મુવાઓએ પાંચ હજાર રોકડા આપવાના ને હજારની જણશો અને બીજી ત્રીજી લાલચો આપી છોકરાના બાપને ભરમાવ્યો. એ એમની બેનને ત્યાં રાત રહ્યા હતા અને સવારે જ્યારે ચાલી કરવા ગયા ત્યારે પેલાએ ના પાડી, કહ્યું કે છોકરો ના કહે છે. બેન, આવું થયું અને એ તો શરમના માર્યા કોઇને મોં બતાવ્યા વિના તરતજ ઘેર આવ્યા. બેન, આ મુવા કાનમના કોઢા આવીને મરી જાય છે, એટલે તો આપણાં છોકરાં રખડી પડે છે."

"એ ખરું છે બેન, કાનમના લોકો આંધળા થઇનેજ પડે છે. પણ બેન, એમાં આપણા લોકોનોજ વાંક છે. પૈસા માટે આપણા પણ આંધળા થાય છે, પણ એટલું નથી જાણતા કે આજે આનો વારો છે તો કાલે મારી છોકરીની પણ એજ દશા છે. અરે રેવાબેન, જો આ કાનમના લોકો અત્રે ના મરતા હોત તો આપણી છોકરીઓની આવી દશા ન હોત. કાનમના લોકો આવીને બેવડા ને ત્રેવડા ભાવ આપી ચરોતરના મુરતિયા ખરીદી લે છે, ત્યારે આપણે મુરતિયા ક્યાંથી ખરીદવા?" મણિબેન સમજુ અને સુધરેલ હતાં

એટલે એમણે મુરતિયાનો વેપાર થાય છે એવા અર્થથી રેવાબેનને સમજાવ્યું.

ઉપરના પ્રસંગ ઉપરથી જોગ થાય છે કે પાટીદાર સમાજ શું કરે છે. એમાં કાનમ દુષિત કે ચરોતર? સહેજે જણાશે કે બન્ને. પણ ચરોતરના લોકોની ભૂલ એ છે કે તેઓ માત્ર પૈસા માટે બહારથી કન્યા લાવી ચરોતરની કન્યાઓના આત્માને કચડી નાખે છે. બીજી બાજુ કાનમનો છોકરીનો બાપ છોકરીના લગ્નમાંજ પોતાની પૂંજી વેડફી નાખે છે. પાછળથી તેમના છોકરાઓના હાલ બહુજ દયાજનક બને છે. અને તેમની છોકરીઓની દશા ચરોતરના કુળવાનોને ઘેર શી થતી હશે તે તો કોણ જાણે!

ચરોતરમાં ચાલતા લગ્નના સોદાનું મુળભૂત કારણ તપાસશો તો માલમ પડશે, કે મુખ્ય કારણ તો એ જ છે કે કાનમની કન્યાઓ ચરોતરમાં આવે છે. અગર કાનમની કન્યા જો ચરોતરમાં જતી અટકી જાય તો તરતજ ચરોતરના મુરતિયાના ભાવ ઊતરી જાય.

પોતાની કન્યાઓ ચરોતરમાં આપવાથી કાનમને કોઈ ફાયદો નથી, પણ નુકશાનજ છે. એક તો-હજારો રૂપિયા ગરીબ કાનમ લક્ષ્મીથી તરબોળ એવા ચરોતરને આપે છે. આપનાર એટલું નથી સમજતો કે મેં મારા છોકરાઓને અને ભાઈઓને અન્યાય કર્યો છે. આજે ઘણા દાખલા હું જોઈ રહ્યો છું કે જે બાપે પોતાની છોકરીઓ પાછળ અઢળક દ્રવ્ય ખર્ચ્યું છે, તેજ બાપના છોકરાઓને આજે જીવનનિર્વાહ માટે ઘણીજ મુશ્કેલીઓ પડે છે, અને વળી વાંઢા રહેવું પડે છે તે તો જુદું!

કાનમના લોકો ચરોતરના લોકોને ઊંચા, સુધરેલા અને પૈસાદાર માને છે. એ ખરું હશે, પણ તેઓ જેમ જેમ સુધરતા જાય છે તેમ તેમ સમાજની હલકી કુરૂઢિઓમાં વધારે ને વધારે ઘુંચાતા જાય છે. એ લોકો લગ્નપ્રસંગે મોટાઈ બતાવવા માટે મોટી ધામધૂમો કરે છે, પણ એ ધામધૂમો છોકરીના બાપને ચૂસીનેજ થાય છે, એમાં જરા પણ શંકા નથી. આવે વખતે મનમાં પ્રશ્ન ઉદ્‌ભવે છે કે સુધરેલા ચરોતરનો અને કમનસીબ કાનમનો મેળ ક્યાંથી બેસશે?

આજે ચરોતરમાં જેટલી અછત મુરતિયાઓની છે તેટલીજ અછત કાનમમાં કન્યાની છે. જેટલી કાનમની કન્યાઓ ચરોતરમાં જાય તેટલી કન્યાઓ કાનમમાં આવે ક્યાંથી? આસમાનમાંથી તો આવતી નથી, તો પછી થાય શું? કાનમમાં કન્યાનો દુકાળજ પડે અને ચરોતરમાં વધી પડે. આ છે પાટીદાર સમાજની થતી રહેલી પ્રગતિ!

મગનભાઈ ખુ. વરણામાવાળા

## પાટીદાર જ્ઞાતિમાં લગ્નના દલાલો

શ્રી. તંત્રી, 'પાટીદાર,'

કેટલાક સમય પહેલાં આપે 'પાટીદાર'માં મારા નાના ભાઈ ચિત્તરંજનના લગ્ન સંબંધમાં ઉલ્લેખ કરેલો અને તે ઉપરથી મને એમ લાગેલું કે મારા પિતા શ્રી. દાદુભાઈ દેસાઈએ તે લગ્નસંબંધમાં સોજીત્રાના. અમીન શ્રી. ડાહ્યાભાઈ મોતીભાઈ પાસે મોટી પરઠણ લીધેલી, તેવો આપના લખવાનો ભાવાર્થ હતો. મારા પિતાને આપ સારી રીતે ઓળખો છો, તેથી આપના તે લખાણથી મને નવાઈ લાગેલી. પરંતુ તે લગ્નના સંજોગો એવા હતા કે આપનું મંતવ્ય તદ્દન પાયા વિનાનું કહી શકાય તેમ ન હતું. તેજ વખતે આપને લખવા વિચાર થએલો, પરંતુ કેટલીક વ્યક્તિઓની પ્રતિષ્ઠાનો ખ્યાલ કરી તે બાબતમાં કંઈ મેં આપને લખ્યું ન હતું. વળી, તે લગ્ન વિષેની આર્થિક લેવડદેવડની આપની શંકાઓ બાબતમાં હું સંમત છું, એટલે આપનું તે વખતનું લખાણ અયોગ્ય હતું તેમ હું માનતો નથી.

પરંતુ આપ જ્યારે પરઠણની બાબતો ઉપર ઉલ્લેખ કરો છો ત્યારે આપ એક મોટી વાત બિલકુલ ધ્યાન બહાર રાખો છો અને તે એ છે કે આપણી જ્ઞાતિમાં વિવાહો સાંધવા માટે અમુક પ્રકારના માણસો દરમ્યાનગીરી કરવાનો ધંધો લેઈ બેઠા છે. સારા સારા માણસો, જે પૈસેટકે સુખી હોય, તેવા પણ આવો ધંધો લેઈ બેઠા છે, કારણ કે આપણી જ્ઞાતિમાં કેટલાક પરદેશ વસનાર ભાઈઓને પોતાની પુત્રીઓનાં લગ્ન ટૂંક સમયમાં પતાવવાનાં હોય છે અને ઘણા સમયથી પરદેશ વસતા હોવાથી તેઓ જ્ઞાતિમાં લગભગ અજાણ્યા જેવા હોય છે. પોતાની આ મુશ્કેલીઓ પરદેશ વસતા માણસો સ્વાભાવિક રીતે પોતાની સંપત્તિનો ઉપયોગ કરીને દૂર કરે છે અને તેજ માણસોએ આપણી જ્ઞાતિમાં ઉપર જણાવેલા ધંધાદારીઓને ઉત્તેજન આપ્યું છે. માટે આપને ખાસ વિનંતી છે કે પરદેશ વસનાર ભાઈઓને આપે યોગ્ય ચેતવણી આપવી જોઈએ, કારણ કે તેઓએ પરઠણનો આંક તેમજ લગ્નનો ખર્ચ ખૂબ વધારી મૂક્યો છે, એટલું જ નહિ પરંતુ ઉપરના જેવી ન ઇચ્છવાજોગ પ્રવૃત્તિને પોષી છે.

જોકે આ બાબતમાં અમુક એક માણસનો વાંક કઢાય નહિ, કારણ કે પિતા પોતાની પુત્રીને માટે સારૂં ઘર અને સંપત્તિ શોધે તે મનુષ્યસ્વભાવ છે, અને તેમ કરવા જતાં ના છૂટકે અમુક માણસોને સંતોષવા પડે. વળી આપણી

જ્ઞાતિના પરદેશ વસતા અથવા સારી સંપત્તિવાળા માણસોને પોતાની કન્યા પરણાવવા લાયક થાય છે ત્યારે ઉપર જણાવેલા ધંધાદારી માણસો તેમને ઘેરી લે છે અને ત્યારે તેમની જાળોમાંથી છૂટવું મુશ્કેલ પડે છે, એટલે છેવટે યોગ્ય રીતે તેઓને સંતોષવાજ પડે છે.

આવું મારા ભાઇના લગ્ન સંબંધમાં બન્યું છે, તેવો મારો સચોટ વહેમ છે અને તે વહેમ જોકે દાખલા સહિત રજુ કરવો મુશ્કેલ છે (અને આપ સમજી શકશો કે આર્થિક લેવડદેવડ એવી ગુપ્ત રીતે થઇ શકે છે કે તેનું નામનિશાન પણ નાબુદ કરવું તે સહેલું છે), તોપણ મારો તે વહેમ ખુલ્લી રીતે દર્શાવવા માટેના અનુભવો ઉપરથી તે વહેમ વધુ અને વધુ સત્ય છે તેવી મને ખાત્રી થઇ છે. મારો છેલ્લા દોઢ વર્ષનો ત્રાસદાયક અનુભવ હું નીચે મુજબ રજુ કરું છું અને તેથી આપ તે પણ જોઇ શકશો કે લગ્નોમાં દરમ્યાનગીરી કરનાર વ્યક્તિઓની જાળો જ્ઞાતિને કેટલી હદ સુધી વળગેલી છે.

આપ જાણો છો તે મુજબ હું મારા પિતાનો જ્યેષ્ઠ પુત્ર છું અને મારે બીજા પાંચ નાના ભાઇઓ છે. મારા પિતાનું કુટુંબ નાતમાં અગ્રગણ્ય સહજ કહી શકાય અને મારા પિતાની રાજદ્વારી કીર્તિ સારી કહેવાય. વળી આર્થિક સ્થિતિ છેક ઉચ્ચ કોટીની ન કહેવાય, તેમ છતાં સારી તો કહેવાયજ. અમારા કુટુંબની પ્રણાલિકા પ્રમાણે પિતાની હયાતિમાં અને ત્યાર બાદ પણ ઘણા સમય સુધી ભાઇઓ સંયુક્ત રહે છે અને તે આપે જોયું છે. મારા પિતાની ઉમર આજે ૬૭ વર્ષની થઇ છે અને ફક્ત સાતેક વર્ષ અગાઉજ મારા કાકાઓ સાથે મિલકતની વહેંચણી થઇ, તે અગાઉ મારા દાદાની મોટા ભાગની મિલકત મારા પિતાને નામે હતી અને તે પહેલાં મારા પિતાના જ્યેષ્ઠ ભાઇ ગણપતિદાસ પુરુષોત્તમદાસ દેસાઇને નામે હતી. કારણ કે નવી મિલકત જ્યાં ઉત્પાદન કરવાની હોય ત્યાં સ્વાભાવિક રીતે ઉત્પાદન કરનારને નામેજ વધુ અનુકૂળ પડે એ દેખીતું છે.

મારી ઉમર હાલ ૩૨ વર્ષની છે અને બીજા તમામ ભાઇઓ મારાથી નાના છે. ચિ. ચિત્તરંજનના લગ્ન પહેલાં હું જ્યેષ્ઠ પુત્ર તરીકે મારા પિતાની મિલકતનો મોટે ભાગે વહીવટ કરતો અને તેમાં મારાથી બીજા નાના ભાઇ મને મદદ કરતા. બાકીના સર્વે કોલેજમાં હતા. મારા પિતાની ઇચ્છાથી મેં કોલેજ છોડ્યા બાદ કોઇ નોકરી ન કરતાં ઉપર મુજબનો વ્યવસાય હાથ કરેલો અને તેમાં નાના પાયા ઉપર વેપાર પણ કરતો, પરંતુ ખાસ નહિ. ચિ. ચિત્તરંજનના લગ્નસમયે અને તે અગાઉ મેં ડાકોરમાં તેમજ ઉમરેઠમાં

વીજળીનું કારખાનું નાખવાનું કામ હાથ ઉપર લીધેલું. તેને માટેની મોટા ભાગની આર્થિક વ્યવસ્થા થઇ ગએલી અને બાકીની થવામાં બીજો કોઇ વાંધો ન હતો. ટૂંકમાં મારી અંગત શક્તિની બહારનું તે કામ ન હતું અને તેમાં મારા પિતાની પણ ખાસ મદદ જોઇએ તેવું કંઇજ ન હતું. તેમ છતાં આવું કામ મારા પિતાની મરજી મુજબજ થવું જોઇએ, અને તે પ્રમાણે તેમની સંમતિ અને ઇચ્છા મુજબજ કામ ઉપાડેલું. ઉપર જણાવેલી પ્રણાલિકા પ્રમાણે અને મારા પિતાની ખાસ ઇચ્છા મુજબ તે કારખાનાનું તમામ કામ મારે નામેજ થાય તેમાં નવાઇ ન હતી. વળી મારા ભાઇઓ પૈકી કોઇને મારા આ કામ માટે જરા પણ શંકા ન હતી. વળી મને પોતાને તે કામમાં કોઇ મોટી મુશ્કેલી આવશે તેવો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો.

પરંતુ આ તમામ ગણત્રીઓ કરવામાં હું એક બાબત ચૂકી ગએલો અને તે એ હતી કે મારા ત્રણ ભાઇઓ પરણવાને ઉમર લાયક થયા હતા અને તેમના ઉપર કેટલાક માણસો મીટ માંડીને બેઠા હતા. પરંતુ મારા પિતાના ઘરમાં જ્યેષ્ઠ પુત્ર તરીકે મારૂં માન એટલું હતું કે સાધારણ રીતે મારી ઇચ્છાની વિરુદ્ધ વિવાહો કરવાની કંઇ પણ ખટપટ કોઇ કરી શકે તેમ ન હતું. ટૂંકમાં કોઇએ તેવી હિંમત કરેલી નહિ. તે અરસામાં મારા પિતાએ મારા એક ભાઇ ઇશ્વિરભાઇનો વિવાહ કરમસદ કર્યો અને તે વિવાહના સંજોગોનો અવળો અર્થ કરી જે લોકો મારા ભાઇઓના વિવાહો કરવા માટે તલપાપડ થઇ ગયા હતા તેમણે મારાથી ખાનગી રીતે પ્રથમ મારા ભાઇઓની આગળ ખટપટ ચાલુ કરી. ટૂંકમાં મારા ભાઇ ઇશ્વિરભાઇના વિવાહના સંબંધમાં મારા ઉપર આક્ષેપો શરૂ થયા. અને સાથે સાથે બીજા બે ભાઇઓ માટે એક પછી એક માગાં આવવાનાં શરૂ થયાં. આ બાબતોમાં ખટપટ ધીરે ધીરે વધતી ગઇ અને હું મારા કામમાં રોકાએલો હોવાથી અને ઘરમાંથી મારી ગેરહાજરી હોવાથી તેનો લાભ લેઇ મારી વિરુદ્ધનું વાતાવરણ ઘરમાં ઊભું કરવા માટે ઉપર જણાવેલા ધંધાદારીઓ સફળ થયા અને મારી વિરુદ્ધમાં સૌથી મોટી વાત એ ચલાવી કે હું મારે નામે વેપાર કરૂં છું અને છેવટે મારા ભાઇઓને છેતરવાનો છું. ટૂંકમાં આ બનાવટી વાત તેમના હાથમાં મોટું હથિયાર બની ગઇ. મારા પિતાને તેમના સરળ સ્વભાવને લીધે સમજાવવા એ સહેલું હતું અને તે મુજબ વીજળીક ત્વરાથી ચિ. ભાઇશ્રી ચિત્તરંજનને પરણાવવામાં આવ્યો. હું તદ્દન બેવકુફ બની ગયો તે મેં ક્ષણમાંજ જોઇ લીધું અને કેવળ મારો વેપાર મારે નામે હોવાથીજ મારી વિરુદ્ધ મારા ભાઇને પરણાવી ગયા.

લગ્ન પત્યા બાદ મારા પિતાને મેં તુરતજ જણાવેલું કે મને શ્રી. ડાહ્યાભાઈ મોતીભાઈના સંબંધને માટે વાંધો નથી, પરંતુ જે રીતે તે લગ્નનો લાભ કેટલીક વ્યક્તિઓએ ઉઠાવ્યો છે તે સામે વાંધો છે. અને હવે લગ્ન થઈ ગયું એટલે તે બાબત ઉપર પડદો પાડી દેવો એવી મારી ઇચ્છા હતી. પરંતુ ફરીથી હું ભૂલ્યો અને હજુ મારો એક નાનો ભાઈ હતો અને તેના વિવાહમાં કેટલાક માણસોનું હિત સમાએલું હતું, એટલે હવે કદાચ હું ચિ. ચિત્તરંજનના લગ્નનો રોષ ને વિવાહ ઉપર ન કરૂં તે માટે સાવચેતીરૂપે મારા ઉપરના પ્રહારો ચાલુ રહ્યા. અને તે આજ સુધી ચાલુજ છે. તે પ્રહારોને પરિણામે મારા પિતાનું કુટુંબ છિન્નભિન્ન કરી નાખવામાં આવ્યું. મારા વેપારમાં અપાર મુશ્કેલીઓ, મારી સામે ગંદો અને બિભત્સ પ્રચાર, મારી આર્થિક આબરૂને ઉખેડી નાંખવાના પ્રયત્ન, મારા તમામ પ્રયાસોમાં વિરુદ્ધ ખટપટ, મને અને મારી સ્ત્રીને ઘરની બહાર હાંકી કાઢવાના પ્રયત્ન, મારા સસરા શ્રી. વિઠ્ઠલદાસ મોતીલાલ અમીન આ બાબતમાં કંઈ ન બોલી શકે તે માટે તેમને સામાજિક તેમજ આર્થિક મજબુત બંધનોમાં નાખી ફરજિયાત ચુપ રાખવાના પ્રયત્ન, મારા ઉપર ભાડુતી માણસો મારફતે ગુંડાગીરીઓ કરાવવી, વગેરે કરીને ટૂંકમાં કોઈ પણ રીતે એક કલાકની પણ મને શાન્તિ ન મળે તેવું ભયાનક વાતાવરણ ઊભું કરી દીધું છે. અને મારી સ્ત્રીને પ્રથમ સગર્ભાવસ્થામાં અને ત્યાર બાદ નાના બાળક સાથે એક સ્થળેથી બીજે સ્થળે નાસી જવાની ફરજ અનેક વાર પડી છે. આજે આ ગંભીર વાતાવરણથી મારી તબિયત તદ્દન લથડી ગઈ છે અને કેવળ આપઘાત ન થાય તેજ કારણથી જીવન નિભાવવું પડે છે. આ બધું હું, જે દાદુભાઈ પુરુષોત્તમદાસ દેસાઈનો જ્યેષ્ઠ પુત્ર, તેને અને મારી સ્ત્રી–વસોના અમીન વિઠ્ઠલદાસ મોતીલાલ, જેઓ ભાઉસાહેબ કહેવાય છે તેમની પુત્રીના સબંધમાં।

જો આ ધંધાદારીઓ મારી સ્થિતિના માણસને ઉપર પ્રમાણે હેરાન કરી શકે તો સાધારણ માણસને તો જીવવું જ કઠણ કરી મૂકે। માટે આપ આ દુષ્ટ જાતની પ્રવૃત્તિ દબાવવા માટે યોગ્ય કરશો અને જ્ઞાતિને આવા માણસોના પંજામાંથી મુક્ત કરશો. ઉપર લખેલી હકીકત સત્ય છે, જોકે મને હાલ મારા વિરોધીઓ ગાંડો થઈ ગયાનું દુનિયાને જણાવી પોતાની જાતને ઊજળી રાખે છે, પરંતુ જે ભાઈને ઉપરના લખાણમાં જરા પણ અતિશયોક્તિ કે અસત્યનો ભાસ થતો હોય તેમને હું સંતોષકારક રીતે વસ્તુસ્થિતિ સવિસ્તર સમજાવીશ. મારૂં જીવન મારા વિરોધીઓએ પૈસાની લાલચે રદ કર્યું છે, એટલે હવે મને

તેમના તરફથી કંઇ વધુ અનિષ્ટ થાય તેવી બીક નથી. અને તેવી સલામત સ્થિતિ પ્રાપ્ત થતાંજ આ પત્ર લખ્યો છે. આજ સુધી મારા વિરોધીઓની પ્રતિષ્ઠા અને મારો તેમની સાથેનો કુદરતી સંબંધ લક્ષમાં લેઇ હું તમામ વસ્તુ સહન કરીનેજ બેઠો હતો. એજ,

મુંબઇ — બળવંતભાઇ દાદુભાઇ દેસાઇ

---

## જાણવાજોગ

## ૨૧. 'કર્મભૂમિ' પેપરનું પ્રકાશન સરકારે બંધ કરાવ્યું.

### ઇન્દુલાલ યાજ્ઞિકના લેખ સામે લેવાએલો વાંધો

નડિયાદના 'કર્મભૂમિ' સાપ્તાહિકના તા. ૧૪:૯:૪૨ના અંકમાં શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકનું એક નિવેદન (ચર્ચાપત્ર) ગામેગામ આઝાદ શાળાઓ સ્થાપવા બાબતનું પ્રગટ થએલું, એને વાંધાભરેલું ગણીને ના. મુંબઇ સરકારે હિંદ સંરક્ષણ ધારાના ૪૦મા રૂલના સબ-રૂલ (૧)ના કલોઝ (ડી)ને આધારે 'કર્મભૂમિ' પેપરનું પ્રકાશન બંધ કરવાનો હુકમ કર્યો છે.

તા. ૨૬:૯:૪૨ ને શનિવારે સવારે પોલીસે પેપરની ઓફીસની અને તે જે પ્રેસમાં છપાતું હતું તે મોરલીધર પ્રીન્ટીંગ પ્રેસની બે કલાક સુધી જડતી લીધી હતી, અને પેપરના તા. ૧૪મીના અને તા. ૨૧મીના અંકો, તથા શ્રી. યાજ્ઞિકના નિવેદનનું હસ્તલિખિત મેટર વગેરે જપ્ત કર્યાં હતાં.

---

## ગ્રંથપરિચય

કવિવર રવીન્દ્રનાથકૃત **ગીતાંજલિ અને બીજાં કાવ્યો:** અનુવાદક-નગીનદાસ પારેખ; પ્રકાશક-ધી મહાગુજરાત પબ્લિશિંગ કું. લી., મુંબઇ ૧; પૃષ્ઠ ૧૮+૧૫૨, ગુરુદેવની છબિ, કિંમત સવા રૂપિયો. ગુરુદેવની ગીતાંજલિ વાંચતાં દરેક ભારતીય હૃદયને સ્વાભાવિકપણે લાગે છે કે અમારાજ હૃદયનું એ આબેહુબ અને ઉત્કૃષ્ટ પ્રતિબિંબ છે. દુનિયાની અનેક ભાષાઓમાં એના અનુવાદ થયા છે. ગીતાંજલિનાં ગીતો એ ભક્તિરસનું નવનીત છે. હૃદયની ભાવનાઓ વ્યક્ત કરવાના પ્રયત્નો ગીતાંજલિમાં સફળ થયા છે.

ગુરુદેવે ગીતાંજલિમાં ભક્તિના અનેક પ્રકારો બતાવ્યા છે. મનુષ્યહૃદયમાં

જેટલા ભાવો પેદા થઇ શકે છે તે બધાને મધુર ભાવે ઈશ્વર તરફ કઇ રીતે વાળવા એ એમણે આપણને બતાવ્યું છે. ઈશ્વરને હમેશાં હૃદયાભિમુખ રાખી જીવન છે તેવું જીવશો તો રૂડાં વાનાં થશે, એમ અનેક રીતે એમાં આપણને બતાવ્યું છે. ગીતાંજલિમાં સર્વત્ર ઈશ્વરનિષ્ઠા, ઈશ્વરભક્તિ અને માંગલ્યની જ ઉપાસના નજરે પડે છે. બંગાળીમાં એ લખાઇ કે તરત જ લોકોને મોઢે ચઢી. કોશીઆ પણ કોશ ખેંચતાં એનાં ગીતો લલકારવા લાગ્યા. અંગ્રેજીમાં એનો અનુવાદ થયો અને એને દુનિયાનું સૌથી મોટું ઇનામ—નોબેલ પ્રાઇઝ—મળ્યું.

અનુવાદક શ્રી. નગીનદાસ પારેખે રવિબાબુની તેમ જ શરદ્‌બાબુની અનેક કૃતિઓના અનુવાદ ગુજરાતને આપ્યા છે. તેમ કરતાં પોતાની કલમ કસાયા પછી જ એમણે ગીતાંજલિનો રસ ગુજરાતીમાં ઉતારવા પ્રયત્ન કર્યો છે. આ અનુવાદમાં એમણે પોતાને રુચતા ફેરફારો કર્યા છે. મૂળ પુસ્તકમાં જે ક્રમ છે તે બદલીને પોતાની ઢબે ગોઠવ્યો છે, આથી લાગે છે કે મૂળ ગીતાંજલિમાં જે Unity છે તે આમાં સચવાઇ નથી. વધારામાં, ક્રમ બદલવાનું કોઇ કારણ પણ એમણે સ્પષ્ટ જણાવ્યું નથી. એથી તો આખો યે ભાવ મારી જતો લાગે છે. પુનર્મુદ્રણ વખતે આ વસ્તુ ધ્યાનમાં લેઇ કાં તો ક્રમ બદલવાનું કારણ સ્પષ્ટ થાય અથવા મૂળનો ક્રમ જળવાય તો અનુવાદ કરવાનો હેતુ સિદ્ધ થાય. ગુરુદેવની ભાષામાં જે સાદાઇ, જે નિખાલસતા અને જે સાર્વભૌમતા છે, એવી જ સાદાઇ અને નિખાલસતા આ અનુવાદમાં છે એમ ના કહેવાય અને એટલે અંશે ગુજરાતનાં ગામડાંથી આ પુસ્તક પર રહે એમ લાગે છે. બાકી જે પ્રયત્ન થયો છે તે તો સ્તુત્ય જ છે.

રતિલાલ

—*—

## નાતનું સરવાયું

આ માસે વિક્રમ સંવતનું ૧૯૯૮મું વર્ષ પૂરું થાય છે અને સાથે જ આ માસિક પત્રનું પણ ૧૯મું વર્ષ પૂરું થાય છે. ત્યારે રવૈયા પ્રમાણે આ પૂરે થતે વર્ષે નાતનું સરવાયું કાઢી જોઇએ, જેથી આ વર્ષમાં નાત કેટલી આગળ વધી, કેટલી પાછળ પડી, એના જમા ઉધારના તરસાળા જડે.

ઉદ્ધાં કેટલાંક વર્ષોથી યુવકોનું સંગઠિત બળ શિથિલ પડ્યાથી સામાજિક પ્રગતિ અટકી પડી છે. આપણું 'પાટીદાર યુવકમંડળ' બદલાઇને થએલું 'પાટીદાર મંડળ' ક્યારનું ય અવસાન પામ્યું છે અને સાથે સાથે તેમાં ભળી ગએલા 'પાટીદાર ભગિની સમાજ'ને પણ લેવું પડ્યું છે. બંને મંડળના કાર્ય-

કર્તાઓએ પોતાના મંડળના નામને તાળાં વાસી દીધાં છે અને હવે તો રાજકીય સત્યાગ્રહ કરીને કેટલાક સરકારના મેમાન થયા છે. આજ સુધી બાળલગ્ન કરનાર ઉપર ફરિયાદો થતી, તેય હવે તો તેથી બંધ થઇ ગઇ છે. હવે તો સમાજસુધારણાની ધગશવાળાં નવલોહિયાળાં યુવકયુવતીઓ એ મંડળોને પુનર્જન્મ આપી કંઇક કરી બતાવે તોજ જ્ઞાતિહિતની કંઇક આશા બંધાય. યુવાન ભાઇબેનો, યુવાની તો ત્યારે તમારી શોભે! દરેક જાતિનું ભાગ્યવિધાન યુવાન નરનારીઓના હાથમાં છે, એ વાત ન ભૂલો.

મુંબઇમાં પાટીદાર મંડળ બહુ જૂનું છે, ગયાં બે ત્રણ વર્ષમાં અમદાવાદમાં, વડોદરામાં અને અંકોલામાં એવાં મંડળો સ્થપાયાં છે, પણ એમણે જ્ઞાતિહિતની ક્રિયાત્મક રચના શી શી કરી એથી તો નાત અજાણી છે. પાટણવાડાના પંચગામ પાટીદારો તરફથી 'પાટીદાર પ્રગતિ' નામે માસિક પત્ર શરૂ થયું છે અને તે ભાઇઓએ પોતાનું મંડળ સ્થાપી બાલીસણા ગામે ગયા મે માસમાં દરબારશ્રી ગોપાળદાસ દેસાઇને પ્રમુખપદે પોતાની પરિષદ ભરી હતી, તેમજ મહિલાપરિષદ પણ સાથેજ ભરાઇ હતી. વળી ડભોઇ તાલુકામાં અને આજુબાજુ આવેલા સત્તર ગામના પાટીદાર મંડળનું પ્રથમ અધિવેશન ધમેલી ગામે વડોદરા રાજ્યના પ્રસિદ્ધ લોકસેવક ભાઇ મગનભાઇ શંકરભાઇ પટેલને પ્રમુખપદે ગયા જાન્યુઆરી માસમાં ભરાયું હતું. આ વસ્તુ કંઇક આશાજનક કહેવાય, પણ જૂનાં મંડળો પ્રમાદ સેવી નિષ્ક્રિય થઇ ગયાં, તેમ આ મંડળોનું ન થાય, એ માટે તેના કાર્યકર્તાઓને જાગ્રત રહેવું ઘટે.

યુવકોનું સંગઠિત બળ તૂટવાથી જ્ઞાતિહિતને વિષે કંઇ પ્રયત્ન થયા નથી. અને આ વર્ષે પણ પ્રેતભોજન તો થયેજ ગયાં છે. સૌથી મોખરે તરી આવે એવાં પ્રેતભોજન તો (૧) ઉત્તરસંડામાં ત્યાંના એક અગ્રેસર ગણાતા ભાઇ પુરુષોત્તમ છોટાભાઇ પટેલે એ ગામનાં થઇ ગએલાં સૌ પ્રેતભોજનને વિસરાવે એવું પ્રેતભોજન પોતાના પિતા પાછળ કર્યું અને રૂપિયા દશબાર હજારનો ધુમાડો એ પાછળ કરી નાખ્યો. (૨) સોજીત્રાના વયોવૃદ્ધ અને પ્રતિષ્ઠિત ગૃહસ્થ ભાઇ ડાહ્યાભાઇ વેરીભાઇ પટેલ પાછળ તેમના ભણેલા ગણેલા ત્રણ પુત્રોએ પ્રેતભોજન જમાડયું. (૩) મુંબાઇવાળાં સુધારાનાં સાથી બેન ગંગાબેન ગોરધનભાઇ પટેલના સસરા વાઘજીભાઇ નરસિંહભાઇ ધર્મજમાં ગુજરી ગયા. એ વયોવૃદ્ધ ગૃહસ્થને પુત્રો અને પાંચ ગ્રેજ્યુએટ પૌત્રો છે. એ ભણેલા ગણેલા પુત્રપૌત્રોએ ધર્મજમાં મોટું પ્રેતભોજન જમાડયું. પણ જાણે એટલેથી પતતું ન હોય તેમ એમના નાના પુત્ર ભાઇ રાવજીભાઇએ પોતે

જ્યાં ખેતી કરાવે છે ત્યાં પણ બીજું પ્રેતભોજન જમાડ્યું! (૪) બાંધણીના રહીશ, પણ એક વાર નાઇરોબીમાં અને હાલ મુંબઇ રહેતા, ભાઇ રેવનદાસ ઓંકારભાઇ પટેલ પોતાને સુધારક ગણાવે છે. તેમનાં માતુશ્રી ગુજરી ગયાં, તેમની પાછળ પ્રેતભોજનમાં આખા બાંધણી ગામના પાટીદારોને અને સાથે શાળાના વિદ્યાર્થીઓને પણ જમાડવામાં આવ્યા. એ ભાઇ ત્યારે મુંબઇ હતા, પણ ત્યાંથી યે એ પ્રેતભોજન વિરુદ્ધ પોતાનો વિરોધ દર્શાવી અટકાવી શકત, પણ તેવું કંઇ તેમણે કર્યું નથી. કાનમમાં ટીંબરવા ગામે એક વયોવૃદ્ધ ભાઇ પ્રભુદાસ ગોવિંદભાઇ પટેલ ૮૯ વર્ષની ઉમરે ગુજરી ગયા. તેમની પાછળ તેમના બે મોટા પુત્રો પ્રેતભોજન જમાડવા તૈયાર થયા ત્યારે તે વિરુદ્ધ સૌથી નાના પુત્ર ભાઇ પ્રયાગજીએ તેમને નોટીસ આપી. તેમાં એમ પણ જણાવેલું કે: "સમાજને હિતાવહ નીવડે એ તરફ દોરવો એ સમજુ ભાઇઓનો ધર્મ છે. જો મેં સાંભળ્યું છે તે પ્રમાણે પ્રેતભોજનમાં જે કંઇ ખર્ચ કરો તે તમારે જોખમે કરી રહ્યા છો તે નક્કી જાણવું. જો લાડુ ખાવા ખાતર સમાજ મારે માટે ખરાબ દૃષ્ટિ કેળવવા માગતો હોય તો તે સહન કરી લેવા જેટલી મારી તૈયારી છે. ખરાબ રિવાજને માન આપવા જેટલી સહિષ્ણુતા હું દાખવી શકતો નથી... એટલે મારું નામ વચ્ચે લાવી કંઇ પણ કારજ કરવાનો તમને બંનેને મારા વતી અધિકાર નથી તે નક્કી જાણવું." ભાઇ રેવનદાસને આટલું કરવું પણ ન પાલવ્યું! મોટાં ખર્ચ કર્યે પોતાની પ્રતિષ્ઠા વધે એમ એ ભાઇ માનતા હશે!

એમ તો બીજાં અનેક પ્રેતભોજન થયે ગયાં છે, પણ લોક હવે ધીરે ધીરે સમજતા અને પ્રેતભોજન જેવા અનિષ્ટ રિવાજને બંધ કરતા થયા છે. ચાંગાના રહીશ, પણ હાલ મોમ્બાસામાં રહેતા, બેરિસ્ટર ભાઇ અંબાલાલ ભાઇલાલભાઇએ પોતાના પિતાની પાછળ પ્રેતભોજન નથી જમાડ્યું. ભાદરણ તાલુકાના ઝારોળા ગામમાં ભાઇ બાવાજી કાળિદાસ ગુજરી ગયા, તેમની પાછળ તેમના પુત્ર કાશીભાઇએ પ્રેતભોજન ન જમાડ્યું. સિનોર તાલુકાના મોટા કરાળા ગામમાં ભાઇ ખુશાલભાઇ, ભાઇ મગનભાઇ તથા ભાઇ છગનભાઇ, એ ત્રણે ભાઇઓએ સંગત થઇને પોતાના પિતા જેસંગભાઇ પાછળ અને ભાઇ રણછોડભાઇ ઘેલાભાઇ પટેલે પણ પોતાના પિતાની પાછળ પ્રેતભોજન નથી જમાડ્યું. ત્યાંના રહીશ, પણ હાલ વસનપુરામાં રહેતા, ભાઇ સોમાભાઇ વાસણભાઇ ત્રણે પોતાનાં કાકી–માસી પાછળ પ્રેતભોજન નથી જમાડ્યું. એમ તો બીજા કેટલાકે પણ નહિ જમાડ્યાં હોય. તે સૌ ધન્યવાદને પાત્ર છે.

પણ તેથીયે વધારે ધન્યવાદને પાત્ર તો સ્નેહીજનના અવસાનને પ્રસંગે

કંઇક ધર્માદાન કરનાર છે. ચાંગાવાળા ભાઇ અંબાલાલે પિતાના સ્મરણાર્થે ત્યાંની અંગ્રેજી શાળાનું મકાન બંધાવી આપવાનો પ્રસ્તાવ મૂકયો. ગામના કેટલાક તેજોદ્વેષી લોકોએ એ સ્મારકનો વિરોધ કર્યો અને તેથી ગામલોકમાં કુસંપ ન થાય તેટલા જ ખાતર તે રકમ બીજા કોઇ ધર્મક્ષેત્રમાં વાપરવાનું એ ભાઇએ વિચાર્યું. તે કઇ રીતે વપરાઇ કે વપરાવાની છે તે ખબર નથી પડી. મોટા કરાળાના ભાઇ ખુશાલભાઇ, મગનભાઇ અને છગનભાઇ, એ ત્રણે ભાઇઓએ પોતાના પિતાની પાછળ ત્યાંના ઔષધાલયના ફાળામાં રૂા. ૫૦૦ અને ગામના તળાવ ઉપર હરિજનો માટે ખાસ ઓવારો બાંધવા માટે રૂા. ૭૦૦ આપવાનું જાહેર કરેલું. લોકસમૂહ એ ભાઇઓનું અનુકરણ કરે એ ઇષ્ટ છે, કારણ કે એમાં સમાજહિત છે.

હવે લગ્નક્ષેત્રમાં આવીએ. એ ક્ષેત્રમાં ભ્રષ્ટતા હજી પ્રવર્તી જ રહી છે. હજી અનેકપત્ની લગ્ન હિંદુ સમાજમાં થતાં અટકયાં નથી અને તેથી વડોદરા રાજ્યને 'અનેકપત્ની લગ્ન નિષેધક' કાયદો કરવો પડ્યો છે. તેથી વડોદરા રાજ્યમાં એવાં લગ્ન થતાં કંઇક અટકશે, પણ બ્રિટિશ રાજ્યમાં પણ એવો કાયદો થવો જોઇએ, તે વિના ત્યાં થતાં એવાં લગ્ન અટકવાનાં નથી. ઓડના ભાઇ અંબાલાલ ભુલાભાઇ પટેલે આશરે ૫૦ વર્ષની ઉમરે, એક પત્ની હયાત હોવા છતાં, નાર ગામે ભાઇ ભાઇલાલભાઇ મોતીભાઇ પટેલની ૧૬ વર્ષની દીકરી સાથે લગ્ન કર્યું. કન્યાના ભાઇ ચંદુભાઇએ એ લગ્ન સામે વિરોધ દર્શાવ્યો, છતાં તેમના પિતાએ પોતાની કન્યા એ વૃદ્ધને ગળે વળગાડી! નડિયાદના ભાઇ મોતીભાઇ હરિભાઇ પંચાવન વર્ષની ઉમરે, પાંચમી વાર, ધર્મજના ભાઇ છોટાભાઇ કાશીભાઇની તેર વર્ષની દીકરી સાથે લગ્ન કરી આવ્યા. ધર્મજના યુવકોએ એ લગ્ન સામે વિરોધ દર્શાવ્યો, છતાં કન્યાપિતાએ પોતાની કન્યા એ વૃદ્ધને ગળે વળગાડી!

આવા ખખડી ગયેલા પુરુષોને ગળે પોતાની કુમળી કન્યા વળગાડનાર નિર્દય પિતાઓ તૈયાર જ હોય છે, કારણ કે એવાને કન્યા દેવાથી પૂરી પરઠણ ભરવી પડતી નથી, કોઇક વાર તો સમૂળી પણ ભરવી પડતી નથી અને વળી કુળવાનને કન્યા દેવાનો પોતાનો કુળમોહ અને એ રીતે પ્રતિષ્ઠા (?) સચવાય છે! આમ પરઠણ બચાવવા એટલે તેટલે અંશે પરોક્ષ રીતે કન્યાવિક્રય કરવા ખાતર લોકો આવાઓને પોતાની કુમળી કન્યા દે છે. આ હકીકત સ્પષ્ટ રીતે જાહેર કરે છે કે કુળમોહ કેટલો ભયંકર છે!

અને બાળલગ્નો પણ, સરકારના કાયદા ઉપર પગ મૂકીને પણ લોકો

ર્યા કરે છે. ખેડા જિલ્લા લોકલ બોર્ડના સભ્ય ભાઈ જશભાઈ મકનદાસના પુત્ર—મુંબઈ ધારાસભાના સભ્ય ભાઈ બાબુભાઈ જશભાઈના ભાઈ—જિતેન્દ્રભાઈનું ધર્મજના ભાઈ કિશોરભાઈ ગિરધરભાઈનાં પુત્રી સાથે બાળલગ્ન થયું. એ બાબતની ફરિયાદ થતાં પેટલાદ કોર્ટમાં ભાઈ કિશોરભાઈનો અને લગ્નક્રિયા કરાવનાર ગોરનો રૂા. ૨૫—૨૫ દંડ થયો. એ લગ્નમાં ઘણું કરીને અજાણતાં દરબારશ્રી ગોપાળદાસ દેસાઈએ અને જિલ્લાસમિતિના પ્રમુખ ભાઈ રાવજીભાઈએ ભાગ લીધેલો, પણ ભાઈ બાબુભાઈએ અને ભાઈ જશભાઈએ તો ખાસ જાણી બૂઝીને તે લગ્ન કર્યું' એમ કહેવાય.

વળી આ કપરા કાળમાં મોટાં ખર્ચ કરીને ધામધુમિયાં લગ્ન કરવામાં હજી લોકોનો રસ ઓછો નથી થયો. અને એવો રસ અને મોહ ખાસ કરીને આફ્રિકાના ભાઈઓમાં ખૂબ છે. આ વર્ષે એવાં લગ્ન ત્યાં અનેક થયાં અને 'વધારે અનાજ ઉગાડો' એવી બૂમો ચારે કોરથી પડી રહી છે તેવા કપરા કાળમાં ખૂબ મોટા જમણવારો કરીને પુષ્કળ અનાજ વેડફી નાખ્યું છે! અને છતાં જ્યારે 'આફ્રિકાના ભાઈઓ કયે માર્ગે?' એવો પ્રશ્ન કરીએ છીએ, ત્યારે સુધારક ભાઈ રેવનદાસ બકોરભાઈ પ્રતિષ્ઠાની ઢાલ ધરી એનો બચાવ કરે છે! અહીં દેશમાં ગરીબાઈ વધતી જાયછે, છતાં જેની પાસે બે પૈસા છે, તેમનો એવો મોહ હજી છૂટતો નથી. અને વળી વિવાહના ચાંલ્લાને પ્રસંગે પણ મોટા જમણવાર કરનાર બાકરોલના ભાઈ પુરુષોત્તમ દેવજીભાઈ જેવા પડ્યા છે, જાણે એમને ઘેર ઉત્તરસંડાના એ ઘરની કન્યા ઊતરી, એથી એમનું કુળ ઊંચે આવ્યાના આનંદમાં મિજલસ ઉડાવી! પણ આવા જમણવારનો બચાવ વડોદરા રાજ્યના લોકસેવક ભાઈ મગનભાઈ શંકરભાઈ કરે ત્યારે તો કહેવું જ શું!

આ વર્ષે ૫ સાદાઈથી લગ્ન થયાં છે. (૧) ભાદરણના ગ્રામસેવક રાવજીભાઈ રાણાનાં ૨૧ વર્ષની ઉમરનાં બેનનું લગ્ન સોજીત્રાના લોકસેવક ભાઈ રાવજીભાઈ નાથાભાઈના ૨૪ વર્ષની ઉમરના ભાઈ બળભદ્ર સાથે ભાદરણમાં થયું. (૨) પીજના રહીશ અને હાલ પૂના ગુજરાતી પ્રાયમરી સ્કૂલના હેડ માસ્તર ભાઈ ચિમનભાઈ વલ્લભભાઈ પટેલનાં ઈંટર આર્ટ્સમાં અભ્યાસ કરતાં બેન મંગળાબેનનું લગ્ન નારના રહીશ અને હાલ આફ્રિકામાં રહેતા ભાઈ મગનભાઈ ઉમેદભાઈના બી. એ. કલાસમાં અભ્યાસ કરતા પુત્ર ભાઈ ચિમનભાઈ સાથે વડોદરા—સયાજીગંજ, આનંદવિલાસમાં સાદાઈથી થયું. (૩) મૂળ નારના રહીશ, પણ હાલ નડિયાદમાં રહેતા ભાઈ નારણભાઈ વાઘજીભાઈના પુત્રનું લગ્ન સુણાવના ભાઈ નિકમભાઈને ત્યાં થયું. (૪) બોરીઆવીના લોક-

સેવક ભાઇ ભાઇલાલભાઇ ભીખાભાઇના પુત્ર ભાઇ રાવજીભાઇનું લગ્ન નાપાડના ભાઇ ચતુરભાઇ શિવાભાઇનાં પુત્રી બેન સરસ્વતી સાથે થયું. (૫) આણંદના ભાઇ મકનભાઇ ગિરધરભાઇના પુત્ર ભાઇ અંબાલાલનું લગ્ન ચકલાશીમાં ભાઇ છોટાભાઇ ઝવેરભાઇનાં પુત્રી બેન મણિબેન સાથે થયું. (૬) સિસ્વાના ભાઇ રણછોડભાઇ કરસનદાસના પુત્ર ભાઇ રાવજીભાઇનું લગ્ન ઝારોળાગાં ભાઇ મહીજીભાઇ ભાઇજીભાઇનાં પુત્રી બેન શાન્તાબેન સાથે થયું. (૭-૮) નાપાડના મગનભાઇ કલ્યાણભાઇ તથા જશભાઇ કલ્યાણભાઇ, એ બે ભાઇનાં લગ્ન નરસંડામાં ભાઇ ડાહ્યાભાઇ મથુરભાઇને ઘેર તેમનાં સાળીની બે દીકરીઓ સાથે થયાં. (૯) નાપાડના ભાઇ મણિભાઇ ધૂળાભાઇનું લગ્ન નિસરાયામાં ભાઇ મોતીભાઇ ગિરધરભાઇનાં પુત્રી બેન સૂરજબેન સાથે થયું. (૧૦) વલાશીના ભાઇ ઇશ્વરભાઇ હગ્માનભાઇનું લગ્ન રતનપુરાના ભાઇ વિઠ્ઠલભાઇ મથુરભાઇનાં પુત્રી બેન શાન્તાબેન સાથે થયું. (૧૧) સિનોર તાલુકામાં સુરાશામળ ગામના ડો. ઝવેરભાઇ દેસાઇભાઇનું લગ્ન છાણભોઇના ભાઇ લલુભાઇ નરોત્તમદાસનાં પુત્રી બેન પાર્વતીબેન સાથે થયું. (૧૨) એજ તાલુકામાં મીંઢોળ ગામના ભાઇ ગોપાળજી ઇશ્વરભાઇનાં પુત્રી બેન રેવાબેનનું લગ્ન રાજપીપળા રાજ્યના પાણેથા ગામના ભાઇ ગોરધનભાઇ ચુનીલાલ સાથે સિનોરમાં થયું. આમાંનાં ઘણાંખરાં લગ્નમાં પૈસાની લેવડદેવડ થઇ નથી, થઇ હશે ત્યાં નજીવી હશે અને નાની સરખી જાન પણ એકાદ ટંક જમીને પાછી ફરી છે. આ લગ્નોમાં વિશેષ મહત્ત્વની વાત તો એ છે કે એમાંનાં ઘણાંખરાં લગ્નોની ક્રિયા બીજે ગામ કે આર્યસમાજ જેવી સંસ્થામાં જઇને નહિ, પણ કન્યાના ગામમાં કરવામાં આવી હતી અને તેથી તેનો પ્રભાવ ગામલોકો ઉપર પડ્યો હોવો જોઇએ. ધીરે ધીરે લગ્નો નાનાં ગામોમાં પણ સાદી રીતે ઊજવાય છે એ આશાજનક છે આફ્રિકાના ધનકમાઉ લોક આમાંથી કંઇક શીખે અને પરસેવો પાડીને કમાએલું ધન લગ્નતમાશામાં ન વેડરી દેતાં કોઇ ધર્મમાર્ગે વાપરી જાણે અથવા તો બચાવી—ભાઇ રેવનદાસના શબ્દોમાં—'ઓટીમાં ઓસી દે,' એ પણ ઇષ્ટ છે.

આ વર્ષે એક પુનર્લગ્ન થયું છે: ચિખોદરાના ભાઇ શિવાભાઇ ઘોરીભાઇ હાલ મોમ્બાસામાં સરકારી હિંદી શાળાના શિક્ષક છે. ગાડાના વતની, પણ યુગાન્ડાની કોઇ જીનરીમાં કામ કરતા, ભાઇ ચતુરભાઇ ત્યાં જ ગુજરી ગયા. એ ભાઇનાં વિધવા કમળાબેન દેશ આવતાં માર્ગમાં મોમ્બાસામાં ઊતર્યાં અને ત્યાં તેમણે ભાઇ શિવાભાઇ સાથે પુનર્લગ્ન કર્યું.

કાનમના સારા સારા પણ પાટીદારો પોતાને હલકા માની પોતાનો કુળમોહ પોષવા ચરોતરના કુળવાન ગણાતા પાટીદારોને કન્યાઓ આપે છે. ચરોતરના પાટીદારો તો કાનમના એ પાટીદારોને કન્યા આપેજ શાના? એવો રૂઢિકિલ્લો તોડીને સામરખાના ભાઈ બળદેવભાઈ આર્યે પોતાની પુત્રીનું લગ્ન ચરોતરની સીમા બહાર—કાનમમાં—સિનોરના ભાઈ ડાહ્યાભાઈ દેસાઈભાઈ પટેલ સાથે આણંદ આર્યસમાજ મંદિરમાં કર્યું છે અને એમ કરીને એક ઉમદા અને અનુકરણીય પગલું ભર્યું છે.

'વડોદરા પાટીદાર કેળવણી મંડળ' ને 'અમદાવાદ પાટીદાર સેવાસમાજ,' એ બે સંસ્થાઓ કેળવણીની દિશામાં યથાશક્ય કાર્ય કરી રહી છે. સદ્દગત રાજરત્ન શેઠ પ્રાણસુખલાલના સ્મારક માટે તેમના પિતાશ્રી શેઠ મફતલાલ ગગલભાઈએ આપેલા રૂા. ૧૦,૦૦૦ના દાનમાંથી 'વડોદરા પાટીદાર કેળવણી મંડળ' તરફથી ચાલતા છાત્રાલયના મકાનની ખાતક્રિયા યુવરાજ ફત્તેહસિંહને હસ્તે કરવામાં આવી હતી. વળી 'અમદાવાદ પાટીદાર સેવાસમાજ'ને મળેલા દાનમાંથી 'શેઠશ્રી ભીખાભાઈ જીવાભાઈ વિદ્યાર્થીગૃહ'ની તથા 'સ્વ. મગનભાઈ ચતુરભાઈ પુસ્તકાલય'ની ખાતક્રિયા સરદારશ્રી વલ્લભભાઈ પટેલને હસ્તે કરવામાં આવી હતી. તેમ જ 'અમદાવાદ લેઉઆ પાટીદાર મંડળે' એવો ઠરાવ કર્યો હતો કે "અમદાવાદમાં વસતા દશક્રોશીના, ચરોતરના, વાકળના અને કાનમના પ્રાથમિક અને માધ્યમિક શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને શાળામાં ચાલતાં પુસ્તકોની મદદ કરવી, તેમજ ચાલુ સાલે મુંબઈ યુનિવર્સિટીમાં મેટ્રિકની પરીક્ષામાં લેઉઆ પાટીદાર વિદ્યાર્થીઓમાં સૌથી પહેલે નંબરે પાસ થનાર વિદ્યાર્થીને, જો તે આગળ અભ્યાસ ચાલુ રાખે તો, રૂા. ૧૦ની માસિક શિષ્યવૃત્તિ આપવી.

આપણી આર્થિક સ્થિતિ ધીરે ધીરે બગડતી જાય છે. એક વખત 'જગતનો તાત' ગણાતો પાટીદાર કુદરતની અને રાજ્યની અવકૃપાથી ધીરે ધીરે ગરીબ થતો જાય છે. ગયે વર્ષે દુષ્કાળ જેવી જ સ્થિતિ હતી. આ વર્ષે વરસાદ કંઈક ઠીક રીતે વરસ્યો, પણ છેલ્લે વરસાદે ચરોતરની અને આજુબાજુના પ્રદેશની બાજરી બગાડી નાખી છે. આજે બાજરીના મણના રૂા. ૪થી યે વધારે બોલાય છે! સરકાર જમીનમહેસૂલમાં પણ કુણી નજર નથી રાખતી. પરિણામે 'જગતનો તાત' એ ખેડૂત પાટીદાર આજે પૂછી રહ્યો છે: 'અરેરે ખાઉં શું, ઘરનાંને ખવરાવું શું અને સરકારને ભરૂં શું?' લોકની આ સ્થિતિમાં પરોપકારી સંસ્થાઓએ અને ધનવાન ગૃહસ્થોએ સસ્તા અનાજની દુકાનો ઉઘાડી છે.

પણ છતાંયે નિરુદ્યમી થઈ પડેલા અને ભૂખના દુઃખમાં આવી પડેલા લોકો ધાડ પાડે છે. અને એ ધાડો સામે ગામના પાટીદારો આત્મરક્ષણ કે ગામરક્ષણ નથી કરી શકતા, એવી આપણી શારીરિક દુર્બળતા પણ આવી પડી છે. આના કંઈક પણ ઉપાય તો યોજવા જ જોઈશે. આપણી સામાન્ય ઉન્નતિ માટે ગામે ગામ સેવામંડળ સ્થાપવાં જોઈશે. બોરીઆવીના લોકસેવક ભાઈ ભાઈલાલભાઈ ખાનકુવામાં એવું સેવામંડળ સ્થાપી એ ગામની સેવા કરી રહ્યા છે. આણંદમાં સ્થપાએલું 'શેઠ મનસુખલાલ છગનલાલ કૃષિગોવિદ્યાભવન' ખેતીના અને ગોવિદ્યાના વિષયમાં ખેડૂતોની સારી સેવા બજાવશે એવી આશા અસ્થાને નથી. વળી સૂકા વિસ્તારોમાં જમીનવિકાસની યોજના માટે સર ખુશરૂ વાડિયાએ કરેલી અને મુંબઈ સરકારે સ્વીકારેલી રૂ. ૭,૨૩,૦૦૦ની ઉદાર સખાવતનો મુંબઈ સરકાર સરસ ઉપયોગ કરીને ઇલાકાના ખેડૂતોને સહાયતા કરશે એવી આશા પણ અસ્થાને નથી.

અમદાવાદ પાસેના પાલડી ગામના ભાઈ મોતીભાઈ શામળભાઈ પટેલે અમદાવાદના વાડીલાલ સારાભાઈ હોસ્પીટલમાં Deep X Therapy મશીન મૂકવા રૂ. ૪૦,૦૦૦નું ઉદાર દાન આપ્યું છે. નડિયાદના ભાઈ મધુભાઈ મણિભાઈ પટેલે અમદાવાદના 'પાટીદાર સેવાસમાજ'ને રૂ. ૫૦૦૦નું દાન આપ્યું છે. સોજીત્રાના ભાઈ જીવાભાઈ હીરાભાઈ પટેલે વડોદરાના 'સમસ્ત પાટીદાર છાત્રાલય'ને અને વડોદરા પ્રજામંડળને, એ દરેક સંસ્થાના નવા બંધાતા મકાન ઉપર ટાવર બાંધવા એ દરેક સંસ્થાને રૂ. ૧૦૦૦નું દાન આપ્યું છે. પેટલાદ તાલુકાના પેટલી ગામના ભાઈ મોતીભાઈ અજુભાઈ પટેલે ત્યાંના સાર્વજનિક પુસ્તકાલયને રૂ. ૧૦૦૦ની જમીનનું દાન આપ્યું છે. આપો, આપો ભાઈઓ, એ ધનના ધણી ધર્મ તમારો!

આપણી ધર્મ પ્રત્યેની દષ્ટિ શુદ્ધ રીતે કેળવાઈ નથી. ખરી રીતે તો *ધર્મ સંબંધે આપણે પરવા પણ કરતા નથી, અને જ્યાં પરવા કરીએ છીએ,* ત્યાં અશુદ્ધ અંધશ્રદ્ધાથી પ્રેરાઈએ છીએ. હરિજનો પ્રત્યે આપણે અંધશ્રદ્ધાથી જે અસ્પૃશ્યતા કેળવી છે તેમાંથી હજીયે – આ નવયુગમાંયે – મુક્ત થયા નથી. તેથી તે લોકોનાં બાળકોને સાર્વજનિક શાળાઓમાં આપણે પેસવા દેતા નથી અને જ્યારે અધિકારી વર્ગ કે સંસ્થા તરફથી તે કારણે શાળાઓ બંધ થાય છે ત્યારે જ ના છૂટકે એ બાળકોને દાખલ થવા દેઈએ છીએ. આમ શુદ્ધ બુદ્ધિથી નહિ, પણ કાયદાને ડરણે આપણે સીધા ચાલીએ છીએ! આ વર્ષમાં પણ એવા કેટલાક પ્રસંગો બન્યા છે.

દેશનાં સૌ ભાઇબેનોને—હરિજનો સુદ્ધાંતને— સમાનભાવે રાખીશું તો જ સ્વરાજ્ય શકય છે અને મળ્યા પછી પણ તો જ તે ભોગવવા જેવું થશે, એ આપણે પાટીદાર ભાઇબેનોએ સમજવું ઘટે.

બીજી બાજુ ગોસ્વામી દેવકીનંદન નામ ધારણ કરનાર રહેમતખાન જેવા પઠાણોની અને નટવરલાલ જેવા મહારાજોની આદરભાવે પૂજા કરીએ છીએ. છેતરપિંડી કર્માને માટે રહેમતખાન પઠાણને અને તેના સાગરીતને સરકારે જેલમાં મોકલ્યા અને નટવરલાલને ભાદરણના નવયુવકોએ હાડકાં રંગી નસાડયો, એ ઠીક જ થયું છે. આપણે ધર્મ ભાવના શુદ્ધ દષ્ટિભાવે કેળવીએ એમાં જ આપણું કલ્યાણ છે.

આ વર્ષનું આપણી નાતનું આ સરવૈયું. વાચક વિચારી લે કે આપણે કેટલા આગળ વધ્યા, કેટલા પાછા પડયા. અને એ વિચારી આવતે વર્ષે કંઇક તો આગળ ધપવાનો નિશ્ચય કરીએ જ. તથાસ્તુ।



## પ્રસંગકથા

**જુગ જુગ જીવો એ જગતના તારક મહાત્માજી**

સત્ય અને અહિંસાનો સંદેશો જગતને તાજો કરી આપનાર મહાત્માજીને આજે (તા. ૧૨:૧૧:૧૯૯૮) ૭૪મું વર્ષ બેસે છે. એમની એ પુણ્ય જન્મતિથિ આજે સમસ્ત ભારતવર્ષે ઊજવી છે. હિંસાબળ ઉપર જીવનાર જગત્ હજી એ સંદેશાને ઠોકરે ચઢાવે છે અને પરિણામે આજે જગતભરમાં યુદ્ધનો—હિંસાનો—દાવાનળ સળગી રહ્યો છે. એ દાવાનળમાં કોણ ભસ્મ થશે અને કોણ બચશે તે કહેવાય નહિ, બચશે તે પ હિંસાની ભયંકરતા સમજીને અહિંસાને માર્ગે વળશે કે કેમ તેય આજે તો કોણ કરી શકે? હિંસાબળમાં રાચનાર અંગ્રેજ સરકારે આજે તો મહાત્માજીને સળિયા પાછળ બેસી દીધા છે. અને ૨૦૦૦ વર્ષ ઉપર એવા જ એક મહાત્માને—જેસસ ક્રાઇસ્ટને—તો હિંસાપ્રિય યાહુદીઓએ ક્રોસ ઉપર ચઢાવી મારી નાખ્યા હતા. અને આજે એ મહાત્મા સદેહે પાછા આવે અને અહિંસાનો ઉપદેશ કરવા માંડે તો યુરોપની ક્રિશ્ચિયન કહેવાતી, પણ હિંસાપ્રિય, સત્તાઓ તેમનો વધ કરે! પ્રાચીન ભારતવર્ષમાં મહાત્મા મહાવીરને અને બુદ્ધને બ્રાહ્મણધર્મે સ્વીકાર્યા નહોતા, છતાં કોઇ ધર્મસત્તાએ કે કોઇ રાજસત્તાએ તેમને દમ્યા પણ નહોતા, એ

પ્રાચીન આર્ય પ્રજાની સંસ્કૃતિનું વિશેષ લક્ષણ છે. જગતની અનેક પ્રજાઓ આજે ધરતીના પડ ઉપરથી ભૂંસાઇ ગઇ છે, છતાં હિંદની આર્ય પ્રજા હજી જીવે છે, એ એની પ્રાચીન સંસ્કૃતિનેજ પ્રતાપે. હિંસાબળ ઉપર જીવવાની ઇચ્છા રાખનાર અને તેમાં રાચનાર કોઇ પણ ધર્મસત્તાએ કે રાજસત્તાએ જાણવું ઘટે કે દુનિયાના ઇતિહાસમાં એવાં અનેક મહારાજ્ય નાશ પામ્યાં છે, તેનું નામનિશાન પણ આજે રહ્યું નથી, ત્યારે એ મહાત્માઓ દેહે અવસાન પામ્યા છતાં આત્માએ કંઇ કરોડો માનવીઓના આત્મામાં ભવ્ય ભાવે વસી રહ્યા છે. જુગ જુગ જીવો એવા આપણા આ મહાત્મા—જગતના તારક મહાત્મા—ગાંધીજી!

### પરઠણિયા કુળવાનોને અર્પણ

ગુજરાતમાં જેમ કુળવાન પાટીદારોમાં અને અનાવિલોમાં પરઠણનો આંકો નથી, તેવીજ રીતે સિંધમાં આમીલ જ્ઞાતિના હિંદુઓમાં પણ પરઠણનો આંકો નથી. ત્યાંનો અહુણાજ બનેલો કરુણાજનક અને ભયંકર આ બનાવ છેઃ "કરાંચી, તા. ૨૫ વરવિક્રયની સિંધની આમીલ કોમમાં પ્રચલિત પ્રથામાં એક ત્રેવીશ વર્ષની કન્યાએ પોતાનો બલિ આપ્યાનો બનાવ કરાંચીમાં બન્યો છે. દીકરી ઉંમર લાયક થયા છતા નાણાંને અભાવે તેનું ઠેકાણું ન પડતાં તેની વિધવા માતા સતત ચિંતાતુર રહેતી. અને તેથી માતાને ચિંતામુક્ત કરવા માટે દીકરીએ ઝેર પીને આપઘાત કર્યો" ('ખેડા વર્તમાન,' તા. ૨:૯:૧૯૪૨). દીકરાની પરઠણ ઉપર જીવવાની લાલસા રાખતા ચરોતરના પાટીદારોમાંથી જેને આંખ હોય તે જુએ, કાન હોય તે સાંભળે, સાન હોય તે સમજે.

### હિંદુ સમાજને અર્પણ

"રાજુલા, તા. ૮. ગઇ કાલે અહીં એક મકાનમાંથી એક બ્રાહ્મણ વિધવાનું શબ મળી આવ્યું છે. કહે છે કે બાઇ કોઇની ફસામણીનો ભોગ બની હતી. બાઇને ગર્ભ રહ્યો હતો. બાઇના પિતાને પરિસ્થિતિથી વાકેફ કરવામાં આવ્યો અને બહારગામથી તેડાવવામાં આવ્યો. સમાજને ભયે એ ન તો તેની પુત્રીને લેઇ જઇ શકયો, ન તો કંઇ માર્ગ કાઢી શકયો અને આવ્યો તેવો ચાલ્યો ગયો. બીજે દિવસે વિધવા બાઇનું સળગેલી હાલતમાં શબ મળી આવ્યું છે" ('સંદેશ,' તા. ૧૧:૯:૧૯૪૨). અને આવી આવી તો કેટલીયે વિધવા બેનોની હત્યા ગોઝારો હિંદુ સમાજ રોજ રોજ કરી રહ્યો છે!

### મોંઘવારી

વિશ્વવ્યાપી વિગ્રહદાવાનળને પરિણામે રોજની વપરાશની વસ્તુઓની

મોંઘવારીનો પાર નથી. અનાજ વગર લોકો ભૂખે મરવા લાગ્યા છે. પુષ્કળ અનાજ પરદેશ ચઢે છે અને દેશમાંના અનાજનો લોભી ને સ્વાર્થી વેપારીઓ સંઘરો કરીને મોંઘે ભાવે વેચે છે. સરકારે ભાવ ઉપર અંકુશ મૂક્યા છે, છતાં વેપારીઓ તે અંકુશને ગાંઠતા નથી. બાજરી મણના રૂ. ૪ ઉપર થઇ ગયા છે! ગરીબ અને ધંધારોજગાર વગરના લોક તો ભૂખે મરતા થવા લાગ્યા છે. અનાજની દુકાનો લૂંટાવાના પણ સમાચારો મળતા થયા છે. આમને ધાન ભેગા કરવાના ઉપાયો તુરતજ થવા જોઇએ. સસ્તા અનાજની દુકાનો ગામે ગામે કઢાવી જોઇએ. અને તેમને મજૂરી મળે એવાં રાહતનાં કામો કાઢી તેમને રોજગારે વળગાડવા જોઇએ. સરકાર સંગ્રામના ખર્ચમાં અટવાઇ પડેલી છતાં પણ તેણે અને ધનવાન લોકોએ આ કપરા કાળમાં આ તરફ ધ્યાન આપવું ઘટે, નહિ તો અંતે તેમને પોતાનેજ પસ્તાવું પડશે. ગામલોકોએ પણ સંગઠન કરીને નિર્ણય કરવો જોઇએ કે જીવનનિર્વાહની જરૂરની વસ્તુઓ વિના બીજી કાંઇ ખરીદવી નહિ અને અનાજ વગેરે જરૂરની વસ્તુઓ તો વેચવીજ નહિ, ગામ બહાર જવા દેવીજ નહિ.

**ખેતરો એકઠાં કરવાં**

'વધારે અનાજ પકવો' એવી બૂમોથી માત્ર અનાજ વધારે પાકવાનું નથી. આપણા દેશમાં દરેક કુટુંબ દીઠ સરેરાશ ૨.૩ વીઘાં ખેડવાની જમીન આવે છે. બીજા દેશોના પ્રમાણમાં આપણા દેશના ખેડૂતોને ખેતીની જમીન કેટલી ઓછી છે તે નીચેના કોષ્ટકથી જણાશે:

| દેશ: | ખેડૂત કુટુંબ દીઠ જમીન એકર | દેશ: | ખેડૂત કુટુંબ દીઠ જમીન એકર |
|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ, અમેરિકા | ૧૪૮ | જર્મની | ૨૧.૫ |
| ઇંગ્લેન્ડ | ૬૨ | ફ્રાન્સ | ૨૦.૨૫ |
| ડેન્માર્ક | ૪૦ | બેલ્જિયમ | ૧૪ |
| હોલેન્ડ | ૨૬ | હિંદુસ્થાન | ૨.૩ |

ત્યારે આટલી જમીનમાં ખેતી કર્યાથી હિંદી ખેડૂત કુટુંબને ખવડાવે શી રીતે? વળી બીજી મોટી મુશ્કેલી તો એ છે કે હિંદી ખેડૂતનાં ખેતરોના ટુકડા જુદી જુદી જગાએ—કેટલીક વાર તો ગાઉ ગાઉ દૂર—હોય છે. એવા ટુકડા ખેતરમાં જતાં ખેડૂતનો પુષ્કળ વખત નકામો વહી જાય છે અને વળી એક મોટા ખેતર ઉપર જે રીતે ખેતી થઇ શકે તે રીતે તે ખેતરના દૂર દૂર ટુકડા ઉપર થઇ પણ શકે નહિ, કારણ કે દરેક ટુકડાને શેઢા પણ મૂકવા પડે છે. આથી એ બધા ટુકડાને એકઠા કરી ખેતર જોગ બને તેમ મોટાં કરવાં. વડોદરા રાજ્યે ખેતર એમ મોટાં કરવાની સરળતા કરી આપવા કાયદો કર્યો છે, પણ તેનો લાભ બહુ ખેડૂતોએ

લીધો દેખાતો નથી. તેથી ફરજિયાત કાયદો કરીને વડોદરા રાજ્યે જ નહિ, પણ સર્વે દેશી રાજ્યોએ તેમ જ હિંદી સરકારે ખેતરો એકઠાં કરીને મોટાં બનાવવાં જોઇશે, જેથી ખેડૂતનો વખત બચે અને ઓછે શ્રમે વધારે પકવી શકે.

## રુશિયાની સ્થિતિ

રુશિયામાં ખેતરોની સ્થિતિ પણ આપણાં ખેતરો જેવી જ હતી. પણ ત્યાં સોવિયેટ સરકાર સ્થપાયા પછી, તેણે ઇ. સ. ૧૯૧૯ પછી, દેશમાં જે સુધારા કર્યા, તેમાં ખેતી વિષે મહત્ત્વનો સુધારો એ હતો, કે ખેતરોના ટુકડા ફરજિયાત કાયદાથી રદ કરી દરેક કુટુંબનું ખેતર મોટું થાય એવી વ્યવસ્થા કરી. એથી ખેડૂતનો જુદા જુદા ટુકડામાં જવાનો વખત બચ્યો અને ઓછે શ્રમે વધારે પાકવા માંડ્યું. મોરીસ ડોબ (Mourice Dobb), જે રુશિયામાં ૧૯૨૨માં ગએલો તે, આમ એકઠાં કરેલાં ખેતરોથી ખેડૂતોને કેવો લાભ થયો તે વિષે જણાવે છે કે પહેલાંના કરતાં હવે ખેડૂતો ખેતરોમાં વધારે પાક પકવી શકે છે, અને સાથે જ તેમને ઓછી મહેનત કરવી પડે છે. પહેલાં જુદા જુદા ટુકડામાં ખેડુત પકવી શકતો અને હાલ એકઠાં કરેલાં ખેતરોમાં પકવી શકે છે તેની તુલના તે નીચે પ્રમાણે આપે છે:

પહેલાં ટુકડા ઉપર પકવાતા માલની અને હાલ એકઠાં કરેલાં ખેતરોમાં પકવાતા માલની કિંમત રૂબલમાં

| પ્રદેશ | પહેલાં | હાલ |
|---|---|---|
| ઉત્તર કૉકેસસ | ૪૦૨ | ૭૪૯ |
| મધ્ય વોલ્ગા | ૨૭૯ | ૫૮૩ |
| દક્ષિણ વોલ્ગા | ૨૮૨ | ૧૦૧૬ |

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ખેતરોના જુદા જુદા ટુકડા એકઠા કર્યાથી રુશિયન ખેડૂતની પેદાશમાં ઘણો વધારો થયો છે. ત્યારે આપણા દેશમાં વધારે અનાજ પકવવું હોય તો જુદા જુદા ટુકડાની અદલાબદલી કરી ખેતરો મોટાં બનાવવાં જોઇશે.

## "મુંબઇની અનાજની અછત

"મુંબાઇમાં ખાધાખોરાકીની સ્થિતિ વિષે દેશી વેપારીમંડળના મંત્રીએ ડાયરેકટર ઑફ સિવીલ સપ્લાઇઝ સમક્ષ કરેલી રજુઆતના જવાબમાં ડાઇરેકટરે મંડળના મંત્રી ઉપર એક પત્ર લખ્યો છે. આ પત્રમાં જણાવવામાં આવ્યું છે કે બ્રહ્મદેશમાંથી થતી આયાત અટકી પડવાથી અને કોંકણનો પાક નિષ્ફળ નીવડવાથી આ વર્ષે ઊભી થએલી ચોખાની તંગીને પહોંચી વળવા માટે શક્ય તેટલા પ્રયાસ કરવામાં આવે છે. પણ ચોખાની આયાત સામાન્ય ખપત કરતાં ઘણી ઓછી હશે, એટલે ચોખાને બદલે બીજું અનાજ, ખાસ કરીને

જાર બાજરીની ખપત વધવી જોઇએ. આ પત્રમાં વધુમાં જણાવવામાં આવ્યું છે, કે હૈદરાબાદના સત્તાવાળાઓએ મુંબઇ પ્રાન્તમાં ૨૨૦૦૦ ટન જાર આયાત કરવાની પરવાનગી આપવાનું કબૂલ કર્યું છે. આમાંનો ઘણોખરો જથો આવી પહોંચ્યો છે અને વધુ ૮૦૦૦ ટન જાર બનશે તો આયાત કરવાની આશા છે. જથાબંધ વેપારીઓ છૂટક વેપારીઓને માલ વેચે એવી તેઓને ફરજ પાડવાની મંડળની સૂચના સરકાર વિચારશે. છેવટમાં, દેશી વેપારીમંડળ અને બીજાં મંડળો જેઓ મુંબઇને પૂરતા પ્રમાણમાં ખાધાખોરાકી પૂરી પાડવા માટે મદદ કરવા તૈયાર હોય તેઓનો સહકાર મેળવવા સરકાર ઘણી આતુર છે એવી ખાત્રી પત્રમાં આપવામાં આવી છે" ('મુંબઇ પત્રિકા,' તા. ૨૬:૯:૧૯૪૨).

**ખાદ્ય અનાજો સંબંધે પ્રેસનોટ**

"ખાદ્ય અનાજો વધુ પ્રમાણમાં ઉગાડવા બાબતના પ્રચારને પરિણામે ખેડા જિલ્લામાં કપાસનું વાવેતર સને ૧૯૪૧-૪૨માં ૮૪૮૦૦ એકર હતું, તે ઘટી જઇ ચાલુ સાલે એટલે સને ૧૯૪૨-૪૩માં આશરે ૫૦૦૦૦ એકર થશે, અને તેવી જ રીતે તમાકુના વાવતરના ક્ષેત્રફળમાં પણ ઘટાડો થવા સંભવ છે. સને ૧૯૪૨-૪૩માં ખેડા જિલ્લામાં ધાન્યના વાવેતરનું કુલ ક્ષેત્રફળ પહેલાં વર્ષોની સરખામણીમાં આવકારદાયક વધારો બતાવશે અને તેથી કરીને આ જિલ્લાના લોકોને પોતાના ખોરાક માટે જોઇતા અનાજ સારૂ બહારના પ્રદેશો ઉપર બહુ જ ઓછો આધાર રાખવો પડશે. ડાંગર, ચોખા, બાજરી, બાવટો અને કોદરા, જે આ જિલ્લાના ગરીબ લોકોનો મુખ્ય ખોરાક છે, તેની બહાર નિકાસ થતી હોવાનું જાણવામાં આવ્યાથી ખેડા જિલ્લાની બહાર તેની નિકાસ કરવા સામે પ્રતિબંધ મુકવામાં આવ્યો છે. ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ સાહેબ આશા રાખે છે કે આ જિલ્લાની જનતા આ લીધેલું પગલું સ્તુત્ય ગણશે અને આવતા શિયાળામાં અગર રવિ પાકની મોસમમાં ખાદ્ય અનાજો વધારે પ્રમાણમાં વાવવા માટે, વધુ નહિ તો પહેલી વખતે જેટલું ધ્યાન આપ્યું છે, તેટલું ધ્યાન તો ઓછામાં ઓછું આપશેજ" ('ખેડા વર્તમાન, તા. ૩૦:૯:૧૯૪૨).

**ખેડૂત અને મચ્છરદાની**

આ મોસમમાં વરસાદના મચ્છરોનો ઉપદ્રવ સર્વત્ર વધી પડ્યો છે અને તે મચ્છરો કરડવાથી મેલેરિયા તાવ લોકોને આવે છે. આથી મજૂરિયાત લોકો ને ખેડૂતો પણ શરીરે દુઃખી તો થાય છેજ, પણ સાથે પોતે કરવાનું કામ પણ કરી શકતા નથી. અને કામ વિના તેઓ ખાય શું? આનો એક ઉપાય

તો એ કે શરીરે ગ્યાસતેલ અથવા રાખ ચોળીને સૂઈ જવું, તેની ગંધથી મચ્છરો શરીર ઉપર નહિ બેસે. પણ તેથીયે સારો ઉપાય તો એ છે કે રાતે પથારી ઉપર મચ્છરદાની વાપરવી. હું જાણું છું કે આપણા દેશના મજૂરો અને ખેડૂતો એટલા બધા ગરીબ છે કે તેમને મચ્છરદાની વાપરવાનું કહેવું એ તેમની મશ્કરી કર્યા જેવું લાગે. પણ સાથે જ હું એ પણ જાણું છું કે મચ્છરદાની કંઈ મોજશોખની ચીજ નથી, પણ ખાસ અગત્યની ચીજ છે. ત્યારે મજૂર મચ્છરદાની વાપરવાની જેની શક્તિ નથી, તેણે ઘસાઈ ગએલાં ધોતિયાંની કે સાલ્લાની મચ્છરદાની ઘેર બનાવી લેવી અને તે વાપરવી જોઈએ. મચ્છર કરડવાથી શરીરે દુઃખી થવા કરતાં, તેની પાછળ દવાના પૈસા ખર્ચવા કરતાં અને પોતાનો ધંધો રોજગાર ગુમાવવા કરતાં એવી મચ્છરદાની વાપરવી, એ આખરે તો સસ્તી જ પડવાની છે.

## કેરોસીન તેલ સાથે મગફળીનું તેલ

ગ્યાસતેલ વગેરે રોજની વપરાશની વસ્તુઓની પણ મોંઘવારી થઈ ગઈ છે. તેના પણ ઉપાય તરીકે "નડિયાદ, તા. ૨૧. ખેડાના ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ શ્રી. જી. ખેડેકરે પોતાની સહીથી એક સૂચના બહાર પાડી જણાવ્યું છે કે લોકોએ ૩૦ ટકા કેરોસીન અને ૭૦ ટકા મગફળીનું તેલ મેળવી ફાનસમાં બાળવું, જેથી કેરોસીનની કરકસર થઈ શકે" ('સંદેશ,' તા. ૨૫:૯:૧૯૪૨). અને છતાં ગ્યાસતેલ ના જ મળે, અથવા ખરીદવું ના જ પોષાય તો આપણાં જૂનાં કોડિયામાં દિવેલના દીવા કરવા પડશે. એ વિના બીજો ઉપાય નથી, ના નથી જ.

## સરકારી કૃત્રિમ ઘડિયાળ

સરકારે હુકમ કાઢીને દેશમાં સૌ ઘડિયાળોને તા. ૧:૯:'૪૨થી એક કલાક વહેલાં મુકાવ્યાં છે. દેશની સૌ પ્રજાને એ પ્રમાણે ઘડિયાળને એક કલાક વહેલાં મૂકવાં પડ્યાં. પણ કાળના પ્રભુ સૂર્યભગવાન તો સરકારના એ હુકમને ઠોકરે ચઢાવી વહેલા ન જ ઊગ્યા, એ તો પોતાના સ્વાભાવિક નિયમે જ ઊગે આથમે જાય છે. આમ એમના સ્વાભાવિક કાળ અને સરકારના કૃત્રિમ કાળ વચ્ચે અથડામણ થતાં લોકને અડચણ ઊભી થઈ છે. કચેરીઓમાં કે શાળામાં જવાનો સમય ૧૧ વાગ્યાનો હતો, તે આજે ખરી રીતે ૧૦ વાગ્યાનો થઈ ગયો. એટલે ઘણાને તો અર્ધાભૂખ્યા જવું પડે. અને ઓફીસરો તો ઓફીસમાં ખાણું મંગાવી શકે, પણ બીજા ગરીબોની શી દશા? લશ્કરી લોકની અડચણ ટાળવા સરકારે આમ દેશનાં ઘડિયાળો એક કલાક વહેલાં મુકાવ્યાં. ત્યારે તેના કરતાં લશ્કરી ખાતાના જ ટાઇમ ટેબલમાં એ પ્રમાણે ફેરફાર કર્યો હોત તો શું?

### 'પાંચમા અને છઠ્ઠા જ્યોર્જના રૂપિયા ચલણમાંથી વિદાય

"ન્યુ દિલ્હી, તા. ૩૦. આજરોજ હિંદી સરકારના નાણાંખાતા તરફથી બહાર પાડવામાં આવેલા એક જાહેરનામાથી તા. ૧લી મે ૧૯૪૩થી જ્યોર્જ છઠ્ઠાના ચાંદીના ચાલુ રૂપિયાના અને અર્ધા રૂપિયાના સિક્કાનું કાયદેસર રીતે ચલણ બંધ થશે, જોકે સરકારી તિજોરી, પોસ્ટ ઓફીસો અને રેલ્વે સ્ટેશનો ઉપર એ સિક્કા તા. ૩૧મી ઓકટોબર ૧૯૪૩ સુધી સ્વીકારવામાં આવશે. ત્યારબાદ વધુ નોટીસ બહાર પડતા સુધી મુંબઇ, કલકત્તા અને મદ્રાસ ખાતે રિઝર્વ બેંક ઓફ ઇંડિયાની ઇસ્યુ ખાતાની ઓફીસોએ તે સ્વીકારવામાં આવશે. ચાંદીનો ઓછામાં ઓછો ઉપયોગ કરવા અને બનાવટી સિક્કા ઉપર અંકુશ મૂકવા માટે સરકારે જૂના ચાલુ ચાંદીના સિક્કાઓને બદલે નવા સલામત કિનારીવાળા સિક્કાઓ ક્રમે ક્રમે ચલણમાં મૂકતા જવાની હિંદી સરકારની રાજનીતિનો આ આખરી તબક્કો છે. નવા સલામત કિનારીવાળા સિક્કાઓનો સરકાર પાસે ઘણો મોટો જથો છે, (સરકારે છઠ્ઠા જ્યોર્જના ખાંચાવાળી નવી જાતની કિનારીવાળા જે રૂપિયા બહાર પાડ્યા છે, તે સિવાયના બાકીના બધા કાંગરીવાળા રૂપિયાના અને અર્ધા રૂપિયાના સિક્કાઓનું ચલણ તા. ૧લી મે ૧૯૪૩થી બંધ કરવામાં આવશે એવો આ જાહેરનામાનો અર્થ થાય છે.)" ('સંદેશ,' તા. ૧ : ૧૦ : ૧૯૪૨).

### આ અંક મોડો કેમ નીકળ્યો?

કેટલાંક વર્ષ સુધી દર માસે સુદિ પડવાને રોજ અને પછી કેટલાક વર્ષથી, ટપાલ ખાતાએ ફરજ પાડી ત્યારથી, દરેક ખ્રિસ્તી માસની તા. ૨૫મીને રોજ નિયમિત રીતે ટપાલમાં પડનાર 'પાટીદાર'નો આ અંક આટલો બધો મોડો કેમ નીકળ્યો? નિયમિત રીતે ગ્રાહકના હાથમાં જઇ પડનાર 'પાટીદાર'નો આ અંક તા. ૨૬ : ૯ : ૧૯૪૨ને રોજ ન મળ્યાથી અનેક ગ્રાહકોએ ઉઘરાણી કરી પૂછ્યું કે 'પાટીદાર' કેમ મોકલ્યું નથી. આથી જ આ ખુલાસો કરવો પડે છે. દેશની રાજકીય અસ્વસ્થ સ્થિતિમાં 'ચરોતર પ્રિંટિંગ પ્રેસે' મહાસભા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી આખો સપ્ટેમ્બર માસ પોતાનું કામ બંધ રાખ્યું. આથી આ અંક પણ છાપી શકાયો નહિ. આટલો મોડો આજે છપાઇને આ અંક તૈયાર થયો છે અને ગ્રાહક ભાઇઓના હાથમાં મૂકું છું. મોડો થવા માટે ગ્રાહકોની ક્ષમા માગી લેઉં છું. અંક મોડો થવાથી જે જે ગ્રાહકોએ ઉઘરાણી કરી છે તે દરેકને જુદો જુદો જવાબ આપવો અનુકૂળ ન પડવાથી, બધા ગ્રાહકોને આ એક સામટો આ ખુલાસો કરૂં છું.

## આ વર્ષે 'પાટીદાર'ની આર્થિક સ્થિતિ

બે એક વર્ષ ઉપર આફ્રિકાથી આવેલા એક ભાઈ મારી પાસે આવેલા, તેમણે મને કહ્યું: "આફ્રિકામાં એક ભાઈએ મને વાત કરી હતી કે નરસિંહભાઈ તો હવે કંઈ ધંધો રોજગાર કરતા નથી અને 'પાટીદાર'નીજ કમાણી એટલી બધી છે કે તેમાંથી તેમનો જીવનનિર્વાહ સુખેથી ચાલે છે. એ ભાઈને મેં 'પાટીદાર'નો મેં મારો ખાનગી હિસાબ બતાવ્યો. તેમણે સ્પષ્ટ જોઈ લીધું કે 'પાટીદાર'ને દર વર્ષે થોડી થોડી ખાધ આવે છે, તો એની કમાણી ઉપર હું શી રીતે જીવતો હોઈશ? અને એ ખાધમાં આફ્રિકાના ભાઈઓજ આજ સુધી મોટે ભાગે જવાબદાર છે. કેવી રીતે, તે આ વર્ષનોજ દાખલો આપી જણાવું: આ વર્ષે 'પાટીદાર'ની સરેરાશ ૩૩૦ નકલો આફ્રિકાના ગ્રાહકોને મોકલેલી, તેમાંથી હજી ૧૩૪ ગ્રાહકોનાં લવાજમ આવ્યાં નથી, એટલે તેમનાં લવાજમના શિ. ૫૩૬ (=આશરે સાઢા ત્રણસો રૂપિયા) ખોટ ખાતે લખી નાખવા પડશે! તે ઉપરાંત સંસારભરમાં સળગી રહેલા રાજકીય દાવાનળને કારણે જેમ બધી વસ્તુની તેમ કાગળની પણ મોંઘવારી ખૂબજ થઈ ગઈ છે, એટલે તેને લીધે પણ 'પાટીદાર'નું ખર્ચ વધી પડ્યું છે. આથીજ આફ્રિકાના ગ્રાહકભાઈઓને પોતાનું લવાજમ મોકલી દેવા અને સૌ ગ્રાહકભાઈઓને નવો ગ્રાહક વધારી આપવા વારંવાર સૂચના કરવી પડી છે. બેશક આફ્રિકાના ભાઈઓ ઉપર એ સૂચનાની કંઈયે અસર થઈ નથી. અને એ સૂચનાનેજ પરિણામે દેશમાં એકજ ગ્રાહક વધ્યો છે. વારંવાર એ સૂચનાઓ વાંચીને ઉત્તરસંડાના ભાઈ સોમાભાઈ મુળજીભાઈ પટેલનું હૃદય દ્રવ્યું અને તેમણે એ ખોટ ખાતે રૂા. ૧૦૧ ગયા માસમાં મોકલી આપ્યા. એ ભાઈનો ઉપકાર માનું છું. સૌ ભાઈઓ જાણે કે આ વર્ષ આખરે રૂા. ૬૭૫-૧૫-૬ની ખોટ આવે છે, તે ખોટ કોઈ જ્ઞાતિમંડળ ભોગવતું નથી. માટે આફ્રિકાના ભાઈઓ સમજે ને પોતાનું ચઢેલું અને નવા વર્ષનું લવાજમ મોકલી દે. વળી સૌ ગ્રાહકો એકેક બેબે નવા ગ્રાહકો કરી દે, અને તો જાહેરખબરો પણ આપે અપાવે. થોડા વખત ઉપર માસિકના કદમાં ૮ પૃષ્ઠનો ઘટાડો કર્યો હતો. નવે વર્ષે ફરી પણ એટલો ઘટાડો કરવો પડે, જો સ્થિતિ ન સુધરે તો. વચમાં વિચાર થએલો કે આફ્રિકાનું લવાજમ શિ. ૬ કરવું, પણ વિચાર આવ્યો કે જે ભાઈઓ લવાજમ ન ભરે તેનો દંડ લવાજમ ભરનાર ભાઈઓ ઉપર નાખવો એ તો અનુચિત છે અને તેથી લવાજમ વધારવાનો વિચાર પડતો મેલ્યો.

---*---

# પાટીદાર

સંવત ૧૯૯૮ વર્ષ ૧૯

## લેખસૂચિ

---*---

# પુસ્તકો નજીવાં કીંમતે આપવાના

**નીચેનાં પુસ્તકો સેકન્ડહેન્ડ, કે વાંચેલા નથી, પણ નવાજ છે**

આફ્રીકા ખાતે વિ. પી. થતા નથી માટે નાણા અગાઉથી મોકલવા.

---

ભાવો ઘણાંજ ઘટાડી નાંખ્યા હોવાથી, ઘટાડેલા ભાવો ઉપર કમીશન કાપી શકાય તેવું રહ્યુંજ નથી. વી. પી. ટપાલ ખર્ચ અલગ.

| સિરનામું પુરેપુરૂં સારા અક્ષરે લખો. નજીકનું રેલ્વે સ્ટેશન જણાવો. ઓર્ડર સાથે અર્ધા નાણાં અગાઉથી મોકલાવો. | મૂળ કીંમત હાલની ઃ રૂા. આ. રૂા. |
|---|---|
| વિલાસમાં વિનાશ-રેનોલ્ડઝની રોમાંચક નવલકથાનો ચંદુલાલ વ્યાસકૃત અનુવાદ. અદ્દભૂત ડીટેક્ટીવ નવલકથા. | ૪ ૦—૨ |
| બાળ ગોપાળ-ગાંધીજી, ગીજુભાઈ, મોંઘીબ્હેન, જુગતરામ, કાકા કાલેલકર વિગેરે ૫૦ બાળ લેખકોની વાર્તાઓ, નાટકો, કવિતાઓ, સંવાદો વિગેરે વિવિધ વિષયોથી ભરપુર. | ૧ ૦—૦ |
| દરિદ્ર નારાયણ—મહારાષ્ટ્ર સાહિત્યનાં નવલકથાકાર મામા વરેરકરની વખણાયલી નવલકથાનો અનુવાદ. પૃષ્ઠ ૩૦૦ | ૧ ૮—૦ |
| સૌભાગ્યવતી સાવીત્રી-હિન્દુ સ્ત્રિઓની હૃદય દ્રાવક કથા. | ૨ ૮—૦ |
| નંદનવનને આંગણે-જેમાં જેમ્સ એલનનાં As a man thinketh અને out from the heart. ઉપરાંત બીજા બે પુસ્તકો બંગાલી સાધુ પ્રેમાનંદ ભારથીનાં અનુવાદો મલી કુલ ચાર પુસ્તકોનો સરળ, સુંદર અનુવાદ ... ... | ૦ ૧૨—૦ |
| વેદીનાં પુલો-ત્રણ નાટકો. બહુજ સુંદર, આનંદ આપે તેવા | ૦ ૧૦—૦ |
| અમીના અને હસીના-બે જોડીયા બ્હેનોની રસભરી, અદ્દભૂત રોમાંચક નવલકથા. પૃષ્ઠ ૩૩૦ પાકુ બાઈન્ડીંગ ... | ૩ ૦—૧ |
| દેશની માયા—અજબ પ્રકારની સામાજીક મનોવેધક નવલકથા. દેશની માયા-કેવી હોય છે અને વ્હાલા વતનનું નામ સાંભળતા કેટલી સ્ફુરતી, કેટલી તાજગી, કેટલો ઉલ્લાસ-અને રૂંવાડે રૂંવાડામાં થનગનાટ મચે એવી નવીન રંગતની જમાવટ. આ નવલકથામાં મળશે. સુંદર સફેદ એન્ટીક કાગળો, ૩૧૦ પાના, ક્રાઉન સાઈઝ, ફુલકલોથ બાઈન્ડીંગ | ૨ ૮—૧ |
| પની અને બીજી વાતો ( સાક્ષરોની વખણાયલી તેર વાર્તાઓ ) | ૧ ૦—૦ |
| સત્તરમી સદીનું ફ્રાન્સ (શ્રી મસ્કેટીયર્સનું ભાષાંતર પૃષ્ઠ ૨૮૮) | ૨ ૧૪—૦ |
| જીવનની ઝાંખી-સ્ત્રી જીવનનાં [illegible] વાર્તાઓ | [illegible] |

| | રૂ. | આઃ | રૂ. |
|---|---|---|---|
| રાજસ્થાનની રાજ ખટપટ (વીસમીસદીની ઐતિહાસિક, નોવેલ.) | ૫ | ૦ | ૨ |
| રામાયણું તત્વ રહસ્ય ( મનન કરવા લાયક રામાયણનો સાર ) | ૦ | ૧૨ | ૦ |
| વગર દોકડાનો વૈદ્ય-પૃષ્ટ ૪૫૦ (માણસ માત્રને ઉપયોગી પુસ્તક, | ૨ | ૦ | ૧ |
| વહુને શીખામણ (વહુ થતાં પહેલાં સમજવા લાયક ) ... | ૧ | ૦ | ૦ |
| વૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી-વૃદ્ધ ઉમરે શરીર નિરોગી રાખવાની કળા | ૧ | ૮ | ૦ |
| સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા (સ્વતંત્રતા કોને વરે છે અને કયારે ?) | ૧ | ૪ | ૦ |
| સહચરી અથવા સ્નેહઘેલી સુંદરી ( મી૦ દેલવાડા કૃત ) | ૨ | ૮ | ૦ |
| સાસાનીયન શુરવીર-પારસી ઐતિહાસીક, શૌર્યતાભરી નોવેલ | ૪ | ૦ | ૧ |
| જમીલા યાને બંગાલનો બળવો ,, ,, ... | ૧ | ૦ | ૦ |
| ઇસ્લામના ઓલીઆ (દીવ્ય ચમત્કારોથી ભરપુર) ... | ૦ | ૮ | ૦ |
| વૃધ્ધાવસ્થા મટાડવાનાં ઉપાયો-કસરત, શ્વાસોશ્વાસની ક્રીયાઓ, | ૧ | ૦ | ૦ |
| આશાની પાંખે ( શાંતીલાલ બેરીસ્ટર કૃત ) નમુનેદાર નાટક | ૦ | ૮ | ૦ |
| આદર્શ નમુનેદાર લગ્ન-સુખરૂપ સંસાર માણવાની મધૂર કથા, દાંપત્ય પ્રેમ ભોગવવાની કળા, ૬૫૦ પૃષ્ઠ, પાકું પુઠું ... | ૫ | ૦ | ૨ |
| તિલોત્તમા ( પ્રો. બેઇનની રસઝરતી નવલકથા ) ... | ૧ | ૦ | ૦ |
| ગીતગોવિંદ-અલંકાર નાયકા ભેદ આદિથી ભરપુર, પુષ્કળ ચિત્રો, પાકું પુઠું, ગ્લેઝ કાગળો. ... ... | ૧ | ૮ | ૦ |
| ગેરીબાલ્ડી ( ઇટલીનો રણયજ્ઞ-દેશને આઝાદ કરવા ખાંડાના ખેલનારાઓ માટે ૧૮ ચિત્રો. ફેધરવેટ કાગળો ) ... | ૨ | ૮ | ૧ |
| .. હોડી અને બીજી વાતો (રસીક નવલીકા સંગ્રહ) ... | ૨ | ૦ | ૦ |
| સેવક દંપતી-યાને ઇંદુકાંત (રસિક નવલકથા, સચીત્ર, ... | ૨ | ૦ | ૦ |
| ..ખસાગર ( ડો. પટેલ કૃત જાતિય શિક્ષણ-કોકશાસ્ત્રની તમામ બારીકમાં બારીક વીગતો, આસનોની સમજ, પાના ૩૦૦, પાકું પુઠું ) પ્રાસાંગિક ચિત્રો ... ... | ૨ | ૮ | ૧ |
| ..લમ માણેકની સંતતી-ભાગ ૧ થી ૪ ભેગા (રસીક નોવેલ) | ૪ | ૦ | ૧ |
| ..રંજની અથવા વરઘેલી વનીતા-પૃષ્ટ ૩૦૦ ગ્લેઝ કાગળો ... | ૩ | ૮ | ૧ |
| ..જ માર્ગ—દેશોન્નતીનો રાજમાર્ગ બતાવતી નવલકથા ... | ૩ | ૮ | ૧ |
| ..બંડખોર કેમ બની ? સામાજીક ક્રાંતીની માર્ગદર્શક નવલકથા. | ૨ | ૮ | ૧ |
| ..હિલાઓની મહાકથા-હૃદયને હચમચાવી નાખે તેવી કથાઓ | ૩ | ૮ | ૨ |
| ..ીતાની વાતો-હિંદુ સંસારના જુલ્મોની વાર્તાઓ ... | ૩ | ૦ | ૧ |
| ..બળાની આત્મકથાઓ-સ્ત્રી સમાજની દર્દમય કથાઓ ... | ૩ | ૦ | ૧ |
| ..પુમ વાઘેલી અથવા દીકરા કરતાં દીકરી ભલી ... | ૨ | ૮ | ૦ |
| ..લકનાં ખેલ-પંદર વાર્તાઓનો સંગ્રહ. પાંચ ચિત્રો. ... | ૧ | ૮ | ૦ |

| | રૂ. | આ. |
|---|---|---|
| ચંદ્રકળા અથવા ચડતી પડતીનો ચમકારો–રસિક નવલકથા ... | ૨ | ૮— |
| દસ લાખનો દલ્લો–જોરદાર ડીટેકટીવ નવલકથા. ... | ૨ | ૦— |
| જીવન સુધારણાનાં સન્માર્ગ–ભા. ૧–૨ સાથે જીવનમાં નવીન ઉત્સાહ, ચૈતન્ય-આનંદ, ઉલ્લાસ-પ્રેરનાર. ફુલ કલોથ બાઇન્ડીંગ, પૃષ્ટ ૨૪૦ ગ્લેઝ કાગળો. ... ... | ૧ | ૦— |
| તારણહાર–રશિયાનાં મહાન લેખક રેને ફયુલોપ મીલરે ગાંધીજીને જગતનાં તારણહારનું સ્થાન શા માટે આપ્યું છે તે સચોટ દલીલોથી ભરપુર પુસ્તક. પૃષ્ટ ૨૨૦, પાકું પુઠું, | ૧ | ૪— |
| રશિયાનાં પત્રો–શ્રી. રવિન્દ્રનાથ ટાગોરે રશિયામાંથી લખેલા પત્રો. જેમાં રશિયાની પ્રમાણિક હકીકતનો સુંદર હેવાલ. | ૧ | ૦— |
| સમાજની વેદીપર–રોમાંચ ખડા કરે તેવા બલીદાનોની કથાઓ... | ૨ | ૦— |
| સંસારની વાતો–સાંસારીક પ્રણયયજ્ઞની અદભૂત વાતો ... | ૨ | ૮— |
| સ્નેહ લક્ષ્મી–સમાજનાં પ્રશ્નોને પ્રેમરસથી ઉકેલતી નવલ કથા | ૩ | ૦— |
| ધીકતો જ્વાળામુખી–આંખના પડદા ચીરી નાખે તેવી નવલ કથા | ૪ | ૮— |
| અંધકાર પર પ્રકાશ— " " " ... | ૨ | ૮— |
| વિશ્વલીલા–શ્રીમંત કુટુંબના સડેલા સંસારનો ચિતાર ... | ૨ | ૦— |
| પ્રાણ કે પ્રતિષ્ટા–ચંદુલાલ વ્યાસકૃત મનોવેધક ડીટેકટીવ. નોવેલ | ૪ | ૦— |
| જાગીરદાર— " " " " ... | ૨ | ૮— |
| કપાળ કુંડલા–પ્રેમની ખુમારી–અતિ પ્રિય થઇ પડેલી નોવેલ ... | ૨ | ૮— |
| હઠયોગ (આત્મજ્ઞાન દર્શાવે, પ્રતિજ્ઞામાં મકકમ રખાવે તેવું)... | ૧ | ૪— |
| રખડેલ અને બીજી વાતો (૧૭ સુંદર વાર્તાઓનો સંગ્રહ. ... | ૨ | ૮— |
| રોગ અને આરોગ્ય–ઉપયોગી સલાહ અને સુચનાઓ. ... | ૧ | ૫— |
| ઇઝી ઇંગ્લીશ ટીચર–અરજી, ચીઠી, પત્રો લખવાની રીતો ... | ૧ | ૮— |
| કુટુંબીનું કારસ્થાન ભાગ ૧ તથા ૨ દરેક ભાગની. કીં. ... | ૨ | ૮— |
| દીવાની કે શાણી ભાગ ૧ લો. આદર્શ સામાજીક નવલકથા ... | ૪ | ૮— |
| " " ભાગ ૨ જો " " " ... | ૪ | ૮— |
| પ્રતાપસીંહ (સ્કુલ લાયબ્રેરી અને ઇનામ માટે મંજુર. સચિત્ર.) | ૧ | ૪— |
| પ્રભાત પ્રાર્થનામાળા (પ્રાર્થનાના ગીતો, પૃષ્ટ ૪૦૦, પાકું પુઠું) | ૨ | ૦— |
| પ્રેમનું પરિણામ (સત્ય ઘટનાં ઉપરથી રચેલી અદભૂત નવલકથા) | ૨ | ૮— |
| મૃગજળ (પ્રો. એર્ડનની રસઝરતી નવલકથા) ... | ૧ | ૮— |
| મોન્ટેસરી અને કીન્ડરગાર્ટન (બાલ શીક્ષણ માટે ઉપયોગી ... | ૧ | ૮— |
| માધુરી અથવા પ્રેમઘેલી પ્રેમદા–પાકું પુઠું. પૃષ્ટ ૩૦૦. ... | ૩ | ૦— |
| મૃણાલીની (સચિત્ર અદભુત નવલકથા, પાના ૨૦૮, પાકુ પુઠું) | ૨ | ૦— |

રૂ. આ. રૂ,

શુરસ્વામી—મરાઠા અને પેશ્વાઈ શૌર્યતાની તણખા ઝરતી કથા ૦ ૧૨—૦

આખર—નીચલા થરની તદન નગ્નસત્ય વાતો. ... ૦ ૧૦—૦

જન્મારો „ „ „ „ „ ... ૦ ૧૦—૦

બુધ્ધના બોલ—ભગવાન બુદ્ધનાં સમયની અલૌકીક ૧૮ વાર્તાઓ ૧ ૪—૦

રણવાસ (રાણી મહારાણીઓનાં જબ્બર કારસ્થાનો) ... ૦ ૧૪—૦

લાલચીન યાને કપટીના કારસ્થાન (અદભુત નવલકથા. પૃષ્ટ ૩૦૦.) ૩ ૦—૧

શશીકલા યાને ચૌરપંચાશિકા (ભધમધતી પ્રણય નવલકથા, પુષ્કળ ચિત્રો. સળંગ સોનેરી બાઈન્ડીંગ એન્ટીક કાગળો.) ૨ ૦—૧

બાળકોની માવજત—દરેકે દરેકને ઘરમાં રાખવા લાયક. ... ૨ ૦—૧

શયતાની કામ અને લેદી ભગવાન—અતિ ઉત્તમ રસીલી સામાજીક વાર્તા પૃષ્ઠ ૫૦૦, પાકુ સોનેરી બાઇન્ડીંગ ... ૩ ૦—૧

માનું જીગર યા માતા કે રાક્ષસી—માતૃપ્રેમની અજબ કહાણી... ૧ ૮—૦

લહેરી લુટારો (ધનશંકર ત્રીપાઠી કૃત-સચિત્ર ડીટેકટીવ નવલકથા) ૧ ૦—૦

ચિકીત્સાસીંધુ—આયુર્વેદીક, યુનાની, હોમીઓપેથીકને લગતું ૧ ૮—૦

પ્રગતિને પંથે—સમાજ અને દેશપ્રત્યેની ફરજોનું ભાન કરાવે છે, ૧ ૧—૦

સામાજીક ક્રાંતી—જીવન પલટો કરી નાખે તેવી નવલિકાઓ ... ૧ ૮—૦

ભમતાં પંખી (સનતકુમારવીણુની અતિ વખણાયલી નવલકથા) ૩ ૮—૧

જૈન જ્યોતિષી યાને ધનવિજય—વર્ષાફળ તથા દરેક જાતનાં વ્યાપારની તેજી મંદીના અટપટા પ્રશ્નોનો સરળ ખુલાશો કરે છે. ૧ ૦—૦

૫ લાખનું ઇનામ અને બીજી વાતો (ડીટેકટીવ ટુંકીવાર્તાઓ) ૦ ૮—૦

ગુરૂ ગોવિંદ સિંહ અથવા ધુરંધર ધર્મ સમ્રાટ ... ... ૨ ૦—૧

વીર વૈરાગી અથવા બંદા બહાદુર—સોનેરી બાઇન્ડીંગ પૃષ્ઠ ૪૦૦ ૨ ૦—૧

હિન્દુ સંગઠન—સ્વામી શ્રધ્ધાનંદજીનાં પુસ્તકનો અનુવાદ ... ૧ ૮—૧

બાલ વિધવા કલ્યાણી અથવા રાજા કે રાક્ષસ .... ... ૩ ૦—૨

કચ્છની પદ્મીની અથવા પુંઅરો અને રાજેં. પાકુ પુંઠુ પૃષ્ઠ ૪૫૦ ૩ ૦—૨

દંપતિ શાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર ૨ ૦—૧

સૌભાગ્ય રાત્રી અથવા વહુરાણીને શીખામણ:—ભા. ૧ તથા ૨ સ્ત્રી ઉપયોગી એકે એક બાબતો અને અનેક જાતના વિષયોને ઘણીજ સરળતાથી ચર્ચ્યા છે. ૨૦ ચીત્રો. દરેક પુસ્તકમાં ૨૭૫ પાના, ઉંચા સફેદ કાગળો. કીં. દરેક ભાગની રૂ. બે, બન્નેનાં રૂ. ૪ ૦—

Reg. No. B. 1785

૧૯૯૯ 卐 કાર્તિક

# 卐 પાટીદાર 卐

વર્ષ ૨૦ 卐 અંક ૧

પાટીદાર યુવક, આજે આપણે નવા વર્ષમાં પગલાં માંડીએ છીએ. આખું જગત નવે તેજે અજવાળાય છે, ત્યાં આપણે સોડ તાણીને સૂઈ રહે પાલવશે ભલા? પાટીદાર યુવક, આજે સુમંગળ પ્રભાતે ઊઠીને ઊભો થા, આળસ ખંખેરી નાખ. પ્રાચીન ઇતિહાસમાંથી ભૂલવા જેવું ભૂલી જા, સંઘરવા જેવું સંઘર; પાટીદારના દુર્ગુણને ખંખેરી નાખ, સદ્‌ગુણને ઓપાવ. આપણે 'પાટીદાર' મટીને 'હિંદુ' થવું છે, અન્તે 'હિંદુ' મટી 'માનવી' થવું છે, સાગરમાં સરિતા ભળી જાય, તેમજ માનવસમાજમાં આપણે ભળી જવું છે. 'પાટીદાર' આજ સુધી નાતના દુર્ગુણ ઉપર જે પ્રહાર કરે છે તે એ જ શુભ હેતુએ. આપણે પાટીદાર નાતના સાંકડા કુંડમાં નથી ભરાઈ રહેવું, નાતજાતના ને ધર્મપંથના કુંડ તોડી આપણે આપણું સૌન્દર્ય લઈને વિશાળ માનવસમાજના સાગરને જઈ મળવું છે. 'પાટીદાર' નાતના દુર્ગુણ ઉપર જે કઠોર પ્રહાર કરે છે, તે એ જ શુભ હેતુએ. ભાઈબહેનો સમજે:

सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः ।
अप्रियस्य च पथ्यस्य वक्ताश्रोता च दुर्लभाः ॥



 

તંત્રી: નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર' મન્દિર, આણંદ
વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ





૧. બાંધણીના રહીશ, પણ હાલ વડોદરા હુમ પાઇપ કુંપનીના એંજિનિયર ભાઇ બાબુભાઇ દેસાઇભાઇ પટેલ, B. E. એમણે 'પાટીદાર'ની ખોટ પૂરવા ખાતે રૂા. ૨૫ મોકલીને સહાનુભૂતિ દર્શાવી છે, તે ઉપકાર સાથે સ્વીકારૂં છું.

૨. આફ્રિકાના જે ગ્રાહકોનાં લવાજમ આવ્યાં નથી, તેમાંના ઘણાખરા ભાઇઓને ચાલુ માસથી 'પાટીદાર' મોકલવું બંધ કરવું પડયું છે. હજીયે એ ભાઇઓ પાછલું તેમજ સાલનું લવાજમ મોકલીને 'પાટીદાર' ચાલુ કરાવે તો સારૂં. અને હવે તો સૌ ગ્રાહકભાઇઓ ચાલુ વર્ષનું લવાજમ મોકલી દે.

---



---


આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ઉગિયાશંકર જીવણલાલ ઠાકરે છાપ્યું અને લીલાવતીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૧૦:'૪૨.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૯ } વર્ષ ૨૦ } આણંદ { કાર્તિક { અંક ૧

પ્રિય ભાઇબેન,

નવા વર્ષને શુભ પ્રભાતે આત્માનાં અને શરીરનાં સૌ બેનબન્ધુઓ સમેત આપ આત્માએ ને શરીરે કુશળ હશો. સારાય વર્ષમાં એમ જ હો! અહીં અમે સૌ કુશળ છીએ.

આપણે સૌ નવા વર્ષમાં 'સબ–રસ' ઝીલીએ: અસત્યમાંથી સત્યમાં, અન્ધકારમાંથી પ્રકાશમાં, મૃત્યુમાંથી અમૃતમાં, પરાધીનતામાંથી સ્વાધીનતામાં, દ્વેષમાંથી સ્નેહમાં, હિંસામાંથી અહિંસામાં, આસક્તિમાંથી અનાસક્તિમાં, વિરોધમાંથી ઐક્યમાં, અહિતમાંથી હિતમાં, અશુભમાંથી શુભમાં: એકંદરે **નરકમાંથી સ્વર્ગમાં** પગલાં માંડીએ, એ આપણી અભિલાષા હો!

પાટીદારસમાજના, અને તે દ્વારા માનવસમાજના, કલ્યાણ માટે કંઇક કંઇક પ્રવૃત્તિ કરીએ; એ ઉદ્દેશે આપના પ્રિય વિષય સંબંધે કંઇ ને કંઇ શુભ વિચાર આ વર્ષે આ માસિક માટે લખી મોકલવા આપને આમંત્રણ આપું છું.

શ્રેયસ્ વિના પ્રેયસ્ નિરર્થક છે, અનેક અંશે અનર્થક પણ છે, એમ જાણી શ્રેયસ્ તરફ દૃષ્ટિ રાખીને મેં ગયે વર્ષે કંઇ કંઇ લખ્યું હશે અને તેથી આપને માઠું લાગવાનું કારણ પણ આપ્યું હશે; પણ એ સૌ શુભ બુદ્ધિએ જ હતું, એમ માનીને ક્ષમા આપશો, એવી મારી નમ્ર પ્રાર્થના છે.

સર્વમિત્ર

'પાટીદાર'મંદિર, આણંદ
નવવર્ષ, ૧૯૯૯

નરસિંહભાઇ પટેલ,
તંત્રીનાં સ્નેહવંદન

# ભરતભૂમિ

શું તે જ ભરતભૂમિ આ એ? ( ૨ )
બ્રહ્મરસે ભીના ઋષિવરની તે [1]બ્રહ્મવેદી તે આ એ?
શું તે જ ભરતભૂમિ આ એ?

હા તે જ આર્યભૂમિ આ એ,
તે બ્રહ્મવેદી તે આ એ. } ( ૨ )

વસિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, વામદેવ, વળી ભરદ્વાજના
શુદ્ધ [2]સનાતન બ્રહ્મતેજની જે ઝળહળે સદા એ,
તે તે જ ભરતભૂમિ આ એ.
બ્રહ્મરસે ભીના ઋષિવરની તે [1]બ્રહ્મવેદી તે આ એ.

તે બ્રહ્મવેદી તે આ એ.
શું તે જ ભરતભૂમિ આ એ? ( ૨ )
[3]વર્ચસ્વી [4]ધ્યાનલીન મુનિનું તે તપોવન જ તે આ એ?
શું તે જ ભરતભૂમિ આ એ?

હા તે જ પુણ્યભૂમિ આ એ,
તે તપોવન જ તે આ એ. } ( ૨ )

વેદવ્યાસ, પતંજલિ, પાણિનિ, કણાદ, ગૌતમ, ગર્ગ, જૈમિની,
કપિલ, વાલ્મિકી, પરાશરાદિની
પ્રૌઢી વાણી જ્યાં હજી યે ઉત્સુક કર્ણે નિત્ય પિવાયે,
તે તે જ ભરતભૂમિ આ એ.
[3]વર્ચસ્વી [4]ધ્યાનલીન મુનિનું તે તપોવન જ તે આ એ.

તે તપોવન જ તે આ એ.
શું તે જ ભરતભૂમિ આ એ? ( ૨ )
સરસ્વતીની લાડલી સખીનું તે [5]પુણ્યભવન તે આ એ?
શું તે જ ભરતભૂમિ આ એ?

હા તે જ ભવ્યભૂમિ આ એ,
તે પુણ્યભવન તે આ એ. } ( ૨ )

---

૧ પવિત્ર વૈદિક યજ્ઞભૂમિ. ૨ સદાકાળ, સ્થાયી. ૩ (વિધાતા) તેજથી પ્રકાશતા.
૪ મનન-ચિંતનમાં તદાકાર રહેતા. ૫ પવિત્ર ભુવન (લોક).

બ્રહ્મવાદિની ગાર્ગી, અરુંધતી, મૈત્રેયી, સાવિત્રી [1]મહાધૃતિ,
દમયંતી, દ્રૌપદી, સીતા સતી, કમલાવતી, તારા, દુર્ગાવતી,
આદિની ઉજળી કીર્તિ ગાઈ જ્યાં કુળવધૂ કૃતાર્થ થાયે,
તે તેજ ભરતભૂમિ આએ.
સરસ્વતીની લાડલી સખીનું તે પુણ્યભવન તે આએ.
તે પુણ્યભવન તે આએ.

શું તેજ ભરતભૂમિ આએ? ( ૨ )
[2]સત્કીર્તિરસિક [3]વીરવર્યનું તે વીરક્ષેત્ર તે આ એ?
શું તેજ ભરતભૂમિ આએ?

હા તેજ [4]તેજભૂમિ આએ,
તે વીરક્ષેત્ર તે આએ. } ( ૨ )

ભાર્ગવ, રાઘવ, ભીષ્મ, ભીમ ને દ્રોણ, કર્ણ, અભિમન્યુ, અર્જુન,
શકારિ વિક્રમ, સિદ્ધરાજ ને સમરસિંહ, ચહુઆણ તાજ તે
પૃથુ, જયમલ, પ્રતાપ આદિને
નામે અમર ઉછળે ઉર જ્યાં આર્ય તણાં ઉત્સાહે,
તે તેજ ભરતભૂમિ આએ.
[2]સત્કીર્તિરસિક [3]વીરવર્યનું તે વીરક્ષેત્ર તે આએ.
તે વીરક્ષેત્ર તે આએ.

શું તેજ ભરતભૂમિ આએ? ( ૨ )
અમર કવિવર [5]નૈસર્ગિક તે [6]યશઃસત્ર તે આએ?
શું તેજ ભરતભૂમિ આએ?

હા તેજ દિવ્યભૂમિ આએ,
તે [6]યશઃસત્ર તે આએ. } ( ૨ )

કાલિદાસ કવિરાજ મુકુટમણિ, દંડી, બાણ, ભવભૂતિ, ભારવિ,
ભાસ, મેંઠ, શૂદ્રક, બિલ્હણ, વળી શ્રી જયદેવ, શ્રી હર્ષ, માઘકવિ,

*

૧ બહુ ધૈર્યવાળા. ૨ સારી કીર્તિના રસિયા. ૩ ઉત્તમ વીર. ૪ તેજસ્વી, તેજદાર. ૫ સ્વભાવસિદ્ધ. ૬ યશનું સત્ર, કીર્તિધામ.

એવું નહિ હોય, જ્યાં પ્રભુ પાસે લેઇ જનારું મંદિર ન હોય. અલબત્ત, બીજી બાજુ કેળવણીના પાયારૂપ શાળા કે પુસ્તકાલય સિવાયનાં હજારો ગામડાં જોનારને જડી આવશે. એટલે આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે, કે કેળવણી કરતાં પણ હિંદુસ્થાન ધર્મની પાછળ વધારે ઘેલછા રાખે છે. અને ગળથૂથીમાંથી પોષાએલી આ ધાર્મિક ઘેલછાને જ કારણે, આખી જિંદગી પોતાના ભાઈઓના લોહીનું ટીપેટીપું પીધા પછી ઉત્તરાવસ્થામાં પોતાનાં એ કુકર્મોને ઢાંકવા કે તેમાંથી ઊગરી પ્રભુદરબારે પહોંચવા આવા લોકો મંદિર ભેગા થાય છે. જુવાનીમાં એક પાઈ કે મિનિટ પ્રભુ પાછળ ન ખર્ચનાર, પોતાની ઉત્તરાવસ્થામાં ધાર્યા કરતાં સંપત્તિનો ને સમયનો ઝાઝો વ્યય મંદિરો પાછળ કરે છે. આના ફળ સાથે અત્યારે આપણને કંઈયે નિસ્બત નથી, પણ જેમ આવે કટોકટીને પ્રસંગે સામુદાયિક ભોજનસમારંભો બંધ થાય છે, તેમ આવા પ્રભુસમારંભો પણ બંધ થાય, અને આવી લક્ષ્મી તેમજ અન્નકૂટ પાછળ વપરાતું અનાજ પોતાના ભાઈઓની રોટી માટે વપરાય તો 'જનસેવા એ પ્રભુસેવા'નો સાક્ષાત્કાર જ થયો કહેવાય ને! આવી પ્રથાઓ બંધ થાય તે માટે ગામે ગામ આવી જાતનો પ્રચાર શરૂ થાય; એવો યુવકોએ પ્રચંડ પ્રયાસ ને પ્રચાર શરૂ કરવો જોઇએ.

ધનિકો કદાચ એમ માનતા હશે કે અમારે શાનો ટોટો છે? પણ આ તેમની ભૂલ છે. વધારે લક્ષ્મી જ અત્યારે વધારે દુઃખદાયક નીવડી છે. ગરીબ ગરિબાઇ સહી લેશે, પણ શ્રીમંતથી શ્રીમંતાઇ નહિ સહી શકાય! કારણ કે શ્રીમંતાઇની પાછળ લાલસાનું ને જાનનું જોખમ છે, જ્યારે ગરીબની ગરિબાઇની પછવાડે ફક્ત રોટી મેળવવાનો જ પ્રશ્ન છે. રોટી તો તે ગમે તે રીતે મેળવી લેશે, નહિ મળે ત્યારે તમારે ત્યાં આવી તમારી પાસે માગશે; તમને સાન હશે, તો તમો આપશો જ, નહિ આપો તો જબરદસ્તીથી લૂંટી જશે. નહિ તો ય તમારી લક્ષ્મી બીજે કોઈ માર્ગે નાશ પામશે, કારણ કે કુદરતનો એ માર્ગ છે. માટે શ્રીમંતો પોતાની નીતિ પલટે અને યુવકોને આવા કાર્યમાં ઉદાર હાથે સહાયતા કરે. આ બધામાંથી અમુક પ્રકારની બચતનો અંદાજ કાઢી તેમાંથી ગરીબ લોકને મજૂરી મળે, તેવી જાતનાં સાર્વજનિક કામો શરૂ કરે, ને તે ઉપરાંત તેમને વગર નફે ખાદ્યખોરાકીની ચીજો પૂરી પાડનારી દુકાનો શરૂ કરે. આવી દુકાનોમાં વગર મહેનતાણે સેવાભાવે કામ કરનાર યુવકોએ બહાર પડવું જોઇએ, અને ખોટની રકમ ઉપર પ્રમાણેની બચતોમાંથી સહકાર કરી મેળવી લેવી જોઇએ.

આ ઉપરાંત અત્યારે માણસ માણસ વચ્ચે સહૃદયતાનો અભાવ જણાય છે. આપણે અહીં જ એવું છે એમ કંઇ નથી, આખી દુનિયામાં બધે ય આમ છે; છતાં ય ચર્ચીલ જેવા મુત્સદીઓ આપણને આપણો એ દોષ ટાળવા સમજાવી રહ્યા છે, ત્યારે આપણે એક ને અખંડ રહેવા માટે તત્પરતા સેવવી જોઇએ. ખેડૂતોનું સંગઠન કરવા પ્રબળ પ્રયત્ન શરૂ કરવો જોઇએ. વળી ખેડૂત પોતે ઉત્પાદક હોવાથી બીજા ઉપર આધાર ન રાખતાં પોતાની જરૂરિયાતની વસ્તુઓ પોતે જ ઉત્પન્ન કરે એવું તેમને આંકડા સહિત સમજાવવું જોઈએ. જમાનાનો ખ્યાલ આપી તેમને તમાકુ તથા કપાસ જેવી બિનખોરાકીની વસ્તુઓનું ઉત્પાદન બંધ કરવા સમજાવવું જોઈએ. અનાજ વાવવા તરફ તેમની મનોવૃત્તિ દોરાય તેવી તેમનામાં પ્રેરણા રેડવી જોઈએ. સાથે સાથે સારૂં જથાબંધ અનાજ પાકે, તોપણ મોંઘવારીને કારણે પૈસાથી લલચાઈ ન જતાં પોતાને અને પોતાના કુટુમ્બને એક વર્ષ ચાલે તેટલો અનાજનો જથો તો રાખી જ મૂકવો જોઇએ. કેરોસીનની મોંઘવારીને કારણે દિવેલીનો પાક શરૂ કરે, દિવાસળીની મોંઘવારી હોવાથી ચકમક ને પથરીથી દેવતા પાડવાની પોતાની જૂની કળાને સજીવન કરી આ આફતમાંથી બચે. ઉપરાંત ખાદ્યખોરાકી સિવાયનાં વ્યસનો બિલકુલ બંધ કરે. આ પ્રમાણેનો પ્રચાર યુવકો ભીંતપત્રો ને પત્રિકા તથા સભાઓ દ્વારા ગામે ગામ શરૂ કરે. ખેડૂતની આર્થિક સ્થિતિને વધુ કંગાળ બનાવનાર માગણ કોમને ધંધા તરફ દોરવા પ્રયાસ કરી, તેમને મહેનત કરવા પ્રેરણા આપવી. મલ્લ, ભવૈયા, રામલીલા, નાટક મંડળી, જેવી કોમો કે સંસ્થાઓ પોતાનો લાગો હોય તેમ પ્રતિવર્ષે અમુક ગામોમાંથી અમુક રકમો લેઈ જાય છે, તે પ્રથા બંધ કરાવવી. આથી કદાચ કોઈ દલીલ કરશે કે આવા પ્રકારનાં આનંદપ્રેરક સાધનો બંધ થવાથી પ્રજાના આનંદનું શું ? વસ્તુ ખરી છે, પણ તેને માટે ગામની શાળાનાં કે કન્યાશાળાનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ મારફત લોકોને રસ પડે તેવા સામાજિક નિર્દોષ સંવાદો તૈયાર કરાવી તે દ્વારા લોકમનોરંજન અને સાથે સમાજસુધારણા કરાવવા પ્રયત્ન કરવો.

આ દિવાળી પછી એટલે લાભપંચમીથી લગનીઆ ઊડી પડવાના, અને ચરોતરના પાટીદારનો લગ્નખર્ચ તો જગમશહૂર ! આવે પ્રસંગે વરપિતા પોતે પ્રતિજ્ઞા કરે, કે જાનમાં ખાલી ધાનૈયાનું ટોળું લેઇ જઇ દેશની આર્થિક કંગાલિયતમાં વધારો કરે નહિ, પણ પોતે અમુક ગણ્યાગાંઠ્યા

માણસોથી જ લગ્નનું કામ પતાવે; એથી ઘણી સરળતા થશે, અને ખર્ચમાં બહુ બચાવ થશે. આ અને પ્રેતભોજન-ચોર્યાસી-વાસ્તુપૂજન-પાર્ટીઓ, વગેરે બીજા સામાજિક ખર્ચા બંધ કરે, કરાવે, અને યુવકો ન જમવાની, ન જમવા દેવાની પ્રતિજ્ઞા લે.

હમણાં તો હાઈસ્કૂલો તથા કોલેજો આઝાદીના આન્દોલનને કારણે બંધ હોવાથી દેશની આશાભર્યા સંખ્યાબંધ યુવકો ગામડામાં આવી ભરાઈ બેઠા છે, તેમને માટે એ શરમનો બનાવ છે. તેમણે સમજવું રહ્યું કે તેમની ફરજ બૈરાંની માફક ખૂણે સંતાઈ જવાની નથી, પણ તેમણે આવે સમયે બીજું કંઈ ન બને તો તેમણે ગામેગામ જૂથ બાંધી, યુવકમંડળ સ્થાપી પોતાની શક્તિનો દેશને લાભ આપવો. સાર્વજનિક મકાનમાં કે મંદિરમાં આવા નિવૃત્ત બનેલા વિદ્યાર્થીઓએ બીજા ઉત્સુક ભાઇઓને ભેગા કરી કંઈક રાષ્ટ્રીય રચનાત્મક કાર્ય કરવું.

આજે નાતજાતમાં ઘેર ઘેર ને કોમકોમમાં ઝેરવેર વધી ગયાં છે. આપણી એ કુસંપી નબળાઇને જ પરિણામે આપણે દુઃખ ભોગવી રહ્યા છીએ, તેથી સ્થાનિક જનતાને સમજણ આપી ખાલી ઊંચ નીચના ભેદની અદ્દભાવના છોડી દેઇ રાષ્ટ્રની ઉન્નતિ ખાતર એક ને અખંડિત બનાવવા બનતું બધુંય કરવું એ આધુનિક યુવકોની અગ્રગણ્ય ફરજ નથી શું? માટે યુવકો પોતાની યુવાની ન લજવતાં, યુવાનીના તેજ જેટલા તેજથી પોતાનું કાર્ય આગળ ધપાવ્યે રાખે એમાં જ એમની સિદ્ધિ છે.

વૃદ્ધો તો કાલે જતા રહેશે, પણ સમાજમાં જે સડો હશે, તેનું વિપરીત પરિણામ વૃદ્ધો જતાં આપણે યુવકોએ જ ભોગવવાનું છે. આપણે આજથી એ સડેલા સમાજને સુવ્યવસ્થિત બનાવવા કમર નહિ કસીએ, તો તેના વિપરીત પરિણામના આપણે શિકાર બનીશું. અને તે દિવસે આફતમાં ડૂબ્યા પછી તરવાનો વિચાર કરવા જઈશું તો તેનો ઉકેલ આપણને નહિ જ જડે. માટે આ બાબતમાં સવેળા ચેતવું એ જ યુવકોની ફરજ છે. દેશની કે આશ્રમની ક્રાન્તિ આપણને શું શીખવી રહી છે? માનવ માનવ ઉપર શાસન ભોગવે એ અન્યાય છે. આપણે એ અન્યાયને ફગાવી દેવા તત્પર થવું જોઈએ અને આપણે કોઇના ઉપર પણ શાસન ભોગવવાની તલભાર પણ ઇચ્છા સેવવી ન જોઇએ, પછી તે પોતાની પત્ની, પુત્ર કે નોકર, ગમે તે હોય. જો આટલું નિર્મળ મન રાખી આપણે સમાજક્ષેત્રમાં સુધારાની

દિશામાં આટલું પગલું ભરીશું, તો જરૂર ફતેહ આપણને યારી આપ્યા સિવાય નહિ જ રહે! માટે નૂતન વર્ષને નૂતન દિવસે આવા નૂતન કાર્યની સિદ્ધિ માટે યુવકો કમર કસે, એ જ આપણા સમાજમાં નૂતનતા ને શાશ્વત શાન્તિ સ્થાપવા માટે યુવકધર્મ છે. બાકી જો યુવકો કર્તવ્યભ્રષ્ટ બની કુંભકર્ણની નિદ્રામાં ઊંઘ્યા જ કરશે તો આજથી સો વર્ષે પણ 'એ રામ એ ને એ!' જેવું જ થશે! અને તે દિવસે આજના યુવકોનું સ્થાન? યુવકો વિચારશે કે?

બાંધણી, મોતીભાઈ કુ. બાંધણીકર.

—*—

## લગ્નની ગાડી

ચતુરમામાનો પત્ર આવતાં મા પિયેર ગઈ. ભાઇબેન મળ્યાં અને જેને માટે આવ્યાં હતાં તે વાત શરૂ થઈ.

ચતુરમામાએ કહ્યું : "શંભુભાઇનો અમદાવાદથી પત્ર આવ્યો એટલે મેં તને અહીં બોલાવી. એમણે લખ્યું છે કે જગજીવનદાસની દીકરી એ મારી જ દીકરી, એટલે મેં જે તપાસ કરી છે તેમાં જોવાનું જ નથી. અને આજનાં છોકરાંની વાતો સાંભળીએ તો ખોડનો પાર પણ ન આવે. માટે તમે ભાઈબેન એક વખત જાતે આવી ખાત્રી કરી જાઓ."

રેવાબાએ કહ્યું : "એમાં મારું શું કામ હતું? તમ તમારે જોઈ આવી મને લખવું હતું ને?"

ચતુરમામા : "નર્યું મારું જોએલું શું કામનું? અને એમ મારું કર્યું જ થતું હોત તો અત્યાર સુધી ભાણી કુંવારી હોય? પણ આ તો જુવાનિયું વાજું કરે એમ કરવા દઈએ તો છેવટ ઊંધું ઘાલવા વખત આવે, માટે આપણી નજરમાં આવતું હોય તો નરેન્દ્રને એક બાજુ મૂકીને નક્કી જ કરી નાખીએ."

રેવાબા : "એમ સારૂં હશે તો નરેન્દ્ર કંઈ ના કહેવાનો નથી."

ચતુરમામા : "તેં જ છોકરાને ચઢાવ્યો છે! લગ્ન જેવી બાબત એના હાથમાં ખરી રીતે સોંપાય જ નહિ. પણ તમે તો, મારા બનેવી જીવતા હતા ત્યારથી જ, એની જ આંખે જુઓ છો! એમને તો આગલાનો ચાંદો ચૂંટ્યો હોય તે કંઈ કામ આવે? એ તો જે ઘડીએ જે મળ્યું તે સોનાનું."

રેવાબા : "છોકરા વિષે શંભુભાઈએ કંઈ લખ્યું નથી?"

ચતુરમામા: "વિવાહ જેવી બાબતમાં ગમે તેટલું લખે તો પણ કંઈ નજરે જોયા વગર ચાલ્યું? ટૂંકમાં એક શબ્દમાં લખ્યું કે એ મારી દીકરી જેવી જ છે!"

રેવાબા: "ત્યારે તો હવે સવારની ગાડીએ જઈએ."

ચતુરમામા અંગીરાઇ બતાવતાં બોલ્યા: "સવાર કોની? છના ફાસ્ટમાં બેસી જઇએ એટલે આઠ વાગે ત્યાં. રાત્રે જે કંઈ વાતચીત કરવી હશે તે કરી કાલ તો પાછા આવતાં રહીશું."

અત્યાર સુધી ભાઇબેનની વાત સાંભળી રહેલાં જમકુ મામી છેવટે બોલ્યાં: "ફાસ્ટમાં જવું હોય તો વખત થવા આવ્યો છે."

ચતુર મામા ઊભા થઈ જવાની તૈયારી કરતાં બોલ્યા: "ત્યારે અહીં વારેય શી છે?"

અત્યારે તો ગાડીયે લગ્નની હતી, એટલે ત્યાં પણ જે હોય તે એ જ વાત કરતું હતું. ત્યાં લક્ષ્મીદાસનું પુરાણ ચાલતું હતું.

પહેલો: "આ લક્ષ્મીદાસનો છોકરો જરા કૉલેજમાં ભણે છે એટલે જે હોય તે પૂછે, એમાં તો એ મોટા મીર થઈ બેઠા! લોકો ભાવ આવતાં ગઈ કાલની વાત તો ભૂલી જ જાય છે. એટલા બધા એ કુળના કટકા હતા, ત્યારે એના દાદાના બાપને શું કરવા કાઠિયાવાડ સુધી જવું પડ્યું હતું? પણ આ તો આપણા મનમાં જાણે ઠીક છોકરું ભણે છે અને એના ભાઈની આફ્રિકા દુકાન છે. ધંધો ખોળવાનો નહિ, એટલે જાણે છોકરી સુખી થાય.

બીજો: "જવા દો ને આફ્રિકાની મોટી વાતો! ત્યાં ગધેડાં ચારતા હોય તોય અહીં મોટી વાતો, હાં કે! એટલું બધું કમાતો હોય તો લક્ષ્મીદાસને જ, છોડી પરણાવી ત્યારેય, વિઠ્ઠલભાઇને ત્યાંથી રૂપિયા શું કરવા લાવવા પડ્યા?"

પહેલો: "જે જાય છે તેને આફ્રિકાવાળો કાગળ બતાવે છે, એટલે એમાં રૂ. ૫૦૦૦ મોકલ્યાની વાત જાણી જાણે બીજા અંજાઇ જશે! પણ આપણા મનમાં કે મૂઉં બીજું કંઇ સાધન નહિ હોય, તોપણ છોકરો બી. એ. થશે એટલે છોકરીને દુઃખ તો નહિ. આ તો એકે પૂછ્યું. બેએ પૂછ્યું, એટલે એ ઊંચે આસમાન જઈ બેઠા!"

ત્રીજો: "એમની પાસે તો વિસાપુરવાળા જેઠા પટેલ, વાલવોડના ભગવાનદાસ, કોરાલીના મથુર દલાલ અને જોગીપુરાનો નરેન્દ્ર, સૌ જઈ આવ્યા. પણ જે હોય તેને એ જ નન્નો! જાણે એના જેવો બીજો કોઈ હોય જ નહિ!"

પહેલો: "નરેન્દ્ર તો પેલો સુધારાની વાતો કરે છે એ જ ને? અને પાછો

લક્ષ્મીદાસ પાછળ ફરે છે? શું લોકો ય પારકાં છોકરાંને જતિ કરવા બેઠા છે! બોલવું છે કંઈ ને ચાલવું છે કંઈ! એક બાજુ વગર પૈસે કંકુ ને કન્યા આપવાની વાતો કરવી છે ને બીજી બાજુ પરઠણ વગર હા જ ન પાડે તેવાં ઘર શોધવાં છે!"

બીજો: "જવા દો ને એ બધી વાતો! પેલાં કમળાબેન મોટાં સુધારક, ભગિનીસમાજનાં પ્રમુખ ને સ્ત્રીસેવાસમાજનાં મંત્રી થઈ પોતાના છોકરાની ૬૦૦૦ પરઠણ લીધી! એ બધું ય એવું ને એવું! લક્ષ્મીદાસને કહેશે, આપવા લેવાની વાત ખાનગી રાખજો ને અંદરથી આપણે સૌ સમજીશું."

પહેલો: "લક્ષ્મીદાસ કંઇ એવા કાચા નથી કે એમ કુલ્લીમાં ગોળ ભાગે. કહેશે, એમ કહીને 'મ્યાઉં' કરી જાય તો પછી એના શા ખેસ કાપી લેવાના હતા? એના કરતાં પહેલેથીજ નજો વાસી દો ને એટલે પંચાત મટે."

ત્રીજો: "અમસ્તો નરેન્દ્ર અવળાં ફાંફાં મારે છે! શાન્તિલાલ એના જેવો સુધારક છે ને! મજુર મહાજનમાં કામ કરે છે, પછી એમાં શો વાંધો છે?"

બીજો: "પેલો મહેતી રાખી છે એ જ કે બીજો?"

ત્રીજો: "સુધારાવાળાંને એની ક્યાં છોછ છે? એ તો કહે છે કે માણસ ભૂલને પાત્ર છે; વ્યક્તિના ચારિત્રસ્ખલનમાં સમાજનો પણ દોષ ક્યાં ઓછો છે? ભૂખ્યો માણસ કદાચ કંઈ ખાઈ બેઠો તો એમાં એના કરતાં ભૂખે મારનાર સમાજ ક્યાં ઓછો જવાબદાર છે?"

આ બધું ન સાંભળી શકાયાથી પહેલો બોલ્યો: "શું તમે ય સોમભાઈ, વાત કરો છો! મહેતી એકલીની જ ક્યાં વાત છે? ભરૂચ હતો ત્યારે એક પારસણ હતી, વડોદરામાં એક દક્ષિણી હતી ને હવે એને રાખી છે. એવા માણસને તે કોઇ કન્યા આપતું હશે?"

ત્રીજો: "ત્યારે સારા માણસની કંઈ ફૂટી ગઈ છે કે નકરી કન્યા લે! પંદર જણ ઉપરાછાપરી પરઠણ આપનારા ઊભા હોય ત્યાં એના તે કોણ ધડો કરે?"

પહેલો: "એ તો કોઈ નહિ લે એટલે એની મેળે, થાકીને બાપા કહીને પરઠણ આપશે. કદાચ બહાર નહિ પડવા દે એટલું જ; બાકી આપ્યા વગર તો એના બાપને ય છૂટકો નથી."

બીજો: "એનું કંઈ કહેવાય નહિ! અંબાલાલ વકીલ જેવો કોઈ નીકળે તો મફત પણ લે."

એ બાલીશ વાતને હસી કાઢતાં ત્રીજો બોલ્યો: "એ તો જવા દો ને

વાત! ચોરના ભાઈ ગંઠીછોડા! હમણાં આપણા જેવાની કન્યા લીધી હોત ત્યારે તો શાબાશી ખરી. પણ આ તો ઊલટો એ બૅરીસ્ટર અને છોકરી એમ. બી., બી. એસ.ના છેલ્લા વર્ષમાં છે, એટલે એને ખર્ચે છોકરાને અને વહુને વિલાયત મોકલવાની યુક્તિ છે!"

બીજો: "મરશે, આપણે બીજાંની શી ભાંજગડ! સૌ સૌની સમાલો ને!"

પહેલો: "એ તો છે સ્તો! લક્ષ્મીદાસે ના પાડી તો 'લે ને, તું નહિ તો તારો બાપ!' દાદાભાઈ કંઈ એના કરતાં જાય એવા છે? છોકરો મારા ભાઈ લક્ષ્મીદાસના જેટલો હોશિયાર-ભણેલો નહિ, ત્યારે મિલ્કત વધારે. બેઠાં બેઠાં ખાશે તો ય ક્યાં ખૂટવાનું છે? અને તે ય એમને એમ ક્યાં હાથ મૂકવા દે તેવા હતા? સાવલીથી શંકરભાઈની ચિઠ્ઠી આણી ને છોકરાનો મામો આપણા જેઠાભાઈનો ખાસ ભાઈબંધ, એટલે એની ઉપર દબાણ કર્યું. વળી રેવાકાકીની ફોઈ ને એની મા દેરાણી જેઠાણી થાય, એટલે બૈરાંનાથી પણ આઘુંપાછું થાય તેમ ન હતું. અને પુષ્પામાં ય કંઈ કહેવાનું હોય ત્યારે હા-ના કરે ને? જતાં મેં ઘરમાં તો કહી જ રાખ્યું હતું કે બૈરાં જોવા આવે ત્યારે વીસ-પચીસ એમ મૂઠી ભરીને એક વાર આપવા જ માંડજે. પાછળની વાત પાછળ છે."

એથી સંતોષ વ્યક્ત કરતાં બીજો બોલ્યો: "ચાલો મારા ભાઈ, બધા ...ાં એ સારૂં થઈ ગયું."

પહેલો: "તો ય દાદાભાઈ કહેતા હતા કે હમણાં પંચકમાં રૂપિયો આપવાની શી ઉતાવળ છે? પણ જાણો છો ને, અત્યારે તો લગનગાળો, એટલે પાંચ જાય ને દશ આવે, ત્યાં મૂરત જોવા રહીએ તો સમુળગા ખોઈ બેસીએ. મનથી વિચાર કરીને મેં કહ્યું: 'રૂપિયો આપવામાં પંચકનો કંઇ બાધ નહિ!' અને કાલ સવારમાં અમૃત ચોઘડિયું છે તે વખતે ચાંલ્લો કરી દઈએ એટલે ખીલે તો બંધાય."

બીજો: "એ તો ખરૂં સ્તો!"

અત્યાર સુધી અવળે મોંએ બધી વાત સાંભળતા ચતુરમામા બફારો થયાથી જરા ઊભા થયા, ત્યાં તો સોમાભાઇની નજર એમના ઉપર પડતાં બોલી ઊઠ્યા: "ઓહો કોણ ચતુરભાઈ? ક્યાં સુધી જવું છે?"

ચતુરભાઈ ખિસ્સામાંથી બીડી કાઢી આપતાં બોલ્યા: "આ જરા અમદાવાદ સુધી જવું છે."

"કેમ કંઈ ખાસ કામ..."

"ના રે ના. ખાસ તો કંઈ નહિ...જરા..." અને પોતાનો જવાબ ગળી જતાં એમણે પૂછ્યું : "તમે કઈ બાજુ?"

"મહેમદાવાદ સુધી. દાદાભાઈ બે માસથી ત્યાં છે એટલે રતી! એમના રમેશ સાથે પુષ્પાનું નક્કી કર્યું છે."

ચતુરભાઈએ અજાણ્યા થઈ પૂછ્યું : "રૂપિયો આપ્યો?"

"ના, તે માટે જ જઈએ છીએ."

બીજો હસતાં બોલ્યો: "એ ય કંઈ અમસ્તા નહિ જતા હોય."

ચતુરભાઈ મોં ઉપર ધીમું હાસ્ય લાવતાં બોલ્યા : "ખાલી કામ વગર તે કોઈ કંઈ જાય છે? પણ વાતનો પાયો ન હોય ત્યાં સુધી..."

"ખરું છે." વચ્ચે સોમાભાઈ બોલ્યા : "અત્યારે તો કોઈને નક્કી થયા વગર વાત કરવાનો વખત નથી. નહિ તો એનું રાગે પડવા જ ન દે. આ અમે ય નીકળ્યા છીએ, પણ બીજું કોઈ જાણતું નથી."

આનંદ પ્રદર્શિત કરતાં ચતુરભાઈએ કહ્યું : "ચાલો, સારું થયું."

એ વાત આગળ લંબાય તે પહેલાં નીચે ઊતરી પડેલા સાથીદારે ચેતવણી આપી : "સોમભાઈ, નીચે ઊભા રહીને વાત કરો ને. હમણાં ગાડી ઊપડશે"

અને એ નીચે ઊતરે તે પહેલાં ગાર્ડે સીટી મારી અને આજ્ઞાંકિત પત્નીની માફક ગાડીએ ગતિ પકડી.

ચતુરમામાએ સાથ જતાં અંદર ડોકું કર્યું, તો બેન સ્ત્રીમંડળમાં થતી વાતો સાંભળવામાં મશગુલ થઈ ગયાં હતાં. એમણે નરેન્દ્ર વિષે થયેલી ટીકા ઉપર ચર્ચા કરવાનું મુલ્તવી રાખી પુરુષવર્ગમાં ભળ્યાં.

સ્ત્રીમંડળની વાતોનો સાર આ હતો :

ઘરડાં ડોસીમા બોલ્યાં : "આજનાં છોકરાં તો જાણે નવાઈનાં પરણતાં હોય તેમ તે પહેલાં સો જાતના ચીપાસલાવેડા કરે છે. અમારા વખતમાં તો મને ખબરે ય નથી કે હું પરણી ત્યારે કેવડી હતી. એ ખાસ્સા મારા કરતાં ત્રણ વરસે નાના હતા, છતાં આમારી જિંદગી ગઈ. અને આ જોઈને પરણનારાંના ભવાડા તો રોજ છાપાંમાં આવે છે! પેલા તનસુખ ભટ્ટની લલી કચેરીમાં જઈને પરણી ને બીજી સાલ ન ફાવ્યું તે ફારગતી લીધી. વળી પાછો વાણિયો શોધી કાઢયો. આ તે કંઈ ઘર માંડવાનું લેખું છે! પાછું એકાદ છોકરું અહીં મૂકી બીજાને જશે."

બીજી આધેડ સ્ત્રી બોલી: "પણ કાકી, આપણા વખતમાં તો બૈરાંને ઘરમાં ભરાઈ રહેવાનું, એટલે જેવું હોય તેવું ચાલે. અને અત્યારે તો બહાર સાથે લેઇને ફરવાનું, એટલે જરા બીજાને ગમવું જોઈએ ને! નટવર લોટવાળાની વહુ ગંગા બિચારી લાખ રૂપિયાની હતી. પણ ભાઈ કહે કે મારે તો મોટા લોકમાં ફરવાનું એટલે બધાંમાં ભળી જાય તેવી જોઈએ. એ બિચારી ગંગા પિયેરમાં ભાઇભોજાઈથી જુદો રોટલો બાળી ખાય છે ને ભાઇ મડમ જેવીને પરણી લાવ્યા." જાણે કંઇ છૂપી બાતમી કહેતી હોય તેમ-ધીમો સૂર કરી એ આગળ બોલી: "એ મડમે તો ભણતાં હતાં ત્યારે કુંવારે પેટે જણ્યું હતું, એટલે બીજું કોણ લે? છેવટ આ ભાઈ મળી આવ્યા."

બીજી પાંત્રીસ વરસની પ્રૌઢાએ ટેકો પૂર્યો: "એ તો બધા ય એવા ને એવા ગોટાળા! પેલી સુભદ્રા ધાંચીને ગઇ તે અમરતી? એની ફોઈની છોડી તો ગઈ હતી જ, એમાં એ પણ આવજાવ કરતી થઇ એટલે એ ભાઈ જોડે ઘાલમેલ થઇ. કરતાં તો કરી બેઠી, વળતી ગયા વગર છૂટકો ક્યાં હતો? અને ઉપરથી મૂઆ પેપરવાળા એમના ફોટા છાપી ઢીમઢીમ વગાડવા મંડ્યા કે બેન સુભદ્રા ને ભાઈ ગટુલાલનાં ચએલાં વર્ણાન્તર લગ્ન! દિસતાં રહ્યાં એ ભાઇ ને એ બેન હોય ત્યાંથી!"

ત્રીસ વરસની યૌવનને પકડી રાખવાનો વ્યર્થ પ્રયત્ન કરતી યુવતીએ તાજા સમાચાર કહ્યા: "હમણાં મુંબઇમાં શું બન્યું! મારા જેવી એક ભોળી બાઇ હશે, તેણે બેનની દયા ખાઇ પોતાને ઘેર ભણવા રાખી. ઉછેરીને નાનેથી મોટી કરી, બી. એ. સુધી ભણાવી. અંગ્રેજી નિશાળમાં નોકરી કરતી થઇ અને આટલી ભણેલીને મુંબઈમાં પુરુષોને કાતરા ખાઇ ગયા હતા તે કોઇ વર જડ્યો નહિ, તે બેનને એક બાજુ હડસેલી મૂકી છાનીમાની બનેવી સાથે પરણી ગઇ."

પાંત્રીસની પ્રૌઢા બોલી: "આજનાં છોકરાંનું તો કંઇ કહેવાનું જ નથી! જેમની જોડે રહ્યાં એમની સાથે જ પરણવાની વાત! સુરતમાં નાગરનાં સગા કાકાનાં ભાઈબેન ક્યાં ના પરણી ગયાં?"

ત્રીસની યુવતી બોલી: "બેંતાલીસ વરસનાં દાદીમાએ ફોઇના છોકરા સાથે પુનર્લગ્ન કર્યું, એ ય સુરતનાં જ નાગર ને?"

ડોસીમાએ વખ પિવાઇ ગયું હોય તેમ મોં મચકોડીને છણકો કરતાં કહ્યું: "લગન શાનું કરમનું! નાતરું કહે ને!"

યુવતી: "પણ હવે તો એને પુનર્લગ્ન કહે છે."

ડોસીમાએ એનો અસ્વીકાર કરતાં કહ્યું: "એ તો ગમે તે કહે, પણ વેશ્યાની તે વળી ગરાસણી થતી હશે?"

પ્રૌઢા: "કાકી! તમે ગમે તેમ કહો, પણ એમાં હવે આપણું શું ચાલે છે? તમારા ચંપકલાલની સરોજ જ જો તમારું કહ્યું કરતી હોય તો! તમે તો ચિમનલાલને ઘેર બેસાડવાનું નક્કી કર્યું હતું, પણ એમાં તમારું ચાલ્યું!"

કપાળ ઉપર હાથ મૂકતાં ડોસીમા બોલ્યાં: "બાપ જ ફટવે ત્યાં મારા જેવી ઘરડીનું આજની છોડી માને?"

યુવતી: "ત્યારે એમ જ કહોને કે આપણે વાતો કરીને રહીશું ને એ તો કરતાં હશે તે કરશે."

ડોસીમાએ જીવનલીલા સંકેલી લેતાં કહ્યું: "વરસવટોળ જીવીશું ત્યાં સુધી દેખવાનું છે. પછી આંખ મીંચાયા પછી નાગીઓ થઈને નાચશે તો ય મારે ક્યાં જોવા આવવું છે?"

ત્યાં તો ગાડી પ્લેટફોર્મ ઉપર આવતાં 'મજૂર...મજૂર...'ની બૂમોના અવાજ ગાજી રહ્યા.

સણિયાદ, તા. કરજણ ઈશ્વર પેટલીકર.

—*—

## ગ્રામ્યમૂર્તિ

"એકાદ દહાડો પોંક ખાવા તો લેઈ જાઓ." મંગુશેઠ બોલ્યા.

શહેરના લોકો બંધિયાર જગામાં રહેવા ટેવાઈ ગએલા હોય છે, છતાં ગામડાનું સૃષ્ટિસૌંદર્ય અને કુદરતી જીવન જોવાની તેમને ઘણી વાર ઇચ્છા થાય છે અને તેથી કંઈ કંઈ નિમિત્ત ઉપજાવી ગામડાની સલુણી સહેલગાહે જાય છે. તેમાં ય ખાસ કરીને પોંકની મોસમમાં ઘણા શહેરીઓ ગામડામાં જાય છે. તેવી રીતે મંગુશેઠની એકની એક લાડકવાયી વિમળાને પણ એનો નાદ લાગ્યો. અને તે વાતને ધ્યાનમાં રાખ્યા બાદ મંગુશેઠની ગામડામાં થોડીશી જમીન હતી તેનો ખેડનાર મોહન જ્યારે શેઠને મળવા આવ્યો ત્યારે શેઠે પોંકપાર્ટી માટે તેને કહ્યું.

"સારું શેઠ, આવતે મંગળવારે પધારજો, બધી વ્યવસ્થા કરી રાખીશ." પોતાના શેઠની ઇચ્છાને સંતોષવાની મહાન તક મળી હોય તેવા ભાવથી

મોહન બોલ્યો અને શેઠને સલામ ભરીને જરૂર આવવા વિનવતો ગયો.

"વિમળા, આવતે મંગળવારે તૈયાર થજે, તારી સખીને અને મિત્રોને પણ આમંત્રણ આપજે, આપણે રાજુપુરા જવાનું છે." મંગુશેઠે વિમળાને, તે હાઇસ્કૂલમાંથી આવીને ઘરમાં પગ મૂકતી હતી ત્યારે, કહ્યું.

"કેમ બાપાજી!" આશ્ચર્યથી વિમળા બોલી.

"પોંક ખાવા, તું મંડી હતી ને, એટલે ગોઠવણ કરી." શેઠે હસતાં હસતાં કહ્યું. વિમળા તો ખૂબ આનંદમાં આવી ગઈ, અને તુરત જ તેની સખી શાન્તાને અને હાઇસ્કૂલમાં ભણતા તેના મિત્ર કમલેશને પોંકપાર્ટીની ખુશખબર સાથે આગ્રહભર્યું નિમંત્રણ આપી આવી. મંગળવાર આવ્યો ને સૌ તૈયાર થયાં.

રમા શેઠાણી, મંગુ શેઠ, વિમળા, તેની સખી શાન્તા અને કમલેશ, સૌ પોંકપાર્ટી માટે રાજુપુરા જવા ઉમંગથી તૈયાર થયાં, અને ઉત્સાહભેર મોટરમાં બેસી ગયાં. મોટર રાજુપુરાને પંથે ધૂળ ઉડાડતી ઝડપભેર ઊપડી.

રાજુપુરાના પાદરમાં મોટરબસને આગમને ધૂળના ગોટેગોટા ઉડાડ્યા, અને આખું પરું મોટરમાં આવનારાઓ કોણ છે તે જોવા માટે ગામને ારે એકઠું થઈ ગયું.

મોહન, આજે મંગળવાર છે તે, વિસરી ગયો હતો. પણ મોટર અને ાંય પોતાના શેઠને દૂરથી નિહાળતાં સીધો જ ખેતર ભણી ઝડપભેર ૈપડી ગયો. મોટરમાંથી ઊતરી સૌ ગામને ચોરે બેઠાં. શેઠ શેઠાણીને ચોરે જ ાસાડી વિમળા, શાન્તા અને કમલેશ મોહનનું ઘર શોધતાં ગામમાં ગયાં.

"ભાભી, આપણા મંગુશેઠ આવ્યા છે, આ સામે આવે છે તે તેમનાં દીકરી વિમળાબેન!" નાને દિયેરીએ ભાભીને હાંક મારી.

"મારા ભાઈએ કહ્યું છે કે એમની બરાબર સંભાળ રાખજે." પોતાની ભાભીને ઘરમાંથી ઉતાવળભેર નીકળતી જોઇને ગોઠવણ કરવા જે સૂચના આપવાની હતી તે આપી દીધી.

એટલામાં આંગણામાં સૌ આવી પહોંચ્યાં. છેલ્લું વાક્ય વિમળાએ સાંભળ્યું અને બોલી: "તે તમારા ભાઈ હમણાં ક્યાં છે?" "એ...તો ગયા છે સીમમાં, મેમાન માટે પોંક પાડી લાવવા."

"જરાક ઊભાં રહેજો બેન, હું બેડું પાણિયારે મૂકીને આવી, બેસવા માટે ખાટલો લેતી આવું." કંકુ બોલી.

"ના, ના, ખાટલાની જરૂર નથી. અમે તો ગ્રામજીવનને પણ જોઈશું. બોલો, તમે તમારૂં ઘર બતાવશો?" વિમળાએ પૂછ્યું.

"હોવે, શા સારૂ નહિ, રૂડા પ્રતાપ તો તમારા. તમારી જમીન ખેડીને તો પેટપૂરતું મેળવીએ છીએ. પછી કેમ ન બતાવીએ?" કંકુએ સત્કાર કર્યો.

"ચાલો કમલેશ, જોઇશું એમનો બંગલો?" રોજની ટેવ પ્રમાણે વિમળાથી 'બંગલો' બોલાઈ ગયું.

"અરેરે! બેન, અમ રાંક માણસની મશ્કરી કાં કરો? અમારાં તો ઝૂંપડાં"!

"હશે હશે, બેન, મનમાં માનીએ તે ખરૂં! પણ તમારૂં નામ બેન?" કમલેશે ગામડાની સુંદરીને ખોટું ન લાગે તેમ વાત પલટાવતાં કહ્યું.

"કંકુ." અને એટલું બોલીને એણે આગળ ચાલવા માંડ્યું.

સૌ ઘરમાં ગયાં. સાદું છતાં વ્યવસ્થિત અને તેજીલું ઘર નિહાળીને કંકુની વ્યવસ્થાશક્તિ માટે મનમાં તેના પ્રત્યે માનથી નિહાળવા લાગ્યાં. અન્તે શાન્તાથી બોલાઇ ગયું.

"કંકુબેન, તમે તો ખરેખર ભાગ્યશાળી કે તમને આવું સાધનસંપન્ન સાસરિયું મળ્યું."

"એ રૂડા પ્રતાપ તમારા બાપુજીના, વિમળાબેન!" કંકુએ કહ્યું.

આત્મશ્લાઘાથી નીચું જોઇ વિમળાએ જમીન ખોતરવા માંડી, ત્યાં તો કંકુએ કહ્યું: "હું પરણી ત્યારે મારા એ...ની સ્થિતિ સાવ ગરીબ હતી!"

"તે તમે જાણી જોઇને ગરીબ વર કેમ પસંદ કર્યો?" શાન્તાએ પૂછ્યું.

"અમારામાં વરની પસંદગી માબાપ કરે. મારા સસરા જે હાલ તો ગુજરી ગયા છે, તેમની સ્થિતિ નરમ હતી, પણ મારા એ... જરા પાણીવાળા અને બહાદુર હતા એટલે હમારો વિવાહ નક્કી થઈ ગયો." કંકુએ વિગત કહી.

"એ કોણ?" વિમળાને સમજણ ન પડી.

"એ! ના સમજ્યાં? તમારા ભાઈ!" કંકુએ સ્મિત કર્યું.

"કોણ? તમારા વર?"

કંકુનું મોં મલકી ઊઠયું, જાણે કે ફોરમ ફેલાવતું ગુલાબ!

"એમનું નામ શું?"

"તમે ય શું બેન! ધણીનું તે કોઈ નામ લેતું હશે?"

"કેમ નહિ, આજકાલના જમાનામાં તો......" કમલેશે ઉમેર્યું.

"તમે ફાવે તેમ કરો, અમને તો નામ દેતાં મરવા જવા જેવું થાય."

"હશે! ચાલો હવે તો તમોને કંકુભાભી કહીશું! હેં કંકુભાભી, તમે પરણીને આવ્યાં ત્યારે અતડું નહોતું લાગતું?" શાન્તાએ પ્રશ્ન કર્યો.

"તે થોડો વખત ના ય ગમે અને મન પણ મૂંઝાય, પણ ઘરનું માણસ જો સમજુ હોય તો જોતજોતામાં મનના દીવા પ્રગટી ઉઠે! અને અત્યારે તો પ્રભુકૃપાએ લીલાલહેર છે." કંકુએ હસતાં હસતાં કહ્યું.

"હજુ તો બળદ તળેથી વાસીદું વાળવાનું છે. તમે અહીં બેસો, લો હું શેતરંજી પાથરૂં, તમે બેસો. હું છાણવાસીદું કરી આવું, હમણાં તમારા ભાઈ આવતા હશે અને ગમાણ સાફ થએલી નહિ જુએ તો......"

કંકુને બાકી રહી ગએલું કામ યાદ આવતું હોય તેવી રીતે ઉતાવળથી બોલી ગઇ.

"તો શું તમને 'બાજરી' આપશે?" વિમળા હસી પડી.

"એમ પણ થાય, ભાયડા છે. કોઇ વખત ચિડાઈ જાય તો એકાદ લપડાક મારી પણ દે!"

"શું કહો છો?" સૌ સાથે બોલી ઊઠયાં.

"તે એમાં શું થઇ ગયું? એ તો મારેય ખરા ને પાછા લાડેય લડાવે. ખરૂં બોલું બેન! જ્યારે એ લાડ લડાવતા આવે ત્યારે એમનો માર પણ મીઠો લાગે!" કંકુએ અંતરના પ્રેમની ઊર્મિ વર્ણવતાં કહ્યું.

"કેવી વધેલી ગ્રામ્યમૂર્તિ!" વિમળા મનમાં ગણગણી.

"વિમળા, શાન્તા તથા કમલેશ શેતરંજી ઉપર બેઠાં અને પરસ્પર ગ્રામ્યજીવનની નિર્દોષતા, નિષ્કપટતા તથા ભોળપણ વિષે વાત કરવા લાગ્યાં. અન્તે એ કેવી રીતે કોઢ સાફ કરે છે તે જોવાની ઇન્તેજારીથી ત્રણે જણાં કંકુ છાણવાસીદું કરતી હતી ત્યાં ગુપચુપ છુપાતાં લપાતાં ગયાં અને સ્મિત કરતાં, ગ્રામ્યજીવન નિહાળતાં શાન્તિપૂર્વક બધી ક્રિયા જોવા લાગ્યાં.

અચાનક કંકુની નજર લીંમડાને ઓથે ઊભેલાં ત્રણેયને છાણવાસીદું કરવાની ક્રિયાને નિહાળતાં દેખીને તે શરમાઇ ગઇ. એની નજર પોતે વાળેલા ચણિયાના કાછડા તરફ ગઇ. ખૂબ સંકોચપૂર્વક શરમાતી શરમાતી કોઢિયા ઘરમાં પેસી ગઇ અને ઘડામાં ભરેલા પાણીથી હાથપગ ધોઈ, કાછડો છોડી કપડાં ઠીકઠાક કરી પાછી બધા ઊભા હતા ત્યાં આવી ઊભી.

કંકુને જોઇ સૌ હસી પડયાં. સૌ હસતાં હતાં ને અવાજ આવ્યો: "ચાલો પોંક આવી ગયો છે, ચોરે મંગુશેઠ તથા રમાશેઠાણી તમારી

સૌની વાટ જુએ છે." એક અજાણી વ્યક્તિએ આવીને સમાચાર આપ્યા.

સૌ કંકુભાભીના તરફ મીઠી નજરથી જોતાં જોતાં પ્રણામ કરીને ચાલવા મંડ્યાં. ગ્રામ્યમૂર્તિ વિષે વાતો કરતાં કરતાં ચોરે આવી પોંકની મિજબાનીને સત્કારવા લાગ્યાં.

પોંક ખાઇને સૌ વખાણવા લાગ્યાં. ઠંડો પહોર થતાં ગામનો સત્કાર ઝીલતાં સૌ મોટરમાં બેસીને પાછાં પોતાને ઘેર આવ્યાં

વિમળા તો હાઈ સ્કૂલમાં પણ ગ્રામ્યજીવનની માણેલી મજાને છૂટે મોંએ વર્ણવવા લાગી. પોતાની સખીમંડળમાં કંકુભાભીની પ્રશંસા કરવા લાગી. છેવટે મલકાતી મલકાતી બોલતી કે: "શી રૂપાળી કંકુભાભી! જાણે કે જીવતી જાગતી ગ્રામ્યમૂર્તિ!" અને મનમાં એનું સ્મરણ કરી, ફરીથી મળવા જવાની તમન્ના સેવવા લાગી.

ભાદરણ, હાલ મોબારોડ, **ચંદ્રકાન્ત નરસિંહભાઈ પટેલ.**

---

## વિષમજ્વર યા શરદઋતુનો તાવ

**રોગાણાં શારદી માતા।** શરદઋતુ રોગમાત્રની ઉત્પત્તિની ઋતુ ગણાય છે, જેથી આયુર્વેદમાં શરદઋતુને રોગની માતા ગણી છે. વિષમજ્વર, જેને મેલેરિયા કહે છે, તે તાવ આ ઋતુમાંજ જોર પકડે છે. પુષ્કળ વરસાદને લીધે, પાણીથી ખાબોચિયાં ભરાઈ રહી ભેજ રહેતો હોય, પુષ્કળ લીલોતરી ઊગી હોય, તેવાં ભેજવાળાં સ્થળોમાં મચ્છરનાં ઈંડાં સારી રીતે ઊછરે છે. ખાસ કરી 'એનેફીલીસ' જાતનાં મચ્છરો કરડવાથી શરીરમાં જંતુ દાખલ થઇ, મેલેરિયા તાવ આવે છે, એવો નિષ્ણાત તબીબોનો મત છે.

હિંદુસ્થાનમાં દર વર્ષે હજારો મૃત્યુ આ તાવથી થાય છે. આપણા ગુજરાતમાં શ્રાવણ માસથી વિષમજ્વર શરૂ થઈ, આસો માસમાં વિશેષ જોર પકડી, માગસર પોષ સુધી લંબાય છે, અને તાવના ઉથલા વારંવાર આવે છે. આ તાવના જુદા જુદા પ્રકારો છે, પરંતુ સામાન્ય વર્ગની ઓળખ માટે આ મુખ્ય છે: **સંતત જ્વર** — હમેશ આવતો અને ચાલુ રહેતો ઊનો, ઠંડો તાવ, **એકાંતરો તાવ** — એક દિવસને અંતરે અમુક વખતે એકદમ શરૂ થતો, **ચોથીઓ તાવ** — દર ચોથે દિવસે અમુક કલાક આવતો તાવ.

તે તાવ શરૂ થતા પહેલાંનાં ચિહ્નો આ મુજબ હોય છે: શરીરે કળતર, ફાટચૂસ, કમરમાં દર્દ, શરીર અશક્ત લાગવું, ખોરાક તરફ અરુચિ, બગાસાં

આવવાં, બંધકોશ વધુ ઓછા પ્રમાણમાં રહેવો, શરીરમાં બેચેની, માથું સખત ચઢવું, કામકાજ તરફ ભાવ ના રહેવો, સૂઈ રહેવાની ઇચ્છા થયા કરવી, વગેરે.

ઉપર મુજબ થયા પછી તાવનો હુમલો એકાએક થાય છે. ઠંડી લાગીને તાવ આવે, ત્રણ ચાર ગોદડાં ઓઢતાં ય ટાઢ શમે નહિ, કેટલીક વખત ઊલટીઓ થાય, કોઇ કોઇને ઝાડા પણ થાય, ઠંડી પછી ગરમ તાવ સખત ચઢે. કેટલીક વખત તાવના જોસમાં વચ્ચે ઠંડીના ઉકાંટા રહ્યા કરે, તાવ એકંદરે ૧૦૨°થી ૧૦૫° સુધી જાય છે. શરીરે દાહ થાય, આંખો બળે, તરસ સખત લાગે, કોઈને અમૂંઝણ પણ થાય, પેશાબ થોડો ઊતરે અને રંગે અતિશય પીળો અને લાલ પણ હોય, દર્દી તાવના જોસમાં બડબડાટ કર્યા કરે. તાવ લાંબો વખત રહે તો જમણે પડખે યકૃત્ (liver) વધે છે, અને અતિશય ફિક્કા જણાતા માણસને બરોળ (spleen), જે ડાબા પડખામાં હોય છે તે વધેલી હોય છે. ઉધરસ વાળા દર્દીને શરદી ન લાગે તે બાબત અંગે સાવચેત રહેવું, નહિ તો ન્યુમોનિયા થવા સંભવ છે.

વિષમ જ્વર થતાં જ અટકાવવાના ઉપાયો:

૧. દસ્ત સાફ ના આવતો હોય તો હલકો જુલાબ લેવો.

૨. જીવનશક્તિ (Vitality) જે રીતે સારી રહે, તે રીતે આહારવિહારમાં વર્તવું.

૩. કાળા, તપખીરિયા અને લીલા રંગની દિવાલો ઉપર મચ્છર પુષ્કળ બેસે છે, તે ધ્યાનમાં રાખવું.

૪. મકાનમાં, ઓરડાઓમાં સૂર્યનો પ્રકાશ આવે તેવી રીતે બારીબારણાં ખુલ્લાં રાખવાં યા જરૂર પડે તો છાપરાનાં નળિયાં ખુલ્લાં રાખવાં.

૫. માંકડ, ચાંચડ, માખી અને મચ્છર, આ જંતુઓ જુદી જુદી જાતના તાવને ફેલાવે છે, તે વધે નહિ તેવાં પગલાં લેવાં.

૬. ઘરમાં, ફળિયામાં સ્વચ્છતા રાખવી. ગંદકી ન કરવા લોકોને સમજાવવા. આપણા ઘરનો કચરો પડોશીના ઘર આગળ કે ફળિયામાં ગમે ત્યાં નાખી, ગંદકી ફેલાવવી તે જનસમાજ ઉપર રોગની આફત ઉતારવાનું અક્ષમ્ય પાપ છે.

૭. તમે ગ્રામ્ય પંચાયતના, મ્યુનિસિપાલીટીના અથવા જિલ્લાબોર્ડના સભ્ય હો અને ગંદકી કરનાર ઉપર ફરિયાદ થઇ હોય તો તેની શરમ ભરી પાછી ખેંચાવો તે પણ કુસેવા છે. મ્યુનિસિપાલીટીની કચરાની ગાડીઓ વધારી શકાય નહિ તો કચરો જ્યાં ત્યાં જ બાળી નાખવાની પદ્ધતિ રાખવી.

૮. કુવા નજદીક જાજરૂ જવાની પ્રથા ગામડા માટે રોગ ફેલાવવામાં કારણભૂત છે. તેનાથી માખી, મચ્છર વધી મેલેરિયા અને ટાઇફોઈડ જેવા રોગ ફેલાઈ, સમાજને મૃત્યુના મુખમાં મૂકે છે. સ્ત્રીવર્ગે આ પ્રશ્ન ખાસ વિચારવા જેવો છે.

દરેક જણે આટલું તો કરવું જ જોઇએ:

૧. આંગણાની ભેજવાળી જગ્યામાં સૂરજમુખી, ડમરો અને તુલસીના છોડ ઉછેરવા.

૨. લીમડાનાં સૂકાં પાન, તુલસીનાં પાન, ગુગળ, લોબાન, સુખડ, ઘોડાવજ અને સરસવનો મિશ્ર ધૂપ બનાવી રાખી, ગાયનાં અડાયાં છાણાં સાથે મકાનમાં ધૂપ કરવો. રાત્રે સૂતી વખતે મચ્છરદાની વાપરવાનું ના બને તો હાથેપગે કેરોસીન, ટરપેન્ટાઇન, લેમનગ્રાસ તેલ, કપૂરનું તેલ, યુકેલિપ્ટસ તેલ, ગાયનાં છાણાંની રાખ, અથવા હવનની સુગંધી ભસ્મ શરીરે ચોળવાની રાખવી. તેની વાસને લીધે મચ્છર કરડશે નહિ.

૩. ખોરાકની બાબતમાં ખાસ ધ્યાનમાં રાખવું કે મિષ્ટાન્ન કે તળેલા પદાર્થો અને બજારૂ મિઠાઇઓ ખાવી નહિ. લીલોતરી શાક બને તેટલું ઓછું ખાવું. કહેવત છે કે:

તાવ કહે હું તુરિયામાં વસું,
કાકડી દેખી ખડખડ હસું.

એટલે આવાં શાક મેલેરિયા તાવને આમંત્રણ આપનારાં છે.

સામાન્ય ઉપાયો: દાભિયો ચા, તુલસી, મરી, એ સૌને ચાની પદ્ધતિથી બનાવી પીવો.

સુદર્શન ચૂર્ણ ચારથી ૭ વાલ સવારસાંજ લેવું. સખ્ત તાવમાં માથે બરફ ઘસવો અથવા માટી પલાળી, તેનો પાટો મૂકવો. તુલસી જંતુઘ્ન, જ્વરઘ્ન અને હૃદયને બળ આપનારી ચીજ છે, માટે ચોમાસાની ઋતુમાં ચા પીનારાઓએ ચામાં તે જરૂર નાખવી. ઉલટી થતી હોય તો બરફનો કકડો થોડે થોડે અંતરે ચૂસવો. શરીરે અગન રહેતી હોય, તો ઉકાળેલા પાણીને ઠંડું કરી, તેમાં અધોળ દ્રાક્ષ નાખી તે પાણી પીવા આપવું.

દરેક જણ પોતે કરી શકે તેવા ઉપાયો:

૧. કરિયાતુ તોલો ૦।, કાળી દ્રાક્ષ તોલો ૦।।, ધાણા સૂકા તોલો ૦।।, તે બધાને પાશેર પાણીમાં રાત્રે પલાળી સવાર, બપોર, સાંજ થઈ પીવું.

૨. તુલસીનાં પાન તો. ૫, કાળાં મરી તો. ૪, એ બેને વાટી ચણા જેવડી ગોળી બનાવી સવાર-સાંજ ૧થી ૨ ગોળી લેવી.

૩. લીમડાનાં પાન તો. ૫, તુલસીનાં પાન તો. ૫, કાળાં મરી તો. ૨॥, એ સૌને વાટી ચણા જેવડી ગોળી કરી સવાર-સાંજ ૧થી ૨ ગોળી લેવી.

૪. ફુલાવેલો નવસાર તો. ૧, ફુલાવેલી ફટકડી તો. ૧, અતિવિષકલી તો. ૨॥, કાચકાંની સેકેલી મીજ તો. ૨॥, તુલસીનાં પાન તો. ૨॥, લીમડાનાં પાન તો. ૨॥, કાળી દ્રાક્ષ તો. ૫, તે સર્વેને વાટી લીંબુના રસમાં ચણા જેવડી ગોળી કરી સવાર-સાંજ ૧થી ૨ ગોળી લેવી.

૫. તાવ પછી ભૂખ ન લાગતી હોય, તો લીંબુની બે ચીરીઓ કરી, તેમાં દિકામાળી, સિંધવ મરીની ભૂકી ભભરાવી તે દેવતા પર ખદખદાવીને ચૂસવાથી ભૂખ લાગે છે, અને સાથે સાથે થોડા તાવનું જોસ નરમ પડે છે.

૬. બની શકે તેણે તાવ ચઢતા પહેલાં પાંચ ગ્રેન કવીનીન, મધ-પાણીમાં લેવું. તાવ ગયા પછી પણ જે માણસો અતિ ખાટા અને તળેલા ખોરાકો તથા મિઠાઈઓ ખાય છે, તેને ઉથલા વાગીને તાવ આવે છે.

૭. જ્યાં મચ્છર રહેતાં હોય, તે ગટરોમાં યા ખાળકુંડીઓમાં સાબુના પાણીમાં થોડું કેરોસીન મેળવી રાત્રે સૂતી વખતે છંટાવવું.

૮. મૅલેરિયામાં ઝેરકોચલાં, ધંતુરો, આરસેનીક, એટ્રોપીન, કવીનીન, વગેરે ઝેરી ચીજો ફાયદો આપે છે. પરંતુ અનુભવી તબીબની સલાહ સિવાય લેવાથી અને લાંબો વખત ચાલુ રાખવાથી નુકસાન કરે છે. માટે એવી સલાહ લીધા વિના આ ચીજો વાપરવી નહિ, કારણ કે મોટા પ્રમાણમાં અને લાંબો વખત લેવાથી બહેરાટ અને શરીરે ગરમી ઉત્પન્ન કરે છે.

વૈદ્યનિવાસ, આણંદ, તા. ૧૨, ઑક્ટોબર. } પુરુષોત્તમપ્રસાદ પૂ. વૈદ્ય, જી. પી. એ. સી.

## ગ્રંથપરિચય

**૧. પંચ વ્યાયામ** (લાઠી, મગદળ, દંડ, બેઠક અને લેઝીમ): પ્રકાશન ઘર—ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળ, કરાડી, જિ. સુરત; પૃષ્ઠ ૧૯ + ૧૭૩, કિંમત દેશમાં રૂ. ૦–૧૪–૦ + ટ. ખ. ૦–૨–૦, પરદેશમાં શિ. ૨ + ટ. ખ. ૦–૬. વ્યાયામની ઉપયોગિતા ઉપર બેમત હોઈ શકે જ નહિ તો તેનો પ્રચાર અને પ્રસાર સારી રીતે થઈ શકે તે માટે પુસ્તકોની

જરૂરીઆત પણ હોય જ. તે પ્રસાર માટે 'પંચ વ્યાયામ' એ ઘણી જ ઉપયોગી પુસ્તિકા છે. પ્રસ્તાવનામાં શ્રી. મણિભાઇ પટેલે જણાવ્યું છે તે પ્રમાણે પુસ્તક વાંચતાંની સાથે જ તે સમજી તેમાં બતાવેલ પ્રયોગો સમજાવનારી ભાષા આ પ્રયાસમાં કંઇક અંશે ઓછી છે; છતાં વ્યાયામનું એક જ પ્રકરણ ધ્યાન દેઈ વાંચ્યા પછી, જરા વિચારવાથી તે પ્રયોગ કરી શકાય છે. અને જો પ્રાયોગિક વ્યાયામ જાણનારા સાથે રહી તે પુસ્તકનો ઉપયોગ કરવામાં આવે તો તે ઘણું જ સહેલી અને સરસ રીતે થઈ શકે છે. અને જ્યારે તે પ્રયોગ વારંવાર કરવામાં આવે છે ત્યારે શબ્દો કે ભાષાની ક્લિષ્ટતા આપોઆપ દૂર થાય છે. 'મગદળ' ઉપરનું પ્રકરણ જેટલી સહેલાઈથી, તેમાંની આકૃતિઓની સહાયતાથી, સમજી શકાય છે તેટલી જ સહેલાઇથી 'લેઝીમ'નું પ્રકરણ સમજી શકાતું નથી, કારણ કે ચોરસ આકૃતિઓને સમજતાં જરા વધારે પ્રયાસની જરૂર રહે છે. સંઘ વ્યાયામ માટે 'મગદળ'માં જેમ 'સરગમ' આપી છે, તેમ 'લેઝીમ' માટે પણ એકાદ નાનું ગીત આપવામાં આવ્યું હોય તો તેમાં વિદ્યાર્થીવર્ગ ઉલ્લાસ સાથે રસ લેઈ શકે. છતાં આપો પ્રયાસ સ્તુત્ય છે અને તેટલો જ પ્રયાસ જો પ્રત્યેક વ્યાયામપ્રેમી કરે તો શારીરિક બળ કેળવવા ઉપરાંત માનસિક ઉલ્લાસ જરૂર કેળવી શકે. અસ્તુ.

—ગુણવંતરાય બાપુભાઇ દેસાઇ, બી. એ.,
વ્યાયામશિક્ષક, શારદા હાઇ સ્કૂલ, આણંદ

**૨. હીરાકણી:** પૃષ્ઠ ૫૦, કિંમત ૦-૪-૦. આ પુસ્તકમાં ખરેખર ત્રણ હીરાના ટુકડા માલમ પડશે. હીરા જેવી, ખરેખરી કીમતી સલાહ જેમાંથી મળતી હોય, ડહાપણભરી અકલ પ્રાપ્ત થતી હોય, એવી એ ત્રણ વાતો છે. ત્રણે રસિક અને બોધક છે.

**૩. પંચામૃત:** પૃષ્ઠ ૭૦, કિંમત ૦-૭-૦. એક કવિતા, એક વાર્તા, એક જીવનચરિત્ર, એક રમત, એક સાચો કિસ્સો – આવા પાંચ જુદા જુદા વિષયોનાં લખાણનું આ પંચામૃત ગુજરાતનાં બાળકો માટે તૈયાર કર્યું છે. બધાં લખાણો 'ગાંડીવ' બાળપખવાડિકમાં પ્રકટ થઈ ચૂક્યાં હતાં અને વખણાયાં હતાં. પુસ્તકરૂપે કાયમનું સ્વરૂપ આપી ગુજરાતનાં બાળકો સમક્ષ સુંદર ખજાનો મૂક્યો છે.

ઉપરનાં બે પુસ્તકોના લખનાર ભાનુશંકર જોષી.

શબ્દોમાં અહીં ઉતારેલી છે: "…આજે તો આન્દોલન કરીને નાત પાસે એવું જાહેર કરાવી લેવું જોઇએ કે આ બાળાને, જ્યારે ઇચ્છે ત્યારે, પરણવાનો અધિકાર છે અને તેના લાગતાવળગતાઓને તે જાણે કુંવારી જ હોય અને તેને માટે યોગ્ય વર શોધે તેમ શોધી પરણાવવાની સલાહ છે. … નાતનો આવો તેના પક્ષનો ઠરાવ હશે તો જ્યારે પણ તેની ઇચ્છા થાય ત્યારે વગરસંકોચે પરણવાનો માર્ગ ઉઘાડો રહેશે" ('પ્રજાબંધુ,' તા. ૧૮:૧૦:૪૨). યુવકોના યે યુવક ઉદારચિત્ત મહાત્માજી આવો જ અભિપ્રાય આપે અને એમના અભિપ્રાયમાં કશુંયે અયોગ્ય હોવાનો સંભવ નથી; સમાજહિતના ચિંતનમાં જ જેમણે પોતાનું જીવન સમર્પ્યું છે, તેમના અભિપ્રાયમાં સમાજહિત સોએ સો ટકા હોય જ.

**યુવકયુવતીઓનો સદાગ્રહ**

મહાત્માજીનો આ અભિપ્રાય જાણતાં જ્ઞાતિની પ્રગતિ ઇચ્છતા કપોળ યુવકોએ બેન કલાવતીને પક્ષે ઝુંબેશ ઉપાડી. ૪૩૪ યુવકોએ સહીઓ કરીને એક વિનંતીપત્ર નાતના પંચ સમક્ષ મૂક્યું. ૧૨૫ યુવતીઓએ પણ પોતાની સહીથી બીજું એક વિનંતીપત્ર નાતના પંચને આપ્યું. આ બે વિનંતીપત્રો ઉપરથી નાતની સભા ગઈ તા. ૪થીએ ભરાઈ, પણ સભામાં પંચના પ્રમુખ હાજર ન રહ્યા, રૂઢિજડ વર્ગમાંના પણ અનેક હાજર ન રહ્યા. પણ ભરાએલી સભાએ, રૂઢિમૂઢ વૃદ્ધોના વિરોધને અવગણીને પણ, કલાવતીને કુમારિકા જાહેર કરી અને જ્યારે તે ઇચ્છે ત્યારે તે લગ્ન કરી શકે એવો નિર્ણયાત્મક ઠરાવ કર્યો. પ્રગતિશીલ યુવકો એથી વિરુદ્ધ રૂઢિજડ ઠરાવ કરે તો તો એમની જુવાની જ લાજે ને!

**યુવકધર્મ**

મૃત્યુદિશાએ જ તાકી રહીને જીવનાર વૃદ્ધો — પલિતો (પળિયાં આવેલા) સમાજના નવજીવનને સાંખી શકતા નથી, એ તો રૂઢિની વિરુદ્ધ એક તસુ પણ ખસવા ઇચ્છતા નથી. અને એ તો આજ કે કાલ મૃત્યુના મહાદ્વારમાં પેસવાના, એમને સમાજના નવજીવનની શી પરવા? એમને પરવા હોય કે ન હોય, પણ સમાજના યુવકોને એવા પલિતોને માર્ગે ચાલ્યે કેમ પાલવે? યુવકોએ તો હજી બહુ જીવવાનું છે, અને જીવનનાં સુખદુઃખ ભોગવવાનાં છે. ત્યારે એમણે દુઃખજનક રૂઢિઓનો નાશ કરવો અને સુખજનક માર્ગ પાડવો, એ યુવકોનો ધર્મ રહ્યો. વૃદ્ધોના વિરોધને એ ન

ગાંઠે અને ગમે તેવા કષ્ટને પણ લાત મારી દાખી દે. જગતનું કલેવર યુવકો જ ફેરવી શકે, એ એમણે સમજવું ઘટે.

**કષ્ટ સામે હસતો યુવક**

કષ્ટ સામે યુવક કેમ હસે તેનું એક ઉદાહરણ આપું: પ્રાચીન રોમન રાજ્ય ઉપર એક વાર કાર્થેજિયન સેનાએ હુમલો કર્યો, તેણે રોમ નગરને ઘેરો ઘાલ્યો. એ સેનાના સેનાપતિઓ હવે રોમને જીતવા કેવી યોજના કરે છે, તે વિષે બાતમી મેળવવા રોમન સેનાપતિએ એક ગુપ્તચરને મોકલ્યો. શિયાળાની ટાઢ હતી. રોમન ગુપ્તચર ગુપ્તરીતે કાર્થેજિયન સેનામાં પેઠો અને સેનાપતિના તંબુ ઉપરના એક ઝાડ ઉપર ચઢી બેઠો. કાર્થેજિયન સેનાપતિઓ થોડી વારમાં મુખ્ય સેનાપતિના તંબુ પાસે એકઠા થયા અને ત્યાં તાપણું સળગાવી ગોળ કુંડાળે બેઠા અને હવે રોમને-કેમ જીતવું તેને વિષે મંત્રણા કરવા લાગ્યા. પેલો રોમન ગુપ્તચર એ બધી મંત્રણા સાંભળતો હતો. એવામાં કોઇને શંકા ગઇ કે ઉપરના ઝાડ ઉપર કોઈ માણસ જેવું લાગે છે. તુરત તપાસ થઇ અને પેલા ગુપ્તચરને પકડીને નીચે ઉતાર્યો. સેનાપતિએ તેને અનેક પ્રશ્નો પૂછ્યા: "તું કોણ છે? ક્યાંથી આવ્યો છે? કેમ આવ્યો છે? તને કોણે મોકલ્યો છે?" તે યુવક તો છાનોમાનો ઊભો જ રહ્યો, તેણે એક પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. સેનાપતિએ તેને ઘણોય ધમકાવ્યો, પણ તે તો ચૂપ જ રહ્યો. આખરે સેનાપતિએ તેને ધમકી આપી: "જો તું સાચો ઉત્તર નહિ આપે તો આ તાપણામાં તને બાળી મૂકીશ." પણ યુવક તો ચુપ જ રહ્યો અને તાપણાની જ્વાળા ઊંચે ઊડતી હતી તેમાં તેણે પોતાનો હાથ લંબાવ્યો, હાથ બળવા લાગ્યો. સેનાપતિએ એમ કરવાનું એને કારણ પૂછ્યું ત્યારે એણે છેવટે એક જ ઉત્તર આપ્યો: "તમે જોઇએ તો મને જીવતો બાળી મૂકો, પણ મારી વાત કહેવાનો નથી જ. અને યુવકો આવા કષ્ટને તો ઓગાળીને પી જાય છે!" સેનાપતિએ એના શૌર્યથી ખુશ થઇને એને છોડી મૂક્યો. ત્યારે યુવકો તો આવા હોય. પોતાના ધર્મપાલન માટે ગમે તેવાં કષ્ટ સામે હસતે મુખે રમતો રહે. યુવકો, આપણા સમાજની ઉન્નતિને માટે એ રોમન યુવક પેઠે, સમાજહિતને માટે હસતે મુખે કષ્ટો ઉઠાવી તમારો ધર્મ પાળવા તૈયાર છો? આ જ એક મહત્ત્વનો પ્રશ્ન!

**દિવાળી અને યુવકો**

દિવાળી આવે છે. દિવાળી તો આપણો વર્ષોત્સવ. ગતવર્ષનાં આપણાં

કાર્યોનો તરસાળો કાઢવાનો અને નવવર્ષમાં કરવાનાં કાર્યોની યોજના કરવાનો ઉત્સવ. રાજકીય અને આર્થિક આપત્તિના કાળમાં આ દિવાળી ઉપર આપણે બાહ્ય ઉત્સવ કરવા જેવી સ્થિતિમાં નથી. આપણાં હજારો ભાઇઓ આજે સરકારી જેલોમાં છે અને લાખો ભાઇબેનોને પેટપૂરતું ખાવા અન્ન નથી, ત્યાં દિવાળીનો ઉત્સવ શો? દીવાના ઝળઝળાટ શા? મિષ્ટાન્નનાં ભોજન શાં? પણ એક વાત થઇ શકે. ગામેગામ યુવકો પોતાના ગામને ચોરે કે ગામની ધર્મશાળામાં એકઠા થાય, ત્યાં સમાજની ઉન્નતિની ચર્ચા થાય અને આવતા વર્ષમાં સમાજમાંના સડા વાળી ઝૂડીને સમાજને શુદ્ધ કરવાની યોજના થાય અને તે પ્રમાણે કાર્ય કરવાને દરેક યુવક આજથી કેડ બાંધે. તે પહેલાં વળી આજથી જ યુવકો એકઠા થઇને ગામના બાહ્ય સડા દૂર કરવા તૈયાર થઇ, કૂવા, તળાવ, શેરીઓ, વગેરેમાં બાર માસનો ભરાઇ રહેલો સડો સાફ કરવા સાવરણા ટોપલા લઇને તૈયાર થાય. એ સ્વચ્છતા માટે દિવાળી પહેલાં એક દિવસની યોજના થાય અને આખા ગામને તે દિવસે યુવકો ચોકખું ચંદન કરી મૂકે. આ ધર્મ પણ, યુવકો, આપણો જ ને; આપણે એ ધર્મ નહિ બજાવીએ તો કોણ બજાવશે? ચાલો, ઉઠો, ત્યારે **उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत।**

**આખરે હઠવું પડે છે!**

ગયા માસની પ્રસંગકથાને અંતે 'પાટીદાર'ની આર્થિક સ્થિતિ વિષે નિરાશા દર્શાવતાં મારે લખવું પડ્યું હતું કે "થોડા વખત ઉપર માસિકના કદમાં ૮ પૃષ્ઠનો ઘટાડો કર્યો હતો. નવે વર્ષે પણ એટલો ઘટાડો કરવો પડે, જો સ્થિતિ ન સુધરે તો." કાગળોની મોંઘવારી વધ્યે જ જાય છે અને તેની છત પણ ઘટતી જાય છે એટલે સ્થિતિ સુધરવાની આશા દેખાતી નથી અને કોઇ કોઇ સારી આર્થિક સ્થિતિવાળા જણાતા ગ્રાહકભાઇઓના કાગળ આવ્યા છે કે અમારી આર્થિક સંકડામણને લીધે નવા વર્ષથી 'પાટીદાર' બંધ કરવું પડે છે! આ સ્થિતિમાં લવાજમ પણ વધારી શકાય તેમ નથી. એટલે પાછાં આઠ પૃષ્ઠ કમી કરવા વિના બીજો રસ્તો નથી દેખાતો, તેથી આ અંકથી આઠ પૃષ્ઠ કમી કરવાં પડે છે. હવે વધારે કમી નહિ કરવાનો નિશ્ચય છે. 'પાટીદાર'ની શરૂઆત ૩૨ પૃષ્ઠથી જ થઇ હતી, ધીરે ધીરે સ્થિતિ સુધરતાં ૪૮ પૃષ્ઠ લવાજમ વધાર્યા વિના જ કર્યાં હતાં. હવે પાછી સ્થિતિ સુધરતાં ૪૮ પાન સુધી લઇ જવાનો નિર્ણય છે, પણ ત્યાં સુધી ધીરજ ધરીને ગ્રાહક ભાઇબેનો આ સ્થિતિ નિભાવી લેશે અને ગ્રાહક વધારીને તથા જાહેરખબરો અપાવીને સ્થિતિ સુધારવામાં મદદ કરશે એવી આશા રાખું છું.

# પુસ્તકો નજીવી કીંમતે આપવાના

નીચેનાં પુસ્તકો સેકન્ડહેન્ડ, કે વાંચેલા નથી, પણ નવાજ છે. આફ્રીકા ખાતે વિ. પી. થતા નથી માટે નાણા અગાઉથી મોકલવા.



ભાવો ઘણાંજ ઘટાડી નાંખ્યા હોવાથી, ઘટાડેલા ભાવો ઉપર કમીશન કાપી શકાય તેવું રહ્યુંજ નથી. વી. પી. ટપાલ ખર્ચ અલગ.

| સિરનામું પુરેપુરૂં સારા અક્ષરે લખો. નજીકનું રેલ્વે સ્ટેશન જણાવો. ઓર્ડર સાથે અર્ધા નાણાં અગાઉથી મોકલાવો. | મૂળ કીંમત રૂ. | આ. | હાલની કીં રૂ. |
|---|---|---|---|
| વિલાસમાં વિનાશ–રેનોલ્ડઝની રોમાંચક નવલકથાનો ચંદુલાલ વ્યાસકૃત અનુવાદ. અદ્ભૂત ડીટેક્ટીવ નવલકથા. | ૪ | ૦ | ૨ |
| બાળ ગોપાળ–ગાંધીજી, ગીજુભાઈ, મોંઘીબ્હેન, જુગતરામ, કાકા કાલેલકર વિગેરે ૫૦ બાળ લેખકોની વાર્તાઓ, નાટકો, કવિતાઓ, સંવાદો વિગેરે વિવિધ વિષયોથી ભરપુર. | ૧ | ૦ | ૦ |
| દરિદ્ર નારાયણ—મહારાષ્ટ્ર સાહિત્યનાં નવલકથાકાર મામા વરેરકરની વખણાયલી નવલકથાનો અનુવાદ. પૃષ્ઠ ૩૦૦ | ૧ | ૮ | ૦ |
| સૌભાગ્યવતી સાવીત્રી–હિન્દુ સ્ત્રિઓની હૃદય દ્રાવક કથા. | ૨ | ૮ | ૦ |
| નંદનવનને આંગણે–જેમાં જેમ્સ એલનનાં As a man thinketh અને out from the heart. ઉપરાંત બીજા બે પુસ્તકો બંગાલી સાધુ પ્રેમાનંદ ભારથીનાં અનુવાદો મળી કુલ ચાર પુસ્તકોનો સરળ, સુંદર અનુવાદ ... ... | ૦ | ૧૨ | ૦ |
| વેદીનાં પુલો–ત્રણ નાટકો. બહુજ સુંદર, આનંદ આપે તેવા | ૦ | ૧૦ | ૦ |
| અમીના અને હસીના–બે જોડીયા બ્હેનોની રસભરી, અદ્ભૂત રોમાંચક નવલકથા. પૃષ્ઠ ૩૩૦ પાકુ બાઈન્ડીંગ ... | ૩ | ૦ | ૧ |
| દેશનો માયા—અજબ પ્રકારની સામાજીક મનોવેધક નવલકથા. દેશની માયા–કેવી હોય છે અને વ્હાલા વતનનું નામ સાંભળતા કેટલી સ્ફુરતી, કેટલી તાજગી, કેટલો ઉલ્લાસ અને રૂંવાડે રૂંવાડામાં થનગનાટ મચે એવી નવીન રંગતની જમાવટ. આ નવલકથામાં મળશે. સુંદર સફેદ એન્ટીક કાગળો, ૩૧૦ પાના, ક્રાઉન સાઈઝ, ફુલકલોથ બાઈન્ડીંગ | ૨ | ૮ | ૧ |
| પની અને બીજી વાતો (સાક્ષરોની વખણાયેલી તેર વાર્તાઓ) | ૧ | ૦ | ૦ |
| સત્તરમી સદીનું ફ્રાન્સ (થ્રી મસ્કેટીયર્સનું ભાષાંતર પૃષ્ઠ ૨૮૮) | ૨ | ૧૪ | ૦ |
| જીવનની ઝાંખી–સ્ત્રી જીવનનાં પ્રશ્નો ચર્ચતી ૧૯ વાર્તાઓ, | ૨ | ૦ | ૧ |

| | રૂ. | આ. |
|---|---|---|
| રાજસ્થાનની રાજખટપટ (વીસમીસદીની ઐતિહાસિક, નોવેલ.) | ૫ | ૦— |
| રામાયણ તત્વ રહસ્ય ( મનન કરવા લાયક રામાયણનો સાર ) | ૦ | ૧૨— |
| વગર દોકડાનો વૈદ્ય-પૃષ્ટ ૪૫૦ (માણસ માત્રને ઉપયોગી પુસ્તક, | ૨ | ૦— |
| વહુને શીખામણ (વહુ થતાં પહેલાં સમજવા લાયક ) ... | ૧ | ૦— |
| વૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી-વૃદ્ધ ઉમરે શરીર નિરોગી રાખવાની કળા | ૧ | ૮— |
| સ્વીટ્ઝરલેન્ડની સ્વતંત્રતા (સ્વતંત્રતા કોને વરે છે અને કયારે ?) | ૧ | ૪— |
| સહચરી અથવા સ્નેહઘેલી સુંદરી ( મી૰ દેલવાડા કૃત ) | ૨ | ૮— |
| સાસાનીયન શુરવીર-પારસી ઐતિહાસીક, શૌર્યતાભરી નોવેલ | ૪ | ૦— |
| જમીલા યાને બંગાલનો બળવો „ „ ... | ૧ | ૦— |
| ઇસ્લામના ઓલીઆ (દીવ્ય ચમત્કારોથી ભરપુર) ... | ૦ | ૮— |
| વૃધ્ધાવસ્થા મટાડવાનાં ઉપાયો-કસરત, શ્વાસોશ્વાસની ક્રીયાઓ, | ૧ | ૦— |
| આશાની પાંખે ( શાંતીલાલ બેરીસ્ટર કૃત ) નમુનેદાર નાટક | ૦ | ૮— |
| આદર્શ નમુનેદાર લગ્ન-સુખરૂપ સંસાર માણવાની મધૂર કથા, દાંપત્ય પ્રેમ ભોગવવાની કળા, ૬૫૦ પૃષ્ઠ, પાકું પુઠું ... | ૫ | ૦— |
| તિલોત્તમા ( પ્રો. બેઇનની રસઝરતી નવલકથા ) ... | ૧ | ૦— |
| ગીતગોવિંદ-અલંકાર નાયકા ભેદ આદિથી ભરપુર, પુષ્કળ ચિત્રો, પાકું પુઠું, ગ્લેઝ કાગળો. ... ... | ૧ | ૮— |
| ગાલ્ડી ( ઇટલીનો રણયજ્ઞ-દેશને આઝાદ કરવા ખાંડાના ખેલનારાઓ માટે ૧૮ ચિત્રો, ફેધરવેટ કાગળો ) ... | ૨ | ૮— |
| ગળની હોડી અને બીજી વાતો (રસીક નવલીકા સંગ્રહ) .... | ૨ | ૦— |
| દેશ સેવક દંપતી-યાને ઈંદુકાંત (રસિક નવલકથા, સચીત્ર, ... | ૨ | ૦— |
| નરસુખસાગર ( ડૉ. પટેલ કૃત જાતિય શિક્ષણ-કોકશાસ્ત્રની તમામ બારીકમાં બારીક વીગતો, આસનોની સમજ, પાના ૩૦૦, પાકું પુઠું ) પ્રાસંગિક ચિત્રો ... ... | ૨ | ૮— |
| નીલમ માણેકની સંતતી-ભાગ ૧ થી ૪ ભેગા (રસીક નોવેલ) | ૪ | ૦— |
| નીરંજની અથવા વરઘેલી વનીતા-પૃષ્ટ ૩૦૦ ગ્લેઝ કાગળો ... | ૩ | ૦— |
| રાજ માર્ગ—દેશોન્નતીનો રાજમાર્ગ બતાવતી નવલકથા ... | ૩ | ૮— |
| હું બંડખોર કેમ બની ? સામાજીક ક્રાંતીની માર્ગદર્શક નવલકથા. | ૨ | ૮— |
| મહિલાઓની મહાકથા-હૃદયને હચમચાવી નાખે તેવી કથાઓ | ૩ | ૮— |
| વનીતાની વાતો-હિંદુ સંસારના જુલ્મોની વાર્તાઓ ... | ૩ | ૦— |
| અબળાની આત્મકથાઓ-સ્ત્રી સમાજની દર્દમય કથાઓ ... | ૩ | ૦— |
| કુસુમ વાઘેલી અથવા દીકરા કરતાં દીકરી ભલી ... | ૨ | ૮— |
| બાલકનાં ખેલ-પંદર વાર્તાઓનો સંગ્રહ. પાંચ ચિત્રો. ... | ૧ | ૮— |

| | રૂા. | આ. રૂ |
|---|---|---|
| ચંદ્રકળા અથવા ચડતી પડતીનો ચમકારો-રસિક નવલકથા ... | ૨ | ૮—૧ |
| દસ લાખનો હલ્લો-જોરદાર ડીટેકટીવ નવલકથા ... | ૨ | ૦—૧ |
| જીવન સુધારણાનાં સન્માર્ગ-ભા. ૧-૨ સાથે જીવનમાં નવીન ઉત્સાહ, ચૈતન્ય-આનંદ, ઉલ્લાસ-પ્રેરનાર. ફુલ કેલીકો બાઈન્ડીંગ, પૃષ્ટ ૨૪૦ ગ્લેઝ કાગળો. ... ... | ૧ | ૦—૦ |
| તારણહાર-રશિયાનાં મહાન લેખક રેને ફ્યુલોપ મીલરે ગાંધીજીને જગતનાં તારણહારનું સ્થાન શા માટે આપ્યું છે તે સચોટ દલીલોથી ભરપુર પુસ્તક. પૃષ્ટ ૨૨૦, પાકું પુઠું, | ૧ | ૪—૦ |
| રશિયાનાં પત્રો-શ્રી. રવિન્દ્રનાથ ટાગોરે રશિયામાંથી લખેલા પત્રો. જેમાં રશિયાની પ્રમાણિક હકીકતનો સુંદર હેવાલ. | ૧ | ૦—૦ |
| સમાજની વેદીપર-રોમાંચ ખડા કરે તેવા બલીદાનોની કથાઓ... | ૨ | ૦—૧ |
| સંસારની વાતો-સાંસારીક પ્રણયયજ્ઞની અદભૂત વાતો ... | ૨ | ૮—૧ |
| સ્નેહ લક્ષ્મી-સમાજનાં પ્રશ્નોને પ્રેમરસથી ઉકેલતી નવલ કથા | ૩ | ૦—૧ |
| ધીકતો જ્વાળામુખી-આંખના પડદા ચીરી નાખે તેવી નવલ કથા | ૪ | ૮—૨ |
| અંધકાર પર પ્રકાશ— " " " ... | ૨ | ૮—૧ |
| વિશ્વલીલા-શ્રીમંત કુટુંબના સડેલા સંસારનો ચિતાર ... | ૨ | ૦—૧ |
| પ્રાણ કે પ્રતિષ્ટા-ચંદુલાલ વ્યાસકૃત મનોવેધક ડીટેકટીવ નોવેલ | ૪ | ૮—૨ |
| જાગીરદાર— " " " " ... | ૨ | ૮—૧ |
| કપાળ કુંડલા-પ્રેમની ખુમારી-અતિ પ્રિય થઇ પડેલી નોવેલ ... | ૨ | ૮—૧ |
| હઠયોગ (આત્મજ્ઞાન દર્શાવે, પ્રતિજ્ઞામાં મક્કમ રખાવે તેવું).... | ૧ | ૪—૦ |
| રખડેલ અને બીજી વાતો (૧૭ સુંદર વાર્તાઓનો સંગ્રહ. ... | ૨ | ૮—૧ |
| રોગ અને આરોગ્ય-ઉપયોગી સલાહ અને સુચનાઓ. ... | ૧ | ૫—૦ |
| ઇઝી ઇંગ્લીશ ટીચર-અરજી, ચીઠી, પત્રો લખવાની રીતો ... | ૧ | ૮—૦ |
| કુટુંબીનુ કારસ્થાન ભાગ ૧ તથા ૨ દરેક ભાગની. કીં. ... | ૨ | ૮—૧ |
| દીવાની કે શાણી ભાગ ૧ લો. આદર્શ સામાજીક નવલકથા ... | ૪ | ૮—૨ |
| " " ભાગ ૨ જો " " " ... | ૪ | ૮—૨ |
| પ્રતાપસીંહ (સ્કુલ લાયબ્રેરી અને ઇનામ માટે મંજુર. સચિત્ર.) | ૧ | ૪—૦ |
| પ્રભાત પ્રાર્થનામાળા (પ્રાર્થનાના ગીતો, પૃષ્ટ ૪૦૦, પાકું પુઠું) | ૨ | ૦—૧ |
| પ્રેમનું પરિણામ (સત્ય ઘટનાં ઉપરથી રચેલી અદભૂત નવલકથા) | ૨ | ૦—૧ |
| મૃગજળ (પ્રો. બેઈનની રસઝરતી નવલકથા) ... | ૧ | ૮—૦ |
| મોન્ટેસરી અને કીન્ડરગાર્ટન (બાલ શીક્ષણ માટે ઉપયોગી ... | ૧ | ૮—૦ |
| મધુરી અથવા પ્રેમઘેલી પ્રેમદા-પાકું પુઠું. પૃષ્ટ ૬૦૦. ... | ૩ | ૦—૧ |
| મૃણાલીની (સચિત્ર અદભુત નવલકથા, પાના ૨૦૮, પાકું પુઠું) | ૨ | ૦—૦ |
| રૂઠીરાણી અને એક બંગ મહિલાની આત્મકથા. ... | ૨ | ૮—૧ |

રૂા. આ. રૂા, આ

વામી-મરાઠા અને પેશ્વાઈ શૌર્યતાની તણુખા ઝરતી કથા ૦ ૧૨—૦ ૬

ાર-નીચલા થરની તદન નગ્નસત્ય વાતો. ... ૦ ૧૦—૦ ૬

ારો „ „ „ „ „ ... ૦ ૧૦—૦ ૬

ના બોલ-ભગવાન બુદ્ધનાં સમયની અલૌકીક ૧૮ વાર્તાઓ ૧ ૪—૦ ૬

ાસ (રાણી મહારાણીઓનાં જબ્બર કારસ્થાને) ... ૦ ૧૪—૦ ૬

ચીન યાને કપટીના કારસ્થાન (અદ્ભુત નવલકથા. પૃષ્ટ ૩૦૦.) ૩ ૦—૧ ૬

ેકલા યાને ચૌરપંચાશિકા (મઘમઘતી પ્રણય નવલકથા, પુષ્કળ ચિત્રો. સળંગ સોનેરી બાઇન્ડીંગ એન્ટીક કાગળો.) ૨ ૦—૧ ૬

ાકોની માવજત-દરેકે દરેકને ઘરમાં રાખવા લાયક. ... ૨ ૦—૧ ૬

ાતાની કામ અને ભેદી ભગવાન-અતિ ઉત્તમ રસીલી સામાજીક વાર્તા પૃષ્ઠ ૫૦૦, પાકુ સોનેરી બાઇન્ડીંગ ... ૩ ૦—૧ ૬

નું જીગર યા માતા કે રાક્ષસી-માતૃપ્રેમની અજબ કહાણી... ૧ ૮—૦ ૧૨

ફરી લુટારો (ધનશંકર ત્રીપાઠી કૃત-સચિત્ર ડીટેકટીવ નવલકથા) ૧ ૦—૦ ૧૨

ચીકીત્સાસીંધુ-આયુર્વેદીક, યુનાની, હોમીઓપેથીકને લગતું ૧ ૮—૦ ૧

ાતિને પંથે-સમાજ અને દેશપ્રત્યેની ફરજોનું ભાન કરાવે છે, ૧ ૧—૦ ૧

માજીક ક્રાંતી-જીવન પલટો કરી નાખે તેવી નવલિકાઓ ... ૧ ૮—૦ ૧

મતા પંખી (સનતકુમારવીણની અતિ વખણાયલી નવલકથા) ૩ ૮—૧

ન જ્યોતિષી યાને ધનવિજય-વર્ષાફળ તથા દરેક જાતનાં વેપારની તેજી મંદીના અટપટા પ્રશ્નોનો સરળ ખુલાશો કરે છે. ૧ ૦—૦

ક લાખનું ઇનામ અને બીજી વાતો (ડીટેકટીવ ટુંકીવાર્તાઓ) ૦ ૮—૦

રુ ગોવિંદ સિંહ અથવા ધુરંધર ધર્મ સમ્રાટ ... ... ૨ ૦—૧

ર વેરાગી અથવા બંદા બ્હાદુર-સોનેરી બાઇન્ડીંગ પૃષ્ઠ ૪૦૦ ૨ ૦—૧

ન્દુ સંગઠન-સ્વામી શ્રદ્ધાનંદજીનાં પુસ્તકનો અનુવાદ. ... ૧ ૮—૧

લ વિધવા કલ્યાણી અથવા રાજા કે રાક્ષસ .... ... ૩ ૦—૨

છની પદ્મીની અથવા પુંઅરો અને રાજેં. પાકુ પુંઠુ પૃષ્ઠ ૪૫૦ ૩ ૦—૨

પતિ શાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર. ૨ ૦—૧

ૌભાગ્ય રાત્રી અથવા વહુરાણીને શીખામણ:-ભા. ૧ તથા ૨ સ્ત્રી ઉપયોગી એકે એક બાબતો અને અનેક જાતના વિષયોને ઘણીજ સરળતાથી ચર્ચ્યા છે. ૨૦ ચીત્રો. દરેક પુસ્તકમા ૨૭૫ પાના, ઉંચા સફેદ કાગળો. કીં. દરેક ભાગની રૂ. બે, બન્નેનાં રૂ. ૪ ૦—૩

---

Reg. No. B. 1785

૧૯૯૯  માગશર



# પાટીદાર



વર્ષ ૨૦  અંક ૨

... પણ પ્રાચીન સંસ્કૃતિને હાંસેલી મૂકવામાં આવી છે અને પરીક્ષાઓ પાસ કરવાની ગીલ આપણી પાસે ચલાવાય છે; અને તે પણ કંઇ શીખવાને માટે નહિ, પણ અંગ્રેજીમાં ચાલતા કારભારમાં નોકરી કરવાને અમે લાયક થયા છીએ એવી જાહેરાત કરવાને માટે. આપણી કેળવણી પામેલી પ્રજા એ કંઇ સંસ્કારી પ્રજા નથી, પણ લાયકાત પામેલી ઉમેદવાર પ્રજા છે. પણ ઉમેદવારોની સંખ્યાના પ્રમાણમાં તેમને માટેની જગાઓ ધીરે ધીરે ઓછી થતી જાય છે, અને પરિણામે તેમનામાં અસંતોષ વધતો જાય છે. પરિણામે, આ સ્થિતિ-ઉત્પન્ન કરનાર પુરુષો જ તેમની પદ્ધતિનો ભોગ થઇ પડેલાઓનો દોષ કાઢે છે. માનવસ્વભાવની કુટિલતા આવી છે; જેને તેણે હાનિ કરી છે તેના તરફ તે દોષદૃષ્ટિએ જુએ છે.

(Creative Unity, પૃષ્ઠ ૧૮૦) કવિવર રવીન્દ્રનાથ



 

તન્ત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ
વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ





૧. નામ પ્રકટ નહિ કરતા એક ભાઇએ રૂા. ૧૦, દિલ્હીથી મેસર્સ મણિભાઇ એન્ડ બ્રધર્સે રૂા. ૧૦, બોરસદથી ભાઇ કાન્તિલાલ ભાઇલાલભાઇ પટેલે રૂા. ૩ અને મલાતજથી ભાઇ દેસાઇભાઇ આઇ. પટેલે રૂા ૨ 'પાટીદાર'માં આવતી ખોટ પૂરવાના ફંડમાં મોકલ્યા છે. તે ઉપકાર સાથે સ્વીકારું છું.

૨. કંપાલાના ગ્રાહકોનાં લવાજમ વસુલ કરી મોકલવાનું કામ અસ્તવ્યસ્ત થઇ ગયું હતું. પણ તે સ્થિતિનો નિકાલ કરવા માટે સહાનુભૂતિ દાખવી એ કામ ભાઇ સોમાભાઇ પટેલે ઉપાડી દીધું છે. માટે કંપાલાના ગ્રાહક ભાઇઓ "ભાઇ સોમાભાઇ આર. પટેલ, C/o મેસર્સ લેસ્લી એન્ડ એન્ડર્સન, લી., કંપાલા," એ ઠેકાણે પહોંચાડશે એમ આશા રાખું છું. કોઇ ગ્રાહક ભાઇ ભાઇ સોમાભાઇને લવાજમ વસુલ કરવા ધક્કા ન ખવરાવે અને પોતેજ તેમને પોતાનુ લવાજમ પહોંચાડી દે એમ આશા રાખું છું. કંપાલાની આજુબાજુના પ્રદેશના જે ગ્રાહક ભાઇઓને અનુકૂળ હોય તે પણ એ ભાઇને પોતાનું લવાજમ પહોંચાડી દે

૩. કાગળની એક જ બાજુએ જે લેખો હશે તે જ સ્વીકારવામાં આવશે, એવી સખ્ત સૂચના છાપખાના તરફથી થઇ છે, તેથી કાગળની બે બાજુ લખેલા લેખ સ્વીકારવામાં નહિ આવે

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ઉમિયાશંકર જીવણલાલ ઠાકરે છાપ્યું અને લીલાવતીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૧૧:'૪૨.

### લેખકોને

એક ગ્રાહક લખી મોકલે છે કે "'પાટીદાર'માં પેમલા-પેમલીની વાતો આવે તેના કરતાં કંઇક હિતવિષયના લેખો આવે એવું કરો." બનતા સુધી તો જ્ઞાતિહિતના હિતધ્યેય વિનાની વાતો હું 'પાટીદાર'માં લેતો જ નથી. જે વાતો આવે છે, તે પેમલા-પેમલીની નથી જ, કંઇ હિતધ્યેયની હોય છે, એમ માનું છું. લોક વાર્તાઓ વાંચવા તરફ વધુ આકર્ષાય છે અને તેથી જ ધર્મશાસ્ત્રો મનાતાં પુસ્તકોમાં પણ મુખ્યત્વે કથાઓ હોય છે. પણ વાર્તાઓ એકલીથી જ આપણાં હિતધ્યેયોની સ્પષ્ટતા ન થઇ શકે એ પણ સાચી વાત છે. માટે આપણા ઉદ્ધારને માટે મુખ્ય મુખ્ય પ્રશ્નો લેઇ તેને વિષે અનેક દૃષ્ટિએ ચર્ચા કરવી એ ઇષ્ટ છે એમ આપણા લેખકોએ સમજવું ઘટે. પણ ખેદની એક વાત તો એ છે કે ચર્ચાત્મક લેખો લખવામાં જેની શક્તિ સારી છે એ તો જ્ઞાતિહિતથી અને સમાજહિતથી હાથ ધોઇ બેઠા છે તેમને તો જ્ઞાતિ- અને સમાજ-હિત વિષે કશીયે પડી નથી અને તેથી આમણે તો કલમ સાથે ઘસી મેજ ઉપર મૂકી દીધી છે. ત્યારે છે એ લેખકોએ પોતાનો ધર્મ રૂડી રીતે બજાવવો રહ્યો. તેઓ પોતાનો એ ધર્મ બજાવશે જ, એવી આશા હું છોડી શકતો નથી.

---



---

---

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૯<br>વર્ષ ૨૩ | આણંદ | માગશર<br>અંક ૨ |
| --- | --- | --- |

## પાટીદાર જ્ઞાતિ

પાટીદાર જ્ઞાતિની વસતિ ખાસ કરીને મુંબઇ ઇલાકામાં વધારે છે. પાટીદારનો કેટલોક ભાગ પશ્ચિમ ખાનદેશ તથા નાશક જિલ્લામાં પણ વર્ષોથી વસેલો છે. પાટીદારમાં મુખ્ય ત્રણ ભાગ છેઃ કડવા, લેઉવા, તથા મતિયા.

કડવા પાટીદાર–લાલ તથા કાળા ચુડાવાળા. બંનેના રીતરિવાજ સરખા જ હોય છે. પરંતુ કડવા પાટીદારના રીતરિવાજ લેઉવા પાટીદારથી જુદા હોય છે. કેટલાક કડવા પાટીદાર લગ્નમાં સાટાં કરે છે, એટલે કે કન્યાપક્ષને કન્યા આપીને વરપક્ષ કન્યા મેળવે છે. સ્ત્રી વિધવા થતાં અથવા છૂટાછેડા (ફારગતી) લેતાં પુનર્લગ્ન કરી શકે છે. આ રિવાજ બ્રાહ્મણ, વાણીઆ, અનાવિલ તથા ઉચ્ચ ગણાતા લેઉવા પાટીદારમાં નિષિદ્ધ છે. સ્વાનુભવથી જણાય છે કે કડવા પાટીદાર જ્ઞાતિ એકંદરે માયાળુ છે. લાલચુડાવાળા કડવા પાટીદાર વિશેષ મહેનતુ તથા માયાળુ ગણાય છે.

લેઉવા પાટીદાર જ્ઞાતિમાં વરવિક્રયનો અનિષ્ટ રિવાજ અત્યાર સુધી અસ્તિત્વમાં છે. પણ હાલમાં સુધારક વિચારવાળા ગૃહસ્થોની કાર્યશીલતાથી આ રિવાજ અમુક અંશે નાબુદ થતો જાય છે. લેઉવા પાટીદારોમાં ખેડા જિલ્લાના કણબી તથા સુરત અને નવસારી જિલ્લાના કણબીમાં સ્ત્રી પુનર્લગ્ન થઇ શકે છે, પરંતુ ઉચ્ચ દરજ્જાના લેઉવા પાટીદારોમાં આ રિવાજ અમાન્ય તથા અનુચિત ગણાય છે.

ખેડા, સુરત, નવસારી, ભરૂચ તથા અમદાવાદ અને વડોદરા જિલ્લાના પાટીદારો દેશપરદેશમાં ધંધાર્થે મોટા પ્રમાણમાં ગયેલા છે.

મતિયા પાટીદારમાં, મારી જાણ પ્રમાણે, બાળકને જન્મપ્રસંગે રડવાનો તથા માણસને મરણસમયે હસવાનો રિવાજ છે. સુરત તથા નવસારી જિલ્લાની પાટીદાર સ્ત્રીઓ સાલ્લાને કાછડો વાળીને પહેરે છે. ભરૂચ, વડોદરા, ખેડા તથા અમદાવાદ જિલ્લાની પાટીદાર સ્ત્રીઓ છુટ્ટા સાલ્લા પહેરે છે. લગ્નમરણના ખર્ચોમાં ચરોતરના ૭ તથા બાર ગામના પાટીદારો એક બીજાથી ચઢે તેમ હરિફાઈ કરે છે. સુરત જિલ્લામાં લગ્નમરણનાં ખર્ચ થાય છે, પણ ઘણા ઓછા પ્રમાણમાં તે ખર્ચ કરવામાં આવે છે. કેટલીક જગાએ તો બારમાં વગેરે અનિષ્ટ પ્રથા મહંતર બંધ થઈ છે.

ડીસ્પેન્સરી,
કોસાડ, જિલ્લે સુરત } પુષ્પાવતી શાન્તિલાલ અમીન

---

## સ્વચ્છતાની બીજી બાજુ

**રમણીય** સંધ્યા સ્વચ્છ આકાશમાં ઊતરતી જતી હતી હું અને મારો મિત્ર કામથી સહેજ નિવૃત્તિ થતાં નિર્દોષ વાર્તાલાપ કરી રહ્યાં હતાં, એટલામાંજ બહારથી આવનાર આગંતુકે પૂછ્યું : "...ભાઈ, છો કે?"

"હા, આવો." એમ કહીને હું અને મારા મિત્ર બન્નેએ ઊઠીને આગંતુકને આવકાર્યા.

આવનાર ભાઈ શિક્ષક હતા. તેઓ પોતાનું કામ પરવારી રજા લેઈને ઊઠ્યા અને ગયા. તેઓ ગયા, પણ અમારે માટે એક ચર્ચાનો વિષય મૂકતા ગયા.

"એમનાં કપડાં આટલાં બધાં ગંદાં કેમ છે?" મારા મિત્રે પોતાના ઉતાવળીઆ સ્વભાવને વશવર્તીને, હજુ તો પેલા ભાઈ પૂરા દેખાતા બંધ થયા નથી તે પહેલાંજ, પૂછ્યું. અને રખે તેઓ સાંભળી ગયા હોય તે બદલ મુખભાવ વડે સહેજ દિલગીરી પણ વ્યક્ત કરી.

મારા આ મિત્રને સ્વચ્છતા માટે ખાસ ચીવટ છે. તેમને અસ્વચ્છતા માટે સૂગ છે. હું પણ સ્વચ્છતાપ્રિય તો છું જ, છતાં અમારા વિચારોમાં કંઈક ભેદ છે. એકજ પંથના પ્રવાસીઓમાં—સમાન ધ્યેયલક્ષી હોવા છતાં—ન સમજાય તેવો ભેદ અનેકવાર હોય છે. તેવોજ આ અમારો ભેદ છે.

મિત્રના જવાબમાં મેં જણાવ્યું: "તેઓમાં સ્વચ્છતાની ખામી છે એટલું જ, બાકી બીજી રીતે તઓ ઘણા સારા છે. આપણે પોતાના દોષ પ્રત્યે અને

પારકાના ગુણ પ્રત્યે નજર કરી ધરે એને તેજ સંસ્કારિતાની નિશાની છે— જીવનસાધનાનું પ્રથમ પગથીઉં છે.

"તેઓની આર્થિક સ્થિતિ નબળી છે. ટૂંક પગાર એ જ એક તેમના બહોળા કુટુંબના આધારરૂપ છે, અને તેમને નોકરી ઉપરાંત બીજાં પણ કેટલાંક કામ કરવાનાં છે. એટલે તમો ઇચ્છો તેવી સ્વચ્છતા એમનાથી ન જળવાય, તેથી એ બિચારા એમના એ નિર્દોષ ગુના બદલ ક્ષમાપાત્ર ગણાય."

"તો શું નવરા, માણસોજ સ્વચ્છતા જાળવી શકતા હશે?" મારા મિત્રે મારા આ વિચારો માટે, સહાનુભૂતિયુક્ત વિચારો કરવાને બદલે, ચર્ચામાં ઊતરવા ખાતર દલીલ કરી અને પછી તો મેં પણ દલીલના જવાબ આપવા માંડ્યા.

"એવું ખાસ નથી, પણ નવરા, શ્રીમંત, પગારથી અને સત્તાવાળાઓ જેકે સહેલાઇથી સ્વચ્છતા જાળવી શકે છે, પણ મારે મતે એ સ્વચ્છતામાં એની એક બીજી દૃષ્ટિની જે અક્ષમ્ય ખામી છે તે મને સાલે છે. ગરીબોને ભોગે જળવાએલી સ્વચ્છતા એ પવિત્ર સ્વચ્છતા તો નથી જ. એના કરતાં મેલો ગંદો પણ સ્વાશ્રયી ગરીબ ઘણો સારો. આપણી સ્વચ્છતા જાળવવા માટે આપણે પાંગળા થઇ બીજાની ઉપર ભારરૂપ થવું પડે એથી તો બહેતર છે કે આપણે ગંદા રહીએ.

"'સ્વચ્છતા એ પ્રભુતા છે' એ ખોટું નથી, પણ જેની પાછળ જાતમહેનત હોય, કંઇ લુચ્ચાઇ લફંગાઇ ન હોય, દાનત કોઇ પણ રીતે હરામ ન થઇ હોય, સમાજના અન્યાયી વ્યવસ્થાના ઓથા પાછળ લપાઇને ન્યાયપુરઃસર હોવાનો અંચળો ઓઢ્યો ન હોય, એવી સ્વચ્છતાની જ મારે મન કિંમત છે. બાકી સ્વચ્છ રસ્તાઓ બનાવવા માટે ગરીબોના ટૂકડા ઝૂંટવીને ઊભી કરેલી મૂડી વપરાતી હોય, એનાં બાંધકામો પાછળ કેટલાંય અનીતિ અને અત્યાચારો લપાયાં છુપાયાં હોય, કંઇ કંઇ કાવાદાવા થયા હોય અને કેટલાય અન્યાયો થયા હોય, તો એના કરતાં ભલે ગંદોગોબરો, પણ નિર્દોષ એવો રસ્તો શો ખોટો છે?

"કેટલાય નિર્દોષનાં જીવનધન લૂંટી, અનેક છળપ્રપંચો કરી અને કેટલાય અન્યાયભર્યા અત્યાચારો આદરી તૈયાર કરાતા સુંદર અને રૂપાળા મીલકાપડ કરતાં ગંદીગોબરી, પણ નરી નિર્દોષતાથી ઉભરાતી, જાતમહેનતે તૈયાર થતી ખાદી ખરબચડી હોય તોપણ હજાર દરજ્જે ઉત્તમ છે.

"શ્રીમંતો, અમલદારો અને રાજામહારાજાઓ સ્વચ્છતા જાળવી શકે છે. પરંતુ તેમની એ સ્વચ્છતા પાછળ જે અન્યાય, અત્યાચાર અને અનીતિ

પ્રવર્તતાં હોય તો એના કરતાં અસ્વચ્છ પણ નિર્દોષ જીવન શાં ખોટાં છે?"

આટલી દલીલને અંતે તે ભાઈએ કબૂલ કર્યું કે આ જાતની સ્વચ્છતા નિંદ્ય છે અને સ્વચ્છતામાં જાતમહેનતની આવશ્યકતા છે; નિર્દોષતાભરી સ્વચ્છતાની જરૂર છે.

"ત્યારે તમે તમારાં કામો કેમ કોઈની પાસે કરાવો છો?" મિત્રે હવે અંગત બાબતોમાં ઊતરવા માંડ્યું. "હવે હું ...ને તમારું કામ કરવાની ના પાડીશ અને પછી જોઈશ, તમો કેમ જાતમહેનત કરી શકો છો તે?"

"મારી એ ખામી મારી એ અધૂરી કેળવણીની નિશાની છે, જે મને સદા સાલે છે અને સાલશે; પણ તેથી જાતમહેનતની આવશ્યકતા નાસાબિત નથી થતી." પેલા આવનાર પ્રત્યે સહાનુભૂતિ વ્યક્ત કરવાને ઇરાદે મેં આ પ્રમાણે દલીલ કરી.

"એ તો ઠીક, પણ મફતનું પાણી વાપરી સ્વચ્છ રહેવું એમાં ગરીબાઈ ક્યાં આડે આવે છે?" મારા વિદ્વાન મિત્રે તર્કશુદ્ધ બીજી દલીલ રજૂ કરી.

"ગરીબોને ઘણાં કામ હોય, અનેકવિધ ચિંતાઓ હોય, એટલે તેઓમાં આપણે ઇચ્છીએ તેવી સ્વચ્છતા ન પણ હોય. છતાં તેઓની અસ્વચ્છતા માટે સમાજનો ઉપલો થર જેટલો જવાબદાર છે, તેટલો એ થર પોતે જવાબદાર નથી. આ ગરીબ દેશમાં બદલવાના બીજા વસ્ત્રને અભાવે ઘણાંને નાહવાની ઇચ્છા છતાં નાહી શકતાં નથી, એક જ વસ્ત્ર ફાટતાં સુધી જ નહિ, થીંગડાં ઉપર થીંગડાં માર્યા છતાં ચીંથરેહાલ થતા સુધી લાજ ઢાંકવા માટે જ પહેરવું પડે છે. આવી સ્થિતિમાં સ્વચ્છતાની વાત શી! સ્વચ્છતા એ તો એક સ્થિતિસંસ્કાર છે અને તે અમુક સ્થિતિ બાદ વિચારવાનો વિષય છે. હાલ તો આ ગરીબ દેશ માટે ભૂખમરો ટાળવાનો જ એક મહાન પ્રશ્ન મોં વિકાસી ઊભો છે, તેનો જ પ્રથમ વિચાર થવાની જરૂર છે. પેટનો ખાડો પુરાયા બાદ જ સંસ્કારોનું સિંચન થઈ શકે, અસ્વચ્છ રહેતા માણસો માટે આપણે સહાનુભૂતિ કેળવવી જોઈએ અને એ જ એક રીતે આપણે તેમને એ સંસ્કાર આપવો જોઈએ.

"આપણે સ્વચ્છતાને નકારી શકવાના જ નથી, પણ અસ્વચ્છતા પ્રત્યે નફરત કરવી એ ઇન્સાનિયત નથી, હેવાનિયત છે; એ માણસાઈનું ચિહ્ન નથી જ. અસ્વચ્છના પાછળનું રહસ્ય શોધી તેમાં સહેજ ઊંડા ઊતરી તે પ્રત્યે સહિષ્ણુતા કેળવવાની જરૂર છે. સ્વચ્છતા એ પસંદ કરવા જેવી વસ્તુ છે, પરંતુ પવિત્રતામય સ્વચ્છતા એ તો પૂજવા યોગ્ય છે.

એજ સ્વચ્છતામાં પ્રભુતાનો વાસ છે. દુષિત સ્વચ્છતા એ તો શેતાનનું ધામ છે. એના કરતાં તો ગંદાગોબરા દરિદ્રનારાયણને જ આપણે પૂજનીય ગણવો જોઇએ. પવિત્રતામય સ્વચ્છતાવાળું જ જીવનસુમન ખીલશે અને ફોરશે.

"બાહ્ય સ્વચ્છતા એ આન્તરિક સ્વચ્છતાની નિશાની નથી શું?"

"છે, પણ બાહ્ય સ્વચ્છતાવાળાં હમેશાં આંતરિક સ્વચ્છતા જાળવતાં હોય એમ બનતું નથી, માટે આન્તરિક સ્વચ્છતા એ વધારે મહત્ત્વની વસ્તુ છે."

મુ. ગવાસદ — સોનાબેન શંકરભાઇ પટેલ

---*---

## ભાઇબેન

"પટેલ આવ્યા, બાપુજી!" નાની બેબી બોલી.

શારદાબેને તથા કાન્તિલાલે બેબીને બોલતા સાંભળી બહાર આવી જોયું તો ચિન્તામણિ પટેલ આવતા હતા. ચિન્તામણિ એમના જમાઇ થાય, કાન્તિલાલે પોતાની પુત્રી સુભદ્રાનાં લગ્ન ચિન્તામણિ સાથે કર્યાં હતાં. જમાઇને દૂરથી આવતા જોઇને તેમના દિલમાં ખૂબ હર્ષ થવા લાગ્યો. શારદાબેન પણ પોતાના જમાઇને જોવા તલપાપડ થવા લાગ્યાં, કારણ કે ચિન્તામણિ પહેલી જ વખત સાસરીમાં આવતો હતો.

"કેમ, ચિન્તામણિ પટેલ!" શારદાબેને આવકાર આપતાં કહ્યું.

"સારૂં શારદામા, જય જય બાપુજી!" સાસુસસરાને સંબોધતાં પટેલ બોલ્યા.

"કેમ અચાનક જ! કંઇ કાગળપત્ર લખ્યા વિના જ! પત્ર તો લખવો હતો, તો સ્ટેશને સામો માણસ આવત." કાન્તિલાલ બોલ્યા.

"આ તો વસો જાનમાં ગયો હતો, ત્યારે મનમાં થયું કે લાવ ને મળતો જાઉં, એ હિસાબે વળતાં સોજીત્રા ઊતર્યો." ચિન્તામણિએ અચાનક આવવાનું કારણ દર્શાવ્યું.

"ચાલો, સારૂં થયું. તમારા આવ્યાથી અમને ખૂબ આનંદ થયો." સસરા બોલ્યા.

સૌ ઘરમાં ગયાં. હીંચકા ઉપર ગોદડું બિછાવીને પટેલને સ્થાન આપ્યું, પાણી આપ્યું. ચિન્તામણિએ હાથપગ ધોયા અને પછી ગોદડા ઉપર બેઠો. એટલામાં જ તેનો મોટો સાળો રમેશભાઇ આવી પહોંચ્યો. પટેલને દેખતાં જ અચાનક બોલી ઊઠયો: "ઓહ! ચિન્તામણિ પટેલ, એકદમ જ ક્યાંથી પધાર્યા?"

"અરે, તમારી ખબર લેવા નેસ્તો. આપ ક્યાં ફર્યા કરો છો?"

"યુવકમંડળની સભામાં ગયો હતો. આજે સંરક્ષણદળની યોજના કરવા સારૂ સભા ભળવાની હતી, ત્યાં ગયો હતો." રમેશભાઈએ જણાવ્યું.

રમેશભાઈએ ચંપલ કાઢી. હાથપગ ધોઈ, પવનથી વિખરાએલા વાળને કાંસકાથી ઠીક ઠીક સમારી, રૂમાલથી મોં સાફ કરી બહાર આવી હીંચકા ઉપર પટેલની સાથે આસન લીધું. કુશળતાની વાતોચીતો કરી તથા ખબરઅંતર પૂછી. પછી આનંદની ભિન્ન ભિન્ન વાતો સાળોબનેવી કરવા લાગ્યા. પરસ્પર સ્મિતહાસ્યની અને ચર્ચાઓની પરંપરા ચલાવવા લાગ્યા. આમ લગભગ અડધોએક કલાક વાતો કર્યા પછી રમેશભાઈએ બૂમ પાડી: "જમવાનું તૈયાર થયું છે કે, શારદાબા?"

"હા રમેશ, ચાલો તમારી થાળીઓ પીરસું." રસોડામાંથી શારદાબા બોલ્યાં.

"બાપુજી ક્યાં ગયા છે?" રમેશભાઈએ પૂછ્યું.

"એ ઓફિસમાં ગયા છે, એ તો આવશે, તમે બંને જમી લો ને."

"સારૂં, પીરસો ત્યારે, અમે આવીએ." રમેશભાઈ બોલ્યા.

"સુભદ્રા, ઊઠ જોઈએ, પાટલા-લોટા કર જોઈએ." શારદાબાએ કહ્યું.

સુભદ્રાએ પાટલા મૂકી લોટા ભર્યા. હમણાં તે બે આણાં સાસરે રહીને ગામમાં કુટુંબીઓના લગ્નપ્રસંગોમાં હાજરી આપવા પિયેર આવી હતી. પોતાના પતિ જાનોમાંથી ફરતા ફરતા આવવાના હતા, તે એ જાણતી હતી, કારણ કે તેના ઉપર બેચાર દિવસ અગાઉ પત્ર આવ્યો હતો. છતાં પણ મૌન સેવતી એ મનમાં થનગનાટ અનુભવતી હતી. થાળીઓ પિરસાતાં સાળો બનેવી જમવા બેસી ગયા અને જમ્યા.

જમીપરવારીને બપોરના તાપમાં નિરાંતે માળ ઉપર જઈને આરામ લીધો. મીઠી ઊંઘ લીધી, અને સાંજે ઠંડો પહોર થતાં સુસ્તી ઉડાડી દેઈ ગામમાં કે ગામની બહાર ફરવા જવા સારૂ તૈયાર થયા. રમેશભાઈએ નોકર પાસે ઘોડાનો સાજ તૈયાર કરાવી ચિન્તામણિને કહ્યું: "પટેલ, ઘોડેસ્વારી આવડે છે કે? આવડતું હોય તો સાજ તૈયાર કરાવ્યો છે."

"આવડતું તો નથી, રમેશભાઈ, પણ શીખીશું તો ખરા." ચિન્તામણિ બોલ્યો.

"ચાલો ત્યારે તમે ઘોડો લેઈને ગામની ભાગોળ તરફ ફરવા નીકળો. મારે લાઇબ્રેરીમાં જવું છે, કારણ કે હમણાં હું લાઇબ્રેરિયન તરીકે કામ કરૂં છું. હું પણ તમારી સાથે જ છું. લાઇબ્રેરી આગળથી તમે આગળ ફરવા જજો

અને હું લાઇબ્રેરીમાં જઇશ." રમેશભાઇએ ચિન્તામણિને તૈયાર કરતાં કહ્યું.

ચિન્તામણિ ઘોડા ઉપર તથા રમેશભાઇ ચાલતા તૈયાર થયા. ધીમે ધીમે ચાલવા માંડ્યું. લાઇબ્રેરીથી બન્ને જણ છૂટા પડ્યા. ચિન્તામણિ ઘોડા ઉપર ભાગોળે ગયો. ભાગોળેથી ઘોડાને સહેજ રવાલથી ચાલવા દીધો. પ્રાયલ દોઢ ગાઇલની મજલ કરી આવ્યો. પાછા ફરતાં સૂર્યાસ્ત થઇ ગયો હતો, સહેજ સહેજ અંધકાર છવાયો હતો. ગામના માનવીઓ ગામ તરફ પગ માંડી રહ્યા હતા. આ વખતે ચિન્તામણિ ઘોડા ઉપર આવતો હતો. ઘોડો ચાલતો ચાલતો ભૂતનાથ મહાદેવ પાસે આવ્યો. મહાદેવ પાસેના વડ નીચે બેઠેલા એક જટાધારી બાવાને જોઇ ઘોડો ભડક્યો, અંધારામાં કાળી જટા જોઇને ઘોડો એકદમ ચમક્યો. ચિંતામણિને પીઠ ઉપરથી ભોંય ઉપર પટકી દેઇ ઘોડો પલાયન થઇ ગયો. ચિન્તામણિ બેશુદ્ધ બની ગયો, તેનો દેહ બેભાન અવસ્થામાં ત્યાં પડ્યો.

ભૂતનાથ મહાદેવને દર્શનેથી પાછા ફરતાં કેટલાય માણસોમાંથી કોઇની નજર એ બેશુદ્ધ માનવી તરફ ન ગઇ. છેવટે મોડે મોડે પણ મહાદેવનાં દર્શન કરીને ઉતાવળે પગલે પાછી ફરતી સૌરભાની નજર તે તરફ ગઇ.

હળવે પગલે અને ખચકાતે હૃદયે સૌરભા એ યુવકના બેશુદ્ધ દેહ પાસે જઇને ઊભી. ક્ષણ માટે તો તે પણ શૂન્યવત્ ઊભી રહી અને ઊંડા વિચારમાં પડી, મનમાં કાંઇક વિચાર્યું અને માર્ગ સૂઝતો હોય તેમ જરા સ્વસ્થ બની. એકદમ ભોંય ઉપર બેસી ગઇ.

યુવકનું મસ્તક ખોળામાં લીધું. મોંઢા પર ચોંટી ગએલી ધૂળને સાડીના પાલવ વડે સાફ કરી, પરમેશ્વરની સાક્ષીએ ગણગણી: "પ્રભુ! ભાઇબેનને સંબંધે આ યુવકનો સ્પર્શ કરૂં છું."

આટલું બોલીને ખૂબ શાન્તિથી પોતાની પાસે જે લોટો હતો, તેમાં મંદિરેથી વળનાં રહેવા દીધેલા પાણીમાં પોતાની સાડીનો પાલવ ભીંજાવ્યો ને તેની આંખો ઉપર મૂક્યો. તેના કપાળ ઉપર પાણીની ધાર કરી. ધીમે ધીમે ચિન્તામણિને ઠંડક લાગી. તેનો દેહ સળવળ્યો.

હજુ પૂર્ણ શુદ્ધિ આવી નહિ. સૌરભાએ ધીરજપૂર્વક સાડીના પાલવને ભીંજવી ભીંજવીને ચિન્તામણિની આંખોને અને માથાને ઠંડક આપવા માંડી. છેવટે ચિન્તામણિ સ્વસ્થ બન્યો, તેના દેહમાં શુદ્ધિ આવી તેની આંખ ઉઘડી. જુએ છે તો સામે એક યુવાન બાળા!

સૌરભા ઊભી થઇ ગઇ. ચિન્તામણિ કિંમૂઢ બની ગયો. ભાનમાં આવીને તે યુવતીને સંબોધીને તેણે પૂછ્યું: "કોણ છે, તું બાળા?"

"હું તમારી બેન, ભાઇ!" સૌરભા બોલી.

"શું મારી બેન! તારૂં નામ?" ચિન્તામણિએ પૂછ્યું.

"સૌરભા..." એટલું જ બોલીને તે ખૂબ જ ત્વરિત ગતિથી ચાલતી થઇ ગઇ. ચિન્તામણિ અંધારામાં જોઇ પણ ન શકયો કે એ યુવતી કઇ તરફ ચાલી ગઇ!

ચિન્તામણિ ઘર તરફ ચાલ્યો. ઘોડો ધર્મશાળા પાસેના પાણીના હવાડા ઉપર પાણી પીતો હતો. ધીમે રહીને બચકારતાં બચકારતાં તેની નજીક તે ગયો. અને સવાર થઇ ગયો. ઝડપથી ઘેર આવ્યો. ઘેર આવતાં તો પૂછપરછ શરૂ થઇ ગઇ.

"હેં પટેલ, બહુ દૂર ફરી આવ્યા ને!"

"હા, ઠીક લાગ્યું અને પવન હતો એટલે દૂર સુધી ફરી આવ્યો." ટૂંકમાં કહ્યું.

ચિન્તામણિની નજર સામે પેલી યુવતીની મૂર્તિ જણાતી હતી. તેને એ એકજ વ્યકિત ચિત્રપટની જેમ આંખો સામે દર્શન આપતી હતી અને મનમાં તેનો આબેહુબ ચિતાર પરિભ્રમણ કરતો હતો.

એનાં વસ્ત્રોમાં શુદ્ધ ખાદીની શ્વેત સાડી અને કબજો; એનો સાદો અને શણગાર રહિત દેહ એનાં પ્રેમાળ નયનો, વાણીનું માધુર્ય અને નામ તેવા ગુણના જેવી અગર સ્મૃતિ ચિન્તામણિને વિચારમગ્ન કરતી હતી. ચિન્તામણિની આંખો એ વ્યકિતની શોધ કરતી ફરતી હતી. ફકત એકજ મુલાકાત કરીને ભાઇબેનના પવિત્ર કરારથી બધાવા એનું હૈયું તલસાટ કરતું હતું. વૈજ્ઞાનિકના જેવી એની નજર ચોતરફ એને શોધ્યા કરતી હતી।

બીજે દિવસે ચિન્તામણિએ એક વ્યકિત નિહાળી. આબેહુબ એજ સૌરભા, એજ પહેરવેશ, એજ છટા અને એજ સ્મૃતિનું બીબું! બસ, એને ઓળખી લીધી એનું ઘર કયાં છે તેની ખાત્રી કરી લીધી.

સૌરભા અને સુભદ્રા બે સાહેલીઓ હતી. સુભદ્રાના ફળિયામાં જ સૌરભાનું ઘર હતું. બંને સગીબેનોની જેમ રહેતી હતી. ફકત તફાવત એટલો જ હતો કે સૌરભા કુંવારી હતી.

સંપૂર્ણ બાતમી મળ્યા પછી ચિન્તામણિ સૌરભાને ઘેર ગયો. ભાઇબેનના પવિત્ર કરારથી પ્રભુની સાક્ષીએ સંબંધ બાંધ્યો. બંને જણ ધર્મનાં ભાઇબેન થયાં. ચિન્તામણિ રોજ સૌરભાને ત્યાં બેસવા જતો. બેન સાથે ભાઇ ખૂબ નિર્દોષતાથી આનંદની વાતો કરતો. બંને જણ આવી રીતે આનંદ અનુભવતાં.

સૌરભાને વાંધ ન હતો, પણ ચિન્તામણિ જેવો સ્નેહી બન્ધુ ગણવાથી તેના હૈયાનાં કમાડ આનંદોર્મિથી હચમચી ઊઠતાં હતાં.

આવી રીતે રોજ ચિન્તામણિને સૌરભાને ત્યાં જતો જોઈ સઘળાં શંકા કરવા લાગ્યાં. સંસારની નજરમાં વિષનાં બીજ રોપાયાં. એમની વિષમય આંખોએ સૌરભા અને ચિન્તામણિને ઘોર અપરાધી આલેખ્યાં.

ફળિયાની અને સગાંઓની હિલચાલ સૌરભા સમજી ગઈ. એક દિવસ અંતિમ મિલન વખતે ચિન્તામણિને સૌરભાએ પોતાની પાછળ ચર્ચાતી અને ગુપ્ત રીતે નિન્દતી વાતો દિલ ખોલીને કહી દીધી. ચિન્તામણિ સમજી ગયો વેકેશન પણ પૂરું થવા આવ્યું હોવાથી તે બીજે દિવસે ઘેર જવાનો હોવાથી સૌરભા સાથે ધરાઈને વાતો કરી લીધી. બીજા દિવસના પ્રભાતમાં વહેલી સવારે સૌની વદાય લેઈ તે ચાલ્યો.

તેના અંતરમાં દુનિયાના વિષમય આક્ષેપોનું રુદન થતું હતું. તેના મગજમાં પોતાની પવિત્રતા તરફ શંકાની દૃષ્ટિથી જોનાર જગત પ્રત્યે તિરસ્કાર છૂટતો હતો. તે બધી પરિસ્થિતિ સમજી ગયો હતો. તેણે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કરી લીધો કે ઘેર જઈને સૌરભાને સંબોધીને તેને જગતના જડ સમાજથી ન ડરતાં હિંમતપૂર્વક વર્તવા પત્ર લખી દેવો. ચિન્તામણિ ઘેર આવ્યો. બીજે જ દિવસે સૌરભાને સંબોધીને પત્ર પાઠવ્યો. તે પત્ર પોતાની સગી બેનના કરતાં પણ તેની સાથે વિશેષ સંબંધ હોય એ રીતે લખ્યો:

"પ્રિય ભગિની સૌરભા!

"તારા ઉપકારોને તો હું શું ભૂલું! મારી બેભાન અવસ્થામાં પણ શુદ્ધ ભાવે મારામાં ચૈતન્યની દીપમાળ પ્રગટાવી. તારા જેવી બેનો સૌને મળજો!

"સંસાર નરકાગાર છે. એમાંનાં માનવીઓ અધમ છે. દુનિયા સ્વાર્થી, અંધ અને ઇર્ષ્યાળુ છે, તેની વિષમય જિંદગીમાં સૌને એ વિષપીજ ગમે છે! બેના! ભલે, પરવા ન કરીશ. જગત ભલે બુમબરાડા કરે અને આક્ષેપોનાં ઢોલ વગાડે. આપણો માર્ગ શુદ્ધ, નિર્મળ અને નિર્દોષ છે, તો પછી ન્યાય પણ ઈશ્વરના દરબારમાં છે. સંસારના રંગ અનેકરંગી છે, એનાથી કોઈનું ભલું જોઈ શકાતું નથી, એનાથી ઉદ્ધાર કરાતો નથી અને પતન કરવાની પેરવીઓ કર્યા કરે છે.

"આપણે નિર્દોષ છીએ, આપણી તરફ શંકાશીલ રહેનાર વ્યક્તિઓ જ ખરી રીતે દુષિત છે.

"બેન! તું કુંવારી છે, માટે જ તારે માથે આક્ષેપોની વીજળીના ચમકારા વરસી રહ્યા છે. સંસાર શુદ્ધાત્માઓને જ ખરાબ કરવા પાછળ પડી રહ્યો છે.

જગતના કેટલાય ખૂણાઓમાં પરણ્યા પછીના જીવનમાં અનિષ્ટ પ્રસંગો બનતા હશે અને તેને ભોગે કેટલીય અબળાઓ જિંદગી બગાડતી હશે, પણ એના તરફ કોઇ દ્રષ્ટિપાત સરખોય કરતું નથી!

"જગત જ એવું છે. ડરીશ નહિ. સમય પણ ન વળે. નિર્ભય બનજ જગતને જીતે. બેન! ન ડરીશ, આપણો સંબન્ધ અતૂટ રહો! દુનિયા ભલે બકયા કરે. લેશમાત્ર પરવા ન કરીશ.

"નિર્ભય ભાવે આગળ ધપવાનું પ્રભુ આપણને સામર્થ્ય આપે એવી અભિલાષા રાખતા,

"તારા ભાઇ ચિન્તામણિના જયભારત."

સૌરભાએ પત્ર મેળવીને આશ્વાસન મેળવ્યું. છતાં પણ તેના નારીહૃદયે સંસાર તરફ નજર કરી. તેની હિંમત જવાબ આપવા ન ચાલી, કારણ કે કદાચ સમાજમાં ટીકા થાય, કદાચ વધારે આક્ષેપોના ઢગ થાય અને પોતાનું કૌમાર્ય લજવાય, એ બીકે એણે જવાબ ન લખ્યો.

છતાં પણ જ્યારે ચિન્તામણિ મામરીના જતો ત્યારે સૌરભાને મળી આવતો. અને સૌરભા સમાજની કોઇ પણ આંખ ન દેખે તેવી રીતે ભાઇ સાથે વાત કરી લેતી અને આનંદ અનુભવતી.

હાય સમાજ! શી તારી બીક! પવિત્ર વ્યકિતને પણ ડરાવનારી શી તારી પાપી લીલા! આ બધું શાને? ફકત ભાઇબેન માટે જ ને?

ભાદરણ, હાલ ગોલારોડ ચન્દ્રકાન્ત નરસિંહભાઇ પટેલ

---

## બીજવર

આઠના કારમાંથી ઊતરી ચતુરભાઇ અને મેનાબા ગયાં, ત્યારે શંભુભાઇ જમી પરવારીને બેઠા હતા. અતિથિસત્કારનો સામાન્ય વિધિ કરી શંભુભાઇનાં પત્ની રસોડાની અગ્રભાગમાં પરોવાયાં અને શંભુભાઇએ જે કામ માટે એમને બોલાવ્યાં હતા તેની શરૂઆત કરી: "વિવાહના કામમાં પૂરેપૂરી તપાસ વગર કંઇ બનતું નથી, એ તમારું ક્યાં અજાણ્યું છે? આ તો આપણા કાબુની વાત છે. અમારી સાથે ભણેલા જયકૃષ્ણભાઇનું નામ તો તમે સાંભળ્યું હશે?"

"અનંત મીલમાં મેનેજર છે, એ જ ને?" ચતુરભાઇએ પૂછ્યું.

"હા, એ જ." શંભુભાઇએ કહ્યું: "ભાગ્યશાળીના બાળ છે! એ મામાને ત્યાં રહી એમનાં ઊતરી ગયેલાં કપડાં પહેરી જેમ તેમ મેટ્રિક થયો. સમરો સદ્ધર ગણ્યો તે વિલાયત જઇ ભણી આવ્યો. આજ બારસો રૂપિયા મહિને ખાય છે.

અને અમે ભાગ્ય વગરના, તે નવ કલાક એકમાં વૈતરું કરી માંડ દોઢસો રૂપિયા દેખીએ છીએ."

વાતમાં કંઇ મેળ ન પડવાથી રેવાબાએ કહ્યું: "પણ એ તો વાણિયા છે ને?"

"હા તો ચંપાની વાત કરું છું." શંભુભાઇએ વાત ચલાવી: "જયકૃષ્ણભાઇ કહે એટલે એને માન્યા વગર છૂટકો નથી. એને ય રોજ પાંચે પૂછનાર, એટલે એમ તો લાગમાં આવે એમ નથી. પણ ભવિષ્યનો બધો આધાર એમના ઉપર, એટલે છૂટકો નથી. આજ તો લોકો ઉપરાછાપરી પડે છે, એટલે જે લાયકીથી નથી બનતું તે દબાણથી બને છે."

સ્ત્રીસુલભ અધિરાઇથી રેવાબાએ પૂછ્યું: "પણ એ છે કોણ?"

"એની જ વાત કરું છું." શંભુભાઇએ ખોંખારો ખાઇ કહ્યું: "લોકો ભણતા છોકરા ખોળે છે, પણ એ તો ઢાંકયું નશીબ! અને આ તો બી. એ. થએલો અને મહિને એકસો દશ પગાર લાવતો છે. પાંચ વરસથી મીલમાં નોકરી કરે છે, પણ શેઠ અને મજૂરો બનેનો પ્રીતિપાત્ર છે. બે પાંચ વરસમાં સેક્રેટરી સુધી પહોંચશે. એટલે ૩૦૦-૪૦૦ પગાર લેતો થશે. એની સાથેના આજ ૫૦-૬૦માં રખડે છે, પણ આ તો ભાગ્યની વાત છે!"

રેવાબાના મનમાં શંકા જન્મતાં એમણે પૂછ્યું: "એવો છોકરો અત્યાર સુધી કુંવારો ક્યાંથી?"

મોં ઉપર જરા મૃદુ હાસ્યની રેખા લાવતાં શંભુભાઇએ કહ્યું: "એવો છોકરો અત્યાર સુધી કુંવારો હોતો હશે?"

બીજવરની કલ્પના કરી લેતાં રેવાબાએ આશાનો શ્વાસ નીચે મૂકયો, ત્યારે એમાં કેટલી નિરાશા પ્રવેશી ગઇ હશે, એ તો એમનું ઘરડું મન જ જાણે! પણ એમની ઝાઝી દરકાર કર્યા વગર શંભુભાઇએ કથા આગળ શરૂ કરી: "એ તો હું ય ક્યાંથી જાણું? પણ અચાનક જયકૃષ્ણભાઇની મોટર મારે રસ્તાના ખાંચામાં મળી ગઇ, ત્યારે વાતવાતમાંથી જાણ્યું. તાજો રંડેલો છે. ચંપાની વાત કરી મેં એમની પાસેથી બધી પરિસ્થિતિ જાણી લીધી. એમણે છાતી ઠોકીને બેસાડી આપવાનું માથે લીધું છે."

ચતુરભાઇ તો આખો કેસ સમજી લેવા માગતા હોય તેમ વચ્ચે બોલતા જ ન હતા. વધુ પ્રશ્નોત્તરીથી નિરાશા ઊપજશે કે શું, એ બીકે રેવાબાની પૂછપરછ કરવાની હિંમત ઓસરી ગઇ હતી.

શંભુભાઇએ પોતાની કેફિયત આગળ ચાલુ કરી: "છતાં આ તો સાત પેઢીનો સંબંધ. બીજે દિવસે જાતે ઓફીસમાં જતા પહેલાં મીલમાં જઇ આંખ તળે કાઢી આવ્યા પછી જ તમને પત્ર લખ્યો હતો. બીજવર છે, પણ

ખાસ વાંધા જેવું નથી."

અને પોતાનું કથન સમાપ્ત કરતાં ચતુરભાઈ ઉપર શી છાપ પડી છે, તે જાણવા શંભુભાઈએ પૂછ્યું: "કેમ ચતુરભાઈ, તમને શું લાગે છે?"

હવે ઊલટ તપાસ કરવાનો પોતાનો વારો આવ્યો હોય તેમ ચતુરભાઈએ પૂછ્યું: "ઉમર કેટલી છે?"

જવાબને ગળી જતાં શંભુભાઈ બોલ્યા: "ઉમર તો સવારમાં તમે જોજો ને?"

"પણ તોય આશરે?"

"ત્રીસ બત્રીસ ખરાં, પણ જોતાં બહુ બહુ તો પચીસ લાગે."

રેવાબાનો અસંતોષાએલો આત્મા બોલ્યો: "ઉમર તો વધારે ખરી."

"એ તો તમે કાલે નજરે જોશો ત્યારે ખાત્રી થશે."

તેનો કામચલાઉ સ્વીકાર કર્યો હોય તેમ ચતુરભાઈએ 'સારૂં' કહી બીજો મુદ્દો રજુ કર્યો: "પાછળ છોકરૂં બોકરૂં છે."

શંભુભાઈએ 'નરો વા કુંજરો વા'ની ભાષામાં જવાબ આપ્યો: "છે ગણો તોય અને નથી ગણો તોય સરખું જ છે."

"એટલે?"

"બે છોડીઓ છે, પણ એને શું કામ ગણો છો?" અને એનું ગણત્ર ન ગણવાનું કારણ આપતાં શંભુભાઈએ કહ્યું: "છોકરીઓ બે પાંચ વરસે સાસરે જતી રહેશે, એટલે એને ખોડ શું કામ ગણવી?"

હવે પ્રત્યક્ષ પરિચયમાં આવ્યા સિવાય બીજી માહિતી પૂછવાનો કંઈ અર્થ ન હોવાથી એના ઉપર જ મનન કરતાં ચતુરભાઈએ મૌન સેવ્યું. રેવાબા તો ઠંડા પાણીમાં બેસી ગયાં હોય તેમ કંઈ પૂછવાની સ્થિતિમાં જ ન હતાં.

રાત્રે પથારીમાં પડ્યાં પડ્યાં રેવાબાના મગજમાં વિચારોનો ગજગ્રાહ જામ્યો હતો: 'ચંપાની કળી સમી મારી 'ચંપી'નું શું થશે? પાછળ બે છોડીઓ છે. ઉમર બત્રીસ કહે છે, પણ પાંત્રીસથી વધારે હશે. એ તો બૈરાંનું શરીર ધોવાય એટલે ઉમર તરત ઉઘાડી પડે. પુરુષને તો ચાળીસ થયાં હોય તોય પચીસ લાગે, પણ દેખાવને શું કરે? શક્તિ તો ચાળીસની જ ને?'

એ વિચારવમળમાંથી પોતાને યૌવને સાદ દીધો: 'પચીસ વરસના એ હતા ત્યારે બાથમાં લે ત્યારે જાણે હગણાં હાડકું ભાગી જશે એટલો કેડમાં કડાકો બોલતો. મોં ચઢાવીને છણકો કરૂં, છતાં અટકચાળું કાર્ય વગર ન રહે. પેલી ચીંટી મેં ઝૂંટવી લીધી, ત્યારે એમણે સાધારણ આંચકો માર્યો તેમાં તો મારૂં કાંડું ઊતરી ગયું; બીજાંને તો જેમ તેમ જવાબ આપી સમજાવ્યાં, પણ મૂઓ હાડવૈદ કેવો તરત પારખી ગયો! કાંડાનો ખટાકો

બેગાડનાં એણે કહ્યું: જરા ઓછી મસ્તી કરતાં હો તો !

'અને દશકામાં જ એ કેટલા બદલાઈ ગયા? મને તો જાણે એ જુવાન બનો હું ઘરડી થતી જતી હોઉં તેમ લાગતું હતું. છતાં પહેલાંનાં અટકચાળાં અદશ્ય થઈ ગયાં હતાં. ઊલટી હું કોઈ કોઈ વખત એમને કંઈક કરૂં તોય જાણે જીવન હારી બેઠા હોય તેમ કટાણું મોં કરી કહેતા: રહેવા દે ને હવે, આટલે વરસે શાની મસ્તી સૂઝે છે?

'એ તો સ્ત્રીને બે ત્રણ છોકરાં થયાં હોય એટલે પતિ તરફનો અસંતોષ માતૃત્વના મીઠા ઝરામાં લુપ્ત થઈ જાય, પણ હજુ જેનું યૌવન ફૂલની કળી જેવું ખીલતું હોય એની પિયુ ઝંખતી બાળાનું હૈયું શાને ટેકે બબ્બે છોકરાંની વેઠ સહી શકે? આવું લગ્ન એટલે નર્યું પેટનો ખાડો પૂરવા જેટલું જ સુખ ને?'

વળી પાછો આગળ રસ્તો ન સૂઝતો હોય તેમ વિચારમાળા ગૂંચાઈ બીજે રસ્તે ચઢી ગઈ: 'આજના છોકરાઓના બાપેય ઓછા સોંઘામોંઘા થાય છે? અરવિંદ છોકરો સારો હોશિયાર છે એમ જયંતિ કહેતો હતો. મેં એને જોવા તો બોલાવ્યો હતો. ચંપા અને એ એકબીજાને મળ્યાં પણ ખરાં. ચંપા એમ તો ગમે તેને ગમી જાય તેવી છોડી છે. પણ એ છોકરાનો બાપ કયાં કાચું ખાય એવો છે? અને અરવિંદ શા માટે બાપ વિરુદ્ધ જાય? બબ્બા આપવા પડે તોય કોણ ના કહે છે?'

નરેન્દ્રનો સુધારક વિચાર યાદ આવતાં મનમાં થયું: 'બાપની ખોટ ગમે તેમ કરીએ તોપણ ભાઈથી પૂરાય? નગીનભાઈ મોટા સુધારક હતા; છતાં દીકરી પરણાવવામાં લોકોએ ગમે તેટલી ટીકા કરી, પણ મોં માગી પરઠણ આપી સારી જગ્યાએ જ કર્યું. વ્યવહારમાં રહ્યા એટલે નર્યું કંઈ સત્થી તે તે જીવાતું હશે?

'પણ ભાગ્યની વાત મોટી છે. કરમમાં દુઃખ લખ્યું હશે તો આપણે સુખ ખેળીશું, છતાં દુઃખ આવી પડવાનું ! મોટી ઉંમરનું ય કયાં રહ્યું છે? સૂરજની જમના બાર વરસની હતી અને પરણાવી હતી તો પિસ્તાળીશ વરસનાને, છતાં પાંચ છોકરાં સાથેનું હેનાતન ભોગવી ઊલટી ધણીના ખોળામાં માથું મૂકી, ચૂડી ચાંલ્લા સાથે ચાલી ગઈ. જીવાભાઈની લલિતાને કેવો સરસ વર મળ્યો હતો! શરીર તો જાણે દેવરૂપ! જુવાન છતાં જૂના વકીલોય એટલું નહોતા કમાતા. નખમાં ય રોગ નહોતો. છતાં કરમમાં નહોતું તે બે વરસમાં સ્વપ્નું આવ્યું હોય તેમ ખલાસ થઈ ગયું.

'જાણ્યું! એ તો કરમમાં હોય તે થાય, પણ કંઈ દેખતે ડોળે કૂવામાં પડાય છે?'

આગ ગૂંચાએલા કોકડાનો તાગ ન આવતાં, પાંજરામાં પુરાએલું પંખી પાંખો ફફડાવી છેવટ થાકી શાન્ત થઇ જાય તેમ એની વિચારમાળા થાકીને ઊંઘી ગઇ.

બીજે દિવસે સવારમાં નટવરને જોઇ ત્રણેય ઘેર આવ્યાં, ત્યારે રેવાબાનું મન એના ઘરનો વૈભવ જોઇ કુણું થયું હોય તેમ લાગતું હતું. એ ભાવ સમજી જઇ શંભુભાઇએ પૂછ્યું: "કેમ મારૂં કહેવું ખોટું છે? પચીસ વરસથી કોઇ વધારે કહે?"

રેવાબા: "લાગે છે તો એવડા જ, પણ........"

"પણ શું? ચંપાનું શરીરેય ભેવડિયા કોઠાનું છે, એટલે મેં એ વરસથી નથી જોઈ, છતાં અત્યારે સત્તર અઢાર વરસ જેટલી લાગતી હશે."

મન જરા મોઢું કરી રેવાબા બોલ્યાં: "એમ તો બધુય સારૂં છે, પણ લોકો જરા......"

"લોકોને તો નવરા બેઠા વાતો કરવી છે, એટલે આરૂં હશે તોપણ ટીકા કર્યા વગર નહિજ રહે. આપણે તો આપણો સ્વાર્થ જોવાનો, કેમ ચતુરભાઇ?" શંભુભાઇએ વચ્ચે એમનો ટેકો માગ્યો.

"આમ તો ખાસ કંઇ ખોટું નથી." ચતુરભાઇ પણ નટવરને પ્રત્યક્ષ જોઇ પલળ્યા હતા.

શંભુભાઈએ વ્યાવહારિક બુદ્ધિની વાત કરતાં કહ્યું: "આમ ને તેમ કર્યા વગર સોના જેવું છે, જોષીને ય પૂછવા જવાનું નથી. ત્રીસ વરસ આપણે મન વધારે છે, પણ અંગ્રેજો તો ચાળીશ ચાળીશ વર્ષે પ્રથમ લગ્ન કરે છે. અને ત્યાં સુધી શું કરવા જવું પડે? લલિતા જ સત્તાવીશ વર્ષે ના પરણી?"

ચતુરભાઇ કટાક્ષમાં કે સાધારણ રીતે બોલ્યા, તેની બીલકુલ છાપ પડવા દીધા વગર એમણે કહ્યું: "ઘેર જઈને વિચાર કરી જોવા દો. નરેન્દ્ર શું કહે છે, તે તો સાંભળી લેઇએ."

શંભુભાઇએ છેવટ નિખાલસતાનો એકરાર કરતાં કહ્યું: "આ તો હું તમને બહુ કહું, ત્યારે તમને લાગે કે આમને આટલું બધું શું હશે?"

"ના, ના, એવું તે હોય!" રેવાબાએ વિવેક કર્યો.

"અમે તમારો સ્વભાવ ક્યાં નથી ઓળખતા, તે એવો વિચાર સરખો ય આવે." ચતુરભાઇએ બેનને ટેકો આપ્યો.

"આપણા કાળુની વાત છે એટલે આટલો ય આગ્રહ કરૂં છું. બીજવર હોય તેમાં શું ખાટું મોળું થઇ ગયું? પછી વિચારમાં ને વિચારમાં આય એવો ને તેય એવો, એવું ન થઇ જાય! આપણે નહિ કરીએ, તેથી ઓછો એ પરણ્યા વગર રહેવાનો છે?" શંભુભાઇએ ચોખવટ કરી.

ચતુરભાઇ બોલ્યા: "સાધારણ તો પૂછવું પડે ને?"

"એક વાર નહિ ને સત્તર વાર! વિવાહનું કામ છે એટલે સૌ ગળણે ગાળીને નક્કી કરવું. પણ છેવટ નક્કી તો માણસે પોતાની જાતેજ કરવાનું છે. નરેન્દ્ર તો હજુ પુસ્તકોની દુનિયામાં વસે, એટલે વ્યવહારની ઊંડી ગતાગમ એને શી?"

ચતુરભાઇ: "ના ના, એ હું કંઇ નથી સમજતો! તરતજ વિચાર કરી જણાવી દઇશ."

રેવાબાનું ગઇ કાલે સશંકિત થતું મન જાણે આજે સ્થિર થઇ ગયું હોય તેમ મક્કમતાથી એ બોલ્યાં: "લગભગ નક્કીજ માની લો ને. ત્યાંજ બેસી જઇશું."

અને શંભુભાઇને ખાત્રી આપી બંને વિદાય થયાં.

સણિયાદ, તા. કરજણ
(પો. પાલેજ) ઇશ્વર પેટલીકર

---

## સ્વદેશ અને ધર્મ

ચાલુ કાળમાં આપણી સામે ધર્મનો નાજુક અને ગહન સવાલ આવી પડ્યો છે. ચાલુ વાતાવરણ, એટલે મોટે ભાગે પશ્ચિમનું વાતાવરણ. પશ્ચિમના પવનમાં આપણે પૂર્વને સાવ ભૂલી ગયા છીએ. એક વાર એવો પણ સમય હતો, જ્યારે પૂર્વની બોલબાલા હતી. હાલમાં આપણે તેજ પૂર્વની બોલબોલા પશ્ચિમમાં જોઇએ છીએ. અને તે એટલે સુધી કે પૂર્વ જેવી વસ્તુ હયાતીમાં છે કે કેમ તેની શંકા આપણે પૂર્વવાસીઓજ ઉઠાવી રહ્યા છીએ. પરંતુ આપણી આવી વર્તણૂંક આપણે ક્યાં સુધી નભાવીશું? બાળક રમતગાંથી પરવાર્તાં જેમ તેની માતાને યાદ કરે છે, તેમ "હવે જરૂર" આપણે આપણા ઘરને યાદ કરવુંજ જોઇશે.

આપણી અત્યારની મૂલમૂલામણીના દાખલા તરીકે આપણા વર્તમાન ધર્મને મૂકી શકાય. જુઓ તો ખરા, આપણ યુવકો જીવતા છતાં, એક સમયે હિન્દને કીર્તિનો કળશ ચઢાવનાર આપણા ધર્મની હાલ શી સ્થિતિ છે? આપણ યુવકો આપણાજ ધર્મને બેધડક વખોડીએ છીએ. આપણાજ ધાર્મિક ગ્રંથો અને ધાર્મિક ક્રિયાઓને તૂત કહી ધુત્કારી કાઢીએ છીએ. ગીતાજીના ખોટા સોગન ખાતાં પણ કોઇક વખત આપણે અચકાતા નથી. આ બધો પ્રભાવ કોનો, તે કદી પણ આપણે વિચાર્યું છે ખરું?

સાધારણ રીતે પશ્ચિમનો પવન સુધારાના પવન તરીકે ઓળખાય છે. હવે જો તેનો અર્થ એમ જ હોય તો તે પવનને ખાળી આપણે આપણો અળખામણો થઇ પડેલો ધર્મ પણ સુધારવો જ જોઇએ. આ પ્રમાણે વર્તવાનું મૂકી હાલમાં તો આપણે પશ્ચિમની જ દિશાને ઇષ્ટ માની લેઇ જે કંઇ તેનું છે તેનું જ પૂજન કરવા લાગી ગયા છીએ. અને અત્યારે આપણને લાગતી આ સદ્બુદ્ધિને—નહિ, દુર્બુદ્ધિને—લીધે જ આપણા અને આપણા દેશના આજ આ હાલ થયા છે. અલબત્ત ચાલુ ધર્મમાં સુધારો કરવાનો અવકાશ છે જ. વર્તમાનમાં ધર્મના અંચળા હેઠળ જે ધતિંગ ચાલી રહ્યાં છે તે તો જ્યારે ત્યારે ય નાબુદ કર્યે જ છૂટકો છે. પરંતુ તે માટે પ્રયત્ન નહિ કરતાં હાલમાં તો ધર્મ નામને ધુત્કારવા લાગી ગયા છીએ અને આથી તો પાપડી ભેગી ઇયળ પણ બફાઇ જાય છે, તેનો વિચાર સુદ્ધાં પણ આપણે કરતા નથી.

યુવકો, આપણા દેશની કીર્તિને પાછી સંપાદન કરવી જ હોય, આપણા દેશના એકે એક બંધુને અને બેનને સુખી નિહાળવાં હોય, તો પ્રથમ આપણે આપણા ધર્મને માન આપતાં શીખવું પડશે, તેનાં કહેલાં સત્યોને સમજવા પ્રયત્ન કરવો પડશે અને તેને નવે સ્વરૂપે ઘડી કાઢી આપણા ચાલુ જીવનમાં તેને સ્થાન આપવું પડશે. આપણે એટલું તો જરૂર કબુલ કરવું પડશે કે હિન્દમાં જેમ જેમ ધર્મની પડતી થતી ગઇ અને જેમ જેમ તે વધુ ને વધુ ભ્રષ્ટતાના રૂપમાં આવતો ગયો, તેમ તેમ આપણી સામાજિક રૂઢિઓની અને આપણા સારા ય દેશની અધોગતિ થતી ગઇ છે. આપણો દેશ અત્યારે તેની પાસેથી ઝૂંટવેલા ધર્મને પાછો માગી રહ્યો છે. અને માતાની માગણી જેમ પુત્રોએ પૂરી કરવી જ જોઇએ, તેમ આપણે પણ હિન્દમાતાના યુવકપુત્રો હોઇ, તેની માગણી આપણે પૂરી નહિ કરીએ તો આપણે કર્તવ્ય ચૂકયા ગણાઇશું.

આપણે નૈતિક અને ઐહિક સુધારા જોઇતા જ હોય, આપણા સંસ્કારોમાં નવા ઉત્સાહ અને બળની પૂરવણી કરવી જ હોય, આપણા દેશની સેનાર્થે નીકળવું જ હોય, તો આપણા ધર્મને સત્યસ્વરૂપે સમજવો જોઇશે. યાદ રાખવું જ પડશે કે આપણો ધર્મ તે સદા ય આપણો જ રહેશે, બીજા કોઇનો નહિ કહેવાય. અને તેને જ બળે આપણી સામે પડેલાં અઢળક સંકટોનું સહજમાં નિવારણ કરી શકીશું. આટલું સમજ્યા પછી પણ હવેથી આપણે યુવકો આપણા ધર્મની તરફ માનથી નિહાળતા થઇશું ખરા કે?

વસો (હાલ કેરીચો, કેન્યા) રામભાઇ ચતુરભાઇ અમીન

---*---

# સમાજનાં છલકાતાં સરોવરો

આજકાલ ચરોતરનાં ગામોના સમૂહ વધુ અને વધુ ઉગ્ર સ્વરૂપ ધારણ કરતા જાય છે. અમુક કુટુંબોના વાડાઓ બંધાય છે અને અમુક ગામો અમુક ગામો સાથે સમૂહ બાંધે છે; અને એ પ્રમાણે આપણા સમાજના છૂટક છૂટક વાડાઓ–ગોળ બંધાય છે. ગોળ બંધાય છે તે તો સારા ઉદ્દેશથી જ, પરંતુ તે ઉદ્દેશ સાચવી રાખવા – ટકાવી રાખવા – કેટલાયે સમૂહો નિષ્ફળ થાય છે.

વરપક્ષની અને કન્યાપક્ષની સમાનતાનું યોગ્ય મહત્વ એ જ ઉદ્દેશથી આ બંધારણો ઊભાં થાય છે. કન્યા આપવા લેવાની હાડમારીથી જ આવા સમૂહો બંધાય છે: પણ દિલગીરીની વાત છે કે તેમાં પણ સડો ઘર કરતો જાય છે અમુક ગામોનો સમૂહ બાંધેલો હોય, તેમાં અમુક ઘરની કન્યા અમુકને જ ઘેર જાય અને તેથી તે કુટુંબ 'કુળવાન'ની યાદીમા ચઢે. પછી તેમને ઘેર બીજે પ્રસંગ આવતાં અમુક કુટુંબની કન્યા લીધી છે, માટે તેથી ચઢીઆતા કુટુંબની કન્યા આવે તો જ લેવાય. આ પ્રમાણે એક જ સમૂહના એક જ ગામમાં ઊંચનીચના વાડા બંધાય અને કુટુંબકલેશ થાય. આવા વાડા બંધાવાથી કન્યાપક્ષના માણસોને એમ લાગે કે હવે આપણાથી અમુકને ઘેર જ કન્યા દેવાય; એટલે કન્યા દેવામાં પણ આનાકાની થાય, અને દ્વેષ પણ પોષાય.

જો આપણે દરેક કુટુંબના ઇતિહાસનાં પાનાં ઉકેલીશું તો આપણને જરૂર લાગશે કે દરેક ઘેર માટીનો ચૂલા હોય છે હવે આમાં કેવી પરિસ્થિતિ ઊભી થાય તે નોંધવા જેવું છે. અમુકના ઘરમાં કન્યાઓની સંખ્યા વધારે હોય તો તેના તો બાર જ વાગે. તેને અમુક કુટુંબમાં જ કન્યા આપવાનો મોહ ઉત્પન્ન થયો હોય, એટલે પછી येन केन प्रकारेण પોતાનાથી બનતું – અરે! દેવું – કરીને પણ એ કહેવાતાં કુળવાન ઘરમાં કન્યા દેવી પડે.

ગોળમાં બંધાએલાં ગામોમાં પરઠણનો આંકડો ઠરાવેલો હોય છે; પણ હાલ તેવું કંઈ જ રહ્યું નથી. સમાજને દેખાડવા ખાતર ઠરાવેલી જ પરઠણ લે, પરંતુ કન્યાના પિતા ઉપર દબાણ કરીને પોતાના દીકરાના નામના શેર લેવડાવે, તેને નામે જમીન લેવડાવે, અરે, તેને રહેવા માટે સરસ બંગલો બંધાવાની પણ ફરજ પાડે. આમાં કન્યાના પિતા પણ અમુક અંશે જવાબદાર તો છે જ. આ થઈ આ ચરોતરની વાત.

હવે આપણે કાનમ ભણી ફરીએ. અષાઢ માસના 'પાટીદાર'માં એક ભાઈ ફરીઆદ કરે છે: "અહીંઆંથી ચરોતરમાં કન્યાઓ જાય છે, એટલે

અહીં વાંઢાઓ વધી પડે છે." તો એ ભાઇને આપણે એટલું પૂછીએ :

"શું કોઇ ચરોતરનો ભાઇ તમોને એમ કહેવા આવ્યો હતો કે તમે ચરોતરમાં કન્યાઓ આપો? તમે તમારા કુળમોહને પોષવા, તમારી બાજુ તમારી સ્થિતિ ટકાવી રાખવા, 'અમે ચરોતરમાં સબંધ બાંધ્યો છે,' એમ છાતી ફુલાવીને કહેવડાવવા, અને સમાજમાં પોતાની પ્રતિષ્ઠા વધે (?) તે માટે શું તમે ચરોતરમાં પોતાની કન્યાઓ નથી આપતા?"

તે ભાઇએ પોતાના વિચારના કાનમના સર્વ ભાઇઓને એકઠા કરીને તેમનો એક સમૂહ બાંધવો, અને તેમાં એમ પ્રતિજ્ઞા લેવડાવવી કે 'ગમે તે સંજોગોમાં પણ હું મારી કન્યા ચરોતરમાં નહિ આપું.' મને તો લાગે છે કે નસીબને દોષ દીધા કરતાં કંઇક આવી પ્રવૃત્તિ ઊભી કરે તો ચરોતરને અને કાનમને બન્નેને લાભ છે.

મને. તો ભવિષ્ય ઊજળું દિસે છે. આ આજના, કાનમ ચરોતરમાં બંધાએલા સર્વ સમૂહો તૂટશે, ઊંચનીચના ભેદ નહિ રહે અને જ્યાં કન્યા પોતેજ વરની પસંદગી કરશે ત્યાં વરશે.

આ સમાજનાં સરોવરો છાલકે ચઢયાં છે, પાણીથી ભરાઇ ગયાં છે, અને એ સરોવરની પાળો ક્યારે તૂટશે તે કલ્પવું પણ અશકય છે.

નડીઆદના દેસાઇઓને કે વસોના અમીનોને કે ગામડાના ખેડૂત વર્ગને–દરેકે દરેક ગામની પાટીદાર વ્યક્તિઓને–પ્રશ્ન એ ઉપસ્થિત થયો છે, કે પોતાની કન્યાઓ કયાં આપવી. એક ઉપર બીજી આપવાની પદ્ધતિ કયાં સુધી નભી રહેશે? સમાજ ખળભળી ઊઠયો છે; સંજોગો પણ ક્રાન્તિકારોને અનુકૂળ છે; એટલે આ સરોવરની પાળો જરૂર તૂટશે અને તરનારાઓ સહેલાઇથી તરી જશે.

નાર, હાલ વડોદરા — વિનોદચંદ્ર જેઠાલાલ પટેલ



## ગામડાના પાટીદાર ભાઇઓને

લડાઇને લીધે અત્યારે અનાજની મોંઘવારી સખત છે, છતાં ગામડાંમાં અનાજ ઘણી રીતે વેડફાઇ જાય છે. ખાસ કરીને થોડી આવકવાળા ખેડૂત ભાઇઓને ત્યાંથી જ્યારે આમ અયોગ્ય રીતે અનાજ જતું રહે તો ચાર છ માસ પછી કાંતો આખા કુટુંબને ઉછીનું શોધવું પડે, કાંતો દેવું કરી મોંઘા ભાવનું અનાજ ચૈત્રથી તો જરૂર ખરીદવું પડે.

દરેક ગામમાં અનાજ પાકે ત્યારથી એટલે ભાદરવા માસથી તે ફરી વાવતા

સુધી અથવા ફાગણ માસ સુધી નો અનાજનો અયોગ્ય વપરાશ થાય છેજ.

તે વખતે રૂપિયાની જરૂર હોય એટલે સોંઘા ભાવમાં વેચવું પડે, કારણ કે સરકાર ભરત યા વ્યાજ ભરવાનું હોય. પછી પરાણે આખું વર્ષ ચાલે એટલું અનાજ રહ્યું હોય, તેમાંથી નીચે પ્રમાણે અયોગ્ય વપરાશ થાય છે, જેથી પાછલા મહિનામાં ખેડૂતને સહન કરવું પડે છેઃ

ઘણા ભાઇઓ જાણતા તો હશેજ કે દરેક ગામગામ મવાગમાં ફેરિયા બૂમો મારતાજ હોય છેઃ 'કેળાં લેવાં હોય તો કેળાં,' 'ચોળાની શીંગો, ચીભડું,' વગેરે. દરરોજની ટેવાએલી પટલાણીઓ પાસેથી એ ફેરિયા પોતાને ફાવતું અનાજ લેઇ જાય છે. જો સ્ત્રી ચોખા ઝાટકતી હોય ને કેળાં વાળો આવે, તો પટલાણી પૂછેઃ "શેનાં આપ્યાં?" પેલો ફેરિયો લાગ જોઇ બોલે કે ચોખા કે દાળનાં હટે. એટલે તે સ્ત્રી જશેર ચોખા ત્રાજવામાં નાખીને કેળાં લે. તે વિચાર સરખો પણ નથી કરતી કે કેળાં ૧ાા રૂપિયે મણ છે ને ચોખા ૬ રૂપિયે મણ છે. આમ ફેરિયા ત્રણથી ચાર ગણી કિંમત લે છે ને દાણા લૂંટે છે. આપણાં ટેવાએલાં બૈરાં હિસાબ વિનાજ દાણા કાઢયે જાય છે. મેં નજરે જોએલો દાખલો અહીં આપું તો ઠીક રહેશે. એક ડોશી છે, ઘરમાં ખાવાનું થોડું છે, વર્ષ ભર ચાલે એટલા દાણા નથી, અત્યારથીજ ખૂટી પડયા છે. આડોશીપાડોશી પાસેથી પાકવાની શરતે પાછા આપવાના કરી દાળ બાજરી ઉછીની લાવે છે. હું તેમની સામેની ઓળમાં, પરંતુ બે ઘર આગળ બેઠો હતો. ડોશી ખાટલામાં સૂતાં હતાં. એટલામાં કેળાં વાળો આવ્યો. ડોસીએ દરરોજની ટેવ મુજબ હાથની ઇશારતથી બોલાવ્યો. ચાલાક ફેરિયો સમજી ગયો ને ત્યાં જઇ ટોપલો ઉતાર્યો. જો ડોશી બૂમ પાડી બોલાવે તો આજુબાજુવાળા જાણે કે ખાવાનું નથી ને કેળાં લે છે. ડોશીએ બાજરીનાં કેળાં લીધાં. બાજરી ૩ રૂપિયે ને કેળાં ૧ાા રૂપિયે મણ, ને વળી બાજરી ઉછીની આણેલી! વિચાર કરો કે એ ડોશી પાછળથી બીજું વર્ષ આવતા સુધી ખાશે શું? પછી મોંઘા ભાવના દાણા લાવી દેવું કરશે.

ખેડૂત જ્યારે ઘેર આવે ત્યારે જો કેળાની છાલ દેખે ને પૂછે કે કેળાં લીધાં હતાં? શાનાં લીધાં હતાં? ત્યારે જવાબ મળે કે "આવો આ રડતો હતો તે બાજરીનાં કે ચોખાનાં લીધાં હતાં." પરંતુ સ્ત્રીને ખબર નથી કે બાજરી ચોખા આ લડાઇના જમાનામાં કેમ આવે છે. બિચારા પતિને તો ખાવાનું મળેજ નહિ અને દરરોજની ટેવથી છોકરાં ટોપલો દેખે એટલે લેવરાવેજ.

વળી એ વિના પણ ઘણી સ્ત્રીઓને એવી કુટેવ હોય છે કે જ્યારે તેઓ

ગામના કંદોઇની દુકાનેથી જલેબી કે ભજિયાં લાવે ત્યારેજ શાન્તિ વળે. તે વળી દાળનાં કે ચોખાનાં, અને તેનો સટ્ટો કે જોખ તો માર્યો ફરે, ૧ શેર દાળનું ૦ાા શેરજ મળે. એ પ્રમાણે ગમે તેટલું અનાજ હોય, તોય વર્ષની અધવચમાંજ ખૂટી પડે છે ને દાળ વિનાજ કાં નો તેઓને ખાવું પડે છે. તેવી સ્ત્રીઓ માને છે કે કોઇ જાણતુંજ નથી, પણ જાણનાર તો જુએ છે ને ગણે છે.

વળી ઘણાં શાકભાજીમાં દાણા કાઢે છે. અલબત્ત તે જરૂરી છે, પરંતુ મોંઘા ભાવના દાણા ખર્ચી લેવાની જરૂર નથી. શાકને ઠેકાણે ગગ, ગઠ જેવાં કઠોળ કરી ચલાવી લેવું. અથવા પૈસાની છૂટ હોય તો તેનાથી શાક લેવું.

લગભગ ૫૦ ટકા સ્ત્રીઓ, છોકરાં રડે છે એ બહાના નીચે ખાવાની વસ્તુઓ માટે દાણા કાઢે છે. ૧ શેર નજરમાં નહિ, ૩–૪ શેર જોઇએ.

ઉપર મુજબ ચીભડાં વગેરે બીનજરૂરી ચીજો માટે મોંઘા દાણા કાઢે છે, જોકે શાકભાજી માટે કાઢે તે તો અગત્યના. સાધારણ અંદાજ કાઢીએ તો ૨૦૦૦ની વસતિવાળા ગામમાં દરરોજ ૮–૧૦ ફેરિયા આવતા હશે. તેઓ નહિ નહિ તો ૦ાા–૦ાાા મણ દાણા ઓછામાં ઓછા લેઇ જતા હશે. તો દરરોજ પાંચથી છ મણ દાણા આમ જતા હશે, જેમાંથી ગણ બે મણ શાકભાજી માટે, જ્યારે બાકીના ત્રણ ચાર મણ તો બીનજરૂરી વસ્તુઓ લેવામાંજ જાય છે, જેના સિવાય આવા મોંઘવારીના સમયમાં ચલાવી શકાય. આ પ્રમાણે દાણા જતા હોય નો તેને અટકાવવા અથવા ઓછા જવા દેવા પ્રયત્ન કરવો જોઇએ. એમ અયોગ્ય રીતે વપરાતા દાણાનું પ્રમાણ ઘટાડવા નીચે પ્રમાણે પગલાં લેઇ શકાય:

૧. જો ગામમાં ગ્રામ્ય પંચાયત હોય તો તેણે, નહિ તો ગામના આગેવાન માણસોએ ભેગા મળી નિયમ કરવો જોઇએ કે ફેરિયાઓએ ફળીએ ફળીએ નહિ ફરતાં ફક્ત પરબડીએ કે ચકલેજ બેસી શાકભાજી વેચવાં. જો કોઇ ફળીમાં ફરતો માલમ પડે તેનું તો પોટલું લેઇ ચોરામાં પહોંચતું કરવું. જેને ખાસ જરૂર હોય તેજ ચકલે કે પરબડીએ લેવા જશે, બાકી દરરોજની ટેવવાળાં ત્યાં સુધી લોકલજ્જાથી જઇ શકશે નહિ. અને જે સ્ત્રીઓ, છોકરાં ટોપલું દીઠું એટલે રડતાં હતાં તે બહાને, ચીજો લેતી હતી તે અટકશે ને છોકરાં પણ કુટેવમાંથી બચશે ને તંદુરસ્ત રહેશે.

૨. છોકરાંને અથવા ઘરમાં દરેકને ખાવાનું મન થાય, માટે મોસમ પ્રમાણે મહિનામાં એક બે વાર કેળાં જેવી વસ્તુઓ યોગ્ય ભાવે પૈસા આપી ઘેર લાવવા દેવી જોઇએ.

૩. જેમ બને તેમ પૈસાથી વસ્તુઓ લેવાની રાખવી, જેથી ઝાઝું સહન કરવું ન પડે. પૈસા ન હોય તો એકી સાથે બે મણ કાદગ વેચી પૈસા કરી લેવા જે દરરોજ શાકભાજી જ લેવામાં વપરાય, તેથી બચાવ થાય. કોઇ પણ વસ્તુ પૈસાથી જ લેવા નિયમ રાખવો. હિસાબ જોવો, કે પૈસાથી લેવાથી ઠીક પડશે કે દાણાથી. ૯૯ ટકા પૈસાથી જ લેવાથી ઠીક પડશે.

૪. શાકભાજી મોંઘી હોય તો મગ, મઠ જેવાં કઠોળનો ઉપયોગ કરવો, અને ઘરની સ્ત્રીઓને દાણા કાઢવાના ગેરફાયદા સમજાવવા.

૫ કોઇ પણ વસ્તુ લેતા પહેલાં વિચાર કરવો. જો સાધારણ બજાર-ભાવે મળે તો જ ખરીદવી.

જો દરેક ગામમાં ઉપર મુજબ સગવડ થાય તો ઘણું અનાજ જતું બચી જશે. કેટલાં કહે છે કે ફેરિયા પૈસાનું આપતા નથી. હા, તેઓ ન જ આપે, કારણ કે તેઓને દાળ ચોખા દાઢે વળગ્યા છે. પરંતુ બધા મ પૈસાનું જ માગે તો તેમને વેચ્યે જ છૂટકો. અને દરેક ગામ એવું કરે તો સૌથી સરસ. ભાઇઓ, જો આમ ખોટી રીતે દાણાનો વ્યય થતો અટકાવવો હોય તો ઉપર મુજબ વ્યવસ્થા કરશો, જેથી લોકો સુખી થશે, પહેલાં સોંઘે ભાવે વેચી પાછળથી મોંઘા ભાવના દાણા ખાવા નહિ પડે અને દાળ વિના ખાવું નહિ પડે.

કાસર (હાલ પૂના) હરિભાઇ કે. પટેલ

---

# મોટા ઘરની વાતો

(આવા પત્રો લખતા પહેલાં, હું વાચકબંધુઓને જણાવી દેવાની તક લેઉં છું કે તે સ્વયંકલ્પિત હોઇ કોઇએ બંધબેસતી પાઘડી ન પહેરી લેવી – લેખક)

પરમ પૂજ્ય પિતાશ્રી,

મને પરણાવ્યા પછી આપને આ મારો પ્રથમ પત્ર મળતાં આપને ઘણો આનંદ થશે. પણ પત્રમાં એવું કંઇક લખવાથી આપને ઘણો ખેદ ઉત્પન્ન થશે.

આ પત્ર તમને મળતાં હું આ દુનિયા ઉપર હોઇશ કે કેમ એ શંકાનો વિષય છે. અને કદાચ હોઇશ તોપણ કોઇ જુદા જ વેશમાં.

આપને પત્ર લખવાનું પ્રયોજન મારી નાની બેન ઉષાને કારણે–તેનું જીવન મારા જેવું ન બને તેટલા માટે. તેણે ચૌદ વસંતો વીતાવી પંદરમી વસંતમાં પગ મૂક્યો છે. આપ તેને માટે કુળવાન વરઘર શોધો છો. તેની ખબર મળવાથી પત્ર લખવા પ્રેરાઇ છું.

પરણ્યા પછીનું મારૂં જીવન આપને લખી જણાવું તે પછીજ આપને તેનાં લગ્ન ક્યાં કેવી રીતે કરવાં, તેનો સહેજ ખ્યાલ આવી શકશે.

આપે મને પાળીપોષીને નાનેથી મોટી કરી. યુવાવસ્થાને આરે જ્યારે હું પહોંચી ત્યારે દરેક પુત્રીનાં માબાપને જે ચિંતા ઉત્પન્ન થાય છે, તેવી આપને થઈ. આપની સ્થિતિ બહુ સારી એટલે ધનવાનોની કોટીએ મૂકી શકાય તેવી ન હતી; છતાં આપે મારૂં લગ્ન કુળવાન ગણાતા ઘરમાં પાંચ હજારની પરઠણ આપી કર્યું. મેં એ વખતે આપની સમક્ષ ખુલ્લો બળવો જગાવ્યા છતાં આપે મારૂં કહ્યું ન માન્યું અને મારા એકના એક પ્રિય પાત્ર સાથે મને ન પરણાવતાં સમાજમાં ઉચ્ચ કક્ષામાં રહેનારા મોભાદાર માનવી તરીકે ગણાવા ખાતર મને એ ઘેર નાખી–હડસેલી–લગ્ન કર્યું. એમાં પરઠણ બાબત પણ આપણા ગોળમાં–જથામાં થોડી રકમ–બાંધેલી હોય છે, પણ વરપક્ષ તે માનતો નથી અને છૂપી રીતે ધારી રકમ કન્યાપક્ષ પાસેથી મેળવે છે, ત્યારેજ તેના હૃદયમાં આનંદ થાય છે અને તે વખતે તેમને કન્યાપક્ષના માણસ કેવા કઇ પરિસ્થિતિના છે, તેનો ખ્યાલ પણ આવતો નથી. શાનો આવે?

પણ આપ જાણો છો કે મને પરણીને લેઇ ગયા પછી શી પરિસ્થિતિ થઇ? શા માટે જાણો? આપ તો એટલુંજ જાણી શકો છો કે મેં મારી પુત્રીને સારે કુળવાન ઘેર પરણાવી છે, પછી શી ફિકર છે? પણ લગ્ન પછી આપના જમાઇ તો વડોદરા ભણવા માટે ઊપડી ગયા.

મારે માટે પછી કોઇ કહેનાર ન હોવાથી મારી સાસુએ મારા ઉપર ધીમે ધીમે સામ્રાજ્ય જમાવવા માંડ્યું. ઉપરા ઉપરી પજવણી કરવાના ઉપાયો યોજવા માંડ્યા. સવારમાં ચાર વાગે ઉઠાડતાં ને રાત્રે મોડી દશ વાગે સૂવા દેતાં. સવારના પાણી ભરવાથી માંડી, ખાવાનું, દળવાનું, ખાંડવાનું ને પથારીઓ સુદ્ધાં મારે માથે નાખ્યું. હું કોઇ વખત બોલતી તો તે કહેતાં: 'જોયો જોયો તારો બાપ! આખી પાંચ હજારની પૈઠણ આપી એમાં રોફ કરતી હશે, ખરૂં ને?' અને આ સાંભળી હું ચૂપ બની જતી.

ફક્ત આટલેથી મારૂં પૂરૂં ન થતાં તે–આપના જમાઈ–જ્યારે રજાઓમાં ઘેર આવતા ત્યારે મારી સાસુ મારી ખોટી ખોટી વાતોએ એમને ભોળવી તેમનું મન પણ મારા તરફ તિરસ્કારાય તેવાં પગલાં લેતાં. કોઈ દિવસ હું તેમની સાથે વાતો કરતી ને તે જોઈ જતાં ત્યારે બોલી ઊઠતાં: 'જોઈ હવે તને મોટી! તારા જેવીને તો ખાવા કરવા સારૂ શેહેરમાં રાખે છે.'

હું આ સાંભળી સ્તબ્ધ બની જતી. આ વાતને એક દિવસ નહિ; એક

માસ નહિ, પણ પાંચ પાંચ વર્ષ વીતી ગયાં છે. મેં એક પણ રાત્રી રડ્યા વગર નથી કાઢી. તેઓ તો વડોદરે રહે એટલે અહીં મારૂં સાંભળનાર કોણ? રાત્રીદિવસ દુઃખ દેઇ દેઇને મારૂં જીવન કચડી નાખ્યું છે.

પિતાજી! આ વાત લખતાં તો મારૂં હૃદય વલોવાઈ જાય છે. પણ મારી નાની બેનના હિતાર્થે અને મારૂં ભરાએલું અંતઃકરણ ખાલી કરવા એકરાર કરૂં છું. મેં આપને કોઈ દિવસ છૂટે મ્હોંએ વાત નથી કરી; અત્યારે લખતાં લખતાં પણ રડી જવાય છે. પણ આ વાત આપને ન જણાવું તો કોને જણાવું?

મારા સસરા સટ્ટાનો ધંધો કરે છે. તેમને આ સાલ ખોટ આવી છે. એટલે તે ગામમાંથી શાહુકાર પાસેથી નાણાં વ્યાજે લાવ્યા હતા. તે શાહુકાર હવે તગાદો કરે છે, એટલે એ દેવું વાળવા તેઓ શો ઉપાય અજમાવવા માટે મથે છે તે આપ જાણો છો?

રાત્રી પડી હતી. હું સૂઇ ગઇ હતી. સારૂંયે જગત શૂન્યવત્ હતું, ત્યારે હું દુઃખિયારી પડી પડી નીચે થતી વાતચીત સાંભળતી હતીઃ

"દેવું વાળવાનો એક રસ્તો છે." મારી સાસુનો અવાજ હતો.

"શો?" સસરાએ પૂછ્યું.

"વહુનો કાંટો દૂર થાય તો આપણા ચિમનને બીજે પરણાવાય."

"તે શું કાંઈ આપણાથી એને મારી નખાય?"

"ના, ચિમનને ગમતી નથી એમ જાહેર કરવું, જેથી બીજી આવે તો પૈડણ પણ મળે."

"તો આપણા વેવાઈ ના આપે? ચિમનને શીખવાડીએ."

"ના, એ શું ગરીબ આપવાનો હતો? ને વહુ તો આપણને ફજેત કરી નાખે!"

આટલી વાતચિત મેં સાંભળી. પછી શું થયું તે પરમેશ્વર જાણે, પણ ત્યાર બાદ આખા ય ગામમાં હું સ્વામીને ગમતી નથી એવી ચર્ચા ચાલી રહી છે!"

પણ પિતાજી! આપ જાણો છો કે એનાથી બિલકુલ મને ક્ષોભ ન થયો. પણ આપના જમાઇ પરણ્યા પછી ભાગ્યે જ એક અઠવાડિયું મારી સાથે રહ્યા હશે, પછી આવી ખોટી વાતો આપ જેને કુળવાન ગણતા એવા સમાજમાં થાય છે. એ શું બતાવી આપે છે? એમની ખાનદાની? તે છતાં આપના જેવા સમજુ માબાપો શા માટે દીકરીને પતંગિયાની માફક બાંધતા હશે?

આપ જાણો છો? મૂરતિયાને અભાવે, સાત હજાર પૈડણના આપવાના કરીને બી. એ. સુધી ભણેલી એક યુવતીનો વિવાહ આપના જમાઇ સાથે

નક્કી થયાના સમાચાર આવ્યા છે. મારે શું કરવું? આપઘાત કે પછી અહીંના ટુકડા ખાઇને પડી રહેવું?

આપના જમાઇ પરણવાના, એ વાત પણ ચોક્કસ. તો પછી મારે શા માટે એ લોકોની વચમાં કંટક રૂપ બની રહેવું? મારી નણંદ ને મારી સાસુ મને કાઢવાને માટે કેટલાં તલપી રહ્યાં છે તે આપ જાણો છો? મારી ઉપર ગુજરતા સિતમની શું વાત કહું? કાલેજ મારી ઉપર અનાચારનો આરોપ મૂકયો હતો ને આપના જમાઇને ચઢાવી તેમણે મારા ઉપર એવી સોટાબાજી ચલાવરાવી હતી કે તેના સોળ પડયા છે. ચચરે છે, પણ કોને કહું?

આથી વધુ તો આપ નિહાળો ત્યારેજ આપને જણાય કે સમાજની ચક્કીમાં રૂંધાતી ભીંસાતી તમારી દીકરીની કઇ દશા છે? એટલે આપને હું જણાવી દેઉં છું કે આપ આટલોજ માત્ર વિચાર કરી આપ કદાપિ પણ મારી બેનને પૂછ્યા સિવાય કુળવાનેશાહીની ને મોટા ઘરની વાતોમાં અંજાઇને તેને પણ કૂવામાં ધકેલશો મા! જીવન બરબાદ કરશો મા!

વણછરા } લિ. તમારી દુઃખી પુત્રી . . .
તા. પાદરા } મંગળદાસ હિરાચંદ શાહ

---

## ચર્ચાપત્ર

### ૧. મહેળાવમાં જ્ઞાતિત્રાસ

સં. ૧૯૯૮ના ભાદરવા માસના 'પાટીદાર'ના અંકમાં મોમ્બાસામાં થએલા પુનર્લગ્ન વિષે હકીકત છપાઇ ગઇ છે. પુનર્લગ્ન કરનાર બેન કમળાબેન હતાં, તેમનું પિયેર મહેળાવ થાય. તેમની સાથે તેજ ગામના ભાઇ ડાહ્યાભાઇ લલ્લુભાઇ દેશમાં આવતા હતા. કમળાબેને પોતાની ઇચ્છાથી મોમ્બાસામાં પુનર્લગ્ન કર્યું અને તે લગ્ન અટકાવવા માટે ભાઇ ડાહ્યાભાઇએ પોતાનો બનતો પ્રયત્ન કર્યો હતો, એ તો 'પાટીદાર'ની પ્રસંગકથા ઉપરથી પણ જણાઇ આવે છે. પણ તેમનો સઘળો પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો. ત્યાર બાદ ડાહ્યાભાઇ દેશમાં—મહેળાવ આવ્યા, એટલે મહેળાવ ગામના લોકોએ ભેગા થઇ, ભાઇ ડાહ્યાભાઇ ઉપર 'સદરહુ કમુબેનને વેચીને લગ્ન કરાવ્યું છે,' એવો તદ્દન ખોટો આરોપ મૂકીને ભાઇ ડાહ્યાભાઇની પાસેથી રૂા. ૮૦૦ દંડ પેટે લીધા છે. ડાહ્યાભાઇએ સત્ય હકીકત જણાવી અને કમુબેનના કાગળ, તેમ જ તે લગ્ન અટકાવવા પોતે કરેલા પ્રયત્નો સંબંધીના કાગળ ગામલોકને બતાવ્યા, પણ તેઓએ તે સાચા માન્યા નહિ અને એ ભાઇનો દંડ કર્યો. છે કોઇ જોનાર?

વલ્લભભાઇ મૂ. પટેલ

**૫. ખેડૂતનો શિકારી અને મધ્યમસરની ચાલ:** લેખક – જુગતરામ દવે; પ્રકાશક – નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠ ૫૬, કિંમત ચાર આના. બંને સંવાદ સરસ છે. બાળકો અસરકારક રીતે ભજવી શકે અને સામાન્ય ખેડૂતવર્ગ તે સમજી શકે તેવી સાદી ભાષામાં તે લખાએલા હોવાથી સૌ કોઇને અને તેમાં ખાસ કરીને ખેડૂતવર્ગને રાહ બતાવનારા થઇ પડે તેમ છે. ભગવાનથી ડરતા એ ભોળા ખેડૂતવર્ગને જગતમાં કોઇ દુઃખી કરી શકતું નથી, સિવાય કે શરાબ. શરાબી તેના ઉપર દુઃખના ડુંગર લાદી તેના ખૂરા હાલહવાલ કરે છે, એમ લેખક બંને સંવાદમાં સચોટ રીતે સમજાવવા પ્રયત્ન કર્યો છે. સંવાદમાં ઝમક આણવા માટે લેખકે 'સમૂહગીત' અને એકતારાથી તથા કરતાળ-મંજીરાથી ગવાતાં ખેડૂતવર્ગનાં પ્રિય ભજનોની તેમાં સુંદર ગૂંથણી કરી સંવાદની સુંદર સજાવટ કરી છે. ચંદુલાલ ત્રિવેદી

**૬. આપણું રાજ્ય,** ગ્રામરાજ ગ્રંથાવલિ પુસ્તક ૨જું: લેખક – શ્રી. ડાહ્યાભાઇ મ. પટેલ; પૃષ્ઠ ૮+૮૮, કિંમત ૦-૫-૦ સાચું સ્વરાજ્ય માનવીની અંદર છે, બહાર નથી; અર્થાત્ માનવી પોતાનો અધિકાર શોધે તેમાંથી નહિ, પણ પોતાની ફરજ બજાવે, સંસારની સેવા કરે, તેમાંથી 'આપણું રાજ્ય' પ્રાપ્ત થવાનું છે. ભાઇ ડાહ્યાભાઇ મૂક સેવાભાવી યુવક છે. તેમણે પોતાના હૃદયના ભાવ ઠાલવીને આપણને બતાવ્યું છે કે વિશ્વપ્રેમ – અર્થાત્ જ સેવા, સ્નેહ, આત્મભોગ, ત્યાગ, તપ, ધૈર્ય – એ સાત્ત્વિક ભાવનાની જેટલે અંશે આપણી સિદ્ધિ હશે તેટલે અંશે 'આપણું રાજ્ય' આપણે અનુભવીશું. સમસ્ત દેશ કે સમાજ એ માર્ગે ન જાય, તો યે એક માણસ એ માર્ગે જેટલે અંશે સંચરે તેટલે અંશે તેને તો 'આપણું સ્વરાજ્ય' મળે જ. પુસ્તકમાં લેખકે પોતાના અનુભવની અને જ્ઞાનની વાણી વડે પોતાની એ ભાવનાઓ વાચકના હૃદયને બરાબર સ્પર્શે એવી રીતે મૂકી છે. 'આપણું રાજ્ય' અનુભવવાની જેને જેને લગની લાગી હોય તે દરેકે આ પુસ્તક જરૂર વાંચવું ઘટે.

**૭. યુદ્ધ અને ગામડાં,** ગ્રામરાજ ગ્રંથાવલિ પુસ્તક ૩જું: લેખક – શ્રી. રામરાય મોહનરાય મુનશી; પૃષ્ઠ ૧૧+૪૭, કિંમત ૦-૪-૦. યુરોપના આ મહાવિગ્રહને પ્રસંગે ગામડાંએ સરકાર પાસે શસ્ત્રોની અને તે વાપરવાની કેળવણી આપવાની માગણી કરવી, એવી સૂચના લેખકે કરી છે. વળી નિર્ભયતા કેળવવાની અને ગામડાંને સ્વયંપૂર્ણ બનાવવાની પણ સૂચના કરી છે. તે સિવાય

મહાવિગ્રહ પ્રસંગે શું કરવું એ વિષે કંઇ વિશેષ ચર્ચા કે ગ્રામ સૂચના કરી નથી. આજ સુધી ગામડાંને કેળવવા કે સુધારવા મહાસભાએ કંઇ કર્યું નથી, એ વિષે લાંબી ચર્ચા કરી છે, જોકે આપણે જાણીએ છીએ કે મહાસભાના અનેક સેવકો ગામડાંની સેવા કરવા ત્યાં જઇ બેઠા છે. પૂ. ગાંધીજીનાં અનેક વખાણ કરીને લેખક જણાવે છે કે "એ ધારત તો હિંદમાં ક્રાન્તિ કરી શકત!" પણ પૂછે છે કે "કોણ જાણે કેમ, પણ એણે કેવળ અહિંસાના પેગામનીજ અગત્ય પ્રીછી. શું 'એને પયગમ્બરી'ની ઝંખના હતી? શું એને ઇતિહાસને પાને લોહીનરબોળ ક્રૂર યુગના 'નૂતન બુદ્ધાવતાર' બની પોતાની કીર્તિનો ડંકો વગાડવો હતો?" (પૃષ્ઠ ૪૩, ૪૪.) કોણ કહે છે કે હિંદી પ્રજાના માનસમાં ગાંધીજીએ ક્રાન્તિ નથી કરી? હિંદના ઇતિહાસમાં આજ સુધી ગ્રામપ્રજાની – આમ પ્રજાની – સેવા એમના કરતા કોણે વધારે કરી છે? લેખક પોતાને માટે લખે છે કે "સન ૧૯૨૨ માં વકીલાત મૂકી પહેલા અસહકારમાં જોડાયો ત્યારથી જ મેં ગ્રામસ્વરાજ્યની નોબત પોકારી છે. અને 'ગ્રામ–સ્વરાજ્ય' નામના અઠવાડિક અને દૈનિક પત્રની તમને સૌને યાદ હશેજ. મુખી–તલાટી પરિષદના પ્રમુખ તરીકે, અમદાવાદ જિલ્લાના વર્નાક્યુલર પ્રાથમિક શિક્ષકોના પ્રમુખ તરીકે, અખિલ હિંદ રૂરલ (ગ્રામ) કોન્ફરન્સના મંત્રી તરીકે, અને ખેડૂત ફેડરેશન – વિલેજ યુનિયનના મંત્રી અને મુખ તરીકે ગ્રામ–સ્વરાજ્યની ધૂણી ધીકતી રાખી છે, અને રાખીશ." (પૃષ્ઠ ૨૫–૬). પુસ્તકની ભાષા સરળ પ્રવાહે વહેતી નથી. અનેક જગાએ કઢંગી વાક્યરચના છે અને જોડણીમાં પણ અનેક ભૂલો છે. તે છતાં ગામડાંના લોક સમજી શકે તો તેમણે અને ગ્રામસેવકોએ આ પુસ્તક વાંચવું ઘટે.

ઉપરનાં બે પુસ્તકોના પ્રકાશક–ગ્રામસર્જન સાહિત્ય કાર્યાલય, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ

૮. **સ્વરાજ્યશાસ્ત્ર** (વિનોબા ભાવે કૃત), આ. ગિર્વાણી સ્મારકમાળા ગ્રંથ ૬: અનુવાદક – પાણ્ડુરંગ ગણેશ દેશપાણ્ડે; પ્રકાશક – ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૬; પ્રાપ્તિસ્થાન – નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૧૦+૬૧ કિંમત છ આના. મૂળ પુસ્તક મરાઠીમાં છે અને તેના લેખક ભાઇ વિનોબા ભાવે સ્વપ્નદ્રષ્ટા છે. અને તેથી ભાઇ મગનભાઇ દેસાઇ પ્રકાશકના નિવેદનમાં જણાવે છે તેમ "સામાન્ય રાજકારણનાં પુસ્તકોથી જુદી જ ભાત પાડનારૂં આ પુસ્તક છે. ધર્મનિષ્ઠ રાજકારણ–સર્વોદયનું રાજકારણ તે ચર્ચે છે. આ રાજકારણ જગતમાં ક્યાંય વર્તતું જોવા તો નહિ જ મળે; તેનો કાંઇક ખ્યાલ

ગણી શકે તો આપણા દેશની આઝાદીનાં છેલ્લાં ૨૨ વર્ષની લડતમાં, એટલે કે ગાંધીજી રાજકીય ફિલસૂફીમાં, મળવે છે. એ દૃષ્ટિએ આ નાનકડી ચોપડી તે ફિલસૂફીને શાસ્ત્રીય ઢબે રજૂ કરવાનો પ્રયત્ન છે. અને એ પ્રયત્ન કેવો મૌલિક છે તે જતાવવાનું ન હોય." ધ્રુવતારે પહોંચી ન શકાય, પણ એ તારા તરફ આંગળી કરીને દેખાડી શકાય કે ઉત્તર દિશાએ જવું હોય તો એ તારા તરફ નજર રાખીને ચાલવા જવું, તેમ જ આ પુસ્તકમાં લેખક સાચું સ્વરાજ્ય પ્રાપ્ત કરવા માટે આંગળી કરી આપણને માર્ગ દેખાડે છે. પચવે કઠણ હોવા છતાં વાંચવા જેવું તો છે જ.

**વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ, નડીઆદઃ** તા. ૧ : ૪ : ૧૯૪૧થી તા. ૩૧ : ૩ : ૧૯૪૨ સુધીનું નિવેદન.

**કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ, કડી:** વાર્ષિક નિવેદન, વર્ષ ૨૨ મું, સંવત ૧૯૯૭-૯૮, સને ૧૯૪૧-૪૨.

**શ્રી. કા. સાર્વજનિક પુસ્તકાલય, કંકુબા મહિલા પુસ્તકાય, રાવ સા. મગનલાલ દલપતરામ બાલ પુસ્તકાલયનું** વાર્ષિક નિવેદન, ભાદરણ, સને ૧૯૪૧-૪૨, સંવત ૧૯૯૮.

**વસો સહકારી બેન્ક કાં. લિમિટેડ :** ૧૯૪૧-૪૨, અઠ્ઠાવીસમો રિપોર્ટ.

**વસો વાર્ષિક પત્રિકા,** સંવત ૧૯૯૮, સન ૧૯૪૨.

---*---

## પ્રસંગકથા

### લગ્નની મોસમ આવે છે

હવે લગનની મોસમ આવે છે, પરણાવવા યોગ્ય ઉંમરની થએલી કન્યાઓનાં માબાપને સંકટના દિવસો આવે છે. લગ્ન એ તો ઉત્સવના દિવસો, પણ કન્યાનાં માબાપને તો ત્યાં સુધીના દિવસો સંકટમય છે. કારણ કે યોગ્ય વર શોધ્યા જડતા નથી. ગોળમાં બહારની કન્યાઓ આવીને ભીડ કરે અને ગોળની કન્યા બહાર જાય નહિ, તેથી દેખીતી રીતે જ ગોળમાં વર કરતાં કન્યાની છત વધી જાય. અને તેમાંયે બધાને કુળવાન ઘરના વર જોઈએ; કોઈ એ કુળમોહને છોડી નીચે ઊતરવા જાય તો તેના કુટુંબીજન એમ કરતાં તેને રોકે. કહ્યું છે કે:

कन्या वरयति रूपम्, माता वित्तम्, पिता श्रुतम् ।
बान्धवा कुलमिच्छन्ति मिष्टान्नं इतरे जनाः ।

કન્યા વરના રૂપને જુએ, માતા તેના ધનને જુએ, પિતા તેના જ્ઞાનને જુએ, કુટુંબીજન તેના કુળને જુએ અને બીજા લોકોને તો મિષ્ટાન્ન જ જોઇએ. આમ. કુટુંબીજનના આગ્રહને વશ થઇ કુળવાન વર શોધવા જાય તો એવા તો બહુ મળે નહિ અને મળે તો મોંમાગ્યા દામ દેતાંય હા પાડે નહિ. અને પિતા જ્ઞાની–ભણેલા વરને શોધવા જાય તો આજના ભણેલા તો ઊલટા અભણ કરતાંયે સમાજને વધારે ભયંકર નીવડયા છે. એમને તો પોતાના ભણતરની કિંમત પરણ્યા ઉપર ચઢાવીને સસરા પાસેથી ઓકાવવી છે. તેમને ભણેલી કન્યાનીયે કિંમત નથી. કેટલાક તો ભણવા કે સહેલ કરવા વિલાયત જવા માટે સસરાનાં ગજવામાં આંખ માંડે છે! આવી સ્થિતિમાં કન્યાપિતાની દશા શી?

### કુળમોહ

કુળનો સાચો અર્થ તો એવો, કે જે કુટુંબમાં સાચી સંસ્કૃતિ હોય, સાચી ખાનદાની હોય, ઘરમાં અતિથિસત્કાર, શુદ્ધ આચારવિચાર હોય તે ઘર સામાન્ય રીતે કુળવાન ગણાવું જોઇએ. પણ આજે તો, જે ઘર એક વાર એવી રીતે કુળવાન હતું, તેની પરંપરા પાંચ સાત પેઢીએ પણ તે ઘર કુળવાન ગણાયે જાય છે, પછી ભલે તે ઘરનાં માણસોના આચારવિચાર ભ્રષ્ટ થઇ ગયા હોય. અને વળી આજે તો 'કોડરે કુળ' ગણાતું થવા લાગ્યું છે. બેશક સુખને માટે ધનની જરૂર છે, તેની ના ન કહેવાય. પણ તે ઘરમાં ખાનદાની–સંસ્કૃતિ ના આવી હોય, તે ઘર ભલે બહારનો ભારે આડંબર કરે, ભપકો કરે, કુળવાનમાં ખપી જવા અતિથિસત્કાર વગેરે કરવામાં રાજાના જેવો ઠાઠ કરે–અને ધનને બળે તો એથીયે મોટો ઠાઠ કરી શકે–પણ તેથી તેનામાં સાચી ખાનદાની–સંસ્કૃતિ ના હોય તો એ કુળવાન નથી, નવા કમાએલાને ધન ખર્ચી એવા કુળવાન થઇ જવાનો મોહ ભારે હોય છે, પણ તેમણે આત્મામાં સાચી સંસ્કૃતિ મેળવવા પ્રયત્ન કરવો ઘટે. આમ કુળની પરીક્ષા કરવી અઘરી વાત છે, તો પછી એવો કુળમોહ રાખ્યે શો લાભ? કુળવાનને ઘેર દીધેલી કન્યા અનેક વાર દુઃખી દુઃખી થઇ જાય છે, એ જોઇને પણ ખોટો કુળમોહ છોડવો ઘટે.

### કાનમ-વાકળનો કુળમોહ

કુળમોહ સર્વત્ર–તેમજ આપણી આખી નાતને–સજડ વળગ્યો છે. ચરોતરના પાટીદારોને જ વળગ્યો છે એમ નથી, કાનમ-વાકળના પાટીદારોને તો એથીયે વધારે સજડ વળગ્યો છે. ત્યાંનાં કેટલાંક ઘર તો એવાં છે કે તેમણે કન્યા ચરોતરમાં જ દેવી જોઇએ. અને ચરોતરમાં ગમે તેવે ગામ અને ગમે તેવે ઘેર કન્યા આપીને પણ પોતાનો કુળમોહ સંતોષાયો માને છે. એમ

ચરોતરમાં કન્યા આપ્યાથી તેઓ પોતાના ગાળામાં કુળવાન ગણાય છે, એ પણ તેમનો સ્વાર્થ છે. પણ એમ ચરોતરમાં કન્યા આપે ચરોતરમાં કન્યાઓની ભીડ થાય છે અને તેથી તેમના પિતાઓનું સંકટ વધે છે. વળી કાનમ-વાકળની કન્યાઓની કિંમત તો અહીં હલકી ગણાય છે અને એ પણ અહીં આવીને સુખી થાય છે જ એવું કંઇ નથી; પોતાના પિતાના કુળમોહને સ્વાર્થે એમ એ કન્યાઓ પણ દુઃખી થાય છે. ચરોતરમાં કન્યાની આમ છત થઇ જાય છે અને પરિણામે કેટલાંક વર્ષથી, કન્યાને જન્મતાં જ દૂધપીતી કરવાનો બંધ પડી ગએલો રિવાજ પાછો ચાલુ થાય તો કંઇ નવાઇ નહિ!

**લગ્નના દલાલો**

કન્યાપિતાઓની આવી સંકટમય સ્થિતિનો લાભ લેવાને નાતમાં એક વર્ગ ટાંપીને બેસી રહેલો હોય છે. લગ્નની મોસમની વાટ જોઇને તે લોક બેઠી જ રહ્યા હોય છે. એ વર્ગ તે કયો, તે તો અનુમાનથી પણ જાણી શકાય છે. એ વર્ગ તે 'લગ્નના દલાલો.' એ વર્ગ, પૈસાનો કે બીજો કોઇ પોતાનો સ્વાર્થ સાધવા ગમે ત્યાંની કન્યા ગમે તે ઘેર બંધ બેસાડવા કેવો દાટ વાળે છે, એ વાત તો આ માસિકના ગયા વર્ષના આસોના અંકમાં પૃષ્ઠ ૪૯૨ ઉપર છપાએલો ભાઇ બળવંતભાઇ દાદુભાઇ દેસાઇનો 'પાટીદાર જ્ઞાતિમાં લગ્નના દલાલો' વિષેનો પત્ર વાંચ્યાથી ખાત્રી થશે. આનું કારણ પણ કુળમોહ જ છે. કુળમોહથી મૂઢ બનેલા કુળહીન, પણ તાજા ધનવાન બનેલા કન્યાપિતાઓ ગમે તે ખર્ચે પણ અમુક જ ઘરનો વર વહોરવા નીકળે છે અને તેથી તે વર-ઘરના સંબંધીઓને ગમે તે હિસાબે પણ સાધીને પોતાની લાલસા પૂરી કરવા પ્રયત્ન કરે છે. ભૂખડી બારસ લગ્નદલાલો કુળમૂઢ કન્યાપિતા પાસેથી ધાર્યા પૈસા પડાવે છે અને લાકડે માંકડું વળગાડી આપે છે. પોતાની દલાલી ખાતર તેઓ કેવાં ધોળાં કરે છે, એ તો ભાઇ બળવંતભાઇના એ પત્ર ઉપરથી દીવા જેવું સ્પષ્ટ થાય છે. આવા દલાલોનો તો નાશ જ થવો જોઇએ.

**યુવકોના હાથમાં આનો ઉપાય**

કન્યાપિતાઓના આ સંકટનો અને લગ્નના એ ભ્રષ્ટ દલાલોનો નાશ કરવાનો ઉપાય યુવકોના હાથમાં છે. આજે યુવકોની છાપ દુર્ભાગ્યે એવી પડી ગઇ છે, જે જાણે તેમને જગતની કંઇ પડી જ નથી; એ બેજવાબદાર છે, એને બાપને પૈસે કોલેજમાં જઇ મોજ માણવી છે અને વધારે મોજ માણવા સસરા પાસેથી પૈસા કઢાવવા છે. બેશક બધા યુવકો એવા નથી જ, અનેક યુવકો ભાવનાશાળી છે, કર્તવ્યપરાયણ છે, એવો મને પણ અનુભવ છે. દેશની ભીડ વખતે તેઓ કમર કસીને નીકળી પડે છે, એ તો મહાત્માજીના દરેક

સત્યાગ્રહસંગ્રામમાં સાબિત થયું છે. ઘેર દાળભાત, રોટલી ખાનાર યુવક જેલમાં જઈને જુવાર(યુવાહાર)ના રોટલા આનંદથી ખાય છે. એટલે કેટલાક કહે છે કે તેઓ વિના જોખમે અને બહુ બહુ તો પોલીસની લાઠી ખાઈને સોંઘી કીર્તિ મેળવવા જેલમાં જાય છે, બાકી સમાજનો માર ખમવાનો પ્રસંગ આવ્યે તો તેઓ ભાગી જાય છે; પણ આ કથન સર્વથા સત્ય નથી. અને આ કથન ખોટું સાબિત કરી બતાવવા જેમ રાજ્ય સામે, તેમ જ સમાજ સામે તેમણે કેડ બાંધી નીકળી પડવું જોઈએ. જ્યાં જ્યાં સમાજનો જુલમ હોય ત્યાં ત્યાં તેમણે તે જુલમનો નાશ કરવા કેડ બાંધવી ઘટે. એવા વીર યુવકોએ પોતાનો સંઘ જમાવવો ઘટે અને સમાજના સડાનો નાશ કરવો ઘટે. પરઠણ અથવા બીજી રીતે એક પૈસાની પણ લાલચ રાખ્યા વિના ગરીબ ઘરની પણ સંસ્કારી કન્યા સ્વીકારવા તત્પર થવું જોઈએ. એટલા માટે પરઠણ નહિ લેનાર યુવકોએ પ્રતિજ્ઞા લેવી ઘટે. કન્યાઓએ પણ પરઠણ માગનાર હીનમાનસ યુવકની સામેય ન જોવું ઘટે, એવા યુવક ભણેલા હોય તેમને તો ખાસ તિરસ્કારવા ઘટે. બેશક એવું કરવાની શક્તિ આજે આપણી કન્યાઓમાં નથી આવી, પણ તેમાંથી કોઈ કોઈ પણ એવી નીકળે તો તેનું અનુકરણ કરીને બીજી કન્યાઓ પણ તે માર્ગે જાય.

### મહેળાવમાં જ્ઞાતિત્રાસ

આ અંકમાં પૃષ્ઠ ૫૬ ઉપર ભાઈ વલ્લભભાઈ મૂ. પટેલના છપાએલા ચર્ચાપત્ર ઉપરથી સમજાય છે કે પોતાને ન ગમતી વાતનો બચાવ કરવા નાતીલાઓ નિર્દોષ માણસોને પણ કેવા દંડે છે. બેન કમળાબેને પોતાની ઇચ્છાથી મોસાળમાં પુનર્લગ્ન કર્યું, તે પુનર્લગ્ન થતું અટકાવવા માટે ભાઈ ડાહ્યાભાઈએ તો ઊલટા પ્રયત્ન કરેલા. પણ એ ડાહ્યાભાઈએ જ કમળાબેનને પુનર્લગ્નમાં વેચી પૈસા ખાધા, એવો આરોપ મૂકીને એમના ગામના—મહેળાવના—પાટીદારોએ ભાઈ ડાહ્યાભાઈનો રૂ. ૮૦૦ દંડ કર્યો! આ તે નાતનો ઓછો ત્રાસ કહેવાય? પણ વડોદરા રાજ્યમાં આવા ત્રાસનું નિવારણ કરવા કાયદો કર્યો છે. આમ આરોપ સાબિત કર્યા વિના દંડનારને એ જ્ઞાતિત્રાસનિવારણ કાયદા પ્રમાણે રાજ્ય તરફથી સજા થાય છે. અને માનો કે ભાઈ ડાહ્યાભાઈ ઉપરનો આરોપ સાચો હોય, તોપણ તે આરોપસર સજા કરવાનો એ નાતીલાઓને અધિકાર શો? જેને એ વાત ખૂંચતી હોય અને અધિકાર હોય તે કાયદેસર પગલાં ભરે, પણ કાયદો હાથમાં લેવાનો એ લોકને અધિકાર? શો આવા લોકને જ્ઞાતિત્રાસનિવારણ કાયદા પ્રમાણે સજા કરાવવા ભાઈ ડાહ્યાભાઈએ કોર્ટના દરવાજા દેખાડવા ઘટે. તે વિના

એમની સાન ઠેકાણે નહિ જ આવે? ના, નહિ જ આવે.

### કડી પ્રાન્તમાં તીડાની દિવાળી

"જાલીસણા, તા. ૧૦. પાટણ તાલુકાના જાલીસણા તથા તેની આસપાસનાં ગામોમાં તા. ૭ નવેમ્બરને રોજ (બરાબર દિવાળીના જ બે દિવસોએ) સંખ્યાબંધ તીડોનાં ટોળાં ઘૂમી વળ્યાં હતાં. તેથી જાલીસણા તથા તેની આજુબાજુનાં કેટલાંક ગામોનો જુવાર, તુવર, સરસવ વગેરે પાકને ઘણું નુકશાન થયું છે. વળી આ સાલે પાછળના કમી વરસાદને કારણે કેટલોક પાક સુકાઇ ગયો હતો અને ઉપરથી આ તીડને ઉપદ્રવે ખેડુતોને ખૂબ જ ચિન્તાજનક સ્થિતિમાં લાવી મૂક્યા છે. તેથી આ સાલે જમીન મહેસૂલમાં રાહતની જરૂર છે. ઉપરાંત સિદ્ધપુર તાલુકાના વડવાડા, બ્રાહ્મણવાડા, સુંડાવ, વીશલવાસણા અને પાટણ તાલુકાના સંડેર, જાલીસણા, ગાનપુર, રૂવાની, કંથરાવી, વગેરે ગામોમાં તીડોનું ટોળું પડ્યાથી તમામ પાક સાફ થઇ ગયો છે અને બિચારા ખેડુતો ચોધાર આંસુએ રડ્યા કરે છે. આ ટોળું આઠ માઇલ લાંબું અને ત્રણ માઇલ પહોળું છે, જે મહેસાણા તાલુકાનાં ગામડાં તરફ ધસી રહ્યું છે. સિદ્ધપુર, પાટણ અને હારીજ તાલુકામાં ઝેરી પવનથી અને સખ્ત તાપથી કઠોળ અને જુવાર માત્ર ૭ આની પાક થવા સંભવ હતો, તેમાં તીડોએ ભારે નુકશાન કર્યાથી ખેડૂતો બેહાલ બની ગયા છે" ('ગુજરાત સમાચાર' તા. ૧૩ : ૧૧ : '૪૨).

### ખેડૂતનો કોઇ બેલી?

ખેડૂતની દશા ખરે જ દયાજનક છે. વરસ વરસને ખાતું આવે છે; કોઇ સાલ વરસાદ જ નહિ એટલે સુકો દુકાળ, તો કોઇ સાલ બેશુમાર વરસાદ એટલે લીલો દુકાળ; વળી ચાલુ સાલની પેઠે તીડોનો ભય તો ખેતીને માથે સદા ઝઝૂમતો જ હોય છે. આવી સ્થિતિમાં ખેડૂત બીચારો ખેતી પાછળ કાળી મજૂરી કરીને કાયા ઘસી નાખે છે, તો ય સુખે રોટલો ખાય એટલું ય કમાતો નથી. કેટલીક વાર તો ખેતી એને ખોટનો ધંધો થઇ પડે છે. સરકારનું જમીનમહેસૂલ અને શાહુકારના દેવાનું વ્યાજ ભરતાં ખેડૂતની કેડ બેવડી વળી જાય છે, તો ય એનું પૂરું થતું નથી. આમ આસમાની સુલતાની ખેડૂત ઉપર તૂટી પડે ત્યાં એનું બેલી કોણ? સરકારે અને શાહુકારે સમજવું ઘટે કે ખેડૂત જીવતો હશે તો તેઓ જીવતા છે, માટે તેમણે એના અવદશામાંથી ઉગારી લેવો જાઇએ—સરકારે જમીનમહેસૂલનું ભારણ એને ખભેથી હળવું કરી નાખવું ઘટે અને શાહુકારે પોતાની કુટિલ નીતિને છોડી સરળ રીતે ખેડૂત ઉપર થતો વ્યાજનો ત્રાસ દૂર કરવો ઘટે.

### ખેડૂત પોતે પોતાનો બેલી

સરકાર અને શાહુકાર ખેડૂત ઉપર થતો ત્રાસ દૂર કરે કે ન કરે, પણ

એક વાર 'જગતનો નાથ' ગણાતે ખેડૂતે એમની સામે દયામણે મોંએ હાથ ધરી ભીખ શા માટે માગવી? એનાં પોતાનાં હાડકાં સાબૂત છે, તો પોતાને બળે જ એણે ઝઝૂમવું જોઇએ, એણે આત્મવિશ્વાસ રાખવો જોઇએ. પોતાની કમાણી ટૂંકી હોય, તો તેને અનુસરીને ઘરખર્ચ અને વ્યવહારખર્ચ કરવો ઘટે. ઘરખર્ચ તો સામાન્ય રીતે ખેડૂત બહુ નથી કરતો, પણ વ્યવહારખર્ચમાં બાપ-પિતરાઇની નજરે પ્રતિષ્ઠા પમાય એટલા માટે એ લાંબો પહોળો થઇ પડે છે. તેવે પ્રસંગે એ પોતાનું તળ તપાસવાની પરવા નથી કરતો. મરણ-પરણને પ્રસંગે મોટી મોટી નાતો જમાડવામાં નવલાખનો એ ધણી હોય એમ ફૂદી પડે છે. ખેડૂતની આવી સ્થિતિગતિ હોય ત્યાં રૂપિયે ભરેલા કુંડ હોય તે ય ખાલી થઇ જાય એમાં કંઇ નવાઇ! અને એમાં એની જાત સિવાય દોષ પણ બીજા કોનો? ખેડૂતે પોતે આ વાત વિચારવી ઘટે, એણે આવક કરતાં ખર્ચ વધારે નહિ કરવું ઘટે. એનો બેલી સરકારેય નહિ થાય, શાહુકારે ય નહિ થાય આખરે એણે પોતેજ પોતાનો બેલી થવું પડશે. તેમ નહિ થાય, સમજીને સીધે રસ્તે નહિ ચાલે તો સરકાર ચાબુક મારીને સીધો ચલાવશે.

### વડોદરા રાજ્યમાં જમણવાર ઉપર અંકુશ

વડોદરા, તા. ૪. વડોદરા રાજ્યના દરેક પ્રાન્તમાં સરકારી જાહેરાતો દ્વારા જમણવાર ઉપર અંકુશ મૂકવામાં આવ્યો છે, તેમાં વડોદરા શહેરમાં તથા પ્રાન્તમાં ૫૦ કે તેથી વધુ, મહેસાણા પ્રાન્તમાં ૩૦ કે તેથી વધુ, નવસારી પ્રાન્તમાં ૫૦ કે તેથી વધુ અને ઓખામંડળ પ્રાન્તમાં ૭૦ કે તેથી વધુ માણસોનો જમણવાર કરવાની મનાઇ ફરમાવી છે. લોકોને હદ બાંધેલી સંખ્યાથી ઓછા પ્રમાણમાં વરો કરવાની છૂટ આપી છે" ('ગુજરાત સમાચાર,' તા. ૬ : ૧૧ : '૪૨). પણ લોક પોતાના હિત માટે થએલા કાયદાનેય ગાંઠતા નથી, એમ બાળલગ્નપ્રતિબંધક કાયદાના અમલ ઉપરથી જોઇ શકાયું છે અને પરિણામે આવા કાયદા રાજ્યને દફતરે શોભારૂપ પડી રહે છે. આવા કાયદાનો અમલ સખ્ત રીતે થવો જોઇએ. રસને જનારને પણ આવા કાયદાના ભંગ માટે સરકારમાં ફરિયાદ દાખલ કરવાનો અધિકાર આપવો જોઇએ. બેશક આવી ફરિયાદ કરવાનો પોલીસની તો ફરજ છે. પણ એ તો મોટે ભાગે 'પ્રજારક્ષક' થવાને બદલે 'પ્રજાભક્ષક' બની રહે છે, એટલે એના તરફથી તો આશા જ શી રાખવી? કાયદાનો ભંગ થાય એની ચોકી સરકારે કોઇ પણ ઉપાયે રાખવી જ ઘટે, અને ન રખાય તો એ કામ—કાયદાના ભંગને પ્રસંગે ફરિયાદ કરવાનું કામ—પ્રજાજનોને સોંપવું ઘટે.

સાક્ષર શિરોમણિ શ્રી. ઠક્કુર નારાયણ વસનજીનાં

# મહા મુલ્યવાન પુસ્તકો

હિન્દુ ગૌરવ ગ્રંથમાળાની અને બીજી

# અતિ મહત્વની નવલકથાઓ

આ હેન્ડબીલ માંહેના એકી સાથે રૂા. દશના પુસ્તકોનો ઓર્ડર આપનારને લાલચીન યાને કપટીનાં કારસ્થાન-ઐતિહાસિક નવલકથા, ૩૦૦ પૃષ્ઠ, પાકુ કાપડી બાઈન્ડીંગ રૂા. ત્રણનું અને રૂા. પાંચના ઓર્ડરવાળાને "માતા કે રાક્ષસી" (રૂા. ૧-૮-૦) ની

કીંમતી પુસ્તક ભેટ

૧——ગુરૂ ગોવિંદસિંહ અથવા ધુરંધર ધર્મ સમ્રાટ:—બાદશાહ ઔરંગજેબ અત્યાચારોથી, પોતાનાં પ્રાણાધિક પુત્રો તથા પોતાનું બલિદાન આપી પંજાબમાં હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા હિન્દુગૌરવને રક્ષનાર અને પોતા પાછળ વીરવૈરાગી જેવા બહાદુર બન્દાને હિન્દુત્વ રક્ષા માટે છોડી જનાર ગોવિન્દસિંહના જીવનના રોમાંચક પ્રસંગોને વર્ણવનારી અને મૃતપાય હિ ઓના હૃદયમાં ધર્મ તથા વીરતાની જ્યોતિને પ્રકટાવી દેનારી ઐતિહા નવલકથા. હાઈ કલાસ કાગળો, સોનેરી પાકુ પુઠું, પૃષ્ઠ ૩૦૦, કી. રૂ બે.

૨——વીર વૈરાગી અથવા બન્દા બહાદુર:—ગુરૂ ગોવિંદસિંહના અધુરા ર કામને નિર્ભયતાથી પુરૂ કરનાર, વિધર્મીઓએ ગુજારેલા અત્યાચારોનો ચ હિસાબ કરી નાખનાર અને હિન્દુ જાતિની રક્ષા માટે જીવનનુ બલી આપનાર વીર વૈરાગી-બન્દા બહાદુરનું ચરિત્ર એક આદર્શ નવલકથા રોમાંચક ઘટનાઓથી ભરપુર. આત્મરક્ષાના માર્ગો બતાવનાર અતિ ઉપયે પુસ્તક છે નવલકથા એટલી તો આશ્ચર્યક બનાવોથી લખાયેલી છે, અને પછી એક એવા તો પ્રસંગો આવે છે કે પુસ્તક અપુર્ણ મુકવાની ઈચ્છા થત નથી. પાકુ સોનેરી બાઈન્ડીંગ, ૪૦૦ પાના, ઉંચા ફાઈન કાગળો, કી. રૂ. બે

૩——હિન્દુ સંગઠન અથવા મરણોન્મુખ હિન્દુ જાતિની એક સં સ્વામી શ્રદ્ધાનંદજીના પુસ્તકનો અનુવાદ એટલી તો શૌર્યતા ભરી ભાષામાં

ઉત્તમ રીતે રસીક શૈલીથી લખાયા છે કે પુસ્તકને પુરૂ કરીજ લેવાની
ડી શકાતી નથી, ગુજરાતી સાહિત્યમાં એક અપૂર્વ અને અગ્રગણ્ય પુસ્તક
. પૃષ્ટ ૬૦૦, પાકુ પુઠું, કીં. રૂા. ચાર.

૧——જયંતિ અથવા સંતાલ વિદ્રોહ:—હૃદયભેદક ઐતિહાસિક નવલ
હિન્દુસ્તાનમાં ઈસ્ટ ઇન્ડીયા કુંપનીએ પગ દંડો મજબુત બનાવવા, જ્યાં
ત્યાચારો અને અવિચારી પગલાઓ ભરવા માંડયા હતા તે વખતે વીર સ
તાલીએ પોતાની સ્વતંત્રતાનાં રક્ષણ માટે હથીઆરો ખખડાવ્યાં. યુદ્ધમાં
સંતાલ વીરનરો અને વીર રમણીઓએ પોતાનાં પ્રાણોની આહુતીનાં
સંતાલ જાતીને અમર કીધી. પાના ૨૪૦, પાકુ પુઠું, કીં. રૂા. અઢી.

૨——સંસાર પારિજાત અથવા આદર્શ આર્ય અબલા:—આજકા
ભાગુ સુધારકોનાં અંતઃકરણો કેટલા ભયંકર કાળા હોય છે, લાખોનાં
ડો કેવી સીફતથી હોઇયા કરી જાય છે. અને સુધારકમાં ગણાતી સ્ત્રી
ાગળી પણ કેવી ચરકેલી રહે છે, એ જુઓ. અને એક આર્ય અબલા
આર્ય પુરૂષનું સ્વાર્થ ત્યાગીપણું અને બીજા અનેક ગુણો કેટલા આદર્શ
કે તે પણ જુઓ, દુનિયા કેટલી ભયંકર છે તે નગ્ન સ્વરૂપમાં દેખા
પાકુ સોનેરી બાઇન્ડીંગ, ઉંચા એન્ટીક કાગળો, કીં. રૂા. સવાબે.

૩——કાવ્ય કુસુમાકર:—ઠકકુર નારણજી વિસનજી જ્યારથી લખતાં શી
ત્યારથી માસિકો, અઠવાડીકો અને પત્રોમાં આવેલા અને કેટલાક અપ્ર
કાવ્યોનો અજબ સંગ્રહ, અનેક જાતનાં વિવિધ પ્રકારના નાના મોટા
ગીતો, છંદો શૃંગારીક કાવ્યો. પૃષ્ટ ૩૧૨, કીં. રૂા. અઢી.

૧૪——ચૂડેલનો વસો અથવા એક નદીની આત્મકથા:—આ વાર્તામાં
નામની નદીની આત્મકથા છે. નાટકકાર તરીકે રંગભૂમિ અને સિનેમા
તેઓ કેવું જીવન ગુજારે છે તેનો રહસ્યમય પડદો ખુલ્લો થાય છે.

બીજા ભાગોમાં અમદાવાદમાં સાધુના વેષમાં કેટલો અનાચાર
રહ્યો છે તથા બંગાળામાં એક ગરીબ બ્રાહ્મણની કન્યાઓના વરવિક્રયના રીવ
કેવા હાલ બેહાલ થાય છે. તેની કરુણરસિક કથા છે. એ ઉપરાંત દિલ્હીની

Reg. No. B. 1785

૧૯૯૮ 卐 પોષ

卐 **પાટીદાર** 卐

વર્ષ ૨૦ 卐 અંક ૩

## વિલાસી યૌવન!

જે યુવકને કુસ્તી ન આવડે એને નૃત્ય કરવા દેવાય? એના નૃત્યમાં નામર્દાઈ સિવાય બીજું કયું તત્ત્વ આવી શકે? જે યુવકને વ્યાયામનો શોખ નથી, જે યુવકને અંગમહેનતમાં શરમ આવે છે, જે યુવકની કમર વળી ગઈ છે, એ યુવક નૃત્ય કરે એ વધારે સારું કે અખાડામાં જઈ કસરત કરે એ વધારે સારું? જેને કસરતનો શોખ નથી, જેનો કૃશ દેહ ગુજરાતની શરમનો નમુનો છે, એને નાચનો જોવો એ ગુજરાતની શરમ વધારવા જેવું છે. પગમાં દુર્બળ, નિર્માલ્ય સત્ત્વહીન પ્રજાને નૃત્ય કેવાં? વિલાસી શણગાર સિવાય એ નૃત્યમાં કયો લાભ લાવી શકે? એ શૃંગારરસ નહિ, પણ રસાભાસ છે. નૃત્યના વિરોધી તરીકે નહિ, પણ નૃત્યના પૂજક તરીકે હું આ કડવી વાણી ઉચ્ચારું છું. આજના ગુજરાતનો નૃત્યશોખ માનસિક માંદગીનું જ પ્રદર્શન છે.

('સ્ત્રીબોધ') રમણલાલ વ. દેસાઈ



 

તંત્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ
વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ



—*—

૧. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં મોરજાસાથી બેન ભાનુમતી શિવાભાઇ ધોરીભાઇ પટેલે (શિ. ૨૫=) રૂ. ૧૬–૯–૦ અને કંપાલાથી ભાઇ અંબાલાલ શિવાભાઇ પટેલે રૂ. ૧૦ મોકલ્યા છે, તે ઉપકાર સહિત સ્વીકારૂં છું. બેનોને 'પાટીદાર' વિનાલવાજમ પણ વંચાવવું ઇષ્ટ છે એમ માનનાર સધન ભાઇઓનો આ ફંડમાં પૈસા મોકલશે એવી આશા છે.

૨. કાગળના ભાવ ચઢ્યે જ જાય છે એ આ અંકની પ્રસંગકથા ઉપરથી જોઇ શકાશે અને એમ 'પાટીદાર'નું ખોટખાતું પણ વધ્યે જ જાય છે. એ ખોટ પૂરી કરવા સહાનુભૂત વાચક ભાઇઓનો રોકડ મદદ ન મોકલે તો કંઇ નહિ, પણ એકેક બબ્બે ગ્રાહકો વધારી આપે અને જેનાથી બને તે જાહેર-ખબરો આપે અથવા અપાવે તો ઉપકાર થાય.

૩. કાગળની એક જ બાજુ લખેલા લેખો સ્વીકારવામાં આવશે એવી સખત સૂચના ગયા અંકમાં પ્રકટ કરવામાં આવી હતી. પણ કાગળની સખત મોંઘવારીને લીધે છાપખાના સાથે ગણીને એવી યોજના કરવામાં આવી છે, કે જે લેખ ફૂલ્સકેપ કાગળના ચોથા ભાગ ઉપર લખાએલો હશે, તે એવા ચોથિયા કાગળની બે બાજુ લખેલો હશે તો લેવાશે.

૪. આફ્રિકાના ગ્રાહક ભાઇઓ હવે પોતાનાં લવાજમ તુરત મોકલે. અહીં કાગળની મોંઘવારીને કારણે છાપખાનાનાં બીલ ભરવાં કેવાં આકરાં પડતાં હશે, તેનો વિચાર એ ધનવાન ને તેથી માતબર ભાઇઓ વિચારે તો ઠીક પડે.


આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ઉમિયાશંકર જીવણલાલ ઠાકરે છાપ્યું અને લીલાવતીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૧૨:'૪૨.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૯ વર્ષ ૨૦ — આણંદ — પોષ અંક ૩

## વર — એક સમાલોચના

રેવાબા અમદાવાદ જઈ બીજવર જોઈ આવ્યાં, તે ઉપર બપોરની સ્ત્રીમંડળની બેઠકમાં જુદા જુદા દૃષ્ટિકોણથી 'વર' વિષે સમાલોચના શરૂ થઈ.

લીલા: "રેવાકાકી કહે છે તેવું મારું હોય તો બે છોડીઓ ચંપાને શી ભારે પડવાની હતી?"

મગરથે વિરોધ નોંધાવ્યો: "બળ્યું, સાવ સોનાનું હોય તોય શા કામનું? નાનપણમાં પહેરવા ઓઢવાનો વખત હોય ત્યારે, બસ એવું જ પારકાં મૂતર ધોવાનાં!"

અંબા સૌથી મોટી હતી અને એકાદ બે જણની કાકી થતી હતી, પણ જરા બકબાબોલી હતી, એટલે એણે બધાંના મનમાં જે હતું તે ઉઘાડું કરી નાખ્યું: "બીજવર તે બીજવર! માખણ લેઈ લીધા પછીની છાશ ગમે તેટલી સારી હોય, તોય છાશ તે છાશ!"

સુશીલા: "'બીજવરને પરણી જે મહાસુખ પામશે રે લોલ!' એ ગીત ત્યારે શું ખોટું છે?"

જમના પોતાના અનુભવની વરાળ કાઢતાં બોલી: "ગાવું એમાં શું? પણ..."

"ના ના, એવું ના બોલશો, નવી કાકી! તમારા વખતમાં ને અત્યારે આભ જમીનનો ફેર છે." જસોદાએ એને પૂરું બોલવા દીધા વિના જ બચાવ કર્યો: "પેલી કનકને ચાળીસ વર્ષના મોતીલાલ અમીન સાથે પરણાવી ત્યારે બધાં બૈરાં એની માને તોડી ખાતાં હતાં કે એના કરતાં કૂવામાં નાખી હોત તોય નિરાંત. પણ અત્યારે તમે એને જુઓ તો ગોંગાં આંગળાં જ ઘાલી જાઓ. શું સુખ ગમ્યું છે એ છોડીને! હાથે પંચોતેર રૂપિયાનું ઘડિયાળ, બજારમાં

નીકળે ત્યારે રેશમી સાડી, અંબોડે બકુલની વેણી, એક હાથમાં છત્રી અને બીજા હાથમાં પૈસાની થેલી! મોતીલાલે એક ઉપલા દાંતનું ચોકઠું બનાવ્યું છે, પણ સાથે ચાલતાં હોય ત્યારે કોઈ એમ ન જાણે કે કજોડું છે!"

જમના: "એ તો બધા ય બીજવર માગા કરતાં વધુ પીગ્સવાના, પણ એમ શણગારે સજ્યે કંઈ અંતરની ભૂખ મટી? અને હજુ મારું ન માનતી હોય તો કોઈ વાર કનક આવે ત્યારે ખાનગીમાં એટલું જ કહેજે: 'બેન, તું તો બહુ જ ભાગ્યશાળી!' એની આંખોમાંથી આંસુ દ્વારા જવાબ મળે છે કે નહિ?"

રાધા: "એ બધા ઊંડા પાણીમાં ઊતર્યા વિના બીજે કરવું શું ખોટું? કણબી કઈ કાતરા ખાઈ ગયા છે? જરા ખોળવું તો પડે સ્તો!"

સમરથે બીજો છોકરો બતાવ્યો: "જયંતિને ઘેર એનો ભાઈબંધ અરવિંદ આવ્યો હતો, તે સરસ છે. પણ એનો બાપ ક્યાં માને છે?"

અંબા: "એવા તો છપ્પનસેં ને છાસી છે, પણ પાછું જે ગામમાં ન જવાનું-હોય ત્યાં શા કામનું? નહિ તો નાગાપરવાળા જેશંગભાઈનો ગોરધન ખાસ્સો કૉલેજમાં ભણે છે, દેખાવડો છે, આમ મિલકતે ય બીજા કરતાં સારી..."

"પણ એ ઊંડા કોતરમાં તે કોણ કન્યા નાખે?" જમનાએ વચ્ચે કહ્યું.

અંબા: "એ જ મોકાણ છે ને! છોડી નાખનારે બધી બાજુનો વિચાર કરવાનો. એવા મન ગેહતા એક બે પગણે જડે ત્યારે કોઈ ના કહે, કોઈ બીજવર પડે, તો કોઈ વળી જરા શ્યામ પડે!"

જશોદા: "એ તો બધું ય જોવાનું. મૂળે આંખને ગમે એવો ન હોય અને બધું ય સારું હોય તો ય શા કામનું? લલિતાને આમ કંઈ દુઃખ છે? મહિને ત્રણસો રૂપિયા પગાર લાવે છે. પણ ખરું પુછાવો તો મને એ દીઠો ય ગમતો નથી. કાળો કાળો કલાડાના બુખા જેવો, ડોળા ય ફાટ્યા ને ફાટ્યા રહે છે; મોંઢું જોયું હોય તો ભૂંડના જેવું લાંબુલસ! એના કરતાં મનને ગમે એવાની સોડમાં છાશ ને રોટલો ખાઈને રહેવાનું હોય, એય સારૂં."

લીલા: "નર્યો કનૈયાલાલ જેવો હોય તેમાંય શું રંધાયું? મણિનો વર જોયો હોય તો જોતાંવેંત ગમી જાય. પણ બિચારી મણિ જેવી સુશીલ સ્ત્રીને મૂકી કેટલાંની યે પાછળ ભમ્યાં કરે છે."

અંબા: "વિવાહ કરવો એમાં કંઈ ઓછો વિચાર કરવાનો છે? ભણેલો હોય, પણ વ્યવહારમાં કશી ગતાગમ ન હોય. ચંચળ કાકીનો જમાઈ મોટો સરકારી વકીલ છે. પણ સગુંસાગવું ગયું હોય તો ય ના બોલવું, ના ચાલવું;

એને તો એનો ધંધો ભલો ને એ ભલો! ગડ્યુ, આપણે તો વ્યવહારમા બેઠા એટલે નયું" એવુય શા કામનુ?"

જમના: "મૂઆ એ ભણેલા! તો વાત જ જવા દો ને! રણછોડ દલાલનો જમાઇ બારિસ્ટર થવા વિલાયત ગયો ને ત્યાંથી પાગમણ લેતો આવ્યો! શાન્તા આમ દેખાવડી ને માત અંગ્રેજી ભણેલી છે પણ ભણ્યા એટલે એ મારી કે પેલી સારી, એ જ એમને તો ભાંજગડ'

ગધા: "પણ કંઇ ભણેલા બધાય એના જેવા હોય છે? પુનમભાઇનો જમાઇ મુંબઇમાં મોટા દવાખાનામાં મોટો સાહેબ થયો અને આ બન્ને વરવહુને જોયા હોય તો બે દાણા ન ગળે ના દેખાવમા ગળે ના કામમા ભલીવાર ગળે અને કહ્યો તો પેલે અવતાર છૂટ્યો હોય ના ભાગ્ય! બધાય કહેતા હતા કે એ છોકરીને સંઘરશે જ નહિ પણ એણે લઇ જઇને એવી સુધારી દીધી કે અત્યારે જોઇ હોય તો કહેશો એ ચામળ જ નહિ! ઘેર કાગળ લખે છે, તે સાંભળ્યા હોય તો આપણને થાય કે મૂઇમા આટલુ બધુ ડહાપણ ક્યાંથી આવ્યુ!"

જમના: "એવા જાતવાળા તો અત્યારે બહુ થોડા!"

જશોદા: "એ તો ભાગ્યની વાત છે! વિમળાના વરમા છે કોઇ જાતની ખોડ? કુળ છે, ઘર છે, ભણતર છે, આમ નોકરીય સારી છે પણ માબાપે એનો તો એનો, પણ જોડે વિમળાનોય ભવ બગાડ્યો ને? એ તો બિચારો પહેલેથી જ ના કહેતો હતો કે મારે પરણવું નથી. ડૉક્ટરે મને ચોકખુ ના કહ્યુ છે પણ મા બાપ કહે 'નકબોદિયા, ડાક્તર તો પૈસા ખાવા ગમે તે કહે, પણ આપણા ઘરમા કોઇ કૂવારૂ રહ્યુ છે, તે તને રહેવા દેવાય?'"

અજવાળી: "સ્ત્રીના અવતારમા તે કંઇ ઓછુ જોવાનુ છે? મોહન મતાદારની વહુને સાસુનું ઓછુ દુ:ખ છે? ધણી જુઓ તો લાખ રૂપિયાનો, પણ નગ્ગર સાસુ પેટમા પાણી ટકવા દેતી નથી. વહુ બિચારી ઘરનુ બધુય કામ કરી લે છે, પણ કુળજાથી બેઠા બેઠા ઢોંગ રમાડવા પડે તેય વેઠાતુ નથી. તમે સાંભળ્યુ હોય તો કહેશો, આવુ બોલે છે?—'ગડ મચવાતા નથી ત્યારે જરૂર જરૂર શુ કરવા કરો છો' છોકરોય બિચારો સાંભળીને સમસમી જાય છે. પણ શુ કરે? જુદો રહ્યો, પણ એવા જીવ બાંધ રહે ત્યારે ને? આપણે જ વિચાર કરો ને કે આવો કકામ હોય તો આપણાથી રે વેઠાય?"

લીલા: "એમ સમજીને જ રેવાકાકીએ બીજવર છે તોય વિચાર ગોઠવ્યો છે ને? કોઇ લક્ષણ અજાણ્યુ તો નહિ? પાછળ છોકરા હોય તો ઉપાધિ છોડીઓ તો આજ છે ને કાલ નથી. આ તો કાયમ પરદેશ રહેવાનુ, એટલે

'સાસુ-નણંદની ઉપાધિ તો નહિ!"

જમના: "એ તો અગરતાં ફાંફાં મારે છે. સારું હોય તો માગે એના કરતાં સવાયું દા પાડતાં શું થાય છે? ઉછાંછળેલો આટલો અવસર છે અને પૈસે ટકે પહોંચતાં છે. એ તો આપણામાં થોડીક આવડત જોઈએ. અત્યારના છોકરા તો 'મનમાં ગોઠી ગયું તો માબાપને બાજુએ મૂકીને ય પરણી જાય છે. અરવિંદ બધી વાતે સારો હોય તો એક વાર છોડીને આંખે ચઢાવવી, એમ હોય તો વાતચિત કરવાનો અવસર આપવો. શું કરવું ત્યારે? વખત વર્ત્યા વગર છૂટકો છે કંઈ?"

લીલા: "ચંચળને એ તો કશું ય શીખવવું પડે તેમ નથી. એને નરેન્દ્ર ઘેર બોલાવ્યો ત્યારે ચાના પ્યાલા આપવા એ જ ગઈ હતી."

જમના: "એ તો નયું બળથી ના થતું હોય તો કળથી ય કામ કાઢવું પડે."

અંબા: "હેંડ મારી બઇ! પરણવું હોય તો પરણે, નહિ તો પડે એંસી હાથના ઊંડા ધરામાં! પરણતા પહેલાં તે એવાં ચાળા કરાતા હશે?"

જમના: કેમ 'હેંડ મારી બઇ' વળી? અનાદિ કાળથી એમ જ ચાલતું આવ્યું છે કે બીજું? પૈસાનું જોર હોય ત્યારે એ આપીને વશ કરાય. ભણતરનો જમાનો આવ્યો ત્યારે તેનો આશરો લીધો. હવે મનગમતાની વાતો આવી ત્યારે એ ઉપાય! બિચારી સ્ત્રીની માથે તો પહેલાં ને અત્યારે 'કેમ કરીને ધણીને ગમું?' એ સવાલ ઊભેલો જ છે."

અંબા: "શું ધૂળ જોવાનું હતું? ઉપર ઉપરની ટાપટીપ જોઇ અંજાઈ જાય. પણ મહીંના ગુણ તો મહાદેવજી જાણે! એમ જોઇને કરેલાંના ય ભવાડા કયાં ઓછા છે? મનસુખ પંડ્યાની વીણા મોહીને જ પરણી હતી ને? અને બે જ વરસમાં ન ફાવ્યું તે ઝગડો કોર્ટે ગયો. આપણા જેવી બિચારી હોય તો બળીચંપઇને બેસી રહે, પણ બહાર નાક તો ન કપાવે! એ ઉપર શું મૂંડ મૂંડાવ્યું છે? ભણતા હજુ શી ધાડ મારશે તે જ કોને ખબર છે?"

લીલા: "એમ ભણતર ન જોવું હોય તો વિઠ્ઠલભાઇનો શાન્તિ શો ખોટો? વીસ વરસનો હશે. પાંચ વર્ષથી આફ્રિકા છે. ગઇ સાલથી આગવી દુકાન ચલાવે છે. મારો જોએલો છે. આમ દેખાવડો ય ખરો. જોકે ભણ્યો નથી બહુ, પણ ચંપાથી કંઇ ઓછું નથી ભણ્યો."

જશોદા: "પણ એનો વિવાહ તો થઇ ગયો છે ને?"

અંબા: "એ છોડી તો નહિ પરણી ગઇ! પેલો પાંચ છોકરા જ સાથે લેઇ જઇ એકલો પરણી આવ્યો, તે જ."

રાધા : "ત્યારે એણે કેમ વિવાહ તોડ્યો?"

લીલા : "એ તો વિવાહની વાત જ એવી, પાંચ જગાએ ગાળા મૂક્યા હોય તેમાં જે શિકાર સારો ઝપટમાં આવ્યો તે ખરો. અને એય ક્યાં દબાણ વગર બને એવું છે? એનો કાકો, જે એને આફ્રિકા લેઇ ગયો છે, એ કાકીને પોતાના કુટુંબની કન્યાનું ત્યાં બેસાડવું છે. પણ એના બાપનો વિચાર મોળો ખરો. ચંપાની મોટી બેન કમળાના સમરાનું યે દબાણ ચાલે એવું છે."

અંબા : "એમ તો અંબાલાલ ચોકસી શા ખોટા? નામીચા માણસ તો ખરા. છોકરો ઝાઝું ગોઢપમ્ ભણ્યો તો નથી, પણ તમારે સોનાચાંદીનો હિસાબ કરે તો પઇની ભૂલ ના આવે."

લીલા : "કહે છે ને કે એને સારૂ વિઠ્ઠલ વાઘજી ફરે છે?"

અંબા : "એવા તો છપ્પન જણ ફરતા હોય, પણ એમને કરવું હોય તો એ બધાય રહે."

રાધા : "વાઘજીકાકાએ સવિતાનો વિવાહ કર્યો, એ પણ સારૂં જ હતું."

અંબા : "જવા દે ને એ બધી મોટી મોટી વાતો. ગામ જાણીતું હોય, તેથી શું થઇ ગયું? ઘરમાં રાંડેલી એની સાસુનું જ ચલણ. બે વહુઓની જાણુશો પૂંછડા તળે દબાવી છોકરાઓને હાથપગે જુદા કાઢ્યા, તે જ કે બીજી? ઘર અંદર તો, આપણે કંઇ જોવા નથી ગયાં, પણ વાંસડા ફરે છે. તેમાં વળી ઘરેય મૂકેલું છે. પણ એ તો ધણીને ગમ્યું તે સાવ સોનાનું!"

જમના : "લગનના કામમાં થાય છે જ એવું. જ્યાં સુધી વિચાર કરીએ ત્યાં સુધી એનો અંત આવે જ નહિ. પણ આંખ મીંચીને પડતું નાખ્યું એટલે બધાય કહેવાના કે ઠીક બેસી ગયું."

લીલા : "આંખ આગળ હોય તોય ઘણી વાર દરિયો ડહોળવા જેવું થાય છે. આ મૂળજી મોટાએ આખાં બધાં ગામ વાટી નાખ્યાં અને છેવટ કર્યું ત્યારે ઢેકું નાખે એટલે જ દૂર! રોજ પગનાં તળિયાં ઘસી નાખેલાં ને છેક છેવટ સૂઝ્યું!"

અંબા : "બધે ફાંફાં મારી છેવટ પડતું નાખ્યું. જોકે છોડી દુઃખી નથી થવાની, પણ આપણા ગામનો તો આ પહેલો જ ઉતાર!"

જશોદા : "ગામને જોવા બેઠે ક્યાં પાર આવે?"

અંબા : "ત્યારે એમ કશુ જોયા કર્યા વગર પડતું નાખવું હોય તો રોજના પાંચ વિવાહ કરવા હોય તોય શા મોટા વેદ ભણવાના હતા? કંઇ છોકરા ઢઢતાઇ ગયા છે? પણ ગોળ ને ખાંડમાં ફેર તો ખરો રસો!"

લીલા: "હવે આપણે તો ગજ્યા સાથે કામ છે કે એના રૂપરંગ સાથે?"

અંબા: "ત્યારે ગજ્યું જ શોધવું હોય તો રેવાકાકી જોઇ આવ્યાં તે શું ખોટું છે?"

એટલામાં પશ્ચિમ તરફ આગેકૂચ કરતા સૂર્ય તરફ નજર ગયાથી સભાનું કામકાજ એકાએક આટોપી લેતાં જમનાએ કહ્યું: "ગજ્યું હશે ને મોળું હશે તોય જેના ભાગ્યમાં જ્યાં જવાનું હશે ત્યાં જ છેવટ તો જવાનું. માબાપ તો વચ્ચે ખાલી દલાલ છે."

સણિયાદ, તા. કરજણ ઇશ્વર પેટલીકર

—*—

## વહુ કોની?

'વહુ!' એ જ અક્ષરના આ શબ્દને વાંચતાં કોઇક 'વહુઘેલા'ની દૃષ્ટિ લેખ લખનાર માટે વક્ર બની જાય તો ના ન કહેવાય, અને એકાદ સાસુ તો 'વહુ' વાંચતાં જ ક્રોધથી બળી ઊઠે એ કલ્પી શકાય તેવું છે. પરન્તુ સૌથી વધારે તો કોઇ વહુવિહોણા વાંઢાનો ખોફ ઊતરી આવે તો બનવા જોગ છે, કારણ કે એનાં જ સ્વપ્નોની સૃષ્ટિમાં આછા ઘૂંઘટમાં મંદ મંદ હાસ્ય કરતી, કુમકુમના સેંથાથી અને લલાટે તિલકથી શોભતી, આંખોનાં નેહકિરણો વેરતી કે ઝાંઝરના ઝણકારથી હંસચાલે લહેરાતી કોઇ વહુની એણે અભિલાષા રાખી હોય તો એના એ હૈયાના ઉમળકા વણમ્હોર્યા જ કરમાઇ જશે!

પત્ની માટેના આદર્શો, એને માટેની ગગનચુંબિત કલ્પનાઓ કે એ અર્ધાંગના માટેની ઉપમાઓ ફક્ત મનુષ્યોના કપટી હૃદયમાં બિછાવેલી જાળ છે. આજના શિક્ષિત છતાં અન્યાયી સમાજમાં વહુઓ એ જીવતું જાગતું દોજખ છે. પુરુષો એના ગુણોને નહિ સમજી શકે માડીના કોડભર્યા મંદિરને, વહાલેરાં સગાં-સંબધીઓને ને પિયેરનાં સ્નેહીજનોને વિસારે મૂકી સાસરીમાં આવતાં જ પારકાંને પોતીકાં કરીને અપનાવી લેવામાં તેની દીનતા, ધીરતા, સુશીલતા ને સહનશીલતા કઠોર હૃદયનો પુરુષવર્ગ નરી અંધતાથી નહિ જ પારખી શકે!

પુરુષે પરણીને સાસરે જવાનું હોત તો એને જાતઅનુભવથી એનો ખરો ખ્યાલ આવત. આજે તો રોજના નિત્યક્રમની માફક સ્ત્રીએ સાસરે જવું એ તો સ્વાભાવિક સર્વસામાન્ય બની ગયું છે, તેથી એનું રહસ્ય કોઇ જોતા જ નથી! પોતાને આધીન આવેલી વહુની ઉપર એક નરાધમે મારવાનો અખતરો અજમાવ્યો

અને એ કામલાંગીના દેહને શારીરિક સજા કરીને સંતોષ અનુભવ્યો,. તેમાં એ સ્ત્રીની સહનશીલતાએ અને શક્તિએ એ 'પતિદેવ' સામે ઇન્કાર ન પોકાર્યો એટલે એ પતિદેવ માનવ મટીને 'વહુ'ને પશુ તરીકે ગણવા લાગ્યો. આ છે મનુષ્યજાતિનો ઉપકાર સામેનો પ્રતિઉપકારનો ન્યાય!

વહુનાથી થતા દોષો સદા અક્ષમ્ય જ ગણવામાં સાસુઓ પોતાની હોશિયારી સમજે છે. કોઇ પણ નાનીશી વસ્તુના અકસ્માત્ નુકસાનને અંગે એના ઉપર સમાજમાં સીતમ ગુજરાય છે. બે પૈસાનો ઘડો કે ત્રણ પૈસાની હાંડી એનાથી ભાંગી જાય કે ફૂટી જાય તો એનું ખાધુંપીધું બાળી નાખે અને પોશ પોશ આંસુએ રડાવે! અરે, કેટલીક વાર તો સાસુને અપરાધે વહુએ સજા સહેવી પડે! સાસુથી કલેડું ભાગે ને પડે વહુને માથે! સમાજમાં વહુઓ માટે નર્યો અન્યાય જ છે 'સાસુ ભાગે તે ઠીકરા અને વહુ ભાગે તે કલેડાં' એવો જ સમાજમાં ન્યાય છે. 'સાચા બોલી સાસરે ન સમાય!' વહુની સત્યતા પર ઇતબાર રખાય જ કેમ? અને સાસુના બોલવા ઉપર શંકા સંભવે જ કેમ? આ સંજોગોમાં હિંદુ સંસારમાં દયાદૃષ્ટિની કે ન્યાયની તો વાત જ શી?

આપણી કોમમાં છોકરી જન્મે ત્યારથી મરણપર્યંત તેનો આત્મા શાન્તિ અનુભવતો નથી. જન્મે ત્યારથી જ માબાપો તેને વેઠ તરીકે ઉછેરે છે, કારણ કે સમાજ તેને પૂર્વજન્મની લહેણદાર ગણે છે! એકની એક દીકરીને પણ 'બેન, છુટશો કે મરશો?' જેવા પ્રશ્ન પુછાય છે, પણ ગમે તેટલા દીકરા હશે તો ય કંઇ પણ અઘટિત કહેતાં કોઇની જીભ નહિ ઊપડે આમ સમાજમાં દીકરીનું સ્થાન છે જ નહિ એને માટે લાડકોડ રખાય જ નહિ, એવી માન્યતા છે!

વહુની કિંમત એક કલેડા જેટલી પણ નહિ! ક્ષુદ્ર કલેડાની બાબતમાં આમ રામાયણ માંડીને સાસરિયાં હાથે કરીને પોતાની નીચતા ઉઘાડી પાડે છે અને વહુને નીચ પશુથી યે નપાવટ ગણીને એની સાથે વર્તન ચલાવે છે. એ એટલું ય સમજતાં નથી કે મારા કુળનું નામ રાખવા જ એ આવી છે. એ જ વહુના અને પોતાના પુત્રના સહયોગથી પ્રાપ્ત થનાર પુત્રથી પોતાની પેઢી ચાલુ રહેવાની છે. આ સર્વસામાન્ય વાત પણ ન સમજતાં કોમલાંગી નારીને રેસી નાખે છે.

ઘાતકી સાસરિયાંને હાથે આમ ગરીબ ગાય જેવી કેટલીયે કુલવધૂઓ રિબાઇ રહી છે! સમાજ વહુ પાસે મજૂરણ માફક કામ લે છે, અને તે ય ધાકથી, મહેણાંટુંણાંથી. એની સાથેના વર્તાવમાં દયા, સ્નેહ કે મિઠાશને ભૂલી

જાય છે અને નરી નિષ્ઠુરતાથી વિકરાળ સ્વરૂપ ધારણ કરી લે છે, અને તેની પાસે બેસુમાર કામ લે છે. આ ગદ્ધાવૈતરું કૂટતાં ય તેનો 'માવડિયો ભરથાર' ગદ્ધામાર મારે તો તે ખાઈ લેવાનો! આ બધું જ્યારે વહુથી સહન નથી થતું ત્યારે તેનો આત્મા અકળાય છે.

એનો અકળાતો આત્મા હિંદુ સમાજની વહુના આવા નીચ અવતારમાંથી છૂટવા તર્કવિતર્કો કરે છે અને કેટલીય વહુઓ આપઘાત કરે છે. એને લાગે છે કે હિંદુ ઘરમાં વહુ તરીકે જન્મવું એ જ જખ મારવા બરાબર છે! એને મન તો માતા એ શીળી લીમડી છે અને સાસુ એ કાંટાળી બોરડી છે!

સમાજે 'લક્ષ્મીદેવી'ની પોકળ ઉપમા આપીને એ વહુને માટે શું બાકી રાખ્યું છે? પરણ્યા પછી એને માટે સાબરમતીની કે યરોડાની જેલ કરતાં યે નપાવટ અંધારી કોટડી તૈયાર જ રાખી છે. જેલના કાયદા પ્રમાણે જ કેદીએ હુકમો પાળવાના, તેમ એ વહુએ કેદી તરીકે જ વર્તવાનું! જેલના કાયદા પ્રમાણે સાસુ ખાવાનો હુકમ ફરમાવે ત્યારે વહુએ ખાવા બેસવું, ઘરનું સર્વ પ્રકારનું વૈતરું કરવું, અને તેમાં કાંઈક ભૂલ થાય તો તુચ્છ પ્રકારનાં વચનો સાંભળવાં—એમાં જ વહુની ખાનદાની ગણાય!

વળી પિયેરથી આવે ત્યારે "વહુ! તમારા બાપે શું ઘડાવ્યું? શાં લૂગડાં કરાવ્યાં? અને માટલી કે ખાવામાં શું મોકલાવ્યું?" વગેરે પ્રશ્નોથી જ વહુને "આ તો પિયેર નથી, પણ સાસરી છે," એનું ભાન કરાવી દે છે. તે ઉપરાંત જ્યારે તેના પિયેરમાં તે જાય ત્યારે તેને તેનાં પૂરતાં ઘરેણાં પણ ન આપે, અને એને રડાવીને કાઢે એ તો જુદું! વહુ જ્યારે સીમંતને પ્રસંગે પિયેર જાય ત્યારે તેનાં બધાંય ઘરેણાં ઉતારી લેઈ સાવ બુઠી કરીને ધકેલી દે,—શુભ પ્રસંગે પણ વહુ કકળીને જાય—કારણ કે રખેને તે મરી જાય તો ઘરેણાં તો નકામાં રહે! એવી હલકટ અને નીચ ભાવનાથી વહુના કોમળ હૃદયને વિશેષ ક્ષીણ બનાવે છે.

વહુ જેવા નમ્ર, સહનશીલ, ધૈર્યશીલ, પ્રેમાળ અને માયાળુ આત્મા માટે સમાજમાં આવો અવળો ન્યાય કેમ? એ બધાનું મુખ્યત્વે કારણ એ જ કે એ સસ્તી છે. 'સ્ત્રી મરી ગઈ તો ઊંદરડી મરી ગઈ!' એ શબ્દો ઉચ્ચારનાર માણસોને, પાંચ દશ હજાર હોય તો વહુ મળે, નહિ તો આજીવન વાંઢા જ રહેવું પડતું હોય, તો ખબર પડી જાય કે વહુ એ 'ઊંદરડી' નથી, પણ 'ગૃહલક્ષ્મી છે!'

"અરે પરમાત્મા! મને પાટીદાર સમાજમાં વહુ કેમ બનાવી?" એવા આખરી ઉદ્‌ગારો કાઢતી વહુને માટે સાસરિયાંએ તેના પ્રત્યે જોહુકમીથી કામ ન લેતાં પ્રેમપૂર્વક વર્તન ચલાવવું જોઈએ. અને જો તે પ્રમાણે થશે તો આપણી

ભાવિ પ્રજા પણ સંસ્કારી થશે, કારણ કે સ્ત્રીના કકળતા આત્માનું લોહી શોષાઇને જે સંતતિ ઉત્પન્ન થાય છે તેમાં અને પ્રેમપૂર્વક સદ્વર્તનથી પોષાતી સ્ત્રીથી થતી સંતતિમાં આભ જમીનનો તફાવત પડે છે!

સ્ત્રી—અને તેમાંય હિન્દુ સમાજની વહુ એ ખરેખર મનુષ્ય છે, એનો આત્મા, દેહ અને જીવ કોમળ છે; અલબત્ત આજે તો એ નિઃસહાય છે એના આત્માની શાન્તિ અર્થે આખાય સમાજે ખૂબ વિચારીને પગલું ભરવાનું છે. એના ક્ષુલ્લક દોષોને મહાન સ્વરૂપ આપવાનું છોડી દઇને તેના કાર્યમાં સરળતા થાય તેવું પ્રેમપૂર્વક શિખવાડવાનું છે અને ત્યારે જ આપણી 'વહુઓ' વહુ મટીને સાચી 'ગૃહલક્ષ્મી'નો અવતાર બનવાની છે।

સાસુઓનો હૃદયપલટો થઇ મા અને સાસુ વચ્ચેનો ભેદ ક્યારે ટળશે? આપણા સમાજની સાસુઓ વહુની ખરી માતાઓ ક્યારે બનશે? પુત્રીના જેવું વાત્સલ્ય પુત્રવધૂ ઉપર ક્યારે દર્શાવશે? સાસરિયાઓ પોતાનું વર્તન સુધારે જ હવે છુટકો છે વહુઓ વિનયની અને સહિષ્ણુતાની મૂર્તિ છે એ ખરૂં, પણ એનેય હદ હોય છે વહુઓથી વેઠાશે ત્યાં સુધી વેઠશે પણ અતિરેક થતાં ફૂવેતળાવ તો કરે છેજ, પણ હવે તો સામી ઊઠી બંડ જગાવશે. માટે સમાજે ચેતવું ઘટે

જુલ્મો નીચે રેસાતી પ્રજાઓએ ભલભલા સામ્રાજ્યોને ઉથલાવી નાખ્યા છે જીવ ઉપર આવી પડતાં બિચારી પણ છેલ્લો ઉપાય અજમાવવા તૈયાર થાય છે. એ સાદી અને સીધી વાત સમજીને પણ વહુઓ પ્રતિનું વર્તન સુધારવું ખૂબ જરૂરી છે. આજે આપણી એકત્રિત કુટુંબભાવના નાશ પામતી જાય છે, એનું એક કારણ સાસરિયાનો વહુ ઉપર સીતમ પણ છે

આ પ્રશ્ન ખૂબ જ વિકટ તેમજ મહત્ત્વનો છે, છતાં સમાજે એની સામે આંખ આડા કાન કર્યા છે. ત્યારે સ્વાભાવિક પ્રશ્ન ઊઠે છે કે વહુનું સગું કોણ? પરણ્યાના કોડ પૂરા કરવાને ઉમંગભેર સાસરે આવેલી વહુનું ઘરમાં કોઇ જ નહિ? સાસુ, સસરો, નણંદ, દિયેર, અરે 'માવડિયો ભરથાર,' આ બધાય એને સતાવે, ધમકાવે, મારે અને વૈતરૂં કરાવે તો વહુને કોણ પોતાની ગણશે? સંસારનું કયું માનવી એની દયા ખાઇને તેના તરફ પ્રેમપૂર્વક ભાળશે? જહન્નમ જેવા જીવનમાં જીવતી એ વહુ કોની? ખરેખર એનો નાથ વિધાતા ન્યાય કરશે? એને ન્યાય નહિ મળે ત્યાં સુધી પૂછાશે:, 'વહુ કોની?' '

ભાદરણ, હાલ મોમ્બાસા ચંદ્રકાન્ત નરસિંહભાઇ પટેલ

# ભાભી

'ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ...'

અ...હા...હા! ભાભી, જ્યારે જ્યારે ઉપલી લીટી યાદ આવે છે, ત્યારે ત્યારે તું જ મને પહેલી યાદ આવે છે. તારો અને મારો અંગત સંબંધ, તારૂં મારી સાથેનું તોફાની વર્તન, તારી સાથેનો કદી ન વિસરાય તેવો આનંદ, અને સગી બેનના જેવો તારો ભાવ–સ્નેહ, અને છતાંય તારૂં બાકી રહી જતું પરોપકારનું કાર્ય, એ કેમ ભૂલી જવાય? જો તું ન હોત તો કદાચ મારૂં જીવન બરબાદ થઇ ગયું હોત, અને....અને અત્યારે પતિ સાથે જે આનંદ અને સુખ ભોગવું છું તે કદાચ ન ભોગવતી હોત. તારે પ્રતાપે તે સર્વ છે. મને લાગે છે કે તું એકલી જ એક એવી ભાભી છે, જે મારા જેવી નણદીને સંભાળી જાણે છે. એ મારાં નસીબ પણ હોય કદાચ! કારણ કે બીજી જ પળે મારી એક બેનપણી યાદ આવે છે અરે, તેના દુઃખની શી વાત કરૂં? તેનો આખો પ્રસંગ આંખો આગળ ખડો થાય છે, દયા આવે છે.

દયા કાન્તા ઉપર નથી આવતી, પરંતુ તેના ભાઇ કનુ ઉપર આવે છે.

કનુ અને કાન્તા એક જ પિતાનાં ફરજંદ. પિતા આફ્રિકામાં નોકરી કરે છે. કનુએ મુંબઇ યુનિવર્સિટિની પદવી મેળવી અમદાવાદમાં નોકરી સ્વીકારી અને ત્યાં જ પોતાની પત્ની સાથે રહેતો. કાન્તા તેના પિતા સાથે હિંદમાં આવી. પિતા આફ્રિકા પાછા ગયા. કાન્તાએ ભાઇને ત્યાં રહેવાનું રાખ્યું અને અમદાવાદમાં અભ્યાસ શરૂ કર્યો.

શરૂઆતના થોડા દિવસો નણદભોજાઇના સારા ગયા. પછી હિંદુ સંસારમાં સર્વત્ર બને છે તેમ કંકાસની શરૂઆત થઇ. ભાભીનો રોષ નણદી ઉપર વરસવા લાગ્યો. કાન્તાને સમજાતું નહોતું કે ભાભી શા માટે આગ કરે છે?

જ્યારે કનુ ઘરમાં હોય ત્યારે તો કાન્તાનું માન કંઇક જળવાતું.

* * *

કનુને લગ્ન કર્યે આજ લગભગ દસ વર્ષ થયાં હશે. જ્યારે તે પંદર વર્ષનો હતો ત્યારે તેનાં લગ્ન થએલાં. એક કુળવાન અને પૈસાદારની એકની એક દીકરી સાથે પ્રભુતામાં પગલાં મંડાએલાં એકની એક પુત્રીને અનેક જાતનાં લાડ લડાવ્યાં હતાં. ઊંચ શિક્ષણ આપ્યા વિના જ તેને પરણાવી દેવામાં આવી હતી.

કનુને સસરાની મિલકતનો લોભ હતો અને એ અંધ સ્વાર્થને ખાતર

તમારાથી કેવી રીતે ગઢી શકાશે? શા માટે વિચાર કર્યા વિના આમ આવી સૂચના આપો છો?"

"બસ બસ, હવે; તારું ડહાપણ જવા દે. મોટી જાનીને સલાહ આપવા આવી છે તે. જરા શરમ નથી આવતી, કોની સાથે બોલે છે તે?"

"ભાઈ, કાલે જ હું જઈશ."

"આજે જવું હોય તો ય રસ્તો ખુલ્લો છે, કોઈ તને રોકતું નથી." કાન્તાએ અમદાવાદ છોડયું. નડિયાદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં અભ્યાસ ચાલુ રાખ્યો.

બિચારી કાન્તા! ભાઈ છે, પરંતુ આજે તે દુશ્મન બન્યો છે. ભાભી છે, તે ચંડાળણી બની છે, તેને ખાવા ધાય છે. તેને વિચારો આવે છે: "શા માટે પિતાજીએ ભાઈને ધનવાન પિતાની એકની એક પુત્રી સાથે પરણાવ્યો? ભાઈ સસરાની મિલકત માટે પિતાના હાથમાંથી બીલકુલ ગયા છે. સ્ત્રી એકની એક બેનને ગાળો ભાંડે છે તે જોઈ રહે છે—સાંભળી રહે છે. તેમને ખ્યાલ નથી કે અમે એક જ માતાપિતાનાં બાળકો છીએ. દેશસેવા કરવાના આદર્શો, સુધારો કરવાના આદર્શો, બીજાને માટે મરીને જીવવાના આદર્શો, એ ક્યાં ગીરો મૂકી આવ્યા? શા માટે એ પૈસાની લાલચમાં અંધ બન્યા, લોભી બન્યા? શું તેમનામાં કમાવાની તાકાત નથી? ના ના, છે, પરંતુ તેમને મહેનત કરવી નથી—હરામનો પૈસો ખાવો છે. મને સાથે તો ન રાખી, પરંતુ મારા અભ્યાસ વિષે કંઈ પૂછપરછ પણ નથી કરતા—અરે! એક પત્ર પણ નહિ? હા, કદાચ મને પત્ર લખે અને શ્રીમતીજી કદાચ ચંડાલિણીરૂપ ધારણ કરે તો? પણ નહિ, તેથી ય વધુ તો એ ધનવાન સસરાની દીકરીને ખુશ રાખવી છે, પછી ભલેને તેમાં સગી બેન રહેંસાઈ જાય! ભાઈને સદ્‌બુદ્ધિ સૂઝો."

કાન્તા નડિયાદનો અભ્યાસ સંપૂર્ણ કરી વડોદરે ભણવા આવી. અલગ હોસ્ટેલમાં રહેવા લાગી. ગામના લોકોથી આ વાત સહન ન થઈ. મોટા ભાઈ સાથે મોટા શહેરમાં એ રહેતી, તેમાં ગામલોકોને વાંધો નહોતો. નડિયાદ વિ. ક. વિદ્યાલયમાં હતી તે કોઈને ખૂંચતું નહોતું, પણ આ તો મોટા શહેરમાં એકલવાયું અને સ્વતંત્ર જીવન! એટલે લોકો પોતાના સ્વભાવ પ્રમાણે ચર્ચા કરવા લાગ્યા: "આ સ્વતંત્ર એકલી રહેતી છોકરી કોણ જાણે શાય ધંધા કરતી હશે? એના બાપને ખબર નથી કે આ વાછડો મોટો થઈ ગયો છે તે ક્યાંક વળગાડી દેઈએ? આવડી મોટી છોકરીને એકલી રહેવા દેતાં એનાં માબાપનો જીવ કેમ ચાલે છે? કળજુગ આવ્યો ભાઈ, કળજુગ! અમારા વખતમાં તો છોકરી આઠ દસ વર્ષની થઈ એટલે પરણાવવી જ જોઈએ, નહિ તો આપણી આબરૂ

શી? આ તો સરકારે કાયદો કર્યો અને આપણને મારી નાખ્યા. આપણો આખો ધર્મ વટલાની માર્યો. જો કાયદા પ્રમાણે ચૌદ વર્ષે પરણાવતા હોય, તો ય ઠીક છે, પણ આ તો અ...ઘ...ધ...ધ વીસ વર્ષ, બાપ રે! કોને કહેવું? મારો તો જીવ જતો રહે. આ છોકરીને પરણશે જ કોણ? એનો બાપ? અને ધારો, કે પરણી તો શું એ એના વરને ગાંઠવાની છે?"

વળી કેટલાક કહેતા કે, "હા, હા જ્યારે હું વડોદરે ગયો ત્યારે મોડી રાત સુધી કોણ જાણે કોની સાથે ફર્યા કરતી."

"હા, જુઓને, ગઈ રજાઓમાં આવી ત્યારે પણ દરરોજ સ્ટેશને ફરવા જતી. વળી એકલી જતી હોત તો સારૂં હતું, પરંતુ સાથે બે ચાર છોકરા પણ લેતી જતી અને છેક મોડી રાતે ઘેર પાછી આવતી."

"અરે! જવા દો ને એ કુલટાનું નામ!"

"ભાભી, હું કાન્તાને બરાબર ઓળખું છું. તે બીલકુલ નિર્દોષ છે. આ નરપિશાચો, સમાજદ્રોહીઓ, જેમની નજર ટૂંકી છે, તેમને આ સરળ હૃદય સમજાતું નથી. અને...અને બિચારી કાન્તાને વિનાકારણ દુષિત ઠરાવે છે. પરંતુ પોતે પોતાની જાત ઉપર નજર નાખતા નથી કે પોતે કેટલા ચોકખા છે પરંતુ જ્યાં પોતાની આંખમાં કણો થયો હોય ત્યાં બીજાને ચોકખા કેવી રીતે જોઈ શકે?" કાન્તાની એ બેનપણીએ પોતાની ભાભીને કહ્યું.

કતલ કરો આ નરપિશાચોની, જેમને લીધે હિંદ ગુલામીમાં સબડે છે. ગુલામીનું ખરૂં કારણ તેઓ જ છે. બેનદીકરી ઉપર જરા સરખોય વિશ્વાસ નહિ? શું આમ કરવાથી તેમનું પુરુષાતન ઝળકે છે?

૩, બેનીવાડી કોલેજ હોસ્ટેલ, પૂના ૫.

મધુ. વી. દેસાઈ

—*—

## એક અગત્યનો સુધારો

### (હિંદુ સ્ત્રીઓના વારસાહકના કાયદામાં)

**૧૯૩૭-૩૮ની** સાલમાં વડી ધારાસભામાં એક મહત્વનો ખરડો પસાર થયો હતો અને તેનાથી હિન્દુ સ્ત્રીઓને મિલ્કત પર તેમ જ વારસાના ઘણા અધિકારો પ્રાપ્ત થયા હતા. તે પૂર્વે સ્ત્રીપુરુષોના વારસાહકમાં અકલ્પ્ય અસમાનતાઓ હતી, જેને કારણે હિન્દુ સમાજમાં સ્ત્રીનો દરજ્જો પુરુષ કરતાં હમેશાં નીચો જ

રહેતો. ડૉ૦ દેશમુખનો આ ખરડો મધ્યવર્તી ધારાસભામાં પસાર થયો હતો અને સૌનું માનવું હતું કે આખાયે હિન્દમાં તેનો અમલ થશે અને તે પ્રમાણે છેલ્લાં ત્રણચાર વર્ષમાં ઘણી યે મિલકતોની વહેંચણી પણ થઇ છે. પરંતુ કાયદો પસાર થયા પછી એનો અમલ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે સહેજે મુશ્કેલી ઊભી થઇ; કાયદાનો અમલ પણ કાર્યવાહક રીતે (Constitutionally) થવો જોઇએ. ૧૯૩૫ની સાલમાં હિન્દુસ્તાનની રાજ્યવ્યવસ્થામાં ફેરફારો કરવામાં આવ્યા અને હિન્દને સમવાયતંત્ર (Federal Government) એનાયત કરવામાં આવ્યું. આ નવા કાયદાથી પ્રાન્તોને પ્રાન્તિક સ્વાતંત્ર્ય (autonomy) મળ્યું હતું અને દરેક પ્રાન્તને પોતાની પ્રજાને અનુકૂળ એવા કાયદા ઘડવાનો અધિકાર મળ્યા હતા. તેમ જ વળી હિન્દની વરિષ્ટ અદાલતમાં (ફેડરલ કોર્ટમાં) ડૉ૦ દેશમુખના નવા કાયદા બાબત ચર્ચા થઇ હતી ત્યારે કોર્ટે પણ જાહેર કર્યું હતું કે ખેતીવાડી, વગેરે જમીનોને લગતા વારસાહક નવા કાયદા પ્રમાણે નહિ મળી શકે, પરન્તુ તે સિવાય બીજી મિલકતની વહેંચણી નવા કાયદા પ્રમાણે થઇ શકશે.

પ્રશ્ન એ ખડો થયો કે જે જમીનોની વહેંચણી નવા કાયદા પ્રમાણે થઇ હોય તે શું ગેરકાયદેસર ગણાશે? વળી હિન્દુસ્તાન તો ખેતી પ્રધાન દેશ છે. વસતિનો મોટો ભાગ ખેડૂતોનો છે. જો ખેડૂત સ્ત્રીઓને આ મિલકતમાંથી કંઇયે ભાગ ન મળે, તો તે સ્ત્રીના હાલના દરજ્જામાં કશો ય ફેર ન પડે. કાયદાનું ગૂંચવાએલું કોકડું ઉકેલવા છેવટે મુંબઇના ગવર્નરે રસ્તો કાઢ્યો, અને એમણે થોડા સમય પૂર્વે જાહેર કર્યું કે દરેક જાતની મિલકતના વારસાહક વગેરે નક્કી કરવા ૧૯૩૭–૩૮ના નવા કાયદાનો અમલ થશે અને ૧૯૩૭ પછી જે મિલકતોની વહેંચણી થઇ છે તે પણ નવા કાયદા પ્રમાણે લેખાશે. એટલે ખેતીવાડીને પણ વારસાહકનો કાયદો લાગુ પડશે. આ વિચારભર્યું પગલું લેવા બદલ તેમને ધન્યવાદ, પણ તેનાથી પ્રજાએ પોતાના હિતમાં ચેતીને ચાલવું પડશે. અર્થશાસ્ત્રનો એક નિયમ છે કે જેમ જમીનોના નાના ટુકડાઓ ઉપર ખેતી થાય તેમ તેની પેદાશ ઓછી થાય અને ખર્ચ પણ ઘણું લાગે. માટે એવી મિલકતની જ્યારે વહેંચણી થાય ત્યારે સગાસંબંધીઓએ સમજીને ભાગ પાડવા, જેથી દરેકને લાભ થાય અને અદાલતોને ખટાવવી ન પડે.

('શ્રીશક્તિ,' તા. ૬ : ૧૨ : '૪૨)

—*—

# ગુજરાત કિસાન કમિટીના ઠરાવો

ગુજરાત કિસાન સભાની કાર્યવાહક કમિટીની બેઠક વડોદરા મુકામે ત્રીજી ડીસેમ્બરને રોજ શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકના પ્રમુખપદ નીચે મળી હતી. કમિટીએ સર્વાનુમતે નીચેના ઠરાવો પસાર કર્યા હતા :

જુદા જુદા જિલ્લાના ખેડુતોની હાલત વિષે જે અહેવાલ રજુ થયા છે તે ઉપરથી આ કમિટીને જણાય છે કે હાલની કટોકટીના સંજોગોમાં ખેડુતો અનેક રીતે ભીંસાઇ રહ્યા છે. ગયા ચોમાસામાં અનિયમિત વરસાદથી ઠેકઠેકાણે પાકને થોડુંઘણું નુકસાન થયું છે, બીજ અને ખાવટી પેટે તેમને ધીરેલાં નાણાં બેવડાં ચોવડાં કંઇક સખતાઇથી વસુલ થાય છે; દેવાના અને ગણોતના કાયદા ઘણા ભાગમાં લાગુ નહિ પડેલા હોવાથી શાહુકારો અને જમીનદારો, તાલુકદારો અને ઇનામદારો ફાવે તેમ વસુલાત કરી રહ્યા છે. વળી દલાલોની અને વેપારીઓની દરમિયાનગીરીને લીધે હાલના ઊંચા ભાવનો થોડો જ લાભ ખેડૂતોને મળે છે, ત્યારે તેમને જોઇતા માલ સામાનના બેફામ ઊંચા ભાવથી તેમને ભારે નુકસાન થાય છે.

**રાહત માટે શું કરવું?** આ પરિસ્થિતિમાં ખેડુતોને યોગ્ય રાહત આપવાને અને તેમને ઘણો વધારે ગોલ પકાવવાને ઉત્તેજન આપવાને આ કમિટી સરકારને ફરી વાર આગ્રહ કરે છે કે :

૧. તેણે દેવાના અને ગણોતના કાયદા ગુજરાતના તમામ જિલ્લાને તરત લાગુ પાડવા.

૨. ખેડાણ જમીનો બીનખેડૂતોના હાથમાં જતી અટકાવવા માટે યોગ્ય કાયદો કરવો.

૩. જરૂરી માલમાં ને ચીજોમાં હાલ ચાલતી નિરંકુશ નફાખોરી અટકાવવાને તેણે યોજનાપુર્વક પગલાં ભરવાં અને નફાખોરોને સખત સજા કરવી.

૪. દરેક ગામનાં ગામડાંમાં સરકારે ખેડુતોના માલના યોગ્ય દામ આપવાને અને તેમને જોઇતો માલ યોગ્ય ભાવે પૂરો પાડવાને આદર્શ રૂપ દુકાનો ખોલવી.

૫. આ બધી બાબતોમાં સરકારને સલાહ આપવાને દરેક જિલ્લામાં, તાલુકામાં અને સર્કલમાં ખેડુતોના પ્રતિનિધિઓની કમિટીઓ નીમવી.

૬. આ કમિટીઓની સલાહ અને સહકાર લેઇને વધુ પાક પેદા કરવા માટે ખેતીમાં જરૂરી સુધારાનો પ્રચાર કરવા સરકારે ખેતીવાડી ખાતાના અમલદારોને સૂચના આપવી.

૭. તેવી જ રીતે આ કમિટીઓની બનતી મદદ લેઈને સહકારી પેઢીઓ (ક્રેડીટ સોસાયટી), સહકારી ભંડાર, સહકારી વેચાણ અને ખરીદીની સોસાયટી, વગેરે ખેડૂતોને લાભદાયક થાય એવી મંડળીઓ ખોલવાને સહકારી ખાતાના અમલદારોને સરકારે સૂચનો આપવી, તેમ જ તેને લોકપ્રિય બનાવવા આજના ધારાધોરણમાં જરૂરી ફેરફાર કરવા.

૮. એકંદર દરેક પ્રદેશની આવી કમિટીઓની સલાહ લેઈને મહેસૂલ, નહેર, જંગલ, વગેરે ખાતાના અમલદારોને તેમના રોજના વહીવટના સિદ્ધાન્તો ઠરાવી અમલમાં મૂકવા સરકારે ફરમાવવું.

**ખેડૂતો માટેનો કાર્યક્રમ:** ઉપર મુજબનાં પગલાં સરકાર પાસે ભરાવવાને ખેડૂતો યોગ્ય ચળવળ કરે. તેની સાથે આ કમિટીને એ પણ જરૂરી જણાય છે કે હાલના સંજોગોમાં પોતાની ભૂખ ભાગવાને, બનતી રાહત મેળવવાને અને તેમનું પાકું સંગઠન સાધવાને તેમણે બનતાં પગલાં ભરવાં જ જોઇએ. આ દૃષ્ટિથી હાલના બધા સંજોગોનો ને મુશીબતોનો અને કિસાન સભાની નીતિનો પૂરો ખ્યાલ કરીને આ કમિટી ખેડૂતો અને કિસાન કાર્યકર્તાઓ આગળ નીચે મુજબનો કાર્યક્રમ રજૂ કરે છે:

૧. પોતાના કુટુંબનો આબરૂભેર નિભાવ કરવા માટે અને જીવનનું ધોરણ ઊતરતું અટકાવવાને માટે ખેડૂતોએ વધુ ઉદ્યમી બની પોતાની બધી સાધનસામગ્રીનો ને અક્કલહોંશિયારીનો ઉપયોગ કરીને પોતાના ખેતરમાં એક પછી એક, એમ બને તેટલા પાક પકવવા જોઇએ અને જમીન સુધારવામાં, તેમાં ખાતર નાખવામાં, બીજની પસંદગીમાં અને એકંદર ખેતી કરવામાં ખેતીવાડી ખાતાની અને બીજા જાણકારોની સલાહથી બનતા સુધારા કરવા જોઇએ.

૨. ખેડૂતોએ બીજ અને ખાવટી મેળવવામાં, બીજી જરૂરી રકમ મેળવવામાં તેમ જ તેમનો માલ વેચવામાં અને તેમને જોઇતો માલ ખરીદવામાં બને ત્યાં સુધી સહકારી મંડળીના તંત્રનો ઉપયોગ કરવો જોઇએ અને જ્યાં તેવી મંડળીઓ ન હોય ત્યાં તે સ્થાપવામાં આગેવાની લેવી જોઇએ.

૩. ખેતીસુધારાનાં, સહકારી મંડળીનાં અને એવા તમામ વહેવારનાં કામ સફળ બનાવવાને માટે ખેડૂતોએ પોતાનાં જૂનાં માનસ અને વહેમ તજવાં જોઇએ. નાણાંની લેવડદેવડ અને માલની ખરીદી અને વેચાણનાં કામ એકલદોકલ કરવાની નીતિરીતિ છોડીને સર્વના સહકારથી અને સંપજાળથી કામ કરવાની સંપવૃત્તિ ખીલવવી જોઇએ.

૪. આ જાતનાં કામ પાર પાડવામાં ખેડૂતોને કિસાન કાર્યકર્તાઓએ જાતની સહાયતા, સૂચના અને પ્રોત્સાહન આપવું જોઇએ અને તે માટે તેમણે ખાસ વર્ગો, શાળાઓ, વગેરે ખોલીને, આગળ પડતા અનેક દેશમાં ખેડૂતોએ સાધેલ વિકાસનું જ્ઞાન તેમને આપવું જોઇએ.

૫. ખેડૂતોએ અને કિસાન કાર્યકર્તાઓએ સાથે મળી, આ કાર્યક્રમ પાર પાડીને ગામે ગામ સંગઠિત, સ્વાશ્રયી ને સબળ ખેડૂત કમિટીઓ બનાવવી જોઇએ, જેથી તેની રાહબરી નીચે સર્વ ખેડૂતો રોટી, ન્યાય અને આઝાદી મેળવી શકે તથા અણીને વખતે પોતાની આબરૂનું અને માલમતાનું બહાદુરીથી રક્ષણ કરી શકે. ('કર્મભૂમિ,' તા. ૧૪:૧૨:'૪૨)

---

# અમુલખની હોટલ

**રામપુરમાં** જ્યારે પહેલવહેલોજ જગમોહન મિસ્ત્રીનો દીકરો હિંમત શહેરમાં જઇ મૅટ્રીક પાસ કરી, ગામમાં કારકુન બની મહિને દહાડે ત્રીસ રૂપિયા મેળવતો થયો, ત્યારે ગામમાં જગમોહન 'સાહેબ લોકો'ની ભાષાનાં મુક્તકંઠે વખાણ કરવા લાગ્યો.

ગામના વયોવૃદ્ધ પટેલ રામદાસને પણ પોતાના દીકરા અમુલખને શહેરમાં ભણાવવા મોકલવાની ઇચ્છા થઇ. ઉત્સાહમાં ને ઉત્સાહમાં ગામલોક આગળ પણ અમુલખને ભણાવવાની વાતો કરવા લાગ્યા. ઘરમાં જ્યારે રામદાસે આ વાત જાહેર કરી ત્યારે પ્રથમ તો ચંચળ પટલાણીએ "શહેરમાં જવાથી છોકરા વંઠી જાય છે, માબાપનું કહ્યું માનતા નથી, પોતાનો ધંધો કરતાં શરમાય છે," વગેરે વાંધા કાઢી અમુલખને શહેરમાં મોકલવાની ના પાડી. પરંતુ આખરે ગામના હેડ માસ્તર બાળાશંકરની મધ્યસ્થતાથી અમુલખને મોકલવા માટે તે કબુલ થયાં.

ઘણી રકઝકને અંતે એમ ઠર્યું કે રામશંકર ગોર પાસે શુભ મુહૂર્ત જોવડાવી હિંમત સાથે અમુલખને શહેરમાં મોકલવો ને ત્યાં છાત્રાલયમાં દાખલ કરાવવો. અશ્રુભીની આંખે ગામ લોકોની સ્નેહભરી વિદાય લેઇ અમુલખ શહેરમાં આવ્યો. હિંમતે તેને શાળામાં તેમજ છાત્રાલયમાં દાખલ કરાવ્યો અને પછી તે પાછો ઘેર આવ્યો.

ગામડાગામમાં ઊછરેલા અમુલખને પ્રથમ તો શહેરને વાતાવરણે ગૂંગળાવી નાખ્યો. લીલાંછમ ખેતરો વચ્ચે બાળકની સોબતમાં રહેવા ટેવાએલા અમુલખને

શહેરના અંધિયાર વાતાવરણમાં ન ગમ્યું. સાદા અને પૌષ્ટિક ખોરાકને બદલે છાત્રાલયનો ભભકાદાર, પણ રસહીન ખોરાક તેને ન રુચ્યો; પરંતુ ધીરે ધીરે શહેરના વાતાવરણમાં તે હળી ગયો. તેને મિત્રો થયા.

ચંદુ તેના છાત્રાલયમાં રહેતો હતો અને તે અમુલખની સાથે જ વર્ગમાં ભણતો હતો, એટલે સ્વાભાવિક રીતે જ એ બન્ને વચ્ચે મૈત્રી બંધાઇ. ચા, બીડી, નાટક, સિનેમા વગેરે શહેરનાં વ્યસનોનો ચંદુ પક્કો ભક્ત બની ગયો હતો. એક વખતનું અલમસ્ત શરીર તેણે બગાડી નાખ્યું હતું. અમુલખ પણ ચંદુની સાથે એ વ્યસનોમાં તણાયો. શાળામાં જતાં તેમજ ત્યાંથી આવતાં હૉટલોની મુલાકાત લેવી એ તેનો હમેશનો કાર્યક્રમ થઇ પડયો હતો. શહેરી વાતાવરણમાં અભ્યાસ તરફ તે બેદરકાર બનતો ગયો.

સત્રાન્ત પરીક્ષામાં નાપાસ થયા છતાં, પુત્રના પરિણામની રાહ જોઇ બેઠેલા પિતાને અમુલખે વર્ગમાં ઉપલે નંબરે પાસ થયાના જુઠા સમાચાર મોકલ્યા. દિવાળીની રજાઓ પડયા છતાં, 'રજાઓમાં વર્ગ ચાલવાના છે,' એમ લખી તે પોતાને ગામ ન જતાં ચંદુ સાથે શહેરના મોજશોખમાં પડ્યો.

પરિણામ જે આવવાનું હતું તે આવ્યું—અમુલખ વાર્ષિક પરીક્ષામાં નાપાસ થઇ ગામ આવ્યો. ઘેર આવેલા અમુલખને જોઇ વૃદ્ધ રામદાસની આંખમાં આંસુ આવ્યાં. કયાં એક વખતનો વાઘના મુખમાંથી ઘેટાને છોડાવનાર અલમસ્ત શરીરવાળો અમુલખ અને કયાં શહેરની બદીઓથી ખખડી ગએલા શરીરવાળો આ અમુલખ! રામદાસ વધારે ન જોઇ શકયા. હુક્કો ભરવાને બહાને ઓરડાની બહાર જતા રહ્યા. ચંચળે અમુલખને જોયો ત્યારે દુઃખની મારી બે શબ્દો પણ ન બોલી શકી અમુલખને બચાવવા તેણે બે હાથ જોડી પ્રભુ પાસે પ્રાર્થના કરી.

સાંજનો વખત હતો. આંગણામાં ખાટલો ઢાળી રામદાસ હુક્કો પી રહ્યા હતા. ચંચળ પોતાની ભેંસને ખડ નાખતી હતી.

બહારથી અમુલખ આવ્યો. રામદાસે તેને પાસે બોલાવ્યો. યંત્રવત્ તે ખાટલા પાસે આવી ઊભો રહ્યો "જો બેટા, હવે તારી તબિયત સુધરી છે; બેચાર દિવસમાં ખેતરે જવાનું રાખ. આપણે રહ્યા ખેડૂતના દીકરા, મોજશોખ આપણને ન પાલવે. આપણે તો આપણે ભલા ને આપણું કામ ભલું."

"હું ખેતરે તો નહિ જાઉં." નીચું જોઇ અમુલખે કહ્યું.

"શું?" વૃદ્ધ રામદાસ આભા બનીને જોઇ રહ્યા. "ખેતરે નથી જવું ત્યારે કરવું છે શું?"

"મારે એક હૉટલ કાઢવી છે."

"હોટલ?" રામદાસના મનમાં પડ્યો પડઘો. તેમની આંખમાં આંસુ બારાઈ આવ્યાં. ખાટલા ઉપરથી ઊભા થવા ગયા, ત્યાં ચક્કર આવ્યાં. ભેંસને ખડ નાખી આવતાં ચંચળે આ જોયું. ઝડપથી દોડીને રામદાસનો હાથ પકડી લીધો. અમુલખ બહાર જતો રહ્યો

સિનોર મુકુન્દ પી. શાહ

—*—

## જમાનાની જરૂરિયાત

હાલના સમયમાં ઘણી વાર એવું બને છે કે અમુક ચીજો વિના આપણે ચલાવી લેવું પડે છે. કારણ કે વિશ્વયુદ્ધને લીધે પાશ્ચાત્ય બનાવટની ઘણીખરી વસ્તુઓની હિન્દુસ્થાનમાં આયાત થતી નહિ હોવાથી તે ચીજો આપણે જાતે બનાવવી જોઈએ અગર તો તેનો ઉપયોગ કરતા બંધ થવું જોઈએ. ગત 'પાટીદાર'ના અંકોમાં વીજળી વિના ચાલનાર યાંત્રિક પંખા વિષે ઉલ્લેખ થએલો છે. તે સંબંધમાં હું એટલું જણાવીશ કે ક્રુડ ઓઇલને અભાવે શહેરોનો વીજળીક પ્રવાહ બંધ પડે તો વીજળીક પંખા તથા વીજળીને આધારે ચાલતી સર્વ મશીનરી બંધ થાય, તે વાત ચોક્કસ છે. વીજળીને બદલે વજનથી ચાલતા પંખાની શોધ ઘણી આવકારદાયક છે.

ગામડાઓમાં ઘરદીઠ વીજળી-ઉત્પાદક કાર્ય પવનચક્કી-ડાયનેમોથી બીન ખર્ચે થઈ શકે. એક વાર તે પ્લાન બેસાડ્યા બાદ તેનું હમેશનું ખર્ચ કંઈ આવે નહિ, તથા તે વીજળીનો ઉપયોગ ગૃહોપયોગી રોશની તથા થોડા વોલ્ટેજથી ચાલતી મશીનરીમાં કરી શકાય.

થોડા સમય પહેલાં પેટ્રોલ-નિયમન અંગે પેટ્રોલ-વહેંચણી બંધ થઈ, ત્યારે એક મોટર-મીકેનીક, જે મારી મોટર રીપેર કરતો હતો, તેણે કહ્યું કે આ મોટરનો ડાયનેમો કાઢી લેઈને તેને ઘર ઉપર ઊંચે રાખવામાં આવેલી પવનચક્કી સાથે જોડવામાં આવે તો વગર ખર્ચે રાત્રીને વખતે ઘરને જોઈએ તેટલી રોશની મળી શકે. આ અખતરો કોઈ ઇલેક્ટ્રિક મીકેનીક અગર ઇજનેર હાથ પર લે તો પવન જેવાં કુદરતી સાધનોનો ઉપયોગ વીજળી-ઉત્પાદક તરીકે બીનખર્ચે થઈ શકે. ડાયનેમો પવનચક્કીથી ચાલે તથા દિવસના વખતમાં એક્યુમ્યુલેટર (સંગ્રાહક બેટરી)માં વીજળીક પ્રવાહ ભરી શકાય, નેમ હોવાથી નજીવે ખર્ચે ઘરમાં પંખાનો તથા બત્તીનો ઉપયોગ થઈ શકે. કેરોસીનને અભાવે આ અખતરો ગામજીવનમાં ઘણો ઉપયોગી થાય તેમ હું માનું છું.

'ગોળને બદલે ખોળથી ચલાવી લેવું પડે,' તે કથન અનુસાર આધુનિક

વાતાવરણમાં ઘણી ચીજો વિના આપણે હાલમાં ચલાવી લેવું પડે છે. લોટ દળવાની ઘંટીને બદલે પવનથી ચાલતી અગર બળદથી ફરતી ઘંટીનો ઉપયોગ કેટલીક જગાએ થતો મેં જોયો છે. મોટર વાહનોને બદલે બળદ, ઘોડા, ઊંટ તથા ગધેડાંનો ઉપયોગ પણ સર્વસામાન્ય થઇ પડ્યો છે. તે સર્વ હકીકતથી માલુમ પડે છે કે હાલના જમાનામાં યંત્રથી છૂટી કુદરત પ્રતિ મનુષ્ય પ્રમાણ કરે છે. તેવી જ રીતે દોઢ રૂપીએ રતલ ચહાને બદલે દૂધ, છાશ, અગર તેવા જ સાત્વિક તથા પૌષ્ટિક પીણાંનો ઉપયોગ કરવામાં આવે તો તેથી – ચહાથી – થતા અપચો, અરુચિ, બદહજમી, પાંડુરોગ વગેરે ગેરલાભ હમેશ માટે દૂર થવાનો સંપૂર્ણ સંભવ રહે, તે બાબત નિર્વિવાદ છે.

દિવાસળીને બદલે અગ્નિ-ઉત્પાદક ચમક પથરી સુરત જિલ્લામાં ગામે ગામ જોવામાં આવે છે, ને ઇચ્છવાયોગ્ય છે. સામુદાયિક કરકસરનો યાને નેશનલ ઇકોનોમીનો તે મોજુદ દાખલો છે. કેટલાક વખત પહેલાં જાપાને કમાનથી ચાલતી મોટર બનાવી હતી. હાલમાં તેવી મોટરો અસ્તિત્વમાં આવે તો પેટ્રોલ અગર ગેસપ્લેનની કંઇ જરૂર પડે નહિ. મારો પોતાનો કડવો અનુભવ છે કે એક વખત સુરતથી રાંદેર થઇ વરીઆવને રસ્તે કોસાડ આવતાં મોટરમાં પેટ્રોલ ખૂટતાં મારે મારી મોટર આગળ બળદ જોડવા પડેલા. કહેવાની વાત એ કે જેમ બને તેમ જમાનાની જરૂરીઆત પ્રમાણે અમુક ચીજો વિના ચલાવી લેઇને તેને બદલે તેવી જ, પણ ઓછી ખર્ચાળ, ચીજોનો ઉપયોગ કરતાં આપણે શીખવું જોઇએ. આશા રાખું છું કે આ લેખ ઉપર અનુભવી સદ્‌ગૃહસ્થો વધુ વિવેચન ચલાવશે.

કોસાડ, ડિ. સુરત ડૉ. શાન્તિલાલ એન. અમીન

---*---

## પત્ર

### ૧. લગ્નપ્રસંગે

પ્રિય રમેશ,

તારા લગ્નપ્રસંગે હું આવી ન શકયો તે માટે માફી યાચું છું. છતાં મારું ન લગાડતાં મેં મોકલેલી શુભાશિષોને તું મહત્વ સ્વીકારશે.

જીવનનાવમાં તું એક અટુલો સુકાની હતો અને અટુલા સુકાનીને ઝંઝાવાતોનો સામનો કરતાં જરા ધોમકો થાય, તે વખતે જો કોઇ સાથી હોય છે તો તેનું અર્ધું દુઃખ કપાઇ જાય છે. તારે વિષે પણ તેમ જ હતું. હવેથી તારી જીવનનૈયામાં તારી સાથે એક સુકાની તને મળી ગયો, જેની સહૃદયતાથી કદાચ, જેમ નાવ પાર ઊતરે, તેમ તું પાર ઊતરશે.

વિશ્વમાં અનેક અંતરાયો આવે છે અને તે અંતરાયોને પહોંચી વળવાને ધૈર્યની તેમજ યુક્તિની જરૂર પડે છે. યુક્તિરૂપ તું હતો, પણ ધૈર્ય ન હતું. ધૈર્યરૂપ અંગિની મળતાં તારી યાતનાઓનો અંત આવો એમ પ્રભુ પાસે અરજ કરૂં છું, અથવા તો ધૈર્યનો ને યુક્તિનો સમન્વય સાધીને તમે પાર ઊતરો એમ પ્રાર્થું છું.

તારી સંગિની તારૂં જીવન મહેકાવે, પ્રકટાવે, વિકસાવે, પ્રફુલ્લાવે, તેમજ તેને ઓપ આપે એમ બનો. જીવનમાં તું સર્વાંશે સુખી હતો. તારૂં જીવન એકલા વેલા સમાન હતું, પણ ઝાડની ઓથ મળતાં જેમ વેલો વિકસે છે તેમ તારો જીવનવેલો વિકસો. તારી સદ્ભાવતાથી તારી સંગિની પણ સર્વાંગે વિકસે એમ ઇચ્છું છું.

સુખદુઃખે, સુકાળદુષ્કાળે, તારી સખી સદા ભાગીદાર બનો. પતિના મરણ પહેલાંજ મરવાનું પસંદ કરતી, પતિની આજ્ઞા શિરોમાન્ય રાખતી, પતિનેજ પોતાનું જીવનસર્વસ્વ માનતી, એવી એ પત્ની વિકસો. તારા જેવા પ્રેમી માટે તે પ્રેમનો પરિપાક બનો; ભક્ત માટે ભક્તિ બનો; આનંદ માટે આનંદની પૂતળી સમાન બનો; તારા જેવા વિરહીને એ શાન્તિધામ બનો.

આ તો બધી મારી અલ્પેચ્છાઓ તેમજ ઇચ્છાતરંગો. તે ઉપરાંત રહી જતી સર્વ શુભાશિષો હું તારે માટે ઇશ્વર પાસે પ્રાર્થું છું. તમને બનેને અંધકારમાંથી પ્રકાશમાં, વિષમાંથી અમૃતમાં, દુઃખમાંથી સુખમાં, તેમ જ નીરસમાંથી રસમાં લેઇ જાઓ, એવી ઇશ્વર પાસે મારી અંતિમ પ્રાર્થના છે.

ટૂંકમાં તારી પત્ની તારી જીવનયાત્રામાં નડતા ઝંઝાવાતોનો સામનો કરવાને જોઇતાં સર્વાનુકૂલ સાધનોમાંનું એક સારામાં સારૂં અને શ્રેયમાં શ્રેય સાધન બનો. તારૂં જીવન સુખી થાઓ. સંગિનીનું જીવન પણ વિકસે અને વિકસાવે, હસે ને હસાવે, જીવે ને જીવાડે એવું શુદ્ધ, સાત્વિક ને શ્રેય બની તને ઉચ્ચગામી કરે એવું નિર્મળ બનો. એકદરે તારૂં જીવન સ્વર્ગીય, તારો આનંદ ઉચ્ચ કક્ષાનો અને તારો પ્રેમ દિવ્ય બનો, એજ અભિલાષા.

પોસ્ટ ઓફિસ પાસે, તારો દિનેશ
બોરસદ (દિનકર સોમાભાઇ પટેલ)

---

## ૨. સ્વદેશી વ્રત વિષે બેનપણીને

બેન સરોજ,

તારો સ્નેહાળ પત્ર મળ્યો. વાંચી આનંદ અનુભવ્યો. હું અહીં કુશળ છું. કેમ, તું કુશળ તો છે ને? હા, પ્રભુની કૃપાથી તો હશે જ! હવેથી મેં

પ્રતિજ્ઞા કરી છે કે જો કપડાં પહેરવાં તો સ્વદેશી અને વસ્તુઓ વાપરવી તો તે પણ સ્વદેશી જ. મેં સ્વદેશીનું વ્રત કેમ લીધું તે જાણવાને તારું હૃદય આતુર હશે. કેમ છે ને? લે ત્યારે જણાવું.

સરોજ, પહેલાં હું એમ ધારતો હતો કે ભારત દેશ જગતમાં સૌથી ધનવાન દેશ છે. પરંતુ જ્યારે મેં ભારતના ખૂણે ખૂણા નિહાળ્યા ત્યારે જ મને ભાન થયું કે ભારત દેશ જગતમાં સૌથી ગરીબ દેશ છે. ભારતની દરિદ્રતાએ મારા હૃદયને ઘણો જ આઘાત પહોંચાડ્યો. મેં એવાં ઘણા માણસો જોયા, જેમની પાસે ખાવાને પૂરતું અન્ન નથી,-પહેરવા ઓઢવાને પૂરતાં લુગડાં નથી અને રહેવા માટે ઝૂંપડું પણ નથી. આ બધું નિહાળતાં મને એમ લાગી આવ્યું કે જ્યારે મારાં પોતાનાં જ હજારો ભાઇઓ ભૂખે ટળવળે છે ત્યારે હું કેવી રીતે મોજ માણી શકું? મોજ માણવ નો મને અધિકાર જ શો? જ્યારથી હું આ પ્રમાણે વિચારતો થયો ત્યારથી જ મને સ્વદેશીનું વ્રત લેવાની તીવ્ર ઉત્કંઠા જાગી. હવેથી હું મારા દેહને સ્વદેશી વસ્ત્રોથી ઢાંકું છું અને વસ્તુઓ પણ સ્વદેશી જ વાપરૂં છું. જે વસ્તુઓ મેળતી નથી તેના વિના ચલાવી લેઉં છું. નિયમિત રેંટિયો કાંતવાનું મારૂં કાર્ય સારી રીતે ચાલે છે. ખાદીનાં કપડાં વજનમાં ભારે હોય છે અને સાથે સાથે જાડાં પણ હોય છે, તોપણ હું તે મહેલાણથી પહેરી શકું છું. ભારતમાતાની ગુલામીનાં બંધન તોડવા માટે મેં મારાં તન, મન અને ધન અર્પણ કર્યાં છે.

સરોજ, હવે હું તારી પાસે એક જ આશા રાખું છું અને તે એ કે તું પણ મારી માફક સ્વદેશીનું વ્રત-લે-અને ભારતનાં બંધન તોડવા માટે મદદગાર બન. કેમ, શો વિચાર છે? મને તો સંપૂર્ણ ખાત્રી છે કે તું પણ સ્વદેશીનું વ્રત લેશે જ. નિર્મળાબેનને તથા લીલીબેનને મારાં સ્નેહવંદન પાઠવજે અને તેમને પણ સ્વદેશીનું વ્રત લેવા માટે ભલામણ કરજે, એ જ!

**મલાતજ** **મૂળજીભાઇ ડી. પટેલ**

---

## ગ્રંથપરિચય

૯. **સર્વોદયની જીવનકળા**, શ્રી. પુંજાભાઇ જૈન ગ્રંથમાલા – ૨૨: પ્રકાશક – શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, ઠે. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. પ્રાપ્તિસ્થાન – નવજીવન કાર્યાલય, અમદાવાદ અને મુંબઇ નં. ૨; પૃષ્ઠ ૨૮ + ૩૪૦, કિંમત બે રૂપિયા. આચાર્ય એલ. પી. જેક્સકૃત 'Constructive Citizenship' નામે પુસ્તકનો અનુવાદ ગુજરાતી અભ્યાસકો સમક્ષ મૂકાયો છે. એ એક મહાન ગ્રંથ છે.

આપણા મહાન ગ્રંથ ગીતાના કર્મયોગ સાથે આ પુસ્તકનું વસ્તુ સરખાવીએ તો જરૂર સમજાય કે પ્રિ. જેક્સે પોતાનાં મંતવ્યોમાં કર્મયોગનું સામાજિક ભાષ્ય જ કર્યું છે. ગીતાના ભિન્ન ભિન્ન અર્થોમાં સમાજનો ખ્યાલ છે, પરંતુ મુખ્યત્વે સમાજનો વિચાર કરીએ તો કોઇ ટીકાકારે સમાજનો કર્મયોગ કે ભક્તિયોગ શો હોય એનો વિચાર કર્યો નથી. સામાજિક સાધના કે યોગ એટલે શું તેનો વિચાર કોઇએ કર્યો નથી. પ્રિ. જેક્સના આ પુસ્તકમાં એની મીમાંસા મળી રહે છે. વ્યક્તિ જો સાધક બને તો તેનો સમાજ પણ સુધરે, સુવ્યવસ્થિત થાય, કૃતકૃત્ય થાય, એમ ગીતામાંથી ફલિત થતું બતાવી શકાય. પરંતુ સમાજને લક્ષમાં લેઇ તેને માટે યોગ વિચારવો અને તે વિચારમાં વ્યક્તિનું પણ આત્યન્તિક કલ્યાણ અનુસ્યૂત સમજી લેઇને,—એ આ પુસ્તકની અદ્વિતીયતા છે. આ પુસ્તકમાં જે વિચારસરણી છે તે લગભગ ગાંધીજીની વિચારસરણીને અનુસરતી છે. કારણ કે ગાંધીજીની જેમ પ્રિ. જેક્સ પણ માનવને તથા તેના સમાજને સ્થળમાં કે દેશમાં સ્થિર રૂપે નહિ, પણ કાળમાં સદા પ્રયાણ કરતો જુએ છે. આવું ઉત્તમ પુસ્તક ગુજરાતીમાં ઉતારવાને માટે અનુવાદકને ધન્યવાદ ઘટે છે. આવા પુસ્તકથી આપણી ભાષા પણ શક્તિ પામે છે. પુસ્તક સરળ ભાષામાં અનેક નવીન વિચારને ગુજરાતીમાં રજૂ કરે છે. સામાન્ય વાચકને માટે આ પુસ્તક અભ્યાસનો અને મનનો વિષય બની શકે એમ છે. પુસ્તકને અંતે ટિપ્પણ, વિસ્તૃત સૂચિ, વગેરે આપી પુસ્તકની ઉપયોગિતા વધારી છે. વાચકવર્ગ અત્યંત પ્રેમથી આ પુસ્તક વધાવી લેશે એ આશા વધારે પડતી નથી.

રતિલાલ

**૧૦. મનુષ્યની સર્વાંગીણ કેળવણી** [ એલ. પી જેક્સનું 'ધિ એજ્યુકેશન ઑફ ધિ હોલ મેન' ]: પ્રકાશક—ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; પ્રાપ્તિસ્થાન—નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૨૨ + ૧૩૮, કિંમત ૧૪ આના.

આ નાનકડા પુસ્તકમાં જે કંઇ છે તે એટલું નગદ અને નક્કર છે કે એને અથથી ઇતિ સુધી ગાનથી અને ધ્યાનથી વાંચી જવાની ભલામણ કરવી એટલું જ એના પરિચય માટે કહેવું પૂરતું છે. એમાં જે વિચારો રજૂ કર્યા છે તે એટલા મૌલિક, પ્રગલ્ભ, ક્રાન્તિકારી અને સર્વદેશીય છે કે કેળવણીને તત્ત્વદૃષ્ટિએ જોવાને નહિ ટેવાએલાને એ ગળે ઊતારતા પહેલાં બહુ વાર વાગોળવા પડશે. અને જેમણે કેળવણીને તત્ત્વશોધનની સાધના માની થોડુંયે કાર્ય કર્યું હશે તેમને આ પુસ્તક વાંચી અલૌકિક આનંદ થશે.

માનસશાસ્ત્રને અને શિક્ષણશાસ્ત્રને નામે જે ઐકાન્તિક સિદ્ધાન્તોની હિમાયત આજકાલ આપણા લોકોમાં ચાલી રહી છે, તેને આ પુસ્તકની તત્ત્વદૃષ્ટિ

એટલા બધા આઘાત લગાડે છે કે એનો એકે એક વિચાર ક્રાન્તિકારી છે, એમ કહેવામાં કંઇ વધારે પડતું નથી. શરીર અને આત્મા જુદા નથી, વ્યક્તિ અને સમાજ જુદા નથી, આ લોક અને પરલોક જુદા નથી, કેળવણી અને જીવન જુદાં નથી, ધંધો અને ધર્મ જુદા નથી, વગેરે, વગેરે, જેને ભિન્ન અને એકબીજાનાં વિરોધી હાલનો સમાજ માને છે તેને અન્યોન્યાશ્રયી સિદ્ધ કરી, તે સર્વના સહકારથી અન્યોન્ય ઉત્કર્ષ સાધવો; બીજા શબ્દોમાં સર્વોદય – એટલે સર્વનો સર્વ પ્રકારે ઉદય – સાધવો, એનું નામ કેળવણી – એ આ પુસ્તકનાં સર્વ તત્ત્વોનું એક પરમતત્ત્વ છે.

છેલ્લાં બે સૈકાંથી સાયન્સને નામે માનવજીવનના તત્ત્વજ્ઞાનમાં અને આચારવિચારમાં જે ગોટાળો ઊભો થયો છે, તેમાંથી આ તત્ત્વદૃષ્ટિ માણસને ઉગારી લે છે. એ સાયન્સની સેવા સ્વીકારે છે, પણ સાયન્સની એકાક્ષી દૃષ્ટિને મધ્યમાં લાવી એના ઘણા ભ્રમ દૂર કરે છે. દીવાની જ્યોતને જ દીવો માનનાર, એને એક છેડે આવેલી મેશ અને બીજે છેડે આવેલી બત્તી અને તેલને ભૂલી જાય છે, અને એ ત્રણેયને એકબીજાથી ભિન્ન માનવાની ભૂલ કરે છે. તેવું જ સાયન્સે જીવન વિષે આજ સુધી કર્યું છે. પદાર્થનો અભ્યાસ કરવામાં તે એટલું ઊંડું ગયું કે સૃષ્ટિનાં બીજાં અંગો સાથેનો આગળ પાછળનો એનો સંબંધ તે ભૂલી ગયું. પરિણામે પૃથક્કરણ, ઐકાન્તિક પારંગતતા અને અનેક વાદોની અહંતાભરી પ્રણાલીઓ પોતે છેવટનું સત્ય હોય એવો દાવો કરતી થઇ ગઇ. આજે એ સર્વેએ મળી ભયંકર ભ્રમજાળો પાથરી છે અને 'કેળવાએલા' કહેવાતા માણસો એમાં અટવાઇ પડ્યા છે. એ સૌને સમન્વયની દિવ્ય દૃષ્ટિનું દાન આપી આ પુસ્તક સર્વ વાદોના સંવાદ રચવાની કળા શીખવે છે અને એ સંવાદનું સંગીત જે આત્મા સાંભળી શકે તેને સર્વોદયની કળા સહજ બને – અને પુસ્તકના કર્તાને મતે સર્વોદયની સાધના – એટલે જ કેળવણી. એને જ તે 'મનુષ્યની સર્વાંગીણ કેળવણી' કહે છે.

લેખક કહે છે, એકબીજાને ભરખી જવાની સેતાનિયતથી થાકી માનવજાત જ્યારે નવસર્જનની પ્રવૃત્તિ આદરશે ત્યારે કેળવણી એ જ વ્યક્તિનો તેમ જ સમાજનો એકમાત્ર પુરુષાર્થ હોઇ શકે એમ તેને સમજાશે એ પુરુષાર્થ કેવી રીતે સધાય તે ટૂંકામાં, પણ સમગ્ર દૃષ્ટિએ, આ પુસ્તકમાં બતાવ્યું છે.

અધ્યાપક જેક્સનાં પુસ્તકોનો શ્રી ગોપાળદાસ પટેલે આપેલો આ બીજો અનુવાદ છે. એનાથી ગુજરાતી ભાષાની સમૃદ્ધિમાં સંગીન ઉમેરો થાય છે.

પુરુષોત્તમ શાહ

ઉપરનાં બંને પુસ્તકોના અનુવાદક – ગોપાળદાસ જીવાભાઇ પટેલ.

૨૧. રૂપાનો ઘર અને બીજી વાતો, પગિગલ ગ્રંથાવલિ, ૧ : લખનાર –શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશક – નટવર મૂ. નામાવાળા, ગાંડીવ મુદ્રણાલય, હવાડિયે ચકલી, સુરત; પૃષ્ઠ ૨૩૬, કિંમત રૂ. ૨–૦–૦. આ વાર્તાઓના લખનાર ભાઈ ચુનીલાલ સિદ્ધહસ્ત વાર્તાલેખક છે. 'પ્રજાબંધુ' મારફત એમનો સારો પરિચય ગુજરાતને છે. છેલ્લાં દશ વર્ષમાં એમણે લખેલી ૨૦ વાર્તાઓનો આ સંગ્રહ છે. એમાંની ઘણીખરી આપણા ગૃહસંસારનું પ્રતિબિંબ પાડનારી દેખાય છે. એ દરેકમાં કંઈક કંઈક ચમત્કૃતિ પણ છે. વાચકો – ખાસ કરીને યુવાન વાચકો – હલકા પ્રકારની નવલકથાઓ વાંચવા કરતાં આ સંગ્રહ વાંચશે તો તેમને જરૂર લાભ થશે, એમ માનવું વધારે પડતું નથી.

—*—

## પ્રસંગકથા

### રેલ ગાડીનો અનુભવ

મુસાફર ટીકિટ કઢાવીને રેલ્વે ગાડીમાં બેસવા જાય, ડબ્બે ડબ્બે જગા શોધવા ડોકિયાં કરતો ફરે; જ્યાં કંઈક મહેજ જગા જેવું દેખે, ત્યાં ડબ્બો ઉઘાડવા બારણે હાથ દે, કે અંદર બેઠેલા મુસાફર સામેથી બારણું પકડી રાખે અને બૂમ મારી ઊઠે કે 'અંદર જગા નથી, બીજે ડબ્બે જાઓ' પેલો બેસવા આવનાર નવો મુસાફર ખેંચતાણ કરી બારણું ઉઘાડીને અંદર પેસે. જેમ તેમ કરી જગા કરીને બેસે ને ધીરે રહીને બોલે: 'જ્યારે જોઈએ ત્યારે આટલી ને આટલી ભીડ! લોકોને આટલું તે શું દાટ્યું હશે કે ભીડ કરતા આવે છે?' બીજો મુસાફર જવાબ દે: 'ત્યારે તમેજ શું કરવા ભીડ કરતા આવો છો? તમે ના આવ્યા હોત આ ડબ્બામાં એટલી તો ઓછીજ ભીડ હોત ને?' એવામાં વળી નવો મુસાફર આવે છે. તેને ન પેસવા દેવા બાધા બૂમ મારી ઊઠે છે, અને પેલો છેક છેલ્લો આવેલો તે તો બારણા પાસે આવી જોરથી બારણું પકડી બૂમ મારે છે, કે 'અહીં જગા નથી, બીજે ડબ્બે જાઓ.' આમ અંદર બેસવા આવતા સૌ કોઈ જોરથી બારણું ઉઘાડવા મથે છે, અંદર બેઠેલા સૌ– નવા આવેલા, પણ અંદર બેસી ચૂકેલા સુદ્ધાં સૌ – નિરાંતે જગા પામ્યા પછી નવા આવનારને પેસવા દેતા નથી. આમ ગાડીના મુસાફરોમાં બે પક્ષ પડી જાય છે: અંદર બેઠેલા અને બેસવા પ્રયત્ન કરતા બહાર ઊભેલા.

### વિવાહની મોસમમાં બે પક્ષો

...હવે પોતાની અથવા પોતાના સંબંધીની કન્યાઓના વિવાહ કરવા લોક નીકળી

પડ્યા છે તેઓ જ્યાં જાય છે ત્યાં વરપિતા તેમને પરઠણના આંકડા સંભળાવીને ભડકાવી મારે છે, અને આમ ભડકેલા લોક વરપિતાને ગાળો દેતા દેતા પણ જેમ તેમ કરીને વિવાહનું માઠું નક્કી કરે છે. પણ એમ ભડકેલા લોકને ત્યાંજ તેમના દીકરાનો વિવાહ કરવા પાછો કોઇ કન્યાપિતા કે તેનો સંબંધી જાય છે ત્યારે તે પોતે પાછલી આપવીતી બધી ભૂલી જઇને, એ આવનારને પરઠણનો મોટો આંકડો સંભળાવીને ભડકાવી મારે છે! આમ વિવાહની ગાડીમાં પણ મુસાફરોના બે પક્ષ પડેલા હોય છેઃ (૧) નર બોળવા પગ તોડતો કન્યાપક્ષ અને (૨) કન્યાપક્ષને ખખેરી ખાવા ઇચ્છતો વરપક્ષ અને પોતપોતાનો વારો આવ્યે સામા પક્ષનો ઝાડળ કાઢી નાખે છે આમ વિવાહની ગાડીમાં પણ રેલ્વેની ગાડીનો આબાદ અનુભવ થાય છે. અને લગ્નમાં પરઠણ લીધા પછી વરનો બાપ ટેંકુજી! તેને કન્યાપિતાની પરવા નથી, કન્યાની તો કિંમતજ નથી, કારણ કે કન્યા મરે તો ફરી પાછી પરઠણ લેઇ આવતી બીજી કન્યા મળે!

**માડીને કહેજો જે દીકરી કુવે પડી!**

અને આવેજ કારણે કહેવાતાં કુળવાન ઘરોની વહુઓ અપમૃત્યુ પામે છે–જાતે મરે છે કે તેને મારી નાખવામાં આવે છે ગયા માસમાં ભાદરણમાં એમ એક બેન જાતે મરી. વસોના ભાઇ ચતુરભાઇ ભીખાભાઇની દીકરી બેન શારદા-બેનને ભાદરણમાં સાકરદાસની કૂઇ ઉપર રહેતા ભાઇ ડાહ્યાભાઇ મીઠાભાઇના પુત્ર રતિલાલ સાથે પરણાવેલાં પિયેરમાં કોઇ ન હોવાથી એ પોતાને મોસાળ પીજમાં ઉછરેલાં. વસોમાં તેમના પિતાની મિલ્કત સારા પ્રમાણમાં છે. તે મિલ્કત ભાદરણ લાવવા માટે તેમને આગ્રહ થતો હતો અને તે આગ્રહે પછી તો કંકાસનું સ્વરૂપ લીધું. કંકાસ અને ત્રાસ એટલો બધો વધ્યો કે બેન શારદાબેનથી તે સહન થઇ ન શકયો. એક દિવસ ઘરના બધા કામથી પરવારીને સંધ્યાકાળે 'પરદેશી પંખી, માડીને કહેજો જે દીકરી કુવે પડી!' એવો સંદેશો આપતાં બેન શારદાબેને ગામની ભાગોળે જઇ કુવામાં પડતું મેલ્યું. ગામમાં કંઇક જાણ થઇ, એટલે તેમને કુવામાંથી કાઢયાં તો ખરાં, પણ મરેલાં જ! સંદેશો ઝીલનાર માંડી તો તે પહેલાં કેટલાંય વર્ષનાં આ ગોઝારા જગતમાંથી ચાલ્યાં ગયાં છે અને આજે આ નરક સમાન હિંદુ સમાજ – પાટીદાર સમાજ – ઉપર શાપ ઉપર શાપ વરસાવતાં એ શારદાબેન ચાલતાં થયાં! અરેરે! આ પાટીદાર જાતિનો ક્યારે ઉદ્ધાર થશે!

**નડિયાદમાં વહુનું ખૂન!**

જે ભાદરણ આમ વહુઓ મારે, તે ભાદરણની કન્યાઓ નડિઆદમાં પરણીને જાય ત્યારે ત્યાં સાસરિયાં મારે! એવી વાત પ્રકટ થઇ છે કે ચચળબેન

છે તે છાપખાનાના ઉદ્યોગ પર એક પ્રકારના આક્રમણરૂપ બન્યું છે" ('પ્રજાબંધુ,' તા. ૬ : ૧૨ : '૪૨).

### પરચુરણની તંગી

ખેડા જિલ્લાના ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટે નીચે મુજબ જાહેર ખબર બહાર પાડી છે: "અત્રેની ખેડાની સરકારી તિજોરીમાંથી સાધારણ રીતે દર મહિને રૂ. ૫૦૦નું પરચુરણ આપવામાં આવે છે. સરકારી તિજોરીમાંથી લોકોને આપવામાં આવતું પરચુરણ ઉપર જણાવેલી રકમ કરતાં હાલમાં ઘણું વધારે આપવામાં આવે છે અને જો તે વપરાશમાં મુકાય તો તે ઘણો વખત ચાલી શકે એમ છે છતાં પણ જાહેર જનતાની પરચુરણ માટેની માગણી વધારે ને વધારે થયા કરે છે...કેટલાક મનુષ્યો ખાનગી રીતે પરચુરણ વેચીને નફો મેળવવાના ઉદ્દેશથી તેને ભેગું કરતા હોય તેમ જણાય છે. ચલણી નાણાને તેની મુકરર કરેલી કિંમતથી બીજે ભાવે ખરીદવું અથવા વેચવું અથવા વ્યવહાર ચલાવવો અથવા તેનો સંગ્રહ કરવો તે ડિફેન્સ ઑફ ઇંડિયાની રૂલ ૯૦ની મુજબ ગુનાને પાત્ર ગણાય છે અને આવા ગુંના માટે પાંચ વર્ષની સજા ઠરાવવામાં આવી છે. જાહેર જનતાને આથી વિનંતી કરવામાં આવે છે કે આવા અયોગ્ય વર્તનવાળા મનુષ્યો, જે પરચુરણની તંગાશ-ઉભી કરી રહ્યા છે તેવા મનુષ્યો, સામે પોલીસમાં ફરિયાદ નોંધાવી યોગ્ય પગલાં લેશે. અને જો તેઓ આવી જનતની થતી મુશ્કેલીઓ ઊભી કરનારને ઉઘાડા પાડવાનું કામ ચૂકશે તો તેને માટે બીજા કોઇ નહિ, પરંતુ જાહેર જનતા પોતે જ આવી સ્થિતિ ચલાવવામાં અને નિભાવી લેવામાં જવાબદાર ગણાશે."

### હિંદુ સ્ત્રીઓના વારસાહક

હિંદુ સ્ત્રીઓના વારસાહક સંબંધે એક લેખ 'સ્ત્રીશક્તિ'માંથી આ અંકના પૃષ્ઠ ૭૭ ઉપર ઉતાર્યો છે: એ લેખના અંતભાગમાં એક મુદ્દાની વાત જણાવી છે કે જમીનના જેમ જેમ નાના નાના ટુકડા થતા જાય તેમ તેમ ઉત્પન્ન ઓછું થતું જાય અને એ રીતે આર્થિક નુકસાન થતું જાય. એ ઉપરાંત બીજી પણ એક મુદ્દાની વાત એ છે કે ગુજરાતમાં મોટે ભાગે પાટીદારો જ જમીનદારો હોય છે અને તેમનામાં એક નિયમ એવો હોય છે કે દીકરીને પોતાના ગામમાં નહિ પણ પરગામમાં જ પરણાવાય. એટલે પિતાની જમીનનો વારસો પામતી દીકરીએ પરગામમાં રહીને પોતાને પિતા તરફથી વારસામાં મળેલી જમીનનો વહીવટ કરવો પડે. વળી તેની દીકરીપરંપરા અનેક પેઢીઓએ એવી જમીનનો વારસો જુદાં જુદાં ગામોમાં વસતી અનેક દીકરીઓને મળે અને તે સૌને વારસામાં મળેલા છેક-નાના નાના ટુકડાઓનો

વહીવટ પોતપોતાને આસરે રહી ચલાવવો પડે. એ કામ છેક જ અશક્ય તો નહિ, પણ ગૂંચવાડા ભરેલું થઇ પડે. ત્યારે આનો નિકાલ કરવા શી વ્યવસ્થા કરવી જોઇએ તે બાબત કોઇ અનુભવી વિચારક સૂચના આપે તો યોગ્ય થાય. વળી એ આખા કાયદાથી સ્ત્રીઓને શા શા લાભ થવાના છે તે સંબંધે કોઇ વકીલબંધુ અથવા કોઇ વિચારક લખી મોકલશે તો ઉપકાર સાથે પ્રકટ કરીશું.

## ગુજરાત કિસાન કમિટી અને ખેડૂતો

ગુજરાત કિસાન કમિટીએ વડોદરા મુકામે તા. ૩ : ૧૨ : '૪૨ને રોજ કરેલા ઠરાવ આ અંકમાં પૃષ્ઠ ૭૯થી છપાયા છે. તેમાં 'ખેડૂતો માટેનો કાર્યક્રમ' આપ્યો છે, અને તેમાં તેમની આર્થિક ઉન્નતિ માટે તેમણે શું કરવું જોઇએ તે સંબંધે સાધારણ સૂચનાઓ આપેલી છે. પણ ખેડૂતો લગ્નમરણ પ્રસંગોનાં ખર્ચ કરીને પાયમાલ થાય છે (અને તેમની પાયમાલીનું એ પણ મુખ્ય કારણ છે), તે ખર્ચ બંધ કરવાની સૂચના આપવી જોઇતી હતી. આપેલી સૂચનાઓથી ખેડૂત ગમે તેટલા આર્થિક લાભ મેળવશે, પણ જ્યાં સુધી તે પોતાનાં સામાજિક ખર્ચ પાછળ પૈસા ઉડાવતો અટકશે નહિ ત્યાં સુધી તેની ધજા વળવાની નથી. ગુજરાત કિસાન સભાએ આ વાત ઉપર ખાસ ધ્યાન આપવું ઘટે.

## લેખકોને

એક ગ્રાહક લખી મોકલે છે કે "'પાટીદાર'માં પેમલા-પેમલીની વાતો આવે તેના કરતાં કંઇક હિતવિષયના લેખો આવે એવું કરો." જનતા સુધી તો જ્ઞાતિહિતના હિતધ્યેય વિનાની વાતો હું 'પાટીદાર'માં લેતો જ નથી. જે વાતો આવે છે, તે પેમલા-પેમલીની નથી જ, કંઇક હિતધ્યેયની હોય છે, એમ માનું છું. લોકો વાર્તાઓ વાંચવા તરફ વધુ આકર્ષાય છે અને તેથી જ ધર્મશાસ્ત્રો મનાતાં પુસ્તકોમાં પણ મુખ્યત્વે બોધકથાઓ હોય છે. પણ વાર્તાઓ એકલીથી જ આપણાં હિતધ્યેયોની સ્પષ્ટતા ન થઇ શકે એ પણ સાચી વાત છે. માટે આપણા ઉદ્ધારને માટે મુખ્ય મુખ્ય પ્રશ્નો લેઈ તેને વિષે અનેક દૃષ્ટિએ ચર્ચા કરવી એ ઇષ્ટ છે એમ આપણા લેખકોએ સમજવું ઘટે. પણ ખેદની એક વાત તો એ છે કે ચર્ચાત્મક લેખો લખવામાં જેની શક્તિ સારી છે એ તો જ્ઞાતિહિતથી અને સમાજહિતથી હાથ ધોઇ બેઠા છે, તેમને તો જ્ઞાતિ અને સમાજહિત વિષે કશી યે પડી નથી અને તેથી એમણે તો કલમ સાથે ખસી મેજ ઉપર મૂકી દીધી છે. ત્યારે છે એ લેખકોએ પોતાનો ધર્મ રૂડી રીતે બજાવવો રહ્યો. તેઓ પોતાનો એ ધર્મ બજાવશે જ, એવી આશા હું છોડી શકતો નથી.

—

# સમાવેશ



———*———

## ૧૯૪૩નું

તારીખવારીઉં

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ⊛ | નં. | ⊛ | ⊛ | ⊛ | ⊛ | ⊛ | | | | | |
| ⊛ | મા. | ⊛ | ડી | જુલાઈ | ઑ | ⊛ | | | | | |
| ઑ. | ફે. | જૂન | સપ્ટે. | એ. | જા. | મે | | | | | |
| ર | સો | મં | બુ | ગુ | શુ | શ | ૧ | ૮ | ૧૫ | ૨૨ | ૨ |
| સો | મં | બુ | ગુ | શુ | શ | ર | ૨ | ૯ | ૧૬ | ૨૩ | ૩ |
| મં | બુ | ગુ | શુ | શ | ર | સો | ૩ | ૧૦ | ૧૭ | ૨૪ | ૩ |
| બુ | ગુ | શુ | શ | ર | સો | મં | ૪ | ૧૧ | ૧૮ | ૨૫ | ⊛ |
| ગુ | શુ | શ | ર | સો | મં | બુ | ૫ | ૧૨ | ૧૯ | ૨૬ | ⊛ |
| શુ | શ | ર | સો | મં | બુ | ગુ | ૬ | ૧૩ | ૨૦ | ૨૭ | ⊛ |
| શ | ર | સો | [illegible] | બુ | ગુ | શુ | ૭ | ૧૪ | ૨૧ | ૨૮ | ⊛ |

કોઈ પણ માસની નીચે મૂકેલા વારની સામે જોવાથી તે માસની તારીખો મળી રહેશે.

| | રૂ. | આ. | રૂ. | આ. |
|---|---|---|---|---|
| ઈસ્લામના ઓલીઆ (દીવ્ય ચમત્કારોથી ભરપુર) ... | ૦ | ૮ | ૦ | ૩ |
| વૃદ્ધાવસ્થા મટાડવાનાં ઉપાયો–કસરત, શ્વાસોશ્વાસની ક્રીયાઓ, | ૧ | ૦ | ૦ | ૧૦ |
| આદર્શ નમુનેદાર લગ્ન–સુખરૂપ સંસાર માણવાની મધુર કથા, દાંપત્ય પ્રેમ ભોગવવાની કળા, ૬૫૦ પૃષ્ટ, પાકું પુઠું ... | ૫ | ૦ | ૨ | ૧૦ |
| વસોત્તમા ( પ્રો. બેઈનની રસઝરતી નવલકથા ) ... | ૧ | ૦ | ૦ | ૬ |
| ગીતગોવિંદ–અલંકાર નાયકા ભેદ, આદિથી ભરપુર, પુષ્કળ ચિત્રો, પાકું પુઠું, ગ્લેઝ કાગળો. ... ... | ૧ | ૮ | ૦ | ૬ |
| ગેરીબાલ્ડી ( ઈટલીનો રણયજ્ઞ–દેશને આઝાદ કરવા ખાંડાના ખેલનારાઓ માટે ૧૮ ચિત્રો, ફેધરવેટ કાગળો ) ... | ૨ | ૮ | ૧ | ૪ |
| ...ગળની હોડી અને બીજી વાતો (રસીક નવલીકા સંગ્રહ ) ... | ૨ | ૦ | ૦ | ૧૦ |
| ...રસુખસાગર–કોકશાસ્ત્રની બારીકમાં બારીક વીગતો, આસનોની સમજ, સચિત્ર પાના ૩૦૦, પાકું પુઠું ... ... | ૨ | ૮ | ૧ | ૮ |
| ...લમ માણેકની સંતતી–ભાગ ૧થી ૪ ભેગા (રસીક નોવેલ) | ૪ | ૦ | ૧ | ૦ |
| ...રંજની અથવા વરવેશી વનીતા–પૃષ્ટ ૩૦૦ ગ્લેઝ કાગળો ... | ૩ | ૦ | ૧ | ૦ |
| ...જ માર્ગ—દેશોન્નતીનો રાજમાર્ગ બતાવતી મધુર નવલકથા | ૩ | ૮ | ૧ | ૧૪ |
| ...બંડખોર કેમ બની? સામાજીક ક્રાંતીની માર્ગદર્શક નવલકથા. | ૨ | ૮ | ૧ | ૮ |
| ...ડિલાઓની મહાકથા–હૃદયને હચમચાવી નાખે તેવી કથાઓ | ૩ | ૮ | ૨ | ૦ |
| ...નીતાની વાતો–હિંદુ સંસારના જુલ્મોની વાર્તાઓ ... | ૩ | ૦ | ૧ | ૧૨ |
| ...ણબાની આત્મકથાઓ–સ્ત્રી સમાજની દર્દમય કથાઓ ... | ૩ | ૦ | ૧ | ૧૨ |
| ...દ્રકળા અથવા ચડતી પડતીનો ચમકારો–રસિક નવલકથા ... | ૨ | ૮ | ૧ | ૪ |
| ...શેર ડાકુ–જોરદાર ડીટેક્ટીવ અદ્ભૂત નવલકથા. ... | ૨ | ૦ | ૧ | ૦ |
| ...જીવન સુધારણાનાં સન્માર્ગ–ભા. ૧–૨ સાથે નવીન ઉત્સાહ, ચૈતન્ય–આનંદ–પ્રેરનાર. પૃષ્ટ ૨૪૦ ગ્લેઝ કાગળો. પાકું પુઠું | ૧ | ૦ | ૦ | ૮ |
| ...માજની વેદીપર–રોમાંચ ખડા કરે તેવા બલીદાનોની કથાઓ | ૨ | ૦ | ૧ | ૪ |
| ...સારની વાતો–સાંસારીક પ્રણય યજ્ઞની અદ્ભૂત વાતો ... | ૨ | ૮ | ૧ | ૮ |
| ...નેહ લક્ષ્મી–સમાજનાં પ્રશ્નોને પ્રેમરસથી ઉકેલતી નવલકથા | ૩ | ૦ | ૧ | ૧૨ |
| ...ીકતો જ્વાળામુખી–આંખના પડદા ચીરી નાખે તેવી નવલકથા | ૪ | ૮ | ૨ | ૧૨ |
| ...ંધકાર પર પ્રકાશ— " " " ... | ૨ | ૮ | ૧ | ૮ |
| ...શ્વલીલા–શ્રીમંત કુટુંબના સડેલા સંસારનો ચિતાર ... | ૨ | ૦ | ૧ | ૪ |
| ...ણ્યુ કે પ્રતિષ્ઠા–ચંદુલાલ વ્યાસકૃત મનોવેધક ડીટેક્ટીવ. નોવેલ | ૪ | ૦ | ૨ | ૨ |
| ...ાગીરદાર— " " " " ... | ૨ | ૮ | ૧ | ૮ |
| ...પાળ કુંડલા–પ્રેમની ખુમારી–અતિ પ્રિય થઈ પડેલી નોવેલ ... | ૨ | ૮ | ૧ | ૮ |
| ...યોગ (આત્મજ્ઞાન દર્શાવે, પ્રતિજ્ઞામાં મક્કમ રખાવે તેવું) ... | ૧ | ૪ | ૦ | ૧૨ |
| ...ખડેર અને બીજી વાતો (૧૭ સુંદર વાર્તાઓનો સંગ્રહ ... | ૨ | ૮ | ૧ | ૮ |
| ...ગ અને આરોગ્ય–ઉપયોગી સલાહ અને સુચનાઓ. ... | ૧ | ૫ | ૦ | ૧૨ |
| ...ઝી ઈંગ્લીશ ટીચર–અરજી, ચીઠી, પત્રો લખવાની રીતો ... | ૧ | ૮ | ૦ | ૧૨ |
| [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] |

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति॥

સં. ૧૯૯૮ | આણંદ | માહ
વર્ષ ૨૦ | | અંક ૪


## ભગવાન માલિક!

"ક્યાં જાય છે આટલી મોડી રાતે?" નિર્જન રસ્તે એકલી જતી એ યુવતીને જોઈ મેં પૂછ્યું.

ગામને છેલ્લે ફળિયે રસ્તા ઉપર મારૂં ઘર છે તેથી આવનાર જનાર કોઈ બનતા સુધી મારી નજરમાંથી ભાગ્યેજ બચી જાય છે. આજે મારે ગામ નિશાળ વચ્ચાની મેળાવડાથી પરવારતા મોડું થયું હતું અને જેવી બહાર નીકળું છું કે તરતજ તે યુવતીને મેં જતી જોઈ. અમારા ગામના પ્રતિષ્ઠિત ગણાતા આગેવાનની તે એકની એક વિધવા પુત્રવધૂ. મૂળે તો એના માબાપ ગરીબ પણ સંસ્કારી હતા,. એટલે બચપણથીજ એનામાં સદ્ગુણોએ ઘર કરેલું. ઠીક ઠીક ખર્ચ કરીને એને મોટા ગણાતા આ ગામમાં વર નહિ, પણ ઘર જોઈને પરણાવેલી; કુળના મોહમાં મોટાઈ પ્રાપ્ત કરવાના નિરર્થક મોહમાં એ પશુનું—માનવપશુનું—બલિદાન દેવાએલું!

ગામ બધું જાણતું કે આગેવાન ગણાતા એ ···ભાઈના કુળદીપક ···ભાઈ દેવતા પાછળ કોલસો પાક્યા છે. અક્કલનો તો જરાય છાંટો નહિ અને રખી તૂંડમિજાજી! વ્યસની પણ એટલોજ. દુર્વ્યસનોથી દુર્બળ બનેલા દેહમાં રોગે ઘર ઘાલ્યું! ઊછરતી વીસ વર્ષની કુમળી ઉંમરમાંજ તે દેહ છોડી ગયો અને પાછળ એક અનાથ સ્ત્રીને રઝળતી મૂકતો ગયો.

'કુળવાન જાતની મોટા ગામની અને મોટા ઘરની આ વહુવારૂ, જેણે શ્વસુરગૃહ જોયું પણ નહોતું, તે બીજાઓની ભૂલને કારણે, પિતાના મોહને કારણે, કુમારી મટી વિધવા બની અને સંસારના સર્વ અધિકારોથી વંચિત થઈ.

શરૂઆતમાં તો વર્ષમાં કો'ક કો'ક વાર તે સાસરે જતી, પણ ત્યાં તેને

ઓઢ્યું ગોઢતું. સમાજના આ રિવાજો અને પોતાની આ અવદશા માટે તેને પોતાની જાત પ્રત્યે નફરત આવતી. કાણો કળસિયો અને રાંડેલો સસરો એ બે પાલવવા બહુ વસમા ગણાય છે, તેમ તે પણ વિધુર સસરાની અનેકવિધ પજવણીઓથી કંટાળતી. કોઈની સાથે બોલે, બેસે કે હસે, તોપણ સસરાની આંખોમાં રેજ ઊડે. બિચારી પંદર વર્ષની તે અટૂલી એકલી આખો ય દિવસ ઘરમાં શું કરે? છેવટે કંટાળે અને પિયેર જાય.

પિયેરમાં પણ કેટલું રહેવાય? પુત્રીના લગ્ન પાછળ તણાઈ મરેલા પિતાજી પોતાની પાછળ વિધવાને મૂકી સ્વર્ગે સિધાવ્યા હતા. ભર્યાભર્યા પતિગૃહ કરતાં માતાની શીળી હૂંફ તેને માટે વધારે સારું આશ્રયસ્થાન હતું. આશ્રયસ્થાન સદાનું હતું, ભલી વહાલસોઈ માતા પુત્રી પ્રત્યે વાત્સલ્યભાવ રાખતી, છતાં લોકલાજને વશ થઈને પણ તેને અવારનવાર સાસરે ફરજિયાત આવવું પડતું.

ગયા શિયાળામાં થોડાક દિવસો રહી ગયા પછી હમણાં દસ દિવસ થયાં તે સાસરે આવી હતી. આજે આ રીતે લપાતી છુપાતી, ઋતને બચાવતી અને ઉદ્વિગ્ન મને તેને ઉતાવળે જતી જોતાં જ મારાથી પૂછી દેવાયું.

"ક્યાં ય નહિ." એટલોજ ટૂંકો ઉત્તર ચાલતાં ચાલતાં જ આપીને તે આગળ ચાલી. તેની લથડતી ચાલ, થાકેલું હતાશ હૈયું અને દૈન્ય જોઈ મને કુતૂહલ ઊપજ્યું. હું પણ તેની પાછળ પાછળ તે ન જાણે તેમ ચાલી.

ગામની ભાગોળે થોડેક દૂર ગયા પછી એક પુરાણા વડવૃક્ષ નીચે તે અટકી. ત્યાં એક યુવક તેની વાટ જોતો ઊભો હતો

"કેમ, આવી?" યુવકે એકાએક સતેજ થઈને પૂછ્યું.

"હા." તેણે કહ્યું.

હું એમની નજર ન પડે તેમ ઝાડને ઓથે રહીને સાંભળતી હતી. સામે ઊભેલો યુવક, આ જ ગામનો એક ગરીબ ઘરનો છતાં, સમજુ અને સંસ્કારી હતો. આ બંનેને આ રીતે આ જગાએ અને આવે વખતે વાત કરતાં જોઈ મને આશ્ચર્ય થયું.

"ત્યારે તેં એમને પૂછી જોયું ને? શું કહ્યું એમણે?" યુવકે પૂછ્યું.

"શું કહું એમની વાત. ગઈ વખતે હું અહીં આવી ત્યારે તો એ નરપિશાચે મારી સાથે થોડી થોડી છૂટ લેવા માંડેલી. હું અણુધને–અજ્ઞાનતે –કેટલીયે ડાહીમીઠી વાતો કરી, ભાત ભાતની લાલચો આપી ભોળવેલી. પોતે બિમાર હોવાનો ઢોંગ કરી સેવા કરાવવાને બહાને મારી પાસે શરીરસ્પર્શ કરાવેલો, એમાંથી ધીરે ધીરે આગળ વધતાં ભાન ભૂલી આજે આ કરુણ દશાને

પાન થઇ છું, ત્યારે એ બદમાશ આજે હવે કહે છે કે "જા, ગેર રાંડ! દુનિયા આખી પડી છે. કૂવો તળાવેય સૂઝતાં નથી? ગમે ત્યાં જા. તારું કાળું કર, પણ મારી નજરથી દૂર થા."

આજે એમને મારા તરફ ધૃણા ઊપજે છે, મારે માટે લાગણ આવે છે. નફટ પુરુષજાતની એ લાજમર્યાદા, સ્ત્રીઓની અમુક દશા પ્રાપ્ત થયા પછી જ ક્યાંથી ફૂટી નીકળે છે? ત્યારે પહેલાં શું તેઓ આખળા હોય છે, કે અગ્નિ સાથે રમત રમવા નીકળે છે?"

"દુનિયા ખરાબ છે, તેમાંય પુરુષજાત વધુ ખરાબ છે." યુવકે કહ્યું. પ્રેમ ન હોવા છતાં, માત્ર વાસનાતૃપ્તિ ખાતર કેટલાય જીવનો આમ બરબાદ થાય છે, તેમાં વળી તારા —"

કોઇનો પગરવ જાણવાનો ભાસ થતાં તે યુવક થોડીક વાર અટક્યો અને વળી 'કોઇ નથી' એની ખાતરી થતાં તેણે આગળ ચલાવ્યું:

"તારા જેવી બાળવિધવાઓ જે સમાજમાં ઉભરાતી હોય, એટલું જ નહિ પણ અત્યાચારોથી યે પીડાતી પણ હોય, જે સમાજમાં રક્ષકો જ ભક્ષકો બનીને પોતાને મોટા અને કુળવાન કહેવડાવનારાઓથી ઉભરાતો હોય, ભિખારીઓને પેટ ભરી પોષણ ન મળવા છતાં આવા નરાધમોની ઇચ્છાને પરાણે વશવર્તીને રહેવું પડતું, હોય તે સમાજ શાનો કુળવાન?

"થોડાકને વાંકે આખા સમાજની નિંદા કરવી એ બરાબર નથી. અને સમાજને આમ ખરાબ કહેવા માત્રથી સમાજ સુધરી જવાનો નથી કે સમાજથી અલગ એવું કોઇ સ્થાન નથી, જ્યાં જઇને વ્યક્તિ રહી શકે, નવી દુનિયા વસાવી શકે.

"પણ આવા માત્ર વાસનાભૂખ્યાઓથી આજે સમાજ બદબદે છે. મધપૂડાની માખો પેઠે ચારે બાજુ બણબણાટ કર્યા કરે છે. એની સુધારણા સુધારકોએ અલગ થવાથી નહિ, ડાહ્યા પુરુષોએ અળગા થઇ જવાથી નહિ, માત્ર દૂર રહી — તીરે ઊભા રહીં તમાશા જોવાથી નહિ, પણ તેની અંદર રહી તેને પોતાનો કરી જીવવાથી અને છેવટ સુધી તેની ઉન્નતિ પાછળ મચ્યા રહેવાથી થાય એમ છે. અને તે ત્યારે જ બનશે, જ્યારે સમાજનું એક સુપ્ત અંગ — સ્ત્રીશક્તિ — સજ્ઞાન થઇ મક્કમતાપૂર્વક સમાજનાં પાપો ઉઘાડાં પાડશે, લાજના ડર વગર ખરા ગુનેગારોને જગત સામે જાહેર કરશે, સ્વાશ્રયી બની જીવન સંયમથી શોભાવશે અને હિંમતપૂર્વક બંને હાથે સમાજની ગંદકી ધોવા આગળ આવશે. બાકી ગંદકી દાબ્યે કંઇ સમાજ સ્વચ્છ થવાનો નથી. આજે

તો લોકોને જવાબદારી ઉઠાવવાની શક્તિ કે પરિણામ ભોગવવાની તૈયારી ન હોવા છતાં દુષ્કર્મ કરતાં છે અને સમાજધુરંધરો હોવાનો ડોળ કરવો છે, પોતે ભાન ભૂલી બીજાને ભાનભૂલ્યાં બનાવવાં છે. આ બધું ત્યાં સુધી જ ચાલશે, જ્યાં સુધી સ્ત્રીઓ પોતાને અનાથ, અજ્ઞાન, અસહાય અને નિરુપાય માની બેઠી છે. સ્ત્રીજાત જ્યારે સજ્ઞાન અને સ્વાશ્રયી બની, આંખોમાં સંયમના નૂરને ચમકાવશે, વાણીમાં કર્તવ્યના ભાનને પ્રગટાવશે, ત્યારે ગગદુર નહિ રહે કોઇ પુરુષની કે તે રણચંડી સામે આંખ ઊંચી કરી શકે. એક કવિએ ખરું કહ્યું છે કે 'સુધરો કહેવાથી સુધારો નહિ થાય.'"

"હવે આ સ્થિતિમાં મારી શી દશા?" વ્યાકુળ બનેલી તે યુવતીએ પૂછ્યું.

"ભગવાન દયાળુ છે તે સૌ સારાં વાનાં કરશે."

"ઠીક ત્યારે, ભગવાન માલિક છે."

મને ઠંડી રાતને અને શરદીને કારણે પરાણે છીંક આવી ગઇ. તેમનો વાર્તાલાપ અટક્યો, મને પણ મારી હાજરી જણાઇ આવ્યા બદલ પસ્તાવો થયો. હું તેમની નજર ચૂકવી બિલ્લીપગે ઘેર આવી સૂતી. વિચારમાં ને વિચારમાં ઊંઘ ન આવ્યાથી પાસાં ઘસી રાત કાઢી.

બીજે દિવસે વાત ઊડી કે "......ની વિધવા પુત્રવધૂ ...... આપણા ગામના ...... જોડે નાસી ગઇ." જનાર બે વચ્ચેનો સંબંધ કોઇએ જોયો નહિ અને માત્ર ધૂળ ઉડાડી. "ગોઝારી રાંડ કુલટા, છપ્પરપગી આવી કે ...... ફાટી પડ્યો. એવી મોરપગી કે બિચારા ......ને ઘરડે ઘડપણ દુઃખ જોવાનો વારો આવ્યો. હશે, એમનો તો ભગવાન માલિક છે, પણ એ રાંડનો ભગવાન હિસાબ લેશે."

સમાજ, આ તારી કુલીનતા! ખરો ગુનેગાર ઉઘાડેચોક સમાજની દયાનું પાત્ર બન્યો અને નિર્દોષ ...... સમાજની નજરે 'પાપી,' 'કુલટા,' 'ચડેલી,' ઠરી!

સાથે જનાર યુવક માટે સમાજે કહ્યું કે "એ લોકો તો એવા જ હોય, ગરીબોને મોટાઇ શી અને આબરૂ શી!" એમ કહી કહેવા માત્રના આ આબરૂદાર સમાજે તેને 'ઉખડેલ,' 'છટકેલ,' કહ્યો.

કુળના કટકા જેવા આ સમાજને ત્રણે પાત્રો ત્રણ સ્વરૂપે દેખાયાં, પણ ચરાચર વ્યાપ્ત એવો સૌનો માલિક ભગવાન તો જોનારો છે ને?

ગવાસદ સોનાબેન શંકરભાઇ પટેલ

# સમાજની વેદી ઉપર

વિશ્વના ઉદ્યાનમાં ખીલતી અનેક કલિકાઓમાંની એક જેવી હું એક નાનીશી બાલિકા હતી મારે હૈયે અનેક સ્વપ્નો નર્તન કરતાં. દૂર દૂરના પેલા ડુંગરોમાં ઝરમર ઝરમર વરસતા મેઘો, પેલી મંદ ગતિએ વહી જતી નદીનાં પાણી, બરફના ઢગલા જેવી વાદળીઓ અને ક્ષિતિજમાં કંઇક કંઇક ચમકીને અદશ્ય થઇ જતી પેલી વીજળી, એ બધાં મને સાદ દેતાં; મારા હૈયામાંથી નિત્ય એ સાદના પ્રતિધ્વનિ ઊઠતા અને હું દોડતી. ત્યાં પેલા ઝરણાનાં પાણીમાં પગ મૂકી કલાકો ને કલાકો સુધી બેસતી. ખળખળ કરતાં પાણી આવતાં; મારા પગની આસપાસ ઘુમરી લેઇને, તેને ભેટીને પછી જાણે શરમાઇ જતાં ન હોય તેમ પોતાનું મુખ છુપાવવા મારાથી દૂર નાસી જતાં.

અને એ મધુર સંસ્મરણોથી ભરેલો મારા જીવનનો એ બાલ્યકાળ, મારા શૈશવનાં મીઠાં મીઠાં સ્વપ્નાં અને મારો નાનકડો સુકુમાર દેહ, એ બધુંય અદશ્ય થઇ ગયું. હું કિશોરી બની. મારાં તોફાનમસ્તીનું સ્થાન ગંભીરતાએ અને મુગ્ધતાએ લીધું. હજુ તો યૌવનના ઉમ્બરમાં પગ મૂકું ન મૂકું તે પહેલાં તો અર્ધખીલ્યા પુષ્પની આસપાસ જેમ ભ્રમરનો ગુંજારવ થઇ રહે છે તેમ મારી આસપાસ અનેક યુવકો ભ્રમણ કરવા લાગ્યા. દિનપ્રતિદિન વૃદ્ધિ પામતા મારા સૌન્દર્યને અને મારા યૌવનને લીધે હું અનેક યુવાનોનું આકર્ષણબિન્દુ બની..

એક દિવસ મેં સાંભળ્યું કે મારો વિવાહ થયો છે. મારા અંતરમાં મેં ભાવિ લગ્નજીવનની કંઇક કંઇક મધુર કલ્પનાઓ ઘડી. મારા સૌભાગ્યનાથની સુંદર કાલ્પનિક મૂર્તિ સર્જીને હું આનંદમાં તલ્લીન બનતી.

સ્વપ્નાવસ્થાશો એ સુમધુર સમય! એ પણ જોતજોતામાં ચાલ્યો ગયો. હું એક સમયની તોફાની, નાચતી, કૂદતી અને કલ્લોલતી બાલિકા નવવધુના શૃંગાર સજીને પતિને ઘેર આવી. મારા જીવનમાં સર્વત્ર સુખ હતું. સુખની અભેદ્ય દિવાલને ભેદીને દુઃખનું નાનુંશું કિરણ સુદ્ધાં મારી પાસે પહોંચી શકતું ન હતું. મારા નાથ એ મારી કલ્પનાના પ્રતિબિંબશા હતા. મારું ભાગ્ય દરેક રીતે ખૂબ જ અનુકૂળ હતું.

પણ, પણ! મારું એ સુખદ સ્વપ્ન ઊગ્યું ન ઊગ્યું અને હજુ તો હું તેને જોઉં ન જોઉં, ત્યાં તો એકાએક મારાથી દૂર દૂર સરી જવા લાગ્યું. આહ! હું અસમર્થ તેને જતાં કેવી રીતે અટકાવી શકું?

મારા પતિ—મારા પ્રિય નાથ મને મૂકીને ચાલ્યા ગયા! મૃત્યુ-સમયે તેમણે મને કહ્યું: "મેં તારા જેવી નિર્દોષ બાલિકા સાથે લગ્ન કરીને ભારે પાપ કર્યું છે. કહે, તું મને એ પાપ માટે ક્ષમા કરીશ?" હું રડી પડી અને બોલી: "નાથ, આ શું? આપ મારી પાસે ક્ષમા માગીને મને પાપમાં ન નાખો. આપનાથી એવું કશુંય પાપકર્મ થયું નથી."

તેમણે મૃદુતાથી મારા બન્ને હાથ પોતાના હાથમાં લીધા અને કહ્યું: "આજ મૃત્યુસમયે અસત્ય નહિ બોલું. હું પ્રથમથી જાણતો હતો કે મારૂં શરીર રોગિષ્ટ છે, છતાં વડીલોની બીકે લગ્નની ના પાડી ન શક્યો; આજે તેને લીધે બધું દુઃખ તારે-શિરે આવી પડ્યું છે. બોલ તો, શું એ પાપ નહોતું? એ પાપનું પ્રાયશ્ચિત્ત જો હું તને પુનર્લગ્ન...."

મેં તેમને મોંએ હાથ દાબી આગળ બોલતા અટકાવી દીધા અને બોલી: "શું તમે મને એટલી બધી પાપી ધારો છો?" તે બોલ્યા તો કંઇયે નહિ, પણ તેમનાં નેત્રોમાંથી અશ્રુનો વર્ષાદ થઇ રહ્યો. મારા ખોળામાં તેમના નશ્વર દેહને પડી રહેવા દેઇ તેમનો પવિત્ર આત્મા ઊડી ગયો. મારા સૌભાગ્યનો એ છેલ્લો દિવસ હતો. ક્રૂર દૈવે મારા સૌભાગ્યનાથને ઝૂંટવી લીધા!

હું વિધવા બની. હિંદુ સમાજમાં કઇ વિધવા ભર્યા સંસાર વચ્ચે રહીને સુખ મેળવી શકી છે? એક તો ભગવાન જ તેના પ્રિય મનુષ્યને તેની પાસેથી ઝૂંટવી લેઇ તેને દુઃખની ખીણમાં ગબડાવી મૂકે છે, અને તેની ચારે તરફ ત્યાગમય કે ભક્તિમય વાતાવરણને બદલે વાસનાનું સામ્રાજ્ય પ્રવર્ત્યું હોય ત્યાં એ બિચારી એકલી અટૂલી કેવી રીતે સંસારથી નિર્લેપ રહી શકે? જગત તરફથી પણ આશ્વાસનની કે આરામની અપેક્ષા શાની રાખવાની? લોકોના પ્રહારો અને વાગ્બાણો તથા સમાજની સીતમ-ચક્કી તેનાં સાથી બની રહે છે. હિંદુ સમાજની બધી વિધવાઓનાં એ સાથી મારાં પણ સાથી બની રહ્યાં. એક સમયે જે સ્થળે મને માન મળતું, મારો ભાવપૂર્વક સત્કાર થતો, ત્યાં જ બધાં મને અપશુકનિયાળ અને દુષ્ટ પગલાંની કહેવા લાગ્યાં.

અનેક દુઃખો સહન કરીને મારા ઉચ્ચ આદર્શો અને મારી ભવ્ય ભાવનાઓ મારા હૃદયમાં જ રૂંધાઇ રહ્યાં. મારી ગગનગામી કલ્પનાઓ હજુ તો વિકસી ન વિકસી તે પહેલાં જ કરમાઇ ગઇ. મારા પવિત્ર વિચારોમાં મલિનતાએ પ્રવેશ કર્યો અને એક દિવસ એક યુવક સાથે સુખની લાલચે મેં ગૃહત્યાગ

કર્યો. એ યુવક બહારથી પવિત્રતાનો આડંબર રાખતો અને મને નિરંતર કહેતો કે હું તને કોઇ સારી સંસ્થામાં મૂકી સુખી કરીશ. પણ આખરે મેં તેના ઉપર મૂકેલા વિશ્વાસનો ભંગ કરીને તેણે દૂરના શહેરમાં લેઇ જઇ મને એક વેશ્યાને ત્યાં વેચી.

ત્યાં મને ખૂબ મનાવવામાં આવી, ધમકીઓ આપવામાં આવી; છતાં મેં તે ધંધો સ્વીકારવાનો સ્પષ્ટ રીતે ઇન્કાર કર્યો. છેવટે પુષ્કળ સીતમ અને અમહ્ય માર્ઝુંડ હું સહન ન કરી શકી; મને અપરંપાર દુઃખ આપનાર હિંદુ સમાજ તરફ વેર લેવાની મારામાં તમન્ના જાગી અને હું વેશ્યા બની. સ્ત્રી જ્યારે વૈરવૃત્તિ ધારણ કરે છે ત્યારે સાક્ષાત્ ચંડીનો તેનામાં પ્રવેશ થાય છે. તે સમયે સારાસારનો વિચાર કરવાની બુદ્ધિ પણ તે ગુમાવી બેસે છે.

અત્યાર સુધીના મારા પવિત્ર જીવન ઉપર પડદો પડી ગયો અને મારૂં વેશ્યાજીવન શરૂ થયુ. આજે મારા રૂપથી અને યૌવનથી મુગ્ધ બની અનેક લક્ષાધિપતિઓ અને કરોડાધિપતિઓ મારા ચરણમાં આળોટે છે, મારી એક— ફક્ત એક જ—કૃપાભરી દૃષ્ટિને માટે ફાંફાં મારે છે. ધનના ઢગ મારે ત્યાં થાય છે. જે સમાજે મારા પવિત્ર વિધવાસ્વરૂપને હડધૂત કર્યું તે જ સમાજ મારા અપવિત્ર એવા વેશ્યાસ્વરૂપને હર્ષપૂર્વક અપનાવી રહ્યો છે! અને હું અનેક પુરુષોને લક્ષ્મીહીન અને નિર્ધન બનાવતી, મારાં દુઃખોનું પુરુષજાતિ ઉપર વેર લેતી મારા ધંધાને ધમધોકાર ચલાવુ છું.

કુ ચંદન પી. પટેલ

—*—

## માનું હૃદય

રેવાબાએ એકજ વાત પકડી હતી કે મેં જે પસંદગી કરી છે તે બરાબર છે, એમાં કોઇને કંઇ કહેવા જેવું નથી. નરેન્દ્રનેય એવી જ ખાત્રી હતી કે માતાને એ વિચારમાંથી ફેરવવા પોતે અફળ થશે. પણ પોતે જિદ્દી ગણાશે, એટલો એના મનમાં વસવસો હતો. આથી માને સમજાવવાનું કાર્ય એણે સુનીભાઇને સોંપ્યું. અત્યાર સુધીનાં લગભગ બધાં કાર્ય એને લીધેજ સફળ થયાં હતાં, અને લગ્ન બાબતમાંય નરેન્દ્ર કરતાં એ જ વધુ તપાસ કરતો. એનામાં અનુભવથી વ્યાવહારિક આંટીઘૂંટી સહજ આવી ગઇ હતી, એટલે માતાને કડવી ગોળી ગળાવવા એની દલીલનું પાણી માફક આવે એવું હતું.

લગ્નવ્યવહાર વગેરેની આડીનેડી વાતો કરી ચુનીભાઈ પોતાના ધ્યેય ઉપર આવ્યો: "કાકી, મારું કહેવું એમ નથી કે શંભુકાકાએ બતાવ્યું એ ખોટું હોય. પરંતુ બીજવર, સાત ગણો તોય, ઊતર્યું ધાન ગણાય, એને ફરી બાફો તોય ઝાઝો ભલીવાર ના આવે.

એકની એક દલીલ સાંભળી સાંભળી કંટાળી ગયાં હોય તેમ રેવાબાએ કહ્યું: "તમે અહીં બેઠા બેઠા મોટી મોટી વાતો કરો છો, પણ એવો એક તો શોધી લાવો? મોટા રાજાના કુંવરની વાત લાવો છો, પણ એ ક્યાં તમારો ઘડો કરે છે! અને આય એ તો શંભુભાઈની બરાબર ચાંપ છે તેથી, નહિ તો આપણા વગર એને કોઈ આપનાર નથી એમ ન માનતા."

ચુનીભાઈ: "કોઈ તો, કાકી, ગમે તેમ કરે એનું આપણે શું જોવાનું? એમ તો કાળુ તલાટીએ પંચાવન વરસના કરસનભાઈને કન્યા આપી, માટે કંઈ તમારાથી અપાશે? હમણાં સિદ્ધાન્ત બાજુએ મૂકીને વાત કરવાની હોય તો નરેરભાઈના હાથી ઝૂલતા ઘરવાળાનો છોકરો લાવીએ,' કંઈ કોઈ કન્યા લેવા તૈયાર નથી?"

રેવાબા: "સિદ્ધાન્તની વાતો કરો છો, પણ પાછળ લોક શું બોલે છે એ જાણો છો?"

ચુનીભાઈ: "લોકો તો રાજા રામનુંય ભૂડું બોલતા હતા, એ જ કે બીજાં?"

રેવાબા: "પણ એમ જો જો કરીને ક્યાં સુધી બેસી રહેવું? દહાડા જતાં કંઈ વાર લાગે છે? એમ કરતાં ફાગણ ગયો, ને ત્યાર સોરો ચૈત્ર પણ જશે. એટલે વૈશાખમાં થયું તો થયું, નહિ તો પાછી પહોર વાત જાય."

ચુનીભાઈ: "એ તો કાકી, વિવાહનું કામ એમ જ ચાલ્યા કરે. તમને તો અનુભવ છે."

રેવાબાએ પોતાનો અનુભવ યાદ કર્યો: "તે દહાડા નરાતાર આવા નહિ. અત્યારે તો લોકો પૂછવા જાય ત્યારે ના પાડે છે, અને ત્યારે તો ભલભલો નરેરભાઈવાળો હોય તોય પૂછવા આવ્યો એટલે માથા ઉપર માની હા જ પાડે."

એ થોડી વાર અટક્યાં, છતાં ચુનીભાઈએ કંઈ જવાબ ન આપ્યો એટલે રેવાબાએ વ્યાવહારિક વાત કરી: "હું તો આપણી નાતના કાવાદાવા જોઈ ઘરડી થઈ. કોઈ વગર પગડણે લેવાનું જ નહિ. મોટી સુધારાની વાતો કરતા હશે તેય ઉઘાડું નહિ લે તો છાનુંછપનું લેવાના. છેવટ રોકડ નહિ લે તો કન્યાને એટલી બધી જણસો માગશે કે ન લીધાનું માટું વળી જશે. માટે એ બધી વાતો પડતી મૂકી જેમ ચાલતું હોય તેમ ચાલવા દો ને."

સુનીભાઇ અત્યારે કંઇ સિદ્ધાન્તની ચર્ચા કરવા નહોતો આંગ્યો. એને તો કોઇ હિસાબે કાકી પાસે બીજવરની વાત પકની મુકાવવી હતી, એટલે એણે કાકીની વાતનો સ્વીકાર કર્યો હોય તેમ કહ્યું: "છેવટ કોઇ જગાએ નહિ બને ત્યારે તો વીછીના મોંને ખાસડું છે સ્તો! પણ એમ કંટાળી આમ ઉતાવળ કરવાનું શું કારણ?"

પોતાને ય પ્રથમ તો બીજવર માટે અસંતોષ હતો, એટલે મનનો ઊભરો કાઢતાં રેવાબાએ કહ્યું: "હું તે શું મરૂં? જે હોય તે મને તોડી ખાય છે. અધુરામાં પૂરૂં એનો બાપેય મારોજ વાંક કાઢે છે."

"પણ બીજાની વાત જવા દો ને, તમને શું લાગે છે?"

"બીજે ક્યાંય ઠેકાણું ન પડતું હોય ત્યારે એ શું ખોટું છે?"

"બીજે ઠેકાણું નહિ પડે એમ કોણે કહ્યું?"

રેવાબાએ પોતાની ગણત્રી કહીઃ "દહાડા જાય તેમ છોકરા હોય તે ય ઠેકાણે બેસતા જાય. પછી પાછળથી ગમે ત્યાં બેસવું પડે એના કરતાં આ શું ખોટું?"

"નક્કી, તમે છૂટ મૂકો છો ત્યારે સહેજ વધારે છૂટ મૂકીશું, એટલે ઘડીના છઠ્ઠા ભાગમાં." પોતાનું તાત્કાલિક કામ કાઢી લેવા જેમ બાળક પાસેથી એક વસ્તુ લેઇ લેવા બીજી એના મોં આગળ બીજી વસ્તુ ધરી લાલચ આપે, તેમ સુનીભાઇએ રેવાબાને જણાવ્યું: "અરવિંદને તો તમે જોયો હતો ને?"

રેવાબા: "એનો બાપ ના કહેતો હોય ત્યાં જોઇને શું કરવાનું?"

એ વાત તરફ લક્ષ આપ્યા વગર સુનીભાઇએ પૂછ્યું: "એ જગાએ બેસે તો તમે કહો છો, તેના કરતાં સારૂં ખરૂં કે નહિ?"

"એમાં હું શું કહેતી હતી? નાનું છોકરૂં ય દેખે છે." પણ જાણે નિશ્વાસ નાખતાં હોય તેમ એ બોલ્યાં: "એ બસીને ના પાડે ત્યાં મનમાં પાણી લાવવું શા કામનું?"

"બાપ ના પાડે છે, પણ અરવિંદ હા પાડે તો?" સુનીભાઇએ વધુ પડતી લાલચ આપી.

હર્ષમાં આવ્યાં હોય તેમ ગાઢે અવાજે રેવાબાએ પૂછ્યું: "એ હા કહે છે?"

"કોકને મોંએ વાત કરતો હતો."

"શી?"

"કે, પિતા છો ને મોટી મોટી લાલચ રાખતા, પણ હું એવો સોદો થવા જ નહિ દેઉં. અને બી. એ. થવા પહેલાં પરણવું છે જ કોને કે અત્યારથી એની પંચાત?"

રેવાબાને એમાં વધુ આશા ન લાગી. એમણે કહ્યું: "ના રે ના, એમ પારકા ઉપર ભરોંસો રાખી આ જમાનામાં બેસી ના રહેવાય. કાળિદાસે કંચનનો વિવાહ કરી મૂક્યો હતો, છોકરો અને એનો બાપ બંને કહેતા હતા કે વકીલ થયા પછી લગ્ન કરીશું. એને ભરોંસે છોકરી ૨૦ વર્ષની કરી. અને વખત આવ્યો ત્યારે એણે ઘસીને ના જ પાડી. છેવટ કાળિદાસને 'મા, મને કોઠીમાંથી કાઢ' તેવું થયું."

પોતાનો ઉદ્દેશ અફળ જતો લાગ્યો એટલે ચુનીભાઈએ ફેરવીને તોળતાં કહ્યું: "હું કંઈ એને વિશ્વાસે બેસી રહેવાનું નથી કહેતો. તમારા કહ્યા વગર જ કાન્તાના સસરાને પત્ર લખી દીધો છે. છોકરો આફ્રિકા છે. એના કાકાની પાંચ દુકાન ત્યાં ચાલે છે. એય આગવી દુકાન ચલાવે છે. મણિભાઈનો સકંજો ત્યાં કામ લાગે તેવો છે. ભલો હશે તો આજ કાલમાં જવાબ આવ્યો જાણો ને."

રેવાબાને જ્યાં હોય ત્યાં શંકા ઊપજતી જ હતી. એમણે પૂછ્યુ: "ત્યાં ના બન્યું તો?"

"બનતા સુધી તો એવું નહિ બને."

"ને બન્યું તો?"

"તો તો છેવટ અંબાલાલ ચોકસીવાળું છે, છે ને છે જ."

"એ તો બધેય એવું ને એવું."

"ના, ના, આ તો આપણે વાત કરીએ એટલી જ વાર. પણ એ તો છેવટ, નાઉપાયનો ઉપાય."

"બધેય બાથોડિયાં મારવા જતાં એય જતું રહ્યું તો?"

"ત્યાં તો કોઈનું થએલુંય ભાગી પાડીએ એટલી હિંમત છે."

પણ ઘાણીનો બળદ છેવટ ફરી ફરીને એ ને એ જ જગાએ આવે તેમ રેવાબાએ આટલી વાતચીત પછીયે એ ને એ જ પ્રશ્ન કર્યો: "એટલાં બધાં વાનાં કર્યા કરતાં આ છે તે શું ખોટું છે?"

ચુનીભાઈએ દલીલ બદલી: "કાકી, બીજું તો શું, પણ ચંપા ના કહે છે, તે જાણો છો?"

"એમ બધાંનું સાંભળવા બેઠે કંઈ પાર આવે?" ચંપાના નામથી સહેજ પણ અચંબો પામ્યા વગર રેવાબાએ કહ્યું.

"ચંપાય બીજાંની જેમ 'બધાં'યમાં આવી?"

"ત્યારે એને શું બધાં કરતાં ડાહી ગણું?"

"ડાહીની વાત નથી, પણ એનું મન તો જાણી લેવું જોઈએ."

રેવાબાએ એનો જવાબ ના આપતાં બીજો જ પ્રશ્ન કર્યો: "આપણે

કંઈ એનાં દુશ્મન છીએ, તે ખોટું કરીએ? એની તો બધી અનુભવ વગરની વાતો, કોઈ કહે એટલું નડે." અને જાણે એવો દાખલો યાદ આવ્યો હોય તેમ ઉમેર્યું: "છગનગોરની મહાલક્ષ્મીએ પરણતા પહેલાં એવું જ કર્યું હતું. વિવાહ કર્યા પછી કહે: 'મને ત્યાં પરણાવશો તો હું કૂવે પડીશ.' પણ છગનગોરેય માથાના, કહે: 'કાલ પડતી હોય તો આજ પડ, પણ મેં કર્યું તેમાં મીનમેખ ન થાય.' એ જ મહાલક્ષ્મી આજ ધણીના પડછાયાથી વિખૂટી પડતી નથી. માટે છોકરાંનું બોલ્યું શું જોવાનું?"

સુનીભાઈએ દલીલનો જવાબ દલીલથી આપ્યો: "તે કાકી, કંઈ બધેય એવું પાધરે પાધરું થોડું જ ઊતરે છે? મીઠાભાઈની લીલાવતીએ તમારા દેખતાં શું કર્યું? એણે કહ્યું: 'રઈ રઈ જેવડા કટકા કરશો તોય હું એની સાથે નથી જ પરણવાની.' તે ઘડીએ તો બધાંએ હસી કાઢયું કે જરા કાંટો વાગતાં તો વેઠાતો નથી, ને વળી રઈ રઈના ટુકડા થાય ત્યારે વેઠે એવી ના જોઈ હોય તો! છેવટ લગ્નને આગલે દિવસે એની લાશ કૂવામાંથી નીકળી ત્યારે બધાંની આંખ ઊઘડી."

એ બનાવ તરફ સહાનુભૂતિ બતાવતાં રેવાબાએ કહ્યું: "એ તો મૂઆં માબાપ જ નીચ! નહિ તો સાઠ વરસનાની સાથે કોઈ વિવાહ કરતું હશે?"

સુનીભાઈ: "એ તો આપણે મન ખરાબ, પણ એનાં માબાપ ઓછું ધારતાં હશે કે આપણે આ ખોટું કરીએ છીએ?"

રેવાબા: "દેખીને કૂવામાં પડતાં હતાં તે એમની ફૂટી ગઈ હતી? પણ એ તો બધાંય સ્વાર્થી! કહેશે, ચાલો ને છોડીનું તો થવાનું હશે તે થશે, પણ આપણે તો પરણના ખર્ચમાંથી ઊગરી જઈશું. મરનારને ઊંચકનારની ચિંતા ઓછી જ હોય છે?"

સુનીભાઈ: "એ તો દરેકની દૃષ્ટિ દૃષ્ટિમાં ફેર છે ને? તમને પચાસ સાઠ વરસ નમારે લાગતાં હોય, ત્યારે બીજાને પચ્ચીસ વરસનો હોય તોય બીજવર ઠીક ના લાગતો હોય. કોઈ ગમે તેટલું દુઃખ પડે તોય સહન કરે, અને કોઈ લાગણીવાળું હોય તો સહેજ આફત આવતાં જીવ કાઢી નાખે. આપણી નજરોનજર જોયું — મથુર અમદાવાદીએ નજીવે કારણે જીવ કાઢી નાખ્યો. બારોબાર એનો ગમે તેવો સગો કોઈની બેરી લઈ રાતની રાત એને ત્યાં રહ્યો. કચેરીમાં એને બીજું શું કહેવાનું હતું? એ ઓછો ગુનેગાર હતો? છતાં 'મારે ત્યાં એ એક રાત રહ્યાં છે,' એટલું કચેરીમાં બોલવું પડે, માટે આગલી જ રાતે અફીણ પીધું. માટે કયું દુઃખ મોટું ને કયું નાનું, તે તો દરેકના સ્વભાવ ઉપર આધાર રાખે છે."

અને આટલું બધું લાંબુ ભાષણ કરનાનો ભાવાર્થ કાઢતાં એણે ઉમેર્યું: "તમને ત્રીસ બત્રીસ વરસ અને બે છોકરાંમાં કંઇ ખોટું ન લાગતું હોય, જ્યારે ચંપા માનતી હોય કે એના કરતાં ન પરણવું, તે જ શું ખોટું?"

વળી, કઇ રહી ગયું હોય તેમ રેવાબાને બોલવા દીધા વગર એણે કહ્યું: "એનું મન ન હોય અને પરાણે પરણાવવાથી એમાં સુખેય શું? આપણે આટલી બધી મહેનત કરીએ છીએ તે એના સુખને માટે ને? ઓછો એમાં આપણો સ્વાર્થ છે?"

માનું હૃદય ગમે તેટલું વજ્ર જેવું કઠણ હોય, પણ દીકરીના સુખદુઃખની વાત આવતાં એનું હૈયું પીગળ્યા વગર રહે જ નહિ. માતૃત્વના મીઠા ઝરા ઉપર કદાચ અજ્ઞાનતાની કે કટુ વ્યવહારની લીલ વળગી હોય. તો તેને દૂર કરતાં અંદરથી ખળખળ વહેતા એ મીઠા ઝરાનાં નીર હમેશા સ્ફટિકશાં સ્વચ્છ અને શુદ્ધ નજરે પડે છે. રેવાબાની પણ એ જ સ્થિતિ થઇ. શંભુભાઇના વ્યવહારકૂટ દલીલ અને ભાઇનું કઠોર કર્તવ્ય અત્યારે દૂર થઇ ગયું. ફક્ત હૃદયમા એક જ વિચાર ઘૂમી રહ્યો—આપણે બધી મહેનત કરીએ છીએ તે દીકરીના સુખ માટે જ ને?

અને એનો વિચાર કરી એ કંઇ ઉત્તર આપે તે પહેલાં ચુનીભાઇએ આગળ દલીલ કરી: "તમને તો એ શરમની મારી કંઇ નહિ કહી શકતી હોય, પણ એની બેનપણી રંભાને તમે પૂછી જોજો છેવટ એ નક્કી જ થયે મર્યાદા મૂકીને એ કહે તોય નવાઇ નહિ."

રેવાબાને આંખમાં પાણી તો નહોતું આવ્યું, પણ એવા સંદેહથી છેડા વતી મોં ઉપર હાથ ફેરવતાં એ બોલ્યાં: "ચુનીભાઇ, હું ઘરડી છું, માટે કંઇ છોકરાંનું મન નથી સમજતી એમ નહિ, પણ મારું મન બળ્યું એવું છે કે કોઇ જરા કહે એટલે એ તરફનું થઇ જાય છે."

પોતાના તરફ પ્રવાહ વહેતો જોઇ એને વધુ ગતિ આપવા ચુનીભાઇએ કહ્યું: "ખરું છે કાકી, તમારું મન હું કયાં નથી ઓળખતો? તમે મનનાં ચોકખાં એટલે બધાંને એવાં જુઓ."

છેવટ પોતાના હાથમાં રહ્યું સહ્યું દોરડું છોડી દેતાં રેવાબા બોલ્યાં: "આમેય આટલાં થયાં છે ત્યારે એક વધારે થશે. તમે સારું શોધી કાઢતા હો તો મને માને કંઇ ઓછું એમ છે કે દીકરી ગમે ત્યાં નાખવાની ઇચ્છા હોય?"

"ના રે ના, હું તમારું હૃદય ક્યાં નથી ઓળખતો?" કહી રેવાબા પોતાનો વિચાર હજુ સ્થિર કરે તે પહેલાં ચુનીભાઇ ઊભો થતાં બોલ્યો: "ચાલો ત્યારે ચંપાને કહી દઉં, એટલે જીવ બાળતી મટે."

સણિયાદ (તા. કરજણ) ઇશ્વર પેટલીકર

# ગરીબ માતા

**ભારતમાં** ગરિબાઇ દિનપ્રતિદિન વધ્યે જ જાય છે. કોણ જાણે ગરિબાઇને અને ભારતમાતાને શી લેણાદેણી છે કે તેણે ભારતને ખૂણે ખૂણે ફરી વળી કરોડો ભારતવાસીઓને નિરાધાર કરી મૂક્યા છે.

ભારતના બીચારા ગરીબો ભૂખથી તરફડી રહ્યા છે. ઘણા તો 'ભૂખ્યો છું, ભૂખ્યો છું' કરતા ચાલતા થયા છે. ઘણાને આજ ખાવાને ધાન નથી, પહેરવાને કપડું નથી, સુવાને સાધન નથી, એવી સ્થિતિમાં પણ જીવી રહ્યા છે. છતાં પણ ભારતના પૈસાદારોની આંખો ઉઘડતી નથી. તેમના હૃદયમાં બીચારા ભૂખ્યા અને નાગા ગરીબ ભાઇઓ પ્રત્યે લેશમાત્ર દયા નથી: તેમનાં હૃદયો પત્થરનાં છે કે તે જરા પણ પીગળતાં નથી? દયા તો દૂર રહી, પણ બીચારા દુ:ખી ગરીબો ઉપર તે જુલ્મ ગુજારવામાં પણ પાછી પાની કરતા નથી. પરંતુ હે પૈસાના પંખીઓ, યાદ રાખો કે હવે તમારા સ્વાર્થનો પાયો પડી ચૂક્યો છે. ભારતના કરોડો ગરીબોની કકળતી આંતરડી તમારાં જીવન ધૂળમાં મેળવશે અને તમને કદી સુખે નહિ સુવા દે. એક દિવસ એવો આવશે, જ્યારે ભારતમાતા ઉપર ગરીબોનો જ ધ્વજ ઊડતો હશે. હવે તે દિવસ નજીક આવતો જાય છે.

ભારતની ગરિબાઈ દુનિયામાં અજોડ છે બિચારા ભારતવાસીઓ નિર્દોષ હોવા છતાં તેમની ઉપર ગરિબાઇએ છાપો મારી તેમનાં જીવન બરબાદ કર્યાં છે. બહારના લોકોને ક્યાં ખબર છે કે ભારતના ગરીબોની મહેનત ઉપર જીવતા ધનવાનો એ ગરીબો ઉપર કેટલા જુલ્મ કરે છે? ભારતની પડતી કરવામાં તેઓ પણ હિસ્સેદાર છે.

ધનિકોની પાછળ દોરાતા મારા ભાઇઓ, મારી અરજ છે કે તમે સમજતા થાઓ. ભારતની ગરિબાઇને ઓછી કરવા માટે કમર કસો, ભારતની ગરિબાઇને દૂર ફેંકી દેવા માટે તૈયાર થાઓ, શ્રીમંતાઇનો મદ ધરાવનારનો સામનો કરો, અને તેમની સાન ઠેકાણે લાવો. ભૂખે તરફડતા આપણા ભાઇઓને બચાવો, ભારતમાતાનો પોકાર સાંભળો. ઓ ભારતનાં સંતાનો, ઊઠો; બહુ દિવસ ઊંઘ્યા, હવે જાગો. આપણી ભારતમાતાનાં સંતાનો વસ્ત્ર વગર, ધાન વગર, અરે પાણી વગર તરફડી રહ્યાં છે અને પોકારી રહ્યાં છે, કે "હે ભાઇઓ, મને બચાવો." ઊઠો મારા ભાઇઓ, એમને જીવતદાન આપો અને પુણ્ય પ્રાપ્ત કરો.

હવે સૂવાનો કે વિચારવાનો વખત નથી. ભારતમાતા ઉપર આવી પડેલી આફત દૂર કરો. આપણી ભારતમાતા આટલી દુઃખી છે, છતાં આપણી આંખો ઊઘડતી નથી. શું તમારા દિલમાં આપણી માતા પ્રત્યે જરા પણ દયાની ઊર્મિ ઊછળતી નથી? શું આપણી માતાએ આપણને આટલાજ માટે ઉત્પન્ન કરી મોટા કર્યા હતા? જે માતાની ગોદમાં તમો ઊછર્યા છો, ને માતાને મોટા થયા એટલે ભૂલી જાઓ છો? અથવા જો તમને તમારાં ભાઇબેનો પ્રત્યે જરા પણ દયા હોય તો તેમના પોકારો સાંભળી તેમની દુઃખી અને કકળતી આંતરડી શાન્ત કરો. એ ભાઇબેનોને બચાવવામાંજ આપણું સુખ છે.

એક બાજુ વૈભવ તરબોળ છે, જ્યારે બીજી બાજુ તેનાથી ઊલટું જ છે. માટે વૈભવમાં તરબોળ રહેતા ભાઇઓએ ગરીબો તરફ નજર નાખવી જોઇએ.

દેશ પરદેશી માલથી ભરપૂર રહે છે અને તેના પૈસા પરદેશ જાય છે. પણ લોકના દિલમાં ભારતના મજૂરોની બિલકુલ દયા આવતી નથી, કે ભારતી વસ્તુ ખરીદ કરી મારા ગરીબ દેશી ભાઇઓને મદદ કરૂં અને તેમનાં બાળકોને ધાન ભેગા કરૂં.

હિંદુસ્તાનની પડતીનાં પડ ઉપર પડ ચઢતાં ગયાં છે અને હવે તો તેનો મોટો પહાડ થતા આવ્યો છે. હિંદના કરોડો કારીગરો મજૂરી માટે મરી પડે છે, છતાં મજૂરી મળતી નથી. એનું કારણ પરદેશી માલજ છે. પરદેશી વસ્તુ ઉપર હિંદીઓ પડાપડી કરે છે અને ભારતની વસ્તુ જોતાંજ ભાગતા લાગે છે, એટલેજ ભારતમાં ગરિબાઇએ જોર પકડયું છે.

ભાઇઓ, તમારા દિલમાં ભારતમાતા માટે જરા પણ સહાનુભૂતિ હોય તો પરદેશી માલનો આજથી જ બહિષ્કાર કરો અને હિંદના તમારા ગરીબ ભાઇઓને રોજી આપો.

ભારતની અખૂટ લક્ષ્મી લૂંટાઇ ગઇ છે અને હજૂ પણ લૂંટાઇ રહી છે, તેને અટકાવો. માણસાઇ ખાતર પણ ભારતી વસ્તુ ખરીદ કરી ભૂખ્યાંના આશીર્વાદ પ્રાપ્ત કરો. ભારત માતાનાં સંતાનો, એટલું ન ભૂલો કે વિધિના લેખ ન્યારા છે. ઘડી પલટાશે, અને દિવસો પલટાતાં શ્રીમંતાઇનો અને ગરીબાઇનો નાશ જરૂર થશે.

મગનભાઇ ખુશાલભાઇ વરણામાવાળા

—*—

# આજનો સંસ્કારી યુવક

**નિદ્રાદેવીને** આધીન થઈને સારીયે માનવજાત જડ બનીને ઘોરે છે. નિદ્રાદેવીનો ખોળો ખૂંદવો કોને ન ગમે? પરંતુ જેને સમાજસુધારણાની તમન્ના લાગી છે તેવા યુવાન જગતને તો નિદ્રાદેવીને આધીન બનવાનું બિલકુલ ગમતું જ નથી. જેના ઊછળતા શોણિતના એક એક બિંદુ ઉપર કુરબાનીની તમન્ના ભરચક ભરેલી છે, જેને સમાજમાં સ્વતંત્રતાથી વિહરવાના અનુપમ કોડ છે તેને નિદ્રા કેમ કરી જંપવા દે? આજનો સંસ્કારી યુવક સહનશક્તિને પોષે છે, પરંતુ સમાજના મૂગા અન્યાયો સહન કરવા તે જરાયે તૈયાર નથી. યુવકને રોકી શકવાને કોઈ સમર્થ નથી. સમાજનો સડો દૂર કરી પલટાનાં પાણીથી તેને ધોઈ નાખવા આજનો યુવક ઉતાવળો બન્યો છે.

સમાજે યુવકની બાલ્યાવસ્થામાંથી જ તેની ઉપર જુલમ ગુજાર્યો છે. સમાજે નિર્બળતાની અને પરતંત્રતાની બેડીઓ તેના ઉપર મજબુત રીતે જડી દીધી છે. સમાજે બાલ્યાવસ્થામાંથી જ લગ્નજીવનને કેદખાને નાખી યુવકને જ્ઞાનથી દૂર રાખ્યો છે, તેને અપંગ બનાવી તેની સ્થિતિ કુવાના દેડકા જેવી બનાવી દીધી છે. યુવકની પ્રગતિનો પંથ સમાજે લગ્નજીવનના ને કૌટુંબિક જીવનના વિષભર્યા કાંટાથી પથરાએલો જ રાખ્યો છે, વડીલ સમાજ તેની દૃષ્ટિમાં ફિક્કતાઈ દેખે છે. યુવક ભલે જાગ્રત હોય, ભલે સંસ્કારી હોય, પણ તેના જીવનના વિધાતાનો દાવો વડીલ સમાજ પોતાને હસ્તક રાખે છે.

સમાજ, હવે કંઈ યુવક શાન્ત બેસી રહેશે નહિ. પ્રગતિમય જીવનના આદર્શોને પકડી રાખવા આકાશ પાતાળ એક કરવા તે સજ્જ બન્યો છે. તેની નવનજ્યોતમાં ભાવિ જીવન ઉજ્જવળ ભાસ્યું છે. સમાજ યાદ રાખે કે તેની કમબખ્ત નીતિરીતિથી જાગેલો યુવક હારવાનો નથી, પાછો વળવાનો નથી; તે ખૂબ અકળાયો છે અને એના અકળાટનું જોર સમાજમાં જ્વાળામુખી જગાવતાં વાર નહિ જુએ. યુવકે અત્યાર સુધી સમાજના અત્યાચારો ઘણા સાંખ્યા. હવે તે સમય ગયો છે. સમાજ યાદ રાખે કે પોતાના મૃત્યુઘંટના ભણકારા હવે દૂર નથી. યુવકની અજ્ઞાનાવસ્થાનો લાભ લઈ તેને અત્યાર સુધી ઘણોયે સતાવ્યો, પરંતુ સમાજે તેનાં માઠાં પરિણામો ભોગવવાનો સમય તો હજુ હમણાં જ આવે છે.

વડીલ સમાજ, તેં યુવકને ભણાવ્યો, ત્યારે તેને ચાલુ જમાનાના પ્રવાહમાં જતો કેમ અટકાવ્યો? સમાજ, જો તેં તારું અભિમાન હળવું

કર્યું હોત તો તારું ભાવિ ઉજ્જવળ હતું, તો તારો અંત આટલો બધો દયાજનક ન બનત. પરંતુ તું તારી અકલનું પ્રદર્શન કર્યા વિના ઓછો જ જંપે? તારી નફટાઇની ટેવ કેમ કરી ટળે? ન જ ટળે! યુવકોને નવા જમાનાનો સ્વાદ ચખાડી પાછી તું જૂનો અસ્ત્રો મૂંડવા જાય એ કેમ બને? સોના ઉપર 'કલાઇ' ચઢાવવા જાય એ કેમ બને? સમાજ, તેં તારા અભિમાનને પોષવા ખાતર તારાથી બનતા બધા પ્રયત્નો આદર્યા અને યુવકોના જીવનમાં ઝેર પણ રેડયાં. આપણી પુરાણી કહેવત છે કે 'શાણાને સાન અને મૂરખને ડફણાં' તે પ્રમાણે, સમાજ, તારૂં પણ બન્યું. તને ઊંચે મોંઢે જીવતાં ન આવડયું, નીચે મોંઢે મરતાંજ આવડયું! સમાજ, તેં કરેલાં કાળાં કર્મોનું ફળ તારે અત્યારે ભોગવવું પડે છે. યુવકવર્ગ તે માટે લાચાર છે!

યુવકો, વડીલો સામે ઝુંબેશ ઉઠાવી આપણે આપણા સમાજને ઉન્નતિને શિખરે લાવવો છે, માટે દરેક યુવકે આ ગોઝારા સમાજનાં બંધનો તોડીને સમાજસુધારણામાં પોતાનાથી બનતો ફાળો તો જરૂર આપવો જ જોઇએ.

વાચકવર્ગ આ લેખને સાચો ન્યાય આપશે એવી અંતિમ આશા સાથે વિરમું છું.

મલાતજ                મૂળજીભાઇ દેસાંઇભાઇ પટેલ

---

## નવયુગનાં નગારાં

**નવયુગનાં** નગારાં ચોતરફ વાગે છે, કોઇ ખંડ તેના વિના ખાલી નથી. કોઇ પણ દેશ યુવકોની ચળવળ વગરનો નથી. ચોમેર નવા જમાનાની ચિનગારી પથરાઇ ગઇ છે અને કયાંય કયાંય તો તેની અસરથી જાગેલા આગના ભડકા ભભૂકેલા પણ દેખાવા લાગ્યા છે. આની આગ કેટલા પુરાણા રિવાજોને પ્રજાળશે કે જૂની જર્જરિત થઇ ગએલી રીતરસમોને દફનાવશે, તે કંઇ કહી શકાય નહિ. કમભાગ્યે કોઇક જ દેશ અત્યારે યુવકોના બંડથી બચ્યો હશે. રાજકીય હકો માટે લડતાં તેઓ અત્યારે કેદખાનાં ભરે છે, દુઃખ ખમે છે, ઘણી વાર જાન પણ ગુમાવે છે. જ્યાં નજર કરો ત્યાં યુવકો જૂના અને જર્જરિત વિચારો વિરુદ્ધ તોફાન, ઝઘડા, મારામારી, તકરાર, બખેડા, બંડ, બળવા જગાડી રહ્યા છે. આ યુવકોમાંનો મોટો ભાગ માત્ર પંદરથી ત્રીસ વરસનો છે. આ જુવાન ઉમરનાં યુવકયુવતીઓનો સુધારા માટેનો ઉત્સાહ જોઇ આપણે

દિઙ્મૂઢ થઇ જઇએ છીએ. રાજકીય પ્રગતિ માટેની તેમની ધગશ, ધાર્મિક સુધારા માટેની તેમની હિંમત, સામાજિક ઉન્નતિ માટેના તેમના ઉદ્દામ વિચારો, ઔદ્યોગિક સ્થિતિમાં બહોળો વિકાસ સાધવાની તેમની મનોકામના, તેમ જ વ્યક્તિગત સ્વતંત્રતા માટેની તેમની લડત, એ સર્વે ચાળીશી જોઇ ગયા હોય તેવા ચતુરોને, પચાસ વટાવી ગયા હોય તેવા ડાહ્યાઓને, સાઠી ઓળંગી નાઠી બુદ્ધિના કહેવાતા બુઠ્ઠાઓને, તે ઉપરની ઉમરના વૃદ્ધોને, અને શ્વાસ એંચી આત્માનો ને શરીરનો સંબંધ છોડતાં અટકાવી મોતની સામે અપંગ આંખે, બહેરે કાને, બોખે મોંએ અને લથડતે શરીરે જોતા છતાંય બધી જાતના ડહાપણના ઇજારા પોતાની જ પાસે હોવાની માન્યતા વાળાઓને તો બહુ જ વિચિત્ર અને હળાહળ કળિયુગના સમયનું ભાન કરાવે તેવું છે.

યુવકોના જંગ જોઇ ઉમરે આધેડો અને વૃદ્ધો ભડકે છે. "અરેરે, છોકરાં હવે હાથથી ગયાં, કોઇ પણ રીતે હાથમાં રહેતાં નથી," એમ દરેક ઘરમાં અર્ધ સદીની ઉપરની ઉમરવાળાં બોલતાં સંભળાય છે. સંખ્યાબંધ ભાષા વાપરતો અને સેંકડો પંથો ધરાવતો તેમ જ હજારો નાતોમાં વહેંચાએલો છતાં આપણો પુરાણો દેશ છેલ્લા બે ત્રણ દશકાથી કંઇ અજબ પ્રવૃત્તિ બતાવી ગજબ કરી રહ્યો છે. એ બધા પ્રતાપ કોના? એનો સરવાળો, બાદબાકી, ગુણાકાર કે ભાગાકાર કરી જવાબ આપવાની આજે ફુરસદ નથી. બસો, પાંચસો કે બે પાંચ હજાર વર્ષો પછી ભલે કોઇ ઇતિહાસક તેનું પૃથક્કરણ કરે, અત્યારે તો આપણે માત્ર પરિણામ તરફ નજર રાખી નવયુગનાં જોશભેર વાગતાં નગારાં તરફ કાનં મંડી બદલાતી હવા અને કમને શ્વાસમાં લેઇ સર્વે તરફના ફેરવાએલા વાતાવરણની અસર નીચે આગળ જ ધ્રુટકો છે.

જ્યાં વીજળીવેગે પૂરનાં પાણી ધમધમસતાં આવે ત્યાં કોણ તેને રોકી શકે? જેમ સમુદ્રનાં પાણી તોફાને ચઢે તેમ સમાજના યુવકોએ પ્રાચીનતાને નામે ઊભી થએલી મર્યાદાઓ તોડવા માંડી છે, ત્યાં કોનું ચાલે? ખુદ પ્રભુ પણ તેની સ્થિતિ આગળ લાચાર છે. એણે પણ ઋતુકાળ વહી જતાં સુધી થોભવું પડે અને દરિયામાં થએલ તોફાન સમવાની રાહ જોવી પડે. એટલે કે હાલના યુવકોના જંગને રોકવા કશુંય કરવાનું નથી. જો તેમના જંગથી જખમાવાની ધાસ્તી હોય તેમણે દૂર રહેવું યા તો શાન્તિ પકડી 'હે રામ, હે ભગવાન!' એમ બોલી હાથ જોડી કલાકો સુધી પ્રભુપ્રાર્થના કરતાં ને પ્રભુને તનમનધનથી પૂરેપૂરી સલામતીનો હવાલો સોંપી, આંખ, કાન અને મોં બંધ કરી પલાંઠી વાળી બેસવું. જુવાનોનાં જંગ સામે તે જ એક બીચારો ઉપાય છે. તેઓ કંઇકનાં છાપરાં ખૂંદશે, કંઇક ઘરડે ઘડપણે ઘોડે ચઢતા ડોસાઓની કાણ

કાઢશે, કંઇક છટકેલાની ભરાઇ ગાશે. તેઓ કોઇની ખોટી શરમથી અંજાશે નહિ. નથી તેઓ માતા, પિતા, કે ગુરુનું અમત્ય વચન સાંભળવાના કે નથી તેઓ સત્તાથી દબાવાના, નથી તેઓને આંખની શરમ કે નથી તેઓને કોઇની બીક, નથી તેઓને મરવાનો ભય; એટલે તેમની હડફટમાં જેટલું ઓછું આવાય તેટલું સારૂ, એમ સમજીને ઘર, ગામ, ધર્મ, રાજસત્તા, સર્વ ચુપચુપ તેમને સોંપી દો. આટલું ન સમજાય તો આપણી અધોગતિ જરૂર છે.

જે બાબતમાં આંખ કામ નથી કરતી તેને બાકીની ચાર ઇંદ્રિયોના ઉપયોગથી પારખો, સમજો, અને આવતી સત્તાને શરણે જઇ માન આપો; પૂરની સામે થતાં અટકો. જોજો, ઘેર ઘેર આ જંગ જામવાના છે. નાતે નાત તૂટવાની છે, બધા દંભી ધર્મો સામે બંડ જાગવાનાં છે, એકે એક પંથના આડંબરી ધર્મગુરુઓના આડંબર છૂંદાવાના છે, ખૂરા રિવાજોની સામે જંગ મચવાનો છે. હવે તો મંદિરોના દેવો પણ લૂટાશે, કેમકે તેમની પાસે અમજેનું ધન છે. મંદિરોમાં શાળાઓ અને ઉદ્યોગગૃહો સ્થપાશે. રાજસત્તામાંથી આપખુદીનો નાશ થશે. આંખ છતાં જે જોતો નથી, કાન છતાં જે સાંભળતો નથી, બુદ્ધિ છતાં જે કલ્પનાથી જોવાનો યત્ન કરતો નથી અને સમય, સંજોગ અને સ્થિતિનો જે વિચાર કરતો નથી, એવા અક્કલશૂન્ય માણસને કંઇએ કહેવાનું હોય નહિ.

મુ. પીજ, હાલ સુરત શિવાભાઈ આદિત્યભાઈ પટેલ

---

## આત્મીય સુખ અને લગ્નની આવશ્યકતા

મારૂ લગ્ન મારા દૈહિક સુખ માટે ઇચ્છવા જેવું ખરૂં અને ખરેખર તેણે મને દૈહિક સુખ આપ્યું પણ ખરૂં.

પણ શું ખરેખર આથી મને અને મારા આત્માને શાન્તિ વળી? જીવનની સાર્થકતા, જે મારે મન ખરેખર આત્મિક સુખમાં જ છુપાએલ છે તે, આથી ફળીભૂત થઇ?

જ્યારે જ્યારે હું વિચારોના વમળમાં ઘસડાઉં છું અને મારા મનને પ્રશ્ન પૂછું છું કે ખરેખર મને પત્નીની જરૂરિયાત હતી? ત્યારે મારા અંતરમાંથી ઊકળતો અવાજ સરી પડે છે કે ના, ના અને નાજ. કારણ જાણી હસશો નહિ અને હસો તો તમારા પોતાનાજ આત્માને પ્રથમ પૂછી નક્કી કરજો કે તમારે માટે શું યોગ્ય.

હું મારા આત્માને મારાં દૈનિક કામોમાંથીજ આનંદ આપી શકું છું. મારા દૈનિક કર્મોને જ મેં એ રીતે ગોઠવ્યા છે કે દરેક પ્રકારનો આનંદ મને

મારી એ પ્રવૃત્તિમાંથી જ મળી રહે છે. જોકે આમાં મને મારા એક જીવનસાથીની ઊણપ તો છે જ. પણ મારી એ ઊણપ પૂરતા પહેલાં મેં બીજાની જિંદગીના પ્રશ્નનો વિચાર કર્યો તો મને આ જ યોગ્ય લાગ્યું. અને મેં મને જોઈતો આનંદ આવાં દૈનિક કામોમાંથી જ મેળવવા માંડ્યો.

દેહનું એટલે જીવનનું અસ્ખલિત સુખ જે ક્ષણિક (temporary) છે, તેને મેં હમેશને માટે છોડી દીધું છે. સાંસારિક સુખો મને સ્પર્શ કરી શકતાં નથી અને કદાચ તેમના પડછાયામાં હું અટવાઉં તો મને તેથી હર્ષનો કે શોકનો અંકુર પણ ફુટતો નથી. ખરેખર હું યોગી તો નથી જ, યોગ સાધવાનો મેં પ્રયત્ન પણ કર્યો નથી. ઘણા જ વિચારમંથન પછી મને હવે આજ આમ સમજાયું છે અને ખરેખર મારો આત્મા શાન્ત છે. જરૂર જીવનમરણના ઝંઝાવાતોમાંથી હું દૂર નથી ભાગ્યો, ભગવાનો પ્રયત્ન પણ નથી કર્યો. બધાની માફક મને પણ તે સોડમાં છુપાવશે જ, પણ તે ઓથ મને અંત લગી ગરમી જ આપતી રહેશે.

અને આમ મારા આત્માની શાન્તિ ખાતર મારૂં આ પગલું ભલે સમાજને અઘટિત લાગે ભલે સમાજ મારી તરફ શંકાની દ્રષ્ટિએ જુએ. જુએ શું, જોશે જ. પણ તેથી હર્ષ કે શોક મને શો ?

પ્રત્યેક સ્ત્રીને પોતાના પતિની ગરમ ઓથમાં છુપાવું ગમે જ અને એવી જ ઓથની આશા પતિ પત્ની પાસેથી પણ માગતો હોય છે. એ જગજાહેર સત્યમાં કાંઈ અજુગતું નથી. પણ જો ખરેખર સ્ત્રી તેને ને સુખ નહિ આપે તો તે તેને છોડી દેશે. ખીલેલી તેની ઊગતી આશાઓ આમ વણવિકસી અણમૂલી તકે છંછેડાઇ પડશે અને જીવનને સળગાવી દેશે. મળગતો તે અગ્નિ બીજા વર્ગને નહિ છોડે. તેને તો મોકતા મળતાં વધુ ઉગ્ર બનવાની તક મળશે, એટલે આમ બંને વર્ગ જાણી જોઈને જ આ અગ્નિમાં ઝંપલાવશે. ઝંપલાવવાની બંનેને ફરજ પડશે અને જતાં જતાં સાથે સાથે સમાજને પણ તેમાં ધક્કો મારતાં જશે. કેટલાંય નવયુવકોએ તેમ જ યુવતીઓએ આમ પોતાનાં જીવન નીરસ થતાં શું બીજાના જીવનમાં આગ નથી રેડી ? એક અગર બીજે રસ્તે સમાજને બહેકાવનારે આ વર્ગે તેને પછાડવામાં ફાળો નથી આપ્યો ? કોણ કહેશે કે સમાજમાં આમને ઊંચે આસને સ્થાન છે?

અને ખરેખર તમે જ્યાં દૃષ્ટિ કરશો ત્યાં કાંઇક તો આના પડછાયા દેખાશે જ. કોઇક જગાએ અગ્નિ ભભુકતો હશે, તો કોઇક જગાએ ચિનગારી પડી હશે; તો વળી કોઇક જગાએ એ ચિનગારીએ ભભુકી ઊઠી જીવન બરબાદ પણ કર્યું હશે. આ જ થઇ પડ્યું છે આપણું જીવન. અને જેમ જેમ એક વર્ગ

બીજાની પાસે જવા માગતો ફરશે, પાસે જવાનો પ્રયત્ન કરશે, તેમ તેમ સામો વર્ગ તેનાથી દૂર જ ભાગશે. અને છેવટે સ્વાર્થ જેવી મામુલી ચીજે પુરુષજાતિ ઉપર કયાં ઓછો ઉપકાર કર્યો હોય છે? (આમ કહી હું પોતે પુરુષજાતિને હલકી પાડવા નથી માગતો.) પણ દરેકને એ ખ્યાલ નથી હોતો કે એ જ ઓથની અપ્રકટ જ્વાળાઓ ધીમે ધીમે સંતોષાય છે અને પોષાય છે. હમેશનું તાજું પોષણ તેની ઉગતી જ્વાળાઓમાં યૌવન પૂરે છે, તાજગી આપે છે અને ઝડપ લાવે છે. અને એક સમયે એ એટલું બધું જોર કરે છે કે એ ભભૂકતી જ્વાળાઓમાં બન્નેને હોમાવું પડે છે. એક બીજાને ખેંચતું જ જાય છે અને આમ ઉશ્કેરેલો સાપ (ઉત્પન્ન કરેલો દ્વેષ) અંતે ઉશ્કેરનારને જ ભરખે છે અને તેના છાંટા સાગમે સમાજ ઉપર પડે છે. તેને સ્વાર્થના અંધકારમાં સાચી પરિસ્થિતિ તો નહિ જ દેખાય. એ જોવા માટે શ્રીકૃષ્ણે અર્જુનને આપેલાં દિવ્ય ચક્ષુ જ જોઇશે અને દિવ્ય ચક્ષુ આપવાનો બોજો અત્યારે કોને માથે છે તે કહેતાં કદાચ હું બીજે જ રસ્તે જતો રહું તેના કરતાં વાચકે જ વિચારતા રહેવું જોઇશે.

ખરેખર હું જ્યારે ભણતો ત્યારે મને ઠસાવવામાં આવેલું એક તત્ત્વ હજી મને યાદ આવે છે કે 'નારીહૃદય એટલે કોમળતાના અંકુરને પોષણ આપતું એક તત્ત્વ.' નારીહૃદય જેટલું કોમળ છે તેટલું જ કઠોર છે. કોમળતામાંથી કઠોરતામાં જવું એ તેને મન અસાધ્ય નથી. અને એ જ જ્યારે કોમળતા ધારણ કરે છે ત્યારે સામા પક્ષના સ્વાર્થને તે ચાલાકીથી દબાવી દે છે, પણ કઠોર બનતાં આખરે બાહુપાશમાં જકડી તેનું લોહી ચૂસવામાં કાંઇ બાકી રાખતું નથી.

જીવન શા માટે જીવવું જોઇએ એનો જવાબ ફક્ત આ જ હેતુ જો માગતો હોય તો મારા વિચારો તમને નહિ ગમે અને તમને કદાચ હું જુદા જ સ્વરૂપમાં દેખાતો હોઇશ. પણ સાચું જીવન જીવવા જે ઇચ્છી રહ્યાં છે અને તેવું જીવન જીવવાની જેમની તૈયારીઓ છે તે દરેક પોતાને એક પ્રશ્ન પૂછે: "ખરેખર મને શું પત્નીની કે પતિની જરૂર છે ખરી? મારું જીવન તેથી વધુ વેગવાન થશે? શું હું તેમ કરવાથી સમાજને ઉપયોગી થઇશ? મારા ધ્યેયને આગળ ધપાવવામાં મને તેની જરૂર છે? કે તેના સિવાય જ હું મારું ધ્યેય ઘણી જ ઝડપથી વેગવંત બનાવીશ?"

આ પ્રશ્નનો નિર્ણય કરતા પહેલાં તમારો રાહ નીચેના પ્રશ્નો પૂછીને નક્કી કરશો તો વધુ સરળ થઇ પડશે. અને તે જ તમને ખુલાસો આપશે: "આદર્શ પત્ની પાસેથી પતિ શી શી આશાઓ રાખી શકે? અને આદર્શ પતિ પોતાની ગૃહિણી પાસેથી શું શું મેળવી શકે?"

ખરેખર આ પ્રશ્નોના જવાબ કોઇ બે વ્યક્તિના એક સરખા નહિ જ

આવે, તે જ આપણા ભિન્ન ભિન્ન વિચારોનું પ્રતિબિંબ છે, જેને લીધે આપણે આટલી અધોગતિએ પહોંચ્યા છીએ.

બંને પ્રભુતામાં પ્રયાણ કરતા પહેલાં પોતાની જીવનનૌકાના રાહ ખુલ્લા કરે અને તે સાથે જ ધ્યેય નક્કી કરે. અને આ મૌખિક ( Oral ) દસ્તાવેજ (Document) ઇશ્વરની પાસે નોંધાવી હરકોઇ કર્મની શરૂઆતમાં જ મૂકવામાં આવે તો સંસાર સળગતો હોલવાય.

અત્યારનો નાજુક સંસાર, જે માત્ર એક જ ચિનગારીથી ભભૂકે તેવો છે, તેની આગ શાન્ત પાડવાનો અને તેને બુઝવવાનો આ એક જ માર્ગ છે. તે જો બંને વર્ગને હસ્તગત થશે તો બંને વર્ગ ઊંચી કક્ષાએ આવશે અને ત્યારે બંને વર્ગની ઉન્નતિને લીધે રાષ્ટ્ર પણ ઉન્નતિને શિખરે પહોંચશે અને આમ એક જ વ્યક્તિને લીધે રાષ્ટ્રની અધોગતિ અટકશે.

દેસાઇ વગો, નડિયાદ મણિભાઇ પટેલ

---

## પત્ર

### ૩. પુત્રના લગ્નપ્રસંગે

મુરબ્બી કિશોરભાઇ—નિવૃત્ત ડૉકટર સાહેબ,

આપ મારા સગા કાકાના દીકરા અને કુટુમ્બના વડીલ છો. આપ મારા ભાઇ નગીનભાઇની સમ્મતિથી મારા પુત્ર હર્ષદરાય(કનુભાઇ)નું લગ્ન કોઇ ઓછે સંસ્કારી સ્થળે કરવા માગો છો. મારી બુદ્ધિએ મને એ અજુગતું લાગે છે. એમાં મારા પુત્રનું શ્રેય નથી. દીર્ઘદૃષ્ટિએ વિચારી જોશો.

મારા પુત્રનાં એ રીતનાં લગ્ન થાય એમાં મારો સાથ નથી. અને એ જ ખુલાસાયે આ પત્ર યોગ્ય રીતે આપની સમક્ષ મુકાયો છે.

એનું લગ્ન કોઇ સંસ્કારી ગામે અને એ મ સરખેવટે થાય એ જ હિતાવહ છે. વિચારી જોશો. અને એમાંય મને પોતાને ભાગ લેતો કરવો હોય, તો

(૧) આ લગ્ન બને તેમ સાદાઇથી ઉકેલાવું જોઇએ.

(૨) લગ્નમાં કોઇ પણ પ્રકારની આપલે ન હોવી જોઇએ.

(૩) આપવા લેવાના સંબંધમાં રૂઢિવશ થઇ પરોક્ષ કનડગત પણ કન્યા-પિતાને ન હોવી જોઇએ.

(૪) કન્યા તેમ કન્યાનાં માતાપિતા સંસ્કારી ને સંસ્કારી કુટુમ્બનાં હોવાં જોઇએ.

(૫) આ લગ્નમાં વરકન્યાની અંગત સમ્મતિ હોવી જોઇએ.

(૬) કન્યાની ઉમર વર્ષ ૧૮થી નાની ને ૨૦થી મોટી ન હોવી જોઇએ.

સમાજના હાલ બની રહેલા ભ્રષ્ટ અને સ્વાર્થી વાતાવરણમાં આપવા લેવાના અનિષ્ટ વ્યવહારોથી બન્ને પક્ષ કિલષ્ટ બની રહે છે અને પરિણામે બિચારી કુમળી કન્યાઓનાં જીવન રેંસાઇ–રોળાઇ જાય છે. એથી આપવા લેવાના વ્યવહારો તેમ બન્ને પક્ષ વચ્ચે અસમાન ભાવના એ કેવળ ત્યાજ્ય થવાં જોઇએ. બન્ને પક્ષ સમાન ભાવે ગનાય અને સામાની જે પુત્રી અન્યને ત્યાં પુત્રવધૂ થઇને જાય, એ પોતીકી પુત્રી સમાન અંતરના ઊંડા ખૂણાથી મનાવી જોઇએ. એ રીતનો સામાજિક વ્યવહાર એજ વરકન્યાને તેમ સમસ્ત ભાવિ સમાજને લગ્નક્ષેત્રમાં સુખી કરવાનું સ્તુત્ય પગલું છે.

શવદાસભાઇની ખડકી, સોજિત્રા તા. ૩:૧:૧૯૪૩ — જેઠાભાઇ હાથીભાઇ પટેલના— નમ્ર યથાઘટિત

## ૪. સાસરે જતી સહિયરને

રમા પ્રિયે,

આજે કેમે કરી મારી જીભ ઊપડતી નથી. આજે જાણે કે મારા ઉપર આભ ન તૂટી પડવાનું હોય તેમ મને ભાસ્યા કરે છે. આજે જાણે આપણી વર્ષોના મિત્રતાનો અંત ન આવવાનો હોય તેમ લાગ્યા કરે છે. અરે, આજે એવું તે શું થવાનું છે, રમા!

રમા! વિચારી તેં મારી દશા? તારા સાસરે જવાથી મારા અંતરમાં કાંઇ અકથ્ય લાગણીઓનું ઘમસાણ મચી રહ્યું છે, કાંઇ નવીન તાણ્ડવ જાગ્યું છે, કાંઇ નવીન ભાવભરતી આવી છે, છતાં રમા! આ બધું મોઢેથી કહી શકું એમ નથી. આ બધું કહેવા માટે તો જીભ પણ ઊપડતી નથી. આ લાગણીઓ તો તું જોઇ જ શકશે. મારા કહેવાથી કોઇ અર્થ નહિ-સરે.

પ્રિય બેની! વર્ષોની હતી આપણી ભાવભીની મૈત્રી, હતું આપણું સખીત્વ, હતી આપણી એકતા. આજે એ સ્વપ્ન સમાન લાગે છે. તારા જવાથી મારા હૃદયમાં કાંઇક અકથ્ય ભાવ વ્યાપી રહ્યો છે. શું આપણી મૈત્રી ખંડિત થશે? શું આપણી સહતપશ્ચર્યા અફલ થશે? શું આપણી વત્મલતાભરી ઓળખનો તેમ જ સ્નેહભરી વાતોનો આજથી જ અંત આવશે? કાંઇ કાંઇ ભાવો આવે છે ને ઓસરી જાય છે. આ ઉપરાંત જીવનમાં ઘર કરી રહેલી કેટલીક વસ્તુઓ પણ મને અત્યારે યાદ આવે છે. આપણે કેટલીયે વખત સાથે ગાળેલી રાત્રીઓ, કેટલીયે વખત કરેલા મધુર આલાપો, કેટલીયે વખત

કરેલાં નાચગાન ને સદરુદન આ વખતે મારી નજર સમક્ષ તરી આવે છે. પણ એ બધું ઘડીને માટે મારે ભૂલી જઇ તને આ સમયે મારે જે યોગ્ય છે તેજ કહેવું જોઇએ.

પ્રિયે! રમા, જીવન આજ સુધી તો સુમધુર હતું, પુષ્પની પથારીસમ નિષ્કંટક હતું. આજ સુધી નહોતી અનુભવી ભાવની આટલી જબરી આંધી, કે નયનોનું આટલું કરુણ રુદન. હા, આ બધી તો થઇ મારીતારી ભાવ-એકતાઓ બતાવનારી નોંધપોથી. સૌથી સરસ વાત તો એ છે કે સખિ, ભૂલતી ના મારા સખિત્વને. તેં તો હવે તારે માટે તારો સાથીદાર ખોળી કાઢયો હોવાથી તું સુખેથી દિવસો ગાળીશ. કોઇ વખત વહાલાની સોડમાં પેસીને પણ આનંદ લૂંટીશ. મારે માટે તેં દુનિયા ભારે કરી છે. મારે આમ કહેવામાં એજ અર્થ છે કે હે સખિ! સુખમાં કે દુઃખમાં, સુકાળે કે દુકાળે, તારી આ જીવનમણીને ભૂલતી મા. કોઇ વખત તો આ વિરહીણી સખીને યાદ કરજે અને યાદ કરી મારે માટે જો લાગણી હોય તો તારાં નયનોમાંથી પ્રેમસુધા વહાવજે. આ સમયે રુદન કર્યા કરતાં તો આનંદથી તને વિદાય આપવી જ ઉચ્ચ ગણું છું.

પ્રિય સખિ! સિધાવજે ને સુખી થજે ને કરજે તારા સાથીનો યાદ કરજે ને યાદ દેજે બધાંને! વધું તો કાંઇ કહેતી નથી, પણ મારી યાદ સદાને માટે તાજી રાખજે. મારે માટે તારી સ્મૃતિમાં કાંઇ નહિ તો નામની યાદ તો જરૂર રાખજે. બેની, વહેલી આવજે અને તારી સહિયરને દિલાસો દેજે. એજ.

બોરસદ

તારી પ્રિય સખી,
વિદ્યાના પ્રણામ

—*—

## ગ્રંથપરિચય

**૧૨. સ્વ. દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇનાં ભાષણો અને લેખો:** સંગ્રાહક અને પ્રકાશક–વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર, બી. એ., કતારગામ; પ્રાપ્તિસ્થાન– નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ટ ૭૫ + ૫૬૯, ત્રણ છબિઓ, કિંમત અઢી રૂપિયા. વડોદરા રાજ્યના નિષ્પક્ષપાત ન્યાયાધીશ તરીકે અને વળી પ્રખર વિચારક તરીકે સદ્દગત અંબાલાલભાઇ સમસ્ત ગુજરાતને પરિચિત છે. બેશક રાજકીય વિચારોમાં એ વિનીત હતા. અને "આપણા દેશમાં બ્રિટીશ રાજસત્તા સર્વોપરી રહે એમાં જ આપણું કલ્યાણ છે" (પૃષ્ઠ ૧૫૫), એમ માનનાર એ વિનીત વિચારક પુરુષને આજના ક્રાન્તિજનક

વિચારકોની સાથે સરખાવતાં તે અતિવિનીત લાગે છે. પચીશેક વર્ષ ઉપર એક -ઘણું કરીને પેટલાદ-સ્ટેશન ઉપર અમે પાંચ સાત યુવકો આપણા સાંસારિક રિવાજો સામે ક્રાન્તિ કરવાની ચર્ચા કરતા હતા. દી. બ. તે વખતે વેટિંગ રૂમમાં હતાં, તે અમારી ચર્ચા સાંભળી બહાર આવ્યા અને "જુવાનિયા, ધીરે ધીરે ચાલશો તો જ સમાજ સુધારી શકશો." એટલું જ બોલીને તે પાછા અંદર ચાલ્યા ગયા અને અમારી ચર્ચા અટકી પડી. પણ બેશક એમના ઘણા વિચારો નક્કર હતા, અને તે વિવિધ વિષયમાં હતા. આ પુસ્તકમાં (૧) અર્થ પ્રકરણ, (૨) રાજ્ય પ્રકરણ, (૩) કેળવણી પ્રકરણ, (૪) સાહિત્ય પ્રકરણ, (૫) સંસાર પ્રકરણ, (૬) ધર્મ પ્રકરણ, (૭) ગુણસંકીર્તન અને (૮) સામાન્ય પ્રકરણ વિષે એમણે આપેલાં ભાષણોનો અને લખેલા લેખોનો સંગ્રહ છે. યુવકોએ તેમ જ વૃદ્ધોએ એ જરૂર વાંચવા જેવું છે. વળી એમના પરિચયમાં આવેલાઓએ એમને વિષે લખેલાં સંસ્મરણો અને ભાઈ નરહરિભાઈએ લખેલું અને શરૂઆતમાં જ છપાએલું એ મહાપુરુષનું જીવનચરિત વાંચવાથી એમના જીવન વિષે પણ સારો પરિચય મળશે. કાગળની આ ભયંકર મોંઘવારીના દિવસોમાં આ પુસ્તકની ત્રીજી આવૃત્તિની કિંમત, કાગળના સસ્તા દિવસોમાં નીકળેલી પ્રથમ આવૃત્તિના જેટલી-અઢી રૂપિયા-જ રાખી છે અને એમ કરીને વાચકવર્ગને સદ્ગત અંબાલાલભાઈના વિચારો જાણવાનું સુલભ કરી આપ્યું છે તે માટે પ્રકાશક ખરે જ ધન્યવાદને પાત્ર છે.

૧૩ બાપુને: લેખક-શ્રી. ગોવિંદ હ. પટેલ; પ્રકાશક-શ્રી. ગોરધનભાઈ કિશોરભાઈ પટેલ, દાદાનો ચોક, ધર્મજ; પૃષ્ઠ ૪૭, કિંમત અમૂલ્ય, છતાં મૂલવવા ઇચ્છનાર માટે ચૂંવેતર પાઈ.

યુગાવતાર, વિશ્વવંદ્ય, પૂજ્ય મહાત્માજીની-બાપુની ૭૪મી જન્મજયંતી-પ્રસંગે પ્રકટ થએલી આ પુસ્તિકા પ્રસંગોચિત તેમ જ આવકારદાયક છે. બે રંગમાં જાડા કાગળ ઉપરની સુઘડ છપાઈ, એ આ પુસ્તિકાનાં રૂપરંગ ગમે તેવું ધ્યાન ખેંચે તેવાં છે. ગાંધીજીએ અત્યારના યુગમાં ઉચ્ચારેલા અને આચરેલા અહિંસાના તત્ત્વને આદર્શ તરીકે રજૂ કરવાનું એમાં ધ્યેય છે. ગત વિભૂતિઓએ એ જ અહિંસાના તત્ત્વથી મેળવેલું સાફલ્ય દર્શાવવું એ એનો સૂર છે. દર વર્ષે સમેવડી એક એવી શિખરિણી છંદની ૭૪ કડીઓ એ એનો રાગ છે. લેખકને સુસાધ્ય બનેલી સંસ્કૃતમય કઠિન શબ્દરચના એ આ પુસ્તિકાનો આત્મા હોઈ વાચકની ધીરજ અને સાહિત્યજ્ઞાનની કસોટી કરે તેમ છે. વાનગી રૂપે થોડીક પંક્તિઓ નીચે પ્રમાણે:

અહિંસાના અંગે વિલસિત કરી સત્ય રહેશે,
છતાં બાપુ! શું ને જગતજનને સત્ય જાણશે?
હશે ચાહ્યું તેથી નિજ હૃદય સ્વાત્માર્પણબળ
સમર્પી દેવાયા શિવ જગતનું ભારતસદ? ૧૬

* * *

અહિંસા મૂળેથી સતત મહતાં સત્યજળને,
મહા પ્રેમે પોષી રસમય કર્યું ધર્મદ્રુમને,
વળી અસ્તેયેથી અનુદિન કરી અર્ચન સદા
ગ્રહ્યું બાપુ! કેવું પરમ ફળ જે સર્વમયતા! ૧૮

* * *

અહિંસા યોગીનું હૃદયબળ દે ભદ્ર સહુને
તહીં ક્યાંથી સ્વપ્ને શરણ ચહતું તે ભય અહે?
સમર્પે સીંચાણે શિબિ પ્રિય ગણાતા શરીરને,
મહાત્મા એ બાપુ! અવરશિવમાં આહુત બને. ૨૦

* * *

પ્રસ્યો અન્તે રામે સમરસ્થળમાં રાવણ છતાં
રણે ગર્જે જેથા ભુવન સઘળાં ત્રાહિ વદતાં.
મુખે સ્વસ્તિ બ્રહ્મા મરુતગણ સાથે વસુરવિ
સવે સ્વસ્તિપુષ્પો, ભરતસ્થળ બાપુ! શિવ ચહી. ૭૪

અંતમાં પ્રભુ એ યુગાવતાર બાપુને જુગ જુગ જીવંત રાખે ને સમસ્ત વિશ્વમાં અહિંસા ને બંધુત્વની ભાવનાનાં અમી-છાંટણાં છાંટે એજ અંતિમ પ્રાર્થના.

ઉમિયાશંકર ઠાકર

*

૧. આફ્રિકાના ગ્રાહક ભાઈઓ હવે પોતાનાં લવાજમ તુરત મોકલે. અહીં કાગળની મોંઘવારીને કારણે છાપખાનાનાં બીલ ભરવાં કેવાં આકરાં પડતાં હશે, તેનો વિચાર એ ધનવાન ને તેથી ગાતબાર ભાઈઓ વિચારે તો ઠીક પડે.

૨. કાગળના ભાવ ચઢ્યે જ જાય છે અને એમ 'પાટીદાર'નું ખોટ ખાતું પણ વધ્યે જ જાય છે. એ ખોટ પૂરી કરવા મહાનુભાવ વાચક ભાઈઓનો રોકડ મદદ ન મોકલે તો કંઈ નહિ, પણ એકેક બબે ગ્રાહકો વધારી આપે અને જેનાથી બને તે જાહેરખબરો આપે અથવા અપાવે તો ઉપકાર થાય.

## માડીને કહેજો જે દીકરી બળી મરી!

નડિયાદમાં કાકરખાડના એક યુવકની યુવાન પત્ની ગૃહકંકાસને લીધે ત્રણેક વર્ષ ઉપર શરીરે ઘાસતેલ છાંટીને બળી મરી હતી. છતાં પોતાની દીકરીને ગમે ત્યાં ગમે તેમ ઠેકાણે પાડી દેવાને માટે ગોવાઓને પણ દીકરી દેવા આંધળા લોક તૈયાર જ હોય છે. ત્યારે તેના કરતાં તેને દૂધપીતી કરવી શી ખોટી? આ યુવકને પાછી તુરત જ કન્યા મળી. પણ જે ઘેર એક સ્ત્રીએ વિધવા જેઠાણીના ત્રાસથી બળી મરી આપઘાત કર્યો, ત્યાં બીજી તે શું સુખ ભોગવવાની હતી! એ બિચારી નાની આવેલી સ્ત્રીની પણ એ જ કારણે એ જ દશા થઈ. ગયા માસમાં વીશેક વર્ષની એ યુવાન બેને પણ પોતાના શરીર ઉપર સ્પીરીટ છાંટી આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો; આખે શરીરે દાઝી ગઈ, ફોલ્લા ઊઠયા અને મરણશરણ થઈ. આ બાઈ તો વળી સગર્ભા હતી એમ કહેવાય છે. ભોઝારા પાટીદાર સમાજની શી અવગતિ! જે ઘરમાં ત્રણ વર્ષમાં ર પત્નીની તથા ૧ ગર્ભમાંના બાળકની, મળી ત્રણ હત્યાઓ થાય તે ઘરમાં પોતાની કન્યા દેવા, વરની અછતને લીધે અંતરાએલો કોઈક પાટીદાર હજી તૈયાર થઈ જશે! આવા આ પાટીદાર સમાજનું તે શી રીતે ભલું થાય? અને આ બધું પાપ કુળવાનશાહીના મોહને પરિણામે! ભાઈઓ, આંખ હોય તો જોજો, કાન હોય તો સાંભળજો!

## માતૃજાતિ અને પ્રો. ભણસાળી

પાટીદાર સમાજમાં, હિંદુ સમાજમાંય, સ્ત્રીજાતિની કિંમત પગની રજ જેટલીયે નથી. જ્યાં લગ્ન કરતાં સ્ત્રીના પૈસા પડે છે, ત્યાં તેની કિંમત એ પૈસા જેટલી તો છે. યુરોપમાં સ્ત્રીઓએ પુરુષો સામે લડીને પોતાની કિંમત અંકાવી છે. વાયવ્ય પ્રાન્તોમાં એક યુરોપિયન સ્ત્રીનું હરણ થયું હતું, ત્યારે હિંદની જે સરકારે તેને પાછી મેળવવા આકાશ પાતાળ એક કર્યું હતું, તે જ સરકારને હિંદી સ્ત્રીઓની તો કંઈ કિંમત નથી! થોડાક વખત ઉપર હિંદી સરકારના ગોરા સૈનિકોએ મધ્ય પ્રાન્તોમાં આવેલા ચિમુર નામે સ્થળે હિંદી સ્ત્રીઓ ઉપર અત્યાચાર કર્યો. તેની સામે લોકોએ હાહાકાર કરી મૂકયો, પણ સરકારે કંઈ દાદ ન દીધી, તેના હિંદી કારભારીઓએ પણ કંઈ દાદ ન દીધી. આ સ્થિતિમાં નારીજાતિને – માતૃજાતિને – માટે પોતાના હૃદયમાં બહુ ઊંચું સ્થાન છે, એવા મહાત્માજીના ધર્મપરાયણ સેવક પ્રો. ભણસાળીને

ખૂબ લાગી આવ્યું. તેમણે તે બાબતની તપાસ કરવા સરકારને વિનવી. સરકારે કંઇ દાદ ન દીધી. તેના સલાહકાર શ્રી. અણે-ને — ગયા સત્યાગ્રહમાં કોંગ્રેસના પ્રમુખ બની જેલમાં જઇ આવેલા શ્રી અણેને — વિનવ્યા. તેમણે પણ કંઇ દાદ ન દીધી! આ સ્થિતિમાં પ્રો. ભણસાળીએ આમરણ ઉપવાસ આરંભ્યા. દિન ઉપર દિન વીતતા ગયા, એમનું શરીર નિર્બળ પડી જીવન જોખમમાં મુકાતું ગયું અને વર્તમાનપત્રોએ સખ્ત પોકાર ઉઠાવી એ ગંભીર બાબત ઉપર સરકારનું ધ્યાન ખેંચવા માંડયું, ત્યારે સરકારે હુકમ કાઢયો કે પ્રો. ભણસાળીના ઉપવાસ સંબંધે કે એમને વિષે કોઇ પત્રે કશું છાપવું નહિ અને વળી સરકારે આવો હુકમ કાઢયો છે એ પણ જાહેર કરવું નહિ! ત્યારે કેટલાંક વર્તમાનપત્રોએ દીવાની જ્યોત છાપી તેની નીચે, બીજાને દુઃખે આત્મબલિદાન આપતા શ્લોકો છાપવા માંડયા. આખરે સરકારને પ્રો. ભણસાળીની જીવનજ્યોત વિષે શંકા પડી અને ન જીરવાવાથી એણે એમને ૬૩મે ઉપવાસે, ગઈ તા. ૧૩મીને રોજ, એમની સાથે સમાધાન કર્યું. ભણસાળીજીએ તે સાંજે ૪-૨૫ વાગ્યે અધોળ જેટલો મોસંબીનો રસ લેઇ પોતાના ઐતિહાસિક ઉપવાસનાં પારણાં કર્યાં. પારકાને દુઃખે આમ પોતાનું જીવન હોડમાં મૂકનાર એ પરોપકારી પુરુષનું જ જીવ્યું એ સાચું જીવ્યું છે.

## લોર્ડ કર્ઝનથી પણ હેઠ!

હિંદને ગુલામીના પોલાદી ચોકઠામાં જકડવાને થએલા પ્રયત્નોમાં લોર્ડ કર્ઝનના અમલ દરમ્યાનની કાર્યવાહીએ ખૂબ સહકાર ને મદદ આપેલાં. તે જમાનામાં એક અંગ્રેજ સોલ્જરે આસામમાં એક સ્ત્રીની છેડતી કરી તેના ઉપર અત્યાચાર કરેલો. લોર્ડ કર્ઝનના ધ્યાન ઉપર આ વાત આવતાં તેમણે અત્યંત કઠોર ને કડક સજા તે સોલ્જરને અને તેની જરા હળવી સજા તેની ટુકડીને ફરમાવી. આવા કાર્ય તરફ પોતાનો સખ્ત તિરસ્કાર તેમણે જાહેર કરેલો અને સોલ્જરોમાં શાક પોકરાવેલી. કેટલા કોલાહલ પછી પ્રો. ભણસાળી જેવા મનુષ્યરત્નના ૬૩ ઉપવાસને અંતે, સ્થિતિ ન જીરવાતાં જ સમાધાની કરનાર આ સરકાર, આ મહાવિગ્રહ પછી હિંદુસ્થાનને સ્વતંત્ર કરવાની વાતો કરતી આ સરકાર, ત્યારે લોર્ડ કર્ઝન જેવા હિંદુસ્થાનને ગુલામીમાં રાખવા ઇચ્છતા વાઇસરોય કરતાં પણ હેઠ જ નીવડી ને!

## "જીવને જોખમે રેલ્વે અકસ્માત અટકાવ્યો"

પારકાને દુઃખે પોતાનું જીવન હોડમાં મૂકનારો પ્રો. ભણસાળીના જેવો

પણ જુદા પ્રકારનો, ઊીજો એક બનાવ બન્યો છે. "બહાદરપુરમાં ગૂડઝ ટ્રેનો સામસામી સ્ટેશન યાર્ડમાં આવતાં બાહોશ સ્ટેશન માસ્તર મિ. કનુભાઇ રામભાઇ પટેલે જીવને જોખમે ટ્રેનાની વચમાં ઊભા રહી ટ્રેનો રોકાવી ભયંકર અકસ્માત થતો અટકાવ્યો. આ સમયસૂચકતા અને કુનેહ ન બતાવત તો જાનમાલની ભયંકર ખુવારી થવા પામત" ('કર્મભૂમિ,' તા. ૨૮ : ૧૨ : ૪૨). આવા બલિદાન-તત્પર પુરુષોની પણ કિંમત ઓછી અંકાય એમ નથી. આવાનું જીવ્યું સફળ છે!

## અનાજની તાણ અને ધાડો

અનાજની તાણ તો કેટલા ય વખતથી પડવા માંડે છે. પણ હવે તો તેણે ય મર્યાદા મૂકી છે. રોકડે પૈસે પણ બજારમાં અન્ન મળવું મુશ્કેલ થઇ પડ્યું છે. લોકો ભૂખ્યે મરવા લાગ્યા છે. ધાડો પડ્યાના બનાવો તો હવે રોજના થઇ પડયા છે. અને હવે ગામડાં પછી શહેરોનો વારો આવવાનો સંભવ છે. કાયદો અને વ્યવસ્થા સાચવવા માટે આકરામાંઆકરી સજા કરનાર અંગ્રેજ સરકારના રાજ્યમાં પ્રજાની સલામતી આમ કાચે તાંતણે લટકી રહી છે.

## આના ઉપાય

પણ સરકાર તરફ તાકી રહીને બેસી રહેવાથી પ્રજાનું કંઇ વળનાર નથી એ તો ક્યારનું ય સમજાઇ ગયું છે, ત્યારે પ્રજાએ પોતે જ જાગી ઊઠીને આવી ધાડો ના પડે તેના ઉપાય યોજવા ઘટે. પ્રથમ તો ગામના ધનવાનોએ નિર્ધન માણસોને રોજગાર આપીને તેમને કંઇક ઊભા કરવા જોઇએ. પછી ભૂખ્યા માણસોને યોગ્ય ભાવે અનાજ મળી શકે એવી વ્યવસ્થા કરવી ઘટે. તે માટે તેમણે કંઇક ખોટ ખમીને પણ ગામમાં પાકેલું બધું અનાજ ખરીદી લેવું જોઇએ, પોતાના ગામનું જરાય અનાજ ગામ બહાર જવા ન દેવું જોઇએ અને સસ્તા અનાજની દુકાનો કાઢવી જોઇએ. અને છતાં ય ધાડના સંભવ જેવું લાગે તો ગામના યુવકોએ વીરદળ સ્થાપવું જોઇએ. દળના વીરો વારાફરતી ગામની ચોકી કરે અને ગામનું રક્ષણ કરે. સરકારે આ માટે ગામના પ્રતિષ્ઠિત ગ્રહસ્થોને જોઇએ એટલાં હથિયારોના પરવાના આપવા જોઇએ. ગમે તે રીતે પણ આવી ધાડોમાંથી ગામને બચાવવાં તો જોઇએ જ. સરકારથી ના બને તો લોકોએ એ કામ ઉપાડી લેવું જોઇએ, કારણ કે એમાં લોકનું પોતાનું જ હિત રહેલું છે.

## અનાજ તો ઘણું ય છે

સરકાર વારંવાર પોતાનાં નિવેદનોમાં જાહેર કરે છે કે દેશમાં આ વર્ષે

અનાજનો પાક સારી રીતે ઊતર્યો છે. તે ઉપરાંત "એવું જાણવામાં આવ્યું છે હિંદમાં ઘઉંની પરિસ્થિતિને પહોંચી વળવા માટે જે પગલાંઓ લેવાઇ રહ્યાં છે તેમાં ઓસ્ટ્રેલિયામાંથી આયાતમાં વધારો કરવાની વ્યવસ્થાઓ તથાં પંજાબમાંથી વધારે મોટા પ્રમાણમાં માલ મંગાવવાની યોજના અને સંરક્ષણ ખાતાના ભંડારમાંથી અમુક હિસ્સો નાગરિક વપરાશ માટે છૂટો કરવાની બાબતનો સમાવેશ થાય છે. ઓસ્ટ્રેલિયન ઘઉંનો જથો હિંદમાં આવી પહોંચ્યો છે અને વધુ માલ આવે એવી વકી રખાય છે. પંજાબના ગવર્નર સાથે થએલી ચર્ચા દરમ્યાન એવી આશા રખાય છે કે અછતવાળા પ્રાન્તોને પંજાબમાંથી વધારે ઘઉં મળે એવો સંભવ છે. ઓસ્ટ્રેલિયન ઘઉં મળી શકતા હોવાથી એવું ધારવામાં આવે છે કે સંરક્ષણ ખાતાને પોતાના ભંડારમાંથી થોડો ભાગ આપવામાં અને પાછળથી એમાં ઉમેરો કરવામાં કોઇ મુશ્કેલી નહિ નડે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૧ : ૧ : ૧૯૪૨).

**ત્યારે અનાજ જાય છે ક્યાં?**

ત્યારે હવે પ્રશ્ન થાય છે કે આ બધું અનાજ જાય છે ક્યાં? સર્વત્ર અનાજના દુષ્કાળ જેવી સ્થિતિ કેમ પ્રવર્તે છે? દુષ્કાળના વર્ષોમાંય મોંઘું તો મોંઘું, પણ અનાજ મળી શકતું; આજે તો પૈસા આપતાંય બજારમાં અનાજ કેમ મળતું નથી? લોકો તો એવો આક્ષેપ મૂકે છે કે સરકાર પરદેશમાં લડતા પોતાના લશ્કર માટે હિંદનું અનાજ દરિયા પાર ચઢાવી દે છે. આ લોકવાયકા જ નથી, મોટાં શહેરોનાં વેપારી મંડળોમાં સભ્યોનાં અને પ્રમુખોનાં ભાષણો પણ એમ જ કહે છે. પણ સરકાર એ વાતનો ઇન્કાર કરે છે, એ તો સ્પષ્ટ કહે છે કે "ઘઉંની અત્યારની મુશ્કેલીનું મુખ્ય કારણ નિકાશ છે એવી ટીકાઓ અંગે એવો નિર્દેશ કરવામાં આવે છે કે ચોખા સિવાય બીજું કોઇ અનાજ બહાર મોકલવામાં આવ્યું નથી. અને ચોખા પણ સિલોન અને ઇરાની અખાતમાં મોકલવામાં આવ્યા છે. સિલોનને અત્યાર સુધીમાં દર માસે ૧૨૦૦૦ ટનનો હિસ્સો મળ્યો છે અને આવતા એપ્રિલ માસથી એને હિંદમાંથી ઓછો માલ મળશે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૧ : ૧ : ૧૯૪૩). ત્યારે અનાજ, કાપડ, ખાંડ, કોલસો, વગેરે જીવનની જરૂરિયાતની અનેક વસ્તુઓ જાય છે ક્યાં, એ પ્રશ્ન તો ઊભો જ રહે છે.

**"સરકારની બિનજવાબદારીથી સડી ગએલો ઘઉંનો ગંજાવર જથો"**

મુંબઇ કોર્પોરેશનની ગઇ તા. ૧૧મીની સભામાં શ્રી જમનાદાસ મહેતાએ જણાવ્યું કે "'અત્યારે પ્રજાકીય સરકાર હોત તો પ્રજાને આવા દિવસો જોવા

ન પડત. પ્રજાકીય સરકાર હોત તો તેણે બીનજવાબદાર સરકારી સભ્યો ક્યારનાય પકડી લીધા હોત. પ્રજાકીય સરકાર હોત તો હોમી મોદીઓ, નલિનીરંજન સરકારો તથા ગવર્નરના સલાહકારોને પાણીચું આપી દીધું હોત. પણ મને કહેતાં અફસોસ થાય છે કે આજે કોઈ કોઈને જવાબદાર નથી. શ્રી. જમનાદાસ મહેતાએ એક દાખલો આપતાં જણાવ્યું હતું કે મુંબઈમાં શહેરને બે મહિના ચાલે એટલા ઘઉંના ભંડારો હતા, પણ એ ભંડારો સામે કોઈએ પાછું વળીને જોયું જ નહિ. આખરે એ ઘઉં સડી ગયા અને એનો નાશ કરવામાં આવ્યો છે. પણ અત્યારે તો અંધેર જ છે. કોઈ કોઈને પૂછતું નથી અને પૂછનાર પણ નથી. બીનજવાબદાર સરકાર તે આનું નામ. શ્રી. જમનાદાસ મહેતાએ જણાવ્યું હતું, કે હજારો ખોરાકપરિષદો ભરો, ભાષણો કરો, ઠરાવો લાવો, પણ કાંઈ જ વળનાર નથી. જ્યાં સુધી સરકાર અનાજના તથા કાપડના સ્ટૉક કબજે કરી નિયમિત ભાવે વેચે નહિ ત્યાં સુધી બધું આમ જ ચાલવાનું" ('સંદેશ,' તા. ૧૪ : ૧ : ૧૯૪૩).

## કમિટી નીમવી ઘટે

આમ દેશમાં સારી રીતે અનાજ પાક્યું છે, ઑસ્ટ્રેલિયાથી ઘઉં આવે છે અને જિલ્લાઓ બહાર અનાજની નિકાસ થવા દેવાતી નથી, છતાં એ બધું અનાજ જાય છે ક્યાં? ત્યારે તે વિષે, ભાવનિયમનને તોડી વેપારીઓ કેટલુ અનાજ કેવી રીતે સંતાડી દે છે તે વિષે અને શ્રી. જમનાદાસ મહેતા કહે છે તેમ સરકારની બીનજવાબદારીથી કેટલા અનાજનો અનર્થક નાશ થાય છે તે વિષે તથા પ્રજાને ખાવા જોગ અનાજ કેવી રીતે સરળતાથી મળે તેના ઉપાય શોધવા વિષે સરકારે પ્રજાનિયુક્ત સભ્યો સાથેની એક કમિટી નીમવી ઘટે. સરકાર ન નીમે તો વેપારી મંડળોએ નીમવી ઘટે. કંઈક રસ્તો તો કાઢવો જ જોઈશે.

## વડોદરા રાજ્યમાં જમણવાર ઉપર અંકુશ

અનાજના આવા દુષ્કાળના દિવસોમાં લોકોએ જમણવાર બંધ કરવા જોઈએ. લોક સમજીને એમ ન કરે તો રાજ્યે કાયદાથી અટકાવવા જોઈએ. વડોદરા રાજ્યે આ પ્રમાણે જમણવારોમાં જમનાર માણસોની સંખ્યા ઉપર પોતાના રાજ્યના સર્વ પ્રાન્તોમાં અંકુશ મૂક્યા છે. પણ ત્યાં તો રાજા અને રાજ્યના અધિકારીઓ જ કાયદા તોડે છે ત્યાં બીજાને કહેવાનું શું? શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહ ગાયકવાડના ૩૫મા જન્મમહોત્સવ પ્રસંગે "બ્રહ્મભોજન, દીનભોજન, કવાયત તથા સ્ત્રીપુરુષોનું પંક્તિભોજન થયું હતું" ('નવગુજરાત,' તા. ૧૧ : ૧ : ૪૩). તેમના રાજ્યના એક મોટા અમલદાર

શ્રી. મુકરજી કચ્છ રાજ્યમાં દિવાનગીરી ઉપર ગયા ત્યારે તેમના માનમાં અનેક ભોજન મહોત્સવ ગોઠવાયા હતા. ત્યાર પછી વળી ખબર મળી છે કે પાટણમાં એક મોટા અમલદારે મોટું જમણ જમાડયું હતું. આ દરેક પ્રસંગે જમવામાં કેટલાં માણસ હતાં તેનો આંકડો બહાર મૂકવામાં આવશે? એ રાજ્યે કરેલા નિયમ પ્રમાણે તો "વડોદરા શહેરમાં તથા પ્રાન્તમાં ૫૦ કે તેથી વધુ, મહેસાણા પ્રાન્તમાં ૩૦ કે તેથી વધુ . . . માણસોને જમણવાર કરવાની મનાઇ ફરમાવી છે." ત્યારે શું એ કાયદા તે રાજ્યની પોકળ શોભા માટેજ છે? રાજ્યે સમજવું જોઇએ કે જે કાયદા પોતે ન પાળે એ કાયદા પ્રજા પાસે શી રીતે પળાવાય? રાજલોકને મોટા ઉત્સવો હોય તો પ્રજાજનોને પણ નાના ઉત્સવો તો હોય જ ને? અને યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તદેવેતરો જનઃ ॥ ૩:૨૧ ॥ એ ગીતાશ્લોક પ્રમાણે મોટા લોકનું અનુકરણ નાના લોક કરે તેમાં કંઇ આશ્ચર્ય છે? ત્યારે પ્રજાહિતના કાયદા સરકારેજ પ્રથમ પાળી બતાવવા જોઇએ, નહિ તો તે નિરર્થક થઇ પડવાના.

### ખેડૂતનું શું ?

આ કડવા કાળમાં એ રાજ્યના ખેડૂતોએ એ શુભ પ્રસંગે કંઇક લાભ મેળવવાની આશા તો રાખી જ હોય, તેઓએ જમીનમહેસૂલમાં કંઇક રાહત મળવાની આશા રાખી જ હોય. તેવી કંઇ રાહત મળ્યાનું જાહેર થયું નથી, પણ ઊલટું "વડોદરા સરકારે બારા મહાલના મહેસૂલ અધિકારીઓને આખુંય જમીનમહેસૂલ એકજ હપ્તે જાન્યુઆરીમાંજ વસૂલ કરી લેવું એવું ફરમાન કર્યું" હોવાના સમાચાર મળે છે. ખેડૂતો ઉપર આ ફરમાનથી ભારે ગંભીર અસર થશે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૬ : ૧૨ : '૪૨). બિચારો ખેડૂત જ હાથ આવ્યો?

### પ્રજાજનો અને પ્રેતભોજનો

મોટા લોક તો પ્રેમભોજનો ય કરે અને પ્રીતિભોજનો ય કરે. તેમની પાછળ પ્રજાજનોને તણાઇ મર્યે ના પાલવે. સરકારના કાયદા વિના જ અનાજના આ દુષ્કાળમાં આપણે વરા વગેરે ખર્ચ ઉપર અંકુશ મૂકવો ઘટે. અનેક સ્થળે સમજીને લોક હવે પ્રેતભોજન બંધ કરતા થયા છે. સારસામાં ત્યાંના ભાઇ વાઘજીભાઇ રહાનદાસ પટેલ સુ. ૧ : ૩ : '૯૯ (તા. ૭ : ૧ : ૪૩) ને રોજ ગુજરી ગયા. એ ભાઇ પ્રગતિશીલ હૃદયના હતા. સારસામાં પુસ્તકાલયની સ્થાપનામાં તેમનો અગ્રેસર ભાગ હતો. વિધવાવિવાહના હિમાયતી હતા અને કાણુમોકાણનો તથા પ્રેતભોજનનો એક વાર બહિષ્કાર કરનાર હતા. વળી સારસા, ઓરેળા, ચિખોદરા, રાસ વગેરે જુથના સ્થાપક હતા અને તેનું

સંચાલન ખૂબ સુંદર રીતે કરતા હતા. યુવકોને શરમાવે તેવી ધગશથી તે આવાં કાર્યો કરતા હતા. તેમની પાછળ વિધવા પત્ની છે. તેમના કુટુંબીઓએ તે ભાઇની પાછળ કાણમોકાણ બંધ રાખી છે અને પ્રેતભોજન પણ બંધ રાખ્યું છે. પ્રજાજનોને માર્ગદર્શક થનાર અને વરા ઉપર સ્વેચ્છાએ જ અંકુશ મૂકનાર ભાઇઓ જ સમાજમાં સાચા સમાજસુધારકો છે. એકાર્યમાં સમ્મતિ આપનાર સૌ ભાઈબેનોને ધન્યવાદ ઘટે છે.

ચરા ખેડાવો

સરકાર વધારે અનાજ ઉગાડવાનો લોકોમાં પ્રચાર કરે છે. ત્યારે તેણે ખેતીની સર્વ દિશાઓમાં ધ્યાન આપવું ઘટે. ખેતી માટે બળવાન પશુઓની પણ જરૂર છે અને પશુઓને બળવાન કરવા માટે પુષ્કળ ઘાસ ચારાની પણ જરૂર છે. દરેક ગામે પશુઓ માટે ચરા રાખવાની પદ્ધતિ આ દેશમાં પ્રાચીન કાળથી છે. ગામે ગામ ચરા હોય છે અને તેનું જમીનમહેસૂલ સરકારે આખા ગામ ઉપર ફાળવેલું છે, છતાં લોકની બેપરવાઇથી ઘણુંખરું ગામના ચરામાં બાવળી ઊગી નીકળી છે અને ગામનાં ઢોરને ચરવા જેવું ત્યાં ભાગ્યે જ હોય છે. આ ચરા દશ દશ વર્ષને અંતરે સારી રીતે ખેડાવી નાખી તેમાં સારા ઘાસનાં બીજ નાખવાં ઘટે. સરકારને તો એમાંની બાવળીથી પૈસા ઊપજે છે, એટલે એને તો એ બાબત પરવા ન હોય; પણ ગામલોકોએ પોતાના હિતને માટે એમ કરવું જ ઘટે. આણંદમાં બેએક વર્ષથી ખેતીવાડી ખાતું સ્થપાયું છે, તેના સલાહથી અને મદદથી આણંદ આજુબાજુનાં ગામોએ આ પ્રયોગ કરવો જોઇએ. એ ખેતીવાડી ખાતાએ પણ લોકોને આ દિશામાં પ્રેરવા જોઇએ અને પ્રયોજવા જોઇએ. એમ કરશે તો લોકો ઉપર તેનો ઉપકાર થશે અને તેનું સ્થપાયું એક રીતે સાર્થક થશે.

ખેતીપશુઓનાં પ્રદર્શનો

વળી એ ખાતું અમુક અમુક પ્રસંગોએ, જેમ કે ઉત્તરાયણ ઉપર ગાયોને ઘુઘરી ખવરાવવાનું મહત્ત્વ મનાય છે એવા પ્રસંગોએ, સારાં ખેતીપશુઓનાં પ્રદર્શન ભરે તો તેથી પણ લોકને દિશા મળશે. સારાં પશુ લાવનારને ઇનામો આપવાનું પણ યોજાવું જોઇએ. વળી ગામમાં રખડતા પાડાઓમાંથી કે સાંઢમાંથી જે રોગી કે નિર્બળ હોય તેમને ખાસી કરી નાખવાની યોજના પણ સરકારે કે લોકોએ કરવી ઘટે, જેથી તેમની રોગી કે નિર્બળ ઓલાદ થતી અટકે.

# બાલવિનોદનું બાલ સાહિત્ય



**બાળકો માટે સર્વોત્તમ છે**

પાંચથી પંદર વરસનાં બાળકો માટે બાલવિનોદે સવાસો પુસ્તકો તૈયાર કર્યાં છે.

## અ ક્ષ ર મા ળા

ઊંચી જાતના કાગળો ઉપર પાંચ રંગમાં છાપેલી પુષ્કળ ચિત્રોવાળી આ ચોપડીથી બાળકોને કક્કો શીખવવો એ રમત વાત છે.

## બાલવિનોદ ગ્રંથાવલિ

બે રંગમાં સુંદર ચિત્રો સાથે મોટા અક્ષરે છાપેલા છથી આઠ વરસનાં બાળકો માટે તૈયાર કરેલાં ખૂબ મનોહર અને સુંદર પુસ્તકો

## બાલવિનોદ માળા

ભારોભાર ચિત્રોવાળા, રસ ગળે ને કટકા પડે એવાં સરસ, આઠથી બાર વરસના બાળકો માટેનાં એક એકથી ચઢિયાતાં એંતાળીસ મનોહર પુસ્તકો

## અશોક બાલપુસ્તકમાળા

ગુજરાતના જાણીતા લેખકોએ તૈયાર કરેલા સુંદર ચિત્રોવાળાં, વિવિધ પ્રકારનાં, દસથી પંદર વરસનાં બાળકો માટેનાં અત્યંત રસિક ૮૫ પુસ્તકો

નામ, વિગત અને કિંમત માટે અમારું સૂચિપત્ર મંગાવો.

**બાલવિનોદ કાર્યાલય : મલાડ**

શાખા: ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

Reg. No. B 1785




## વૈષ્ણવ જન

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે—વૈષ્ણવ૦

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે—વૈષ્ણવ૦

સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે પરધન નવ ઝાલે હાથ રે—વૈષ્ણવ૦

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામનામશું તાળી લાગી, સકળ તીરથ તેના મનમાં રે—વૈષ્ણવ૦

વણલોભી ને કપટરહિત છે, કામક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે—વૈષ્ણવ૦



તંત્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ગોવિંદભાઈ મૂળજીભાઈ પટેલે છાપ્યું અને લીલાવતીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૨:'૪૩.

# સમાવેશ



—*—

૧. **આફ્રિકાના ગ્રાહકભાઇઓ** સમજે કે કાગળની આ મોંઘવારીમાં પ્રેસનાં બીલ ભરવાં એ અતિમુશ્કેલ પડે માટે તેઓ પોતાનાં ચઢેલાં લવાજમ તુરત મોકલી દેશે એવી આશા છે.

૨. **બેનોને વિનાલવાજમ** 'પાટીદાર' મોકલવાના ફંડમાં - કંપાલાથી ભાઇ રામભાઇ મથુરભાઇ પટેલે (શિ. ૧૭૫=) રૂા. ૧૧-૧૦-૦ અને (ધર્મજ)રણોલીથી ભાઇ મોતીભાઇ મંગળભાઇ પટેલે રૂા. ૬-૦-૦ મોકલ્યા છે તે ઉપકાર સહિત સ્વીકારૂં છું. જે બેનોને 'પાટીદાર' વિનાલવાજમ વાંચવું હોય તે પોતાને હાથે અહીં લખી જણાવે. તેઓ બીજી બેનોને પણ વંચાવશે એવી આશા છે.

૩. 'પાટીદાર'ની ખોટ પૂરવા માટે મોમ્બાસાથી ભાઇ છોટાભાઇ આઇ. પટેલે (શિ. ૬=) રૂા. ૪, બાલીસણા તા. પાટણથી 'પાટીદાર પ્રગતિ' કાર્યાલયે રૂા. ૨-૪-૦ અને બીલીમોરાથી ભાઇ ગોરધનદાસ ચતુરભાઇ પટેલે રૂા. ૧ મોકલ્યા છે તે ઉપકાર સહિત સ્વીકારૂં છું.

*　　*　　*

## લગ્ન માટે

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૮૮ વર્ષ ૨૦ | આણંદ | ફાગણ અંક ૫ |
| --- | --- | --- |

## સ્ત્રીજીવન

હાલ આપણા સમાજમાં મોટે ભાગે પુરુષોને મન ગૃહક્ષેત્રમાં સ્ત્રી રમકડાં રૂપે છે. અત્યારની સ્ત્રીઓ ખરેખર પરતંત્રતા ભોગવે છે. તેઓ પુરુષોને આધીન છે. પુરુષો એમ સમજે છે કે સ્ત્રી ગુલામડી છે. કેટલાક તો તેમના ઉપર ઘણો જ જુલમ ગુજારે છે અને ઘણી રીતે હેરાન કરે છે. પુરુષને જો પોતાની સ્ત્રી ના ગમતી હોય તો બીજી સ્ત્રીને પરણે છે. તેથી ઊલટું જો સ્ત્રીને લૂલો, લંગડો, બહેરો, કાણો, દારૂડીઓ કે પોતાને મારપીટ કરતો પતિ હોય, છતાં તેણે એવા પુરુષને ઈશ્વર માનીને તેની સેવા કરવી જ જોઈએ અને તેના કહ્યામાં રહેવું જ જોઈએ.

વિધવા સ્ત્રીઓને તો ઘણું જ દુઃખ છે. કારણ કે તે વિધવા થઈ એટલે તેના સગાં, વડીલો વગેરે તેને અભાગણી કહે છે. તેને કોઈ સારી રીતે બોલાવતું પણ નથી. સાસરીમાં તો એનો બહુ તિરસ્કાર થાય છે. લોકો એમ માને છે કે હવે તેનો સૌભાગ્યનો જ હક્ક જતો રહ્યો. તેને એક તો પોતાના પતિના મરણનું દુઃખ અને આ બીજું દુઃખ. આ બંને દુઃખો ભેગા થાય છે, પણ કોઈ તેને શાન્તિ આપતું નથી. ઊલટા કેટલાક મૂર્ખ લોકો તેને હસે છે, વાતો કરે છે. સાસરીમાં તેની પાસે કાંઈ માલમિલ્કત હોય તે પણ લેઈ લે છે, તેથી તે સ્ત્રી ઘણી જ હેરાન થાય છે. પુરુષને પોતાની સ્ત્રી મરી જાય ત્યારે તેને મરી ગયાં બાર દિવસ તો થયા હોતા નથી ને ફરી લગ્ન કરે છે! ત્યારે સ્ત્રીને પોતાનો પતિ મરી ગયો હોય તો બાર મહિના ઘરના ખૂણામાં બેસી રહેવું પડે છે અને બહાર પણ નીકળવાનું મળતું નથી. બીચારી બાળવિધવા થાય તો તેને ઘણું જ દુઃખ, કારણ કે તેનાથી ફરી

લગ્ન થાય નહિ. આ રિવાજ ઘણોજ ખરાબ અને અનીતિપ્રેરક છે.

અત્યારે તો સ્ત્રીઓ કેળવણી પામતી થઇ છે. તેમને શિક્ષણ મળે છે, નવરાશના વખતમાં તેઓ સારાં સારાં પુસ્તકો વાંચે છે તથા ભરતાં, સીવતાં પણ શીખે છે. વળી કેટલેક સ્થળે ભગિનીસમાજ સ્થપાયા છે, જેથી એનો સારો લાભ લેઇ શકે છે. નાની બેનો રમતગમતના ગરબા ગાય છે, સંવાદ પણ કરી શકે છે અને એક રીતે મનને આનંદ આપે છે. સ્ત્રીઓ-સભા ભરીને એક બીજા પાસેથી સલાહ લેઇને જ્ઞાનના તથા કેળવણીના વિચાર કરીને ઉન્નત થાય છે. તેઓ અંગ્રેજી પણ શીખે છે. હાલમાં પુરુષો પણ સ્ત્રીકેળવણી માટે ઉત્સાહ રાખે છે, ઉપાયો શોધે છે અને સ્ત્રીવર્ગની ઉન્નતિના માર્ગ યોજે છે.

આપણે વૃદ્ધસમાજે માન્યું છે કે સ્ત્રીઓને કોઇ પણ બાબતમાં આગળ વધવા દેવામાં આવે તો તેઓ પુરુષોને દબાવે. આથી તેઓએ સ્ત્રીઓને ઘણી જ પછાત રાખી છે.

હાલમાં તેવી સ્થિતિ ઓછી થતી જાય છે. સ્ત્રીઓ પોતાની ઇચ્છા મુજબ વર્તી શકે એવી સ્થિતિ થતી જાય છે. સ્ત્રીને અને પુરુષને સમાજમાં સરખા હક્ક છે, કારણ કે સ્ત્રી ઘરની દેવી છે. સ્ત્રી વગરનું ઘર નકામું છે. પુરુષો કમાઇ જાણે, પણ તેની વ્યવસ્થા કરનાર સ્ત્રી ન હોય તો ઘર દીપી આવતું નથી.

હાલમાં હજુ અભણ સ્ત્રીઓએ રડવા કૂટવાનું જારી રાખ્યું છે, તે ખોટું છે ને તે બંધ કરવું જોઇએ. હજી એ સ્ત્રીઓના ઘૂમટા તાણવાનો ખોટો રિવાજ ચાલુ છે, પણ કેળવાએલી સ્ત્રીઓ તે બંધ કરતી જાય છે. ઘૂમટા તાણવાથી કાંઇ લાજમર્યાદા સચવાતી નથી. ઘૂમટાનો રિવાજ ખરાબ છે, માટે તે બંધ કરવો જોઇએ; બાકી સાધારણ મર્યાદાથી બોલવું ચાલવું જોઇએ ને મોટાઓની આજ્ઞા પાળવી જોઇએ. પૂર્વે ઘૂમટાનો રિવાજ નહોતો, તોપણ સ્ત્રીઓ પતિવ્રતાધર્મ સારી રીતે પાળતી હતી. દાખલા તરીકે, સીતાજી પોતાના પતિ સાથે વનમાં ગયાં. રાવણ જ્યારે તેમનું હરણ કરી ગયો ત્યારે તેઓ રામના નામની માળા જપી રહ્યાં હતાં. આ કારણને લીધે તેમનું નામ ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાયું છે. તેમ રામ પણ એકપત્નીવ્રત પાળતા હતા અને એજ કારણે તેઓએ રાવણની બેન સૂર્પણખાની લગ્નની માગણીને સ્વીકારી ન હતી.

હાલ સ્ત્રીઓને જેમ જેમ શિક્ષણ મળતું જાય છે તેમ તેમ તેમની

બુદ્ધિ વિકાસ પામતી જાય છે. શિક્ષણને લીધે તે પોતાની જાતે વિચાર કરતાં શીખે છે એટલુંજ નહિ, પણ કરેલા વિચારને અમલમાં મૂકતી પણ થતી જાય છે. વિચાર સાથે તેમનું હૃદય પણ વિકાસ પામતું જાય છે, તેમની ભાષા પણ સુધરતી જાય છે. સ્ત્રીઓને અનેક પુરુષો ઘણા લાંબા વખતથી પોતાની મિલ્કત તરીકે માને છે. તેઓ સ્ત્રીઓને પાળેલા ઢોરની* પેઠે ઘરને ખૂણે ગોંધરે છે; જાણે આંબલી વસ્તુ, મિલ્કત અને ભેટની વસ્તુ સંગ્રહ કરવાની હોય તેમ સ્ત્રીને માને છે. પુરુષો એમ માને છે કે પુરુષોએ ઇશ્વર આગળ જવાબ આપવાનો છે, પણ સ્ત્રીઓએ તો પુરુષ રૂપી ઇશ્વર આગળ જવાબ આપવો જોઇએ, એમ માની તેમણે પુરુષોને આધીન રહેવું જોઇએ, અને એ પ્રમાણે વર્તવામાજ તેમનું સાચું પતિવ્રત છે। પુરુષને ઇશ્વરે પોતાનું કાર્ય કરવાને માટે જન્મ આપ્યો છે, અને સ્ત્રીને પુરુષમાં રહેલા ઇશ્વરનું દરેક કાર્ય કરવાને જન્મ આપ્યો છે, એમ પણ તેઓ માને છે.

હાલમાં સ્ત્રીને જો પરણ્યા પછી પોતાનો પતિ ન ગમતો હોય તો તેને છૂટાછેડા કરવાનો અધિકાર ભાગ્યેજ છે, પણ પુરુષને તે સર્વ અધિકાર છે. કોઇ કન્યાને પરણાવવાની હોય, ત્યારે તેમાં તેની મરજી મરજી પૂછવામાં આવતી નથી અને તે પોતાની મરજી મુજબ પોતાને યોગ્ય પતિ સાથે લગ્ન કરી શકતી નથી. આથી ઘણાં કજોડાં હિન્દુ સમાજમાં ખાસ કરીને જોવામાં આવે છે. આથી-સ્ત્રીઓને સર્વ હક્ક મળવા જોઇએ અને તે પણ પુરુષના જેટલા મળવા જોઇએ. સ્ત્રીઓ પૂતળીઓ જેવી, રમવાના રમકડાં જેવી નહિ, પણ પુરુષના સુખમાં અને દુઃખમાં સરખી ભાગીદાર હોવા જોઇએ. ભવિષ્યની સ્ત્રીઓ સામાજિક હકની કાયદેસર માગણી કરશે સ્ત્રીઓ ખાસ હકની તેમજ દેવી થવાની આશા નહિ રાખે, પણ તેમના તરફ પુરુષના જેવા વર્તનની આશા જરૂર રાખશે. સ્ત્રીઓ માટે પુરુષોના જેટલુંજ જ્ઞાન મળવાનું ક્ષેત્ર હોવું જોઇએ. તેઓ દરેક કામ કરી શકે એવી યોગ્યતા તેમને મળવી જોઇએ. ભણેલી, સારા વિચારવાળી હોય તો તે માગ શિક્ષકની ગરજ સારે છે. માટે દરેક પ્રકારની યોગ્યતા તેને મળવી જોઇએ સ્ત્રીઓની પ્રગતિ થશે તોજ દેશની પ્રગતિ થશે, માટે સ્ત્રીઓને ઊંચું શિક્ષણ મળવું જોઇએ.

મણીબહેન
મનુભાઇ મોતીભાઇ પટેલ

---*---

# ફરીથી નવે નામે

રેવાબાને સમજાવવામાં ચુનીભાઈ સફળ તો થયા, પણ હવે એથી સારું શોધી આપવાની જવાબદારી એની ઉપર આવી પડી. મણિભાઈને એ સંબંધે પત્ર લખ્યો હતો, એટલે એનો જવાબ આવતાં એ અને નરેન્દ્ર એમને મળવા ગયા. શરૂઆતની વાતચીત ઉપરથી એમને લાગ્યું કે મણિભાઈ ખાસ સોંપ્યા વિના કામ હાથમાં લે તેવા નથી વ્યવહારકુશળ હોવાથી કે લગ્નની બાબતમાં બળતા ખાવાથી, કે ગમે તેમ પણ એમને મોંએ કોઈનું નામ દેવડાવવું મુશ્કેલ લાગતું હતું

થોડી વાતચીત પછી કંઈ અર્થ ન સરતો લાગ્યાથી ચુનીભાઈએ સીધું પૂછ્યું: "તમારી નજરમાં એકેય નથી?"

મણિભાઈ વિચાર કરી કહેતા હોય તેમ થોડી વારે બોલ્યા: "એવો તો એકેય દેખાતો નથી." અને સહેજ રહી ઉમેર્યું: "એનાં બેએક હતાં, તે તો ગઈ સાલ બેસી ગયાં."

નરેન્દ્ર: "ગયું સંભાર્યે શું વળે? હોય એની વાત કરો ને."

મણિભાઈ: "ખરું પૂછો તો ઘડે ઘડો ભરાય તે વાત ભૂલી જજો."

ચુનીભાઈ હસતાં હસતાં બોલ્યા: "ગળ્યો પૂરો નહિ ભરાય તો, પણ ઊણો રહે તેવું હોય તોય બતાવો ને."

મણિભાઈ: "હમણાંમાં ન કાઢતા. જ્યાં જોઈએ છીએ ત્યાં કંઈ ને કંઈ આડું હોય છે ને એવું ના હોય તે ના કહે, એટલે એનું નામ શું! પેલો લક્ષ્મીદાસ, છોકરું જરા ભણે છે તેમાં તો જેને હોય તેને ના જ પાડે છે. પેલા ભીખાભાઈ પાસે પૈસા છે, એટલે ખાંટ થઈ ગયો — કહે છે કે જેને ગરજ હોય તે પોતાને ખર્ચે છોકરાને આફ્રિકાથી તેડાવે, જાણે કોઈના બાર પરણાવતો હોય તેમ!"

ચુનીભાઈ: "બળી એ વાત જવા દો ને. કંઈ ગોઠે એવું હોય તેની વાત કરો ને."

મગનું નામ મરી ન કહેવાનું હોય તેમ જે નામ માટે પત્રમાં લખ્યું હતું ને જેની વાત કરવાની હતી, તે ય ન કહેતાં મણિભાઈ બોલ્યા: "શું કહું? બરાબર મન ગોઠતું હોય ત્યારે વાત કરું ને?"

છેવટ થાકીને ચુનીભાઈએ શરૂઆત કરી: "વિઠ્ઠલભાઈના શાન્તિનું તમને કેવું લાગે છે?"

મણિભાઇ તાળીને અભિપ્રાય આપતા હોય તેમ બોલ્યા: "એમ તો ગોરા લોક, અત્યારનો સંજોગ જોતાં ઘણું સારું."

નરેન્દ્રે મીઠું હસતાં કહ્યું: "ત્યારે હમણાં તો તમે કહેતા હતા કે એવું કંઇ છે જ નહિ"

મણિભાઇ: "શું કહું ત્યારે? તમે આમ મિલકત તરફ જોવા જાઓ તો ઝાઝુ ન મળે. વિઠ્ઠલભાઇનો ભાઇ મારો નામરાશી આફ્રિકા છે તે સારું કમાયો છે. જોકે બંનેનું જુદું છે, છતાં અત્યારે તો એની બસો વીઘાં જમીનનુ ઉત્પન્ન આ જ ખાય છે. એને ત્યા પાંચ દુકાનો ને કમાઇ સારી, એટલે મન ઉદાર. શાન્તિને લેઇ એ જ ગયો છે છોકરો હોશિયાર, આગની દુકાન ચલાવે છે. મેટ્રિકમાં પાસ થયો હોય કે નપાસ તેની ખબર નથી. પણ ધંધે વળગ્યા પછી એની શી પંચાત?"

ચુનીલાલ: "કર્યા જેવું ખરું કે નહિ?"

મણિભાઇ: "બીજું એથી સારૂ છેય કયાં? હા પાડતો હોય તો કરવામાં ખોટું નથી."

નરેન્દ્ર: "હા તો તમે કહો ત્યારે ને!"

મણિભાઇ: "હા તો હમણાં પડાવું, પણ એમાં જરા ગબડો છે. એની બોનભાઇએ પોતાની ભત્રીજીનું ત્યા કરવું છે, એટલે બાઇનું દર્બાણ હોય તો આનીથી કંઇ કહેવાય નહિ પણ એમ હોય તો કહી જોઇએ"

ચુનીભાઇ: "'કહી જોઇએ' નહિ, પાય દબાણ કરીને બેસાડો ત્યારે બને."

મણિભાઇ મૂછમાં હસતાં બોલ્યા: "તે હુ કઇ માગથી બનતું કર્યા વગર રહીશ! ને સૌ ને, એમ હોય તો કયું છેટું છે? સાંજના જેઇ આવીએ."

સાંજના જમી કરીને ત્યાં ગયા ત્યારે વિઠ્ઠલભાઇને મળતા પહેલાં, એને માણસામાં પકડે તેવો ડાહ્યાભાઇને અને નરસિંહભાઇને એ પ્રથમ મળ્યા. હવે એમ સતવાદી બન્યે ચાલવાનું નથી માની, ચુનીલાલએ નરેન્દ્રને સાનમાં કહી દીધું હતું કે જેમ થાય તેમ જોવા કરવું, પાછળની વાત પાછળ. વિઠ્ઠલભાઇ મૂળે માણસ હાહાતૂલો અને ફરી જાય તેવો, ધંધામાં બિલકુલ ચલણ નહિ એટલે ખાસ ભરોંસો રખાય નહિ. આ બધો વિચાર કરી એમાંથી છટકે નહિ અને મન ન હોય તોપણ હા જ પડાવો. બધા રાત્રે નવ વાગ્યે આંજવડ કરવા બેઠા.

મણિભાઇ: "વિઠ્ઠલભાઇ, મારું માનો તો તમારા બેયને, મારા ભાઇ, સારૂં છે."

ડાહ્યાભાઈએ ટેકો આપ્યો: "સારે સારું હોય, પછી બીજું શું જોઈએ?"

નરસિંહભાઈ: "સારાં માણસ મળે એના જેવું સુખ, બીજું તો ગમે તેટલું મળે, પણ ન જ ગણાય"

ડાહ્યાભાઈ: "માણસમાં તો પૂરો ફેર. મણિભાઈની સાસરીવાળા તો દબાણ લાવે છે, પણ આપણું મન તો ખરું પૂછાવો તો બિલકુલ નહિ."

નરસિંહભાઈ: "વિઠ્ઠલભાઈને ક્યાં અનુભવ નથી? એમને એ વહુએ વિલાયતમાં બાકી રાખ્યું છે? ખાતાં પીતાં ધોળે દહાડે કુવામાં પડતું નાખી, ઓછી નામોસી લગાડી? એના ગયા પછી પૈસા મોકલવા બંધ કર્યા, વહેંચ્યું, એ બધો એનો પરતાપ."

ડાહ્યાભાઈ: "એ તો ગામનું પાણી જ એવું છે. આપણા ગામની ત્યાં પંદર વીસ છોડીઓ હશે, પણ દરેક એક એકને ટપે એવી છે ને? અગારો ચિનુ પંદર વર્ષનો છે, અને વિનુની સાળી સાથે વિવાહ કરવાનું મંગળદાસ કેટલીયે વખત કહેતા, પણ આપણે તો ચોકખું કહી દીધું કે માફ કરો."

નરસિંહભાઈ: "ખરું છે. એક વાર બગાયા કે વટલાયા, પછી એ રસ્તે જાય તો કોઈનો શો વાંક?"

ડાહ્યાભાઈ: "વિઠ્ઠલભાઈ મારી જેમ અડવા દે તેમ નથી, પણ ઘરનું દબાણ એટલે શું કરે?"

નરસિંહભાઈ: "એવું ખોટું દબાણ તે ચાલતું હશે? આ કંઈ બે પાંચ દહાડાનો સંબંધ છે?

મણિભાઈએ વચ્ચે ઉમેર્યું: "સગા હોય, મારે કંઈ એવી શરમ ચાલે?"

ડાહ્યાભાઈ: "શરમ રાખશે તો પાછળથી ગોદા ખાશે, બીજું શું?"

ઉત્તર વિઠ્ઠલભાઈએ પોતાના મનની વાત કરી: "અંદરથી તો મણિભાઈનો વિચારેય નહિ. પણ વહુ બહુ મંડી રહે એટલે શું કરે? ઉત્તર કાગળ લખે, પણ એમાં કંઈ બહુ માલમાલ હોતું નથી."

મણિભાઈ: "ખરું પુછાવો તો એક ઘરમાં વધારે સગાઈ જ નહિ સારી."

વિઠ્ઠલભાઈ: "એ તો હુંય સમજું છું, પણ........"

ડાહ્યાભાઈ: "જાઓ ને, એમ હોય તો મારું નામ દેજો. કહેજો કે એ રૂપિયા સેઈને બેઠા એટલે હું શું કરું?"

નરસિંહભાઈ: "અને એ તો કંઈ ધણીનો ધણી છે? ફાવે ત્યાં કરે."

ડાહ્યાભાઈ: "એમને એમનો સ્વાર્થ વહાલો છે, ત્યારે આપણને આપણો સ્વાર્થ ન હોય?"

મણિભાઈ: "ને આ ય ક્યાં હા પાડવાની વાત છે? એક વખત ઘર જુઓ, કન્યા જુઓ. મન ગોઠે તો કહેજો ને. એમની પેઠે આપણે ઓછું મારી મુચકાળીને હા કહેવડાવવું છે?"

નરસિંહભાઈ: "એ તો જેનું લાકડું માણુન છે એને ડૂબવાનો શો ભો? એને તો આ નહિ ને બીજે પણ જનેને સારે મારૂં મળતું હોય તેનો મવાદ તો જુદો સ્તો!

ડાહ્યાભાઈ: "ખરૂં છે. મન ગોઠ્યાની વાત છે! જોવામાં ઓછું કોઈ વળગી પડવાનું હતું?"

મણિભાઈ: "એ તો માણસ સારા, એનું જ કહેવાનું. નહિ તો નરી મિલકત જોવાની હોય તો નથુ પારેખ કમ છે? છોકરો ય સારો ભાઈ મારો છે. પણ એને શું કરવાનું? પૈસાને ચાટવાના! 'ભાઈ ચાર ઘર ફરે તો બાઈ બાર ઘર એની પહેલા ફરી આવે, એવો ઘાટ છે, કંઈ છોકરા હડતાઈ ગયા છે? મિલકતવાળા નથી? છતાં અહીં આવવાનું કારણ કંઈ ઠીક લાગ્યું હશે ત્યારે ને?"

ડાહ્યાભાઈ: "માણસની વાત તો જુદી છે! કહ્યું છે ને કે કોઈ લાખનું એક ન મળે ને બીજાં ટકાના તેર મળે."

અને વિઠ્ઠલભાઈને પરોક્ષ રીતે ટકોર કરતા હોય કે 'એમ ન જાણતા કે તમારી પાસે મોટી મિલકત તૂટી પડે છે માટે આટલું બધું ફસાણ કરે છે,' એમ મણિભાઈએ દ્વિઅર્થમાં કહ્યું: "મિલકત-તો સારા ભાઈ બધા પાસે શી છે તે કોઈનું અજાણ્યું નથી પણ માણસ લાયક હોય તે બધી મિલકત જ માનો ને!"

નરસિંહભાઈ: "પૈસા તો આજ છે ને કાલ નથી ભાગ્ય પ્રમાણે આવે ને જાય પણ ખાનદાનીની વાત તો જુદી એ જુદી!"

ડાહ્યાભાઈ: "એ તો અત્યારે લોકો પૈસાને આટલું બધું જુએ છે, પહેલાં તો કુતરા ય નહોતાં સૂંઘતાં. ખાનદાની હોય એટલે બધું આવી ગયું."

નરસિંહભાઈ: "અત્યારે ય જે સમજે છે તે તો એ જ જુએ છે."

વાતને આડે રસ્તે જતી જોઈ મણિભાઈએ મૂળ વળાંક તરફ લાવતાં કહ્યું: "જાણી જવા દો ને એ ભાંજગડ! બોલો હવે ત્યાં જવાનું ક્યારે રાખવું છે?"

નરસિંહભાઈ: "એ તો જનાર જાણે."

મણિભાઈ: "તે તમારે કંઈ નથી આવવાનું?"

નરસિંહભાઈ: "અમારું તો જાણે ઠીક, ના આવીએ તોય શું?"

મણિભાઈ: "ના, ના, એવું હોય? આપણે ચારેયને જવાનું."

ડાહ્યાભાઈ: "પણ હજુ વિઠ્ઠલભાઈ ક્યાં બોલે છે?"

હજુ મન સમુંઝાતું હોય તેમ વિઠ્ઠલભાઈ બોલ્યા: "જઈશું, પણ એટલી બધી ઉતાવળ શી છે? જવાનું હશે તે દહાડે તમને સંદેશો મોકલીશ."

હસતાં હસતાં મણિભાઈ બોલ્યા: "આ આવ્યા છે તે એમને ઉતાવળ ન હોય તો શું કરવા આવે?"

નરસિંહભાઈ: "એ તો ખરું રતો! 'હા-ના'નો જવાબ આપી દઈએ એટલે એમને બીજી સૂઝ પડે."

ડાહ્યાભાઈ: "ત્યારે કહી દો ને, વિઠ્ઠલભાઈ, જે વિચાર હોય તે. ચોખ્ખું આમાં કંઈ બંધાવાનું છે?"

મણિભાઈ: "એ બાબતમાં બેફીકર રહેજો, વિઠ્ઠલભાઈ!"

ડાહ્યાભાઈ: "એમ કંઈ પરાણે પ્રીત થઈ?"

મણિભાઈ: "પણ હજુ એ મનનું નામ ખરી ક્યાં કહે છે!"

વિઠ્ઠલભાઈ, પાંજરામાં પુરાવાની ધાસ્તી લાગતી હોય કે ઘરમાંથી શું કહેશે એની બીક લાગતી હોય તેમ બોલ્યા: "જઈશું, મારા ભાઈ, એ ચોક્કસ."

નરસિંહભાઈએ હવે ઉઘાડો પક્ષ લેતાં કહ્યું: "તમે ય શું ઊંહું કરતા હશો! એવું તે કંઈ મૂરત જોવરાવવાનું છે તે, ઝટ કહેવાય નહિ?"

વિઠ્ઠલભાઈ: "વાંધો તો કંઈ નથી. મણિભાઈની સાસરીવાળાંનો પત્ર છે કે અહીં આવી જજો."

ડાહ્યાભાઈ: "એમને કન્યાની વાત કરવાની છે? આપણે આ ભાંજગડ કરીએ છીએ એ ને એ જ!"

નરસિંહભાઈ: "એમને ચોકખું ના કહી દો ને, એટલે લાલચ મૂકી દે."

ડાહ્યાભાઈ: "એક વખત ના કહેવું એ કહેવું. એમાં વળી છાશ લેવા જવું ને દોણી શી સંતાડવી?"

વિઠ્ઠલભાઈ ધીમેથી બોલ્યા: "એક વખત મને ત્યાં જઈ આવવા દો. જોઉં તો ખરો કે શું કહે છે?"

મણિભાઈએ જોયું કે હવે ઝાઝું ખેંચવામાં માલ નથી, એટલે તૂટી જાય તે પહેલાં એમણે નરમ મૂકી દેતાં કહ્યું: "સારું, એક વાર જઈ આવો." અને એમણે નરસિંહભાઈ તરફ આંખ મીંચકારી કે જોજો છટકી ના જાય.

નરસિંહભાઈએ આખની ઇમારતમાં જવાબ આપ્યો. "તમ તમારે બેફીકર રહેજો, આપણા પગામાં આવવાનો કંઇ છટકબારીનો છે?" અને વધુ નક્કી કરી લેતા હોય તેમ એ બોલ્યા: "આજ ના મંગળવાર થયો એટલે કાલ નહિ જવાય ગુરુવારે તમે જઇ આવો પછી શુક્રવારે જવાનું રાખીએ તો શો વાંધો, વિઠ્ઠલભાઇ?"

હવે ચક્કરમાં આવ્યા પછી પૂરો આંટો ફર્યા વગર છૂટકો નથી એમ માની વિઠ્ઠલભાઇ સંમત થતા બોલ્યા "ચાલો, એમ રાખો"

કાલાભાઇએ તેને વધાવી લેતા કહ્યું "મારૂં ય એ જ કહેવું છે ને!"

નરસિંહભાઇએ મહેશ ગિરિશભાઇ સામે જોતા કહ્યું: "ચાલો મણિભાઇ, શુક્રવારે જઇશું તે ચોક્કસ"

અને એ રીતે આ પ્રમાણે શુક્રવારે જવાને લેઇ આવવાનું નક્કી કરી મણિભાઇ વિદાય થયા નરેન્દ્ર અને ચુનીભાઇ પણ ઘર તરફ પાછા ફર્યા

સણિયાદ, તા કજણ ઇશ્વર પેટલીકર

—*—

# સમાજની વેદી ઉપર

**ભગવાનદાસની** આર્થિક સ્થિતિ, લાગલગાટ ખરાબ વર્ષો આવ્યાથી અને એનીમાં કાંઈ જરોમર ન ગાકવાથી, ગગડતી ચાલી કુટુંબમાં પણ વૃદ્ધિ થઇ હતી, આથી ખર્ચમાં પણ ઠીકઠીક વધારો થયો હતો છતાં એકની એક લાડકી પુત્રી વનલતાનું લગ્ન કુળવાન ઘેર કરવા ભગવાનદાસની ઉત્કટ અભિલાષા હતી આ અભિલાષા ભગવાનદાસના માનસમાં અનેક તરંગવિતરંગો ઉપજાવતી હતી

આર્થિક સ્થિતિ જરોમર ન હોવા છતાં સમાજમાં અગ્રગણ્ય ગણાતા ભગવાનદાસે વનલતાને મોટે ઘેર – કુળવાન ઘેર – પરણાવવા નક્કી કર્યું સમાજમાં પ્રતિષ્ઠાસ પાદન કરવા પુત્રીને મોટે ઘેર પરણાવવી પડે જો આમ કરે નહિ તો તેમની પ્રતિષ્ઠા જરાબર મચવાય નહિ આથી ભગવાનદાસ પુત્રીના લગ્ન માટે કુળવાન ઘરની શોધમાં પડ્યા

દેવીદાસનું કુળવાન ઘર પૈસે ટકે ખાલી પણ બાહ્ય આડંબર પૂરતો હતો દેવીદાસ બાર મહિને દારૂ પાછળ સાતસો આઠસો રૂપીઆનું પાણી કરતા. બાપદાદાની માલમિલકત વેચી ખાધી હતી તેમના ગૃહલક્ષ્મી પરસનબાની જણસો પણ ધીમે ધીમે દારૂમાં સરણી થઇ ગઇ આલીશાન મકાન પણ

ગીરો મૂકી દીધું હતું. હવે કોઇ પણ પ્રકારે રમણિકનું લગ્ન થઇ જાય અને મનમાની પરઠણ આવે તો ફાવે. આમ વિચારી દેવીદાસે માત્ર પરઠણ ઉપર જ આધાર રાખી કોઇ પણ યોગ્ય તક પકડી લેવા નક્કી કર્યું.

રમણિકે મામાને ત્યાં રહી મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી. જેમ તેમ અનેક આર્થિક મૂંઝવણો વેઠી તે કૉલેજના પ્રથમ વર્ષમાં આવ્યો હતો. હવે તેનાથી પૈસા વિના બિલકુલ આગળ અભ્યાસ થાય તેમ હતું નહિ. આથી એ પણ પરઠણની વાટ જોતો હતો. આજના સંસ્કારિક ગણાતાં યુવકોનો આ મુખ્ય ધ્યેય હોય છે!

ભગવાનદાસ આ કુળવાન ઘેર આવ્યા. લગ્ન સંબંધે વાતચીત કરી. દેવીદાસ તો તત્પર હતા. માત્ર પરઠણની જ મુખ્ય વાત હતી. ભગવાનદાસ આ ગીરો મુકાએલા, પણ આલીશાન, મકાનમાં બેઠા બેઠા કુળવાનશાહીના ઇજારદાર દેવીદાસની કેટલીયે કીર્તિગાથાઓ બીજા બહારના પરગજુ માણસોને મુખે સાંભળતા હતા! દેવીદાસે પ્રથમ પરઠણમાં આઠ હજાર રોકડા અને બે હજારનાં દાગીના સંગળમાં માગ્યા. કુળવાન કુટુંબનો નબીરો ખરો ને! હા-ના કરતાં ભગવાનદાસે છ હજાર પરઠણ ને પંદરસોના દાગીના સંગળમાં આપવાનું ઠરાવી વિવાહ નક્કી કર્યો.

કૉલેજના સંસ્કાર પામેલા રમણિકને આમાં કાંઇયે નવું લાગ્યું નહિ. હા, સભામાં કે ડીબેટિંગ ક્લબમાં વરવિક્રય ઉપર લાંબાં લાંબાં વ્યાખ્યાનો આપી તેની સમાજ પર થતી અસરોનું સચોટ ધ્યાન તે આપતો, પણ એ તો પોથીમાંનાં રીંગણાં! ગામડાંમાં – ભલે ને વસતિ ચાર હજારની હોય, પણ છ ગામ કે બાર ગામ સિવાયનાં ગામડાંમાં – લગ્ન કરવાનું! પરઠણ વિના આવાં ગામડાંમાં જવાય? દારૂપીલા દેવીદાસને પરઠણ વિના પાલવે જ કેમ? કુળવાનશાહીના ખાસ ઇજારદાર એ તો!

કુળવાન ઘરોમાં નિર્દોષ બાળાઓ કેવી યાતનાઓ સહન કરે છે, કેવા કેવા અત્યાચારો તેમના ઉપર થાય છે, વગેરે વનલતા જાણતી હતી. તે આવા કુળવાન ઘરમાં લગ્ન કરવા, અનેક યાતનાઓ ભોગવવા અને કુળવાનોનાં કારસ્થાનોનો ભોગ બનવા ઇચ્છતી નહોતી. પોતાના પિતાને સમજાવવું વ્યર્થ હતું. મોટું ઘર શોધી પુત્રીના સુખમાં (કે દુઃખમાં?) અભિવૃદ્ધિ કરવા, દશબાર હજારનું પાણી કરી ગામમાં પ્રતિષ્ઠા સંપાદન કરવા, મિથ્યા પ્રયાસ કરતા ભગવાનદાસ આ ક્યાંથી સમજે? છતાં વનલતાએ આ લગ્ન માટે પિતા સામે વિરોધ ઉઠાવ્યો: "મારે મોટે ઘેર પરણવું નથી. બહારથી

સુંદર દેખાતાં ઘરોમાં તો નરાધમો વસે છે. તે મને કરાંડી નાખશે, મારે અનેક યાતનાઓ સહન કરવી પડશે. જો મારું હિત ઇચ્છતા હો, તો મોટે ઘેર મારૂં લગ્ન ના કરતાં નાને ઘેર પણ સુધરેલા કુટુંબમાં કરો. તે મને ગ્રાહ્ય છે. આપણી સ્થિતિ, કુટુંબ, વગેરેનો વિચાર કરતા મને તો આ લગ્ન પસંદ નથી જ."

લાડકી પુત્રીનું આ વચન સાંભળી પ્રતિષ્ઠાઘેલા ભગવાનદાસની આંખોમાંથી આંસુ સરી પડ્યાં. આંસુ લૂછી આગળ સમજ વનલતાને કહ્યું: "બેટા, મારી આબરૂ તારે હાથ છે. લગ્ન નક્કી કર્યું છે આપણા જ ગોળમાં તને પરણાવવી એ અશક્ય છે. પ્રતિષ્ઠા સાચવવી અને પિતાને સુખી કરવો, એ તારે હાથ છે." ભગવાનદાસથી વધારે બોલાયુ નહિ

થોડા દિવસ પછી વનલતાને લગ્ન વિષે ફરી પૂછવામાં આવ્યું. આ વખતે વનલતાએ પિતાને ન દુભવવા ખાતર જ, આરોપ ન કરતા કચિત મને સંમતિ આપી. ભગવાનદાસે પોતાની ઘણીખરી જમીન ગીરો મૂકી દેઈને આશરે દશેક હજાર રૂપીઆ આપવા દીકરાઓના તથા વહુવારૂઓના મન કચવાતા હતા; પણ એક વખત વાહવાહ બોલાવવા, એકની એક લાડકી દીકરીને કુળવાન ઘેર પરણાવવા, ભગવાનદાસ ભાન ભૂલ્યા હતા

લગ્ન થઈ ગયું. હજાર દશનું પાણી થયું માતાપિતાની શીતળ છાયામાંથી વિખૂટી પડી વનલતા સાસરે આવી. સાસરામાં બે ત્રણ દિવસ મહેમાન તરીકે માનપાન મેળવ્યું પણ પછી? પછી સામાન્ય ચાકરડી તરીકે ઘરનું કામકાજ એને સોંપવામાં આવ્યું. દિવસે દિવસે વનલતા ઉપર કામનો બોજો વધવા માંડ્યો ગુલામડી માફક આખો દિવસ તે કામ કરતી નાના નટુથી માંડી મોટાં સર્વ વનલતા ઉપર હુકમો છોડતા. આ હુકમો વનલતા તરત જ અમલમાં મૂકતી, એ વિના તેને છૂટકો નહોતો. કોઈ કોઈ વખત સ્વામિ આગળ વનલતા ફરિયાદ કરતી, પણ કંઈ દાદ મળતી નહોતી. સાસુ અનેક પ્રકારના વાંક કાઢતી, અનેક પ્રકારના ગુના શોધી તેની સાથે લડતી આ બધુ વનલતા સહન કરતી, એક પણ હરફ ઉચ્ચારતી નહિ

પરણવાના બધા રૂપીઆ ખર્ચાઈ ગયા. દોલતદાસની અને ગૃહલક્ષ્મી પરસનબાની નજર વનલતાની જણસો ઉપર પડી આ જણસો માટે અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિઓ થવા માંડી. વનલતાએ પિયેર જવા ઇચ્છા જણાવી. સાંભળતાં જ સાસુએ ચોકખી ના સુણાવી દીધી: "બે દિવસ રહી, એટલામાં તો પિયેર જવું છે? ના, ફરી આવવું ના હોય તો! આવા ખરાબ પગલાની વહુ લાવીને અમે ખરાબખસ્ત થઈ ગયા! દિવાળી પછી જવાશે તો નહિ ચાલે? હાલ નથી જવાનું. ઘરનું કામ કોણ કરશે?" વનલતા નિરુત્તર રહી.

સાસુએ આગળ ચલાવ્યું: "જા, જવું હોય તો જણસો બધી મૂકીને જવાનું છે."

વનલતા બોલી: "મારે નથી જવું."

"કેમ, એટલી વારમાં વિચાર ફરી ગયો? જા, બેટા લતાવહુ, તને દુઃખી કરવી એ મારું કામ નહિ. મેં તો તારા કરતાં વધારે સહન કર્યું છે." શારદાબાબુના પાત્રની આબાદ નકલ કરતાં પરમનબા બોલ્યાં.

વનલતા આ મીઠાબોલાં સાસુનું હૃદય કળી ગઈ.

આખા દિવસના શ્રમથી કંટાળી ગએલી વનલતા સૂઈ ગઈ. પથારીમાં પડ્યાં પડ્યાં હૃદયને હળવું કરવા રડી લીધું. રડવાનો અવાજ કોઈને અજાયબી પમાડતો નહિ. એ તો દરરોજનો કાર્યક્રમ હતો. આશ્વાસન જેવી વસ્તુની કલ્પના સરખી પણ વનલતા કરતી નહિ. ખરે જ! આશ્વાસન જેવી વસ્તુ જ ક્યાંથી હોય? પાડોશમાંથી કોઈ હાર્મોનિયમ પર અશ્રુકવિ કલાપીનું કરુણ-રસથી ભરપૂર મંદાક્રાન્તા કાવ્ય ગાતું હતું. એકે એક શબ્દ વનલતાના અંતઃકરણને વ્યથિત કરતા હતો. તેનું હૃદય ખૂબ ખૂબ ભરાઈ આવ્યું. તેનાથી વધારે રડી શકાયું નહિ. અર્ધમૂર્ચ્છાવસ્થામાં તે પથારીમાં પડી રહી.

વેકેશન પડ્યાથી, તે જ રાત્રે મોડે, અમદાવાદથી રમણિક આવ્યો. શયનગૃહમાં પેસતાં જ પથારીમાં પડેલી વનલતાને જોઈને રમણિકનું હૃદય દ્રવી ગયું. આવી હતી ત્યારે કેવી હતી? આજે આ કોમળાંગીના મુખ ઉપર નૂર પણ રહ્યું નથી! ફિક્કી, નિસ્તેજ, તાકાત વિનાની, સુકલકડી, અર્ધ મૂર્છામાં પડેલી વનલતા આજે દયા ઉપજાવે એવી હતી. વનલતાએ જાગી, રમણિકને જોઈને એક ઊંડો નિશ્વાસ નાખ્યો. આંખોમાંથી આંસુના રેલા ગાલ ઉપરથી પસાર થઈ નીચે પથારીમાં પડવા લાગ્યા. રમણિકે મનમાં થોડી વ્યથા અનુભવી, પણ પછી તુરત જ નિશ્ચિંત મને ચાલ્યો ગયો.

દેવીદાસ સખ્ત ભીડમાં આવી પડ્યા હતા. હવે ગમે તે ઉપાયે વનલતાની જણસો લેવી જ જોઈએ. આમ અંતઃકરણના આ આછા આશાકિરણને સંતોષવા દેવીદાસે પેરવી કરવા માંડી. પરસનબાએ વનલતા પાસે પેટીના કૂંચીઓ માગી. વનલતાએ તે આપી નહિ. વાઘણ સમી ગર્જના કરી સાસુજી બોલ્યાં: "લખપતિની બેટી! કૂંચીઓ આપે છે કે નહિ? નહિ આપે તો પેટી તોડી નાખું છું. તારો બાપ તને બચાવવાનો છે?"

વનલતા પણ આવેશપૂર્વક બોલી: "જે બાપે જાણી જોઈને મને આ મનુષ્યભક્ષી રાક્ષસોના ભક્ષ્ય થવા મોકલી છે તે બાપ હવે ક્યાંથી બચાવશે? મારી જણસો હું કોઈને આપીશ નહિ."

"શું અમે મનુષ્યભક્ષી માણસો? તારી જીભ સંભાળ! તારા બાપે શું કેરના એમ મનુષ્યભક્ષી રાક્ષસોના ઘરમાં તને પરણાવી?"

વનલતા બોલી: "આપ નહોતા જાણતા કે તમે નરાધમો હશો!"

આજે વનલતા શયનગૃહની બહાર જ નીકળી નહિ. તેણે આખો દિવસ રુદન કર્યું. પરસને શયનગૃહને બહારથી તાળાં દીધું બે દિવસ સુધી વનલતા તેમાં પુરાઈ રહી. ત્રીજે દિવસે પરસને બારણું ખોલ્યું. વનલતા પથારીમાં પડી હતી. આંખો સુજી ગઈ હતી. અશક્તિને લીધે તેનાથી ઊભું થઈ શકાયું નહિ, ઊભી થઈ પણ તરત જ પથારીમાં બેસી જવું પડ્યું. પરસને પેટી ઉઘાડી. બધી જણસો તથા સારાં સારાં બધાં કપડાં કાઢી લીધાં. ઓરડામાંથી બધી વસ્તુઓ લેઈ લેવામાં આવી. વનલતાને માલૂમ પડ્યું કે આજે કાંઈ નવાજૂની થવાની છે, તેનો અંત આ શયનગૃહમાં જ આવવાનો છે. તે ધ્રૂજી ઊઠી. ચારે બાજુથી શિકારીથી ઘેરાયેલી હરિણી જેમ ગભરાય તેમ નિર્દોષ વનલતા ફસાઈ ગઈ. તેના મોઢામાં એક કપડાનો ડૂચો દેવામાં આવ્યો. તે તરફડિયાં મારવા લાગી. પરસને તેને બરાબર પકડી રાખી. પાછળથી દેવીદાસે ચહાનો સામાન, પ્યાલા-રકાબી, સ્ટવ, વગેરે સાહિત્ય લાવી મૂકીને ઘાસતેલનો ડબ્બો વનલતા ઉપર રેડી દીધો. વનલતાની સ્થિતિ ભયંકર બની ગઈ. પરસને પકડેલી વનલતા છૂટવા ફાંફાં મારવા લાગી, ચીસો પાડવા પ્રયત્ન કરવા લાગી, પણ બધું નિષ્ફળ ગયું. દેવીદાસે દીવાસળી સળગાવી વનલતાને ચાંપી દીધી. અશક્ત વનલતા તરફડિયાં મારવા લાગી જમીન પર પડી. આખરે એક પણ ચીસ સંભળાયા વિના તે બળી ખાખ થઈ ગઈ! રમણિક આ દૃશ્ય દૂરથી જોતો હતો. તેણે તેમાં સક્રિય ભાગ ન લીધો, તે તટસ્થ રહ્યો. સંસ્કારી યુવકો! આ અધમતાની પરાકાષ્ઠા ક્યાં જઈને અટકશે? ભગવાનદાસને ખબર આપવામાં આવી. અકસ્માત એ કારણ જણાવવામાં આવ્યું. સામાજિક રૂઢિનો ગુલામ બિચારો ભગવાનદાસ પોતાની પુત્રીને ફરી જોવા પણ પામ્યો નહિ.

જ્યાં સુધી આવા ભગવાનદાસ જેવા પિતાઓ, દેવીદાસ જેવા કુલીન દારૂડિયા, પરસન જેવી સાસુઓ અને રમણિક જેવા કોલેજિયન પતિઓ સમાજમાં હશે, ત્યાં સુધી વનલતા જેવી નિર્દોષ, કોમળ પુષ્પસમી બાલિકાઓનાં સમાજની વેદી પર બલિદાન દેવાશે જ દેવાશે!

સમાજની આ અવનતિ ઉન્નતિમાં ક્યારે પરિણમશે, કહેશો કોઈ યુવકો!

કરખડી — ત્રિકમભાઈ રણછોડભાઈ પટેલ

# મહારાષ્ટ્રીય અને ગુજરાતી

"ઇકડં તીકડં સોળહિ આના.........

..............શું શાં પૈસાં ચાર!"

મહારાષ્ટ્ર કેળવણીમાં ગુજરાતથી જરૂર ચઢે, વેપારમાં ગુજરાતી ચઢે.

સમી સાંજના છ વાગ્યા હોય, સૂર્ય આથમતો હોય ત્યારે મકાનના કઠારામાં એક માનવી ચોપડી વાંચતો મેં જોયો છે; જ્યારે બીજી બાજુ ભલે ને રાતના નવ વાગી ગયા હોય, ભૂખ લાગી હોય, પણ દુકાનનાં બારણાં બંધ ન કરતાં ગપ્પાં મારતો ગુજરાતી પણ મેં અહીં જોયો છે.

પૂના એ મહારાષ્ટ્રનું મોટું ઐતિહાસિક નગર છે. પૂના એટલે કૉલેજોનું મથક. પૂનાનું બઝાર એટલે તો ગુજરાતીઓનો અડ્ડો. ગુજરાતીઓમાં ય ખાસ કરીને પંચમહાલ અને કાઠિયાવાડના. ગવર્નમેંટ મોટી ઑફિસોમાં પણ ગુજરાતીઓ તો બાગ જ; જ્યારે લડાયક પ્રજા તરીકે મહારાષ્ટ્રીય શૂરા એટલે રૂા. ૧૬ના પગારથી માંડી રૂા. ૩૫૦ના ઑફિસરોમાં મહારાષ્ટ્રીઓ.

મહારાષ્ટ્રીય શૂરાતન અહીંની નારીઓમાં પણ જોવાનું મળે. તેઓ કચ્છ મારે; વૃદ્ધ ડોશી હોય, પણ સાઇકલ ઉપર ચઢી શાકભાજી લેવા માટે વરસાદમાં, તાપમા કે ઠંડીમાં હમેશાં જાય જ; જ્યારે ગુજરાતી નારી કોઇક દિવસ સાંજની ઠંડકમાં બહાર નીકળે.

પડદાનો રિવાજ મહારાષ્ટ્રમાં છે જ નહિ. મોટી ઉંમરે પણ અહીંની નારીઓ અભ્યાસ કર્યે જ જાય છે. શરીરે હૃષ્ટપુષ્ટ, સ્વચ્છતાની અને ફૂલોની ખાસ શોખીન. સંગીત, નૃત્ય, વગેરે તેમની ( Hobby ) ધૂન ગણાય સ્ત્રીઓ માટે ખાસ ઠેર ઠેર ક્રીડાંગણો પણ છે.

અહીં ગુજરાતીઓ ધીરે ધીરે મહારાષ્ટ્રીય બનતા જાય છે. ઘણા તો અહીં પેઢીઓથી રહે છે, એટલે લગભગ મહારાષ્ટ્રીય બની ગયા છે; ભાષા પણ મરાઠી જ બોલે. અહીંની ગુજરાતી સ્ત્રીઓએ પહેરવેશ બદલ્યો નથી. પણ એક વસ્તુ નોંધવા જેવી છે: ઘણી વખત ઠઠારો કરી તે નીકળશે, પણ પગમાં ચંપલ તો મળશે જ નહિ તેનું કારણ શોધતાં એમ જણાયું છે કે ગુજરાતી સ્ત્રીઓને ઘરની બહાર જવાનો પ્રસંગ જ બહુ ઓછો આવે છે, જાણે કે વંશવૃદ્ધિ માટે જ સ્ત્રીઓને સ્થાન ન હોય ?

મહારાષ્ટ્રીય સંતોષી પુરુષો છે. થોડા પગારમાં પણ સુખેથી રહી શકે છે. જમાનો સારી રીતે ઉપયોગ કરવો તેઓ જાણે છે. સાહિત્યના જેવા

શોખીન છે, તેવા જ ક્લાના ભોગી છે. સ્વચ્છતામાં અને વિનયમાં તેઓ એક્ક છે. ભાસે આપણાથી તેમને ભૂલથી અડી જવાયું હોય, તોય તેઓ તરત જ માફી માગી લેશે; જ્યારે નેવી બાબતોમાં આપણે હમેશાં પાછળ જ રહ્યા છીએ. તેઓ ખોરાકમાં કોઈ નિયમ તેલનો ઉપયોગ કરતા જ નથી. હમેશાં મૈત્રી સાચવવા માટે તેઓ તત્પર રહે છે, ત્યારે અહીંના ગુજરાતીઓ તો, જાણે કે, પૈસા કમાવા એ જ મુખ્ય હેતુ રાખી અહીં રહે છે. જરૂર તેઓ અંદર અંદરના સબંધો સાચવતા હશે, પણ બહારની દુનિયા તેમને મન કાંઈ નથી

અંતમાં, અહીં લગ્નમાં બહુ ખર્ચ કરવામાં આવતું જ નથી લગ્ન મોટી ઉમરે કરવામાં આવે છે. સામસામી મળવાની (આપણે ત્યાં જેની શરૂઆત થઈ છે) જોગવાઈ કરી આપવામાં આવે છે. વર મૅટ્રીક થયો ન હોય અને વધૂ બી. એ. હોય, પણ જો એક બીજાને ફાવે તો તેઓનું લગ્ન થાય છે

મહારાષ્ટ્રીઓની પૂનામાં જે સ્થિતિ છે તેના કરતાં વિષમ પરિસ્થિતિ નાનાં ગામડાંઓમાં છે. કેળવણીમાં અગ્રગણ્ય છે, ત્યારે આર્થિક પરિસ્થિતિ કનિષ્ઠ પ્રકારની છે. ગુજરાતીઓ આર્થિક રીતે આગળ છે, પણ કેળવણીમાં પછાત છે.

ઠે. ખેતીવાડી કૉલેજ, રણછોડભાઈ એમ. પટેલ
પૂના ૫

—*—

## પત્ર

### ૫. લગ્ન નિષ્ફળ કેમ?

પ્રિય ભાઈ રમણ,

તારો પત્ર તા. ૧૮મીએ મળ્યો, વાંચી આનંદ થયો. વળી પણ લખશે એવી આશા છે.

તે પુછાવ્યું કે 'લગ્ન નિષ્ફળ કેમ થાય છે?' તો તે વિષયમાં મારે જણાવવાનું કે (૧) સામાજિક રિવાજો, (૨) મનુષ્યમાનસ, (૩) શારીરિક ખામીઓ, વગેરે ઘણાં કારણોને લીધે લગ્ન નિષ્ફળ જાય છે. એ મુખ્ય કારણો ટૂંકમાં નીચે પ્રમાણે બતાવી શકાય:

ઉપર જણાવેલી ખામીઓમાંથી પહેલી બે ખામીઓ, જે એકમેક સાથે સંકળાએલી છે, ને ખામીઓથી લગભગ ૮૦–૮૫ ટકા, બલ્કે તેથી પણ વધુ લગ્નને નિષ્ફળતા મળે છે. જ્યારે શારીરિક ખામીનું કારણ લગ્ન

## ૬. સમાજની વિષમય દૃષ્ટિ

[સમાજની વિષમય આંખો ગમ્માં નિર્દોષ સ્નેહીઓને કુદૃષ્ટિથી નિહાળી એમનાં જીવન સ્નેહહીન કરી દે છે અને એમને દુશ્મનોની પેઠે એકબીજાથી ડરીને જીવવાની ફરજ પાડે છે. એ અંગેનો સાચો ખ્યાલ આપતો પત્ર નીચે મૂકવામાં આવ્યો છે. — લેખક]

તા. ૧૬ : ૫ : '૪૨

સત્સ્નેહી .... બેન,

.... છોડ્યા પછીથી આપને મારો આ પ્રથમ પત્ર છે અને સૌથી પ્રથમનો જ વિવેચનાપૂર્ણ પત્ર છે. પત્રને વાંચજો, વિચારજો; યોગ્ય વિચાર કરી યોગ્ય અને હેતુભરનો પ્રત્યુતર લખજો .....

કુશળ છું. તમારી દેહની, મનની, આત્માની અને વિચારોની પ્રફુલ્લતા ચાહું છું. કુશળ હશો. પૂ. ..... તથા પૂ ...., .... અને ચિ. .. સૌ મઝામાં હશે. .... પણ ......,

લખવાની તો બહુ ઉત્કંઠા છે પણ તમારે દોષે—તમો જવાબ ન લખતાં હોવાને દોષે—મારા તરફ તમારી ઓછી જણાતી લાગણીને દોષે—કલમ અને કાળજું આગળ ધપી શકતાં નથી.

આપણે નિર્દોષ છીએ. દુનિયાની દ્રષ્ટિ મલિન છે. આપણાં હૃદય ઉજ્જ્વલ છે. જગતનાં નયનો સ્વચ્છ દિલોને નિરખી ઇર્ષ્યાથી બળે છે, પણ એમાં આપણને શુ !

હું કોઇનું કાંઇ યે સાંભળુ તેવો નથી. પરન્તુ તમે ખૂબ દુઃખ અને અશ્રુપાત કરો છો, તેથી મારૂં હૈયું બળી જાય છે ...... એથી અંતરના ભીતરમાંથી વરાળ નીકળે છે કે હાય સમાજ !

સમાજમાં ન્હોને—આધુનિક યુગમાં આપણે રૂઢિથી ઉગરવાનું છે. નિર્દોષ દિલોને જગતની કાતીલ ઝેરીલી ચક્ષુઓ શું કરવાની છે? "રે ભગિની! જીવન હૈ સગ્રામ ...... ભગિની"

.... છોડ્યા પછી મન સ્થિર નથી. વિચારો થાય છે. આપણા સાચા સ્નેહને ભોગે સમાજે આપણાં દિલને આક્ષેપોના ઢગલાઓ વચ્ચે સળગાવવા માંડ્યાં છે. મારો દેહ અને દિલ આક્ષેપોના દુઃખથી ભડભડ બળે છે; તેથી વધુ પ્રબળપણે તમો બને દુઃખી થઇ રહ્યા છો, જેથી બળતા

હૈયામાં આક્ષેપોનું ઘી હોમાય છે!

એક દિવસ એ હતો, જ્યારે તમે અને હું બે ભેગાં થતાંની સાથે જ હૈયાંની ભિન્ન ભિન્ન તરેહની વાતો શુદ્ધ ભાવે ઉકેલતાં અને અનિર્વચનીય આનંદ અનુભવતાં. અને આજે? તમે સમાજથી ડરો છો, હું પણ તમારા દુઃખી હૈયા સાથે સહાનુભૂતિ દર્શાવવા સદાય મારા આત્માને બાળું છું. કારણ?

દુનિયા સામે બળવો કરવાની ઇચ્છા થાય છે. ઘેરથી છૂપી રીતે નાસી જઇ તમારી સૌની આંખોથી દૂર થવા ઇચ્છા થાય છે. પણ•••? એમ કાયર થવાથી શું વળે? નામર્દ કાયર બને, નામર્દ નાસી છૂટે! છતાં પણ એવી એક પ્રબળ ઇચ્છા થાય છે કે તમારી પાસે આવીને મારૂં ભરાઇ ગએલુ હૈયું ઠાલવી નાખું, અંતરની લાય બુઝાવવા હું તમને મળી જાઉં! સંસારનાં દ્વેષી મનુષ્યોને દર્શાવી આપું કે અમે નિર્દોષ છીએ! હાય સમાજ! હાય જગત! હાય બંધનો!

બસ, વધુ લખવાની હિંમત થતી નથી. આટલું લખતાં હૃદયમાં અગ્નિ ભડકે છે. અરે•••આંખોમાંથી અશ્રુ ટપકે છે અને આગળ કલમ નથી ઉપડતી.

જવાબ લખશો તો આભાર! નહિ લખો તોપણ આભાર! જેવી તમારી મરજી•••! મારા બળતા આત્માને ઠારવા ઇચ્છા થાય તો—ઘડીક વાર સમાજનો ડર ત્યજીને પત્રરૂપી પાણીથી શાન્તિ આપશો એમ ચાહું છું. એ જ, વધુ શું લખું?

**આદરણ (હાલ મોભા રોડ) ચન્દ્રકાન્ત નરસિંહભાઇ પટેલ**

—*—

## જાણવાજોગ

## ૧. શ્રી. જોગલેકર નંદદીપ

(ગયા શ્રાવણના 'પાટીદાર'માં પૃષ્ઠ ૪૩૧ ઉપર 'દિવેલનાં ફાનસ' એ વિષે પ્રસંગકથા લખતાં મેં આમ લખ્યું હતુ: "આપણે આજે ગ્યાસતેલની તંગી ભોગવતા થઇ ગયા છીએ. આપણા દેશમાં પૂર્વે સર્વત્ર કોડિયામાં દિવેલના દીવા થતા. આજે કોડિયામાં દીવા કરવા અનુકૂળ લાગતા નથી, કારણ કે આપણે અનુકૂળ ફાનસથી ટેવાઇ ગએલા છીએ. પણ ગ્યાસતેલ વિના એ ફાનસ હવે નનરાં પડતાં જશે એવા બીક રહે છે, કારણ કે એ ફાનસમાં દિવેલ ચઢી શકતું નથી અને તેમાં દીવા થઇ શકે એમ નથી. ત્યારે કોઇ ચતુર કારીગર એવાં ફાનસ બનાવે, કે તેમાં દિવેલ ચઢી શકે

અને અનુકૂળ થઈ પડે એ રીતે દિવેલના દીવા કરાય? મને કંઈક ઝાંખો ખ્યાલ છે કે અનેક વર્ષો પૂર્વે પૂનાના કોઈ કારીગરે એવાં ફાનસ બનાવ્યાં હતાં, જેમાં દિવેલ કે તેલ બળી શકે" હવે એ કારીગર શ્રી. જોગલેકર અને તેમનાં ફાનસ વિષે વિશેષ હકીકત મને મળી છે તે નીચે આપું છું. મને આશા છે કે આપણા વેપારીઓ શ્રી. જોગલેકરનાં 'નંદદીપ ફાનસ' મંગાવશે અને આપણા પ્રજાજનો એ ફાનસને વધાવી લેઈને તે કારીગરને હવે તો ઉત્તેજન આપશેજ એવી આશા છે. —તંત્રી)

સ. ૧૯૨૨માં ગ્રેજ્યુએટ થયા પછી શ્રી. ડી. આર. જોગલેકર સતારા જિલ્લામાં આવેલા ઔંધ નગરમાં રહેતા હતા, ત્યારે ત્યાંના રાજાએ કહેલું કે: "જો ગ્યાસતેલને બદલે તેટલુંજ તેજ આપી શકે એવી રીતે કણઝિયું કે કોઈ પણ બિયાંનું તેલ ઉપયોગમાં લેઈ શકાય તો મારા રાજ્યના તેમજ સમસ્ત હિંદના ખેડૂતોને એક ઉપયોગી ઉદ્યોગ મળી જાય અને વળી દર વર્ષે દેશમાંથી ગ્યાસતેલ માટે દશ બાર કરોડ રૂપિયા પરદેશમાં ખેંચાઈ જતા બચી જાય." આ સાંભળીને શ્રી. જોગલેકરનું ધ્યાન તે તરફ ખેંચાયું અને વનસ્પતિ બીજનું તેલ બાળી શકાય એવું ફાનસ શોધવું એ તેમણે પોતાનું જીવનકાર્ય બનાવ્યું. ૧૫ વર્ષ સુધી તેમણે પોતાને ખર્ચે અને એકલે હાથે પ્રયોગો કર્યા. સ. ૧૯૩૩માં પૂનામાં ઔદ્યોગિક પ્રદર્શન ભરાયું, તેમાં શ્રી. જોગલેકરે પોતાના પ્રયોગનું એક ફાનસ મૂકયું. તેની ગિરજના રાજાએ અને બીજા પ્રેક્ષકોએ સારી કદર કરી અને 'કેસરી મરાઠા ટ્રસ્ટ' તરફથી એમને 'તિલક નામબેશી સુવર્ણ ચંદ્રક' આપવામાં આવ્યો.

સ. ૧૯૩૯મા શ્રી. વિનોબાજી ભાવેએ શ્રી. જોગલેકરને પોતાનું ફાનસ બતાવવા વર્ધા જવાનું આમંત્રણ આપ્યું. તે પ્રસંગે એમના ફાનસને જોઈને મહાત્માજીએ અને બીજા આશ્રમવાસીઓએ વખાણ કર્યાં અને આશીર્વાદ આપ્યા. તેજ વર્ષે મુંબઈ સરકારે એ ઉદ્યોગને ખિલવવા શ્રી. જોગલેકરને ત્રણ હજાર રૂપિયાની મદદ આપી. ત્યાર પછીના અગિયાર માસમાં તે શોધકે ફાનસના ૩૦૦ નમુના તૈયાર કર્યા, તેમાંથી આખરે ત્રણ નમુનાને પસંદ કરી કાયમ રાખ્યા: (૧) ભીંતે ચોઢવાનું ફાનસ, (૨) ટેબલ ઉપર મૂકવાનું ફાનસ અને (૩) હાથમાં લેઈ ફરવાનું ફાનસ. એ ત્રણે નમુનાને મુંબઈ સરકાર તરફથી પ્રયોગશાળામાં શાસ્ત્રીય પદ્ધતિથી તપાસવામાં આવ્યા. વળી ઔંધના રાજા સાહેબે તો એ દીવાઓને દશ દિવસ સુધી સતત સળગતા રાખી જોયા અને ગ્યાસતેલને બદલે કણઝિયાથી બળતા દીવા શોધનાર તરીકે શ્રી. જોગલેકરને

એક હજાર રૂપિયાનું ઇનામ આપ્યું. સ. ૧૯૪૧માં બનારસ ખાતે વૈજ્ઞાનિક પરિષદ ભરાઇ, ત્યાં એ દીવા સંબંધે પ્રચાર કરવાની ખાસ વ્યવસ્થા થઇ અને ત્યારે પરિષદના પ્રમુખ સર અરદેશર દલાલે અને બીજા વૈજ્ઞાનિકોએ એ દીવાનાં ખૂબ વખાણ કર્યાં. તે જ વર્ષમાં મુંબઇ યુનિવર્સિટીના વાઇસ ચૅન્સેલર શ્રી. મસાણીએ શ્રી. જોગલેકરની પ્રયોગશાળાની મુલાકાત લીધી અને શ્રી. જોગલેકરના કામની ભારે તારીફ કરી. ૧૯૪૧ના ડીસેમ્બરમાં મુંબઇ યુનિવર્સિટીએ, એ શોધક પોતાનું કામ ચલાવે એ હેતુએ, રૂા. ૫૦૦નું દાન આપ્યું.

અનેક પ્રયોગો કરીને એ શોધકે હાલ એવું ફાનસ તૈયાર કર્યું છે, જેમાંથી વાંચવા પૂરતો પ્રકાશ નીકળે છે અને વરસાદમાં કે પવનથી તે હોલવાતું નથી. તેમાં ગમે તે બિયાંનું તેલ અને ગ્યાસતેલ પણ બળે છે. વળી તે ફાનસ બાળવું એટલું સસ્તું છે કે દરરોજના પાંચ કલાક બાળતાં મહિનામાં માત્ર તેને અશેર જ તેલ જોઇએ. વળી તેને માટે કોઇ કારખાનું નીકળે અને તેમાં લાખોને હિસાબે એવાં ફાનસ બનાવવામાં આવે તો બાર આનામાં એક ફાનસ મળે. ગરીબ ડિદીઓને માટે તો આ ફાનસ શ્રેષ્ઠ છે અને વળી તેથી, પરદેશી ફાનસો અને તેને માટેના પરદેશી તેલ પાછળ આજે દશ બાર કરોડ રૂપિયા પરદેશમાં ખેંચી જવામાં આવે છે તે બચે. અત્યારે દરેક કાચા માલની મોંઘવારીને લીધે શોધક જે ફાનસો બનાવે છે, તે તેઓ બે રૂપિયામાં વેચી શકે છે. અને છતાંય તે તુરત ખપી જાય છે. એ કહે છે કે આ ઉદ્યોગ માટે જો પાંચ લાખ રૂપિયાની થાપણ ઊભી થાય તો છથી આઠ માસની અંદર બજારમાં આ ફાનસો ભરી કાઢું. વળી મુંબઇમાં કે કલકત્તામાં એક મોટું કારખાનું કાઢવાને બદલે અનેક નાનાં સ્થળોએ કારખાનાં કાઢવામાં આવે તો લાભ થાય. શોધકે એવાં ૧૦૦ ગ્રામોદ્યોગ સ્થળોની યોજના કરી છે. દરેક સ્થળ માટે રૂા. ૨૫૦૦ની થાપણ હોય તો દરરોજનાં ૧૦૦ ફાનસ તૈયાર કરી શકાય. આ કામ કરવાને કારીગરોને એ બાબતની કેળવણી આપવી પડે અને હાથે ચલાવવાના થોડાક સંચા તૈયાર કરવા પડે. શ્રી. જોગલેકરને દેશના ધનવાનો મદદ કરે તો આ ગ્રામોદ્યોગથી દેશને મોટો લાભ થાય. ત્યારે દેશના ધનિકો, એમને આ પ્રકારની મદદ કરવી, એ ધનના ધણી, ધર્મ તમારો.
(જાન્યુઆરી, ૧૯૪૩નાં 'મૉડર્ન રિવ્યુ'માં આવેલા શ્રી. જોગલેકરના લેખ ઉપરથી.)

## ૨. કેળવણી

મુંબઇ પ્રાંતના બીજા વિભાગોની સરખામણીમાં ગુજરાત કેળવણીમાં કદાચ પછાત આવે, પણ જોઇએ તેવી પ્રગતિ નથી થઇ, એ નીચેના આંકડા બતાવશે:

| | ૧૯૨૧માં દર હજારે | | ૧૯૩૧માં દર હજારે | |
|---|---|---|---|---|
| શિક્ષિત | પુરુષો | સ્ત્રીઓ | પુરુષો | સ્ત્રીઓ |
| ગુજરાતના પાંચ જિલ્લા | ૨૨૩ | ૪૨ | ૨૫૪ | ૪૬ |
| વડોદરા | ૨૪૦ | ૪૭ | ૩૩૧ | ૭૯ |
| મુંબઈ પ્રાન્ત | ૧૪૦ | ૨૫ | ૧૭૬ | ૩૧ |

શહેરોમાં દર હજારે શિક્ષિતોની સંખ્યા.

| શહેર | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|
| અમદાવાદ | ૨૪૦ | ૫૦ |
| સુરત | ૪૫૯ | ૧૭૧ |
| પૂના | ૪૫૮ | ૧૮૪ |

ગુજરાતના બીજા બધા જિલ્લા કરતાં અમદાવાદ જિલ્લો પાછળ છે. અમદાવાદ જિલ્લામાં શાળાવાળાં ગામડાં ફક્ત ૩૮૮ છે, જ્યારે શાળા વિનાનાં ગામડાં ૪૯૩ છે.

સ્ત્રીકેળવણી તરફ ભયંકર બેદરકારી દેખાય છે. હિંદમાં શિક્ષિત સ્ત્રીઓનું પ્રમાણ માંડ બે ટકા હશે. ગુજરાતમાં ધર્મવાર ભણેલી સ્ત્રીઓની સંખ્યા:
પારસી દર હજારે ૬૭૧, જૈન ૯૩, હિંદુ ૨૨.

હિંદુઓના અનેક ધાર્મિક તેમ જ સામાજિક રિવાજો બંધનકર્તા હોઇને સ્ત્રીકેળવણીને અટકાવે છે. ઉપર દર્શાવેલા આંકડા ૧૯૩૧ના વસ્તી ગણત્રીને આધારે લીધેલા છે.

## ૩. રજોદર્શન

રજોદર્શન થતા પહેલા સ્ત્રીને બેચેની જણાય છે અને કાંઇક કંટાળો આવે છે. બેસણી( Pelvis )માં ભાર જેવું લાગે છે. કોઇનું બોલવું ચાલવું ગમતું નથી, વગેરે ચિહ્નો થાય છે. કોઇમાં આ બનાવ સાધારણ તો કોઇમાં દુઃખદાયક હોય છે. રજોદર્શનનું બધું લોહી ગર્ભાશયમાંથી આવે છે. આ માસિક ક્રિયા ગર્ભાશયને સાફ કરવા માટે જ થાય છે, દર મહિને અંદરથી વહી જતા લોહી વડે ગર્ભાશય બરાબર ધોવાઇને સાફ થઇ જાય છે, અને તેની અંદરની ચામડી પણ નવી આવે છે.

૧. શક્ત અને નીરોગી યુવતીને રજોદર્શન વખતે કોઇ જાતનું દુઃખ થતું નથી. ઋતુસ્રાવ આવ્યાની ખબર પણ પડતી નથી. સહેજ બેચેની લાગે, આળસ થાય, કેડમાં સહેજ કળતર થાય. આ સૌ ઋતુસ્રાવ આવવાનાં પૂર્વેનાં ચિહ્નો છે.

૨. ઋતુસ્રાવ વખતે સામાન્ય હળવું કામકાજ ભલે કરવામાં આવે, પણ મહેનતનું કામ ન જ કરવું. નબળા બાંધાની કન્યાઓ તો તે વખતે સંપૂર્ણ આરામ લેવો.

૩. રજોદર્શનના દિવસોમાં કસરત ન કરવી, હરફર ન કરવું, તેમ લાંબો વખત બેસી પણ ન રહેવું. વધુ વખત સૂતેલાં રહેવું.

૪. ટાઢું ખાવું નહિ તેમ ખાટી ચીજ ખાવી નહિ.

૫. શરીરના કોઇ ભાગને ઠંડું પાણી અડકાડવું નહિ, ઠંડી હવા પણ લાગવા ન દેવી. શરીર ઉપરનાં કપડાં પણ ભીનાં થએલાં ન રાખવાં. હાથ પગ તથા મોંને ઠંડું પાણી લાગી જાય તો બહુ વાંધો નહિ, પેઢાના કોઇ ભાગને તો ઠંડું પાણી જરા પણ ન લાગવા દેવું.

૬. રજોદર્શનના દિવસોમાં પણ નાહવું તો ખરું જ અને પહેરેલાં કપડાં પણ ધોવાં, પણ ગરમ પાણીથી નાહવું. શરદી લાગી જાય એવી રીતે ઠંડા પાણીમાં પગ રાખીને વધુ વખત ન બેસવું.

૭ રજોદર્શન વખતે વાપરવાનાં કપડાં તદ્દન સ્વચ્છ રાખવાં અને હરેક પ્રકારની સ્વચ્છતાની કાળજી રાખવી.

૮. રજોદર્શનના દિવસોમાં ભારે ખોરાક ન ખાવો, તેમ ઉપવાસ પણ ન કરવો. મોળો, હળવો, પથ્ય ખોરાક ખાવો.

## ૪. આજની સ્ત્રીઓનો પડકાર

આજની સ્ત્રીઓ સમાજને પડકાર કરી રહી છે, કે "જાગો, હજુ જગાય તો, નહિતર ખાશો તમે ખત્તા. હવે અમારી આંખ ઊઘડી છે, અમારામાં જાગૃતિ આવી છે. તમે માનો છો તેવી ઢીંગલીઓ બનવા અમે નથી માગતાં, પણ અમે સ્વાવલંબી બનવા માગીએ છીએ, અને અમારો પોતાનો ભાર બીજાને શીરે લાદવાને બદલે અમે અમારે મસ્તક રાખ્યો છે. આજની સભ્યતા શીખવી રહી છે જાતમહેનતનો અભાવ. આ સભ્યતા અમે તોડવા માગીએ છીએ. જાતમહેનત કરનાર ઉપર તિરસ્કાર અને દયાની લાગણી છૂટવી ઘટે.

"અમારાં ઘરો આરોગ્યમય, સ્વચ્છ અને સુંદર રાખવામાં જાતમહેનત કરતાં અમો અભિમાન લેતા માગીએ છીએ; અમો સાદાઇથી જીવવા માગીએ છીએ. બીજાઓના ઉપર જીવન વિતાવનારાના, બીજાઓની મજૂરી વગર અપંગ બનનારાઓની અમો દયા ખાઇએ તેવું ઇચ્છીએ છીએ.

"અમો એકલવાયા જીવનમાં માનતાં નથી. અમોને અવિભક્ત કુટુંબ ઉપર કંટાળો નથી. પણ જો જૂના વખતની કહેવાતી સાસુ, નણદીઓ અને જેઠાણીઓ અમારી પાસે તાબેદારી કરાવવા માગતી હોય તો અમારે એ

નથી જોઇતું. અમે રહેવા માગીએ છીએ એક જ ઘરમાં, પણ ભલે જુદા વિચારો હોવા છતાં અમારી જુદી જુદી શક્તિઓનો સહકાર આપીને અમારૂં ઘર ઉન્નત બનાવવા માગીએ છીએ. અમે એ ઘરમાં રહેવા માગીએ છીએ પુત્રીઓની પેઠે, ભવિષ્યના જીવન માટે અગારામાં શક્તિ અને કાળજીપૂર્વક આવવા માટેની તૈયારીઓ માટે. અમારૂં ભવિષ્યનું ઘર વ્યવસ્થિત, શાન્ત, છતાં મમતાથી ભરેલું બનાવવા માગીએ છીએ; કોઇ કોઇનો ડર ના ગણે, પણ સૌ કોઇને પોતાનાં ગણીને એ કુટુંબનો વિકાસ કરવા માગીએ છીએ.

"કુ. પ્રિયબાળા શાહ, બી. એ. (ઑનર્સ)"

(જીવટનાં ત્રણ જાણવાજોગ શ્રી ફાર્બસ ગુજરાતી સભામાં તા. ૨૫:૭:'૪૨ને દિવસે 'ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ' વિષે વાંચેલા ઇનામી નિબંધમાંથી; છપાએલો ગુજરાત ફાર્બસ સોસાયટીના ત્રૈમાસિક જુલાઇ–સપ્ટેમ્બર ૧૯૪૨માં.)

---

## ગ્રંથપરિચય

૧૪. હિંદુ જીવનદર્શન. જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ–૨૧: અંગ્રેજીમાંથી અનુવાદક–ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; પ્રકાશક–નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૧૩૬, કિંમત દસ આના. An Idealistic View of Life એ નામથી પુસ્તકાકારે પ્રસિદ્ધ થએલાં શ્રી સર્વપલ્લી રાધાકૃષ્ણનનાં વ્યાખ્યાનો જે રૂપમાં અપાએલાં તેજ રૂપમાં અનુવાદ રૂપે ગુજરાતના શિષ્ટ હિંદુ સમાજ સમક્ષ નવજીવન કાર્યાલયે મૂક્યાં છે. આ પુસ્તકમાં હિંદુ જીવનદર્શનના મુખ્ય સિદ્ધાન્તોનું નિરૂપણ કરવાનો પ્રયાસ કરેલો છે. હિંદુ ધર્મના અંતર્ગત ભાવનાનો સાચો ખ્યાલ આ પુસ્તકમાંથી મળી રહે છે. દિનપ્રતિદિન હિંદુ સમાજ અધોગતિએ પહોંચતો ચાલ્યો છે, એને માટે કારણભૂત એક વર્ગ છે એમ વ્યાખ્યાતા માને છે. એમણે દૃષ્ટાન્તો સાથે પુરવાર કર્યું છે કે સમાજને આપઘાત કરતો અટકાવવો હોય તો કેટલીક બાબતોમાં કંઇક મર્યાદાઓ પાળવી જ રહી. આ મર્યાદાઓનો તથા હિંદુ સમાજની પહેલાંની સ્થિતિનો અને અત્યારની સ્થિતિનો સાચો અને સ્પષ્ટ ખ્યાલ આ પુસ્તકમાંથી વાચકને મળી રહે છે. આવાં અનેક પુસ્તકો આપણા સમાજ સમક્ષ મૂકવા બદલ નવજીવન કાર્યાલયનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

રતિલાલ

## પ્રસંગકથા

**જય હે, જય હે, જય હે ભારતભાગ્યવિધાતા!**
**જય હે, જય હે, જય હે, જય જય જય, હે!**



હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
  પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શીશ સમર્પે, તે પામે રસ પીવા જોને;
  સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડ્યા મરજીવા જોને.
મરણ આંગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
  તીરે ઊભા જુએ તમાશો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
  માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને;
  મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ-અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને;
  પ્રીતમના સ્વામીની લીલા, તે રજનીદિન નરખે જોને.

### સ્વતંત્રતાનો મહાયજ્ઞ

યુરોપમાં સ્વાર્થસિદ્ધિ માટે જે દાવાનળ સળગ્યો છે, તેમાં અંગ્રેજ સરકારે હિંદનો સામેલ કરી દીધું. પણ મહાસભાએ તો કહ્યું કે "હિંદ પરતંત્ર દેશ છે, એવા પરતંત્ર દેશને એવા સંગ્રામમાં પોતાની સમ્મતિ અને સહાયતા આપવાનો અધિકાર શો? એને પહેલાં સ્વતંત્રતા આપો, એટલે પછી એ પોતે શું કરવું એનો નિર્ણય કરશે. બેશક સંગ્રામમાં અંગ્રેજને જ પક્ષે એ જીતશે, પણ એમ કરવાની એને પ્રથમ સ્વતંત્રતા આપો." હિંદ જેવા સોનાની ખાણ છોડી દેવી એ અંગ્રેજને પાલવે કેમ? એણે અનેક પ્રકારે હિંદને પોતાને આધીન રાખીને એને મનાવી લેવાના પ્રયત્ન કર્યા. સર સ્ટેફર્ડ ક્રીપ્સને કેટલાક પ્રસ્તાવ લઈને હિંદમાં મોકલ્યો, પણ એના પ્રસ્તાવ મહાસભાને પોકળ દેખાયા અને એ પાછો ગયો. સ્થિતિ એમ થઈ પડી કે જાપાન હિંદનાં પૂર્વ દ્વાર ઠોકતો આવી ઊભો છે. અને બ્રહ્મદેશ વગેરે પૂર્વ દેશોને અંગ્રેજે સંગ્રામમાં છોડી દીધા અને તેથી એ જાપાનને આધીન થઈ પડ્યા.

એવી જ સ્થિતિ હિંદની યે ન થઈ પડે, એટલા માટે મહાસભાએ હિંદને સ્વતંત્રતા આપવાનો અંગ્રેજ સરકારને આગ્રહ કર્યો. પણ એમ એ સરકાર ઓછી જ માને એવી હતી? વિગ્રહને અંતે એણે હિંદને સ્વતંત્રતા આપવાનું વચન આપ્યું, પણ એવું વચન કદી યે એણે ન પાળવાથી દેશ એવાં વચનથી ધરાઈ ગયો હતો, એટલે મહાસભાએ તો તુરત જ સ્વતંત્રતા માગી. સરકારે તો એવી સ્વતંત્રતા આપવાની માગણીને ના પાડી. હવે મહાસભા અકળાઈ ઊઠી અને એણે સરકાર સામે સત્યાગ્રહસંગ્રામ માંડવાનો અને તેની સરદારી ગાંધીજીને સોંપવાનો ઠરાવ કર્યો. આમ મહાસભાએ ના-છૂટકે સ્વતંત્રતા માટે મહાયજ્ઞ માંડવાનો ઠરાવ કર્યો.

## સરકારનાં પગલાં

પણ ગાંધીજી તો ધીરસ્વભાવ છે. યુરોપના વિગ્રહમાંયે સરકારને મૂંઝવવા જેવા સત્યાગ્રહસંગ્રામનું સાહસ કરે એવા એ નથી. એમણે તો જાહેર કર્યું કે "હું વાઇસરોય સાહેબને કાગળ લખી જાતે પક્ષના હિતનો વિચાર કરી કંઈક નિર્ણય ઉપર આવવા તેમને વિનંતી કરીશ. તેમના જવાબની રાહ જોઈશ, અને યોગ્ય મુદતમાં જવાબ નહિ મળે તો ય એક અઠવાડિયું થોભ્યા પછી સત્યાગ્રહનો આરંભ કરીશ." પણ સરકારે તો ગાંધીજીને એવો કાગળ લખવાનો ય પ્રસંગ આપ્યા વિના જ—તા. ૮ : ૮ : '૪૨ને રોજ મહાસભાની સમિતિનો ઉપરનો ઠરાવ થતાં જ—એકદમ ઉતાવળ કરીને બીજે જ દિવસે પ્રભાતે ગાંધીજીને તેમ જ દેશના બધા નેતાઓને અને મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓને ઘેરી લીધા. ગાંધીજીને કે શાન્ત ચિત્તે વિચારી પ્રજાજનોને યોગ્ય માર્ગે દોરી શકનાર થોડા નેતાઓને છૂટા રાખ્યા હોત તો પ્રજાનો ને સરકારનો માર્ગ સરળ થાત. પણ યુરોપના મહાવિગ્રહમાં પડેલી ને ગૂંચવાયેલી સરકારે તો ગભરાઈને ઉતાવળું પગલું ભરી દીધું અને એમ કરીને સત્યાગ્રહસંગ્રામનો જે આરંભ પ્રજા કરવાની હતી તે આરંભ સરકારે જ પોતાની ઉતાવળથી કરી નાખ્યો.

## પ્રજાજનોને

ગાંધીજીને અને બીજા નેતાઓને પકડ્યાના સમાચાર લોકને મળ્યા, કે આખા દેશમાં હાહાકાર વર્તી રહ્યો. પ્રજાજનોએ સભાઓના અને સરઘસના કાર્યક્રમ ગોઠવ્યા. ગાંધીજીએ કહેલું કે દરેક માણસ પોતાને સ્વતંત્ર માનીને વર્તે, પણ પ્રજાનાં અણસમજુ ટોળાંએ તો પોતાને સ્વતંત્ર નહિ, પણ સ્વચ્છંદ માની વર્તવા માંડ્યું. શાન્ત ચિત્તે વિચારી પ્રજાજનોને

યોગ્ય માર્ગે વાળી શકનાર કોઈ નેતા તો બહાર હતા નહિ, એટલે ટોળામાંના અનેક લોક તોફાને ચઢયા, સરકારી જ નહિ, પણ મ્યુનિસિપાલિટીનાં મકાનો બાળ્યાં, કેટલાંક ખાનગી મકાનો પણ બાળ્યાં. અને સરકારને જે જોઈતું હતું તે આમ પ્રજાજનોએ જ આપ્યું—સરકારની પોલીસે એ ટોળાને વિખેરવા પ્રયત્ન કર્યો, તેમના ઉપર લાઠીપ્રહાર અને ગોળીબાર પણ ચલાવ્યો. અનેક પ્રજાજનો માર્યા ગયા, કોઈ કોઈ ઠેકાણે પોલીસના માણસો પણ ઘવાયા અને મરાયા. અને પછી ગભરાટમાં પડી ન કરવાનું બધું કરી નાખ્યું. સરકારે જો ઉશ્કેરાએલા લોક સામે બળપ્રયોગ ન કર્યો હોત તો લોકોનો ઉભરો એમ જ બેસી જાત. સરકારે સમજવું ઘટે કે બળપ્રયોગથી પ્રજાજનમાં વફાદારી નથી આવતી; એનાં તોફાન શમી ગએલાં દેખાય, બાકી એનો રોષ બહારથી વળી અંદર ઊતરી ઊંડે સ્વરૂપે ધૂંધવાય. સરકારે સમજવું જોઈએ તેના કરતાંયે પ્રજાજનોએ વધારે સમજવાનું છે કે સત્યાગ્રહનું એકમાત્ર હથિયાર ગાંધીજીએ અહિંસાત્મક અસહકારનું યોજ્યું છે. બેશક એવા અહિંસાત્મક અસહકારનો કશો કાર્યક્રમ ધીરબુદ્ધિ અને શાન્તબુદ્ધિ નેતાઓને અભાવે પ્રજાજનોને ના જડે, તો ગામડાંમાં જઈને રચનાત્મક કાર્યક્રમમાં પડે તેમ કરતાં જે શૂરવાર હશે તે ગોળીથી વીંધાતાં પણ નહિ ડરે. પણ કોઈ રીતે હિંસાને માર્ગે તો જવું ન જ ઘટે. આ પ્રસંગે ખાસ કરીને પ્રજાએ જે હિંસાત્મક કાર્ય કર્યાં, તે જાણીને ગાંધીજીને કેટલું દર્દ થયું હશે?

## જવાબદારી કોની? મહાસભાની?

મહાત્માજીની ભાવના ન સમજનાર લોકોએ જે ગાંડાં હિંસાત્મક કૃત્ય કરી નાખ્યાં તેની જવાબદારી કોની? વાઇસરાય કહે છે કે મહાસભાની. એ સાહેબ તા. ૧૩:૧:૧૯૪૩ના મહાત્માજી ઉપરના પત્રમાં લખે છે: "ઑગસ્ટ માસમાં કોંગ્રેસે અખત્યાર કરેલી નીતિને પરિણામે આખા ય દેશમાં હિંસાએ અને ગુનાઓ સ્થાન લીધું છે. અને વધુમાં આ હિંસાને તથા ગુનાઓને વખોડતો એક પણ શબ્દ તમારા તરફથી આવ્યો નથી—કારોબારી સમિતિ તરફથી પણ નહિ. જ્યારે પહેલાં તમે પૂનામાં હતાં ત્યારે મને જણાવવામાં આવેલું કે તમને વર્તમાનપત્રો મળતાં નથી અને તેથી તમે મૌન સેવેલું. એ સમજી શકાય તેમ હતું; પરંતુ જ્યારે તમને અને કારોબારીના સભ્યોને ઇચ્છામાં આવે તે વર્તમાનપત્રો મળે એ પ્રમાણેની વ્યવસ્થા કરી હતી, અને મને તેથી લાગેલું કે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થતા આ બનાવો તમને આઘાત પહોંચાડશે; અને તમારે માટે મનાતું છે તે મુજબ તમે આને વખોડવા માટે પણ આતુર હશો; પણ તેમાંનું કંઈ જ બન્યું નહિ અને તેથી હું ઘણો જ

નિરાશ થશે. વધુમાં જ્યારે હું આ ખૂનો, પોલીસ અમલદારોને જીવતા સળગાવી મૂકવાના બનાવો, ટ્રેનો તોડી પાડવાનાં કાર્યો તથા મિલકતનો નાશ, યુવાન વિદ્યાર્થીઓનું અવળે માર્ગે ચડવું અને જેનાથી હિંદુસ્થાનના સારા નામને તથા કોંગ્રેસ પક્ષને હાનિ થાય છે તે વસ્તુઓનો વિચાર કરું છું ત્યારે મને ખરેખર દિલગીરી થાય છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૧ : ૨ : '૪૩).

## "બનાવો ખેદજનક, પણ દોષ સરકારનો"

વાઇસરૉયના એ લાંબા પત્રના તા. ૧૯ : ૧ : ૧૯૪૩ના ઉત્તરમાં મહાત્માજી એક સ્થળે જણાવે છે, કે "અલબત્ત, તા. ૯મી ઑગસ્ટ પછી જે બનાવો બન્યા છે તેથી મને ખેદ તો થાય છે જ, પણ એ તમામ માટેનો દોષ શું મેં હિન્દી સરકારને માથે ઢાળ્યો નથી? વળી જે બનાવો ઉપર હું મારી અસર પહોંચાડી શકતો નહોતો અને અંકુશ પણ રાખી શકતો નહોતો અને જેને વિષે મારી પાસે ફક્ત એકપક્ષી જ અહેવાલો છે તેને વિષે મારો કોઈ અભિપ્રાય દર્શાવી શકું નહિ ... આમ છતાં, એટલું તો હું છાપરે ચઢીને પણ પોકારી શકું તેમ છે કે હું હમેશાં હતો તેવો જ ચુસ્ત અહિંસામાં માનનારો રહ્યો છું" ('ગુજરાત સમાચાર,' તા. ૧૧ : ૨ : ૧૯૩૯).

## "પ્રજા ગાંડી બને ત્યાં સુધી"

મહાત્માજી વળી વાઇસરૉય ઉપરના તા. ૨૯ : ૧ : ૧૯૪૩ના પત્રમાં લખે છે કે: "હું આશા રાખું છું કે તમારા જેટલી જ સ્પષ્ટતાથી એ ખૂનની વાતો હું જોઉં છું. મારો જવાબ એ છે કે પ્રજા ગાંડી બની જાય એટલી હદે સરકારે તેને ચીડાવી. જેનો ઉલ્લેખ થઈ ચૂક્યો છે એ પ્રરૂપકોના રૂપમાં તેણે સિંહના જેવી હિંસા આદરી દીધી. એ હિંસા કંઈ જેવી તેવી હિંસા નથી, કારણ કે એ એટલા બધા વિશાળ પ્રમાણમાં યોજાએલી છે કે દાંતને માટે દાંત તોડવાના સ્વીકૃત કાયદાને તરછોડીને એકને સાટે દશ હજાર લેવાના કુળનો આશ્રય લેવાય છે અને ઈસુ ખ્રિસ્તે ઉદ્બોધેલા અપ્રતિકારની તો વાત જ શી કરવી? સર્વસત્તાધારી હિન્દી સરકારના દમનકારી પગલાંને બીજી કોઈ રીતે હું વર્ણવી શકતો નથી" ('ગુજરાત સમાચાર,' તા. ૧૧ : ૨ : '૪૩).

## "આગેવાનોની એક સામટી ગીરફતારીથી"

વળી હિંદી સરકારના મંત્રીને મહાત્માજીએ ઠેઠ તા. ૨૩ : ૯ : ૧૯૪૨ને રોજ પત્રમાં લખેલું કે: "હું એવો દાવો કરું છું કે કોંગ્રેસની નીતિ હજીયે અસંદિગ્ધ રીતે અહિંસક રહી છે. કોંગ્રેસી આગેવાનોની એકસામટી ગીરફતારીથી લોકો એટલી બધી હદે ક્રોધાન્ધ બની ગયા કે તેઓએ સંયમ ગુમાવી દીધો.

મને લાગે છે કે જે વિનાશ થવા પામ્યો છે તેને માટે કોંગ્રેસ નહિ, પણ સરકાર જવાબદાર છે. સરકારને માટે મને એકજ સાચો રસ્તો જણાય છે કે કોંગ્રેસ આગેવાનોને મુક્ત કરવા, તમામ દમનનાં પગલાં પાછાં ખેંચી લેવાં અને સુલેહ માટેના માર્ગોની તપાસ કરવી. ખરેખર હિંસાના કોઇ પણ બનાવો દાબી દેવા માટે સરકાર પાસે પુરતાં સાધનો છે. દમનથી તો માત્ર અસંતોષ અને કડવાશજ પેદા થાય છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૩ : ૨ : '૪૩).

## સરકારનો જ ન્યાયાધીશ શું કહે છે?

"નાગપુર, તા. ૧૧. 'આ જિલ્લામાં તાજેતરમાં થએલી અશાન્તિને મહાસભાના સત્યાગ્રહના એક ભાગ તરીકે હું માનતો નથી. સત્યાગ્રહ શરૂ કરવા વિષેનો મહાસભાનો મેં કોઇ ઠરાવ વાંચ્યો નથી. આવી ચળવળ શરૂ કરવા માટે મહામભાએ ખાનગી સૂચનાઓ મોકલ્યાનું સાબિત થયું નથી. મહાસભાના કેટલાક સભ્યોએ અશાન્તિમાં ભાગ લીધેલો હોવાથી કંઇ ચળવળ મહામભાએ શરૂ કરી છે, તેવું માની લેવાય નહિ' નીચલી અદાલતે શ્રી. એમ. ગદરેને કરેલી સજાને અપીલમાં રદ કરતાં વર્ધાના સેશન્સ ન્યાયાધીશ જે. આર. સુપીલકરે ઉપર મુજબ જણાવ્યું હતું" ('વંદે માતરમ્,' તા. ૧૬ : ૨ : '૪૩).

## તપસ્વી સંતની અગ્નિપરીક્ષા

અને મહાત્માજીએ તો વાઇસરાય ઉપરના તા. ૨૯ : ૧ : '૪૩ના પત્રમાં લખી જણાવ્યું કે "તમે જે અભિપ્રાય ધરાવો છો કે મહામભાના ઓગસ્ટના ઠરાવ પછી—તા. ૮મી ઓગસ્ટ પછી—જ પ્રજાકીય હિંસા ફાટી નીકળી છે. ભલે, જોકે એ મુખ્ય મહાસભાવાદી કાર્યકર્તાઓની એકસામટી ધરપકડ પછી ફાટી નીકળી છે, છતાં તેને માટે તેઓ જવાબદાર છે એના વજુદપણાની મને ખાત્રી કરી આપવાનો તમારે નહિ તો એક પ્રયાસ કરવાનો મારે તમાંને વિનંતી કરું છું. ··· આવે વખતે જો મારા દુઃખનું ઓસડ મને મળી શકે તો સત્યાગ્રહીઓ માટેના નિયમોને અનુસરવું રહ્યું, એટલે કે તાકાત પહોંચે તે પ્રમાણે ઉપવાસ કરવા રહ્યા. તા. ૯મી ફેબ્રુઆરીના સવારથી મારે મારા ૨૧ દિવસના ઉપવાસ શરૂ કરવા જોઈએ, જે તા. ૨જી માર્ચની સવારે સમાપ્ત થાય." એ પત્રના ઉત્તરમાં વાઇસરાયનો જે પત્ર મળ્યો તેના સંબંધમાં મહાત્માજી તા. ૭ : ૨ : '૪૩ના પત્રમાં વાઇસરાયને જણાવે છે કે "એક સત્યાગ્રહીના દૃષ્ટિબિંદુથી તમારો પત્ર ઉપવાસ કરવાના આમંત્રણ સમાન છે ··· મારી સમક્ષ મેં જે અગ્નિપરીક્ષા મૂકી છે, તેમાંથી છૂટા થવાનો કોઇ પણ માર્ગ તમે મારી પાસે રહેવા દીધો નથી ··· મારે માટે તો જે ન્યાય તમારી પાસેથી મેળવવામાં હું નિષ્ફળ

નીવડ્યો છું તે મેળવવા માટે સર્વોચ્ચ અદાલતને આ ઉપવાસ પ્રાર્થનામાત્ર છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૧ : ૨ : '૪૩). અને છેવટે તા. ૧૦ : ૨ : '૪૩ની સવારથી એમણે ઉપવાસ આદર્યા. દેશસમસ્ત ચિંતામાં અને વેદનામાં ડૂબી ગયો. પ્રાન્તે પ્રાન્તે, ગામે ગામે લોક એમને બિનશરતે છોડી દેવાની માગણી કરવા લાગ્યા અને એમનું જીવન બચાવવા પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યા. પરદેશોમાં પણ અનેક સ્થળે એવી પ્રાર્થનાઓ થવા લાગી. સરકાર એમને ન છોડે તો લોક મહાત્માજીના ઉપવાસ પૂરા થવાની કાગને ડોળે રાહ જોવા લાગ્યા, રોજ વર્તમાનપત્રોમાં એમના સમાચાર વાંચવા લાગ્યા. બીજું અઠવાડિયું અહેજ ચિંતાજનક ગયા પછી એમની તબિયત આશાજનક જણાઈ; ડૉક્ટરો એમની સ્થિતિ જોઈને આશ્ચર્ય પામ્યા અને એમનો દેહ વૈદકશાસ્ત્રના અપવાદ રૂપ ગણવા લાગ્યા! સરકારે તો એમને નાજ છોડ્યા, પણ તા. ૩જી માર્ચનો સૂર્ય ઊગ્યો અને એ તપસ્વીએ પોતાની તપસ્યાથી, પોતે આ ત્રીજી અગ્નિપરીક્ષામાંથી પાર ઊતરી સવારે શાન્તિથી અને આનંદથી પારણાં કર્યાં. જગત જયજયકાર કર્યો અને તે શોકસાગરમાંથી નીકળી આનંદસાગરમાં ઝૂલવા લાગ્યું!

**જય હે! જય હે! જય હે ભારતભાગ્યવિધાતા!**

### વડોદરામાં સાદું લગ્ન

ભાદરણના દેવીદાસના કુટુંબના ભાઈ રંગણભાઈ ભાઈલાલભાઈ વલ્લભભાઈ પટેલ હાલ આશરે ૨૩ વર્ષની ઉંમરના છે. તેમણે મેટ્રીક્યુલેશન સુધીનો અભ્યાસ કર્યો છે; સ. ૧૯૪૧ના સત્યાગ્રહ સંગ્રામમાં બે વાર સરકારના જેલમહેલમાં વસી આવ્યા છે, સરકારી પોલીસના લાઠીમારથી પોતાનાં હાડકાં પણ સારી રીતે રંગાવ્યાં છે. એ ભાઈએ પોતાનું લગ્ન તારાપુરના અમીન ભાઈ શંકરભાઈ ભુલાભાઈનાં પુત્રી બેન વિમળાબેન સાથે કર્યું છે. એ બેનની ઉંમર આશરે ૧૯ વર્ષની છે અને તેમણે અંગ્રેજી છ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે આ લગ્નની ક્રિયા વડોદરામાં આર્યસમાજના શાસ્ત્રી પંડિત માધવેન્દ્રજીએ આર્ય વિધિએ કરાવી હતી. લગ્નક્રિયા વખતે વરપક્ષ તરફથી વરનાં બેન અને કન્યાપક્ષ તરફથી કન્યાના ભાઈ હાજર હતાં આવાં સાદાં લગ્નમાં પહેરામણી અને એવી અનિષ્ટ લેવડદેવડની તો વાતજ શી? આ વરવધુને ધન્યવાદ ઘટે છે! પરઠણ વિના લગ્ન કરવાની પ્રતિજ્ઞા લેનાર યુવકો જોઈએ છે સમાજને!

### " નડિયાદમાં જમણવાર પર પીકેટિંગ

"નડિયાદ, તા. ૩ ગઈ કાલે અત્રેના જાણીતા શ્રીમંત ગૃહસ્થ દેસાઈ ભાઈલાલભાઈ વલ્લભભાઈનાં પૌત્રીનું માંડવામુહૂર્ત હતું અને દેસાઈએ ગામેળું

જમાડવાનું નક્કી કર્યું હતું. નડિયાદના યુવકોએ આ સામે વિરોધ ઉઠાવ્યો હતો અને ભાઈલાલભાઈને ગામેળું બંધ રાખવા સમજાવ્યા હતા. પણ બધા પ્રયાસો નિષ્ફળ ગયાં હતા. અને ગઈ કાલે 'સમયસર' સેંકડો મણ લાડુ, વગેરે રસોઈ તૈયાર થઈ હતી. યુવકોએ પીકેટિંગ કર્યું હતું. પીકેટિંગ કરતાં કેટલાક યુવકોને માર પડ્યાનું પણ સંભળાય છે. કેટલાક યુવકોએ રસોઈમાં કેરોસીન છાંટી રસોઈ બગાડવા પ્રયાસ કર્યો હતો. પીકેટિંગને પરિણામે મિજલસ ગબડ્યું હતું અને ગામેળું અટકી પડ્યું હતું. સો જેટલા માણસો જમવા આવ્યા હતા. આ બાબત શહેરમાં ચર્ચાનો વિષય થઈ પડ્યો હતો. આ સંબંધે તપાસ કરતાં એમ કહેવાય છે કે આ જમણવાર માટે લાડુ બનાવવામાં આશરે સો મણ ઉપરાંત નો ઘઉં વાપરવામાં આવ્યો હતો. અને એ પ્રમાણે બીજી રસોઈ પણ હોવી જોઈએ" ('ખેડા વર્તમાન', તા. ૧૦:૨:'૪૩).
હજારો ગરીબોને ભૂખ્યા રાખી આગ્રહને નામે આ મોટા જમણવારનો ઠઠેરો કરવાનો પ્રયત્ન કરનાર, અને તે પણ યુવકોને માર પડ્યા છતાં તેમના પ્રયત્નોથી પોતે નિષ્ફળ થતાં પોલીસની મદદ લેઈ કંઈક અંશે પાર ઉતરનાર આ કન્યાપક્ષને માટે કેટલું શોભાસ્પદ હતું તે તો તે પોતે જ અને બીજા વાચકો વિચારી લેશે. કન્યાપક્ષે આ પ્રસંગે નડિયાદમાં ઊઘડેલી સસ્તા અનાજની દુકાનમાં કેટલું દાન આપ્યું? આવે પ્રસંગે યુવકોએ પીકેટિંગ કર્યું એ તો દેશની પરિસ્થિતિને કારણે યુવકોનો યુગધર્મ થઈ પડ્યો છે અને એમણે એ યુગધર્મ બજાવ્યો તેને માટે તેમને ખરે જ ધન્યવાદ ઘટે છે. પણ ઉપર જણાવ્યું છે તેમ રસોઈમાં કેરોસીન છાંટીને તેને બગાડવાનો પ્રયત્ન જો યુવકોએ સાચે જ કર્યો હોય તો એ તો અનિષ્ટ છે. આ કાળમાં અન્નનો નાશ કેમ કરી શકાય? યુવકોમાં બળ હોય તો તે રસોઈ ગરીબોને આપી દેવી ઘટે.

## જાન ઉપર પીકેટિંગ

ઉપરના લગ્નમાં જાન હતી સોજીત્રાની. ત્યાંના ભાઈ આપાભાઈ છોટાભાઈ પટેલના પુત્ર સાથે નડિયાદની એ કન્યાનું લગ્ન હતું. સોએક માણસની જાન રઝાક બેન્ડના રૂઆબ સાથે સોજીત્રાથી આગગાડીમાં પીજ અને ત્યાંથી નડિયાદ મોટરોમાં જવાની હતી. પીજ તો જાન પહોંચી, પણ ત્યાં કોઈ ભેદથી મોટરો હાજર નહોતી, પણ તેને બદલે નડિયાદથી આવેલી થોડીક યુવતીઓએ જાનનો પીકેટિંગથી સત્કાર કર્યો. વરપિતાએ આ બેનોની સમજાવટથી અગાઉ જે શરતો કરેલી તે પાછળથી તોડવાનો એમણે નિર્ણય કર્યો છે, એવા ખબર મળતાં બેનો પીકેટિંગ કરવા ત્યાં જઈ પહોંચેલી. પીકેટરોએ જાનૈયાને સંભળાવ્યું

એક પ્રકારનું અનાજ પાંચ શેર સુધી અને બધું મળીને દશ શેર સુધી અપાશે અને કેરોસીન તો દરરોજ ફેરિયા મારફત ઘેર બેઠાં અપાશે. માલ પડતર ભાવે વેચાશે, દુકાન આવતા ભાદરવા સુધી ચાલતી રહેશે. પૈસો તો આવા ધનવાનોનો જ પુણ્યક્ષેત્રમાં ઊગી નીકળ્યો કહેવાય અને વળી આ ધનવાન ગૃહસ્થ પોતાનું નામ પણ પ્રકટ કરવાની સાફ ના પાડે છે, ત્યારે આ પ્રકારનું ગુપ્ત દાનનું મૂલ્ય તો ધર્મદષ્ટિએ ઘણું ઊંચા પ્રકારનું છે! આ દષ્ટાન્ત જોઈને, તમે પણ આ ધર્મમાર્ગે વિચરો, એ ધનના ધણી ધર્મ તમારો.

## શ્રીમંત કપોળ કુટુંબનું સ્તુત્ય પગલું

"મુંબઈ, તા. ૨૧ મી જાનેવારી. મુંબઈની કપોળ જ્ઞાતિના આગેવાન સ્વ. શેઠ હરગોવિંદદાસ જીવણદાસની વરસીનું જમણ ગઈ કાલે થવાનું હતું, પરંતુ હાલના સંજોગો જોતાં એ જમણ ન કરતાં એમના સુપુત્રો શેઠ ધર્મદાસ હરગોવિંદદાસ જે. પી. તથા શેઠ ગોરધનદાસ હરગોવિંદદાસ રૂા. ૧૨૫૧ જેવી સંગીન રકમ કપોલ ગ્રેન સ્ટોરને, જે ગરીબ જ્ઞાતિભાઈઓને અનાજ આગતમાં રાહતની જરૂરિયાત હોય, તેવાં કુટુંબોનાં ઉપયોગ માટે આપ્યા છે. એક શ્રીમંત કુટુંબને ઘેરથી આ એક સુંદર પહેલ થઈ છે અને તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે.' ('મુંબઈ સમાચાર,' તા. ૨૬-૧-'૪૩). 'આ સુંદર દષ્ટાંતનું અનુકરણ અનેક રીતે કરવા યોગ્ય છે. અનેક જ્ઞાતિઓમાં -તેમ જ પાટીદાર જ્ઞાતિમાં- અનેક નિરાધાર કુટુંબો, અને ખાસ કરીને નિરાધાર વિધવાઓ ભૂખે મરતી જ હશે. તેમને માટે જ્ઞાતિઓએ સસ્તા અનાજની દુકાનો ઉઘાડવી જોઈએ અને રાહત ફંડ સ્થાપી ઘટે. તેને ગુપ્ત મદદ પણ કરવી ઘટે. પાટીદાર જ્ઞાતિ એટલી વિશાળ છે કે તે બધીને એમ પહોંચી વળવું અશક્ય જેવું છે. તો તેને માટે ગામે ગામ તે બંને પ્રકારની વ્યવસ્થા થવી ઘટે અને ધનવાનો એ દાન કરવાની આવેલી આ સુંદર તકનો લાભ લેઈ લેવો ઘટે.

*

ગયા મહિનામાં આણંદ એગ્રિકલ્ચરલ ઇન્સ્ટિટ્યુટમાં ખેતીવાડીનું અને આણંદ મ્યુનિસિપાલિટીમાં બાળસમાહનું, એમ બે પ્રદર્શન ભરાયાં હતાં, પણ તેમની રીતસર હકીકત ન મળ્યાથી તેના વિષે કંઈ લખી શકાયું નથી.

*

મહાત્માજીના ચિરસ્મરણીય ઉપવાસનાં પુણ્યપારણાં સફળ થતાં સુધી રોકાયાને કારણે આ અંક દરેક દિવસ મોડા વાચકોના હાથમાં મુકાય છે તે માટે તેઓ ક્ષમા કરશે એવી આશા છે.

| | રૂ. આ. | રૂ. પ |
|---|---|---|
| ઈસ્લામના ઓલીઆ (દીવ્ય ચમત્કારોથી ભરપુર) ... | ૦ ૮ | ૦ ૩ |
| વૃદ્ધાવસ્થા મટાડવાનાં ઉપાયો-કસરત, શ્વાસોશ્વાસની ક્રીયાઓ, | ૧ ૦ | ૦ ૧૦ |
| આદર્શ નમુનેદાર લગ્ન-સુખરૂપ સંસાર માણવાની મધુર કથા, દાંપત્ય પ્રેમ ભોગવવાની કળા, ૬૫૦ પૃષ્ઠ, પાકું પુઠું ... | ૫ ૦ | ૨ ૧૦ |
| તિલોત્તમા (પ્રો. બેઈનની રસઝરતી નવલકથા) ... | ૧ ૦ | ૦ ૬ |
| ગીતગોવિંદ-અલંકાર'નાયકા ભેદ આદિથી ભરપુર, પુષ્કળ ચિત્રો, પાકું પુઠું, ગ્લેઝ કાગળો. ... | ૨ ૮ | ૦ ૬ |
| ગેરીબાલ્ડી (ઈટલીનો રણયજ્ઞ-દેશને આઝાદ કરવા ખાંડાના ખેલનારાઓ માટે ૧૮ ચિત્રો, ફેધરવેટ કાગળો) ... | ૨ ૮ | ૧ ૪ |
| કાગળની હોડી અને બીજી વાતો (રસીક નવલીકા સંગ્રહ) ... | ૨ ૦ | ૦ ૧૦ |
| નરસુખસાગર-કોકશાસ્ત્રની બારીકમાં બારીક વીગતો, આસનોની સમજ, સચિત્ર પાના ૩૦૦, પાકું પુઠું ... | ૨ ૮ | ૧ ૮ |
| નીલમ માણેકની સંતતી-ભાગ ૧ થી ૪ ભેગા (રસીક નોવેલ) | ૪ ૦ | ૧ ૦ |
| નીરંજની અથવા વરઘેલી વનીતા-પૃષ્ઠ ૩૦૦ ગ્લેઝ કાગળો ... | ૩ ૦ | ૧ ૦ |
| રાજ માર્ગ—દેશોન્નતીનો રાજમાર્ગ બતાવતી મધુર નવલકથા | ૩ ૮ | ૧ ૧૪ |
| હું ખંડખોર કેમ બની? સામાજીક ક્રાંતીની માર્ગદર્શક નવલકથા. | ૨ ૮ | ૧ ૮ |
| મહિલાઓની મહાકથા-હૃદયને હચમચાવી નાખે તેવી કથાઓ | ૩ ૮ | ૨ ૦ |
| વનીતાની વાતો-હિંદુ સંસારના જુલ્મોની વાર્તાઓ ... | ૩ ૦ | ૧ ૧૨ |
| અબળાની આત્મકથાઓ-સ્ત્રી સમાજની દર્દમય કથાઓ ... | ૩ ૦ | ૧ ૧૨ |
| ચંદ્રકળા અથવા ચડતી પડતીનો ચમકારો-રસિક નવલકથા ... | ૨ ૮ | ૧ ૪ |
| દીલેર ડાકુ-જોરદાર ડીટેકટીવ અદ્‌ભૂત નવલકથા. ... | ૨ ૦ | ૧ ૦ |
| જીવન સુધારણાનાં સન્માર્ગ-ભા. ૧-૨ સાથે નવીન ઉત્સાહ, ચૈતન્ય-આનંદ,-પ્રેરનાર. પૃષ્ઠ ૨૪૦ ગ્લેઝ કાગળો. પાકું પુઠું | ૧ ૦ | ૦ ૮ |
| સમાજની વેદીપર-રોમાંચ ખડા કરે તેવા બલીદાનોની કથાઓ | ૨ ૦ | ૧ ૪ |
| સંસારની વાતો-સાંસારીક પ્રણય યજ્ઞની અદ્‌ભૂત વાતો ... | ૨ ૮ | ૧ ૮ |
| સ્નેહ લક્ષ્મી-સમાજનાં પ્રશ્નોને પ્રેમરસથી ઉકેલતી નવલકથા | ૩ ૦ | ૧ ૧૨ |
| ધીકતો જ્વાળામુખી-આંખના પડદા ચીરી નાખે તેવી નવલકથા | ૪ ૮ | ૨ ૧૨ |
| અંધકાર પર પ્રકાશ— " " " ... | ૨ ૮ | ૧ ૮ |
| વિશ્વલીલા-શ્રીમંત કુટુંબના સડેલા સંસારનો ચિતાર ... | ૨ ૦ | ૧ ૪ |
| પ્રાણ કે પ્રતિષ્ઠા-ચંદુલાલ વ્યાસકૃત મનોવેધક ડીટેકટીવ. નોવેલ | ૪ ૦ | ૨ ૨ |
| જાગીરદાર— " " " " ... | ૨ ૮ | ૧ ૮ |
| કપાળ કુંડલા-પ્રેમની ખુમારી-અતિ પ્રિય થઈ પડેલી નોવેલ ... | ૨ ૮ | ૧ ૮ |
| હઠયોગ (આત્મજ્ઞાન દર્શાવે, પ્રતિજ્ઞામાં મક્કમ રખાવે તેવું) ... | ૧ ૪ | ૦ ૧૨ |
| રખડેલ અને બીજી વાતો (૧૭ સુંદર વાર્તાઓનો સંગ્રહ. ... | ૨ ૮ | ૧ ૮ |
| રોગ અને આરોગ્ય-ઉપયોગી સલાહ અને સુચનાઓ. ... | ૧ ૫ | ૦ ૧૨ |
| ઈઝી ઈંગ્લીશ ટીચર-અરજી, ચીઠી, પત્રો લખવાની રીતો ... | ૧ ૮ | ૦ ૧૦ |

Reg. No B 1875

૧૯૯૯ 卐 ચૈત્ર

# 卐 પાટીદાર 卐

વર્ષ ૨૦ 卐 અંક ૬

લગ્નવિચ્છેદ

અત્યારે લગ્નવિચ્છેદના અને પૃથગ્વાસના ઘણા દાખલા બને છે તેને માટે આધુનિક પરિસ્થિતિ જવાબદાર છે. જીવનમાં દોડધામ હદ બહારની વધી ગઈ છે આપણી પાસે એકબીજાને સમજવા જેટલો સમય નથી. આપણા વર્તનને વાજબી ઠરાવવા સારુ આપણે વૈયક્તિક ઇચ્છાની વની વધારે પડતો દાવો કરીએ છીએ, અને સામાજિક નિયમોનાં બંધનો સામે જોરશોરથી ફરિયાદ કરીએ છીએ. એક તરફ આત્મજ્ઞાન અને આત્મવિકાસ અને બીજી તરફ વૃત્તિઓના તરંગો અને રાગદ્વેષોને ભેળસેળ કરીને આપણે ગોટાળો કરીએ છીએ. આપણે આત્મવાન મનુષ્યો નહિ પણ આરોગ્યવાન પશુઓ છીએ, એમ માનવા તરફ આપણાં મન ઝૂકતાં જાય છે. પાપ આપણને જગતના આદિકાળથી વળગેલું તો હતું જ, પણ હમણાં હમણાં આપણે તેને પૂજવા લાગ્યા છીએ. પોતાના સાથીથી ફટાણી જનાર પુરુષ કે સ્ત્રી પરસ્ત્રી કે પરપુરુષનો સંગ કરે એમાં ભારે આધુનિકતા નથી; ખરી આધુનિકતા તો એ વસ્તુને યોગ્ય ઠરાવનાર નવી શીલસુરીમા છે.

('હિંદુ જીવનદર્શન,' પૃ. ૮૮) રાધાકૃષ્ણન્



તંત્રી. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ



—*—

૧. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' મોકલવાના ફંડમાં ફરીથી (સુણાવ ભાઇ રણછોડભાઇ છ. પટેલે પોતાનાં સદ્ગત પુત્રી બેન વિદ્યાબેનના સ્મરણ રૂપિયા ૪ (શિ. ૬) મોકલ્યા છે તે ઉપકાર સહિત સ્વીકારું છું. જે બેને 'પાટીદાર' વિનાલવાજમ વાંચવું હોય તે પોતાને હાથે અહીં લખી જણા તેઓ બીજી બેનોને પણ વંચાવશે એવી આશા છે.

૨. કાગળની એક જ બાજુ લખેલા લેખો સ્વીકારવામાં આવશે એ સખ્ત સૂચના માગશરના અંકમાં પ્રકટ કરવામાં આવી હતી. પણ કાગળ સખ્ત મોંઘવારીને લીધે છાપખાના સાથે મળીને એવી યોજના કરવા આવી છે, કે જે લેખ ફૂલ્સ કેપ કાગળના ચોથા ભાગ ઉપર લખાએલો હ તે એવા ચોથિયા કાગળની બે બાજુ લખેલો હશે તો લેવાશે.

૩. આફ્રિકાના ગ્રાહક ભાઇઓ હવે પોતાનાં લવાજમ તુરત મોક અહીં કાગળની મોંઘવારીને કારણે છાપખાનાનાં બીલ ભરવાં કેવાં આકરાં પડ હશે, તેનો વિચાર એ ધનવાન ને તેથી માતબાર ભાઇઓ વિચારે તો ઠીક

---

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ગોરધનભાઇ મૂળજીભાઇ પટેલે છાપ્યું બીલાંતનીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫ : ૩ : '૪૩

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૮ વર્ષ ૨૦ | આણંદ | ચૈત્ર અંક ૬


## ઘરેણાંનો મોહ

**હિંદુસ્થાન** ખેતીપ્રધાન દેશ છે, તેમાંય પાટીદાર તો ખાસ કરીને ખેતીપ્રધાન કોમ છે. ખેડૂત એટલે જ ગરીબ. આજે સમાજમાં ખેડૂતનું મૂલ્ય રોજબરોજ ઓછું ને ઓછું અંકાતું જાય છે. તેમાં આપણે સ્ત્રીઓ ઘરેણાંનો ઠઠારો વધારી, તેને વધારે ને વધારે ગરીબીમાં ધકેલીએ છીએ.

સામાજિક, રાજકીય અને ધાર્મિક, એમ ત્રિવિધ બંધનોથી બદ્ધ નારીજીવન ઘરેણાંનું એક વધારેનું આપશોખ્યું બંધન સ્વીકારે છે. તેને મન એ બંધનનો ત્યાગ દુઃખરૂપ થઇ પડ્યો છે. આજે તો એને એ બંધન બંધનરૂપ નહિ, પણ શોભારૂપ જણાય છે; આજે એને એ બેડી નહિ, પણ શણગાર દેખાય છે; તેમાં એને ગુલામી નહિ, પણ સ્વાધીનતા (કે સ્વેચ્છાચાર?) જણાય છે; ખોડ નહિ, પણ ગૃહસ્થાઇ જણાય છે. શી અજ્ઞાનતા! શી અધોગતિ! પક્ષીને પણ પાંજરું ચાહે તો તે સોનાનું કેમ નથી હોતું, તોપણ કઠે છે; તો આપણ માનવપ્રાણીને તે કેમ બંધનરૂપ નથી લાગતું? આ તે રૂઢિ છે કે મોહ? ઘરેણાં એ સ્ત્રીઓ માટે કેદની નિશાની છે, તેમની ગુલામીનું સૂચક છે. પશુની પેઠે સ્ત્રીઓનાં નાક-કાન વીંધી તેમને નાથવાનો ક્રૂર રિવાજ સમાજમાં કોઇક કાળચોઘડીએ આરંભાયો હશે, જે આજે રૂઢિ બની બેઠો છે.

ઘરેણાં એ સ્વચ્છતાનું નહિ, ગંદકીનું નિશાન છે. ઘરેણાં પોતે જ ગંદકીનું ધામ થઇ અટક્યાં નથી, પણ શરીરના જે ભાગ ઉપર તે પહેરવામાં આવે છે ત્યાં પણ મેલના થર ને થર બાઝે છે. આમ ઘરેણાં પોતે અસ્વચ્છ રહી પહેરનારનાં શરીરને તેમ જ મનને પણ મલિન કરે છે. મનમાં એક જાતનું

સૂક્ષ્મ અભિમાન પોષાયા કરે છે કે 'અમુક પાસે તો વાલની વીંટી પણ નથી, અને મારી પાસે તો આટલાં બધાં ઘરેણાં છે.'

સદ્‌ગુણ એ સ્ત્રીઓને મન શોભાનો વિષય મટી ઘરેણાં એ શોભાનું સાધન બન્યું છે. એથી આપણે અંતર્વર્તી મટી બાહ્યવર્તી બન્યાં છીએ. ઘરેણાંનો ઠઠારો કરી રૂપની પૂતળીઓ બનવાનો પ્રયત્ન કરતી બેનોએ સમજવું ઘટે કે રૂપનું–સૌન્દર્યનું–સ્થાન ઘરેણાંમાં નહિ, પણ શુભ ગુણોમાં છે. ઘરેણાં પહેરી રૂપનું પ્રદર્શન કરવું અને અનેક રૂપભૂખી આંખોના મેલા દૃષ્ટિદંશનું સાધન બનવું એ કોઈ પણ સ્ત્રીને માટે શોભાસ્પદ નથી.

ઘરેણાં એ મિથ્યા મોહ છે, એમાં નરી અજ્ઞાનતા છે. શોભા ઘરેણાંમાં નથી, પણ સદ્‌ગુણમાં, સચ્ચારિત્રમાં અને સદ્‌વર્તનમાં છે. મિઠાઈવાળો જેમ મિઠાઈને સારી રીતે ગોઠવી શણગારી, ગ્રાહકો માટે આકર્ષક બનાવે છે, તેવી જ રીતે પુરુષોએ પણ કોઈ દુર્ભાગી પળે આપણને રૂપની પૂતળીઓ બનાવવા તેમજ પોતાની ગૃહસ્થાઈનું પ્રદર્શન કરવા માટે શણગારી; અને આજે એ જ રૂઢિને વશવર્તી આપણે વિચારશૂન્ય જીવન જીવી રહ્યાં છીએ.

સ્ત્રીસ્વાતંત્ર્ય ઇચ્છતી આપણી અનેક બેનો પણ આ બંધનોથી મુક્ત નથી. કાને, નાકે, ગળે તેમજ હાથેપગે, તમામ જગાએ બેડી ધારણ કરતી આજની સ્ત્રી કયા જ્ઞાનના કે ડહાપણના બળ ઉપર સ્વાતંત્ર્ય શોધવા નીકળે છે? પાંજરું ભલે સોનાનું હોય, ગમે તેટલું સુંદર હોય, તોપણ તેમાં પુરાએલો પોપટ પરાધીન જ હોવાનો.

ઘરેણાંમાં કોઈ કળા પણ નથી, અને હોય તોપણ જે કળાથી જીવન ઉન્નત થવાને બદલે અવનત થાય–પતન પામે, જે કળા પોતાની જાતને રૂપની પૂતળી તરીકે રજૂ કરી–આત્મવંચના કરાવતી હોય, જે કળા સામા ઉપર ભૂંડી છાપ પાડતી હોય, તેને કળા કહેવાય જ કેમ? તેની જરૂર જ શી? સમજુ બેનોએ પોતાની જાતને જાતજાતનાં ઘરેણાંથી નહિ, છાશવારે બદલાતી ફૅશનથી નહિ કે ખાલી નખરાંબાજીથી નહિ, પણ પોતાના શુભ ગુણોથી, સદ્‌વિચારોથી અને સદાચારથી શોભાવવી જોઈએ. જે બેનો કેળવણી પામી છે તેમજ જેમનામાં સદ્‌ભાવના છે, તેઓનો તો એ ધર્મ છે કે પોતે એ મોહજાળમાંથી છૂટે અને બીજાંને છોડાવે. ઘરેણાંથી શરીરને શોભાવવાનો વૃથા પ્રયત્ન કરવો એ તો પેલા નાટકના રાજા જેવું છે. એનો ભજવવાનો વેશ પૂરો થયો એટલે એ તો પાછો જે હતો તે જ રહેવાનો છે. તેમ ઘરેણાં જતાં આપણો દંભ ઉઘાડો પડવાનો છે, આપણું પોત પ્રકાશવાનું છે. માટે આ

મિથ્યા મોહ છોડી જીવનને સદ્ગુણ, શીલ અને સંયમથી દિપાવવું જોઇએ.

ઘરેણાંથી આર્થિક નુકસાન પણ ઓછું નથી. પરાણે પોષણજોગું કમાતા પુરુષને આપણે ભલે કોઇ રીતે મદદગાર ન થઇ શકીએ, પણ મુસ્કેલીરૂપ તો ન જ થવું જોઇએ. આજે તો માંડ કુટુંબપોષણ જેટલું મેળવી શકતા પતિને, તેની પત્નીનો આ મોહ વધુ ગરીબ બનાવે છે. દેવાં કરીને પણ ઘરેણાં ઘડાવવા માટે સ્ત્રીઓ પુરુષોને સંતાપે છે અગર દેખાદેખી કે પોતાની મોટાઇને હીણપત ન લાગે તેટલા ખાતર પણ ઘરેણાં ઘડાવરાવી દેવામાં ફુલાવે છે. અને બાર રામ મળીને તેમનો લંકાગઢ જિતાઇ જાય છે.

કદાચ કોઇ બચત રકમમાંથી ઘરેણાં કરાવતું હશે, પરંતુ તેથી એ બચત ધનનો સદ્વ્યય તો નથી જ, એ રોકાણ ન્યાયપુરઃસર નથી જ. આ ગરીબ દેશ, જ્યાં લાખોને ટંકે પેટપૂરતું ખાવાનું પણ મળતું નથી, પહેરવાને એક ફાટ્યુંતૂટ્યું વસ્ત્ર પણ મળતું નથી, ત્યાં મૂડીનું આ રીતે રોકાણ કરી દેશની ગરીબીમાં વધારો કરવા બદલ આપણે અક્ષમ્ય દોષને પાત્ર ગણાઇશું. અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ધનનું આ રોકાણ અનુત્પાદક રોકાણ છે. આ રીતે રોકાએલું ધન ગૂંગળાય છે અને એ રાષ્ટ્રહિતની દૃષ્ટિએ સહેલાઇથી સમજાય તેવો ગુનો છે.

ઘરેણાંનો ઘસારો એ કદી ન પુરાય તેવી ખોટ છે. ઉપરાંત વ્યાજ, ભાવફેર, ખોવાવું, વગેરે વિવિધ કારણોસર તેમાં ખોટ આવે છે. વળી રોજ રોજ નવા ઘાટ શોધતા સોનીઓ દુકાળમાં અધિક માસ લેઇ આવે છે. આપણી માનસિક દુર્બળતાને લીધે આપણે અંધ બની ઘરેણાંની ભાંગફોડ કરાવી ઘડાના કળશિયા કરીએ છીએ. તેમાં ઘટ, ઘડાઇ, ઘસારો, ઘાલમેલ, એવાં એવાં કારણોસર દાગીના ડૂલ થઇ જાય છે. સોનીઓની વાલફેરની રીત પણ બેધારી કરવત જેવી છે, જે જતાં અને આવતાં બંને ફેરા વહેરે છે. દાગીનો બદલો કે વેચો, પણ તેમાં બંને વખત રેવણની તથા ઘડાઇની ખોટ જ આવે અને આઠ દસ વખત આમ કરતાં સોનાનો દાગીનો કદાચ ત્રાંબાનો થઇ જાય તો નવાઇ નહિ. તેમાં વળી પેલી 'સોની સગી બેનનું ન છોડે' એ કહેવત વાળી ગણત્રી તો બાકી રહી.

એક જણ પાસે જો એક હજાર રૂપિયાના દાગીના હોય તો દર વર્ષે તેમાં રૂા. ૬૦ના વ્યાજની ચોકખી ખોટ આવે અને તેમાં ઘસારો, ઘાટ બદલામણ, ખોવાય તે, વગેરે બાબતોનો વિચાર કરી સરેરાશ ઓછામાં ઓછા આશરે પંદર રૂપિયા ઉમેરીએ, તોપણ વાર્ષિક રૂા. ૭૫ની, કદી ન પુરાય તેવી,

'ઘર આવે. એ રીતે લગભગ પંદરેક વર્ષે પેલી રૂપિયા હજારની મૂડી આપણી અણસમજને લીધે વેડફાઇ જાય. વળી વિશેષ દુર્ભાગ્ય તો એ છે કે આવી દશા તો આ ગરીબ દેશમાં ઘેરે ઘેરની છે. જો આ દ્રવ્યને બીજે કોઇ સદ્‌માર્ગે–ઉત્પાદક માર્ગે–વાપરવામાં આવે તો સમાજ કેટલો શ્રીસંપન્ન બને! ભલે એ વખત ગમે ત્યારે આવે, પરંતુ ત્યાં સુધી આપણે બેનોએ તો એ ગંદી અને ભૂંડી ટેવ છોડવીજ જોઇએ અને એ રીતે આપણી અલ્પ આવકમાં યત્કિંચિત્ પણ ઉમેરો કરી પુરુષોના માર્ગમાં મુશ્કેલીરૂપ નહિ પણ મદદરૂપ બનવું જોઇએ.

પૈસાપાત્ર અને શિક્ષણપ્રાપ્ત બેનોએ તો ખાસ કરીને ઘરેણાંનો મોહ છોડી ગરીબ અને અજ્ઞાન બેનોને દાખલા રૂપ બનવું જોઇએ. સ્ત્રીસ્વાતંત્ર્યની ઘોષણા કરતી આપણી સમજુ બેનોએ આ મોહનિદ્રા ત્યજી બીજી બેનોને જાગ્રત કરવી જોઇએ.

ઘરેણાં એ ભયનું પણ કારણ છે. ઘરેણાંથી લદાએલી સ્ત્રી હમેશાં ચોરડાકુઓનું લક્ષ્ય બને છે. દાટેલાં ઘરેણાં પણ ચોરાઇ જવાની બીકે રક્ષણ માગે છે. આપણે આ ગુલામ દેશની–સમાજની–સીતમચક્કીમાં પિસાતી બેનો મૂળે તો બીકણ છીએજ, તેમાં વળી ઘરેણાંનો શણગાર સજી આપમેળે વધુ બીકણ બનીએ છીએ અને માત્ર રૂપભૂખી આંખોનું જ નહિ, પણ સાથે ધનભૂખી આંખોનું પણ વિંધ્ય નિશાન બનીએ છીએ.

ત્યારે બેનો, ઘરેણાં, જે સ્વાતંત્ર્યની નહિ પણ ગુલામીની, શોભાની નહિ પણ ગંદકીની, ઉન્નતિની નહિ પણ અધોગતિની, લાભની નહિ પણ ખોટની અને નિડરતાના નહિ પણ ભયની સામગ્રી છે, તેને આપણે એક ઘડીભર પણ કઇ રીતે સ્વીકારી શકીએ!

ગવાસદ સોનાબેન શંકરભાઇ પટેલ

---

## સમાજમાં સ્ત્રીનું સ્થાન

ઘેર છોકરી જન્મે તો પેટે પથરો પાક્યો મનાય છે, કારણ કે તે કુટુંબમાં મોટાં કષ્ટો નોતરતી આવે છે. તે કુંવારી મરશે તો પિતા કહેશે: 'હાશ, બલા ટળી! જમાઇ શોધવો મટ્યો. જમાઇ ને જમ સરખા!' તે પરણેલી મરશે તો પતિ કહેશે: 'હાશ, એક ગઇ તો બીજી આવશે! ગોળાનું ઢાંકણું તો બદલાય જ ને?' અને જો ઘડપણમાં મરશે તો પુત્ર કહેશે: 'ડોહલી કટ કટ કરતી ગઇ, રૂડું થયું!' વિધવા હોય તો સાપનો ભારો, વંધ્યા હોય તો પથરો!

સ્ત્રી સમાજનું ભૂષણ છે, પરંતુ આવે ત્રાજવે તોળતા સમાજમાં નારી

ભૂષણ નથી, પણ દૂષણ છે. હિન્દુ સમાજની હવેલીએ સ્ત્રીનું સ્થાન છેક છેલ્લે પગથીએ છે. પિતા જ્ઞાતિયજ્ઞમાં કન્યાને હોમે છે.

વાઘના મોંમાં માથું મૂકયા પછી વાઘ એને કટકે કટકે ખાય કે પછી આખું ગળી જાય, એ તો એની મરજીની વાત છે. તેજ પ્રમાણે પતિના ખોળામાં ઝુકાવ્યા પછી પતિ એને ગુલામડી તરીકે રાખે કે પછી કુસુમ તરીકે, એ તો તેની મરજીની વાત. ખરૂં કે'ની ?

સાસુની સંસ્થાની જાત અદ્‌ભુત છે! વહુના દરેક કામમાં ભૂલો કાઢવી એ તો બાબા આદમના વખતથી ઊતરી આવેલ સાસુનો વારસો છે. તેની આંખે દો-રંગી ચશ્માં છે: વહુ વાસણ ઘસીને માંજે તો વાસણ કાણાં થશે અને જો એમ ન કરે તો વાસણ બરાબર માંજતી નથી!

પતિ પત્નીને ફૂલ તરીકે ગણે છે. એક ફૂલ કરમાઇ ગયું, તો બીજું ગ્રહણ કરે છે. આમ માતા, પિતા, પુત્ર, પતિ, સાસુ, સૌ સ્ત્રીના દુશ્મન બને છે. સમાજને ક્યાં ભાન કે જ્ઞાન છે કે સ્ત્રી કુટુંબનો ફિરસ્તો છે–ભૂષણ છે! માતા તરીકે એ ભવિષ્યની દીક્ષા આપનાર છે, શોકને શાન્ત પાડવા નમ્ર દિલાસાનો ભંડાર છે.

ઓ હિન્દુ સમાજ, ચેન અને તારી હવેલીએ નારીસમાજને ઊંચું સ્થાન આપ!

બાંત્વણી કમળાબેન પટેલ



## પરાણે કરવું પડે છે તે મરજીથી કરીએ

લડાઈને તેમજ આપણા દેશની રાજકીય તથા આર્થિક પરિસ્થિતિને કારણે આજે આપણા સામાજિક વ્યવહારમાં કેટલાક ફેરફાર થવા લાગ્યા છે. દાખલા તરીકે, જાનનો એક જ દિવસ થવા લાગ્યો છે; લગ્ન અંગેના જમણવારો નાના થયા છે, જાનમાં જનાર માણસોની સંખ્યા ઘટી છે.

અત્યારે આ બધા ફેરફારો મોંઘવારીને તથા એવાં બીજાં કારણોને લીધે થાય છે. એટલે એ કારણો નષ્ટ થતાં આપણે પાછા પહેલાંની માફક જ ખર્ચાળ બની જઇશું, એવો ભય રહે છે.

ખરી રીતે આપણા લોકોની આર્થિક સ્થિતિ એવી જ છે કે વગર મોંઘવારીએ પણ આપણને લગ્નના કે બીજા ખર્ચાળ રિવાજો પોષાય એમ નથી.

છતાં આપણે દેખાદેખી અને પડેલી ટેવો લીધે મોટા ખર્ચ કર્યા જ કરીએ છીએ. પરિણામે આપણે ગમે તે રીતે પૈસા પેદા કરવા લલચાઈએ છીએ. બીજી કોઈ રીતે ન મળે તો આપણે દીકરાઓ અને પોતાના બાપદાદાનું કુળ વેચીને – પરઠણો લેઇને પણ પૈસા મેળવીએ છીએ. પરઠણો લેવાની પ્રથાથી દીકરાઓ કરતાં દીકરીઓ અળખામણી થઇ પડે છે.

આ બધું વિચારતાં એમ લાગે છે કે આપણે આજે કરેલા અને હજુ કરવા જેવા સમાજસુધારા સમજપૂર્વક કાયમને માટે જ કરી દેઇએ, તેમાં જ આપણા સમાજનું અને ભાવિ પ્રજાનું શ્રેય છે. જે વસ્તુઓ સંજોગોના બળને કારણે આપણે પરાણે કરીએ છીએ, તેમાં અને તે જ વસ્તુઓ સારી છે માટે આપણે સમજપૂર્વક રાજીખુશીથી કરીએ તેમાં ઘણો ફરક છે. જે કામ રાજીખુશીથી કરનારને આનંદજનક લાગે છે, તે જ કામ ફરજીઆત રીતે કરનારને દુઃખદાયી નીવડે છે. માટે કેટલાક સુધારા સમજપૂર્વક અપનાવવા જ્ઞાતિના યુવક તથા વડીલવર્ગને જાહેર વિનંતી કરવાનું જરૂરી લાગે છે:

૧. લગ્ન અંગેની જાનનો દિવસ એક જ કરી નાખવો. આ પ્રમાણે કરવાથી લગ્ન અંગેનો ખર્ચ ઘણો કમી થશે અને કન્યાના પિતાને કન્યા મોંઘી નહિ લાગે.

૨. વરપક્ષ તરફથી કન્યાપક્ષ પાસેથી વડીઓ, પાપડ અને ખાવું લેવાય છે તે ન લેવું, કેમ કે આ વસ્તુઓ કરવાનો કંઇ અર્થ જ નથી.

૩. મરણ અંગે કંઇ પણ ખર્ચ ન કરવો.

૪. દરેક દીકરાના પિતાએ પોતાના દીકરાની પરઠણું લીધા વગર લગ્ન કરવાનો નિશ્ચય કરવો. પરઠણ લેવા આપવાના રિવાજથી આપણી જ્ઞાતિમાં દીકરી અળખામણી થઇ પડી છે. સધન માબાપને પણ પરઠણ આપવી પડે છે, ત્યારે મનને આઘાત લાગે છે. એટલે સમાજમાં સંબંધો જોડાવા છતાં પ્રેમ અને મમતા જોઇએ તેટલાં રહેતાં નથી. આજનો યુવક સ્ત્રી અને પુરુષને સમાન માનતો થયો છે. એવો યુવક કોઇની દીકરીને કે બેનને પરણવા માટે પરઠણ માગે તે કોઇ રીતે ઇષ્ટ નથી જ. છતાં તે પરઠણ લે તો તે પોતાની બેનની પરઠણ આપવી પડે એવા સંજોગો ઊભા કરે છે. એટલે પોતાની બેનદીકરીનું હિત સમજનાર કોઇ પણ યુવક પરઠણ લેઇને પરણવાનું કદાપિ કબુલ ન કરે તે ઇષ્ટ છે.

૫. પરઠણ વાળાં લગ્નનો બહિષ્કાર કરવો, એટલું જ નહિ પરંતુ પરઠણ લેઇ દીકરા પરણાવતા હોય તેમની બેનદીકરી સાથે સગાઇ પણ ન કરવી, એવું •

વલણ અખત્યાર કરવું. કારણ કે સમાજમાં એક વર્ગ એવો છે, જે આ બાબતમાં લુચ્ચાઇ રમે છે. દીકરી પરણાવતી વખતે આ લોકો સુધારક બની જઇ સુધારકને શોધે છે અને દીકરો પરણાવતી વખતે સુધારકને ન ગણકારતાં પરઠણ આપનારને શોધે છે. સુધારો; કરવા ઇચ્છનાર સાથે આ રીતે આ વર્ગ દગાઇ કરે છે. તેનાથી સાવધ થઇ વધુ જલદ પગલાં લીધા સિવાય આ લોકોની સાન ઠેકાણે આવવાની નથી. એટલે જે ભાઇઓ એમ માનતા હોય, કે:

૧. પરઠણ લેવી એ પોતાની બેનદીકરી પ્રત્યેની ફરજ ચૂકવા બરાબર છે અને પરઠણ લેનાર જ્ઞાતિની દીકરીઓનું અપમાન કરે છે.

૨. પરઠણ લેવી એ સમાજનું એક મોટામાં મોટું પાપ છે, કેમકે સામાજિક સંમાનતા આણવામાં એ એક મોટામાં મોટું વિઘ્ન ઊભું કરે છે અને દીકરાઓને બેકાબાઉ બનાવે છે.

૩. પરઠણ લેનાર સ્ત્રીપુરુષની સંમાનતાની ભાવનાનો નાશ કરે છે, એટલે આખી સ્ત્રીજાત પ્રત્યે દ્રોહ કરે છે.

આવું માનનાર ભાઇઓએ સમાજમાં અમુક દંભીઓ સમય પ્રમાણે વેશપલટો કરી, સુધારકોની સદ્‌ભાવનાનો લાભ ન લેઇ જાય તે માટે કંઇક જલદ કાર્યક્રમ યોજવા પડશે. તેમ કર્યા સિવાય આ બાબતનો સુધારો જલદી અમલમાં આવશે નહિ.

એટલે આ બાબતમાં વિશ્વાસ ધરાવનારે, (૧) પરઠણ વાળાં લગ્નની જાનમાં ન જવું અને (૨) પરઠણ લેઇને પોતાના દીકરા પરણાવનારની દીકરી સાથે પોતાનું, પોતાના દીકરાનું કે ભાઇનું લગ્ન ન કરવું. મતલબ કે ભૂતકાળમાં પરઠણ લેનાર આજના કન્યાપિતા આપણને પૂછવા આવે તો તેની પાસે એક શરત કરાવવી કે ભવિષ્યમાં તે પોતાનો દીકરો પરણાવશે ત્યારે તે પરઠણ નહિ લે. આવી શરત માન્ય ન રાખે તો તેને ના પાડવી.

આ પ્રમાણે કર્યા સિવાય પરઠણ લેનાર વર્ગની સાન ઠેકાણે નહિ આવે. દરેક ગામમાં પચીસ યુવકો આ જાતનાં પગલાં લે તો પરઠણનો રિવાજ એકદમ નષ્ટ થાય અને દીકરીઓ પ્રત્યે માબાપનું હાલનું વલણ જરૂર બદલાય. યુવકો પોતાની બેનોના હિતને માટે આટલું તો જરૂર કરશે જ, એમ આશા રાખીએ.

વડોદરા ચિમનભાઇ મૂ. અમીન

—*—

# ખીલે બાંધ્યા!

શુક્રવારનો વાયદો વીત્યા છતાં કોઇ ન આવ્યું એટલે શનિવારને દિવસે સવારમાં નરેન્દ્ર અને ચુનીભાઇ બહારગામ ગયા. અને નવ વાગ્યે મણિભાઇ ત્રણેયને તેડી આવી પહોંચ્યા.

. તે દિવસે સાંજ સુધી બધા ગામમાં ફરી મહેમાનગીરી ભોગવી. ધણીની ગેરહાજરીમાં વિરુદ્ધ વાતાવરણ જાણવાનું ય મળે, એમ માની વિઠ્ઠલભાઇએ નિરાંત અનુભવી. બે પાંચ જગાએ ચા-પાણી થયાં; વાતોચીતો થઇ, પણ એ બધું ઓફતરફી વાતાવરણ હતું, એટલે એમાં કંઇ એમના દાંત ખાટા થયા નહિ. અને ખાટા કરે એવા કંઇ કાચા ન હતા કે અહીં જ એ વાતાવરણ કરે. એ તો એમને જે કરવાનું હતું તે અહીં નક્કી થયા પછી જ કરવાનું હતું, એટલે આગળથી ઉતાવળ શું કામ કરે?

એવા સોમભાઇને ત્યાં પણ ચા-પાણી થયાં હતાં. એમણે જીભે સાકર વાટી હતી, છતાં એમણે તો નક્કી જ કર્યું હતું કે પોતાના વેવાઇ મારફતે નક્કી થયા પછી જ દોરીસંચાર કરવો.

વિરુદ્ધ વાતાવરણ જણાયા વગરના એ દિવસની સાંજ પડી. નરેન્દ્ર અને ચુનીભાઇ આવ્યા ત્યારે કન્યા જોવાનો વિધિ થઇ ગયો હતો. અને ચંપામાં તો દુશ્મનેય ખોડ કાઢી શકે તેમ ન હતું, એટલે વિઠ્ઠલભાઇને કહેવાનું શું હોય!

રાત્રે જમ્યા બાદ મણિભાઇ નીચે આવ્યા. રેવાબા અંદરના ખંડમાં હતાં, એ વચ્ચેના બારણા આગળ આવી બેઠાં. નરેન્દ્ર અને ચુનીભાઇ પાસે બેઠા હતા. ચંપા રસોડામાં રહી રહી સાંભળી શકે તેટલી નજીક હતી. ફક્ત કુસુમ પાછળના અગાસિયામાં વાસણ માંજી રહી હતી, છતાં એની શ્રવણેન્દ્રિય એટલી તીક્ષ્ણ હતી કે તૂટ્યા ફૂટ્યા શબ્દોના પડઘા ય એના કાનના પડદા ઉપર સ્પષ્ટ અસર પહોંચાડતા હતા, અને કંઇ અધૂરી હોય તે નરેન્દ્ર પાસેથી મેળવી પૂર્તિ કરી લેવાય એમ હતું.

મણિભાઇએ પૂછ્યું: "બોલો, હવે તમારો શો વિચાર છે?"

રેવાબાએ અંદરથી મર્યાદા સાચવતે ધીરે સ્વરે કહ્યું: "તમે કહો તે."

મણિભાઇએ વ્યાવહારિક જ્ઞાનની વાત કરી: "મારું કહ્યું કંઇ નયું ચાલે? તમારે જ આમાં તો બરાબર વિચાર કરવાનો."

રેવાબા: "તમે તો એમના બરાબર ભોમિયા છો ને?"

મણિભાઇ: "હા, સાધારણ બધું જાણું ખરો."

રેવાબા: "આપવા કરવાની વાત પણ કરી નાખજો."

મણિભાઇ: "એ તો બધું પાછળથી થઇ રહેશે. અત્યારે તો હાએ હા કર્યા કરવાનું છે."

કોણ જાણે કેમ, પણ મણિભાઇ ગયા ત્યારે ચંપાનું હૃદય આશંકાથી ભરાઇ ગયું હતું. એને જાણે કોઇ સામી દિશામાં ખેંચી રહ્યું હોય તેમ લાગ્યા કરતું હતું. ચાકડા ઉપર ચડેલો પિંડ કોઇ જાતનો આકાર પામ્યા પહેલાં ચક્કર ચક્કર ભમ્યા કરે તેમ એનું મગજ ભમતું હતું.

એ જ વખતે રાત્રે વિઠ્ઠલભાઇ ઊંઘતા હતા ત્યારે મણિભાઇ, એમને કેવી રીતે સકંજામાં લેવા કે છટકે નહિ, તેની ભાવિ રૂપરેખા દોરતા હતા.

મણિભાઇ: "બોલો ડાહ્યાભાઇ! તમારો શો વિચાર છે?"

ડાહ્યાભાઇ: "હવે વિચાર શો? કોકી બેસાડવાનું!"

નરસિંહભાઇ: માણસ તો ઓળખો છો ને? ઘડીમાં ફરી જાય. માટે એ તો એક વાર રૂપિયા ચોટાડો ને, એટલે સૌ થઇ રહેશે."

મણિભાઇ: "પણ પાછા છટકે નહિ તે તમારે જોવાનું. મૂળ ઘરમાં બૈરાંનું ચલણ એટલે કંઇ કહેવાય નહિ."

ડાહ્યાભાઇ: "પછી તો શું ચસકે છે? રૂપિયા હાથમાં લીધા પછી તો આપણે રસ્તામાં બંધારણ બાંધી આપીશું ને, કે છટકવાનો વિચાર જ ન કરે."

નરસિંહભાઇ: "ચાંલ્લોય તરત કરી નાખવાનો રાખજો ને. બૈરાંને જોવા આવવું હોય તો આવી જાય, નહિ તો આ અઠવાડિયામાં ચાંલ્લો કરવા આવીશું એમ નક્કી કરી દેવું."

ડાહ્યાભાઇ: "બરાબર છે. માટલીયે મોકલી દેવાય તો ય શો વાંધો છે? છોકરો કંઇ ઘેર આવે ત્યારે આ બધું થાય એવું ઓછું જ છે? આપણે તો જેમ બને તેમ પાકું કરી દેવું."

નરસિંહભાઇ: "અને આપવા લેવાની બાબતમાં બધું હાએ હા કરજો. પછી તે વખતની વાત તે વખતે."

મણિભાઇ: "એ મને ના કહેવું પડે."

ડાહ્યાભાઇ: "આ છોકરો જરા ઠેકાણે પડેલો એટલે સ્તો! નહિ તો એ ય ખાંડ ખાવા જાય તો રડી જાય. પણ અત્યારે બધાંનો વખત આવ્યો છે."

નરસિંહભાઇ: "વખત વખતની વાતો છે. નહિ તો બધાંને ભૂખે કોદરા ખાવા પડતા હતા, તેથી તો ગોળ બધાર્યો. હવે જરા છૂટ થઇ એટલે બધા મીર થઇ બેઠા! નહિ તો એમનો જ કાકો સત્તાવીસ વર્ષની ઉમ્મરે રાંડ્યો હતો,

તે આજનો વખત હોય તો રહી જાય? પણ એ બધું સંભારવાનો વખત હવે રહ્યો છે ક્યાં?"

મણિભાઇ: "એ જૂની વાત તો હવે કરવા જેવી છે જ ક્યાં? ખોળામાં ઘાલીને શોધવા જતાં ય પત્તો નહોતો ખાતો, એને બદલે અત્યારે તો અમુક જોઇશું ને તમુક જોઇશું, તે ગોળના રૂડા પરતાપ!"

ડાહ્યાભાઇ: "એમના ઉપર શું છે? એ તો મળે એટલે કાચું કોઇ ન ખાય! પણ આપણે તો પત્થર તળે પગ આવ્યો એટલે કળે કળે કાઢી લેવો, બીજું શું?"

નરસિંહભાઇ: "કાલ જેમના તેમના રૂપિયા વળગાડજો ને, એટલે થયું. વળતી ક્યાં જવાના છે?"

એ પ્રમાણે રાત્રે ઠરાવ કરી બધા ઊંઘી ગયા. સવારમાં જવા વિઠ્ઠલભાઇએ ઉતાવળ કરવા માંડી, પણ સાથેને પક્ષે ઢીલું નાંગરેલું, એટલે એમનું કંઇ ચાલ્યું નહિ. બપોરે જમ્યા પછી આપવા લેવાની ભાંજગડ શરૂ થઇ.

વિઠ્ઠલભાઇને રૂપિયા આપવા માંડ્યા, ત્યારે જાણે કોઇ એમની કને વીંછી કરડાવવા લાવતું હોય તેમ એ 'નાના' કરતાં દૂર ખસ્યા.

મણિભાઇ: "પણ લેવામાં શી હરકત છે?"

વિઠ્ઠલભાઇ: "બધું નક્કી થયા પછી ઘણા ય લેવાશે એની ઉતાવળ શી છે?"

મણિભાઇ: "એવું કંઇ ચાલે? રિવાજ પ્રમાણે લેવા તો પડે જ."

વિઠ્ઠલભાઇ: "ના, ના, આ વખત તો નહિ."

ખેંચતાણ કરતાં મણિભાઇએ એમના ખિસ્સામાં રૂપિયા નાખ્યા, ત્યારે ખણણ અવાજ થયો. અને એ બોલ્યા: "આ વખત ને તે વખત. પહેલે વખત એમને આપવા પડે ને તમારે લેવા પડે."

આ તો નમાજ પડતાં મસ્જીદ કોટે વળગે, તેમ નિઃસહાય થતાં એમણે ડાહ્યાભાઇ તરફ દૃષ્ટિ કરી. ડાહ્યાભાઇ નિરપેક્ષ નજરથી પ્રત્યુત્તર આપતા હોય તેમ જણાયા: "મને શું પૂછો છો? તમને યોગ્ય લાગે તે કરો ને."

ખિસ્સામાંથી રૂપિયા કાઢી પાછા આપતાં વિઠ્ઠલભાઇ બોલ્યા: "ના, ના. અત્યારે એવું કશું ના લેવાય."

પાછા એને ખિસ્સામાં મૂકતાં મણિભાઇ બોલ્યા: "શું તમે ય મારા ભાઇ, નાહકની ખેંચતાણ કરો છો!"

આ વખતે નરસિંહભાઇ તરફ મદદની અપેક્ષા કરતાં વિઠ્ઠલભાઇએ જોયું ત્યારે એમણે ઉઘાડા પડી કહ્યું: "લેઇ લો ત્યારે, એમનો બહુ આગ્રહ છે તો."

જેમના તેમના એમને રૂપિયા અઝાડયા પછી ડાહ્યાભાઇને ને નરસિંહભાઇને આપવા માંડ્યા. ઘણીને બટકાર્યા પછી એ ના પાડે એ કંઇ ચાલે? છેવટ એમણે પણ લીધા.

અને હવે જાણે સંબંધ બંધાઇ ગયો હોય તેમ વાત શરૂ કરી.

"બોલો હવે, બૈરાં ક્યારે જોવા આવશો?"

વિઠ્ઠલભાઇ: "આવશે હવે, એની શી ઉતાવળ છે?"

"ના ના, એક વખતે આવી જાય એટલે ચાંલ્લાનો રૂપિયો આપવા આવતાં ફાવે ને."

વિઠ્ઠલભાઇ: "એની એટલી બધી ઉતાવળ શી છે? એ આફ્રિકાથી આવશે ત્યારે ચાંલ્લો તો થશે જ."

ડાહ્યાભાઇ વહારે ધાયા: "એવું ના બોલો, વિઠ્ઠલભાઇ! આપણે તો ગમે તે કહીએ, પણ એમને તો નક્કી થાય ત્યારેજ ચિંતા મટે ને."

છેવટ એમાંય પરાણે પ્રીત કરતા હોય તેમ સોમવારે બૈરાં કન્યા જોવા આવે, અહીંથી તે પછી ગુરુવારે ચાંલ્લો કરવા આવે એમ નક્કી થયું. વળી જો બૈરાં તે દિવસે નહિ આવે તો એમને કબુલ મંજૂર છે, માની ગુરુવારે બધા આવશે એ તો નક્કી, એમ પણ ચોકકસ થયું.

અને એ રીતે બધા વિદાય થયા ત્યારે મણિભાઇને એટલો તો સંતોષ હતો કે જેમ તેમ પણ, મારા ભાઇ, ખીલે તો બાંધ્યા!

સણિયાદ, તા. કરજણ ઇશ્વર પેટલીકર

---

## સમાજસુધારણા

વ્યક્તિના જીવનમાં જેમ સુખદુ:ખ, ભરતીઓટ કે ઉત્સાહનિરુત્સાહ આવે છે, તેમ સમાજજીવનમાં પણ એવું બનવા પામે છે. એક સમય એવો હતો, જ્યારે હરિજનોને અડવું તે પાપ લેખાતું અને તેમ કરનાર અધર્મી, અનીતિમાન ગણાતો. પણ આજે એ સ્થિતિમાં ઘણો ફેરફાર થવા પામ્યો છે. પહેલેથી ચાલતી આ બધી રૂઢિઓમાં તથા રિવાજોમાં પણ ક્રમશઃ ફેરફાર થયા કરવાની ક્રિયા ચાલુ જ રહી છે.

આપણા પાટીદાર સમાજની જ વાત કરો ને. પહેલાં કોઇ બારમું ન કરે તો તેને કેટલાં મહેણાંટોણાં દેવાતાં. આજે કેટલાંક ગામોએ બારમાનો રિવાજ

સદંતર બંધ કર્યો છે. પહેલાં લગ્નપ્રસંગે જમન ત્રણ દિવસની હતી, હવે બે જ દિવસની થઇ છે અને એક દિવસની થતી જાય છે. આમ ક્રમશઃ પરિવર્તન થયા જ કરે છે અને પરિવર્તનથી તો સમાજનો વિકાસ થાય છે. સ્થિર પાણી જેમ ઉપયોગમાં નથી આવતું તેમ સમાજ પણ જો સ્થિર થઇ વિકસિત થવાનું મૂકી દે તો તેની પ્રગતિ તદ્દન અટકી પડે છે. સાઇકલ જો સ્થિર રહે તો એ નીચે ગબડી જ જાય છે, તેમ સમાજ પણ સ્થિર બને તો તે નાશ જ પામે છે.

જમાનો પલટાય છે તેમ સમાજે પણ પલટાવું જોઇએ. એનો અર્થ એમ નથી, કે જમાનાની ખરાબીઓ પણ સમાજે સ્વીકારવી. સમાજે નવા રીતરિવાજો કે વિચારો ઉપર ઊંડાણથી વિચારણા ચલાવી તેની ચકાસણી કર્યા બાદ જ તેનો સ્વીકાર કરવો ઘટે. અને આમ વિચારપૂર્વક જે રીતરિવાજો સ્વીકારાય તે જ કલ્યાણજનક નીવડે.

હવે સમાજમાં જો સુધારો કરવો હોય તો તેની શરૂઆત અમુક વ્યક્તિઓએ, વિચારપૂર્વક અમુક સારા રીતરિવાજો પાળવાની પહેલ કરીને કરવી ઘટે, કારણ કે સમાજ એ ય છેવટે તો વ્યક્તિઓનો જ સંઘ છે. અને જેમ જેમ આવી વ્યક્તિઓ વધતી જાય તેમ તેમ તેમણે શરૂ કરેલા રીતરિવાજો સમાજ સ્વીકારી લે.

વ્યક્તિ સગુણ અને સચેતન છે, એટલે સમાજસુધારણાનું બીજું નામ જ વ્યક્તિસુધારો. સમાજ પાસે જે વસ્તુ આપણે કરાવવા ઇચ્છીએ છીએ તેની શરૂઆત આપણા પોતાથી કરી દેવી તથા વ્યક્તિગત રીતે એવા રિવાજો સમાજમાં પ્રસરે તે માટે પ્રયત્ન કરવો એ જ સમાજસુધારણાની સાચી રીત છે, એટલું સમાજસુધારણાની હોંશવાળાં યુવકયુવતીઓ સચોટ રીતે સમજતાં થઇ જાય, તો કેવું સારૂં ? સુધારો હમેશાં સમજાવટથી જ શક્ય બને છે (આવો જ સુધારો કાયમી પણ નીવડે છે), એટલે સુધારો અમલમાં મૂકવો જ જોઇએ.

સમાજ એ તો કલ્પવૃક્ષ જેવો છે. એની છાયામાં બેસી જો આપણે 'પરઠણનો રિવાજ તો બંધ થવો જોઇએ,' 'પ્રેતભોજન અટકવાં જ જોઇએ,' એવા જોરદાર વિચાર ઘડીશું તો જરૂર તેમ થવાનું છે. પછી જો 'સમાજ આવો છે એટલે આપણા એકલાનું શું ગજું, ચાલતું હોય તેમ ચાલવા દો ને,' એમ જ માનીશું તો જેમ ચાલે છે તેમ જ ચાલવાનું.

પાટીદાર યુવકયુવતીઓ સમાજસુધારાના દૃઢ સંકલ્પ કરે, ઉત્સાહથી કામ કરવા લાગી જાય તો સમાજમાં ચારે બાજુએ ઉત્સાહ ફેલાવાનો છે. 'એક

દિવસની જ્ઞાન થવી ઘટે,' એવી વાતો કેટલાય વખતથી થતી. હવે 'જ્ઞાન એક જ દિવસ રહેવી જોઈએ,' એ વાત આપણે ઉપાડી લેવી જોઈએ અને એ માટે સમજાવટપૂર્વક ધૈર્યથી કામ કરવું જોઈએ, તેવી જ રીતે પ્રેતભોજન બંધ કરવા વિષે અને જ્ઞાતિભોજન તથા બીજા વ્યાવહારિક ખર્ચ કમી કરવા વિષે પણ કાર્ય કરવું જોઈએ.

ઓડ (હાલ આણંદ) મનુભાઈ મગનભાઈ પટેલ

---

## હું સાધ્વી કેમ બની?

**જીવનમાં** તડકા છાંયડા આવ્યે જ જાય છે. કાલની કોને ખબર છે? જો ખબર હોત તો ભલભલા માણસો ખત્તા ખાતા અટકી જાત. મારી જીવનકથા પણ એવા પ્રકારની હોઈ તે હું જગત સમક્ષ રજૂ કરવા માગું છું.

મારી ભાગ્યવિધાતાએ મને જન્મતાં જ મારી માતા પાસેથી વિખૂટી પાડી. મારી માનું સુખ જતાં સમાજે મને અભાગણી ગણી. પિતા નવી મા લાવ્યા. તેમણે મને ઉછેરીને સાત આઠ વર્ષની કરી. નાનપણમાંથી મારું દુઃખ શરૂ થયું. ઘરકામમાં મને પાવરધી બનાવવા માટે નવી મા ધ્યાન રાખવા માંડ્યાં. મારા બાપુ કોઈ દિવસ નિશાળની વાત કરતા તો તે બોલી ઊઠતાં: "પારકે ઘેર મોકલવાની છે, તે ઘરકામ કરે તો સારું; પછી કોઈ મારો વાંક તો ના કાઢે ને! ભણીને એ શું કરવાની છે!"

આથી વધુ દુઃખ તો જમવામાં પડતું. "જખદીને ઠીચવા કેટલું જોઈએ છે!" એમ કહી તે લડતાં. તેમનાં મહેણાંટૂંણાં સાંભળતી હું મોટી થવા લાગી. નવી માને ખોળે પણ બે બાળકો રમતાં હતાં, એને રમાડવાનું કાર્ય પણ મારે માથે જ હતું.

ચૌદ વસંતો વિતાવી ત્યાં તો નવી માએ મારો પગ ઘરમાંથી ટાળવા મારા લગ્ન માટે ઉતાવળ કરી. હું પણ કંટાળી હતી એટલે બીજે ઘેર જવા મારું મન થનગની રહ્યું હતું. મારા બાપુએ મારું લગ્ન એક કુળવાન ગણાતે ઘેર કર્યું. પરઠણ પણ ત્રણ હજાર આપી. આ બાબત માટે નવી માએ વાંધો ઉઠાવ્યો, પણ મારા બાપુએ ન માન્યું.

સાસરીમાં જતાં જે દુઃખ બીજી બાળાઓને થાય છે એ દુઃખ મને નહોતું, કારણ કે હું તો દુઃખમાંથી સુખી થવા જતી હતી. નવયૌવના તરીકે

મારા હૃદયમાં અનુપમ આનંદ હતો. મારા પતિ બહુ આનંદી હતા, એવી અફવા તો મળી ચૂકી હતી. એથી હું તો આનંદથી થનગની ઊઠી હતી. વિદાય આપતાં મારા બાપુએ કહ્યું: "સરસ્વતી, જે શાન્તિથી અહીં રહેતી હતી એ શાન્તિથી ત્યાં રહેજે." એમનું હૈયું ભરાઇ આવ્યું અને હું વિદાય થઇ.

રાત્રિ પડી હતી. ચંદ્રમા ચાંદની સાથે ચમકતો હતો. મારા હૃદયદેવ હજી આવ્યા ન હતા. નવ વાગી ગયા હતા. પ્રથમ રાત્રિનું પિયુ ઝંખતું હૈયું તેમની વાટ નિહાળીને દર્શન માટે આતુર બન્યું હતું, પણ તે આવ્યા ન હતા. નયનોમાં નિદ્રા ભરાઇ હોવા છતાંય પ્રિયતમની મૂર્તિ નિહાળવા હૈયું તલપી રહ્યું હતું, ચારઘડીએ દિવાની વાટ સંકોરતી બેઠી હતી.

થોડી વારે દાદર ખખડ્યો. ધબ ધબ પગથિયાં ઉપર તે ચઢતા હોય તેવો ભાસ થયો. બારણું ખખડાવ્યું અને એ આવ્યા. મારૂં હૃદય આનંદથી છલ્લાઇ ઊઠ્યું. તેમણે આવતાંવેંત પૂછ્યું: "સરસ્વતી, તારી પાસે શું છે?"

ગભરાએલે સ્વરે મેં પૂછ્યું: "આપને શું જોઇએ છે!"

"પાંચ રૂપિયા."

"શા માટે?"

"પેલો ભૈયો બારણે હજી ચોંટ્યો છે, એને આપવા છે. શું નથી?"

પિતાજીએ આપેલા પાંચેય રૂપિયા મેં કાઢી આપ્યા. તેમના અસ્તવ્યસ્ત ચહેરા તરફ નિહાળતાં હું ધ્રૂજી ગઇ, એમણે પૂછ્યું: "બીજા છે?"

"ના." અને તે ચાલ્યા ગયા. આ મારા પ્રથમ દિવસના લગ્નજીવનની પ્રણયરાત્રિ! હમેશ તે રાત્રે મોડા આવતા, એટલું જ નહિ પણ દારૂ પીતા. મારાં સાસુસસરા ઘણું સમજાવતાં, તો એ ઉશ્કેરાઇ જઇ મને મારતા ઝૂડતા. મારા બાપુએ આપેલા ત્રણ હજાર તો ત્રણ જ માસમાં ખલાસ!

અરે, આટલું દુઃખ તો મારો પ્રિયતમ તરફનું. પણ મારાં સાસુસસરાનો પણ ત્રાસ ખૂબ. તેમનું વેર એ મારા ઉપર વાળતાં. કામમાં કંઇ ચૂક થતી કે સાસુ બોલી ઊઠતાં: "મારએ બોલતાં ઠીક શિખવાડ્યું છે? આમ કરશો તો પછી અહીં પોષાશે નહિ,-સમજ્યાં! ધણી દારૂડિયો છે તે અમારૂં બધું ઉડાવી દે છે. અને કામ કરતાં તારાં હાડકાં દુઃખે છે. કામ ન કરવું હોય તો તારા બાપને કહે તે ચાકર રાખી આપે. પછી ફાવે તેમ ફર્યા કરજે." આવાં વચનો સાંભળતાં હું ચૂપ બની જતી.

જો મને એકલું કામ જ સોંપવામાં આવતું હોત તો તો વાંધો નહિ, પણ કોઇ જાતનું ય સુખ નહિ. પ્રિયતમ બે ટંક જમવાના સિવાય આખો

દિવસ કોણ જાણે ક્યાં ય ભટક્યા કરતા. કોઇ કહેતું કે દારૂના પીઠામાં, તો કોઇ કહેતું કે જુગારખાનામાં, અને તેમનાં મિત્રો સાથે કોઇ નાચનારી . . . અરે! ભૂલી! સમાજ જેને અસ્પૃશ્ય ગણે, તરછોડે, તિરસ્કારે, વંઠેલ વગેરે શબ્દોથી અપનાવે, જીવતું નર્ક ગણે, એવી પતિતાને ત્યાં! એના ઉપરનો ખોટા ડોળથી અને ભપકાથી અંજાઇ ત્યાં રખડતા અને મોડી રાત્રે હું ભરઊંઘમાં હોઉં ત્યારે ક્યારેક આવી નિદ્રાધીન થતા.

પણ કમાયા વગર આમ એકાં એકાં વાપરવાથી તો કુબેર ભંડારી પણ ખાલી થઇ જાય, તો અમારા જેવા પ્રામર માનવીનું શું ગજું? એટલે ધન ખૂટતાં કાંઇક ઠેકાણે આવશે એમ મને લાગ્યું. એક મધરાતે એમણે ઘરમાં પગ મૂકતાં મને કહ્યું: "સરસ્વતી, મેં તને બહુ દુઃખ દીધું છે, નહિ?"

આ નવી વાત સાંભળી મારૂં મન આનંદથી પુલકિત બન્યું અને નવજીવન પ્રાપ્ત થતું હોય એમ મને લાગ્યું. મેં કહ્યું: "હોય એ તો, ઘડી ઘડી તડકો ને છાંયડો ફેરવાયે."

"વાહ! તું તો મોટા કવિ બની ગઇ ને?"

આજે તેમણે મને આલિંગન આપતાં પણ જાણે કેટલીયે પ્રેમાળ ભાષા બોલીને નવડાવી નાખી. પણ મદારી સર્પને પકડતાં જેમ મધુર મોરલીથી તેને મુગ્ધ બનાવે અને પછી તેને પકડી લેઇ લે, તેમ કરતાં તેમણે મને કહ્યું: "શશી, એક વાત કહું?"

આ સાંભળી મારી છાતી ધબકી, ધબકારાનો પ્રવાહ વધુ જોરથી વહેવા મંડયો. કારણ કે એમની વાત કેવી હશે એ કલ્પના આંખ આગળ તરવરતી હતી. આમ કરી કરીને મારા દાગીના એકે એક લેઇ લીધા હતા. છેવટે એકનું એક સૌભાગ્યકંકણ પણ ત્રણ દિવસ ઉપર સોટીનો માર મારી લેઇ લીધું હતું, જેના ઘા હજી પાકવાની બીક હતી, એટલે હું ધ્રૂજી; છતાં થડકાર અનુભવતાં બોલી: "શું?"

તેમણે કહ્યું: "તું તારા બાપને ત્યાં જા, અને બે હજાર રૂપિયા લેઇ આવ."

મેં કહ્યું: "ના મારાથી ત્યાં જવાય પણ નહિ અને નવી મા રૂપિયા આપે પણ નહિ."

તે બોલ્યા: "વાહ! તારે તો તું સીધી રીતે જાય પણ નહિ, ખરૂં ને?" કહી અટ્ટહાસ્ય કરતાં પગની લાત મારા બરડા ઉપર મારી ને બોલ્યા: "બોલ, જાય છે કે નહિ?"

મેં જક પકડતાં કહ્યું: "મારી નાખો, પણ હું ત્યાં જનાર નથી."

ત્યારે એ ડોળા કાઢી ડરાવીને ચાલ્યા ગયા.

ઉપરની વાતને પૂરા ત્રણ દિવસ પણ થયા નહિ, ત્યાં તો તેમણે નવો અખતરો અજમાવ્યો. એમના કહેવાતા દિલોજાન દોસ્તોને ઘેર બોલાવી લાવ્યા અને એ અડંગ, લુચ્ચા બદમાસો મારા ઉપર—મારા સૌન્દર્ય ઉપર—મુગ્ધ બન્યા. બદલામાં એક લીલી નોટ આપી મારા શિયળની કિંમત મારા પતિને આપી તરાપ મારવા લલચાયા.

વાહ રે જગત! વાહ, માનવતા! કુળવાન કહેવાતાં ઘરોમાં પણ કેવા ધર્મસંકટો સ્ત્રીઓને વેઠવાં પડે છે? આ નવા અખતરામાંથી પસાર થવું એ ઘણું કડવું લાગ્યું. માનવતા વિનાના-કામી માનવો ક્યાં સુધી પાપકર્મ કરે છે? એની હદ હોય છે ખરી? શાની હોય!

મારી નજર સમક્ષ મારા પતિદેવની જલ્લાદ મૂર્તિ દેખાઇ તેઓ બોલ્યા: "જો શશી, મારા દોસ્તોએ મને લાલપાણી માટે દશની નોટ આપી છે, બદલામાં તારે તેઓનું મન રાજી કરવાનું છે. પછી કાંઇ ચેં••કે••ચું કર્યું તો તારી વાત છે!' એમ કહી જતા રહ્યા. મારી નજર સામે બન્ને જણ ઊભા હતા, તે બોલ્યા: "દેવી, કેટલી વાર છે?"

હું મસ્કરીથી ધ્રૂજી, મારી આંખો લાલઘૂમ બની. આ રીતે શિયળ ઉપર બળાત્કાર થાય તે મારાથી ન જોવાયું. માથાનો અંબોડો છૂટો હતો. હું બોલી: "ખબરદાર! જો તમારામાંથી કોઇએ મને હાથ અડાડ્યો તો હું જીભ કચડી મરી જઇશ. નરપિશાચ! તારી બેનને તેં આવી દુઃખી પરિસ્થિતિમાં નિહાળી છે ખરી? જાઓ, ચાલ્યા જાઓ." મેં પડકાર કર્યો. તે બોલ્યા: "વાહ રે! અંબાલવાની, અમે કાંઇ મફત નથી આવ્યા. તારા માંટીને દશ રૂપિયા આપ્યા છે પહેલા!"

મેં કરગરતાં કહ્યું: "ભાઇ, તો પછી એક બેનને દાન કર્યું હતું એમ માનજો."

"દા••ન વાહ." કહી તે મશ્કરી કરવા લાગ્યા. તેઓ મારી પાસે આવ્યા અને મારા તન ઉપર તરાપ મારવાની તૈયારી કરવા લાગ્યા. આ જોઇ હું મૂર્છા પામી અને નીચે પડી ગઇ. પડતાં પડતાં મેં એમને ચાલ્યા જતાં જોયા.

પછી શું થયું તે કોણ જાણે, પણ જાગી ત્યારે મારા સ્વામી કોઇની સાથે વાત કરતા માલમ પડ્યા: "શું ત્રણજ હજાર."

"અરે! આવી તો બબ્બે હજારમાં કેટલીયે મળે છે."

"તો આવજો રાત્રે લેઇ જજો."

"પણ પાછી તો નહિ આવે ને?"

"એ તમે જાણો, રાખવાની શક્તિ હોય તો લેઇ જજો."

"સારૂં, આજ રાત્રે આવીને લેઇ જઇશ."

મારૂં મૂલ્ય ત્રણ હજાર લેઇ કહેવાતા કતલખાનામાં મને વેચવાતી વાત થઇ હતી. હવે આ જગ્યાએ રહેવું મારે માટે યોગ્ય ન હતું. સમાજની કેટલીયે બાળાના ભવ કુળવાન યુવકો આમ બગાડતા હશે?

આ વાત જ્યારે હું કરૂં છું ત્યારે મારૂં હૃદય ભરાઇ આવે છે, સમાજના કહેવાતા પ્રતિષ્ઠિતો જ્યારે પરકણુ લેવી હોય ત્યારે અમારૂં કુળ કેટલું ઉચ્ચ છે, તેની વાતો કરે છે; પણ અંદરખાનેથી વહુઓનાં જીવન કેવાં ઝારમાં ઝેરી બનાવે છે તેનો આછો ખ્યાલ પણ કોઇને આવી શકે તેમ નથી.

મારાં પગલાંથી મારાં સાસુસસરાએ મને અભાગણી ગણી, સમાજે નસીબ વગરની લેખી. તેમના ત્રાસથી અને અત્યાચારથી મને પણ જે દુ:ખ થયું છે એ કહ્યા સિવાય છૂટકો નથી. હૃદય ભરાએલું છે ત્યારે એને સમાજ આગળ ખુલ્લું કરૂં છું. એકરાર કરવો એના જેવી શાન્તિ જીવનમાં બીજી શી હોઇ શકે!

મને જ્યારે વેચવાની વાત કરી, છૂપી રીતે નરકાગારમાં નાખવાનો પ્રયાસ આદર્યો, ત્યારે હું ત્રાસી ઊઠી. રોજના ત્રાસથી, મહેણાંથી, અરે! ડામ પણ દેવાયાથી ટેવાઇ ગએલી; પણ જ્યારે આ વાત સાંભળી ત્યારે દિલમાં દાહ થયો. અને ત્યારે છેવટનો માર્ગ લેવા હું ત્યાંથી નીકળી પડી.

રાત્રિના ઘોર ભયાનક અંધારામાં હું ચાલી. કૂવાને થાળે પહોંચી ત્યાં તો એક બાઇએ મને રોકીને પૂછ્યું: "તમે કોણ છો?"

મેં કહ્યું: "જે છું તે છું, દુ:ખી છું. તમે કોણ છો?"

તે બોલી: "હું પણ સમાજે ત્યજેલી સાધ્વી છું. મને લાગે છે કે તમે કોઇ જીવનનો છેલ્લો માર્ગ લેવા કરવા આવ્યાં છો, નહિ?"

મેં કહ્યું: "હા."

તેમણે કહ્યું: "તો બેન, આપઘાત ન કરો. આપઘાત કરવા જેવું પાપ દુનિયામાં એકે નથી. પૂર્વભવના પાપથી આપણે આટલા દુ:ખમાં રિબાઇએ છીએ, તો પછી આમ મરીને કયે ભવે છૂટીશું! કર્યાં કર્મ ભોગવ્યા વિના છૂટકો નથી, તો આપઘાત કરવાથી તો ઊલટાં દુ:ખી થશો; પણ સંયમ, તપ આદરી આત્માનું કલ્યાણ કરવું હોય તો સંસારની માયા છોડી ત્યાગવૃત્તિ સેવો તો આવતો ભવ સુધરે."

સાધ્વીએ મને કેટલીયે વાતો કહી અને....?

હું સાધવી બની.

પ્રયોજક—મંગળદાસ હીરાચંદ શાહ

# મહેસૂલની નવી આંકણી વિષે વિચાર કરો

ખેડા જિલ્લાના નડીઆદ, આણંદ, બોરસદ, કાસરા અને કપડવંજ એ પાંચ તાલુકાનાં સરકારી ગામોની મહેસૂલની નવી આકારણીના હેવાલ પ્રકટ થઇ ચૂક્યા છે. તે વિષે થોડી ઘણી વાંધા અરજીઓ મે. કલેક્ટર સાહેબને મોકલાઇ છે અને કોઇક ગામના લોકોએ મુંબઇ સરકાર તરફથી નીમાતી મહેસૂલી અદાલત આગળ તેમની અપીલ પણ નોંધાવી છે. દુર્ભાગ્યે ગામ ગામના પટેલ તલાટીઓએ એ હેવાલોની જોઇતી જાહેરાત નહિ કરેલી હોવાથી ખેડૂતોનું થોડું જ ધ્યાન તે બાબતમાં ખેંચાયું છે અને તેથી પ્રમાણમાં થોડી જ અરજીઓ થઇ છે.

આ બાબતમાં જિલ્લાની કિસાનસભાએ એક ઠરાવ કરીને નવી આકારણીનો અમલ લડાઇ પૂરી થાય ત્યાં સુધી મુલતવી રાખવાને સરકારને અરજી કરી હતી. પણ મુંબઇની સરકારી ઑફિસોમાં તપાસ કરતાં માલૂમ પડે છે કે નવી આકારણી મુલતવી રહેવાનો સંભવ ઓછો જ છે, છતાં હજી તે વિષે છેવટના હુકમો પસાર થતાં સહેજે બેએક વરસ લાગે એમ છે. તેથી તે બાબતમાં ગામ ગામના ખેડૂતો કે તેમનાં કોઇ મંડળો તરફથી જે કંઇ અરજી કે રજૂઆત થશે તે ઉપર પૂરતો વિચાર કરીને સરકાર છેવટના હુકમો પસાર કરશે.

તેથી આ પાંચેય તાલુકાની તમામ કોમના સમજુ ખેડૂતોને પટેલ તલાટીઓ પાસેથી નવી આકારણીના ગુજરાતી હેવાલની છાપેલી ચોપડીઓ મેળવીને તે ઉપર પૂરતો વિચાર કરવાને હું વિનંતિ કરું છું. હવે વાંધા અરજીઓ રીતસર નોંધાવવાની થોડી જ મુદત રહે છે, એમ સમજીને કોઇ પણ નિરાશ ન થાય. એ હેવાલોમાં જેમનું મહેસૂલ વધારવાની ભલામણ કરી હશે તેમને તેમાં ખાસ રસ પડશે જ અને તેથી તેમણે એ હેવાલમાં મહેસુલ વધારવાનાં જે કારણો જણાવ્યાં હોય તે ઉપર વિચાર કરીને તે વિષે વ્યાજબી અભિપ્રાય બાંધવો જોઇએ.

આ પાંચે તાલુકાના ખેડૂતોના આ વિષે ખરા અભિપ્રાય અને તેનાં કારણો મેળવવાને કિસાન સભા તરફથી યોગ્ય કાર્યકરોને ગામે ગામ મોકલવા હું ધારું છું, પણ જે ગામના ખેડૂતો તે બાબતમાં રસ ધરાવતા હોય ત્યાં જ જવાથી કંઇ પરિણામ આવે. તેથી એ તાલુકાઓના ખેડૂતભાઇઓને નીચે મુજબ સૂચનાઓ હું કરું છું :

(૧) જો તમે કંઇ વાંધા-અરજી મુંબઇ સરકારને કે મે. કલેક્ટર સાહેબને કરી હોય તો તેની નકલ મને મોકલી આપશો.

(૨) જો કંઇ કર્યું ન હોય તો હવે તમે મહેસૂલની આકારણી વિષે મારી મારફત કે સ્વતંત્ર રીતે કંઇ લખાણ સરકારને મોકલવા માગતા હો તો તમારા મહેસૂલની નવી આકારણી વિષે તમારો અભિપ્રાય લખી જણાવશો.

(૩) જો તમારો અભિપ્રાય બાંધવામાં કે તેને અંગે તપાસ કરવામાં મારી સહાયતાની જરૂર જણાય તો ગામના આગેવાનોની સહીથી મને કાગળ લખશો.

(૪) તમારા ગામોની ગયા નવેમ્બર માસની ૧૮મી તારીખે નવી આકારણીના હેવાલની જાહેરાત થઇ છે એમ સરકાર માને છે, તો તેવી જાહેરાત ખરેખર થયાની તારીખ લખી જણાવશો.

(૫) ખાસ યાદ રાખશો કે હાલ આકારણી થઇ છે તે બધાની સામે જ આંખો મીંચીને ચળવળ કરવાનો મારો ઇરાદો નથી. માત્ર તે બાબતમાં ગામના ખેડૂતોનો એકંદર ખરો અભિપ્રાય જાણવાની અને તે મુંબઇ સરકાર આગળ રજુ કરવાની જ મારી નેમ છે. તથા તે દૃષ્ટિથી જ આ કામ હાથ ધરવાની અને નવી આકારણી વિષે વ્યાજબી અભિપ્રાય બાંધવાની જ મારી વિનંતી છે.

**(૬) છેવટે એ પણ ચોખવટ કરવી જોઇએ કે ચાલુ સાલે લેવાના મહેસુલ સાથે આ તપાસને કંઇ જ સંબંધ નથી** આપણે તો જે નવી આકારણી થઇ છે તે સંબંધમાં જ આપણો મત સરકાર સમક્ષ રજુ કરવાનો છે.

આ બાબતને ઘણી તાકીદની ગણીને ગામ ગામના સમજુ ખેડૂતો ભેગા મળીને ઘટિત કરે એવી મારી વિનંતી છે.

**ઇન્દુલાલ યાજ્ઞિક,**
પ્રમુખ, ખેડા જિલ્લા કિસાન સભા

—*—

## આપણી કહેવાતી પતિત બેનો

**આપણા** સમાજમાં—ખાસ કરીને હિન્દુ સમાજમાં (જોકે બીજા સમાજની તો મને ખબર નથી, છતાં એમ માનવામાં આવે છે કે બહુ ભેદ તો જુદા જુદા સમાજમાં નહિ જ હોય; કારણ સમાજ તો માનવીઓએ જ બનાવ્યો છે અને માનવી—સારીયે દુનિયાભરમાં માનવી—અમુક નીતિઅનીતિનાં બંધનોમાં તો ચોક્કસ મળતા થાય છે.) 'વેશ્યા' શબ્દ એક ભયંકર ગાળ

તરીકે વપરાઇ રહ્યો છે, આપણાં કહેવાતાં સુધરેલાં માણસો પણ 'વેશ્યા' શબ્દ માત્રથી ધ્રૂજી ઊઠે છે અને કોઇ સ્ત્રી તેમના ભયંકર તિરસ્કારને પાત્ર હોય ત્યારે તેને એ શબ્દથી સંબોધવામાં આવે છે.

જ્યારે શિક્ષિત માણસો પણ આપણી કહેવાતી પતિત બેનોનો તિરસ્કાર કરે છે, ત્યારે વધારે દુઃખ થાય છે અને મને લાગે છે કે મારે એમના બચાવ માટે કંઇક તો કહેવું જ જોઇએ.

કહેવાતી પતિત બેનોની સંસ્થાની ઉત્પત્તિ આપણે જોવી જોઇએ. અને પછી આપણે જોઇએ કે એ સંસ્થા ખરેખર જ તિરસ્કરણીય છે કે કેમ!

આપણો હિન્દુ સમાજ સ્ત્રીઓની સ્થિતિ વિષે બહુ બેદરકાર રહ્યો છે. સ્ત્રીઓની કિંમત હિન્દુ પુરુષને મન બિલકુલ નથી, એ તો બહુ ચર્ચાએલી વાત છે અને બહુ જ જાણીતી વાત છે એટલે એ વિષે કશુંય કહેવાનું હોતું નથી.

હિન્દુ સમાજમાં લગ્ન એટલે લાકડે માંકડું વળગાડી દેવું. સુધરેલા સિવાયનાં કુટુમ્બોમાં—અને આવાં સુધરેલાં કુટુમ્બો હિન્દુ સમાજમાં ઘણાં જ ઓછાં હોય છે—છોકરા છોકરીઓને ગમે તેમ પરણાવી દેવામાં આવે છે. છોકરા છોકરીઓને એમનાં કપડાં, ઘરેણાં, અને ચંપલો ખરીદવામાં જેટલી સ્વતંત્રતા મળે છે, એટલી યે એમનાં લગ્ન પૂરતી મળતી નથી. હિન્દુ વડીલો ભૂલી જાય છે કે લગ્ન પછી બંને જણાંને આખો અવતાર સાથે રહેવાનું છે. એ વડીલો તો લગ્નના દિવસો પૂરતા પોતાના આનંદનો જ વિચાર કરે છે. પૈસાદાર કુટુમ્બો સામસામી શણગારએલી મોટરો મોકલી આનંદ મેળવે છે. એ લોકો સમાજની આ બદીમાંથી મુક્ત હોતા નથી.

પરિણામ એ આવે છે કે પતિપત્નીના જીવનમાં અનેક જાતના વાંધા ઊઠે છે. એકબીજાને જોયા વગર જ્યાં લગ્ન થતાં હોય, ત્યાં સફળતા કેમ સંભવી શકે? બંનેને એકબીજાના વિચારો, દેખાવ કે વય અનુકૂળ આવતાં નથી અને આનું વધારે ખરાબ પરિણામ સ્ત્રીઓ માટે નિમાયું હોય છે. પુરુષ પોતાને ન ગમતી સ્ત્રી હોય તો એને તિલાંજલિ આપે છે અને બીજી સ્ત્રીને—એની અનિચ્છા હોવા છતાં પણ વડિલોના અને સમાજના ભયંકર દબાણને લઇને પરણે છે. અને એ ન ગમે તો ત્રીજી, એમ ચાલ્યા જ કરે છે. આ ત્યજાએલી સ્ત્રીઓ પોતાના બાપને ઘરે જાય છે, ત્યાં તેમને ભાઇભાભીઓનાં પુણ્યે પોતાનો નિર્વાહ કરવાની ફરજ પડે છે.

નાની ઉમરમાં જ લગ્ન થઇ ગયાં હોવાને કારણે, અને હિન્દુ સમાજમાં છોકરીઓથી ભણાય નહિ એ નિયમાનુસાર, નિર્વાહ માટે એ બીજો કશો ધંધો

હાથમાં લેઇ શકતી નથી. જો એને જીવવું જ હોય તો જોકે એના જીવન માટે હિન્દુ સમાજ બહુ જ બેદરકાર છે—પોતાના પગ ઉપર ઊભા રહી એક જ ધંધો તેને સ્વીકારવો રહ્યો અને તે દેહવિક્રયનો. ઘણા પુરુષો દલીલ કરશે કે એ ત્યજાએલી સ્ત્રીઓ પછી કેમ ભણવાનું કે કંઇ ઉદ્યમ શીખતી નથી; પણ જવાબ તો એટલો જ દેવાનો છે કે કેટલીક ત્યજાએલી સ્ત્રીઓ પોતાથી બનતું કરી, ઉદ્યોગ અગર શિક્ષણ પાછળ જાય છે, જે એમને માટે ઘણું જ અભિનંદનીય છે. પણ જે સ્ત્રીઓ એમાં પણ નિષ્ફળ નીવડે છે તે જ આ દેહવિક્રયનો ધંધો સ્વીકારે છે. જો બધી યે ત્યજાએલી સ્ત્રીઓ આ ધંધો સ્વીકારતી થઇ ગઇ હોત તો એમની સંખ્યા ઘણી જ મોટી હોત; કારણ પુરુષો સ્ત્રીઓને ત્યજવામાં કુશળ તો હોય જ છે. અને એમને પ્રતાપે ઘણી સ્ત્રીઓ ત્યજાએલી થઇ શબવત્ જીવન ગાળે છે. સ્ત્રીઓ વેશ્યા બને તો એમાં દોષ કોનો? હિન્દુ સમાજનો અને હિન્દુ ક્રૂર પુરુષોનો.

આ સંસ્થાની વૃદ્ધિ પણ હિંદુ સમાજને જ આભારી છે. હિંદુ સમાજમાં વિધવા એટલે–શું કહેવું તે સૂઝ જ પડતી નથી. બાર વર્ષની ઉમરે વિધવા થએલી બાળા એ વયમાં આવે ત્યારે તેણે સખત સંયમવાળું જીવન ગાળવું જોઇએ. ત્યારે પચાસ વર્ષે ત્રીજી વાર પુરુષ નિરાંતે પરણી શકે. એના લગ્નમાં ગીત ગાવાવાળી બેનોનો પણ પાર હોતો નથી. ઢોલક શરણાઇ વગેરે વાદ્યોથી એનું લગ્ન શોભતું હોય. પણ જો હિંદુ સમાજે એમ નક્કી કર્યું હોત કે બીજી વાર પરણતા પુરુષ બીજી વાર પરણતી સ્ત્રીને જ પરણી શકે તો કહેવાતી પતિત સ્ત્રીઓની સંસ્થામાં વૃદ્ધિ ન થાત. કુદરતે સ્ત્રીમાં અને પુરુષમાં લાગણીઓ સરખી જ મૂકી છે. બાર વર્ષની વિધવા છોકરી આખું જીવન કદાચ સંયમી રીતે ન ગાળી શકે તો એને શિક્ષામાં આખા સમાજ તરફથી તિરસ્કાર અને હડધૂત કરવામાં આવે છે. એ છોકરી અન્તે વેશ્યા બને છે અને ત્યાં પુરુષો –હિંદુ સમાજના ઘડનારા–એના ચરણો ચૂમવા હરીફાઇ કરે છે. આવા સમાજ હોય અને પુરુષો આવા હોય તો આ સંસ્થામાં વૃદ્ધિ થાય જ તો?

પુરુષો વેશ્યાને તિરસ્કારે છે, એને માટે જુદા લત્તાઓ બંધાવી એનું ભયંકર અપમાન કરે છે. પણ થોડાએ વિચાર કરતા હોય તો?–એ આખી સંસ્થા ચલાવે છે કોણ? જો એક પણ પુરુષ ત્યાં ન જતો હોય તો એ કહેવાતી પતિત બેનો કોની રાહ જોઇને બેસશે? કોને પોતાના દેહ વેચશે? પુરુષો પોતાની સ્ત્રીથી સંતોષ ન પામે એટલે વેશ્યાગૃહમાં જાય છે. વધારે અસંતોષ પામતાં એ સ્ત્રીને છોડી દે છે! પરિણામે એ ત્યજાએલી સ્ત્રી, બીજો કોઇ

ધંધો ન મળે તો, પાછી વેશ્યા બને છે અને બીજા પુરુષો પાછા એનો નિર્વાહ ચલાવે છે. વેશ્યાઓનો તિરસ્કાર કરો છો, તો એની સંસ્થા કાં ચલાવો છો? એ સંસ્થા નિર્મૂળ થઇ જાય તો કેટલા પુરુષો નાસીપાસ થાય?

અને દુનિયામાં વેચાણ ક્યાં નથી? ગમે તે ચીજ જોઇએ તે પૈસાથી મળી શકે છે. પ્રોફેસરો બુદ્ધિ વેચે છે, વ્યાપારીઓ પ્રામાણિકતા, નીતિ વેચે છે; વકીલો પોતાની હોશિયારી વેચે છે; કારીગરો કલા વેચે છે; અરે લગ્નબજારમાં તો હૃદય પણ વેચાતાં મળે છે! છોકરાંને પરણાવતી વખતે સામા કુટુંબમાં કેટલા પૈસા છે એની ગણતરી ક્યાં નથી થતી? જો સામું કુટુંબ પૈસાદાર હોય તો છોકરો કે છોકરી પરણાવાય છે. આવી રીતે પૈસાથી પ્રેમ પણ વેચાતો મળે છે! વરવિક્રયમાં અને કન્યાવિક્રયમાં વરકન્યાનાં વેચાણ સિવાય બીજું હોય છે શું? લેખકો લેખનકલા વેચે છે. ચારિત્ર્યમાં પ્રમાણિકતા અને નીતિનો સમાવેશ-થાય છે અને એ પણ ખરીદી શકાય છે. ભગવાન પણ ખરીદી શકાય છે; લોકો માનતા માને છે—હે ભગવાન! મારૂં આટલું કામ તું કરીશ તો એક તારા નામનું મંદિર બનાવીશ. અહીં પણ વેચાણ જ છે ને? પ્રાર્થના પણ વેચાતી મળે છે, મને ફલાણો ગ્રહ નડે છે; મહારાજ! આટલા જપ મારા વતી કરી લેજો. પૈસા થાય તેટલા હું આપી દેઇશ. સૌંદર્ય પણ લગ્નબજારમાં ખરીદી શકાય છે. વધારે પૈસા આપે કે વધારે પૈસાદાર હોય તેને સુંદર સાથી મળે.

આ બધી વસ્તુઓ—કલા, ચારિત્ર્ય, પવિત્રતા, નીતિ, બુદ્ધિ, સૌંદર્ય, ભગવાન, જપજાપ, વગેરે દેહથી તો ઘણાં ઊંચા છેજ ને? આ બધી તો સૂક્ષ્મ પવિત્ર વસ્તુઓ છે. એ પણ ખરીદી શકાય છે, તો સ્થૂલ વસ્તુ તો વેચી કે ખરીદી શકાયજ ને? આપણું અર્થશાસ્ત્ર પોકારી પોકારી કહે છે: એકે એક વસ્તુને 'કિંમત' હોય છે તો પછી વેશ્યાઓ—કહેવાતી પતિત બેનો—પોતાનો દેહ વેચે તેમાં એનો આટલો તિરસ્કાર શાનો? પ્રોફેસરો, લેખકો, વેપારીઓ, વકીલો, વગેરે ઘણીજ પવિત્ર વસ્તુઓ વેચતાં છતાંયે, લીલામ કરતાં હોવા છતાંયે, આપણે તેમની વાહવાહ કરીશું, તો સ્ત્રીઓ ઘણાજ કપરા સંજોગોમાં દેહનું વેચાણ કરશે તો એને 'પતિતા' કહીશું?

('જ્યોતિર્ધર,' તા. ૬:૩:૧૯૪૩) "સૂર્યા"

—*—

## જાણવાજોગ

જુદા જુદા દેશોમાં સ્ત્રીઓનું આયુષ્ય નીચે પ્રમાણે છે:

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ્વીડનમાં | એક સ્ત્રી સરેરાશ | વર્ષ | ૫૩ અને | માસ | ૬ જીવી શકે છે. |
| ડેન્માર્ક | ,, | ,, | ૫૩ | ,, | ૫ ,, |
| ઇંગ્લેણ્ડ અને વેલ્સ | ,, | ,, | ૪૭ | ,, | ૭ ,, |
| ઇટાલી | ,, | ,, | ૪૩ | ,, | ૧ ,, |
| હિંદ | ,, | ,, | ૨૪ | ,, | ૦ ,, |

ઉપરના આંકડા ઉપરથી માલમ પડે છે કે આયુષ્યના ક્ષેત્રમાં અન્ય દેશોના મહિલા સમાજ સાથે હિન્દના મહિલા સમાજને સરખાવતાં તેની ભયંકર અવગતિ જણાય છે.

બાળમરણ—દુનિયાના અન્ય દેશોનું બાળમરણ પ્રમાણ:

| પ્રદેશ | દર ૧૦૦૦ બાળકે | મરણ પ્રમાણ |
|---|---|---|
| માનચેસ્ટર | ,, | ૧૨૨ |
| લંડન | ,, | ૧૦૩ |
| નોર્વે | ,, | ૮૨ |
| ઇંગ્લેણ્ડ અને વેલ્સ | ,, | ૮૦ |
| ન્યુઝીલેણ્ડ | ,, | ૪૨ |

હિન્દુસ્તાનનાં નીચલાં શહેરોમાં સરેરાશ એક વર્ષની અંદરનાં બાળકોનું મરણ પ્રમાણ:

| શહેર | દર ૧૦૦૦ બાળકે | મરણ પ્રમાણ |
|---|---|---|
| અમદાવાદ | ,, | ૪૦૩ |
| મુંબઇ | ,, | ૪૦૨ |
| સૂરત | ,, | ૪૦૦ |
| કલકત્તા | ,, | ૨૮૭ |
| લાહોર | ,, | ૪૧૮ |

અમદાવાદનાં છેલ્લાં ૨૫ વર્ષની સરેરાશ કાઢતાં એક વર્ષની અંદરનાં દર ૧૦૦૦ બાળકે ૩૧૮ મરણ અને ૫ વર્ષની અંદરનાં દર ૧૦૦૦ બાળકે ૪૯ મરણ, અને હિન્દુસ્થાનનાં શહેરોમાં ૫ વર્ષની અંદરના દર ૧૦૦૦ બાળકે ૫૦ મરણ પામે છે.

હિંદનું બાળ મરણ—ઇંગ્લાંડ, ડેનમાર્ક કે જાપાનથી બમણું.

—સ્વીડન નોર્વેથી ત્રણ ગણું.

—ન્યુઝીલેન્ડથી નવ ગણું.

વિધવાઓ: બાળલગ્નથી આપણી વિધવા સ્ત્રીઓની જે દયાજનક સ્થિતિ થાય છે તેનો ખ્યાલ તો ૧૯૩૧ના વસ્તીગણત્રીના આંકડાજ આપી શકે.

| ઉમર | વિધવાઓની સંખ્યા | ઉમર | વિધવાઓની સંખ્યા |
|---|---|---|---|
| ૦–૧ | ૧૫૧૫ | ૫–૧૦ | ૧૦૫૪૪૯ |
| ૧–૨ | ૧૭૮૫ | ૧૦–૧૫ | ૧૮૩૯૯૮ |
| ૨–૩ | ૩૪૮૫ | ૧૫–૨૦ | ૫૧૪૩૯૪ |
| ૩–૪ | ૮૦૭૬ | ૨૦–૨૫ | ૮૪૬૯૫૯ |
| ૪–૫ | ૧૫૦૧૮ | | |

આ આંકડા જે અસંખ્ય સ્ત્રીઓનું વૈધવ્ય બતાવે છે. તેમનું સમાજમાં સ્થાન શું? ક્યાં આપણો સમાજ પુનર્લગ્નની છૂટ આપતો નથી, આથી તેઓ જીંદગીભર દુરાચારો કર્યા કરે છે. બીજું કરે પણ શું? અને સમાજ એક બાજુથી વિધવાને 'ગંગાસ્વરૂપ' કહે છે અને બીજી બાજુથી તેને અપશુકનિયાળ માને છે।

—*—

## ગ્રંથપરિચય

**૧૫. જગતના અરણ્યમાં**, પરિમલ ગ્રંથાવલિ–૩: લેખક–જયકૃષ્ણલાલ કૃષ્ણલાલ મહેતા, એમ. એ.; પ્રકાશક–ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; પૃ ૨૦૯, કિંમત રૂ. ૧–૧૨–૦. આ જુદા જુદા ૨૪ લેખોનો સંગ્રહ છે. લેખકે જેમ 'જગતની ધર્મશાળા'માં જગતને ધર્મશાળા સાથે સરખાવ્યું છે, તેમ આ પુસ્તકમાં જગતને અરણ્ય સાથે સરખાવ્યું છે. સંસારજીવનના જુદા જુદા પ્રસંગો લેઇ તેમાંની મુખ્ય ત્રુટીઓ તરફ ધ્યાન ખેંચી લેખક એમ સાબિત કરે છે કે જેમ અરણ્યમાં આશ્રયસ્થાનને અભાવે શાન્તિ મળતી નથી, તેમ જગતમાં પણ શુદ્ધ સ્નેહરૂપી આશ્રયસ્થાન ન મળવાથી માનસિક શાન્તિ મળતી નથી. લેખક દાખલા આપી પ્રતિપાદન કરે છે કે માનસિક શાન્તિ મેળવવા માટે ખરું આશ્રયસ્થાન એક જ છે–સર્વ ધર્મનું તત્ત્વ–પ્રભુનો સ્નેહ. પરમેશ્વરને હૃદય અર્પણ કરવાથી પ્રભુકૃપારૂપ આશ્રયસ્થાન મળવાથી માનસિક શાન્તિ પ્રાપ્ત થાય છે. પુસ્તકમાં ડગલે અને પગલે લેખકનો ઇસુ ખ્રિસ્ત તરફનો ભક્તિભાવ નજરે પડે છે.

ના.

## પ્રસંગકથા

### લગ્ન પ્રપંચ–એક કિસ્સો

જાહેર નોટિસ

હું નીચે સહી કરનાર આ ઉપરથી પટેલ મનુભાઇ ફકીરભાઇ બીન મોતીભાઇ રહેવાસી ધર્મજ હાલ અમદાવાદનાને ખબર આપું છું કે મારા તથા મારા પિતા તરફથી આજ આઠ વર્ષોથી પ્રયત્ન કર્યા છતાં તમે મને બોલાવતા નથી યા ભરણપોષણ આપતા નથી. એટલે આજ તારીખથી દિવસ ૧૫ની અંદર સંતોષકારક જવાબ ન મળતાં હું બીજું લગ્ન કરી લેઇશ. વડોદરા, તા. ૩ : ૩ : '૪૩. લી. પટેલ કમળાબેન પરસોત્તમ બીન હાથીભાઇ મુ. રહેવાસી ભાદરણના ('સંદેશ,' તા. ૫ : ૩ : '૪૩). એ નોટિસમાં જણાવ્યા પ્રમાણે બેન કમળાબેને વડોદરા મુકામે એક ભાઇ સાથે લગ્ન કરી નાખ્યાના સમાચાર મળ્યા છે. સમાચાર આપનાર આ કિસ્સાની વધુ વિગતો નીચે મુજબ જણાવે છે:

### બેન કમળાબેનનો પૂર્વ ઇતિહાસ

બેન કમળાબેનના પિતા પુરુષોત્તમ હાથીભાઇ પટેલ ભાદરણના રહીશ છે અને ગોધરામાં નોકરી કરે છે. એ બેનનાં લગ્ન નાનપણમાં થએલાં. એ ભાઇ મૂળ ધર્મજના વતની, હાલ અમદાવાદમાં મીલમાં નોકરી કરે છે. ભાઇ ભોળાભલા છે. લગ્ન થયા બાદ બેન કમળાબેન એકાદ વખત સાસરે ગએલાં, તપાસ કરતાં પિયેરથી અને સાસરેથી ખબર મળે છે કે તેમના આચાર-વિચારમાં અનેક પ્રકારનાં દૂષણ હોવાથી છેલ્લાં આઠ વર્ષથી તેમને સાસરે તેડવામાં આવતાં નહોતાં. પ્રયત્નો કર્યા છતાં પણ ભાઇ મનુભાઇ સાથે તેમનો મેળ બેઠો નહિ. અને ભાઇ મનુભાઇએ તેમના ભરણપોષણની પણ દરકાર કરી નહિ. દીકરીના પિતાને આ એક ધર્મસંકટ હતું. એ ધર્મસંકટમાંથી એમણે માર્ગ કાઢ્યો: ભાદરણના એક જૈન સાધુ મારફતે બેન કમળાબેનને એક જૈન સાધ્વી સાથે અમદાવાદમાં રાખવાની જોગવાઇ કરી. જૈન સાધ્વીએ ચતુર્માસ દરમ્યાન ઇડરીઆમાં મુકામ કર્યો. તેમના સાથે બેન કમળાબેન પણ ત્યાં ગયાં. ઇટોલામાં એમને જૈન ધર્મની દીક્ષા આપવાની તૈયારીઓ ચાલી રહી. એમના પતિ પાસેથી એ દીક્ષા લેવાની પરવાનગી લેવામાં આવી. સંસારી લગ્ન છોડી વૈરાગ્યનાં લગ્ન કરવાની કંકોત્રીઓ પણ લખાઇ. પણ "ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરીએ કોટી ઉપાયજી."

### લગ્ન કેવી રીતે થયું?

તૈયારીઓ થઇ હોવા છતાં કમળાબેનનું મન સંસારી લગ્ન માટે તલસતું હતું. ધર્મની આ માયાજાળમાંથી છૂટવા તેમણે ઇટોલાના યુવકોની સહાયતા શોધી.

સમાજનો સડો દૂર કરવાના ધ્યેયવાળા ઇટોલાના યુવકોએ એમની દાદ સાંભળી. બેનની ઇચ્છા લગ્ન કરવાની જણાતાં તેમણે ઘણે સ્થળે તપાસ કરી, અને કમળાબેનની પસંદગીથીજ ઉપર પ્રમાણે લગ્ન સિદ્ધ થયું.

આ લગ્ન થવાનું છે એવી ખબર પડતાં બેન કમળાબેનના પિતાના વડોદરાના મિત્રો બેન કમળાબેનની પાસે ગયા અને આવી રીતે લગ્ન નહિ કરવા તેમને સમજાવવા લાગ્યા: "હું તારા બાપનો ખાસ મિત્ર થઉં છું ને તારો કુટુંબી છું. તારા બાપનો ઠપકો ન મળે તેથી આ વાતની જાણ થતાં હું તને મળવા આવ્યો છું. મેં તારા બાપને તાર કર્યો છે, માટે તારા બાપનો જવાબ આવે નહિ ત્યાં સુધી તું લગ્ન કરીશ નહિ." બેન કમળાબેને ઉત્તર દીધો, "આજ સુધી મારી કોઇએ સંભાળ કે દરકાર રાખી નથી અને મારા પિતાએ મને મરેલી માની છે, ત્યારે તમો બધા આજે મારા હિતૈષી થઇને ક્યાંથી આવ્યા છો? મારી મરજી પ્રમાણે હું તો લગ્ન કરી લેઇશ. તેમાં તમારી સલાહની મને જરૂર નથી..."

**સમાજ વિચારશે?**

કહે છે કે ઇટોલાના યુવકમંડળે આ બેનને સમાજના પ્રપંચમાંથી બચાવવા રૂા. ૬૦૦ ખર્ચ કર્યું. અને આ લગ્ન બાબત કમળાબેનના પિતા તેમજ પતિ સાથે ચોખવટ કરીનેજ આ કામમાં મદદ કરી હતી. પતિ છેવટ સુધી બેદરકાર રહ્યો અને પિતાએ પણ પોતાની દીકરીનું સાચું હિત જોવાને બદલે તેને સાધુડી બનાવવાનું આડું પગલું લેવા માંડયું. પણ બેન કમળાબેને આ સંજોગોની ઉપરવટ જઇ ઇટોલાના યુવકમંડળની સહાયતા શોધી ન હોત અને એ યુવકમંડળે એ સહાયતા આપવાની હિંમત કરી ન હોત તો શું પરિણામ આવત? લગ્નના અનિષ્ટ રિવાજોની ભોગ બનેલી એક બાળા લગ્નજીવનને માટે ઝંખતી હોવા છતાં સાધુજીવનના વૈધવ્યને પામત અને એ બનાવટી વૈધવ્યના જીવનનો ભોગ બની પોતાનો આ લોક અને પરલોક બને ભ્રષ્ટ કરત. સમાજે ત્યારે વિચારવાનું એ છે કે છોકરાંને પરણાવવાની જેટલી આંધળી અધીરાઇ ને કાળજી દાખવવામાં આવે છે તેટલી કાળજી તેમના લગ્નજીવનને સફળ કરવા કેમ રખાતી નથી? આઠ આઠ વર્ષ સુધી જે દીકરીને સાસરે તેડવામાં આવે નહિ તે પિયેરમાં કયું મોં લેઇ જીવી શકે? અને જે પતિ પોતાની પરણેતરને માટે કંઇ પણ જવાબદારી અદા કરવાની પરવા કરે નહિ એને જે સમાજ સાંખી શકે, તે સમાજની નીતિરીતિ કેટલે અંશે માન્ય ગણાય? અને વળી જે બાપને આવી દીકરીનો ભાર સહન કરવાનો હોય તેને માટે સાચો ધર્મ લગ્નવિચ્છેદ કરી દીકરીને રૂડે ઠેકાણે

બેસાડવાનો જ હોઇ શકે, તેને બદલે બનાવટી સાધુતાનો માર્ગ લેવામાં રહેલો અધર્મ ન દેખાય વ્યક્તિને કે ન દેખાય સમાજને, એ કેટલું બધું શોચનીય છે! ઉપરની હકીકતો એમ તો પૂરવાર કરે છે કે ઇટોલાના યુવકમંડળની સહાયતાથી બેન કમળાબેને લીધેલો માર્ગ જ યોગ્ય છે. અને એવા કિસ્સાઓમાં પતિએ અને માબાપે કેમ વર્તવું તથા સમાજના પ્રપંચી રિવાજોનો ભોગ બનેલ વ્યક્તિએ કેમ વર્તવું એનો માર્ગ આ કિસ્સામાંથી ખુલ્લો દેખાય છે. ઇટોલાના યુવકમંડળને આ સાહસ ખેડવા- બદલ ધન્યવાદ ઘટે છે અને બેન કમળાબેન પોતે પસંદ કરેલા લગ્નજીવનનો પુરુષાર્થ સફળ રીતે ખેડી બતાવે અને બીજાને દૃષ્ટાન્ત રૂપ થાય એવું ઇચ્છીશું.

### કુલીનતાનો એક વધુ કિલ્લો તૂટ્યો

કુળવાનશાહી ચરોતરના પાટીદારને જ ઘેર છે એવું નથી, એ તો હિન્દુ સમાજના હાડમાં વ્યાપેલો રોગ છે. એ રોગ મટાડવાને ચોમેર પ્રયત્નો ચાલી રહેલા છે અને વહેલે કે મોડે કુળવાનશાહીએ જમાનાના જોર સામે નમતું આપવું પડે છે. એવા એક કિસ્સાના સમાચાર વિસનગર તાલુકાના ભાણ્ડુ ગામેથી મળ્યા છે. વાલમ ગામના—વાલમ, ભાણ્ડુ, વગેરે પાંચ ગામના ગોળના—ઊંચા કુળના અને પ્રખ્યાત કુટુંબના બબાભાઇ વેણીદાસ પટેલે પોતાની દીકરી બેન નર્મદાબેનનાં લગ્ન ભાણ્ડુ ગામના વતની પટેલ જેઠાભાઇ માનદાસનો પૌત્ર ભાઇ મોહનભાઇ સાથે મહા વદી બારસની રાત્રે ખૂબ જ સાદાઇથી પાર ઉતાર્યાં છે. વાલમ ગામ કુળવાન ગણાય છે. ત્યાંની કન્યા ભાણ્ડુમાં જાય એ કુલીનતાને દેશવટો દીધા બરાબર છે. પણ ખોટી કુલીનતાનો મોહ છોડી સાચા કુલીન બબાભાઇ પટેલે મોભનાં પાણી નેવે વાળ્યાં તેથી એમના કુટુમ્બીઓને અને કુલીનતાના શેખીઓને કુળવાનશાહીના મોભ નમી પડતા લાગે; અને તેથી તે લોકોની કનડગત થશે, એમ જાણી પોતાની કન્યાને ભાણ્ડુ લેઇ જઇ ત્યાં લગ્નક્રિયા કરાવી. તોપણ ભાઇ બબાભાઇની કુલીનતામાં એથી ઉમેરો જ થએલો ગણાશે. અને વળી લગ્ન ખૂબ સાદાઇથી કર્યાના સમાચાર મળ્યા છે. એ પાટીદાર નાતને લગ્ન કરવાની રીતનો સાચો રાહ બતાવનારું છે. કુલીનતાનાં કૃત્રિમ કોટડાં વેળાસર ખરી પડે તે માટે બબાભાઇ પટેલ જેવા કુલીનો એમને માર્ગે ચાલતા થઇ જાય તો જ સૌ રૂડાં વાનાં થાય!

### સગવડને કારણે પરગામ લગ્નક્રિયા

કોઇ સુધારો કરવા વતન છોડી પારકે ગામ અવસર પતવે, કોઇ સુધારાની કમાણીનો લાભ ઉઠાવે અને કુટુંબીઓની કે નાતીલાઓની કનડગતમાંથી અથવા નાતના રિવાજોને ઊંચા મૂકઃ જે રીતે અનિષ્ટ રિવાજોનાં બંધન તૂટે

તે રીતે સુધારાની પ્રગતિ જ સધાય છે. આણંદના જાણીતા વેપારી આશાભાઇ આબરભાઇ પટેલના દીકરા ભાઇ મણિભાઇ કોલેજમાં અભ્યાસ કરે છે. એ ભાઇ મણિભાઇનાં લગ્ન ગઇ મહા વદિ ૧ને રોજ સોજીત્રા મુકામે વાંઠવાળીના રહીશ, પણ હાલ સોજીત્રાના દવાખાનામાં દાકતર તરીકે કામ કરતા ભાઇ ભગવાનદાસ ખુશાલભાઇની પુત્રી સાથે થયાં. કહે છે કે પોતાના કુટુંબીઓની કનડગતમાંથી બચવા પુત્રીને સોજીત્રા પરણાવવાની ગોઠવણ કરવી પડેલી. પાટીદારની નાતમાં આ રીતે વતન-બહાર પણ દીકરી પરણાવવાની પ્રથા અમલમાં આવે એ શુભ ચિહ્ન છે. પણ પિત્રાઇને આપણાથી દૂર ભાગવું પડે એવા કુટિલ વ્યવહારમાંથી શું પાટીદાર કદી પણ મુક્ત નહિ થાય? એમ પણ કહેવાયું છે કે ભાઇ મણિભાઇને પરણાવવા ૨૦૦ જાનૈયા ગયા હતા. વરપક્ષે સમજવું જોઇતું હતું કે કન્યાપક્ષે સગવડ ખાતર સોજીત્રામાં લગ્નક્રિયા કરાવી, ત્યારે તેને પૂરી સગવડ આપવી જોઇતી હતી. સુધારાનો લાભ લેનાર પાટીદાર વીરો એમ પણ કેમ ન સમજે કે બસો માણસની જાનના લહાવા લેવાના દિવસો હવે ગયા છે? અને એવા દિવસો ગયા છે એમ ન માનો તોપણ વડોદરા રાજ્યે તો આજના અનાજસંકટને લીધે જમણવાર ઉપર પ્રતિબંધ મૂક્યો છે. એને અવગણ્યા સિવાય જાનૈયા ધાન શી રીતે પામ્યા હશે?

### વડોદરામાં કાયદા વિરુદ્ધ જમણવાર

પણ એવો પ્રશ્ન પૂછવાનો અવકાશ પાટીદાર રાખે એમ નથી. એનો એક નમૂનેદાર કિસ્સો વડોદરામાં બન્યો છે. નડિયાદના કાકરખાડના રાવજીભાઇ વાઘજીભાઇ પટેલ જે એક વખત પીનાંગમાં જાનવરના દાકતર તરીકે નોકરી કરતા હતા અને હાલ ગુજરી ગયા છે. તેમના દીકરાનું લગ્ન વીરસદના વતની ઉમેદભાઇ ડાહ્યાભાઇ કોન્ટ્રૅક્ટરને ત્યાં વડોદરામાં અલકાપુરીમાં ગયા માસમાં ઉજવાયું. વડોદરામાં ૫૦ કરતાં વધારે માણસો જમાડી શકાય નહિ એવો કાયદો રાજ્ય તરફથી કરવામાં આવ્યો છે. તેને માન આપી ૫૦ કરતાં વધારે માણસો જમાડવાની પરવાનગી કન્યાપક્ષે માગેલી. પરિણામે સવાસો માણસો જમાડવાની પરવાનગી મળેલી. જમનારની સંખ્યા એથી બે ચાર ગણી હશે, એટલે જમવાની વ્યવસ્થા બે ઠેકાણે કરવામાં આવી. વ્યવહાર ઘણા ટુંકાવ્યા, છતાં પચાસ પાટલા ત્રીજે ઠેકાણે પણ નાખવા પડયા : 'ઊંટ કરે ઢેકા તો માણસ કરે કાકડા!' જમણવારનાં ખર્ચ ઓછાં કરવાં એવો ઉપદેશ સુધારાવાળા કરતા ત્યારે એમ દલીલ કરવામાં આવતી કે લગ્ન તો આનંદનો અવસર છે. એવે વખતે આનંદમાં ભાગ લેવા સ્નેહીઓને નોતરવામાં સંકુચિત મનોવૃત્તિ શા માટે રાખવી? આજે આખી માનવજાત ઉપર આફત ઊતરી છે, ત્યારે માનવધર્મ શીખવે

છે કે આનંદોત્સવ ઉપર સૌ કોઇ સમજીને કાપ મૂકે. જે ન સમજે તેને સરકારનો કાયદો સમજવાની ફરજ પાડે. એ ફરજને વશ થતા – થવાનો ડોળ કરતા – માનવીઓ છૂપાઇને મિષ્ટાન્ન આરોગતાં કયા પ્રકારનો આનંદ અનુભવતા હશે વારુ? કે પછી પેલા ભગતે કહ્યું હતું તેમ "એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા!" પણ સંભળાય છે કે આ લગ્નમાં બહુ મોટી પરઠણ અને તેવી જ બીજી લેવડદેવડ થઇ છે. તે જો ખરું હોય તો પરઠણના સોદાના લગ્નમાં બીજી માનવતાની આશા રાખવી ફોગટ છે.

**ખેડા જિલ્લામાં જમણવાર સામે પ્રતિબંધ :–**

પરઠણના સોદા ઉપર જીવનાર પાટીદાર માને કે ન માને, અનાજસંકટ એટલું વધવા માંડ્યું છે કે જમણવાર સામેના પ્રતિબંધ વિસ્તરતા જાય છે. વડોદરા રાજ્ય પછી એની પડોશના બ્રિટિશ હદના ખેડા જિલ્લામાં પ્રતિબંધ મૂકાયાના સમાચાર નીચે પ્રમાણે પ્રગટ થયા છે: "નડિયાદ, તા. ૨૪ : ૨ : '૪૩. કોઇ પણ ધાર્મિક સામાજિક કે એવા અન્ય કોઇ પ્રસંગોએ પચાસથી વધુ માણસોને ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટની પરવાનગી લીધા સિવાય જમાડવા સામે ખેડા જિલ્લાના ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટે તા. ૨૧ : ૨ : '૪૩થી પ્રતિબંધ મૂક્યો છે. આ પ્રતિબંધ ખેડા જિલ્લાની મ્યુનિસિપલ હદમાં આવેલા વિસ્તારોને લાગુ પડશે. એટલે કે નડિયાદ, કપડવણજ, મહેમદાવાદ, આણંદ, બોરસદ, ડાકોર, ઊમરેઠ અને ખેડા આ હુકમ હેઠળ આવી જશે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૬ : ૨ : ૪૩).

**આસુરી વિરુદ્ધ દૈવી સંપત્તિ**

જે સમાજમાં પરસ્પરપીડન કરવાની અદ્દભુત સંગઠન શક્તિ છે, એ સમાજ પોતાનું હિત સમજે તો આજના સાર્વત્રિક આફતના દિવસોમાં પોતાના એ સંગઠનના બળથી અદ્દભુત આત્મસંરક્ષણ સાધી શકે. જ્ઞાતિઓ, મહાજનો, નાનાં ગામો સહકારનો અર્થ સમજે તો અનાજની ગમે તેવી અછતમાં પણ પોતાના હાડમારી વેઠતા ભાઇઓને માટે એ ટંકનું અનાજ મેળવી શકે. થોડોક સ્વાર્થત્યાગ કરી શકે તો મોંઘવારીના રાક્ષસને નરમ પાડી શકે; થોડોક સંયમ શીખી લે તો જમણવારોમાં વેડફાતા અન્નને બચાવી અનાજની અછતને ઘણી રાહત આપી શકે. જે સમાજ આમાંનું કંઇ કરતો નથી એના ઉપર જ સરકારી કાયદાના કોરડા વીંઝાય છે. અને એ કોરડામાંથી છટકવાના હીણપતભર્યા ઉપાયોમાં રાચનારો સમાજ સદાયે ગુલામીમાં રહેવા સર્જાએલો હોય છે. જમણવાર ઉપર પ્રતિબંધ મૂકતા કાયદા એ આ ગુલામ દેશની પ્રજા ઉપર નૈતિક કલંક છે.

અને એ કાયદાની શુભ દૃષ્ટિને અવગણી એમાંથી છટકી મિષ્ટાન્ન ખાવાની લોલુપતા સંતોષનાર સમાજ ગીતામાં વર્ણવેલી આસુરી સંપત્તિનું ઉદાહરણ પૂરું પાડે છે. સદ્‌ભાગ્ય છે કે આસુરી સંપત્તિથી ઘેરાએલા હોવા છતાં દૈવી સંપત્તિને સાચવવા મથનાર પ્રજાજનો પણ આજકાલ બહાર આવતા રહે છે. એનો એક નમૂનો નીચે જોઇ શકાશે.

**સાદાઇથી લગ્ન કરવા ઇચ્છતા ભાઇઓને**

"કોઇ કોઇ ભાઇએ મને લખ્યું કે ઘણા ભાઇઓની સામાજિક ખર્ચ નહિ કરવાની ઇચ્છા હોવા છતાં તેમને ભાઇ પિતરાઇઓની શેહમાં તણાઇ એવું ખર્ચ કરવું પડે છે. માટે તમે જો એવી વ્યવસ્થા કરો કે કન્યાપિતા પોતાની કન્યાનો લગ્નવિધિ પોતાના ગામથી દૂર અમુક સ્થળે કરી શકે તો એ નિર્ણય માટે તે પ્રસંગનો જમણવાર છેક થોડા ખર્ચમાં પતવી શકે. આ ઉપરથી હું અહીંના આર્યસમાજના મંત્રીને મળ્યો. વાતચિત કરતાં તેમણે જે યોજના કરી તે નીચે પ્રમાણે છે:

પાટીદાર તથા અન્ય જ્ઞાતિમાં લગ્નોમાં ઘણો ભારે ખર્ચ કરવો પડે છે. એથી જે ભાઇઓ ઘણા થોડા ખર્ચમાં વિવાહનું કાર્ય ઉકેલવા ઇચ્છતા હોય તેમણે નીચેના સરનામે લખી જણાવવું. જેથી સર્વ વ્યવસ્થા કરવામાં આવશે. (૧) લગ્ન કરાવવા ઇચ્છતા ભાઇઓએ ચાર દિવસ પહેલાં ખબર આપવી. (૨) કન્યા તથા વરની યોગ્ય ઉમર હોવી જોઇએ. (૩) લગ્નસંસ્કાર આણંદ ખાતે આર્યસમાજના શાસ્ત્રી વૈદિક વિધિથી કરાવશે. (૪) વિધુર સાથે કુમારિકા અથવા વિધવા સાથે કુમારનું લગ્ન થઇ શકશે નહિ. (૫) જેઓ આન્તરજ્ઞાતીય લગ્ન 'આર્ય મેરેજ એક્ટ' અનુસાર કરવા ઇચ્છતા હશે તેમણે પ્રથમ આર્ય-સમાજના સભ્ય થવું પડશે.

'આર્યપ્રકાશ' તા. ૧૪ : ૩ '૪૩ — બાપુભાઇ કુબેરભાઇ પટેલ, માનનીય મંત્રી, ચરોતર પ્રદેશ આર્યસમાજ, આણંદ

**સુધારો**

ગયા અંકમાં પૃ. ૧૪૯ ઉપર 'નંદદીપ' વિષે લખેલો લેખ ૧૯૩૩ના 'મોડર્ન રિવ્યુ' માસિક પત્ર ઉપરથી લીધો છે, એમ ભૂલથી છપાયું છે. ખરી રીતે એ લેખ ૧૯૪૩ના 'મોડર્ન રિવ્યુ' ઉપરથી લીધો છે. એ શ્રી. જોગલેકરનું સરનામું એ લેખમાં આવ્યું નથી. મેં 'મોડર્ન રિવ્યુ'ના તંત્રી ઉપર એ સરનામું જાણવા કાગળ લખ્યો, પણ ત્યાંથી યે કંઇ ઉત્તર આવ્યો નથી. તો જે કોઇ ભાઇને એ શોધકનું સરનામું ખબર હોય તે કૃપા કરીને મને જણાવે. **તંત્રી**

છે કે આનંદઉત્સવ ઉપર સૌ કોઈ સમજીને કાપ મૂકે. જે ન સમજે તેને સરકારનો કાયદો સમજવાની ફરજ પાડે. એ ફરજને વશ થતા – થવાનો ડોળ કરતા – માનવીઓ છૂપાઈને મિષ્ટાન્ન આરોગતાં કયા પ્રકારનો આનંદ અનુભવતા હશે વારુ? કે પછી પેલા ભગતે કહ્યું હતું તેમ "એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા!" પણ સંભળાય છે કે આ લગ્નમાં બહુ મોટી પરઠણ અને તેવી જ બીજી લેવડદેવડ થઈ છે. તે જો ખરું હોય તો પરઠણના સોદાના લગ્નમાં બીજી માનવતાની આશા રાખવી ફોગટ છે.

**ખેડા જિલ્લામાં જમણવાર સામે પ્રતિબંધ:–**

પરઠણના સોદા ઉપર જીવનાર પાટીદાર માને કે ન માને, અનાજસંકટ એટલું વધવા માંડ્યું છે કે જમણવાર સામેના પ્રતિબંધ વિસ્તરતા જાય છે. વડોદરા રાજ્ય પછી એની પડોશના બ્રિટિશ હદના ખેડા જિલ્લામાં પ્રતિબંધ મૂકાયાના સમાચાર નીચે પ્રમાણે પ્રગટ થયા છે: "નડિયાદ, તા. ૨૪ : ૨ : '૪૩. કોઈ પણ ધાર્મિક સામાજિક કે એવા અન્ય કોઈ પ્રસંગોએ પચાસથી વધુ માણસોને ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટની પરવાનગી લીધા સિવાય જમાડવા સામે ખેડા જિલ્લાના ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટે તા. ૨૧ : ૨ : '૪૩થી પ્રતિબંધ મૂક્યો છે. આ પ્રતિબંધ ખેડા જિલ્લાની મ્યુનિસિપલ હદમાં આવેલા વિસ્તારોને લાગુ પડશે. એટલે કે નડિયાદ, કપડવણજ, મહેમદાવાદ, આણંદ, બોરસદ, ડાકોર, ઉમરેઠ અને ખેડા આ હુકમ હેઠળ આવી જશે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૬ : ૨ : ૪૩).

**આસુરી વિરુદ્ધ દૈવી સંપત્તિ"**

જે સમાજમાં પરસ્પરપીડન કરવાની અદ્‌ભુત સંગઠન શક્તિ છે, એ સમાજ પોતાનું હિત સમજે તો આજના સાર્વત્રિક આફતના દિવસોમાં પોતાના એ સંગઠનના બળથી અદ્‌ભુત આત્મસંરક્ષણ સાધી શકે. જ્ઞાતિઓ, મહાજનો, નાનાં ગામો સહકારનો અર્થ સમજે તો અનાજની ગમે તેવી અછતમાં પણ પોતાના હાડમારી વેઠતા ભાઈઓને માટે બે ટંકનું અનાજ મેળવી શકે. થોડોક સ્વાર્થત્યાગ કરી શકે તો મોંઘવારીના રાક્ષસને નરમ પાડી શકે; થોડોક સંયમ શીખી લે તો જમણવારોમાં વેડફાતા અન્નને બચાવી અનાજની અછતને ઘણી રાહત આપી શકે. જે સમાજ આમાંનું કંઈ કરતો નથી એના ઉપર જ સરકારી કાયદાના કોરડા વીંઝાય છે. અને એ કોરડામાંથી છટકવાના હીણપતભર્યા ઉપાયોમાં રાચનારો સમાજ સદાયે ગુલામીમાં રહેવા સર્જાએલો હોય છે. જમણવાર ઉપર પ્રતિબંધ મૂકતા કાયદા એ આ ગુલામ દેશની પ્રજા ઉપર નૈતિક કલંકો છે.

# બાલવિનોદનું બાલ સાહિત્ય



**બાળકો માટે સર્વોત્તમ છે.**

પાંચથી પંદર વરસનાં બાળકો માટે બાલવિનોદે સવાસો પુસ્તકો તૈયાર કર્યાં છે.

## અ ક્ષ ર મા ળા

ઊંચી જાતના કાગળો ઉપર પાંચ રંગમાં છાપેલી પુષ્કળ ચિત્રોવાળી આ ચોપડીથી બાળકોને કક્કો શીખવવો એ રમત વાત છે.

## બાલવિનોદ ગ્રંથાવલિ

બે રંગમાં સુંદર ચિત્રો સાથે મોટા અક્ષરે છાપેલાં છથી આઠ વરસનાં બાળકો માટે તૈયાર કરેલાં ખૂબ મનોહર અને સુંદર પુસ્તકો

## બા લ વિ નો દ મા ળા

ભારોભાર ચિત્રોવાળાં, રસ ગળે ને કટકા પડે એવાં સરસ, આઠથી બાર વરસનાં બાળકો માટેનાં એક એકથી ચઢિયાતાં બેંતાળીસ મનોહર પુસ્તકો

## અશોક બાલપુસ્તકમાળા

ગુજરાતના જાણીતા લેખકોએ તૈયાર કરેલાં સુંદર ચિત્રોવાળાં, વિવિધ પ્રકારનાં, દસથી પંદર વરસનાં બાળકો માટેનાં અત્યંત રસિક ૮૫ પુસ્તકો

નામ, વિગત અને કિંમત માટે અમારું સૂચિપત્ર મંગાવો.

**બાલવિનોદ કાર્યાલય : મલાડ**

શાખા: ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

તારનું સરનામું: 'આગબોટ' મુંબઈ　　　　ટે. નં. ૪૧૨૬૩

## પાસપોર્ટ અને



## સ્ટીમરની ટીકીટો

દુનિયાના કોઇ પણ બંદરે જવા માટે સહેલાઇથી અને ઓછે ખર્ચે મેળવી આપીએ છીએ. ઉપરાંત અમારી મારફત ટીકીટ લેનાર પેસેન્જરને રહેવા માટે તદ્દન મફત, સુંદર હવા ઉજાસવાળું મકાન રાખેલ છે. અને તે સ્ટેશન, લાજ, ટ્રામ, સીનેમા, નાટકની નજીકજ છે. ઠંડા ને ગરમ પાણીના નળ કાયમ ચાલુજ રહે છે.

**નવી બ્રાન્ચ ઓફિસ: મ્યુનિ. દવાખાના સામે, સ્ટેશન રોડ, આણંદ**

| | |
|---|---|
| બ્રાન્ચ ઑફીસ:<br>હાર્ગનિવાસ, ટાવર પાસે<br>નવસારી | **જીવાભાઇ બી. પટેલ એન્ડ સન**<br>પાસપોર્ટ એજંટ્સ. ૨૩૩, આરઝ બંગલો,<br>ખેતવાડી મેન રોડ, બારમી ગલી સામે, મુંબઇ ૪ |



## દાંતના ડૉ. એસ. પી. પટેલ,

**આણંદવાળા**

ઠે: મ્યુનિ. દવાખાના સામે,
સ્ટેશન રોડ, આણંદ

*

અમેરિકન દાંતનાં, વજનમાં ફક્ત એક ઔંસ, તૂટે નહિ તેવાં, નવાં પહેરીને તુરત ચાવી શકાય તેવાં ચોકઠાં વ્યાજબી કિંમતે બનાવવાં, ઉપરાંત

પાયોરીઆને ચોક્કસ ઇલાજથી મટાડવો, દાંતમાં સોનું, ચાંદી કે સીમેણ્ટ પૂરવાં, ઇન્જેકશનથી દાંત ખેંચવા તથા તેને લગતું દરેક જાતનું કામ છેલ્લી ઢબથી કરવામાં આવે છે.

Reg. No. B 1875

૧૯૯૯ 卐 વૈશાખ

# 卐 પાટીદાર 卐

વર્ષ ૨૦ 卐 અંક ૭

સ્ત્રીઓની દુષ્ટતા વિષે જે અતિશયોક્તિ દુનિયાભરમાં કરવામાં આવી છે તેમાં અમારો પણ ભાગ હતો; અને સ્ત્રી કુટિલ છે, નરકનું દ્વાર છે, પુરુષને સદા મોહજાળમાં ફસાવનાર છે, અથવા, અંગ્રેજ લેખક ડોનાલ્ડસન કહે છે તેમ, "પુરુષરૂપી મનવારની બાજુએ ઘસી જવા ને તેના ભૂકા ઉડાવી દેવા મથનાર શસ્ત્રસજ્જ આગબોટ છે," એવા પ્રકારનાં વચનો અમારા ગ્રંથોમાં ક્યાંક ક્યાંક મળી આવે છે ખરાં; પણ હિંદુધર્મનું સ્ત્રી પ્રત્યેનું સામાન્ય વલણ ઊંચા આદરનું છે. તે સ્ત્રીને પુરુષના સર્વ કામમાં સાથ આપનારી–સહધર્મિણી ગણે છે. જગતને સ્ત્રી જે ફાળો આપે છે તે અનેરો છે એમ હિંદુધર્મ માને છે. સ્ત્રીને તેની ખાસ જવાબદારીઓ છે તેમ જ ખાસ ફરજો છે. મિસિસ બર્ટ્રાંડ રસેલ જેવા આગળ વધેલી વિચારક પણ એટલી છૂટ મૂકે છે કે "દરેક વર્ગની પાસે તેમ જ સ્ત્રી અને પુરુષ ઉભયની પાસે કર્મ, જ્ઞાન અને વિચારના જગતના ભંડારમાં પોતાના ફાળા તરીકે આપવા જેવી કંઈક વસ્તુ છે, જે તેના એકલાથી જ આપી શકાય, બીજા કોઈથી નહિ; એટલે જો તેનું બરાબર અનુકરણ થાય તો તે વર્ગને કે સમૂહને પોતાને તેમ જ આખા સમાજને હાનિ થયા વિના રહેતી નથી."

('હિંદુ જીવનદર્શન,' પૃ. ૮૯) —રાધાકૃષ્ણન

તન્ત્રી: નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ, 'પાટીદાર' મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ

છૂટક નકલના ત્રણ આના

# સમાવેશ



---

૧. આફ્રિકાના ભાઇઓને તો પૈસાનાં ઝાડ નીચે વસવાનું, એટલે એમને પૈસાનો હિસાબ નહિ; રમત રમતમાં એ લોક તો પૌંડ બે પૌંડ દરિયામાં ઉછાળીને ફેંકી દે! તેથી અહીં કાગળની અને બીજી દરેક વસ્તુની મોંઘવારીના સંકટમાં પ્રેસખીલ ભરવાં મને કેટલાં આકરાં પડતાં હશે, તેની તો તેમને કલ્પનાય શી રીતે આવે! અને 'પાટીદાર'માં ખોટ આવે છે તે તો આફ્રિકાના ઘણા ભાઇઓનાં લવાજમ આવતાંજ નથી તેને પણ પ્રતાપે છે. પણ બરાબર તેવેજ પ્રસંગે જિંજાના ભાઇ ચતુભાઇ કે. પટેલ, બૅરિસ્ટર-ઍટ-લૉ, એમને મારી સ્થિતિ પ્રત્યે સહાનુભૂતિ ઊપજી, તેથી તેમણે ત્યાંના કેટલાક ભાઇઓ પાસેથી પૈસા એકઠા કરી રૂા. ૫૦નો ચેક ખોટ પૂરી કરવા મોકલ્યો છે. એ ભાઇનો અત્યંત આભાર માનીને ખોટ ખાતેના ફંડમાં એ રકમ જમા કરું છું. વળી કપાલાથી ભાઇ સોમાભાઇ આર. પટેલે શિ. ૩ અને ભાઇ ચિમનલાલ ડી. અમીને શિ. ૨ તેજ ખાતે મોકલ્યા છે. તેમનો પણ આભાર માનું છું.

૨. 'પાટીદાર'ના ગ્રાહક વધારીને તથા તેને જાહેરખબર આપી અપાવીને પણ તેને મદદ કરી શકાય અને તેને આવતી ખોટ પૂરી કરી શકાય.

૩. આફ્રિકાના જે ગ્રાહકનાં લવાજમ બાકી હોય તે કૃપા કરીને મોકલી દે.

૪. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' મોકલવાના ફંડમાં મહેળાવના ભાઇ છોટાભાઇ બહેચરભાઇ પટેલે રૂા. ૨ મોકલ્યા છે, તે ઉપકાર સાથે સ્વીકારું છું. જે બેનોને વિનાલવાજમ 'પાટીદાર' વાંચવું હોય તે પોતાને હાથે કાગળ લખે. 'પાટીદાર' મળ્યે બીજી બેનોને પણ તે વંચાવે.

---

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ઈજનેર ગોરધનભાઇ મૂળજીભાઇ પટેલે છાપ્યું અને લીલાવતીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫ઃ૪ઃ'૪૩.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत्कवयो वदन्ति ॥

| | | |
|---|---|---|
| સં. ૧૯૯૯ વર્ષ ૨૦ | આણંદ | વૈશાખ અંક ૭ |

## ખરો કુલીન કોણ?

"સુશીલા, બેન, તું સમજુ થઈને શા માટે નકામો બળાપો કરે છે? સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ, એમ સુખદુઃખરૂપી ઘટમાળ નિયમિત ફર્યા કરે છે. છેવટે આ દુઃખના દિવસો પણ પસાર થઇ જશે, અને તું સુખી થઇશ." સુશીલાનાં માતા જમનાબેન બોલ્યાં.

"બા, હું તને મારા દુઃખની કથની કેવી રીતે સમજાવીને કહી શકું? મારી એક ઘડી પણ ત્યાં આંસુ સાર્યા વગરની જતી નથી. આખો દિવસ કામના બોજા તળે દબાએલી હોવા છતાં ઉપરથી ગાળોનો વરસાદ તો ચાલુ જ હોય. બા, હું એ મહેણાં સાંભળતાં ભાન ભૂલી જાઉં છું." સુશીલાએ રડતાં પોતાની માતાને પોતાની વીતક કહેવા માંડી.

"બેન, શું કરીએ? તારા પિતા કુળના મોહમાં તણાયા, અને લગભગ એમની અડધી મિલકતનો ભોગ આપતાં પણ તને જરા યે સુખ મળ્યું નહિ! બેન, તારે સમજીને કોઇ પણ જાતનો શોક ન કરતાં, સુખદુઃખ જે હોય તે સહન કરવું જોઇએ. બેન, અહીં તને ક્યાં સુધી રાખીએ? બે ત્રણ વાર તો ગમે તેમ બહાનાં કાઢીને માણસને પાછો મોકલ્યો, પણ હવે એવાં બહાનાં ક્યાં સુધી ચાલી શકે? વળી ગમે તેટલું 'દુઃખ કે સુખ હોય, તોપણ 'ઘોડું ઘોડસારમાં ને કન્યા તો સાસરે જ શોભે.' બેન, ગમે તેમ કરીને તારાં સાસુ રાજી રહે એવી રીતે હેતથી એમની સાથે વર્તજે. બેન, ખરૂં સુખ સંતોષમાં રહેલું છે, તેથી કંઇ પણ મનમાં ન લાવતાં મારી શિખામણ પ્રમાણે સારી રીતે રહેજે, અને મારા આશીર્વાદ છે કે તું સુખી થા." માતાએ આંખમાં આંસુ સાથે પુત્રીને વિદાય આપતાં કહ્યું.

મગનલાલ પોતાના ગામમાં પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા, તેમને સંતાનોમાં સુશીલા અને રમા નામની બે પુત્રીઓ અને અરવિંદ નામનો એક પુત્ર હતો. મગનલાલ પહેલાં તો બહુ સુધારક વિચારના ન હતા, પરંતુ અનુભવોને લીધે પાછળથી તેમના વિચારો પલટાઇ ગયા હતા, અને એ કારણથી તેઓએ પાછળથી પોતાના વિચારો બદલાતાં પોતાના પુત્રને તેમજ પુત્રીને ઉચ્ચ શિક્ષણ આપવાનું નક્કી કર્યું હતું. અરવિંદ કોલેજમાં બી. એ ના પહેલા વર્ષમાં અભ્યાસ કરતો હતો; રમા પણ હાઇ સ્કૂલમાં અંગ્રેજીનો અભ્યાસ કરતી હતી.

સુશીલા મગનલાલની મોટી પુત્રી હતી. તેને માતાપિતા પાસેથી સારી કેળવણી અને સંસ્કાર મળ્યાં હતાં, પરંતુ તેના અભ્યાસને સમયે મગનલાલ જૂના આચારવિચાર ધરાવતા હોવાથી સુશીલાનું વિદ્યાર્થીજીવન ટૂંક સમયમાંજ પૂરૂં થયું. તેણે ફક્ત ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો. પછી તો તે ચૌદ વર્ષની થઇ એટલે તો જાણે તે ઘણીજ મોટી થઇ ગઇ, એમ માની જેમ બને તેમ જલદી તેનાં લગ્ન કરી નાખવા બધાં તલપાપડ થઇ રહ્યાં. ઘણી જગ્યાએ તપાસ કરતાં પણ મગનલાલને સંતોષ થાય એવું ઠેકાણું મળ્યું નહિ, કારણ કે તેમને તો ઉચ્ચ ઘર અને કુળ પસંદ હતાં. કોઇ પરઠણ વધારે કહેતું તો કોઇનું કુળ હલકું નીકળતું. છેવટે તો મગનલાલે ગમે તેટલી પરઠણ આપવી પડે, અને વરની પસંદગી કરવામાં બીજી ગમે તે ખામી હોય, તોપણ પોતાની પુત્રીને ઉચ્ચ કુળમાંજ આપવાનો નિશ્ચય કર્યો, અને પોતાનો કુળનો મોહ નહિ છોડતાં એક જગ્યાએ રૂપિયા પાંચ હજાર પરઠણ તરીકે અને દરેક મંગળે એક ઘરેણું આપવાનું કબુલ કરીને પોતાની પુત્રીનો ચંદ્રકાન્ત નામના છોકરા સાથે ચરોતરમાં ઉચ્ચ કુળમાં વિવાહ કર્યો.

પછી તો મગનલાલે ધામધૂમથી પોતાની પુત્રીનું લગ્ન કર્યું અને બે દિવસ પોતાની વાહવાહ બોલાવરાવી, પરંતુ લગ્ન પછી થોડા જ વખતમાં એમને પોતાના કુળમોહનું પરિણામ ભોગવવું પડયું. એક તો પોતે લગ્નનો ઠાકમાઠથી કરેલો ખર્ચ અને પરઠણ તેમ જ ઘરેણાંની પાછળ લગભગ તેઓ ખાલીજ થઇ ગયા, છતાં તેમની પુત્રીને જરા પણ સુખ મળ્યું નહિ; કારણ કે ચંદ્રકાન્ત અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી તો ગમે તેમ કરીને આવેલો, પરંતુ મેટ્રિકમાં ત્રણ ચાર વખત નાપાસ થયો. હવે ગમે તેમ કરીને કોઇ પણ નોકરી અપાવવા તેના સસરા મગનલાલે પ્રયત્નો કર્યા, પરંતુ એક પણ ધંધામાં તેનું ચિત્ત ચોંટયું નહિ, અને ઉલટું તેને દારૂ, બીડી વગેરે વ્યસનોની ટેવ મિત્રોની ખરાબ સોબતથી પડી ગઇ. છેવટે મગનલાલે છેલ્લો પ્રયત્ન કરી જોવા

આફ્રિકા પોતાને ખર્ચે મોકલ્યો. ત્યાં ગયા પછી કેટલો યે વખત પસાર થઇ ગયો, છતાં તેણે પત્ર લખવાની કે સમાચાર જણાવવાની પણ દરકાર કરી નહિ. જમાઇના આવાં વર્તનથી મગનલાલ કંટાળી ગયા હતા, અને જાણે આટલું દુઃખ પણ તેમને માટે ઓછું હોય તેમ સુશીલાને તેનાં સાસુનો ઘણો ત્રાસ હતો. સુશીલા ઘણીવાર તો આપઘાત કરવાના વિચાર પર આવી જતી, પરંતુ આશા અમર છે. તેને આશા હતી કે પોતે એક દિવસ સુખી થશે, અને એ આશામાં ને આશામાં એ જીવતી હતી. પોતે સંસ્કારી અને ઉચ્ચ વિચાર ધરાવતી હોવા છતાં પણ તેને આ દશા ભોગવવી પડતી હતી. પોતાને અંગ્રેજી શિક્ષણ નહિ મળેલું હોવાથી તે લગ્નનો વિરોધ કરવાની હિંમત કરી શકેલી નહિ અને તેની ઉચ્ચ જીવન જીવવાની આશાઓ, પોતે રચેલાં સ્વપ્નો, એ બધું ય અત્યારે અલોપ થઇ ગયું હતું.

સુશીલા માતાપિતાની વિદાય લેઇને આંસુભરી આંખે સાસરે આવી. સાસુનું તેના પ્રત્યેનું વર્તન તો જેવું ને તેવું જ ચાલુ રહ્યું. સસરો પણ પોતાની પત્નીના દાબમાં હોવાથી કંઇ પણ બોલી શકતો નહિ. સાસુના આવા ત્રાસથી બચવાનો સુશીલાએ એક ઉપાય શોધ્યો અને સાસરામાં જેમ તેમ દુઃખના દિવસો પૂરા કરીને તે માતાપિતાને ત્યાં ગઇ. આ વખતે તો તેણે માતાપિતાને જણાવી દીધું કે "મારૂં જે થવાનું હશે તે થશે, પરંતુ મારે તો બસ આફ્રિકા જ જવું છે." સુશીલાએ એટલી બધી હઠ પકડી કે છેવટે માતાપિતાએ તેનામાં હિંમત હોય તો જવાની રજા આપી.

સુશીલાનાં સાસુએ આ વાત સાંભળી કે તરત જ તેમણે ચંદ્રકાન્ત ઉપર એવી યુક્તિથી પત્ર લખાવ્યો કે તેથી ચંદ્રકાન્તે પોતાના સસરા મગનલાલ ઉપર સુશીલાને મોકલવાનો પત્ર લખ્યો. આમાં મૂળ હેતુ એવો હતો કે સુશીલા ઘરેણાં કપડાં વગેરે પુષ્કળ લેઇને આફ્રિકા જાય અને ત્યાં ગયા પછી તેને આ જગતમાંથી વિદાય આપી દેવી, જેથી ઘરેણાં અને પૈસો ચંદ્રકાન્ત પાસે રહે. મગનલાલ તો ચંદ્રકાન્તનો પત્ર જોતાં જ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. પછી તો સુશીલાની જવાની તૈયારીઓ પૂરજોશમાં ચાલી. ઘરેણાં અને કપડાંનો તો પાર ન રહ્યો. જેનો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. એવો સમય આવેલો જોઇને ઘરમાં સૌનો હર્ષ માતો ન હતો. પછી તો સર્વેએ ભાવભીની આંખોએ હર્ષથી સુશીલાને કોઇ સંગાથ સાથે વિદાય કરી.

સુશીલા ગઇ તો ખરી, પરંતુ ઘરમાં પગ મૂકતાંની સાથે જ તે પોતાના પતિની વૃત્તિ કળી ગઇ. જતાંની સાથે જ તેના ઉપર આક્ષેપો, ક્રોધ અને

ગાળોનો વરસાદ વરસવા લાગ્યો. એના હૃદયને સખ્ત આઘાત લાગ્યો, અને એ માંદગીનાં પંજામાં સપડાઇ. તેના પતિએ તેની સારી સારવારનો ઢોંગ કરીને ડોકટરને બોલાવ્યો, અને લાંચ આપીને તેને એક ઝેરનું ઈંજેકશન અપાવી દીધું. બસ થઇ રહ્યું, સુશીલા આ ફાની દુનિયાનો ત્યાગ કરીને ઇશ્વરના દરબારમાં ન્યાય મેળવવા પહોંચી ગઇ!

* * *

"મગનલાલ પુરુષોત્તમદાસ તમારૂં નામ કે?" તારવાળાએ પૂછ્યું.

"હા કેમ?" આશ્ચર્ય અને આતુરતાની મિશ્ર લાગણી અનુભવતાં મગનલાલે તાર લીધો. તાર વાંચતાંજ મગનલાલને મૂર્છા આવી ગઇ. તેમનાં પત્ની જમનાબેન આ નહિ કલ્પેલી, અચાનક આવી પડેલી મુસ્કેલી જોતાં ભયભીત બની ગયાં, પરંતુ તરત જ સ્વસ્થ બનીને પતિને ભાનમાં લાવવાના પ્રયત્નો કરવા લાગ્યાં. છેવટે મગનલાલ ભાનમાં આવતાં, સર્વ હકીકતથી વાકેફ થતાં જમનાબેનના શોકનો પણ પાર રહ્યો નહિ. સુશીલાના સુખની શરૂઆત થએલી માનીને આનંદિત થએલા વાતાવરણમાં શોકનું ઘેરૂં વાદળ છવાઇ ગયું.

"પિતાજી, હવે શોક કર્યે શું વળવાનું છે? પહેલાં અમારા એક પણ ભાઇ કે બેનનું કહેવું આપે ગણકાર્યું નહિ અને આપ કુળના મોહમાં તણાયા. અંતે તેનું કેવું પરિણામ આવ્યું? સુશીલાનાં પણ તેની સંમતિ લીધા વગર લગ્ન કરીને તે બિચારીને ઊંડા કૂવામાં નાખી, છતાં અત્યાર સુધીમાં એણે એક શબ્દ પણ બોલ્યા વગર બધું ય સહન કર્યું. લગ્નમાં તેની જરા પણ સંમતિ નહિ હોવા છતાં પોતાના વિચારોને દબાવીને એક ઉની વરાળ પણ તેણે કાઢી નથી. હવે તો આપ એ લોભીઓની પાપવૃત્તિ સમજી શકયા હશો." અરવિંદ હાલ રજાઓમાં પોતાને ગામ આવ્યો હતો, તેણે પોતાનો બધો ય ઉભરો ઠાલવવા માંડ્યો.

"ભાઇ, મારે પાપે જ આ બધું બન્યું છે. આજથી જ હું નિશ્ચય કરૂં છું કે મારી પુત્રીને હું એ કુળના મોહપાશમાં ફસાઇને કદી પણ એ નીચ, લોહીચુસ્ત રાક્ષસોને આપીશ નહિ. ખરેખર મારી સઘળી મિલકતની સાથે મે મારી રત્નસમી પુત્રી પણ ગુમાવી. હું આંધળો હોવાથી એ રત્નને ઓળખી શક્યો નહિ. હવે મારાં ચક્ષુનાં પડળો ખૂલી ગયાં છે અને હું પ્રકાશમાં આવ્યો છું. મારા આચારવિચાર આજથી બદલાઇ ગયા છે." મગનલાલે આંસુભીની આંખોએ ઉત્તર આપ્યો.

આ તરફ સુશીલાના મૃત્યુના સમાચાર ફેલાતાં જ ચન્દ્રકાન્તના વિવાહનાં માગાં ઉપર માગાં આવવા માંડ્યાં. કુળના મોહપાશમાં ફસાએલાઓ પોતાને

અનુભવ થયા વગર એ મોહમાંથી છૂટી શકતા નથી. એ પ્રમાણે કુળના મોહમાં ફસાએલા બીજાએ પણ પોતાની કન્યા એ કહેવાતા કુળવાનને આપી, અને રૂપિયા દશ હજાર રોકડા તથા અનેક દાગીના સાથે વિવાહ નક્કી થયો. જ્યાં આવા જાણી આંખે આંધળા બનીને કૂવામાં પડે ત્યાં શું થાય? કન્યા બિચારી શું કરે? એ તો ગરીબડી ગાય, એટલે દોરે ત્યાં જાય. પુત્રીની દશાનો વિચાર ન કરતાં પોતાની મોટાઇ દેખાડવા ગમે તેટલી મિલકતને ભોગે છેવટે દેવું કરીને પણ કુળના મોહમાં તણાયા સિવાય પુત્રીપિતાઓ રહી શકતા નથી.

અરવિંદે તો પહેલાંની માફક પોતાનું વિદ્યાર્થીજીવન શરૂ કરી દીધું. રમા પણ તેના અભ્યાસમાં આગળ વધ્યે જ જતી, તેનો અભ્યાસ અટકાવવાનું કોઇ નામ સરખું પણ લેતું નહોતું. છેવટે તે આગળ ધપતી મેટ્રિક સુધી આવી પહોંચી.

આજે મગનલાલના ઘરમાં દરેકના મુખ ઉપર હર્ષની છાયા ફરી વળેલી છે. રમા મેટ્રિકમાં પાસ થઇ ગઇ છે, અને આજે જ તેનું પરિણામ જણાયું છે. રમાને મેટ્રિકમાં પહેલે જ વર્ષે ઉત્તીર્ણ થએલી જોઇને સૌના હર્ષનો પાર રહ્યો નથી. રમા આજે જરા પણ નવરી નથી. એની સખીઓ અને સગાંસંબંધીઓ એને અભિનંદન આપવા એક પછી એક આવ્યે જાય છે.

"ભાઇ, મારે તારી સાથે થોડી વાતચીત કરવી છે." એક દિવસ રાત્રે મગનલાલે વાળુ કર્યા પછી અરવિંદને કહ્યું.

"પિતાજી, હાલ હું નવરો જ છું." અરવિંદે ઉત્તર આપ્યો અને પિતાપુત્ર દિવાનખાનામાં જઇને બેઠા.

"અરવિંદ, હવે તો હું બધી વાત તને પૂછીનેજ કરવા માગું છું. રમા પણ હવે તો ઉમરલાયક થઇ છે. તેની બુદ્ધિ પણ તેની ઉમરના પ્રમાણમાં ઘણી જ ખીલી છે. હું તો એને સંપૂર્ણ સ્વતંત્રતા આપવા માગું છું. તમે બંને મળીને જે વિચાર કરશો તે મને માન્ય થશે, માટે લગ્ન વિષે રમાના વિચારો જાણી લેજે." મગનલાલે પોતાનો મુખ્ય હેતુ જણાવતાં કહ્યું.

"પિતાજી, હું રમાના વિચારો જાણું છું, અને મેં ઘણી વાર એની પાસેથી સાંભળ્યું છે કે તે આજીવન કૌમાર્યવ્રત પાળી દેશસેવા કરવાનાં સ્વપ્નો સેવે છે; પરંતુ આખી જિંદગી કૌમાર્યાવસ્થામાં ગાળવી શક્ય નથી, અને તે માટે હું તેને સમજાવીશ. આપ એને વિષે કંઇ પણ પૂછો નહિ ત્યાં સુધી કંઇ પણ નહિ કરવાનો મેં વિચાર રાખેલો. હવે તો એને સમજાવતાં વાર નહિ લાગે. જો આપની ઇચ્છા હોય તો બી. એ.ના ક્લાસમાં સુરેશ કરીને મારો એક

મિત્ર છે. જોકે તેનું કુળ ઉચ્ચ નથી, તેમજ તે શ્રીમંત પણ નથી. વળી તે આપણા કાનમનો જ છે. એના આચારવિચાર ઘણાજ ઉચ્ચ છે. રમાના આચારવિચાર તેના આચારવિચારને મળતા આવે છે. વળી એ પણ દેશસેવાની સ્વપ્નસૃષ્ટિમાંજ વિહાર કરે છે, અને રમાની માફક આપણા સમાજનાં બંધનો અને જકડતી રૂઢિઓ પ્રત્યે તેને પણ તિરસ્કાર છે. રમાની માફક તે પણ નાસ્તિક છે. જો આવા સરખા આચારવિચારોનો સુમેળ થાય તો તેઓ ઘણું જ સુખી દામ્પત્યજીવન ગાળી શકે. એમના બંનેમાં એટલું બધું સામ્ય છે કે ભાગ્યેજ કોઇ પણ યુગલમાં એટલું હોઇ શકે. હું ધારું છું કે રમા પણ એને ઓળખે છે અને એના વિચારો જાણે છે, તેથી રમાને સમજાવતાં વાર લાગશે નહિ." અરવિંદે પોતાનો મુખ્ય હેતુ પિતાને જણાવ્યો.

"ભાઇ, હું આ વાત જાણીને ઘણોજ ખુશ થયો છું. હું આશા રાખું છું કે તું તારા કાર્યમાં સફળતા મેળવે અને રમાને હું સુખી અને મહાન કાર્ય કરનાર દેશસેવિકા તરીકે જોઇ શકું." મગનલાલે પોતાની સંમતિ દર્શાવી. પિતા પુત્ર છૂટા પડ્યા.

"રમા, હું તને એક પ્રશ્ન પૂછું છું. તું આજીવન કૌમાર્યાવસ્થા કેવી રીતે ગાળવા ઇચ્છે છે?" અરવિંદે રમાને એકલી જોઇને ધીરેથી વાતની શરૂઆત કરી.

"ભાઇ, હું તો મારૂં આખું જીવન દેશને અર્પણ કરવા ઇચ્છું છું, અને તેમાંજ જીવનની સાર્થક્તા માનું છું. મારૂં આખું જીવન હું દેશસેવામાંજ વિતાવીશ. દેશસેવા એ જ મારો મુખ્ય ધ્યેય અને ફરજ છે." રમાએ જવાબ આપ્યો.

"બેન, કોઇ પણ કાર્યમાં બીજાનો સાથ મળે તો એ કાર્ય ઘણીજ સરળતાથી પાર પડે છે. દરેક કાર્યમાં કોઇની પણ મદદની અપેક્ષા તો હોય છેજ. વળી આપણા હિન્દુ સમાજમાં કૌમાર્યજીવન ગાળવું અશકય છે, અને નકામી મુસ્કેલીઓને વહોરી લેવા જેવું છે. આપણા દેશમાં એટલા બધા ગુંડાઓ વસે છે અને આપણો સમાજ એટલો બધો નીચ અને દુષ્ટ છે કે કોઇ પણ કુમારિકા માટે કૌમાર્યજીવન અશકય છે. વ્યક્તિના સર્વાંગ અને સંપૂર્ણવિકાસને માટે પણ લગ્નજીવન અનિવાર્ય છે." અરવિંદે રમાને સમજાવવા પ્રયત્ન કર્યો.

"ભાઇ, મેં અત્યાર સુધીમાં આ બધી બાજુનો વિચાર કર્યો છે, અને મારે કયો માર્ગ ગ્રહણ કરવો તે પણ મેં નક્કી કર્યું છે; ફક્ત એક આપની સલાહની અને મદદની જરૂર હતી. મારી જાતે ગંભીરપણે વિચાર કરતાં મને આપનું કહેવું સત્ય લાગે છે. હું આપને જણાવું છું કે જો કોઇ પણ મારા

આચારવિચારને જ મળતી વ્યક્તિ હોય તો તેની સાથે લગ્નમાં હું મારી સંપૂર્ણ સંમતિ આપીશ." રમાએ પોતાનો છેલ્લો નિશ્ચય જણાવ્યો.

"રમા, તું સુરેશને તો ઓળખે છે ને?" અરવિંદે પોતાનો મુખ્ય હેતુ જણાવ્યો.

"હા, ભાઇ, આપની પાસેથી એનાં વખાણ પણ મેં ક્યાં નથી સાંભળ્યાં! મને તો આપે વાતની શરૂઆત કરી ત્યારથી જ એને વિષે આપ કહેવા માગો છો એની ખાત્રી હતી. મને ખાત્રી છે કે આપ એનાં જે મુક્તકંઠે વખાણ કરો છો તે અક્ષરશઃ સત્ય જ હશે. વળી હું કુળમોહનો કે સમાજનાં બંધનોનો ત્યાગ અને પરદેશ વગેરે સંબંધે મારા વિચારોને અમલમાં મૂકી શકીશ, માટે આ વાતમાં મારી સંપૂર્ણ સંમતિ છે." રમાએ પોતાની સંમતિ દર્શાવી.

રમાની સંમતિ મળ્યા પછી સુરેશને પણ રમાની માફક સમજાવીને બંનેની મુલાકાત કરાવવામાં આવી, અને એ પ્રથમ મિલનથી બંને એકબીજાને માટે સરજાયાં છે એમ બંનેની ખાત્રી થઇ, અને બધાંની સંમતિથી બંને લગ્નગ્રંથીથી જોડાયાં. આજે રમાના લગ્નનો દિવસ હતો. સૌના મુખ ઉપર હર્ષ માતો ન હતો.

લગ્ન પછી થોડા જ વખતમાં બંનેએ પોતાના કાર્યની શરૂઆત કરી દીધી. સુરેશ પોતાના પિતાનો એકમાત્ર પુત્ર હોવાથી પિતાએ પુત્રનાં લક્ષણ પારણામાંથી જોઇને પોતાની સઘળી મિલકત તેને પહેલેથી જ સોંપી દીધી. વળી રમાને પણ તેના પિતાએ સારી મિલકત તેના કાર્યમાં સહાયભૂત થવા આપી. બીજા મિત્રો તેમજ દેશપ્રેમીઓ પાસેથી પણ તેમને સારી મદદ મળી અને બંનેએ પોતાના કાર્યની શરૂઆત કરી દીધી. તેઓએ એક મોટો આશ્રમ બંધાવ્યો અને તેનું નામ રાખ્યું 'અપંગ-સેવાશ્રમ.' તેમાં ગરીબ અને અપંગ માણસોને રાખવામાં આવતાં. ત્યાં દરેક ગૃહઉદ્યોગ ચાલુ કરવામાં આવ્યો. ત્યાં દરેક ખોડવાળી વ્યક્તિ પોતાને અનુકૂળ કાર્ય કરતી. આંધળાં દળતાં, લંગડાં કાંતતાં, બોબડાં બીજું જ શ્રમનું કાર્ય કરતાં. આ રીતે દરેક વ્યક્તિ સ્વાશ્રયથી ત્યાં રહેતી. આ રીતે ભૂખમરાનું કે ભીખ માગવાનું ઓછું થતું ગયું. રમા અને સુરેશ પણ તે અપંગોને સ્વાશ્રયી કેમ બનવું, કેવી રીતે જીવન ગાળવું, લખતાંવાંચતાં શીખવું અને પોતાને ઉપયોગી કાર્યો કેવી રીતે કરવાં, તે શીખવતાં પોતાનું સાદું જીવન ગાળવા લાગ્યાં. એમના કાર્યમાં એમને બીજાઓની પણ મદદ મળતી અને આ રીતે તેમના આશ્રમમાં રહેનાર અપંગોની અને એમની સેવા કરનાર દેશદાઝવાળાંઓની ભરતી થતી ગઇ. આ રીતે ધીરે ધીરે તે આશ્રમ વિશાળ બની ગયો.

આજે રમાના હર્ષનો પાર નથી. આજે તેનો ભાઇ અરવિંદ પોતાની પત્ની સાથે રમા અને સુરેશના કાર્યમા સહાય થવા આવવાનાં છે. રમાના લગ્ન પછી તેણે પોતાની બેનની માફકજ જૂના રીતરિવાજને તિલાંજલિ આપીને રમાના જેવીજ, પોતાના વિચારોને મળતી, નિરંજના નામની યુવતી સાથે તદ્દન સાદી રીતે લગ્ન કર્યાં હતાં. જેવટે તેઓ રમાના અને સુરેશના કાર્યમાં સહાયભૂત થવા આવી પહોંચ્યાં. અરવિંદ અને રમાનાં માતાપિતાએ આવા સત્કાર્ય માટે પોતાનાં બંને સંતાનોને રજા આપી અને તેથી તેઓ ઘણાંજ સુખી થયાં. વળી રમાનાં સાસુ પણ ઉચ્ચ વિચારો અને સારા સંસ્કારો ધરાવતાં હોવાથી પોતાના પુત્ર અને પુત્રવધૂને એમની ઇચ્છા પ્રમાણે છૂટ આપવાથી તેઓ પણ ઘણાંજ સુખી બની શક્યાં. પછી તો રમા અને સુરેશ, અરવિંદ અને નિરંજના ચારે મળીને આશ્રમનું કાર્ય પૂરજોશમાં ધપાવતાં બીજાઓને સુખી જોઇને સંતોષથી રહેવા લાગ્યાં.

વડોદરા ચંપા મણિભાઇ પટેલ

---

## ચંપાની મૂંઝવણ

કોઈ એક અકથ્ય પળે ચંપાનું મન અરવિંદ તરફ ઢળ્યું હતું. પહેલો કે છેલ્લો એક જ વખત ચંપાએ એને જોયો હતો. એકબીજાની નજર એક થઇ હતી. તે વખતે તેનો વિવાહ અને તે ય અરવિંદ સાથે થાય એમ ઘરનાં સૌ ઇચ્છતાં હતાં, એટલે ચંપા એને પતિની પસંદગીની દૃષ્ટિએ નીરખે એમાં કંઇ નવાઇ ન હતી. વાતચીત તો શાની, પણ પોતે જોડેના ખંડમાં હતી ત્યારે નરેન્દ્ર અને બીજા યુવકો સાથે એ સામાજિક રીતરિવાજોનો પ્રશ્ન ચર્ચતો હતો, તે એ સાંભળતી હતી. એની એ દલીલો સ્પષ્ટ તો નહિ, પણ તૂટક તૂટક સંભળાતી હતી. એનો બીજા યુવકોના માફક શરીર ઉપર કપડાંનો ઠઠારો ન હતો. ખાદીનું પહેરણ, ધોતિયું અને ટોપી! એના વાંકોડિયા વાળમાંથી મગજને બહેકાવતું અત્તર ચોમેર નહોતું ઊડતું. એનો બાંધો શકત, જોઇએ તેટલો ઊંચો, છતાં ચહેરો એકદમ આકર્ષે તેટલો ગોરો ન હતો. હા, એ ઊજળા, તેજસ્વી અને ઘઉંવર્ણા ચહેરામાં જરૂર મોહકતા હતી. ટૂંકમાં કોઇ પણ કૉલેજ-યુવતી આકર્ષાય તેટલી સુંદરતા એ સાદાઇમાં હતી. અને ચંપા તો માધ્યમિક શિક્ષણેય અધૂરું મૂકી ઊઠી ગઇ હતી, એટલે અરવિંદ તરફ ખેંચાય તેમાં નવાઇ નહિ.

પણ ભૂલ્યો..... આટલા ઉપરથી જ્યાં ત્યાં પ્રેમના ફણગા ફૂટવાના માનસવાળા રખે ભૂલ કરી બેસે કે ચંપા એના પ્રેમમાં પડી હતી. એટલે આફ્રિકામાં વસતા કોઇ અજાણ્યા યુવક સાથે એનો પ્રશ્ન આવી ઊભો ત્યારે એના હૈયામાં કંઇ કંઇ તરંગો ઊઠયા. એ યુવકનો ફોટોગ્રાફ એણે વારી વારીને જોયા કર્યો. એ સુંદર અને સફાઇદાર હતો. કદાચ અરવિંદનો ફોટો એટલો સુંદર પડે કે કેમ એ શંકા હતી; છતાં એના મનમાં કંઇ નિર્ણય થઇ શકયો નહિ. એ એને ગમતો હતો, છતાં લાગણી ઉત્પન્ન નહોતો કરતો.

યુવાન અને બીનઅનુભવી મગજ હમેશાં પ્રત્યક્ષ જીવન કરતાં કલ્પનાના જગતમાં વિહરવાનું વધુ ઇચ્છે છે. આજનું પુસ્તકિયા ભણતર પામેલાં યુવક-યુવતીઓ તો ઘણુંખરું આજની નવલકથા-સૃષ્ટિમાં જ રાચે છે, તેમાં ય સિનેમા-જગતની શોધ પછી તો એની અપ્સરા-સૃષ્ટિમાં વધુ રાચે છે. પરંતુ ચંપાને સિનેમા-જગત સાથે ઝાઝો પરિચય ન હતો. પ્રસંગ મળ્યો હશે ત્યારે એનાં ક્ષણિક સ્વપ્નાં સેવ્યાં હશે. પણ નવલકથાને વધુ વાચને કાકની મંજરી, સરસ્વતીચંદ્રની કુસુમ, જગતની તનમન ને કલાપીની શોભના, એવાં કંઇ કંઇ ગાંડઘેલાં, યૌવનને સુલભ સ્વપ્નાં ચંપાએ માણ્યાં હતાં. અરવિંદને એ કોઇની સાથે સરખાવવા જતી ત્યારે રમણલાલની પાત્ર-સૃષ્ટિનાં કનુ દેસાઇને હાથે ચિત્રાએલાં પાત્રોમાં જ એનું સ્થાન એંચાઇ જતું હોય તેમ લાગતું. ઘડીમાં એને અશ્વિન જણાતો તો બીજી પળે રાજેશ્વરીનો અવિનાશ, પળમાં કોકિલાનો, તો પળમાં પત્રલાલસાનો, એમ જુજવે રૂપે એનાં દર્શન થતાં હતાં.

પણ અરવિંદ ગયો ને એના મનની મનમાં રહી ગઇ. તે પછી બીજવરનાં છોકરાં ઉછેરતી પોતે થઇ જશે એની કલ્પના કરી. તે સ્વપ્નામાં સમસમી ઊઠી! પોતે કલ્પેલું જીવન જાણે વહાણમાં બેઠેલા મુસાફરને મધ્ય દરિયે ખડક સાથે અથડાઇને તાણી નાખે તેવું ડામાડોળ લાગ્યું, પણ એમાંથી યે એ ઊગરી ગઇ. હવે વળી દૂર દૂર હિન્દી મહાસાગરની પેલી પાર ઉગાણ્ડાના જંગલ પ્રદેશમાં પૈસા કમાવાના એક માત્ર ઉદ્દેશથી ત્યાંની જંગલી જાતિઓ સાથે ધંધોરોજગાર લેઇ બેઠેલો યુવક એનું જીવન ખેંચી રહ્યો હોય તેમ ચંપાને લાગવા માંડયું. ત્યાંનું જંગલી જીવન! સવારથી ઊઠયા તે મોડી રાત સુધી જાણે કયારે કમાઇને ઘર ભરી દેઉં, તેવું માનસ લેઇ બેઠેલા વેપારીનું એક-તરફી પ્રવૃત્તિથી ભરપૂર જીવન! અત્યારે તો જાણે એને બે તરફ બે યુવકો ઊભેલા જણાતા હતા. એક બાજુ દેશમાં નજીક ઊભેલો અરવિંદ. એ તો અદબ વાળી નિષ્ક્રિય ઊભો હતો. એનાં માબાપ પોતાના ઘરમાં

કોઇ ખાલી હાથે ઘૂસી ન જાય,' માટે પરણનાં લોખંડી કમાડ વાસીને ઊભાં હતાં. બીજી બાજુ દરિયાની પાર ઊભેલો શાન્તિ જોકે આમાંનું કંઇ જાણતો ન હતો, પણ માબાપ એની પ્રવૃત્તિમાં પડ્યાં હતાં. પોતે ક્યાં ખેંચાવું? એક બાજુ તો દ્વાર બંધ હતાં, એટલે એને જવું હોય તો ય અવકાશ ન હતો; બીજી બાજુ જાણે વહાણ ઊપડું, ઊપડું કરી રહ્યું હતું — 'ચાલ બેસી જા, બેસી જા'ની ઉતાવળ થઇ રહી હતી. 'ના' કહીને ચંપાથી બોલાય પણ શી રીતે? અરવિંદ સાથે એનો કયો પરિચય? એ કોઇ બીજાની પ્રતીક્ષા કરતો હોય એની યે કોને ખબર? અને જો એને એટલું મમત્વ હોય તો પિતાની ના છતાં કેમ હા ન પાડે? એને મનમાં તો બંને પાસાં સરખાં છે. એકને જોયો છે એટલું જ. સરખાં ન હોય તો ય મન મનાવ્યે જ છૂટકો. એને પોતાની જવાબદારી ઉપાડવા જેટલી હિંમત નથી. જોકે નરેન્દ્ર, એ ના પાડે તો, એને માટે ગમે તેટલું સંકટ સહન કરવા તૈયાર છે. પણ કુટુંબને પોતાના લગ્નની કેટલી ચિંતા છે? પોતાને સુખી જોવા તેમનું અંતર કેટલું જોઇ વિચારીને પગલું ભરે છે? અને આ જીવન દુ:ખી થશે એમ કેમ કલ્પી લેવાય? મીઠું દેખાતું ફળ ખાટું ન હોય એનીયે શી ખાત્રી? અને ભાગ્ય કોઇથી બદલાવાનું છે? એમ છેવટ મન મનાવી ચંપાએ આ નવા સંબંધ માટે મન સ્થિર કર્યું હતું.

એટલે આ નવો સંબંધ ચર્ચતા પહેલાં નરેન્દ્રે કુસુમ મારફત ફોટોગ્રાફ મોકલી ચંપાનું મન જાણી લેવાનો ઇરાદો રાખ્યો હતો. એણે કુસુમને પૂરેપૂરી કાળજી રાખી કામ લેવાનું સોંપ્યું હતું. એ જાણતો હતો કે ચંપાનો સ્વભાવ કોઇને ચાલતાં લગી દુભવે તેવો ન હોવાથી શરમમાં ય હા પાડી દે,' માટે એની કેવી મરજી છે તે સાચેસાચ જાણી લેવી.

કુસુમે બીજી આડીતેડી વાત કરી છેવટ પૂછ્યું: "ચંપાબેન! જેવું હોય તેવું પહેલેથી કહી દેજો."

"ભાભી! એક વખત કહ્યું તો ય અને હજાર વખત કહ્યું તો ય, એથી કંઇ ફેર પડવાનો છે? પહેલેથી કહ્યું તો ખરું!" ચંપાએ એ પ્રશ્ન વારંવાર આવવાથી કંટાળીને કે ખોટા ભાવથી, એ તો પ્રભુ જાણે, પણ જરા ઉતાવળે સ્વરે કહ્યું એ ચોક્કસ.

બિચારી કુસુમને તો આવો અનુભવ થયો જ ન હતો, એટલે એના હૃદયને એ શું પારખે? એના મનમાં તો આવો ફૂટડો પતિ! પરદેશની સફર અને સ્વતંત્રતાનો તથા પૈસાનો વૈભવ! કઇ યુવતી ના પાડે? એટલે ચંપા ખુશખુશાલ

છે એમ એણે માની લીધું; અને ખરી રીતે ખોટું ય શું હતું?

એટલે કુસુમે એ વાતને વિનોદમાં ઉતારી: "ચંપાબેન! એમ કંઇ તમે ઉતાવળાં બોલો એટલે હું તમારા ભાવ નથી સમજતી એમ ન માનતાં! આફ્રિકાની સફર કરવા ઘુઘરા બાંધી રહ્યાં છો, એ મારૂં અજાણ્યું નથી."

ચંપાએ ભાવ છુપાવતાં કહ્યું: "તમે ઘુઘરા બાંધી રહ્યાં હશો એટલે એમ લાગતું હશે."

કુસુમ: "અમે તો બાંધી રાખ્યા હોય તો ય શા કામના? પણ આ તો તમારા ભાઇ મને કહે કે ચંપાને તું પૂછી જોજે, એનો શો વિચાર છે? પણ એ તો એ ભોળા તે ચાવી ચાવીને પૂછે. મેં તો તેજ ઘડીએ કહ્યું હતું કે એવી સહેલ મારવા તે કોણ તૈયાર ન હોય? પેટમાં ચૂંક આવતી હોત તો ફોટોગ્રાફ લાવ્યા ત્યારે તરત તમે ન બૂમ પાડત? પણ એમને ક્યાં ખબર છે કે એનને તો ક્યારે જવાનું થાય એનાં સ્વપ્નાં સેવવા આડે ભાઇને સીધો જવાબ દેવાનીય ફુરસદ નથી?"

ચંપા: "હજુ તો ભાઇ સુધી વાત પહોંચતાં તો કેટલું ય મીઠું મરચું ભભરાવાશે!"

કુસુમ: "લો, આ વળી વચ્ચે એમનું કામ કરીએ ત્યારે ઉપરથી શીરપાવ."

ચંપાએ મોં ઉપરનો ભાવ છુપાવ્યા છતાં ધીમા હાસ્ય સાથે કહ્યું: "લો ત્યારે કહેજો કે ચંપાનો વિચાર નથી."

કુસુમે ગાલ ઉપર મીઠી ટપલી મારતાં કહ્યું: "આ ના કહેનારનાં મોં ના જોયાં હોય તો? બાએ પેલા એ છોકરાના બાપ સાથે નક્કી કર્યું ત્યારે ના કહેતું આ મોં કેમ આટલું હસતું ન હતું?"

ચંપા: "તમને તો સંદેશો લેઇ જવાનું કામ સોંપ્યું છે કે કોઇના મનમાં શું છે એની પરીક્ષા કરવાનું?"

કુસુમે મીઠું મોં ચઢાવી કહ્યું: "રહી અમારી પરીક્ષા! પણ સંદેશો પહોંચાડીશ તો ભારે પડી જશે."

ચંપા: "તે મારે જોવાનું છે. તમે તમારે કહેવું હોય તે કહેજો ને."

કુસુમ: "મારે શું કહેવાનું છે? તમે કહ્યું તે મારે તો કહેવાનું."

મનનો ખરો ભાવ દર્શાવતા પહેલાં ચંપાએ પૂછ્યું: "ભાભી સાચું બોલજો. તમને પરણતા પહેલાં શું થયું હતું?"

કુસુમ: "અમને તો જે થતું હતું તે—પણ તમારી પેઠે અમને પૂછનાર કોણ હતું?"

ચંપા : "પણ તમને એમ તો થતું હશે ને એ કેવા હશે—આપણું શું થશે?"

કુસુમે ચંપાની ગંભીર વાતને હસી કાઢતાં કહ્યું : "એ તો દઇ જાણે! અત્યારે કંઇ બધું યાદ છે?"

ચંપા : "કેવી બનાવવાની વાત કરો છો! એ બધું તે કોઇનાથી ભુલાતું હશે! એ તો મારા ભાઇ સારા મળ્યા એટલે બધું ભૂલી જવાયું, નહિ તો કોક એવો મળ્યો હોત તો તો રોજ યાદ આવત."

કુસુમ : "પોતાના ભાઇનાં વખાણ કરો છો, પણ એમ ન માનતાં કે બીજાંના ભાઇ એવા નથી હોતા. એ તો હૃદય છે—તરંગો ચાલ્યા જ કરવાના. જ્યાં જન્મ લીધો, બાળપણ વીત્યું, યૌવન ફૂટ્યું, એ ઘર, માબાપ, ભાઇભાંડુ વગેરે મૂકી જ્યાં સ્વપ્ને ય પગ નથી મૂક્યો એવાં માણસોના સહવાસમાં જતાં, એક જીવન ભૂલી બીજું જીવન ધારણ કરતાં દરેકને આશંકા, અવિશ્વાસ, આવ્યા જ કરે. પણ તમારે ક્યાં બીજાની જેમ પરાધીન જીવન છે? પરણીને તરત સાથે જવાનું થશે. પછી બીજાં ગમે તેવાં હશે તો ય તમારે શી ચિંતા? અને એ તો ગમે તેવા હશે, પણ તમે પાંદડે પાણી પાઓ એવાં છો, એ મારૂં કંઇ અજાણ્યું છે?"

"જાઓ, જાઓ હવે!" ચંપાથી બોલાઇ ગયું.

"હું તમને ના ઓળખતી હોઉં ત્યારે ને? બિચારો કાચો હશે તો એનું તમે ચાલવા જ દેવાનાં નહિ!"

"પોતે હોય એવાં બીજાંને દેખે."

"હું તો કેવી છું, તે કોઇનું અજાણ્યું છે? પણ હું આવી તેવામાં તમે હુકમ બજાવતાં એ હું કંઇ ભૂલી નથી ગઇ."

એનો પ્રતિકાર ન રહ્યો ત્યારે ચંપાએ પોતાના ઉપરનો આરોપ કબૂલ કરી લીધો : "સારૂં, જાઓ, કહી આવો એમને કે એની જોડે પરણતાં નહિ, એ તો મહાખરાબ છે!"

કુસુમે પગને પછાડતાં કહ્યું : "કહેવા જાય છે મારી બલારાત! પરણશે એટલે એની મેળે જાણશે."

આમ આ નવો સંબંધ બાંધતા પહેલાં ચંપાની સંમતિ લેવામાં આવી હતી. રાત્રે નક્કી કરતા પહેલાં ચતુરભાઇની એણે વાતચીત સાંભળી હતી. સવારમાં એના સંસ્કાર જેવો ખીલે બાંધવાનો વિધિ રૂપિયા આપવા સાથે થયો હતો. કાલના દિવસ પછી બૈરાં એને જોવા આવવાનાં હતાં, જોકે એની

તો પાકી ખાત્રી હતી કે એને નાપાસ કરવાની કોઇની મગદૂર ન હતી.

અને પછી એ જ ગુરુવારે એના વિવાહનો રૂપિયો આપવાનો હતો—એની જ સંમતિથી. અને છતાં ય એના મનની મૂંઝવણ અકથ્ય હતી.

શાથી એ મૂંઝાતી હતી? અરવિંદ તરફ એને પ્રેમ હતો? કે દરેક યુવતી લગ્નની વાંછના સેવ્યા છતાં અદીઠ ભાવિથી મૂંઝાતી હશે? પ્રભુ જાણે શું હતું—પણ ચંપાના હૃદયમાં વ્યથા હતી એ નક્કી.

સણિયાદ, તા. કરજણ ઇશ્વર પેટલીકર

—*—

## સમયસરની લાલબત્તી!

**ચાલુ** લડાઇને લીધે આજકાલ આપણા દેશનાં બધાં બજારોમાં ભારે તેજી આવી છે. દવાઓ, અનાજ, કાપડ અને દરેક પ્રકારની ચીજના ભાવ સારા પ્રમાણમાં ચડ્યા છે. ખેતીની પેદાશની ચીજોના ભાવ પણ સારા પ્રમાણમાં ચઢી ખેડૂતોને સારો લાભ મળ્યો દેખાય છે.

આ જ પ્રમાણે ગઇ લડાઇમાં થએલું અને વેપારી તેમ જ ખેડૂતો સારૂં ધન કમાએલા. પરંતુ થોડી મહેનતે કમાએલું ધન આવે છે તે કરતાં વધુ ઝડપથી ચાલ્યું જાય છે. ખેડૂતોનું ધન થોડી મહેનતે કમાએલું ધન નથી, છતાં આજ વધે છે તેટલી ઝડપથી વધતા ભાવોને લીધે થોડા વખતમાં વધુ કમાણી થએલી લાગે છે; એટલે સ્વાભાવિક રીતે જ માણસ પોતાનાં ખર્ચ વધારી દે છે અને કરેલી કમાણી ધૂળમાં મેળવે છે. આમ થવાથી પૈસા તો જાય છે જ, પરંતુ તેજીના વખતમાં પડેલી ખર્ચાળ ટેવો રહી જાય છે; એટલે પછી લોકો બહુ હેરાન થાય છે. ગઇ લડાઇની ખર્ચાળ ટેવોએ લોકોનાં જીવન કેટલાં દુઃખમય બનાવી દીધાં છે, તે ખાસ કરીને દરેક પાટીદાર ભાઇ યાદ કરે. આજે વધી પડેલી આવક તેમનું સુખ વધારનાર નીવડે તે માટે દરેક જણે વધતી આવક મગજમાં ફેર ન વધારી દે તે માટે પાછળના અનુભવ યાદ કરવાનું જરૂરી છે. આ સ્થળે આપણે આપણા જીવનની સામાજિક બાજુનો જ વિચાર કરીએ:

ગઇ લડાઇમાં કપાસના અને ખેતીની પેદાશની બીજી બધી વસ્તુઓના ભાવો વધ્યા, લોકો ખૂબ કમાયા જેમ કમાતા ગયા તેમ સામાજિક કાર્યો

પાછળનાં ખર્ચ વધારી દીધાં. લગ્ન- અને મરણ-ક્રિયાઓ પાછળ ધૂમ ખર્ચ કર્યાં. ગામડાંના લોકોએ મોટી મોટી પરઠણો ભરી મોટાં ગામના કુળવાન વર ખરીદ્યા! તેજી ચાલી ગઇ. ખર્ચની ટેવો કાયમ રહી. તેજીમાં કરેલી બચત વપરાઇ ગઇ, છતાં ખર્ચની ટેવો ન ગઇ. ખેડૂતો દેવું કરીને ખર્ચ કરવા લાગ્યા. તેઓ દેવાદાર બનતા ગયા. તેમની જમીન ગીરો કે વેચાણ થઇ ગઇ. બજારમાં તેમને કોઇ બે દામ ન ધીરે એવી તેમની સ્થિતિ થઇ ગઇ! આખા જગતમાં ખેડૂત આંટ વગરનો અને દયાપાત્ર જીવ બની ગયો! ભગવાન સિવાય ખેડૂતને કોઇ ઉગારી શકે જ નહિ એવી દયાપાત્ર સ્થિતિ તેની થઇ ગઇ! આ બધું આ વખતે ન બને તે માટે સાવધ રહેવાની જરૂર છે. કેટલીક વાતો યાદ રાખીએ તો આવી સ્થિતિ નહિ થાય. બાકી આજની કમાણીનો કેફ ચડવા દેઇશું તો ફરી પાયમાલ જ થવું જ પડશે.

આ દષ્ટિએ વિચાર કરી, ખેડૂત ભાઇઓ, નીચેની વાતો ન ભૂલશો :

૧. તમારી ખેતીમાંથી કે વેપારમાંથી આજે આવક વધે તો વધેલી આવકથી સૌથી પહેલાં તો કરજમુક્ત થજો.

૨. કરજમુક્ત થયા પછી પણ તમારી પાસે બચત રહે તો તમે સામાજિક ખર્ચો ન વધારતાં તમારાં બાળકોનાં જીવન સુખી થાય તે રીતે પૈસાનો ઉપયોગ કરજો. તેમની કેળવણી પાછળ ખર્ચ કરજો. તેમના નિર્વાહ માટે કાયમની આવક રહે તે રીતે વેપાર, ધંધા કે ખેતીમાં તે નાણું રોકજો.

૩. બારમાંના અને લગ્નના ખર્ચ વધારશો નહિ, તેમ મોટી પરઠણો આપી કુળવાન ઘરના વર શોધવાના લોભમાં પડશો નહિ. કેમકે,

અ. હવે પછીથી જે વખત આવે છે તેમાં સામાજિક ખર્ચ કરનારની કિંમત રહેવાની નથી. ઊલટું કદાચ લગ્ન અને મરણ પાછળના મોટા ખર્ચ કરનાર મૂર્ખ ગણાય એવો વખત આવવાનો પૂરો સંભવ છે.

બ. તમે મોટા ખર્ચ કરવાનો વહીવટ રાખશો તો તમારાં છોકરાંને તે ચાલુ રાખવો પડશે. અને છેલ્લાં પંદર વીસ વર્ષ તમે દેવાદાર અને કંગાલ સ્થિતિ ભોગવી છે તેવી, બલ્કે તેથીયે વધુ, કંગાલ હાલત તેમને ભોગવવી પડશે.

ક. પરઠણો આપવાથી સારા છોકરાઓ મળે છે એવી ભ્રમણામાં ન રહેશો. કેમકે જેનામાં કંઇક સંસ્કાર છે, પોતાનું ફોડી લેવાની શક્તિ છે, તે છોકરાઓ પરઠણને લોભે પોતાની જાત અને કુળ વેચી પરણતા જ નથી. જે કંગાલ માનસના અને કિંમત કે દમ વગરના છે, તે જ પરઠણો સામે તાકી રહે છે. એવા લોકોને સ્ત્રીજાતિ પ્રત્યે સમાનતાની લાગણી નથી,

સંસ્કારની કે શક્તિની તેમને કિંમત નથી. એ તો ફક્ત પૈસાને લીધે જ તમારી દીકરીને પરણે છે. એટલે તમે ગમે તેટલી પરઠણો આપશો, છતાં તે પૈસાના જ સગા હોવાથી જીવના સુધી તમને ને તમારાં છોકરાંને અને તમારી દીકરીને પૈસાને માટે હેરાન જ કરશે. એટલે પૈસા આપવા છતાં તમને સમાજનાં શક્તિશાળી છોકરાઓ મળતા જ નથી એ ન ભૂલશો.

સાચા શક્તિશાળી છોકરાઓ તો કન્યાનાં રૂપ, ગુણ અને સંસ્કાર તરફ જ નજર રાખે છે. એટલે તમે તેમને પરઠણની મોટી રકમોથી ખરીદી શકવાના નથી. આવા છોકરાઓ જોઇતા હોય તો તમારી કન્યાઓને માટે તમારાં ગામોમાં કેળવણીની યોજનાઓ કરી તેમને વધુ કેળવણી અને સંસ્કાર આપવા પ્રયત્ન કરો, તો વગર પરઠણે પણ સારા છોકરાઓ તેમને પરણશે એવો વખત આવવાની તૈયારીઓ થઇ રહી છે.

પરઠણો આપીને તમે તમારી દીકરીને દુઃખમાં નાખો છો, એટલું જ નહિ પરંતુ સમાજમાં પરઠણો ઉપર જ આધાર રાખનાર એક બેઠાખાઉ વર્ગને ઉત્તેજન આપો છો. એના કરતાં જે રકમો પરઠણ પાછળ ખર્ચો છો તે રકમો તમારા કુટુંબની દીકરીઓને સંસ્કાર અને કેળવણી આપવા પાછળ ખર્ચો. તમારી દીકરીઓને અને તમને એનાથી લાભ જ થશે. જરા સ્વમાન કેળવો. દીકરી આપો, તે ઉપરાંત પૈસા આપવા પડે, એમાં હીણપત છે. તમારો સગો થનાર પૈસાને જ કારણે તમને આ રીતે હલકા દેખાડે એવો હોય તો તમારે સમજવું જોઇએ કે એ સગો પસંદ કરવા લાયક માણસ નથી. લાયક માણસ તો સંબંધને કારણે સંબંધ બાંધશે, પૈસાને કારણે નહિ.

૪. પરઠણ લેનાર વર્ગ પણ સાવધ રહે. આજે લેણના જમાનામાં તમારા દીકરાઓની કિંમત કંઇક વધુ ઉપજશે! પરંતુ એ વખત લાંબો ટકવાનો નથી. છોકરાઓને પરઠણો ઉપર આધાર રાખવાની ટેવ પડી જશે અને તે બેઠાખાઉ અને પ્રમાદી બની જશે. એટલે આજનો લાભ લેઇ વધુ પૈસા ઉપજાવવાનો લોભ કરવો તેમાં તમારી પ્રજાનું જ અહિત છે. વળી પરઠણને જ કારણે દીકરાઓ પરણાવશો તો તમારી બેનદીકરીને કોઇ પરઠણ વગર સ્વીકારશે નહિ એવો વખત હવે આવવાનો છે. લોકો હવે સ્વમાની થતા જાય છે. અને આજે લીધેલા પૈસા વ્યાજ સાથે પાછા આપવા પડે એવી સ્થિતિ થવાનો પૂરો સંભવ છે. એટલે આ આદત બૂરી છે તે ન ભૂલશો.

૫. સામાજિક સિવાયની બીજી ઘણી રીતે ધન પડતું વધુ ખર્ચાઇ જાય છે એમ પાછળનો અનુભવ કહે છે. જેમ કે ખૂબ મોંઘે ભાવે લોકો જમીન

ખરીદતા જાય છે, મોટાં મોટાં ઘર બંધાવી દે છે, બીનજરૂરી અનેક વસ્તુઓ ખરીદે છે.

આ બધું ન બને અને આજની વધેલી દેખાતી કમાણી, આપણું ભાવિ જીવન સુખમય રહે તે રીતે વિચાર- અને વ્યવસ્થા-પૂર્વક વપરાય, તે માટે દરેક ભાઇ વિવેકપૂર્વક આ સમયે વિચાર કરે તે ખાસ જરૂરી છે. માટે જ આ લાલબત્તી ધરી છે. એનો લાભ લેઇ સમાજના થોડાઘણા ભાઇઓ પણ આજની તેજીના ઠેકડામાં દોડી ખાડામાં પડતા બચે તો બસ છે.

વડોદરા ચિમનભાઇ મૂ. અમીન

---

## ખેડા જિલ્લા ખેતીવાડી- અને પશુ-પ્રદર્શન

પ્રત્યક્ષ સાધનો દ્વારા કેળવણી આપવી એ વર્તમાન શિક્ષણશાસ્ત્રનો અગત્યનો સિદ્ધાન્ત છે. અને તેથી જ પ્રદર્શન એ લોકશિક્ષણનું એક મહત્વનું અંગ લેખાય છે. પ્રગતિશીલ જમાનામાં મોટાંઓને માટે વધુ માહિતી મેળવવા માટે પ્રદર્શન જરૂરી થઇ પડે છે. કમભાગ્યે આપણા દેશમાં લોકશિક્ષણની દૃષ્ટિથી જવલ્લે જ પ્રદર્શનો ગોઠવવામાં આવે છે. આવાં પ્રદર્શનો તો જેટલાં થાય તેટલાં ઓછાં. રશિયા, અમેરિકા વગેરે દેશોમાં તો પ્રદર્શનને રાષ્ટ્રની કેળવણીનું મુખ્ય અંગ ગણવામાં આવે છે. પ્રદર્શનો પાછળ કરોડોની રકમે ખર્ચવામાં આવે છે. અને પ્રદર્શનો પણ વારંવાર ભરવામાં આવે છે.

'ખેડા જિલ્લા ગ્રામવિકાસ મંડળ'ના આશ્રય નીચે ખેતીવાડીનું અને પશુઓનું એક પ્રદર્શન તા. ૩થી ૫ ફેબ્રુઆરી સુધી આણંદમાં કૃષિગોવિદ્યાભવનની જમીન ઉપર ભરવામાં આવ્યું હતું. આ પ્રદર્શનનો મુખ્ય હેતુ સરકારી ખેતીવાડી ખાતા તરફથી સુચવવામાં આવતા ખેતીવિષયક સુધારાના લાભોનું પ્રત્યક્ષ જ્ઞાન ખેડુતોને આપવું અને પ્રગતિવાંછુ ખેડુતોને તેમ જ પશુપાલકોને પ્રોત્સાહન આપવું, એ હતો. આ ઉદ્દેશ પાર પાડવા માટે પાકના ઉત્તમ નમુનાઓ માટે તેમ જ ગાય, બળદ, આખલા, ભેંસ, પાડા, વગેરે ખેતીનાં ઉપયોગી ઢોરની ઉમદા ઓલાદના સારા નમૂનાઓ માટે ઇનામ આપવાની યોજના રાખવામાં આવી હતી. પાકની હરીફાઇમાં આશરે પાંચસો કરતાં પણ વધુ નમૂનાઓ હરીફાઇમાં આવ્યા હતા. ઢોરની સંખ્યા પણ ઘણી સારા પ્રમાણમાં હતી. આ જ પ્રસંગે આણંદ ગામમાં બાળસંગોપનને

અને બાળઉછેરને લગતું તેમજ કેળવણીને લગતું એક પ્રદર્શન યોજવામાં આવ્યું હતું.

ખેતી- અને પશુ-પ્રદર્શનના કુલ અગિયાર વિભાગ પાડવામાં આવ્યા હતા. પહેલા વિભાગમાં દેશી હળ, લોખંડી હળ, કુપર નં. ૨૭, બી. ટી. નં. ૨નું હળ, દેશી રાંપ અને કરબડી, ગાંધી-એલન રાંપ અને મેસાર્મીક કલ્ટીવેટર, નાના ગાળાની તરફેણ, મોટા ગાળાની તરફેણ, ઘાસ કાપવાનો સંચો, વગેરે ખેતીની પ્રથમ જરૂરિયાતરૂપી સુધારેલાં ઓજારો મૂકવામાં આવ્યાં હતાં. પ્રેક્ષકોને મદદરૂપ થઇ પડે તેટલા માટે દરેક ઓજારને લગતી જરૂરી માહિતી આપતાં કાર્ડ ઓજાર સાથે રાખ્યાં હતાં.

જાતજાતનાં ખાતરો વિષેની માહિતી આપતા નમૂનાઓ બીજા વિભાગમાં ગોઠવવામાં આવ્યા હતા. ખાતર જેટલો જ અગત્યનો પ્રશ્ન જમીન-સુધારણાનો છે. દર વરસે વરસાદનું પાણી જમીનના ઉપલા પડનો ઘણો કસ વહેણ સાથે નદીનાળાંમાં થઇને દરિયામાં ઘસડી જાય છે, એટલું જ નહિ પણ જમીનને કોતરી કાઢી તેને ખેતી માટે નકામી બનાવી દે છે. વરસાદ આમ દર વરસે પારાવાર નુકસાન કરે છે. આથી જમીનનાં રજકણો ધોવાઇ જાય છે, તેમજ જમીનનો કસ પણ ધોવાઇ જાય છે. આ નુકસાન વ્યક્તિગત ખેડૂતને થાય છે, તેમજ રાષ્ટ્રને પણ થાય છે, કારણ કે જમીન એ રાષ્ટ્રીય સંપત્તિ છે. આમ જમીનના થતા ધોવાણનો અટકાવ તેમજ ખરાબ જમીનને સુધારી ખેતી ઉપયોગી બનાવવાની પદ્ધતિઓ ત્રીજા વિભાગમાં બતાવવામાં આવી હતી.

મુંબઇ પ્રાંતના ખેતીવાડી ખાતા તરફથી કેટલેક સ્થળે સંશોધનકેન્દ્રો ચલાવવામાં આવે છે. ખેડા જિલ્લા માટે બાજરી, તમાકુ અને દિવેલાની ઉત્તમ જાતનું બી ખોળી કાઢવા માટે આવું એક સંશોધન-કેન્દ્ર નડીઆદમાં છે. તે કેન્દ્ર તરફથી ચોથો વિભાગ ગોઠવવામાં આવ્યો હતો. તેમાં બાજરી, તમાકુ અને દિવેલાની સુધારેલી જાતોના ઉત્તમ નમૂનાઓના અને આંકડાઓના નકશા બતાવવામાં આવ્યા હતા. ચરોતરમાં વાવી શકાય એવી સિગારેટની 'હેરીસન સ્પેશિયલ' જાતની તમાકુના પાનના નમૂનાઓ પણ રજૂ કરવામાં આવ્યા હતા.

'ઇંડિયન સેન્ટ્રલ કોટન કમિટી' તરફથી હિંદભરમાં કપાસવિષયક સંશોધન માટે ઘણાં કેન્દ્રો ચાલે છે. ગુજરાતમાં આવાં કેન્દ્રો સુરત, ભરૂચ, વિરમગામ, વડોદરા અને આણંદમાં આવેલાં છે. આણંદના અને ભરૂચના કેન્દ્રનું કપાસનું કામ પ્રદર્શનના પાંચમા વિભાગમાં દર્શાવવામાં આવ્યું હતું. સુધારેલી જાતોની

ઉત્તમતા પૂરવાર કરતા રૂ, કપાસીઆ, કપાસ, સૂતર, વગેરેના નમૂનાઓના અને આંકડાઓના નકશા, તેમજ કપાસ-સુધારણાની કાર્યપદ્ધતિ આ વિભાગમાં દર્શાવવામાં આવ્યાં હતાં. ચરોતરમાં રોઝી કપાસ વાવવામાં આવે છે. રોઝી એ રોજીનું અપભ્રંશ છે. દરરોજ (રોજી) જેટલું મહેનતાણું, જે થોડા ઘણા છોડ ખેતરમાં કે ખેતરને છેડે વાવ્યા હોય તેમાંથી મળે તેવો કપાસ તે રોઝી કપાસ. રોઝી કપાસ તે બહુવાર્ષિક છે. આ કપાસની સુધારણાનું કામ આ વિભાગમાં રજૂ કરવામાં આવ્યું હતું.

આપણા ઇલાકામાં ઘણે સ્થળે ઢોરનાં દવાખાનાં છે, પરંતુ લોકો તેનો પૂરતા પ્રમાણમાં લાભ લેતા નથી. તેનાં ઘણાં કારણોમાંનું એક એ પણ છે કે કેટલાક લોકોને આવાં દવાખાનાંના નિયમો વગેરેનું જ્ઞાન નથી હોતું. દવા લેવા જતાં કેટલું ખર્ચ થશે, અથવા અમુક રોગની દવા દવાખાનામાં થઇ શકે કે કેમ, અને ક્યાં થઇ શકે, વગેરે બાબતની માહિતી ન હોવાથી ઢોરનાં દવાખાનાંનો પૂરતો લાભ લેઇ શકતા નથી. આ મુશ્કેલી ધ્યાનમાં રાખીને પ્રદર્શનમાં ઢોરનાં દવાખાનાનો વિભાગ પણ રાખવામાં આવ્યો હતો. તેમાં ઘાસચારાના નમૂનાઓ, દવાઓ અને ખસી કરવાનાં ઓજારો મૂકવામાં આવ્યાં હતાં.

તેજ પ્રમાણે સહકારી પ્રવૃત્તિ અને વેચાણ તથા બજાર વ્યવસ્થાની પ્રવૃત્તિ અંગે બે વિભાગ રાખવામાં આવ્યા હતા.

કૃષિ ગોવિદ્યા-ભવનની ચાલુ પ્રવૃત્તિઓનો આછો ખ્યાલ આપવા માટે પણ એક વિભાગ મકાનના મધ્ય ખંડમાં યોજવામાં આવ્યો હતો. આ ખંડને પ્રવેશદ્વારે સંસ્થાનો ઉદ્ભવ અને યોજના સમજાવતો 'સ્થાપત્ય વૃક્ષનો' નકશો મૂકવામાં આવ્યો હતો. તે ઘણા પ્રેક્ષકોનું ધ્યાન ખેંચતો હતો.

હાલમાં આ સંસ્થામાં ગાયના અને ભેંસના ગુજરાતી પદ્ધતિએ અને ખાનદેશી પદ્ધતિએ બનાવેલા ઘીનો, માટીના વાસણમાં તેમજ ટીનના ડબ્બામાં ભરી રાખીને તેને કેટલો વખત સારી સ્થિતિમાં સંગ્રહી શકાય તે બાબતનો પ્રયોગ ચાલુ છે, તેની વિગતો સમજાવતા ઘીના નમૂનાઓ મૂકવામાં આવ્યા હતા. મલાઇ કાઢી લીધાં પછી 'સેપરેટ' દૂધનો દુરુપયોગ થતો અટકાવવા તેમાંથી કેસીન, વગેરે બનાવેલા પદાર્થો લોકોનું ધ્યાન ખેંચતા હતા. તેમજ આ સંસ્થાની ભવિષ્યની પ્રવૃત્તિઓનો આછો ખ્યાલ આપવા પ્રાક્-સુધારણાની યોજનાના નકશાઓ મૂકવામાં આવ્યા હતા. કૃષિવિદ્યાલયના બાગાયત વિભાગમાં પકવેલાં પપૈયાં, ફળ, શાકભાજી, વગેરેના નમૂના પણ મૂકવામાં આવ્યા હતા, તેમજ

વિદ્યાર્થીઓએ જાતમહેનતથી પોતાની જમીનમાં, પકવેલા જુદા જુદા પાકના નમૂનાઓ રજૂ કરવામાં આવ્યા હતા, અને નિંદામણનાં બી પણ ઓળખવા માટે મૂકવામાં આવ્યાં હતાં. વિદ્યાર્થીઓએ તૈયાર કરેલા સુતારી લુહારી કામના તથા કાંતણ વગેરેના હાથઉદ્યોગના નમૂનાઓ, તેમજ પાકનાં બી અને જમીનના નમૂનાઓ લોકોનું ઠીક ધ્યાન ખેંચતા હતા.

નગીનભાઇ પટેલ
અને
ઉમેદભાઈ અવરાણી

---

## વડીલોને વાંકે

"મધુરી, એ તારૂં છોકરવાદપણું નહિ ચાલે." વડીલશાહી સત્તા વાપરતા તેના પિતા ધુરક્યા.

"પણ....પિતાજી...."

"પણ બણ નહિ ચાલે. તારે પરણવું જ પડશે. હું શું મૂર્ખો છું? મને તારા ભાવિની શું નથી પડી?" મધુરીને આગળ બોલતી અટકાવી, જરા ગુસ્સા અને ડહાપણભર્યે મુખે તેના પિતા બોલ્યા.

મધુરી ઉચ્ચ કુટુંબમાં જન્મેલી હતી. તેના પિતા ઘણા જ ધનિક હતા. બહુ ભણેલા કે થોડું ભણેલા તે તો કહી શકાય નહિ, પણ ધનિકોની મૈત્રી કેટલેક અંશે અલ્પનિરક્ષરતાની સાથે હોય છે; છતાં પિતાએ મધુરીને ઉચ્ચ કેળવણી આપવા તરફ લક્ષ આપ્યું હતું.

મધુરી ભાવનાશીલ અને ઉચ્ચ વિચારની હતી. એક પછી એક પરીક્ષા પાસ કરી તે હાલ બી. એ.માં અભ્યાસ કરતી હતી. તે શિક્ષિત, સુધરેલી અને સ્વાતંત્ર્યપ્રેમી હતી. તેના ઉચ્ચ વિચારો, વાક્પટુતા, બોલવાની તથા હાસ્ય કરવાની ઢબ સૌને છક કરી દે તેવાં હતાં. છતાં તે ઘણી સાદી હતી.

તે હવે ઉમરલાયક થઇ હતી. આથી માતાપિતાએ લગ્ન માટે તપાસ કરવા માંડી હતી. પિતાને પોતાના જેવું જ ઉચ્ચ કુળવાન કુટુંબ જોઇતું હતું. ખૂબ ખૂબ તપાસ કરી, પણ કંઇ ઠેકાણું પડ્યું નહિ. છેવટે બહુ બહુ તપાસ કરતાં એક વર મળ્યો. તે શિક્ષિત, ભાવનાશીલ અને ચારિત્ર્યશીલ

હતો; પણ ઊતરતા કુટુંબમાં જન્મ્યો હતો! એટલે કુળવાન કુટુંબવાળાથી ત્યાં કેમ કરાય? આથી એ બાબત ઉપર અંધકારપડદો નંખાયો.

પરંતુ અંતે એક ઉચ્ચ કુટુંબનો છોકરો હાથ લાગ્યો. જોકે તે સાધારણ ભણેલો, છેલબટાઉ, ઉડાઉ, સિનેમા-રસિયો અને ચારિત્ર્યહીન હતો, વેસ્યાગૃહોમાં જવાનું પણ તે કદી ચૂકતો નહિ; છતાં મધુરીના પિતાને એ પસંદ પડયો. કારણ? ગમે તેમ તો યે કુળવાનનો દીકરો તો ખરો ને! આથી વિવાહ નક્કી થયો.

મધુરીની ઇચ્છા આવા ચારિત્ર્યહીન સાથે પરણવાની ન હતી. કુળવાન કુટુંબમાં જન્મે તે શું બધી વાતે સારો અને સદ્‌ગુણી હોય? કુળવાન એટલે સદ્‌ગુણનો ભંડાર? અને ઊતરતા કુટુંબમાં જન્મવું એ શું નીચતા કહેવાય? दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम् । અમુક કુળમાં જન્મ આવવો એ દૈવાધીન છે, પણ જગતમાં આવી સારાંનરસાં ગણાવું, એનો તો ચારિત્ર્ય ઉપર આધાર છે. આથી અત્યારે પિતા અને પુત્રી વચ્ચે વાદવિવાદ અને કચવાટ થઇ રહ્યો હતો.

"પણ પિતાજી, મારે એ સાધારણ ભણેલા અને છેલબટાઉ ચારિત્ર્યહીન સાથે જીવન કેવી રીતે વિતાવવું?" શોકાતુર વદનવાળી મધુરી બોલી.

"એ નહિ ચાલે. શું એ ચારિત્ર્યહીન છે? તું કયે મોઢે બોલી રહી છે? એ તો ઉચ્ચ કુટુંબમાં જન્મેલો સદ્‌ગુણી પિતાનો સદ્‌ગુણી પુત્ર છે. વધારે બબાળા કરીશ નહિ. જરા ભણાવ્યાં એટલે બસ છકી ગયાં! મારું કહ્યું માનવું જ પડશે." ઘણા ક્રોધાયમાન થઇ, છેવટનો નિર્ણય બોલતા હોય, તેમ તેના પિતા બોલ્યા.

મધુરીની આંખ આંસુથી ભરાઇ ગઇ. તે કંઇ બોલી શકી નહિ, રડી શકી પણ નહિ. મુગ્ધ મધુરી મ્લાન થઇને ક્યાં સુધી બેસી રહી, તેની તેને પોતાને પણ ખબર પડી નહિ. વડીલશાહી અને કુળવાનશાહી તે ઉપાયહીન કન્યા તરફ હાસ્ય કરી રહી હતી!

મધુરીનાં લગ્ન લેવાયાં. ધામધૂમથી વાજતે ગાજતે વડીલશાહીએ ઘણી ભણેલી, સાદી અને ચારિત્ર્યશીલ મધુરીની જીવનદોરી તે સાધારણ શિક્ષિત, સીનેમા-રસિયા અને ચારિત્ર્યહીન કુળવાન કુટુંબના છોકરા સાથે સાંધી. મધુરીનાં લગ્ન વખતનાં આંસુ જોવા કોઇએ પરવા પણ ન કરી. કેવું વિચિત્ર લગ્ન! પરણવાની ના છતાં પણ વડીલશાહીએ પોતાની જુલમી સત્તા વાપરી!

મધુરીના જીવનમાં હવે રસ રહ્યો નહિ. એક ચારિત્ર્યશીલ અને બીજો

ચારિત્રહીન, એટલે મેળ ક્યાંથી બેસે? અને છેલબટાઉ ચારિત્ર્યહીન મહેન્દ્રકુમારને મધુરીના ભાવનાશીલ વિચારો કેમ ગમે? એ તો પોતાના વ્યભિચારમાંજ મસ્ત રહેતો. મધુરીની જિંદગી હવે તદ્દન અકારી બની ગઇ. વિચારોમાં ને વિચારોમાં પસ્તાવો કરવા લાગી. પણ હવે શો ઉપાય? લાંબા વખતથી પડેલી કુટેવોથી ટેવાઇ ગએલા તેના 'પતિદેવ' હવે કેવી રીતે સુધરી શકે?

એક દિવસે તેના 'પતિદેવ' મોડી રાત સુધી ન આવ્યા. એ રાત મધુરી માટે ભયંકર હતી. મધુરીએ ઘણી રાહ જોઇ, પણ નિરાશ! અંતે તે નિદ્રામાં પડી. પછી થોડી વારે શરાબના ઘેનમાં ને ઘેનમાં આમ તેમ લથડિયાં ખાતો મહેન્દ્રકુમાર ઘેર આવ્યો. મધુરી ગાઢ નિદ્રામાં હતી, એટલે જાગતાં વાર લાગી અને તેથી બારણું ઉઘાડવામાં ઢીલ થઇ. શરાબની ઘેનમાં ઘેરાએલો દૈત્ય મહેન્દ્રકુમાર આથી ગુસ્સે થયો અને પત્ની ઉપર સોટામાર શરૂ કર્યો. તેની ઉપર ખોટા આક્ષેપો મૂક્યા, તેની વિકરાળ લાલચોળ આંખો ધુરકી ઊઠી: "રાંડ... અભાગણી... ચંડાળણું... ફલાણા સાથે તું પ્રેમ કરે છે? હવે હું તને બતાવું છું." એમ કહી પાછો સોટામાર શરૂ કર્યો અને વધારે આક્ષેપો મૂકી, સાથે સાથે ગાળોનો વર્ષાદ પણ વરસાવ્યો. મધુરીનો દેહ મારથી લોહીલુહાણ થઇ ગયો. બરડા ઉપર મારેલી સોટીનાં સોળ સૂજી ગયાં. હવે મધુરીથી ખમી શકાયું નહિ. મધરાત વીતી ગઇ, પણ તે ઊંઘી શકી નહિ.

આખરે સમજુ અને શિક્ષિત મધુરીએ સમાજને અનુસરતો એક પત્ર લખી મૂકી, ચોટલાના વાળની મદદથી ગળે આંટી મારી, અને તેનો આતમદીપક હોલવાતા પહેલાં તેણે તે પત્ર પુનઃ વાંચ્યો. તેમાં લખ્યું હતું:

"સમાજના અને વડીલોની સેવામાં,

"અનેક આપદા વેઠી, અનેક કુવેણો સુણી અને સમાજના અનેક કડવા અનુભવો મેળવી, આજે મને કોઇ બીજો ઉપાય ન જડવાથી આત્મહત્યા કરવાની ફરજ પડે છે. સમાજ! ઓ નિષ્ઠુર સમાજ! તેં મારા જેવી કેટલી બાળાનાં જીવન ધૂળધાણી કરી નાખ્યાં? હે દૈત્ય! તેં તારા બંધનની જાળ કેટકેટલા ઉપર પાથરી? છતાં તારા અંધભક્તો હજી, તને વળગી રહે છે! વડીલશાહી, તેં મારા તરફ કેવી સત્તા વાપરી! અને તેનું પરિણામ કેવું આવશે તેનો તેં વિચાર સરખો પણ કર્યો? કુળવાનશાહી, શી તારી સજ્જનતા? કુળ તેજ લાયકાત! કુળવાન-કુટુંબમાં જન્મવું એટલે મહા ઉચ્ચપદ! અને ઊતરતાં કુળમાં પ્રસવ એ નીચતા! આ ધર્મપક્ષ છે? ઓ નિર્ઘૃણ સમાજ, વડીલશાહી અને કુળવાનશાહી, હજી તમે મારું લોહી ચૂસી લઇ થાક્યા નહિ? કે મારા

હાડપિંજરની ઇચ્છા કરો છો? તમારૂં આ કેટલું નીચ વર્તન! હાય ···એ મૃત્યુને ભેટવું એજ લાજમ છે. બસ···બસ···!

"આપની, કુળવાનશાહીની ચક્રીમાં પિસાઇ જતી
"મધુરી"

પત્ર વાંચી મધુરીએ આત્મસંતોષનું એક સ્મિત કર્યું. અને ગળે આં મારેલી વાળની ગૂંચ ખેંચી. એનો મધુર પણ વીતકગાથાથી ભરેલ આતમદીપ બુઝાઇ ગયો અને આ ફાની દુનિયા ત્યજી પરલોક સિધાવ્યો.

કન્યાને ગૃહલક્ષ્મી બનાવી ઘેર લાવ્યા પછી વધારેમાં વધારે દુઃખ દેવામ આવે અને આવાં અનેક અમાનુષી વર્તન તેના તરફ આચરવામાં આવે, તે પછી તે બિચારી કૂવો, તળાવ, અફીણ કે ફાંસાનો આશરો લેઇ આત્મહત્ય કરે તેમાં શી નવાઇ! છતાં તેવાં કુટુંબો આપણે ત્યાં આજે પણ કુળવાન મનાય છે!

પણ સમાજ હજી સમજતો નથી. એજ અંધ સમાજે એજ મહેન્દ્રકુમાર ગળે પોતાના દોરડા વતી સુંદર ખીલતી પુષ્પકળી સમી બીજી એક નવબાળાને બાંધી! શી સમાજની નીચતા! એક પ્રાણ તો અનેક આપદા સહી ઝૂરીઝૂરીને આ નાશવંત દુનિયાનો ત્યાગ કરી બીજે પાર ગયો છે, તો પછી આ બીજી નવવધૂના શા હાલ થશે તેની તેને ખબર ન પડી? નિર્દય મહેન્દ્રકુમાર કુળવાનપણાને લીધે બીજી પત્ની મળી; પણ એ કુળવાનપણાએ તેને તે કરતાં ન અટકાવ્યો! તો પછી તે કુળવાન કુટુંબમાં જન્મેલો કુળવાન કહેવાતો મહેન્દ્રકુમાર પણ કુળવાનજ નીવડે ને?

અરે...રે! ઓ સમાજના કુરિવાજો, બંધનો, સામ્રાજ્યવાદી વડીલશાહી અને વૈષમ્ય કુળવાનશાહી, આ વીસમી સદીના સુધરેલા યુગમાં પણ તારો ઉદ્ધાર ન થયો?

**ભાદરણ, હાલ કોર** **રમણભાઇ બેચરભાઇ પટેલ**

---

## ભુલાતો રોજગાર

**ચરોતર** ગુજરાતનો બગીચો ગણાય છે તે બરાબર છે. જમીનનો માલિક ખેડૂતજ છે અને આપણો મુખ્ય ધંધો ખેતીનો હોઇ આપણે ખેડૂતજ છીએ.

ખેતી એ સ્વતંત્ર ધંધો છે, વળી તનતોડ કામથી, સારાં હવાપાણીથી ને શુદ્ધ ખોરાકથી ખેડૂતો ઘણેખરે અંશે નિરોગ હોય છે. એટલેજ સં

ધંધાના કરતાં ખેતીનું સ્થાન ઉચ્ચ ગણાય છે. આપણે પણ તેને માટે મગરૂર રહેવું જોઇએ. પરંતુ હવે તો આપણે તેને તુચ્છકારવા માંડી છે અને તદ્દન તુચ્છકારીજ કાઢી છે તેમ કહીએ તો ચાલે. તેનું કારણ પશ્ચિમનો પવન છે, કારણ કે ખેતી કરતો માણસ કોટપાટલુન તથા એવી ફેન્સી વસ્તુઓ પહેરી શકતો નથી. તે તો હમેશાં સાદો જ હોય અને તેવી સાદાઇ પશ્ચિમની કેળવણી પામેલાને હાસ્યરૂપ થઇ પડી છે. પહેલાં જે નીચમાં નીચ ધંધો નોકરીનો ગણાતો તેને ઉત્તમ માની બેઠા છીએ. વળી સ્વદેશમાં બરાબર નહિ ફાવવાથી પરદેશમાં ત્યાંના રહેવાસીઓનાં અને સરકારનાં અપમાન સહન કરીનેય રહીએ છીએ. વળી પોતાના દેશનાં જેવો શુદ્ધ ખોરાક તથા હવાપાણી તો ત્યાં મળતાં પણ નથી. જો પાંચ માઇલ પગે ચાલવું પડે તો થાકી જઇએ છીએ, છતાં પણ તેવા ધંધા કરવામાં આપણે આનંદ માનીએ છીએ. દસથી બાર કલાક કામ કરીએ, છતાં પણ તે પરતંત્રતા છે. વળી દસથી પંદર રતલ ચોપડાનું વજન લેઇ એક માઇલ સુધી રાજી થઇને જઇએ છીએ, પરંતુ ખેતરમાંથી પોતાને જ માટે અશેર શાક લેઇને આવતાં આપણને શરમ આવે છે!

અત્યારે ખેતીમાં કોઇ જાતનો કસ રહ્યો નથી અને કુદરત ખેડૂતની વિરુદ્ધ છે. તથા ખેડૂત વધારે દુઃખી છે, તે બધાનું કારણ પણ આપણે જ છીએ. કારણ કે ખેતીમાં આપણને બિલકુલ રસ રહ્યો નથી. અને જેને રસ છે તેને આપણે સીધી કે આડકતરી રીતે હેરાન કરીએ છીએ, એટલે ભાવ તેવી જ ભક્તિ થાય તે સ્વાભાવિક છે.

આપણે જ્યારે આપણા મુખ્ય ધંધાને એટલે કે દુનિયાને નિભાવનાર ખેતીના ધંધાને તુચ્છકારીએ એટલે તે પણ આપણાથી દૂર ભાગે તે બરાબર છે. વળી તેની ખરી કિંમત તો જે પરદેશમાં ગયા હોય અને સ્વપ્ને પણ ખ્યાલ ન હોય તેવી લાઇન લેવી પડી હોય અને બીજાં દુઃખો સહન કરવાં પડયાં હોય તેને થાય છે, કે એના કરતાં ખેતી હજારો દરજ્જે સારી.

વળી તેને તજવાથી આપણે સામાજિક રીતે પણ અવળે પંથે વળીએ છીએ. પરદેશમાં અથવા સ્વદેશમાં રહી ખેડૂત કરતાં વધુ કમાતા થઇને જ્યારે લગ્નપ્રસંગ અથવા બીજા કોઇ અવસર આવે ત્યારે પોતાના ખેડૂત ભાઇઓને વધારે ગરીબ કરી મૂકવા તથા લોકોમાં વાહવાહ કહેવડાવવા હદ ઉપરાંતના ખર્ચ કરીએ છીએ અને તેનું અનુકરણ ગરીબ ભાઇઓ કરે એટલે તેમને ખાવાનું પણ બાકી રહે નહિ અને દિવસે દિવસે પડતીજ થાય.

જો એટલા જ પૈસા ગરીબ ખેડૂતભાઇઓને મદદ કરવામાં વપરાય તો તેમની પોતાની ઉન્નતિ થાય. પણ તે ક્યાં છે?

અત્યારે આપણાં ઘણાં ગામોમાં પાટીદાર ફક્ત જમીનદાર જ છે. અને તેઓ પોતાની જમીન ભાગે કે સાંથે આપીને એશઆરામ કરતા હોય છે. આપ સમાન બળ નહિ, એ કહેવત પ્રમાણે વર્ષની આખરે જુએ તો કંઇ જ બચત રહે નહિ અને ખર્ચ તો સદાને અનુસરીને ચાલતા જ હોય, એટલે છોકરાની પરકણ ઉપર જ આધાર રાખીને બેઠા હોય છે. કારણ કે તેનાં-તો હીરાના કરતાં પણ વધારે મૂલ્ય લેખાય છે! અને તેથી જ છોકરીનું સ્થાન નીચું ગણાય છે. કારણ કે છોકરી હોય તો ખર્ચવા પડે અને પાસે તો એક કોડી પણ ન હોય, તે વખતે પશ્ચિમનું અનુકરણ કરવું ભારે પડી જાય છે.

ચાલુ સાલે કુદરતે ચરોતર ઉપર કંઇક રહેમનજર રાખી છે અને ખેતીવાડી સારી થઇ છે. પરંતુ જો આવા ખરાબ સંજોગોમાં ખેડૂત ભાઇઓ લગ્નની મોસમમાં ઓછાં ખર્ચ કરે તો ઘણી સારી વાત ગણાય. ચાલુ સાલનો ફાયદો તથા વખતનો વિચાર કરી એશઆરામી ભાઇઓ તેમાં રસ લે તો ઘણું પ્રસંશનીય ગણાય. વળી અત્યારે તો પૈસા કરતાં જમીનોની કિંમત પણ વધારે થઇ છે, કારણ કે લડાઇના આ કપરા સમયમાં પૈસા સલામત રીતે ક્યાં રોકવા એ જ અત્યારે તો પ્રશ્ન થઇ પડ્યો છે!

વળી હાલમાં તો ઘણા લોક શહેરોમાંથી નોકરીઓ છોડીને ગામડામાં રહેવા માટે આવી ગયા છે અને તેઓ જમીનો ખરીદે છે, તોપણ જાતે તો નવરા જ બેસી રહે છે, કારણ કે તેમને ખેતીના ધંધાની કંઇ ખબર જ હોતી નથી અને હોય તો ખેતી કરતાં શરમ આવે છે. પણ વખતને માન આપીને પોતાના જ ગણાતા એ ખેતીના ધંધાને માન આપીને તેમાં રસ લેતા થાય તો દરેકને ફાયદો થાય. સર્વ ધંધા કરતાં ખેતીનું સ્થાન ઉત્તમ જ ગણાય.

વાંચવાળી,
હાલ ઉસા રીવર, પૂર્વ આફ્રિકા — હરમાનભાઇ મંગળભાઇ પટેલ

---*---

## ૬. શ્રી. જોગલેકરનું સરનામું

ગયા અંકમાં પૃષ્ઠ ૧૯૩ ઉપર 'સુધારો'માં જણાવ્યું છે કે 'નંદદીપ'ના શોધક "શ્રી. જોગલેકરનું સરનામું એ લેખમાં આવ્યું નથી. મેં 'મોડર્ન રિવ્યુ'ના તંત્રી ઉપર એ સરનામું જાણવા કાગળ લખ્યો, પણ ત્યાંથી યે કંઇ ઉત્તર આવ્યો નથી." પછી ફરી વાર ત્યાં કાગળ લખતાં એ તંત્રીશ્રીએ ઉત્તર આપતાં શ્રી. જોગલેકરનું સરનામું મોકલ્યું છે, તે નીચે પ્રમાણે છે:

D. R. Joglekar, Esqr., B. Sc,
Scientific Toy House,
37, Budhwar Peth, **Poona 2**

જેમને એમના 'નંદદીપ' ફાનસ વિષે પૂછપરછ કરવી હોય તે ઉપરને સરનામે પત્રવ્યવહાર કરે.

**સુધારો**

ગયા અંકમાં છેલું પૃષ્ઠ ૧૯૪ છે, છતાં ભૂલથી આ અંકમાં પૃષ્ઠ ૧૯૩થી શરૂઆત થઇ છે. આઠ પૃષ્ઠ એટલે પૃષ્ઠ ૨૦૦ સુધી છપાઇ ગયા પછી એ ભૂલ જણાઇ આવી, એટલે બીજા ફર્મામાં પૃષ્ઠ ૨૦૧ને બદલે ૨૦૩થી શરૂઆત કરીને એ ભૂલ સુધારી લીધી છે.

---

## ગ્રંથપરિચય

**૧૬. શ્રીમદ્ ભગવદ્ ગીતા** (પુરુષાર્થબોધિની ગુજરાતી ટીકા), પહેલો ભાગ: મૂળ લેખક–શ્રી. પંડિત શ્રીપાદ્ દામોદર સાતવલેકર; અનુવાદક–નટવરલાલ સેવકલાલ પરીખ, બી. એ., એલએલ. બી.; પ્રકાશક–સ્વાધ્યાય મંડળ, ગુજરાત શાખા, વડોદરા. પૃષ્ઠ ૩૧ + ૪૮૭, કિંમત રૂ. ૩, પોસ્ટેજ જુદું.

આ પુસ્તકમાં ગીતાના પહેલા પાંચ અધ્યાય ઉપર ટીકા લખાએલી છે. તેનું અધ્યયન કરતાં એવી પ્રતીતિ થાય છે કે યોગેશ્વર શ્રી કૃષ્ણને મુખે જે પવિત્ર વાણી સ્ફૂરી છે, એનું આપણે જેમ જેમ અધિક ચર્વણ કરીએ તેમ તેમ તેમાંથી આપણને અધિક રસાસ્વાદન થાય છે. એ સુધાસ્રોત સદાય શીતળ, સદાય સુખકર દેખાય છે. એના પાનની કદી અરુચિ થતી નથી. ગીતા એ આપણું લોકમાન્ય શાસ્ત્ર છે. એ રહસ્યગ્રંથે આપણા ધાર્મિક, નૈતિક તેમજ સામાજિક જીવન ઉપર ભારે ઉપકારો કર્યા છે. ગીતા એ તો જ્ઞાનનો પ્રદીપ છે. એ અમૂલ્ય ગ્રંથરત્ન વિષે કાંઇ પણ કહેવું એ અતિશયોક્તિ ગણાય;

એની આધ્યાત્મિકતા જ્ઞાનપિપાસુઓથી અજાણી નથી. એના પ્રત્યેક ચરણમાં અસ્ખલિત જ્ઞાનસ્રોત વહી રહ્યો છે.

આજ દિન સુધી આ મહાન ગ્રંથ ઉપર અનેક ટીકાટિપ્પણીઓ, વિવેચનો અને આલોચનાઓ પ્રસિદ્ધ થયાં છે. દરેકમાં કાંઇ ને કાંઇ રહસ્ય બહાર આવ્યું છે. એમાં જેમ ઊંડા ઊતરીએ, જેટલાં અવગાહનો કરીએ, તેમાંથી કાંઇક નવીન અને અપ્રતીમ ભાવદર્શન થયા વિના રહે નહિ. એના શબ્દપ્રયોગની ગૂઢતા, એના પુસ્તકોનો ધ્વનિ યુગે યુગે નવીન લાગશે, અને વિસ્તૃત બનતો જશે. આમ હોવા છતાં એનો મૂળ મંત્ર જે સનાતન રહસ્યોથી પ્રચૂર છે તે બદલાશે નહિ.

અત્યાર સુધી વાંચેલા ગીતાગ્રંથોમાં જે રહસ્યો, જે ઊંડાણો વાચકને લબ્ધ થયાં નથી, એ સર્વે અપૂર્ણતાઓ પંડિત સાતવલેકરે પરિપૂર્ણ કરી છે. સરળ, સુવાચ્ય અને પ્રવાહી ભાષામાં ગીતાનો રહસ્યાનુવાદ કરી, એનાં પાત્રો, શબ્દો અને ચર્ચાઓ ઉપર વિસ્તીર્ણ ટીકા લખી એમણે એનું વાચન સામાન્ય જનસમાજ માટે અતિશય સુગમ બનાવી દીધું છે. વિદ્વાનો અને પંડિતો કરતાં સામાન્ય વાચકવર્ગ એમનો અધિક ઋણી છે. એમણે આ ગ્રંથ લખી સામાન્ય જનસમાજ ઉપર પરમ ઉપકાર કીધો છે.

કુરુક્ષેત્રનું યુદ્ધ ભારતવર્ષના સ્વરાજ્ય-આન્દોલનને વિશેષ અનુરૂપ હતું એમ અન્યથા સમજાવવાનો કોઇ કોઇ સ્થળે આ ગ્રંથમાં પ્રયાસ થયો છે. અને એવાં ધર્મયુદ્ધોના સફળ સંચાલકો તરીકે શ્રીકૃષ્ણ, યુધિષ્ઠિર અને અર્જુન, આદિમાં શી વિશેષતાઓ હતી, અને એમના યુદ્ધસંચાલનનો અવલંબ ધર્મનાં ક્યાં મૂળતત્ત્વો ઉપર હતો, તેનું સુંદર રીતે પ્રતિપાદન કર્યું છે. યોગેશ્વરની આ સનાતન તત્ત્વવીણાએ જ્ઞાન, કર્મ અને ભક્તિનાં મહાન સત્યોને સજીવન રાખી યુગે યુગે કાંઇ ને કાંઇ પ્રેરણા જગતને આપી છે.

વેદ, ઉપનિષદો, આદિ પ્રાચીન ધર્મગ્રંથોના સિદ્ધાન્તો ગીતામાં નવીન સ્વરૂપે રજૂ થએલા છે; અર્થાત્ જે ગીતામાં છે તેજ પ્રાચીન ધર્મગ્રંથોમાં છે, એનું અહીં લેખક વિશદતાથી પ્રતિપાદન કર્યું છે. ગીતાશાસ્ત્ર વિભિન્ન મતભેદોનો અને વિસંવાદોનો સમન્વય યા એકીકરણ સાધવા યોજાયું છે. આપણામાં જે સામાજિક ઐક્ય પ્રવર્તે છે, એમાં ગીતાનો બોધ અગ્ર ભાગ ભજવે છે. એ આપણી સામાજિક એકતાનું અદ્વિતીય કારણ છે એમાં શંકા નથી.

આ અસીમ જ્ઞાનરત્નાકર વિષે કાંઇ કહેવું એ અક્ષમ્ય છે. સંક્ષેપમાં એટલોજ નિર્દેશ કરવો યુક્ત છે, કે આવાં ધાર્મિક પુસ્તકોનો જેમ અધિક પ્રચાર થાય તેમ આપણા સમાજની વિખરાએલી શક્તિઓ ફરી એકત્રિત

થાય; લોકોનું ધર્મજ્ઞાન જાગ્રત થાય અને પ્રજામાં આધ્યાત્મિક બળનો સંચાર થાય. પ્રત્યેક હિંદુ ઘરમાં આ પુસ્તક હોવું, અને એનું નિયમિત અધ્યયન થવું ઇષ્ટ છે. સ્વાધ્યાય મંડળે હિન્દુજનતાની ધાર્મિક મનોદશાને ઉત્તેજિત રાખવા જે ભગીરથ પ્રયાસો આદર્યા છે તે પ્રશસ્તિને પાત્ર છે. એની આ પ્રવૃત્તિ બતાવી આપે છે કે આર્યસંસ્કૃતિની અમર જ્યોત હજી બુઝાઇ નથી, બલ્કે આખા વિશ્વ ઉપર જ્યારે વિનાશના ઓળા ઊતરી પડયા છે, સ્થળે સ્થળે અધર્મનું ઘોર સામ્રાજ્ય જામી ગયું છે, ત્યારે ભારતવર્ષની આ જ્ઞાનદીપિકાઓ ભૂલેલાંને માર્ગદર્શન આપી જગતની અમૂલ્ય સેવા સાધે છે. અસ્તુ!

ભા. હા. પટેલ

---*---

## પ્રસંગકથા

### પૂર્વ આફ્રિકામાં થએલાં પાટીદાર લગ્ન

(પૂર્વ આફ્રિકા) ઉગાણ્ડામાં આવેલા "મ્બાલેના પાટીદાર સમાજમાં એક નોંધવા જેવો બનાવ બન્યો હતો. ચરોતરમાં છ ગામોના પાટીદારો કુળમાં પોતાને શ્રેષ્ઠ માને છે અને તેઓ આ છ ગામો સિવાય બીજાં ગામોમાં કન્યા આપતા નથી. આ ચાલતી આવેલી પ્રથાને તિલાંજલિ આપી યોગ્ય વર શોધતાં સોજીત્રાના શ્રી. છોટાભાઇનાં (જે છ ગામના છે) દીકરી બેન જશોદાબેનનાં લગ્ન વીરમદ, જે છ ગામ બહારનું ગામ છે, ત્યાંના રહીશ ભાઇ રામભાઇ પુરુષોત્તમ અમીનની સાથે તાજેતરમાં થયાં હતાં. આ પ્રમાણે ચાલતી પ્રથાને લાત તો મરાઇ, પરંતુ બીજે બધો ઠઠેરો, ન્યાતવરાઓ, વગેરે દેશની માફક જ થયાં હતાં" ('ધી કેન્યા ડેલી મેલ,' તા. ૬ : ૧ : '૪૩). ગોળમાંથી જ વર શોધવાની જડ પ્રણાલીને તોડી યોગ્ય વરને શોધવાની નવી પ્રણાલી સ્વીકાર્યા માટે ભાઇ છોટાભાઇને ધન્યવાદ ઘટે છે. પણ દુષ્કાળ કરતાં યે ભયંકર મોંઘવારીના આ કડવા કાળમાં તેઓ "બધો ઠઠેરો, ન્યાતવરાઓ, વગેરે દેશની માફક જ" કર્યે જાય છે ત્યારે તો ખાત્રી થાય છે કે ત્યાં જનારા ભાઇઓનો અમુક વર્ગ દેશમાંના દોષોને ત્યાં લેઇ જઇ તેમના સારી પેઠે વિકાસ કરે છે. અને ત્યારે હજી યે પૂછવાનું જ રહે છે જ કે 'આફ્રિકાના ભાઇઓ ક્યે માર્ગે?' અહીં દેશમાં તો લગ્નો છેક સાદી રીતે, નહિ જેવે ખર્ચે પણ, થવા લાગ્યાં છે.

### ગ્રેજ્યુએટ વરકન્યાનું લગ્ન

આ ચૈત્ર સુદિ ૧૦મ ને ગુરુવારને રોજ નડિયાદમાં વસોના ભાઇ છોટાભાઇ લલ્લુભાઇ અમીનના પુત્ર ભાઇ કનુભાઇ અમીન નડિયાદના ભાઇ રાવજીભાઇ કશીભાઇ પટેલનાં પુત્રી બેન લવંગલતા સાથે લગ્નગ્રંથીથી જોડાયા. ભાઇ-

કનુભાઇ મુંબઇ યુનિવર્સિટીના ખેતીવાડીના ગ્રેજ્યુએટ (બી. એજી.) છે, અને સુરત નજીકના આડવા ગામમાં આવેલા સરકારી ફાર્મ ઉપર કામ કરે છે. (Cotton-research) કપાસના સંશોધનમાં તેમણે નોંધપાત્ર જેવી ફતેહની શરૂઆત કરી છે. તેમની ઉમર લગભગ પાંત્રીશેક વર્ષની હશે. તે સુસંસ્કારી, બહુશ્રુત, ખાદીધારી ને મીલનસાર સ્વભાવના યુવક છે. બેન લવંગલતા પણ મુંબઇ યુનિવર્સિટિનાં એલએલ. બી. છે. તેમની ઉમર લગભગ ૨૮–૩૦ વરસની હશે. ગ્રેજ્યુએટ પંથવર સાથે ગ્રેજ્યુએટ કન્યાનું, અને બન્નેની ઉમર જેમાં ત્રીસની આજુબાજુ હોય તેવું લગ્ન આપણાં મોટાં ગણાતાં ગામોમાંજ નહિ, પણ આખી પાટીદાર નાતમાં કદાચ આ પહેલુંજ હોય.

**જૂના રીતરિવાજ**

એ સુશિક્ષિત અને સંસ્કારી કુટુંબ વચ્ચેનું આ લગ્ન હતું. છતાં જૂની પ્રણાલિકાનું પેંગડું તો તેમને પણ વળગેલું હતું. જોકે વરપક્ષ તરફે ચાલુ જમાનાને અનુરૂપ સુધારકવૃત્તિ બેશક દેખાઇ આવે છે. વસોથી જાનમાં તો લગભગ વીશેક માણસોની સંખ્યા હતી, પણ ભાઇ કનુભાઇના મિત્રો, સુરતના તથા બહારના સ્નેહીઓ, વગેરે મળી સરવાળો પચાસની નજીક થયો હશે. લગ્નને અંગે લગ્નવિધિ, સામૈયુ, કસુંબો, જમવાનું, હાજરી, વગેરે બાબતો પ્રણાલિકા મુજબ થયાં હતાં. ભાઇશ્રી રાવજીભાઇએ લગ્ન ધામધૂમથી ઊજવ્યું હતું. ભાઇશ્રી રાવજીભાઇએ તેમને શોભે તે રીતે લગ્ન ઊજવ્યું, પણ જો તેટલોજ પૈસો પરમાર્થના કામમાં તેમણે વાપર્યો હોત તો સમાજને અને દેશને ઘણો ફાયદો થયો હોત!

**સમાજને સાચે રસ્તે દોરે તે સુધારક લગ્ન!**

ઉચ્ચ કેળવણી પામેલાં, સંસ્કારી, વ્યક્તિસ્વાતંત્ર્યના ને સમાન હક્કના જમાનાની હવા પામેલાં આ બંને યુવકયુવતી સરળતાથી અને સંતોષપૂર્વક આદર્શ ગૃહસંસાર ચલાવી અને સુખી લગ્નજીવન જીવી 'સ્ત્રીકેળવણી અને કન્યા-કેળવણી'ની માન્યતાઓમાં ગૂંચવાએલા, 'સમાજમાં અને વ્યવહારમાં સ્ત્રીના અને પુરુષના સ્થાન'ની ચર્ચાઓમાં ઊંચાનીચા થતા, 'ચાલુ યુનિવર્સિટીની માધ્યમિક તેમજ ઉચ્ચ કેળવણી' છોકરીને તેના ગૃહસંસારમાં ફળદાયી છે કે કેમ? 'કર્વે યુનિવર્સિટીએ પણ સરકારી યુનિવર્સિટી માટેનું અનુકરણ કરી સ્ત્રીના ગૃહસંસારની અને સંસ્કાર કેળવણીની યોજનાઓમાં કંઇ જોઇએ તેવો ફાળો આપ્યો નથી,' 'બહુ ભણેલાં, મોટી ઉમરે પહોંચેલાં અને પરસ્પર સંમતિથી કે અનુમતિથી થએલાંનાં પણ સ્નેહલગ્નો અને પ્રેમલગ્નો મોટા પ્રમાણમાં નિષ્ફળ ગયાં છે,' વગેરે વગેરે અટપટા પ્રશ્નો ઉઠાવતા સમાજને 'લગ્ન' અને આદર્શ

ગૃહસંસારની બાબતમાં ભવિષ્યમાં કંઇક માર્ગદર્શક બને એ જ અભ્યર્થના!

**અનાજની હાય!**

વિશ્વયુદ્ધ આવ્યું ને મોંઘવારીનાં મંડાણ મંડાયાં. જીવનની જોઇતી જરૂરી ચીજો પણ દરરોજ મોંઘી ને મોંઘી થતી જાય છે. કેટલીક ચીજો માંડ મેળવી શકાય છે, અને કેટલી તો મળતી પણ નથી. દુનિયાની સૌ ચીજનાં મૂલ્ય વધી પડયાં, પણ માનવીનાં મૂલ્ય આજે ઘટવા માંડયાં છે. માનવીના દેહને ટકાવી રાખવા મૂઠી ધાનને માટે સાંસા પડવા માંડ્યા છે, તેને ઢાંકવાને ટુકડા વસ્ત્રના વખા પડવા માંડ્યા છે. ગરીબની ઘેંસ તદ્દન પાતળી બની છે ને તાલેવંતના ભોજનથાળ ઉપર મોટો કાપ પડયો છે. ખેતીપ્રધાન દેશનાં બાળકો ધાનને માટે વલખાં મારે, એ વાત કોઇના માન્યામાં પણ નહિ આવે, પણ ખરેખર વસ્તુસ્થિતિ તેવી જ થઇ પડી છે. ચાલુ સાલે અનાજ પ્રમાણમાં ખૂબ પાક્યું, પણ કોણ જાણે કયાં ગયું? દેશમાં અનાજના ઢગલા થયા, છતાં આજે અનાજની હડતાલ વાગી ગઇ છે!

**પ્રાન્તમાં અનાજ-ઉત્પાદનની જબ્બર ઝુંબેશ**

વર્તમાન પરિસ્થિતિ ધ્યાનમાં લેઇ ભવિષ્યમાં અનાજની વધુ હાડમારી ઊભી થવા ન પામે, તે માટે મુંબઇ સરકારે ધાન્યની વાવણીને ચાલુ સાલે પણ ઉત્તેજન આપવાનું ઠરાવ્યું છે. "આવતા ચોમાસામાં અને શિયાળામાં ધાન્યનું ઉત્પાદન વધારવા માટે મુંબઇ પ્રાન્તમાં જબ્બર ઝુંબેશ ઉઠાવવામાં આવશે. વધુ અનાજ-ઉત્પાદનના પ્રચારકાર્યના એક ભાગ તરીકે ખેડૂતોને સસ્તે ભાવે બી આપવા માટે ૧૦ લાખ રૂપિયાને ખર્ચે સુધારેલી જાતનાં બી ખરીદવાની મંજૂરી સરકારે આપી છે. ધાન્યની વાવણીને ઉત્તેજન આપવા માટે સરકારે ગયે વરસે જે છૂટછાટ આપી હતી તે ૧૯૪૩-૪૪માં પણ ચાલુ રહેશે. નીચે જણાવેલી છૂટછાટ આપવામાં આવી હતી: (૧) માત્ર અનાજના વાવેતર માટે વગરવ્યાજે તગાવી, (૨) લડાઇના અંત સુધી માત્ર અનાજ વાવવાની ખાત્રી આપનાર ખેડૂતોને-જમીન સારી રીતે ખેડીને સુધારવા માટે તગાવી, (૩) જે ગામડાંઓમાં અનાજનું ઉત્પાદન વધે એ ગામના અમલદારોને ઇનામો, અને (૪) અનાજની હેરફેર માટે માલગાડીઓ આપવાની પહેલી પસંદગી" ('મુંબઇ પત્રિકા,' તા. ૩:૪:'૪૩). આટલેથી જ અનાજનો પ્રશ્ન કંઇ ઓછો ઊકલે એમ છે? તેમ છતાં અનાજ ઊગાડવાનો પ્રશ્ન આજે ઘણો જ અગત્યનો છે; અને દરેક ખેડૂતભાઇ અનાજનું જ વાવેતર કરે એમાં તેમનું પોતાનું તેમ જ સમસ્ત પ્રાન્તનું હિત છે.

**પીરસણ પર પ્રતિબંધ**

ચાલુ અનાજની હાડમારી અને મોંઘવારીને પહોંચી વળવા માટે સરકારે

કંઇ કંઇ ઉપાયો અખત્યાર કર્યા છે. મોટા જમણવારો ઉપર પ્રતિબંધ, એ તેમાંનો એક છે. દરેક જિલ્લામાં ૫૦ માણસ કરતાં વધારે માણસોના જમણવાર ઉપર પ્રતિબંધ મૂકતા મનાઇહુકમો થઇ ગયા છે. દેશી રાજ્યોમાં પણ એ નીતિએ કામ ચાલે છે. પણ હવે તો "ધાર્મિક, સામાજિક કે એવી કોઇ ૫૦ અથવા તો તેથી વધુ માણસોની જમણવારો કોઇ એક દિવસે કરવા પર મુકાએલા પ્રતિબંધને વધુ અસરકારક બનાવવા માટે સરકારે પગલું ભર્યું છે. એમ જણાય છે કે જમણવાર કરનારાઓ જેઓને ભોજનનું આમંત્રણ આપવા માગતા હોય તેઓને ઘેર ભોજન મોકલીને આગલા મનાઇ હુકમની પકડમાંથી છટકી શકે છે. એથી સરકારે ૫૦ અથવા એથી વધુ માણસોને ભોજન પહોંચાડવાની મનાઇ કરી છે. આ જાહેરાત મુંબઇ સરકારી ગેઝેટના અસાધારણ વધારાના ભાગ ૧લામાં પ્રગટ થઇ છે" ('મુંબઇ પત્રિકા,' તા. ૩ : ૪ : '૪૩). સામાન્ય રીતે હેતુ કરતાં સવલત તરફજ ધ્યાન આપનાર મનુષ્ય આ પીરસણના પ્રતિબંધમાંથી વળી પાછો બીજો કોઇ નવો પ્રતિબંધ સરકારની પ્રતિબંધાવલિમાં કેમ નહિ ઉમેરાવે? આ પ્રતિબંધોની પરંપરા એમ ક્યાં જઇને અટકશે?

### અનાજની રૂકાવટ

વળી સરકાર ઘણી વસ્તુઓના ભાવ બાંધી એથી વધારે ભાવે વેચનારને સજા ઠરાવે છે. ઉપરાંત "ખેડા જિલ્લાના ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ અને કંટ્રોલર ઓફ પ્રાઇસીઝ સાહેબે તા. ૨૫મી ડીસેમ્બરે એક હુકમ બહાર પાડીને ઘઉં, ઘઉંની કોઇ પણ બનાવટ, તુવેર, તુવેરની દાળ રેલ, રસ્તા કે નદી મારફત ખેડા જિલ્લાની બહાર, પરમીટ મેળવી હોય તે સિવાય, ખસેડવા સામે પ્રતિબંધ જાહેર કર્યો છે" ('કર્મભૂમિ,' તા. ૨૮ : ૧૨ : '૪૨). વળી એમણે તા. ૨૯ : ૧૨ : '૪૨ને રોજ એવો હુકમ કાઢ્યો છે કે "ખેડા જિલ્લો ખાદ્યપદાર્થો જોઇએ તેટલા પૂરતા પ્રમાણમાં પેદા કરતો નથી. આથી આ જિલ્લામાંથી ખાદ્ય અનાજો બહાર મોકલવા દેવાનું બની શકે નહિ એ વાત સહેજે સમજી શકાય તેમ છે. માટે આ જિલ્લાના કે બીજા જિલ્લાઓના વેપારીઓની અગર આ જિલ્લાના રહીશો કે તેમના મિત્રો અગર સગાંવહાલાંઓ, જેઓ પોતાની આજીવિકા માટે આ જિલ્લા બહાર રહે છે તેવા તમામ લોકોની, ખાદ્ય અનાજો બહાર નિકાસ કરવા માટેની અરજીઓ સ્વીકારવામાં આવશે નહિ, કારણ કે આ જિલ્લામાં પાકેલાં ખાદ્ય અનાજો સ્વાભાવિક રીતે આ જિલ્લામાં ખરેખર રહેલા લોકોને માટેજ છે અને આવાં અનાજો ઉપર જિલ્લા બહાર આવી રહેતા લોકોનો હક નથી. માટે ખાદ્ય પદાર્થોની આયાત અને નિકાસ માટેની

અરજીઓ ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ. માટે ખેડા જિલ્લાની જનતાને તથા વેપારી વર્ગને સલાહ આપવામાં આવે છે કે આવી અરજીઓ કરવી નહિ" ('ખેડા વર્તમાન,' તા ૪ : ૧ : '૪૩ ).

**અનાજનો પ્રશ્ન ઉકલે કેમ?**

અનાજની હાયવરાળનાં આજે અનેક રૂપાંતરો જન્મ્યાં છે. આપણે ઉપર જોયું તેમ સરકાર તરફથી અનાજની અને ખાદ્ય પદાર્થોની બાબતમાં પ્રતિબંધોની પરંપરાઓ વરસી પડી છે. છતાં પ્રજાનો ઘણો મોટો ભાગ તેની અવગણનામાં જ મશગૂલ બનેલો છે. લોકોને સરકારના શુભ હેતુ કરતાં પોતાની સવલત અને સ્વાર્થ વધારે વહાલાં છે. પ્રતિબંધ પ્રજાના માનસને પાપી બનાવે છે. આ રીતિ ઈંગ્લેણ્ડ જેવા દેશમાં સફળ નીવડે, કારણ કે ત્યાં તો ઘણાખરા ખાદ્યપદાર્થ બહારથી જ આવવાના. એટલે બંદર ઉપરથી જ તેનો બંદોબસ્ત થઇ શકે. જ્યારે હિન્દ જેવા ખેતીપ્રધાન દેશમાં એ અશક્ય નીવડે. અનાજને અભાવે લોકો અનાજની દુકાનો ઉપર ધાડો પાડે છે, લૂંટ કરે છે; સંખ્યાબંધ અનાજની દુકાનો લુંટાયાના બનાવો તાજેતરમાં જ બનવા પામ્યા છે. લોકોના મનમાં ભયની લાગણી અને ભૂખમરાનો ભણકાર પેસી ગયાં છે. દેશમાં અમુક જિલ્લાઓ બાદ કરતાં દરેક પ્રદેશમાં કંઇ ને કંઇ જાતનું અનાજ સારા પ્રમાણમાં પાકે છે. તેમાં ચાલુ સાલે પાકનું પ્રમાણ પહેલાંના કરતાં કંઇક સારૂં ખરૂં. તેમ છતાં ગત વર્ષોના કરતાં અનાજની તાણ વધુ અને વધુ પડતી જાય છે. એક વરસમાં કંઇ વસતિ એટલી બધી વધી પડવાનો સંભવ પણ નહિ જ. ત્યારે આમ બનવાનું કારણ?

**વસ્તુસ્થિતિનું સાચું કારણ**

તેનું ખરૂં કારણ પડ્યું છે આર્થિક અંધાધુંધીમાં અને રાજકીય આંધીમાં. નાણાંનો અસાધારણ ફુગાવો અને રૂપિયાની ઘટતી જતી કિંમત તેને માટે જવાબદાર છે. દેશની નાણાંકીય વ્યવસ્થામાં આજે પ્રજાને વિશ્વાસ નથી, એટલે પ્રજામાં સંગ્રહવૃત્તિ દિનપ્રતિદિન વધવા પામી છે. અને તેમાંય પ્રતિબંધોથી 'બળતામાં ઘી હોમાયા' જેવું બન્યું છે. અનાજની બાબતના પ્રતિબંધો ઓછા, તેમ માલની હેરફેરથી અનાજની છૂટ જરૂર થાય. પ્રજાના મનનો ભય હળવો બને. અનાજનું વાવેતર વધારે પ્રમાણમાં થવું જોઇએ એ તો જરૂરી જ છે. પણ એની સાથે સાથે પ્રજાના મનમાં એટલી ખાત્રી થવી જોઇએ કે એણે ઉગાડેલું અનાજ એના પોતાના ઘરમાં રહેવા પામશે. સરકાર અબજોની સંખ્યામાં નોટો છાપી રહી છે અને તેટલા જ પ્રમાણમાં દરેક ચીજના ભાવ ઊછળી રહ્યા છે. એટલે નોટોને મોહે ગરીબ અને અજ્ઞાન ખેડૂતના ઘરમાં તો નોટોના બંડલ સિવાય કશુંય રહેવા પામે નહિ. પરિણામે અનાજની સ્થિતિ તો ત્યાં ને ત્યાં જ રહે.

## સાચો ઉપાય

લડાઇની અસાધારણ પરિસ્થિતિને લીધે જે કંઇ થોડું ઘણું અનાજ પડોશી દેશોમાંથી આપણા દેશમાં આવતું તે હાલ બંધ થઇ ગયું છે. ઊલટું આપણા દેશમાંનું લાખો મણ અનાજ બ્રિટિશ સરકાર હિન્દ બહાર મોકલી રહી છે. હિન્દનો ખાડો પૂરવાની તો વાત બાજુએ રહી, પણ આથી તો તેને વધુ ઊંડો કરવાની જોગવાઇ થઇ રહી છે. સરકારને આજે પ્રજાના માનસને પરખવાની ફુરસદ નથી. અને પ્રજાનું માનસ પરખવા સિવાય ઊભા કરવામાં આવેલા કાયદા ને પ્રતિબંધો પ્રજાને માથે લાદવામાં આવેલા વેઠના- પોટલા રૂપ છે. પ્રજા હમેશાં તે અળખામણા ભારણમાંથી છૂટવાની પેરવીમાં જ રહે છે. પ્રજાના માનસને અનુકૂળ કાયદાઓ ધાર્યું પરિણામ નીપજાવી શકે છે. અનુકૂળ કાયદા પ્રજાની માનીતી સરકાર જ ઘડે, અને પ્રજાની માનીતી સરકાર તે 'રાષ્ટ્રીય સરકાર.' એટલે રાષ્ટ્રીય સરકાર જ આ અનાજના પ્રશ્નનો સાચો ઉકેલ લાવી શકે.

## વડોદરા રાજ્યની પ્રજાને દેણગી

વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબે પોતાના જન્મમહોત્સવને પ્રસંગે પોતાની પ્રજાને દેણગી આપી છે, તેમાં તેમણે જણાવ્યું છે કે "મહેસાણાના અને નવસારીના મારા પ્રજાજનો જોગ સંદેશમાં મહેસાણા સારૂ એક લાખ રૂપિયા સસ્તા કાપડ માટે તથા ત્રણ લાખ રૂપિયા ગામકામો માટે અને નવસારી માટે અનુક્રમે તે હેતુઓ અર્થે રૂ. ૭૫૦૦૦ અને બે લાખ રૂપિયા. એ પ્રમાણે દેણગીઓ આખા રાજ્ય માટેની યોજનાના અંગ તરીકે આપવાનું મેં જાહેર કર્યું હતું. કાપડના વધેલા ભાવોને લીધે ગરીબ લોકોને બહુ શોષવું પડે છે. માપબંધી કાપડ પૂરૂં પાડવાની યોજના તો થોડા સમયમાં અમલમાં મુકાશે. રાજ્યમાં ગરીબ લોકો માટે ભાવ ઘટાડવા હું વડોદરા પ્રાન્ત માટે રૂ. ૧ લાખ, અમરેલી પ્રાન્ત માટે રૂ. ૨૫૦૦૦ અને ઓખા મંડળ પ્રાન્ત માટે રૂ. ૧૨૫૦૦ની દેણગીઓ આપું છું ・・・કૂવાનાં અને પોષક રસ્તાઓનાં બાંધકામ, તળાવોનું ખોદકામ, ઇત્યાદિ જેવાં લોકોપયોગી કાર્યોની યોજનાઓને પ્રાન્તપંચાયતો વધારે વેગ આપી શકે તે અર્થે હું વડોદરા પ્રાન્ત માટે રૂ. ૩,૦૦,૦૦૦ (ત્રણ લાખ), અમરેલી પ્રાન્ત માટે રૂ. ૧,૦૦,૦૦૦ (એક લાખ) અને ઓખામંડળ પ્રાન્ત માટે રૂ. ૫૦,૦૦૦(પચાસ હજાર)ની રકમો આપું છું" (નવગુજરાત,' તા. ૧૧ : ૧ : '૪૩ ). આ માટે શ્રી. મહારાજા સાહેબનો ઉપકાર પ્રજા જરૂર માનશે.

*

મારી તબિયત હજીયે નરમ હોવાથી આ અંકની પણ પ્રસંગકથા ઉપર ધ્યાન આપી શકાયું નથી તો દરગુજર કરશો. —તંત્રી

---

## 'પાટીદાર'માં જાહેરખબરના ભાવ

| | આખું પૃષ્ઠ | અર્ધું પૃષ્ઠ | પા પૃષ્ઠ |
|---|---|---|---|
| બાર માસ | રૂ. ૪૦ | રૂ. ૨૫ | રૂ. ૧૫ |
| છ ,, | ,, ૨૫ | ,, ૧૫ | ,, ૧૦ |
| ત્રણ ,, | ,, ૧૫ | ,, ૧૦ | ,, ૬ |
| એક ,, | ,, ૮ | ,, ૫ | ,, ૩ |

પુઠા પાન ત્રીજા ઉપર આનાથી સવાયા,

અને ,, ,, ચોથા ,, ,, ,,

# સમાવેશ

| લેખ | લેખક | પૃષ્ઠ |
|---|---|---|
| સમાજમાં સ્ત્રીનું સ્થાન | બેન શાન્તાબેન શ્રી. દેસાઇ | ૨૨૭ |
| કંકુ ઉપાય | ભાઇ ઇશ્વર પેટલીકર | ૨૨૯ |
| ગણિતની દૃષ્ટિએ | ,, રામભાઇ ચ. અમીન | ૨૩૪ |
| કોણ જવાબદાર! | ,, ચિમનલાલ કે. પટેલ | ૨૩૭ |
| પથરો પાક્યો! | ,, ચંદ્રકાન્ત નરસિંહભાઇ પટેલ | ૨૪૨ |
| ટાઇફૉઇડ તાવ | ,, પુરુષોત્તમપ્રસાદ પૂ. વૈદ્ય | ૨૪૫ |
| ગ્રંથપરિચય | ,, 'પાટીદાર' મંદિર | ૨૪૮ |
| પ્રસંગકથા | ,, | ૨૫૧ |



૧. ચિસામ્બાથી (ઉત્તર રોડેશિયા, દક્ષિણ આફ્રિકા) મેસર્સ પટેલ એન્ડ કંપની તરફથી 'પાટીદાર'ને જતી ખોટ ખાતે (શિ. ૬=) રૂ. ૪ આવ્યા છે, તે ઉપકારસહિત તે ખાતે જમા કર્યા છે.

૨. જે ભાઇઓ 'પાટીદાર' પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેને જતી ખોટ ખાતે મદદ કરવા ઇચ્છે, તે યથાશક્તિ રકમ મોકલીને, ગ્રાહકો વધારીને અથવા જાહેરખબર આપી અપાવીને એવી મદદ કરી શકે.

૩. આફ્રિકાના ઘણા ગ્રાહકોનાં લવાજમ હજી બાકી છે, તે હવે વેળાસર મોકલી દે અને એ રીતે કાગળોની આ મોંઘવારીના કપરા કાળમાં પ્રેસબીલ ભરવામાં સહાયતા કરી 'પાટીદાર'ને મદદ કરી શકે.

* * *

**ભૂલનો સુધારો**

ગયા ફાગણ માસના અંકમાં પૃષ્ઠ ૧૪૭ ઉપર 'જાણવાજોગ'માં 'શ્રી. જોગલેકર નંદદીપ' વિષે હકીકત આપી છે. તેમાં પૃ. ૧૪૯ ઉપર જણાવ્યું છે કે "શોધકે એનાં ૧૦૦ ગ્રામોદ્યોગ સ્થળોની યોજના કરી છે. દરેક સ્થળ માટે રૂ. ૨૫૦૦ની થાપણ હોય તો દરરોજનાં ૧૦૦ ફાનસ તૈયાર કરી શકાય." એ લખાણમાં ભૂલથી રૂ. ૨૫૦૦ મુકાયા છે, પણ તેને બદલે રૂ. ૨૫૦૦૦ જોઇએ, એટલે એમ વાંચવું જોઇએ કે "દરેક સ્થળ માટે રૂ. ૨૫૦૦૦ની થાપણ હોય તો દરરોજનાં ૧૦૦ ફાનસ તૈયાર કરી શકાય." —તંત્રી

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી. ગોરધનભાઇ મૂળજીભાઇ પટેલે છાપ્યું અને લીલાવતીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૫:'૪૩.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| | | |
|---|---|---|
| સં. ૧૯૯૬<br>વર્ષ ૨૦ | આણંદ | જેઠ<br>અંક ૮ |

## સમાજમાં સ્ત્રીનું સ્થાન

**પ્રાચીન** સમયની સાથે અર્વાચીન સમયને સરખાવતાં સ્ત્રીજાતિનું સ્થાન પ્રાચીન સમયમાં હતું તેના કરતાં આધુનિક કાળમાં હલકું, સ્વતંત્રતા વિનાનું અને ઓશીઆળું છે. પુરુષવર્ગ પોતાના કરતાં સ્ત્રીને ઊતરતી માને છે, તેમજ સ્ત્રીજાતિ પ્રત્યે પૂજ્યભાવ તથા સન્માન જેવું હોવું જોઇએ તેવું રાખતો નથી. પાશ્ચાત્ય દેશોમાં જે સન્માન અપાતું જોવામાં આવે છે તેવા પ્રકારનું સન્માન આ દેશમાં નથી. દેખાવમાં હોય તોય તે ભાવવીનું નથી, સ્વાર્થવૃત્તિ પોષવા જેવું જ હોય છે; હાર્દિક ભાવ લેશ પણ જણાતો નથી. એક કવિ કહે છે:

"ભીકલડું મહિયર મેલીને પરને પ્રિય કરવાનું,
સ્વાર્પણુ ને સ્વાશ્રયનું જીવન જીવતાં મુખ મલકાતું.
એવી ગુણિયલ ગૃહદેવીને પશુસમ પિંજર પૂરે,
નરની અવગણનાથી નારી મૂંગે મારે ઝૂરે.
અબળાના હૈયામાં દૂધ ઉદ્દીપક આવે ક્યાંથી ?
વીર બાલ શાલા ધીમન્ અવતરે હિંદમાં ક્યાંથી ?"

ઉપરના કાવ્યમાં જણાવ્યા મુજબ આજે સ્ત્રીઓની સ્થિતિ અધમ પ્રકારની છે. સમાજમાં પુરુષોનું સ્ત્રીઓ તરફ આવું વલણ હોય છે. આવી સ્થિતિ હોવાથી સ્ત્રીઓનું ઉચ્ચ સ્થાન ક્યારે થશે તે સમજી શકાતું નથી. આવા પ્રકારનું સ્થાન હોય છે તેનું કારણ જો વિચારીએ તો કેળવણીનો અભાવજ માલમ પડશે. હાલના જમાનામાં જે સ્ત્રીઓ ઉત્તમ રીતિએ કેળવાયેલી હોય છે, તે કેવું સ્થાન ભોગવે પણ છે. માટે સ્ત્રીઓની અધમ સ્થિતિ સુધારવા મા…

ઉચ્ચ કેળવણી એ જ મુખ્ય ઉપાય છે. કેળવણીની કક્ષા પણ ઉત્તમ જ જોઇએ. ફક્ત પુસ્તકીઆ જ્ઞાન પ્રાપ્ત કરવાથી સમાજમાં સ્ત્રી સારૂં સ્થાન પ્રાપ્ત કરવા સમર્થ થનાર નથી. સદ્‌ગુણોની અને જ્ઞાનની પ્રાપ્તિ, સમાજની રચના અને સુવિચાર એ જ સ્થાન સુધારવામાં મુખ્ય ગણાય છે.

વડોદરાનરેશ શ્રીમંત સરકાર સયાજીરાવ સમાજસુધારા માટે આગળ પડતા મોટા હિમાયતી હતા. તેમણે રાજ્યમાં વિવિધ પ્રકારની કેળવણી દાખલ કરી છે; સ્ત્રીકેળવણી માટે કર્વે યુનિવર્સિટીનો અભ્યાસ કરવા માટે મહારાણી ચિમનાબાઇ ગર્લ્સ હાઇસ્કૂલ, વગેરે પ્રકારની સંસ્થાઓ કાઢી છે; તેમજ બાળલગ્નપ્રતિબંધ, વિધવાપુનર્વિવાહ, જ્ઞાતિત્રાસનિવારણ, સ્ત્રીઓના વારસાઇ હક્ક, વગેરે બાબતોમાં પ્રજામત કેળવી કાયદાઓ કર્યા છે. આથી સ્ત્રીઓની સ્થિતિમાં સુધારો અને સ્ત્રીસ્વાતંત્ર્ય વખત જતાં પ્રાપ્ત થશે એમ સ્પષ્ટ રીતે લાગે છે. આ નરેશનું અનુકરણ હિંદભરમાં વખત જતાં થશે તો જ સમાજમાં સ્ત્રીનું સ્થાન કંઇક વિશિષ્ટ થશે એમ ચોક્કસ લાગે છે.

પ્રાચીન કાળમાં સ્ત્રીઓનું સમ્માન સારૂં હતું. સ્ત્રીઓને પૂજનીય ગણવામાં આવતી અને જ્યાં સ્ત્રીઓ પૂજનીય મનાય છે ત્યાં દેવો પણ હાજર રહે છે. **यत्र नार्यस्तु पूज्यंते रमंते तत्र देवताः ।** આવી રીતે પ્રાચીન કાળે સ્ત્રીઓ પૂજાતી હતી, તેનું કારણ તેમનામાં સારા સંસ્કારની કેળવણી હતી, ઉત્તમ પ્રકારનો શારીરિક બાંધો હતો, અને આધ્યાત્મિક જ્ઞાન પણ સારૂં હતું. સીતા, અનસૂયા, દ્રૌપદી, સાવિત્રી, વગેરે સતીઓનાં ચારિત્ર સમાજમાં પ્રસરેલાં છે. એવાં ચારિત્રો સમાજની સ્ત્રીઓ પોતાના પ્રદેશમાં વર્તનમાં મૂકે તો જ તેમનું સ્થાન સમાજમાં સારૂં ગણાય. સ્ત્રીઓ દેશકાળ અનુસાર કેળવણી મેળવી કર્તવ્યપરાયણ થઇ પોતાનું ઊંચું વર્તન સમાજમાં દાખવે તો તેમનું સ્થાન જે હાલ ઊતરી ગયેલું છે તે પાછું ચઢાવી શકાય ખરૂં. પરંતુ પાશ્ચાત્ય કેળવણી પ્રાપ્ત કરીને અને પાશ્ચાત્ય વિચારો મનમાં ઠસાવીને, માતા, પિતા, ગુરુ, વગેરે વડીલોના આશીર્વાદનો અનાદર કરીને જગતમાં ઉચ્છૃંખલ રીતે વિચરે તો એવું ઉત્તમ સ્થાન મેળવવા માટે સુયોગ પ્રાપ્ત થશે નહિ.

ઉપરની દૃષ્ટિએ જો સ્ત્રીજાતિની ઉન્નતિ થાય તો સ્ત્રીઓ સુખી થાય. અને સ્ત્રીઓ સુખી થાય તો તેમનાં સંતાનો પણ સુખી થાય; આ પ્રમાણે સંતાનો સુખી થવાથી ભાવિ પ્રજા આદર્શ પ્રજા તરીકે લેખાશે.

કઠોર શાન્તાબેન સી. દેસાઇ

# કંકુ ઉવાચ

ચંદુલભાઈ સાંજે પાછા આવવાનો વાયદો કરીને ગયા હતા; છતાં રાત તો રાત, પણ બીજે દહાડે સવારમાંય આવ્યા નહિ ઠેઠ સાંજે એ આવ્યા ત્યારે કંકુએ કંઈ પૂછ્યાગાછ્યા વગર ઝાટકણી કાઢવા માંડી:

"હું તો પહેલેથી જ ના કહેતી હતી કે આપણો વિચાર નથી, પછી ત્યાં જવાની જરૂર જ શી હતી? પણ મારું તો કશું હિસાબમાં જ નહિ. પાછા મને કહે 'સાંજે પાછા આવીશું.' પણ હજાર વાર કહો તોય સમજે તેને ને! વિવાહનું કામ, સો જાતના લોકો, જેમના તેમના ફંદામાં નાખે! માણસ જોવું ને! ચતુર હોય તો છો ને માથું ફૂટીને મરી જાય, પણ ઘામાં કેમ આવે? અક્કલના બે છાંટા હોય ત્યારે ને! ઢીલું મન દેખાડીએ ત્યારે કોઈ આગ્રહ કરે ને? મણિભાઈને હું કંઈ ઓળખતી નથી? સાત નાગાનો નાગો! પાણી કહે ત્યાં કાદવેય ન હોય! એને ગરજ હોય તો એ તો ગમે તે કહે —આગ્રહ કરે, પણ આપણે શું કામ હા પાડીએ?"

સહેજ અટકી પાછી બોલી: "હું તે ઘડીએ જ ન જવા દેત, પણ મારા મનમાં કે બધા તૈયાર થયા છે ત્યાં એમને કોણ હેઠાણા પાડે? લોકો મૂઆ વાતો કરે છે કે મારા આગળ એમનું કંઈ ચાલતું નથી. પણ એનું કારણ જાણીને વાત કરતા હોય તો તો ધૂળ નાખી! લો ને, હું તો એ સીધું કામ કરીને આવતા હોય તો બે ડફણાં મારે તોય ખાઈને બેસી રહું. પણ જ્યાં જાય ત્યાં માંકાની ગાંસડીની પેઠે ઠંડાગાર થઈને ચોંટી જ રહે. પછી હું ના બોલું તો શું મરું? મેં તમને તે ઘડીએ ચોક્ખું નહોતું કહ્યું કે સાંજે પાછા આવજો?"

જવાબની રાહ જોયા વગર એણે આગળ બોલ્યે જ રાખ્યું: "એ તો હું ના જાણતી હોઉં ત્યારે ને? કહેશે, છો ને કૂતરીની પેઠે ભસ્યા કરે. નહિ સગું, નહિ સાગવું—દહીંય ઓળખાણ નહિ તેને ઘેર પડી રહેવાતું હશે? ને તેમાંય જો આપણો એક આનીયે વિચાર હોય તો તો જુદી વાત; પણ એ તો હતું નહિ. લોકોય મૂઆ ના હોય એની ઉફાંત કરે છે ને? એ મણિભાઈ નથી જાણતો કે એનો વિવાહ નક્કી જેવો છે?"

પાછું કંઈ યાદ આવ્યું હોય તેમ બોલી: "પણ લોકોનો શો દોષ, પોતાનામાં જ જ્યાં રામ ન મળે ત્યાં? જે હોય તેને ચોક્ખું સંભળાવી દેતાં શું થાય છે? પણ આ તો કોઈ પૂછતો આવ્યો એટલે પહોળા ફંસ થઈને બેસે!"

લાંબો શ્વાસ લેઈને વળી આગળ ચલાવ્યું: "આપણે તો આપણો સ્વાર્થ

જોવાનો કે નરી કન્યા જોઈને બેસી રહેવાનું છે? આટઆટલું વીત્યું, તોય ભાઈને નથી ઓળખતા? નાનપણમાં દુઃખ વેઠી ભણાવી મોટા કર્યા, તોય કંઈ ગણ છે? બાયડી કહે તેટલું ભાઈસાબ ખરું માને! એ બાયડીએય ખરાબ દેખાડવામાં બાકી રાખ્યું છે? કૂવે સુદ્ધાંય પડી ચૂકી! અને એના ગયા પછી એક રાતી બદામેય તમારા ઉપર મોકલી છે? એ તો સ્વાર્થ ન હોય તો હું છોકરાનેય એ કુબજા પાસે ન મોકલું. પણ શું કરું? સ્વાર્થ સાધવો હોય તો જેનું મોંય ન જોવાનું હોય તેની પૂઠ જોવી પડે."

હજુ કહેવાનો ભાવાર્થ સ્પષ્ટ ન થયો હોય તેમ એણે કથા લંબાવી: "તમારા મનમાં કે મારો ભાઈ છે એટલે છોકરો ઠેકાણે પડી ગયો. પણ ભાઈનું રાજ નથી, બાઈનું છે! બે ચાર વરસ દુકાનમાં રખડાવી જુદી દુકાન મંડાવી આપી છે, પણ જો રાંટું પડે તો તરત બધું ખૂંચવી લે. ભેગા રહેવાનું એટલે બે વખત રોટલા તો એના હાથનાજ ખાવાના ને?"

હવે ખાનગી હકીકત આવી હોવાથી બહુજ ધીમેથી હૃદયમાં ઊતરે તેમ હાથ લાંબા ટૂંકા કરી કહેવા માંડ્યું: "એ તો લોકો દૂર રહ્યા રહ્યા ઊજળું એટલું દૂધ દેખી રહ્યા છે. પણ તમે તો જરા વિચાર કરો. તમારે ભાગ તો પૂરાં સાતજ વીઘાં જમીન આવી છે કે વધારે? એમની જમીન એ ન હોય ત્યાં સુધી તમે વાપરો, એટલે કંઈ તમારા બાપની થઈ ગઈ? કાલ ઊઠીને ન ફાવ્યું ત્યારે બધો હિસાબ માગે ત્યારે આપ્યા વગર છૂટકો છે? એટલે ચાર છોકરાને ભાગ પૂરાં બબ્બે વીઘાંય આવી? જો આ મોટો ત્યાં ઠેકાણે પડ્યો હોય તો તો એમેય મન વાળીએ કે બળી જમીન નથી તો, બીજાને ત્યાં લેઈ જશે એટલે નિરાંત. એટલે જાણી જોઈને સાપ શું કરવા છંછેડો છો?"

એથીય ધીમે અવાજે તેણે બોલવા માંડ્યું: "મને તમે કાચી ન માનતા. એની ગરજ ન હોય તો એની ભત્રીજી હું ધર્માદાય ન લે. પણ એ લાલચે તો છોકરાને એણે ત્યાં બોલાવરાવ્યો છે. તમે એમ ન જાણતા કે એને તમારા છોકરા ઉપર વહાલ છે. તમારા ભાઈ કાગળ લખે છે તે, હું કંઈ નરાતર મૂરખી છું તે ના સમજું? એમનું મનેય નથી. ના જ હોય ને! એ રાંડનો એટલો અનુભવ એટલે ના સમજે કે એની ભત્રીજી વળી એના કરતાં ક્યાંથી સારી હશે? પણ તોય શું કરે? પોલું પોલું લખે છે કે ત્યાં કરજો, એની તમને ઊંડી ગતાગમ છે?"

એ ઊંડી ગતાગમ સમજાવતાં એટલેજ ધીમે અવાજે એ બોલી:

"એ રાંડને કાને આ વાત જાય કે તરત તમારા છોકરાને, એમ ન માનતા કે ત્યાં ટકવા દે, તરત જ ગાંસડાં પોટલાં બંધાવે! અને કદી વાડ વગર વેલો ચઢે છે! એ તો પાંચ દશ વરસ રહી ત્યાં રાગે પડી જાય ત્યારે બીજા ભાઇઓને લેઇ જાય. આપણે ઊછરતા છોડને લાગલો ઘા કરી બેસીએ, એટલે પછી આગળની વાત જ ક્યાં રહી?"

મૂળ વિષયને થોડું રૂપાન્તર આપી એ લગ્નમાં કન્યાની પસંદગી તરફ વળતાં બોલી: "લોકો કન્યામાં તે શું જોતા હશે? કાણીકૂબડી ન હોય એટલે થયું. સહેજ કાળીગોરી તો ભગવાને ઘડી હોય તે ખરી. અને આજની છોકરીઓ તો ઉપરથી જોઇ હોય તો શાણી સીતા જેવી જણાવાની. એનાં તો ઘેર આવે ત્યારે લક્ષણ જણાય. રામભાઇ વહુને જાતે જોઇ પાસ કરીને આવ્યા હતા. પણ એનો મિજાજ જોયો હોય તો મોટા જેટલીબંધનેય ચઢી જાય! ઘરમાં એ રાણી હોય તેમ બીજી વહુઓ પાણી ભરે, કપડાં ધૂએ ને વાસીદું કાઢે; પણ એ તો કશાને અડકવાની જ નહિ. રામભાઇથી બિચારાથી કંઇ કહેવાય નહિ. મને બહુ થતું હતું કે આવો એ આટલો બધો કેમ દબાઇ ગયો હશે? પણ છોકરો ઓછો સમજુ નથી. મને કહે: 'કાકી, જે ધંધો કરી બેઠા તેને પાર ઉતાર્યે છૂટકો! રોજ ભવાડા કરી ખોટા દેખાવું એના કરતાં દબાયા ચંપાયા નભાવી લેવું શું ખોટું.'"

વળી નજીકનો દાખલો આપતાં એ બોલી: "આપણી જ વાત કરો ને. મણિભાઇને પરણાવ્યો ત્યારે બધાં શું કહેતાં હતાં? આ વહુ તમને સારી મળી. પણ એ તો જેમ જેમ મોટી થતી ગઇ તેમ તેમ એણે પોત પ્રકાશ્યું. આફ્રિકા જવા સારૂં આપણી ઓછી વગોવણી કરી છે? 'એ ના લખે છે એટલે નથી તેડાવતા. એમને હું મફત કામ કરનારી લૂંડી મળી છું, એટલે શું કામ જવા દે!' ફૂવેય પડી ચૂકી! ત્યાં જઇ ધણીના કાન ભંભેર્યા, તે કાગળેય ખરા મનથી લખવાના બંધ કર્યા."

વહુની યોગ્યાયોગ્યતાની ફીલસૂફી ચર્ચતાં એણે આગળ ચલાવ્યું: "વહુ ચાલાક હોય તેમાંય ફાયદો નથી. જશુની વહુ એટલી બધી હોશિયાર કે ભલભલા આદમીને પાણીમાં મૂઠીઓ ભરાવે. ભણેલીય જરા વધારે, એટલે ચાલાકી તો આવે જ ને? પણ ભાઇ બિચારો પરદેશમાં આખો દહાડો ક્યાંય દુકાને પડ્યો હોય, ત્યારે બાઇ શા ને શા ધંધા કરતાં હોય! ખરૂં ખોટું તો ઓછું આપણે જોવા ગયાં હતાં? કહે છે કે એ તો વાત ફૂટી ગઇ ન હોત

તો ઝેર આપવા સુધીની .... એવું કંઇ હશે ત્યારે સ્તો એને બે જ વરસમાં, બસો પાંચસોનું ખર્ચ કરી આવા લડાઇના વખતમાં દેશમાં ધકેલી મૂકી હશે! ઊલટી રાંડો તો બહુ ચાલાક હોય તો કોઇ વખત જીવનું જોખમ. એના કરતાં આપણે આપણો વેપાર મંડાય એવું હોય એટલે જ પત્યું!"

પછી સૌંદર્ય વિષે ભાષ્ય ચલાવ્યું: "બહુ રૂપેય બળ્યું શા કામનું? દ્રૌપદીને રૂપને લીધે જ દુ:ખ પડયું ને? સીતાએય ઓછું વેઠયું છે? અને બધાં-યનાં મન ક્યાંથી સરખાં હોય? પરદેશનો મામલો–એમને ત્યાં કહેનારેય કોણ!"

એટલામાં ડાહ્યાભાઇના ફળિયામાંથી વાત જાણી આવેલી અંબા બોલી: "કંકુકાકી! હવે એ બધું નક્કી થઇ ગયા પછી શું કરવા અમસ્તાં બોલો છો?"

કંકુ એના તરફ જોઇને બોલી: "મારા ભાઇના સાળા લોકો ય શું કરે છે! અમસ્તા જઇ આવ્યા ત્યાં સુધીમાં તો વાત ઉડાડી કે નક્કી થઇ ગયું!"

અંબાએ રૂઆબથી કહ્યું: "લોકો કંઇ અમસ્તા વાતો કરતા હશે?"

કંકુ: "અમસ્તા નહિ ત્યારે ચોપડીને? ધણી જાણે નહિ ને વચવેગળે ઢેડ ધરાકો વહેંચે!"

અંબા: "ધણી તો બધું ય જાણે છે. તમે ન જાણતાં હો તો જાણો–એ બધું નક્કી કરીને આવ્યા છે, રૂપિયા પણ લેતા આવ્યા છે."

"હેં!" પોતાના કર્યા કારવ્યા ઉપર પાણી ફરતું હોય તેમ એણે મોટી આહ નાખી. હમણાં જ હુકો ભરી મેડે બેઠા બેઠા વિઠ્ઠલભાઇ જરા પીતા હતા, ત્યાં કંકુ નવા સમાચાર સાંભળી ઉપર દોડી. સિંહણની માફક તરાપ મારતાં એ ઘૂરકી: "તમે તે મૂરખ છો કે શું? લાખ વાનાં કર્યાં, પણ મોંમાંથી કહે છે કે હું આવી મોંકાણ માંડીને આવ્યો છું?"

વિઠ્ઠલભાઇ કંટાળીને હુકાની નેહ મોં બહાર કાઢી બોલ્યા: "આવ્યો ત્યારથી ચૂડેલની પેઠે વળગી છે, ત્યાં શું કપાળ વાત કરે?"

વધુ ગર્જના કરતી એ બોલી: "તમારા બળાપામાં ને બળાપામાં મારું તો લોહીનું પાણી કરી નાખ્યું એટલે હું ચૂડેલ ઠરી! હમણાં તમે ઊંધા ધંધા કરીને આવો ને હું કંઇ ના બોલું ત્યારે પદમણી લાગું, ખરું ને?"

આંખને વગર પાણી આવ્યે લૂછી નાખતાં એ બોલી: "આટઆટલી શિખામણ દઇને મોકલું છું, પણ તોય જો ભાન રહેતું હોય તો! લોકો તો સ્વાર્થના માર્યા ગમે તેમ ભોળવે, પણ આપણી ફૂટી ગઇ હોય? એ મણિભાઇ

તે દહાડે એમને લેઈને આવ્યો ત્યારથીજ હું તો સમજી ગઈ હતી. પણ મારૂં સાંભળે છેજ કોણ!"

સહેજ અટકી વળી બોલી: "ઠેઠ સુધીનું ડહાપણ ડહોળીને આવ્યા છે, પણ પાછા, બીજું આવીને કહે છે ત્યાં સુધી તો, મગનું નામ મરી નથી કહેતા! પણ હવે જો હું બોલું તો તમારીજ ......"

એટલું અધુરૂં વાક્ય પૂરૂં કર્યા વગર એણે બીજો વિષય ઉપાડયો: "એ તો તમ-તમારે મારા ગણુને બદલે અવગણું માનવો હોય તો માનજો. મારો તો જોનારો ઉપર ભગવાન બેઠો છે! લો ને હમણાં બબ્બા બસો કોઇને આપીને આવ્યા હો તો ના બોલું. પણ આ તો નર્યા એક છોકરાના ભવિષ્યની વાત નથી, પણ પાછળનાં છોકરાંનોય સ્વાર્થ છે. લાખ વાર આ ને આ વાત કરી હશે, પણ એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખવું એને શું!"

વળી ધીરજથી પટાવી યુક્તિ બતાવતી હોય તેમ એણે કહ્યું: "એ તો હું સમજું છું કે તમે ના કહેતા હશો, પણ બધાંયે શરમાવી રૂપિયા ગજવામાં ઘાલ્યા હશે. પણ એ બધું આપણે જઈએ ત્યારે થાય ને? અને છો ને આપ્યા. એ કંઈ મોટી વાત થઇ ગઇ છે? ઠેઠ તોરણે આવેલો પાછો જાય છે તો આમાં તે શું વડીપાપડ વંડી ગયાં છે? લખી દેવાનું કે હમણાં અમારો વિચાર નથી, માટે તમને જે વાતચીત કરી છે તે માંડી વાળજો. ત્રણ પૈસાનું પતું લખી નાખ્યું એટલે એ પત્યું!

વિઠ્ઠલભાઇ તો હુકામાં તમાકુ બળી ગઇ હતી, છતાં ધૂનમાં ને ધૂનમાં નેહને એમ્યે જ રાખતા હતા. છેવટનો ચુકાદો આવી ગયો તોય તેમણે પોતાની સંમતિ કે વિરોધ ન દર્શાવ્યો, એટલે કંકુને પૂછ્યા વગર ચાલ્યું નહિ: "એટલુંયે તમારે હાથે લખાશે કે પાછું મારે કોઇની પાસે લખાવવું પડશે?"

પરાણે આવતી ધુમાડીને મોંમાંથી બહાર કાઢતાં વિઠ્ઠલભાઇ બોલ્યા: "હવે એ બધુંયે થશે કંઇ અત્યારે ને અત્યારે એનું મુરત તો નથી વહી જતું ને?"

"ત્યારે શું-અત્યારે મોતી પરોવો છો તે નવરાશ નથી? કાલેય કરવું ને આજેય કરવું. લખ્યા પછી લખવું છે?" અને એમનો સ્વભાવ સારી પેઠે સમજતી એ થાકીને નીચે જતાં બોલી: "એ તો બધુંય હું કરીશ ત્યારે."

સણિયાદ, તા. કરજણ ઈશ્વર પેટલીકર

# ગણિતની દૃષ્ટિએ

**સ્ત્રી એ** ઉપર ગુજરાતી સીતમગીરી માટે જવાબદાર કોણ? આ પ્રશ્ન જેટલો ચર્ચાસ્પદ છે તેટલો જ વિચારણીય છે. વર્તમાન સમયમાં આપણા સમાજનો મોટો ભાગ આને માટે પુરુષજાતિને જવાબદાર ગણે છે અને પુરુષજાતિ ઉપર જ ટીકાઓનો વરસાદ વરસાવે છે. એ લોક એમ જ કહેવા માગે છે કે જો પુરુષો પોતાની વર્તણૂકમાં જોઈતો સુધારો કરે તો સમાજ આપોઆપ સુધરે. પરંતુ આ તો એકતરફી જ ન્યાય કહેવાય. સમાજ સ્ત્રી અને પુરુષ ઉભયનો બન્યો છે, માટે સમાજના કોઈ પણ સડાનો વિચાર કરવો હોય તો અને તે સડાનું મૂળ શોધવું હોય તો બંનેના ગુણદોષ જોવા, તપાસવા જોઈએ. પુરુષજાતિને નિંદનાર, આ નીતિને બાજુ ઉપર હડસેલી કેવળ એક જ બાજુ ઉપર પ્રહાર કરે છે. આ પ્રકારની નીતિથી સડો નાબૂદ ન થતાં ઊલટો તેમાં ઉમેરો જ થાય છે એમ મારો નમ્ર મત છે. ઉમેરો એ રીતે થાય છે કે આ એકતરફી પ્રહારોથી પુરુષજાતિ છંછેડાય છે. આ બાબતના સત્યાસત્યનો વિચાર આપણે ગણિતની દૃષ્ટિએ કરીએ, સ્ત્રી- અને પુરુષ-વર્ગનું સમાજ તરફનું વલણ કેવું છે તેનું અવલોકન કરીએ:

**પુરુષવર્ગ**: દુનિયાની ઉત્પત્તિ ક્યારે થઈ તે તો ગૂઢ પ્રશ્ન છે, પરંતુ દૂર દૂર નજર પહોંચે ત્યાં સુધી દૃષ્ટિ કરતાં ઇતિહાસ સાક્ષી પૂરે છે કે પુરુષ-વર્ગે પોતાને આશ્રિત કુટુંબીજનોના ભરણપોષણનું કામ માથે ઉપાડ્યું છે. પોતાની જાતિના ઐક્ય માટે ધારાધોરણ રચી તેને સમાજનું રૂપ આપ્યું છે, અને આ પ્રકારે અસ્તિત્વમાં આવેલા સમાજમાં પોતાનું અને પોતાના કુટુંબનું સ્થાન કેવી રીતે સ્થિર બને તેના સતત ઉપાયો યોજ્યા છે. પોતાનાં બાળ-બચ્ચાંને સમયોચિત જ્ઞાન અને સંસ્કાર પૂરા પાડવાનું કાર્ય પણ આ જ વર્ગે ઉપાડ્યું છે. સ્ત્રીપુત્રાદિ કેમ કરી ભયમુક્ત, સુખી અને આનંદી જીવન જીવે તે જોવાનું મુખ્ય કામ મોટે ભાગે આ વર્ગે ઉપાડ્યું છે.

ઉપર જણાવ્યું તેમ પુરુષવર્ગને માથે કુટુંબના ભરણપોષણનો ભાર હોઈ, હાલના સમયમાં આર્થિક દૃષ્ટિએ વિચાર કરતાં સમજાય છે, કે येन केन प्रकारेण ધનનો સંચય કરવામાં પોતાનાં બાળબચ્ચાં માટે સમાજમાં કંઈક સ્થાન મૂકી જવા સિવાય પુરુષવર્ગનો કોઈ ખાસ હેતુ નથી. અલબત્ત આ હેતુ પાછળ થોડે કે વત્તે અંશે 'મોભો' ને 'અહંભાવ' તો છુપાએલાં છે જ. પરંતુ અહંભાવથી તો ભલભલા મુનિઓ મુક્ત ન હતા અને નથી, તો આ બિચારો પુરુષવર્ગ ન હોય તેમાં શી નવાઈ?

હવે ભૂતમાંથી વર્તમાન તરફ આવીએ. ચાલુ સમાજની આર્થિક સ્થિતિ તરફ નજર કરીશું તો આપણને સહજ સમજાશે કે આધુનિક સમાજ આર્થિક સંકડામણ ભોગવી રહ્યો છે. આ સંકડામણની ઉત્પત્તિનો વિચાર કરીશું તો દેશની પરતંત્રતા નજર સમક્ષ આવીને ઊભી રહેશે. હવે ઉપર જણાવી દીધું છે તેમ સમાજમાં પોતાના સ્થાન માટે આ સંકડામણ ટાળવાનો કોઈ પણ રસ્તો શોધવો જ રહ્યો, તે રસ્તો આજનાં આપણાં લગ્નોમાં થતી 'આપલે'માં પણ થોડે ઘણે અંશે સમાયેલો છે. આ ઉપરથી હવે સમજાશે કે આજે લેવાતી મોટી 'પરઠણો'નો હેતુ સમાજની આર્થિક સંકડામણમાંથી મુક્તિ મેળવવાના વ્યર્થ પ્રયાસો સિવાય કંઈજ નથી. સહજ વિચારતાં માલમ પડે છે કે આ પ્રકારની 'આપલે' તે તો કેવળ ફાંફાં સમાન છે, કારણ કે લેનારને ત્યાં વધશે તો દેનારને ત્યાં ઘટશે. આથી કંઈ આખાય સમાજની સંકડામણ દૂર નથી થવાની. છતાંય ડૂબતો માણસ તરણાનો આશરો લેવા ધાય તો તેમાં તેની મૂર્ખાઈ તો નથી જ. હવે વાચક જ વિચારે કે આપણાં લગ્નોમાં થતી મોટી માગણીઓ માટે પુરુષવર્ગ કેટલો જવાબદાર છે.

હવે વિચારીએ પુરુષવર્ગની સ્ત્રીવર્ગ તરફની વર્તણૂક. સાધારણ રીતે પુરુષવર્ગ સ્ત્રીવર્ગના બહુ ઓછા સંસર્ગમાં આવે છે. તેને માથે તો આ વર્ગના ભરણપોષણનો ભાર હોઈ આખો દિવસ તેના કામમાં જ મચ્યો હોય છે. છતાં અમુક સમય તો જરૂર તે પોતાના કુટુંબપરિવાર સાથે ગાળે છે. આ થોડા મળતા સમયમાં તો તે સુખદુઃખની બે વાતોજ કરે છે—અથવા તો પુત્રપુત્રીના ભાવિ સુખની કલ્પનાના મિનારા ચણે છે. અપવાદ રૂપે સ્ત્રી ઉપર જુલમ ગુજારનાર પણ સમાજમાં છેજ, પરંતુ તેનું કારણ શોધતાં દુઃખમાંથી મુક્તિ મેળવવા તેનાં હવાતિયાંજ માલમ પડશે. આ તો તેની સ્ત્રી તરફની વર્તણૂક.

હવે પુત્રવધૂ તરફની વર્તણૂક તપાસીએ. સાધારણ રીતે પુરુષવર્ગ પુત્રવધૂ તરફ સ્નેહાળ હોય છે. હા, આર્થિક સંકડામણમાં ફસાએલો હોય તો બહુ તો કદાચ પુત્રવધૂના દાગીના તરફ મીટ માંડે છે, પરંતુ આય પોતાની સ્ત્રીના ઉશ્કેરવાથી જ. એટલે આને માટે પુરુષવર્ગ કરતાં સ્ત્રીવર્ગ જ વધુ જવાબદાર છે. સ્ત્રીવર્ગ ઉપર ગુજરાતા સીતમમાં તે પોતે જ કેટલો જવાબદાર છે તે વાચક વિચારે. હવે તપાસીએ સ્ત્રીવર્ગના ગુણદોષ.

**સ્ત્રીવર્ગ:** પુરુષવર્ગ જેમ ભરણપોષણનું કામ ઉપાડતો આવ્યો છે, તેમ

આ વર્ગ ઘરની વ્યવસ્થાનો ભાર ઉપાડતો આવ્યો છે. આથી સ્ત્રીવર્ગને ખાસ કરીને ઘરની વ્યવસ્થા, બાળબચ્ચાંની સ્વચ્છતા અને તંદુરસ્તી તથા પુત્રવધૂ હોય તો તેને પોતાના ઘરકામમાં કુશળતા પ્રાપ્ત કરાવી આપવી, એ કામ કરવાનું હોય છે. કેમ કરી ઘરમાં આળસને અને પ્રમાદને બદલે ઉત્સાહ અને ખંતીલાપણું વધે તેય આ વર્ગને જોવાનું છે. ઘરમાં મુખ્ય પુરુષની સ્ત્રી, પુત્રી, પુત્રવધૂ અને સાથે હોય તો ભોજાઇ પણ હોય. તેમનું કામ પરસ્પર મદદ કરવાનું અને પ્રેમથી હળીમળીને રહેવાનું છે. પરંતુ હાલના સમયમાં જોતાં જણાય છે કે ઘરમાં કોઇ પણ વિખવાદ ઉત્પન્ન થાય છે તેનું મૂળ આ વર્ગ છે. સાસુએ પુત્રવધૂને પુત્રીસમાન પાળવી જોઇએ તેને બદલે વેઠ ઉપર રાખેલી નોકરડી પ્રમાણે રાખે છે. નાની નાની ભૂલોને મોટું સ્વરૂપ આપી ઘરના પુરુષવર્ગના કાનમાં સતત ઝેર રેડે છે. આ પ્રકારના વર્તનથી પુત્રવધૂ ચિંતાના બોધ નીચે દબાએલી જ રહે છે. પરિણામે રોગનો ભોગ પણ થઇ પડે છે. આપઘાત જેવા ભયંકર કૃત્યનો આશરો પણ ઘણી વખત શોધે છે. તેના ઉના ઉના ઉચ્છ્વાસોથી ઘરની આબાદીનો પણ નાશ થાય છે. આ બધી બાબતો તો અનુભવની વાત ગણાય, સહજ દૃષ્ટિ નાખતાં એ જણાશે.

હવે આ પ્રકારની સીતમગીરી માટે જવાબદાર કોણ, પુરુષવર્ગ કે સ્ત્રીવર્ગ? પોતે જ પોતાના પગ ઉપર કુહાડી મારે છે અને વાંક કાઢે છે પુરુષવર્ગનો. સ્ત્રીવર્ગ સ્ત્રીવર્ગને જ રિબાવે છે. વર્તમાનમાં સ્ત્રીશિક્ષણનો પ્રચાર સારી રીતે ચાલે છે, છતાંય આવા દાખલા તો ચાલુ જ બને છે. સ્ત્રીવર્ગ જ જ્યાં સ્ત્રીવર્ગ સાથે ઝઘડે ત્યાં પુરુષવર્ગ શું કરે? આજની બાળા ભવિષ્યની વહુ છે અને તે જ વહુ ભવિષ્યની સાસુ પણ છે, તો આજની બાળા જ સમજે કે તેમની ઉપર પડતી દુઃખની ઝડીઓ માટે તેમનો જ વર્ગ જવાબદાર છે, પોતે સાસુ બનતાં પોતાની પુત્રવધૂ ઉપર પ્રેમથી નિહાળે. પરંતુ, ના આ તો મારી સાસુએ મારા ઉપર ઘણાય હુકમ ચલાવ્યા છે, મને ઘણુંય દુઃખ દીધું છે, તો હું સાસુ બની ત્યારે શા માટે વહુ ઉપર દોર ન રાખું? આ સ્થિતિ અત્યારની છે. દરેક સ્ત્રી કોઇકની તો સાસુ, નણંદ, જેઠાણી કે એવી જ કોઇ સંબંધી હશે જ. પુત્રવધૂને દુઃખ દેનાર જેઠ, દિયેર કે સસરો નથી; પરંતુ જેઠાણી, નણંદ કે સાસુ હોય છે. આ રીતે, હવે વાચકવર્ગને સમજાશે કે સ્ત્રીઓ ઉપર ગુજરાતી સીતમગીરી માટે જવાબદાર કોણ?

હવે બંને પક્ષનું સરવૈયું કાઢીએ: પુરુષવર્ગ મોટી પરઠણ માગે છે તેનો બચાવ આર્થિક સંકડામણ છે, વહુની જણસો વેચે તેય આ જ કારણે.

પરંતુ વહુ ઉપરના ત્રાસ માટે તે જવાબદાર નથી. હવે સ્ત્રીવર્ગ સાસુ, નણંદ કે જેઠાણી અથવા તો ત્રણેય પુત્રવધૂ ઉપર દોર રાખે છે. તે ભૂલી જાય છે કે તે પોતેય કોકની પુત્રવધૂ છે કે હતી. આ પ્રકારે દોર ચલાવી બેસી રહે તો ઠીક, પરંતુ પુરુષવર્ગના કાનમાં તેમનીજ જાતિ વિરુદ્ધ ઝેર રેડે છે અને આપઘાત કરાવતા સુધી પહોંચે છે. હવે વાચકવર્ગ જ વિચારે કે સ્ત્રીવર્ગ ઉપર સ્ત્રીવર્ગ શાથી જુલમ ગુજારે છે? પોતે જ વાંકમાં છે, છતાં પુરુષવર્ગને કેમ નિંદે છે? આ પ્રકારની જૂઠી નિંદાથી પુરુષવર્ગ વધુ છંછેડાય તેમાં દોષ કોનો?

કોઇ તો જવાબ દો કે સમાજમાં સડો છે તેને માટે જવાબદાર કોણ?

વસો (હાલ કેરીચો, કેન્યા) રામભાઇ ચ. અમીન

---

## કોણ જવાબદાર?

"કેમ રે સતીશ, શું થયું?" સવિતાએ બૂમ પાડી.

"બા, આ ફોઇએ મને માર્યો." કહી સતીશ જોરથી રડવા લાગ્યો.

ફોઇનું નામ સાંભળતાંજ સવિતાનો મિજાજ સો ડીગ્રી પહોંચી ગયો. તેણે વાગ્બાણ છોડવા માંડ્યાં: "અહીં વધીકી પડી રહી છે અને પાછી છોકરાને મારે છે! એને શું, મરી જાય તો યે? અહીં પડી રહેવા દીધી, ત્યારે પાછી મિજાજ કરે છે."

શાન્તિલાલને આથી ઘણું ખોટું લાગ્યું અને સવિતાને ચૂપ રહેવા સમજાવી, પણ સવિતા એટલી બધી સીધી ન હતી કે એનાથી દબાઇ જાય. તેણે વધુ જોર કર્યું: "તમારી મોટી બેનને કહો ને. એને તો કાંઇ કહેવાતું નથી અને મને કહેવા આવ્યા છે! એને દેખાતું નથી? અહીં કોના ઉપર એટલું બધું જોર કરે છે?" એટલું બોલતાંજ તેનો ક્રોધ આંસુમાં પરિણમ્યો. બિચારો શાન્તિલાલ શું કરે? તે કોને કહી શકે? એક બાજુ બેન અને બીજી બાજુ પત્ની. તેની સ્થિતિ તો એવે પ્રસંગે સાપે છછુંદર ગળ્યા જેવી થતી.

* * *

મુકુન્દલાલ ગામમાં એક સાધારણ કુટુંબના માણસ હતા. તેમનાં પત્ની એક પુત્ર શાન્તિલાલ અને એક પુત્રી રમાને મૂકીને સ્વર્ગે સિધાવ્યાં હતાં. કુટુંબ સાધારણ રીતે સારું અને જમીનજાગીર સારી હોવાથી શાન્તિલાલનું લગ્ન નાનપણથી જ સવિતા સાથે થઇ ગયું હતું. માતાના મૃત્યુ પછી રમા

પિતાના હાથ નીચે ઊછરી હતી. ગામમાં અંગ્રેજી સ્કૂલ હોવાથી રમાએ થોડુંઘણું અંગ્રેજી જ્ઞાન પણ પ્રાપ્ત કર્યું હતું. તે સ્વભાવે શરમાળ છતાં ચાલાક હતી. બહુ ઊંચી નહિ તેમ જ બહુ નીચી નહિ, એવી સાધારણ બાંધાની હતી. બહુ સુંદર ન હતી છતાં આકર્ષક તો હતી જ.

રમાની ઉમર દિનપ્રતિદિન વધવા લાગી અને તે સાથે જ તેના પિતાની ચિંતા પણ વધવા લાગી. તે હમેશાં કોઇ સારા મૂરતિયાની તપાસમાં જ રહેતા. ઘણી જગ્યાએથી તેમને વીલે મોંઢે પાછા ફરવું પડતું. વર સારો મળે તો પૈસાનો વાંધો આવતો. સારા છોકરાનાં માબાપ વધારે પૈસા માગી પોતાની આબરૂમાં વધારો કરતા. ચાર પાંચ હજારની નીચે વાત જ ન થતી. આથી બિચારા મુકુન્દલાલ હતાશ થઇ જતા. તે બિચારા શું કરે? દર વર્ષે ઘણા પ્રયત્ન કર્યા છતાં તેમની આશા ફળીભૂત થતી નહિ, અને બીજી બાજુ રમાની ઉમર વધતી જતી હતી.

આજે રમાની ઉમર ઓગણીસ વર્ષની થઇ ગઇ હતી. ગામમાં લોકો વાતો કર્યા કરતા અને જ્યાં ત્યાં આ જ ચર્ચાનો વિષય થઇ પડ્યો હતો. છેવટે મુકુંદલાલે નિશ્ચય કર્યો કે ચાલુ સાલે તો જરૂર કાંઇ ગોઠવી દેવું.

તેમની ઇચ્છા હતી કે જેમ બને તેમ દીકરીનું લગ્ન ઓછા ખર્ચમાં પતે તો સારૂં. છેવટે તેમના એક હિતેચ્છુ (?) તરફથી ખબર મળી કે અમુક ગામમાં એક ભાઇ એકેક માસથી પત્નીવિહોણા થયા છે. વિધુર થયેલા ઉમાકાન્તની ઇચ્છા ફરીથી લગ્ન કરવાની હતી. તેમને પાંચેક વર્ષનો પ્રવીણ નામે એક પુત્ર હતો. તેઓ ગામમાં પૈસાદાર હતા અને પ્રતિષ્ઠા પણ સારી હતી. તેમનો ધંધો વેપારનો હતો. આ રીતે ઉમાકાન્ત બધી રીતે યોગ્ય હતા, પરંતુ તેમની ઉમર પચાસ વર્ષની હતી. આથી મુકુંદલાલનું મન માનતું નહિ.

આ વિષે કેટલીક વાતો અંદર અંદર ચાલવા લાગી અને બન્ને પક્ષના હિતેચ્છુઓ આમ તેમ જવા આવવા લાગ્યા અને એક બીજાને વણમાગી સલાહ આપવા લાગ્યા. મુકુંદલાલને આમાંથી રસ્તો સૂઝતો નહિ. તેમને સલાહ મળતી કે "ભાઇ, પચાસ વર્ષ તે કાંઇ બહુ ન કહેવાય. પ્રભુની ઇચ્છા હોય તો તેમને સો વર્ષ સુધી પણ કાંઇ ન થાય, બાકી આપણે ક્યાં જુવાન માણસોને ય મરતાં નથી જોતા? આજના જુવાનીઆ કરતાં તો આવા અનુભવી માણસો બહુ સારા. તેમણે તો પચાસ વર્ષનો સારો અનુભવ મેળવેલો છે, તેથી બધું બરાબર સમજે. પૈસા સારા ભેગા કર્યા છે અને હજી કમાણી ચાલુ જ છે, બાકી આજના છોકરાઓ શું કમાય? અનુભવ સિવાય તેઓ ખોટા ખર્ચ કરે અને

પૈસો પણ એગો કરે નહિ. વહેવારની વાતમાં પણ કંઇ સમજે નહિ, માટે તમારે આવેલો લાગ ગુમાવવો નહિ. અને વહેલામાં વહેલી તકે લગ્ન કરી નાખવું. તે ઉપરાંત તમારે કાંઇ ખાસ ખર્ચ પણ થાય નહિ."

છેવટે મુકુંદલાલનું મન ચલિત થયું. અને તેમને લાગ્યું કે બધાંની મરજી છે તો તેમણે શા માટે ના પાડવી! વળી ખર્ચમાંથી બચી જવાય અને છોકરીને પણ પૈસેટકે સારૂં સુખ મળે. પછી તો વિધિએ લખ્યું હશે તેજ થશે, તેમાં આપણો શો ઉપાય! તે રીતે તેમણે તેમનો વિચાર દૃઢ કર્યો. રમાને તો જોકે આ વાત રુચતી ન હતી, પરંતુ તેના પિતાને એક પણ શબ્દ કહી શકે તેની હિંમત તેનામાં ન હતી.

આપણા હિંદુ સમાજમાં સ્ત્રીવર્ગનો મોટો ભાગ હજી આગળ આવવા પામ્યો જ નથી. તેમનામાં કંઇ પણ બોલવાની હિંમત હોતી નથી. ઘણીક બેનો તો એવા સંજોગોમાં ઊછરી હોય છે કે તે પોતાના લગ્નની બાબતમાં ન તો કાંઇ બોલી શકે કે ન તો કાંઇ જાણી શકે. આવી જાતની બીનજરૂરી મર્યાદામાં રહેનારને આપણા સમાજમાં સુશીલ ગણવામાં આવે છે. અને તે સુશીલતાની પદવી મેળવનાર કેટલા લાભ મેળવી શકે છે તે કોઇ કહી શકશે? કેટલીક બેનોને સારાસારનો વિચારજ હોતો નથી અને પોતાનું હિત શામાં રહેલું છે તે સમજીજ શકતી નથી. કેટલીક તો પ્રભુ ઉપરની અંધશ્રદ્ધામાંજ બેસી રહે છે અને કેટલીક માબાપ કરે તેજ ખરૂં એમ માનીને બધું સહન કર્યેજ જાય છે, પછી ભલેને પોતાનું ગમે તે થાય!

રમાનું લગ્ન થયે ત્રણ ચાર માસ વીતી ગયા હતા. અહીં તે આનંદમાં રહી શકતી ન હતી અને ઘરમાં પોતાના પિતા તુલ્ય ગણી શકાય એવા પતિને જોઇને તેને ઘણીજ વેદના થતી, છતાં હિંદુ સમાજમાં જન્મેલી હોઇ તેને બધું સહન કરીને પત્ની તરીકે ત્યાં રહેવું પડતું હતું. ઉમાકાન્ત તો રમાનું મન આનંદમાં રહે તેવા પ્રયત્નો કર્યા જ કરતા, અને પોતાની તિજોરી ખુલ્લી રાખી તેને માટે ગમે તે ખર્ચ કરવા તત્પર રહેતા. આથી રમાનું દિલ કાંઇક ખુશ રહેતું અને પોતાનું દુઃખ ભૂલતી.

ઉમાકાન્ત બહારથી કંટાળીને આવ્યા હતા. ઘેર પ્રવીણ એક ખૂણામાં બેસી આંસુ નીચોવતો હતો. તે પોતાની અપર માના ત્રાસથી કંટાળી ગયો હતો, તેને ઘણી વખત માર પણ પડતો હતો. ઉમાકાન્ત આ દૃશ્ય જોઇ એકદમ તો ધ્રુરક્યા : "તને ભાન નથી? આની પાછળ કેમ પડી છે? તેની સંભાળ રાખતી નથી અને તેને આમ કેમ રડાવ્યા કરે છે?"

રમા પણ ધુરકી: "હું કાંઇ એની મા નથી કે એને રમાડ્યા કરૂં! વગર જણ્યે સુવાવડ મારે નથી જોઇતી. હું કાંઇ એને ખાઇ તો નથી જતી ને? મારો વિશ્વાસ ન આવતો હોય તો એને તમારી સાથે લેઇને ફરો."

ઉમાકાન્ત એક વખત બોલી તો ગયા, પરંતુ પછીથી પસ્તાવો કરવા લાગ્યા. તેમને લાગ્યું કે તેને કયાં છેડી? રમે ને વળી એનું સંભારશે અને દુ:ખી થશે. માટે તે વાત એટલેથી તેમણે આગળ વધવા દીધી નહિ અને મૂગે મોંએ સાંભળ્યા જ કર્યું.

પ્રવીણ કેટલા ય દિવસથી મેલેરિયામાં સપડાઇ ગયો હતો, એનો મંદવાડ વધી ગયો હતો. રમા એની કાંઇ બહુ કાળજી રાખતી નહિ અને જે કાંઇ કરવું પડતું તેને માટે તે બડબડાટ કર્યા જ કરતી. વાતવાતમાં ચિડાઇ જતી. ઉમાકાન્ત આથી નિરાશ થતા, પરંતુ તે શું કરી શકે? તેમને પ્રવીણની મા યાદ આવતી અને તે જીવતી હોત તો તેને કેટલી લાગણી થાત તે સંભારી તેઓ દિલગીર થતા. છેવટે જરૂરી સારવારને અભાવે પ્રવીણ પોતાની વહાલસોઇ માતાની પાછળ સ્વર્ગે સિધાવ્યો.

ઉમાકાન્ત પુત્રશોકમાં ડૂબી ગયા. રમાને તો જાણે કાંઇ બન્યું જ નથી એમ લાગ્યું, તેના મનમાં તો જાણે કે પીડા ગઇ. હવે ઉમાકાન્તની પડતીના દિવસોની શરૂઆત થઇ ચૂકી. વેપારમાં પણ તેમનું ધ્યાન ચોંટતું નહિ. પુત્રનો શોક તેમને બહુ જ સાલતો અને રમાએ પ્રવીણ પ્રત્યે બતાવેલી બીન-કાળજીથી તેમને વધારે લાગતું. આ જ કારણ તેમના પ્રેમ વચ્ચે વિઘ્નરૂપ થઇ પડ્યું અને હવે રમા પ્રત્યે કોઇ કોઇ વાર તિરસ્કાર પણ આવતો.

એક દિવસ તેમને હિસાબ વગેરે તપાસતાં માલમ પડ્યું કે વેપારમાં પુષ્કળ ખોટ ગઇ હતી અને બહાર મોઢું પણ બતાવાય તેમ ન હતું. હવે પોતાનું શું થશે તેની ચિંતામાં તે ગરકાવ થઇ ગયા. ચારે તરફથી આફતો વરસવા લાગી. માણસને સંકટ આવે છે ત્યારે ચારે બાજુથી એકીસાથે જ આવે છે. રમાની અને તેમની વચ્ચે પણ એક એવો પડદો પડી ગયો હતો, કે તેથી ન તો રમા તેમની સાથે બરાબર બોલી શકતી કે ન તો તેઓ રમા સાથે ખુલ્લા દિલથી વાત કરી શકતા.

છેવટે તેમની બધી માલમિલકત વેપારની ખોટમાં સાફ થઇ ગઇ. રહેવા માટે ઘર પણ તેમની પાસે રહ્યું નહિ. જ્યાં પૈસાની છોળો ઊડતી હતી ત્યાં અત્યારે શી સ્થિતિ હતી! ખરેખર ઈશ્વરની કળાનો પાર નથી. આનંદથી ભરપૂર સાગરને એક પળવારમાં જ તે શોકથી ભરી દે છે. હવે ઉમાકાન્તની

તબિયત ચારે બાજુની ઉપાધિઓથી બગડવા લાગી, શરીર સુકાવા લાગ્યું. પોતે ગુમાવેલી લક્ષ્મીથી અને અનિદ્રાથી તેમનું શરીર લથડવા લાગ્યું. કોઇ કોઇ વખત ચકરી આવવા લાગી. દમ, ઉધરસ, વગેરે વધી ગયું. ટૂંકામાં ઘણી જાતની શારીરિક વિટંબણાઓ પડવા લાગી. હવે રમા પણ તેમની ખૂબ કાળજી લેવા લાગી અને ઉજાગરા વેઠીને પણ ખૂબ સારવાર કરવા લાગી. પરંતુ જ્યાં આયુષ્ય જ પૂરૂં થયું હોય ત્યાં કોઇનું શું ચાલે? છેવટે તેઓ પોતાના પુત્રને મળવા રમાને રોતી મૂકી આ ફાની દુનિયાનો હમેશને માટે ત્યાગ કરી યમદૂતની સાથે ચોપન વર્ષની ઉમરે ચાલ્યા ગયા.

હવે રમાની શી સ્થિતિ? તેણે પ્રભુ ઉપર રાખેલી અંધશ્રદ્ધા તેને લાભદાયી નીવડી? તેનાં માબાપે તેને માટે શોધેલું પૈસાટકાનું સુખ ક્યાં ગયું? પતિનો પચાસ વર્ષનો અનુભવ રમાના ક્યા કામમાં આવ્યો? હવે રમાના જીવનનિર્વાહ માટે પણ કાંઇ રહ્યું નથી. સાસરીમાં કોઇને ત્યાં રહી શકે એવું નજીકનું સગું પણું નહીં. છેવટે તે ન છૂટકે પોતાના ભાઇના આશ્રય તળે રહેવા ચાલી ગઇ.

અહીંઆં રમાને પોતાની ભાભી તરફથી ઘણોજ ત્રાસ વેઠવો પડતો. પોતાના પિતા તો લગન પછી ક્યારનાય સ્વર્ગે સિધાવ્યા હતા, અને ભાઇ આગળ કાંઇ ફરિયાદ પણ કરી શકતી નહિ. તેને પોતાનું જીવન ઘણુંજ અકારૂં લાગતું. પોતાના પિતાને પણ તે શાપ દેતી. તેને ઘરનું સઘળું કામકાજ કરવું પડતું. નાના સતીશની પણ મરજી સાચવવી પડતી. ટૂંકામાં એક મજૂરણના કરતાં પણ ખરાબ જીવન તે જીવી રહી હતી.

આજે બનેલા બનાવથી રમાને ઘણું જ ખોટું લાગ્યું. તેમાં વળી સતીશ પોતાની મેળેજ પડી ગએલો, છતાં તેનું નામ લીધું અને સવિતાનો મિજાજ હાથમાં રહ્યો નહિ. શાન્તિલાલ પણ તેમાં કાંઇ બોલી શક્યો નહિ અને સવિતાના શબ્દો બાણુની માફક રમાનું હૃદય વિંધવા લાગ્યા. છેવટે તેને ઘણું જ લાગી આવ્યું. તેને આવું જીવન જીવવા કરતાં મૃત્યુમાં સુખ દેખાયું.

રાતના બાર વાગ્યા હશે. સર્વત્ર શાન્તિ પથરાઇ ગઇ હતી, રાત્રી અંધકારમય હતી, લોકો ભરનિદ્રામાં હતા. પશુ, પક્ષી, વગેરે પણ રાત્રીની શીતળ છાયામાં વિશ્રામ કરી રહ્યાં હતાં. આ વખતે ફક્ત રમાજ જાગતી હતી. તેનું હૃદય સળગી રહ્યું હતું, પોતાના જીવનની છેલ્લી ઘડીઓ પસાર કરી રહી હતી. છેવટે લાગ જોઇને ઊઠી અને ધીમે પગલે બહાર નીકળી ગઇ. રસ્તો પણ બરાબર સૂઝતો ન હતો. રસ્તામાં ઠોકરો ખાતી કોઇની પણ બીક સિવાય તે આગળ ચાલી રહી હતી. અત્યારે તેને કોઇ અટકાવનાર ન હતું. આકાશના

તારાઓ જ ફક્ત તેને નિહાળી રહ્યા હતા, રમાની સ્થિતિથી તેમનામાં પણ જાણે કે અગ્નિ પ્રગટ્યો હોય એવી રીતે ઝબકવા લાગ્યા. રમાને સહાયતા કરવા કેટલાક તારાઓ તો નીચે ખરવા લાગ્યા, પરંતુ તેમનું જીવન તો અધવચ્ચે જ ખલાસ થતું.

છેવટે રમા પહોંચી ગઇ. ક્યાં? જ્યાં પોતાનો ભોગ આપવાનો હતો ત્યાં. તે કૂવા ઉપર ચઢી અને જળદેવીની પ્રાર્થના કરવા લાગી: "હે માતા, હું હવે તારે શરણે આવી છું. મને તું સંકટમાંથી બચાવ, તું મને હમેશને માટે તારા ખોળામાં લેઇ લે. હે દેવી! તું દુઃખીઓનું દુઃખ નિવારણ કરનાર છે, માટે તું મને લેઇ લે." એટલું બોલતાં જ તે અંદર કૂદી પડી અને જીવન સમાપ્ત કર્યું.

વાચક, વિચાર કર. તારો નહિ, પરંતુ સમાજનો વિચાર કર. પ્રવીણના અકાળ મૃત્યુ માટે કોણ જવાબદાર? રમાના દર્દભર્યા અંત માટે કોણ જવાબદાર? ક્યાં ગયા તે હિતેચ્છુઓ, જે રમાના લગ્ન માટે આગ્રહ કરી રહ્યા હતા? આવી કેટલી કુમળી કળીઓ વણવિકસી કરમાઇ જતી હશે!

**ઓડ** **ચિમનલાલ કે. પટેલ**, બી. એસસી.

—*—

## પથરો પાકયો!

"કનુને ફરીથી પરણાવી દો, લીલા તો વાંઝણી જ રહેવાની!"

ઑફિસના એક ખંડમાંથી આછો આછો ગણગણાટ આવતો હતો. વિદ્યાગૌરી અને રમણલાલ શેઠ બંને વાતો કરતાં હતાં. પોતાના દીકરા કનુની પત્ની લીલાએ હજુ સુધી પેટવેપાર માંડ્યો ન હતો અને તેથી એની ચિન્તાનો મુખ ઉપર ભાવ પ્રદર્શિત કરતાં વિદ્યાગૌરી બોલ્યાં.

"જોઇશું, હજુ શું નાસી ગયું છે? લીલાની જિંદગીનો વિચાર તો કર, એમ કાંઇ ઉતાવળે આંબા ન પાકે, ધીરજ રાખ." રમણલાલે કહ્યું.

"એમ બેસી રહેશો તો આપણા દીકરાનો વિસ્તાર આપણે નહિ જોઇએ. અને દાદા-દાદી થવાનો લ્હાવો રહી જશે. પછી પસ્તાશો અને વંશ જશે. પછી મારો વાંક ન નીકળે તે માટે કહું છું; સમજ્યા ને?" વિદ્યાગૌરીએ વિવેચન સાથે રમણલાલ શેઠને કહ્યું.

રાત્રીનો શૂન્યકાર તમરાંના ગણગણાટથી વધુ ગાઢ બનતો હતો, કાળમીંઢ રાત્રિના બાર વાગ્યે એક મકાનના અંધારા ખંડમાં આછો આછો પ્રકાશ બારીબારણામાંથી બહાર ડોકિયાં કરતો હતો. આખું જગત ભરનિદ્રામાં શાન્તિ અનુભવતું હતું. અંધારી રાત્રિ અને તેમાંય પોષ મહિનાની ઠંડી, એટલે પૂછવુંજ શું? આખેય શરીરે ગોદડાં અને રજાઈઓના ધાગા વીંટાળીને જગત પોઢ્યું હતું. આવી નિસ્તબ્ધતામાં એક મકાનમાં એક દુખિયારીના શબ્દો સંભળાતા હતા.

પ્રસવવેદના તો જણનારીજ સમજે, એનો ખ્યાલ બીજા કોઇને ન આવે. એ વેદનામાં કેટલી સહનશીલતાની જરૂર હોય છે એ તો એનો ભોગ બનેલી માતાજ સમજે. સ્ત્રીઓ સદાય સહન કરવાજ ન જન્મી હોય એમ એમને સારી જિંદગી સહન કર્યે જ છૂટકો! આવી કોમલાંગી બેનોનાં દર્દો તરફ દૃષ્ટિ પડતાં એકજ વાક્ય યાદ આવે છે: वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि ॥

લીલાને આજે સારો દહાડો હતો. આજે એને પેટ વેપાર મંડાયાને નવ નવ માસનાં વહાણાં વહી ગયાં હતાં. અને એને પ્રસુતિનો સમય થતાં—પ્રસવ-વેદનાથી એની ચિચિયારીઓ રાત્રિની નિરવતામાં ખલેલ પાડતી હતી. પણ એથી રાત્રી તો એની બૂમો સાંભળીને એના તરફ મંદ મંદ હાસ્ય કરતી હતી!

સાસુનાં કેટલાંય મહેણાંટૂણાં સાંભળ્યા છતાં, નવ નવ માસ પેટમાં ભારને ફેરવ્યા છતાં અને પ્રસવપીડાની યાતનાઓને 'માતા' બનવાના કોડમાં સહન કર્યા છતાં, પ્રસુતિના ખંડમાં હાજર રહેલાંમાંથી એક અવાજ આવ્યો: "પથરો પાક્યો!"

લીલાએ પુત્રીને જન્મ આપ્યો. સમાજે એને પથરો માની લીધો. માનવ-જીવનની મહામૂલી જિંદગીમાં સ્ત્રીઓનું ઉચ્ચ સ્થાન સમાજ ભૂલી જાય છે. સ્ત્રીઓ વિના પુરુષો ક્યાંથી? એ જનનીને આમ પથ્થરની જન્મદાતા માનવામાં સમાજની કેટલી અધમતા છે?

"શું પથરો પાક્યો?" એક સામટા બે ત્રણ વ્યક્તિઓને અવાજે ખંડમાં ક્ષણિક સનસનાટી ફેલાવી.

"હા, બા... પથરો પાક્યો," દાયણે પ્રત્યુત્તર વાળ્યો. "તો...લખી! જા જોઇએ, કબાટમાં વચલા ખાનામાં લીલા રંગની એક શીશીમાં એળિયો છે તે લેતી આવ જોઇએ, જા જલદી કર." એક જવાબદાર સ્ત્રીએ દાયણને ઉદ્દેશીને કહ્યું. દાયણ એળિયો લાવી, અને મધમાં ઓગાળીને એ તુરતની જન્મેલી નિર્દોષ બાલિકાને પીવડાવી દીધો. એ નિર્દોષ બાળા ઈશ્વરને ત્યાં ચાલી ગઇ! અને સમાજે એમ કરીને આંતરિક સંતોષ અનુભવ્યો.

સમાજ, શી તારી ગતિ! એજ લીલાવતીને પેટે પુત્રનો જન્મ થયો હોત તો? લીલાને પુણ્યશાલી ગણત, જન્મનારને આનંદથી સૌ વધાવી લેઇ "કુળ-દીપક અવતર્યો" કહેત! અને એજ લીલાને પેટે પુત્રી જન્મી ત્યારે? લીલા પાપિણી ગણાઇ, અને જન્મનાર નિર્દોષ બાલિકાને સૌએ વધામણી આપી, કે "પથરો પાકયો!"

ભાદરણ (હાલ: મોભારોડ) ચન્દ્રકાન્ત નરસિંહભાઇ પટેલ

—*—

## ટાઇફોઇડ તાવ

આ જાણીતો તાવ છે. આયુર્વેદનિષ્ણાતો તેને તંદ્રિક સન્નિપાત જ્વર કહે છે. આ તાવની મુદત ત્રણથી ચાર અઠવાડીઆંની હોય છે. કેટલીક વખત વિશેષ પણ લંબાય છે.

મળમૂત્ર, ગંદકીનું પાણી, ખરાબ હવા, સડેલાં શાકભાજી તથા ફળફળાદિ પડ્યાં રહેવાનાં સ્થળ, વગેરે ઠેકાણે તે તાવના જંતુ ઉત્પન્ન થાય છે. આ જંતુ દૂધ-પાણી મારફત, તેમજ તેવા રોગોની માંદગીમાં મળમૂત્ર ઉપર માખી બેસી જંતુઓ લઇ આપણા ખોરાક ઉપર બેસી આપણને ટાઇફોઇડ (Typhoid) તાવમાં મૂકે છે. આ તાવ મુખ્યત્વે બાળકોને અને યુવાનોને વિશેષ લાગુ પડે છે.

**તાવનાં શરૂઆતનાં ચિહ્નો:**

-થોડી ઠંડી, બેચેની, ક્વચિત્ ઉલટી, ઝાડા વગેરેથી શરૂઆત થાય છે. પેટમાં થોડો યા વિશેષ દુખાવો ચાલુ રહે છે. પેશાબ અતિશય પીળો યા લાલ થાય છે. સવાર કરતાં સાંજે તાવ વિશેષ રહે છે. ઝાડાનો બંધકોશ પણ રહે છે અને ગાલ ઉપર થોડાં લાલ ચકામાં જણાય છે. પ્રથમ અઠવા-ડીએ એટલે શરૂઆતમાં ઉપર મુજબ હકીકત બને છે. અનુભવી સિવાય શરૂઆતમાં આ તાવની જાત સમજવી મુશ્કેલ બને છે.

બીજે અઠવાડીએ છાતી અને પેટ ઉપર ગુલાબી રંગનાં ચકામાં, છાતી અને ગળાના ભાગ ઉપર ખસખસના દાણા જેવડી ધોળી ફોલ્લીઓ પણ માલુમ પડે છે. આંખો ઊંડી જાય છે, લવરી વધુ ઓછી કરે છે, કંઇક ભાન પણ ઓછું લાગે છે. પેટમાં આફરો, ચૂંક, ગડગડાટ થાય છે. ક્વચિત્

ઝાડા થાય છે. ઝાડામાં લોહી આવે છે. આ તાવમાં આતરડાંમાં ચાંદાં પડે છે, જઠરાગ્નિ મંદ પડી જાય છે.

ત્રીજે અઠવાડીએ દરેક ચિહ્ન વધતું જણાય છે. લોહી ચાલુ રહે અને વિશેષ હોય તો તે ખરાબ ચિહ્ન છે. અશક્તિ વધ્યે જાય છે, ભાન ઓછું રહે છે, લવરી વધે છે; દર્દી બગાડા પાડે, બોલવાનું બંધ થાય, માથાના વાળ પણ ઘસાઇ ખરે છે. આ ચિહ્નો દર્દનું જોર હોય તે મુજબ વધારે ઓછાં થાય છે. સામાન્ય પ્રજા સમજી શકે તે રીતે આ તાવનાં મુખ્ય ચિહ્નો જણાવ્યાં છે.

એકંદરે ત્રીજું અઠવાડીઉં જોખમવાળું ગણાય છે. ચિહ્નો સુધરતાં જણાય તો ચોથા અઠવાડીઆમાં આરામ થાય છે.

આ તાવમાં રામબાણ દવા કોઇ યે નથી, પરંતુ દર્દીને સંપૂર્ણ આરામ, સારી માવજત, પ્રવાહી હલકો ખોરાક, માથા ઉપર ઠંડક, સ્વચ્છ હવા અને દર્દીનાં સગાંની ધીરજ, એ ખૂબ જરૂરી છે. આ મંદવાડમાં તાવ ઊતારવાની દવાઓ આપી દર્દીના હૃદયને નિર્બળ બનાવવું નહિ.

પથારી એવી જગ્યાએ રાખવી કે દર્દીને સ્વચ્છ હવા મળે, ત્યાં ગંદકી અને ઘોંઘાટ હોય નહિ. દર્દીને સંપૂર્ણ આરામ આપવો. ઉનાળાના તાપમાં ઉપર પતરાં હોય તેવા ખંડમાં તેને રાખવો નહિ, ઝાડો પેશાબ સૂતાં સૂતાં જ થવા દેવાં. પથારી એકદમ નરમ રૂના ગાદલાની જોઇએ, કારણ કે ચાર અઠવાડિયાં તેના ઉપર ગાળવાનાં છે. ગાદલા ઉપર ચાદર, તે ઉપર શેતરંજી અને ઉપર મીણનું યા રબરનું કપડું પાથરવું; કારણ કે ઝાડાપેશાબથી ગાદલું બગડે નહિ અને ઉપરનું કપડું બગડે તો તે સ્વચ્છ કરાય. દર્દીને ઊઠબેસ બિલકુલ કરાવવી નહિ. દર્દીનાં પહેરેલાં કપડાં, ચાદર, રૂમાલ, વગેરે ગરમ પાણીમાં નાખ્યા પછી જ સાબુથી ધોવાં. દર્દીને ઓઢવા સુતરાઉ યા ગરમ વસ્તુ વજનમાં હલકી રાખવી. દર્દીના ખંડમાં ગુગળ, લોબાન યા અગરબત્તીનો ધૂપ તેમ જ બને તો સુગંધીદાર પુષ્પો રાખવાં. ગરમ પાણીમાં કપડું ભીંજાવી શરીર સાફ કરવાની પદ્ધતિ તબીબ પાસેથી જાણી લેવી. દિવસમાં ત્રણ ચાર વખત મોં, દાંત સાફ કરાવી કોગળા કરાવવા.

ટાઇફોઇડ તાવના દર્દીનાં ઝાડાપેશાબ ગમે ત્યાં નાખવાં યા કરાવવાં, તેનો અર્થ દર્દીને જ નુકસાન નહિ, પરંતુ સારવાર કરનાર, પડોશ મહોલ્લામાં રહેનાર જનસમાજમાં તે જંતુ ફેલાવવાનું પાપ છે. સારી વસ્તુ તો એ છે કે ચાર પાંચ હાથ ઊંડો ખાડો કરી તેમાં ઝાડોપેશાબ નાખી તે ઉપર ફીનાઇલ

નાખવું, પછી ઉપર માટી નાખવી. યાદ રાખવું કે કૂવા પાસે યા ઘરની અંદર તે ખાડો કરવો નહિ.

દર્દીને પાણી ઉકાળીને ઠંડું થયા બાદ તે આપવું. થોડે થોડે પણ પાણી માગે તેમ છૂટથી પીવા આપવું જ. કપાળે અને માથે ઠંડક રહે તેમ કરવું. બરફની થેલી ફેરવવી, ભીંની માટીનો પાટો રાખવો; ગુલાબજળ, કોલન વૉટર અથવા ઠંડા પાણીમાં કપડું પલાળી કપાળે અને માથે રાખવું. જોવા આવનારને દર્દીના ખંડમાં આવવા દેવા નહિ, પણ પાસેના ખંડમાં બેસાડી કામકાજ પૂરતી વાતચીત કરી જલદી કામ પતાવવું. દર્દીને બિલકુલ બોલાવવો ના જોઇએ, અને એમ કરી તેને જરા ય તસ્દી આપવી ના જોઇએ. ટાઇફૉઇડના દર્દીને હૃદય નબળું પડે તેવી તેમ જ જુલાબની દવાઓ, તે માગે તેવા ખોરાકો, વારંવાર શ્રમ, ઊંઘમાં ખલેલ, ગંદકીની જગ્યાએ તેમ જ પતરાં નીચે પથારી, વગેરે મૃત્યુને આમંત્રણ આપનાર ચીજો છે.

ખોરાકઃ તાજી મીઠી છાશ, સહેજ સિંધવ નાખી આપવી. તેમાં સહેજ ધાણાજીરૂ બાળેલું જ નાખવું. દૂધ એકલું આપવા કરતાં તુલસીપાન અને એલાયચી નાખી ઉકાળો બનાવી આપવો. જવનું ઉકાળેલું પાણી, મગ બાફી તેનું પાણી, મોસંબીનો રસ, વગેરે થોડું થોડું આપવું. કઠણ ખોરાક એ આ રોગને નુકસાનકર્તા છે.

ઉપચારઃ પહેલેથી નક્કી કરી અનુભવી તબીબની દવા કરવી, તેની સૂચનાને અનુસરવું. તાવ ઊતર્યો નહિ માની દવાઓ ફેરફાર કરનારને લાભ થતો નથી. ટાઇફૉઇડ તાવ માટે કોઇ રામબાણ દવા નથી, પરંતુ યોગ્ય સારવાર, યોગ્ય ખોરાક, એ જ મુખ્ય દવા છે; છતાં તેનાં ચિહ્નોની ફેરફારી મુજબ અનુભવી તબીબ યોગ્ય ઉપચાર કરે તેમાં વિશ્વાસ મૂકવો જરૂરી છે.

તાત્કાલિક અનુભવી તબીબની સારવારને અભાવે, સુદર્શન ચૂર્ણ પાવલીથી અડધા ભાર (મોટી ઉમરના દર્દી માટે) અર્ધા શેર પાણીમાં ઉકાળી નવટાંક રહે ત્યારે ઉતારી ઠંડું થતાં રૂપિયા બે ભાર મધ નાખી રહેવા દેવું. તે ચાર ભાગે આપવું (દર ત્રણ કલાકે) અથવા તેની ફાકી આપવી દર ટંકે વાલથી બે વાલ. બંધકોશ રહેતો હોય તો નાની ચમચી એરંડિયું, વધારે દૂધની ચા બનાવી તેમાં મિલાવી આપવું. વધારે દુખાવો પેટમાં રહે તો એરંડિયું તેલ ચોપડી, આકડાનાં પાન ગરમ કરી પેટ ઉપર સવાર સાંજ મૂકવાં. પેશાબની છૂટ ના રહે તો જવનું ઉકાળેલું પાણી વધુ પ્રમાણમાં આપવું. આંતરડામાં ચાંદાં પડે છે, માટે કઠણ ખોરાક તો મટયા પછી પણ થોડા દિવસ સુધી આપવો નહિ. મને અનુભવ છે કે તાવ મટતાં, દવા બંધ કરી તબીબ ભૂખે

મારી અશક્ત બનાવે છે, એવું લોકોનું સાંભળી વધારે પ્રમાણમાં તેમજ ભારે કઠણ ખોરાકથી મૃત્યુ થયાં છે. જો શરૂઆતથી ખોરાકની પૂર્ણ કાળજી રાખવામાં આવે તો વ્યાધિ વધારે ઉગ્ર સ્વરૂપ નહિ પકડતાં પોતાની મેળે શાન્ત પડી જાય છે.

ટાઇફૉઇડમાં જઠરાગ્નિ તદ્દન મંદ પડી જાય છે, જેથી વધારે પડતો પ્રવાહી યા સહેજ પણ કઠણ ખોરાક જતાં ભયંકર આફત ઊતરે છે. તાવમાં લંઘન કરાવવું; તે પણ દેશકાળ, પ્રકૃતિ વય, ઋતુ, દોષ, પ્રકોપ અને દર્દીનું બળાબળ જોઈને કરાવવું. દર્દીનો ખોરાક એવો હોવો જોઈએ, જેને લીધે મળ ઘણો ઓછો થાય તેમજ તે મૃદુ હોય, એટલે કે તે બિલકુલ કઠણ થાય નહિ. ફળોનો રસજ આપવો, તેમાં બિયાં કે રેસા બિલકુલ જવા જોઈએ નહિ.

શરૂઆતની સારવાર ઉપર બતાવ્યા મુજબ સમજી વિચારી કરવામાં આવે તો દર્દ તેનું ઉગ્ર સ્વરૂપ પકડતું નથી. ટૂંકમાં સારવાર અને ખોરાક એજ મુખ્ય ભાગ ભજવે છે; માટે ઉપર દર્શાવ્યા મુજબ સારવાર કરનારને અવશ્ય લાભ થશે.

વૈદ્ય-નિવાસ, **પુરુષોત્તમપ્રસાદ પૂ. વધ**
**આણંદ** જી. પી. એ. સી.

---

## ગ્રંથપરિચય

**૧૭. ઓસરતો રૂપિયો** (The Falling Rupee): લેખક–પ્રો. સી. એન. વકીલ; અનુવાદક–પ્રો. જયંતિલાલ હ. મહેતા; પ્રકાશક–ધ મહાગુજરાત પબ્લિશિંગ કું. લિ., મુંબઈ ૧; પૃષ્ઠ ૭+૭૨, કિંમત રૂા. ૧–૦–૦.

આ પુસ્તિકામાં લેખકે ચાલુ યુદ્ધના નાણાપ્રકરણથી ઊભી થએલી આંટી સમજાવવા પ્રયત્ન કર્યો છે, અને કંઇક અંશે ઉકેલના મુદ્દા પણ સૂચવ્યા છે. શાસ્ત્રીય દલીલ અને આંકડાની હારમાળાઓ ચાલુ નાણાંના જબ્બર ફુગાવાના કારણના મૂળમાં છુપાએલી સરકારની વાણીઆશાહી ખરી દાનત ઉઘાડી પાડે છે. યુદ્ધખર્ચને પહોંચી વળવા છેલ્લાં બે વર્ષમાં બજેટના ખર્ચના આંકડામાં ૧૦૦ કરોડનો વધારો બતાવે છે. આજે હિન્દ સરકાર મિત્રરાજ્યોને અને બ્રિટનને હિન્દમાંથી જથાબંધ માલ ખરીદી આપે છે. બદલામાં બ્રિટન હિન્દને રોકડાં નાણાં ન આપતાં હિન્દ ખાતે ઇંગ્લેંડમાં સ્ટર્લિંગ-કરજ ખાતે જમા કરે છે અને વધારાનાં સ્ટર્લિંગ-જામીનગીરી ખાતે જમા મૂકે છે. પરિણામે હિન્દી સરકારને એની તિજોરીમાંથી હાલ તુરત અહીંના વેપારીઓને પૈસા

આપવા પડે છે, એટલે એની પાસે હાલ બદલામાં કંઇ ન હોવા છતાં એને થોકબંધ નોટો છાપવી પડે છે. આ નોટો હિન્દના ઉત્પાદનના પ્રમાણ કરતાં ઘણીજ વધી રહી છે. આજ સુધીમાં દેશના ઉત્પાદનમાં ૨૦ ટકા જેટલો વધારો છે, જ્યારે બીજી બાજુ સને ૧૯૩૯–૪૦માં રૂા. ૧૭૯ કરોડની નોટો ચલણમાં હતી, તે વધીને ૧૯૪૩ની ૨૨મી જાનેવારીએ રૂા. ૫૯૧ કરોડ જેટલી થઇ છે; અને હાલ લગભગ રૂા. ૭૦૦ કરોડ જેટલી થવા આવી છે. એટલે યુદ્ધકાળ દરમિયાન નોટ-ચલણમાં ૨૩૮ ટકાનો વધારો ચોકખો તરી આવે છે. પરિણામે વસ્તુઓના ભાવો ફૂદકે ને ભૂસકે વધવા લાગ્યા, એટલે આજે નાણાંની કિંમતમાં ઘટાડો થયો છે. રૂપિયો ઓસરતો જાય છે. સરકારે રૂપિયાની કૃત્રિમ ખરીદશક્તિ વધારી દીધી છે. આજે લોકોને માલની અછત જણાવા લાગી છે. વધુમાં હિન્દમાં આયાત કરતાં નિકાસ વધારે છે. અને પરિણામે આજે હિન્દમાં વસ્તુના ભાવોની ટકાવારી સરકારી આંકડા પ્રમાણે ૨૩૮ ટકા સુધી પહોંચી છે, જ્યારે અમેરિકામાં ૧૦૦ ટકા જ છે, અને ઇંગ્લેન્ડમાં ૧૨૨ ટકા જેટલી છે. ટૂંકમાં આજે એ પરિસ્થિતિ આવી ઊભી છે કે દેશમાં માલનું ઉત્પાદન જે ગતિથી વધે છે, એના કરતાં અનેક ગણી ગતિથી નવું ચલણી નાણું બહાર પડે છે, અને પરિણામે આજે હિન્દી જનતા ફુગાવામાં સપડાઇ રહી છે. દિવસે દિવસે નાણાં ઉપરનો સરકારનો અંકુશ ઓસરતો જાય છે, અને પ્રજાનો વિશ્વાસ ઘટતો જાય છે. પ્રજા આજે નાણાંકીય પરિસ્થિતિને શંકાશીલ દૃષ્ટિથી જોઇ રહી છે. અને એમ બનવાનું કારણ એ છે કે સ્ટર્લિંગ-જામીનગીરીના બદલામાં નોટો છપાય એ સમજી શકાય તેમ છે, પણ હાલ તિજોરી-હુંડીના બદલામાં પણ નોટો છપાય છે, અને વધુમાં રીઝર્વ બેન્કના અનામત સંબંધમાં પણ જે આંટ રાખેલી હતી તે રદ કરી છે.

રૂપિયાની ઘટતી કિંમતને—નાણાંના ફુગાવાને પહોંચી વળવા માટે લેખક સૂચવે છે કે સરકારે માલને બદલે સોનું કે માલ આપવો જોઇએ, બ્રિટનની હિંદમાં આપેલી ૩૦ કરોડ પાઉંડની કિંમતની મિલકત વેચીને ભરણું કરવું જોઇએ. અગર તો હિંદમાં રૂપિયાની લોન ઉભી કરી ભરણું ભરી શકાય, વગેરે વગેરે. અને અંતમાં તો આ સઘળી વિકટ પરિસ્થિતિનો ઉકેલ રાજકીય મડાગાંઠના ઉકેલમાં અને રાષ્ટ્રીય સરકારની સ્થાપનામાંજ લેખક જુએ છે.

પુસ્તિકા આઠ પ્રકરણમાં વહેંચાએલી છતાં એ એક પુસ્તક કરતાં સાદા રિપોર્ટ જેવી જ લાગે છે. Presentation—રજુઆત બરોબર નથી. છૂટક છૂટક વિચારો સાંકળવા પ્રયત્ન કરતાં વચ્ચે વચ્ચે સાંકળ તૂટલી જણાય છે.

ફગાવાનાં કારણો, અનિષ્ટો ને ઇલાજો બરાબર ગૂંથાએલાં નથી. કેટલીક બાબતોનું પુનરાવર્તન થતું લાગે છે. અનુવાદ તદ્દન જીવ વગરનો લાગે છે. ભાષણને અને શૈલીને સ્થાન જ નથી એમ કહીએ તો ચાલે. વધુ સારી રીતે અનુવાદ કરવામાં આવ્યો હોત તો વાચકને સરળ પડત અને પુસ્તિકા આકર્ષક બનત. છતાં વસ્તુ–matter–ની દૃષ્ટિએ પુસ્તિકા ચાલુ યુદ્ધના જમાનામાં ઘણી જ ઉપયોગી અને દરેકે વાંચવા જેવી છે.

અર્થશાસ્ત્રને અને નાણાંશાસ્ત્રને સરળ રીતે સમજાવતી એક વાચનમાળા–series–ગુજરાતી જનતા સમક્ષ મૂકવાનો પ્રયત્ન ઘણો જ આદરણીય બનશે.

મગનભાઈ ઓઝા

**૧૮. પગદંડીને પંથે: લોક સાહિત્ય:** વ્યાખ્યાતા શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક–પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે, ખપાટીઆ ચકલા, સુરત; સોલ એજંટ–ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલો, સુરત; પૃષ્ઠ ૧૦ + ૬૨, શ્રી. કમળાશંકરની છબિ, કિંમત રૂ. ૦–૧૦–૦. સ્વ. કમળાશંકર સ્મારક વ્યાખ્યાનમાળામાં ઈ. સ. ૧૯૪૨ના જાન્યુઆરી માસમાં સુરત મુકામે અપાએલું આ વ્યાખ્યાન, વ્યાખ્યાનમાળાની વ્યવસ્થાપક સમિતિએ પુસ્તકના રૂપમાં ગુજરાતના શિષ્ટ સમાજ સમક્ષ મૂક્યું છે. વ્યાખ્યાતાએ શરૂઆતમાં 'લોકસાહિત્ય'ની સમજણ આપીને, તે સાહિત્યનો નર્મદથી માંડીને આજસુધીનો સંક્ષિપ્ત ઇતિહાસ આ વ્યાખ્યાનમાં આપ્યો છે. તે ઉપરાંત કંઠસ્થ સાહિત્યનાં લક્ષણો ટાંક્યાં છે અને ગ્રંથસ્થ અને કંઠસ્થ સાહિત્યના ભેદ બતાવ્યા છે. વ્યાખ્યાતાનું લોકસાહિત્ય પ્રત્યેનું મમત્વ જાણીતું છે. આ વિષયને એમણે સુંદર રીતે સજ્યો છે અને જનતાની લોકસાહિત્ય માટેની અભિરુચિ વધારવા સમર્થ પ્રયત્નો કર્યા છે. 'લોકસાહિત્ય'નો આ ઇતિહાસ જનતાને એ સાહિત્યનો રસ લેતી કરે તો આ વ્યાખ્યાનનો હેતુ સિદ્ધ થાય.

રતિલાલ

* * *

**ચરોતર એજ્યુકેશન સોસાયટી**, આણંદ, સને ૧૯૪૧–૪૨નું નિવેદન.

**આણંદ બાજ ખેડાવાળ મંડળ**, આણંદનો દ્વિતીય વાર્ષિક હેવાલ, સં. ૧૯૯૮.

**સાર્વજનિક પુસ્તકાલય**, આણંદનો ઇ. સ. ૧૯૪૨નો વાર્ષિક હેવાલ.

**સોળ ગામ પાટીદાર કેળવણી મંડળનો** વાર્ષિક અહેવાલ, વિક્રમ સંવત ૧૯૯૮.

**શ્રી કચ્છ લોહાણા કેળવણી જનરલ ફંડના** ટ્રસ્ટી મંડળનો તથા વ્યવસ્થાપક મંડળનો અહેવાલ (પાંચમો), વિ. સંવત ૧૯૯૪–૯૫–૯૬–૯૭.

૧

## એક સાદું અને અનુકરણીય લગ્ન

સોજીત્રામાં શવદાસભાઈની ખડકીમાં ભાઈ જેઠાભાઈ હાથીભાઈ પટેલ સુધારક વિચારના છે. લગ્નપ્રસંગે આજે કુળવાન પાટીદારોમાં આડંબરને કારણે મોટાં ખર્ચ થાય છે, તે ન થવાં જોઈએ, એમ એ ભાઈ જેઠાભાઈ પોતે કુળવાન હોવા છતાં માને છે. તેમના પુત્ર હર્ષદરાયનું લગ્ન સં. ૧૨ : ૭ : '૯૯ને તા. ૧૬ : ૫ : '૪૩ને રોજ નડિયાદ કાકરખાડમાં ભાઈ છોટાભાઈ શંકરભાઈની પુત્રી બેન મધુકાન્તા સાથે થયાં. એ લગ્નમાં છેક સાદાઈ હતી. પોતાના ધ્યેયને અનુસરીને ભાઈ જેઠાભાઈએ કન્યાપિતા પાસેથી કંઈ પણ પરઠણ લીધી નથી. માટલી, માયાંમાટલાં, વડીપાપડ, દાપાંદુપી, કંઈ પણ લીધું નથી. પોતાને ઘેર ગણેશસ્થાપના, માંડવામુહૂર્ત, ગ્રહશાન્તિ, વગેરે ધાર્મિક ગણાતી પણ ખરી રીતે તો વહેમી કોઈ ક્રિયા કરી નહોતી. પચીશેક માણસની જાન લગ્નતિથિએ સોજીત્રેથી નીકળી સંધ્યાકાળે નડિયાદ પહોંચી હતી. રાત્રે લગ્નક્રિયા કરાવી, જમણ જમી બીજે દિવસે સવારે ૯–૩૦ વાગ્યે નીકળી પાછી ફરી હતી. આ લગ્ન બહુ થોડા ખર્ચમાં પત્યું હોવું જોઈએ. આ પ્રમાણે સાદાઈથી લગ્નક્રિયા પતવીને ભાઈ જેઠાભાઈએ અને તેમાં સહકાર આપીને કન્યાપિતા ભાઈ છોટાભાઈએ આ નવો માર્ગ રૂઢ કર્યા માટે ખરેજ તેમને બંનેને ધન્યવાદ ઘટે છે. જો પાટીદાર ભાઈઓ પોતાનું આડંબરી કુળાભિમાન વેગળે મૂકીને આવી રીતે સાદાઈથી લગ્ન કરી ભારે લગ્નખર્ચથી બચે તો પુત્રી અવતરતાં જ 'પથરો પાક્યો!' એમ કહી કેટલાક તેને જન્મતાં જ મારી નાખે છે તેને બદલે 'દેવી પ્રકટ્યાં!' એમ હસતે મોંએ કહી લોક તેને પુત્રની પેઠે જ લાડકોડમાં ઉછેરે.

## બંડખોર બાળા–૧

"મુંબઈ, તા. ૬. કૉલેજમાં અભ્યાસ કરતી એક ૧૮ વર્ષની સુશિક્ષિત ભાટિયા કોમની બાળાએ રજિસ્ટ્રાર મી. કાંગા સમક્ષ ચોંકાવનારું ડેકલેરેશન નોંધાવતાં મુંબઈની ભાટિયા કોમમાં ભારે ચકચાર જાગી હતી. બાળાએ નિવેદન કરતાં જણાવ્યું હતું કે 'મારાં માબાપ મને તેમની પસંદગીના એક વૃદ્ધ માણસ સાથે વિવાહ કરવાની ફરજ પાડે છે. મેં તેની સાથે લગ્ન કરવાનો સ્પષ્ટ ઇનકાર કર્યો છે અને તેથી રોષે ભરાઈને મારાં માબાપ મારા ઉપર ત્રાસ ગુજારતાં હતાં. અને આ ત્રાસ એટલો અસહ્ય થઈ પડ્યો કે મારે ત્યાં

રહેવું અશક્ય બન્યું. એથી નાછૂટકે મને ઘર છોડવાની ફરજ પડી છે.' શ્રી. કાંગાએ ડેકલેરેશન ફાઇલ ઉપર રાખ્યું હતું" ('ગુજરાત સમાચાર,' તા. ૮ : ૫ : ૧૯૪૩). આ બંડખોર બાળાને ધન્યવાદ!

**બંડખોર બાળા – ૨**

"ધ્રોળ, તા. ૧૦. અત્રે શાન્તા નામની ૧૭ વર્ષની એક બ્રાહ્મણ બાળાએ પોતાનાં લગ્ન ધનલોભી માતાપિતાએ એક ચકરીના રોગવાળા આગ્નર મુરતિયા સાથે કરતાં ઘોડે ચઢીને પરણવા આવેલા વરને કેવી રીતે લીલે તોરણે પાછો કાઢ્યો તેનો એક ચોંકાવનારો કિસ્સો બની જવા પામ્યો છે. એમ કહેવાય છે કે ધ્રોળ તાબાના રહીશ એક બ્રાહ્મણે પોતાની કન્યાનાં વેવિશાળ જામનગર રાજ્યના એક ગામે વિક્રયને લોભે એક રોગિષ્ટ, મુરતિયા સાથે ચારેક વર્ષ અગાઉ કર્યાં હતાં. ત્યાર બાદ ગઇ તા. ૭ : ૫ : '૪૩ને રોજ લગ્નનો દિવસ નક્કી હોઇને વરરાજા જાન લેઇને પરણવા આવેલા. જોગાનુજોગ વરરાજા તોરણે આવ્યા તેજ વખતે એકાએક તેમને ચકરીનું દરદ હોઇને ચકરી ચઢી આવતાં તેઓ પડી જવા પામ્યા હતા. આથી લગ્નમંડપમાં હોહા મચી જવા પામી હતી. છતાં ગમે તેમ કરીને હસ્તમેળાપ કરાવી દેવાનો બંને પક્ષનો નિર્ણય મક્કમ હતો. પણ કહેવાય છે કે પરણનાર કન્યા શાન્તાએ સમયસૂચકતા વાપરીને જણાવ્યું કે હમણાં તેમને જરા સ્વસ્થ થઇ જવા દો, પછી ફેરા ફરીશું. દરમ્યાન બાળાએ ગુપ્ત રીતે રાજ્યના પોલીસ વડાને પોતાની સ્થિતિના ખબર દીધા અને કોઇ પણ ભોગે લગ્ન અટકાવવા વિનંતી કરી. પોલીસ વડાએ તરતજ લગ્નમાં દરમ્યાનગીરી કરીને અટકાવ્યાં. વરરાજાની તબીબી પરીક્ષા લેવાઇ અને વરરાજા રોગિષ્ટ હોવાનું સાબીત થયું. રાજ્ય પગલાં લેશે એ બીકે બંને પક્ષોએ અંદર અંદર પતાવી દેઇને લગ્ન ફોક કર્યાં અને બિચારા વરરાજાને લાડી લીધા સિવાય પાછા ફરવું પડ્યું." ('ગુજરાત સમાચાર,' તા. ૧૨ : ૫ : '૪૩). જ્યાં માબાપ પોતાનેજ સ્વાર્થે આવી કુમળી કન્યાઓને આવા ભયંકર નરકમાં હોમવા તૈયાર થાય ત્યાં પછી ગમે તેવી ગરીબ બાળા પણ બંડ કરવા તૈયાર થઇ જાય એમાં શી નવાઇ! આ સ્થિતિમાં આવી પડેલી બાળાઓને આવો સુંદર અને હિતજનક માર્ગ દેખાડવા માટે આ બાળાને અને તેની વહારે ચઢનાર પોલીસ અધિકારીને ખરેજ ધન્યવાદ ઘટે છે!

**અણગમતા લગ્ન વિરુદ્ધ આત્મહત્યા – ૧**

"પાલનપુર, તા. ૨. ડીસા હૉસ્પીટલમાં નોકરી કરતી એક નર્સની કમળા નામની યુવાન પુત્રીએ કુવામાં પડીને પ્રાણ ત્યજી દીધાને બનાવે અત્રે

સનસનાટી ફેલાવા પામી છે. કહેવાય છે કે મરનાર બાળાનું સગપણ તેની ઇચ્છા વિરુદ્ધ કરવામાં આવ્યું હતું. તા. ૩૦મીની સવારે આ કન્યાનું વેવિશાળ થયું અને તેજ સાંજના કુવામાં પડીને કમળાએ પોતાના જીવનનો કરુણ અંત આણ્યો હતો. આ દર્દભરી ઘટનાથી અત્રે ચકચાર ફેલાવા પામી છે" (ગુજરાત સમાચાર,' તા. ૪ : ૫ : '૪૩). બેન શારદાએ આત્મહત્યા ન કરતાં ઉપરની બે બાળાઓ પેઠે બંડ કરીને મુક્ત થઇ હોત તો કેવું સારું!

અણગમતા લગ્ન વિરુદ્ધ આત્મહત્યા – ૨

"મહુવા, તા. ૨. મહુવાનો વતની મનુભાઇ નામનો ૨૩ વર્ષનો આશાભર્યો યુવાન હતો. માતાપિતાએ લગ્ન ગોઠવ્યાં, સંસ્કારી પુત્રને એ લગ્ન નામંજુર હતાં. ગઇ તા. ૨૯મીની રાતના મનુભાઇ એક ગેધરિંગમાં ગયો. જલસો ખતમ થયા પછી તે સીધો સ્ટેશન ઉપર ગયો. માઇલેક દૂર જઇને એક ચિઠ્ઠી ખિસ્સામાં મૂકી અને રેલ્વેના પાટા ઉપર સુઇ ગયો. અને રેલ્વેની સડક એની અનંતની પથારી બની, ઝડપભેર પસાર થએલી ટ્રેને તેના દેહના ટુકડે ટુકડા કરી નાખ્યા! જીવનભર માટે સામાજિક રૂઢિઓનો ભોગ બનીને દુઃખી થવા કરતાં તેણે મૃત્યુને વધારે વહાલું ગણ્યું. કહેવાય છે કે તેનું થએલું વેવિશાળ તેને જરાયે પસંદ નહોતું. અને જે ગેધરિંગમાં એ ગયો હતો ત્યાં ભજવાએલી નાટિકાનો અંત પણ એવો જ કરુણ હતો, અને એણે પણ એ નાટિકાને પોતાના જીવનમાં વણી લીધી" ('ગુજરાત સમાચાર,' તા. ૫ : ૫ : '૪૩). ૨૩ વર્ષની ઉમરના એ યુવકને આ પ્રસંગકથામાં ઉપર જણાવેલી બે 'બંડખોર બાળા'ઓ જેવું શૌર્યભર્યું સાહસ કરવું ન સૂઝ્યું, માત્ર નાટિકાના વેવલાઇભર્યા કિસ્સાને અનુસરવું સૂઝ્યું! સમાજમાં સીધા માર્ગ પાડનાર યુવક તે આવા હોતા હશે?

**સંતાનોને**

પોતાને અણગમતા લગ્નમાં જોડનાર માબાપો સામે બંડ ઉઠાવવું એમાં કંઇયે ખોટું નથી. પોતાની ઇચ્છા માબાપને જણાવવી જોઇએ અને પોતાની ઇચ્છા વિરુદ્ધ પોતાનું લગ્ન નહિ કરાવવા માબાપને સમજાવવાં જોઇએ, છતાં ન સમજે તો માબાપ વિરુદ્ધ બંડ ઉઠાવી તે લગ્નથી દૂર ખસી જવું, એ સંતાનનો ધર્મ છે. પણ ઇચ્છાલગ્ન કરતાં પણ ખૂબ વિચારવું ઘટે. નહિ તો હોલામાંથી નીકળી ચૂલામાં પડવા જેવું થશે. માબાપે પરણાવેલી વહુ કે વર કરતાં પોતે પસંદ કરેલી વહુ કે વર સારો ન નીવડતાં પસ્તાવાનો વખત પણ આવે. પણ એવું બંડ ઉઠાવવાની શક્તિ ન હોવાથી આત્મહત્યાનો માર્ગ લેવો એ તો એક પ્રકારની કાયરતા છે. ઉમરે આવેલાં અને ભણેલાંગણેલાં

યુવકયુવતીએ તો શૌર્ય દાખવવું ઘટે અને આત્મહત્યાના માર્ગને બદલે બંડનો જ માર્ગ લેવો ઘટે.

**માબાપોને**

માબાપોએ સમજવું ઘટે કે હવે નવયુગ બેઠો છે. પૈસાના કે કુળમોહના પોતાના સ્વાર્થને કારણે આ નવયુગમાં ઊછરીને ભણીગણીને ઉમરે આવેલાં પોતાનાં સંતાનોને પોતાની જ દૃષ્ટિએ ઇષ્ટ લાગતાં લગ્ન કરાવવાનો યુગ હવે વીતી ગયો છે. બાળસંતાનોનાં લગ્ન ગમે તેમ કરી નાખો એ જુદી વાત છે, પણ ઉમરે આવેલાં સંતાનનાં લગ્ન એમ ગમે તેમ કરી નાખવાના પ્રયત્નથી તેમને તમે બંડ કરવાને માર્ગે અથવા આત્મહત્યાને માર્ગે ધકેલો છો. ત્યારે હવે સમજતાં થાઓ તો તમારું અને સંતાનોનું, બંનેનું કલ્યાણ છે. લગ્નમાં સંતાનોની ઇચ્છા જોવી જ જોઇએ, તેમની સંમતિ લેવી જ જોઇએ, એવો જમાનો હવે આવી ચૂક્યો છે એ સમજવું જ જોઇશે, નહિ સમજનારે પસ્તાવું પડશે.

**જીવતી પત્નીએ ફરી ઉઘલવા નીકળનારને-૧**

"આણંદ, તા. ૭. સામાન્ય રીતે પાટીદારોમાં પત્ની બદલવી અને ખાંસડું બદલવું જાણે કે સરખું થઇ પડ્યું છે. આ સ્થિતિ અટકાવવા લાંભવેલ, સામરખા, વગેરે ૨૭ ગામના પાટીદારોના જુથે અગાઉ ઠરાવ કરેલો, કે એક સ્ત્રી ઉપર બીજી પરણવી હોય તો પંચની પરવાનગી લેવી જોઇએ અને પંચ પરવાનગી આપે તો જ બીજી વારનું લગ્ન થઇ શકે. લાંભવેલના પટેલ અંબાલાલ નરસિંહભાઇ, જે ૨૨ વર્ષના જુવાન છે, તેમની પહેલી પત્ની લગભગ ૧૯ વર્ષની હયાત છે, છતાં તેઓ કાસરના પટેલ મોતીભાઇ ફકીરભાઇની દીકરી સાથે લગ્ન કરવા તૈયાર થયા. આજે લગ્નનો દિવસ હતો. ગઇ કાલે જુથના આગેવાન ભાઇઓએ આ બાબત નડિયાદ જિલ્લા મેજિસ્ટ્રેટની કોર્ટમાં વકીલ મી. ચતુરભાઇ મારફત અરજી આપી લગ્ન અટકાવવાનો મનાઇ હુકમ કઢાવ્યો અને તે મનાઇ હુકમ ગઇ કાલે જ પરણનાર ભાઇ અંબાલાલને અને છોકરીની માને બજાવવામાં આવ્યો. છોકરીનો બાપ ખસી ગયો. વરરાજાને અને કન્યાની માને મનાઇ હુકમ અપાયાથી લગ્ન અટકી પડ્યું છે. પાટીદારોમાં ભારે ચકચાર થઇ છે" ('સંદેશ'). નાતના આગેવાનો આમ નાતનું હિત જોઇ કામ કરતા હોય તો ઉન્નતિ થવામાં વાર લાગે નહિ. અને લગામ વિનાના યુવકોની સાન ત્યારે જ ઠેકાણે આવે.

**જીવતી પત્નીએ ફરી ઉઘલવા નીકળનારને-૨**

"સુરત, તા. ૫. પોતાની પત્ની જાડી અને કદરૂપી હોવાને કારણે ફરી વાર

લગ્ન કરવા માટે તૈયાર થએલા એક કોલેજિયનનું યુવાનનો તેની જ્ઞાતિએ વ્યવહાર બંધ કરવાનું ઠરાવતાં અત્રે ચકચાર ફેલાવા પામી હતી. કહેવાય છે કે અત્રેની કૉલેજમાં ભણતા મોઢ અમદાવાદી ચાંપાનેરી સમસ્ત ઘાંચી જ્ઞાતિનો ઇશ્વિરલાલ નામનો એક યુવાન પોતાની વિવાહિત પત્ની અંબાને છોડીને બીજી સાથે લગ્ન કરવા તત્પર બન્યો હતો. જ્ઞાતિની કાર્યવાહક સમિતિને જાણ થતાં તેણે ઇશ્વિરલાલને બોલાવીને તેનો જવાબ લીધો હતો. જ્ઞાતિની કાર્યવાહક સમિતિ સમક્ષ ઇશ્વિરલાલે જુબાની આપતાં જણાવ્યું હતું, કે મને મારી હયાત પત્ની જાડી અને કદરૂપી હોવાથી પસંદ નથી અને કાયદો એકથી પાંચ સુધી પત્ની કરવાની રજા આપે છે. બીજા લગ્ન બાદ પોતે પહેલી પત્નીને પોતાને ત્યાં રાખશે ખરો, પણ તે પત્ની તરીકે કે દાસી તરીકે તે સ્પષ્ટ કરવા તેણે ના પાડી હતી. ઇશ્વિરલાલના વાલીઓએ જણાવ્યું હતું કે એને એની વહુ પસંદ નથી અને જો એનું બીજું લગ્ન નહિ કરાવવામાં આવે તો તે ગંભીર પગલું લે તેવો સંભવ છે. બાદ ગઇ કાલે ફરીથી મળેલી જ્ઞાતિની મહાસમિતિએ આવાં લગ્નનો સર્વાનુમતે વિરોધ કર્યો હતો. એક સભ્યે આ અંગે ખેદ દર્શાવતાં આ પગલું એક કૉલેજીયન લે છે તે તેના શિક્ષણને કલંકરૂપ હોવાનું દર્શાવ્યું હતું. તેમજ માત્ર છોકરી જાડી અને કદરૂપી છે તેટલાજ ખાતર બીજું લગ્ન કરવા તૈયાર બનેલા ઇશ્વિરલાલને સામાજિક બંધારણથી પર અને 'નિરંકુશ ગોવાળિયા' સાથે સરખાવતાં ઇશ્વિરલાલના વાલીઓએ તે સામે વાંધો લીધો હતો અને થોડીક ધાંધલ બાદ તેઓ સભાસ્થાન છોડી ગયા હતા. જો ઇશ્વિરલાલ બીજું લગ્ન કરે તો તેમનો જ્ઞાતિવ્યવહાર બંધ કરવાનું જ્ઞાતિએ ઠરાવ્યું છે" ('ગુજરાત સમાચાર,' તા. ૭ : ૫ : '૪૩).

**આવા યુવકોને**

માબાપ પોતાના પુત્રને, ઉપર જણાવ્યું તેમ પોતાને સ્વાર્થે પોતાની દૃષ્ટિએ ઇષ્ટ લાગતા લગ્નમાં જોડે છે. તે પુત્ર મોટો થતાં માબાપે પરણાવેલી કન્યા ન ગમવાથી અથવા તેની સાથે મેળ ન બંધાવાથી તે પુત્ર ફરી લગ્ન કરવા તૈયાર થાય છે. બેશક તેના થએલા એ બાળલગ્નમાં તેની પોતાની કશીયે જવાબદારી નથી, છતાં તેની પત્નીને તરછોડી ફરી લગ્ન કરવું એ પણ યોગ્ય નથી. હિંદુ સમાજમાં એમ તરછોડાએલી સ્ત્રીનું સ્થાન ક્યાં? તેના ભરણપોષણનો બંદોબસ્ત કરીને એવા યુવકો છૂટી પડવા ઇચ્છે તે પણ યોગ્ય નથી, કારણ કે પુરુષની પેઠે સ્ત્રીને પણ લગ્નસુખની અપેક્ષા હોય છે જ. ત્યારે એવા યુવકોનો, બીજું લગ્ન કરતા પહેલાં, એ મુખ્ય ધર્મ છે કે એમ લગ્નથી મુક્ત થએલી સ્ત્રી પણ નિનાસંકોચે બીજું લગ્ન કરી શકે એવું

વાતાવરણ અને સંજોગો સમાજમાં વ્યવસ્થિત રીતે તૈયાર કરવા ઘટે. એવી સ્થિતિ પ્રાપ્ત ન થઇ શકે ત્યાં સુધી બીજું લગ્ન કરવાનો અધિકાર કોઇને નથી, બીજું લગ્ન ન કરવાનો સંયમ રાખવો એ સૌનો ધર્મ છે.

## દુકાળમાં અધિક માસ જેવું ખર્ચાળ લગ્ન

આજ કાલ ગમે તે કારણે પણ અનાજનો ભયંકર દુષ્કાળ છે, હજારો લોક અન્ન વિના તરફડી તરફડીને જીવ છોડે છે, તેવે પ્રસંગે ધનવાનો ધૂળની પેઠે ઉડાડીને અનાજનો અપવ્યય કરતાં પણ અચકાતા નથી, શરમાતા પણ નથી! આણંદના ભાઇ વેરીભાઇ ઝવેરભાઇ પટેલે પોતાના પુત્રનું લગ્ન મોગરી ગામે ભાઇ ઇશ્વિરભાઇ ઝવેરભાઇ પટેલનાં પુત્રી સાથે ગયા ચૈત્ર સુદિ ૧૦મને રોજ કરેલું, તેની જાનમાં ૪૦૦ ઉપર તો જાનૈયા લેઇ ગએલા. કન્યાપક્ષના પણ લગભગ તેટલા જ મહેમાનો હતા! આથી જ સમજાશે કે ગરીબોના આ ભયંકર દુષ્કાળના દિવસોમાં મિષ્ટાન્ન કેવાં ઊડયાં હશે? ભાઇ વેરીભાઇની જાનમાં આણંદના બેએક સરકારી અધિકારીઓ હતા, તેમણે તો એમ ટીકા પણ કરેલી કે આ માપબંધીના દિવસોમાં આટલી બધી ખાંડ અહીં આવી કયાંથી? મોગરીની પાસે મોટું શહેર આણંદ છે, એટલે આણંદમાંથીજ એ ખાંડ ત્યાં ગએલી હોવી જોઇએ. વળી મોગરી વડોદરા રાજ્યનું ગામ છે અને ત્યાં તો કાયદો છે કે કોઇથી કોઇ પણ કારણે ૫૦ કરતાં વધારે માણસને જમાડાય નહિ. ત્યારે આટલા બધા માણસોને જમાડનાર મોગરીના તે ભાઇ ઇશ્વિરભાઇને વડોદરા રાજ્ય શી સજા કરે છે એ હવે જોવાનું છે. આણંદમાં એક ઉદાર ધનવાન ભાઇએ સરતા અનાજની દુકાન ઉઘાડી છે તે દુકાનને અથવા બીજી રીતે ભાઇ વેરીભાઇએ અને ભાઇ ઈશ્વરભાઇએ શું ધર્મદાન કે અન્નદાન આપ્યું તે જે કોઇ ભાઇને ખબર હોય તે મને જણાવશે તો ઉપકારસહિત આવતા અંકમાં પ્રકટ કરીશ.

## ધર્મજના ભાઇઓને ધન્યવાદ

દેશમાં અનાજ વગેરેની તાણ છે એ તો ભાઇ વેરીભાઇ જેવાનેજ ના દેખાય, બાકી એ હકીકત તો જેને જેને. આંખ છે તે સૌને દેખાય એવી છે. અનાજ વિના પિડાતા ભાઇઓ પ્રત્યે જેમને સહાનુભૂતિ છે તેઓ તો તેના ઉપાય પણ યોજે છે. "ધર્મજના પાટીદારોએ લગ્નમરણ પ્રસંગના વરામાં પીરસણુ આપવા-લેવાનાં બંધ કરવાનો ઠરાવ કર્યો છે" ('કર્મભૂમિ,' તા. ૧૦:૫:'૪૩). "ધર્મજ, તા. ૮. આજે જ્યારે દેશમાં ચોમેર 'અનાજ,' 'અનાજના' પોકારો ઊઠતા હોય ત્યારે લગ્નવરો કરીને તેની પાછળ ધૂમ

ખર્ચો કરવાના રિવાજને ઉડાવી દેઈને અત્રેના પાટીદાર સમાજે ખરેખર એક સ્તુત્ય પગલું ભર્યું છે. સમાજે નક્કી કર્યું છે, કે આજની અસહ્ય મોંઘવારીમાં અને અત્યારની પરિસ્થિતિમાં લગ્નઅંગેની જાનમાં માત્ર એક જમણ લેવું અને એકજ જમણ આપવું" (ગુજરાત સમાચાર,' તા. ૧૨ : ૫ : '૪૩). ખરેજ આવો માર્ગ લીધા માટે ધર્મજના ભાઈઓને ધન્યવાદ ઘટે છે. બીજા એકે એક ગામના ભાઈઓએ ધર્મજના ભાઈઓનું અનુકરણ કરવું ઘટે છે.

**પુત્રીને વારસાહક**

વડી ધારાસભામાં સ્ત્રીઓને વારસાહક સંબંધે પ્રસ્તાવ આવ્યો છે. તેમાં પુત્રીને પણ વારસાહક હોવો જોઈએ, એમ કેટલાકનો અભિપ્રાય છે. સમાજ બંધાયાની શરૂઆતમાં માતૃગૃહની (Matriarchyની) પ્રણાલી હતી. હાલ પણ અનેક જાતિઓમાં છે, આપણા દેશમાં દક્ષિણે આવેલી નાયર જાતિમાં પણ એજ પ્રણાલી છે. તેમાં માતા કુટુંબની મુખ્ય વ્યક્તિ છે અને મિલકતની કુલ માલેક પણ તેજ છે. પિતાનો એ મિલકત ઉપર અધિકાર નથી. એ માતાની મિલકતનો વારસો તેની પુત્રીઓનેજ મળે છે, પુત્રને નહિ. પુત્રો તો પરણીને સાસરે પોતાની વહુને ઘેર રહેવા જાય છે. એ સ્થિતિમાં પુત્રોને વારસો અપાય તો કુટુંબની મિલકત વિચ્છિન્ન થઈ જાય—ખાસ કરીને જમીન વગેરે સ્થાવર મિલકત વિચ્છિન્ન થઈ જાય. કાળે કરીને એ માતૃગૃહની પ્રણાલી ફેરવાઈને પિતૃગૃહની (Patriarchyની) પ્રણાલી સમાજમાં દાખલ થઈ અને ત્યારે મિલકતનો માલેક પિતા ગણાયો અને તેનો વારસો પુત્રોને ઊતરવા લાગ્યો. પિતાની મિલકતમાં પુત્રીને ભાગ તરીકે મળતું બંધ થયું, અને એના લગ્ન વગેરે ખર્ચ એ મિલકતમાંથી મળતો રહ્યો. એ કારણે પુત્રો ભાગીદાર ગણાયા, પણ પુત્રી તો એ ભાઈઓની ભગિની (भग=દાન, ભાગ્ય) ગણાઈ—માબાપ કે ભાઈઓ આપે એટલાનીજ એ અધિકારીણી. અને એ યોગ્ય જ છે, કેમ કે તેને ભાઈઓના જેટલાજ વારસાહક મળે તો જમીન વગેરે સ્થાવર મિલકતના ભાગલા પડે અને તે બેન સાસરે પરગામ રહેવા જાય, ત્યાંથી પિયેરની સ્થાવર મિલકતનો વહીવટ કરવો પડે. અને તેને વળી પુત્રીઓ હોય, તે સૌને પેલી સ્થાવર મિલકતમાંથી ભાગ મળે. એમ અનેક પેઢીઓ જતાં એકજ ગામની એ અમુક સ્થાવર મિલકત ઉપર અનેક ગામની અનેક બેનોનો માલકીહક થાય અને તેનો વહીવટ પણ લગભગ અશક્ય થઈ પડે, માટેજ તેને પિતાની મિલકતનો વારસો આપવો યોગ્ય નથી. જે પુત્રી કુંવારીજ રહેવાની હોય તેનો પ્રશ્ન વિચારવા જેવો ખરો. બાકી કન્યા પરણીને સાસરે જાય, પિયેરમાંથી પગ ઉપાડી સાસરામાં મૂકે, એટલે એનો હક પતિની મિલકત ઉપર થાય.

## પત્નીને વારસાહક

પુત્રી પરણીને સાસરે જાય, પિયેરમાંથી પગ ઉપાડીને સાસરામાં મૂકે, એટલે એ સાસરાની થઇ. એના સૌ અધિકાર પિયેરમાંથી ઊઠીને સાસરામાં કર્યાં. એટલે એ પતિની સહચારિણી જ નહિ, પણ સરભાગિની પણ થઇ. પતિની મિલકત ઉપર એ પતિના જેટલી જ અધિકારિણી થાય. પતિ મરતાં તેની મિલકત ઉપર વારસાહક સૌ પુત્રોની સાથે એનો પણ, સર્વ પુત્રોની સમાન. કુટુંબની મિલકત વહેંચાતી વખતે દરેક પુત્ર જેટલો ભાગ તેમની વિધવા માતાને પણ નિરંકુશ મળવો જોઇએ. એમ થતાં આજે હિંદુ નારી આર્થિક પરતંત્રતા ભોગવે છે અને એથી એને સમાજમાં જે દબાઇ રહેવું પડે છે તે સ્થિતિ ટળશે અને આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવા જે ફાંફાં મારવાં પડે છે તે પણ ટળશે.

## સ્ત્રીઓને પગાર!

ઉપરની સ્થિતિ પ્રાપ્ત કરવાના સબળ પ્રયત્ન કરવાને બદલે કોઇ કોઇ સ્થળે એવી વાતો થાય છે કે સ્ત્રીઓ જે ઘરકામ કરે છે, તેને માટે તેમને પગાર મળવો જોઇએ. મોટી વાત છોડીને નાની વાતને વળગવા જેવી એ વાત છે અને છતાં એ વાત સ્વીકારાય તો એમાં તો કેટલીયે આડીઅવળી ઘાંટીએ નીકળે. માનો કે પતિ પત્નીને ઘરકામ માટે પગાર આપે, તો પછી પતિ તેને માં કપડાં, દાગીના, વગેરે બીજા કશાનો ખર્ચ શા માટે કરે? કારણ કે પછી તે પતિપત્નીનો વ્યવહાર શેઠ-નોકર જેવો જ બને ને? પુત્રપુત્રીના ખર્ચમાં પતિ પત્ની પાસે અર્ધો ભાગ માગે, કારણ કે પુત્રપુત્રી તો બંનેનાં સહિયારાં ને? અને પછી મંદિરાજે પત્નીથી ઘરકામ થાય નહિ, તો તેને પગાર તો મળે નહિ જ, પણ ખાવાનું યે ક્યાંથી મળે? એટલે આવી ગાંડી વાતો છોડીને પત્નીએ પતિની સહભાગિની થવાનો પ્રયત્ન કરવો એ જ ઇષ્ટ છે. વળી સ્ત્રીજાતિએ પોતાના ઉન્નત ચારિત્રથી ઊંચે અને પુરુષજાતિની સમાનતાએ આવવાનો પ્રયત્ન કરવો એ જ સૌથી મોટી વાત છે. કારણ કે આર્થિક સ્વતંત્રતાથી પણ તે પુરુષસમાન નહિ ગણાય, જો એનામાં ચારિત્રબળ, હિંમત, વગેરે સમાનતાના ગુણ નહિ હોય તો. શહેરોમાં માલગાડીઓ ધણીધણિયારી સાથે સમાન બળે ખેંચે છે અને તેમાંથી સરખું કમાય છે, અને એમ એ બંનેની સમાન આર્થિક સ્થિતિ છે, છતાં એ ધણિયારીને તેનો ધણી સમાનભાવે જોતો નથી, એ આ વસ્તુનું ઉદાહરણ છે.

---*---

---



---

## 'પાટીદાર'માં જાહેરખબરના ભાવ

| | આખું પૃષ્ઠ | અર્ધું પૃષ્ઠ | પા પૃષ્ઠ |
|---|---|---|---|
| બાર માસ | રૂ. ૪૦ | રૂ. ૨૫ | રૂ. ૧૫ |
| છ ,, | ,, ૨૫ | ,, ૧૫ | ,, ૧૦ |
| ત્રણ ,, | ,, ૧૫ | ,, ૧૦ | ,, ૬ |
| એક ,, | ,, ૮ | ,, ૫ | ,, ૩ |

પુઠા પાન ત્રીજા ઉપર આનાથી સવાયા,

અને ,, ,, ચોથા ,, ,, ,,

હિંદુ સમાજ, તારે ખાતર!!!

યાદ રાખશો! દાન કરો

# નડીઆદ હિંદુ અનાથાશ્રમ

બાળકો, બાળાઓ, કુમારો, વિધવાઓ, અશક્તો, વગેરે મળી ૧૭૧ અનાથો છે અને સંખ્યા વધતી જ જાય છે. નિશાળ છે, કન્યાશાળા છે. ઔદ્યોગિક શિક્ષણ માટે શીવણવર્ગ, સુથારીવર્ગ, ચિત્રકામ, પૉલીશકામ, નેતરકામ, નાના વિધવિધ નમુનાઓનું કામ, વણાટશાળા, છાપખાનું વગેરે વગેરે છે.

  

કંઇ મદદ કરો તે

ખાદી, ધાબળા, પુસ્તકો, રૂ, દવા, ચંપલ, વગેરે ચીજોની અનાથો માટે ખાસ જરૂર છે.

**હરેક પ્રસંગે દરેક પ્રકારનું દાન અપાય છે.**

દક્ષિણ તથા પૂર્વ આફ્રિકાનાં ભાઇબેનો પોતાની રકમના 'પોસ્ટલ ઓર્ડર ક્રાસ' કરી મોકલાવે છે, તેનો વટાવ બેન્ક વધુ લે છે; માટે સાદા ઓર્ડર અગર બેન્ક ઉપરના ચેક આવે તો વધુ સગવડ થાય.

**રિપોર્ટ મફત મળે છે, તે પોસ્ટની ટીકીટ બીડી મંગાવો.**

લખો:— મંત્રી,

હિંદુ અનાથાશ્રમ, નડીઆદ.

Reg No B 1875

૧૯૯૯ અષાઢ

# પાટીદાર

વર્ષ ૨૦ અંક ૯

દેશી માલ ખરીદવાનો નિયમ પકડવાથી અર્થશાસ્ત્રના કાયદાનો ભંગ થશે તેવું જેઓ કહેતા હોય તેમને હું પૂછીશ, કે અર્થશાસ્ત્ર કોનું બનાવેલું છે? આપણી સ્કૂલોમાં અને કોલેજોમાં જે અર્થશાસ્ત્ર શિખવાય છે તે અંગ્રેજોનું બનાવેલું છે. અહીંના અર્થશાસ્ત્રની નીતિ અંગ્રેજો કેનેડા અને ઓસ્ટ્રેલિયાવાળાને કેમ લાગુ પાડતા નથી? અંગ્રેજોએ તેમના હાલના અર્થશાસ્ત્ર માટે ઇંગ્લંડ અને હિંદુસ્થાન એ બે દેશો પસંદ કર્યા છે. જેમ એક અર્થશાસ્ત્ર બનાવનાર બ્રાહ્મણ તેમાં તેના પોતાના લાભની લખવાની સંભાળ રાખે છે તેમ અંગ્રેજોએ તેમના બનાવેલા અર્થશાસ્ત્રમાં લખેલું છે. તેમના ઉદ્યોગહુન્નર આબાદ થયા પછી તેમણે પોતાનું અર્થશાસ્ત્ર બનાવ્યું છે. હવે જો અંગ્રેજોનું અર્થશાસ્ત્ર ખરું હોય, તો બીજા દેશો તેમના અર્થશાસ્ત્ર પ્રમાણે કેમ વર્તતા નથી?

'ભાષણો અને લેખો,' પૃ ૭૭ — સ્વ૦ દિ. બ. અંબાલાલ સા. દેસાઈ



 

તંત્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી ગોવર્ધનભાઈ મગનભાઈ પટેલે છાપ્યું અને શ્રી નાવનીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રગટ કર્યું, તા. ૨૫-૬-૪૩

## સમાવેશ





૧. બ્હેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં પલાણાના પણ હાલ કંપાલામાં રહેતા ભાઇ ચતુરભાઇ ઇચ્છાભાઇ પટેલે (શિ. ૧૨=) રૂા. ૮, કલીરોથી ભાઇ જમનાદાસ નાગરદાસ પટેલે રૂા. ૬ અને ચિખોદરાના હાલ વડોદરામાં રહેતા ભાઇ ચતુરભાઇ કાળિદાસ પટેલે પોતાનાં પુત્રી બ્હેન આનંદીબ્હેનને લગ્નપ્રસંગે રૂા. ૫ મોકલ્યા છે તે ઉપકાર સહિત એ ફંડમાં જમા કર્યા છે. જે બ્હેનોએ વિનાલવાજમ 'પાટીદાર' મંગાવવું હોય તે પોતાને હાથે કાગળ લખી જણાવે. ગામની બીજી બ્હેનોને પણ એના વાચનનો લાભ આપે.

૨. જે ભાઇઓ 'પાટીદાર' પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેને જતી ખોટ ખાતે મદદ કરવા ઇચ્છે, તે યથાશક્તિ રકમ મોકલીને, ગ્રાહકો વધારીને અથવા જાહેરખબર આપી અપાવીને એવી મદદ કરી શકે.

૩. આફ્રિકાના ઘણા ગ્રાહકોનાં લવાજમ હજી બાકી છે, તે હવે વેળાસર મોકલી દે અને એ રીતે કાગળોની આ મોંઘવારીના કપરા કાળમાં પ્રેસબીલ ભરવામાં સહાયતા કરી 'પાટીદાર'ને મદદ કરી શકે.

૪. 'પાટીદાર'માં આવતાં ચર્ચાપત્ર સાથે તંત્રી સહમત થાય છે જ એમ માનવું નહિ.

૫. 'પાટીદાર'માં નનામા કે ઉપનામથી લખાએલા લેખ લેવાતા નથી.

૬. પોતાની જાણમાં આવે એવા વિશ્વાસપાત્ર સમાચાર 'પાટીદાર'ની પ્રસંગકથા માટે ભાઇબ્હેનો મોકલે એવી આશા છે.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૬ } આણંદ { અષાઢ
વર્ષ ૨૦ } { અંક ૯


## આપણા શિક્ષિતોની અશિક્ષિતતા

**અત્યારે** આપણો દેશ કેળવણીમાં આગળ વધ્યે જાય છે. આપણા હિન્દુ સમાજમાં પણ શિક્ષિતોની સંખ્યા વધતી જાય છે. આપણે આ શિક્ષણ લેતા પહેલાં શિક્ષણનું મુખ્ય ધ્યેય શું છે તે જાણવું જોઇએ. શિક્ષિત વર્ગે પોતાના જ્ઞાનના વિકાસથી અશિક્ષિતોની જડતા દૂર કરીને અને સમાજમાંથી કુરૂઢિઓ તથા ખોટા રીતરિવાજો, જે આપણને હાનિકર્તા હોય તે, કાઢી નાખીને નવી પ્રથાઓ દાખલ કરી સુખદાયક અને યોગ્ય સુધારા કરવા જોઇએ. આપણા સમાજમાં શિક્ષિતોની સંખ્યામાં વધારો થતો જાય છે, પરંતુ તેઓ પોતે પોતાના મેલા વિચારો દૂર કરી સમાજમાં સુધારો કરવા કેટલે અંશે પ્રયત્નો કરે છે તે જોઇએ.

આપણા હિન્દુ સમાજમાં માતાપિતાના મૃત્યુ પાછળ 'બારમું' કરવાનો રિવાજ હતો અને હજી પણ કેટલીયે જગ્યાએ છે. આપણો આ રિવાજ કેટલો દુષ્ટ છે તે તો હવે લગભગ દરેક જણ જાણે છે. બારમાને દિવસે લોકો આનંદથી ભોજન કરે છે, પરંતુ મૃત્યુ પામેલાને તો કોઇ યાદ પણ કરતું નથી. તેની પાછળ હજારો રૂપિયાનો ધુમાડો કરવામાં આવે છે. આવાં પ્રેતભોજનો છેવટે દેવું કરીને પણ કરવામાં આવે છે... દેવું કરનાર ઉપર તો વ્યાજનું યે વ્યાજ ચઢે છે અને છેવટે દેવું નહિ આપી શકવાથી તેની સ્થિતિ ઘણી જ કફોડી બની જાય છે. આપણા શિક્ષિત યુવકોએ આ બારમાની પ્રથા બંધ કરવી અને કરાવવી જોઇએ. એનાથી થતાં નુકસાનો અજ્ઞાન ભાઇઓને સમજાવીને દર્શાવવું જોઇએ કે બારમાના લાડુ એ ઘીના લાડુ નથી, પરંતુ લોહીના લાડુ છે. પરંતુ આપણો શિક્ષિત વર્ગ 'આપણે આમ ન કરવું જોઇએ' અને 'તેમ ન કરવું જોઇએ' એમ લાંબાં લાંબાં ભાષણો આપવામાં જ સમજે છે, પરંતુ જ્યારે પોતાનો વારો આવે છે ત્યારે તરત જ જૂની પ્રથાને અનુસરીને

પ્રેતભોજન જમાડતાં અને જમતાં પણ અચકાતા નથી. તે વખતે તેમનું ભાષણ આપવાનું ડહાપણ ક્યાં જાય છે? કોઇ પૂછે તો તેઓ તે વખતે ખોટાં બહાનાં કાઢીને ગલ્લાંતલ્લાં કરે છે. બીજાને સલાહ આપવી અને પોતાનો સમય આવ્યે ખસી જવું એ શું આપણા શિક્ષિત વર્ગની શોભા છે? બીજા કેટલાયે અશિક્ષિતો હોવા છતાં સંસ્કારી માણસો પોતાના દઢ નિશ્ચયને મક્કમતાથી વળગી રહીને, સમાજ તરફની અનેક મુશ્કેલીઓ વહોરી લેઇને પણ કંઇક કરી બતાવે છે. તેઓ શિક્ષિતોની માફક ભાષણો આપવાનો કંઇ ડોળ કરતા નથી, પરંતુ પોતે જૂના રીતરિવાજોમાં સુધારો કરી બીજાઓમાં દાખલો બેસાડે છે. ત્યારે આ બેમાંથી ખરા શિક્ષિત કોણ?

હાલ લગ્નના દિવસો ચાલે છે. મોંઘવારી હોવાથી અનાજ તેમ જ બીજી વસ્તુઓની તંગી હોવાથી સરકારે જમણવાર ઉપર પ્રતિબંધ મૂક્યો છે, છતાં કેટલાં યે લગ્નો અને ઉત્સવો ધામધૂમથી થયે જ જાય છે, પણ હજી સુધી સરકારી અમલદારોએ જમણવાર સામે યોગ્ય પગલાં લીધાનો એક પણ બનાવ બનવા પામ્યો નથી. જ્યારે એ શિક્ષિત અમલદારો પ્રજાને ચૂસીને પોતે જ પોતાને ત્યાં મોટા ઉત્સવો કરે અને ઠાઠમાઠની લગ્નો કરે, ત્યારે બીજાઓ સામે એ શું પગલાં લેઇ શકે? હાલ કેટલા યે માણસોને પેટપૂરતું અનાજ મળતું નથી. આવે વખતે આ ઉત્સવો શા? આવા જમણવાર શા? આ વખતે તો જરા પણ ધમાલ કે ખર્ચ સિવાય તદ્દન સાદી રીતે લગ્ન કરી નાખવું જોઇએ. આપણો હમેશનો વ્યવહાર બંધ પડવો જોઇએ નહિ; લગ્ન એ જીવનનું અત્યંત આવશ્યક અંગ છે, તેથી તે અટકાવી શકાય નહિ; પરંતુ તે પ્રસંગે થતા ખોટા ખર્ચ, લગ્નજીવનને રૂંધી નાખતી જૂની રૂઢિઓ અને ઢોંગી રીતરિવાજો તો જરૂર અટકાવી શકાય. આ સમયે તો કોઇ પણ જાતના ઉત્સવ કે લેવડદેવડ સિવાય લગ્ન તદ્દન સાદાઇથી કરી નાખવું જોઇએ. અને આવા સુધારા થવામાં જ આપણી તેમ જ આપણા દેશની ઉન્નતિ અને ગૌરવ છે, પરંતુ આ બધું અટકાવવા આપણો શિક્ષિત વર્ગ કેટલે અંશે યત્ન કરે છે? તે તો ઊલટો પોતે જ એવી વસ્તુઓનો મોહ રાખી એને ઉત્તેજન આપીને પોતાના શિક્ષણને લજવી પોતાની મૂર્ખાઇનું પ્રદર્શન કરે છે.

આજના શિક્ષિત યુવાનોનો જાનોમાં જવાનો મોહ પણ અજબ છે. હાલ હવે ગાડીઓ તદ્દન ઓછી થઇ ગઇ હોવાથી મુસાફરી કરવામાં ઘણી જ હાડમારી ભોગવવી પડે છે, ગાડીમાં ઊભા રહેવાની પણ જગ્યા મળતી નથી. આ બધી મુશ્કેલીઓ વેઠીને, સખ્ત તાપમાં મુસાફરી કરીને પણ તેઓ લગ્નમાં અને જાનમાં પોતાની હાજરી આપ્યા સિવાય રહી શકતા નથી. આવી

મુશ્કેલીઓ હોવા છતાં આજના શિક્ષિત વર્ગને આવા પ્રસંગોએ જવાનો મોહ કેમ લાગ્યો છે તે કંઇ સમજાતું નથી.

શિક્ષિતોમાં પણ પાછા ત્રણ પ્રકારના શિક્ષિતો છેઃ એક ઢોંગી વર્ગ છે, જે પોતે સુધારક હોવાનો દાવો કરે છે, લાંબાં લાંબાં ભાષણો આપે છે, કુરિવાજો તેમ જ જૂની પ્રથાઓ કાઢી નાખવાની બીજાને સલાહ આપે છે, પરંતુ પોતાનો વખત આવ્યે પોતે કંઇ જ કરી શકતો નથી, અને જૂની રૂઢિને અનુસરે છે. આ પ્રકારનો યુવક ઢોંગીપણાને લીધે છેવટે સમાજમાં હલકો પડે છે. શિક્ષિતોમાં આ વર્ગની સંખ્યા મોટી છે. બીજો વર્ગ એવો છે કે પોતે જે માનતો હોય, જે બોલતો હોય, તે ગમે તેવું સંકટ વેઠીને અને અંતે સમાજનો સામનો કરીને પણ સમાજમાં યોગ્ય સુધારો કરવા પ્રયત્ન કરે છે. તે કદી પણ ખોટો ડોળ કરતો નથી સમાજ તેને તરછોડે, તોપણ તે પોતાના નિશ્ચયને મક્કમપણે વળગી રહે છે અને પોતાનું ધાર્યું કરે છે. અંતે તેનો વિજય થાય છે અને બીજાઓ પણ તેને અનુસરે છે. આનું નામ તે શિક્ષિત યુવક. આ વર્ગની સખ્યા ભાગ્યે સેંકડે બે પાંચ ટકા હશે. શિક્ષિતોમાં ત્રીજા વર્ગના યુવકો એવા પ્રકારના હોય છે કે જેઓ જૂના રીતરિવાજોને માને છે, વરઘોડા કાઢવામાં અને ઠાકમાઠ કરવામાં અભિમાન અને મોટાઇ માને છે. રેશમી ખમીસ કે ઝભ્ભો અને પાટલૂન પહેરીને ઉઘાડે માથે છેલબટાઉ બનીને જાનોમાં રખડવામાં તેમને રસ પડે છે. વળી તેઓ સ્ત્રીશિક્ષણની પણ વિરુદ્ધ હોય છે. પોતે શિક્ષિત હોવા છતાં, બેનોને શિક્ષણ આપવા વિરુદ્ધ હોય એ બહુ નવાઇની વાત લાગે છે, પરંતુ હું માનું છું કે એવા યુવકો ફક્ત કમાઇ ખાવા જ શિક્ષણ લેતા હોવા જોઇએ. તેમને શિક્ષણથી થતા જ્ઞાનના અને બુદ્ધિના વિકાસની કંઇ જ કિંમત હોતી નથી. તેઓ માને છે કે શું આપણા બાપદાદાઓ મૂર્ખા હતા કે જૂના રીતરિવાજોને માન આપતા અને ખર્ચ પણ કરતા? આપણે પણ શા માટે એમને અનુસરવું નહિ? પરંતુ તેઓ એમ નથી સમજતા કે આપણા બાપદાદાની સ્થિતિ કેવી હતી. હું તેઓને કહું છું કે પહેલાં તમે બાપદાદાઓના જેવા નિર્વ્યસન, નિઃસ્વાર્થ અને તંદુરસ્ત બનો અને પછી બીજી બાબતોમાં તેમનું અનુકરણ કરવા જાઓ. પહેલા અને ત્રીજા વર્ગના યુવકો હિન્દમાં વિશેષ પાકે છે, તેથી જ હિન્દની સ્થિતિ દિવસે દિવસે બગડતી જાય છે. ક્યાં બાપદાદાઓના સમયનું હિન્દ અને ક્યાં હાલનું? આવા યુવકોએ જ મહાત્માજીની લડતને લાભ કરતાં નુકસાન વધારે કર્યું છે.

વડોદરા ચંપા મણિભાઇ પટેલ

# વડીલોને વિનંતી

**પાટીદાર** જ્ઞાતિનું કોઇ બંધારણ નથી, એટલે એના સામાજિક પ્રસંગો ઉજવવા માટે કોઇ ચોક્કસ ધારાધોરણ નથી. પહેલાંના વખતમાં પણ આવા ધારાધોરણ સમગ્ર જ્ઞાતિ માટે થયાં હોય એમ લાગતું નથી. અને જ્ઞાતિ સાગર જેવડી મોટી હોવાથી આખી જ્ઞાતિ માટે ધારાધોરણ થાય એ શક્ય પણ નથી. છતાં પહેલાંના વખતમાં દરેક જણ પોતાને ઘેર આવેલો પ્રસંગ પોતાનાં સગાંવહાલાંને અને ભાઇ પિતરાઇઓને પોષાય એ રીતેજ ઉજવતા. પોતાની પાસે ખૂબ પૈસો, લાગવગ કે બીજી જાતની શક્તિ હોય તો તેનું પ્રદર્શન પોતાના ભાંઇઓ આગળ તે કરતો નહિ. એટલે સમાજમાં એક બીજા પ્રત્યે સમાનતાની ભાવના રહેતી અને સામાજિક ખર્ચ મર્યાદિત રહેતા.

પરંતુ વખત જતાં આપણા લોકો બહાર નીકળ્યા; બે પૈસા કમાયા, કંઇક ઓળખાણ અને લાગવગ વધી. અને એ પૈસાનું અને વધેલી લાગવગનું પ્રદર્શન પોતાના ભાઇપિતરાઇઓની આગળ કરવા તેણે પોતાને ઘેર લગ્નપ્રસંગ આવે ત્યારે કરવાનું રાખ્યું. હું જે રીતે ઊજવું છું તે રીતે મારો ભાઇ, ભત્રીજો કે કાકો ઊજવી શકશે કે કેમ તેનો વિચાર કર્યા વગર ખર્ચ કરવાનું શરૂ કર્યું. પરિણામે ખર્ચ કરવાની હરિફાઇ થવા લાગી છે. અને સ્થિતિ હોય કે ન હોય, પણ ગામ બહાર રહેનાર લગભગ બધા ય પોતાને ત્યાં પ્રસંગ આવતાં સ્થિતિ બહાર ખર્ચ કરતા થઇ ગયા છે. અને તેથી બહારથી ગમે તેટલા ભપકા દેખાય, પણ એકંદરે પાટીદારનો મોટો વર્ગ ઘસાતો જાય છે.

જેની પાસે પૈસા હોય તેને ખર્ચ કરવાના પ્રસંગો શોધવા પડે એમ નથી. પરંતુ લગ્નનો પ્રસંગ એ સામાજિક પ્રસંગ છે. અને તે પ્રસંગે સમાજના બીજા ભાઇઓને પોષાય તે રીતે ખર્ચ કરીનેજ સંતોષ માનવા જેટલો સંયમ જ્ઞાતિના ધનિક ભાઇઓ રાખે તો બીજું કંઇ ન કરી શકવા છતાં એક રીતે તે જ્ઞાતિ ઉપર ઉપકાર કરતા હોય એવું થાય એમ લાગે છે. આ બાબતમાં કેટલીક બાબતો તરફ ધ્યાન દોરી વિરમીશ:

૧. પરદેશથી કમાઇ આવેલા ભાઇઓ પોતાની દીકરી પરણાવતી વખતે મર્યાદા બહારની પરઠણો આપીને પણ દીકરી પરણાવે છે. પરઠણ આપવાથી એકાદ પ્રસંગ તો પતી જાય, પરંતુ એટલી પરઠણ તેના ભાઇપિતરાઇઓ કે તેના દીકરા ભવિષ્યમાં નહિ આપી શકે, તો હાલ જે સહેલું લાગે છે તે અઘરૂં નહિ થઇ પડે? પરઠણનો દર વધારી દેવાથી પરઠણ આપનારનો એક પ્રસંગ પતે

છે, પરંતુ તે ભવિષ્યમાં દુઃખદાયી નીવડશે કે કેમ તે વિચારવા જેવું નથી?

૨. કેટલાક જણ પોતાના વતનમાં લગ્ન કરતા નથી. લગ્ન વતનમાં થવું જોઇએ કે બહાર તે એક ચર્ચાનો વિષય છે. પોતાના ભાઇપિતરાઇઓની વચમાં રહીને આવો પ્રસંગ ઉજવવામાં શી અડચણ આવે છે તે વિચારવામાં આવતું નથી.

૩. બહારગામ લગ્ન કરનાર કંકોત્રીઓ લખે છે તે નવાઇ પમાડે એવું છે. બીજાં શહેરોનું તો ગમે તેમ હોય તે મને ખબર નથી, પરંતુ અહીં વડોદરામાં તો જરા સાધનસંપન્ન પાટીદારને ત્યાં લગ્ન હોય એટલે તે વડોદરામાં રહેતા પાટીદારોની યાદી લેઇને બેસે ને કંકોત્રીઓ લખી નાખે! અને કમનશીબી એવી છે કે સંબંધ હોય કે ન હોય, પણ કંકોત્રી આવી એટલે જમવા જનાર ને ચાંલ્લો આપનાર લેનાર મળી જ રહે છે! સંબંધ વગર છૂટથી કંકોત્રીઓ વહેંચવાની આ રીત કંકોત્રી લખનારને માટે શોભાવાળી નથી. કંકોત્રી આવી એટલે સંબંધ હોય કે ન હોય, પણ જમવા જવું કે ચાંલ્લો મોકલવો એ લોકોમાં વધતી જતી નિર્બળતાની નિશાની છે. બન્ને પક્ષને માટે આ જાતનો શંભુમેળો કરવો એ સારું નથી. પાટીદાર સિવાયના બીજા લોકોમાં પણ આપણી આ રીત હાસ્યાસ્પદ થતી જાય છે એ હવે ઘણા જણ જાણતા થયા હશે.

આ જાતની અનેક બાબતો આપણી જ્ઞાતિના પ્રસંગો વિષે વિચારવા જેવી છે. જ્ઞાતિના વડીલો આ બાબત ઉપર વિચાર કરે ને પોતાને ત્યાં પ્રસંગ આવતાં બીજાને માર્ગદર્શક થાય એવું સંયમશીલ વર્તન રાખે તો તેમણે જ્ઞાતિની ભાવિ પ્રજા ઉપર ભારે ઉપકાર કર્યો ગણાશે.

**વડોદરા** **ચિમનભાઇ મૂ. અમીન**

---

## ખેલ ખલાસ

વિઠ્ઠલભાઇનો કંકુપુરાણનો ઘા હજુ રુઝાઇ રહ્યો નહોતો, ત્યાં સુધીમાં તો એ વહેલી સવારે દાતણ કરી મોં ધોતા હતા ત્યારે બીજી બાજુથી શત્રુ ચઢી આવ્યા.

પોતે જેની ઉપર આધાર મૂકીને બેસી રહ્યા હતા, તે છોકરો હાથમાંથી જાય છે એવી ખબર પડતાં જ જેશંગભાઇ અને મનોરભાઇ આવી પહોંચ્યા. હુમલાની પોતાના તરફથી શરૂઆત કરતાં મનોરભાઇ બોલ્યા: "તમે તો મારા ભાઇ, કોઇનો મનખો લેવા બેઠા છો કે શું?"

"શો મનખો લીધો?" અમસ્તો પૂછવા ખાતર વિઠ્ઠલભાઇએ પ્રશ્ન કર્યો.

"અમારા મનથી તો જાણે આપણે નક્કી છે એમ માની કંઇ ઉફાંત કર્યા

વગર નિરાંતે બેસી રહ્યા છીએ. અને તમે તો અમને સૂતા મૂકી ક્યાં ને ક્યાંય ફર્યા કરો છો!" શ્વાસ ચઢતો હતો, છતાં મનોરભાઈએ વાક્ય પૂરું કર્યું.

"દઈ જાણે, લોકો ય કાગનો વાઘ કરી મૂકે છે ને! તમને ક્યાંથી ખબર થઈ કે અત્યારના પહોરમાં આવી પહોંચ્યા?" વિઠ્ઠલભાઈએ વાતને મહત્ત્વ ન આપતાં કહ્યું.

ટાણો મારતાં જેશંગભાઈ બોલ્યા: "અમારે ગરજ રહી એટલે ખબર રાખ્યા વગર છૂટકો છે?" મનોરભાઈ એમાં ઉમેરી આપતાં બોલ્યા: "અમારા મનમાં એટલી બધી અધીરાઈ હોત તો પહેલેથી જ બધું ચોક્કસ ન કરત?"

વિઠ્ઠલભાઈએ બારી શોધતાં કહ્યું: "મારો તો બિલકુલ વિચાર નહોતો, પણ મણિભાઈ બહુ વળગ્યા ત્યારે...."

એમને પૂરું બોલવા દીધા વગર વચ્ચે જેશંગભાઈ બોલી ઊઠ્યા: "એ મણિયા બોડાને હું ના ઓળખતો હોઉં ત્યારે ને? કોઈને છેતરીને શીશામાં ઉતારવો હોય તો એનું કામ!"

મનોરભાઈ: "એ સાત શીશામાં ઉતારવા ફરે, પણ આપણી ફૂટી ગઈ હોય કે એમ પડતું નાખીએ?"

જેશંગભાઈ: "ના જોયું આ! વિઠ્ઠલભાઈને નહોતું જવું તો ય પરાણે લેઈ ગયો ને! એ તો એવું બંધારણ બાંધી આપે કે સામો માણસ બધું સાચું જ માને!"

મનોરભાઈ: "એ તો માણસમાં અક્કલ ન હોય તો પછી ખાડામાં ય પડે, એમાં બીજો કોઈ શું કરવાનો હતો?"

"અક્કલની ક્યાં વાત છે! ભલભલા તમારા મારા જેવાને ય છેતરી જાય."

"છેતર્યું એમ તો!"

"શું ખોટું માનો છો? આ વસાજવાળા ભોગીભાઈ જેવો તો કોઈ ચાલાક નહિ. પણ એને ય આમથી તેમથી ભેરવી એવી જગ્યાએ કન્યા અપાવી કે ખાવાનું તો ઠેકાણું ય ન મળે. ઘરમાં કોઈ નાતું મોટું નહિ."

વિઠ્ઠલભાઈ વચ્ચે બોલ્યા: "પણ એનું ઘર ખરું, હાં કે?"

જેશંગભાઈ: "અરે ઘરને તે નર્યું મધ મૂકીને ચાટે!"

વિઠ્ઠલભાઈ: "અરે ઘરની તે વાત થાય! ગમે તેવો ખાલી હોય, પણ વસ્તાવાળો એ તે વસ્તાવાળો!"

જરા ખિજાઈને જેશંગભાઈ બોલ્યા: "અરે વસ્તાવાળાને ય ટપે એવા

કંઇ નાતમાં બીજા નહોતા? નર્યું છોકરું હોશિયાર જોયું એમાં શા ન્યાલ થઇ ગયા!"

વિઠ્ઠલભાઇ આગળ કંઇ ન બોલ્યા. મનોરભાઇ, હવે પોતાનો વારો આવ્યો હોય તેમ, ધીમેથી બોલ્યા : "પારકી આંખે જુએ તેને તો બધે એવું જ થવાનું."

"એ તો ખરું." જેશંગભાઇએ એમાં સંમત થતાં કહ્યું : "પણ એમાંય આ મણિયાની અડફેટમાં ચઢ્યો એના તો બાર જ વાગ્યા સમજવા! આ ના જોયું? વિઠ્ઠલભાઇ ચોથે દહાડે તો ત્યાં આવ્યા હતા. બધું નક્કી જ હતું ને? અને જ્યાં એ કેવો એમને ઘસડી ગયો?"

એનો સ્વીકાર કરતાં વિઠ્ઠલભાઇ બોલ્યા : "જરા એવો તો ખરો...."

"જરા શું, પૂરેપૂરો કહોને! એ તો અમે કાગડાની પેઠે તાકતા ન રહીએ તો તમને ક્યાં ને ક્યાં ય ફેરવી નાખે!"

"એવો તો ખરો. મને અમસ્તો જોવા જ ખેંચી ગયો, તો ય બે દિવસ સુધી ખસવા ન જ દીધો." અને આગળ કહેતાં અચકાતા હોય તેમ સહેજ ખમચીને વિઠ્ઠલભાઇ બોલ્યા : "મેં બહુ યે ના કહ્યું, પણ રૂપિયા વળગાડ્યા ત્યારે જંપ્યો!"

"શું કહો છો!" આટલી બધી ઊંડી વાત ન જાણતા જેશંગભાઇનું અને મનોરભાઇનું મોઢું પહોળું થઇ ગયું! પોતાને કેવા કાબેલ દુશ્મન સામે ઝૂઝવાનું છે તેનો ખ્યાલ કરી જેશંગભાઇ બોલ્યા : "તમે ય મારા ભાઇ સાવ ભોળા છો ને! આટલે દરજ્જે વાત આવે છે ત્યાં સુધી તમે મગનું નામ મરી નથી કહેતા ને?"

વિઠ્ઠલભાઇ : "કત્તરીઓની પેઠે વળગે છે ત્યાં બીજું સાંભળે છે કોણ?"

મનોરભાઇ : "આપણી પા આની યે મરજી ન હોય તો બીજાની કંઇ મગદૂર છે કે વળગી શકે?"

જેશંગભાઇ : "એ મણિયા ખોડાનો હું બરાબર ભોમિયો છું. એણે ધાર્યું હોય ત્યાં ડીંટડો બેસાડ્યા વગર મૂકે જ નહિ."

મનોરભાઇ : "પણ એવું માને જ શું કરવા?"

જેશંગભાઇ : "આ ના જોયું! એમને પરાણે લેઇ ગયો તો લેઇ ગયો, પણ પાકે પાયે કરવા રૂપિયા ય વળગાડ્યા! પાછો એવો કે તે ઘડીએ તો તમે જે કહો એ હાએ હા ભણવાનો."

મનોરભાઇ : "વિઠ્ઠલભાઇએ એટલું તો કહેવું જોઇતું હતું કે અમારે તો બધું નક્કી થઇ ગયું છે?"

વિઠ્ઠલભાઇના મનમાં શું છે તે જાણી લેવા જેશંગભાઇએ કહ્યું: "લો ને. મન છૂટી વાત કરું. એમનું મન જરા કુળું, એટલે...."

"ના, ના, એ તો વાત જ ન કરતા. એવું હોય તો તમારે ત્યાં આવું જ શું કરવા? પણ આ અમારા ડાહ્યાભાઇ અને નરસિંહભાઇ વળગ્યા, એટલે મારા મનમાં એમ કે જવામાં શો વાંધો છે? આવું જાણતો હોત તો ઘરમાંથી બહાર પગ જ ન મૂકત ને." વિઠ્ઠલભાઇએ પોતાના મનની વાત બાજુએ મૂકી કંકુની શિખામણ સ્વીકારી લીધી.

બાકી હતું તે બપોર પછી નવો મોરચો મંડાયો. વિઠ્ઠલભાઇએ, મોટો છોકરો આફ્રિકા હતો એટલે, એથી નાના છોકરાને પહેલો ગઇ સાલ પરણાવ્યો હતો એમના એ વેવાઇએ એક છોડી ત્યાં અને બીજી નરેન્દ્રના ગામમાં પરણાવી હતી. વિઠ્ઠલભાઇ ચંપાને જોવા આવ્યા ત્યારે સોમભાઇને ઘેર ગયા હતા. પરંતુ પોતાને જે વિરોધ કરવાનો હતો તે ત્યાં ન કરતાં, એ પોતાના વેવાઇ સાથે વિઠ્ઠલભાઇને ઘેર ચઢી આવ્યા. વાઘજીભાઇને તો વિઠ્ઠલભાઇ અને સોમભાઇ બંને સરખા હતા. એ કહે એટલે એમને ત્યાં આવ્યા વગર છૂટકો ન હતો.

હવે તો એક બાજુ ચાર અને બીજી બાજુ વિઠ્ઠલભાઇ એકલા.

સોમભાઇ: "એ તો મણિભાઇ એમને લેઇ મારે ત્યાં આવ્યા ત્યારે મેં વાત જાણી. હું તે ઘડીએ તો શું કરું? રાત્રે સૂવા આવવાનું ય મેં તો કહ્યું હતું, પણ એ કાગડો એમને એમ આવવા દે ખરો?"

વાઘજીભાઇ: "એ તો ગમે તેવા આંખે પાટા બંધાવે, પણ આપણે તો બે ય બાજુનું જોઇ લેવું જોઇએ ને?"

સોમભાઇ: "હું બહુ આગ્રહ કરું ત્યારે....."

"તમારાથી તો બહુ ખેંચાખેંચ ના થાય, પણ એમણે બધું સમજવું જોઇએ ને?" વાઘજીભાઇ સગાની લાગણી બતાવતાં બોલ્યા.

મનોરભાઇ: "લોકો ય શું વચ્ચે જાણીને ઉપાધિ વહોરે છે! બધા ય જાણે છે કે અમારું લગભગ નક્કી જ છે, છતાં શું કરવા આટલી ભાંજગડ એમને કરવી પડી?"

સોમભાઇ: "એમને તો કોરે કાગળે મત્તુ કરાવવું છે, એટલે બીજો તો કોણ હડિયે ચઢે? ભલા આદમી આ વિઠ્ઠલભાઇ ભોળા એટલે જેમ સમજાવે તેમ સાચું માને."

જેસંગભાઇ: "પણ એમ કૂલડીમાં ગોળ ભાગવાનો હતો એટલે ચાલે?"

સોમભાઇ: "છોકરાના બાપને કાબુમાં લેઇએ એટલે, એમના મનમાં કે, બીજાનું શું ચાલવાનું છે."

મનોરભાઇ: "પરણનાર તો અમારા કબજામાં છે ને? આફ્રિકા કાગળ લખીએ એટલે છો ને અહીં ચણીને ટોચે આણ્યું, પણ તરત જ તૂટી પડે!"

સોમભાઇ: "એ તો અહીં એકલે નથી બાથોડિયાં માર્યાં. પાંચ સાત જગાએ જઇ આવ્યા; પણ એમનો ધડો કોણ કરે છે? બહાર બાર લાખ ને છન્નુ હજારના થઇને ફરે, એટલે કંઇ બીજા અંજાઇ જાય? આખી જિંદગી સુધી લોકોનું ખાઇ ખાઇને મરી ગયો, ને પાછળ કરવું પડે ત્યારે એકાદ બે વરસથી 'અમે કોઇનું બારમું ખાતા નથી' કહી ઝાંપો બંધ કરી દીધો. 'બારમું કરવું નહિ, કન્યાને લગ્નપ્રસંગે કોઇ જાતની લેવડદેવડ કરવી નહિ, જાનનો તમાસો કરવો નહિ,' એવાં તો કોણ જાણે કેટલાંય ધતિંગોની વાતો કરે છે!"

વાઘજીભાઇએ હાસ્યમાં કહ્યું: "ત્યારે તો વિઠ્ઠલભાઇથીય જાન નહિ લેઇ જવાય!"

બિચારા વિઠ્ઠલભાઇ શો જવાબ આપે! જેશંગભાઇએ પૂછ્યું: "તમે આવી કંઇ વાત જાણતા જ ન હતા?"

સોમભાઇ: "પેલો મણિયો ઘંટ એ વાત કરે શાનો!"

મનોરભાઇ: "સામાન્ય રીતે કંઇ આપવા લેવાની વાત થઇ હશે ને?"

વાઘજીભાઇ: "આગળથી તે કંઇ એ બધું કોઇ ના પાડે એવો છે? જ્યારે વાગતું વાગતું તોરણે આવે ત્યારે સૌ શઇ રહે. પછી આવનારો ક્યાં જવાનો હતો?"

જેશંગભાઇ: "ગામમાં સોમભાઇ હતા તો એમને તો પૂછવું'તું?"

વાઘજીભાઇ: "મારું એ જ કહેવું છે ને? ઠેઠ રૂપિયા લેવા સુધીની વાત આવે, ત્યારે આગળ પાછળનો વિચાર તો કરવો. કાલે સાંજે સોમભાઇ આવ્યા ત્યારે એમણે વાત કરી ત્યારે મેં જાણ્યું. ઊલટો હું એમને ઠપકો દેવા જતો હતો કે મારા ભાઇ, એવું હતું ત્યારે તમારે તો વાત કરવી હતી ને. પણ એય ભલા આદમી શું કરે? એમને તો પૂછે ત્યારે ને?"

મનોરભાઇ: "એ તો ખરું ને! જો વધારે ઘાલમેલ કરે તો વળી એમને વહેમ પડે."

વાઘજીભાઇ: "તોય એ તો એટલા ભલા કે ઊલટા મને કહેવા આવ્યા, કે આ તો અંદર અંદર સગું એટલે પાછળથી તમે મારો દોષ ન કાઢો કે એમણે વાતેય ના કરી. મેં જ કહ્યું: 'ચાલો ને ત્યારે આપણે બેય જતા

આવીએ. એમને સૂઝ પડે તે કરે, પણ પાછળથી આપણને તો કહેવા વારો ન રહે.'"

સોમભાઇએ નરેન્દ્રના વિરોધી તરીકે પૂરેપૂરો ભાગ ભજવ્યો. ગમે તેવો મક્કમ માણસ હોય, પણ એ સામું જ ન ભાળે તેવી બનાવટી વાત ગોઠવી કાઢી. આવી વાતોમાં ઓછી સાચજૂઠની તપાસ કરવાની હતી? જેને અંદરખાનેથી જેવું કહેવું હોય તેવું કહેવાની છૂટ છે. અને વ્યાવહારિક કાવાદાવામાં રચ્યાપચ્યા લોકો ખૂની કરતાં ઓછા પાપી હોય છે?

બિચારી નિર્દોષ ચંપાને માથે આવો પાપી આરોપ મૂક્યા વિના તેમને પોતાનું કાર્ય સફળ કરવાનો બીજો રસ્તો જ ન જડ્યો!

"'વંઠેલ' કન્યાલયમાં ભણતી ત્યારની ધણીને ઘેરથી ગએલી છે. ટપાલમાં ખાનગી કાગળો લખે છે – આવે છે. હમણાં છ મહિના પહેલાં એની મા ને બધાં એને હવા ખાવાનું નામ દેઇ આણુ લેઇ ગયાં હતાં. કંઇ દાળમાં કાળું હોય તે જણાયા વગર રહે?

દીકરીનાં બિચારાં માબાપ!

**સણિયાદ**, તા. કરજણ ઈશ્વર પેટલીકર



## સમાજસુધારો

**મનુષ્યસમાજમાં** ઠેર ઠેર સુધારાની વાતો થાય છે, દરેક વ્યક્તિ સુધારો ઇચ્છે છે. પણ એટલું ધ્યાનમાં રાખવું ઘટે કે પ્રયત્ન વગર ખાલી સુધારો ઇચ્છવાથી કે સુધારાની વાતો કરવાથી જ સુધારો થઇ શકતો નથી. સમાજ-સુધારા માટે પહેલાં વ્યક્તિગત સુધારો થવો જોઇએ, ત્યાર પછી તેને માટે પરિશ્રમ જોઇએ. ખાલી બોલવાથી સુધારો થઇ શકે નહિ.

આપણે સમાજમાં ઠેર ઠેર પ્રચાર કરીએ છીએ કે 'ભાઇ, બારમાં ન કરશો,' 'પરઠણ ન લેશો.' પણ આપણે જ ઘેર કોઇ મરણ પામે ત્યારે તે વખતે બારમું કરવા તૈયાર થઇએ અને કોઇ આવીને કહે કે, "ભાઇ, તમે તો કહેતા હતા કે બારમાં કરવાં ન ઘટે, તો હવે તમે જ શા માટે બારમું કરવા તૈયાર થાઓ છો? ક્યાં ગયો તમારો સુધારો?" તે વખતે આપણે નીચું મોઢું ઘાલીને કહીએ, કે "બારમું કરવાનો તો રિવાજ છે, એ અમારા એકલાથી શી રીતે બંધ થઇ શકે?" સુધારક બની સમાજના ઊંચા પાટલા

ઉપર બેસી સુધારાની મોટી મોટી વાતો કરીએ અને પ્રસંગ આવતાં પોતે એ વાતોને ભૂલી જઇએ એ વસ્તુ ઇચ્છવાજોગ ન કહેવાય. એટલે પહેલાં વ્યક્તિગત સુધારો કરીએ, વ્યક્તિગત સુધારા વગર સમાજસુધારો અશક્ય છે.

જેમ એક બગડેલી કેરી બીજી કેરીઓને બગાડી નાખે છે, તેમ એક રખડેલ યુવક બીજાઓને વંઠેલ બનાવી મૂકે છે. તેવી જ રીતે એક ઉત્તમ મનવાળો પુરુષ બીજાઓને સુધારી પણ શકે છે. જો તમે પરઠણ ન લો અગર બારમું ન કરો તો તમારું દેખીને બીજાઓને તમારા જેવું કરવાનું મન સહેજે થઇ આવશે.

આપણો પાટીદાર સમાજ ગાડરિયા પ્રવાહ જેવો છે, એટલે બીજાને તમારું અનુકરણ કરવાનું મન સહેજે થઇ આવશે. કહેવાનું એટલું જ કે તમારે ત્યાં અવસર આવતાં એ રિવાજ ટાળશો તો આપોઆપ બીજાઓ એ રિવાજ ટાળશે. એટલે વ્યક્તિગત સુધારાથી જ સમાજસુધારો શક્ય છે.

વ્યક્તિગત સુધારા સાથે પરિશ્રમ પણ જોઇએ. તમારે ત્યાં અવસર આવતાં તમે પરઠણ ન લીધી કે બારમું ન કર્યું, માટે મેં સુધારો કર્યો છે એટલો જ વિચાર કરીને બેસી રહો તો સુધારો ના થઇ શકે. તેને માટે અથાગ પરિશ્રમ જોઇએ. તમે જાણ્યું કે ફલાણા ભાઇને ત્યાં અવસર આવ્યો છે અને એ પરઠણ લેવા તત્પર થયા છે, તો તે વખતે તમારે જઇને તેમને સમજાવવાનું, કે "ભાઇ, મેં પરઠણ નથી લીધી. પરઠણ લેવી એ પાપ છે. તમે આજે છોકરાના પૈસા લો છો તો કાલે તમારે તમારી પુત્રીના પૈસા આપવા પડશે. અને એ રીતે જોતાં સરવાળે મીંડું રહેશે. માટે તમો પરઠણ ન લો એ ઇચ્છવાજોગ છે." આ રીતે તમે એમને સમજાવશો તો એ સમજશે અને સમાજમાં સુધારો થઇ શકશે.

એમ વ્યક્તિગત સુધારા સાથે પરિશ્રમ જોઇએ અને તેને માટે પ્રયત્ન પણ જોઇએ. પાટીદાર યુવકયુવતીઓ આ વાત સમજશે તો સહેજે સમાજના સડાઓ દૂર થશે. આ ક્રાન્તિના જમાનામાં ક્રાન્તિને માર્ગે ચાલી એવા રિવાજો બંધ કરવા એ જ હિતજનક છે. ચાલુ સ્થિતિના વિનાશમાંથી જ સમાજનું નવસર્જન થાય છે. સમાજના મહાન ફેરફારો વિપ્લવોથી જ થાય છે. માટે સામાજિક ક્રાન્તિ જરૂરની છે.

બોરસદ? (હાલ આણંદ) — મનુભાઇ મગનભાઇ પટેલ

# સામાજિક ઉન્માદ

**મનુષ્યની** ખોપરીમાં મગજ નામનો એક અવયવ છે. આ મગજ જ્યારે ક્ષીણ થાય છે ત્યારે મનુષ્યને ઉન્માદ લાગુ પડે છે. મનુષ્ય સારાસારનો વિચાર ગુમાવે છે; તેની વિવેકશક્તિ નાશ પામે છે અને એક જ વૃત્તિ તેની રહેણી-કરણીમાં પ્રાધાન્ય ભોગવે છે. તે વૃત્તિ તે મહાન દેખાવાની વૃત્તિ. અંગ્રેજીમાં આ વૃત્તિને મેગાલો-મેનીઆ કહે છે.

મનુષ્યની બાબતમાં જે ખરૂં છે તે સમાજની બાબતમાં પણ ઘણી વખત લાગુ પાડી શકાય છે. પાટીદાર સમાજની હાલની માનસિક સ્થિતિ ઉન્મત્ત છે. હું તબીબ છું, સારી રીતે કેળવાએલો તબીબ છું; એટલે આ નિદાન કરતાં જવાબદારીનું જે ભાન રાખવું જોઈએ તે ભાન રાખીને કહું છું, કે પાટીદાર સમાજની હાલની સ્થિતિ ઉન્મત્ત છે.

યુરોપમાંથી હું પાછો આવ્યો, ત્યાર પછી અત્યાર સુધી હું એકેય લગ્નમાં હાજર રહેલો નહિ. કારણ ઘણાં હતાં, પરંતુ મુખ્ય કારણ તો એ હતું કે ત્યાંથી આવ્યા પછી મારે વાવંટોળનો જે સામનો કરવો પડ્યો તે સામનામાં જ મારો ઘણો સમય વ્યતીત થયો. ધંધામાં કંઈક સ્થિર થયા પછી ધંધામાંજ એકદિલથી પરોવાઈ ગયો, એટલે પાટીદાર સમાજની સામાજિક સ્થિતિ તરફ મારૂં લક્ષ્ય નહિ જેવું હતું. પરંતુ મારા સગા મોટા ભાઈના દીકરાનુંજ લગ્ન હતું. મારી જવાની બિલકુલ ઇચ્છા નહોતી. એવા તમાશાઓ પાછળ મારા જીવનની એક ક્ષણ પણ વ્યતીત કરવા હું તૈયાર નહોતો, પણ આગ્રહ પુષ્કળ થયો; દબાણ વધી પડ્યું અને હું લગ્નમાં ગયો.

જાન ગઈ કાણીસા ગામે. જાનમાં લગભગ ત્રણસોથી ચારસો માણસ હશે. આખી ધર્મશાળા માણસોથી ચિક્કાર થઈ ગએલી. અઢારમી સદીમાં કોઈ મરાઠા સરદાર પોતાનું લશ્કર લેઈ કાઠિયાવાડમાં ચોથાઈ ઉઘરાવવા જતો હોય, અને માર્ગમાં કાણીસા ગામે એણે પડાવ નાખ્યો હોય તેવું તે વખતનું દૃશ્ય હતું. પણ પાટીદાર સમાજમાં તો સરદારો નથી, તે તો સામાન્ય ખેડૂતોનો – ગુલામોનો —સમાજ છે; તો પછી આ દૃશ્ય શાનું હશે? આ દૃશ્ય કોઈ માનસિક અતિરેકતાનું પરિણામ તો નહિ ને?

લગ્નમાં કન્યાપક્ષને દશ હજાર રૂપિયાનો ઉકાળો કરવો પડ્યો. વરપક્ષને પણ ખર્ચ થયું. અમારા જેવા ગરીબ કુટુમ્બ માટે તે ખર્ચ ભારે હતો, પણ કરવું શું? આ તો એક દાખલો છે. બીજો દાખલો આપું? આફ્રિકામાં કમાઈ આવેલા એક નરોત્તમ પોતાની પુત્રી પરણાવવા બહાર પડ્યા છે. કહેવાય છે

કે ઘરેણાં અને કપડાં મળી ત્રીસ હજારનો ખર્ચ થયો. બીજું બધું તો હજુ બાકી-છે. વળી મેં હમણાં જ વાંચ્યું કે નડિઆદ વગેરે ગામના જુથના એક લગ્નમાં સીત્તેરથી એંસી હજાર રૂપિયાનો ખર્ચ થયો, આ સર્વ દાખલાઓ પાછળ કઇ વૃત્તિ કામ કરતી હશે? મોટા દેખાવાની વૃત્તિ! અંગ્રેજીમાં તેને મેગાલો-મેનીઆ કહે છે. તબીબી શાસ્ત્રમાં મેગાલો-મેનીઆ એ રોગી માનસિક સ્થિતિનું એક ચિહ્ન છે.

પાટીદાર સમાજ પાસે તેના રોગીઓની સારવાર કરવા માટે એકેય હોસ્પીટલ નથી, સેનીટોરીઅમ નથી. તે સમાજના રોગીઓને મીશનરીઓનો આશ્રય ગોતવો પડે છે. તેના ભણેલા વર્ગને આશ્રયને અભાવે અસહ્ય મુશ્કેલીઓમાંથી પસાર થઇ પોતાનો જીવનમાર્ગ કાઢવો પડે છે. તેની કેળવણીની સંસ્થા નાણાંને અભાવે સડે છે, તેના વિદ્યાર્થીઓ માટે કોઇ પણ પ્રકારની શિષ્યવૃત્તિઓ નથી. તો પછી ઉપલા દાખલા તંદુરસ્ત માનસિક સ્થિતિનાં ચિહ્ન ન જ ગણાય.

ધોળકા ડૉ. ડી. ડી. પટેલ (એમ. ડી., જર્મની)



## પરઠણના રોગની ભીતરમાં

ચંદુભાઇ હમણાં જ આફ્રિકેથી સ્વદેશ આવ્યા હતા. પોતાની ભત્રીજી કુસુમનું ગમે ત્યાં ઠેકાણું પાડ્યા સિવાય આ વર્ષે છૂટકો જ ન હતો. આફ્રિકામાં તેમના મોટા ભાઇની સાઇકલના તેમજ મોટરના છૂટા સરસામાનની દુકાન હતી.

તેમના મોટા ભાઇ રમણભાઇ ઘરની કંગાલ સ્થિતિમાં મેટ્રિક નાપાસ થતાં ખેતીની મહેનતથી કંટાળી આફ્રિકા તરફ ભાગી ગએલા, અને એકાદ બે સગાંસંબંધીઓની સહાયતાથી સાઇકલનો ભાગ્યોતૂટ્યો સામાન ઉઘરાવી. મોટા વેપારીને ત્યાં આપી આવતા. આમ તેમને પોતાની મહેનતનું વેતન રોજ મળ્યે જ જતું. માણસ ગમે તે ધંધામાં ધીરજ ને ખંતથી રચ્યોપચ્યો. રહે તો કોઇક દિવસ તેને પોતાના ધંધામાં સફળતા સાંપડવાનો સંભવ ખરો જ. એ પ્રમાણે રમણભાઇને પણ તેમના ધંધાએ સારી આપી અને જતે દિવસે તેમણે પોતે જ દુકાન નાખી. વખત જતાં દુકાન ઠીક ઠીક ચાલવા લાગી, અને પેદા થતી રકમ દુકાનમાં જ ઉમેરાતાં દુકાનની જાહોજલાલી વધી પડી. બીજા માણસોની જરૂર પડતાં દેશમાંથી પોતાના ભાઇ ચંદુભાઇને તેમ જ બીજા એક બે નજીકના સંબંધીઓને બોલાવી લીધા.

લડાઇના સંજોગોમાં મનફાવતા પૈસા પડાવવામાં બીજા વેપારીઓની માફક રમણભાઇ પણ પાવરધા બની ગયા હતા, અને લડાઇ લંબાતાં તેમની લક્ષ્મીનો ગુણાકાર પણ ખૂબ લંબાયો. પણ આ લક્ષ્મી તેમના ઉપભોગ માટે ન જ હોય તેમ બેએક વર્ષ બાદ આફ્રિકાના જગપ્રસિદ્ધ બ્લેક વૉટર નામના રોગના તે ભોગ બન્યા. વૈદ્ય ડૉક્ટરોની પાછળ પાણીની માફક હજારો રૂપિયા વેર્યા છતાં તેમનો જીવ ન જ બચ્યો. હવે ચંદુભાઇને માથે બંને ભાઇના કુટુંબની જવાબદારી આવી પડી. પરદેશની દુકાન તેમ જ દેશના કૌટુમ્બિક વ્યવહારોની ધૂંસરી ચંદુભાઇ જેવા બિનઅનુભવીને ભારે પડવા લાગી. તેમાંય પોતાની ભત્રીજી કુસુમનું ગમે તે રીતે આ વર્ષે ઠેકાણું પાડ્યે જ છૂટકો હતો, કારણ કે લડાઇના આ કમાવા જેવા સંજોગોમાં દુકાન બીજાને સોંપી દેશમાં રહેવાથી ઝાઝું નુકસાન વેઠવું પડે - તેમ હતું; એટલે તેમને તો કોઇ પણ ભોગે દુકાન ભેગા થવાની જ તમન્ના લાગી હતી.

સરદાર વલ્લભભાઇને પ્રયાસે કરીને, તેમના સદ્ગત મોટા ભાઇની યાદગીરી તરીકે સ્ત્રીકેળવણીવિષયક સંસ્થાની સ્થાપના 'વિઠ્ઠલ કન્યાવિદ્યાલય'ના નામથી ગુજરાતના મધ્ય સ્થળ નડિયાદમાં થઇ, ત્યારથી ચરોતરની કન્યાઓમાં કેળવણીની ઠીક ઠીક ધગશ વધી જણાય છે. પણ સાથે સાથે દિલગીરીની વાત એ છે, કે 'વિઠ્ઠલ કન્યાવિદ્યાલય'માં ઘડાતા જીવનને અનુરૂપ પરિવર્તન હજી સમાજમાં થયું નથી, તેથી વ્યક્તિગત જીવનમાં આ કેળવણીનો કાં તો હ્રાસ થાય છે, કાં તો કેળવણીને પ્રતાપે કરીને વ્યક્તિથી સમાજની પ્રતિકૂળ ભીંસ સહન ન થતાં કોઇક આપઘાત તો કોઇક બંડ કરી દે છે. પણ પોતાને અનુરૂપ એવું બીજાનું જીવન ઘડનાર તો કોઇક વિરલ જ નીકળે છે.

કુસુમના પિતા જીવતાં જ તેને 'વિઠ્ઠલ કન્યાવિદ્યાલય'માં ભણવા મૂકવામાં આવી હતી, અને તેના પિતા ગુજરી ગયા છતાં, તેના કાકાએ તેના અભ્યાસમાં કંઇ જ ખલેલ પહોંચાડ્યું ન હતું. કુસુમ પણ ભણવામાં એકધારી હોશિયાર હોવાથી તે આવતે વર્ષે સ્નાતિકા થવાની હતી. સ્નાતિકા થતા પહેલાં ન પરણવાની તેની પ્રતિજ્ઞા હતી. છાત્રાલયનાં ગૃહપતિ તેમ જ અન્ય અધ્યાપિકાઓ ઉપર તેની હોશિયારીને તેમ જ ચપળતાને કારણે સારી છાપ પડી હતી. વિદ્યાલયની વક્તૃત્વસભામાં 'સમાજમાં સ્ત્રીનું સ્થાન' એ વિષય પરના કુસુમના વિચારોએ શ્રોતાવર્ગને આશ્ચર્યચકિત કરી દીધો હતો. અને પ્રત્યક્ષ જીવનમાં ઝંપલાવતાં કુસુમ પોતાનું ગૃહજીવન કેવુંક ઘડશે તેનો પણ શિક્ષણદાતાઓ તો વિચાર કરતા હતા.

વિદ્યાલયના સ્નેહસંમેલનમાંથી પરવાર્યા બાદ છાત્રાલયનાં ગૃહપતિ આજે બીજા સહશિક્ષકો સાથે વિદ્યાર્થિનીઓની આવડત ઉપર વિચાર કરતાં હતાં, એટલામાં ટપાલીએ આવી કુસુમના નામનો પત્ર ગૃહપતિના હાથમાં મૂક્યો. બધા પત્રો પ્રથમ ગૃહપતિ વાંચીને જ જેને તેને આપે એ નિયમ હોવાથી કુસુમનો પત્ર ગૃહપતિએ ફોડ્યો, તો તેમાંથી એક બીજો પત્ર ગૃહપતિના સરનામાનો નીકળ્યો, જે આ પ્રમાણે હતો:

"સાહેબ,

"મારી કુસુમ જોકે ભણવામાં ઘણી હોશિયાર છે, એ આપનાં નિવેદનો ઉપરથી મેં જાણ્યું છે, પણ તેની વધતી જતી ઉમરનો વિચાર કરતાં મારે આ વર્ષે તેનું લગ્ન પતાવી દેવાનું છે. વળી મારે પરદેશમાં વેપારને નુકસાન થાય તેમ હોવાથી, હું દેશમાં ઝાઝો સમય રોકાઉં તેમ નથી. તેથી તમો કુસુમને કાલે ઘેર આવવા દેજો. તેને જોવા માટે આવનાર છે. પરણ્યા પછી પણ તે અભ્યાસ ચાલુ રાખશે તેમાં મને જરા પણ હરકત નથી.

"લિ. આપના ચંદુભાઇનાં વંદન."

સાથેનો કુસુમ ઉપરનો આ પ્રમાણેનો પત્ર હતો :

"ચિ. કુસુમ,

"ઘેર સૌ કુશળ છે, તે સર્વે તારી કુશળતા ઇચ્છે છે. તું ભણવામાં ઘણી હોશિયાર નીવડી, તેથી અમને આનંદ છે. તારૂં ખાસ જરૂરનું કામ હોવાથી, તું કાલે જ ઘેર આવજે. તને રજા આપવા માટે મેં ગૃહપતિ સાહેબને કાગળ લખેલો છે, એટલે તેઓ તને આવવાની રજા આપશે.

"શુભેચ્છક ચંદુભાઇના આશીર્વાદ."

પત્ર તો વાંચ્યો, પણ પોતાનું શું કામ હશે તે કુસુમને સમજાયું નહિ. પોતાના કાકા આફ્રિકાથી આવ્યા ત્યારે તે ઘેર જઇ બધાંને મળી આવી તો હતી, છતાં આમ પરીક્ષાને વખતે ઘેર બોલાવવાનું શું કારણ હશે? તે આવા વિચારો કરતી હતી, એટલામાં તેના વિચારોની સાંકળ તોડતાં ગૃહપતિ બોલ્યાં: "કુસુમ, મારા ઉપર પણ તારા કાકાનો પત્ર છે, અને તારા લગ્ન બાબતમાં તારૂં કંઇક કામ છે એવું લખ્યું છે, એટલે તને રજા તો આપું છું, પણ ઝાઝું રોકાઇશ નહિ." આટલું બોલીને ચાલતાં થયાં. પણ તેમના શબ્દોની અસર ગઇ નહિ. ગૃહપતિના શબ્દો બીજી વિદ્યાર્થિનીઓએ સાંભળ્યા હતા. તેમણે ગૃહપતિ જતાં જ કુસુમ ઉપર પ્રશ્નોની ઝડી વરસાવવા માંડી: "શું તું આટલી વહેલી પરણી જઇશ, કુસુમ? કેવો વર પસંદ કરીશ?

લડાઇના સંજોગોમાં મનફાવતા પૈસા પડાવવામાં બીજા વેપારીઓની માફક રમણભાઇ પણ પાવરધા બની ગયા હતા, અને લડાઇ લંબાતાં તેમની લક્ષ્મીનો ગુણાકાર પણ ખૂબ લંબાયો. પણ આ લક્ષ્મી તેમનાં ઉપભોગ માટે ન જ હોય તેમ બેએક વર્ષ બાદ આફ્રિકાના જગપ્રસિદ્ધ બ્લેક વૉટર નામના રોગના તે ભોગ બન્યા. વૈદ્ય ડૉક્ટરોની પાછળ પાણીની માફક હજારો રૂપિયા વેર્યાં છતાં તેમનો જીવ ન જ બચ્યો. હવે ચંદુભાઇને માથે બંને ભાઇના કુટુંબની જવાબદારી આવી પડી. પરદેશની દુકાન તેમ જ દેશના કૌટુમ્બિક વ્યવહારોની ધૂંસરી ચંદુભાઇ જેવા બિનઅનુભવીને ભારે પડવા લાગી. તેમાંય પોતાની ભત્રીજી કુસુમનું ગમે તે રીતે આ વર્ષે ઠેકાણું પાડયે જ છૂટકો હતો, કારણ કે લડાઇના આ કમાવા જેવા સંજોગોમાં દુકાન બીજાને સોંપી દેશમાં રહેવાથી ઝાઝું નુકસાન વેઠવું પડે તેમ હતું; એટલે તેમને તો કોઇ પણ ભોગે દુકાન ભેગા થવાની જ તમન્ના લાગી હતી.

સરદાર વલ્લભભાઇને પ્રયાસે કરીને, તેમના સદ્‌ગત મોટા ભાઇની યાદગીરી તરીકે સ્ત્રીકેળવણીવિષયક સંસ્થાની સ્થાપના 'વિઠ્ઠલ કન્યાવિદ્યાલય'ના નામથી ગુજરાતના મધ્ય સ્થળ નડિયાદમાં થઇ, ત્યારથી ચરોતરની કન્યાઓમાં કેળવણીની ઠીક ઠીક ધગશ વધી જણાય છે. પણ સાથે સાથે દિલગીરીની વાત એ છે, કે 'વિઠ્ઠલ કન્યાવિદ્યાલય'માં ઘડાતા જીવનને અનુરૂપ પરિવર્તન હજી સમાજમાં થયું નથી, તેથી વ્યક્તિગત જીવનમાં આ કેળવણીનો કાં તો હ્રાસ થાય છે, કાં તો કેળવણીને પ્રતાપે કરીને વ્યક્તિથી સમાજની પ્રતિકૂળ ભીંસ સહન ન થતાં કોઇક આપઘાત તો કોઇક બંડ કરી દે છે. પણ પોતાને અનુરૂપ એવું બીજાનું જીવન ઘડનાર તો કોઇક વિરલ જ નીકળે છે.

કુસુમના પિતા જીવતાં જ તેને 'વિઠ્ઠલ કન્યાવિદ્યાલય'માં ભણવા મૂકવામાં આવી હતી, અને તેના પિતા ગુજરી ગયા છતાં, તેના કાકાએ તેના અભ્યાસમાં કંઇ જ ખલેલ પહોંચાડયું ન હતું. કુસુમ પણ ભણવામાં એકધારી હોશિયાર હોવાથી તે આવતે વર્ષે સ્નાતિકા થવાની હતી. સ્નાતિકા થતા પહેલાં ન પરણવાની તેની પ્રતિજ્ઞા હતી. છાત્રાલયનાં ગૃહપતિ તેમ જ અન્ય અધ્યાપકોઓ ઉપર તેની હોશિયારીને તેમ જ ચપળતાને કારણે સારી છાપ પડી હતી. વિદ્યાલયની વક્તૃત્વસભામાં, 'સમાજમાં સ્ત્રીનું સ્થાન' એ વિષય ઉપરના કુસુમના વિચારોએ શ્રોતાવર્ગને આશ્ચર્યચકિત કરી દીધો હતો. અને પ્રત્યક્ષ જીવનમાં ઝંપલાવતાં કુસુમ પોતાનું ગૃહજીવન કેવુંક ઘડશે તેનો પણ શિક્ષણદાતાઓ તો વિચાર કરતા હતા.

વિદ્યાલયના સ્નેહસંમેલનમાંથી પરવાર્યા બાદ છાત્રાલયનાં ગૃહપતિ આજે બીજા સહશિક્ષકો સાથે વિદ્યાર્થિનીઓની આવકત ઉપર વિચાર કરતાં હતાં, એટલામાં ટપાલીએ આવી કુસુમના નામનો પત્ર ગૃહપતિના હાથમાં મૂક્યો. બધા પત્રો પ્રથમ ગૃહપતિ વાંચીને જ જેને તેને આપે એ નિયમ હોવાથી કુસુમનો પત્ર ગૃહપતિએ ફોડયો, તો તેમાંથી એક બીજો પત્ર ગૃહપતિના સરનામાનો નીકળ્યો, જે આ પ્રમાણે હતો:

"સાહેબ,

"મારી કુસુમ જોકે ભણવામાં ઘણી હોશિયાર છે, એ આપનાં નિવેદનો ઉપરથી મેં જાણ્યું છે, પણ તેની વધતી જતી ઉમરનો વિચાર કરતાં મારે આ વર્ષે તેનું લગ્ન પતાવી દેવાનું છે. વળી મારે પરદેશમાં વેપારને નુકસાન થાય તેમ હોવાથી, હું દેશમાં ઝાઝો સમય રોકાઉં તેમ નથી. તેથી તમો કુસુમને કાલે ઘેર આવવા દેજો. તેને જોવા મારે આવનાર છે. પરણ્યા પછી પણ તે અભ્યાસ ચાલુ રાખશે તેમાં મને જરા પણ હરકત નથી.

"લિ. આપના ચંદુભાઇનાં વંદન."

સાથેનો કુસુમ ઉપરનો આ પ્રમાણેનો પત્ર હતો :

"ચિ. કુસુમ,

"ઘેર સૌ કુશળ છે, તે સર્વે તારી કુશળતા ઇચ્છે છે. તું ભણવામાં ઘણી હોશિયાર નીવડી, તેથી અમને આનંદ છે. તારૂં ખાસ જરૂરનું કામ હોવાથી, તું કાલે જ ઘેર આવજે. તને રજા આપવા માટે મેં ગૃહપતિ સાહેબને કાગળ લખેલો છે, એટલે તેઓ તને આવવાની રજા આપશે.

"શુભેચ્છક ચંદુભાઇના આશીર્વાદ."

પત્ર તો વાંચ્યો, પણ પોતાનું શું કામ હશે તે કુસુમને સમજાયું નહિ. પોતાના કાકા આફ્રિકાથી આવ્યા ત્યારે તે ઘેર જઇ બધાંને મળી આવી તો હતી, છતાં આમ પરીક્ષાને વખતે ઘેર બોલાવવાનું શું કારણ હશે? તે આવા વિચારો કરતી હતી, એટલામાં તેના વિચારોની સાંકળ તોડતાં ગૃહપતિ બોલ્યાં: "કુસુમ, મારા ઉપર પણ તારા કાકાનો પત્ર છે, અને તારા લગ્ન બાબતમાં તારૂં કંઇક કામ છે એવું લખ્યું છે, એટલે તને રજા તો આપું છું, પણ ઝાઝું રોકાઇશ નહિ." આટલું બોલીને ચાલતાં થયાં. પણ તેમના શબ્દોની અસર ગઇ નહિ. ગૃહપતિના શબ્દો બીજી વિદ્યાર્થિનીઓએ સાંભળ્યા હતા. તેમણે ગૃહપતિ જતાં જ કુસુમ ઉપર પ્રશ્નોની ઝડી વરસાવવા માંડી: "શું તું આટલી વહેલી પરણી જઇશ, કુસુમ? કેવો વર પસંદ કરીશ?

ઉપર વિશ્વાસ રાખજો. પૈસા ખાતર હું મારો દેહ નહિ જ વેચું."

અને બીજે જ સવારે શાન્તિ ઘેર જવા ઊપડી ગયો.

* * *

ચતુરભાઇ પોતાના ડહેલાને મેડે હુક્કો ગગડાવી રહ્યા હતા, એટલામાં જ મોટરનું હોર્ન વાગ્યું. મોટર ડહેલા આગળ જ અટકતાં, તેમણે હુક્કા સાથે ઊભા થઇ છજ્જામાં આવી જોયું, તો પોતાના એક સગા સાથે થોડા પરિચયવાળા ચંદુભાઇ મોટરનું બારણું ઉઘાડી નીચે ઊતરતા હતા. ચતુરભાઇએ સામા જઇ દાદર ઉપર જ તેમને સત્કાર્યા. હુક્કા અને ચાપાણીમાંથી પરવાર્યા બાદ ચતુરભાઇના એક સગા વલ્લભભાઇએ વાત કાઢી: "આપણો શાન્તિ હમણાં શું કરે છે, ચતુરભાઇ?"

"પૂને કોલેજમાં ભણે છે." ચતુરભાઇએ હુક્કાની નેહ ગાલે અડકાડતાં કહ્યું.

"તો હવે કંઇ ગોઠવીશું ને?" મૂળ વાત ઉપર આવતાં વલ્લભભાઇએ પૂછ્યું.

"એ શું બોલ્યા! લોકો દાદરો તોડી પાડે છે, પણ હમણાં 'બી. એ.' થતા સુધી તો વિચાર નથી જ." ચતુરભાઇએ અભ્યાસના બહાના હેઠળ ઇન્કાર કરતાં કહ્યું.

"એ બધું ખરું, પણ જરા ઘાટ અને ઘર જોઇ બેસી જવામાં લાભ છે, જેથી છોકરાના ભણતરનું ખર્ચ પણ માથે પડે નહિ." વલ્લભભાઇએ લાલચ બતાવતાં કહ્યું.

"એમ ખર્ચબર્ચની લાલચથી પતે તેમ નથી, જુઓ ને મેં જ મારી કાન્તાને પરણાવી ત્યારે ત્રીસ તોલા સોનું અને દસ વીઘાં જમીન આપી, તોય છોકરો તો ભાગોળ સુધી જ ભણેલો! અને આ અમારો શાન્તિ તો ઘર પ્રમાણે ભણેલો ગણેલો પણ છે. પૈસાની લાલચ તો ઘણાય આપે છે, પણ કરવું નથી તેનું શું!" ચતુરભાઇએ આડકતરી રીતે અડસટ્ટો બતાવતાં કહ્યું. ચંદુભાઇ આ બધું મૂગે મોંએ સાંભળી જ રહ્યા હતા. વલ્લભભાઇએ તેમના તરફ ખસી તેમનાં આંગળાં દાબ્યાં, એટલે ચંદુભાઇએ પણ એ જ સંકેતમાં કંઇક પ્રત્યુત્તર વાળ્યો અને આખરે કેટલીય હા ના અને માથાકૂટ પછી પરદેશ વહેલા પહોંચવાની ઉતાવળવાળા ચંદુભાઇએ રૂપિયા ચાર હજાર રોકડા અને એકત્રીસ તોલામાં ચતુરભાઇના પુત્રને જમાઇરૂપી પ્રાણી તરીકે ખરીદ્યાનું બાનું કર્યું.

કરમડી, તા. કરજણ — મોતીભાઇ કુ. બાંધણીકર

# કેવો ન્યાય?

"સાંભળ્યું કે!"

"શું છે?

"આપણા મહેન્દ્રને ફરીથી પરણાવીએ તો?"

"શું કહે છે? હજુ તો સવિતાને મરી ગયાં પૂરૂં વર્ષ પણ થયું નથી, ત્યાં બીજા લગ્નની વાત કરે છે?"

ઉપર પ્રમાણે મગનભાઇ તથા મણિગૌરી પુત્ર મહેન્દ્રના લગ્નની વાતચીત કરતાં હતાં. મગનભાઇનું કહેવું એમ. કે "જ્યારે તું પુત્રને ફરી પરણાવવા તૈયાર થઇ છે, ત્યારે પુત્રી નવિના જે છએક માસ ઉપર વિધવા થઇ છે તેનો કેમ વિચાર કરતી નથી?"

"હેં! એ શું બોલ્યા? વિધવાથી વળી ફરી પરણી શકાતું હશે! સમાજમાં બેઆબરૂ થવાય."

* * *

મગનભાઇ તથા મણિગૌરીની સ્થિતિ પોતાના ગામમાં સારી હતી, કારણ કે તેઓ આફ્રિકાવાસી હતાં. વધુમાં પુત્રને સારી રકમ લેઇને પરણાવ્યો હતો. હવે પુત્રીના વિવાહ માટે ચરોતરનાં કહેવાતાં છ ગામોમાં તે રખડતા હતા, પરંતુ બધેથી નિરાશ થઇ પાછા ફરતા હતા. કોઇ જગ્યાએ મુરતિયો મનપસંદ મળતાં તે પૈસેટકે ખાલી હતો, તો બીજી જગાએ કુળ તથા પરકણનો સવાલ ઊભો થતો.

છેવટે મગનભાઇ દોડાદોડીથી કંટાળી ગયાથી પુત્રીના નસીબ ઉપર વાત છોડી અને ગમે ત્યાં નક્કી કરવા તત્પર થઇ ગયા. આથી ૫૦ વર્ષના એક બીજવર, પરંતુ માલેતુજાર નવનીતરાય-તેઓની નજરે ચડ્યા. વિવાહ નક્કી કર્યો, પુત્રીની સંમતિ વિના જ. કારણ કે તે જાણતા હતા કે જો પુત્રીની સંમતિ લેવા જઇશું તો તે ના જ પાડવાની. હિંદુ સમાજમાં પુત્રીનું મોંઢું જન્મથી જ સીવી લીધેલું હોય છે,

પિતાએ પોતાની ઉતાવળે ગરીબ ગાય જેવી પુત્રીનું લગ્નની વેદી ઉપર બલિદાન દેઇ દીધું. સમાજ, દિવસે દિવસે તારી અધોગતિ થઇ રહી છે! નહિ તો સંમતિ વગર લગ્ન સંભવે જ કેમ? આવો તારો ન્યાય!

નવિના પરણીને સાસરે આવી, પરંતુ તે જાણતી હતી કે પોતાનું લગ્ન પૈસા સાથે થએલું હતું. નહિ તો પતિ, જે પિતા થવા લાયક છે તેની સાથે પિતા લગ્ન ન કરત.

નવનીતરાય પોતાની પત્નીને ખુશ રાખવા પાણીને મૂલ્યે પૈસા ખર્ચતા,

પરંતુ જ્યાં મનનો મેળ ન ખાય ત્યાં પૈસા બિચારા શું કરે! સમાજ, તારો સીતમ!

પત્ની તરફથી નવનીતરાયને સહેજ પણ સુખ નહિ મળવાથી તેઓ અત્યંત નારાજ થતા. વધુમાં તેજ વર્ષે તેઓને ધંધામાં ખોટ આવ્યાથી એકદમ હતાશ થઇ ગયા અને માંદગીને બિછાને પટકાયા. હવે નવીના પતિની શુશ્રૂષા કરવા લાગી, કારણ કે હિંદુ સ્ત્રીએ, પતિ ગમે તેવો હોય છતાં તેને પ્રભુતુલ્ય ગણવો પડે છે. નવિનાનું સૌભાગ્યચિહ્ન વિધિને ખૂંચ્યાથી તે પણ ઝૂંટવી લીધું

હિન્દુ સમાજના કાયદા પ્રમાણે ૧૫ વર્ષની બાળકી વિધવા ગણાય! સાસરીમાં કોઇ નહિ હોવાથી નવિના પિતાને ત્યાં આવીને રહેવા લાગી. પિતા પણ પોતાની ભૂલ સમજ્યા. પરંતુ હવે શું? નવિના તો વિધવા થઇ જ ને!

ઉપરનો બનાવ બન્યા પછી મહેન્દ્રની પત્ની એક બાળકી એટલે સમાજના 'પથરા'ને જન્મ આપી ચાલી ગઇ. બાળકી પણ થોડા દિવસ બાદ માતાને મળવા ચાલી ગઇ.

મણિગૌરીના કહેવાથી મગનભાઇએ પુત્ર વિધુર થતાં જ ચરોતરનો પાટીદાર. પોતાની પુત્રી આપવા તૈયાર હોવાથી સગાઇ કરી નાખી. ઓ હિંદુ સમાજનાં માબાપો, આ તમારો કેવો ન્યાય! ઘરમાં પુત્રી વિધવા થાય તો તેણે મરણ પર્યંત વિધવાવસ્થાનાં દુ:ખો વેઠી, બધી આશાઓના ચૂરેચૂરા કરી આંસુ વહેવડાવવાં; પરંતુ જો પુત્ર વિધુર થાય તો તેને તરત ફરીથી ઉધલાવવો. આ કહેવાતા કુળવાનોનો ન્યાય!

મહેન્દ્ર બીજી વખત પરણીને આનંદથી રહેવા લાગ્યો, કારણ કે તેને તો પત્ની અને પૈસા બન્ને મળ્યાં હતાં. તેને અંતરમાં સહેજ પણ આચકો ન લાગ્યો કે હજુ જેણે યૌવનાવસ્થા વિતાવી નથી એવી પોતાની ગભરૂ બેનનું શું! દરેકને પોતાની પડી છે, કોઇને બીજાની પડી નથી.

જો મહેન્દ્રે ધાર્યું હોત તો પોતાની બેનને ફરીથી પરણાવી શકત, કારણ કે જ્યારે માતાપિતા તેને ફરીથી પરણાવવા તૈયાર થયાં ત્યારે તેણે તેઓને સમજાવવાં જોઇતાં હતાં. તેમ છતાં તેઓ ન માને તો પોતે પણ ફરી પરણનાર નથી એમ નિશ્ચયપૂર્વક કહેવું જોઇતું હતું.

આધુનિક નવયુવકો, જાગો અને જરા જુઓ કે સમાજની ભઠ્ઠીમાં કેટલીયે નવિનાઓ વિના વાંકે બળીને ખાખ થઇ જાય છે. ત્યારે આવી બાળાઓને સમાજની જાલીમ બેડીઓમાંથી છોડાવવા, નવલોહીઆ યુવકો, કમર કસો.

વિધુર પુરુષ લગ્ન કર્યા વગર રહી શકતો નથી, તો બાળવિધવા બીચારી કેમ કરીને રહી શકતી હશે તેનો, સમાજ, તને ખ્યાલ છે ખરો? ના, નહિ જ.

નહિ તો તું આવી નરિનાઓને તારી ચક્કીમાં પીસવા તૈયાર ન થાય.

મારૂં ધારવું છે કે આ પ્રશ્ન જો વિધુરો વિચારે તો તેનો સહેજમાં ફેંસલો આવે એમ છે. ત્યારે દરેક વિધુર વિચારે અને બને તેટલે અંશે તેને અમલમાં મૂકવા કમર કસે. બાળવિધવાઓએ પણ પોતાના પ્રત્યેના અન્યાય સામે જેહાદ પોકારવી જોઇએ.

ધર્મજ જશભાઇ પુ. પટેલ



## ચર્ચાપત્ર

૨. ગ્રેજ્યુએટ વરકન્યાનું લગ્ન

'તંત્રી શ્રી,'

અમને બેનોને વિના લવાજમે 'પાટીદાર' મોકલો છો, તેથી તમારો ઉપકાર માનું છું. કારણ કે એમાંથી અમને ઘણું જાણવાનું, અને કેટલીક વખત શીખવાનું પણ મળે છે. અમે અનેક બેનો 'પાટીદાર' વાંચવાનો લાભ પામીએ છીએ.

પણ આ વૈશાખના અંકની પ્રસંગકથામાં 'ગ્રેજ્યુએટ વરકન્યાનુ લગ્ન' એ અને ત્યાર પછીની એ પ્રસંગકથાઓ વાંચીને મને ખુબ આશ્ચર્ય થયું, કારણ કે એ સુધારકોનું લગ્ન જૂના જમાનાના લોકના જેવું જ હતું, અને વળી ઘણીક હકીકત તો એ પ્રસંગકથામાં આવી પણ નથી. નહિ આવેલી હકીકત મારી જાણ પ્રમાણે નીચે મુજબ છે:

૧. કન્યાના પિતા ભાઇ રાવજીભાઇ કશીભાઇ પટેલ નડિયાદ કાકરખાડના રહીશ છે; તેથી આખી કાકરખાડની બેનોને જ નહિ, પણ ભાણીઓને પણ કંકોત્રી લખીને બેનોને રૂા. ૧૫ અને ભાણીઓને રૂા. ૧૧ આપ્યા છે.

૨. એમના ઘરની બેનોને વિવાહના રૂા. ૧૦૦ અને કંકોત્રીના રૂા. ૫૦ આપ્યા છે.

૩. પરણનાર કન્યા બેન લવંગલતાને આશરે રૂા. ૧૬૦૦૦ના દાગીના કરાવ્યા છે. વસોની જાન નડિયાદમાં એક જ દિવસ રહી, પણ જમણવારમાં ખૂબ ધામધૂમ હતી.

૪. એકંદરે આ લગ્નપ્રસંગનું ખર્ચ આશરે પચાશેક હજાર ઉપર થયું કહેવાય છે.

૫. તે ઉપરાંત વર પક્ષનું આશરે રૂ. ૩૨ હજારનું કરજ પોતે આપવાનું ભાઇ રાવજીભાઇએ માથે લીધું છે એમ કહેવાય છે.

૬. આ પ્રસંગે એમણે ધર્માદાન કેટલું કર્યું તે કાંઇ જાણવામાં આવ્યું નથી.

ગ્રેજ્યુએટ વરકન્યાના લગ્નમાં આ ઠઠારો તે શોભે? બેન લવંગલતા એલ.-એલ. બી. છે, તેમને એ જણશો પહેરીને આ નવા જમાનામાં પોતાના દેહનું પ્રદર્શન કરવું ગમશે? આ બધો ઠઠારો છોડીને બિલકુલ સાદાઇથી, જેમ હવે લગ્ન થવા લાગ્યાં છે, તેમ પોતાનું લગ્ન કરવા માટે પિતાને આગ્રહ ન કરી શક્યાં? ત્યારે એમના ભણતરની કિંમત શી? અને ભાઇ કનુભાઇ પણ આવા ઠઠારાથી લગ્ન કરનાર ભાઇ રાવજીભાઇને વશ શાથી થયા? શું એમને પણ પોતાનું કરજ ટળે એવી લાલચ હશે?

આ લગ્નના ઠઠારાથી ભાઇ રાવજીભાઇના પિત્રાઇઓ ઉપર અને એકંદરે પાટીદાર સમાજ ઉપર શી અસર થઇ હશે તે વિષે એ પોતે, વરકન્યા, અને આ ઠઠારામાં સંમતિ આપનાર સૌ વિચારી લેશે.

**શાન્તાબેન પટેલ**

**નોંધ:** ઉપરના ચર્ચાપત્રનો ખુલાસો એ ચર્ચાપત્ર સાથેજ છપાય તો ઠીક, એમ માની તેની નકલ ભાઇ રાવજીભાઇ ઉપર મેં મોકલેલી, પણ તેમના તરફથી કંઇ જવાબ નથી આવ્યો. પણ ભાઇ કનુભાઇ તરફથી, તેમને વિષે ચર્ચાપત્રમાં થએલા ઉલ્લેખ સંબંધે, ખુલાસો આવ્યો છે તે નીચે આપ્યો છે:

"મારા લગ્ન વિષેની પ્રસંગકથા 'પાટીદાર'માં આવેલી તે બાબતનું ચર્ચાપત્ર મને વાંચવા મળેલું, તે બાબત આપનો આભારી છું. તેમાં જણાવેલી ઘણીખરી બાબતો, એક સિવાયની, પૂ. રાવજીભાઇના પક્ષને લગતી છે, એટલે તેઓશ્રીની અંગત બાબતો પર મારે કંઇ લખવાપણું નથી. મારે માટે જે દેવા પેટે રૂપિયા લેવાનું મનાય છે તે તદ્દન બિનપાયાદારી ને અસત્ય છે. આજ સુધી જે આદર્શો હું સેવતો આવ્યો છું ને તેને અનુરૂપ જીવન જીવવા પ્રયત્ન કર્યો છે તે જોતાં, આવો વહેમ કે આરોપ મારા ઉપર આવે તે મને આશ્ચર્યકારક લાગ્યું છે. વધુ તો આ બાબતમાં અમારી ખરી પરિસ્થિતિ જે કોઇ જાણે છે તે આ બાબતમાં જરૂર મારી નિર્દોષતા પુરવાર કરી શકશે તે વિષે શંકા નથી.

"સરકારી ફાર્મ, સુરત
તા. ૩ : ૬ : '૪૩

લી.
કનુના પ્રણામ"

**નોંધ:** ભાઇ કનુભાઇના ઉપરના કથનને બીજી રીતે પણ ટેકો મળે છે.

—તંત્રી

## ૭. ખેડા જિલ્લાના ભાડુતોને રાહત આપતો હુકમ:

### ખેડા જિલ્લાના મહેરબાન ડી. મેજીસ્ટ્રેટ સાહેબે બહાર પાડેલો હુકમ

કેટલાય વખતથી ખેડા જિલ્લામાં ઠેર ઠેર યુદ્ધ પછી મકાન ભાડુઆતો અને મકાનમાલીકોની વચ્ચે,ભાડા બાબતમાં તકરાર થાય છે. ભાડાં વધારવાની મકાનમાલીકો ધમકી આપે છે અને તેને પરિણામે કેટલાય જૂના તેમજ નવા ભાડુઆતોને ઘર ખાલી કરવાં પડે છે. યુદ્ધના કપરા સંજોગો અને ભાડામાં દિનપ્રતિદિન વધતો જતો બેહદ વધારો એ આજનો મૂંઝવતો પ્રશ્ન છે. પરંતુ સરકારે ફરમાન બહાર પાડ્યું છે કે વધારે નફાની દૃષ્ટિએ જે ભાડામાં વધારો થયો છે અને હજુ પણ થાય છે અને જેને પરિણામે ભાડુઆતોને મકાન માલિકો તરફથી સ્વાર્થી અને ગેરવ્યાજબી ડખલ થાય છે ને મકાન ખાલી કરવું પડે છે તે માટે સરકારે ખેડા જિલ્લા ભાડાંનિયમનોનું હિંદ સંરક્ષણ ધારાની રૂએ ખેડાના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટને સત્તા આપતું જાહેર ફરમાન તા. ૧૨ : ૫ : '૪૨ના રોજ બહાર પાડવામાં આવેલ છે અને તેજ દિવસથી અમલમાં આવશે, જે આણંદ, બોરસદ, ડાસરા, નડિયાદ, મહેમદાવાદ, કપડવંજ, માતર, ઉમરેઠ, ડાકોર, અને ખેડાને લાગુ પડશે. આ ઓર્ડરમાં મુખ્ય બાબતો નીચે મુજબ છે:

કોઇ પણ ઘરધણી અગર તેનો વહીવટ કરનાર કોઇ પણ ઘર કે જે તા. ૧ : ૯ : '૪૦ના રોજ ભાડે અપાયલું હોય, અને ૧લી સપ્ટેમ્બર ૧૯૪૦ના રોજ તેનું જે ભાડું હોય તે ભાડા કરતાં વધારે ભાડાથી ભાડે આપી શકશે નહિ. જો કોઇ ઘર તા. ૧ : ૯ : '૪૦ના રોજ ભાડે આપેલું ન હોય તો તે સમયે તે ઘરનું જેટલું ભાડું લેઇ શકાય તેટલું ભાડું અત્યારે વધુમાં વધુ લેઇ શકાશે.

તા. ૧ : ૯ : '૪૦ પછી મકાનમાં કરેલા સુધારા વધારા બદલ ભાડું વધારી શકાશે, પરંતુ આ વધારો ખર્ચેલી રકમ ઉપર વાર્ષિક ૭ ટકા કરતાં વધુ ન હોવો જોઇએ.

કોઇ પણ ઘરધણી જ્યાં સુધી ભાડુત આ ઓર્ડર અનુસાર ઠરાવેલું ભાડું આપતો હોય અગર આપવા તૈયાર હોય અને ભાડાની બીજી શરતો પાળતો હોય, ત્યાં સુધી મકાન ખાલી કરાવી શકાશે નહિ. પરંતુ જો ઘરધણીએ મામલતદાર સાહેબ પાસેથી ભાડુતે ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટી એકટની કલમ

૧૦૮ એ. અને પી. વિરુદ્ધ વર્તન કર્યા બાબતનું અગર ન્યુંસન્સ ઉપજાવતો વર્તણૂંકનું અગર પાડોસીને ત્રાસદાયક વર્તણૂંકનું અગર તો ઘરધણીને પોતાને માટે અગર જેના ફાયદા માટે ઘરની હયાતી હોય તેને માટે જોઈએ છે, અગર તેવા વ્યાજબી કારણસર સર્ટીફિકેટ મેળવ્યું હશે તો મકાન ખાલી કરાવી શકાશે. જો ઉપર જણાવ્યા મુજબ રહેવા માટેનું સર્ટિફિકેટ મેળવી મકાન ખાલી કરાવ્યું હશે અને ખાલી કરાવ્યા બાદ પંદર દિવસમાં રહેવા ના આવે અગર ત્રણ માસમાં બીજા કોઈને ભાડે આપે તો તે જૂનો ભાડુત સદરહુ સર્ટિફિકેટ આપનાર મામલતદાર સાહેબ ઉપર ૭ માસ સુધીમાં અરજી કરી શકશે, અને તેઓ સાહેબ તે જૂના ભાડુતને જૂના ભાડાથી તે મકાન ભાડે અપાવી શકશે.

જો ભાડુતે આ ઓર્ડરમાં બતાવ્યા કરતાં વધુ ભાડું ઘરધણીને આપ્યું હશે તો તે પાછું મેળવી શકશે, અગર ભાડામાંથી કાપી લેઈ શકશે.

જ્યારે કોઈ સરકારી નોકર કોઈ મકાનનો ભાડુત હોય અને તેની બદલી થાય અને તેની જગ્યાએ બીજો માણસ નિમાય ત્યારે તે નવા નિમાએલ માણસનો તેજ ભાડાથી અને તેજ શરતોથી તે મકાન ભાડે રાખવાનો હક્ક પહેલો ગણાશે.

આ હુકમનો અનાદર કરનાર સખસ ઉપર ડીફેન્સ ઓફ ઈંડિયા રૂલ્સની કલમ ૮૧ મુજબ કામ ચલાવવામાં આવશે.

## ૮. આનુવંશિક સંસ્કાર

માર્ટિન કાલાકાક અમેરિકાએ કરેલા બળવાની લડાઈમાં એક જુવાન સૈનિક હતો. તેના પૂર્વજો ઉત્તમ શ્રેણીના હતા. પણ લડાઈ વખતે સર્વત્ર ફેલાએલા સ્વચ્છંદમાં અને અસાધારણ સમાજસ્થિતિમાં તે પોતાના ખાનદાન લોહીનો વિચાર કરવો ભૂલી ગયો. તેને એક શરીરે દેખાવડી પણ નબળા મનની છોકરી મળી. એ મિલનને પરિણામે એક નબળા મનનો છોકરો થયો. એ છોકરો મોટો થયો અને એના જેવા જ હલકા કુળ ને સંસ્કારવાળી સ્ત્રીને પરણ્યો. એ સંબંધથી ઘણી સંતતિ થઈ. આ બાળકો વળી તેમના જેવાં સ્ત્રીપુરુષોને પરણ્યાં, અને અત્યારે ૭ પેઢીથી એ જાતની સંતતિ વધતી ગઈ છે. લાંબા સમય પરની પેલી સંભોગની રાત પછી, માર્ટિન કાલાકાક અને પેલી નબળી છોકરી સુધી પોતાની વંશાવળી ગણાવી શકે એવા ૪૮૦ જીવોનો ઉમેરો જગતની વસતિમાં થયો છે. એમાંનાં ૧૪૩ નબળા મનનાં, ૩૩ અનીતિમાન, ૩૬ લગ્નબાહ્ય સંબંધથી જન્મેલાં, ૩ વાઈના ફેફરાવાળાં, ૩ ગુના

કરનારાં અને ૮ વેશ્યાખાનાં ચલાવનારાં નીવડ્યાં છે. પણ એલો મૂળ માર્ટિન, આ કૌવચના ભયાનક વાવેતર પછી, કેવડે તેજસ્વી બુદ્ધિવાળી ને ઉમદા ખવાસની એક ક્વેકર યુવતીને પરણ્યો હતો. એ સંબંધમાંથી ૪૯૬ વંશજો જન્મ્યાં છે. એમાંથી ઘણા ગવર્નરો, સૈનિકો, એક મોટી વિદ્યાપીઠનો સ્થાપક, દાક્તરો, વકીલો, ન્યાયાધીશો, કેળવણીકારો, જમીનદારો, અને સમાજજીવનના દરેક ક્ષેત્રમાં અગ્રેસર એવાં ઉપયોગી નાગરિકો - અને સ્તુતિપાત્ર માતાપિતા નીવડ્યાં છે. એમાંનો છેલ્લો જે એક માણસ જોવામાં આવ્યો તે અત્યારે ધનવાન ને પ્રતિષ્ઠિત છે. - (પૉપ્યુલર સાયન્સ સિકૂટિઝ)

---

# પ્રસંગકથા

## નડિયાદના નાગરિક નાનાસાહેબ ગયા!

ગુજરાતના પાટીદારોમાં વસોના ભાઉસાહેબનું અને નડિયાદના ભાઉસાહેબનું, એ બે કુટુંબ અગ્રેસર ગણાય છે. તેમાંય નડિયાદના ભાઉસાહેબના કુટુંબમાં પ્રતિભાશાળી અને રાજનીતિજ્ઞ પુરુષો પાક્યા છે. એમાંના એક નાનાસાહેબ–સરદાર ગોપાળદાસ વિહારીદાસ દેસાઈ–નડિયાદના એ કુશળ નાગરિક ગયા માસમાં ગયા! એમના અણધાર્યા અવસાનની નોંધ લેતાં દુઃખ થાય છે. જીવનનો બને તેટલો સદુપયોગ કરી ૮૫ વર્ષની ઉમરે એમણે સંસારમાંથી વિદાય લીધી. નડિયાદના મહાજને શ્રી. ત્રિકમલાલ પરીખને પ્રમુખપદે હવેલીની સભામાં અને નડિયાદના નાગરિકોએ શ્રી. ગોકળદાસ બાપુને પ્રમુખપદે શ્રી. ડાહીલક્ષ્મી લાઈબ્રેરીની જાહેર સભામાં એમને ભાવભીની અંજલિ આપી હતી અને એ સભાઓમાં ઘણા સજ્જનોએ એમના ગુણ ગાયા હતા. એમનું સવિસ્તર જીવનચરિત્ર તો એમના સંબંધીઓ પ્રકટ કરશે એવી આશા રાખીને અહીં તો એમની આછી જીવનરેખા આપીને સંતોષ ધરીએ.

### આછી જીવનરેખા

એમનો જન્મ સને ૧૮૫૯ના જાન્યુઆરી માસમાં થયો હતો. જન્મથી ૪૦ વર્ષ સુધી તબિયત નરમગરમ ચાલતી. એમણે કૉલેજ સુધીનો અભ્યાસ કર્યો હતો. પછી એમને સ્ટેચ્યુટરી સીવીલ સર્વિસમાં લેવા માટે હીલચાલ થએલી, પરંતુ એ ગ્રેજ્યુએટ ન હોવાથી એ વાત બંધ રહી. પરંતુ એમને કમિશ્નર ઑફિસમાં અનુભવ માટે લેવામાં આવેલા. પછી ઇડર, ભાવનગર, રાધનપુર અને છેલ્લે જુનાગઢ સ્ટેટમાં નોકરી કરેલી. તેમાં ત્રણ વખત ભાવનગરમાં રહીને રેવન્યુ

ખાતામાં રેવન્યુ કોડ વગેરે કરી ખેડૂતોની સ્થિતિમાં ઘણો સારો સુધારો કરવાને જોઇતાં પગલાં લીધેલાં. જુનાગઢમાં શાહજાદા સાહેબના કમ્પેનિયન અને હજુર સેક્રેટરી તરીકે સારું કામ કર્યું. રાજાપ્રજાના હિતમાં લેવાવાં જોઇતાં પગલાં બાબત નવા દિવાન અને રેસિડેન્ટની સાથે મતભેદ થતાં, જુનાગઢના નવાબ સાહેબની મરજી વિરુદ્ધ એ નોકરી છોડી નડિયાદ આવ્યા. પણ ત્યાર પછીયે નવાબ સાહેબે ઘણો લાંબો વખત તેમને પગાર ચાલુ રાખેલો.

## નડિયાદની સેવા

નોકરી ઉપર ભાવનગર જતા અગાઉ એમણે નડિયાદ મ્યુનિસિપાલિટીમાં મેમ્બર તરીકે સેવા બજાવેલી, તેમ જ નોકરી છોડી આવ્યા બાદ પણ મ્યુનિસિપાલિટીમાં મેમ્બર તરીકે સેવા બજાવેલી. હિંદુ અનાથાશ્રમ જેવી ત્યાંની જનહિતની સંસ્થાઓની પણ યોગ્ય સેવા તથા મદદ કરેલી. આખા ગુજરાતને અભિમાન ધરાવવા જેવી એ અનાથાશ્રમની સંસ્થા શરૂ કરનારાઓ પૈકી એ એક હતા. સને ૧૯૧૭-૧૮ના અરસામાં હોમ રૂલની પ્રખર અસર નીચે ઍની બેસન્ટ, હોર્નિમેન, વગેરેના ઉત્સાહી વખતમાં તેઓ નડિયાદની ગુજરાત રાજકીય પરિષદમાં સ્વાગતસમિતિના ચૅરમૅન હતા. તેઓના મિત્રમંડળમાં મહાત્માજીથી માંડીને સરકારી ઑફિસરો પણ હતા. એમના મોટા ભાઇ સરદાર પુરુષોત્તમદાસના ગુજર્યા બાદ તેઓ સરદાર બનેલા. છતાં દેશી રાજાઓ અગર સરકારી ઉચ્ચ અમલદારોને પણ પોતાની પ્રામાણિકતાથી અને સત્યવક્તાપણાની ટેવથી નગ્ન સત્ય કહેતાં સહેજ પણ અચકાતા નહિ. ભાવનગરના સ્વ. મહારાજા તખ્તસિંહજીએ આ ગુણની બુજ કરીને ન્યાયદેવીનું પૂતળું એમને બક્ષીસ આપેલું.

## એમની વિવિધ સેવાઓ

નાનાસાહેબની અતિથિસેવાની ભાવના પણ અપૂર્વ હતી. નડિયાદને આંગણે ગમે તે મહાન વ્યક્તિ આવે, પછી તે રાજનીતિજ્ઞ હોય કે કળાકાર હોય, પણ તેનું સુંદર સ્વાગત કરતા. ૧૦મી સાહિત્ય પરિષદ નડિયાદમાં ભરાઇ, તે પ્રસંગે આવેલા સાક્ષરોના માનમાં એમણે આપેલી પાર્ટીએ મહેમાનોને ચકિત કરી મૂક્યા હતા. મહાત્માજી નડિયાદમાં પધારતા ત્યારે એમને ત્યાં ઊતરતા. વિદ્વાનોના એ પૂજારી હતા અને એમની પાસેથી જ્ઞાન લેતા. નડિયાદની ગુજરાત રાજકીય પરિષદની સ્વાગતસમિતિના તેઓ પ્રમુખ હતા અને ત્યારે તેમણે નિર્ભયતાથી ગુજરાતના નવજીવનના વહેણને સ્વીકાર્યું હતું. હળધર (સૂરત) મુકામે મળેલી ઇલાકાની આર્ય ધર્મપરિષદને પ્રમુખપદેથી એમણે ગુજરાતને ધર્મનો અને સમાજસુધારણાનો પ્રેરણાત્મક સંદેશો પાઠવ્યો

હતો. મહાત્માજી-સાથે એમનો પત્રવ્યવહાર ચાલુ રહેતો. એમના અવસાનથી ખરેજ એડા જિલ્લાએ, પાટીદાર જ્ઞાતિએ અને ખાસ કરીને નડિયાદે એક પ્રતિભાશાળી પુરૂષ ગુમાવ્યો છે.

**આન્તરજ્ઞાતીય લગ્ન**

સોજીત્રાના ભાઇ શંકરભાઇ ભીખાભાઇ પટેલ સાબરમતી આશ્રમમાં, એ આશ્રમ ચાલુ હતો ત્યાં સુધી, રહેતા હતા. તેમનાં એક પુત્રીએ અનાવિલ યુવક સાથે લગ્ન કર્યું હતું. તેમનાં બીજાં એક પુત્રી બેન પુષ્પાબેને ગઇ તા. ૨૦:૫:'૪૩ને રોજ ભાઇ નીલકંઠ છ. નાયક નામના અનાવિલ યુવક સાથે લગ્ન કર્યું છે. પુષ્પાબેનની ઉમર ૨૨ વર્ષની છે અને ફાઇનલ બી. એ. કલાસમાં એ બેન અભ્યાસ કરે છે. ભાઇ નીલકંઠની ઉમર ૨૮ વર્ષની છે અને કૉલેજના પહેલા વર્ષનો અભ્યાસ કરીને વીમા કંપનીમાં કામ કરે છે. લગ્ન વડોદરામાં આર્યવિધિથી અને સાદાઇથી થયું હતું. તે પ્રસંગે સ્થાનિક મિત્રમંડળ હાજર હતું. બેન પુષ્પાબેનને આ આન્તરજ્ઞાતીય લગ્ન કર્યા માટે ધન્યવાદ ઘટે છે. પણ એવાં લગ્નમાં પણ ભયસ્થાન છે: વરકન્યા પોતપોતાની જ્ઞાતિના જે ભિન્નભિન્ન સંસ્કારથી રંગાયાં હોય, તે સંસ્કાર ન છૂટે એવા જડ થઇ ગયા હોય તો બે વચ્ચે મતભેદના પ્રસંગ આવે. માટે આવાં લગ્નમાં જોડાનારાંએ તે વિષે વિચાર કરી લેવો ઘટે.

**ભણેલાની અવદશા**

ધર્મજના ભાઇ ચુનીભાઇ લાલજીભાઇ પટેલ ભણવા માટે યુરોપ જઇ આવેલા છે. હાલ તે કેટલાંક વર્ષથી લીંબુનો અર્ક કાઢવાનો ઉદ્યોગ કરે છે. પ્રથમ એ ભાઇએ સોજીત્રાના, પણ હાલ મુંબઇમાં રહેતા ભાઇ મોતીલાલ મશાલાવાળાનાં પુત્રી બેન શારદાબેન સાથે લગ્ન કરેલાં. બેન શારદાબેન ઇંટર આર્ટ્સ સુધી ભણેલાં છે, તેમની ઉમર ૨૩ વર્ષની છે અને તેમને એક પુત્ર છે. ભાઇ ચુનીભાઇનો હાથ છૂટો હોવાથી સસરા પાસેથી પૈસા કઢાવ્યે જતા, અને એ રીતે વીશ પચીશ હજાર રૂપિયા સસરા પાસેથી પામ્યા છે. પણ હવે એમ આપ્યે સસરા કંટાળ્યા હોવાથી વધારે પૈસા આપવાની જમાઇને ના પાડી. અનેક પ્રયત્નો કર્યા છતાં ન ફાવ્યાથી વિલાયત જઇ આવેલા જમાઇરાજે જુદો જ માર્ગ લીધો: સસરાની દીકરી–પોતાનાં પ્રથમ પત્ની શારદાબેન–ઉપર શોક આણી તેનું વેર લેવાનો માર્ગ લીધો! અને તેમને બીજી પત્ની મળી પણ ગઇ. વસોમાં વલ્લભભાઇની ખડકીના આફ્રિકા જઇ આવેલા ભાઇ ચંદુભાઇ દેસાઇભાઇ અમીનનાં ૨૨ વર્ષની ઉમરનાં પુત્રી બેન પુષ્પાબેને અંગ્રેજી ચોથા ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે. ગૃહ-

વ્યવસ્થામાં પણ એ પાવરધાં થઇ ગએલાં છે. વધારામાં વળી, ગયા સત્યાગ્રહમાં માતર તાલુકામાં કાર્ય કરતાં પકડાઇને ત્રણ માસ જેલયાત્રા કરી આવેલાં છે. એમને કોણ જાણે શું સૂઝ્યું કે એક બેન ઉપર શોક થવા-ભાઇ ચુનીભાઇને પોતાનો હાથ આપવા-તૈયાર થઇ ગયાં! એમણે તા. ૨૯ : ૫ : '૪૩ને રોજ લગ્ન કર્યું. લગ્ન એટલું બધું ઉતાવળે થઇ ગયું છે કે ભાઇ ચુનીભાઇનાં પ્રથમ પત્ની શારદાબેનને પણ તેની ખબર નહોતી. બેન પુષ્પાબેને આમ એક બેન ઉપર શોક થઇને સ્વજાતિશત્રુનું કાર્ય કર્યું છે. તે ભણેલાં છે અને ભાઇ ચુનીભાઇ પણ ભણેલા છે. આ આપણા ભણતરનો ઝેરી ફાલ! ક્યારે આપણાં જુવાન ભાઇબેન સાચી દૃષ્ટિએ વિચારતાં અને આચરતાં થશે?

**વડોદરામાં લગ્ન**

ચીખોદરાના ભાઇ ચતુરભાઇ કાળિદાસ પટેલ વડોદરામાં રહી વીમાનું કામ કરે છે. તેમને ૧૮ વર્ષની ઉમરનાં આનંદીબેન નામે પુત્રી છે. સોજીત્રામાં શવદાસભાઇની ખડકીના ભાઇ ગોરધનભાઇ ચુનીભાઇ પટેલના ૨૩ વર્ષના પુત્ર ભાઇ નટુભાઇ બી. એ.ની પરીક્ષા પાસ કરીને હાલ એમ. એનો અભ્યાસ કરે છે અને વડોદરામાં રહે છે. એ ભાઇને ભાઇ ચતુરભાઇના કુટુંબ સાથે પરિચય હતો અને તેથી એમને અને આનંદીબેનને પણ પરિચય હતો. આ પરિચય અંતે લગ્નમાં પરિણમ્યો, અને વૈશાખ વદિ ૪થને રોજ એ બેનાં લગ્ન થયાં. લેવડદેવડમાં ૭ ગામના રિવાજ પ્રમાણે પેરડણ રૂા. ૩૦૧, માટલાં વગેરે હતું. લગ્નવિધિ વડોદરા 'બ્રાંમણસભા હોલ'માં થયો હતો અને લગ્નજમણ પણ ત્યાંજ થયું હતું. જમણમાં આશરે અઢીસોએક માણસ હતું અને તેમાં પચાશેક સ્ત્રીઓ પણ હતી. લાગે છે કે આમાં વધારે સંખ્યા તો વરપક્ષની હતી, કારણ કે વરના મોટા ભાઇ પણ કેટલાંક વર્ષથી વડોદરામાં રહે છે. આ અંકમાં પૃષ્ઠ ૨૬૨ ઉપર ભાઇ ચિમનભાઇએ મૂ. અમીનનો 'વડીલોને વિનંતી' કરતો લેખ છે. તેમાં એમણે આ પ્રમાણે ટીકા કરી છે: "અહીં વડોદરામાં તો જરા સાધનસંપન્ન પાટીદારને ત્યાં લગ્ન હોય એટલે તે વડોદરામાં રહેતા પાટીદારોની યાદી લેઇને બેસે ને કંકોત્રીઓ લખી નાખે!... સંબંધ વગર છૂટથી કંકોત્રીઓ વહેંચવાની આ રીતે કંકોત્રી લખનારને માટે શોભાવાળી નથી. કંકોત્રી આવી એટલે સંબંધ હોય કે ન હોય, પણ જમવા જવું કે ચાંલ્લો મોકલવો એ લોકોમાં વધતી જતી નિર્બળતાની નિશાની છે. બંને પક્ષ માટે આ જાતનો શંભુમેળો કરવો એ સારૂં નથી." લાગે છે કે ભાઇ ચિમનભાઇએ આ લગ્નજમણ સંબંધેજ ટીકા કરી હશે. સરળતા અને ખર્ચના બચાવ માટે બહારગામ લગ્ન કરવાં, એ દૃષ્ટિએ તો આવા તમાશા

નજ કરના ઘટે,. એમ ભાઈઓએ અન્નદુષ્કાળના આ કપરા કાળ માટે તો જરૂર સમજવું ઘટે.

અઢળક લગ્નખર્ચ

ખર્ચના બચાવની દૃષ્ટિ ન હોય અને ઘર આગળ લગ્નક્રિયા કરવી હોય તોયે એ લગ્નમાં ખર્ચની મર્યાદા તો સાચવવીજ જોઈએ, કારણ કે મોટી ધામધૂમમાં ભારે ખર્ચ કરી નાખવામાં આવે તો તેની અસર ભાઈપિત્રાઈઓ ઉપર ખરાબ થાય છે અને એ ખર્ચનું અનુકરણ કરવાની તેમને કંઈક ફરજ જેવું લાગે છે. આ અંકમાં પૃષ્ઠ ૨૭૯ ઉપર 'ગ્રેન્યુએટ વરકન્યાનું લગ્ન' વિષે ચર્ચાપત્ર છે તે વાંચવાથી જણાશે કે બેન સવંગલતાના લગ્નને પ્રસંગે તેમના પિતા ભાઈ રામજીભાઈએ ભારે આડંબર કરીને ભયંકર ખર્ચ કરી નાખ્યો છે. 'સંદેશ' પત્ર પોતાના તા. ૧૬:૬:૧૯૪૩ના અંકમાં જણાવે છે કે "બીજાં લગ્ન નડિયાદની યુવતી, જે બી. એ., એલ.એલ. બી. થએલી છે અને વસોના યુવક જેઓ બી. એજી. છે, એઓ વચ્ચે થયાં છે. સાદાઈથી થએલા કહેવાતા આ લગ્ન પાછળ હેરફેર સાથે કુલ ૭૦થી ૮૦ હજાર રૂપિયાં ખર્ચ થયું કહેવાય છે." એટલો બધો ખર્ચ ના માનીએ, અને ચર્ચાપત્રમાં જણાવ્યો છે તે પ્રમાણે પચાશેક હજાર રૂપિયાનો માનીએ, તોપણ એ ઘણો જ ભયંકર ગણાય. એ ભાઈ મુંબઈમાં સારૂં કમાયા હશે, તેનું પ્રદર્શન આવી રીતે કરાય? અનાજના આ દુષ્કાળને સંકટસમયે એ રકમનો અર્ધો ભાગ પણ દેશનાં ગરીબોનાં ખાલી ને વલવલતાં પેટ ભરવા માટે વાપર્યો હોત તો એ ધનનો કેવો સદુપયોગ થયો ગણાત! અને તપાસ કરી હોત તો નડિયાદમાંજ એમની આસપાસ એવાં ભૂખ્યાં પેટ જડી આવત. ધનવાન ભાઈઓ, તમારી જાતની આમ પોલી વાહવાહ બોલાવવા કરતાં કંઈક નક્કર સેવા કરો તો સાચી વાહવાહ થાય!

આપણી કેળવણી

અંગ્રેજ સરકારે આપણા દેશમાં મેકોલે-છાપની કેળવણી દાખલ કરીને આપણને અનેક રીતે હાનિ કરી મૂકી છે—આપણો નાશજ કરી મૂક્યો છે એમ કહીએ તો ચાલે. આજે એ સ્થિતિ આપણા નેતાઓ સમજી શકયા છે, કોઈ કોઈ સહૃદય અંગ્રેજો પણ સમજી શકયા છે. પંજાબમાં ગુરગાંવ પ્રાન્તના એક વારના ડેપ્યુટી કમીશનર F. L. Brayne પોતાના 'ભારતમાં ગ્રામ-સુધારણા' (Village Uplift in India) નામે પુસ્તકમાં લખે છે, કે: "હાલ ગામડાંમાં આપીએ છીએ એ કેળવણી ગોળ કાણામાં ચોખૂણ ખીલા

જેવી છે. આપણે ભલું કરવા જઇએ છીએ, પણ જાણ્યે અજાણ્યેજ ગ્રામજીવનને બંધબેસતો ન આવે એવો વર્ગ પેદા કરીને અમુક પ્રકારે નુકશાનજ કરીએ છીએ. આપણું સાહિત્ય તો સરસ છે, પણ આપણી ગ્રામકેળવણી ગામડાંનાં બાળકોમાં પોતાના બાપદાદાના ધંધાને સારી રીતે બુદ્ધિપૂર્વક અનુસરવાને બદલે તે બાપદાદાઓ પ્રત્યે તિરસ્કારની અને પોતાનાં ઘરબાર પ્રત્યે ધિક્કારની વૃત્તિ અને પછીનું જીવન ઑફીસમાં કલમ પકડીને બાબુ તરીકે બેપરવાઇથી ગાળવાની વૃત્તિ પેદા કરે છે. હું માનું છું કે આપણા પ્રયત્નોમાં કંઇક દિશાભૂલ છે, આપણી પદ્ધતિમાં કંઇક દોષ રહેલો છે અને ઘણું કરીને અનિશ્ચિતતા છે. કેળવણી ખાતાનો હેતુ ગામડાંમાંથી નિરક્ષરતા ટાળવાનો છે. ખરેખર આ સાચી દિશામાં છે અને તે યોગ્ય છે?"

## સ્ત્રીકેળવણી

ખરેખર આજની કેળવણી આપણને બંધબેસતી નથી જ આવી, આપણી સ્થિતિને વિષમ થઇ પડી છે, અને વળી સ્ત્રીઓને તેથીયે વિષમ થઇ પડી છે. કુદરતેજ સ્ત્રીને જનનકાર્ય સોંપીને તેને પુરુષથી જુદી પાડી છે. અને ત્યારથી જ બંનેના કાર્યપ્રદેશ જુદા પડે છે. સ્ત્રીએ પોતાની પ્રજાને ઉછેરવા અને કેળવવા લાંબું જીવવું જોઇએ, પુરુષે પ્રજાનું બહારના ભયથી રક્ષણ કરતાં મરવું જોઇએ. અને ખરેખર પુરુષ કરતાં સ્ત્રી જીવે છે પણ વધારે. ત્યારે સ્ત્રીને અને પુરુષને કેટલાક વિષયોની સામાન્ય અને પછી પોતપોતાના પ્રદેશના વિષયોની ખાસ કેળવણી આપવી જોઇએ. બેન લવંગલતા એલ.એલ. બી. થયાં છે, તે પ્રમાણે આજે ઘણી બેનો, પુરુષોને પણ બંધબેસતી નથી એવી કેળવણી લેઇ રહી છે. એથી લાભ નથી જ થયો, એ ઘણા કેળવણીકાર સમજી ગયા છે અને તેથી પ્રોફેસર કર્વેએ સ્ત્રીઓને માટે મહિલા વિદ્યાપીઠની સ્થાપના કરી છે. પણ તેમણેય યુનિવર્સિટી તરફ દૃષ્ટિ રાખી છે, એટલે જાણ્યે અજાણ્યે પણ પુરુષકેળવણીનું અનુકરણ થઇ ગયું છે, સ્ત્રીપ્રદેશના વિષયોની સાચી કેળવણીની યોજના નથી થઇ. મેં અહુણાજ વાંચ્યું છે કે અમેરિકામાં સ્ત્રીપ્રદેશના વિષયોની કેળવણી માટે એક પાઠશાળાની સ્થાપના થઇ છે. આપણે આ વિષયમાં જેટલું વહેલું સાચું સમજીએ અને સાચી દિશાએ વિચરીએ તેટલો વધારે લાભ પામીએ.

## સંકટસમયે પ્રતિજ્ઞા

આજે દેશમાં અન્નસંકટ આવી પડ્યું છે, છતાં આપણાં લગ્નોમાં અનેક જગાએ જમણમાં ધાનના ધુમાડા કરવામાં આવે છે. આપણી નફટાઇથી, જમણવારમાં અમુક માણસથી વધારે નહિ જમાડવાં એવા સરકારને કાયદા

કરવા પડ્યા છે. પણ તે કાયદાનેયે પગ તળે પીલીને વાદવાદ કરીવરાવવાના મોહથી લોક ભારે જમણ કર્યે જ જાય છે. એક ગુરુએ પોતાના શિષ્યને સલાહ આપતાં કહેલું, કે "ભાઇ, અનાજનો વેપાર ન કરતો, કારણ કે એ વેપારમાં તારી દષ્ટિ સદાય એવી રહેશે કે 'અનાજ મોંઘું થાય તો સારૂં, દુષ્કાળ પડે તો સારૂં, જેથી હું સારી રીતે કમાઇ લેઉં.' પણ એ તો પાપદષ્ટિ છે. વેપાર કરવો હોય તો હીરામોતીનો કરજે, કારણ કે એ વેપારમાં તારી દષ્ટિ સદાય એવી રહેશે, કે લોકો સમૃદ્ધ થાય તો સારૂં, જેથી મારો માલ ખપે અને મને લાભ થાય; આ જ સાચી પુણ્યદષ્ટિ છે." આપણા ભણેલા યુવકોએ પણ સાચી પુણ્યદષ્ટિ કેળવવી ઘટે અને આ અન્નસંકટને સમયે પ્રતિજ્ઞા લેવી ઘટે, કે "જ્યાં સુધી અન્નની આ સંકટસ્થિતિ ચાલતી હશે ત્યાં સુધી તો હું કોઇ લગ્નજમણ જમીશ નહિ, પ્રેતભોજન તો હું જમતો જ નથી."

**માડીને કહેજો જે દીકરી કૂવે પડી !**

કુળવાન ગામ ભાદરણમાં કુળવાન ઘર દેવીદાસના કુટુંબના ભાઇ હીરાભાઇ ત્રિકમલાલ પટેલના પુત્ર ભાઇ વિઠ્ઠલભાઇ આજે ૩૩-૩૪ વર્ષની ઉમરના છે. તે ભાઇ વિઠ્ઠલભાઇ વીરસદ પરણેલા અને તેમને ત્રણ દીકરા તથા બે દીકરી છે. એ વિઠ્ઠલભાઇનાં પત્નીએ—પાંચ બાળકની એ માતાએ—કહેવાય છે કે કુટુંબ-ક્લેશથી કંટાળી જુન માસના પહેલા અઠવાડિયામાં ભાદરણના બ્રહ્મપોળિયા કૂવામાં પડીને આપઘાત કર્યો છે. એ બાઇને નાનામાં નાનું બાળક તો ૭ સાત જ માસનું છે. અને હવે ભાઇ વિઠ્ઠલભાઇને કુળમોહથી અંધ બનેલો, અથવા તો વરની-અછતથી મિંઝાઇ પડેલો કોઇ કન્યાપિતા પોતાની કન્યા આપવા તૈયાર થઇ જશે! કુળવાનોને અનેક કન્યાઓ મળે છે, ગામડાંના કુળહીનો તેમને કન્યાઓ આપી કુળવાન ગામોમાં કન્યાઓની ભીડ કરે છે, તેને પરિણામે ત્યાંની સ્ત્રીઓને આપઘાત કરવા પડે છે. બાકી જેમને વિક્રય કરીને કન્યાઓ લાવવી પડે છે તે તો પોતાની વહુવારૂઓને દાગીનાની પેઠે સાચવે છે.

**નનામા લેખકને**

સંદેસરની ટપાલછાપ વાળું એક પરબીડિયું મળ્યું છે, તેમાંથી 'એકવીસ ગામમાંનો એક' એવી સહીથી લખેલો એક કાગળ તથા 'એકવીસ ગામના પાટીદાર પંચે દાવોલ મુકામે સંવત ૧૯૯૯ના વૈશાખ સુદી ૪ ને શનિવારે પસાર કરેલા ઠરાવની નકલ' છાપેલી, એ બે મળ્યાં છે. કાગળમાં લેખક લખે છે કે થએલા ઠરાવો પ્રમાણે લોક વર્તતા નથી અને અનેક લોક—ખાસ કરીને બોરસદના ભાઇઓ—તે ઠરાવોનો ભંગ કરે છે. પણ તે કાગળ નનામો

તારનું સરનામું 'આગબોટ,' મુંબઇ ટે. નં. ૪૧૨૬૩

## પાસપોર્ટ અને સ્ટીમરની ટીકીટો

દુનિયાના કોઇ પણ બંદરે જવા માટે સહેલાઇથી અને ઓછે ખર્ચે મેળવી આપીએ છીએ. ઉપરાંત અમારી મારફત ટીકીટ લેનાર પેસેન્જરને રહેવા માટે તદ્દન મફત, સુંદર હવા ઉજાસવાળું મકાન રાખેલ છે. અને તે સ્ટેશન, લોજ, ટ્રામ, સીનેમા, નાટકની નજીકજ છે. ઠંડા ને ગરમ પાણીના નળ કાયમ ચાલુજ રહે છે.

**નવી બ્રાન્ચ ઓફિસ: મ્યુનિ. દવાખાના સામે, સ્ટેશન રોડ, આણંદ**

| | |
|---|---|
| બ્રાન્ચ ઑફીસ:<br>હારનિવાસ. ટાવર પાસે<br>નવસારી | **જીવાભાઇ બી. પટેલ એન્ડ સન**<br>પાસપોર્ટ એજંટ્સ. રંગ૩, આરબ બંગલો,<br>ખેતવાડી મેન રોડ, બારમી ગલી સામે, મુંબઇ ૪ |

---



## દાંતના ડૉ. એસ. પી. પટેલ,

આણંદવાલા

ઠે: મ્યુનિ. દવાખાના સામે,
સ્ટેશન રોડ, આણંદ

અમેરિકન દાંતનાં, વજનમાં ફક્ત એક ઔંસ, તૂટે નહિ તેવાં, નવાં પહેરીને તુરત ચાવી શકાય તેવાં ચોકઠાં વ્યાજબી કિંમતે બનાવવાં, ઉપરાંત

પાયોરીઆને ચોક્કસ ઇલાજથી મટાડવો, દાંતમાં સોનું, ચાંદી કે સીમેણ્ટ પૂરવાં, ઇંજેકશનથી દાંત ખેંચવા તથા તેને લગતું દરેક જાતનું કામ છેલ્લી ઢબથી કરવામાં આવે છે.

## સમાવેશ



---

૧. બેનોને 'પાટીદાર' વિનાલવાજમ આપવાને માટે મોમ્બાસાથી ભાઇ ચુનીભાઇ જે. પટેલે શ્રી. ૧૦ તથા ભાઇ પુરુષોત્તમ એન. પટેલે શ્રી. ૪–૧૨–૭ અને મગાડીથી ભાઇ શંકરભાઇ એમ. પટેલે શ્રી. ૨ મોકલ્યા છે તે ઉપકારસહિત એ ફંડમાં જમા કરું છું.

૨. આ અંકના પૃષ્ઠ ૩૧૫ ઉપર 'પાટીદાર'ને જતી ખોટ પૂરવા માટેના ફંડમાં પરદેશથી આવેલી રકમોની યાદી છાપી છે. 'પાટીદાર' પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી રકમો મોકલનાર એ ભાઇઓનો ઉપકાર માની એ રકમો એ ફંડ ખાતે જમા કરી છે.

૩. જે ભાઇઓ 'પાટીદાર' પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેને જતી ખોટ ખાતે મદદ કરવા ઇચ્છે, તે યથાશક્તિ રકમ મોકલીને, ગ્રાહકો વધારીને અથવા જાહેરખબર આપી અપાવીને એવી મદદ કરી શકે.

૪. આફ્રિકાના ઘણા ગ્રાહકોનાં લવાજમ હજી બાકી છે, તે હવે વેળાસર મોકલી દે અને એ રીતે કાગળોની આ મોંઘવારીના કપરા કાળમાં પ્રેસબીલ ભરવામાં સહાયતા કરી 'પાટીદાર'ને મદદ કરી શકે.

૫. ન સ્વીકારાએલા લેખ પાછા મેળવવા અથવા કાગળના જવાબ માટે પોસ્ટસ સ્ટેમ્પ મોકલવા. કાગળની આ મોંઘવારીથી ખોટમાં ચાલતા પત્રથી એવું ખર્ચ કરી શકાય એમ નથી.

૬. લેખકો માત્ર વાર્તાઓ લખે એના કરતાં આપણા સારા નરસા રિવાજો ઉપર ચર્ચા કરે એ વધારે ઇચ્છવાજોગ છે.

---


આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી.ગોરધનભાઇ મૂળજીભાઇ પટેલે છાપ્યું અને લીલાવતીબેન રમણલાલ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૭:૪૩.

તો ઘેર હાથ લૂછવાના કકડાય આથી ઊજળા રાખતા હશે!" અને એને પાછી ઉડાવી લેતાં એણે પૂછ્યું: "સાભળો છે કે? બીજી ધોએલી ચાદર નથી?"

કોઈને આ પાવાનોય વખત આવતાં મરવા પડતી રેવાને જો પુત્રીનો વિવાહ કરવાની ગરજ ન હોત, તો મહેમાનો જમવાના છે એવા સવારના પહોરમાં અપશુકન કરનારને ઊધડો લીધા વગર ન રહેત. પણ ઘણી જગાએથી વિવાહના જવાબમાં નન્નો સાંભળ્યા પછી એનો મિજાજ જરા નરમ પડ્યો હતો. વાત જાણતાં રસોઈ માટે ચૂલો સળગાવી દીધો હતો. દીકરીને સૂચના આપી દીધી હતી કે ઘર વાળીઝૂડીને સાફ કરી નાખ, આંગણામાં ઘાસનાં તણખલાં પડ્યાં હોય તે વાળી નાખ, અને માથું ઓળી કપડાં બદલી નાખ. નાહ્યા વગર રખડતાં ત્રણ છોકરાંની પિયાવાળી આંખો સાફ કરવા એ પોતે મંડી ગઈ.

છતાંય માણસનો મૂળ સ્વભાવ બદલાવો મુશ્કેલ છે. આટઆટલું કર્યા છતાં પોતે ધોએલી ચાદર નપાસ થતાં એના મિજાજ ઉપરની એક ઢીલી થઈ: "એ તો મોટા ઘેર દૂધ જેવી ધોળી ને ધોળી ચાદરો પાથરીને સૂતા હશે ખરા ને? આ કાલેજ સોડા નાખીને ધોઈ આણી છે તે એટલામાં ઝાંખી પડી ગઈ?"

"એમને ત્યાં તો તેં જોયું હોય ત્યારે ને."

"એમને ત્યાં તો નર્યું સોનું પાથર્યું હશે, પણ તમે કઈ કમાઈ ઉપર એમના જેવો દેખાવ કરવા જાઓ છો? કોઈ દિવસ ચાદરનો જોટો લાવ્યા છો? એમ કહો ને કે મેં ફેરિયા પાસેથી એવી એવીય લેઈ મૂકી હતી તે કામમાં આવી!"

જાણે પાછળ તડિંગધૂમ કરતી હજૂરની સ્વારી આવતી હોય અને અહીં મુકામનો બંદોબસ્ત ન થયો હોવાથી કામદાર બહાવરો બહાવરો વ્યવસ્થામાં રોકાઈ જાય તેમ પત્નીના બોલવા તરફ લક્ષ આપ્યા વગર એણે કહ્યું: "જા, મગના, કાકાને ત્યાંથી ચાદર લેઈ આવ." છોકરો આંગણામાં નીકળ્યો, ત્યાં તો પોતાની સૂડીની ધાર બૂઠી થઈ ગયાથી સોપારીને બિલકુલ અડકતી નથી, એ યાદ આવતાં એણે બીજી સૂચના કરી: "સૂડી પણ ભેગેભેગો લેતો આવજે."

ચીસો પાડતી છોકરીની આંખમાંથી પિયા લૂછતાં રેવાએ કહ્યું: "કેટલીક સૂડીઓ જોઈએ છે? ઘરમાં એક તો છે."

"તું તારે જાણે નહિ ને! બેસ ને છાનીમાની! મોટી સૂડી ના જોઈ હોય તો! નાડેય કાપે એવી તો છે નહિ!"

સામો લડવાનો અવકાશ તો હતો નહિ એટલે રેવા એક ટાણો મારીને જ

શાન્ત રહી: "મોટા ગવર્નર આવતા હોય એટલા ગભરાઈ શું જાઓ છો?"

આજના જમાનાની ખોટી ટાપટીપને સમજતો વિઠ્ઠલ ચર્ચામાં ઊતર્યા વગર બોલ્યો: "તું તારે જે કરતી હોય તે કર ને."

"મારે શું! આખા ગામની સાહ્યબી લાવીને દેખાડો કરો ને!" પોતાનું હથિયાર મ્યાન કરતાં રેવાએ કહ્યું.

અહુણા જ નાહી ત્યારે હાથ મોં ધોયાં હતાં, છતાં ફરીથી ઘસી ઘસીને મોં ધોયા પછી એક જ ધો ધોએલાં સાડીકબજો પહેરી સૂરજ આયનામાં મુખાકૃતિ જોઈ ભીના કકડા વતી ગાલ ઉપરના છૂંદણાને ઉખેડી કાઢવાનો વ્યર્થ પ્રયત્ન કરતી હતી. ઘઉંવર્ણો એ ગાલ ગુલાબી થઈ ગયો અને હઠીલું છૂંદણું ઝાખું થવાને બદલે વધુ પ્રકાશ્યું ત્યારે એનું મન બબડ્યું: "મુઇ, આ મા હોય ત્યાંથી! શું જોઈ ગાલે છૂંદણું છૂંદાવી મોં બગાડ્યું હશે!" વાળને ઓળીને એ આયનો કાંસકો મૂકવા જતી હતી, ત્યાં તો એણે સામેથી ખડકીમાં પ્રવેશતા મહેમાનો જોયા અને એ અંદરના ખંડમાં છુપાઈ ગઈ.

છોટાભાઈ મહેમાનો સાથે બીજા મંડળને લેઈ મેડા ઉપર ચઢ્યા ત્યારે વિઠ્ઠલભાઈની વ્યવસ્થા ઉપર આ જૂનું ઘર પાણી ફેરવતું હોય તેમ દિવાલોમાં પડેલી તરાડો વકાસી રહી હતી. એ તરફ મોં બગાડી છોટાભાઈ બબડ્યા: "સાવ મૂરખો છે! મૂઉં સમું ન કરી શકાય તો, પણ ચૂનાનો ડબો લાવી ધોળી નાખ્યું હોય તોય ઠીક લાગે!"

અને પોતે દરરોજ આ સ્થિતિ જુએ છે, છતાં તેમને આટલું હીણપત લાગે છે તો કન્યા લેનારને કેવી જાતનો વિચાર આવે! અને એ બાબતની શંકા અંબાલાલના મનમાં જન્મે તે પહેલાં એનો ખુલાસો છોટાભાઈએ કર્યો: "આ વિઠ્ઠલ જેવો કોઈ માણસ નથી. કેટલા વખતથી 'ઘર કરું – ઘર કરું' કરે છે, પણ જો એની ઊંઘ ઊડતી હોય તો!"

શોભામાં અભિવૃદ્ધિ કરવા પધારેલા સંભાવિત સદ્‌ગૃહસ્થોમાંથી ડાહ્યાભાઈ બોલ્યા: "એકલી જાતે માણસ શું કરે ને શું ન કરે? આ આખા વરસથી તો એ આ વિવાહ પાછળ ફરે છે."

પુનમભાઈએ ગયા વર્ષની કામગીરી ગણાવી: "ગઈ સાલ તો ઊલટી દુકાળમાં અધિક માસ જેવી ગઈ. નાનાનો હાથ ભાગી ગયો તે બે મહિના ઘર ને અમદાવાદ કરવું પડ્યું. એમાંથી પરવાર્યા ત્યારે ઘરમાં મંદવાડ આવ્યો તે એ તો છોકરાંનું પુણ્યબળ માનો ને કે ચાર મહિનાની દવાદારૂ પછી મટ્યું!"

છોટાભાઈ: "એકલી જાતવાળો તો કદીયે નવરો નહિ થવાનો. બબ્બા

પાંચ પચીસ વધારે થાય, પણ એક જણને કામ સોંપી દીધું હોય એટલે ઘણુંય એ માથું ફૂટે!"

ધૂળાભાઈ: "કાક તે કાક! પોતાના જેવું કંઈ કોકથી કામ થાય?"

વિઠ્ઠલનામાં પહેલાં તો માખ મારવાનીયે ગમ ન હતી, પણ હમણાં હમણાં થોડું થોડું ફર્યો તેમાંથી સાધારણ શિક્ષણ મળી ગયું હતું. એણે પોતે સ્વપ્નેય વિચાર નહોતો કર્યો એવી વાત કરી: "મારો વિચાર તો ગઈ સાલ ઘર કરી આ સાલ લગન કરવાનો હતો. પણ આ ના સાંભળ્યું—ગઈ સાલ શું મારું કપાળ કરું? અને આ સાલે તો લગન કર્યા વગર છૂટકો નથી, એટલે હવે તો જે થાય તે આવતી સાલ."

છવાભાઈ: "એ તો અત્યારે બીજાં મોટાં મકાન થયાં એટલે આ ઘર આપણને એમ લાગે છે. નહિ તો ખડકીમાં આ મેડાબંધ ઘર પહેલવહેલું રામદાસ બેચરેજ બંધાવેલું ને!"

ધૂળાભાઈ: "ન સમજતા હોય એને એની કદર નહિ. ગમે તેટલા બીજા અત્યારે ઊંચા બની જાય, પણ કંઈ આ ઘરને તોલે આવે?

ડાહ્યાભાઈ: "આની ક્યાં વાત કરો છો! ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી! રામદાસ બેચરનું ઘર એટલે થઈ રહ્યું!"

ઈશ્વર દલાલે ટેકો આપ્યો: "અમારા દાદાના વખતથી અમારે આ ઘર સાથેજ ઊઠબેઠ! ગામમાં આવીએ એટલે અહીં જ મુકામ! પણ નાથાભાઈ ગુજરી ગયા પછી આ વિઠ્ઠલભાઈ ને એ બધા નાના છોકરા, એટલે છોટાભાઈ સાથે પરિચય થયો."

નથુ પારેખ: "તમે તો બે ત્રણ પેઢીની વાત કરો છો, પણ અમારો તો સાત પેઢીનો સંબંધ—દાસદાદાના વખતથી!"

છોટાભાઈ: "ઓ...હો! હો! એમની ક્યાં વાત થાય! એમણે નડિઆદ કન્યા પરણાવી ત્યારે ઘીનો હવાડો ભરાવેલો!"

પુનમભાઈ: "ને જાન જમવા આવી ત્યારે પાણી ઢળી કાદવ થએલો ત્યાં ત્રણ ગુણ ખાંડ પાથરી દીધેલી! એ બધી વાત ક્યાં થાય!"

ધૂળાભાઈ: "એ તો આજ બધા ઊજળાં કપડાં પહેરી બહાર ફરતા થયા એટલે કહેશે, 'અમે મોટા મીરખાં!' નહિ તો આ ઘરના જેવો સાત પેઢીનો સંબંધ આખા ગામમાં ન મળે. વિઠ્ઠલભાઈ જરા ભોળા ને સાદા એટલે, બાકી મોટા બારિસ્ટર હોય, પણ એમની તોલે તે આવે?"

ડાહ્યાભાઇ. "ભણ્યા એટલે શું થઇ ગયુ? દેડય ભણેલો તો હોય, માટે એ કંઇ મોટો કુળવાન થઇ ગયો!"

જીવાભાઇએ ગોળ વાતને ઉઘાડી કરી: "નરેન્દ્ર જાણે હું મોટો બી. એ. થયો, પણ એવા બી. એ થએલા તો મુંબઇમા કેટલાય બૂટ-પાલીશ કરે છે! ભણ્યા તેથી શું થઇ ગયું? કુળની તોલે એ આવે? એને દાદે બાપનું બારમુ કર્યું ત્યારે લાડવા વધ્યા તે દેડાને વેચી દીધા! રાધ્યું ધાન કોઇએ વેચ્યું સાભળ્યુ છે? દેડાની જાત, શું કહેવાનું! જોખતાં લાડુમાથી વધે એટલે ડગળી કાઢી લે, તેથી મશ્કરીમા નામ પાડી દીધુ : 'બાપા, ડગળિયુ ના કાઢતા, નહિ તો લોક ડગળિયો નામ પાડશે.' ને ત્યારથી લોકો એમને 'ડગળિયા'ને નામે ઓળખે છે. કોઇ પૂછે તોય. 'કોણ પેલો ડાહ્યો ડગળિયો!' એનો પાક તે વળી સારો પાકતો હશે? એણે વળી રાધીને વેચ્યુ ને આ તો કહે છે કે એવા ખોટા ખરચ કરવાની જ શી જરૂર છે?"

છોટાભાઇ ધીમેથી બોલ્યા. "કોઇ કોઇનું અજાણ્યુ નથી. નહિ તો સાત જગાએ અથડાય ને કોઇ હા ન પાડે એવુ તે હોય?"

જીવાભાઇ: "નરસિંહ મહેતાની પેરે તુલસીદળ ભરી મોમેરૂ કરે એમાંની જાત!"

છોટાભાઇ: "લક્ષ્મીદાસે તો ચોકખુંજ પરખાવી દીધું: 'તમારી મોટી મોટી બધીયે વાત જાણી. સાઠ વર્ષે બાપ મરી ગયો તેને તાણી નાખ્યો, તો અમને ગળી દાઢ થવાજ શાની દો!'"

ધૂળાભાઇ. "એના મગજમા એક મોટું ભુસુ ભરાઇ ગયુ છે કે ચાર પાચ અંગ્રેજી ભણેલી અને રૂપાળી કન્યા છે, એટલે ભણેલો મોહીને મફત લેઇ જશે."

ડાહ્યાભાઇ: "રૂપાળી તો ઓઝાના ઘરની ગધેડીયે હોય, માટે એને કઇ પરણાયુ?"

છોટાભાઇ. "એનેય પરણનાર દુનિયામાં પડ્યા છે!"

ડાહ્યાભાઇ "હોય એના જેવો ગધેડો!"

છોટાભાઇ. "ત્યારે ગધેડા વગર બીજો તે કયો એવો ધંધો કરતો હશે?"

પુનમભાઇ: "દરેક પોતપોતાના જેવુ જ શોધી લાવે."

હવે જોઇતુ વિરુદ્ધ વાતાવરણ તૈયાર થઇ ગયું લાગતા છોટાભાઇએ ગુલાંટ ખાધી: "ને છેવટ ક્યાં ક્યાં સુધી બુદ્ધિ પહોચાડે છે!"

જીવાભાઇએ પોતાને નહિ પણ બીજાને સભળાવવા પૂછ્યુ "કેમ?"

"કોઇને વાત કરી હશે કે છેવટ ચોકસીને ત્યા કરવું છે" છોટાભાઇએ જણાવ્યુ.

સ્વાભાવિક રીતેજ અંબાલાલથી આ બે કન્યાઓની સરખામણી થઇ ગઇ. મનમાં થઇ પણ આવ્યું ખરૂં કે આના કરતાં તો સારૂં સ્તો!

"શું કહો છો!" રૂટરના છેલ્લા તાજા નવીન સમાચાર સાંભળતાં છવાભાઇ આશ્ચર્ય પામ્યા.

"પણ એ કંઇ જાણે છે કે ચોકસીને તો મારે એ ન પૂછે તોય જેવું હોય તેવું જણાવી દેવું પડે?" આડકતરી રીતે છોટાભાઇએ એ પ્રશ્ન ઉપસ્થિત થતા પહેલાંજ જણાવી દીધું.

"ખરૂં છે." ધૂળાભાઇએ ટેકા આપો.

અંબાલાલ તરફ નજર કરી છોટાભાઇ બોલ્યા: "પાછળ મારે એમનો ઠપકો સાંભળવો પડે એ શું કરવા જોઇએ?" અને અંબાલાલના મુખ ઉપર શો ભાવ જણાય છે તે પારખવા છોટાભાઇએ દૃષ્ટિને સૂક્ષ્મ બનાવી.

બપોરે જમવા ઊઠ્યા ત્યારે લગભગ અર્ધું કામ થઇ ગયું હતું.

**સણિયાદ**, તા. કરજણ **ઈશ્વર પેટલીકર**

---

## સ્વમાન કેળવો

**ગામડાના** એક ભાઇએ મને કહ્યું: "તમે 'પાટીદાર'માં લેખ લખો છો. દરેક લેખમાં ફરી ફરીને એકજ વાત ઉપર આવો છો. તે વાત પરઠણની છે. આમાં તો અમારૂં હિત બગડે છે. ચરોતરના લોકો પરઠણનો મોહ છોડશે તો અમે કન્યાએ ક્યાં આપીશું? પરઠણ વગર જ્ઞાતિનો બીજો કોઇ સવાલજ તમને જડતો નથી?"

મારો જવાબ આ હતો: "પાટીદાર જ્ઞાતિમાં વિચારવા જેવા ઘણા પ્રશ્નો છે. પરંતુ મારી દૃષ્ટિએ સૌથી અગત્યનો પ્રશ્ન પરઠણનોજ છે. જાનના દિવસ કેટલા હોવા જોઇએ? જાનમાં માણસો કેટલાં હોવાં જોઇએ? પીરસણુ આપવા લેવાનું બંધ કરવું જોઇએ કે કેમ? વગેરે અનેક સવાલો છે. પરંતુ આ પ્રશ્નો જે ને ... યુવકો ઉકેલી શકે એવા છે. પરઠણનો પ્રશ્ન જ

ધૂળાભાઇ: "એ તો આજ બધા જ્ઞાતિએ વિચાર કરવો ઘટે છે. મને તો. એટલે કહેશે, 'અમે મોટા મીરખાંનું બંધ કરે તો પાટીદાર જ્ઞાતિના રિવાજોમાંથી સંબંધ આખા ગામમાં ન ... અને સુધારકોનું મોટા ભાગનું કામ પાર પડે."

બાકી મોટા બારિસ્ટર હોય, પણ ... જ ખરાબ લાગે છે તેનાં કારણો:

"૧. પરણ આપવી પડે છે, માટે પાટીદાર માત્રને છોકરી અળખામણી લાગે છે. અને એ રીતે આ જ્ઞાતિમાંથી સ્ત્રી-પુરુષ પ્રત્યે સમાનતાની ભાવના નષ્ટ થવા પામી છે.

"૨. પરણ લેનારના છોકરા પરણને કારણે એદાખાઉ થતા જાય છે ને સારાં ગણાતાં કુટુંબો પાયમાલ થતાં જાય છે.

"૩. જ્ઞાતિમાં ઊંચા નીચા કુળનું અભિમાન રહે છે. અને આ ભાવનાને લીધે આખી જ્ઞાતિનાં કામો કરવા માટે પાટીદારો સહકારથી એકઠા મળી કોઇ વખત વિચાર કરી શકતા નથી. દરેક પોતપોતાની મોટાઇમાં રાચ્યા રહે છે અને જ્ઞાતિની ઉન્નતિ કરવાનાં કેટલાંય કામ રખડે છે.

"ટૂંકમાં પરણનુ અનિષ્ટ નાશ પામે તો વરકન્યાની પસંદગી લાયકાતને ધોરણે થાય, નાના મોટાનો ભેદ નાશ પામે, જ્ઞાતિમાં સારાં જોડાં વધે અને તેમને સારી પ્રજા થાય. પરિણામે જ્ઞાતિની ઉન્નતિ થાય.

"હિંદુ શાસ્ત્રમાં કહેલું છે यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥ પરંતુ આપણી જ્ઞાતિમાં તો દીકરીની કિંમત નથી. દીકરીના બાપે નીચે મોંઢે વરના બાપને રાજી કરવા દીકરી ઉપરાંત પૈસા આપવા પડે છે! એટલે પૈસાદાર માણસને પણ દીકરી અળખામણી લાગે છે. સ્ત્રીજાતિનું આવું અપમાન થતું હોય તે જ્ઞાતિ ઉપર ઇશ્વર શી રીતે રાજી થાય?

"ઉપરનાં કારણોથી મને આ રિવાજ દૂર કરવા માટે, થાય તેટલા પ્રયત્ન કરવા જરૂરી લાગે છે. હવે તમારી બીજી વાત લઇએ.

"પરણનો રિવાજ બંધ કરવાથી તમને સારા છોકરાઓ મળતા બંધ થશે, એ તમારી ભ્રમણા જ છે. અત્યારે પરણ આપવાથી તમને સારા છોકરા મળે છે, એ પણ તમારી ભ્રમણા જ છે. સારા અને સંસ્કારી છોકરા તો પરણના મોહને લીધે ગમે તેવો સંબંધ બાંધતા જ નથી, પરંતુ જેમનાં માબાપને પૈસાની ભૂખ છે અગર પૈસાનો લોભ છે તે જ પૈસાને કારણે જ સબંધ બાંધે છે. અને પૈસાના લાલચુ માણસને ત્યાં દીકરી આપવાથી તમે દીકરીનું હિત કરો છો એમ માનતા હો તો તે પણ તમારી ભૂલ છે. પૈસા લેનાર પૈસા વગર રાજી નહિ થાય, એટલે પૈસાને ખાતર જ સગાઇ કરનારને ત્યાં તમારે કાયમને માટે પૈસા મોકલવા જ પડે છે. અને ઘરનાં નળીઆં ઊડી જાય એવી તમારી સ્થિતિ થાય છે.

"બધાય પૈસા આપવાનું બંધ કરે તો શું થાય? પાટીદારનો દીકરો પાટીદારને ત્યાં નહિ પરણે તો ક્યાં પરણશે? જે પૈસા પરણ આપવા માટે

વાપરો છો તે પૈસા દીકરીઓની કેળવણી પાછળ ખર્ચો, એટલે તેને વગર પૈસે પરણનાર મળી રહેશે.

"અત્યારે તો પરઠણ ભરવા છતાં તમારી દીકરીઓને કે તમને સુખ નથી મળતું, એટલે તમે તો પૈસા અને દીકરી આપીનેય ઉપાધિ વહોરો છો. પૈસા આપી દીકરીઓ પરણાવનારને વીતેલી વાતો પૈકી થોડીક ભેગી કરો, એટલે તમને આ વાત સમજાશે.

"પરઠણ લેનાર વર્ગ તો પોતાનાં બાળકોનું હિત બગાડે છે જ; પરંતુ આપનાર માણસો ય આટલી હદે સ્વમાનહીન થાય છે, એ જાણીને આશ્ચર્ય થાય છે! એમને તો બે જ શબ્દો કહીશ: 'જરા સ્વમાન કેળવો!'"

વડોદરા ચિમનભાઇ મૂ. અમીન

---

## ગાંડી

**એ હસતી** ત્યારે ખિલખિલાટ! એનું હાસ્ય બાળકોને કુતૂહલ પ્રેરતું. એના દીન વદન તરફ નિહાળી કોઇ અટકળ બાંધતું કે એ કોઇ દુઃખી આત્મા હશે; પણ ના, એ હતી તો રાધાનગરના શેઠ સ્વરૂપચંદની પુત્રવધૂ. તે બોલતી ત્યારે એના મોંમાંથી તીરની માફક વચનોનો પ્રવાહ ખૂબ ખૂબ જોરથી નીકળતો. તે દોડતી ત્યારે ક્યારેક પડી જશે એવી કલ્પના જાગતી; અને હાવભાવથી વાત કરતી ત્યારે કોઇ પીઢ ઉમરના માણસને પણ નવાઇ ઉપજાવે તેવું બોલતી, પણ તે તો ક્વચિત જ. કોઇ એની પાસે જાય ત્યારે એ ચેનચાળા કરતી જ હોય. પાસે કાંઇ પત્થર કે બીજું પડ્યું હોય તો તે આવનાર તરફ ફેંકે, જેથી આવનાર તેના તરફ દૃષ્ટિપાત સરખો ય ન કરે. તે રહેતી સ્વરૂપચંદની સામે પડેલી ઓરડીમાં. બે ટંક સ્વરૂપચંદને ત્યાંથી ખાવાનું જતું: ધ્યાનમાં આવતું તો ખાતી, નહિ તો પરત મોકલતી.

ઉપરની હકીકત તો ગામમાં રહેવા આવ્યા પછી ત્રણ જ દિવસમાં પાડોશી રામશંકર પાસેથી મેં જાણી લીધી. વધુ હકીકત મેળવવા હું યત્ન કરતો, પણ ગાંડી પાસેથી તો વધુ શી હકીકત મેળવી શકાય? એક દિવસ બરે બપોરે સ્વરૂપચંદ દુકાનેથી જમવા આવતા હતા, ત્યાં એ ગાંડી દેખાઇ. તે સ્વરૂપચંદને જોઇ બરાડા પાડવા લાગી: "મારા સાળા, તેં જ મને આવી કરી. હવે મને ખાવામાં દુઃખ દે છે. મારૂં પખું તું મને આપી દે, પછી હું મારૂં ફૂટી લેઇશ. હું શાપ દેઇશ તો તારાં છોકરાં સુખી નહિ થાય."

સ્વરૂપચંદ કંઇ ન બોલ્યા, પણ બાળકોનું ટોળું ત્યાં જમા થઇ ગયું. અને "જમના...ગાંડી!" કહી ચિડવવા લાગ્યું આથી તેણે પત્થર લેઇ બાળકો ઉપર નાખ્યા, અને બાળકોએ એના ઉપર. હું આ દશ્ય નિહાળી રહ્યો હતો. મને એના બોલવામાં કંઇ પણ ગાંડપણ ન લાગ્યું. તે સાંજે હું તેની સામેના ઓટલા ઉપર બેસી લખતો હતો, ત્યાં થઇને સ્વરૂપચંદ ગયા. જમના એના ઘરમાં ગોદડી ઉપર પડી રહી હોય તેમ લાગ્યું હું ઊઠીને એના ઘરમાં ગયો ત્યારે ડુસકાં સંભળાયાં. જમના રડી રહી હતી. મેં પાસે જઇ કહ્યું: "જમના!"

"કોણ માસ્તર?"

"હા."

"કેમ આવ્યા છો?"

"તું આવું દુઃખ શા માટે ખમે છે?"

તે જાણે ઉમંગમાં આવી ગઇ હોય તેમ બોલી: "હે માસ્તર! તમે બધાંની વાર્તાઓ લખો છો તો મારી ના લખો? હું તમને ગાંડી લાગુ છું?"

—હું શો જવાબ આપું? તે બોલી: "બોલો બોલો, માસ્તર, મને વગર ગાંડપણે ગાંડી ઠેરવનાર મારા સસરાને તમે શું કહેશો?"

મેં કાંઇ પણ ઉત્તર ન આપ્યો, પણ એણે તો એનો વાણીપ્રવાહ ચાલુ રાખ્યો. તે બોલી. "ઘણે દિવસે મારું અંતર ખાલી કરું છું તો સાંભળો. હું એમના મોટા પુત્રની વહુ હતી. મારા સાસુ તે વખતે તો જીવતાં હતાં, અને ભર્યું ભાદર્યું ઘર મારા હાથમાં હતું. હું આનંદથી રહેતી એમના મોટા પુત્ર વેપાર કરતા અને કમાતા. આખા ગામમા એમની આબરૂ એટલે ખલાસ! મારી સાસુ એટલે પ્રભુનું માણસ. એ વખતે અમારા જીવનનું નાવ આનંદથી હંકારાઇ રહ્યું હતું. પણ ક્રૂર વિધિના લખ્યા લેખની કોને ખબર! અમારૂં નાવ ભરદરિયે ઝોલાં ખાવા લાગ્યું મારાં સાસુ એકાએક મૃત્યુના પંજામાં સપડાયાં. અમે ખૂબ દવા કર્યાં છતાં તેમને સારું ન થયું અને તે આ દુનિયા છોડી ચાલ્યાં ગયાં.

પછી મારા સસરા જ્ઞાતિના આગેવાનોના દબાણથી ફરી પરણ્યા. મારે નવાં સાસુ આવ્યાં. તેમણે ઘરમા પગ પૂરો મૂકતા પહેલાં જ સાસુપણું અજમાવવા માંડ્યું. વાત વાતમાં મારો વિરોધ કરતાં. કોઇ ભૂલ પડે તો ઝટ બૂમો પાડતા. આથી હું અને એમના પુત્ર પણ કંટાળી ગયા અને જુદું રહેવા માટે મને સૂચવવા લાગ્યા.

પણ જ્યાં નસીબદેવીનો સિતારો અવળો હોય ત્યાં? ક્રૂર વિધિ, અને મારાં નવા સાસુ એટલે તમે જાણો છો? એમણે વાત જાણી હશે. તે બપોરે

જમવા ઘેર આવ્યા ને પૂરું અડધું ય નહિ જમ્યા ત્યાં તો કોણ જાણે શુંય થઇ ગયું? એકાએક ચકરી આવવા લાગી અને બેશુદ્ધ બની ગયા. હું આ જોઇ ગભરાઇ ગઇ. ડૉકટરને બોલાવ્યા, પણ એ ય બિચારા શું કરે? એમને સારું ન થયું અને તે આ માયાવી સંસાર છોડી ચાલ્યા ગયા.

ત્યાર પછી થોડા દિવસ સુધી તો મારાં સાસુસસરાએ મારી સાથે ઠીક ચલાવ્યું. મારાં સાસુનો સ્વભાવ પલટાઇ ગયો દેખાયો. હું આ પરિવર્તન સમજી ન શકી, પણ એમના પુત્રના આઘાતને લીધે એમ હશે એમ હું માનવા લાગી. થોડા દિવસ પછી એક દિવસ મારા સસરા મારી પાસે આવ્યા ને મને કહેવા લાગ્યા: "વહુ, તમારી પાસે જે પહું છે તે મને આપો."

મેં પૂછ્યું: "શું કરવું છે?"

સસરા: "તમે તે લાવો ને હમણાં, તમારે હવે તો વિધવાજીવન ગાળવાનું છે એટલે હાલ એને શું કરવું છે? હોય તો ઘડપણમાં ખપ લાગે."

મેં કહ્યું: "તો મારી પાસે છો ને રહ્યું."

પણ મારા સસરાએ ન માન્યું અને મને પટાવીને કહો, ધમકાવીને કહો, પણ પહું પડાવી લીધું, અને પછી મને એ ઘરમાંથી જુદી કાઢી મૂકી."

તેની આખી વાત સાંભળીને હું આશ્ચર્ય પામી ગયો. સત્ય ઘટના કહેતાં કહેતાં તે ડૂસકે ચઢી ગઇ. એટલે થોડી વાર સુધી હું કાંઇ ન બોલ્યો. પછી પાણી પીને તે જરા શાન્ત થઇ ત્યારે મેં પૂછ્યું: "હેં, જમના, પણ તું ખાતી કેમ નથી!"

"ઘણી વાર તો એ લોકો એવું ખાવાનું મોકલે છે કે મને ભાવતું નથી, અને ઘણી વાર પતિ યાદ આવે છે."

"તો પછી તું ગાંડી જેવા ચેનચાળા કેમ કરે છે?"

"મારા હૈયામાં આવેગ આવે છે અને પછી લોકો મને ચિડવે છે, પછી શું કરું?"

હું આ સાંભળી રહ્યો. ત્યાં તે બોલી: "જુઓ ને માસ્તર, આ ગોદડી! શું એમના ઘરમાં સારાં ગાદલાં નથી? પણ જવા દો ને એ વાત, એ મારી નવી સાસુ કોણ જાણે કઇ પ્રકૃતિનું માણસ છે તે!"

મને એ વાત સાચી લાગી. હું ત્યાંથી ઊઠવા માટે યત્ન કરવા લાગ્યો. ત્યાં એ બોલી: "માસ્તર, મારી વાર્તા લખશો ને!"

મેં કહ્યું: "હા."

અને ઘેર આવી આટલી નાનકડી વાર્તા લખી કાઢી.

વણછરા, તા. પાદરા મંગળદાસ હિરાચંદ શાહ

# લગ્ન અને સાદાઈ

"બાપુજી, તમે મારી એક વાત ન સાંભળો?"

સુશીલાએ પિતાજીને એકલા બેઠેલા જોઈ વાત કાઢી.

"શું કહ્યું, બેટા, ન કેમ સાંભળું! કહે તારે જે કહેવું હોય તે ખુશીથી કહે. મારી આગળ વાત કરવામાં તને વળી સંકોચ શો?" સુશીલાના મનોભાવને પીછાણી મણિભાઈએ વાત જાણવા ઇંતેજારી દર્શાવી.

"લગ્નની આ ધામધૂમ તમે બંધ ના રાખો?" સુશીલા બોલતાં તો બોલી, પણ એના સુકોમળ વદન ઉપર લગ્નની વાત કરતાં ઉપજતી શરમનાં સ્પષ્ટ લક્ષણો જણાઈ આવ્યા સિવાય ન રહ્યાં.

"શું કહ્યું! સુશીલા, લગ્નની વાત તું કરે છે?" મણિભાઈને નિદ્રામાંથી એકદમ જાણે જાગવું પડ્યું હોય તેમ થયું.

સુશીલા ૧૭ વર્ષની, સ્વભાવે શાન્ત અને શીલમાં નામ પ્રમાણે સુશીલ બાળા હતી. આ સાલ અંગ્રેજી સાતમા ધોરણમાં અભ્યાસ કરતી હતી. દેશની રાજકીય ડામાડોળ સ્થિતિને કારણે તેની પણ શાળાને તાળાં વાગ્યાં હતાં અને તેના આચાર્ય તથા અધ્યાપકો જેલના મહેમાન થયા હતા. એના આચાર્ય તરફ સૌ કોઈ માનથી અને આદરથી જોતું. જેલમાં જતાં જતાં એમણે જે સંદેશો આપ્યો હતો, એથી સુશીલાની જાતમાં તો ભારે પરિવર્તન થવા પામ્યું હતું. રોજ એને કાને પેલા સંદેશાના પ્રેરક શબ્દો જાણે અથડાયા કરતા, કે "આજે હું તમારી વચ્ચેથી જાઉં છું. તમને એ માટે લાગણી પણ થતી હશે. તમારી એ લાગણી મારી જાત પ્રત્યે ન હો, મારા આચાર્યપદ પરત્વે પણ ન હો, પણ જે કાર્ય માટે, દીનદુખીઆની સહાયતા અર્થે આજે જે વિશાળ આન્દોલનો ચાલી રહ્યાં છે તે પરત્વે એ લાગણી હજો. મને તમે ભૂલી જજો, પણ આપણા દેશનાં ગરીબ ભાઈબહેનોને કદી ન ભૂલજો. એમની સેવા અર્થે તમે તમારું સર્વસ્વ અર્પણ કરજો. તમારી બધી ક્રિયાઓ દરિદ્રનારાયણના સુખ માટેજ હજો. અને સેવાનું આ મહાન કામ તમે ઉપાડી લેશો તો હું તમારો આચાર્ય હતો,' તેમાં મને અભિમાન લેવા જેવું થશે." આવા પ્રેરક શબ્દોએ સુશીલાના જીવનમાં કોઈ નવીજ ગડમથલ ઊભી કરી હતી.

અત્યાર સુધી જે સુશીલા રેશમી સિવાયનું કાપડ પહેરતી નહોતી, તેજ સુશીલા હવે જાડાં અને સુતરાઉ સફેદ વસ્ત્રો પહેરવામાંજ શોભા જોવા લાગી. આજ સુધી જે સુશીલા ઘરેણાં વિનાની પોતાની વિદ્યાર્થિની-મિત્રોની મશ્કરી કરતી, તેને હવે ઘરેણાં પહેરવામાં પોતે કોઈકનો દ્રોહ કરી રહી હોય તેવું

જણાવા લાગ્યું. એના મનમાં અનેક વિચારોએ ઘમસાણ મચાવ્યું હતું. દેશમાં ચારે કોરથી અનાજની મોંઘવારીની બૂમો આવ્યા કરતી હતી. રોજ ને રોજ મનુષ્યો વસ્ત્ર વગર ટળવળે છે, તેની વીતકકથાઓ સંભળાયા કરતી હતી. અન્નવસ્ત્રની કારમી અછત ઊભી થવા પામી હતી. બીજી બાજુએથી દેશભક્તો તુરંગના સળીઆ પાછળ ધકેલાયેજ જતા હતા. આવા વિષમ સંજોગોમાં સુશીલા જેવી સહૃદય બાળાનું હૃદય પારાવાર વેદના અનુભવતું અને આવા સમયમાં મોજશોખની કોઇ ચીજ પાછળ પૈસો ખરચવો, પકવાન કરવાં અને ખવડાવવાં, ધામધૂમ કરી મોટા જમણવારો કરવા, એ બધું દરિદ્રનારાયણનો દ્રોહ કર્યા જેવું—એના મોંમાંથી કોળિયો ઝૂંટવી લેવા જેવું—લાગતું. એટલે આ મંથનદશાને અન્તે તેણે એક વ્રત લીધું કે દેશની આ આપત્તિ દૂર ન થાય ત્યાં સુધી હું કદી મિષ્ટાન્ન નહિ જમું. આ વ્રત લીધાને મહિનોક વીત્યો હશે ત્યાં તો તેના ઘરમાં લગ્નની ગુપચુપ વાતો થવા લાગી. સુશીલાના દિલમાં આથી જબરું તોફાન જાગી ઊઠયું. લગ્નની તૈયારીઓ પણ તડામાર થવા લાગી. વડીઓ પાપડ, બધું તૈયાર થઇ ગયું અને સુશીલાનું ઘર આખો દિવસ સ્ત્રીપુરુષોથી તથા તેની બેનપણીઓથી ઉભરાવા લાગ્યું. સુશીલાને આમાં કશોય રસ નહોતો. આ બાજુ લગ્નની તિથિ નજીક આવતી જતી હતી. ચારે બાજુએ દાવાનળ સળગી રહ્યો હોય, એના શિક્ષકો અને એની બેનપણીઓ તુરંગની દિવાલો પાછળ હોય, અનાજની કારમી અછત ઊભી થવા પામી હોય એવે સંકટ સમયે લગ્નની પાછળ પૈસાની આટલી બધી રેલમછેલ શી? એનું દિલ કહ્યું નહોતું કરતું. એને પોતાનું વ્રત યાદ આવ્યું. ‘જે પરિસ્થિતિમાં સહાયરૂપ થવા માટે મેં મિષ્ટાન્નનો ત્યાગ કર્યો એજ પરિસ્થિતિમાં અને મારેજ લગ્નપ્રસંગે મિષ્ટાન્નો અને પકવાન્નો થાય? મારાથી એ કેમ સહન થાય?’ આવા વિચારો એને આવ્યેજ જતા હતા. છેવટે પ્રસંગ શોધી પોતાના દિલની વાત એણે પિતાની આગળ મૂકી.

“સુશીલા, તું ગાંડી તો નથી થઇ ગઇ ને? જો બેટા, લગ્નખર્ચની બાબતમાં તું શું સમજે? આપણા ઘરની આબરૂ તો રાખવી જ પડે ને? મેં તને વિદ્યાલયમાં ભણવા મૂકી તે આટલા માટે? આપણે આપણા ઘર પ્રમાણે ખર્ચ તો કરવું પડેજ ને?” મણિભાઇએ શાન્તિથી સમજાવટ શરૂ કરી.

“પિતાજી, વિદ્યાલયની વાત કરો છો? તો તો મને કહેવા દો, કે વિદ્યાલયે જ મને શિખવ્યું છે કે આપણાં પાડોશી દુ:ખી હોય ત્યારે તેમના દુ:ખમાં ભાગ લેવો એ આપણી પહેલી ફરજ છે. જ્યારે આપણા દેશમાં દુષ્કાળની કારમી

પરિસ્થિતિ ઊભી થઇ હોય ત્યારે આપણા અન્નમાંથી ભૂખ્યાને આપવુ એ આપણો ધર્મ થઇ પડે છે. આજે આપણા દેશમાં આપણાં જ ભાઇબેનો અનેક દુઃખો વેઠી રહ્યાં છે, અનાજની મોંઘવારીનો કારમો પોકાર ઊભો થયો છે. ત્યારે લગ્નો પાછળ મોટા જલસા ઉડાવવા એ શુ શાણપણ છે? મારે માટે, તમારી વહાલી સુશીલાને માટે, તમે લગ્નનુ આ ખર્ચ બંધ નહિ રાખો?" વાક્ય પૂરૂં કરતા એની આંખોમા કરુણતા વ્યાપી હતી.

"સુશીલા, બેટા સુશીલા, તારી વાત તો સાચી છે. મને ય લાગતુ હતુ કે આ મોંઘવારીમા માત્ર પૈસાને જોરે ધાન્યનો અમર્યાદ બગાડ કરવો એ યોગ્ય તો નથી જ, પણ સમાજની લાજને લીધે, આપણા ઘરની આબરૂ માટે અનિચ્છા હોવા છતાં યે મોટી ધામધૂમ કરવી એમ નક્કી કર્યું હતુ. પણ નહિ, લગ્નની પાછળ ધાન્યનો અમર્યાદ અપવ્યય ન કરતા સાદાઇથી જ લગ્નોત્સવ ઉજવવો, એમા જ આપણા ઘરની સાચી આબરૂ રહી છે. સુશીલા, તું સાચે જ સુશીલા છે."

"બાપુજી, સાચે જ તમે આપણા રાષ્ટ્રને અનુરૂપ પગલુ ભર્યું છે."

મણિભાઇ જેવા પિતા અને સુશીલા જેવી સુપુત્રીઓ જીવનને જીવવા લાયક બનાવે છે. આપણી પાટીદાર બેનો સુશીલા જેવી અને ભાઇઓ મણિભાઇ જેવા થાય તો!

ઓડ

રમણભાઇ પટેલ

---

## લગ્નસંસ્થા

લગ્નના ઉત્સવનુ મહત્ત્વ સમજવા આપણે લગ્નસંસ્થા ઉપર વિચાર કરવો પડશે એ વિષય ગહન અને વિશાળ છે. એના ઉપર અનેક ગ્રંથો લખાયા છે અને લખાશે. આ નાનકડા લેખમા એ વિષે ટૂંકમાં જ લખી શકાય એમ છે.

માનવી પશુમાંથી માનવી જ બન્યો કે દેવ એ પ્રશ્ન અત્રે અપ્રસ્તુત છે. માનવજાત પોતાને જાણે છે ત્યારથી તે માનવી છે જ. હજારો વર્ષની એ વાત છે, બલ્કે લાખોની પણ કહી શકાય લગ્નસંસ્થાની સ્થાપનાને પણ હજારો વર્ષ થયાં છે. લગ્નસંસ્થા સ્થપાતા પહેલાં માનવીના આચાર ઇતર પ્રાણી જેવા હશે. નરમાદા સ્વૈરવિહારી હશે. શરૂઆતમાં ઇર્ષ્યા, દ્વેષ, માલ ઉપર માલકીપણુ, જાલીમપણુ વગેરે ઓછા હશે. પણ બુદ્ધિ અને ઇચ્છાશક્તિ

ધરાવતો માનવી એમ ક્યાં સુધી ચલાવે? વૃત્તિઓ સ્વાભાવિક મટીને સંભોગ તરફ વળવા લાગી. તે સાથે માદા ઉપર હક ધરાવવાની, તેને પોતાની પાસે રાખવાની અને એમ કરીને સંભોગના એ સાધનને તાબામાં રાખવાની મનોવૃત્તિ એ ધરાવવા લાગ્યો. પશુઓમાં પણ એ વાતનું સમર્થન કેટલેક અંશે મળે છે. ત્યાં ઘણા નરોમાં જે જોરાવર હોય તેની જ માદા બની રહે છે. માનવીનું પણ એમ જ. પણ તેય પૂરતું ન હતું. માનવી કંઈ જ પીને થોડો જ બેસી રહે? બળ સાથે તેની પાસે અક્કલ છે. ભાવિની ચિંતાનું ભાન હોવાથી તે પરિગ્રહશીલ છે. આથી સ્વૈરવિહાર સામે માલિકીપણાનો ઝઘડો વધતો ચાલ્યો. પરિણામે કન્યાને કે સ્ત્રીને ઉપાડી જવી, એને માટે મારામારી કરવી, ખૂન કરવાં એ સાધારણ થઈ પડ્યું. આજેય આફ્રિકાની ઘણીખરી આદિજાતિઓમાં લગ્નબંધન શિથિલ છે. માલિકીપણા સામે સ્વૈરવિહારનો પાર નથી, સ્ત્રીપુરુષનાં અનેક ખૂન થાય છે. એમની જાતિની પંચાયતોમાં મુખ્યત્વે સ્ત્રીપુરુષના આવા ઝઘડાઓ ઝાઝા હોય છે.

મહાભારતમાં અને સ્મૃતિઓમાં પણ કન્યાહરણ, સ્ત્રીહરણ, ઈર્ષ્યા, દ્વેષ અને ખૂનના અનેક દાખલા મળી આવે છે. માનવજાતિની આવી વિટંબણાઓના ઉપાય શોધવા અને તેને અમલમાં મૂકવા શિષ્ટ પુરુષો મથવા લાગ્યા. ગર્ભાધાનક્રિયા એ સૃષ્ટિક્રમ હોવાથી પવિત્ર કર્મ ગણાતું અને યથેચ્છ સ્ત્રીગમન સ્વાભાવિક હતું. માટે જ તો ભગવાન શ્વેતકેતુની માતા સાથે વટમાર્ગુએ કામેચ્છા થતાં સંયોગ કર્યો અને તે કાર્યમાં એની માતા ધર્મબુદ્ધિથી અનુસરી. પણ શ્વેતકેતુથી આ સહન થયું નહિ. તે તો પેલા વટમાર્ગુને મારી નાખવા તૈયાર થયો. એ જોઈ તેના પિતાએ તેને વાર્યો અને "એ જ બરાબર છે, એ જ સનાતન ધર્મ છે, સ્વાભાવિક ક્રમ છે, પરાપૂર્વથી ચાલ્યો આવેલો પુરાતન ધર્મ છે." એવો ઉપદેશ આપી તેને શાન્ત કર્યો.

એ દિવસોમાં માનવીએ સમાજ બાંધીને સ્ત્રી સાથે રહેવા માંડ્યું હતું. પણ બંધારણને અભાવે સમાજ કે લગ્નસંસ્થા જેવું ન હતું. કારણ કે માલીકીપણા સામે સ્વૈરવિહારના ઝગડા સમાજના પાયાને હચમચાવી મૂકતા હતા. આથી ભગવાન શ્વેતકેતુએ માનવજાતને આદેશ કર્યો કે આજથી પોતાની માલિકી સિવાયની અન્ય સ્ત્રી સાથેનો સંભોગ અધર્મ ગણાશે અને તે સમાજના કાયદા અનુસાર દંડને—સજાને—પાત્ર ગણાશે. આમ માલિકીપણા ઉપર સીલ વાગ્યું અને એ વ્યવસ્થાનું નામ જતે કાળે લગ્નસંસ્થા પડ્યું. સમાજમાં મુકાએલી એ મર્યાદાએ વ્યવસ્થિત લગ્નનું સ્વરૂપ લીધું.

ઉપરના ઉલ્લેખને ઐતિહાસિક પુરાવાનો આધાર નથી મળતો, પણ એ કાળે એ સંજોગોમાં જ લગ્નસંસ્થા સ્થપાવા પામી, એ ઘટના છેક ન માનવા જેવી નથી. કારણ કે તે પછીની સ્મૃતિઓમાં અને બીજા ધાર્મિક ગ્રંથોમાં સમાજને વ્યવસ્થિત કરવાના અનેક નિયમો ઘડાયા, આવા ગ્રંથોમાં મનુસ્મૃતિ મુખ્ય ગ્રંથ છે. પ્રાચીન રાજાઓના રાજ્યના કાયદાઓ તેને અનુસરતા હતા. પરસ્ત્રીગમન વ્યભિચાર ગણાયો, સજાને પાત્ર થયો, અને તે મહાપાતક ગણાયું. એથી ઊલટું પરસ્પરની વફાદારી પવિત્ર ગણાવા લાગી. કાયદાઓ આખરે ઘડ્યા તો પુરુષેજ, એટલે પોતાને માટે નાકાબારીઓ પણ રાખી અને તે આજે પણ રહી ગઈ છે. કમમાં કમ સ્ત્રી માટે તો સમાજની દીવાલોને ભેદવી અશક્ય નહિ, તો મુશ્કેલ પડે એવા નિયમો માનવીના બધા સમાજોએ ઘડ્યા, સ્ત્રી માટે જ—કારણ કે ઝઘડો તેનેજ માટે હતો. મહાભારતના કાળમાં ક્યાંક યથેચ્છગમન, ક્યાંક બહુપત્નીત્વ, આગળે જ એકપત્નીત્વ, કન્યાહરણ, સ્ત્રીહરણ, ખૂન અને યુદ્ધ, એ બધાનાં ઉદાહરણ મળી આવે છે. એથી ઊલટું રામાયણ એકપત્નીત્વનો આદેશ આપે છે.

એકંદરે લગ્નસંસ્થા અને તેના નિયમો માનવસમાજને ફાવતા આવ્યા. એથી પહેલાં થતા અનર્થો અપવાદરૂપ થઇ પડ્યા અને તે સમાજની કે રાજ્યની સજાને પાત્ર બન્યા. વળી સાથે જ વેશ્યાવર્ગ પણ ઊભો થયો, તે તવંગરોના સ્વચ્છંદ માટે પોષાયો. વેશ્યાવર્ગ એ લગ્નસંસ્થાની શિથિલતાનું અને પુરુષના સ્વૈરવિહારના લક્ષણનું દૃષ્ટાન્ત છે. જતે કાળે એનો પણ ખૂબ વિસ્તાર થયો અને કેટલાક દેશોએ તો તેને કાયદેસર ઠરાવ્યું.

લગ્નસંસ્થા ઉપર જેમ જેમ ઊંડો વિચાર કરીએ તેમ તેમ તેની જરૂરીઆત વિષે વધુ દૃઢતા આપણા મનમાં થશે. લગ્નસંસ્થા નથી તો અનેક માનવ-સમાજ નથી. સમાજ ન હોય અને નિર્દોષ સ્વૈરવિહારી જીવન ફરી સ્થાપી શકાય તેમ ન હોય તો સમાજને માટે, માનવીને માટે, લગ્નસંસ્થા વિના છૂટકોજ નથી. સ્ત્રી માટે હમેશના લડાઇટંટા, ખૂન, હરણ એ કંઇ સંસ્કૃત જીવન નથી. માનવીને સુખ તો જોઇએ છે અને તે તેને શોધે છે.

આર્ય જાતિના બંધારણમાં લગ્નથી જોડાઇ, પરસ્પર વફાદાર રહી, બાળકો પ્રત્યેની ફરજો અદા કરી જીવન વિતાવવું એજ સામાજિક ધર્મ છે. એટલે સુધી તો બધા સમાજોના બંધારણોમાં એકતા છે, પણ પછી વાંધા શરૂ થાય છે. કેટલાક સમાજોમાં છૂટાછેડા, વિધવાવિવાહ, વગેરે છે; બીજામાં નથી. હા, વિધુરવિવાહ સામે કોઇ સમાજમાં પ્રતિબંધ નથી. કેટલાકમાં એક સાથે

એકજ પત્ની થઇ શકે છે, કેટલાકમાં ચાર સુધીજ થઇ શકે છે, કેટલાકમાં અનેક થઇ શકે છે. સ્ત્રીપુરુષના દેહલગ્ન માટેજ આ બધા નિયમો ઘડાયા છે. પ્રેમ, અનન્ય પ્રેમ, એ બધું તો પાછળથી આવ્યું. વિશેષ તો કવિઓએ તેનું અતિશયોક્તિભર્યું ગાન કરીને તેને છાપરે ચઢાવ્યો. અલબત્ત લગ્નસંસ્થાને પ્રતાપેજ દંપતીના પ્રેમનો વિકાસ થયો.

જે બંધારણથી માનવસમાજમાં વધુ વ્યવસ્થા રહી શકે અને ઓછામાં ઓછા અનર્થો સાથે વધું સુખ મળે તે બંધારણ સમાજ માટે સ્વીકારવા યોગ્ય ગણાય. આજ કસોટીએ જુદા જુદા સમાજના હાલના બંધારણના ગુણદોષ આંકી શકાય. પુરાતન કાળે જે સમાજબંધારણ હતું તેજ સનાતન કાળ માટે યોગ્ય છે અને ધાર્મિક દૃષ્ટિએ બંધનકારક છે એ માન્યતા છેકજ ભૂલભરેલી છે. એવો એક પણ સમાજ નથી, જેમાં યથાકાળે ફેરફારો ના થયા હોય. પ્રથમ હાના કરતો મનુષ્ય કાળબળે કરવા પડતા ઘટતા ફેરફારોને આધીન બને છે. સુધારકો આજેજ થયા એમ પણ નથી, હમેશ થતા આવ્યા છે. એની પહેલાંના કાળમાં ફેરફાર કરનાર મનુ, ઇસુ કે મહમદ જેવા પેયગંબરો, શાસ્ત્રીઓ, ઉલેમાઓ અને પાદરીઓ, વગેરેના વર્ગમાંથી ઝળકી ઊઠેલા પ્રતિભાશાળી પુરુષોએ એમાં ફેરફાર કર્યાજ છે અને એ ધર્મનેજ નામે કર્યા છે. લગ્નસંસ્થા એક ધાર્મિક સંસ્થા ગણાતી અને ગણાય છે. લગ્ન પણ ધાર્મિક બંધન ગણાયું છે. એના નિયમો એ ધર્મનો વિભાગ ગણાયો છે. આજે કેટલાક ધર્મ એટલે સમાજધર્મ એવી વ્યાખ્યા કરે છે. એથી ભડકવાની જરૂર નથી. લગ્નને સામાજિક કરાર કહેવા કરતાં ધાર્મિક બંધન કહેવું ખોટું નથી. અને એજ બતાવે છે કે ધર્મ એટલે સમાજધર્મ. દેશકાળને અનુસરી એ ધર્મમાં સુધારા થાય.

લગ્નસંસ્થાના નિયમોનો અમલ સામાજિક બુદ્ધિથી થશે ત્યાં સુધી તેના પાયા નક્કર રહેશે. અને એ નિયમોના ભંગ માટે સામાજિક દંડ શક્ય રહેશે ત્યાં સુધી એ ઇમારત ઊભી રહેશે. જ્યારે લગ્નસંસ્થાનો અમલ માનવીના સમાજો મારફત ન થતાં કેવળ રાજ્યના કાયદાઓથી થશે અને કાયદાઓની પરંપરા ઘડાઇ તેનોજ આધાર લેવો પડશે, ત્યારે તે આપોઆપજ સામાજિક કરાર બની રહેશે. ત્યારે લગ્નસંસ્થાનો હેતુ માર્યો જશે અને સાથે સાથે લગ્નજીવનની મિઠાશનો પણ અંત આવશે. લગ્નસંસ્થાને ધર્મનું પવિત્ર નામ આપવામાં આવે તેથી કશું નુકસાન નથી. કરોડો મનુષ્યો આવી ધર્મબુદ્ધિથી શ્રદ્ધાપૂર્વક સમાજરચનાને વફાદાર રહેશે અને વળગી રહેશે. એથી ઊલટું લગ્નને કેવળ કરાર સમજનારા બુદ્ધિવાદી લોકો જ એ સંસ્થાના

નિયમોનો ભંગ કરે છે અને ગુપ્ત અથવા ઉઘાડા વ્યભિચારને પોષે છે આપણા બધા સામાજિક નિયમોને ધર્મનુ રૂપ આપવામા આવ્યુ છે. અરે, સ્વચ્છતાના નિયમોને (દા ત દાત વડ નખ ન તોડવા) પણ મનુએ તો ધર્મનુ રૂપ આપ્યુ છે એટલે ધર્મ, સામાજિક ધર્મ, નાગરિક ધર્મ વગેરે શબ્દપ્રયોગોનો ઝઘડો નિરર્થક છે પૂજ્ય ગાંધીજીના મત પ્રમાણે તો ધર્મ એટલે સમાજને જીવતો રાખતો સદાચાર. વ્યક્તિ માટે કે સમાજ માટે આ સદાચાર એ જ જો મુખ્ય વસ્તુ હોય અને તે છે જ, તો પછી એને ગમે તે નામ આપવામા આવે અને પવિત્રતાનુ આરોપણ કરવામા તે સામે વાધો શોધો ન જોઇએ

દારેસલામ, પૂર્વ આફ્રિકા ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

---

## હુ કોણ?

### [ આત્મનિરીક્ષણ ]

હુ કોણ? મને ન ઓળખ્યો? આખુ ગુજરાત મને ઓળખે છે, અરે, આખુ જગત પણ મને ઓળખશે! હુ ખેડૂત છુ—જગતનો પોષક, જગતનો અન્નદાતા! મારા ખેતરોમા પાકેલી તમાકુની બીડી જેણે પીધી હશે, તે મને યાદ કરતો હશે હુ ચરોતરમા રહુ છુ, એકજ બોલે ગુજરાતને નચાવનાર શ્રી વલ્લભભાઇ પટેલનો હુ ન્યાતિભાઇ છુ બસ, આટલુ ઓળખાણ પૂરતુ નથી?

મારૂ કુટુબ ઘણુ જ કુળવાન છે હજારો દીકરીઓના પિતાઓ મારા કુળથી અજાઇ, મારા કુટુબમા પોતાની દીકરીઓ આપવા આવે છે મારા કુળની હુ જ્યારે વાત કરૂ છુ, ત્યારે મારી છાતી હર્ષથી વેંત વેંત ફૂલે છે મારા કુળમા અનીતિ નથી લેઉચ્ચ સસ્કૃતિએ પહોચેલુ છે, સુધરેલુ છે, છતા 'પાટીદાર' માસિક જેવા લોક મારા કુળની નિંદા કરે છે અમે કઇ કોઇને મારી નાખતા નથી મોત આવવુ તો પ્રભુના હાથમા છે, એટલે અમારા કુટુબમા પરણાવેલી અમારી 'ગૃહલક્ષ્મીઓ' મરે એ કાઇ અમારો વાક નથી એ તો એમનુ ભાગ્ય! એમનુ મોત આવ્યુ હશે, એટલે એ મરી ગઇ! ... મારતો નથી, કુટુબ મારતુ નથી, એ તો નકામો અમને નીચા પાડવાનો દ્વેષબુદ્ધિ સમાજનો પ્રયાસ છે

વળી લોકો કહે છે કે અમે પરણ્યુ વેચી લેઇએ છીએ આવુ કહેનાર ભાન ભૂલે છે! ઓછી કિંમતે શુ કીમતી વસ્તુ મળી શકે છે? રેશ્મના 'ફર્ક'

ક્લાસ'માં બેસવું હોય તો વધારે પૈસા આપી ટીકીટ ખરીદો, નહિ તો પછી ઓછી કિંમત આપી 'થર્ડ ક્લાસ'માં જાઓ! અમે ક્યાં કહીએ છીએ કે તમે અમારે ત્યાં તમારી દીકરીઓ પરણાવો, તમેજ અમારા તેજમાં અંજાઓ છો!

મારે એક પુત્ર છે. ને પરણાવવા લાયક થયો છે. મારે ત્યાં દરરોજ ચાર પાંચ માગાં આવે છે. પણ એમ તે કંઇ તેને પરણાવાય! હું તો દશ હજાર રૂપિયા પરઠણ, બે હજારની જણસો અને તે ઉપરાંત મારા પુત્રને ભણાવવાનો ખર્ચ તથા ઠેકાણે પાડવાની શરત પણ જે કબુલ કરે, તેને ત્યાં મારા હોશિયાર દીકરાને પરણાવીશ. ઉચ્ચ કુળમાં મારો દીકરો જન્મ્યો છે, વળી તે સુશિક્ષિત છે, હાઇ સ્કૂલમાં તો દશ વર્ષથી તે ઉચ્ચ કેળવણી લેવા જાય છે; એટલે કાંઇ એની કિંમત કંઇ કાંકરાથી થાય? એની કિંમત તો હીરામાણેક અને ઝવેરાતથીજ થઇ શકે.

આજે પેલા કાનમના રખીદાસ પટેલ મારે ત્યાં આવ્યા છે. તેમણે મારા છોકરા વિષે વાત ઉપાડી છે. તે પૈસેટકે પણ ઠીક છે, એટલે આપણા નશીબના દરવાજા ખુલ્લા થશે એમ પ્રતીતિ થાય છે. અરે! લો, આ ખૂલતા મારા નશીબને હું કેમ ન આવકારૂં? એ તો દશ હજાર પરઠણ અને ત્રણ હજારની જણસો આપવા પણ તૈયાર છે. વળી મારી બીજી શરતો કબુલશે સ્તો. ચાલ ત્યારે આપણે ફાવ્યા! મેં તો વિવાહ નક્કી કર્યો. જોયું? મારૂં કુટુંબ કેટલું કુળવાન અને ઉચ્ચ છે! કાળા અને ગોરા વચ્ચે ભેદ તો હોયેજ ને? એટલે મેં શું ખોટું કર્યું?

ચાર પાંચ વર્ષો વીતી ગયાં.

હવે તો હું જમીનદાર બન્યો છું. મને પૈસાની પડી નથી. આ દુનિયા સમજ હોવાનો ઘમંડ કરે છે; પણ ખરેખર, સમજતી કાંઇ નથી. પૈસા ને પૈસામાં મરે છે. પૈસા તો આજ છે ને કાલ નથી, એની શી વાત કરવી? મારી દીકરી ચંપા ઉમરલાયક થઇ છે, એટલે હવે મારે તેના લગ્નની તૈયારી કરવાની છે.

હવે મને ડહાપણ સૂઝે છે. પરઠણ લેવી એ નકામી છે. એમાં હૃદયની શુષ્કતા જણાઇ આવે છે. પૈસા એ કાંઇ ખાવાની વસ્તુ છે? હું પરઠણ લેવાની તેમજ આપવાની તદ્દન વિરુદ્ધ છું. મારી ચંપાને હું પરણાવીશ, પણ પરઠણ આપીશ નહિ. છોકરાઓ એ કાંઇ સમાજના બજારમાંથી ખરીદવાની બજારી વસ્તુ છે? સંબંધ પૈસાથી થાય, એ આપણા સમાજની ક્ષુદ્રતા, નીચતા અને હૃદયની શુષ્કતા બતાવે છે. જો સમાજમાં આવી વેચાણની અમાનુષી પ્રથા ચાલુ રહેશે તો તે વહેલો મોડો ધૂળભેગો થઇ જશે. એટલે હું મારી ચંપાનાં લગ્ન સાદાઇથી, પરઠણ આપ્યા વિનાજ કરીશ.

હું વરની શોધમાં છું. પણ મારી તપાસ નિષ્ફળતામાં પરિણમશે એમ મને સમયના વહેવા સાથે ભય લાગે છે નહિ, આપણી પાસે શું બળ નથી? આપણે સમાજમાં ક્રાન્તિ જગાવીશું સમાજ એવી ક્રાન્તિ થયા વિના સમજવાનો નથી અરે, પણ મારી પુત્રીનુ ઠેકાણું પડી ગયુ બે હજારથી વધુ પરણ માટે આપવી પડી નથી! એ તો મારા તેજનો પ્રતાપ! બ્રહ્મતેજ કદી નિષ્ફળ જાય નહિ. હુ સાચો સુધારક છુ તમે મારે રસ્તે ચાલશો તો સુખી થશો અને સમાજને પણ સુખી કરશો હુ કેવો હોશિયાર અને ચાલાક, સાચો સમાજસુધારક છુ!

હુ થોડા સમયમા ક્રાન્તિ ઉપાડનાર છુ, કારણ કે હુ હવે પરવારી બેઠો છુ. મે મારા પુત્રપુત્રી પરણાવી દીધાં છે હવે મને સમાજની ગરજ નથી અને પૂરતી ફુરસદ છે. હુ મારી બનતી શક્તિ સમાજસુધારણામા વાપરી સમાજને ઉચ્ચ પાયા ઉપર લાવીશ. આપણા સમાજમા ચાલતો પરણનો અયોગ્ય રિવાજ, લગ્નપ્રસગે કરવામા આવતા લખલૂટ વરાઓના ખર્ચ, મરણક્રિયા વખતે બારમા-તેરમામા વાપરવામા આવતા પૈસા, વગેરે રૂઢિઓ દૂર કરવા હુ પ્રયત્ન કરીશ

હુ રૂઢિચુસ્ત નથી, સુધારક છુ! આર્ય ધર્મનો રક્ષક છુ. સમાજનો પ્રતિનિધિ છુ. સમાજને મારા જેવા સુધારક વિના ચાલવાનુ નથી, અને જો સમાજ મને અનુસરશે તો તેને ઘણો ફાયદો થશે (સૂચિત)

વાકરણ, લાલ ટેકર રમણલાલ બેચરભાઈ પરેલ

—*—

## હતભાગી કુમુદ

છોટાભાઈ આફ્રિકાના એક શહેરમા પોસ્ટ માસ્તર હતા આજે પોસ્ટ આવેલી હોવાથી તેઓ દરેકના પત્રો જુદા જુદા ખાનામા ગોઠવતા હતા. એવામાં તેમણે 'મીસ કે. સી પટેલ'ના નામનો પત્ર જોયો તપાસતાં માલુમ પડ્યુ કે તે પોતાનીજ પુત્રી ઉપરનો હતો કોઈ દિવસ નહિ ને આજેજ આવો પત્ર આવેલો જોઈ તે મૂઝાયા. આખરે તે પત્ર લેઈ ખિસ્સામા મૂક્યો જ્યારે તે ઘેર ગયા ત્યારે પેલો પત્ર સાંભર્યો અને ખોલીને વાચ્યો. પુત્રીને બદલે જો પુત્ર ઉપરનો પત્ર હોત તો ભાગ્યેજ ખોલત, કારણ કે તે તો પુરુષજાતિનો, તેના પત્ર ઉપર વહેમ શો? ખરેખર આ ભેદ અન્યાયજ ગણાય

પત્ર વાચ્યા પછી તેમનુ મન ચગડોળે ચઢ્યુ આજે તેમને નિરાશ હોવાનુ કારણ તેમના પત્નીએ પૂછ્યુ, એટલે તેમણે પેલો પત્ર તેમને આપ્યો. તેમાંનુ લખાણ નીચે મુજબ હતુ

"પ્રિય કુમુદકુમારી,

"તમારો લખલો પત્ર તથા ફોટો મળ્યો, આનંદ થયો. તમે મારે માટે જે જે આશાઓ બાંધી છે તે ફળીભૂત થશે કે કેમ તે એક સવાલ જ છે અને તેનું કારણ ફક્ત સમાજ છે. જોકે આપણે બન્ને એકજ જ્ઞાતિનાં છીએ; છતાં પણ તમારાં માતાપિતાને તે પસંદ પડશે કે નહિ તેની શી ખાત્રી? જો તમારો વિચાર મક્કમ હશે તો જરૂર ફતેહમંદ થવાશે. મારા તરફની ચોક્કસ ખાત્રી રાખવી. મારો ફોટો બીજા પત્ર સાથે મોકલીશ. એ જ.

"રમણના સ્નેહવંદન"

કુમુદનાં માતા પણ આ પત્ર વાંચીને ઘણાં જ દિલગીર થયાં. તે રમણને ઓળખતાં હતાં, થોડા વખત પહેલાં જ તે પોતાના એક પાડોશીને ત્યાં ફરવા આવ્યો હતો. તેમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે પોતાની વહાલસોઇ પુત્રી એનાથી આકર્ષાઇ હશે. જ્યારથી રમણ અને કુમુદે એક બીજાને જોયાં ત્યારથી જ તેમની વચ્ચે મૈત્રી જામી હતી. કુમુદ તે વખતે અંગ્રેજી ચોથા ધોરણમાં હતી.

પંદર દિવસના પરિચય દરમ્યાન તેઓ એક બીજાને હૃદય અર્પી ચૂક્યાં હતાં. કુમુદ વળી પોતાના ભાવિ પતિને વસમી વિદાય આપવા પણ ગઇ હતી. છેવટે જતાં જતાં એકેક રૂમાલની આપ લે પણ થઇ હતી. જ્યારે રમણ ઘેર આવ્યો ત્યારે તેણે કુમુદનો પત્ર અને ફોટો જોયો અને ત્યારથીજ એ ભાવિ યુગલનો સંબંધ ગાઢ બન્યો હતો.

કુમુદનાં માતાપિતાએ હવે વિચાર કર્યો કે કુમુદને જલદી સ્વદેશ મોકલી પરણાવી દેવી. કુમુદ જ્યારે નિશાળમાંથી ઘેર આવી ત્યારે તેની માતાએ રમણ સંબંધે પ્રશ્ન કર્યો. પરંતુ તેણે સ્પષ્ટ ઉત્તર ન આપ્યો. જે દિવસે દેશ જવાનું હતું તેને આગલે દિવસે કુમુદને તેની માતાએ જણાવ્યું કે તારે અભ્યાસ માટે આવતી કાલે દેશ જવાનું છે. આ સાંભળતાંજ તેને ભૂતકાળ યાદ આવ્યો અને એકાન્તમાં જેટલું રડાય તેટલું રડી લીધું. આખરે તેણે રમણને છેલ્લો પત્ર લખ્યો અને બનેલી હકીકત જણાવી. પછી તે દેશ જવા ઉપડી ગઇ.

રમણને જ્યારે આ પત્ર મળ્યો ત્યારે તેણે પોતાના સર્વ સુખનો નાશ થતો જોયો. તેને આ સમાજ ઉપર પણ તેટલોજ ક્રોધ થયો. હવે તો તે પણ નિરુપાય હતો. દિવસો ઉપર દિવસો તેણે ગમગીનીમાં ગાળવા માંડ્યા. તે કુમુદના બીજા પત્રની આશા રાખતો હતો, પરંતુ ક્યાંથી આવે? તેને મનમાં થતું કે શું સ્ત્રીજાતિ ખરેખર આવી વજ્રહૃદય હશે? પોતે તો તેનું દેશનું સરનામું જાણ્યા સિવાય શી રીતે લખી શકે?

હવે કુમુદના પિતાશ્રી દેશમાં આવ્યા અને એમણે કુમુદને માટે યોગ્ય

વરની શોધ કરવા માંડી. આખરે એક મોટા અને કુળવાન ગણાતા મોટા ગામમાં ત્રીજવર સાથે પાંચ હજાર રૂપીઆ પરઠણના આપવાના કરીને પોતાની પુત્રીનો વિવાહ કર્યો. કુમુદ આનાથી અજ્ઞાત હતી. પોતે જ્યારે ત્યારે શાળાની ચર્ચાસભામાં સમાજના કુરિવાજોનો નાશ કરવાની ઝુંબેશ ઉઠાવતી જ્યારે તેણે પોતાના વિવાહની વાત જાણી ત્યારે તેણે પોતાના પિતાને તે વિવાહ વિષે સાફ ના પાડી, પરંતુ તે સઘળુ વ્યર્થ ગયુ. હવે તેને આપઘાત કરવાનો વિચાર થયો, પરંતુ તેમાં તે સફળતા મેળવી શકી નહિ તેની ઘણીયે આનાકાની છતાં આખરે તેને બળાત્કારે પરણાવી દીધી. પરણતી વખતે પણ તેનુ મન તો રમણ સાથેજ રમી રહ્યુ હતું. હવે તો કુમુદ કુમારી મટીને શ્રીમતી બની પોતાને સાસરે આવી.

થોડો દિવસ રહ્યા પછી સાસુમાના તરફથી રસોઇ બનાવવાનો હુકમ થયો. કુમુદે રસોઇ તો બનાવી, પણ તેમાં કઇક કચાશ આવી. નાનપણમાં માતાની છાયા નીચે ઊછરીને તેણે શાળાનો અભ્યાસ ચાલુ કરેલો, એટલે તે રસોઇમાં પ્રવીણ ન હતી. વળી આજકાલની સ્ત્રીકેળવણીમાં તો રસોઇશાસ્ત્ર ભુલાઇ જ ગયેલું છે. પછી તો સાસુમાના મહેણા ચાલુ થયાં. પતિને પણ તેની ક્યાં પડી હતી? તેને તો પૈસા આવ્યા એટલે બસ! આવા લક્ષ્મીની પિપાસાવાળા મનુષ્યોને ગમે તેવી કેળવાએલી કન્યાઓ હોય તોપણ તેની શી કિંમત? કુમુદને પોતાનો ભુતકાળ નિરંતર યાદ આવ્યા કરતો અને તેમાં ભંગ પાડનાર તથા આ દશામાં મૂકનાર તેના પિતા ઉપર ઘણો જ તિરસ્કાર ઊપજતો જે પિતાઓ પોતાની બાળાઓને નાનપણમાં ઘણા જ સ્નેહથી ઉછેરે છે અને પછીથી કુળવાનશાહીના ખોટા મદમાં મહાલવા માટે, તે બાળાઓ કિશોર વયની થતા તેમના સુખનો નાશ કરે છે, તે ખરેખર કસાઇવૃત્તિનાજ છે. રમણને પત્ર લખવાની તેની ઘણીયે ઇચ્છા છતા, હવે તો સમાજની દૃષ્ટિએ તે પરસ્ત્રી બની હતી, તેથી તેને લખવાનો અધિકાર પણ શો? આવા વિચારોમાં તે રાત્રિદિવસ ગુજારતી હતી અત્યારે તેનુ બેલી કોઇ ન હતુ.

એક દિવસ કર્મસંજોગે પાણી ભરનાર બાઇ આવી નહિ, એટલે સાસુજીએ પાણી ભરવા જવાનો તેને હુકમ કર્યો કુમુદે પોતાની અશક્તિ જણાવી. એથી તો ઘરનાં બધાં માણસોનો કોપ થયો, અને પતિરાજે તો ગાળીઓનો વરસાદ ચાલુ કર્યો. ખરેખર ગમે તેવી સહનશીલતાવાળી સ્ત્રી હોય તે પણ હારી જાય તેજ પ્રમાણે કુમુદને થયું અને તેને પોતાનુ જીવન અકારૂ લાગ્યુ

એક દિવસ પોતે સજ્જ થઇ અને સાસુને 'દેવદર્શન કરવા જાઉં છુ' કહીને ઘરની બહાર નીકળી. ખરેખર તે સનાને માટેજ દેવદર્શન કરવા જતી

હતી, એવી ખબર તો કોને હોય? સાથે થોડી સ્ત્રીઓ હતી, તે સર્વે મંદિરે પહોંચી. મંદિરના બાગમાં જ કૂવો હતો. ફરતાં ફરતાં તે કૂવાની નજીક ગઇ અને ખિસ્સામાંથી એક પત્ર બહાર ફેંકીને અંદર ઝંપલાવ્યું. બધી સ્ત્રીઓએ બૂમો ઉપર બૂમો પાડવા માંડી, પરંતુ એકદમ તેને બચાવનાર ત્યાં કોણ?

ભાગ્યવશાત્ આજે એક યુવક આ મંદિરમાં, બીજી કોઇ જગ્યાએ ઓળખીતું નહિ હોવાથી, ઊતર્યો હતો. તેણે આ કોલાહલ સાંભળ્યો ને ત્યાં દોડી ગયો. પોતાને તરતાં બરાબર આવડતું હતું, એટલે પોતાની ફરજ સમજીને તેણે કૂવામાં એકદમ કૂદકો માર્યો. તેને ખબર ન હતી કે વચ્ચોવચ્ચ ખોરિંગ મૂકેલું તેની પાઇપ હશે, એટલે પડતાંની સાથે જ તેને તે વાગી. પરંતુ તેની દરકાર કર્યા સિવાય, મરવાની છેલ્લી ઘડીએ પહોંચેલી કુમુદને બહાર લાવ્યો.

કુમુદને જોતાં જ યુવકના હાંજા ગગડી ગયા. પોતે ઘણા દિવસ સુધી જેના પત્રની આશા રાખેલી, તે જ વ્યક્તિને તેણે જોઇ. કુમુદે યુવકને જોયો અને તેનું વદન પ્રફુલ્લિત બન્યું. તેની અશ્રુભીની આંખોમાં અનેરું તેજ ઝળકી ઊઠ્યું. પોતે કરેલા અપરાધની જાણે તે માફી માગતી હોય તેવું એના ગંભીર ચહેરા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું. પરંતુ હવે તે આ ફાની દુનિયામાં વધારે વખત રહેવાની ન હતી. પેલા યુવકને પણ સખત વાગેલું હોવાથી અને બહુ લોહી વહી ગયાથી તે મૂર્છિત બનતો જતો હતો, એટલે જેમ બને તેમ ઉપર આવવા જલદી પ્રયત્ન કરી રહ્યો હતો. જ્યારે તે કૂવામાંથી કુમુદ સાથે બહાર નીકળ્યો ત્યારે મૂર્છિત થઇ પડ્યો અને અંતે થોડી જ વારમાં તેઓ બંનેના આત્મા દુનિયાને હસતા હસતા ચાલ્યા ગયા.

તે યુવક એ રમણ પોતે જ હતો. બે વરસ આફ્રિકામાં રહી હમણાં જ દેશમાં આવ્યો હતો. પોતાના એક ભાઇબંધને ત્યાં જતાં રસ્તામાં આ ગામમાં અણધાર્યો આવી પહોંચ્યો હતો. તેને તો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે કુમુદ અહીંઆં હશે. કુમુદે નાખેલા પત્રમાં નીચે પ્રમાણેનું લખાણ હતું:

"બેનો,

"સમાજની કુરૂઢિઓનો ભોગ બનીને હું જગતમાંથી નિર્માલ્ય જીવન ગુજારીને રજા લેઉં છું. ખરેખર મેં ભૂલ કરી છે, પરંતુ તમે ન કરશો. હું જો બંડખોર બની હોત તો જરૂર મારો વિજય થાત. પરંતુ કર્મસંજોગે શાન્ત જ રહી. અત્યારે દુનિયાના સર્વ દેશોમાં સ્ત્રીને પુરુષ સમાન હક્ક મળતા જાય છે, તેવી જ રીતે તમે પણ મેળવવા પ્રયત્ન કરજો. અત્યારે યુવકો જરૂર પડ્યે સહકાર પણ આપી શકે, પરંતુ તેમાં તમારો જ અડગ નિશ્ચય હોવો જોઇએ. જોકે હું તો એ પ્રમાણે કરી શકી નથી, પરંતુ આપણી જાતિની ઉન્નતિનો

માર્ગ હવે જ મને સમજાય છે. વળી વિશેષમાં એટલું જ કે ભલે તમે પરદેશમાં અથવા સ્વદેશમાં રહો, ગામડામાં અથવા શહેરમાં રહો, પરંતુ સ્ત્રીકર્તવ્ય ન ભૂલશો.

ઉસારીવર "લિ. હતભાગી કુમુદના પ્રણામ"

(ટાન્ગાનીકા ટેરીટરી) હરમાનભાઇ મંગળભાઇ પટેલ

---

## જાણવાજોગ

### ૯. ઉમરેઠમાં છાશયજ્ઞ

ઉમરેઠના એક ભાઇ ત્યાંના છાશયજ્ઞ સંબંધે નીચે પ્રમાણે હકીકત લખી જણાવે છે:

સં. ૧૯૯૮ના ભાદરવામાં ભાગવતની સપ્તાહ થતી હતી. કેટલાક નિવૃત્ત મિત્રો તેમાં રસ લેઇ રહ્યા હતા. આ અરસામાં ગામના એક મિત્રે પોતાના એક વખતના ગરીબ ખેડૂત મિત્રને જમીન ખરીદીને ખેડવા આપ્યાના અને તેને એક ભેંસ બંધાવીને લોકોને તેની છાશનો લાભ મફત પહોંચાડવાનો પ્રબંધ કર્યાના સમાચાર ચર્ચાયા. આમાંથી 'છાશયજ્ઞ'નો જન્મ થયો. શરૂઆતમાં ચારેક મિત્રોએ રૂા. ૧૦૦૦ જેટલા, જવા ખાતર, ભેગા કર્યા. આમાંથી પાંચેક ભેંસ તરત જ ખરીદાઇ. એક નિવૃત્ત મિત્રે તેની દેખરેખનું અને વહીવટનું કામ માથે લીધું, એટલે કામ આગળ ચાલ્યું. આજે સંસ્થાની (જેનું નામ હજી નથી પડ્યું અને જેનાં ધારાધોરણ હજી નથી ઘડાયાં) પાસે આઠ ભેંસો છે અને એક ગાય છે. આ બધીનું જે દૂધ થાય છે, તે પ્રત્યેક દિવસે મેળવાય છે. તેની તાજી છાશ આઠ કે નવ મણને સુમારે રોજ થાય છે, તે છ સાત કેન્દ્રો દ્વારા ગામમાં સર્વ કોઇને એક પૈસાની બશેર લેખે આપવામાં આવે છે. દૂધમાંથી જે માખણ થાય છે, તેમાંથી ગામમાં જે દરદીને જોઇએ તેને પ્રથમ વ્યાજબી ભાવે અપાય છે; અને બાકીનાનું ઘી થાય છે તે સભ્યો, જેમની સંખ્યા આજે ચારથી વધીને અગિયારની થઇ છે, તેમને મોંઘે ભાવે, એટલે કે બજાર ભાવ કરતાં રૂા. ૮થી ૧૦ વધારેને ભાવે આપવામાં આવે છે. આ રીતે, આજ સુધી આ પ્રયોગ સફળતાપૂર્વક ચાલ્યો છે, અને હરીચ્છા હશે તો તે કદાચ ગામહિતમાં કાયમરૂપે પણ ચાલતો રહે. દૂધની દરરોજની સરેરાશ આશરે બે મણ જેટલી આવે છે, અને માખણનું પ્રમાણ એક શેર દૂધે ઓછામાં ઓછું અધોળ જેટલું અડસટવામાં આવે છે. શિયાળામાં એક મણ દૂધની ચાર મણને અને ઉનાળામાં સાડા ચાર મણને આશરે છાશ બનાવવામાં આવે છે. નોકરો ચાર છે, જેનો કુલ પગાર માસિક રૂા. ૫૫ને

આશરે છે અને તબેલાનું ભાડું હાલમાં માસિક રૂા. પાંચ છે. ચાર પૈકી બે નોકરો ભેંસોને સાચવવાનું અને દોહવાનું કામ કરે છે, અને બે ખાણ વગેરે ખરીદવાનું, દૂધ, છાશ, ઘી વગેરે પર દેખરેખનું તેમજ હિસાબકીતાબનું કામ કરે છે. ભેંસોને રોજ જોઈતો ખોળ (આશરે ૦ાા મણ), તલ ભરી રાખીને, ઉત્પન્ન કરવામાં આવે છે. આને પરિણામે જનતાને ચોકખું તેલ પણ વાજબી ભાવે મળે છે અને ભેંસો માટે ખોળ પણ ચોકખો તથા બજારભાવ કરતાં કિફાયત ભાવે મળી રહે છે. આમ આ પ્રયોગ હાલ આર્થિક દૃષ્ટિએ પણ ખોટનો નથી જણાતો. આ મોંઘવારીના દિવસોમાં ઉપર પ્રમાણે અપાતી છાશ, ગરીબ જનતાને એક પ્રકારના આવશ્યક ખોરાકરૂપે તેમજ અનાજની કમવપરાશમાં મદદરૂપ પણ ઉપયોગમાં આવે છે, એમ કહેવામાં અતિશયોક્તિ થતી ભાગ્યેજ કહી શકાય. સામાન્ય રીતે દૂધને ન વેચતાં બધુંય મેળવવામાં આવે છે, છતાં એક દિવસ ૧૨ાા શેર શિખંડ માટે દૂધ મેળવવાનો પ્રસંગ આવેલો, તેનું માખણ ૭ શેરથી ૭ાા શેર જેટલું ઊતર્યું હતું, એ હકીકત જનતાને કેવા પ્રકારની છાશનો લાભ પ્રતિદિન મળે છે, તે વાતને પૂરવાર કરવા બસ થશે. આમાં કોઈ પણ ગામવાસી સભ્ય તરીકે જોડાઈ શકે છે. સભ્યને રૂા. ૧૦૦ તુલસીપત્ર મૂકીને આપવા પડે છે. લાભમાં એટલું જ કે કદાચ ગામમાં તે રહેતો હોય તો માનદ વહીવટદારની મુનસફીએ તેના કુટુંબના વાપર પૂરતું તેને સવારસાંજ દૂધ, બજાર કરતાં એક પૈસો વધારેને ભાવે, મળે અને ઉપર પ્રમાણે મોંઘુ છતાં ચોકખું ઘી પણ, તેની જો ઇચ્છા હોય તો, ખાવા પામે. ખાણ અને ઘાસ વગેરે ભરવાને માટે કેટલાક ઉદાર સભ્યોએ સંસ્થાને વગર વ્યાજે કેટલીક રકમ પણ અનામત તરીકે આપી છે. આ બધાનો યશ જે સ્થાનિક નિવૃત્ત ભાઈ વહીવટદાર તરીકે કામ કરે છે, તેમને ભાગે ખરૂં જોતાં જાય છે. તેમની અંગત દેખરેખ, રસ અને ચીવટ વિના આ પ્રયોગ કદાચ અત્યાર પહેલાં જ નિષ્ફળ ગયો હોત. અને કદાચ જો ભવિષ્યમાં તે પ્રયોગ કાયમનું સ્વરૂપ પકડશે તો તે પણ તેમની જહેમતને આભારી હશે. તેઓ નિષ્પક્ષ, પ્રેમી અને ઉદાર છે અને સંસ્થાનો એકહથ્થુ વહીવટ તેમને જ સોંપાએલો છે. તેઓ હિસાબકિતાબ રાખે છે, સભ્યોને તે જોવાને રજૂ કરે છે. અને હવેથી હપ્તે હપ્તે, તે બધા સભ્યોની જાણ માટે ફેરવવો એ મતના તે હોઈ, તે સંબંધે તૈયારી કરી રહ્યા છે, કેમકે પ્રામાણિક ઉદ્દેશ સાથે પ્રામાણિક વહીવટ એ કોઈ પણ સંસ્થાને સફળ થવાની ચાવી છે, એ તેમની ધ્યાન બહાર નથી. છાશનો લાભ દરરોજ લગભગ ૧૫૦ કુટુંબો, એટલે કે ૪૦૦થી ૫૦૦ માણસો લે છે.

## ૧૦ 'પાટીદાર'ને જતી ખોટ ખાતે મદદ

રૂ. આ. પા.

૧. શ્રીજી દ્વીપોથી એક ભાઇએ પોતાનું નામ નહિ જણાવવાની સૂચના સાથે અને ગુપ્તદાન તરીકે એ રકમ જમા કરવાની સૂચના સાથે. ૨૫-૦-૦

૨. ભાઇ ચુનીભાઇ જે. પટેલ, મોમ્બાસા ૫-૦-૦

૩. ફિજીથી ભાઇ નારણભાઇ બી. પટેલ મારફત:

क ફિજીના (૧) ભાઇ ગટુલાલ નારણભાઇ પટેલ (સોજીત્રા), (૨) ભાઇ ડાહ્યાભાઇ મથુરભાઇ અમીન (વરણામા), (૩) ભાઇ ડાહ્યાભાઇ સી. પટેલ (કરમસદ), દરેક શિ. ૨૫, કુલ શિ. ૭૫ = ૫૦-૦-૦

ख ફિજીના ભાઇ નારણભાઇ ભાઇલાલભાઇ પટેલ (સુણાવ) શિ. ૧૧-૬૦ = ૭-૧૨-૦

ग ફિજીના ભાઇ બાબુભાઇ પુનમભાઇ (ઓડ) શિ. ૧૧ = ૭-૫-૦

घ (૧) ભાઇ અંબાલાલ બી. પટેલ (કરમસદ), ફિજી, (૨) ભાઇ આપાભાઇ ગોવિંદભાઇ પટેલ (કરમસદ), ફિજી, (૩) ભાઇ ઇશ્વરભાઇ વી. પટેલ (રણોલી), ફીજી, (૪) ભાઇ કેશવલાલ બી. પટેલ (મરવાડ-જલાલપુર), ફિજી, (૫) ભાઇ ચંદુભાઇ ચતુરભાઇ દેસાઇ (નડિયાદ), ફિજી, (૬) ભાઇ છોટાભાઇ ફુલાભાઇ પટેલ (ચકલાશી), ફિજી, (૭) ભાઇ છોટાભાઇ બી. પટેલ (મહેળાવ), ઓરિયેન્ટ સ્ટોર્સ, (૮) ભાઇ ડાહ્યાભાઇ છગનભાઇ (સુણાવ), ફિજી, (૯) ભાઇ ધીરજલાલ વિઠ્ઠલભાઇ પટેલ (સોજીત્રા), ફિજી, (૧૦) ભાઇ પરશુરામ મણિભાઇ અમીન (પમો), ભુટેરે, (૧૧) ભાઇ પ્રાણલાલ મગનભાઇ પટેલ (કરમસદ), ફિજી, (૧૨) ભાઇ મણિભાઇ કે. પટેલ (કરમસદ), ફિજી, (૧૩) ભાઇ મોહનભાઇ બી. પટેલ (પલાણા), ફિજી, (૧૪) ભાઇ શાન્તિલાલ કેશુભાઇ દેસાઇ (નડિયાદ), ફિજી, (૧૫) ભાઇ હીરાભાઇ છગનભાઇ પટેલ, (ગાડા), યાલા, (૧૬) ભાઇ હીરાભાઇ શંકરભાઇ પટેલ (કરમસદ) ફિજી, એ દરેક તરફથી શિ ૧૦, કુલ શિ. ૧૬૦ = ૧૦૬-૧૦-૦

च (૧) ભાઇ ચંદુભાઇ ચતુરભાઇ પટેલ, ઉત્તરસંડા, (૨) ભાઇ ચુનીભાઇ પી. પટેલ, કરમસદ, (૩) ભાઇ છોટાભાઇ કાળિદાસ પટેલ, ઉત્તરસંડા, (૪) ભાઇ ડાહ્યાભાઇ ઉમેદભાઇ પટેલ, બાકરોલ, (૫) ભાઇ નરહરિ એન. પટેલ, ભાદરણ, (૬) ભાઇ ફુલાભાઇ કે. પટેલ, તારાપુર, (૭) ભાઇ રણછોડભાઇ ડી. પટેલ, પીપળાવ, (૮) વિપ્રબંધુ, (૯) ભાઇ સોમાભાઇ માસ્તર, કરમસદ, (૧૦) ભાઇ હરમાનભાઇ મોતીભાઇ પટેલ, મહેળાવ, (સર્વે ભાઇ ફિસુમુના,) એ દરેક તરફથી શિ. ૫, કુલ શિ. ૫૦ = ૩૩-૫-૦

छ (૧) ભાઇ આશાભાઇ સી. પટેલ, નાર, (૨) ભાઇ ધુળાભાઇ યુ. પટેલ, ભાદરણ, (બંને ભાઇ ફિસુમુના,) એ દરેક તરફથી શિ. ૧, કુલ શિ. ૨ = ૧-૫-૦

કુલ શિ. ૩૦૯૦૬૦ = રૂ. ૨૦૬-૫-૦
બાદ વટાવ, ટપાલ ખર્ચ, વગેરે ૨-૧૩-૫

રૂ. ૨૦૩-૭-૭

૪. નકુરુથી ભાઇ લાલજીભાઇ પી. પટેલ મારફત:

क ભાઇ લાલજીભાઇ પી. પટેલ, વાસદ, શિ. ૨૨૦૬૦ = ૧૫-૧-૦

ख (૧) ભાઇ ઈશ્વરભાઇ જવેરભાઇ પટેલ, (૨) ભાઇ ગોરધનભાઇ બી. પટેલ, (૩) ભાઇ શિવાભાઇ એન. પટેલ, એ દરેક તરફથી શિ. ૬, કુલ શિ. ૧૮ = ૧૨-૦-૦

ग (૧) ભાઇ અંબાલાલ યુ. અમીન, (૨) ભાઇ કંચનલાલ સી. અમીન, એ દરેક તરફથી શિ. ૫, કુલ શિ. ૧૦ = ૬-૧૦-૦

ભાઇ શિવાભાઇ એન. પટેલ, કીઓસના છે, બાકીના સૌ ભાઇ નકુરુના છે.

કુલ શિ. ૫૦૦૬૦ = ૩૩-૧૧-૦
બાદ વટાવ, ટપાલ ખર્ચ, વગેરે ૨-૩-૦

રૂ. ૩૧-૮-૦

---*---

## જીવતી પત્નીએ ફરી પરણનાર ઉપર કેસ

ગયા અંકની પ્રસંગકથામાં પૃષ્ઠ ૨૮૫ ઉપર 'ભણેલાની અવદશા' સંબંધે પ્રસંગકથા લખાઇ છે. તેમાં જણાવ્યા પ્રમાણે ધર્મજના ભાઇ ચુનીભાઇ વાઘજીભાઇ પટેલે પોતાનાં એક પત્ની જીવતાં છતાં ફરીથી વસોના ભાઇ ચંદુભાઇ દેસાઇભાઇ અમીનનાં ૨૨ વર્ષની ઉમરનાં પુત્રી બેન પુષ્પાબેન સાથે લગ્ન કર્યાની હકીકત છે. ધર્મજ અને વસો બંને ગામ વડોદરા રાજ્યનાં છે અને વડોદરા રાજ્યમાં અનેકપત્નીનિષેધક કાયદો છે. તે કાયદા પ્રમાણે પતિ અથવા પત્ની જીવતાં છતાં અને તેની સાથે છૂટાછેડા કર્યા વિના પત્ની અથવા પતિ લગ્ન કરે તો સાત વર્ષ સુધીની કેદ અને દંડની સજાને પણ પાત્ર થાય. આ કાયદા પ્રમાણે ભાઇ ચુનીભાઇનાં પ્રથમ પત્ની, ભાઇ મોતીલાલ મશાલાવાળાનાં ભત્રિજી, બેન શારદાબેને પોતાના પતિ ચુનીભાઇ ઉપર મુખ્ય અપરાધી તરીકે અને તેમના નવાં પત્ની બેન પુષ્પાબેન તથા એ બેનના પિતા ભાઇ ચંદુભાઇ ઉપર, ભાઇ ચુનીભાઇના અપરાધમાં સહાયક (abettor) તરીકે, ગઇ તા. ૫ : ૬ : ૧૯૪૩ને રોજ પેટલાદની ફોજદારી કોર્ટમાં કેસ કર્યો છે. કોર્ટે નિયમ પ્રમાણે એ ત્રણ જણ ઉપર વૉરંટ કાઢેલાં અને દરેકને રૂા. ૫૦૦ના જામીન ઉપર છોડ્યાં છે. કેસનુ પરિણામ ગમે તે આવે, પણ આપણા શિક્ષિત નવયુવકોને અને એકંદરે સમગ્ર સમાજને આવા પ્રસંગો લજ્જાસ્પદ છે. સમાજ ન સમજે અને ત્યારે સમાજના સંચાલનમાં સરકારને વચ્ચે પડી કાયદા કરવા પડે અને એ કાયદાને ફરજે આપણે પશુની પેઠે હંકાવુ પડે, એના કરતા આપણે જ સમજીને યોગ્ય માર્ગે ચાલીએ એમાં જ સંસ્કૃત સમાજની યોગ્યતા છે, એમાં જ આપણી ઉન્નતિ છે, એટલું હવે આપણે સમજવુ ઘટે.

## જીવતી પત્નીએ ફરી લગ્ન

આણંદના ભાઇ રણછોડભાઇ નાથાભાઇ પટેલે કેટલાંક વર્ષ ઉપર પેટલાદ તાલુકાના ડભોઉ ગામે ત્યાંના વતની, પણ હાલ પેટલાદમાં વકીલાત કરતા ભાઇ અંબાલાલ જીવાભાઇ પટેલનાં પુત્રી બેન કાન્તાબેન સાથે લગ્ન કરેલુ. હાલ ભાઇ રણછોડભાઇની ઉમર ચાળીશેક વર્ષની છે. બેન કાન્તાબેનની તબિયત સારી રહેતી ન હોવાથી તે મોટે ભાગે પોતાના પિતાને ત્યાં રહે છે. આથી કે કોણ જાણે કયે કારણે ભાઇ રણછોડભાઇએ તા. ૬ : ૮ : ૧૯૪૪ને રોજ પેટલાદ તાલુકાના સંજાયા ગામે ફરી લગ્ન [illegible] આવાને શોક ઉપર કુમળી કળી જેવી પોતાની કન્યા આપનાર મળી [illegible] આવે છે! સંજાયા

ગામ વડોદરા રાજ્યમાં છે અને તેથી તેને એ રાજ્યનો અનેકપત્નીનિષેધક કાયદો લાગુ પડે છે. એ તો ભાઈ અંબાલાલ ભલા, નહિ તો એ વકીલ હોવાથી સંજાયામાં લગ્ન થતી વખતે જ વરને, કન્યાને, તેના પિતાને અને આ લગ્ન કરાવવામાં ભાગ લેનાર બીજાને પણ વોરંટ કઢાવી પકડાવી શકત! લોક પોતાનું હિત સમજતા ક્યારે થશે?

**સમાજના ત્રાસયજ્ઞમાં બલિદાન**

બદેલીના વતની અનાવિલ જ્ઞાતિના ભાઈ મોહનલાલ ઘેલાભાઈ દેસાઈ પાલેજમાં સ્ટેશન માસ્તર હતા. તેમણે પોતાની બે પુત્રીઓને ઝેર પાયું અને પોતાની પત્નીને અને સાળીને સળગાવી મૂકવાનો પ્રયત્ન કર્યો. સ્ત્રીઓની ચીસો સાંભળી ત્યાં આવી પહોંચેલા એક આબકારી પોલીસે છોડેલી ગોળીથી ભાઈ મોહનભાઈ વીંધાઈ પડ્યા અને મરણ પામ્યા. એમાંથી એક પુત્રીનું મરણ થયું અને બીજીની સારવાર ચાલે છે. ભાઈ મોહનલાલે અને તેમનાં પત્નીએ પણ મરવાની તૈયારી તો અગાઉથી જ કરેલી, કારણ કે ભાઈ મોહનલાલે 'અનાવિલ પોકાર'ના તંત્રી ઉપર લખેલો અને તેમનાં પત્ની બેન નિર્મળાબેને પોતાના પિતા ઉપર લખેલો, એ બંને પત્રો 'અનાવિલ પોકાર'ના જુલાઈ ૧૯૪૩ ના અંકમાં છપાયા છે તે ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે. ભાઈ મોહનલાલને પોતાની બે પુત્રીઓ પરણાવવાની ભારે ચિંતા હતી. કારણ કે અનાવિલ જ્ઞાતિમાં પરઠણનો ત્રાસ બહુ ભારે છે. આ પણ એમની આત્મહત્યાની તૈયારીનું એક કારણ હતું.

**અનાવિલ જ્ઞાતિમાં પરઠણનો ત્રાસ**

ભાઈ મોહનલાલ પોતાના પત્રમાં લખે છે, કે "આજે હૃદયમાં એક જ દુઃખ છે અને તે બાળકીઓનું. અનાવલાની નાતમાં છોકરી પરણાવવી એટલે ખુવારીમાં પગલાં ભરવાં. ઘરમાં ખાવાનું ન હોય, પણ છોકરો પરણાવા નીકળે ત્યારે તો રૂપિયા માગે બે હજાર રોકડા, એક પૈસો પણ ઓછો નહિ. 'ભલા, એક પૈસો પાન ખાવા માટે તો ઓછો કર!' ત્યારે કહેશે કે 'તે લગ્ન પછી આપીશું, પણ વાંકડો તો બે હજાર પૂરા જ!' આવી નાલાયક નાતમાં મારી બાળકીઓનું શું થાય? મારા પિતા દયાળુ અને ભોળા દિલના છે, પણ કુળના મોહવાળા છે. સ્થિતિ સાધારણ એટલે ઊંચા કુળમાં દેવા દામ ન મળે. સસરા પણ પિતા જેવા જ છે. એ કુળના મોહમાં મારી એક ... આજે અડધી ભૂખ્યા જેવી જિંદગી ગુજારતી કરી છે. આ બાળકીઓ રહે તો તેમની પણ એવી જ સ્થિતિ થાય. અને જીવે ત્યાં સુધી નિસાસા નાખે કે માબાપ આવી ધૂનમાં મરી અમારી જિંદગી દુઃખમાં નાખતાં ગયાં. ત્રણ ભાઈબેનોમાંનાં અમે એક પણ મા વિના સુખી ન થઈ શક્યાં."

### પુત્રીઓ ઉપર એમનો સ્નેહ

પોતાના એ પત્રમાં ભાઈ મોહનલાલ આગળ લખે છેઃ " આ અમારી સ્થિતિ મારી બાળકીઓની ભવિષ્યની સ્થિતિની યાદગીરી કરાવે છે, જેને મેં દીકરા કરતાં વધારે લાડથી ઉછેરી. દીકરીઓ હતી એને મારે મારે ખુવારીનાં પગલા ભરવાનાં હતાં, છતાં મારે મન એ દીકરાઓ કરતાં વધારે હતી. એના કાલાકાલા શબ્દો હુ ભૂલી જાઉ ? ઑફીસમાંથી આવતાં જોતાં જ આનંદમાં આવી બૂમો પાડતી મીઠો નાદ કરે તે હુ ભૂલી જાઉં? પણ અમારા ગયા પછી એમની વતી ભવિષ્યની કરુણ હાલતેનો ચિતાર મારાથી ભૂલાય તેમ નથી. આ વાલમોયાં બાળકોની હત્યા કરતાં કમકમી ઊઠું છું. હૃદય ચિરાઇ જાય છે. પ્રભુએ મારા ભાગ્યમાં આ કામ શાને માટે લખ્યું હશે? આવો વખત આવવાનો જ હતો તો બાળકીઓ શા-માટે આપી? નથી સમજી શકતો, પ્રભુનાં કાર્યને હુ નથી કળી.શકતો. જીવનના રાહ હુ નથી પિછાણી શકતો. મારા જીવનના કાર્યો ખરા છે કે ખોટાં તે હું જાણી નથી શકતો. હું તો એટલુ જ સમજુ છું કે એના સુખ માટે એના જ ભલા માટે, લાડથી ઉછેરેલી કોમળ વેલોને અનાવિલ નાતની નાલાયક જુલ્મી એડી તળે કચડાતી બચાવવા આ કામ કરું છું. એકને મૂકી જાઉં છું. એકનું તો થઇ રહેશે, પણ સઘરે એવું સગું કોઇ નથી. ... પ્રભુ મને માફ કરશે. દુનિયા માફ કરે "

### અને પાટીદારોમાં?

અનાવિલો જેને વાંકડો કહે છે, તેને પાટીદારો પરઠણ કહે છે; પણ વસ્તુતઃ તો વાંકડો અને પરઠણ એક જ છે. પાટીદારોમાં દીકરીને બાપે વરના બાપને મોટી રકમ આપવી પડે છે. તેમાં કુળવાનો તો પૈસા લેવામાં ગજબ ગુજારે છે. વળી કાનમવાકાળના પાટીદારો, જેમને ચરોતરના પાટીદારો કુળહીન ગણે છે અને તેઓ પોતે પણ પોતાને ચરોતરની પાટીદારો કરતાં કુળમાં હલકા ગણે છે, તેઓ મોટી મોટી પરઠણો આપી પોતાની કન્યાઓને ચરોતરમા ખોસી જાય છે. એથી ત્યાંના લોકને પૈસા ખર્ચી ગમે ત્યાંથી કન્યાઓ ખરીદી લાવવી પડે છે! અને વળી ત્યાંની અહીં ખોસાએલી કન્યાઓ સુખી જ થાય છે એમ તેઓ માનતા હોય તો એ ભૂલ જ છે. એ કન્યાઓ અહી આવીને ભીડ કરે છે અને પરિણામે અહીની કન્યાઓને ઠેકાણે પાડવામાં કન્યાપિતાનો જીવ સકંજામાં આવી જાય છે. એટલે અનાવિલોના જેવી જ દશા ચરોતરના પાટીદારોની થાય છે. બેશક સદ્ગત ભાઇ મોહનલાલની પેઠે કોઇ પાટીદારે કન્યા પરણાવવાના સંકટને પરિણામે આત્મહત્યા કરી હોય, પોતાની પત્નીને

સળગાવી મૂકી હોય અને પુત્રીઓને ઝેર દીધું હોય, એવું બનેલું સાંભળવામાં આવ્યું નથી અને અનાવિલોમાં પણ આ પ્રસંગ વિરલજ હશે. પણ પાટીદારો પોતાની પુત્રીઓને જન્મતાંજ દૂધપીતી કરતા અને તેથી તો સરકારને એ ભયંકર સ્થિતિ અટકાવવા કાયદો કરવો પડેલો. અને છતાં આજેય એવા દૂધપીતીના પ્રસંગ છેકજ બંધ થઇ ગયા છે એમ માનવું ભૂલભરેલું છે. આપણે પોતેજ સમજીએ અને પરઠણનો રિવાજ બંધ કરીએ તો આ ભયંકર અવદશા અટકે અને આપણી ઉન્નતિ થાય. છે નાતમાં એવા યુવકો–કોલેજમાં ભણતા યુવકો, જે પોતાના લગ્નમાં પરઠણ નહિ લેવાની પ્રતિજ્ઞા લે અને એ રીતે નાતને કલ્યાણજનક માર્ગ બતાવે?

**ઉમરેઠમાં છાશયજ્ઞ**

આ અંકમાં પૃષ્ઠ ૩૧૩ ઉપર 'ઉમરેઠમાં છાશયજ્ઞ' વિષે જાણવાજોગ હકીકત આપી છે. આજે ગામે ગામ દૂધના સંચા પેસી ગયા છે. લોકો રોકડના લોભમાં પોતાને ત્યાં થતું બધું દૂધ એ સંચે વેચી આવે છે અને પરિણામે ગામડાંમાં પણ છાશના સાંસા પડે છે. છાશ એ હિતજનક ખોરાક છે, તે પણ હવે ગરીબોને મળતો બંધ થઇ ગયો છે. ઉમરેઠનો પ્રયોગ આપણને જણાવે છે કે ગામમાં થોડાક સારા માણસો ગામનું હિત વિચારીને આવી સંસ્થા કાઢે તો ગામને–ખાસ કરીને ગરીબોને–બહુ લાભ થાય. વળી આજે ભૂંડી ફેશનમાં લોક ચા પીતા થઇ ગયા છે. ઉનાળામાં જ્યારે ઠંડું પીણું જોઇએ, ત્યારે પણ ખરે બપોરે ચા પીએ છે! ચાની હોટેલો ગામડે ગામડે પેસી ગઇ છે. એ હોટેલોજ ઉનાળાને બપોરે ઠંડી છાશ રાખે તો લાગે છે કે ઘણા લોક તે પીતા થાય. હોટેલો ઉપરાંત વાટે ને ઘાટે છાશ વેચનાર બેસી જાય તો તેમને પણ કમાણી થાય અને પીનારને પણ શાન્તિ વળે. ઉપરાંત ચાથી તેમનાં શરીર બગડે છે તે ન બગડે એ પણ મોટો લાભ છે.

**વરસાદની કૃપા**

વરસાદ શરૂઆતમાં અનિયમિત વરસ્યો, કેટલીક જગાએ સારો વરસ્યો. લોકોએ વાવેતર કર્યું, પછી અટકી પડ્યો અને અનેક જગાએ તો વાવેલું બીજ પણ બળી ગયું. પછી કંઇક નિયમિત વરસ્યો. અને હવે તો આખા ગુજરાતમાં યોગ્ય રીતે જોઇતો વરસ્યો છે એમ લાગે છે. આખી મોસમમાં છેવટ સુધી કેવો વરસે છે એ તો હજી જોવાનું. જો પૂરતી રીતે અને જોઇતો વરસાદ ઠેઠ સુધી વરસે તો અનાજ પાકે, ખેડૂત જીવે અને બીજા પણ સુખે રહે. જો ન વરસ્યો તો દેશના ભોગ મળી જાય, કારણ કે દેશમાં ગયા વર્ષનું અનાજ પણ હવે તો જુજજ બાકી હશે. સરકારની

રાજનીતિ જ કંઇક એવી છે કે દેશમાં અનાજના દુષ્કાળ જેવી સ્થિતિ પ્રવર્તી રહે છે અને બહારથી તો આજે વિગ્રહને લીધે અનાજ આવી શકતું નથી.

**સરકારની રાજનીતિ વિષે મુંબઇ મ્યુનિસિપાલીટીમાં**

"મુંબઇ, તા. ૧૨. મુંબઇની મ્યુ. કોર્પોરેશનમાં, કોર્પોરેશનના નોકરોને અનાજ માટેનું મોંઘવારી ભથ્થું મળવું જોઇએ, એ પર ચાલતી ચર્ચા દરમ્યાન આજે શ્રી. જમનાદાસ મહેતાએ ૪૦૦૦૦ ગુણી અનાજ સડી ગયું હોવાનો અને સરકારી કોઠારમાંથી એ ફેંકી દેવાયાનો ચોંકાવનારો ઉલ્લેખ કર્યો હતો, જોકે 'ટાઇમ્સ' પત્રે આ બાબતનો ઇન્કાર કર્યો હતો. માહિતીખાતાના વડાએ પણ આ નિવેદનનો વિરોધ કર્યો હતો. શ્રી. જમનાદાસ મહેતાએ કોર્પોરેશનમાં જણાવ્યું હતું કે '૨૦૦૦૦ ગુણી ઘઉં અને ૨૦૦૦૦ ગુણી ઘઉંનો લોટ સડી ગયાથી માણસોને માટે બીનલાયક અનાજ ગણવામાં આવ્યું હતું.' શ્રી. જમનાદાસ મહેતાએ પોતાનું આ નિવેદન ખરૂં હોવાનું જણાવ્યું હતું અને 'ટાઇમ્સ' પત્ર, જે બાબતમાં બચાવ કરે છે, તેને હિંદી સરકાર સમક્ષ પોતાનું નિવેદન ખોટું હોય તો પોતાની સામે કામ ચલાવવાનો પડકાર કર્યો હતો. શ્રી. જમનાદાસ મહેતાના આ પ્રકારના કોર્પોરેશન સમક્ષના નિવેદનથી સનસનાટી ફેલાઇ ગઇ હતી. અત્રે એ પણ નોંધવું જોઇએ કે એક સરકારી ઑફીસરને ઉપરનું વિધાન ખોટું હોવાનું જણાવવાનું કહેવામાં આવતાં તેમણે એની ના પાડી હતી અને તેમણે એમ કહ્યું કે એમાંથી કેટલાક જથામાં ઇવાત પડી હતી ખરી" ('ગુજરાત સમાચાર,' તા. ૧૫:૭:૧૯૪૩).

**અનાજની સંગ્રહવૃત્તિ**

અનાજની આજે ખૂબ તાણ છે, તેનું મુખ્ય કારણ તો સરકાર ઘણું અનાજ પરદેશ ચડાવી દે છે અને વખતે તેજ દૃષ્ટિએ ઘણા અનાજનો સંગ્રહ કરી રાખે છે. એવી તાણને આ વખતે સ્વાર્થી વેપારીઓ પણ ભાવ ચડાવીને ખૂબ નફો ખાવાને હેતુએ અનાજનો સંગ્રહ કરી રાખે છે. પણ એ લોક તો પોતાનો સ્વાર્થ સમજીને સંઘરેલા અનાજને સારી રીતે સાચવી રાખે છે અને તેમાંનો એક દાણો પણ સડવા કે બગડવા દેતા નથી. ત્યારે સરકારે સંઘરેલો દાણો તો ઉપરની પ્રસંગકથામાં જણાવ્યું છે તેમ સડીને બગડી જાય છે અને માણસના મોંને માટે નિરર્થક થઇ પડે છે. સરકાર તો એક તંત્ર છે, તે પોતાના નોકરો માર્ફત કામ લે છે. એ નોકરો ટેબલ ઉપર બેસીને કાગળ ઉપર શેરા મારે છે, પોતાના તાબાના નોકરોને હુકમો છોડે છે અને તે નોકરો પણ અચૂકે કમાડ દેલે છે! કારણ કે એમાંના કોઇને માલ બગડે છે કે નહિ તેની પરવા હોતી નથી. તેઓ સૌ પગારની દૃષ્ટિએ કામ કરે છે અને દિવસના કલાક

Reg No B 1875




આપણે સહેજ જાડા લૂગડા પણ ન પહેરી શકીએ તેવા કોમળ શરીર આપણા હજી નથી થઇ ગયા ઝીણા ને મારીક લૂગડા પહેરનારા તેમની એમ ટકવાની ફરજ તરફ પણ ઉપેક્ષા બતાવે છે જાડો માલ વધારે ટકાઉ હોય છે તે વાત પણ ભૂલવી જોઇતી નથી મોંઘા લૂગડા ગરીબોને ભારે પડે છે, પણ ટકાઉ વધારે હોય તો ભારે કિંમતનો ભાગ વળી રહે છે તવંગર અને સારી સ્થિતિવાળાએ તો, દેશી માલ મોંઘો હોય છતા દેશાભિમાનની ખાતર તેને ઉત્તેજન આપવુ જોઇએ આવી સારી સ્થિતિવાળાને લૂગડાલત્તામા બે ચાર રૂપિયાનો વધારે ખર્ચ થાય તેનો કાઇ હિસાબ હોતો નથી અમારા એકલાના ખરીદવાથી કે વાપરવાથી શો લાભ થવાનો છે તેવા વિચારો કરવા તે ભૂલ છે.

'ભાષણો અને લેખો,' પૃ.૮૫ — સ્વ૦ દિ. બ. અંબાલાલ સા. દેસાઇ



 

તંત્રી નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમા બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છૂટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમા શ્રી.ગોરધનભાઇ મૂળજીભાઇ પટેલે છાપ્યુ અને લીંબાવનીજેન રમણલાલ પટેલે આણંદમા પ્રસિદ્ધ કર્યું, તા. ૨૫ ૮. ૪૨.

# સમાવેશ



---

૧. 'પાટીદાર'ને ગએલી ખોટ પૂરવાના ફંડમાં વડોદરેથી રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇએ રૂા. ૫૦, કેપાલાથી ભાઇ હરિભાઇ વી. પટેલે રૂા. ૨૫ અને વટવાથી ભાઇ બાબુભાઇ ગ. પટેલે રૂા. ૩ મોકલીને સહાનુભૂતિ દર્શાવી છે, તે આભારપૂર્વક તે ફંડ ખાતે જમા કર્યા છે.

૨. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં સમસપુરાથી બેન સવિતાબેન રાવજીભાઇ મોતીભાઇ પટેલે રૂા. ૨ મોકલ્યા છે, તે ઉપકારસહિત તે ફંડમાં જમા કર્યા છે.

૩. જે ભાઇઓ 'પાટીદાર' પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેને જતી ખોટ ખાતે મદદ કરવા ઇચ્છે, તે યથાશક્તિ રકમ મોકલીને, ગ્રાહકો વધારીને અથવા જાહેરખબર આપી અપાવીને એવી મદદ કરી શકે.

૪. આફ્રિકાના ઘણા ગ્રાહકોનાં લવાજમ હજી બાકી છે, તે હવે વેળાસર મોકલી દે અને એ રીતે કાગળોની આ મોંઘવારીના કપરા કાળમાં પ્રેસબી ભરવામાં સહાયતા કરી 'પાટીદાર'ને મદદ કરી શકે.

૫. ન સ્વીકારાએલા લેખ પાંછા મેળવવા અથવા કાગળના જવાબ મા પોસ્ટલ સ્ટેમ્પ મોકલવા જોઇએ. કાગળની આ મોંઘવારીથી ખોટમાં ચાલત પત્રથી એવું ખર્ચ કરી શકાય એમ નથી.

૬. લેખકો માત્ર વાર્તાઓ લખે એના કરતાં આપણા સારા નરસા રિવાજ ઉપર ચર્ચા કરે એ વધારે ઇચ્છવાજોગ છે.

૭. 'પાટીદાર'ના વાચકો કોલેજિયનોજ નહિ, પણ મોટે ભાગે સામાન્ય ભણતરના હોય છે. તેમને 'પાટીદાર' વંચાવવું હોય તો ભણેલા લેખકોએ આપણી ઉન્નતિના વિષયોની ચર્ચા કરવામાં ભાષાનો આડંબર છોડી સાદી ભાષા વાપરવી જોઇએ.

## 'પાટીદાર'ના ગ્રાહકોને અને વાચકોને

**"જો તમને** નાટકમા મજા પડે તો તેના લેખકને તથા તેના નટોને તાળીઓ પાડી વધાવી લો. ગ્રંથલેખકને આવા કંઇ વધામણાં હોતા નથી. એ તો પોતાના પુસ્તકના વેચાણથીજ એ લોકપ્રિય થઇ પડયુ છે કે નહિ તેનો કયાસ કાઢે. તેથી જો આ પુસ્તક તમને ગમ્યુ હોય તો તેને વિષે તમારા મિત્રોને ભલામણ કરજો. એક ગ્રંથપ્રકાશકે અહુણા કરેલી ગણતરી ઉપરથી જણાયું છે (જો અત્યાર સુધી ન જણાયુ હોય તો), કે પુસ્તકની જાહેરખબરો કે તેનાં સારાં અવલોકનો જોઇને એ પુસ્તક જેટલા લોક વાંચે છે તેના કરતાં મિત્રોની ભલામણથી વધારે લોક વાંચે છે." પ્રખ્યાત લેખક બર્નાર્ડ શૉના એક પુસ્તકમાં ઉપર પ્રમાણે પ્રકાશકની નોંધ છે. 'પાટીદાર'ના વાચકોને પણ **એજ ભલામણ કરવી ઠીક લાગે છે. આશા છે કે તેઓ ગ્રાહક વધારશે.**

---

માસિકનુ આઘાગણુ વર્ષ આસો માસે પૂરું થાય છે અને તેથી ૧૯૮૯નુ લવાજમ વસુલ કરવા માટે કાર્તકનો અંક વી પીથી મોકલવામા આવશે. વી. પી ને બદલે લવાજમ મની ઓર્ડરથી મોકલવાથી રૂ. ૦-૩-૦ અને હાથોહાથ પહોચાડવાથી રૂ. ૦-૫-૦ બચાવી શકાશે. તેથી તેવુ ઇચ્છનાર ગ્રાહક દિવાળી પહેલાં પોતાનુ લવાજમ અહીં પહોંચાડી દેશે એવી આશા છે. જેને ગ્રાહક રહેવાની ઇચ્છા ના હોય, તે દિવાળી પહેલાં તેમ જણાવી દેશે તો ઉપકાર થશે, જેથી મને વી પી.ના નુકસાનમાં ઊતરવુ પડે નહિ

**વિદ્યાર્થીઓને અને ગુજરાતી શાળાના શિક્ષકોને** હજુ રોક રૂપિયે 'પાટીદાર' આપી શકાય એમ છે, માટે એમણે પણ દિવાળી પહેલા પોતાનુ લવાજમ મોકલી દેવું. આ વર્ગના ગ્રાહકોએ પોતાની શાળાનેજ સરનામે 'પાટીદાર' મગાવવુ. ચાન્દ્રમા ભાઇઓ ઉદાર હાથે પૈસા આપે એવી આશા છે

**બેનોને** પણ ઉપરની યોજનાએ રૂ. ૧ાામા 'પાટીદાર' અપાય છે વળી ઇચ્છે તે સધવા બેનોને માટે રૂ ાા અને વિધવા બેનોને રૂ ૧ લવાજમમાં મદદ કરવાની પોતાની ઉદાર યોજના 'પાટીદાર ભગિનીસમાજે' ચાલુ રાખી છે, તેથી સધવા બેનોને રૂ ૧માં અને વિધવા બેનોને રૂ ાામાં 'પાટીદાર' આપી શકાશે આ યોજનાનો લાભ જે બેનોએ લેવો હોય, તેમણે પોતાને હાથે કાગળ લખી પોતાનુ લવાજમ તુરતજ મોકલી દેવુ.

એવુ જાણવામાં આવ્યુ છે કે કેટલાક ભાઇઓ પોતાને નામે માસિક મગાવવાને બદલે આ યોજનાનો લાભ લેવા કોઇ બેનને નામે મગાવે છે. વળી

કેટલાક ભાઈઓ શિક્ષકો કે વિદ્યાર્થીઓ નથી રહ્યા, છતાં રૂ. ૧ાામાં માસિકનો લાભ લે છે. રૂપિયા દોઢ રૂપિયાને માટે કોઈ **પાટીદાર ભાઈ** આવી પામરતા નાજ દેખાડે અને તેઓ રૂ. ૨ મોકલી 'પાટીદાર' મંગાવે એમ ઇચ્છીએ.

જે કોઈ શિક્ષક, વિદ્યાર્થી કે બેન આ ફંડનો લાભ, બીજા લેઈ શકે એ માટે, પોતે લેવા ન ઇચ્છે તે પોતાનું લવાજમ પૂરા રૂ. ૨ા મોકલી દે.

બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં પૈસા આવશે તો વિનાલવાજમ માસિક લેવા ઇચ્છનાર બેનોને સંવત ૨૦૦૦માં તેવી રીતે આપી શકાશે. આશા છે કે **સ્ત્રીવાચનથી સમાજને લાભ છે, એવું માનનાર ભાઈબેનો આ યોજના તરફ પોતાનો ઉદાર હાથ લંબાવશે.**

## લવાજમ આપવાનાં સ્થાન:

**દેશમાં**

ઇટોલા : ભાઈ સોમાભાઈ ખુશાલભાઈ પટેલ
નડિયાદ : ભાઈ સોમાભાઈ દેસાઈભાઈ પટેલ, ભવાનીદાસની ખડકી, દેસાઈ વગો
નાર : ભાઈ જીવાભાઈ રણછોડભાઈ પટેલ, મોટી ખડકી
મુંબઈ : મેસર્સ જીવાભાઈ બી. પટેલ એન્ડ સન, ૨૨૯, આરબ બંગલો, ખેતવાડી મેન રોડ, બારમી ગલી સામે
વસો : ભાઈ કાળિદાસ લલ્લુભાઈ પટેલ, સહકારી બેંક, લિ.
વડોદરામાં 'આર્ય સુધારક' પ્રેસ હજી બંધ હોવાથી ત્યાંના જે ગ્રાહકોનાં લવાજમ દિવાળી પહેલાં આવી નહિ ગયાં હોય તેમને કાર્તકનો અંક વી. પી.થી મોકલવામાં આવશે.

**વિદેશમાં**

કંપાલા : ભાઈ સોમાભાઈ આર. પટેલ, C/o એલ. એંડ ગો., લિ.
કેરીચો : „ રણછોડભાઈ છ. પટેલ, પો. બો. ૪૦
જિંજા : „ રાવજીભાઈ ચતુરભાઈ પટેલ, પો. બો. ૧૪૩
ટાંગા : „ મહીજીભાઈ કાળિદાસ પટેલ
દારેસલામ : „ અંબાલાલ સી. પટેલ, પો. બો. ૧૯૨
નૈરોબી : „ મોહનભાઈ દેસાઈભાઈ પટેલ, રિગલ પ્રેસ
નકુરુ : „ નારણભાઈ મકનદાસ પટેલ, C/o મેસર્સ ઈબ્રાહિમ કરીમબક્ષની કું.
મોમ્બાસા : „ રમણભાઈ ન. પટેલ, પો. બો. ૧૧૦
મ્બાલે : „ ધનજીભાઈ લાલાજી પટેલ, પો. બો. ૧૧૧

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૯ વર્ષ ૨૦ | આણું: | ભાદરવો અંક ૧૧ |
|---|---|---|


## ચાલો, આમાં તો ફાવ્યા

**નાગજીભાઈ,** ચંપાના વિવાહની ભાંજગડ શરૂ થઇ ત્યારથી, પોતાની સલાહ-સૂચના આપ્યા કરતા હતા. એમની દૃષ્ટિ પ્રમાણે એમણે કેટલાય વખત નરેન્દ્રને કહ્યું હશે કે બીજે, ક્યાંય આથોડિયાં માર્યા વગર અંબાલાલ ચોકસીને ત્યાં બેસી જાઓ. હાનાનો અર્થ સમજાવા દીધા વગર નરેન્દ્ર, 'જોઇશુ' કહી વાત ગળી જતો.

વળી ચોકસી આગળ ચુનીભાઇની લાગવગ સારી પહોંચે એવી હતી અને નરેન્દ્ર એની સલાહને પ્રથમ માન આપતો હોવાથી નાગજીભાઇએ ચુનીભાઇ સુદ્ધાંને કાને વાત નાખેલી.

ચુનીભાઇએ હા તો નહોતી પાડી, પણ આશા આપી હતી: "જોઇએ છીએ, બીજો કોઇ સારો ભણેલો મળે છે તો. નહિ તો એ તો છે છે ને છેજ!"

નાગજીભાઇને એમાં કોઇ જાતનો સ્વાર્થ ન હતો. એમને મન તો ઘર સારૂં ખાતું પીતું ને છોકરૂં ધંધે વળગેલું, એટલું મળે તો સારૂં. છેવટ વિઠ્ઠલ વાવજી નક્કી-કરવા ચોકસીને બોલાવી લાવ્યા છે, એ વાત જાણતાં એમને સટપટી થઇ. એ નરેન્દ્રને ઘેર ગયા. એ તો હતો નહિ, એટલે એમણે રેવાબાને વાત કરી: "મોટાં ભાભી!"

"આવો ભાઇ, શું કહો છો?" રેવાબાએ અંદરના ઓરડામાંથી આવકાર આપ્યો.

"વિચારમાં ને વિચારમાં આ એક છે તેય જવા બેઠું!"

"કોની વાત કરો છો?"

ચુનીભાઈએ માણસ મોકલી ખબર કહાવી ત્યારે જમીને જરા સૂતા છે એટલે ઊઠશે કે તરત આવશે એવો જવાબ આપ્યો છોટાભાઈ આ બધી બાબત સમજતા હતા ચુનીભાઈને ત્યાંથી માણસ બોલાવવા આવ્યો છે, તે ખબર સોમેશ્વરીએ એમણે પડવા જ દીધી નહિ કારણ કે એને મળવા એમણે અહીં આવીને તરત ખબર મારી હતી, પણ કચેરીને નામે એશને ગયા છે એની ભાળ મળી હતી

ચાનો વખત થયો છતાં કોઈ ન આવ્યું એટલે ચુનીભાઈએ જાતે તપાસ કરી ખાવા ઊઠી ચા પાણી કરી ગપ્પા મારતા હતા

"ઓહોહો! કંઈ બહાર ગયા હતા ને?" સોમેશ્વરીએ ચુનીભાઈને જોતા પૂછ્યું

"તમને મળવાનું હશે તે મિથ્યા થાય? ગાડી ચૂકી ગયો, મેં તો જાણ્યું કે તરત માણસ મોકલ્યો હતો" ચુનીભાઈએ નીચે બેસતા કહ્યું

એનો જવાબ વચ્ચે છોટાભાઈએજ આપ્યો 'તે વખતે બધા ઊંઘતા હતા, એટલે મેં જ કહ્યું હતું કે ઊઠશે એટલે આવશે' અને વધુમાં ઉમેર્યું ' ત્યાં આવવાની જ તૈયારીમાં હતા"

સોપારી મુખમાં નાખતા ચુનીભાઈએ કહ્યું "ચાલો ત્યારે"

જેમ ઠીક થાય તેમ સારૂ માની છોટાભાઈ બોલ્યા 'બેન ને હવે, જવાય છે"

પણ સોમેશ્વરી આ વાતાવરણથી ગૂંગળાતા હોય તેમ બોલ્યા "ચાલો ને ત્યારે, ત્યાં બેસીશુ"

હવે ગયા વિના છૂટકો ન હતો, એટલે છોટાભાઈ એમને એકાન્ત ન મળે તેની કાળજી રાખતા બેઠા, અને બીજા હવે વેગવાનુ કરતા હતા તેમને પણ સાથે જ લીધા

બધાએ પાછી ત્યાં લગનની જ વાતો ચલાવી

'આ સાલ તો જબરો લગનગાળો જાગ્યો છે ને?'

"જબરો શું! વાત જ કરવાની નહિ ને!"

'આમ મોંઘવારી બહુ છે અને બીજી બાજુ લગનો પણ એટલા બધા છે મોંઘવારી હોય એથી કંઈ પરણ્યા વગર જેવી કન્યા થાકી મુકાય?'

'એ તો ચૈતરમાં પચક બેઠું એટલે જે માતન ગયો આગળ અધિક છે, આવે છે એટલે જે ધમાલ ગઈ તે બધી વૈશાખમાં છે"

"અને પાછું આવતું વરસ સંઘસતું આવે છે ને?"

"એ તો લોકો દર વરસ એવી જ વાનો કરે છે."

એ વાતમાં ઝાઝું ધ્યાન ન આપતાં ચોકસીને ચુનીભાઈએ આંખના ઇશારામાત્રમાં અર્ધી વાત કહી દીધી. ચોકસી હવે એકાન્તમાં વાતચીત કરવા મોકો શોધવા લાગ્યા.

પણ પળે પળનો હિસાબ રાખતા છોટાભાઈએ ચોકસીનું મન વાતમાં ન જોતાં પૂછ્યું: "કેમ, તમે કંઈ બોલતા જ નથી?"

અંબાલાલ મોં બગાડીને બોલ્યા: "પેટમાં જરા ચૂંકાતું હોય એમ લાગે છે."

હવે અહીંથી ઊઠવાનો સારો મોકો મળ્યો છે માની છોટાભાઈએ કહ્યું: "ચાલો ત્યારે ઘેર ચૂર્ણ જરા ફાકજો એટલે બેસી જશે."

અંબાલાલે પહેરણ ઉતારવાની તૈયારી કરતાં કહ્યું: "ના, ના, એ તો જાજરૂ જઈશ એટલે ઠીક થઈ જશે."

"ચાલો ત્યારે." કહી ચુનીભાઈ નીચે જાજરૂમાં લેઈ જવા ઊભો થયો.

પોતાની બાજીમાં નિષ્ફળ જતાં છોટાભાઈએ દાંત કચકચાવ્યા.

નીચે અગાશિયામાં જાજરૂના પગથિયા આગળ વાત શરૂ થઈ.

ચુનીભાઈ: "શું નક્કી થયું?"

અંબાલાલ: "શાનું?"

"તેય પાછું મારે કહેવાનું?"

"ત્યારે કહ્યા વગર શી ખબર પડે?"

"તમે આવ્યા હશો તે જાણ્યા કર્યા વગર?"

"મને તો છોટાભાઈ પરાણે ખેંચી લાવ્યા. આ બધી ધમાલ તો અહીં આવ્યા પછી જાણી."

"પણ હવે તો જાણી ને?"

"હા."

"એટલે વિચાર તો કર્યો હશે ને?"

"એમ એકદમ કંઈ કોઈને પૂછ્યા ગાછ્યા વગર હું હા પાડી દેઉં એવો છું? અહીંની જ વાત હોય અને તમને ન પૂછું એ બને?"

"છોડી તો જોઈ ને?"

"સાધારણ ઠીક છે. તમે શું કહો છો?"

"હું શું કહુ ? તમારી મરજીની વાત છે પણ...." ચુનીભાઈ અચકાયો.

"શું! શું?"

"નરેન્દ્ર ઘેર નથી, નહિ તો તમને જેવું હોત તેવું કહેત."

એની વાત તો પહેલાં થઇ ગઇ હતી. કન્યા સારી છે. ઘરમાં સંસ્કાર-કેળવણી છે, એટલું તો એ વિરોધી વાતાવરણમાંથી ય જાણી ચૂક્યા હતા. અને એ મળતી હોય તો એમને વિલંબ ખમવામાં શો વાંધો હતો? વિચારને અંતે એમણે પૂછ્યું: "ક્યારે આવવાના છે?"

"બે પાંચ દહાડે તો આવશેજ."

"ત્યારે તે પછી કહેજો."

"પણ ત્યાં સુધી અહીં બંધાઇ ન જતા."

"ના, ના, તે વિના અહીં મારૂં પોષણ થાય એવું લાગતું નથી."

"ના, કંઇ એટલું બધું ખરાબ નથી."

"ત્યારે એટલું બધુ સારૂં શું છે?"

"એ તો છોટાભાઇ જાણે."

"છો ને એ બધું મોટું દેખાડે, પણ હું ક્યાં સમજું એવો નથી?" અને એનો અંત લાવતાં ચુનીભાઇએ બૂમ પાડી: "પાણી લાવજો જોઇએ."

અવાજ સાભળી જાણે તૈયારજ હોય તેમ પંદર સત્તર વર્ષની યુવતી પોતાનું અંગ અને તેટલું સંકોચીને, મુખ ઉપર લજ્જાના ભાવસહ, લોટો મૂકીને પાણીના રેલાની માફક સરી ગઇ. અને એ એક ક્ષણમાં ય એનાં સંસ્કાર ને સૌન્દર્ય અછતાં ન રહ્યાં.

ઉપરથી ચુનીભાઇએ ઉમેર્યું: "આ જ નરેન્દ્રની બેન–ચંપા."

"એમ!" એ કન્યા પોતાના ઘરમાં આવે તો ઘર ઉજ્જળી નાખે, એવું કંઇક ચોકસી મુખ બંધ કરી બબડ્યા: "તમારાં આવતા પહેલાંજ મેં તેને અહીં બોલાવી હતી."

વેપારમાં હંમેશ પૈસાનો જ હિસાબ ગણતા અને જે ધંધામાં ચોખાભાર-નીય કિંમત છે તેવાને જ હાથ અડાડતા આ ચોકસીનું વેપારી મગજ એને જોઇ ક્ષણિક તો ભગાઇ ગયું કે કંકુ અને કન્યા મળતી હોય તો ય એ પુત્રવધૂ તરીકે સ્વીકારવા જેવી તો ખરી.

પોતાનું કામ સમાપ્ત થતાં ચુનીભાઇએ કહ્યું: "ચાલો, હવે ઉપર, છોટાભાઇ ઊંચા નીચા થતા હશે."

## ચાલો, આમાં તો ફાવ્યા

"તે એમ કંઇ એ ખૂણે વાત કરે, માટે હું એકદમ સંધાઇ એવા ક્યાં છું?" અને ઉપર જતા પહેલાં નરેન્દ્ર આવશે એટલે પોતે જાતે આવી જશે, એવું ચોક્કસ છતાં કોઇ જાતની હોના વિનાની વાત ચુનીભાઇએ કરી કામ પતાવ્યું.

બપોરે જમવા ઊઠતી વખતે લગભગ અર્ધું થએલું લાગતું કામ સાંજે એ વિદાય થયા ત્યારે કોઇ જાતની ચોક્કસ ખાતરી આપ્યા વગર, એ તો હું ઘેર બધાંની સંમતિ લેઇ જે તે બાબતનો સ્પષ્ટ ખુલાસો લખી જણાવીશ. એવી ગોળ ગોળ વાત કરી, ત્યારથી જ છોટાભાઇ સમજી ગયા કે એનું નામ કંઇ નહિ! આવાં કામ તે વળી કાગળપત્રથી થતાં હોય તો શું જોઇએ!

સણિયાદ, તા. કરજણ — ઈશ્વર પેટલીકર

---

## લગ્નોત્સવનો આનંદ

લગ્નનાં બંધન અને વિચ્છેદ માટે કેવળ કાયદાઓનો જ આધાર લેવો પડે એવી સ્થિતિ હજુ આપણે ત્યાં આવી નથી. આથી લગ્ન એ એક મોટા ઉત્સવનો પ્રસંગ બની રહે છે. એ ઉત્સવ જીવનવિગ્રહમાં કાયાને ઘસી નાખતા માણસ માટે ય પરમ આનંદનો અવસર બની રહે છે. એ આનંદ સ્વાભાવિક છે. જીવનમાં લગ્નોત્સવ એ એક પર્વ સમાન છે.

પરંતુ પ્રસંગની મહત્તાથી એ પુરવાર નથી થતું કે એમાં દોષો નથી અથવા એમાં સુધારાને અવકાશ નથી. આથી હાલના સામાજિક અને આર્થિક સંજોગો કેવા છે, ઉત્સવની ઊજવણી કેટલે અંશે ઐચ્છિક રહી છે, માનવ જીવને એથી સહ્ય બન્યું છે કે અસહ્ય, વગેરે અનેક મુદ્દાઓ ઉપર વિચાર કરવાની જરૂર ઊભી થઇ છે.

સામાજિક વ્યવહાર જ એવો છે કે તે ઐચ્છિક રહી શકે નહિ. જન્મતિથિ, પગારની બઢતી, વેપારમાં નફો, પરીક્ષા પાસ કરવી, વગેરે પ્રસંગો ઊભા કરી શિષ્ટ વર્ગમાં પરસ્પર જમણ આપવાનો હવે જાણે રિવાજ જ થઇ પડ્યો છે. પણ એમાં ઐચ્છિક તત્ત્વ કેટલું રહે છે? પોતે જેને ત્યાં જમ્યા હોય તેનાં નામ નોંધી રાખી લગભગ તેટલી જ વખત ગમે તેવાં નિમિત્ત ઊભાં કરી અથવા નિમિત્ત વગર જમણ આપવાં પડે છે. એમ ન થાય તો અંદરખાને વાત થાય એ પણ સામાન્ય છે. બસ, આ જ વાત મૂળે મરજીઆત, પણ

આજે લગભગ ફરજીઆત જેવા જ્ઞાતિભોજનના પ્રસંગોને લાગુ પડે છે. અહીં પૂર્વ આફ્રિકામાં નિમિત્ત ઊભાં કરીને કે પ્રસંગનિમિત્તે મોટાં ભોજન (નાનાં ભોજનો તો સાવ સામાન્ય છે) થાય છે અને તે આજે તો મરજીઆત છે, પણ માનવસ્વભાવ એવો છે કે જો આવા પ્રસંગો વધે તો આસ્તે આસ્તે આ ભોજનસમારંભો ફરજીઆત થઈ પડે. અહીંની કેટલીક જ્ઞાતિઓમાં તો ક્યારનું યે એમ બનવા પામ્યું છે.

સઘળા સામાજિક ઉત્સવોમાં ભોજનનો આનંદ સર્વોપરિ છે. આથી લગ્નોત્સવના આનંદમાં બીજા અનેકવિધ કાર્યક્રમો છતાં ભોજનાનંદ જ મુખ્ય છે. પાટીદારોમાં કેટલાંક વર્ષ પહેલાં લગ્નખર્ચના બોજામાં મુખ્ય રકમ ભોજનની ગણાતી. તે પછી તેમાં સુધારો થયો: જાનનો ત્રીજો દિવસ કપાયો અને જાનમાં ઓછાં માણસો લઈ જવાં એમ થયું. એટલે એ રકમ હવે મોટી રહી નથી. જોકે આ પરિસ્થિતિ પાટીદારનાં બાર ગામને લાગુ પડે છે, બીજા ગોળમાં જાનમાં હજુ યે ધાડાં લઈ જવાનું અને ગામમાં પણ ગામને કે ભાગને જમાડવાનું ચાલુ છે અને તે લગભગ ફરજીઆત છે.

પણ એ બોજામાં આ ભોજનની જ રકમ મુખ્ય છે એમ નથી. એમ હોત તો બાર ગામમાં કોઈ પ્રશ્ન જ ન હોત. બીજા ઘણા બોજા ગણાવવા બાકી રહે છે. સુધારકો માત્ર ભોજનના ખર્ચ સામે જ ઊહાપોહ મચાવે છે. સમાજના પીઢ અને પાકી વયના આગેવાનો, જેમાંના ઘણા તો સુધારકમાં પણ ખપે છે, તેઓ જાનમાં માત્ર ૩૦-૩૫ માણસને અને ગામમાં પણ પિત્રાઈઓને જ જમાડવાનું કહે છે; પણ ત્યારે પોતાને ફાયદો પડે તેવા ખર્ચ એના બદલામાં તેઓ કરાવે છે. અસમાન સંબંધ થાય તો પરઠણની મોટી રકમ અને સરખે સરખામાં પણ કપડાં અને દાગીના પ્રથમથી જ નક્કી કરવામાં આવે છે. ભોજનના સુધારાને અમલમાં મૂકવા છતાં આવાં ખર્ચ ખૂબ વધી ગયાં છે. આથી લગ્નખર્ચ ઘટવાને બદલે બે દશકા પહેલાં હતો તેથી યે બમણો અને ત્રણ ગણો થઈ ગયો છે. ત્યારે આ ઉત્સવ, જેમાં પિત્રાઈઓ, સગાં સંબંધીઓ, સ્ત્રીઓ અને બાળકો આનંદ લઈ રહ્યાં હોય છે, તેમાં કન્યાનાં માબાપને ભાગે તો હૈયાહોળી જ રહે છે!

પાટીદાર ઉપર સામાજિક બોજો ભારે છે. એના ઉપર જેવો બોજો પડે તેવો બોજો પ્રાણીઓમાં તો માત્ર ગધેડા ઉપર જ પડે છે! પણ હા, તેને ગધેડા સાથે સરખાવવાનો કોઈ મતલબ નથી. તે તો હાથીની માફક બાદશાહી સ્વભાવનો, અક્કલવાન અને ટેકીલો છે. એટલે તેને હાથી સાથે જ સરખાવીએ.

મહાકાય હાથી મદોન્મત્ત છે, માત્ર તેના કાનમાં મચ્છર ઘૂસી જાય તો જ હેરાન થાય! પાટીદારને પણ જો ધીરનાર (વાણિયો અથવા ગમે તે શરાફ) મળ્યો, એટલે એનું આવી બન્યું. હાથીની માફક જોરથી બરાડા પાડતો મરશે.

પાટીદારનાં ઘણાંખરાં ગામો એક બાપની પ્રજાથી વસેલાં છે. કુટુંબની મહત્તામાં અથવા કુળવાનમાં જો સાટું, ત્રેખડું, નાતરું ના થયું હોય તો ઊંચે આવવામાં તેને કોઈ નડતર આવતું નથી. બીજી જ્ઞાતિઓમાં કુલીનતા ભલે જોવાય, પણ ત્યાં પૈસો એ મુખ્ય ચીજ છે. પાટીદારને મન પૈસો એ કોઈ ચીજ નથી. એ તો આવે અને જાય, ગએલી આબરૂ પાછી આવતી નથી જ. કુલીન હોવા છતાં કોઈ ગરીબ છે, કોઈ તવંગર છે, પણ ખર્ચ કરવામાં સૌ સરખા છે. પ્રસંગ આવ્યે તે પોતાના સ્વભાવ ઉપર જવાના જ. સ્વમાની, જક્કી અને લીધું ખાધું લગભગ તેટલું જ અથવા બને તો વધારે પરત કરવાનો તેનો સ્વભાવ છે. આથી જ તેનાં અવસરખર્ચ મરજીઆત દેખાવા છતાં ફરજીઆત જેવાં છે. તે કરજના બોજામાં દટાએલો રહે છે. આથી વધતી જતી જીવનની જરૂરીઆતો અને ઘટતી જતી કમાણી તરફ જઈ રહેલાં સંતાનો અને બીજી તરફ બાપદાદાને ચીલે ચાલી તેમની પ્રતિષ્ઠા જાળવવા માટે મરી ફીટતાં તેનાં વડીલો વચ્ચે ઘર્ષણ ચાલી રહ્યાં છે. નવો યુવકવર્ગ વારસામાં જ કરજનો બોજો મળે અને જીવન જીવવા જેવું ન રહે, તે નથી ઇચ્છતો; પણ ત્યારે શું કરવું તે પણ તેને સૂઝતું નથી, એટલે કમને ચાલતું હોય એમ જ ચાલે છે.

આમ લગ્નોત્સવના ભેગી જ કરુણતા પણ વણાએલી છે. એ સ્થિતિ અવસરને દિવસે જ આવી પડે છે એમ નથી. વેવિશાળ શોધવામાં મહિનાઓ અને વર્ષો વીતી જાય છે. પરઠણ અને તે ન આપવાની હોય તો સરખે સરખામાં પણ કપડાં અને દાગીના બાબતમાં સામો પક્ષ હા પાડે ત્યાં સુધીની હદે નક્કી કરવામાં અથાગ મહેનત પડે છે અને નિષ્ફળતાઓ મળે છે, સ્વમાન ઘવાય છે અને ધક્કા ખાવા પડે છે, કહો કે જોડાનાં તળીઆં ઘસાઈ જાય ત્યાં સુધી સામાના ઉમરા ઘસવા પડે છે. કદીક હતાશ થઈ ખાવાનું પણ ભાવતું નથી; ગામ ઉપર ગામ, ખડકી ઉપર ખડકી અને ઘર પછી ઘરની તપાસ; ઊતરતું ગમતું નથી અને સારૂં મળતું નથી એ સ્થિતિ; દોડાદોડી, ઉજાગરા, ત્રાસ અને અંતે જે નિરાશા સહન કરવી પડે છે તે મહામહેનતે ગોઠવાએલા સારા યે ઉત્સવના આનંદનો ગ્રાસ કરી જાય છે. બંગાળના ભદ્રલોકમાં કન્યાપિતાના જે હાલ છે તેથી આપણા પાટીદારોમાં જરા યે ઊતરતા નથી.

વાચક, આવાં કન્યાનાં માબાપો અથવા વડીલો એક નહિ પણ અનેક તેં નથી જોયાં? મારી છેલ્લી સફરમાં (સં. ૧૯૯૨માં) મેં તો આવાં હૃદય-વિદારક દૃશ્યો અનેક વખત જોયાં છે. અને ત્યારે થાય છે કે જો આજની આવી પરિસ્થિતિ આખા ઉત્સવના આનંદને ભરખી જતી હોય અને તે ભરખે છેજ તો તેમાં અવશ્ય સુધારો થવો જોઇએ. લગ્નોત્સવની મહત્તા અને જીવનમાં તેની જરૂરીઆત સ્વીકારવા સાથે તેનાં કડવાં પરિણામો સામે આપણે આંખો બંધ ન કરી શકીએ.

પરંતુ ઉપાય શો છે? અને હોય તો-તે શા રીતે અમલમાં મૂકી શકાય?

લગ્નોત્સવનો આનંદ વર એને કન્યા બન્ને પક્ષે સમાન છે. બન્નેનાં વડીલો, પિતાઇઓ અને સગાંવહાલાં વિવાહ મહાલે છે. લગ્નસંસ્થા એ સમાજ-બંધારણનો વિભાગ છે, પણ તેથી લગ્નોત્સવના કાર્યક્રમોમાં સુધારો થાય તો એ બંધારણને જરાયે આંચ આવે તેમ નથી. એવો ભય બતાવનારા લગ્ન-સંસ્થાને સમજતાજ નથી. સુધારો લગ્નસંસ્થાને અને સમાજને નુકસાનકર્તા હોય તો તે સુધારો નથીજ, સ્વચ્છંદી અથવા મતલબી લોકોએ પીડામાં વધારેલી પીડાજ છે. હુક્કાને અને બીડીને બદલે સીગાર અને સીગારેટ વહેંચવાં, પાનને બદલે બીજાં પીણાં લાવવાં, પહેરવેશ નાજુક કરી નાખવા અને ઉઘાડે બરડે બેસવાની ગમને લીધે નેપકીન અને પંખા વહેંચવા, વગેરે નવા સુધારા ભણેલા યુવકવર્ગને હાથે થયા છે તે અફસોસની વાત છે. આ સુધારા અથવા બગાડ લગ્નોત્સવનો વિભાગ છે, પણ જ્યાં સીવીલ મેરેજ થાય, જ્યાં ગમે ત્યારે છૂટાછેડા કરવાનો હક હોય, વડીલોની સલાહ પણ ન લેવાય કે ઉત્સવ જેવું કંઇ ન હોય તો તેવા સુધારા આપણી લગ્નસંસ્થા ઉપરજ ઘા કરનારા છે. પણ છૂટાછેડા માટે જુદો લેખ ન લખતાં આટલુંજ લખીને બેસી રહું તો મારા ઉપર ઘણાનો ખોફ ઊતરે એમ છે, એટલે આ લેખમાળામાંજ બીજી વખત એ વિષય ઉપર લખીશ.

સવાલ આ છે કે લગ્નોત્સવનો બોજો કન્યાપક્ષને શિરેજ શા માટે?

ઉત્સવનો આનંદ તો બને પક્ષે સમાન છે. ગાયોની માફક કન્યાઓ પણ દાનમાં આપવાની એ સમય વહી ગયો છે. આ યુગમાં પણ કન્યાપક્ષ જ ઓશિયાળો રહે એવી સ્થિતિમાં ક્યાં સુધી નભાવીશું? સ્ત્રીસમાનતાની હદ કેટલી નક્કી કરશો? શા માટે બને પક્ષ લગ્નખર્ચમાં સમાન ભાગીદાર ન થવાં જોઇએ? જમણનો ખર્ચ ઓછો થઇ શકે તેમ છે, થવા લાગ્યો છે.